પ્રસિદ્ધકર્તા,
જયંતિલાલ મોરારજી મહેતા
મંત્રીઓ વતી
મુ. નડિયાદ.

નિબંધસંગ્રહ
મુદ્રક-આદિત્ય મુદ્રણાલય
[ગજાનન વિશ્વનાથ પાઠક.]
યુગાન્તર મુદ્રણાલય—નડિયાદ.
રામકૃષ્ણ મુદ્રણાલય—નડિયાદ.

અહેવાલસંગ્રહ
મુદ્રક-ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ
સોમાલાલ મગનદાસ શાહ
ઠે પાચકુવા ચાર રસ્તા, અમદાવાદ.

— રીપોર્ટની નકલો —
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ,
ઠે ગુ વ સોસાઇટી-અમદાવાદ,
પાસેથી મળી શકશે

# પ્રસ્તાવના

અનિવાર્ય કારણોને લીધે આ અહેવાલ અને નિબંધ સંગ્રહની પ્રસિદ્ધિને વિલંબ થયો છે. આ માટે અમે વાચનારાઓની માફી માગીએ છીએ

નવમી પરિષદની સ્થાનિક કારોબારી સમિતિના શરૂમા ચુટાયેલા પ્રમુખ પ્રસિદ્ધ ઇતિહાસ લેખક વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલ, શ્રી. મગનભાઈ ચતુરભાઇ પટેલ, પરિષદના કાર્યકર્તા મંત્રીઓ શ્રી. ઇન્દ્રશંકર જટાશંકર પંડયા, શ્રી ફુલચંદ બાપુજી શાહ અને શ્રી. ચંદુલાલ નંદલાલ દેસાઇના અવસાનની નોધ લેતા અમને બહુ ખેદ થાય છે શ્રી. ઇન્દ્રશંકર પંડયા અને શ્રી. ફુલચંદ શાહે નવમી પરિષદનો માણેક સ્તભ રોપ્યો હતો. એમનો ઉત્સાહ, કાર્યતન્મયતા અને સાહિત્ય પ્રીતિને અંગે બન્ને પરિષદો સફળ થઇ, એટલે એનુ ખરૂ માન, એ બન્ને સ્વર્ગસ્થ કાર્યકર્તાઓને ઘટે છે. પરિષદ મંદિરના આ શ્રદ્ધાળુ પૂજારીઓને અને અમારા સહકારીઓને અમે આટલા શબ્દોથી અંજલિ આપી કૃતાર્થ થવા ઇચ્છીએ છીએ.

ઘણા વર્ષોથી ગુંચાતા બધારણના પ્રશ્નનો ઉકેલ નડીઆદ દશમી પરિષદમા આવી ગયો. દશમી પરિષદના સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ દી બા. ચીમનલાલ નારાયણભાઇ મહેતાએ બંધારણની પૂર્વાપરતાનો અભ્યાસ કરી બંધારણનો એક ખરડો તૈયાર કર્યો હતો અને તે ખરડો બધારણ સમિતિએ સ્વીકાર્યો હતો પરિષદનું તથા સમેલનનું હયાત બધારણ બહુધા એ ખરડાને આભારી છે.

નવમી પરિષદના પ્રતિનિધિ સમૂહને અને મહેમાનોને સરદાર ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ તરફથી જમણ આપવામા આવ્યુ હતુ. અને તેમા છએ ઉપરાત મહેમાનોની હાજરી હતી. સિવાય રા. રા. ગોકુલભાઇ બાપુજીભાઇ દેસાઇ, શ્રીયુત અંબાલાલ બુલાખીરામ જાની, રા. રા ગીરધરદાસ મગળદાસ દેસાઈ, રા. રા ગોકળદાસ દ્વા તલાટી, રા. રા. દાદુભાઇ દેસાઈ, રા. સા. જનુભાઇ સૈયદ, રા રા ચન્દ્રશંકર પડ્યા, રા. સા. ત્રિકમલાલ પરીખ અને રા. રા. ઇશ્વરભાઈ વિઠ્ઠલભાઇ પટેલ વગેરે ગૃહસ્થોએ, તથા નડીઆદના જીલ્લાના વકીલ મડળે અને શિક્ષક ભાઇઓએ પરિષદના કાર્યમા અનાગ નવાગ જે મદદ આપી છે તેની અમે ઉપકારપૂર્વક નોધ લઇએ છીએ

ઓડીટર તરીકે શ્રી. અબાલાલ હીરાલાલ મોદી અને શ્રી ભોગીલાલ નાથાલાલ ચોકશીએ બન્ને પરિષદોનો હિસાબ તપાસવામા જે પરિશ્રમ લીધો છે તેનો ખાસ આભાર માનવામા આવે છે.

જે જે લેખક ભાઈઓએ મત્રીઓની માગણીથી પોતાના લેખો મોકલી આપ્યા તેમનો પણ ઉપકાર છે. જેમના લેખો સગ્રહમા છાપવાનું ન બની શકયુ હોય અથવા કાઇ ભૂલ રહી હોય તો તે ભાઈઓ અમને ક્ષમા કરશે એવી આશા છે.

અતમા પરિષદના સામાન્ય મત્રી રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે અને ભાઇ મયુખે આ અહેવાલ અને નિબધ સગ્રહ પ્રસિદ્ધ કરવામા સારી મદદ આપી અમારો બોજો ઓછો કર્યો છે.

જયંતિલાલ મોરારજી મહેતા
સુન્દરલાલ નાથાલાલ જોષી
મંત્રીઓવતી
નવમીં અને દશમી ગુજરાતી સાહિત્ય પરિષદ

# અનુક્રમણિકા

# નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્

સ્થાનિક કારોબારી સમિતિના

પ્રમુખ

સરદાર શ્રી ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ

સ્વાગત સમિતિના પ્રમુખ

શ્રી છગનલાલ હરિલાલ પંડયા

મંત્રીઓ.

રા. પરશુભાઇ વ્હાલાભાઇ શર્મા

રા. રમણીયરાય ગોવર્ધનરામ ત્રિપાઠી.

પ્રો વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

રા. કરીમભાઈ મહમદભાઇ માસ્તર.

સૌ વિનોદિની રમણલાલ યાજ્ઞિક.

રા. ઇંદ્રશંકર જટાશંકર પંડયા.

રા જયન્તીલાલ મોરારજી મહેતા.

રા. ફૂલચંદ બાપુજી શાહ.

રા ઠાકોરદાસ નાથાલાલ દેસાઇ.

રા ચંદુલાલ નંદલાલ દેસાઈ.

# સ્થાનિક કારોબારી સભા.

શ્રી નવમી ગુજરાતી સાહિત્ય પરિષદને અંગે નડિયાદના નાગરિકોની પ્રાથમિક જાહેર સભાએ ચૂંટેલી સ્થાનિક કારોબારી સભાની સભા* તા. ૫-૬-૧૯૨૬ ને દિવસે સાંજે ૭ વાગે શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલયના હૉલમાં સરદારશ્રી ગોપાળદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપદે મળી હતી. તે પ્રસંગે નીચેની જુદી જુદી સમિતિઓનો નિયોગ કરવામાં આવ્યો હતો.

## ૧ નિબંધ સમિતિ—

રા. મગનભાઇ ચતુરભાઈ પટેલ પ્રમુખ.

### અ પરિષદ મંડળની કાર્યવાહક સમિતિના અધિકારીઓ.

૧ રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ
૨ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
૩ રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા
૪ રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
૫ રા. મનહરરામ હરિહરરામ મહેતા
૬ રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા
૭ રા. મોતીચંદ ગીરધરચંદ કાપડીઆ
૮ રા. બ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી
૯ પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
૧૦ રા. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર
૧૧ રા. અંબાલાલ બુલાખીરામ જાની
૧૨ રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ
૧૩ રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી
૧૪ રા. માવજીભાઈ ગોવિન્દજી શેઠ
૧૫ રા. મહમદ સાદીક

### બ સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ તથા મંત્રીઓ.

રા. ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ પ્રમુખ.
ગ. પરશુભાઇ વ્હાલાભાઈ શર્મા
રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી
પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી
રા. કરીમભાઇ મહમદભાઈ માસ્તર
સૌ. વિનોદિની રમણલાલ યાજ્ઞિક
રા. ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા
રા. જયંતિલાલ મોરારજી મહેતા
રા. ફુલચંદ બાપુજી શાહ
રા. ઠાકોરદાસ નાથાભાઈ દેસાઈ
રા. ચંદુલાલ નંદલાલ દેસાઇ

### ક સ્થાનિક કારોબારી સભાએ ચૂંટેલા સભાસદો.

મો. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ
ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા
પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
પ્રો. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
રા. નિઝામુદ્દીન કુરેશી
રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ
ગ. મટુભાઈ હરગોવિન્દદાસ કાંટાવાળા
પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે
અ. રામનારાયણ વિશ્વનાથ પાઠક

## ૨ દ્રવ્ય સમિતિ—

રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટી પ્રમુખ.
રા. સા. દાદુભાઇ પુરૂષોત્તમદાસ દેસાઇ
રા. કાળીદાસ વાઘજીભાઇ દેસાઈ
રા. સા. ત્રીકમલાલ સાંકળચંદ પરિખ
રા. માણેકલાલ સુનિલાલ પરિખ
રા. કશીભાઈ લખાભાઇ પટેલ
રા. બહેચરદાસ મગનલાલ શાહ
રા. ત્રિભોવનદાસ મગનલાલ શાહ
રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા
ગ. કાસમભાઇ હસનભાઇ
ગ. મણિભાઈ છોટાભાઈ પટેલ
રા. મુકુન્દરાય હરસુખરાય પંડ્યા

---

* પરિશિષ્ટ ચ માં સ્થાનિક કારોબારી સભાના સભ્યોનાં નામ આપ્યાં છે.

### ૩ સરભરા સમિતિ—

રા.મા. દાદુભાઇ પુરૂષોત્તમદાસ દેસાઇ પ્રમુખ
રા. સા. ભગવાનદાસ ગિરિધરદાસ દેસાઈ
રા. જેહાભાઇ રણછોડભાઈ દેસાઇ
રા. વલ્લભભાઈ હાથીભાઇ દેસાઇ
રા. બટુકશંકર ગીરધરલાલ મહેતા
રા. પુરૂષોત્તમદાસ વલ્લભભાઇ પટેલ
રા. સા. ત્રીકમલાલ સાંકળચંદ પરિખ
રા. ઇસ્માઇલ રસુલ ગાંધી
રા. પ્રાણજીવનદાસ પુરૂષોત્તમદાસ દેસાઇ
ગ. સુંદરલાલ નાથાલાલ જોષી
રા. હરિપ્રસાદ છોટાલાલ કંથારિઆ
રા. નારણલાલ વાઘજીભાઇ પટેલ
ગ. મોહનલાલ કુંવરજી બ્રહ્મભટ
ગ. જેરામદાસ બહેચરદાસ દેસાઇ
રા. ગોકળદાસ લલ્લુભાઈ પારેખ
ગ. મોહનલાલ સાંકળચંદ દલાલ
રા. કાળીદાસ કલ્યાણભાઇ પટેલ
રા. મોતીભાઇ મુળજીભાઇ મહોળેલવાળા
શેઠ બાપુભાઈ મનોરદાસ
શેઠ રામનારાયણ અચરતલાલ
શેઠ કૌશિકભાઇ ચંદુલાલ
રા. જસભાઇ મકનદાસ પટેલ

### ૪ મનોરંજન સમિતિ—

રા. ફુલચંદ ઝવેરદાસ શાહ પ્રમુખ.
ગ. જેરામદાસ બહેચરદાસ દેસાઈ
રા. મેનકલાલ રતનલાલ વકીલ
રા. બટુકશંકર ગીરધરલાલ મહેતા
ગ. મણિશંકર પ્રભાશંકર વૈદ
રા. ગોપાલદાસ નંદલાલ અધ્યારૂ
રા. બાપુભાઇ ફુલચંદ શાહ
રા. રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ
રા. ગોવિન્દભાઇ ભાઈલાલભાઈ પટેલ
રા. પરમાનંદ હરિદાસ દેસાઇ
ગ. જયપ્રસાદ મોહનલાલ મહેતા
રા. અમીરમીઆ એ. સૈયદ

**સ્ત્રી વિભાગ.**

સૌ. મંજુલા ગોવિન્દભાઇ દેસાઇ
સૌ. અવન્તિકા રવિશંકર આચાર્ય
સૌ. સુધા ચંદ્રશંકર પંડયા
સૌ. રસિકગૌરી ભાનુશંકર યાજ્ઞિક
સૌ. રાજકુંવર પરષુભાઇ શર્મા
ગં. સ્વ. શાન્તાબ્હેન મગનલાલ
ગં. સ્વ. રૂક્ષ્મણીબ્હેન
ગં. સ્વ. લલિતાબ્હેન શામરાવ
ગં. સ્વ. વિમળાબ્હેન મગનલાલ પંડયા

### ૫ પ્રકાશન સમિતિ—

| | |
|---|---|
| રા. અંબાલાલ બુલાખીરામ જાની | મુંબઈ પ્રમુખ. |
| ગ. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી | અમદાવાદ |
| રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા | વડોદરા |
| પ્રો. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ભાવનગર |
| રા. જયંતીલાલ હાથીભાઈ અમીન | મુંબઇ |
| રા. રતિલાલ નારણદાસ ગામી રંગવાળા | દીલ્હી |
| ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા | આગ્રા |
| રા. નવનીધરાય ગોકળદાસ તલાટી | કાનપુર |
| રા. પુરૂષોત્તમદાસ ત્રિભુવનદાસ શાહ | કલકત્તા |
| રા. ગોકળદાસ મગનલાલ શાહ | કરાચી |
| રા. રમણલાલ ગોરધનદાસ દેસાઈ | રંગુન |
| રા. છોટાભાઇ મીઠાભાઈ દેસાઈ | પૂના |
| રા. નરસિંહભાઈ ઇશ્વરભાઇ પટેલ | આણંદ |
| રા. ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ | કંપાલા |
| ગ. જશભાઇ છોટાભાઇ પટેલ બેરીસ્ટર | કંપાલા |
| રા. કનુભાઇ અંબાભાઇ દેસાઇ | જરીઆ |

**૬ પ્રદર્શન સમિતિ—**

રા. મનસુખલાલ ઝવેરભાઇ પંડ્યા પ્રમુખ
રા. અંબાલાલ બુલાખીરામ જાની
રા. ફુલચંદ ઝવેરદાસ શાહ
રા. બાલુભાઇ ફુલચંદ શાહ
રા. નારણભાઈ વાઘજીભાઇ પટેલ
રા. નરહરિ કરૂણારામ દેસાઇ
ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા
રા. ડાહ્યાભાઇ હાથીભાઇ પટેલ
રા. મૂલચંદ જે. ફોટોગ્રાફર
રા. ફુલાભાઈ શામળભાઇ પટેલ
રા. શંકરલાલ હરિલાલ શુકલ
રા. બહેચરદાસ મગનલાલ શાહ
રા. વિઠ્ઠલભાઈ તુલસીભાઈ દેસાઈ
રા. પોપટલાલ ઝવેરશંકર યાજ્ઞિક

**સ્ત્રી વિભાગ.**

સૌ. સમજુબા ગોવિન્દભાઈ દેસાઈ
„ અવન્તિકા રવિશંકર આચાર્ય
„ રસિકગૌરી ભાનુશંકર યાજ્ઞિક
„ સુધા ચંદ્રશંકર પંડ્યા
„ રાજકુંવર પરધુભાઇ શર્મા
„ ચંચળબ્હેન કરીમભાઈ મહમદભાઈ
„ અંબાબ્હેન ફુલચંદ શાહ

**૭ વ્યવસ્થાપક સમિતિ—**

ગ. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા પ્રમુખ
ગ. સા. દાદુભાઇ પુરૂષોત્તમદાસ દેસાઈ
રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટી
ગ. સા. ત્રીકમલાલ સાંકળચંદ પરિખ
રા. માણેકલાલ ચુનીલાલ પરિખ
રા. પ્રહ્લાદજી ચંદ્રશેખર દીવાનજી.
રા. કાસમભાઈ હસનભાઈ
રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ
રા. પ્રભુદાસ હરિદાસ દેસાઈ
રા. ગોવીંદભાઇ ભાઇલાલભાઇ પટેલ.
રા. ફુલચંદ ઝવેરદાસ શાહ
રા. શંકરલાલ હરિલાલ શુકલ
રા. જેઠાભાઈ રણછોડભાઈ દેસાઇ
રા. કશીભાઇ લખાભાઈ પટેલ
રા. સુંદરલાલ નાથાલાલ જોશી
રા. જનુભાઇ અચરતલાલ સૈયદ
રા. સા. ભગવાનદાસ ગિરિધરદાસ દેસાઇ
રા. જયરામદાસ બહેચરદાસ દેસાઇ
રા. રાવજીભાઈ મીઠાભાઈ દેસાઈ

**૮ ઠરાવ સમિતિ—**

ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા પ્રમુખ.
રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા
ગ. અંબાલાલ બુલાખીરામ જાની
રા. મુળજીભાઇ ચતુરભાઈ પટેલ
ગ. મોતીલાલ રવિશંકર ઘોડા

**૯ સ્વયંસેવક સમિતિ—**

રા. રાવજીભાઈ ચતુરભાઇ પટેલ
રા. મુળજી બીમેજી બારડ
રા. ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યા

## સ્થાનિક કારોબારી સભાની બીજી સભા.

સ્થાનિક કારોબારી સભાની બીજી સભા તા. ૩૦–૧૦–૧૯૨૬ ને દિવસે મળી હતી. તે પ્રસંગે સ્વાગત સમિતિની રચના તેમજ વિભાગો વિષે વિચાર કરવામા આવ્યો હતો. અને નીચેના અગત્યના ઠરાવો થયા હતાઃ—

### ઠરાવો.

૧ "સ્થાનિક કારોબારી સભાની આ સભા ઠરાવ કરે છે કે આ નવમી ગુજરાતી સાહિત્ય–પરિષદ્‌ને અંગે 'સત્કાર મંડળ' યોજવું, અને સમસ્ત ચરોતરના વતનીઓ અને વાસીઓને ત્હેના સભાસદ થવા આમંત્રણ કરવું. સભાસદનું લવાજમ રૂ. ૫) રાખવું."

૨ "સ્થાનિક કારોબારી સભાની આ સભા ઠરાવ કરે છે કે આ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નું કાર્ય વિભાગો કરીને કરવું, અને તે માટે (૧) સાહિત્ય–વિભાગ, (૨) ઇતિહાસ–વિભાગ, (૩) ધર્મ અને તત્ત્વચિન્તન વિભાગ, (૪) વિજ્ઞાન–વિભાગ અને (૫) અર્થશાસ્ત્ર–વિભાગ એમ પાંચ વિભાગ રાખવા.

# સ્થાનિક કારોબારી સભાની ત્રીજી બેઠક.

સ્થાનિક કારોબારી સભાની ત્રીજી બેઠક તા. ૨૭-૧૨-૧૯૨૬ ને રોજ સાંજે ૬ વાગે સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઇ ધનજીભાઇ પટેલના અવસાન માટે શોક પ્રદર્શિત કરવા તેમજ તેમની જગ્યાએ કારોબારી સભાના નવા પ્રમુખની ચૂંટણી માટે મળી હતી. તેમાં નીચેના ઠરાવો થયા હતાઃ—

## ઠરાવો.

૧-(અ) નવમી ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાનિક કારોબારી સભાની આ સભા પોતાના પ્રમુખ શ્રીયુત્ વિઠ્ઠલભાઇ ધનજીભાઇ પટેલના અવસાન માટે પોતાનો શોક પ્રગટ કરે છે. તેમના જવાથી નડિયાદે સાહિત્યના તથા શિક્ષણના પ્રદેશોમા રસ લેનાર અને કાર્ય કરનાર એક વિદ્વાન ગુમાવ્યો છે એમ પોતાની માન્યતા જાહેર કરે છે અને તેમના કુટુંબીઓ પ્રતિ પોતાનો સમભાવ પ્રદર્શિત કરે છે.

(બ) ઉપરનો ઠરાવ સદ્ગતના કુટુંબ ઉપર મોકલી આપવા પ્રમુખને સત્તા આપે છે.

૨ તા. ૩-૬-૨૬ની સભામા થયેલી અધિકારીઓની ચૂંટણીનો સ્વીકાર કરવામા આવે છે.

૩ રા. ગોપાળદાસ વિહારીદાસ દેસાઇનો સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ તરીકે નિયોગ કરવામા આવે છે.

૪ નીચેના ગૃહસ્થોને કારોબારી સભાના સભાસદ તરીકે સ્વીકારવામા આવે છે.

તા. ૮-૧-૨૮ના રોજ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાનિક કારોબારી સભાની એક બેઠક સભાના પ્રમુખ **દેસાઇ ગોપાળદાસ વિહારીદાસના** પ્રમુખપદે મળી હતી; તે પ્રસંગે નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧ લો—**

ગુજરાતી સાહિત્ય પરિષદનું નવમુ અધિવેશન શુક્રવાર, તા. ૪-૫-૨૮, શનિવાર તા ૫-૫-૨૮ અને રવિવાર તા. ૬-૫-૨૮ એ ત્રણ દિવસોએ કરવું. કોઇ કારણથી તારીખોમા ફેરફાર કરવાની જરૂર હશે તો તે નીચેના ગૃહસ્થોની સમિતિ કરી શકશે.

રા ગોપાળદાસ વિહારીદાસ દેસાઈ
રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા
રા. ફૂલચંદ બાપુજી શાહ
રા. ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા
રા જયંતીલાલ મોરારજી મહેતા
રા. સુંદરલાલ નાથાલાલ જોશી

**ઠરાવ ૨ જો—**

રા. સન્મુખલાલ ઝવેરભાઈ પંડ્યાનું પ્રદર્શન સમિતિના પ્રમુખપદનું રાજીનામુ આવ્યુ છે તે સભા સ્વીકારે છે અને તેમને સ્થાને યોગ્ય ગૃહસ્થની નીમણૂક કરવાની સત્તા નીચેના ગૃહસ્થોની સમિતિને સોપે છે.

રા. ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા
રા. ફૂલચંદ બાપુજી શાહ
રા. જયંતીલાલ મોરારજી મહેતા
રા. ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા
રા. સુંદરલાલ નાથાલાલ જોશી

**ઠરાવ ૩ જો—**

રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકનું અને રા. મૂળશંકર યાજ્ઞિકનું એમ બે ગૃહસ્થોનાં સ્થાનિક કારોબારી સભાના સભાસદ તરીકેના રાજીનામાં આવ્યાં છે તે સભા સ્વીકારે છે અને હવે પછીથી કોઇ સભાસદનુ રાજીનામુ આવે તે સ્વીકારવાની મત્તા પ્રમુખને આપે છે.

**ઠરાવ ૪ થો—**

સાહિત્ય પરિષદ્‌ની કાર્યવાહક સમિતિના મંત્રીઓ સ્થાનિક કારોબારી સભાએ નીમેલી ઉપસમિતિઓના સભ્યો ગણાશે

**ઠરાવ ૫ મો—**

સ્થાનિક કારોબારી સભાના નીચેના સભ્યોના અવસાન માટે આ સભા દિલગીરી જાહેર કરે છે.

રા. ચુનીલાલ દામોદરદાસ ગાંધી
રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક
રા. છોટાલાલ ઝવેરીલાલ મહેતા
રા. રતિપતિરામ ઉદયરામ પંડ્યા

આ ઠરાવને યોગ્ય સ્થળે મોકલવાની મત્તા આ સભા પ્રમુખને આપે છે.

**ઠરાવ ૬ ઠ્ઠો—**

સ્થાનિક કારોબારી સભાની એક સભા મંત્રીઓએ તા. ૧૨ મી ફેબ્રુઆરીએ બોલાવવી અને તે વખતે ઉપસમિતિઓએ શું કાર્ય કર્યું છે તેનો અહેવાલ મંત્રીઓએ રજુ કરવો.

## સ્થાનિક કારોબારી સભાની ચોથી બેઠક.

કારોબારી સભાની ચોથી બેઠક તા. ૨૬-૨-૨૮ના રોજ બપોરના ત્રણ વાગે શ્રીડાહીલક્ષ્મી પુસ્તકશાળાના હોલમા શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાના પ્રમુખપદે મળી હતી. તેમા નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

"આ પરિષદ્‌ના એક મંત્રી રા. ચંદુલાલ નંદલાલ દેસાઇના અવસાન માટે સ્થાનિક કારોબારી સભાની આ સભા દિલગીરી જાહેર કરે છે અને તેઓએ મંત્રી તરીકે તથા પોતાના પત્ર 'જન્મભૂમિ' દ્વારા પરિષદ્‌ની શરૂઆતથીજ સેવા બજાવી છે તેની આભારપૂર્વક નોંધ લે છે.

અત્યાર સુધીમા થયેલા કાર્યનો અહેવાલ મંત્રીઓ તરફથી રજુ કરવામા આવ્યો તે મંજુર કરવામાં આવે છે.

સ્થાનિક કારોબારી સભાના સભ્યોમા વધારાની નીમણુંક કરવાની મત્તા કારોબારી સભાના પ્રમુખને આપવામા આવે છે.

## સાહિત્ય પરિષદ્‌ની તારીખ બદલી.

નડીઆદમા મે માસની તા. ૪-૫-૬ ના રોજ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્

ભરાવાની હતી. પરન્તુ તે તારીખો પરિષદ્‌ના પ્રમુખશ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવને અનુકૂળ ન હોવાથી તા. ૨૭–૨૮–૨૯ મે ના રોજ ભરાવાનું નક્કી થયું છે.

લી. સેવક,
ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા
મંત્રીઓવતી

નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની તારીખોમાં ફેરફાર કરવાની જરૂર પડે તો તે પ્રમાણે કરવા સ્થાનિક કારોબારી સભાએ નીમેલી ઉપસમિતિની એક બેઠક તા. ૧૪–૪–૨૮ ને રોજ રા. ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યાને ત્યાં મળી હતી. તેમાં નીચે પ્રમાણે સભ્યો હાજર હતા:—

રા. ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા
રા. ફૂલચંદ બાપુજી શાહ
રા. સુંદરલાલ નાથાલાલ જોષી
રા. જયંતીલાલ મોરારજી મહેતા

શરૂઆતમા રા. ફૂલચંદે જણાવ્યું કે નડીઆદ ખાતે ઉનાળાના દિવસોમા સાહિત્ય પરિષદ્ ભરાય તે ગુજરાતના ઘણા સાક્ષરોને પ્રતિકૂળ છે. તેમ તે માટે કેટલાક પત્રો આવ્યા છે. વળી મુંબાઈમા વસતા સાહિત્ય પરિષદ્‌ના કાર્યવાહકોએ સાહિત્ય પરિષદ્‌ના મંત્રી રા. જયંતીલાલને આ સંબંધે ચર્ચા કરવા તાકીદે બોલાવ્યાં હતા અને તા. ૧૦ મીએ મુંબાઇમા રા. ચંદ્રશંકર પંડ્યાને ત્યા સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ રા. ગોપાલદાસ વિહારીદાસ દેસાઈ, શ્રીયુત મુનશી અને પરિષદ્‌ના બીજા કાર્યકર્તાઓ રા. અંબાલાલ બુલાખીરામ જાની, રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, રા. જયંતીલાલ મોરારજી મહેતા, રા. પરશુભાઇ વ્હાલાભાઈ શર્મા, રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, એકત્ર થયા હતા અને તેઓએ પણ પરસ્પર ચર્ચા પછી વિદ્વાન વર્ગને તેમજ સામાન્ય રીતે સર્વને અનુકૂળ પડે એટલા માટે ઓક્ટોમ્બર માસમા સાહિત્ય પરિષદ્ ભરવાનો પોતાનો અભિપ્રાય આપ્યો હતો. વળી પ્રમુખ સાહેબે પણ સર્વને અનુકૂળ પડે તે માટે દિવસોમા ફેરફાર કરવા સૂચના કરી હતી અને તે સંબંધમા સભા સમક્ષ નીચેનો ઠરાવ રજુ થયો હતો અને તે સર્વાનુમતે મંજુર કરવામા આવ્યો હતો—

## ઠરાવ.

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના નવમા સંમેલન માટે ચાલુ વર્ષના મે માસની તા. ૨૭–૨૮–૨૯ નક્કી કરવામા આવી હતી. પરંતુ નડીઆદમા એ દિવસોમા અત્યંત ગરમી હોવાના સબબે અનેક સ્થળેથી ફરીઆદ આવવાથી સ્થાનિક કારોબારી સભાએ નીમેલી આ ઉપસમિતિ ઠરાવ કરે છે કે ચાલુ વર્ષના ઓક્ટોબર માસની તા. ૨૮–૨૯–૩૦ રવિ, સોમ અને મંગળ એ દિવસોએ પરિષદ્ ભરવી.

ન. ગુ. સા. પરિષદ્‌ની સ્થાનિક કારોબારી સમિતિમા પરિષદ્‌ની તારીખ ફેરવવા સંબંધી જે ઠરાવ થયો હતો તે ઠરાવ અનુસાર તા. ૨૭–૯–૨૮ ને રોજ નીચે પ્રમાણે ઠરાવ કરવામા આવ્યો હતો.

## ઠરાવ.

તા. ૨૯, ઓક્ટોબરે મુબાઇની હાઇકોર્ટ ઉઘડતી હોવાથી કેટલાક ગૃહસ્થાને પારષદ્‌ના દિવસો અનુકૂળ નહિ હોવાથી તેમાં બે દિવસનો ફેરફાર કરી ઓક્ટોબર માસની તા. ૨૬, ૨૭, ૨૮ ના રોજ પરિષદ્ ભરવામાં આવશે.

# સ્થાનક કારોબારી સભાની ઉપસમિતિઓ.

## નિબંધ સમિતિ.

નિબંધ સમિતિની પહેલી સભા તા. ૨૮–૫–૨૭ ને રોજ મળી હતી. સભાના પ્રમુખ શ્રી. મગનભાઈ ચતુરભાઇ પટેલ હાજર નહિ હોવાથી સભાનું પ્રમુખસ્થાન શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીને આપવામાં આવ્યું હતું અને નિબંધ સમિતિના પ્રમુખની સહીથી નિબંધો માટેનાં આમંત્રણ મોકલવાનું કાર્ય તેમજ નિબંધો માટેના વિષયોની એક માર્ગદર્શક યાદી તૈયાર કરવાનું કાર્ય એક ઉપસમિતિને સોંપવામાં આવ્યું હતું. તે ઉપસમિતિમા નીચે પ્રમાણે સભ્યો હતા.

શ્રી. મગનભાઇ ચતુરભાઇ પટેલ
શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી
શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા
શ્રી. વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી
પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી
ર. કરીમભાઇ મહંમદભાઇ માસ્તર
શ્રી. જયંતીલાલ મોરારજી મહેતા
ડૉ. કાન્તીલાલ છગનલાલ પંડ્યા
પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે
પ્રો. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
રા. ફૂલચંદ વિઠ્ઠલદાસ શાહ

નિબંધ સમિતિએ નીચે પ્રમાણે આમંત્રણપત્રિકા કાઢી હતી.

### આમંત્રણપત્રિકા.

મહાશય,

આપને વિદિત તો હશે કે "ગુજરાતી સાહિત્ય પરિષદ્" નું નવમું સંમેલન ઑક્ટોબર માસના આખરના દિવસોમા દીવાળીની રજાના અરસામાં થનાર છે. સાહિત્ય પરિષદ્નાં સંમેલનોની સફલતાની એક મુખ્ય કસોટી તે સંમેલનો સમક્ષ રજુ થતા નિબન્ધો છે. ગુજરાતના વિચારશીલ અને અભ્યાસશીલ વિદ્વાનો અને લેખકો પોતાનાથી બની શકે તેટલો પરિશ્રમ લઇ ઉંચી ભૂમિકાના નિબન્ધો લખવાનો પોતાનો ધર્મ સમજે તો જ પરિષદ્‌ને યોગ્ય નિબન્ધો સંતોષકારક સંખ્યામાં મળી શકે. માટે આપને નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ છે કે આપ આપની પોતાની ઇચ્છાનુસાર નિબન્ધ **ઑગસ્ટ માસની આખર સુધીમાં** વ્હેલામા વ્હેલો મોકલી અમ્હારા કાર્યને ઉત્તેજીત કરશો.

સ્થાનિક કારોબારી સભાના તા. ૩૦–૧૦–૧૯૨૬ ના ઠરાવ પ્રમાણે પરિષદ્‌નું કાર્ય પાંચ વિભાગમા થશેઃ (૧) સાહિત્ય, (૨) ઇતિહાસ, (૩) વિજ્ઞાન, (૪) ધર્મ અને તત્ત્વચિન્તન અને (૫) અર્થશાસ્ત્ર. આ પાંચમાંથી જે વિભાગનો નિબન્ધ આપ લખી મોકલવાનું પસંદ કરો ત્હેમાં લખી મોકલશો. આપ કયા વિષય ઉપર લખશો તે લખી જણાવશો તો આભાર થશે.

મગનભાઇ ચતુરભાઈ પટેલ.
પ્રમુખ.



સરદાર ગોપાળદાસ વિહારીદાસ દેસાઈ
પ્રમુખ, સ્થાનિક કાર્યવાહી સમિતિ
નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ

સમિતિની બીજી સભા તા. ૧૦-૨-૨૮ ને રોજ મળી હતી, અને તે સભામાં અત્યાર સુધીમાં આવેલા નિબંધોની વ્યવસ્થા કરવાનું તેમજ પ્રો. બળવંતરાય ઠાકોરનું નિબંધ સમિતિના સભ્ય તરીકેનું રાજીનામું પાસ કરવામાં આવ્યું હતું. આવેલા નિબંધો પૈકી વર્ગણીવાર નિબંધો શ્રી મગનભાઇ ચતુરભાઇ પટેલ, શ્રી અંબાલાલ બુલાખીરામ જાની, ડૉ. કાન્તીલાલ છગનલાલ પંડ્યા, શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ અને શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ તપાસ્યા હતા.

## સ્વયંસેવક સમિતિ.

સ્વયંસેવક સમિતિનું કાર્ય રા. રાવજીભાઇ ચતુરભાઈ પટેલ, રા. મૂળજી ભીમજી બારડ અને રા. ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યાને સોંપાયું હતું. આ સમિતિએ પરિષદના સંમેલન અગાઉ થોડા દિવસો પહેલાં એક જાહેર વિજ્ઞાપન પ્રસિદ્ધ કરી ખેડા જીલ્લાના વ્યાયામ મંદિરોમાં મોકલ્યા હતા તેમાં સ્વયંસેવકોની યોગ્યતા, એમનો દરજ્જો, એમને કામ કરવાના વિભાગો, સ્વયંસેવકે ધ્યાનમા રાખવા જેવી બાબતો, સ્વયંસેવકને આપવામા આવનારી સગવડો વગેરેનો વીગતવાર ઉલ્લેખ કર્યો હતો. બહારગામના અને સ્થાનિક મળીને લગભગ ૧૦૦ સ્વયંસેવકોએ પરિષદ્‌ને પોતાની સેવા અર્પણ કરી હતી. મંડપ શણગારવાનુ કાર્ય, મ્હેમાનોનો સવાર સાંજ સ્ટેશન ઉપર સત્કાર કરવાનુ કાર્ય, પરિષદના દિવસોમા બદોબસ્ત જાળવવાનું કાર્ય, પોતાના નાયકોની આગેવાની નીચે સ્વયંસેવકોએ યથાર્થ બજાવ્યુ હતુ.

## મનોરંજન સમિતિ.

મનોરંજન સમિતિનું તમામ કાર્ય કવિ ચિત્રકાર શ્રી ફુલચંદ ઝવેરદાસ શાહે એકલે હાથે લઇ સાંગોપાંગ પાર ઉતાર્યું હતુ એમ કહીએ તો ચાલે. પરિષદ્‌ના દિવસોમા તેમણે સ્વરચિત આખ્યાનો જૂદે જૂદે સમયે અને સ્થળે કર્યાં હતા અને એમની એ પ્રવૃત્તિથી પરિષદ્‌નો મનોરંજન વિભાગ સફળ થયો હતો. પોતાના આખ્યાનો ઉપરાત કવિશ્રીએ ગરબા, સંગીત, કોન્સર્ટ, વાદ્ય પ્રયોગો, લોકકથા અને ભજન મંડળી, રાસ તથા હરિકીર્તન, ચિત્રકલાદર્શન, મેજીક લેન્ટર્ન વગેરેની વ્યવસ્થા રાખી હતી. આ વિભાગમા બહારગામથી આવેલા "શારદા"ના તંત્રી શ્રી ગોકુળદાસ રાયચુરા, ગઢવી મેઘાણંદ, સત્યાગ્રહ આશ્રમના સંગીતશાસ્ત્રી પ્રો. ખરે, ચરચરીછંદથી જાણીતા થયેલા કવિ માવદાનજી વગેરેએ ચાદનીમાં લોકસમૂહને લોકવાર્તા અને કાવ્યોથી રંજિત કર્યો હતો. પરિષદ્‌નો મનોરંજન વિભાગ એ પરિષદ્‌નું વિશિષ્ટ આકર્ષણ હતુ.

## દ્રવ્ય સમિતિ.

પરિષદ્‌ને માટે દ્રવ્ય એકત્ર કરવાને સારૂ તળ નડિયાદમાથી અને બહારગામથી સભાસદો નોંધી અનતો શ્રમ કરવા શ્રી ગોકળદાસ દ્વારકાદાસ તલાટીના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમાઈ હતી. અને એ માટે જીલ્લાના દરેક તાલુકામા અને ખંભાત, પેટલાદ, ભાદરણ, વડોદરા વગેરે સ્થળોમાં પ્રચારકાર્ય કરવાનું કામ હાથ ધરવામા આવ્યુ હતું. પરંતુ રેલસંકટને અંગે જીલ્લા તરફથી જોઇએ તેવો આર્થિક ટેકો મળ્યો ન હતો. એટલે શ્રી ગોકળદાસ તલાટી, શ્રી ફુલચંદ બાપુજી શાહ, શ્રી જયંતીલાલ મોરારજી મહેતા, શ્રી હરિપ્રસાદ છોટાલાલ કંથારિયા અને શ્રી સુન્દરલાલ નાથાલાલ જોષી મુબાઇ ગયા હતા. મુબાઇમાં રા. સા. દાદુભાઇ પુરૂષોત્તમદાસ દેસાઇ, શ્રી અંબાલાલ બુલાખીરામ જાની, શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, શ્રી પરશુભાઈ વ્હાલાભાઈ શર્મા, શ્રી. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી વગેરેએ નાણા એકત્ર કરવામા ખૂબ મદદ આપી હતી. આ લખતા ખાસ કરીને નડિયાદ નિવાસી ભાઇ ઈશ્વરભાઇ વિઠ્ઠલભાઇ

પટેલે અને વીરસદવાસી રા. શંકરભાઈ અમીન સોલીસીટરે નાણાં ઉઘરાવવામાં જે મદદ આપી છે તે જરૂર ઉલ્લેખનીય છે. તેમજ દિલ્હી, કાનપુર, અમદાવાદ વગેરે સ્થળોએથી પણ ચરોતરવાસી ભાઈઓએ યથાશક્તિ ફાળો મોકલી આપ્યો હતો. દ્રવ્ય સમિતિએ આશ્રયદાતા અને સહાયકનો વર્ગ જુદો પાડયો હતો. અને એ વર્ગમાં ઘણા ગૃહસ્થોએ પોતાનાં નામ નોંધાવ્યાં હતા. આ બધા નામો એમણે ભરેલી રકમો સાથે પાછળ આપવામાં આવ્યાં છે.

## સરભરા સમિતિ.

સરભરા સમિતિનું કામકાજ રા. સા. દાદુભાઇ દેસાઇના પ્રમુખપદે નીમાયેલી સમિતિએ સંભાળી લીધું હતું. અને મ્હેમાનોનો સત્કાર કરવાનું કાર્ય રા. પ્રાણજીવન દેસાઇને તથા સામાન્ય રસોડાનું કાર્ય તથા ઉતારાનું કામ રા. ડાહ્યાભાઇ હાથીભાઈ પટેલ, રા. નારણભાઇ વાઘજીભાઇ પટેલ, શ્રી ફૂલાભાઇ રામળભાઈ પટેલ, શ્રી સુન્દરલાલ નાથાલાલ જોષી અને શ્રી શંકરભાઈ ત્રિકમભાઈ પટેલની સમિતિને સોંપાયું હતું. રા. ડાહ્યાભાઈ પટેલ તથા રા. નારણભાઇ પટેલે આ સમિતિના મંત્રીઓ તરીકે કામ કર્યું હતું. તેમણે આગંતુક મહેમાનો માટે ઉતારાની જૂદી જૂદી ગોઠવણ કરી હતી. ઉતારા માટે દિ. બ. ચિમનલાલ નારણભાઇ મહેતાએ, રા. સા. દાદુભાઇએ, સરદાર શ્રી ગોપાળદાસ વિહારીદાસ દેસાઇએ, શ્રી. નારણલાલ સોલીસીટરે તેમજ બીજા ગૃહસ્થોએ પોતાનાં મકાનોમાં સગવડ કરી આપી સરભરા સમિતિને ઘણી મદદ કરી હતી. શ્રી. સંતરામ મંદિરમા રસોડાની ગોઠવણ કરવામા આવી હતી. અને મંદિરના મહારાજશ્રી તરફથી તો જોઇતી તમામ પ્રકારની સગવડ સમિતિને મળી હતી.

## વ્યવસ્થાપક સમિતિ.

વ્યવસ્થાપક સમિતિની પહેલી સભા તા. ૨૬ મી મે ૧૯૨૭ ને દિવસે શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયાના પ્રમુખપદે મળી હતી. તેમાં આજસુધીનો હિસાબ મંજુર કરવામાં આવ્યો હતો. તથા પરિષદને અંગે આશ્રયદાતા અને સહાયક એવા બે વર્ગ પાડવામાં આવ્યા હતા. વ્ય. સમિતિની બીજી સભા તા. ૧૮ મી જુલાઈ ૧૯૨૭ ને દિવસે મળી હતી અને તેમાં પરિષદનું કામ શી રીતે આગળ વધારવું તથા પ્રચારકાર્ય કરવાની યોજના કરવા સંબંધમા વિચાર કરવાને મળી હતી. ત્રીજી સભા ૧-૧૦-૨૮ ને રોજ મળી હતી. તેમાં હિસાબ મંજુર કરી પરિષદની કાર્યવાહી આગળ વધારવાનો વિચાર કરવામા આવ્યો હતો. વ્ય. સમિતિની ચોથી સભા તા. ૬-૧૦-૨૮ ને રોજ મળી હતી, અને તેમાં પરિષદનો મંડપ બાંધવાનુ અને તેનો કોન્ટ્રેક્ટ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. તથા પરિષદને અંગે વિદ્વાનોને તેમજ સંભાવિત ગૃહસ્થોને સત્કાર મંડળના પ્રમુખના નામથી આમંત્રણ આપવાનો નિશ્ચય કરવામા આવ્યો હતો. વ્ય. સમિતિની પાંચમી બેઠક ૧૬-૧૦-૨૮ ને દિવસે મળી હતી. અને તેની છઠ્ઠી બેઠક તા. ૫-૧૨-૨૮ ને રોજ મળી હતી. તેમાં પરિષદના હિસાબને માટે રા. ભોગીલાલ ચોકસી અને રા. અંબાલાલ હીરાલાલ મોદીને ઓડીટર્સ નીમવામાં આવ્યા હતા. તથા પરિષદનો હેવાલ છપાવવા મંત્રીને રૂપિયા એક હજાર સુધી ખર્ચવાની સત્તા આપવામા આવી હતી અને યુગાન્તર પ્રેસમા કામ આપવાનું ઠરાવવામા આવ્યું હતુ. આવક જાવકનું સરવૈયું પરિશિષ્ટ ક માં આપવામા આવ્યું છે.

## પ્રચાર સમિતિ.

પરિષદની પ્રચાર સમિતિના સભ્યોએ આખા ખેડા જીલ્લાના તાલુકાના મુખ્ય મથકોએ તેમજ મુબઇ, અમદાવાદ, વડોદરામા સભાઓ મેળવી સત્કાર સમિતિના સભ્યો નોંધ્યા હતા. પ્રચાર સમિતિનું કાર્ય, તેના અંગે થયેલા ભાષણો વગેરે પરિશિષ્ટ ઘમાં આપવામા આવ્યા છે.

# સત્કાર મંડળ.

ચારૂતરવાસીઓને સત્કાર મંડળના સભ્યો થવા સબંધમાં નીચેનું વિજ્ઞપ્તિપત્ર પ્રકટ કરવામાં આવ્યું હતું.

સંસ્કૃત કવિશ્રી ભર્તૃહરિજી પોતાના સુપ્રસિદ્ધ "નીતિશતક" માં કહે છે કે "સાહિત્ય, સંગીત અને કલા વિનાનો પુરૂષ તે પૂંછડા વિનાનો પશુ છે." એવા પુરૂષપશુઓની સંખ્યા ગુજરાતમાંથી કમી થાય અને સંસ્કારિતાના પ્રસારથી પુરૂષપ્રભુઓની સંખ્યા વધે તે માટે જે સ્તુત્ય પ્રવૃત્તિઓ થઇ રહી છે ત્હેમાંની એક મુખ્ય પ્રવૃત્તિ સાહિત્યપરિષદ્ છે.

**ગુજરાતી ભાષા અને ત્હેનું સાહિત્ય સમૃદ્ધ કરવું, ગુજરાતના વિદ્વાનોને સંયોજિત કરવા, ગુજરાતની જનતામાં સાહિત્યપ્રેમ જગાવવો અને જમાવવો: એ પરિષદ્‌ના મુખ્ય હેતુ છે.**

તળ ગુજરાત, કાઠીઆવાડ, કચ્છ એ ત્રણે ય તેમ વિદેશસ્થ ગુજરાતીઓના નિવાસ પ્રદેશો થઇને જે ગુજરાત–મહાગુજરાત ઉત્પન્ન થયેલ છે તે સમસ્તમાં એકતાનો ભાવ જગાવનાર અને જમાવનાર જો કોઇ કેન્દ્રરૂપ સંસ્થા હોય તો તે માત્ર સાહિત્યપરિષદ્ જ છે. **ગુજરાતી સાહિત્ય પરિષદ્ એટલે ગુજરાતનું સરસ્વતીમન્દિર.**

ગુજરાતી સાહિત્ય પરિષદ્ સ્થાપવાનું મુખ્ય માન સદ્‌ગત **સાક્ષર શ્રી રણજિતરામ વાવાભાઈ મહેતાને** ઘટે છે. સાહિત્ય પરિષદ્‌ના ઇતિહાસમાં ત્હેમનું સ્મરણીય નામ સુવર્ણાક્ષરે લખાયલું રહેશે, તેઓશ્રીનું સ્થાન તો હજી યે ખાલી જ છે.

અત્યાર સુધીમાં સાહિત્યપરિષદ્‌ના આઠ અધિવેશનો થઇ ગયાં છે તે નીચે પ્રમાણે:—

| સ્થલ | વર્ષ | પ્રમુખ |
|---|---|---|
| (૧) અમદાવાદ | ૧૯૦૫ | ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી |
| (૨) મુંબાઇ | ૧૯૦૭ | કેશવલાલ હર્ષદરાય ધ્રુવ |
| (૩) રાજકોટ | ૧૯૦૯ | અંબાલાલ સાકરલાલ દેસાઇ |
| (૪) વડોદરા | ૧૯૧૨ | રણછોડભાઈ ઉમેદરામ દવે |
| (૫) સુરત | ૧૯૧૫ | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા |
| (૬) અમદાવાદ | ૧૯૨૦ | હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા |
| (૭) ભાવનગર | ૧૯૨૪ | કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી |
| (૮) મુંબાઇ | ૧૯૨૬ | રમણભાઈ મહીપતરામ નીલકંઠ |

"નડિઆદ સાહિત્ય સભા" એ પોતાના પ્રમુખ રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા અને સભાસદ રા. અંબાલાલ બુલાખીરામ જાની દ્વારા મોકલેલું આમંત્રણ મુંબાઈની સાહિત્ય પરિષદે સ્વીકારેલું હોવાથી નવમું અધિવેશન ઇ. સ. ૧૯૨૭ ના ઑક્ટોબરમાં દીવાળીની રજાઓના અરસામાં ભરાવાનો સંભવ છે. નડિયાદે ક્યારની યે વેગભર તૈયારીઓ શરૂ કરી દીધી છે.

તા. ૩–૬–૧૯૨૬ ને દિવસે "નડિઆદ સાહિત્યસભા" તરફથી નાગરિકોની જાહેર સભા **સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાના** પ્રમુખપદ નીચે ભરવામાં આવી.

હતી, અને ત્હેમાં નડિઆદનાં ૩૦૦ સંસ્કારી સ્ત્રીપુરૂષોની સ્થાનિક કારોબારી સભા ચૂંટી કાઢવામાં આવી હતી. સ્થાનિક કારોબારી સભાનાં પ્રમુખ તરીકે નડીઆદના વૃદ્ધ સાહિત્યસેવક શ્રીયુત વિઠ્ઠલભાઇ ધનજીભાઇ પટેલની ચૂંટણી થઈ હતી, પરંતુ દુર્ભાગ્યે ત્હેમનું અવસાન થવાથી ત્હેમને સ્થાને શ્રીયુત ગોપાલદાસ વિહારીદાસ દેસાઇ ( ન્હાના સાહેબ ) ચૂંટાયા છે. ( તા. ૨૭–૧૨–૧૯૨૬ ).

તા ૫–૬–૧૯૨૬ ને દિવસે સ્થાનિક કારોબારી સભાએ કાર્યની વ્હેંચણી માટે સમિતિઓ યોજી હતી. તે નીચે પ્રમાણે:—

| કાર્ય. | પ્રમુખ. |
|---|---|
| (૧) નિબન્ધ–સમિતિ | મગનભાઇ ચતુરભાઈ પટેલ |
| (૨) દ્રવ્યસંગ્રહ–સમિતિ | ગોકુળદાસ દ્વારકાદાસ તલાટી |
| (૩) સરભરા–સમિતિ | દાદુભાઇ પુરૂષોત્તમદાસ દેસાઇ |
| (૪) મનોરંજન–સમિતિ | ફૂલચંદ ઝવેરદાસ શાહ |
| (૫) પ્રકાશન–સમિતિ | અંબાલાલ બુલાખીરામ જાની |
| (૬) વ્યવસ્થાપક–સમિતિ | ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા |
| (૭) ઠરાવ–સમિતિ | કાન્તિલાલ છગનલાલ પંડયા |
| (૮) પ્રદર્શન–સમિતિ | સન્મુખભાઇ ઝવેરભાઇ પંડયા |

તા. ૩૦–૧૦–૧૯૨૬ ને દિવસે સ્થાનિક કારોબારી સભાએ ઠરાવ કર્યો હતો કે સાહિત્યપરિષદ્‌ના અંગનું કાર્ય વિભાગોથી કરવું, અને તે માટે (૧) સાહિત્યવિભાગ, (૨) ઇતિહાસવિભાગ, (૩) વિજ્ઞાનવિભાગ, (૪) ધર્મ અને તત્ત્વચિન્તન–વિભાગ, (૫) અર્થશાસ્ત્રવિભાગ એટલા વિભાગો સ્વીકારવા. આમ કરવામા વાઙ્મયની વિશાલતા અને વિવિધતાની ભાવનાને માન આપવાના હેતુ ઉપરાત ગુજરાતના પ્રજામતને સંતોષ આપવાનો પણ હેતુ છે. વિભાગો માટેની માગણી મશહૂર છે.

તેજ દિવસે ઉપરના અગત્યના ઠરાવ ઉપરાંત બીજા બે ઠરાવો પણ મંજુર થયા હતા. એક ઠરાવ એ હતો કે સત્કારમંડલના સભાસદો બનવા સમસ્ત ચરોતરના વતનીઓને અને નિવાસીઓને વિજ્ઞપ્તિ કરવી, જેથી કાર્યની જવાબદારી અનુકૂલતા પૂરતી તળ નડિયાદ ઉઠાવે, છતાં સાહિત્યપરિષદ્‌ને સત્કાર આપવાનું માન સમસ્ત ચરોતરને મળી શકે. બીજો ઠરાવ એ હતો કે સત્કાર મંડળના સભાસદનું લવાજમ રૂ ૫) એકે પાચ રાખવું, જેથી ઘણા સ્ત્રીપુરૂષો તેમા જોડાઇ શકે.

કારોબારી સભાના સભાસદો તો આપોઆપ સત્કારમંડળના સભાસદો ગણાશે, એટલે તે ત્રણસો સભાસદો સુદ્ધાત કમીમાં કમી હજાર અને બને તો પંદરસો સભાસદો સત્કારમંડલમા નોધાશે એવી આશા છે. તે માટે એપ્રિલ સુધીમાં પ્રચાર કરવામાં આવશે.

વિશેષમા એવી પણ આશા છે કે સમસ્ત ગુજરાત–મહાગુજરાતની કેન્દ્રરૂપ સંસ્થા "ગુજરાતી સાહિત્યપરિષદ્" ચરોતરના સાહિત્યસેવાથી પુનિત થયેલા અને ગુજરાતની "સાક્ષર–રત્નભૂમિ" મનાતા પ્રદેશમાં પધારે ત્યારે ત્હેનો યોગ્ય સત્કાર કરવા સમસ્ત ચરોતર એકચિત્તે હોસભેર સજ્જ થશે.

હાલ તુરત તો વિજ્ઞપ્તિ કે સત્કારમંડળના સભાસદ તરીકે તમ્હારૂં નામ એકદમ નોંધાવો ને "મંત્રીઓ, સાહિત્યપરિષદ્ કાર્યાલય, નડિયાદ" એ શિરનામે રૂ. ૫) અંકે પાંચની ફુલપાંદડી સરસ્વતી સેવામાં સમર્પ્યાનો સંતોષ ભોગવો.

અંબાલાલ બુલાખીરામ જાની.

પ્રમુખ, પ્રકાશન-સમિતિ.

| | |
|---|---|
| પરહુભાઇ વ્હાલાભાઇ શર્મા | ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા |
| રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી | જયન્તીલાલ મોરારજી મહેતા |
| કરીમભાઇ મહમંદભાઇ માસ્ટર | ફુલચંદ બાપુજી શાહ |
| વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી | ચંદુલાલ નંદલાલ દેસાઇ |
| સૌ. વિનોદિની રમણલાલ યાજ્ઞિક | ઠાકોરદાસ નાથાભાઈ દેસાઈ |

મંત્રીઓ.

શ્રી નવમી ગુજરાતી સાહિત્ય પરિષદના સત્કાર મંડળની બે સભાઓ તા. ૧૭ મી જુલાઇને રવિવારના રોજ સાજે પાચ વાગે શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકશાળાના સભા મંદિરમા સત્કારમંડળના અધ્યક્ષતી તથા ઉપાધ્યક્ષોની ચૂંટણી માટે તેમજ પરિષદ્‌ના પ્રમુખની તથા વિભાગોના પ્રમુખોની ચૂંટણી માટે મળી હતી. એ સભાનો હેવાલ નીચે આપ્યો છે.

આ સભામાં સત્કારમંડળના લગભગ ૫૫ સભ્યોએ હાજરી આપી હતી. અમદાવાદથી સર રમણભાઈ મહીપતરામ અને રા. હીરાલાલ પારેખ તેમજ વડોદરાથી રા. ભરતરામ મહેતા આવ્યા હતા.

## સભા ૧ લી.

પહેલી સભામા "સ્થાનિક કારોબારી સભા"ના પ્રમુખ શ્રીયુત ગોપાળદાસ વિહારીદાસ દેસાઇએ અધિકારની રૂએ પ્રમુખસ્થાન લીધું હતુ શરૂઆતમા સાહિત્યપરિષદ્‌ના મંત્રી ગ. ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યાએ સભાનુ પ્રયોજન નિવેદન કર્યું હતું. ત્યારબાદ રા. ગિરધરદાસ મંગળદાસ દેસાઈએ રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટીના અનુમોદનથી સ્વાગત મંડળના પ્રમુખ માટે નીચેની દરખાસ્ત રજૂ કરી હતી.

### સ્વાગત મંડળના પ્રમુખની દરખાસ્ત

"જે સાત સાક્ષરોએ મુખ્યત્વે નડિયાદની સાહિત્યકીર્તિ સ્થાપી છે, તેમાના પ્રભુ કૃપાથી એક અવશિષ્ટ સાક્ષર અને બાણભટ્ટની સંસ્કૃત કાદંબરીનું ગુજરાતીમા સર્વમાન્ય ભાષાતર કરનાર વયોવૃદ્ધ લેખક શ્રીયુત છગનલાલ હરિલાલ પંડ્યાને સત્કાર મંડળના પ્રમુખપદે આ સભા નિયોજે છે." આ દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

### સત્કાર મંડળના ઉપપ્રમુખોની દરખાસ્ત.

રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ રા. પરહુભાઈ વહાલાભાઈ શર્માના અનુમોદનથી સત્કાર મંડળમા ૬૦ ઉપપ્રમુખો નીમવાની દરખાસ્ત મૂકી. ઉપપ્રમુખોમી સંખ્યા સામે પોતાને વાધો હોવાથી ગ. ભોગીલાલ નાથાલાલ ચોકશીએ રા. હરિપ્રસાદ કંચાણિ.ના અનુમોદનથી નીચે પ્રમાણે સુધારો મૂકયો.

"સાહિત્ય પરિષદ્‌ના ઉપપ્રમુખો માટે આઠ ગૃહસ્થોની દરખાસ્ત આવેલી છે તેમાંથી નીચેના પાંચ ગૃહસ્થોને ઉપપ્રમુખો તરીકે કહાડવા."

**નામો.**

શ્રીયુત ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ
,, ગિરધરદાસ મગળદાસ દેસાઇ
,, વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ
દી બા હરિલાલ દેસાઇભાઇ દેસાઈ
શ્રીયુત ગોકળદાસ દ્વારકાદાસ તનાગી

આ સબધી લાબી ચર્ચા ચાલ્યા પછી સર્વાનુમતે એક નિર્ણય ઉપર આવી શકાય એવું નહીં હોવાથી અસલ દરખાસ્ત અને તે ઉપરનો સુધારો પાછા ખેચી લેવાયા હતા

ત્યાર બાદ રા સુન્દરલાલ નાથાલાલ જોશીના અનુમોદનથી શ્રીયુત ગિરધરદાસ મગળદાસ દેસાઇએ નીચેની દરખાસ્ત મૂકી

"હું સ્વાગત મડળ માટે એક ઉપપ્રમુખ નીમવાની દરખાસ્ત મુકુ છુ અને તે માટે દેસાઈ ગોપાળદાસ વિહારીદાસનુ નામ સૂચવુ છુ" કેટલીક વાટાઘાટ પછી શ્રીયુત ગિરધરદાસ મગળદાસે પોતાની અસલ દરખાસ્ત પાછી ખેચી રા. પ્રહ્લાદજી ચદ્રશેખર દિવાનજીના અનુમોદનથી નીચે પ્રમાણે દરખાસ્ત મૂકી

"આ સભા ઠરાવ કરે છે કે સત્કાર મડળના પ્રમુખ સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પડયાને જરૂર લાગે તો અને ત્યારે પોતાને સ્થાને કામ કરવા માટે ઉપપ્રમુખની નીમનોક કરે'

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો

ત્યાર બાદ નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા

"ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના બધારણના સત્કાર મડળના નિયમોને અનુસરી આ સભા ઠરાવ કરે છે કે —

(અ) સત્કાર મડળના સભાસદોના લવાજમના જે નાણા એકત્ર થાય તેનો વહીવટ કરવાની સત્તા સ્થાનિક "કારોબારી સભા" ને સોપવામા આવે છે

(આ) નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને અગે આવેલા અતિથિઓનો સત્કાર કરવા માટે તથા પરિષદ્ ભરાય તે વખતનુ કામકાજ કરવા માટે જે કાઇ કરવુ જરૂરનુ હોય તે કરવા "સત્કાર મડળ" ની આ સભા "સ્થાનિક કારોબારી સભા' ને સત્તા આપે છે

ત્યાર બાદ બધારણના નિયમોને અનુસરીને સ્વાગત મડળની નાણાને લગતી વહીવટ કરવાની સત્તા સ્થાનિક કારોબારી સભાને સોપવાનો સર્વાનુમતે ઠરાવ કરવામા આવ્યો હતો

સભાના પ્રમુખનો ઉપકાર માની પ્રથમ સભાનુ કાર્ય પૂરૂ થયુ હતું

## સભા ૨ જી.

પહેલી સભાનુ કાર્ય પૂરૂ થયા બાદ સ્વાગત મડળના પ્રમુખ સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પડયાના પ્રમુખપદે નવમી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખની અને વિભાગી પ્રમુખની ચુટણી કરવાનુ બીજી સભાનુ કાર્ય શરૂ થયુ હતુ કાર્ય શરૂ થાય તે પહેલા

રા. ગોવિંદભાઈ ભાઈલાલભાઈ પટેલે રા. પ્રાણજીવનદાસ પુરૂષોત્તમદાસ દેસાઈના અનુમોદનથી નીચેનો પ્રાથમિક ઠરાવ રજુ કર્યો હતો.

## ઠરાવ.

આજની સત્કાર મંડળની સભામાં સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તેમજ વિભાગોના પ્રમુખની ચુંટણી મુલતવી રાખી અને પ્રમુખોની ચુંટણી કેવી રીતે કરવી તે સંબંધી વિચાર કરવા સત્કાર મંડળની બીજી સભા બોલાવવી.

આ ઠરાવ નિયમમાં છે, કે કેમ તે સંબંધી રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ પ્રમુખનું રૂલીંગ માગ્યું હતું. પ્રમુખે સદરહુ દરખાસ્ત નિયમ બહાર ઠરાવી હતી.

## પરિષદ્‌ના પ્રમુખ.

"બાદ શ્રીયુત ગિરધરદાસ મંગળદાસે 'નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નું પ્રમુખપદ પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવને' આપવાની દરખાસ્ત મુકી હતી. આ દરખાસ્તને શ્રીયુત ગોકળદાસ દ્વારકાદાસ તલાટી અને શ્રીયુત લલ્લુભાઇ છગનલાલ શેઠે અનુમોદન આપ્યું હતું.

આ દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

**સાહિત્ય વિભાગ—**

સાહિત્ય વિભાગ માટે ચાર નામ સૂચવાયાં હતાં. (૧) શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક (૨) પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર (૩) શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી અને (૪) દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી વધુ મતે શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક પ્રમુખ તરિકે ચૂંટાયા હતા.

**ઇતિહાસ વિભાગ—**

ઇતિહાસ વિભાગ માટે ત્રણ નામ સૂચવાયા હતા. (૧) શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા (૨) શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી અને (૩) પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર વધુ મતે શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાની ઇતિહાસ વિભાગના પ્રમુખ તરિકે વરણી થઈ હતી.

**વિજ્ઞાન વિભાગ—**

વિજ્ઞાન વિભાગ માટે બે નામ સૂચવાયા હતા. (૧) ડૉ. કુંવરજી નાયક અને (૨) શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ. વધુ મતે ડૉ. કુંવરજી નાયક વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરિકે ચૂંટાયા હતા.

**ધર્મ-તત્ત્વજ્ઞાન વિભાગ—**

ધર્મ-તત્ત્વજ્ઞાન વિભાગ માટે બે નામ સૂચવાયા હતા. (૧) શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા અને (૨) પંડિત સુખલાલજી. વધુ મતે શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતાની ધર્મ-તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ તરિકે વરણી થઇ હતી.

**અર્થશાસ્ત્ર વિભાગ—**

અર્થશાસ્ત્ર વિભાગ માટે ચાર નામ સૂચવાયાં હતા. (૧) સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (૨) સર લલ્લુભાઇ શામળદાસ (૩) પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર અને (૪) પ્રો. ખુશાલ તલકશી શાહ. વધુ મતે સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ અર્થશાસ્ત્ર વિભાગના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. પરંતુ તેઓ નહિ આવી શકવાથી તેમની જગ્યાએ શ્રી. જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાની વરણી થઇ હતી.

## પ્રથમ દિવસ [ તા. ૨૬-૧૦-૨૮. ]

નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ લોકહૃદયને વધુ સ્પર્શતી નીવડે એ ઉદ્દેશથી પરિષદ્‌ના મંચાલકોએ તે દિશામા ઉત્સાહભેર પ્રચારકાર્ય આરંભી દીધું હતું. નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની ભવ્યતા એ પ્રચારકાર્યના પરિણામરૂપ હતી.

તા. ૨૬-૧૦-૨૮ ને શુક્રવારે પરિષદ્‌ના પ્રમુખ શ્રી આનંદશંકર ધ્રુવ નડિયાદ પધાર્યા સવારની ટ્રેઈનમા સ્ટેશને ઉતરતા જ નડિયાદનાં નાગરિકોએ તેમને સત્કાર્યાં-ફૂલહાર થયા. પછી ત્યાંથી જ પ્રમુખશ્રીનું ભવ્ય સ્વાગત સરઘસ નીકળ્યું નડિયાદના ઉમંગીલાં નાગરિકો હજારોની સંખ્યામા એ સરઘસમા જોડાયાં. મસ્તકવિ બાળાશંકર, બ્રહ્મનિષ્ઠ સાક્ષરથી મણિભાઇ, કૈ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, કૈ. મનસુખરામ ત્રિપાઠી, કૈ. સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી, કવિ ચિત્રકાર શ્રી ફૂલચંદભાઇ શાહ, શ્રી ગોકળદાસ તલાટી, નડિયાદનો અધ્યાપક વર્ગ તેમજ ભાઉસાહેબ દેસાઇ કુટુંબ તરફથી પ્રમુખશ્રીને ફૂલહાર થયા હતા. નડિયાદના રાજમાર્ગો ધ્વજપતાકા અને આસોપાલવનાં તોરણોથી શણગારવામા આવ્યા હતા. નડિયાદ ઉત્સાહ ઘેલુ બન્યુ હતુ. પ્રમુખશ્રીનું સ્વાગત સરઘસ મોગલકોટમા ઉતરી વિસર્જન થયુ હતું શ્રી આનંદશંકરભાઇને ત્યાથી કૈ. સાક્ષર શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીને ત્યા લઈ જવામા આવ્યા હતા.

શ્રી સંતરામ મંદિરના વિશાળ વંડામા પરિષદ મંડપ બાંધવામાં આવ્યો હતો. આખોયે મંડપ ધ્વજપતાકાને તોરણોથી સુશોભીત કરવામા આવ્યો હતો સદ્‌ગત સાક્ષરોના ફોટો ચિત્રો પણ પરિષદ્ મંડપની શોભામા વૃદ્ધિ કરતા હતા. બપોરના બે વાગતા પરિષદ્‌ની બેઠક શરૂ થઇ. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થોથી મંડપ ચિકાર ભરાઇ ગયો હતો. લગભગ પાચ હજાર માણસોની હાજરી હતી રાવબહાદુર ગૌરીશંકર ઓઝા, દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, પ્રો. બળવંતરાય ઠાકોર, દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી, પ્રો. મોહનલાલ દવે, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, કેપ્ટન જોરાવરસિંહજી, શ્રી જ્યોત્સના શુકલ, શ્રી લીલાવતી મુનશી, શ્રી કનૈયાલાલ મુનશી, શેઠ શ્રી અંબાલાલ સારાભાઇ, શ્રી નગીનદાસ માસ્તર, શ્રી મનહરરાય મહેતા, શ્રી ભરતરામ મહેતા, શ્રી મંજુલાલ સેવકરામ દવે, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઇ, રા સા. જનુભાઇ સૈયદ, દરબારશ્રી ગોપાળદાસ, શ્રી રામનારાયણ પાઠક, દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા, ડૉ. કુંવરજી નાયક, રા શયદા, ગ. સાદીક, પ્રો. જ્યોતીન્દ્ર દવે, રા. હીરાલાલ પારેખ, શ્રી ગોકુળદાસ રાયચુરા વગેરે વિદ્વાનો અને સાહિત્ય રસિકોની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી

પરિષદની શરૂઆત કવિ ચિત્રકાર શ્રી ફૂલચંદભાઈના મંગળાચરણ ગીત-ૐ શ્રી સચ્ચિદાનંદ સ્વરૂપ પૂરણ પરબ્રહ્મ રૂપ-થી થઈ હતી.

### મંગળાચરણ ગીત.

( ધન્યાશ્રી ભીમપલાસ. )

ૐ શ્રી સચ્ચિદાનંદ સ્વરૂપ
પૂરણ પરબ્રહ્મરૂપ—ૐ

શબ્દ નાદ બ્રહ્મરૂપ
તેજોમય, ભૂમન્ રૂપ
વ્યાપક ચેતન બ્રહ્મરૂપ (૨)—ૐ

જગત્, આધિભૌતિક રૂપ
આધ્યાત્મિક અક્ષર બ્રહ્મરૂપ
આનંદ આધિદૈવિક રૂપ (૨)—ૐ

મંગળાચરણ ગીત પુરૂં થતાં શ્રી સરલાબ્હેન ઠાકોર, શ્રી સરલાદેવી પારેખ, શ્રી પુષ્પાબ્હેન, શ્રી પુષ્પાબ્હેન મહેતા, શ્રી મહિપતબ્હેન શેઠ અને શ્રી વીરબાળા ઠાકોરે મંજુલ સ્વરે સ્વાગત ગીત ગાઇ પરિષદ્‌માં પધારેલા મ્હેમાનોને સત્કાર્યા હતા.

**સ્વાગત ગીત.**
(સિંધુ ભૈરવી)

ભલે પધાર્યા આજ હમારા
માનીતા મહેમાન હમારા
શુદ્ધ હૃદયથી આપ સર્વને
દઇએ આદરમાન—ભલે પધાર્યાં
આશા ભર્યા અમ જીવન મધુરા
ખીલતા પુષ્પ સમાન
ચરણે શીશ નમાવી કરીએ
પ્રેમ પૂજન સન્માન
હમારા માનીતા મ્હેમાન—ભલે પધાર્યાં

સ્વાગત ગીત ગવાઇ રહ્યા બાદ સ્વાગતાધ્યક્ષ શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાનું વક્તવ્ય ત્હેમના ચિ. ડૉ કાન્તીલાલ છગનલાલ પંડ્યાએ વાંચ્યું હતું જે હેવાલમાં આગળ પ્રગટ થયું છે.

સ્વાગતાધ્યક્ષનું ભાષણ પૂરૂં થતાંજ દિ બ ચિમનલાલ નારાયણભાઈ મહેતાએ શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવને નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને પ્રમુખપદને નીમવાની દરખાસ્ત મૂકી હતી. અને તે દરખાસ્તને દિ બ. કેશવલાલ ધ્રુવ, શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પ્રો. બળવંતરાય ઠાકોર, કપ્ટન જોગવરસિંહ તેમજ શ્રી અબ્બાસ સાહેબ તરફથી અનુમોદન મળ્યું હતું. સભાજનોએ પણ એ દરખાસ્તને વધાવી લીધી હતી.

બાદ શ્રી આનંદશંકર ધ્રુવે પ્રમુખપદનો સ્વીકાર કર્યા પછી સ્વાગતાધ્યક્ષે તેમને હારતોરા અર્પણ કર્યા હતા. તેજ પ્રસંગે કવિ ચિત્રકાર શ્રી ફૂલચંદભાઇએ વીર કવિ નર્મદનું "જય જય ગરવી ગુજરાત" ગીત ગાયું હતું.

એ ગીત ગવાઈ રહેતા પરિષદ્‌ના એક મંત્રી સ૦ શ્રી ફૂલચંદ બાપુજી શાહે પરિષદ્ પર આવેલા સહાનુભૂતિ અને અભિનંદનના સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા. મહાત્મા ગાંધીજીએ પત્ર દ્વારા જણાવ્યું હતું કે:

"સાહિત્ય પરિષદ્‌માં હું હાજરી ભરી શકું એવી મારી સ્થિતિ નથી, એથી મને મો માફ કરશો. જ્યાં આનંદશંકરભાઇ પ્રમુખ હોય ત્યાં સફળતા જ હોય એમ હું માનું છું. સાહિત્યના સેવકો ગુજરાતના ગરીબોને નહિ ભૂલે અને આનંદશંકરભાઈ તેમને નહિ ભૂલવા દેય એમ મારી ખાત્રી છે.

૮ ૧૫-૧૦-૨૮ } મોહનદાસના
બં. મા."

કલાનેજ સર્વસ્વ માનનાર સ્વ. શેઠશ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ તાર દ્વારા સંદેશ પાઠવી પરિષદ્‌ને સફળતા ઇચ્છી હતી. અને શારીરિક અસ્વસ્થતાને અંગે પોતે હાજરી આપી શકે તેમ ન હોવાથી દિલગીરી પ્રદર્શિત કરી હતી.

કવિશ્રી ખબરદારે પણ પરિષદ્‌માં પોતે હાજરી આપી શકતા નથી તે માટે દિલગીરી પ્રદર્શિત કરી પરિષદ્‌ને સફળતા ઇચ્છી હતી.

તે ઉપરાત સર લલ્લુભાઇ શામળદાસ, ગોંડલ રાજ્યના વિદ્યાધિકારી શ્રી ચન્દુલાલ બહેચરદાસ પટેલ, શેઠશ્રી ગલીયારા, સ્વ. શ્રી મટુભાઇ કાંટાવાળા, શ્રી કોકિલ, શ્રી કાન્તિલાલ પારેખ, શ્રી ડાહ્યાભાઇ દેરાસરી, શ્રી મોતીચંદ કાપડીયા, શ્રી છબીલદાસ અંકલેશ્વરીઆ, શ્રી જગજીવન કાળિદાસ પાઠક, શેઠશ્રી માવજી ગોવિંદજી વગેરેએ પણ શુભેચ્છાના સંદેશા પાઠવી પરિષદ્‌ને સફળતા ઇચ્છી હતી.

સંદેશાના વાચન પછી પરિષદ્‌ના પ્રમુખ શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવે પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. તે નિબંધ સંગ્રહમા છે.

ત્યારબાદ સ્વાગતગીત ગાનાર બાળાઓએ કવિચિત્રકાર ફૂલચંદભાઈનું રચેલું “ શારદાપૂજન ” ગીત મીઠી હલકે ગાઈ સંભળાવ્યું હતું.

## શારદાપૂજન.

### ખ્યાલ.

બ્રહ્મલોકથી વૈખરી ક્રેગ વિમાન ભારતમાં આવ્યા,
સંસ્કૃતરૂપે ઋષિમુનિઓએ સિંહાસન પર પધરાવ્યાં.
કાળબળે સરસ્વતી દેવીએ ધારણ કીધાં રૂપ અનેક,
દિશા દિશાના પૂજારીઓએ પૂજા કરી પધરાવ્યું એક.
ઉત્તરમા હિન્દીને પૂજે અને મરાઠી દક્ષિણમાંહ્ય,
બંગદેશમા બંગાળી ને ગુજરાતે ગુર્જરી પૂજાય.
ભક્તરાજ નરસિંહ મહેતાએ પૂજા કરી ભક્તિભાવે,
મીરાબાઇ નવરંગ ચુંદડી ને કમખો પણ સીવરાવે.
પ્રેમાનંદે પછી ધરાવ્યા માતાને વિધવિધ શણગાર,
શામળના દોડી મણકા ને દયારામનો નવલખ હાર.
અખા, ધીરાના અણવટ વીંછવા વળી વલ્લભના બાજુબંધ,
વેઢ વીંટીઓ રત્ના ધરાવી બોજે પ્રીતમ, બ્રહ્માનંદ.
દેવાનંદ, નિષ્કુલાનંદ, ને નિરાંત, નરભો, કાલિદાસ,
યથાશક્તિ આભૂષણુ ઘાલી કરી પૂર્ણ મનની અભિલાષ.
શ્રી દલપત નર્મદ પણ સાથે ધરાવતા કુંડળ કાને,
નવલરામની નાજુક નખલી ચન્દ્રસમી ચળકે જાણે.
ચીતાક પહેરાવી રણછોડે પ્રાચીન મર્યાદા પાળી,
યાજ્ઞિક ને પંડ્યાજીએ પણ નાકે મોતીની વાળી.
મણિએ મંગલસૂત્ર ધરાવ્યું કવિ બાલે કંકણ હાથે,
(સાક્ષર) શ્રીગોવર્ધનરામે મુકુટ ધર્યો માને માથે.

( શાહ ફુલચંદ ઝવેરદાસ.

એ ગીત પૂરું થતા જ કવિચિત્રકાર ફકીરચંદભાઈએ જળતરંગ બજાવી સભાનાં મન રંજિત કર્યા હતા.

બાદ પરિષદ્ મંડળના હેવાલની રજુઆત થઈ હતી અને તે પછી વિષય નિર્ણાયક સમિતિની વરણી થયા બાદ પહેલા દિવસની બેઠક પૂરી થઈ હતી.

### [ દ્વિતીય દિવસ, તા. ૨૭-૧૦-૨૮. ]

પરિષદ્‌ની બીજા દિવસની બેઠકનું કામકાજ તા. ૨૭-૧૦-૨૮ ને શનિવારે સવારના આઠ વાગતા શરૂ થયુ હતું. સાબરમતી આશ્રમના સંગીતશાસ્ત્રી પાઠકજીએ "નિર્બળકા બળ રામ" એ ગીતથી બેઠકની શરૂઆત કરી હતી. ગીત ગવાઈ રહ્યા પછી શ્રી સરલા બ્હેન ઠાકોરે હારમોનીયમ સાથે કવિશ્રી રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટનુ રચેલું "ગુર્જર અનંત-વિશ્વે" ગીત સુરીલા કંઠે ગાઈ સંભળાવ્યું હતુ

### ગુર્જર અનંત વિશ્વે.
### ( ભૈરવી. )

ગુર્જર અનંત વિશ્વે સ્વર્ગીય ભુવન અમારું;
છે પ્રાણથીય પ્યારું વ્હાલુ વતન અમારું.
ચરણે વહન્તી રેવા અર્બુદ શિર્ષ છાજે;
કીર્તિકલાપ જેના વિશ્વે અનંત રાજે.
ગર્જન્તી સાગરો જે વલ્લભની નીરહાકે;
વિઠ્ઠલ સમા વિબુધે ભારત જીવંત જાગે.
નવજીવને પનોતી મોહન તણી તુ મૈયા;
ભારતની ભવ્ય બાલા સ્વાતંત્ર્ય સિંધુ નૈયા.
પ્રતિવર્ષ નવવસંતે તરૂ કુંજ જ્યા રસાળી,
કવિકુલતણા કલાપે ગુંજન્તી ડાળી ડાળી.
મથુરાંની નિવાસ ભૂમિ દ્વેશને નભાવી,
યદુનંદ કૃષ્ણચંદ્રે દ્વારામતી વસાવી.
ધ્રુવ તારલાની જ્યોતિ આનંદ ધ્રુવ જગાવી;
ગુર્જર ભૂમિ સુપુત્રે વારાણસી વસાવી.
નડિઆદે દિવ્ય જનની વિધવિધ ફુલે વધાવ્યા,
ભૃગુપુર રાજનગરે સુરતે સુમાત સર્જાવ્યાં.
યુગ યુગ અનસ્ત રહેશે ઉજ્જવળ પ્રકાશવન્તી,
સુરગંગથીય નિર્મળ ઉન્નત હિમાદ્રિનાથી.
અનુદિન હો ગુર્જરોની સાગર, વિશાલ સમૃદ્ધિ;
ગુર્જર વીરો વધાવો ભારતની મુક્તિ સિદ્ધિ.

રક્તો સુસ્વતંત્રતાના રગ રગ અમારી વહેશે;
પરતંત્રતાની બેડી ગુર્જર વીરો ન સહેશે.

પ્રફુલ્લિત હૃદય અમારાં માતૃ ભૂમિને સ્મરણે;
યુગ યુગ અમારી ભક્તિ ગુજરાતમાત ચરણે.

યુગ યુગ અમારી શક્તિ ગુજરાત માત શરણે;
ગુર્જર અમારી મૈયા યુગ યુગ જીવન કે મરણે.

રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ.

બાદ સાહિત્યવિભાગના અધ્યક્ષ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક અને ઇતિહાસ વિભાગના અધ્યક્ષ રાયસાહેબ ગૌરીશંકર હીરાચંદ ઓઝાના ભાષણો વંચાયાં હતાં.

ભાષણો પૂરાં થતાંજ શ્રી રસિકવિભુએ "વન્દન વન્દન નંદનવન ગુજરાત" એ ગીત આલાપસહ મધુર કંઠે ગાઇ સંભળાવ્યું હતું, અને સભાજનોના મન રંજિત કર્યા હતાં.

ગીત ગવાઈ રહ્યા બાદ ધર્મશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાએ "ગુજરાતમાં ધાર્મિક અને તત્વજ્ઞાનના સાહિત્યની પરિસ્થિતિ" એ વિષય ઉપર પોતાનું ભાષણ વાંચ્યું હતું. તે પછી વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. કુંવરજી નાયકનું ભાષણ સભા સમક્ષ વંચાયું હતું. અર્થશાસ્ત્ર વિભાગના પ્રમુખશ્રી જયસુખલાલ મહેતા પરિષદ પ્રસંગે હાજર રહી શક્યા નહોતા એટલે શ્રી ગોકળદાસ તલાટીએ એમનું ભાષણ વાંચ્યું હતું. એ ભાષણ વંચાઇ રહેતાં સવારની બેઠક વિસર્જન થઇ હતી.

બપોરે ડાહીલક્ષ્મી પુસ્તકશાળાના સભા મંદિરમાં વિષય વિચારિણી સમિતિની બેઠક મળી હતી. પરિષદનું બંધારણ સુધારવાનો પ્રશ્ન આગળ ઉપર મુલતવી રાખીને બીજા ઠરાવોની ચર્ચા હાથ ધરવામાં આવી હતી. રાષ્ટ્રલિપિ તરીકે નાગરિ લિપિને ઉત્તેજવી અને પરિષદનો હેવાલ એ લિપિમાં પ્રકટ કરવો એવો ઠરાવ ખૂબ ઉહાપોહ પછી ઉડી ગયો હતો. ધાર્મિક સાહિત્યને કેળવણીમાં સ્થાન આપવાનો ઠરાવ પણ ચર્ચાને અંતે ઉડી ગયો હતો.

બપોરના ત્રણ વાગતાં પરિષદની બેઠક પાછી શરૂ થઇ હતી. તે પ્રસંગે સ્વ. શ્રી રમણભાઇ, સ્વ. શ્રી વિઠ્ઠલદાસ ધનજીભાઇ અને બીજા સ્વ. સાહિત્ય સેવકો શ્રી ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ, શ્રી ચૈતન્યબાળા મજમુદાર, શ્રી નતિપતિરામ ઉદયરામ પંડ્યા, પ્રો. ગજેન્દ્રરાય બુચ, શ્રી મૂળચંદ તેલીવાળા અને શ્રી ચન્દુલાલ શાહના શોકજનક અવસાનની નોંધ લેનારા ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ થયા હતા. અને તે સભાએ સદ્ગતના માનમાં ઉભા થઇ પસાર કર્યા હતા બાદ જુદા જુદા નિબંધોનું વાચન થયું હતું. દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, કાકા કાલેલકર, સ્વ. શ્રી ચૈતન્યબાળા મજમુદાર, શ્રી લલિતમોહન ચૂનીલાલ ગાંધી, ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ, શ્રી યશવંત પંડ્યા, શ્રી કેશવ હ. શેઠ, શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી ભન્તરામ મહેતા, શ્રી સુન્દરભાઈ નાથાલાલ જોષી, શ્રી છગનલાલ વિદ્યારામ રાવળ, શ્રી પ્રહ્લાદ ચન્દ્રશેખર દિવાનજી વગેરેના નિબંધો વંચાયા હતા. નિબંધ વાચનનું કાર્ય પત્યા પછી બીજા દિવસનું કામકાજ પૂરૂં થયું હતું. રાત્રે પાછી વિષયવિચારિણી સમિતિની બેઠક મળી હતી.

## [તૃતીય દિવસ, તા. ૨૮-૧૦-૨૬.]

ત્રીજા દિવસનુ કામકાજ સવારના ૮ વાગતાં સંગીતના આહ્લાદક વાતાવરણ વચ્ચે શરૂ થયું હતું. તે પછી આગલા દિવસનું બાકી રહેલુ નિબંધવાચનનું કાર્ય હાથ પર લેવામા આવ્યું હતું.

રા. ગોકળદાસ નાનજી ગાંધીએ "આચારંગ સૂત્ર," રા. શંકરભાઇ પટેલે "અસહકારમા ગુજરાતનો ફાળો," બ્હેન કુસુમકુમારી મહેતાએ "સરસ્વતીચન્દ્રના કેટલાંક સ્ત્રીપાત્રો" અને રા. રતિલાલે "સહકાર" ઉપર નિબંધો વાંચ્યા હતા. પ્રમુખશ્રીએ રા. વિનાયક નંદશંકર મહેતાનો "આપણું સાહિત્ય ગરીબ કેમ?" એ નિબંધ વાંચ્યો હતો.

નિબંધવાચનનું કાર્ય પૂરૂં થતા ઠરાવોનુ કામ હાથ ધરવામા આવ્યું હતું. સવારની બેઠકના કામનો સમય પૂરો થતા સંગીત થયા બાદ બેઠક બપોરના બે વાગ્યા સુધી મુલતવી રહી હતી.

બપોરની બેઠકનુ કામકાજ ત્રણ વાગે શરૂ થયુ હતું. બોરસદના મુસ્લીમ ભાઇ મીયાં રહેમાનની "પ્રમુખને અભિનંદન" વાળી કવિતા ગવાયા બાદ બેઠકે બાકી રહેલું ઠરાવોનું કાર્ય હાથ પર લીધું હતુ.

કેટલાક ઠરાવો પસાર થયા પછી ગઢવી શ્રી મેઘાણંદજી તેમના પુત્ર, રાજકવિ માવદાનજી તથા કવિ ઓધવજીની પરિષદે કદર કરી હતી. તે પ્રસંગે કવિ ઓધવજીએ નીચેનું કવિત ગાયું હતુ —

> દાતા ન હોત તો કવિજનને દેત કોણ?
> કવિજન ન હોત તો કિંમત કરત કોણ?

તે બાદ ઉપકાર દર્શનનો વિધિ સમાપ્ત થયા પછી પરિષદ્ વિસર્જન થઇ હતી.

સાંજના સરદારશ્રી ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ તરફથી વિદ્વાનો અને સાહિત્યરસિકોને પાર્ટી આપવામા આવી હતી અને ગરબાનો કાર્યક્રમ પણ રાખવામા આવ્યો હતો.

# નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં થયેલા ઠરાવો.

[ તા. ૨૭-૧૦-૧૯૨૮. ]

ઠરાવ ૧—સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ, જેઓ આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ હતા. અને જેમણે ગુજરાતી સાહિત્યની, એની અનેક શાખાઓમાં, ઉચ્ચ પંક્તિની સેવા કરી છે, તેમના અવસાનને માટે આ નવમી સાહિત્ય પરિષદ્ અત્યંત શોક પ્રદર્શિત કરે છે.

ઠરાવ ૨—આ પરિષદ્‌ની કારોબારી સભાના પ્રથમ પ્રમુખ રા. રા. વિઠ્ઠલદાસ મગનભાઈ પટેલ જેઓની સેવા, કેળવણી તથા ઇતિહાસ સાહિત્યના ક્ષેત્રમાં જાણીતી છે, તેમના અવસાનની આ પરિષદ્ શોકપૂર્વક નોંધ લે છે.

ઠરાવ ૩—આ બેઠક ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ, સૌ. ચૈતન્યબાળા મઝમુદાર, રતિપતિરામ ઉ. પંડ્યા, ગજેન્દ્રરાય બુચ, મુલચંદ્ર તેલીવાળા, ચંદુલાલ નંદલાલ દેસાઇ, હરિલાલ માણેકલાલ દેસાઈના અવસાનની ખેદપૂર્વક નોંધ લે છે.

ઠરાવ ૪—આ ઠરાવો સદરહુ કુટુંબોને મોકલી આપવાની સત્તા પ્રમુખને આપવામા આવે છે.

પ્રમુખસ્થાનેથી.

[ તા. ૨૮-૧૦-૨૮. ]

ઠરાવ ૫—પરિષદ્ મંડળ અને મધ્યસ્થ સભાના અહેવાલ ઉપર વિચાર કરી નીચેની સૂચનાઓ ઠરાવ રૂપે પરિષદ્‌મા રજુ કરવી.

(ક) કાર્યવાહક સમિતિ અને મધ્યસ્થ સભામા થએલા ઠરાવોની તથા કામકાજની નોંધનો વિગતવાર અહેવાલ જાહેર પત્રોમાં છપાવવો તથા તેની નકલો પરિષદ્ મંડળના સભ્યોને તથા સભાસદ સંસ્થાઓને મોકલી આપવી.

(ખ) પ્રત્યેક પરિષદ્‌ની બેઠક અગાઉ એક માસ પહેલાં પરિષદ્ મંડળના તથા મધ્યસ્થ સભાના અહેવાલો છપાવી પ્રસિદ્ધ કરવા અને તેની નકલો પરિષદ્ મંડળના સભાસદોને તથા સભાસદ સંસ્થાઓને ઓછામાં ઓછા પંદર દિવસ અગાઉ મફત મોકલી આપવા.

(ગ) ઉપર (ક) અને (ખ) મા જણાવેલા છાપેલા અહેવાલો વગેરે પડતર કીંમતે જે કોઇ માગણી કરે તેને આપવા.

(ઘ) સદરહુ અહેવાલો સાથે સંબંધ ધરાવતા અસલ ચોપડા, કરારો, 'રોયલ્ટી' તથા પારિતોષિકની શરતો અને સ્વીકારેલાં ટ્રસ્ટ ફંડોની શરતોના કાગળો તથા બીજા સંબંધ ધરાવતા કાગળો પ્રત્યેક પરિષદ્‌ની બેઠક સમયે વિષય વિચારિણી સમિતિની માહિતી સારૂ ખુલ્લા મૂકવા તથા તેની સમક્ષ રજુ કરવા.

(ચ) પરિષદ્‌ના પ્રત્યેક ઠરાવ ઉપર પરિષદ્‌મંડળ તરફથી શાં પગલાં લેવામા આવેલાં, તેનાં પરિણામ, અનુભવાયેલી મુશ્કેલીઓ વગેરેનો વિગતવાર અહેવાલ વિષય વિચારિણી સમિતિ સમક્ષ રજુ કરવો.

રજુ કરનારઃ—ગોકળદાસ દ્વા. તલાટી.

સર્વાનુમતે પસાર. અનુ—પરશુભાઈ વ્હા. શર્મા.

ઠરાવ ૬—આ પરિષદ્ ચોક્કસ રીતે માને છે, કે પરિષદ્‌ના તથા પરિષદ્ મંડળના બંધારણમા બનતી ત્વરાએ મહત્વના ફેરફારો કરવાની જરૂર છે તેટલા માટે ચાલુ બંધારણો, પ્રમુખ સાહેબને તા. ૨૬મીએ આપેલ લેખી માગણી તથા તા. ૨૭મીએ આપેલ બંધારણને લગતા ઠરાવોની છાપેલ દરખાસ્તો, તથા અન્ય ગૃહસ્થો કે મંડળો તરફથી જે કોઇ સૂચનાઓ આવે તે સર્વ તપાસીને, પરિષદ્ તેમ પરિષદ્ મંડળના બંધારણ યોગ્ય થાય અને પરિષદ્‌નું પ્રાધાન્ય તથા મહત્તા જળવાય તેવા, તથા બીજા શા ફેરફારો બન્ને બંધારણોમાં કરવા તે સૂચવી પોતાનો અહેવાલ મધ્યસ્થ સભાને મોકલાવી આપવા એક સમિતિ નીમે છે.

મધ્યસ્થ સભાએ પોતાની સૂચનાઓ સાથે આ અહેવાલ બીજી પરિષદ્ બોલાવી પંદર માસની અંદર પરિષદ્ આગળ મંજુરી માટે રજુ કરવો.

આ સમિતિ નિર્ણય ઉપર આવતા પહેલા પોતાને યોગ્ય લાગે એવા ગૃહસ્થની જુબાની અગર લેખિત અભિપ્રાયો લેશે, મેળવશે અને તે પર વિચાર કરશે.

જ્યારે જ્યારે આ સમિતિમા કોઇ જગા ખાલી પડે ત્યારે ત્યારે તે જગા પૂરવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

આ સમિતિ નીચેના ગૃહસ્થોની બનશે.

આચાર્ય આનંદશંકર ધ્રુવ (પ્રમુખ)
રા. ગ. ચીમનલાલ નારાયણભાઇ મહેતા.
રા. રા. કેશવપ્રસાદ છો. દેસાઇ.
રા. રા. અંબાલાલ બુ. જાની.
રા. રા. નગીનદાસ ત્રિ. માસ્તર.
ગ. રા. કૃષ્ણલાલ મો ઝવેરી.
રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.
ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ
રા. રા. હરસિદ્ધભાઇ વ. દીવેટીઆ.
રા. સા. દાદુભાઇ પુ. દેસાઇ.
રા. રા. ગોવિંદભાઈ ભાઈલાલભાઇ પટેલ.

આ ઠરાવની વિરૂદ્ધ ત્રણ મત હતા પણ વધુ મતે પસાર. પાછળથી તેમણે પોતાનો વિરોધ પાછો ખેંચી લીધો હતો.

ઠરાવ ૭—ગુજરાત યુનિવરસીટીના સંબંધમા સર ચીમનલાલ સેતલવાડના પ્રમુખપણા નીચે નીમાએલી સમિતિના આશયનુ અને કાર્યનું સમર્થન તથા તે સમિતિની સાથે સક્રિય સહકાર કરવાનો જે ઠરાવ મુબાઈમા મળેલી આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદે કરેલો તે ઠરાવ આ પરિષદ્ ફરી કરે છે.

રજુ કરનારઃ **કનૈયાલાલ મા. મુનશી.**
સર્વાનુમતે પસારઃ અનુઃ **બળવંતરાય ક. ઠાકોર.**

ઠરાવ ૮—ગુજરાતમાં ઉચ્ચતર સ્ત્રી કેળવણી માટે એક વિદ્યાલય સ્થાપવા ગુજરાતનાં કેળવણીમાં રસ લેતા ભાઇઓ અને બહેનોને આ પરિષદ્ ભલામણ કરે છે.

રજુ કરનારઃ કૃષ્ણલાલ મો. ઝવેરી.
સર્વાનુમતે પસાર. અનુ નગીનદાસ ત્રિ. માસ્તર.

ઠરાવ ૯—(क) આ પરિષદ્ ગુજરાતમાં તેમજ ગુજરાતની બહાર મહાવિદ્યાલયોમાં તથા શાળાઓમાં કામ કરતા અધ્યાપક ગુજરાતી ભાઇબ્હેનો તથા અન્ય વિદ્વાનોને તેઓ ઉચ્ચ જ્ઞાનના સંપાદનને અર્થે તેમજ ગુજરાતી સાહિત્યનાં વિવિધ અંગોની પૂરેપૂરી ખીલવણીને અર્થે, ગુજરાતી સાહિત્ય–ઇતિહાસ–વિજ્ઞાન, કલા, ધર્મ તથા તત્વજ્ઞાનના મંડળો રચવા ભલામણ કરે છે.

(ख) તેજ પ્રમાણે પ્રાથમિક–માધ્યમિક, ઉચ્ચતર શિક્ષણના કામમાં ગુંથાયલા તથા તેમાં રસ લેતા સર્વ ગુજરાતી ભાઇબ્હેનોને એક ગુજરાત કેળવણી મંડળ સ્થાપવા આ પરિષદ્ ભલામણ કરે છે.

સર્વાનુમતે રજુ કરઃ ડૉ. કુંવરજી ગોસાઇ નાયક.
અનુઃ પ્રો. અતિસુખશંકર ત્રિવેદી.

ઠરાવ ૧૦—બાલસાહિત્ય ઉત્પન્ન કરવા તથા એને લોકપ્રિય કરવા અત્યારે ગુજરાતમાં જે પ્રયત્નો થઈ રહ્યા છે તેની આ પરિષદ કદર કરે છે અને એ જાતના પ્રયત્નો ચાલુ રાખવા તથા વિસ્તારવા પરિષદ્ ભલામણ કરે છે.

સર્વાનુમતે રજુ કર કેશવપ્રસાદ દેસાઈ.
અનુ. મુનિકુમાર ભટ્ટ.

ઠરાવ ૧૧—સ્ત્રી ઉપયોગી સાહિત્ય રચવા તથા લોકપ્રિય કરવા કેટલાક વખતથી ગુજરાતમાં જે પ્રયત્નો થઇ રહ્યા છે તેને આ પરિષદ્ હર્ષથી વધાવી લે છે, તે કાર્ય વિસ્તારવા પરિષદ્ સૌ ભાઇબ્હેનોને ભલામણ કરે છે.

સર્વાનુમતે સૌ. જ્યોત્સ્નાબ્હેન શુકલ.
ગટુલાલ ગો. ધ્રુવ.

ઠરાવ ૧૨—(क) 'વિશાલ ભારત' ના સંપાદક પંડિત બનારસીદાસ ચતુર્વેદીની સૂચનાનુસાર ભારતની વિવિધ સાહિત્ય પરિષદોનું સંમેલન ભરવાનો વિચાર આ પરિષદ્ પ્રસંશનીય ગણે છે, અને એ પરિષદ્ ભરાય તો તેમાં ભાગ લેવા સારૂ પ્રતિનિધિ મોકલવાની પ્રમુખને સત્તા આપે છે.

(ख) જો આવી અખિલ ભારત સાહિત્ય પરિષદ્ ભરાય, તથા તેમાં ગુજરાતી સાહિત્ય પરિષદ્ના પ્રતિનિધિઓ હાજર રહે તો તેમણે ત્યાં ગુજરાતી સાહિત્ય પરિષદ્નો એવો અભિપ્રાય જાહેર કરવો કે અન્ય પ્રાન્તોની સાહિત્ય પરિષદો સાથે પરસ્પર પ્રતિનિધિઓ મોકલીને સહકાર કરવો આ પરિષદ્ ઇષ્ટ ગણે છે.

ઠરાવ ૧૩ મો—(क) આ પરિષદ્ ગુજરાતમાંની કેળવણી સંસ્થાઓને તથા તેઓના અધિકારીઓને ભલામણ કરે છે કે કેળવણીમાં માતૃભાષાનો ઉપયોગ ઉત્તરોત્તર વધારતાં જઇ ઉચ્ચ કેળવણી પણ માતૃભાષામાં અપાય એવો સમય જેમ બને તેમ જલદી આણવા એક સરખો યત્ન કરવો.

હવે, સાહિત્યપરિષદ્‌ના સંબંધમાં બે બોલ બોલીશ. સાહિત્યપરિષદ્ ઇ. સ. ૧૯૦૫ માં સ્થપાઇ અને તે પછી જુદે જુદે સ્થાને ત્હેનાં આઠ સંમેલનો થઇ ચુક્યાં છે. નવમું અધિવેશન નડિઆદમાં થશે. હું સમજું છું ત્યાં સુધી સાહિત્યપરિષદ્‌ના ત્રણ હેતુઓ છેઃ (૧) એક અને મુખ્ય હેતુ તો ગુજરાતી ભાષા અને સાહિત્ય ખીલવવાનો છે, અને તે એવી રીતે કે એક બાજુથી ઇતર સુધરેલા દેશોનાં ભાષા અને સાહિત્ય સાથે માનભેર સરખાવી શકાય અને બીજી બાજુથી આપણા લોકોની જરૂરિયાતો સંતોષાય. (૨) બીજો હેતુ એ છે કે આપણા વિદ્વાનો અને સાક્ષરોને એક સત્યાગ્રહી સંસ્થાને અંગે એવી રીતે સંયોજીત કરવા કે તેઓ એક બીજાના પ્રત્યક્ષ તથા ગાઢ પરિચયમાં આવે તેમજ જેમને જેમને એક બીજાની માથે અનુકૂલ આવે ત્હેમની વચ્ચે સહકારનો સંબંધ પોષાય. દુર્ભાગ્યે, આપણા વિદ્વાનોમા અંગત સંબંધો આપણે ઇચ્છીએ તેવા નથી અને ત્હેમને સમાધાનીથી એકત્ર કરવા એ પણ રહેલું કામ નથી. પરંતુ તેથી સમાધાનીનો પ્રયત્ન વિશેષ કર્તવ્ય બને છે. (૩) ત્રીજો હેતુ એ છે કે સામાન્ય જનતા પોતાના પ્રાંતના સાક્ષરોને પ્રત્યક્ષ જુએ, ત્હેમના નિબંધો વંચાતા સાંભળે, અને સાહિત્ય, કલા વગેરેમાં સામાન્ય રસ લેતી થાય. સંક્ષેપમાં, સરસ્વતીપૂજામાં જનતા પણ સામેલ રહે.

સાહિત્યપરિષદ્‌નું નવમું અધિવેશન નડિયાદમાં થાય ત્યારે બે બાબતો ખાસ થવી જોઇએ. એક તો તે અધિવેશન બને તેટલું વિશાલ, ઉદાર, સર્વગ્રાહી અને નિષ્પક્ષ ધોરણે થાય તે જોવામા આપણે રહેજે કચાશ રાખવી નહિ. દુર્ભાગ્યે, આપણા સાક્ષરોમા પરસ્પર રાગદ્વેષ અતિશય છે અને ત્હેમને એકત્રિત કરીને શાન્તિ સમાધાન સાચવવા મુશ્કેલ છે. છતા નડિયાદના કાર્યકર્તાઓએ પોતાનાથી બનતું કરવું જોઇએ. બીજી બાબત એ કે નડિયાદ સાહિત્યસેવા માટે સમસ્ત ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે. એ પ્રતિષ્ઠાને અનુરૂપ આપણાથી જે કાંઈ કરી શકાય તે આપણે કરવું જોઇએ. સંક્ષેપમા આપણે એકચિત્તે શુદ્ધ નિષ્ઠાથી એવો પ્રયત્ન કરવો જોઇએ કે નવમુ અધિવેશન એક બાજુથી સાહિત્યપરિષદ્‌ના હિતમાં અને બીજી બાજુથી નડિયાદની શોભામા વૃદ્ધિ કરે.

હવે, ત્રીજી અને છેલ્લી બાબત–એક દૃષ્ટિથી વધારેમાં વધારે તાત્કાલિક અને વ્યવહારિક અગત્યની. સત્કારમંડળના સભાસદો વધારે થઇ શકે માટે ફી માત્ર પાચજ રૂપીઆ રાખવામા આવી છે, જ્યારે બીજાં સ્થાનોમા તે દસ રૂપીઆની હતી. સમસ્ત ચરોતરમાથી કમીમા કમી હજાર અને બને તો પંદરસો સભાસદ થવા જોઇએ. તે માટે પ્રચારકાર્ય આજે આરંભાય છે. નડિયાદમાથી "સ્થાનિક કારોબારી સભા" ના લગભગ ત્રણસો સભાસદ થયા છે. તેઓ આપોઆપ "સત્કારમંડળ" ના સભાસદ ગણાશે. હવે નડિયાદમાથી કમીમા કમી સો બીજા સભાસદો થવા જોઇએ અને નડિયાદ તાલુકાના બીજાં ગામોમાથી સો થવા જોઇએ. સંક્ષેપમા નડિયાદ તળના ચારસો સભાસદ અને તાલુકાના બીજાં ગામોના સો થઇ આખા નડિયાદ તાલુકામાથી કુલ પાચસો સત્કાર-મંડલના સભાસદ થવા જોઇએ. સુશિક્ષિત અને ધનાઢ્ય વર્ગો તરફથી પાચ પાચ રૂપીયા સરસ્વતી સેવામા અર્પણ થાય એ ભાગ્યેજ વધારે પડતું ગણાય. જો પંદરસો સભાસદો સમસ્ત ચરોતરમાથી થશે તો કોઇની પાસેથી વિશેષ દાન-special donations-લેવાની જરૂરિયાત નહિ રહે તેમજ સાહિત્યપરિષદ્‌ના પોતાના ઉપરાત લોકોપયોગી અને લોકરંજક ગૌણ પ્રવૃત્તિઓ સાથે સાથે થઈ શકશે. સંક્ષેપમા, **પ્રથમ લોકોનાં દિલ જોઇએ અને**



નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ નડિયાદ

સ્વયંસેવક મંડળ

તે પછી દ્રવ્ય. કાંઇ એકલાં દિલથી બિલ ચૂકવાય નહિ, અને એકલાં દ્રવ્યથી રસ જામે નહિ. દિલ અને દ્રવ્ય બન્નેય જરૂરનાં છે, અને સમસ્ત ચરોતર આ પ્રસંગે તે આપી પોતાની સાહિત્ય પ્રીતિની પ્રતિષ્ઠા પુરવાર કરશે એવી આશા છે.

**રા. ફૂલચંદ ઝવેરદાસ શાહ.**

નડિયાદના સાહિત્ય-સંગીત-ચિત્રકલા એ ત્રણેયના ત્રિવેણીસંગમ સમા રા. ફૂલચંદે કહ્યુ કે નડિયાદમા થનાર સાહિત્યપરિષદ્ સર્વને માટે ખુલ્લી છે એમ જે ભાઈ ચન્દ્રશંકરે કહ્યુ તે વાસ્તવિક છે. નડિયાદ ગુણગ્રાહી છે અને ત્હેની પ્રતિષ્ઠાને તો એવી ખાનદાનીજ શોભે. ન્હાના દિલ બીજાઓનો દ્વેષ કરે છે ને બહિષ્કાર કરવા પ્રયાસ કરે છે આપણને કોઇનોયે બુદ્ધિપૂર્વક બહિષ્કાર શોભેજ નહિ. આપણા આમંત્રણો તો સર્વેને એકસરખા છે ને હુ તો ગુજરાતના સાક્ષરો પાસે એટલુજ માગુ છુ કે આપના પરસ્પર રાગદ્વેષોને ભૂલી જઇ નડિયાદને આગણે પધારો નડિયાદ ને ચરોતર પાસે જે સાદા હૃદયનો સાદો સત્કાર આપ પામશો તે કાંઇ જુદોજ હશે શબ્દબ્રહ્મની ઉપાસનાનું નડિયાદ સદૈવ અનુરાગી છે.

**રા. કરીમભાઇ મહમદભાઇ માસ્તર.**

ગુજરાતમા જે થોડા મુસલમાન ભાઇઓ ગુજરાતી સાહિત્યમા રસ લે છે ને સારૂ ગુજરાતી લખી બોલી જાણે છે ત્હેમાના કરીમભાઇ એક છે ત્હેમણે કહ્યુ કે નડીઆદની ભૂમિએ અનેક સાક્ષરરત્નો ઉત્પન્ન કર્યા છે તેમાના ઉત્તમ સાક્ષરરત્ન ગોવર્ધનરામભાઇ સાહિત્યપરિષદ્‌ના પ્રથમ અધિવેશન પ્રસગેજ અમદાવાદમા ઇ. સ ૧૯૦૫ મા પ્રમુખ થયા હતા, અને હજીયે ઇશ્વરની કૃપા છે કે માત્ર આજની સભાનું પ્રમુખપદજ નહિ, પરંતુ સત્કારમડળનું પ્રમુખપદ શોભાવવા બીજા એક સાક્ષરરત્ન છગનલાલભાઇ મોજુદ છે. એમના નેતૃત્વ નીચે અને એમના આશીર્વાદથી આપણુ કાર્ય જરૂર સફલ થશે નડિયાદની સાહિત્યસેવાની પ્રતિષ્ઠાના પ્રમાણમા "સાહિત્યપરિષદ્" સાવીસે વર્ષે નડિયાદ આવે છે તેથી જરા આશ્ચર્ય થાય છે, પરંતુ મોડી મોડીએ જ્યારે આવે છે ત્યારે નડિયાદ પોતાનો સાદો પણ સાચા દિલનો સત્કાર કરે, એજ ઇચ્છવા જેવુ છે

**રા. ગોકુળદાસ દ્વારકાદાસ તલાટી.**

રા. ગોકુળદાસ નડીઆદના જાહેર જીવનના મુખ્ય આગેવાન છે, અને ઈ સ ૧૯૦૭ મા રાષ્ટ્રિયતાનુ મોજુ આવ્યુ ત્યારથી તે અદ્યપર્યંત તેમ આગળ પડતો ભાગ લેતા આવ્યા છે તેઓ એકસરખી રીતે હજી લોકસેવામા ઝઝુમી રહ્યા છે. ત્હેમણે કહ્યુ કે સાહિત્ય એ સમાજની સ્થિતિ દર્શાવનાર કાચ છે જો સાહિત્ય ઉંચી કક્ષાનુ હશે તો સમાજ પણ ઉંચી કક્ષાનો હશે "સાહિત્યપરિષદ્" નડિયાદ આવે તો નડિયાદે ઘટતો સત્કાર કરવોજ જોઇએ. ખરૂ છે કે કમનસીબે અત્યારે નડિઆદમા દેવાળા ઉપર દેવાળા નીકળી રહ્યા છે અને તેની સીધી કે આડકતરી અસર લોકોની આર્થિક સ્થિતિ ઉપર થશેજ, છતાયે નડિયાદે કામ માથે લીધુ છે તો તે પાર પાડવુજ જોઇએ

**રા. ફૂલચંદ બાપુજી શાહ.**

રા ફૂલચંદ નડિયાદના જાહેર જીવનમા ખરી નિષ્ઠાથી અને ઉંચી ભાવનાથી કાર્ય કરનાર ગૃહસ્થ છે. તેઓ સારૂ લખી અને બોલી શકે છે ત્હેમણે જણાવ્યુ કે આપણા કર્તવ્યનું આપણને બરાબર ભાન થવાની જરૂર છે, કારણકે આપણે જેવી તેવી જવાબદારી માથે લીધી નથી આપણામા સેવાભાવની ધગશ હશે તોજ આપણે માથે

લીપિથી ગભીર જવાબદારીને પહોચી વળીશુ. આપણા પોતાનામા સાચો સાહિત્યપ્રેમ હશે તોજ આપણે જનતામા પ્રેમ જગવી શકીશુ. આપણે આપણો સદેશો ગામે ગામ પહોચાડવો જોઇએ અને જેટલા બની શકે તેટલા સભાસદો મતકારમડળમા નોધવા જોઇએ ખેડા જીલ્લાના અને સમસ્ત ચરોતરના ગામડાના લોકોને પણ આપણી પ્રવૃત્તિની માહિતી મળવી જોઇએ

**રા. સુન્દરલાલ નાથાલાલ જોશી.**

રા. સુદરલાલ શાસ્ત્રીકુટુબમા જન્મેલા એક ઉત્સાહી સાહિત્યપ્રેમી છે અને જનતાના હકહિતના સમર્થ હીમાયતી છે ત્હેમણે અવિસ્તર અને વિગતવાર વ્યાખ્યાન કર્યુ હતુ અને જે અનેક મુદ્દાઓ ચર્ચ્યા હતા ત્હેમા બે મુખ્ય હતા ત્હેમનો એક મુદ્દો તો એ હતો કે "સાહિત્યપરિષદ્" એ માત્ર મૂઠ્ઠીભર વિદ્વાનો કે સાક્ષરો માટેજ ન હોવી જોઇએ, પણ જનતાનેય એમા સ્થાન મળવુ જોઇએ. જે સાહિત્ય લોકોથી સહેલાઈથી સમજાય, જે સાહિત્યમા લોકોને ખરેખરો રસ પડે અને જે સાહિત્યથી જનકલ્યાણ થાય તે લોકસાહિત્યને પણ પરિષદ્‌ને અગે ઘટતુ સ્થાન મળવુ જોઇએ ત્હેમના બીજો મુદ્દો એ હતો કે સાહિત્યપરિષદ્‌ના અધિવેશન પ્રસગે જે પ્રદર્શન થાય તેમા એક બાજુએ પ્રાચીન શોધખોળને પોષણ મળે એવા તેમજ બીજી બાજુએ લોકોનુ જ્ઞાન વધે એવા સાધનો રજુ થવા જોઇએ

**રા. રણછોડલાલ એમ. શાહ.**

રા રણછોડલાલ બગાળામા ઝરીયામા કોલસાના વેપારી છે, અને છતા ગુજરાતી સાહિત્યના પ્રેમી છે ત્હેમણે જણાવ્યુ કે વેપારીઓ પોતાના ધધામાથી જ્યારે પરવારે ત્યારે ત્હેમને વિનોદ મળે અને સાથે જ્ઞાન મળે એવુ સાહિત્ય પુરૂ પાડવુ જોઈએ તેમ થવાથી વેપારીઓ પણ સાહિત્યપ્રેમી અને સસ્કારી થશે તે ઉપરાત રગભૂમિ તથા સીનેમા ઉપર વિદ્વાનોની દેખરેખ રહેવી જોઇએ તે બનેય લોકપ્રિય વિનોદોને ખરેખર ઉદ્ધારક બનાવવા વિદ્વાનોએ પ્રયાસ કરવો જોઇએ અત્યારે તો એ બનેય ઘણુ નુકસાન કરી રહ્યા છે

**રા. મોતીલાલ રવિશકર ઘોડા.**

જૂનાગઢના વતની નાગર વકીલ અને તત્ત્વજ્ઞાનના પ્રેમી રા મોતીલાલ ઘોડાએ જણાવ્યુ કે પ્રાચીન કાળ માટે આપણામા ગૌરવનો ભાવ જગાડે એવુ આપણુ સાહિત્ય હોવુ જોઇએ સાહિત્યનુ સાધન ભાષા છે અને તેથી ભાષાને ખીલવવાની પણ જરૂર છે, હાલ ભાષાની અશુદ્ધિઓ બહુ જોવામા આવે છે અને જોઇએ તેવુ શુદ્ધ લખનાર ઓની સખ્યા થોડી છે શુદ્ધ બોલવા લખવા માટે સસ્કૃતનુ જ્ઞાન આવશ્યક છે, કારણ કે સસ્કૃતના પરિચય વિના ગુજરાતી ઉત્કૃષ્ટ શુદ્ધ બોલાય લખાય, એ શક્ય નથી

**ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ કથારીયા.**

ડૉ મહાદેવપ્રસાદ કથારીયાએ જણાવ્યુ હતુ કે નડિયાદે માત્ર ગુજરાતી સાહિત્યમાજ ઉચ્ચ પ્રકારનો ફાળો આપ્યો છે એમ નથી, મનસુખભાઈથી માડીને નડીઆદના સાક્ષરોએ ગુજરાતી ભાષાને પ્રૌઢ અને ગૌરવાન્વિત બનાવવામા જેવો તેવો હિસ્સો આપ્યો નથી કેવળ સરળ શૈલીના હીમાયતીઓ એ કહેવાતી "સસ્કૃતમયી શૈલી" ની આવશ્યકતા પૂરેપૂરી સમજી શકતા નથી નડિયાદે જેવી પોતાની મુદ્રા ગુજરાતી ભાષા અને સાહિત્ય ઉપર

પાડી છે તેવીજ સાહિત્યપરિષદ્‌ના કાર્ય ઉપર પાડશે એવી આશા છે. સાહિત્ય પરિષદ્ નડિયાદ આવે ત્યારે જેવી હોય હેના કરતાં વધારે સારી બનીનેજ નડિયાદથી તે જવી જોઇએ. એની સ્વરૂપ રચનામાં નડિયાદે પોતાની મુદ્રા મારવી ન જોઇએ.

મુનસફ સાહેબ શ્રી લલ્લુભાઈ છગનલાલ શેઠે પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે ગુજરાતી સાહિત્યનો વિચાર કરનાર નડિયાદને કદાપિ વિસરી શકે નહિ એવો સંગીન ફાળો નડિયાદે ગુજરાતી ભાષા અને સાહિત્યની ખીલવણીમાં આપ્યો છે. સાહિત્યપરિષદ્ લાયક ઉમ્મરતી થઇને નડિયાદ આવે છે. આશા છે કે નડિયાદથી તે ઘણું લઈ જશે. હજી નડિયાદમા એવા સાક્ષરરત્નો પડયાં છે કે જેઓ નડિયાદનો સાહિત્યકીર્તિધ્વજ ઉડતો રાખે.

રા. ઇંદિરાશંકર જટાશંકર પંડ્યાએ દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું કે સાહિત્યપરિષદે ઘણું કર્યું છે એવું માનનારે કરેલામાં વધારો કરવા અને સાહિત્યપરિષદે કાંઇએ નથી કર્યું એમ કહેનારા સાહિત્યપરિષદ્ પાસે કાંઇક કરાવવા એમ બંને પ્રકારના લોકોએ પરિષદ્‌ના કાર્યને મદદ કરવી ઘટે છે. સાત સાક્ષરોએ નડિયાદનો સાહિત્ય કીર્તિધ્વજ રોપ્યો હેમાંના એક છગનલાલભાઈ હજી અવશિષ્ટ છે, એ પ્રભુકૃપા છે.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

## બોરસદ તાલુકાની પ્રચાર સભા

ચરોતરમાં પ્રચારને અંગે જેમ નડિયાદ તાલુકાની જાહેર સભા તા. ૨૯ મી જાન્યુઆરી ૧૯૨૭ ને દિવસે અને આણંદ તાલુકાની જાહેર સભા તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ને દિવસે થઈ હતી તેમ બોરસદ તાલુકાની જાહેર સભા બોરસદની એડવર્ડ મેમોરિયલ હાઇસ્કૂલમાં તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ને દિવસે થઈ હતી. બોરસદ તાલુકાની શાખ મૂળથી યે જુસ્સાદાર તાલુકા તરીકેની તો ખરી જ, પછી તે જુસ્સો યોગ્ય દિશામાં ન યોજાય તો તોફાનનું સ્વરૂપ લે, એ જુદી વાત. પોતાના સિદ્ધાન્તો માટે રાજ્યનો ત્યાગ કરનાર દરબાર શ્રી ગોપાળદાસજીએ કેટલાંક વર્ષો થયાં બોરસદને પોતાની પ્રવૃત્તિઓનું મુખ્ય કેન્દ્રસ્થાન બનાવ્યું છે અને હેમના અનુકરણીય સ્વાર્થત્યાગનો અને મનોહર સૌજન્યનો પ્રભાવ બોરસદ તાલુકાના વાસીઓ ઉપર પડયા વિના ભાગ્યે જ રહેતો હશે. ચાતુર્ય કરતાં ચારિત્ર્ય હૃદયોને અગમ્ય રીતે જીતે છે અને ત્યાગ ને તપ ચારિત્ર્યના માનજનક ચિહ્ન છે. દરબારશ્રી ગોપાળદાસ અને હેમના સહધર્મિણી શ્રીમતી ભક્તિબા "અસહકાર" નુ ગુજરાતને સુન્દર સમર્પણ છે. ટીકા કરવી અને દોષોજોવા સહેલા છે, દરબાર શ્રી ગોપાળદાસ અને શ્રીમતી ભક્તિબા થવું મુશ્કેલ છે. તેઓશ્રીની સાહિત્યપરિષદ્‌ના કાર્યકર્તાઓને પુષ્ટિ છે અને બોરસદની જાહેર સભા સફલ થવાનુ માન પ્રથમ હેમને ઘટે છે. "મૂંગી મદદ" એ દરબારશ્રીનું અભિજાત્ય છે. બોરસદની જાહેર સભા સફલ થવાનું બીજું માન બોરસદના મુનસફ સાહેબ શ્રીયુત પ્રહલાદજી ચન્દ્રશેખર દીવાનજીને ઘટે છે. "ગુજરાતી સાહિત્યપરિષદ્" ને નડિયાદમા આમંત્રણ કરવાનું "નડિયાદ સાહિત્ય સભા" એ ઠરાવ્યું તે પ્રસંગે શ્રીયુત દીવાનજી નડિયાદમા હતા અને જે સભામાં તે ઠરાવ થયો તે દિવસે તેઓ પ્રમુખપદે હતા. એટલે પહેલેથીજ તેઓએ "નડિયાદ સાહિત્ય સભા" ના અને "નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્" ના કાર્યમાં સક્રિય ભાગ લીધો છે. તેઓ સંસ્કૃત ભાષાના અને તત્ત્વજ્ઞાનના અભ્યાસી છે. પોતાના પ્રિય અભ્યાસ વિષય માટે તેઓ

ભારે પરિશ્રમ કરી શકે છે એમ "આઠમી ગુજરાતી સાહિત્યપરિષદ્" માટે ત્હેમણે તૈયાર કરેલો "મણિલાલની સાહિત્યસેવા" નો નિબન્ધ સાબીત કરે છે. અધિકારીઓ તેઓશ્રીની માફક પોતાના અવકાશના સમયને લેખનવાચન કાર્યમાં વ્યતીત કરતા હોય અને પ્રજાવર્ગની સેવાનાં સાર્વજનિક કાર્યોમાં યથાશક્તિ ભાગ લેતા હોય તો તેઓ જેટલા રાજમાન્ય થઈ શકે તેટલા જ સાથે સાથે પ્રજામાન્ય પણ થાય, બોરસદે પોતાના તાલુકાની જાહેર સભાનું પ્રમુખપદ શ્રીયુત દીવાનજી જેવા અભ્યાસી અને સાહિત્ય પ્રેમી વિદ્વાનને આપ્યું હતું તે યોગ્યજ કર્યું હતું. ત્રીજું માન બોરસદના વકીલવર્ગને અને શિક્ષકવર્ગને ઘટે છે. દરબાર સાહેબની અને દીવાનજીની પ્રેરણા ગમે તેવી પ્રબલ હોય પણ તે ઝીલનાર સુશિક્ષિત વર્ગ કે જનતા ન હોય તો શું થઇ શકે? બોરસદે સાહિત્ય પરિષદના પ્રચારને આપેલું ઉત્તેજન ખરેખર સ્તુતિપાત્ર છે અને તે ઉત્તેજન જેમને જેમને આભારી હોય તે સર્વેને ધન્યવાદ ઘટે છે. બોરસદ તાલુકાની જાહેર સભામાં યે શ્રીયુત ગોકળદાસ તલાટી કામને લીધે અને શ્રીયુત ચંદ્રશંકર પંડ્યા બીમારીને સબબે હાજર રહી શક્યા ન હતા. પરંતુ મંત્રીઓમાંથી રા. ફૂલચંદ બાપુજી શાહ, રા. જયન્તીલાલ મોરારજી મહેતા અને રા. ચંદુલાલ નંદલાલ દેસાઇ એ ત્રણ પ્રચારને અંગે નડિયાદથી ખાસ બોરસદ ગયા હતા. બોરસદ ઉપરાંત તાલુકાનાં બીજાં ગામોમાંથી પણ શિક્ષિત વર્ગના બંધુઓ આવેલા હતા. એકંદરે, સભા ઘણી સફલ હતી.

**શ્રીયુત પ્રહલાદજી ચંદ્રશેખર દીવાનજી.**

પ્રમુખપદેથી બોલતા શ્રીયુત દીવાનજીએ જણાવ્યું હતું કે આવતા ઓક્ટોબરમાં થનાર "નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્" ના કાર્યકર્તાઓ પ્રચાર માટે આવેલા છે અને ત્હેમનો સંદેશ ઝીલવો તથા ત્હેમને જોઈતી આર્થિક તથા ઇતર મદદ આપવી એ બોરસદ તાલુકાનું કર્તવ્ય છે. ચરોતરમા સમસ્ત ગુજરાતની સાહિત્યપરિષદ્ પહેલી જ વાર પધારે છે અને તેથી ચરોતરના દરેક દરેક વતની અને વાસીએ ત્હેનો સત્કાર કરવામા પોતાનાથી બનતો હીસ્સો આપવો જ જોઇએ. ઇ. સ. ૧૮૫૦ પછી અંગ્રેજી કેળવણીની અસરથી નવીન ગુજરાતી સાહિત્ય થવા માંડ્યું અને જેમણે યુનિવર્સિટીની કેળવણી લીધી ત્હેમણે પોતાની સંસ્કારિતાનો લાભ માતૃભાષાને આપવા માંડ્યો. આ નવી અસરના લાભાલાભ બંને ય થયા છે અને એ તો એમ જ હોય. સાક્ષરોમાં મતમતાન્તરને લીધે તેમજ અંગત રાગદ્વેષોને લીધે ભેદ પડવા માંડ્યા. સાક્ષરો પરસ્પરના પરિચયમા આવે, એક બીજાને પાસેથી ઓળખે, અહંકારને બદલે સહકાર સાધે એવા સ્તુત્ય આશયથી ભાઇ રણજીતરામે "ગુજરાતી સાહિત્યપરિષદ્" સ્થાપી. ત્હેનાં આઠ અધિવેશનો થઇ ગયા છે આઠમું અધિવેશન મુંબઈમાં થયું હતુ. ત્યાં વાતાવરણ અશાન્ત હોવા છતા "બંધારણ" મંજુર થઈ શક્યું હતું. એ બંધારણ બાબત મતભેદ છે; હોય. ક્રમે ક્રમે સંયોગાનુસાર બધું ઠીકઠાક થઇ જશે. નડિયાદની સાહિત્યકીર્તિનો ધ્વજ હજીયે ઉડતો રાખે એવી અનેક વિદ્વાન વ્યક્તિઓ મોજુદ છે અને તેઓ સ્તુત્ય ભાવથી પ્રેરાઇને પરિષદ્માં અધિવેશનને સફલ બનાવવા પોતાનાથી બનતું કરી રહ્યા છે. આપણે સર્વેએ ત્હેમના કાર્યને વધાવી લેવાનું છે, જેમનાથી પાંચ રૂપીઆની ફૂલપાંખડી સરસ્વતીસેવામાં અર્પાય ત્હેમણે અર્પવાની છે અને જેટલી બને તેટલી મદદ ચરોતરના સાહિત્યયજ્ઞમાં કરવાની છે. બોરસદ તાલુકો પોતાનું પાણી બતાવશે, એવી આશા છે.

### સ્થાનિક સમિતિ

રા. રામભાઈ વકીલની દરખાસ્તને અનુમોદન મળ્યા પછી વકીલ રા. ચુનીલાલ અમૃતલાલ પંડયાના પ્રમુખપદ નીચે બોરસદ તાલુકામાંથી સત્કારમંડળના સભાસદો નોંધવા એક સમિતિ નીમવામાં આવી હતી. રા. ઝવેરભાઇ દાજીભાઇ, રા. શંકરલાલ હરિલાલ શુકલ અને રા. ભોગીલાલ નાથાભાઇ ચોકસી સ્થાનિક સમિતિના મંત્રીઓ તરીકે નીમાયા હતા. આ "બોરસદ સ્થાનિક સમિતિ" બોરસદ તાલુકામાં સાહિત્યપરિષદ્ વિષે પ્રચાર કરશે અને સત્કારમંડળના સભાસદો નોધશે.

### ફુલચંદ બાપુજી શાહ

રા. ફુલચંદે જણાવ્યું હતું કે બાવીસે વર્ષે નવમા અધિવેશન માટે "ગુજરાતી સાહિત્યપરિષદ્" નડિયાદની નોતરી ચરોતરમાં પધારે છે, અને તે પહેલીજ વાર પધારે છે. રાજ્યકાર્યના પ્રદેશમા ચરોતર જેમ આગળ પડતું છે તેમ સાહિત્ય સેવાના પ્રદેશોમાંયે હેનુ સ્થાન મોખરે છે. કેમ ન હોય? ચરોતર એટલે સંગીનપણું અને સાહસ. કોઇથી અંજાવું શું એ ચરોતર સમજ્યું નથી. ચરોતર સ્વાભિમાની છે તેમજ ગુણ ગ્રાહક છે. ગુજરાતના ઇતર પ્રદેશોની ઇર્ષ્યા કે ઉપેક્ષા ચરોતરે નથી કરી, કારણ એ જાતજોમ ઉપર ઝઝુમે છે. સાહિત્યપરિષદ્નો મૂળ ખ્યાલ સાક્ષરશ્રી મણિલાલ દ્વિવેદીનો, પરંતુ તે વિદ્વાનોના સામયિક સંમેલનના બીજ પૂરતો. એ ખ્યાલને મૂર્ત અને વિસ્તૃત સ્વરૂપ આપનાર સદ્ગત સાક્ષરશ્રી રણજિતરામ. ગુજરાતના અનેક સાક્ષરોએ તે સંસ્થાને પોષી છે ચરોતરે પરિષદ્ના આઠ પ્રમુખમાથી ત્રણ આપ્યા છેઃ સાક્ષરશ્રી ગોવર્ધનરામ, સાક્ષરશ્રી રણછોડભાઈ ઉદયરામ દવે, અને સાક્ષરશ્રી હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાટાવાળા. સાક્ષરશ્રી હરગોવિન્દદાસજીએ તો રૂ. ૧૦,૦૦૦) દશ હજારની સંગીન રકમ પણ પરિષદ્ને સોપી છે અને પોતાનું રતુત્ય વૈશ્યત્વ સિદ્ધ કર્યું છે. ચરોતરના ઇતર વિદ્વાનો પણ પહેલેથીજ સાહિત્યપરિષદ્માં અગ્રેસર ભાગ લેતા આવ્યા છે, કેમકે રા. ચંદ્રશંકર, રા. અંબાલાલ, ડૉ. કાન્તિલાલ, રા. મટુભાઇ કાટાવાળા, પ્રો. રમણલાલ યાજ્ઞિક વગેરે. નવમુ અધિવેશન નડિયાદમા ઓકટોબર માસમાં થશે સત્કારમંડળ સમસ્ત ચરોતરમાથી રચાશે. કુલ પંદરસો સભાસદો થઇ શકે તો ઉત્તમ તાત્કાલિક સંમેલન તો સફલ કરવું જ જોઇએ, પરંતુ પરિષદ્ની પધરામણીના કાંઇક સ્થાયી સ્મરણ ચિહ્ન પણ રહે એટલો દ્રવ્યસંગ્રહ થવો જોઇએ. બોરસદ પોતાથી બનતુ કરશે, એવી આશા છે.

### રા. જયન્તીલાલ મોરારજી મહેતા

રા. જયન્તીલાલે જણાવ્યું હતું કે શ્રીયુત દીવાનજી જેવા ઉત્સાહી અને સાહિત્ય પ્રેમી અધિકારી નડિયાદથી પરિષદ્ ભરાતા પહેલા ગયા તેથી નડિયાદને હેમની ખોટ પડી છે. પરંતુ ખાત્રી છે કે તેઓ અત્રે રહ્યે રહ્યે પણ પરિષદ્ને પોતાનાથી બનતી પુષ્ટિ આપશે જ. પરિષદ્ને અંગે એક પ્રદર્શન ભરવા વિચાર છે. ચરોતરમાં સામળ જેવા પ્રસિદ્ધ કવિ થઇ ગયા છે; પ્રીતમ પણ ચરોતરના હતા. એવા એવા ચરોતરના પ્રાચીન કવિઓની કૃતિઓનાં હસ્તલિખિત પુસ્તકો જેમની પાસે હોય હેમણે મોકલવાં. પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો, શિલાલેખો, તામ્રપટો વગેરે સર્વનો સત્કાર થશે અને હેમની યોગ્ય સંભાળ લેવાશે ચરોતરના ઇતિહાસનાં સાધનો એકત્ર થાય અને પ્રદર્શિત થાય એ આવશ્યક છે. પરિષદ્ને અને પ્રદર્શનને બનતી મદદ બોરસદ તાલુકો કરે એ પ્રાર્થના છે. સ્ત્રીઓ પણ

પોતાની કલાની કૃતિઓથી પરિષદ્‌મા પ્રદર્શનનો આ વિભાગ સુશોભિત કરી શકે છે.

**રા. ચંદુલાલ નંદલાલ દેસાઇ**

ચરોતરના મુખપત્ર "જન્મભૂમિ" ના તંત્રી અને "નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્" ના એક મંત્રી રા. ચંદુલાલે જણાવ્યું હતું કે પરિષદ્ નોતરી છે નડિયાદે, ત્હેના સત્કારમા સમસ્ત ચરોતર ભાગ લઇ શકશે. સત્કારમા સહકાર માગવા અમ્હે અત્ર આવ્યા છીએ. જેમતા જેમનાથી બને ત્હેમને ત્હેમને સત્કારમંડળના સભાસદ થઇ ચરોતરનું નામ રાખવા વિજ્ઞપ્તિ છે.

ઉર્દુ સ્કૂલના મુનશી રા. રહીમખા કાસમખાએ તે પછી લાગણીભર્યું ભાષણ કર્યું હતું અને હિન્દુ–મુસલ્માન સર્વેને બીરાદરીથી માદરી જબાની સેવા કરવા અરજ કરી હતી.

કેટલાક નામો નોધાયા બાદ અને ઉપકાર મનાયા બાદ સભાનું વિસર્જન થયું હતુ.

## આણંદ તાલુકાની પ્રચાર સભા

ચરોતર એટલે વાત્રક અને મહી એ બે નદીઓ વચ્ચેનો પ્રદેશ–રેલ્વે લાઇનનાં સ્ટેશનોની દૃષ્ટિએ જોતા મહેમદાવાદ અને વાસદની વચ્ચેનો વિભાગ. સ્વ. શ્રી મનસુખરામભાઈ 'ચરોતર' એ તળપદ ગુજરાતી શબ્દને સંસ્કૃત સ્વિરૂપ આપી "ચારુતર" કહેતા, અને ત્હેનો એવો અર્થ કરતા કે "બીજા પ્રદેશો કરતા વધારે સુન્દર પ્રદેશ." જન્મભૂમિના અને પ્રિય પત્નીના તરફનો પક્ષપાત મનુષ્યમા ક્ષન્તવ્ય ગણાવો જોઇએ, અને ચરોતરના વતનીઓનો આત્મસંતોષ એમની પાસે સ્વભૂમિનું અભિમાન કરાવે તો તે તરફ કદરદાન દૃષ્ટિથી જોવાનું જોઇએ, કડક દૃષ્ટિયો નહિ. જરા આગળ વધીને કહીએ તો તેવા સ્વભૂમિના અભિમાન જ મનુષ્યો પાસે મહાસમારંભો યોજાવે છે અને પાર પડાવે છે. અને જો ચરોતરનું અભિમાન 'મિથ્યાભિમાન' હોય–એક બાજુએ અનેક સાક્ષરરત્નો અને બીજી બાજુએ અનેક રાજપુરુષરત્નો ગુજરાતને ચરણે સમર્પણ કરેલા હોવા છતા–તો પછી કયા પ્રદેશનુ અભિમાન "તથ્યાભિમાન" કહેવાય? ચરોતરના તથ્યાભિમાનમા મિથ્યાભિમાન જોનારની આખ અવિકારી હોઇ શકે ખરી?

ચરોતરના મુખ્ય ત્રણ વિભાગ પડી શકે–રાજ્યની દૃષ્ટિથી. (૧) બ્રિટીશ ચરોતર, (૨) ગાયકવાડી ચરોતર, (૩) ખંભાતી ચરોતર. બ્રિટિશ ચરોતર એટલે ખેડા જીલ્લો. ખેડા જીલ્લાના સાત તાલુકાઃ (૧) નડીયાદ, (૨) આણંદ, (૩) બોરસદ, (૪) કપડવંજ, (૫) મહેમદાવાદ, (૬) માતર અને (૭) ઠાસરા નડિયાદ તાલુકાનું મુખ્ય નગર નડિયાદ. એટલે "નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્"ના અંગના પ્રચાર કાર્યનો પ્રારંભ નડિયાદથી કરવામા આવ્યો છે, એટલુંજ નહિ, પરંતુ જે સાત સાક્ષરો–ઝવેરીલાલ, મનઃસુખરામ, ગોવર્ધનરામ, દોલતરામ, બાળાશંકર, મણિલાલ, છગનલાલ–નડિયાદની સાહિત્યકીર્તિનો સ્તંભ રોપવામા નિમિત્ત હતા ત્હેમાના અવશિષ્ટ સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડયાના નેતૃત્વ નીચે એ કાર્યની શુભ શરૂઆત કરવામાં આવી. શનિવાર, તા. ૨૯ મી જાન્યુઆરી ૧૯૨૭ ને દિવસે નડિયાદમા નડિયાદ તાલુકાની જાહેર સભા થઇ ગઇ.

શનિવાર, તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ને દિવસે બપોર પછી લગભગ ચાર વાગતાને શુમારે આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાઇટીના મકાનમા આણંદ તાલુકાના વાસીઓની જાહેર સભા ભરવામા આવી હતી. પત્રિકાઓ તથા જાહેર ખબરોની હજાર નકલો તથ આણંદમા તેમ હજાર નકલો તાલુકાનાં જુદા જુદા ગામોમા રીતસર વ્હેંચવ્યા છતા

હાજરી જોઇએ તેટલી મ્હોટી કે પ્રતિનિધિરૂપ ન હતી. નડિયાદમાં પણ કેટલેક અંશે આમ થયેલું હતું અને આણંદમા તેથી વધારે અંશે એવું થયુ, એમા કોઇ પણ સ્થાને કાર્યમાં ન્યૂનતા હોવીજ જોઇએ, એ ચોક્કસ. " **પ્રચાર " એટલે પોતાનો હેતુ પાર પાડવા યુક્તિપ્રયુક્તિથી ઉભું કરેલું પાખંડ નહિ, પરંતુ વસ્તુસ્થિતિનું યથાસ્થિત દર્શન અને નિવેદન** અને એ શોચનીય વસ્તુસ્થિતિ છે કે નડિયાદમા તેમજ આણંદમાં સભાઓ એકંદર ઠીક હોવા છતા, જોતી જોઇએ તેટલી શિક્ષિત વર્ગોની હાજરી કે ન્હોતી તાલુકાથી પ્રતિનિધિરૂપ પ્રતિષ્ઠિત પુરૂષો આવેલા હોય ત્હેમની હાજરી. મુશ્કેલીઓ અને ફરિયાદોની લાંબી યાદી થઇ શકે, પરંતુ તેવી યાદીઓ કર્યે કાર્યસિદ્ધિ થતી નથી. એક બાજુથી કાર્યકર્તાઓએ વધારે પ્રયાસ કરવો જોઇશે અને બીજી બાજુથી શિક્ષિત વર્ગોએ તેમજ જનતાએ વધારે સક્રિય રસ લેવો જોઇશે. "ચરોતર એજ્યુકેશન સોસાઈટી" એ "ડેક્કન એજ્યુકેશન સોસાઈટી" ની ન્હાની નકલ છે. તે સોસાઇટી ચરોતરનુ એક ભૂષણ છે. તે સોસાઇટીની સ્કૂલના શિક્ષકો અને વિદ્યાર્થીઓએ આ સભામાં ઠીક સંખ્યામા હાજરી આપી હતી અને પ્રચાર કાર્યનો ગુત્ય સત્કાર કર્યો હતો. ચરોતરમાજ માત્ર નહિ, પરન્તુ સમસ્ત વડોદરા રાજ્યમા "પુસ્તક શાળાઓ" ની યોજના કલ્પીને રાજ્ય પાસે ત્હેનો અમલ કરાવનાર, ઉમંગી કાર્યકર તરીકે પ્રસિદ્ધ શ્રીયુત મોતીભાઈ નરસિંહભાઈ અમીન પણ હાજર હતા. ચરોતરના નરરત્નોમાના તેઓ એક છે. ગ. ભીખાભાઇ કુબેરદાસ પટેલની દરખાસ્તને રા. ચંદુભાઇ રાવજીભાઇ પટેલે અનુમોદન આપ્યા પછી 'પાટીદાર" ના તંત્રી **શ્રી નરસિંહભાઈ ઇશ્વરભાઈ પટેલે** પ્રમુખપદ લીધું હતું. આ પ્રસંગે જે વ્યાખ્યાનો થયા હતા ત્હેનો સાર નીચે મુજબ છે —

**રા. ઇંદ્રશંકર જટાશંકર પંડયા**

નડિયાદના પ્રતિષ્ઠિત વકીલ અને નવમી સાહિત્યપરિષદ્દના એક મંત્રી રા. ઇંદ્રશંકરે જણાવ્યું કે જાહેરખબરમા જણાવ્યા પ્રમાણે રા. ચન્દ્રશંકર પંડયા મુબાઇથી પ્રચારકાર્ય માટે ખાસ આવવાના હતા, પરંતુ તેઓ દમ–ખાસીના હુમલામા સપડાઇ જવાથી આવી શક્યા નથી. તેમજ રા. ગોકુલદાસ તલાટી પણ એક અગત્યના કેમમા ઓચિંતા રોકાઇ જવાથી તેઓ આવી શક્યા નથી. તે માટે સભાના સંયોજકો દિલગીર છે. સાહિત્યપરિષદ્દના કાર્યપ્રદેશ સંબંધમા કેટલાક ભ્રમો પ્રચલિત છે. સાહિત્યપરિષદ્ એ જાણે એકલા નરસિંહરાવભાઈનીજ સંસ્થા હોય અને જાણે જોડણી વિના ત્હેને બીજો કાઇ વિષયજ ન હોય, એવો એક ભ્રમ ચાલુ છે. બેશક, ગુજરાતી ભાષાની બાબતમા જોડણી એ અગત્યનોજ નહિ, પરંતુ પુષ્કળ વાદવિવાદનો વિષય બનેલો છે, પરંતુ સાહિત્યપરિષદ્દમા એવી ચર્ચાને એક સ્થાન માત્ર મળે છે. સાહિત્યપરિષદ્દમા એકલી જોડણીજ ચર્ચાવિષય છે, એવો ખ્યાલ ખરો ખ્યાલ નથી. ભાષાની શુદ્ધિ અને સમૃદ્ધિને અંગે જે જે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તે સર્વેની ચર્ચા સાહિત્યપરિષદ્દમા સ્થાને છે, અને સાહિત્યપરિષદ્ યથા પ્રસંગ તે ચર્ચે છે. સંક્ષેપમા, **" સાહિત્યપરિષદ્ " એ માત્ર " જોડણી પરિષદ્ " નથી.** બીજો એક ખ્યાલ એવો પ્રવર્તે છે કે "સાહિત્યપરિષદ્ એટલે માત્ર સાક્ષરોની સંસ્થા અને તે પણ અમુકજ સાક્ષરોની" એ ખ્યાલ પણ પૂરેપૂરો ખરો નથી, જો કે એવો ખ્યાલ થાય, એ કેટલેક અંશે સમજી શકાય એવું છે ખરૂ. હકીકત એ છે કે " સાહિત્ય-પરિષદ્ " મા પ્રાધાન્ય સાક્ષરોનું છે અને ત્હેમાયે અમુક સાક્ષરોનુ વિશેષ છે. પરંતુ એ

તો બીજા સાક્ષરો દૂર રહે અથવા આગળ પડતો જવાબદાર ભાગ લેવા તૈયાર ન હોય અને સામાન્ય જનતા બેદરકાર હોય, ત્યારે બીજું શું થઈ શકે? કોઇ પણ સંસ્થામાં જેઓ જવાબદારીભર્યો આગળ પડતો ભાગ લે ત્હેમનું તે સંસ્થામા પ્રાધાન્ય થાય, એ શું કુદરતી નથી? એનો ઉપાયજ એ છે કે સર્વે સાક્ષરોએ ત્હેમા સક્રિય ભાગ લેવો ને જનતાએ વધારે રસ લેતા થવું. **"સાહિત્ય પરિષદ્" એ સમસ્ત ગુજરાતની પરિષદ્ હોવીજ જોઇએ.** ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યની ખીલવણી, એ સાહિત્ય-પરિષદ્નુ મુખ્ય સાધ્ય હોવું જોઇએ અને તે સાધ્યની સિદ્ધિ માટે સાક્ષરોએ સંયોજીત સહકાર કરવો જોઇએ અને જનતાએ ત્હેના કાર્યમા રસ લેવો જોઇએ. ચરોતરમા અનેક સાક્ષરરત્નોએ ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યની શુદ્ધિ—સમૃદ્ધિમા સંગીન ફાળો આપેલો છે અને તેથી ગુજરાતમા ચરોતર સામાન્યતઃ અને નડિઆદ વિશેષતઃ **"સાક્ષર-રત્નભૂમિ"** કહેવાય છે. "સાહિત્યપરિષદ્" ને આદમાથી ત્રણ પ્રમુખ ચરોતરે આપેલા છે (૧) પ્રથમ અધિવેશનના પ્રમુખ શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ઈ. સ. ૧૯૦૫ મા અમદાવાદમા; (૨) ચતુર્થ અધિવેશનના પ્રમુખ દી. બ. રણછોડભાઈ ઉદયરામ દવે ઇ. સ. ૧૯૧૨ મા વડોદરામા, (૩) રાજરત્ન હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા છઠ્ઠા અધિવેશનના પ્રમુખ ઈ. સ. ૧૯૨૦ મા અમદાવાદમા. આશા છે કે ચરોતરની જે સાહિત્યકીર્તિ સાક્ષરરત્નોએ જમાવી છે ત્હેને અનુરૂપ સત્કાર ચરોતર "સાહિત્યપરિષદ્" ને આપશે.

**રા. ફુલચંદ બાપુજી શાહ**

ચરોતરના જાણીતા સંગીન કાર્યકર્તા અને સાહિત્યપરિષદ્ના એક મંત્રી રા. ફુલચંદે જણાવ્યુ કે ચરોતરમા જે પ્રચારકાર્ય આરંભ્યુ છે ત્હેનો એક હેતુ જનતાને સાહિત્ય પરિષદ્ વિષે માહીતી આપી ત્હેને સાહિત્યપરિષદ્ના કામમા રસ લેતી કરવાનો છે ત્હેનો બીજો હેતુ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના "સત્કાર મંડલ" મા સભાસદો નોધવાનો છે. નડિઆદ તાલુકામાથી કુલ ૫૦૦ પાચસો સભાસદો થશે, જેમાથી તળ નડીઆદના ૪૦૦, ચારસો સભાસદો હશે અને બીજા ગામોમાથી ૧૦૦, સો નોધાશે બીજા જે ૭ તાલુકા ખેડા જીલ્લાના રહ્યા ત્હેમાથી આણંદ અને બોરસદ થઇને ૩૦૦ ત્રણસો અને કપડવંજ, મહેમદાવાદ, માતર અને ઠાસરા થઇને ૪૦૦ ચારસો આપશે, એવી આશા છે. કુલ ૧૨૦૦ બારસો સભાસદોને સુમારે ખેડા જીલ્લો આપશે, એવી આશા છે. રા મોતીભાઈ અમીન, અને રા ભીખાભાઈ પટેલ જેવા માણસો મન ઉપર લે તો આણંદ, ઉમરેઠ વગેરે સ્થાનોએ થઇને દોઢસો સભાસદો નોધવા ભારે ન પડવા જોઇએ. બેશક, પરિશ્રમ તો કરવોજ પડશે. એક જાણવા જેવી બાબત એ છે કે નડિયાદના સુપ્રસિદ્ધ સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ "ગુજરાતી સાહિત્યપરિષદ્" ઇ. સ. ૧૯૦૫ મા અસ્તિત્વમા આવી તે પૂર્વે વર્ષો પહેલા પોતાના "સુદર્શન" માસિકમા તેવી સંસ્થા સ્થાપવાની સૂચના કરી હતી. જો કે ત્હેમની કલ્પના માત્ર વિદ્વાનોના સામયિક સંમેલનના સ્વરૂપની વિશેષ હતી. ત્યારે તો બાવીસ વર્ષે આઠ અધિવેશનો પછી નવમા અધિવેશન માટે પરિષદ્ ચરોતરમા પધારે છે. શ્રદ્ધા છે કે ચરોતર ત્હેને પોતાના લાક્ષણિક ઉત્સાહથી વધાવી લેશે. ચરોતર ત્હડું ગણાય છે, ત્હેનુ કારણ એ છે કે ચરોતર સંગીનપણાનુ શોખીન છે અને બહારની ખાલી શોભાથી તે લેવાય તેવું નથી. ચરોતરે પોતાના સંગીનપણાની છાપ સાહિત્યપરિષદ્ ઉપર પાડવી જોઈએ.

## રા. મોતીભાઈ ન. અમીન

ચરોતરના એક નરરત્ન શ્રીયુત મોતીભાઈ અમીને જણાવ્યું કે ખરૂં જોતાં સીધી રીતે મ્હારે સાહિત્ય સાથે કે સાહિત્યપરિષદ્ સાથે સંબંધ નથી. સાહિત્ય સાથેનો મ્હારો સંબંધ પરોક્ષ છે. શાળાઓની અને પુસ્તકાલયોની સ્થાપના એ મ્હેં મ્હારૂં જીવનકાર્ય માન્યું છે અને એક વ્યક્તિ કેટલું કાર્ય કરી શકે? જ્ઞાનપ્રચાર એ પરમ ધર્મકાર્ય છે એમ બેશક, હું માનું છું, અને તેથી શિક્ષણના કાર્યમાં શાળાઓની સ્થાપનાની અને લોકશિક્ષણના કાર્યમાં પુસ્તકાલયોની સ્થાપનાથી જેટલું થઇ શકે તેટલું કરવા હું મથી રહેલો છું. નડિયાદે નવમી સાહિત્યપરિષદ્ નોતરી છે, અને નડિયાદ સમૃદ્ધ અને સમર્થ હોવાથી તે સમારંભ એકલે હાથે ઉકેલી શકે એમ છે, છતાંયે કેવલ સમભાવથી પ્રેરાઇને સાહિત્યપરિષદ્નો સત્કાર કરવાના માનમાં સમસ્ત ચરોતરને ભાગીદાર બનાવવાનો જે નિશ્ચય નડિયાદે કર્યો છે તે માટે નડિયાદના કાર્યકર્તાઓને ધન્યવાદ ઘટે છે. આવે પ્રસંગે સમસ્ત ચરોતરે પોતાનાથી બનતું કરવામા કચાશ રાખવી ન જોઇએ. કાર્યકર્તાઓને મ્હારે કેટલીક સૂચનાઓ કરવાની છે. પ્રથમ સૂચના તો એ છે કે ઓધવજીભાઇ, મેઘાણી, રાયચુરા, માવદાનજી વગેરે જે કવિઓને અને કથાકારોને બોલાવવામાં આવે ત્હેમનો લાભ માત્ર નડિયાદ જ નહિ, પરંતુ સમસ્ત ચરોતર ઉઠાવી શકે એવી યોજના થવી જોઇએ. બીજી સૂચના એ છે કે પ્રદર્શન માત્ર ત્રણજ દિવસ નહિ, પરંતુ બને તો પખવાડીયુ અને ક્રમીમા કમી અઠવાડીયુ ખુલ્લું રાખવું જોઇએ. ત્રીજી સૂચના એ કે ચરોતરના વિદ્વાનોએ ગુજરાતી ભાષાની અને ગુજરાતી સાહિત્યની ખીલવણીમા જે ફાળો આપ્યો હોય ત્હેની પાત્ર યાદી તૈયાર કરી પ્રકટ કરવી જોઇએ. ચોથી સૂચના એ કે હાલમા પુસ્તકોના થોકેથોક પ્રકટ થયે જાય છે, પરંતુ ત્હેમાથી બાલકોએ કયાં વાચવા જેવા, યુવાનોએ કયા વાચવા જેવા, સ્ત્રીઓએ કયા વાચવા જેવા, એવી એવી માર્ગદર્શક યાદીઓ થવાની જરૂર છે. લોકોએ શું વાચવું અને શું ન વાચવું ત્હેની લોકોને સમજણ પડતી નથી. અને છેલ્લી સૂચના એ કે આઠે અધિવેશનોના પ્રમુખોના ભાષણોમાથી નોધવા જેવા ભાગો પસંદ કરી ત્હેમને એક પુસ્તકમા એકઠા છપાવી તે પુસ્તક સસ્તી કીંમતે વેચાય તેમ કરવું જોઇએ. ફરીથી વિજ્ઞપ્તિ કરૂં છું કે નડિયાદે ઉપાડેલા મહાકાર્યમા ચરોતરે પોતાનાથી બનતી નાણાની અને બીજી મદદ કરવી જ જોઇએ.

## રા. જયન્તીલાલ મોરારજી મહેતા

જુની ગુજરાતીના ખાસ અભ્યાસી અને "નડિયાદ સાહિત્યસભા" ના એક સ્તંભરૂપ તેમજ નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્ના એક મંત્રી ગુજરાતી પ્રશ્નોરા નાગર રા. જયન્તીલાલે જણાવ્યું કે રા. મોતીભાઇએ પ્રદર્શન લાંબો વખત ખુલ્લુ રાખવા બાબત જે સૂચના કરી તે બરાબર છે અને તેમ કરવાની કાર્યકર્તાઓની પોતાની અસલની ધારણા છે. રા. મોતીભાઇની બીજી સૂચનાઓ ઉપર પણ પૂરતુ લક્ષ માનપૂર્વક અપાશે. ખાસ કરીને એટલા માટે કે એ એક ઉત્સાહી અને અનુભવીની સૂચનાઓ હોઇ માનને પાત્ર છે. જેમની પાસે જૂના ગુજરાતી ગદ્યના લેખો હોય ત્હેમણે જરૂર મોકલવા, જેથી ગુજરાતી ગદ્યનો જન્મ અંગ્રેજી અમલ પછીજ થયો એવો અસ્વભાવિક ભ્રમ ભાગે. ગુજરાતમા ગુપ્ત કાલના ઘણા સીક્કાઓ મોજુદ છે કે જેમને ગામડાના લોકો "ગધેડીયા" સીક્કા

કહે છે, તે જેમની પાસે હોય તે મોકલે ઇતિહાસના કામમા તે ઉપયોગી થશે. ટુંકામાં જેમનાથી જે મદદ થઈ શકે તે કરો.

પ્રમુખને દમ હોવાથી તેઓ બોલી શક્યા ન હતા. ત્હેમનો ઉપકાર માની સભા વિસર્જીત થઇ હતી. કેટલાક સભાસદો નોંધાયા છે. ચન્દ્રશંકર પંડયા.

## કપડવંજ તાલુકાની પ્રચાર સભા

રવિવાર, તા. ૨૭ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ને દિવસે સ્હાંજના સ્હાડાચાર વાગતાં કપડવંજ હાઇસ્કૂલના મકાનમાં કપડવંજ તાલુકાના વાસીઓની જાહેર સભા ભરવામાં આવી હતી. કપડવંજના મુનસફ શ્રીયુત જસવંતરાય દુલેરાય રાણા અને હાઈસ્કૂલના હેડમાસ્તર સાહેબ શ્રીયુત હરિલાલ દામોદરદાસ ગાંધીના પ્રયાસનું એ મુખ્યત્વે પરિણામ હતું અને તે સભાની સફલતા માટે જેમને માન ઘટે છે ત્હેમાં તે બે ભાઇઓને પ્રધાનપણે ઘટે છે. ખેડા જીલ્લાના ડિસ્ટ્રિક્ટ જજ સાહેબ **ખાનબહાદુર મહેબુબમીયાં ઇમામબક્ષ કાદરી** બી. એ. એલ. એલ. બી. પ્રમુખપદે હતા. કપડવંજ શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉપરાંત સાક્ષરશ્રી ડાહ્યાભાઇ દેરાસરી (બુલબુલ), રા. ચીમનલાલ દલપતરામ કવિ વગેરે હાજર હતા. કપડવંજ તાલુકાનાં બીજાં ગામોમાંથી પણ ઉત્સાહી ગૃહસ્થોએ હાજરી આપી હતી નાના મોટા અધિકારીઓએ પણ સભામાં આવી પોતાનો સમભાવ દર્શાવ્યો હતો. સાહિત્ય પરિષદ્ એ એક એવી કેન્દ્રરૂપ અને સર્વદેશીય સંસ્થા છે કે જેમાં સરકારી અધિકારીઓ તેમજ પ્રજા એકસરખા મમત્વથી સહકાર કરી શકે અને સમાનાધિકરણ (common platform) મેળવી શકે. સાહિત્યપરિષદ્ જેવી સર્વગ્રાહી સંસ્થાનો એ એક આનુષંગિક પણ અગત્યનો લાભ છે, એ તો સર્વ કોઈ સત્ય અને ન્યાયના પ્રેમીએ સ્વીકારવું જોઇએ. નડિયાદથી "નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્" ના ત્રણ મંત્રીઓ રા. ઇંદ્રશંકર જટાશંકર પંડયા, રા. ફૂલચંદ બાપુજી શાહ અને રા. કરીમભાઇ મહમદભાઇ માસ્તર તેમજ રા સુંદરલાલ નાથાલાલ જોશી એ ચાર ગૃહસ્થો પ્રચારકાર્ય માટે ખાસ કપડવંજ ગયા હતા.

નિવૃત્ત થયેલા ફર્સ્ટ ક્લાસ સબજજ સાહેબ શ્રીયુત કેશવલાલ વિઠ્ઠલદાસ દેસાઇએ દરખાસ્ત રજુ કરી હતી કે આજની સભાનુ પ્રમુખપદ ખેડા જીલ્લાના ડિસ્ટ્રિક્ટ જજ અને સેશન્સ જજ ખાન બહાદુર કાદરી સાહેબને આપવું. હું ત્હેમનો સહાધ્યાયી હતો, એટલે ત્હેમની કારકીર્દિને હું સ્નેહભાવથી જોતો આવ્યો છું અને ત્હેમની સાથેના લાંબા પરિચયને પરિણામે બંધાયલો અભિપ્રાય જાહેર કરૂ છું કે જેને અંગ્રેજીમા "Self made man" અર્થાત "સ્વાશ્રયથી ચઢેલા પુરૂષ" કહે છે તેવા છે. ત્હેમની રાજ્યસેવાઓની કદર કરીને સરકારે ત્હેમને ખેતાબો બક્ષેલા છે. ચરોતર સાથેનો ત્હેમનો સંબંધ જુનો છે અને ત્હેમણે પોતાની કારકીર્દીની શરૂઆત નડિયાદ હાઇસ્કૂલના શિક્ષક તરીકે જેમ કરી હતી તેમ ત્હેમના ઉત્તર કાલમાં તેઓ ત્યાંની ડિસ્ટ્રીક્ટ કોર્ટના જજના માનપ્રદ પદ ઉપર બીરાજે છે. કપડવંજ હાઇસ્કૂલના હેડમાસ્તર સાહેબ અને સભાના ઉત્સાહી સંયોજક રા. હરિલાલ ગાંધીએ તે દરખાસ્તને યોગ્ય શબ્દોમાં અનુમોદન આપ્યું હતું

**ખા. બ. મહેબુબ મીયાં કાદરી**

તેઓએ પ્રમુખપદેથી બોલતાં જણાવ્યું હતું કે મ્હારા વિદ્વાન મિત્ર રા. ઇંદ્રશંકર પંડ્યાએ જ્યારે મ્હને આજની સભાનું પ્રમુખપદ લેવા કહ્યું ત્યારે મ્હેં ત્હેમને જણાવ્યું હતું

કે મ્હારા કરતા કોઇ વધારે યોગ્ય પુરૂષને એ પદ આપો તો વધારે સારૂં ત્હેમણે કહ્યું કે આપ સરકારી અધિકારી છો અને જીલ્લાના મ્હોટા હોદ્દા ઉપર છો, એટલે આપ પ્રમુખ થઇને અમ્હારા કાર્ય પ્રતિ સહાનુભૂતિ બતાવો તો અમ્હારૂં કાર્ય પ્રતિષ્ઠિત અને સહેલું બને. ભાઈ ઈન્દ્રશંકરના એમ કહેવામા મ્હને સત્ય જણાવાથી મ્હેં આજનુ પ્રમુખપદ સ્વીકાર્યું છે અને હું એ રીતે જો પરિષદ્‌ના કામમા ઉપયોગી થઇ શકતો હોઉં તો બેશક તૈયાર છું. આજના વિષયના સંબન્ધમા મ્હારે ખાસ કાંઇ વધારે કહેવાનું હોઇ શકે નહિ. મ્હારા વિદ્વાન્ મિત્ર સાક્ષર શ્રી ડાહ્યાભાઇ દેરાસરી તે સંબન્ધમા બોલશે અને પ્રકાશ પાડશે. મ્હારે તો માત્ર બેજ બાબતો કહેવાની છે. એક બાબત એ કહેવાની છે કે આપણે હિન્દુ હોઇએ કે મુસલમાન હોઇએ, પારસી હોઇએ કે ખ્રીસ્તી હોઇએ પણ ગુજરાતી ભાષા આપણી સર્વેની એક સરખી રીતે માતૃભાષા Mother Tongue છે. ત્હેની ખીલવણી અને ત્હેના સાહિત્યની ખીલવણી, એ આપણી સર્વેની ફરજ છે. બીજું એ કે આપણે સરકારી અધિકારી હોઇએ કે ન હોઇએ પણ જ્યારે નડિયાદે પરિષદ્‌ને નોતરી છે ત્યારે ચરોતરના સર્વે વતનીઓએ અને વાસીઓએ પરિષદ્‌ના કાર્યને પાર ઉતારવું જ જોઇએ હું તમારો સર્વેનો સામાન્ય રીતે અને સાહિત્ય પરિષદ્‌ના પ્રચારકોનો ખાસ કરીને આભાર માનું છુ અને ખાત્રી આપું છું કે પરિષદ્‌ના કામમા મારાથી બનતી મદદ હું જરૂર ખુશીથી કરીશ.

**રા. ઈન્દ્રશંકર જટાશંકર પંડ્યા.**

"નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્" ના એક મંત્રી અને નડિઆદના એક પ્રતિષ્ઠિત વકીલ રા. ઈન્દ્રશંકર પંડ્યાએ વિસ્તારથી સાહિત્ય પરિષદ્‌ના કાર્યનુ સ્વરૂપ સમજાવ્યું હતું અને ત્હેને અંગે ઉપસ્થિત થતા અનેક પ્રશ્નોનું નિરાકરણ કર્યું હતુ તેઓ વિચાર પૂર્વક અને અસરકારક રીતે બોલવાની શક્તિવાળા એક વક્તા છે અને પોતાના મુદ્દાઓ સંક્ષેપમાં સચોટતાથી યોગ્ય ભાષામા રજુ કરી શકે છે ત્હેમણે જણાવ્યુ હતુ કે જ્યારે અમ્હેં લોકોને-સ્થિતિવાળા લોકોને-સાહિત્ય પરિષદ્‌ના "સત્કારમંડલ" ના સભાસદ થવાનુ કહીએ છીએ ત્યારે તેઓ એમ પ્રશ્ન પૂછે છે કે અમ્હારે અને સાહિત્યને કે સાહિત્ય-પરિષદ્‌ને શી લેવા દેવા? શિક્ષિત માણસો આવો પ્રશ્ન પૂછે છે તો પછી પ્રાકૃત જનતાની શી વાત કરવી? હવે, એ પ્રશ્નનો જવાબ ટુંકામા એ છે કે જેમ વિજ્ઞાનશાસ્ત્રીઓ વિષયોને વૈજ્ઞાનિક દષ્ટિથી જુએ છે, અર્થશાસ્ત્રીઓ અર્થશાસ્ત્રની દષ્ટિથી જુએ છે તેમ સાહિત્યકારો વિષયોને રસ દષ્ટિથી જુએ છે. સાહિત્યની લેવા દેવા એ રસદષ્ટિથી જગતને જોતા શીખવા માટે સર્વેને છે, અને સાહિત્યની ખીલવણી માટે સાહિત્યપરિષદ્ જેવી સંસ્થા જરૂરની હોવાથી સર્વેને સાહિત્ય પરિષદ્ સાથે પણ થોડી કે ઘણી સીધી કે આડકતરી લેવા દેવા છેજ. સાહિત્ય પરિષદ્‌ની પ્રવૃત્તિમા સાક્ષરો અને શિક્ષિત વર્ગ તેમજ સમસ્ત સામાન્ય જનતા સર્વેય યથા-શક્તિ રસ લે એ જરૂરનું છે. વળી આપણે ત્યા રાજકીય પરિસ્થિતિ એવી થઇ ગઇ છે કે જે હિંદીઓ સરકારી અધિકારીઓ છે ત્હેમની અને પ્રજા પ્રતિનિધિઓ વચ્ચે અંતર પડી ગયુ છે. રાજકીય બાબતોમા પરિસ્થિતિને લીધે સરકારી અમલદારો લોકપ્રવૃત્તિથી અળગા રહે એ સમજી શકાય એવું છે, પરંતુ સાહિત્ય પરિષદ્ એ તો એવી સંસ્થા છે કે જેથી સરકારી અધિકારીઓ અને પ્રજાકીય પ્રતિનિધિઓ વચ્ચે સહકાર માટે એક સમાનાધિકરણ ( common platform ) થાય માટે જરૂરનું છે કે શું શિક્ષિત વર્ગે કે શું પ્રાકૃત જનતાએ, શું સરકારી અધિકારીઓએ કે શું પ્રજા પ્રતિનિધિઓએ સર્વેએ એક એક સરખી મમતાથી સાહિત્ય પરિષદ્‌ના કામમાં ભાગ લેવા જેવો છે.

**રા. સુંદરલાલ નાથાલાલ જોશી.**

રા સુદરલાલ એક વિદ્યોપાસક બ્રાહ્મણ કુટુમ્બના છે અને પ્રાચીન શોધખોળ અને ઐતિહાસિક અન્વેષણ એ એમના પ્રિય પ્રદેશો છે. તેઓનુ ઉજાર પણ જોરદાર છે અને ત્હેમની ઝુંભ પણ જબ્બર છે. ત્હેમણે કપડવંજના સ્થાપત્યના અને શિલ્પકલાના નમુનાઓ આપીને જણાવ્યુ કે પોતાના નગરની સુંદર કલા કૃતિઓનું મરક્ષણ કરવા નગરજનોએ બનતુ કરવુ જોઇએ. નવી સુદરતા નગરમા વસાવાય કે ન વસાવાય પણ હોય ત્હેની તો કદર થાય સાહિત્ય પરિષદ્‌ની પ્રદર્શન–પ્રવૃત્તિ અને મનોરંજન પ્રવૃત્તિ એ બે આનુષગિક પણ અગત્યની દિશાઓ વિષે તેઓ બોલ્યા હતા સાહિત્યની તેમજ પુરાતત્વની દષ્ટિઓથી પ્રદર્શનને મફલ કરવામા મદદ કરવા ત્હેમણે સભાજનોને સબળ વિજ્ઞપ્તિ કરી હતી.

**રા. મણિલાલ જાદવજી ત્રિવેદી.**

રા મણિલાલે જણાવ્યુ કે સ્થાનિક સૌંદર્ય સંપત્તિઓનુ સરક્ષણ કરવાના નાગરિક ધર્મ વિષે બોલતા રા સુન્દરલાલે કપડવંજની ઐતિહાસિક સપત્તિરૂપ સિદ્ધરાજ જયસિંહના કીર્તિસ્તભની આસપાસ જે ગંદકી હોય છે તે વિષે ફરિયાદ કરી કપડવંજના નાગરિકોની બેકદરદાની માટે જે કહ્યુ તે તદ્દન બરાબર છે ઇ. સ ૧૯૯૦ મા ડિસ્ટ્રિક્ટ જજ શ્રીયુત દયારામ ગીડુમલ અત્રે પધાર્યા હતા ત્હેમણે પણ એજ કહ્યુ હતુ સ્થાનિક મ્યુનિસિપાલિટી પોતાની ફરજ બજાવશે એવી આશા છે.

**રા. ફુલચંદ બાપુજી શાહ.**

ચરોતરની કોઈ પણ પ્રજાવૃત્તિમા શાન્ત મગીનપણાથી સક્રિય ભાગ લેનાર માનપાત્ર કાર્યવીર રા ફૂલચંદે જણાવ્યુ કે એક બાજુથી સમસ્ત ગુજરાતના સરસ્વતીપૂજકોનો આપણે સાહિત્ય પરિષદ્ પ્રસગે ચરોતરવાસીઓ સત્કાર કરીશુ ત્હેની સાથે સાથે બીજી બાજુથી ચરોતરને એક અને સયોજિત કરી શકીશુ, તેમજ ચરોતરની વિદ્યા તથા કલાની સંપત્તિ રૂપ જે કાઇ હશે તે લોકજ્ઞાન માટે એકત્ર કરી શકીશુ અમ્હારા કાર્યને મદદ આપનાર ચરોતરવાસી એકી વખતે સરસ્વતી સેવાનુ અને જન્મભૂમિ સેવાનું બેવડું પુણ્ય હાસલ કરી શકશે.

**સાક્ષર શ્રી ડાહ્યાભાઈ દેરાસરી.**

ડાહ્યાભાઇ સાહેબે એમની લાક્ષણિક હાસ્યરમિકતાથી અને પ્રેરકતાથી સભાને પ્રસન્ન કરી નાખી હતી ત્હેમણે જણાવ્યુ હતુ કે તમ્હે બધા મ્હારા વેરી દેખાઓ છો મ્હને મૂકયો ચોથો ને હવે કહો છો કે ખૂબ બોલો ? શુ બોલુ ? ભાઇ ઇન્દ્રશકરે બધુયે નહિ તો બહુ કહી નાખ્યુ અને સચોટતાથી સાહિત્ય પરિષદ્‌ના લાભ સમજાવ્યા ભાઇ સુન્દરલાલે પ્રદર્શન અને મનોરજન વિષે કહ્યુ ભાઇ ફૂલચંદે સત્કાર મડલના સભાસદ થવા અને સરસ્વતી-લક્ષ્મીનો સયોગ કરાવવા અપીલ કરી હવે હુ શુ ? સક્ષેપમા એટલુ કે રસ પ્રદેશ એ કાઇ ઓર પ્રદેશ છે **એ રસ સાગરમાં ડૂબ્યા એ તર્યા, અને તર્યા એ ડૂબ્યા,** સમજણ હોય તો સમજજો ને નડિયાદ આવી સાહિત્યપ્રેમી કહેવડાવજો, નહિ તો ભર્તૃહરિજી સેમન લગાવશે–"પુરુષ પશુ" સાહિત્ય પરિષદ્‌મા આવશે તે "પુરુષપ્રભુ" અને ઘેર બેસી રહેશે એ 'પુરુષપશુ.'

ત્યાર બાદ આણંદવાળા **પંડિત બાળકૃષ્ણ ભોગીલાલ, રા સાંકળચંદ ગાંધી અને રા. કરીમભાઈ મહમદભાઇ માસ્તર** પ્રસગોચિત બોલ્યા હતા

**સ્થાનિક સમિતિ.**

પછી સત્કાર મંડલના સભાસદો નોંધવા અને તાલુકામાં પ્રચાર કરવા સ્થાનિક સમિતિ નીમવામાં આવી હતી.

## મેહમદાવાદ તાલુકામાં પ્રચારકાર્ય–ખેડામાં જાહેર સભા.

ગુરૂવાર તા. ૧૦ મી માર્ચ ૧૯૨૭ ને દિવસે સાંજે સાડા ચાર વાગે ખેડાના મ્યુ. બાગ, એડવર્ડ મેમોરીઅલ હાઇસ્કુલ, મરચંટ હોલમાં મહેમદાવાદ તાલુકાના વાસીઓની એક જાહેર સભા મળી હતી. મી. આર. જી. ગોર્ડન આઈ. સી. એસ. સેટલમેન્ટ ઑફિસર, પ્રમુખપદે હતા. સાહિત્યપ્રચારને અંગે નડીઆદથી શ્રી ફૂલચંદ બાપુજી શાહ, શ્રી જયંતીલાલ મોરારજી મહેતા, શ્રી સુંદરલાલ નાથાલાલ જોષી વગેરે ખાસ ખેડા ગયા હતા. સભામાં અમલદાર વર્ગ, નાગરિક વર્ગ, શિક્ષક વર્ગ અને સ્ત્રીઓની સારી હાજરી હતી. સભા એકંદરે સફલ હતી અને હાજરી મ્હોટી તથા જુદા જુદા વર્ગોની પ્રતિનિધિરૂપ હતી ત્હેનું માન લોકપ્રિય કલેકટર સાહેબ મિ. મેકસવેલને મુખ્યત્વે ઘટે છે. તેઓશ્રીએ પોતાની સહાનુભૂતિ સ્પષ્ટ અને સક્રિય રીતે બતાવી હતી એવા અધિકારીઓ પ્રજાપ્રવૃત્તિને સરલ અને સફલ બનાવે છે, સભાનું કામકાજ શરૂ થતાં ખેડાની મ્યુ. ના પ્રમુખ અને ત્યાંના એક આગેવાન વકીલ તથા કાર્યકર્તા—

**રા. સા. હીરાલાલ ગોકુળદાસ શાહે** પ્રમુખસ્થાન માટે ગોર્ડન સાહેબની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે, આજની સભા બોલાવવાનો હેતુ સાહિત્યપરિષદ્ શું છે અને તે શું કાર્ય કરી રહી છે તે સમજાવવા પૂરતો છે. ગુજરાતી ભાષાને કયા કયા ઉપાયોથી આપણે સારા પાયા ઉપર મૂકી શકીએ તેનો વિચાર પણ આવી સભાદ્વારા થઇ શકે જો કે સાહિત્યપરિષદ્‌ના કાર્ય સંબંધી હું પણ ઘણે અંશે અજાણ છું, છતાં આજે જે ગૃહસ્થો આવ્યા છે તેમની પાસેથી તે વસ્તુ જાણીશ સાહિત્યપરિષદ્‌ના સત્કાર મંડળના સભાસદ થવાની રૂ. ૫ ફી રાખેલી છે. હવે હું મિ. ગોર્ડનને પ્રમુખસ્થાન માટે દરખાસ્ત કરૂં છું.

આ દરખાસ્તને ખેડા અંગ્રેજી હાઇસ્કૂલના હેડ માસ્તર શ્રી કેશવલાલ ધોળકીઆનો ટેકો મળતાં મી. ગોર્ડને પ્રમુખસ્થાન લીધુ હતુ.

**પ્રમુખ મી. ગોર્ડનનું વ્યાખ્યાન**

મિ. આર. જી. ગોર્ડન ગુજરાતી ભાષામાં રસ લેનાર ગૃહસ્થ છે. તેમને ગુજરાતી સાહિત્ય માટે પ્રેમ છે. તેઓ ભાષા સારી રીતે સમજી શકે છે. પ્રમુખસ્થાનેથી તેઓશ્રીએ અંગ્રેજીમાં વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે,

આજ સાંજની આ સભાનું પ્રમુખસ્થાન લેવા અત્રે હું હાજર રહી શક્યો છું તેને માટે મને અતિ આનંદ થાય છે. હું ગુજરાતી ભાષામાં ઘણોજ રસ લઉં છું, છતાં હું ગુજરાતી ભાષાનો "સ્કોલર" સાક્ષર તો નજ કહેવાઉં. મેં લગભગ અગીઆર વર્ષ ગુજરાતમાં ગાળ્યાં છે. આથી હું પા ભાગનો ગુજરાતી બન્યો છું! દરમ્યાન મેં શામળ-ભટનાં કાવ્યો વાંચ્યાં છે, વિચાર્યાં છે અને તેમાંથી ભાષાન્તરનું કામ પણ કર્યું છે મી. ઝવેરીના ગુજરાતી ભાષાનો ઇતિહાસ [ ધી માઇલ સ્ટોન્સ ઑફ ગુજરાતી લીટરેચર ] એ પુસ્તકની સમાલોચના "ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા" માં મેં કરેલી, જે આપમાંથી ઘણાએ વાંચી હશે. ન વાંચી હોય તો વાંચી જવા વિનંતિ છે. ગુજરાતમાં આપણને હાલ શાની

જરૂર વધારે છે ? સાહિત્યની. આપણને વધારે કોટન મીલ્સની જરૂર નથી. આપણે ખાસ જરૂર આપણા સાહિત્યની વૃદ્ધિ થાય તે છે. બ્રિટનની કીર્તિ શા ઉપર ટકી રહી છે ? તેની કોટન મીલ્સ ઉપર નહિ; તેના ઉંચા પ્રકારના સાહિત્ય ઉપર. તેના લશ્કર ઉપર નહિ, તેના ઉદ્યોગો કે નૌકાસૈન્ય ઉપર નહિ, પણ તેના સાહિત્ય ઉપર તેની કીર્તિ ટકી રહી છે. બીજી ચીજો તો નાશવંત છે. પણ સાહિત્ય તો તેના સેવકને અમર બનાવે છે, અમર કીર્તિ અપાવે છે. બ્રિટીશ સાહિત્યમાં રહેલું અદ્વિતીય સૌન્દર્ય જ તેને સર્વશ્રેષ્ઠ સ્થાન અપાવે છે. જગતના માનવહૃદય ઉપર ગ્રીસે શી રીતે અમર સ્થાન મેળવ્યું ? તેના સુંદર સાહિત્યથી. જગતના એક મોટામાં મોટા ઇતિહાસકારે કહ્યું છે કે, "આ પુસ્તક હું લખું છું તે સદા સર્વદા સ્મરણસ્થંભરૂપ રહેશે." અને એ વાત સાચી છે. સાહિત્યનો ઉપાસક જગતમાં અમરસ્થાન મેળવી શકે છે. હોરેસ કહેતો કે, મેં એવા સ્મરણસ્થંભો ઉભા કર્યાં છે કે જે કાંસા અને પિત્તળના પૂતળાં કરતાં વધુ ટકાઉ બનશે. સાહિત્ય અને કળા એ બે પ્રદેશોજ એવા છે કે, તેમાં વિહાર કરનાર અમરત્વનો અનુભવ કરી શકે છે. જો આપણને ધનવાન હોઇએ તો અનેક જણ આપણને નમન કરશે; જો આપણે અધિકાર ઉપર હોઈએ તો અનેક જણ આપણને ઝુકી ઝુકીને સલામો ભરશે. પણ તે ક્યાં સુધી ? જ્યાં સુધી ધન કે અધિકારનો ભોગવટો આપણે કરતા હોઇએ ત્યાં સુધીજ. પરંતુ એક-અજાણ્યા ખૂણામાં પડેલો એક કવિ જ્યારે પોતાનાં કાવ્ય લખી જગત સમક્ષ મૂકે છે ત્યારે તે સદાકાળને માટે અમરત્વ સંપાદન કરે છે.

આપણને જરૂર છે રાષ્ટ્રિય સાહિત્યની. જનતાની મનોવૃત્તિ ઉચ્ચભાવગ્રાહી બને તેવી. કહેવાય તેજ રાષ્ટ્રીય સાહિત્ય પોષાય. જનતાના ઉચ્ચ મનોભાવ અને સંસ્કારિતાનાં બીજ રાષ્ટ્રીય રૂપે ખીલે અને ફાલે છે. તમારી માતૃ ભાષાને સમૃદ્ધ કરવાને અંગ્રેજી સાહિત્યનો ઉંડો અભ્યાસ કરો. સાતસો વર્ષ પૂર્વે યૂરોપમાં લેટીન એ આંતર રાષ્ટ્રીય ( લીંગ્વા ફ્રાંકા ). સાહિત્ય હતું. હિંદમાં હાલ તેવુંજ સ્થાન અંગ્રેજીનું છે. પરંતુ યૂરોપમાં પ્રચલિત તે સમયની લેટીન ભાષામાંથી જેમ દરેક દેશના રાષ્ટ્રીય સાહિત્યનો ઉદય થયો તેમ હિંદમાં પ્રચલિત અંગ્રેજીમાંથી તમે તમારી રાષ્ટ્રીય ભાષા પોષી, રાષ્ટ્રીય સાહિત્ય ઉભું કરી. શકો તેમ છો.

તમારી ભાષાને સમૃદ્ધ કરવાને અંગ્રેજીની અમર ગુજરાતી ભાષા ઉપર નાનીસૂની નથી. ગુજરાતી સાહિત્ય પહેલા તો કાવ્યરૂપેજ લખાતું; અંગ્રેજી ભાષાની અસર પછીજ ગુજરાતી ગદ્યનો ઉદય થયો છે. મી. ઝવેરી કહે છે કે, ગુજરાતી ગદ્યમા હાલ બે પ્રકારની પ્રચલિત વલણ છે. કેટલાક તદન સંસ્કૃતમયજ ગુજરાતી લખે છે, જ્યારે કેટલાક. લેખકોએ ફારસીમય ગુજરાતી લખવાનું શરૂ રાખ્યું છે. આ બે શૈલીઓનો સમન્વય થવો જોઇએ. ઉત્સાહથી એક શિષ્ટ શૈલિ સામાન્ય જનતાને ઉપયોગી, પ્રચલિત થવી જોઈએ. હાલમાં ગુજરાત કોલેજમાં, અમદાવાદમાં, ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરાવાય છે. ગુજરાતી શિખવનાર વિદ્વાન પ્રોફેસર પણ છે. આશા રાખીએ કે ધીમે ધીમે તે રીતે ગુજરાતી તરફ અભ્યાસીઓનો પ્રેમ વધશે.

ગુજરાતી સાહિત્યના અભ્યાસની સાથેજ ગુજરાતના ઇતિહાસનો અભ્યાસ થવો જોઇએ.. એ રીતના અભ્યાસથી શુભ પરિણામ આવશે.

આપે આજે સાહિત્યપરિષદ્‌ના સ્વાગત મંડળનો સભ્ય થવાની મને જે તક આપી છે

તેને માટે હું ઘણો આભારી છું. મને એ પ્રકારનો હક્ક આજે પ્રાપ્ત થાય છે તે જાણી મને અતિ હર્ષ ઉપજે છે. હુ હવે અન્ય વક્તાઓને બોલવાની વિનતિ કરૂ છું.

## રા. શંકરલાલ ગૌરીશંકર ત્રિવેદી

પછી ખેડાની હાઈસ્કૂલના એક સાહિત્યરસિક અધ્યાપક રા શંકરલાલ ગૌરીશંકર ત્રિવેદીએ જણાવ્યુ કે, ભાઇઓ, આપમાના ઘણાને વિદિત હશે કે આપણે ત્યા સાહિત્ય-પરિષદ્ ભાઇ રણજિતરામના પ્રયાસથી ૨૨ વર્ષ ઉપર ભરાઇ. ત્યાર બાદ આજ સુધી આઠ આઠ પરિષદો ભરાઈ, પણ ગુજરાતને સાહિત્યપરિષદ્ સબધી પૂરતી માહિતી નથી તે શોકની વાત છે. આનું કારણ આજ સુધી જોઈતુ પ્રચારકાર્ય થતુ ન હતું. એવા પ્રચારકો છે, પણ ઓછા પ્રચારકાર્યમા આત્મબળ જોઇએ છે, ગમે તે સંજોગોમા કામ કરનાર કાર્યકર્તાઓની જરૂર છે. આજે તેવા પ્રચારકો અત્રે પધાર્યા છે. ભાઇ ચંદ્રશંકર તથા ભાઇ અંબાલાલ જાની એ બેની ગેરહાજરી આજે જણાય છે. પરંતુ સાહિત્ય પ્રચારના સંબધમા બીજા ત્રણ મત્રીઓ આપણે ત્યા પધારેલા છે. તેઓ નવમી સાહિત્યપરિષદ્ નડીઆદમા કેવા પ્રકારનું કામ કરવા માગે છે તેની માહિતી આપશે આજસુધી પરિષદે વિદ્વાનનેજ સ્થાન આપ્યુ છે. આ વર્ષે તો આપણી પરિષદ્ સાધારણ જનતાને પણ આકર્ષવા માગે છે. આશા છે કે આપણે સર્વે તે કાર્યમા સહાયભૂત બનીશુ.

## શ્રી ફુલચંદ બાપુજી શાહ

ત્યારબાદ શ્રી ફૂલચંદ બાપુજી શાહે જણાવ્યુ કે, આજે આપના સમક્ષ અમે નવમી સાહિત્યપરિષદ્ નડીઆદમા ભરાનાર છે તે સબધી કેટલુક કહેવા તથા માગવા આવ્યા છીએ. આજ ૨૨ વર્ષે એ પરિષદ્ ચરોતરમા આવે છે. નડીઆદની પરિષદ્ એટલે ચરોતરે બોલાવેલી પરિષદ્ તે પરિષદ્મા જનતા રસ લે તેજ અર્થે આ પ્રયત્ન છે. આ પરિષદ્મા આપણા કાર્યનુ કાઇ ચિહ્ન રહે તેમ કરવા માગીએ છીએ. આપણા સાહિત્યનો યુગ જ્યારથી મંડાયો ત્યારથી આપણું અન્વેષણ કાર્ય અને થઈ ગયેલા માક્ષરોનું મનન તે સર્વનો સમાવેશ કરી શકાએ. આપની તરફથી કહેવામા આવ્યુ કે, ગુજરાતી સાહિત્ય-પરિષદ્ ૨૨ વર્ષે ભરાય છે, સામાન્ય જનતા કાઇ રસ લેતી નથી. આજ સુધી સાહિત્ય એટલે વિદ્દ્ભોગ્ય સાહિત્ય એવી માન્યતા થઇ ગઇ છે. મણિલાલભાઇ ‘ સુદર્શન ’ ચલાવતા ત્યારે વાચકોની એવીજ ફરીઆદ હતી કે તેમની ભાષા સામાન્ય જનતા સમજી શકે તેવી નથી. પણ ભાષાનો તે દોષ નથી ભાષા શુદ્ધ લખાય, ઉચ્ચ પ્રતિની લખાય તે દોષ નથી. છતા ભાષા સ્હેલી જોઇએ. મનસુખરામ કહેતા કે ગુજરાતી ભાષા કેવળ સંસ્કૃતમય થવી જોઇએ એ સસ્કૃતની અપભ્રષ્ટ ભાષા પ્રાકૃતમાથી ઉતરી આવેલી છે. જ્યારથી આપણું ગુજરાતી સાહિત્ય જનતાને માટે લખાવા લાગ્યુ ત્યારથી સાહિત્ય યુગ નવો બેઠો કહેવાય. ગુજરાતી નરસિંહ મહેતાએ લખ્યુ છે. તે કેટલુ ઉચ્ચ પ્રતિનું છે તે આપણે જાણીએ છીએ. આજ સુધી જે સાહિત્ય સેવકો થયા તેમણે સાહિત્યને કેવળ વિદ્દ્ભોગ્ય નહોતું રાખ્યુ ગુજરાતમા તેમજ હિંદુસ્તાનમા સંસ્કૃતમાજ ગ્રન્થો હતા તેમ નહિ. જૈન પડિતોએ સંસ્કૃત સામે બળવો ઉગાવી પ્રાકૃતમા લખવુ શરૂ કર્યું. મહાત્મા તુલસીદાસે રામાયણ લખી શિષ્ટ સાહિત્ય સંસ્કૃતમાજ લખાવું જોઇએ એ વાત ભુંસી નાખી. આ રીતે જનતાનું સાહિત્ય ખીલતુ ગયુ આપણી ભાષામા પહેલાના કવિઓના કેટલાએ કાવ્યો છે કે જે અભણ ગામડીઆઓ ગાય તેનો ઉપભોગ કરી શકે

તેમ છે. મહાત્મા ગાંધીજીના આવ્યા પછી જનસાહિત્યમા નવું જોમ આવ્યું છે. તેઓ સાહિત્યસેવકજ નથી–દેશ સેવક પણ છે. જ્યારથી મહાત્માજીએ નવજીવન કાર્યાલય અને પુરાતત્ત્વ મંદિર જેવી સંસ્થાઓ સ્થાપી ત્યારથી સાહિત્ય લોકભોગ્ય અને વિદ્દ્ભોગ્ય બને રીતે ખીલવા લાગ્યું છે. આવા મંથનયુગનું પરિણામ જોવાના પ્રસંગે જ સાહિત્ય પરિષદ્ ચરોતરમા આવે છે. ચરોતરના મણિલાલ, ગોવર્ધનભાઈ, કવિ બાલ અને મનસુખરામભાઇએ પણ ઘણુ આપ્યું છે. અંગ્રેજીમાથી આપણા સાહિત્યને ઘણું પોષણ મળ્યું છે. અન્યોન્યાશ્રયના લાભથી સાહિત્યની ખીલવણી થઈ છે. ગોર્ડન સાહેબ ગુજરાતી માટે પ્રેમ ધરાવે છે તે પ્રશસનીય છે. ફાર્બસ સાહેબનું નામ પણ સાહિત્ય સેવક તરીકે અમર થયું છે. મને પણ ખાસ આનંદ થયો છે કે પ્રમુખ સાહેબ આપણી ભાષા માટે આટલો ઉંડો પ્રેમ ધરાવે છે. અને ચરોતરમા જ્યારે સાહિત્ય પરિષદ્ આવે ત્યારે, સરસ્વતી દેવી પધારે ત્યારે, તેના ભક્તો તરફથી યોગ્ય નૈવેદ્યનો થાળ અર્પણ કરી, નૈવેદ્ય ધરાવી, તેમની પાસેથી સાહિત્યના કલ્યાણાર્થે આશીષ માગીએ એજ પ્રાર્થના. સર્વ ભાઇઓ એ કર્તવ્ય દિશામા જોડાશો એમ ઇચ્છુ છુ.

### શ્રી સુંદરલાલ નાથાલાલ જોષી.

ત્યાર બાદ રા સુંદરલાલ જોષીએ જણાવ્યુ કે, મારી અગાઉના ભાઇઓએ જે કહ્યુ છે તદુપરાંત હું આપણી ભાષા સંબંધી કાઇક વિશિષ્ટ શબ્દોમા કહેવા માગુ છું. મુબાઈ યુનિવર્સિટી ગુજરાતમા સ્થપાઇ તે પહેલા ઈ. સ. ૧૮૨૬ ના અરસામા મુબાઇ સરકારના કેળવણી ખાતા તરફથી ગુજરાતી ભાષામાજ યંત્રશાસ્ત્ર, જાહેર બાધકામ, ખગોળ, પદાર્થ વિજ્ઞાન, રસાયણ શાસ્ત્ર, ગણિતશાસ્ત્ર જેવા ફૂટ વિષયોના પાઠ્ય પુસ્તકો પણ ગુજરાતી ભાષામા તૈયાર થયેલા હતા, આવા પુસ્તકો ઉપરથી શીખેલા માણસો પોતાની દિશામા સુંદર કામ કરી શકતા. પરંતુ જ્યારથી મુબાઇ યુનિવર્સિટીની સ્થાપના થઇ અને કેળવણીનું વાહન અગ્રેજી બન્યું ત્યારથી ગુજરાતી ભાષાની દુર્દશા બેઠી.

અંગ્રેજી અમલ ગુજરાતમા સ્થાપયા બાદ ગુજરાતી ભાષાસાહિત્ય ઉપર અંગ્રેજી છાયાની અસર થવા લાગી ગુજરાતી સાહિત્યને આથી લાભ પણ થયો છે અને ગેરલાભ પણ થયો છે અગ્રેજી ભાષા સાહિત્યની વિવિધ શૈલીઓનો લાભ આપણા સાહિત્યને મળ્યો છે. કુદરતના વર્ણનોવાળા નવીન કાવ્યો, નવલકથાઓ અને અન્ય ગદ્યસાહિત્યમા નવીનતા આવી છે. છતા એક ગેરલાભ ભારે થયો છે. આપણુ કવિતા સાહિત્ય કૃત્રિમ થતુ ગયુ છે. આપણુ ગદ્યસાહિત્ય અગ્રેજી શૈલીની નકલ રૂપ બની ગયું છે, ભાષાતરિયા સાહિત્ય બની ગયુ છે. આપણા સાહિત્યની વિશિષ્ટતાનો દિનપ્રતિદિન લોપ થતો જાય છે. આપણે આપણી વિશિષ્ટતા જાળવી જો અગ્રેજી ભાષાના સાહિત્ય અને કળાને આપણી ભાષામા ઉતારવા પ્રયત્ન કર્યો હોત તો આ દશા થાત નહિ.

અગ્રેજી છાયાવાળા કુદરત અને કળાના વર્ણનો બેશક સુદર અને મોહક રીતે ચીતરાય છે. આપણા નરસિંહરાવ ભાઇએ આ દિશામા અનેક પ્રયત્નો કર્યા છે અન્ય લેખકોના પણુ તે દિશામા પ્રયત્નો ચાલુ છે. છતા તેવી છાયાવાળા પદ્ય અને ગદ્ય સાહિત્યમા કુદરત અને આત્માની ભિન્નતા તરવરી આવે છે એવા લખાણો માત્ર કુશળ ચિતારાએ આલેખેલા મોહક ચિત્ર અથવા કુશળ શિલ્પીએ ઘડેલી મોહક પ્રતિમા સમાન જણાય છે.

પણ તે ચિત્રો અને પ્રતિમાઓ મોહક છતાં ચેતનાહીન જડ જેવાં લાગે છે. પૂર્વના સંસ્કાર પૂર્વનો આત્મા-ગુજરાતી ચેતના તેમાં નથી.

આપણને કહેવામાં આવે છે કે ગુજરાતીમાં ગદ્યસાહિત્ય અંગ્રેજી ભાષાના પરિચય પછી જ ઉત્પન્ન થયું. આ વાત સાવ સાચી નથી. એક વિશિષ્ટ પ્રકારનું ગદ્યસાહિત્ય -ચારણી સાહિત્ય આપણી ભાષામાં છે અને હતું. એ ગદ્યસાહિત્ય હજી સુધી ચારણો અને ગઢવીઓને મુખે કંઠસ્થ વાર્તાસાહિત્યરૂપે વિરાજી રહેલ છે. ભાઈ ઝવેરચંદ મેઘાણીએ એ સુંદર સાહિત્યનો પરિચય કરાવ્યો છે. ચારણોની કે ગઢવીઓની વાર્તા સાંભળી છે? એ ગદ્યની ભાષા તલપદી હોવા છતાં ઉંચામાં ઉંચા નકલીયા સાહિત્યને ઠોકર મારે તેવી છે. કોમળ ભાવોથી ભરપૂર એ ભાષા કેવા રસગાંભીર્યથી રેલાઈ છે? તલસ્પર્શી ભાષામાં કેવા કેવા મીઠા અને ઉચ્ચ ભાવો ભર્યા છે! છતાં જનતાને એ ગદ્ય રસમય બનાવી શકે છે. સામાન્ય જનતાને એ શૈલી મુગ્ધ બનાવી શકે છે. આનું નામ જનસાહિત્ય. બતાવશે કોઇ એનો જોટો?

### મી. જયંતીલાલ મોરારજી મહેતા.

એ ત્યાર બાદ કહ્યું કે મારે આપને પ્રદર્શન સંબંધી બે શબ્દો કહેવાના છે. નડી--આદના કાર્યકર્તાઓનો હેતુ, સાહિત્ય પરિષદ્ શુ છે એ સમજાવી, સામાન્ય જનતાને પણ તે તરફ આકર્ષવાનો છે. સાહિત્ય પરિષદ્દને અંગે વિવિધ વિભાગો રહેશે. એ વિભાગોમાં પ્રદર્શન વિભાગ એ એક અગત્યનું અંગ છે. પ્રદર્શનમાં આપણે જુના સિક્કાઓ, તામ્રપટો, હસ્તલિખિત પુસ્તકો વગેરે રજુ કરી તેમાં વિવિધતા લાવી શકીએ અને એ રીતે પણ સાહિત્ય પરિષદ્દની સેવા બજાવીએ. આપ સર્વેને જ નહિ પરંતુ પ્રમુખ સાહેબને પણ હું કહું છું કે તેઓ આ જીલ્લાના ખેડુત વર્ગ સાથે વધુ સંબંધમાં આવે છે તેથી તેમના હાથમાં પ્રદર્શનને ઉપયોગી સાહિત્ય સુલભતાપૂર્વક આવી શકે. તેઓ સાહેબ તેમ કરી સાહિત્ય પરિષદ્દને સહાયરૂપ થશે એમ અમે ઇચ્છીએ છીએ. "ખેડા વર્તમાન" ના તંત્રી ભાઇ સોમચંદે ખેડા દેરાસરના જે હસ્તલિખિત પુસ્તકો અને ચિત્રો અમને બતાવ્યા તે માટે અમે તેમના આભારી છીએ. તેઓ પણ તેવા પુસ્તકો, ચિત્રો, જુના સિક્કાઓ વગેરે પ્રદર્શન માટે મોકલી આપશે તો અમે તેને જીવની પેઠે જાળવીશુ અને પાછા મોકલી આપીશુ.

સાક્ષરો તો નડીઆદ બે ચાર દિવસ રહી ચાલ્યા જશે. પણ પ્રદર્શન તો પંદર દિવસ ખુલ્લું રાખવું એવો વિચાર છે. પ્રદર્શન ઉપરાંત અન્ય મનોરંજન સામગ્રીઓ પણ ત્યાં જોવામાં આવશે. સાહિત્ય પરિષદ્ શુ છે તે પ્રત્યક્ષ જોવા અને તેનો રસ લેવા આવવાનું આમંત્રણ આપવા અમે અહીં આવ્યા છીએ પ્રમુખોની ચૂંટણીનું કાર્ય હજી બાકી છે અને તે એપ્રીલમાં થશે. માટે આપ સર્વ સ્વાગત મંડળમા જોડાઇ સાહિત્ય પરિષદ્ જનતાની -છે એમ દર્શાવી આપો.

સાહિત્ય પરિષદ્દને અંગે આ રીતે પ્રચાર કરવાની આપણા પ્રદેશમાજ શરૂઆત થઇ છે. છાપાકળા ન હતી તે પહેલાના વખતમા સાહિત્ય પ્રચાર જુદી રીતે થતો. શામળ ભટ અમદાવાદ ગોમતીપુરમા રહેતો. દરરોજ તે કવિતા લખતો અને ગામ પરગામથી ત્યાં આવતા ગાડાવાળાઓને એકેક કવિતા આપતો અને કહેતો કે કોઈ સજ્જનને આપજો. આ રીતે તેની કવિતાનો પ્રચાર આસપાસના ગામોમા થતો. આવી એક કવિતા સુંઝના રખીદાસને મળી એટલે તેમણે શામળને સુંઝ બોલાવી તેની કદર કરી તથા શામળે રખીદાસને ભોજ ભૂપાળ કહ્યો.

લોકસાહિત્ય અત્યારે સાવ અણુજીતું પડેલું છે.

" કચકડાની દાબડી અને માંહે ભર્યો છે હીરો,
જેનો વર વરણાગીઓ તેની બાયડી શેકે શીરો."

આ સાદા શબ્દોમાં હાસ્ય સાથે અર્થગાંભીર્ય છે અને એ લોકસાહિત્યથી તે નાનાલાલના કાવ્ય 'મણિમય સેંથી'માની 'જગ ગજવજે ઘોર ગીતડાં, ઘડી નચવજે કાન્ત ચીનડાં' સુધીનું સાહિત્ય શોધખોળ કરી એકઠું કરવું અને સાહિત્ય પરિષદ્‌માં રજુ કરવું એ કર્તવ્ય છે. એટલે સાહિત્ય પરિષદ્ ગણ્યાં ગાંઠયાં માણસોનીજ છે એવો ભ્રમ ભાંગી ગુજરાતી ભાષા બોલનાર સૌ કોઇ છે તથા તેમાં કોઇ પણ પ્રકારનો ભેદભાવ નથી એમ આપણે સિદ્ધ કરવાનું છે. એટલે આપ સર્વ સ્વાગત મંડળના સભ્યો તરીકે જોડાઓ એવી વિનંતિ કરૂં છું. આપ જાણીને ખુશી થશો કે આજની સભાના આપણા પ્રમુખ મિ. ગોર્ડન સ્વાગત મંડળના સભ્ય થયા છે. અને અમે આશા રાખીએ છીએ કે આપ સર્વ શરમાશરમીથી નહિ પણ લાગણીપૂર્વક આ કાર્યને ઉત્તેજન આપો એટલું જ નહિં પણ જો સાહિત્યમાં રસ ન હોય તો તે રસ ઉત્પન્ન કરવા અને હોય તો તેને પોષવા પણ આવી સાહિત્ય પરિષદ્‌માં આપનો યોગ્ય હિસ્સો આપો.

### મી. અમૃતલાલ ચુનીલાલ શાહ.

એમણે ત્યારબાદ નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ

" મહેમદાવાદ તાલુકામા સાહિત્ય પરિષદ્‌ના અંગે પ્રચારકાર્ય કરવા તથા નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સત્કાર મંડળના સભાસદો કરવા નીચેના ગૃહસ્થોની વધારવાની સત્તા સાથે સમિતિ નીમવામા આવે છે."

રા. સા. હીરાલાલ ગોકુળદાસ શાહ–પ્રમુખ. રા. હરિલાલ ડાહ્યાભાઇ શાહ, રા. મંગુભાઇ મંછારામ દવે, રા. નાથાલાલ છગનલાલ મોદી, રા. કેશવલાલ વજેશંકર ધોળકીઆ, રા. મણિલાલ વરજીવનદાસ પરીખ, રા. અમૃતલાલ ચુનીલાલ શાહ–સેક્રેટરી, રા. શંકરલાલ ગૌરીશંકર ત્રિવેદી, રા. સોમચંદ પાનાચંદ શેઠ.

ઉપરનો ઠરાવ રા. હરિભાઇ ડાહ્યાભાઈ શાહનું અનુમોદન મળતાં મંજુર થયો હતો.

બાદ "ખેડા વર્તમાન" ના તંત્રી રા. સોમચંદ પાનાચંદ શેઠે પ્રમુખના ઉપકારની દરખાસ્ત રજુ કરી અને તે રા. હરિભાઈ ડાહ્યાભાઇનો ટેકો મળતાં પસાર થઈ હતી.

### પ્રમુખનો ઉપસંહાર.

બાદ સભાના પ્રમુખ મી. ગોર્ડને ઉપસંહાર કરતાં જણાવ્યું કે કવિઓ કુદરતી રીતેજ પેદા થાય છે, કેળવણીથી કવિ બનાવી શકાતા નથી. કાવ્ય શક્તિ એ પ્રભુની બક્ષીસ છે.

બાદ તેમણે વક્તાઓનો અને સભાજનોનો આભાર માન્યો હતો.

સભાનું કામ સાંજના સાડા પાંચ વાગે પૂરૂં થયું હતું.

## ઉમરેઠમાં પ્રચાર સભા.

તા. ૧૪–૪–૨૭ ને ગુરૂવારે સાંજે ઉમરેઠમાં જ્યુબીલી હાઇસ્કૂલમાં સબ જડજ રા. ડાહ્યાભાઈ રેવાશંકર પાઠકના પ્રમુખપદે ઉમરેઠવાસીઓની સાહિત્ય પરિષદ્‌ના પ્રચારકાર્યને

અંગે જાહેરસભા મળી હતી. નડીઆદથી પરિષદ્‌ના કાર્યકર્તાઓ રા. કરીમભાઇ મહમદભાઇ માસ્તર, રા. ફુલચંદ બાપુજી શાહ, રા. જયંતીલાલ મોરારજી મહેતા અને રા. સુંદરલાલ નાથાલાલ જોશી ગયા હતા.

## પ્રમુખનો પ્રસ્તાવ

પ્રમુખપદેથી રા. ડાહ્યાભાઇએ જણાવ્યું: સાહિત્યમાં ઉમરેઠનું સ્થાન ઉંચું છે. સાક્ષરત્વ અને તેને અંગે લક્ષ્મીની જરૂર છે. તે માટે ઉમરેઠ પોતાનો ફાળો આપશે. પ્રચારકોને સારી રીતે મદદ કરવા હું સર્વને વિનવું છું. ગુજરાતમાં ઘણે વર્ષે પરિષદ્‌ની બેઠક થાય છે. તેના પહેલાંની બેઠકો મુંબઇ અને ભાવનગરમાં થઈ હતી. સાહિત્યપરિષદ્‌ને ઉમરેઠે એક પ્રમુખ આપેલ છે. નિબંધવાચનમાં મદદ કરે તેવા પણ અભ્યાસીઓ ઉમરેઠમાં છે. મુખ્ય વસ્તુ એ છે કે આગેવાનો રસ લે તો ઠીક થાય એ તો સર્વને વિદિત છે કે સરસ્વતી અને શ્રી એ બંનેની વચ્ચે આદ્યવેર છે. છતાં સરસ્વતી અર્થે શ્રી મેળવવી એ આગેવાનોનું કર્તવ્ય માનું છું. સાક્ષર નહિ તે નિરક્ષર ન ગણાય. આપણા જે સાક્ષરો પરિષદ્‌નો લાભ આપે છે તેમને આમ વર્ગે પોતાનો બનતો ફાળો આપી સત્કારવા, સાક્ષરોને ઉત્સાહ આપવો એ આપણું કામ છે.

### રા. કરીમભાઈ મહમદભાઈ માસ્તર

એમણે જણાવ્યું: સાહિત્યપરિષદ્ આજે ૨૨ વર્ષે પહેલી વાર ચરોતરમાં આવે છે. સાહિત્યપરિષદ્‌ના અત્યાર સુધીના આઠ પ્રમુખોમાંથી એક પ્રમુખ રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા ઉમરેઠના વતની હતા. તેમના પુત્ર રા. મટુભાઈ "સાહિત્ય" માસિકના તંત્રી છે. ગ. કેશવલાલ શેઠ ઉમરેઠના વતની "ખડાયતા મિત્ર" માસિક ચલાવે છે. ઉમરેઠમા દર દિવાળીના અરસામા "વિદ્યાર્થી સંમેલન" ભરાય છે. તે સાહિત્યપરિષદ્‌ના નાના સ્કેલ પર અનુકરણ છે. એટલે ઉમરેઠ સાહિત્યપરિષદ્‌નું કાર્ય સારી રીતે પોષી શકે તેમ છે. સાહિત્યપરિષદ્‌ના યોજક સ્વ. ભાઇ રણજીતરામ, પરિષદ્ સ્થાપી તેના આગલે વર્ષે ઉમરેઠમાં આજ સ્કૂલમા હેડમાસ્તર હતા. અતિથિઓનો સત્કાર કરવો એ આપણો ધર્મ છે. પણ તે માટે દ્રવ્ય જોઇએ. સાહિત્યનો શોખ લગભગ દરેક માણસને વિવિધ પ્રકારે હોય છે. ટ્રેનમાં કચરા જેવી વાર્તાઓ અને કવિતાઓની ચોપડીઓ વેચાય છે. લોકો કાળ વ્યય કરવા તે વાંચે છે. સાહિત્યપરિષદ્ વધારે સારૂં વાચન પૂરૂં પાડી શકે માટે પણ સાહિત્યપરિષદ્‌ને પોષવી જોઇએ.

### રા. ફુલચંદ બાપુજી શાહ

એમણે જણાવ્યું કે સાહિત્યપરિષદ્ ચરોતરને આંગણે આવે છે તે વખતે ઉમરેઠ પરિષદ્‌ના સ્વાગત માટે ઉમંગથી તૈયાર થાય, એવી વિજ્ઞપ્તિ કરવાને અમે અહીં આવ્યા છીએ. ઉમરેઠ ગામ વિદ્યાનું પ્રેમી છે. સાહિત્યપરિષદ્ સમયે જે સરસ્વતીની પૂજા થશે તેમાં તે પોતાને યોગ્ય નૈવેદ્ય ધરશે એવી અમને ઉમેદ છે. સાહિત્યપરિષદ્ એ સાક્ષરોનીજ જ્ઞાનગોષ્ઠિની પરિષદ્ નથી. સાહિત્ય એટલે વાઙ્મય, તેની સેવાનો અને તેની પ્રસાદીનો અધિકાર આમ વર્ગનો પણ છે. સમાજના શુદ્ધ જીવનમાંથીજ પ્રેરણાઓ મળે છે. એ સમાજને ઉંચે લાવવાને વિદ્વાનોએ યાવજ્જીવન સાહિત્યદ્વારા લોકસેવા કરવી જોઇએ. કેટલાક વિદ્વાનો એમ માને છે કે, સાહિત્યપરિષદ્ એ વિદ્વાનોને માટે છે, અને તે વિદ્વદ્ભોગ્ય રહેવાની. પરંતુ

-બધા કંઇ એવું નથી માનતા. વિદ્વાનોની શક્તિનો લાભ મેળવવો એ સામાન્ય જનતાનાજ હાથમાં છે. તેઓએ હક્ક તરીકે એ લાભ લેવાનો પ્રયત્ન કરવો જોઇએ. ઘણી વખત સાક્ષરોની અગમ્ય ભાષા માટે અસંતોષ દેખાડવામાં આવે છે. તે કેટલેક અંશે ખરો હશે. -છતાં ઘણી વખત એ અસંતોષનું કારણ લેખકના વિષયને અનુરૂપ વિચારોને ગ્રહણ ના કરી શકવાથી પણ વાચક ભાષાનો દોષ કાઢે છે તે પણ છે. ગહન વિષયને લખાણમાં મૂકવાને અપરિચિત અને કઠીન લાગતા શબ્દો મૂકવા પડે છે. પરંતુ અસંતોષનું એક કારણ એ -છે કે લોકભોગ્ય થઈ પડે એ દૃષ્ટિથી સાક્ષરો ઓછુંજ લખે છે. તેઓ ઉંચે ઉડે છે એટલા લોકથી અજાણે પણ દૂર જાય છે. સ્વ. રણજીતરામે લોકસાહિત્ય માટે પ્રયત્નનો આરંભ કરેલો પણ એમના પછી તે માટે આપણે અહીં વિશેષ પ્રયત્ન થયો નથી. આમ થાય તોજ સાહિત્ય વિદ્વદ્ભોગ્ય અને લોકભોગ્ય થઇ શકે. તોજ તે સામાન્ય જનતાને પણ ઉંચે .વિહાર કરાવી શકે.

આ કાર્ય સાધવું એ આપણા હાથમાં છે. આપણે સ્વાગતસમિતિના સભ્ય થવું જોઇએ અને સભ્ય બનીને સાહિત્યપરિષદ્ વિશિષ્ટ પ્રકારની થાય તે માટે પ્રયત્ન કરવો જોઇએ. માણસ અને પૈસા બંનેની જરૂર છે. તેમાં માણસની વિશેષ જરૂર છે. તમે એ ખોટ પૂરી પાડો. આપણાં પ્રદર્શન એકનાં એક સંગ્રહનાં બને છે તે વિશેષ સંગ્રહવાળાં બનાવો. તમારા ગામમાં ઐતિહાસિક વસ્તુઓ, શીલાલેખો, શીક્કાઓ, હસ્તલિખિત સાહિત્ય અને એવું જે કંઈ હોય તે સાહિત્યપરિષદ્‌ને ચરણે ધરો. આપણા સાક્ષરો અને મહાન પુરૂષોની પ્રતિકૃતિઓ અને જીવનના ઉલ્લેખો તૈયાર કરો.

**-રા. જયંતીલાલ મોરારજી મહેતા**

એમણે જણાવ્યું કે, ગુજરાતી સાહિત્યની દરિદ્રતા સંબંધે ઘણું કહેવાય છે. એ કથનરૂપ કલંક દૂર કરવું એ સાહિત્યપરિષદ્‌નો પ્રધાન ઉદ્દેશ છે. ગુજરાતી સાહિત્યની આ .સ્થિતિનાં અનેક કારણો છે. તેમાંનું મુખ્ય એ છે કે, ગુજરાતી ભાષા હજુ જોઇએ તેવી ખેડાઇ નથી. ડૉ. ટેસીટોરી જેને પશ્ચિમ રાજસ્થાની કહે છે, તેમાં ગુજરાતી ભાષાનો તે સમારોપ કરે છે. આ મત વિષે મતભેદ હશે, પણ તે ત્યાજ્ય તો નથીજ. એક વખત એવો હતો કે, દ્વારકાથી તે રાજપૂતાનાની પૂર્વ હદ સુધી લગભગ સમાન ભાષા બોલાતી. આ ભાષા તે પશ્ચિમ રાજસ્થાની. હજી પણ મારવાડી ભાષા ગુજરાતી ભાષાને ઘણે અંશે મળે છે. એટલે ખરૂં જોતા આપણી હાલની ભાષા ૧૫ મા સૈકાથીજ ક્રમશઃ વિકાસ પામી છે. એટલુંજ નહિ પણ ૧૩ મા સૈકા પહેલાનાં તામ્રપત્રો અને લેખો પણ ગુજરાત કાઠિઆવાડમા તો સંસ્કૃતમાજ લખાતાં, જ્યારે હિંદી અને મરાઠી ભાષાનો. વિકાસક્રમ આપણાં કરતા વધારે છે. બીજું એ કે ગુજરાતી સાહિત્ય પ્રત્યે જનતાએ અત્યાર સુધી લક્ષજ નથી આપ્યું. નવમી સાહિત્યપરિષદ્‌ને અંગે પ્રચારકાર્ય શરૂ કર્યું છે તેનો આ ખાસ ઉદ્દેશ છે કે, જનતાને સાહિત્યમાં રસ લેતી કરવી. ત્યારેજ ભાષા સાહિત્યનો વિકાસ થાય.

આપ સ્વાગત મંડળના સભ્ય થાઓ કે ન થાઓ, પરંતુ સાહિત્યપરિષદ્ પ્રત્યે સહાનુભૂતિ રાખો. સાહિત્યપરિષદ્‌ના સ્થાપક સ્વ. રણજીતરામે આ ઉમરેઠમાંજ પરિષદ્‌ની કલ્પના કરી હતી. તેઓ આ મ્યુનીસી સ્કૂલના હેડમાસ્તર હતા અને સાહિત્યસેવાને અર્થેજ તેમણે મ્હેતાગીરી છોડી દીધી હતી. એટલે આપણા ઉપર એક રીતે જોઇએ તો દ્વિગુણ ભાર છે અને તેમાંય ઉમરેઠ ઉપર તો ખાસ. સ્વ. રણજીતરામ લોકસાહિત્યના ઉપાસક હતા.

ગણુજતરામે ઉમરેઠમા ઘણા પ્રેરણાત્મક બળો મૂક્યા છે. અને એ બળોની વિદ્યાર્થીમંડળ' જેવી સંસ્થાએ ખીલવટ પણ ઠીક કરી છે. ઉમરેઠે ગુજરાતને ચરણે સારા વિદ્વાનો અને વ્યાપારીઓ મૂક્યા છે. તેમ ઉમરેઠની ઐતિહાસિક પ્રાચીનતા પણ મશહુર છે. એટલે અમે આપને વિનતિ કરીએ છીએ કે, આ બધી યોગ્યતાને નજરમા રાખી આપ નવમી સાહિત્યપરિષદ્‌ને સત્કારો અને તે દિલ દઇને.

અત્યાર સુધી આણંદ, કપડવંજ, બોરસદ, ખેડા અને ડાકોર એટલા સ્થળોએ આની સભાઓ થઈ છે. આ માસમા ખેડા જીલ્લાનો ચરોતર વિભાગ પૂરો થશે. ત્યારબાદ ખંભાત અને વડોદરા રાજ્યના ચરોતર વિભાગોના મુખ્ય સ્થળોએ સભા થશે. બધા થઇને સ્વાગત મંડળના એક હજાર સભ્યો આ ત્રણ વિભાગમાથી મેળવવાનો અમારો પ્રયત્ન છે. તેમા આપ સર્વે ઉદારતાપૂર્વક યોગ્ય હીરસો આપો અને સાહિત્યપરિષદ્‌મા પધારો એટલી વિનતિ કરૂ છું.

## રા. સુંદરલાલ નાથાલાલ જોશી

એમણે જણાવ્યુ કે, સાહિત્યપરિષદ્‌ના પ્રદર્શન વિભાગને અંગે ઉમરેઠ શું કરી શકે તે સંબંધી હને હુ બોલીશ ઉમરેઠ પોતાની સગ્રહવૃત્તિને માટે પ્રખ્યાત છે ખેડાવાળ બ્રાહ્મણોનું ઉમરેઠ મુખ્ય ધામ છે. આ બ્રાહ્મણોને ત્યાં આજ સુધી ઘણાએ જુના હસ્તલિખિત પુસ્તકો અને કાગળોના ટોપના થતા તેમાથી એ જળવાઇ રહ્યા હશે. ઉમરેઠ આવા પુસ્તકો શોધીને સંગ્રહ સાહિત્યપરિષદ્‌ને ચરણે ધરી શકે. હું થોડા સમય ઉપર ઉમરેઠ આવેલો ત્યારે મારા મિત્ર ભાઈ દેવજીભાઇની સાથે જઈ ઉમરેઠના હનુમાની દરવાજાનો એક ફારશી શીલાલેખ મેં જોયેલો અને તેની નકલ પણ મેં લીધેલી. આવા શિલાલેખો અહીં હજી પણ હયાત છે એમ મેં સાભળ્યુ છે. તમે તેની નકલ લઇ નડીઆદ મોકલી આપશો. ઉમરેઠનુ કંઠસ્થ સાહિત્ય ભજનો, લગ્નગીતો, લોકગીતો, વાર્તાઓ વગેરે કોઇ રસિકજન એકઠા કરવા ધારે તો થઇ શકે. ઉમરેઠ એ તો અનેક સ્ત્રી અને પુરુષ કવિઓનું જન્મ સ્થાન છે. કલા અને કારીગરીને માટે નો ઉમરેઠ પ્રખ્યાત છે ઉમરેઠની હસ્તકારીગરીએ તો ગુજરાતને ચાકે ચઢાવેલુ સન્માર્ગે પ્રેરાયલી કલાત્મક હસ્ત કારીગરીના સુદર નમુના ઉમરેઠ ધારે તો હજીએ સાહિત્યપરિષદ્‌ને ચરણે ધરી શકે. હાથીદાત, રેશમ, સીવણ, અને ધાતુઓ ઉપર થયેલા પ્રાચીન કોતરકામના નમુના પણ રજુ થઇ શકે.

પ્રેમાનંદના કાવ્યોમા આપણે જુના ઘરેણાના નામ જેવા કે, ' પાગે અણવટ વીંછીયા" વાચીએ છીએ આજ ઘણાએ તેવા ઘરેણાને નહિ પિછાનતા હોઇએ પ્રદર્શનમા તેવા ઘરેણા પણ મૂકી શકીએ ઓખા હરણમા હરિહર યુદ્ધમા આવતા અનેક ' શક્તિ અને તોમર" જેવા લડાઈના હથિયારોના નામ વાચતા આપણને તેનો ખ્યાલ સરખોએ નથી આવતો કે તે કેવા હશે. આવા હથિયારોના નમુના તો ન મળે, પણ તેના ચિત્રો પણ રજુ કરી શકાય ખેડાના જૈન ભંડારના ચિત્રોવાળા સુવર્ણરંગી ડાબડાઓમા ઉધાઇથી બચાવવા કાળીજીરી વેરી ગોઠવેલા હસ્તલિખિત પુસ્તકો જોયેલા, એવા પ્રાચીન સાહિત્યના હસ્તલિખિત પુસ્તકો પણ કાંઈ પડ્યા હશે. ઘણુએ કવિતાસહિત્ય છુટુંછવાયુ અણગુથ્યું પડ્યુ હશે તેનો પણ સગ્રહ પ્રદર્શનમા રજુ કરી શકો.

ગદ્ય સાહિત્યને અગે આપણી વાર્તાઓના નમુનાઓ હજી ઘણાએ મળી આવે. એક ડીટેક્ટીવને એક નજીવી જણાતી વસ્તુ ઉપરથી પણ તર્કસંકલના બાંધવી સરલ પડે છે.

તેમ એક પુરાતત્વસંશોધકને તમારી દૃષ્ટિએ નજીવી જણાતી વસ્તુઓ પણ કદાચ અમૂલ્ય થઈ પડે. વસ્તુ સાધારણ છે એમ માની મોકલતાં સંકોચ ન કરશો. જુદાં જુદાં ધર્મમંદિરોમાં હજી ઘણાએ અપ્રસિદ્ધ પદો હશે. બાળકોનું માથું ઓળતી, ચોટલા ચોળતી કે જુઓ વીણતી માતાઓનાં મુખમાથી બાળકોને રીઝવવા કહેવામાં આવતી નાનકડી વાર્તાઓ પણ ગુજરાતનાં બાળસાહિત્યમાં ઘણોએ ઉમેરો કરી શકે. આવી આવી વસ્તુઓનો સંગ્રહ કરનાર કોઇ રસિકજન જોઇએ.

બાદ રા. ગણપતલાલ ગૌરીશંકરની એક સ્થાનિક કમીટી નીમવાની દરખાસ્તને યોગ્ય ટેકો મળતાં પસાર થઇ હતી.

## પ્રમુખનો ઉપસંહાર

બાદ પ્રમુખે જણાવ્યુઃ મુખ્ય વાત તો એ છે કે ઉમરેઠ સાહિત્યપરિષદ્‌નું ઉત્પાદક છે. રણજિતરામને સાહિત્ય પરિષદ્ સંબંધી પ્રથમ વિચાર અહીંથીજ સ્ફુર્યો. તેનું સાહિત્ય આ જન્મસ્થાન છે, એમ માની આપણે ઉમંગથી કામ કરવું જોઇએ. રણજિતરામને જે સાહિત્યરસિક ગૃહસ્થ મળ્યા હતા તે પ્રો. ગજ્જર હતા. પ્રો. સાહેબ જેવા બીજા માણસને હું જોતો નથી. સ્વ. રણજિતરામ અને રા. નાનાલાલ કવિ એ બંનેએ ગજ્જરની પ્રેરણાને લીધે સાહિત્યસેવા વધારે કરી છે. નડીયાદે સાહિત્યપરિષદ્ બોલાવી છે. નડીઆદ એ સાધારણ સ્થાન નથી તેણે બીજી ઘણી સેવાઓ કરી છે. સાહિત્ય ક્ષેત્રમા પણ તેનું સ્થાન ઉંચું છે. મહારાષ્ટ્રમા સાહિત્યનું સ્થાન પૂના કહેવાય છે. ગુજરાતમાં સુરત સાહિત્યરસિક છે. પણ સંગીન કાર્ય કરવામાં નડીઆદનું સ્થાન ઉંચું છે. ઉમરેઠની સંગ્રહની વૃત્તિ અમદાવાદથી ઉતરતી છે, છતાં સંગ્રહવૃત્તિનો વ્યય કરવાનો ઉમરેઠનો વખત આવ્યો છે. રા. સુંદરલાલે કહ્યું તે સંબંધી રહેજ સ્ફુરે છે. આર્ટીસ્ટ એટલે કળાવાન માણસ; માણસ સારે કે ખરાબ સ્થાને કળાનો ઉપયોગ કરી શકે. ઉમરેઠમાં પણ તેમ થયુ હશે. વખતે સરકાર એમ માનતી હશે કે એ કળાનો નાશ ઉમરેઠમાંથી સરકાર કરાવી શકી છે એ કળાનો કુમાર્ગે વ્યય એ બેશક વખોડવા યોગ્ય છે. એ કળાને જો સન્માર્ગે યોજવામાં આવે તો પરિણામ સુંદર આવે. હું ધારૂં છું કે જે માણસો ખોટું કામ કરી શકે તે સારૂ કામ પણ કરી શકે. કુમાર્ગે દોરવાયલી કળા વૃત્તિઓને સન્માર્ગે યોજી શકે એવા આર્ટીસ્ટ જ્યા વસે છે, તે સ્થળ સાહિત્યમાં પોતાની સેવા અર્પી શકે. સાહિત્ય પરિષદ્ એ માતા છે; અને તેની સેવા એ માતાની સેવા છે.

બાદ રા. જીવાભાઇ રેવાભાઇ પટેલની પ્રમુખ આદિનો આભાર માનવાની દરખાસ્ત રા. છોટાલાલના અનુમોદનથી પસાર થઈ અને સભા વિસર્જન થઈ હતી.

## માતરમાં પ્રચાર સભા

ચરોતરનો બ્રિટિશ વિભાગ એટલે ખેડા જીલ્લો ખેડા જીલ્લાના સાત તાલુકામાંથી છમાં પ્રચાર સભાઓ ભરાઈ ચુકી હતી અને પ્રત્યેક સ્થાને "સત્કાર મંડળ" ના સભાસદો નોધવા "સ્થાનિક સમિતિ" ઓ નીમવામા આવી હતી. એપ્રિલના અન્ત પહેલા સાતે તાલુકામા પ્રચાર કરવાનો કાર્યકર્તાઓનો મનોરથ હોવાથી ગુરવાર, તા. ૨૮–૪–૧૯૨૭ ને દિવસે સાંજના પાંચ વાગતાં માતર ગામમાં વ્હાલાભાઈની ધર્મશાળામાં માતર તાલુકાના વાસીઓની જાહેર સભા ભરવામાં આવી હતી.

મૂળ માતર તાલુકો ઘણો આબાદ તાલુકો ગણાતો હતો અને માતર ગામ ઘણું માતબર ગણાતું. ગામના કેટલાંક પ્રાચીન મકાનોની મજબૂતી અને મનોહર બાંધણી હજીયે માતરની જુની જાહોજલાલીની સાબીતી આપે છે. અત્યારે તો કમનસીબે માતર તાલુકો દરેક રીતે પાછળ પડી ગયેલો તાલુકો છે અને માતર ગામમાં તળમાં માત્ર સ્હાડાત્રણ હજારનીજ વસ્તી છે. બ્રાહ્મણ, વાણીયા, પાટીદાર, બ્રહ્મભટ્ટ, ધારાળા અને મુસલમાનની મુખ્યત્વે વસ્તી છે. ગામમા ગુજરાતી શાળા ઉપરાંત એક ન્હાની અંગ્રેજી સ્કૂલ છે. તે અંગ્રેજી સ્કૂલના હેડ માસ્તર રા. કૃષ્ણશંકર કુંવરજી વ્હોરા જૂનાગઢના વડનગરા નાગર બ્રાહ્મણ છે અને ઉત્સાહી તથા વિદ્યાપ્રેમી ગૃહસ્થ છે, જે તાલુકા–સભા માતરમાં ભરાઇ શકી ત્હેનું મુખ્ય માન એ ભાઇને ઘટે છે. ત્હેમના જેવી ઉત્સાહી વ્યક્તિઓ ન્હાનાં ગામોની સંસ્કાર સંસ્થાઓ સમાન છે. મામલતદાર સાહેબ ખાનસાહેબ ઉસમાનખાન સમશેરખાન કલ્યાણી, બી. એ, મુસલમાન હોવા છતા હિંદુ સદ્‌ગૃહસ્થ જેવા શાન્ત, સુશીલ અને સભ્ય છે. ત્હેમના જેવા ભલા અધિકારીઓ બ્રિટિશ રાજ્યતંત્રની સંપત્તિ રૂપ છે. ત્હેમણે પોતાનાથી બનતી મદદ આપી હતી. ત્હેમના ઉપરાત ઉત્સાહી અને વિદ્યાપ્રેમી શેઠ ઓચ્છવલાલ જીવણલાલ પરીખને સભાની સફળતાનું મુખ્ય માન ઘટે છે. અધિકારીઓ અને પ્રતિષ્ઠિત નાગરિકો એક બીજાનું માન રાખી પરસ્પર સદ્‌ભાવથી સહકાર કરે તો સાર્વજનિક જીવન ઘણુ સરલ બને. માતરમા ખાસ જોવા જેવી સાર્વજનિક સંસ્થા જૈન મન્દિર છે. જૈનોની ધર્મનિષ્ઠા, જૈનોની સ્થાપત્યપ્રીતિ અને જૈનોની વ્યવસ્થાશક્તિના દ્રષ્ટાંત રૂપ એ મંદિર છે. તે મંદિરનો વિસ્તાર હજીએ થયે જાય છે. ગામમા જુદા જુદા ધર્મો તથા ધર્મપંથોના મંદિરો છે, જુદી જુદી કોમોની ધર્મશાળાઓ છે, પરંતુ તે ઉપરાત ધ્યાન ખેંચે એવી નથી.

નડિઆદથી મોટરમા શ્રીયુત ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, રા. ફૂલચંદ બાપુજી શાહ અને રા. જયન્તીલાલ મોરારજી સ્હવારે માતર ગયા હતા માતર નડિયાદથી લગભગ પંદર માઈલ છે. નડિયાદ માતર વચ્ચે મોટરો જા આવ કરે છે. માતર એ રેલ્વે સ્ટેશન નથી. સ્હવારનો સમય માતર ગામના પ્રતિષ્ઠિત પુરૂષોને મળવા અને ત્હેમને "સત્કાર મંડળ" ના સભાસદ થવાને વિજ્ઞપ્તિ કરવામા ગયો હતો. પ્રચારકાર્યનું એક મુખ્ય અંગ આ ખાનગી મેળાપ છે. માતરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ અતિથિઓનો સારો સત્કાર કર્યો હતો અને 'સત્કાર મંડળ "ના સભાસદ બનવા હા પાડી હતી

## જાહેર સભા

સ્હાંજે પાચ વાગતા દશા ખડાયતાની ધર્મશાળામા માતર તાલુકાના વાસીઓની જાહેર સભા ભરવામા આવી હતી. હાજરી લગભગ દોઢસોની હશે ગામના ઘણા ખરા પ્રતિષ્ઠિત પુરૂષો હાજર હતા. મામલતદાર સાહેબના સદ્‌ભાવથી અધિકારી મંડળે પણ સારો ઉત્સાહ બતાવ્યો હતો.

મામલતદાર સાહેબ ખાનસાહેબ ઉસમાનખાન સમરખાન કલ્યાણી બી એ ની દરખાસ્તને રા. હીરાલાલ મગનલાલ દેસાઇ, બી. એસ. સી. ની અનુમતિ મળ્યા પછી શેઠ ઓચ્છવલાલ જીવણલાલ પરીખે પ્રમુખપદ સ્વીકાર્યું હતું. તેઓશ્રીએ અતિથિઓનું સભાજનોને ઓળખાણ કરાવ્યું હતું અને સમસ્ત ગુજરાતની એક મહાસંસ્થાને સફલ કરવા તેઓ કેવો પ્રયત્ન

કરી રહ્યા છે તે જણાવ્યુ હતું. ત્હેમના જેવા સાચ્ચા કાર્યકર્તાઓ દેશની જાહેર જીંદગીના લીલાછમ ક્યારા છે એમ ત્હેમણે જણાવ્યુ હતુ. ત્હેમની સૂચનાથી નીચે પ્રમાણે વ્યાખ્યાનો થયા હતા

## ધર્મમંદિર અને વિદ્યામંદિર

ગ. ચંદ્રશંકરે જણાવ્યુ હતું કે મનુષ્યજાતિને વધારેમા વધારે રસ ધર્મમા પડે છે એ વાત ધર્મમંદિરો બંધાવવામા ખર્ચાતા નાણા ઉપરથી માલુમ પડે છે. માતરમા મુખ્ય ધર્મમંદિર હોય તો તે જૈનોનું છે. મનુષ્ય જાતિને બીજા નંબરનો રસ સમાજતંત્રમા પડતો દેખાય છે, અને દરેક નાત પોતાની ધર્મશાળા બંધાવવામા અને નાતીનાઓમા સારા કહેવડાવવામા કરે છે એ પણ જણાઈ આવે તેવી બાબત છે ધર્મ અને સમાજ ઉપરાંત આર્થિક વ્યવહારમા ત્રીજા નંબરનો રસ પડતો દેખાય છે, અને પેઢી પણ નગરમ. એનું બજાર એ જોવા લાયક જગ્યા હોય છે રાજ્યમા ચોથા નંબરનો રસ પડતો દેખાય છે અને રાજ્યાધિકારના સ્થાનો—કચેરી, ન્યાયમંદિર, શાળા, દવાખાનું વગેરે—નગરના દસ્ય સ્થાનો મનાય છે સાહિત્યમા પણ મનુષ્ય જાતિ મૂળથી રસ લેતી આવે છે. અને જેમ વિદ્વાનોને માટે વિદ્દભોગ્ય સાહિત્ય દરેક પ્રજામા હોય છે તેમ લોકકથાઓ, લોકગીતો વગેરે લોક સાહિત્ય દરેક પ્રજામા હોય છે ખરી રીતે જેના માનવ-હૃદયમા જે જે ભાવો થાય છે તે ભાવોને વ્યકિતગત અનુભવમાથી ઉગાવી ત્હેમને સામાન્ય સ્વરૂપ આપી અલૌકિક અને સ્મરણીય ભાષામા સાહિત્યકાર મૂકે છે જેમ એક કાળજારૂ મરણ થાય ત્યારે શોકભાવને સર્વમાન્ય સ્વરૂપ આપવા બ્રહ્મભટ્ટ જ્ઞાતિની સ્ત્રીને ગજીયા ગાવા લોક બોલાવે છે તેમ સાહિત્યકાર લોકભાવને અલૌકિક ભાષામા રજુ કરે છે. પોતાનો કેસ બરાબર રજુ કરવા જેમ અસીલ વકીલને રોકે છે તેમ પોતાના ભાવો બરાબર રજુ કરવા લોક સાહિત્યકારને પસંદ કરે છે સંક્ષેપમા, સાહિત્યકાર **એ લોકદિલનો વકીલ છે,** અને સાહિત્ય એ લોકદિલનો ઉદ્દગાર છે. સાહિત્ય પરિષદ્નો મુખ્ય હેતુ ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ છે. ઓક્ટોબરમા નડિયાદમા ગુજરાતના વિદ્વાનો એકત્ર થાય ત્હેમનો સત્કાર ચરોતરે કરવો જોઇએ અને ચરોતરના સ્થિતિ વાળા માણસોની તેટલા માટે ફરજ છે > ત્હેમણે પાચ રૂપીઆ આપી સત્કાર મંડળમા જોડાવુ

## પ્રદર્શન અને મનોરંજન

રા. જયન્તીલાલે જણાવ્યુ હતુ કે પરિષદ્ વિષે કેટલીક માહિતી ગ. ચન્દ્રશંકર ભાઇએ આપી છે હુ પોતે પ્રદર્શન વિષે અને મનોરંજન વિષે બે બોલ બોલીશ પ્રદર્શન કેવુ થશે ત્હેનો આધાર તો નાણા કેટલા એકત્ર થાય છે તે ઉપર છે અત્યારે તો મ્હારે બે બાબતો ખાસ કહેવાની છે એક એ કે જો બની શકશે તો પ્રદર્શન લગભગ પંદર દિવસ ખુલ્લુ રાખવ મા આવશે, જેથી ચરોતરના લોકો ત્હેનો પૂરેપૂરો લાભ લઇ શકે (૨) બીજી બાબત એ કે પ્રદર્શન સફળ થાય તે માટે જેમની પાસે જુના લેખો, જુના દસ્તાવેજો વગેરે હોય તે ત્હેમણે પ્રદર્શન-સમિતિ ઉપર મોકલી આપવા પ્રદર્શન થઇ રહે સર્વ વસ્તુઓ સલામતિથી પાછી આપવામા આવશે

## મદદની માગણી

રા ફૂલચંદભાઇએ નાણાને માટે અપીલ કરી હતી અને બને તેટલા માણસોને

સત્કાર મંડળના સભાસદો થવાને સૂચવ્યું હતું. પૂરતાં નાણાં મળશે તો પરિષદ, પ્રદર્શન અને મનોરંજન-વિભાગ એ સર્વેની યોગ્ય યોજના થઇ શકશે.

## સ્થાનિક સમિતિ

રા. કૃષ્ણશંકર કુંવરજી વહોરાની દરખાસ્તને રા. ભાઈલાલ માણેકલાલ દેસાઇએ અનુમોદન આપ્યું હતું કે સ્થાનિક પ્રચાર કરવા અને સત્કાર-મંડળના સભાસદો નોંધવા સ્થાનિક-સમિતિ નીમવી. દરખાસ્ત સર્વાનુમતે મંજુર થઈ હતી.

પ્રમુખ સાહેબના ઉપસંહાર બાદ પ્રમુખનો અને અતિથિઓનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

## મહુધામાં પ્રચાર સભા

નડિયાદ તાલુકામાં નડિયાદથી બીજા નંબરનું ગામ મહુધા છે. મૂળ મહુધા, તાલુકાનું મુખ્ય ગામ હતું અને તે સમયે તેનું મહત્વ ઘણું હતું. હાલ તેનું મહત્વ પહેલાના પ્રમાણમાં કમી થયું છે. છતા હજીએ ગામમાં લગભગ દશ હજાર માણસોની વસતી છે, બ્રાહ્મણ વાણીઆ પાટીદાર મુસલમાન વગેરે લોકનો ત્યાં ઠીક વસવાટ છે. કેટલાંક સારાં મકાનો છે. અને એ સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવી બાબત એ છે કે નાનું ગામ હોવા છતાં દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ દવે, રા. બ. હરિલાલ દેસાઇભાઈ દેસાઈ વગેરે પ્રસિદ્ધ પુરૂષોની એ જન્મભૂમિ છે. કેટલાંક ખેડાવાળ કુટુંબો, કેટલાંક વણીક કુટુંબો, અને કેટલાંક પાટીદાર કુટુંબો સારી સ્થિતિમાં છે. દુર્ભાગ્યે દરેક ગામમાં થોડેવત્તે અંશે હોય છે તેમ મહુધામા પણ પક્ષાપક્ષી એટલી બધી છે કે વ્યકિતગત રાગ દ્વેષને લીધે સમુદાયની શુભ પ્રવૃત્તિ મુશ્કેલ બને છે. પરિણામે મહુધામાં તેના મહત્વના પ્રમાણમાં સંયોજિત સાર્વજનિક જીવન નથી. તેમ થવાનું એક બીજું કારણ એ પણ ખરૂં કે ગામમાં આબરૂદાર નિર્વાહનાં સાધન કમી હોવાથી બુદ્ધિશાળી અને કેળવાયલા પુરૂષોને ગુજરાન માટે બહાર ગામ રહેવાનું થાય છે.

જે ગામ કચ્છ રાજ્યને દીવાન આપે, સાહિત્ય પરિષદને પ્રમુખ આપે અને સમસ્ત ગુજરાતને દી. બ. રણછોડભાઇ જેવા લેખક આપે તે વ્યાજબી રીતે અભિમાની બની શકે. જે નાનું ગામ મુબાઈ ઇલાકાની સરકારને રા. બ. હરિલાલભાઇ જેવા પ્રધાન આપી શકે તે ગામ યોગ્ય રીતે ગર્વ રાખી શકે. મહુધામાથી પક્ષાપક્ષી તદ્દન નાબુદ નહિ તો એટલી પણ જો કમી થાય કે ગામ હિતની સામુદાયિક પ્રવૃત્તિ શકય થાય તો હજીએ મહુધા બીજાં ગામને સારો દાખલો બેસાડી શકે. સમસ્ત ગુજરાતમા જાણીતા નામો ઉપરાંત સારો હોદ્દો ભોગવતા અને ઠીક કમાતા માણસો મહુધામાં થોડી વત્તી સંખ્યામા છે. એટલું જ નહિ, પરંતુ તળ મહુધામા રહેતા એવા સુખી જમીનદારો અને વ્યાપારી કુટુંબો છે કે જે મહુધામા રહે મહુધાને વધારે ઉજળું અને સુખી બનાવી શકે.

મહુધામા જે સભા થઇ હતી તે સાધારણ કહી શકાય, મહુધાને શોભા આપે તેવી તે ભાગ્યે કહી શકાય. મહુધા જેવું ગામ સત્કાર મંડળને ૨૫ સભાસદો પણ ન આપી શકે એ કાંઈ બહુ સ્તુતિ કરવા જેવુ તો નજ કહી શકાય અને છતાં વકીલો બળદેવપ્રસાદ મગનલાલ પરીખ, ભાનુભાઇ ગણપતભાઈ દેસાઈ, અને અંબાલાલ ગોવિન્દલાલ દેસાઇના હૃદયપૂર્વક પરિશ્રમથી એકંદરે ઠીક સભા થઇ હતી મહુધા તળમાં રહેતા અને મહુધાની બહાર રહેતા

મહુધાના વતનીઓ કમીમાં કમી ૫૦ જેટલી સંખ્યા સત્કાર મંડળીને જરૂર આપશે એવી આશા છે. ચરોતરમાં પરિષદ્ પધારે અને તેમાંયે નડિયાદ તાલુકામાં અને તાલુકાનાં મુખ્ય ગામો સત્કાર કાર્યમાં યથાશકિત હિસ્સો ન આપે એમ નજ થવું જોઇએ, અને તેવું નહિ થાય એવી આશા છે. જે જે ભાઇઓએ સભાને સફળ બનાવવા શ્રમ લીધો હતો તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે, કારણ કે સંયોગો એવા હોય છે કે ઉત્સાહીને પણ ઠંડા કરી નાખે.

બુધવાર તા. ૨૫-૫-૨૭ ને રોજ સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડયા, શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, શ્રી અંબાલાલ બુલાખીરામ જાની, શ્રી ફૂલચંદ બાપુજી શાહ, શ્રી ઇંદ્રશંકર જટાશંકર પંડયા અને સુપ્રસિદ્ધ વાર્તા કરનાર કવિશ્રી ઓધવજી ગીગાભાઈ જાની સાહિત્ય પરિષદ્ને અંગે પ્રચાર કરવા ખાસ નડિયાદથી મહુધે ગયા હતા. મહુધાના જે ત્રણ ભાઇઓ બળદેવપ્રસાદ, ભાનુભાઇ અને અંબાલાલ નડિયાદમાં વકીલાત કરે છે તેઓએ બધી વ્યવસ્થા કરી હતી. સવારે ગામમાં ફરી, સારા સારા માણસોને મળી સત્કાર મંડળના સભાસદ થવા વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. તે પ્રયાસના પરિણામમાં લગભગ ૧૭ ગૃહસ્થો સભાસદ થયા હતા. જાહેર સભા સાંજના ૭ વાગતાં રા. બ. હરિલાલ દેસાઇભાઇ દેસાઈની ધર્મશાળામાં ભરાઇ હતી. મહુધાના વતની અને અમદાવાદના મુનસફ સાહેબ શ્રી છોટાભાઇ નારણભાઇ દેસાઇએ પ્રમુખપદ સ્વીકારવા સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડયાને વિજ્ઞપ્તિ કરતાં જણાવ્યું હતું કે છગનલાલભાઇ જેવા સદ્‌ગૃહસ્થ આજની સભાના પ્રમુખપદ માટે સુલભ છે એ મહુધાનું સદ્‌ભાગ્ય છે. કાદંબરીના ગુજરાતી અનુવાદે છગનલાલભાઇનું નામ જાણીતું કરેલું છે. છગનલાલભાઇએ પોતાનું જીવન સાહિત્ય સેવામાં અને કેળવણીમાં અર્પણ કરેલું છે. રા. બળદેવપ્રસાદે અનુમોદન આપતાં જણાવ્યું કે સાક્ષરશ્રી છગનલાલભાઈ એ નડિયાદી સાક્ષર સપ્તકના અવશેષ છે કે જેણે નડિયાદની સાહિત્ય કીર્તિની અમર ઇમારત બાંધી. દરખાસ્ત મંજુર થતા છગનલાલભાઇએ પ્રમુખપદ લીધું હતું.

રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા

પરિષદ્, પ્રદર્શન અને મનોરંજન એ ત્રણ વિભાગમાંથી હું પોતે પરિષદ્ વિષે બોલીશ. ભાઇ અંબાલાલ જાની પ્રદર્શન વિષે બોલશે અને ભાઇ ઇન્દ્રશંકર મનોરંજન વિષે બોલશે. એમ જણાવીને રા. ચંદ્રશંકરે શરૂઆત કરી હતી. જે કોઇએ હિન્દની ખરી પરિસ્થિતિ વિષે વિવેકપૂર્વક વિચાર કર્યો હશે તેમને જણાયું હશે કે હિન્દના મુખ્ય અને તરી આવતાં દર્દ બે છે. અજ્ઞાન અને ગરીબાઈ. બેશક જ્યાં સુધી પેટ પુરતું ખાવા પીવાનું દેશના માણસોને મળતું નથી ત્યાં સુધી બીજી બધી પ્રવૃત્તિઓ કરતાં દેશની ગરીબાઇને દૂર કરવાની પ્રવૃત્તિઓને પ્રથમ સ્થાન મળવું જોઇએ. ગરીબાઇને દૂર કરવાનો એક ઉપાય જ્ઞાનનો પ્રસાર છે. પ્રજા કેળવાયલી હશે તો પોતાના સુખ દુખ વધારે સમજી શકશે. એટલુંજ નહિ પરંતુ સુખો વધારવા અને દુ:ખો કમી કરવા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરી શકશે. "સાહિત્ય પરિષદ્" ના "અર્થશાસ્ત્ર વિભાગ" દ્વારા કાંઈક સીધી રીતે અને જ્ઞાનપ્રચારથી આડકતરી રીતે ગરીબાઇના સવાલનો યથા-સંજોગ ઉકેલ થશે. પરંતુ "સાહિત્ય પરિષદ્"નું મુખ્ય અને સીધું કાર્ય જ્ઞાન પ્રસારનું હોઇ જ્ઞાન નિવારણના કાર્યમા યથાશક્તિ હિસ્સો આપી શકે. પ્રથમ તો જ્ઞાન પ્રસારક સંસ્થા

રૂપે સાહિત્ય પરિષદ્‌ને જોવી ઘટે છે તેનું બીજું મહત્વનુ સામાન્ય સ્વરૂપ તે **સમસ્ત ગુજરાત-મહાગુજરાતને એક ભાષાના તારથી એકત્ર કરનાર કેન્દ્રસ્થ સંસ્થાનુ છે.** આ સ્વરૂપ ઉપર સાક્ષરોનુ પણ જોઇએ તેટલુ ધ્યાન નથી ગયુ, કારણ કે દેશના અને પ્રાંતના પ્રશ્નોની દૃષ્ટિથી સાક્ષરો જોઇએ તેટલે અંશે પ્રેરાયલા નથી એ **"સાહિત્ય પરિષદની કેન્દ્રરૂપતા"** વિષે મે અનેક વાર થોડુ થોડું લખેલુ છે પરંતુ તે છૂટક છૂટક લખાયલુ હોવાથી જે અસર એકાગ્રતા કરી શકે છે તે હજી થઇ નથી. **સાહિત્ય પરિષદનો મુખ્ય હેતુ ગુજરાતી ભાષાની અને ગુજરાતી સાહિત્યની સમૃધ્ધિ છે, અને ગૌણ હેતુ, સાક્ષરોનુ સંમેલન છે. સાહિત્ય પરિષદ્‌નુ ત્રીજું કાર્ય જનતામાં રસ જગાવવો અને જમાવવો એ છે.** એ ત્રણેય કાર્યો સાહિત્ય પરિષદ્ થોડે વત્તે અંશે કરતી આવે છે દુર્ભાગ્યે, હજુ આપણે ત્યા સાહિત્યને ઉન્નત કરવાની જોઇએ તેટલી ધગશ નથી, તેમજ અંગત મતમતાતરોને ગૌણ કરી સાહિત્યકાર્યમા સહકાર કરવા જેટલી આપણા સાક્ષરોમા દ્રવ્યની ઉદારતા નથી, પણ એ તો એમજ ચાલે. જેટલુ થાય તેટલુ કરવુ ચરોતર ગુજરાતના સાક્ષર સંઘને વિજ્ઞપ્તિ કરે છે કે સર્વે શુદ્ધ હૃદયથી સરસ્વતી યજ્ઞમા પધારો ને શાન્તિપૂર્વક સહકારથી જાતે દીપો અને અમને ચરોતર વાસીઓને દીપાવો ચરોતરવાસીઓને વિજ્ઞપ્તિ છે કે આપ સર્વે આ અમોલા સરસ્વતી યજ્ઞને પોતાનુ ગણી સાક્ષરસત્કારના સામૈયામા સામેલ થાઓ જે મહુધાએ રણછોડભાઇ સાહેબ જેવા ઉત્સાહમૂર્તિ પ્રમુખ પરિષદ્‌ને આપેલા છે તેને તો વિશેષ શુ કહેવાનુ બાકી હોય ?

## રા. અંબાલાલ બુલાખીરામ જાની

રા અંબાલાલ જાનીએ જણાવ્યુ કે ભાઇ ચંદ્રશંકરે સૂચવ્યા પ્રમાણે હુ પ્રદર્શન વિભાગ વિષે મે બોલ બોલીશ પ્રદર્શન કવુ થશે તેનો આધાર પૈસા કેટના મળે છે અને કામ કરનાર કેટલા મળે છે તે ઉપર છે તેમજ કેટલેક અંશે જેમની જેમની પાસે પ્રદર્શન યોગ્ય વસ્તુઓ હોય તે પ્રદર્શન માટે કેટલે અંશે આપે છે તે ઉપર છે. પરંતુ નડિઆદની પ્રદર્શન સમિતિના મનમા શુ છે તેનુ નિવેદન હુ કરીશ જો બની શકશે તો પ્રદર્શનના મુખ્ય પાચ વિભાગ થશે એક વિભાગ સાહિત્યનો, બીજો વિભાગ પુરાતત્વનો, ત્રીજો વિભાગ કલાનો, ચોથો વિભાગ શિક્ષણનો અને પાચમો વિભાગ સ્ત્રીઓની કલાકૃતિઓનો. આમા એક ઉપવિભાગ ચરોતરના દ્રશ્ય પદાર્થો માટે એમ રહેશે દરેક વિભાગની વ્યવસ્થા તે તે વિભાગના વિશારદને સોપવામા આવશે ચરોતરમા જે જે લેખકો થઇ ગયા છે અને હાલ છે તેમની કૃતિઓની હસ્તલિખિત પ્રતો જેમની પાસે હોય તેમને તે મોકલવા વિજ્ઞપ્તિ છે. ખાસ કરીને અપ્રકટ કૃતિઓની હસ્તલિખિત પ્રતો પ્રદર્શન સમિતિ સંરક્ષણ માટે તેમજ તે વસ્તુઓ પાછી સલામતીથી પહોચાડવા માટે કાળજી રાખશે તે ઉપરાત જેમની પાસે તામ્રપત્રો, અગત્યના ખતો, અગત્યના લેખો તેમજ પ્રદર્શન યોગ્ય કાઇપણ વિશિષ્ટ પદાર્થો હોય તેમને તે તે મોકલી આપવા વિજ્ઞપ્તિ છે. ખર્ચની જુમેદારી બેશક, પ્રદર્શન સમિતિ પોતે ઉઠાવશે. જોઇએ છીએ લોકોની શ્રદ્ધા અને સહાનુભૂતિ આવા મહાપ્રસંગો ચરોતરમા કાંઈ વાર વાર આવતા નથી, આવ્યો છે ત્યારે તેનો લાભ ચરોતર બરોબર ઉઠાવે એ ઇચ્છવા જેવુ છે.

### રા. ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા

રા. ઇન્દ્રશંકરે જણાવ્યું કે પરિષદ વિષે અને પ્રદર્શન વિષે બોલાઇ ગયું છે, એટલે હું પોતે યોજનાનુસાર મનોરંજન વિભાગ વિષે બોલીશ. નિર્દોષ આનંદ વગર મનુષ્ય જીવન નીરસ અને લુખું લાગે છે. સાક્ષરોને જેવો રસ નિબંધોમાં પડે તેવો કાંઇ જનતાને પડી શકે નહિ. મનોરંજન વિભાગ એ તદ્દન સર્વ પ્રિય નહિ તો બહુ પ્રિય વિભાગ તો જરૂર થવાનો. મનોરંજન સમિતિના મનમાં એમ છે કે શિષ્ટ સાહિત્ય નાટકોમાંથી પસંદ કરેલા વિભાગો શિષ્ટ સ્ત્રી પુરુષો પાસે ભજવાવવા, જેથી લોકોને સાહિત્ય નાટકોનો પરિચય થાય તે ઉપરાંત રંગભૂમિનો ઉધ્ધાર કેમ થાય તેનું એક દૃષ્ટાંત રજુ થાય. બીજી પ્રવૃત્તિ તે લોકગીતો અને લોકકથા જે ભાઇ મેઘાણી, ભાઈ રાયચૂરા, ઓધવજીભાઇ, માવદાનજી વગેરેને તે માટે આમંત્રણ કરવામાં આવશે. ત્રીજી પ્રવૃત્તિ તે હરિકથાઓની છે, અને તે માટે પણ જાણીતા કીર્તનકારોને આમંત્રણ કરવામાં આવશે. સંગીત માટે પણ વ્યવસ્થા થશે. સંક્ષેપમાં, શિષ્ટ વર્ગને તેમજ સામાન્ય જનતાને નિર્દોષ, ઉદ્ધારક અને સંસ્કારી મનોરંજનનાં સાધનો પૂરાં પાડવા પ્રયાસ થશે. એ આનંદની લ્હાણીનો લોક લાભ લેશે એવી આશા છે.

### રા. ફુલચંદ બાપુજી શાહ

ખેડા જીલ્લાની સર્વે પ્રવૃત્તિઓના સાચા આધારરૂપ રા. ફૂલચંદભાઇએ જણાવ્યું કે રા. ચંદ્રશંકરભાઇએ પરિષદ વિષે, રા. અંબાલાલભાઇએ પ્રદર્શન વિષે અને રા. ઇન્દ્રશંકરે મનોરંજન વિષે જે કહ્યુ તે ઉપરથી આપને એટલું તો સ્પષ્ટ થયું હશે કે સાહિત્ય પરિષદ્‌ના નડિઆદના કાર્યકર્તાઓના મનોરથ મોટા છે અને જો તે પાર પડે તો ઓક્ટોબર માસમા ખરેખર સારાયે ચરોતરને મ્હાલવા જેવો મહાપ્રસંગ મળે પણ તે મનોરથ પાર પાડવા માટે પ્રથમ તો દિલ જોઇએ. અને બીજે નંબરે દ્રવ્ય જોઇએ. રા. ચંદ્રશંકરભાઇએ વારંવાર કહ્યુ છે તેમ જો **સાહિત્ય પરિષદ સફળ કરવી હોય તો દિલ અને દ્રવ્ય બન્નેનો ખપ છે. નાણાં આપો અને તે દિલની સાચી લાગણીથી આપો.** સત્કાર મંડળનું લવાજમ રૂા. ૫ જેટલું કમી એટલા માટે રાખ્યું છે કે જેમ બને તેમ વધારે માણસો તેમા જાતે જોડાઇ શકે અને સક્રિય રસ લઇ શકે. મહુધાએ અત્રે રહેતા માણસોમાથી ૨૫ અને બહારગામ રહેતા માણસોમાથી ૨૫ એમ મળી કુલ ૫૦ સભાસદો આપવા જોઇએ. સવારે રા. ચન્દ્રશંકરભાઈ વગેરેએ ઘેર ઘેર ફરીને ૭) સભાસદો નોધ્યા છે. જેમની સ્થિતિ હોય તેમને જોડાવા હું વિજ્ઞપ્તિ કરૂ છું.

### રા. છગનલાલ હરિલાલ પંડ્યા

સાક્ષર શ્રી. છગનલાલ પંડ્યાએ પ્રમુખપદેથી ઉપસંહાર કરતાં જણાવ્યું કે સાહિત્ય પરિષદ, મનોરંજન, પ્રદર્શન અને દ્રવ્ય દાન વિષે બોલાઇ ગયું છે. તે સર્વે તરફ તમારૂં ઘટતું ધ્યાન ખેંચવું એ મારૂં કર્તવ્ય છે. ચરોતરમાં સાહિત્ય પરિષદ્‌ને અંગે જે પ્રચાર કાર્ય થઇ રહ્યું છે તેવું સુવ્યવસ્થિત કાર્ય પૂર્વે કોઈપણ પરિષદ પ્રસંગે થયેલું નથી. તમે સર્વે જોઇ શકયા હશો કે નડિઆદના કાર્યકર્તાઓ કેવા ઉચ્ચ પ્રકારની ધર્મબુદ્ધિથી અને હોંશથી પોતાનું કાર્ય કરી રહ્યા છે.

ચરોતરનાવાસીઓ પૂરતી મદદ આપશે અને ગુજરાત મહાગુજરાતના સાક્ષરો ભાઈ ચન્દ્રશંકરે કહેલી શાન્તિ પ્રાર્થના લક્ષમાં લેશે તો જરૂર પરિષદ્ સફળ થશે. માટે તમને સર્વેને મારી વિજ્ઞપ્તિ છે કે પરિષદ્ને સફળ કરવા તમારાથી જે બની શકે તે કરજો.

મારૂં બીજું કાર્ય ગુજરાતમાં જાણીતા થયેલા વાર્તા કહેનાર અને મારા લાંબા વખતના સ્નેહી રા. ઓધવજીભાઇનો પરિચય કરાવવાનું છે. તેમનો ભાઇ ચન્દ્રશંકર સાથે પરિચય કરાવનાર હું અને તેમનો ગુજરાતને પરિચય કરાવનાર ભાઈ ચંદ્રશંકર, તેઓની કલાથી જુનાગઢના નવાબ સાહેબ નેકનામદાર ખુદાવંદ રસુલખાનજી, વઝીર સાહેબ બહાઉદીનભાઇ વગેરે ઘણા ખુશ થતા અને ઓધવજીભાઈ ઉપર મહેરબાની રાખતા. મુંબાઇના અનેક સાહિત્ય રસિક શેઠીઆઓ તેમના ઉપર ખુશ છે.

કવિશ્રી ઓધવજી ગીગાભાઇ જાનીએ રસભરી વાર્તા કહી સભાને ખુશ કરી નાખી હતી અને તેમના કવિતો, બેતો, છપ્પા, દુહા વગેરેના ગંજાવર ખજાનાથી સભાજનો આશ્ચર્યચકિત થયા હતા. હાસ્યરસના ટૂચકાથી તેમણે मधुरेण समापयेत् એ સુત્ર પ્રમાણે ખુશમીજાજમા ખલાસ કર્યું હતું.

રા. ભાનુભાઇ વકીલની દરખાસ્ત રા. અંબાલાલના અનુમોદનથી અતિથિઓનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

## પેટલાદમાં પ્રચારસભા

### લેખક: રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા

બ્રિટિશ ચરોતરમા મુખ્ય ગામ નડીઆદ છે અને ત્યાના પાટીદારો કુલીન ગણાય છે. પરંતુ કુલીન અને સુખી પાટીદારોના જેટલાં ગામ ગાયકવાડી ચરોતરમા છે તેટલા ખેડા જીલ્લામાં નથી. " ચરોતર જે ગુજરાતનો બાગ કહેવાય છે તે પાટીદારોના ભૂમિપ્રેમ અને કૃષીકૌશલને લીધેજ. ગાયકવાડી ચરોતર એટલે પેટલાદ મહાલ અને ભાદરણ મહાલ. પેટલાદ એટલે વડોદરા રાજ્યનું ત્રીજું મુખ્ય નગર, ત્યા વસ્તી લગભગ પચીસેક હજારની હશે. પેટલાદની અગત્ય અનેક કારણોનું પરીણામ છે. એક સમયે રાજ્યાધિકાર અને જમીનદારીને લીધે જાહોજલાલી ભોગવતા અનેક નાગર દેસાઇઓ, મજમુદારો, મહેતાઓનાં કુટુંબો પેટલાદને અગત્યનું બનાવે છે. પેટલાદની નાગરી નાતે વડોદરાને દી. બ. મણિભાઇ જસભાઈ મહેતા જેવું સમસ્ત ગુજરાતની શોભારૂપ રાજપુરૂષ રત્ન આપેલું હતું. પેટલાદને અગત્ય આપનાર બીજી બાબત શેઠશ્રી નારણભાઇની રંગશાળા છે. એ રંગશાળાએ પેટલાદનાં અનેક કુટુંબોને રોજી આપી અને હજીયે એ સંસ્થા અનેક જીવોને જીવાડે છે. તે ઉપરાંત શ્રીયુત રમણભાઇ શેઠ, શ્રીયુત બુલાખીભાઇ શેઠ વગેરે એવા દાની ગૃહસ્થો છે કે જે દરેક શુભ પ્રવૃત્તિને પોષવામા પોતાના દ્રવ્યનો સદુપયોગ કરી અનેકના આશીર્વાદ મેળવે છે અને કીર્તિ જમા કરાવે છે. પેટલાદને અગત્ય આપનાર ત્રીજી બાબત એનું રાજકીય સ્થાન છે. તાલુકાનું–મહાલનુ–મથક–હોવાથી વહીવટદારની કચેરી, ન્યાયાધીશી, હોસ્પિટલ, હાઇસ્કૂલ, વગેરે ત્યાં હોઇ તેમજ વહીવટદાર, મુનસફ, ડૉકટર, હેડ માસ્તર જેવા મોટા પગારવાળા અધિકારીઓ હોય તેથી ગામને એક પ્રકારની અગત્ય કુદરતી રીતે મળે છે.

" નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ "ના અંગનું પ્રચારકાર્ય પેટલાદ કરવામાં દી. બ. મણિભાઇ જસભાઇ મહેતાના કુટુંબના નબીરા રા. યશશ્ચંદ્ર મોતીભાઈ મહેતા તથા

રા. રા કરપ્રસાદ ગોવિંદભાઈ મજમુદાર એ બે ગૃહસ્થો નાગર ગૃહસ્થ વર્ગમાંથી, અને રા સુરેશચંદ્ર ચતુરલાલ દીક્ષીત તથા ગ. બળવંતરામ બુલાખીરામ ત્રિવેદી એ બે ગૃહસ્થો નાગર બ્રાહ્મણ વર્ગમાંથી મદદ કરવામાં હતા ડૉ. કાન્તીલાલ છગનलाल પંડ્યા અને હું નાગર ગૃહસ્થોમાં તેમજ નાગર બ્રાહ્મણોમાં જેટલે ઘેર પ્રત્યક્ષ જઇ અવાય તેટલે ઘેર જઇ આવ્યા હતા અને પરિણામે અનેક સ્ત્રી પુરુષોને "સત્કાર મંડળ"ના સભાસદ બનાવી આવ્યા હતા ગામમાં રહેનાર તથા પરગામ રહેનાર નાગર ગૃહસ્થો તથા નાગર બ્રાહ્મણો થઇને લગભગ ચાલીસ પચાસની સખ્યામાં "સત્કારમંડળ"ના સભાસદો થશે એમ અમને ખાત્રી આપવામાં આવી છે. દી બ મણિભાઇ સાહેબના વિદુષી પુત્રી અ સૌ દીપકબ્હેન, રા. મજુલાલ રણછોડલાલ મજમુદારના વિદુષી પત્ની અને પોતાના નિબન્ધોથી તેમજ ત્હેમના વાચનથી ભાવનગરની અને મુબઈની પરિષદોને સાનદાશ્ચર્ય અનુભવાવનાર સૌ. ચૈતન્યબાલા બ્હેન તેમજ ભાઇ યશશ્ચંદ્રના પત્ની સૌ પંકજબ્હેન "સત્કારમંડળ"ના સભાસદ થયા છે નાગરેતર વિભાગોમાંથી શ્રીયુત રમણભાઇ શેઠના કૃપાપાત્ર સેક્રેટરી ગ દેવીદાસ હરગોવિંદદાસ શાહ તેમજ ગ હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ લગભગ સાઠ સભાસદો નોંધાવી આપશે એવી આશા છે. પેટલાદ મહાલે ૧૦૦ સભા સદોતો આપવાજ જોઇએ

### ૩. પેટલાદમાં જાહેર સભા

પેટલાદમાં જુનની ૧૦મી તથા ૧૧મી તારીખોએ "**વડોદરા રાજ્ય પ્રજામંડલ**"નું સમેલન થવનુ હોવાથી તે પ્રસગનો ઉપયોગ "નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્'ના પ્રચારકાર્યના લાભમાં કરવાના હેતુથી ડા. કાન્તિલાલ છગનલાલ પડ્યા, ગ. ફૂલચંદ બાપુજી શાહ અને હુ ખાસ ૯ મીએ સ્હાજે પેટલાદ ગયા હતા ૧૦મીએ સ્હવારે પ્રજામડલના કાર્યકર્તાઓને મળીને મડપનો ઉપયોગ કરવાનીજ નહિ પરંતુ તેમના સમેલનનો બની શકે તેટલો લાભ લેવાની સમતિ મેળવી ખરેખર પ્રજામડલના કાર્યકર્તાઓની સપૂર્ણ સહાનુભૂતિ સિવાય પેટલાદનો પ્રચાર પ્રસગ ભાગ્યેજ સફળતાથી ઉકલ્યો હોત અને કેવલ પેટલાદ મહાલના વાસીઓજ નહિ, પરતુ સમસ્ત વડોદરા રાજ્યના પ્રજાજનોની પરિષદ્‌ને "સાહિત્યપરિષદ્" વિષે જે અમ્હે સબોધી શક્યા તે ભાગ્યેજ બની શકયુ હોત પ્રજામડલના કાર્યકર્તાઓને ત્હેમના હૃદયની ઉદારતા માટે ધન્યવાદ ઘટે છે

શુક્રવાર, તા ૧૦ મી જુન ૧૯૨૭ ને દિવસે પેટલાદ સ્ટેશનની પાસે ખાસ ઉભા કરેલા મડપમાં "વડોદરા રાજ્ય પ્રજામડલ"નું અધિવેશન થયુ હતુ. તે પ્રસંગે વડોદરા પ્રાત, નવસારી પ્રાત, કડી પ્રાત અને અમરેલી પ્રાત એ ચારે પ્રાતોના પ્રતિનિધિઓ આવી પહોચ્યા હતા, અને પરિષદ્‌ના પુકારને પ્રતિષ્ઠા અને પુષ્ટિ આપતા હતા દરબારશ્રી ગોપાળદાસભાઇ પણ બોરસદ છાવણીથી આવ્યા હતા અમ્હારી નડિયાદી ત્રિપુટી તો હતીજ પરિષદ્‌ના સમેલનનુ દ્રશ્ય ભવ્ય લાગતુ હતુ, અને વક્તાઓ જેટલા પ્રસિદ્ધ હતા તેટલાજ પ્રભાવશાળી પણ હતા ૧૦મીની સ્હાજે પ્રજા પરિષદ્‌ના કાર્યની પૂર્ણાહુતિ તે દિવસ પૂરતી પ્રકટ કરતા વીસનગરવાળા વિખ્યાત શેઠ શ્રી મહાસુખભાઇએ સાથે સાથે જાહેર કર્યુ કે હવે આ સમેલનનુ સ્વરૂપ પરિવર્તન પામે છે અને "વડોદરા રાજ્ય પ્રજામંડલ પરિષદમાંથી "નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્"ની પ્રચારસભાનું સ્વરૂપ ધારણ

કરે છે તે નવા સ્વરૂપમા પણ રાજ્યકાર્યપ્રમુખ સાહિત્યકાર્યપ્રમુખ બને છે **શ્રીયુત ડાહ્યાભાઇ લલ્લુભાઇ પુરોહિતે** જેમ રાજ્યસભાનો નિર્વાહ કર્યો તેમ સાહિત્યસભાનો પણ નિર્વાહ તેઓ કરે એવી દરખાસ્ત શેઠશ્રી મહાસુખભાઈ ચુનીલાલે એના લાક્ષણિક આકર્ષક અને અસરકારક વક્તૃત્વથી રજુ કરી ત્હેમણે ઉમેર્યું કે પુરોહિત સાહેબ માત્ર રાજપુરુષજ નથી, સાહિત્યપ્રેમી પણ સાથે સાથે છે અને તેથી તેઓ પ્રમુખપદ લે તે યોગ્ય છે રા યશશ્ચન્દ્ર મોતીભાઈ મહેતએ અનુમોદન આપ્યા પછી શ્રીયુત ડાહ્યાભાઇ લલ્લુભાઇ પુરોહિતે પ્રમુખપદ લીધુ હતુ

## રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

એમણે પ્રમુખની સૂચનાથી પ્રથમ વ્યાખ્યાન આપ્યુ હતુ ત્હેમણે જણાવ્યુ હતુ કે "ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના બે મુખ્ય સ્વરૂપ છે એક તો સાહિત્યસસ્થાનુ અને બીજું ગુજરાત મહાગુજરાતની કેન્દ્રસસ્થાનુ પ્રથમ સ્વરૂપ વિષે બોલતા જણાવ્યુ કે સાહિત્ય પરિષદ્‌ના હેતુઓ ત્રણ છે [૧] ગુજરાતી ભાષા અને સાહિત્ય સમૃદ્ધ કરવાનો, [૨] સાક્ષરોનુ સમેલન કરવાનો અને થાય તો તે દ્વારા આખરે સહકાર કરાવવાનો, [૩] સામાન્ય જનતામા સાહિત્યનો રસ જગાવવાનો અને જમાવવાનો ત્રીજો ઉદ્દેશ નજ હોવો જોઇએ એવો હજીએ કેટલાક સાક્ષરોના અભિપ્રાય છે, તે હોવો જોઇએ, એવો બીજાનો અભિપ્રાય છે બીજા અભિપ્રાયમા મુખ્ય શ્રીયુત ભટ્ટભાઇ કાટાવાળા છે અને ત્હેમણે આમવર્ગની ધન્યવાદપાત્ર હિમાયત હમેશા કરેલી છે હુ પોતે તો મારામારીઓ અને વાદવિવાદો બહુ પસદ કરતો નથી, અને અવિવેકી ગણાવાનો ભય વહોરીનેય કાર્યનિષ્ઠ અને સમાધાનશીલ બન્યો છુ "નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્'મા આમવર્ગને-જનતાને ઘટતુ સ્થાન આપવા સાચ્ચા દિલનો પ્રયાસ થશે પરિણામ તો જે આવે તે ખરૂ અમ્હે નડિયાદના કાર્યકર્તાઓએ જનતાના લાભમા જે પ્રચારપ્રયોગ આરભ્યો છે તે વર્તમાનપત્રો ઉપરથી તેમ અન્યથા સર્વેને વિદિત થઇ ચૂકેલો હશે "ગુજરાતી સાહિત્ય પરિષદ્' ચરોતરમા બાવીસે વર્ષે પધારે છે તે સમયે ચરોતરની સાહિત્યરસિક પ્રજાએ ત્હેનો ઘટતો સત્કાર કરવો જોઇએ ચરોતરે ગુજરાતી ભાષાની અને સાહિત્યની સમૃદ્ધિમા સગીન ભાગ આપેલ છે અને સાહિત્યપરિષદ્‌ને આદમાથી ત્રણ પ્રમુખો આપેલા છે સાહિત્યપરિષદ્‌ની પ્રવૃત્તિમા અનેક ચરોતરવાસીઓ અગ્રેસર ભાગ મૂળથી લેતાજ આવ્યા છે, અને ચરોતરની સાહિત્યપ્રદેશમા અગત્ય જોતા પરિષદ્ ખરેખર મોડી પધારે છે છતા જ્યારે હવે પધારે છે ત્યારે તો ચરોતરે હૃદયપૂર્વક પોતાને અને પરિષદ્‌ને શોભા આપે એવો સત્કાર કરવો ઘટે છે

## ડા. કાન્તિલાલ છગનલાલ પંડ્યા

ડા. કાન્તિલાલ એટલે નડિઆદનુ એક તેજસ્વી નરરત્ન, તેઓ વિજ્ઞાન તેમજ સાહિત્યના પ્રદેશોમા પોતાની ઉચી ભૂમિકાની સગીન સેવાઓથી પ્રસિદ્ધ છે. ભાવનગરની "સાહિત્યપરિષદ્ પ્રસગે તેઓને ગુજરાતે વિજ્ઞાનવિભાગના પ્રમુખપદનું માન આપી ત્હેમની સેવાઓની કદર કરી હતી તેઓ ઉંચા પ્રકારના વિચારક, વક્તા અને લેખક છે અને ત્હેમના ભાષણો તેમજ ત્હેમના લેખો જેટલા વિચારશીલતા અને માહિતી માટે તેટલાજ શૈલીની શિષ્ટતા માટે જાણીતા છે ડો કાન્તિલાલ લડનની યુનિવર્સિટીના પી એચ ડી (ડૉક્ટર ઓફ ફિલોસોફી) છે, અને કેમિસ્ટ્રી એ એમનો ખાસ વિષય છે

આમાની સેંટ જોન્સ કોલેજમાં તેઓ કેમિસ્ટ્રીના પ્રોફેસર છે અને અલ્હાબાદ યુનિવર્સિટીમાં તેમજ અન્યત્ર તેઓ માનનીય સ્થાન ભોગવે છે. આચાર્યશ્રી આનંદશંકરભાઇ, ડૉ. કાન્તિલાલ અને શ્રીયુત વિનાયક નંદશંકર મહેતા એ "નાગરત્રિપુટી" ઉત્તર હિંદમાં ગુજરાતની કીર્તિધ્વજાઓ છે.

ડૉ. કાન્તિલાલે જણાવ્યું હતું કે જનતાને ઉંચા પ્રકારના આનંદ સાથે જ્ઞાન મળે તે માટે પરિષદ્પ્રસંગે પ્રદર્શનવિભાગ અને મનોરંજનવિભાગ પણ રાખવામાં આવશે. પ્રદર્શનમાં મુખ્ય પાંચ વિભાગો રહેશેઃ ૧ સાહિત્ય; [૨] પુરાતત્ત્વ; [૩] શિક્ષણ; [૪] કલા. [૫] સ્ત્રીવિભાગ. દરેક વિભાગમાં બે પેટાવિભાગો રહેશે. (૧) ચરોતર પ્રદેશના દ્રશ્ય પદાર્થો; (૨) ઇતર પ્રદેશોના દ્રશ્ય પદાર્થો. મનોરંજનપ્રદેશ ખાતે સાહિત્યમાં શિષ્ટ ગણાતાં નાટકો ભજવાશે, લોકગીત-લોકકથા આદિ રજુ થશે. સુંદરીઓ ગરબા ગાશે, હરિકીર્તનો થશે, મેજીક લેન્ટર્નના પ્રયોગો થશે. સંક્ષેપમાં જ્ઞાનગમ્મતનો ઉંચી ભૂમિકાનો આકર્ષક ક્રમ રજુ થશે. જેથી સાક્ષરોને વિનોદ તથા વિશ્રાન્તી મળશે અને લોકસમુદાયને લહેર આવશે. રસિકોને રસાનંદના લ્હાવા લૂટવાના પુષ્કળ પ્રસંગો આપવામાં આવશે. બેશક, આવા મનોરથ છે; થશે તો જે દ્રવ્યની અને કાર્યકર્તાઓની અનુકૂલતા રજા આપશે તે.

**રા. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા**

રા. મટુભાઇએ રમુજમાં શરૂઆત કરી કે માત્ર સરકારી અમલદારોજ વેઠ કરાવે છે એમ નથી, ભાઇ ચન્દ્રશંકર જેવા લોકનેતાઓ પણ મ્હારા જેવા પાસે પરાણે ભાષણ આપવાની વેઠ કરાવે છે. સ્નેહના આગ્રહને ના યે શી રીતે પડાય? ભાઈ ચંદ્રશંકરે મ્હારી પ્રશંસા કરી છે માટે હું ત્હેમની બદલામાં કરૂં છું એમ ન ગણશો. પરન્તુ જે બુદ્ધિપૂર્વક યોજનાથી લોકજાગૃતિ માટે વ્યવસ્થિત પ્રચારકાર્ય ભાઈ ચંદ્રશંકરે કર્યું કરાવ્યું છે તે માટે કેવળ માનજ થાય એવું છે. એમના જેવા વ્યવસ્થિત કાર્ય વેગભેર કરનારા બીજા એમને મળે તો ગુજરાતની જનતાની જડતા ઉડી જાય અને જ્યાં ત્યાં જાગૃતિ પ્રસરી રહે. ગુજરાતનું સાહિત્યજગત ભાઈ ચંદ્રશંકરને જેટલો ધન્યવાદ આપે તેટલો થોડો છે. જે ભાવનાથી પ્રેરાઇને અત્રે જે રીતે તેઓ કાર્ય કરે છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. ચરોતરે બનતી મદદ આપવીજ જોઇએ.

**રા. ફુલચંદ બાપુજી શાહ**

રા. ફુલચંદભાઇએ જણાવ્યું હતું કે કુલ ૧૫૦૦ સભાસદો "સત્કાર મંડલ"માં જોડાય તે માટે અમ્હે મથી રહ્યા છીએ. પેટલાદ મહાલ ૧૦૦ સભાસદો આપશે તો અમને સંતોષ થશે. બેશક, ચંદ્રશંકરભાઇ કહે છે તેમ દિલ અને દ્રવ્ય બંનેય જોઇએ, કારણ કે એકલા દિલથી બિલ ચુકવાતાં નથી.

રા. ભાઇલાલભાઈ જોરાભાઈ પટેલ, રા. દેવીદાસ હરગોવિંદદાસ શાહ, રા. અમીર અલી અકબરઅલી સૈયદ વગેરે વકતાઓએ પ્રસંગોચિત વ્યાખ્યાનો આપ્યાં હતાં.

**શ્રીયુત હાથીભાઈ લલ્લુભાઈ પુરોહિતે** પ્રમુખ તરીકે ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે સાચ્ચા અને સંપૂર્ણ દેશોદય માટે જેટલી રાજકીય તેટલીજ ઇતર ઉન્નતિ આવશ્યક છે અને સાહિત્ય એ પૂર્વકાલથીજ અગત્યની માનવ પ્રવૃત્તિ લેખાતી આવી છે. સત્કાર મંડળમાં સભાસદ થવા ત્હેમણે સર્વે ચરોતરવાસીઓને પ્રાર્થના કરી હતી.

પ્રમુખનો અને વકતાઓનો ઉપકાર મનાયા બાદ સભાનું કામ વિસર્જન થયું હતું.

# મુંબાઇમાં બે પ્રચાર સભાઓ

લેખકઃ રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા

## "મુંબાઇ અલબેલી"

"ચોરાશી બંદરનો વાવટો" જ્યાં ફરકતો કહેવાય છે, અને જેને "હિન્દનું પ્રથમ નગર" Urbs Prima India તથા સામ્રાજ્યનું દ્વિતીય નગર" ( Second city in the Empire ) એ નામો અપાય છે, એ મુંબાઇના–મોહમયીના–મહિમાની का कथा ? ઇર્ષ્યાથી હિન્દનું ઇતર કોઈ નગર કે ગુજરાતનું ઇતર કોઇ નગર મહત્વમાં એની સ્પર્ધા કરે માટે કાંઇ મુંબાઇનો મહિમા કમી થઇ શકે છે ? ખરૂં છે કે દરેકે દરેક નગરની કાંઈ ને કાંઇ વિશિષ્ટતા એ નગરને કોઈ કોઈ એક દષ્ટિએ પ્રથમ પદ અપાવે, પરન્તુ સર્વ કોઇ ન્યાયી મનુષ્ય એકંદરે વિચાર કરતાં ભારતવર્ષમાં તેમજ ગુજરાતમાં મુંબાઇનું પ્રથમ પદ સ્વીકારશે એવી આશા છે.

મુંબાઇ ભૌગોલિક દષ્ટિએ કદાચિત્ ગુજરાતની બહાર હોય તોપણ વાસ્તવિક દષ્ટિએ જોતાં એ ગુજરાતનું અત્યારે અર્વાચીન કાલમા કેન્દ્ર નગર છે એ કોઈ પણ સત્યપ્રેમી ભાગ્યે ના પાડી શકે. ખરૂં છે કે ગાધીજી પધાર્યા પછી મુબાઇનું મહત્ત્વ કમી આંકવાનાજ નહિ, પરન્તુ કમી કરવાના બુદ્ધિપૂર્વક પ્રયાસો થયા છે, અને ગાંધીજી જેવી અદ્વિતીય મહાવ્યક્તિની અમદાવાદમા હાજરી હોવાથી, અને ગયાં થોડાં વર્ષો ગાંધીજી સર્વ રાજકીય પ્રવૃત્તિના પ્રેરક હતા તેથી, પરોક્ષ રીતે અમદાવાદને એક પ્રકારની કૃત્રિમ પ્રથમતા મળી પણ હતી, પરન્તુ "One Swallow cannot make summer"–"એક ચકલીની હાજરીથી ( ઉન્હાળો ન હોય તે ) ઉન્હાળો થતો નથી-" દીલ્હીની ઐતિહાસિક અગત્ય ગમે તેટલી હશે અને હિંદની બ્રિટિશ સરકારની અગત્ય પણ કાંઈ ઓછી નથી, છતાં સરકારના સર્વેય પ્રયાસો દીલ્હી પાસે કલકત્તાનું સ્થાન લેવડાવી શક્યા છે ? કૃત્રિમતા કુદરત પાસે કેટલી વાર ટકી શકે ? **ખરેખર, મુંબાઈ તે મુંબાઈ જ છે–એની ખામીઓ અને એની ખુબીઓ સાથે.** એનું મહત્ત્વ કમી કરાવવા આટઆટલા વેગભર પ્રયાસો કરવા પડે છે, અને ગાંધીજી જેવી અખિલ ભારતની એક સરખી મહાવ્યક્તિને જાણે તેઓ એકલા અમદાવાદનાજ હોય એવા ત્હેમને સંકુચિત સ્વરૂપના બનાવવાનો પ્રયત્ન કરવો પડે છે તેજ મુબાઇની વાસ્તવિક મહત્તાની સાબીતી છે **જ્યાં એક અથવા બીજે કારણે ગુજરાતી મહાપુરૂષોનો નિવાસ વધારેમાં વધારે તે નગર કુદરતી રાતે ગુજરાતનું વાસ્તવિક પ્રથમ નગર.** એવું નગર એકંદરે અત્યારે મુબાઇ છે, એની કેમ ના પાડી શકાશે ?

ગુજરાતમા મુંબાઇને પ્રથમ પદ અપાવવાનાં અનેક કારણોમાં એક મુખ્ય કારણ ગુજરાતના મુખ્ય વર્તમાનપત્રો મુબાઈમાં છે, એ છે. "મુંબાઇ સમાચાર" અને "જામે જમશેદ" એ બે દૈનિક પ્રાતઃપત્રો; "સાંજ વર્તમાન" અને "હિંદુસ્થાન" એ બે દૈનિક સાયંપત્રો; "ગુજરાતી" એ સમસ્ત ગુજરાત મહાગુજરાતનું વધારેમાં વધારે પ્રાચીન, પ્રતિષ્ઠિત, પ્રસાર પામેલું અને પ્રભાવશાળી સાપ્તાહિક પત્રઃ આ વસ્તુસ્થિતિ સમસ્ત ગુજરાત–મહાગુજરાતમાં કેવલ વિચાર–પ્રચારની દષ્ટિએ મુંબાઇને મહત્તા આપે છે. ઉક્ત વજનદાર

અને વગદાર વર્તમાનપત્રો અનેક ન્હાનામ્હોટા લેખકોને પ્રત્યક્ષ કે પરોક્ષ પોષણ અને ઉત્તેજન આપતા હોવાથી ગુજરાતના અનેક ન્હાનામ્હોટા લેખકો મુંબાઈ આકર્ષાઇને આવે છે ખરૂ છે કે ઉચ્ચ ભૂમિકાનુ સાહિત્ય અને વર્તમાનપત્રી સાહિત્ય એ બે સ્પષ્ટ રીતે ભિન્ન વસ્તુઓ છે, પરન્તુ જ્યારે ઉચ્ચ સાહિત્યના લેખકો અને ગ્રાહકો હજી ગુજરાતમા મુઠ્ઠીભર છે અને તેથી ત્હેની ખપત કમી છે તેવી સ્થિતિમા "ખાસ અંકો" દ્વારા તેમજ "સામાન્ય અંકો' દ્વારા દૈનિકો, સાપ્તાહિકો, માસિકો ઉચ્ચ સાહિત્યના તેમજ ઉપ–સાહિત્ય ( secondary litarature )ના પ્રકાશનમા અનિવાર્ય રીતે અગત્યનો ભાગ ભજવે છે. કવિશ્રી ન્હાનાલાલે એક પ્રસગે "ગુર્જર સભા ' મા આપેલા "વીસમી સદીનું ગુજરાતી સાહિત્ય" એ વ્યાખ્યાનમા "માસિકના સાક્ષરો ' એવુ જે સૂચક નામ ઉપ–લેખકો માટે યોજ્યુ હતુ તે એકી વખતે સામયિક સાહિત્યને અને સામયિક સાહિત્યકારોને સ્વીકારે છે અને યોગ્ય રીતે ગૌણ સ્થાન આપે છે જેમ ઉચ્ચ સાહિત્યને અને ઉચ્ચ સાહિત્યકારોને જે ઉચ્ચ સ્થાન ઘટે છે તે આપવુ જોઇએ તેમ ઉપ–સાહિત્યને અને ઉપ–સાહિત્યકારોને જે ગૌણ સ્થાન ઘટે છે તે પણ અપાવુ જોઇએ ગુજરાતના બીજા કોઇ પણ સ્થાન કરતા મુબાઇમા દૈનિકો, સાપ્તાહિકો, માસિકો આદિ સામયિક સાહિત્યને અગે ઉપ–સાહિત્ય ઉત્પન્ન કરનાર ઉપ–સાહિત્યકારોની સખ્યા વધારે મ્હોટી છે, એ વાત ઉપર વટતુ લક્ષ આપવા જેવુ છે

એક વિશેષ બાબત. સાહિત્યના પ્રદેશમા પ્રસિદ્ધ એવી અનેક વ્યક્તિઓ અત્યારે મુબાઇમા વસે છે વયોવૃદ્ધ સાક્ષરોમા સાક્ષર શ્રી નરસિહરાવ ભોળાનાથ દીવેટીયા વાદરે વસે છે અને એલ્ફિન્સ્ટન કૉલેજમા ગુજરાતી શીખવે છે સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પણ મુબાઈમા વસ છે, અને "ફોર્બસ સભા ના પ્રમુખપદે છે તે ઉપરાત પ્રો બળવતરાય કલ્યાણરાય ઠાકોર જ્યારે કાઇ પણ અગત્યનો પ્રસગ હોય ને આમત્રણ આપ વામા આવ્યુ હોય તો મુબાઇ આવી પહોચે છે સાક્ષર શ્રી નર્મદાશકર દેવશકર મહેતા પણ બે ત્રણ વર્ષોથી મુબાઈમા વસે છે અને પ્રસગે પ્રસગે પોતાની વિદ્વત્તાનો લાભ મુબાઇને આપે છે તે પછીના વર્ગમા કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ પણ કેટલોક વખત થયા મુબાઇમા વાસ કરે છે, તેમજ કવિશ્રી લલિત, સાક્ષરશ્રી હિમ્મતલાલ અજારીયા, રા મણિલાલ ઇચ્છારામ દેસાઇ, રા જટાશકર આદીતશાહ વગેરે પણ મુબાઇમા છે પારસીઓમાથી ઓરિએન્ટલ ટ્રાન્સલેટરની ઓફિસવાળા મિ સજાણા પણ મુબાઇની સાહિત્ય પ્રેમી પ્રજાને પોતાના અભ્યાસના અને વિચારના પરિણામ રૂપ નિબન્ધોના લાભ આપે છે, અને તે નિબન્ધો કોઇ હિંદુ સાક્ષરને શોભે તેવી શૈલીમા લગભગ લખાયલા હોય છે તે પછીના વર્ગમા રા અબાલાલ બુલાખીરામ જાની રા રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ, કનૈયાલાલ માણેકલાલ મુનશી, રા હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીયા, રા મનહરરામ મહેતા, રા રમણીકલાલ અમૃતલાલ મહેતા, રા પરધુભાઇ વ્હાલાભાઇ શર્મા, રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, રા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ વગેરે અનેક લેખકો પણ મુબાઇમા વસે છે હાલ તુરતના ઉછરતા લેખકોની સખ્યા તો ઘણી મ્હોટી થાય તેમ છે સક્ષેપમા, એક સૂચક બનાવ ઉપરથી મુબાઇની સાહિત્ય વિષેની સ્થિતિનો ખ્યાલ આવશે જ્યારે આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ મુબાઇમા ભરવાનુ નક્કી કર્યું અને ભાઈ મુન્શી અને હુ કારોબારી સભામા કોને કોને મૂકીશુ ત્હેનો વિચાર કરવા બેઠા ત્યારે મ્હારી સૂચનાથી

એમ ઠર્યું કે સંખ્યાની મર્યાદાને એમ ને એમ અડસટ્ટે નિર્ણય કરીએ એના કરતા મુંબઇમા અને પરાઓમા વસતા સાક્ષરો અને સાહિત્યરસિકોની યાદી પહેલા કરીએ તો ઠીક. અમ્હે નામો લખવા બેઠા ને સંખ્યા સ્હેજે સો–સવાસોએ પહોચી. એમાથી એકકેય નામ કાઢી નાખવા જેવું ન લાગવાથી આખરે એમજ ઠરાવવું ન્યાયી અને વ્યવહારિક લાગ્યુ કે–"સ્થાનિક કારોબારી સભા" ના સભાસદોની સંખ્યા મર્યાદિત ન કરતા ત્હેમા સર્વેય સાહિત્યરસિકોના નામ દાખલ કરવા. "ફાર્બસ સભા," "સંસદ," "ગુજરાત મંડલ," "વીલે પાર્લે સાહિત્ય સભા" "લક્ષ્મીનગર સાહિત્ય સભા," "પારસી લેખક મંડલ," "મુસ્લિમ લેખક મંડલ," "એલ્ફિન્સ્ટન કોલેજ ગુજરાતી સાહિત્ય સભા," "સેંટ ઝેવિઅર્સ કાલેજ ગુજરાતી સેમિનાર," "વિલ્સન કાલેજ ગુજરાતી સાહિત્ય સભા" આદિ સાહિત્યસંસ્થાઓ સાહિત્ય દષ્ટિએ મુંબાઇની અગત્ય વધારે છે. સાહિત્યના અંગની જેટલી અને જેવી પ્રવૃત્તિઓ મુંબાઈમા થાય છે તેટલી અને તેવી બીજા કોઈ નગરમા ભાગ્યે થતી હશે એટલુજ નહિ, પરંતુ ભાગ્યેજ થઈ શકે મુંબાઇ જેટલા સાહિત્યરસિક અને સુશિક્ષિત સ્ત્રીપુરૂષો બીજે કહીં પણ ગુજરાતમા મળવા મુશ્કેલ. બેશક, અમદાવાદ, વડોદરા, નડિઆદ, સુરત, ભરૂચ, રાજકોટ, ભાવનગર, વગેરે નગરોમા એકંદરે સાહિત્ય પ્રવૃત્તિ ઠીક થાય છે, પરંતુ ત્હેની સરખામણી કાઇ મુંબાઇની પ્રવૃત્તિ સાથે થઇ શકે? કવિશ્રી ન્હાનાલાલ જન્મસુવર્ણમહોત્સવ એ છેલ્લામા છેલ્લો ગુજરાતનો અદ્વિતીય સાહિત્યસમારંભ ઉજવાયો, પરંતુ તે મુંબાઇના સમારંભોની ભવ્યતાને કાઇ પ્હોચી શકે? એ તો મુંબાઇ તે મુંબાઇ–ગુજરાતની અલબેલી નગરી.

## જાહેર સભા

શનિવાર, તા. ૨૭ જુલાઈ ૧૯૨૭ ની સ્હાંજે સ્ટે. ટા. સ્હાડા પાચ વાગતા સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલા સુપ્રસિદ્ધ મારવાડી વિદ્યાલય હોલમા ચરોતરના મુંબાઇવાસી અગ્રેસરોના આમ ત્રણથી "નવમી ગુજરાતી સાહિત્યપરિષદ" ને અંગે એક જાહેર સભા ભરવામા આવી હતી "ગુજરાતી સાહિત્ય પરિષદ" જેવી ગુજરાત–મહાગુજરાતની કેન્દ્રરૂપ સંસ્થાના સંબંધમા સભા, મુંબાઇમા લગભગ સો સવાસો સાક્ષરો અને સાહિત્ય પ્રેમીઓનુ અસ્તિત્વ–ઇતર સુશિક્ષિત ગુજરાતી સ્ત્રીપુરૂષોની વાત તો બાજુએ રહી; ચરોતરના વતનીઓનો લગભગ બે હજાર જેટલી સંખ્યામા મુંબાઈવાસ; પ્રત્યેક વર્તમાનપત્ર દ્વારા, પ્રત્યેક સાહિત્ય સંસ્થા દ્વારા અને અન્યથા હજારો જાહેર ખબરોની છૂટથી વ્હેચણી, આચાર્ય શ્રી આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ જેવાનુ પ્રમુખપદ અને અનેક પ્રતિનિધિરૂપ પ્રતિષ્ઠિત વક્તાઓની યોજના–આ સર્વ હોવા છતા સભાજનોની સંખ્યા બસો કરતા વધારે ભાગ્યે હશે. "ગુજરાત મંડળ" તરફથી અમ્હે યોજેલી પ્રાસંગિક સભાઓમા પુષ્કળ ખાસ ખુરશીઓ ઉમેરેલી હોવા છતા લોકોને ઉભા ર્‌હેવું પડે એટલી બધી મ્હોટી સંખ્યામા સભાજનો હાજર થાય છે, અને આ પ્રસંગે ત્યારે આમ કેમ હશે? ન હતા હાજર સાહિત્યપ્રેમી ગૃહસ્થો કે ન હતા ચરોતરના વતનીઓ જોઇએ તેટલી મ્હોટી સંખ્યામા. પારસી, મુસલમાનોની પણ છાટજ હતી, ભરતી ન હતી. બે કારણો હોઇ શકે એક તો શનિવાર અને ત્હેમા યે સેનેટ, કોઓપરેટિવ સોસાઇટીઝ છે, વગેરે જેવા તેજ સમયે થનારા સમારંભો એ એક કારણ; અને વરસાદ પુષ્કળ હતો એ બીજું

કારણ. ગમે તે કારણ હો, જેમ સુરતમાં તેમ મુંબાઇમાં પ્રસંગની અગત્યના પ્રમાણમાં હાજરી ન જ કહી શકાય.

હાજર રહેલા સભાજનોમાં આચાર્ય શ્રી આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ, ન્યાયમૂર્તિ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, શ્રીયુત નગીનદાસ ત્રિભુવનદાસ માસ્ટર, રા. સા. દાદુભાઈ પુરૂષોત્તમદાસ દેસાઈ, મિ. સંજાણા, મિ. ફિરોજ રત્નાગર, પ્રો. શુથી, ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, રા. પરશુભાઇ વ્હાલાભાઇ શર્મા, રા. રમણીયરામ ત્રિપાઠી, રા. મનહરરામ હરિરામ મહેતા, રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, પ્રો. સી. એન. વકીલ, રા. ગોકુળભાઇ ભટ, રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીયા, રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, રા. શિવદાસ ચાંપશી, રા. કોકિલ, રા. મુનશી વગેરે હતા. સ્ત્રીઓ લગભગ પચીસેક હતી, જેમાં સૌ. લીલાવતી બ્હેન મુનશી મુખ્ય હતાં, હાજરીની દૃષ્ટિથી તેમજ થયેલાં વ્યાખ્યાનોની દૃષ્ટિથી એકંદરે સભા સાધારણ ગણાય—જોઇએ એવી સંતોષકારક નહિ.

## પ્રમુખપદનો સ્વીકાર

સભાનું કાર્ય બરાબર સ્હાડા પાંચે શરૂ કરતાં ન્યાયમૂર્તિ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ દરખાસ્ત રજુ કરી કે આજની સભાનું પ્રમુખપદ આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવને આપવું. તેમણે જણાવ્યું કે આનંદશંકરભાઇની ઓળખાણ ગુજરાતીઓને આપવાની હોયજ નહિ. એમના સૌજન્ય, વાણીની મીઠાશ, દિલની મ્હોટાઇ, વગેરે ગુણોથી તેઓ ગુજરાતમાં જેટલાં જાણીતા છે તેટલાજ ત્હેમના લેખોની વિદ્વતાથી અને રસિકતાથી પણ છે. એમનાં સૂચક નર્મ વાક્યોથી એઓ સર્વે વાચકોનું અને શ્રોતાઓનું મન જિતી લે છે. ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રારંભથી તેઓએ તે સંસ્થામાં રસ અને ભાગ લીધેલો છે. એવા વિદ્વાન્ આજે આપણને સુલભ છે એ આપણું સદ્‌ભાગ્ય છે. મ્હને આશા છે કે આપ એમના જેવા યોગ્ય પુરૂષને પસંદ કરવાની મ્હારી દરખાસ્તને તાળીઓથી વધાવી લેશો. રા. રા. વિશ્વનાથ વૈદ્યે અનુમોદન આપતાં આચાર્ય શ્રી આનન્દશંકરભાઇએ સભાજનોની તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખપદ સ્વીકાર્યું હતું. પોતાને પ્રમુખપદ આપવાને માટે સભાજનોને ઉપકાર માનતે માનતે કૃષ્ણલાલભાઇ પોતે પણ સૌજન્યશાળી અને મીઠાશવાળા હોવાનું ત્હેમણે જણાવ્યું હતું, અને ત્હેમના જેવા પ્રસિદ્ધ ગુજરાતી હાઇકોર્ટ જજ થવા માટે અભિનંદન આપ્યાં હતાં. પ્રમુખશ્રીની સૂચનાથી મ્હેં આરંભ કર્યો હતો.

## મ્હારૂં ભાષણ

મ્હેં જણાવ્યું હતું કે આજથી સભાનાં બે પ્રયોજન છે. એક પ્રયોજન એ છે કે નડિઆદમાં જે "ગુજરાતી સાહિત્ય પરિષદ્"નું નવમું અધિવેશન ઓક્ટોબરની આખરે થનાર છે તે પ્રસંગે "સહકુટુમ્બ સહપરિવાર મિત્રમંડલ સહિત" પધારવા મુંબાઇવાસી ગુજરાતી સ્ત્રી પુરૂષોને સામાન્યત અને વિશેષત સાક્ષરોને તથા સાહિત્ય પ્રેમીઓને આમંત્રણ કરવું, અને તે ઉપરાંત જેઓ મોકલી શકે તેમ હોય ત્હેમને અભ્યાસ અને વિચારના પરિણામ રૂપ સંગીન નિબન્ધો મોકલાવવા વિજ્ઞપ્તિ કરવી. બીજું પ્રયોજન એ છે કે મુંબઇમાં ચરોતરના જે લગભગ બે હજાર વતનીઓ વસે છે ત્હેમાંથી, જેમનાથી બની શકે ત્હેમને રૂ. ૫) પાંચની ફુલ પાંખડી આપી "સત્કાર મંડલ" ના સભાસદ થવા "અપીલ" કરવી. સાહિત્ય પરિષદ્‌ના સંબંધમાં અનેક અજ્ઞાનજન્ય ભ્રમો પ્રચલિત છે,

તે સર્વેને નિરાશ કરવાનુ આ સ્થાન નથી, બાકી તેમ કરવું એ કાંઇ બહુ મુશ્કેલ નથી. બેશક અધીરા આદર્શવાદીઓ (impatient idealists) તો પ્રત્યેક દેશમા અને યુગમા હોવાનાજ અને તેઓ અશક્ય ધોરણોથી અન્યાયી રીતે વ્યાવહારિક કાર્યકર્તાઓના પ્રામાણિક કાર્યને પણ ઉતારીજ પાડવાના. પોતે શેક્યો પાપડ ભાગવો નહિ, અને લોહીના પાણી કરી નાંખનારા કાર્યકર્તાઓની નિરાધાર નિંદા કરવામા કૃતકૃત્યતા માનવી એ હાલમા કેટલાક બીનજવાબદાર વર્તમાનપત્રીઓનો ધંધો થઇ પડ્યો છે પોતાને યેન કેન પ્રકારેણ પ્રકાશમા આવવું હોય એટલે પ્રતિષ્ઠિત સાર્વજનિક વ્યક્તિઓ ઉપર કાદવ ફેંકવો એ એમની દુષ્ટ ચેષ્ટા હોય છે. દુર્ભાગ્યે, જનતાનું અજ્ઞાન અને જનતાની કુતૂહલપ્રીતિ એ એવા નિન્દકોનો આધાર બને છે...હશે. એવાં પાખંડ ક્યાં સુધી ટકવાનાં? આખરે સત્ય હશે તેજ ફાવશે

હવે સાહિત્યપરિષદ્‌ના બે મુખ્ય ઉદ્દેશ: એક મુખ્ય ઉદ્દેશ, ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિનો છે; બીજો મુખ્ય ઉદ્દેશ સાક્ષરોના સામયિક સંમેલનનો, પરસ્પર પરિચયનો અને અનુકૂલ સાક્ષરો વચ્ચે પરસ્પર સ્નેહ સહકારની ગ્રન્થીની રચનાનો છે. એક બાબત તો એકદમ સ્વીકારી લેવી પડે તેમ છે. સાહિત્યપરિષદ્ એ સાહિત્યકારોનું કારખાનું નથી અને સાહિત્યપરિષદ્ સર્જનાત્મક સાહિત્ય હુકમોથી ને ઠરાવોથી કરાવી શકે નહિ. સાહિત્યપરિષદ્ એવુ કરી શકે એવો દાવો આજ સુધી કોઇએ કર્યો નથી. સર્જનાત્મક સાહિત્ય સંબંધી સાહિત્ય પરિષદ્ પ્રત્યક્ષ રીતે એટલું કરી શકે કે જે નવીન સાહિત્ય સૃષ્ટિમા પારિતોષિક પાત્ર કૃતિઓ લાગે ત્હેમને માટે પરિતોષિકો આપી લેખકનો સત્કાર કરી શકે અને લેખકને ઉત્તેજન આપી શકે. તેમજ ઉત્તમ સર્જનાત્મક સાહિત્ય કૃતિઓમાથી અમુક વિભાગો વંચાવી સાહિત્ય પરિષદ્‌ના સભાસદોને વાનગીનો રસાસ્વાદ કરાવી શકે. એથી વિશેષ કરવું એ કૃત્રિમ છે ઉત્તમ સર્જનાત્મક સાહિત્ય પ્રભુપ્રસાદથી અને સ્વયંભૂ પ્રેરણાથીજ થઇ શકે છે. પરતુ સાહિત્યપરિષદ્‌નો વિશિષ્ટ કાર્યપ્રદેશ તે અભ્યાસ, વિવેચન અને અન્વેષણ છે; કેટલેક અંશે વિચાર પણ છે પ્રેરણા પ્રથમ; વિચાર દ્વિતીય, અભ્યાસ, વિવેચન, અન્વેષણ એ તૃતીય, એમ મહત્વક્રમ છે. પ્રસ્વેદ (Perspiration) એ કદાપિ પ્રેરણા (Inspiration) નું પદ લઇ શકે નહિ. પ્રેરણા પ્રભુ પ્રસાદનુ પરિણામ છે, પરિશ્રમ પુરુષસાધ્ય છે સાહિત્ય પરિષદ્ પરિશ્રમ સાધ્ય કાર્ય વિદ્વાનો પાસે કરાવી શકે અને તે કરાવવામા તે પૂરેપૂરી સફલ થઇ ન હોય તો તદ્દન નિષ્ફળ પણ નીવડી નથી. ના ન પાડી શકાય એવા પ્રમાણો આપીને પ્રતિપાદન થઇ શકે એમ છે કે એકંદરે સાહિત્ય પરિષદે છેલ્લા બાવીસ વર્ષમા ગુજરાતી ભાષાની અને ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિમા અગત્યનો ભાગ આપ્યો છે. થઇ ગયેલી પરિષદોના વૃત્તાન્તો મ્હારા કથનની અચૂક સાબીતી પૂરે એમ છે. એ પણ ખરૂ છે કે સાહિત્ય પરિષદ્‌ને અંગે અનેક સાક્ષરો એક બીજાને ઓળખતા થયા છે અને જુદા જુદા સ્થાનોના વાસીઓને અગ્રેસર સાક્ષરોના દર્શનના પ્રસંગ મળ્યા છે. બેશક ઘણું વધારે થઈ શક્યુ હોત અને ઘણું વધારે થઈ શકે એમ છે; પરન્તુ એ તો હમેશા અને બધેય કહી શકાય

ત્રીજો ઉદ્દેશ સાહિત્ય પરિષદ્‌નો એ થતો જાય છે ક જનતાનો સાહિત્યમા અને સાહિત્ય પરિષદમા રસ જગાવવો અને જમાવવો. તે ઉદ્દેશ સંબંધમા હજી સાક્ષરોમાં

મતભેદ છે. નવમી પરિષદ્‌નો પ્રચાર પ્રયોગ એ સંબધમા ઘણો ઉપયોગી અને માર્ગદર્શક પ્રકાશ નાખશે. જેમનાથી બને તેમને નિબધો મોકલવા મારી ખાસ વિજ્ઞપ્તિ છે. ખાસ કરીને વિલાયત શિક્ષણ લઇ આવેલાં બધુઓને અને ભિન્ન ભિન્ન વિષયોના વિશારદોને

**ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા**

ડૉ. કાન્તિલાલે કહ્યુ કે આપ સર્વે જાણો છો તેમ ભાઈ ચદ્રશંકર નવમી ગુજરાતી સાહિત્ય પરિષદના આત્મા છે અને એક વ્યક્તિ પરિષદ માટે જેટલુ કરી શકે તેટલુ તેઓ શુદ્ધ નિષ્ઠાથી અત્યાર સુધી કરતા આવ્યા છે ચરોતરમા તેઓ જેટલે સ્થાને પોતાનાથી જઇ શકાય તેટલે સ્થાને જઇ આવ્યા છે અને તબિયત નરમ હોવા છતા જેટલો પરિશ્રમ થઇ શકે તેટલો કરે છે હવે સુરત, મુબાઈ, વડોદરા, અમદાવાદ આદિ મુખ્ય મુખ્ય સ્થાનોમા આમંત્રણો આપવાનો ક્રમ શરૂ થયો છે પરિષદનું કાર્ય આગળના શિરસ્તાને અનુસરીને અને લોકમતને માન આપીને વિભાગોથી કરવુ એમ નડિઆદે ઠરાવ્યું છે (૧) સાહિત્ય, (૨) ઇતિહાસ, (૩) વિજ્ઞાન, (૪) ધર્મ અને તત્વચિન્તન અને (૫) અર્થશાસ્ત્ર, એટલા વિભાગો હાલ સ્વીકારાયા છે પ્રત્યેક વિભાગમા નિબધો જેટલા આવે છે એ ઉપરથી કાર્યપદ્ધતિનો નિર્ણય થશે કે વિભાગમા સમકાલીન રાખવા કે અનુક્રમે, જો આપણા જુદા જુદા વિભાગોના વિશારદો ઘટતો ઉત્સાહ દેખાડે તો જરૂર સંગીન નિબધો મળી શકે અને પરિષદ સફળ થાય આપણા વિદ્વાનોના સહકાર ઉપર વિભાગોની સફળતાનો આધાર છે.

**રા. સા. દાદુભાઈ પુરૂષોત્તમદાસ દેસાઈ**

ત્હેમણે કહ્યુ કે હું કાઇ સાક્ષર નથી પણ હુ ચરોતરનો વતની છુ. ચરોતરમા જે પરિષદ ભરાવાની છે ત્હેમા આપ સર્વે પધારો એવી જે વિનતિ ભાઈ ચંદ્રશકરે કરી છે ત્હેને મ્હારૂ હૃદયપૂર્વકનુ અનુમોદન છે ચરોતરના વતનીઓને વિનતિ કરવાની છે કે ત્હેમણે "સત્કારમડળ"મા જોડાવુ ને જેમનાથી બને ત્હેમણે રૂ. ૫ પાચ આપવા વધારામા એક વાત કહુ. આપ સાક્ષરો જે અંદર અંદર લડભડ કરો છો તેથી સામાન્ય જનતા ઉપર ખરાબ છાપ રહે છે, માટે પધારો, પણ સુલેહશાતિનો ભંગ થાય એવુ કાઇ મહેરબાની કરીને ન કરશો.

**ઇતર વક્તાઓ**

પછી અનેક વક્તાઓ પ્રસગોચિત બોલ્યા હતા. રા પરભુભાઇ વ્હાલાભાઇ શર્માએ જુસ્સાદાર અને છટાદાર વ્યાખ્યાન કર્યું હતુ, અને તેઓ ગુજરાતના ધ્યાન ખેચે એવા વક્તાઓમાના એક છે એમ બતાવ્યુ હતું ખાસ કરીને આમવર્ગને સાહિત્યપરિષદમા આકર્ષવાનો પ્રયાસ ત્હેમને ઘણો સ્તુતિપાત્ર લાગતો હતો. રા નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર એમની લાક્ષણિક ગભીરતાથી યુક્ત શિષ્ટ શૈલીમા બોલ્યા હતા અને નડિઆદના કાર્યકર્તાઓને અભિનદન આપ્યુ હતુ મુબાઇને ત્હેમણે પરિષદમા જવા વિજ્ઞપ્તિ કરી હતી. રા શેખ મહમદ ઉમર (કોકિલ) મુસ્લીમ લેખકો તરફથી સહાનુભૂતિ દર્શાવી હતી. પ્રો. શુથીએ રમુજી ભાષણ કરી સભાજનોને ખુબ હસાવ્યા હતા અને પારસીઓને સાથે લેવા સૂચવ્યુ હતુ. રા. મનહરરામે પણ નડિઆદમા થતા કાર્ય પરત્વે સંતોષ જાહેર કર્યો હતો અને પરિષદમા જરૂર જવા મુબાઇવાસીઓને આગ્રહપૂર્વક વિનવ્યુ હતુ પ્રો. સી. એન. વકીલે વિલાયત જઈ આવેલા બધુઓ તરફથી ખુલાસો કર્યો હતો અને જણાવ્યુ

હતુ કે જ્યા સુધી માતૃભાષામા શિક્ષણ આપવાનું યુનિવર્સિટી સ્વીકારશે નહિ ત્યા સુધી વિષયનું જ્ઞાન હોવા છતા માતૃભાષામા ન બોલી લખી શકવાની મુશ્કેલી કમી થશે નહિ. **યુનિવર્સિટીઓ દેશી ભાષાઓને ઘટતું માનસ્થાન આપશે ત્યારેજ દેશી ભાષાઓનો ખરેખરો ઉદ્ધાર થશે, ત્યાં સુધી નહિ,** એમ એમણે છાતી ઠોકીને જાહેર કર્યું હતું

**આચાર્યશ્રી આનન્દશંકરભાઈ**

આનન્દશંકરભાઇએ પ્રમુખપદેથી ઉપસંહાર ક તા અનેક અગત્યના મુદ્દાઓનો સ્પર્શ એમની લાક્ષણિક સૂચક શૈલીમા કર્યો હતો અને તે ઉપરથી એમની ઉચ્ચ ગ્રહણશક્તિ તથા સ્મરણશક્તિ જેટલી પ્રતીત થતી હતી તેટલીજ દૃષ્ટિની વિશાલતા અને વિવિધતા સાથે ત્હેમની વ્યાવહારિકતા તરી આવતી હતી ત્હેમણે કહ્યુ કે ભાઇ ચંદ્રશંકર કેવી ઉંચી ભાવનાદષ્ટિથી અને ધર્મદૃષ્ટિથી સાહિત્યપરિષદનુ કાર્ય કરે છે એ તો તમ્હારાથી અજાણ્યું નથીજ, પરંતુ પરિષદ્ માટેની એમની પ્રબલ મમતાના પ્રવાહના પૂરમા એઓ બીજાઓના ઉપર સ્નેહનો અત્યાચાર કરી ત્હેમને પણ સાથે તાણે છે એય તમ્હેં જોઇ શક્યા હશો. એમનુ ચાલે તો એ સર્વેને નિબંધ લખવાની અને ભાષણ આપવાની ફરજ પાડે. સારૂ છે કે એ શિક્ષક નથી, નહિ તો એમના શિષ્યોનુ બીચારાઓનુ શુ થાત ? ખરેખર ભાઇ ચંદ્રશંકર જે આવેશથી અને અભિનિવેશથી કાર્ય કરે છે ત્હેમા ભાગ પડાવવો, એ આપણી સર્વેની ફરજ છે. એમને એકલાને એ ભાર ઉપાડવો પડે એમા આપણી કોઇની શોભા નથી. જેવા ઉમળકાથી એમણે આપણને સર્વેને નડિઆદ નોતર્યા છે તેવાજ શુદ્ધ હૃદયના પ્રબળ ઉમળકાથી આપણે પણ સર્વે જઇશુ અને આપણો ભાગ ભજવીશું.

રા. મોહનલાલ દલીચંદ દેશાઇની પ્રમુખની ઉપકાર માનવાની દરખાસ્તને ગ રમણીયરામે અનુમોદન આપ્યા પછી સભા વિસર્જન થઈ હતી

નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના કાર્યકર્ત્તાઓ રા. ગોકુળદાસ દ્વારકાદાસ તલાટી, રા. ફૂલચંદ બાપુજી શાહ, રા. જયંતીલાલ મોરારજી મહેતા અને રા. હરિપ્રસાદ છોટાલાલ કંથારિયા મુંબઈમા આવ્યા હતા આ પ્રતિનિધિમંડળને આર્થિક સહાયતા મેળવી આપવામા યુગાન્ડા કોટન ટ્રેડીંગ કંપનીવાળા નડીઆદના વતની રા. ઇશ્વરભાઇ વિઠ્ઠલભાઇ પટેલ, પીરસદના વતની રા શંકરભાઇ જેરાભાઇ સોલિસિટર અને અત્રેની નડીઆદવાળા શાન્તિલાલ મગનલાલની પેઢીએ નાણા એકત્ર કરવામા મદદ આપી છે વળી પરિષદની પ્રકાશન સમિતિના પ્રમુખ સાક્ષરશ્રી પરશુભાઇ વ્હાલાભાઇ શર્માએ બધા દિવસો આર્થિક મદદ માટે સાથે ફર્યા હતા. પરિણામે બે હજારની રકમ થઈ છે

તા. ૧૬ મીએ ગુજરાત મંડળ તરફથી રા ગ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપણા નીચે વનિતા વિશ્રામમા જાહેર સભા મળી હતી, ને ચરોતરવાસીઓએ હાજરી આપી હતી

**રા. ઇન્દ્રવદન નારાયણભાઈ મહેતાએ** રા. કૃષ્ણલાલ ઝવેરી માટે પ્રમુખપદની દરખાસ્ત મુકતા કહ્યુ કે, નડીઆદમા સાહિત્ય પરિષદ્ થવાની છે. તેમા આપ હાજરી આપી પરિષદ્‌ને શોભાવશો. આજની સભા સાહિત્ય માટે છે. માટે તેનુ પ્રમુખસ્થાન તેમા અગ્રભાગ લેનાર હોય તેને આપવું જોઈએ અને એ માટે ગ. કૃષ્ણલાલ ઝવેરી યોગ્ય છે.

**રા. અંબાલાલ જાનીએ** પછી તેને અનુમોદન આપતા નડીઆદથી આવેલા કાર્યકર્તાઓનો અંગત પરિચય આપતા કહ્યું કે રા. ગોકુળદાસ તલાટી ખેડા જીલ્લાના જાહેર જીવનના આત્મારૂપ છે. ખેડા જીલ્લાની પ્રત્યેક ચળવળમા તેમનો હમેશાં ફાળો હોય છેજ. રા. ફૂલચંદ શાહ પણ જીલ્લાના એક ઉત્તમ કાર્યકર્તા છે અને બારડોલીની લડતમાં તેમનો યોગ્ય હિસ્સો છે. મણિલાલ, બાલાશંકર વગેરેના તેઓ અભ્યાસી છે. રા. જયંતીલાલ પરિષદ્‌ના મંત્રી છે. અને "દેશી રાજ્ય" માસિકના સંપાદક છે. તેમજ સાહિત્યરસિક છે. આ ગૃહસ્થો આપણને આમંત્રણ આપવા આવેલ છે તે વખતે કૃષ્ણલાલભાઈ કે જેમને નડીઆદ તરફ અત્યુત્તમ પ્રીતિ છે, તેઓ પ્રમુખપદને શોભાવે એ યોગ્ય છે.

**રા. કૃષ્ણલાલ ઝવેરીએ** પછી પ્રમુખપદ લેઇ સભાને ઉદ્દેશી કહ્યું કે નડીઆદવાસીઓને મુંબઇવાસીઓએ સહકાર આપવો જોઇએ. તેમનો યોગ્ય સત્કાર કરવો એ આપણો ઉદ્દેશ હોવો જોઇએ. મુંબઇનું હૃદય વિશાળ છે અને મુંબઇમા આવનાર ભાગ્યેજ નિરાશ થઇ પાછો જાય છે. આપના બધા તરફથી હું આ ગૃહસ્થોને આવકાર આપી રા. ગોકુળદાસ તલાટીને બોલવા વિનંતિ કરૂં છું.

**રા. તલાટીએ** પછી જણાવ્યું કે,' પહેલાં નડીઆદના સર્વ નાગરિકો તરફથી હું આપની માફી માગું છું. કારણ કે બે વર્ષે સાહિત્ય પરિષદ્ ભરવી જોઇએ, તે વખત વીતી ગયો. પરંતુ રેલસંકટથી ગુજરાતની અને ખેડા જીલ્લાની કફોડી સ્થિતિ ઉત્પન્ન થઈ હતી. અને પછી બારડોલી પ્રકરણ શરૂ થયું. એટલે કંઇ બીજો ઉપાય ન રહ્યો. કારણ કે કાર્યકર્તાઓ પૈકી અર્ધા તેમાં રોકાયા હતા અને તેથી નિયમભંગ થયો હતો. હવે આવતી તા. ૨૮, ૨૯, ૩૦ મી ઑક્ટોબરે સાહિત્ય પરિષદ્ ભરાનાર છે. જો કે આ તારીખોમા એક બે દિવસનો ફેરફાર કરવાની અમને સૂચના થઇ છે. મુંબઇનુ મન મોટું છે, અને સાહિત્યપ્રવૃત્તિ માટે તે જરૂર સહાય કરશે. આપને અમે વિનંતિ કરીએ છીએ કે આપ નડીઆદમા પધારી અમારો સત્કાર સ્વીકારવા કૃપા કરશો. અને પરિષદમાં જે ખામીઓ હોય તે સુધારી તેમાં પ્રેરણા મુકશો. અત્યારે ઘણાને સાહિત્ય પરિષદના કામમાં રસ નથી હોતો પણ આ ડેમોક્રસીના જમાનામા તેને લોકપ્રિય કરવી હોય તો અને તેની ઉપયોગિતા વધારવી હોય તો લોકોની પ્રવૃત્તિનો તેમા ધ્વનિ હોવો જોઇએ. અમને જે રોટલો ને છાશ મળશે તેથી આપનો સત્કાર કરીશું.

**રા. કનૈયાલાલ મુનશીએ** પછી કહ્યું કે જ્યા જ્યાં પરિષદ્ જાય છે ત્યા ત્યાનો વતની હું થાઉં છું અને એક નડીઆદી તરીકે તમને મુંબઇગરાઓને આમંત્રણ આપું છું. ભાઈ ગોકુળદાસે લોકશાસનનો વિચાર જણાવ્યો છે પણ હજી તેઓ સાહિત્યના ભયંકર ક્ષેત્રમા ઉતર્યા નથી. દરેક સાહિત્યકારનુ એક એક નોખું ઇંદ્રાસન છે. એ માટે વધારે ન કહેતા હું કહું છું કે નડીઆદ પરિષદને દેદીપ્યમાન કરવા આપણે કટીબદ્ધ થવું જોઇએ. બારડોલીને પૈસાની ખોટ પડી હોય એમ મને નથી લાગ્યું. આમ બીજા ટેક્ષની માફક સરસ્વતીનો પણ ટેક્ષ હોવો જોઇએ અને એ દરેકે આપવો જોઇએ.

**રા. ફૂલચંદ બાપુજી શાહે** તે પછી જણાવ્યું કે, નડીઆદમા ભરાનાર સાહિત્ય પરિષદમા અમે સાહિત્યરસિકો અને વિદ્વાનોને પોતાની પ્રસાદીરૂપે નિબંધો લખી મોકલવાની વિનતિ કરવાને, તેમજ સર્વને પરિષદમાં પધારવા વિજ્ઞપ્તિ કરવા આવ્યા છીએ. આ

પરિષદને માટે અમે ચરોતરવાસી ભાઈઓની પાસે સહાય પણ માગી રહ્યા છીએ. ત્રણ દિવસમાં એમણે પ્રેમભાવથી આશરે તેરસો રૂપિયા ભરી આપ્યા છે, અને જોઈતી દરેક મદદ તેઓ પોતાને આંગણે આવતી પરિષદને આપશે એવો અમને વિશ્વાસ છે. હું પ્રત્યેક સાહિત્યરસિક, અને અન્ય સાહિત્યપ્રેમીને પ્રાર્થના કરૂં છું કે, તે નિબંધો વડે અને અન્ય સર્વ પ્રકારે સહાય કરી પરિષદને સર્વાંગ સંપૂર્ણ બનાવી એનું કાર્ય પાર પાડશે. પરિષદ અનિવાર્ય પ્રસંગોને લીધે ઘણી લંબાઈ છે અને તેથી અમને દોષ દેવામાં આવે છે. અમારે ના છૂટકે તેમ કરવું પડ્યું હતું. પરંતુ જ્યારે પરિષદ લંબાઇ છે ત્યારે તો વિદ્વાનો એને પોતાની યોગ્યતાથી વધારે દિપાવે એવી હું આશા રાખું છું. નડીઆદ સાક્ષરભૂમિ ગણાય છે. પરંતુ અમે એ અભિમાન અને ગૌરવ બતાવવા અહીં નથી આવ્યા. અમે તો એક સાહિત્યપરિષદ્‌ના સેવક તરીકે આપને પ્રાર્થના કરીએ છીએ. નડીઆદ સામાન્ય સ્થિતિનું ગામ છે, નડીઆદના સાક્ષરો બહારગામ વિખરાયેલા પડ્યા છે. રા. અંબાલાલભાઇ જેવા નડીઆદમાં હોત તો અમારે બદલે તેઓ આપને આમંત્રણ કરવા આવ્યા હોત. પરંતુ અમારે તે કાર્ય અર્થે આજે આવવું પડ્યું છે. આપ ઉદાર દિલે પ્રેમભાવથી સહકાર આપશો અને પરિષદને સર્વાંગ સંપૂર્ણ બનાવી દિપાવશો, એ પ્રાર્થના છે.

**રા. જયંતીલાલ મહેતાએ** પછી કહ્યું કે પહેલાંના અને હવે પછીના વક્તા કહેશે તે ઉપરથી આપને જણાશે કે તેમાનો કોઇ ઈંદ્રાસનનો અધિકારી નથી. એટલે અમે તો આપનો કેવળ શુદ્ધ સહકાર માગવા આવ્યા છીએ. નિબંધ માટે અમે બે ત્રણ વખત વ્યક્તિગત આમંત્રણ આપ્યાં છે, છતાં પણ કેટલાકને ન મળ્યાં હોય એ સંભવિત છે તો આ આમંત્રણ ગણી લેવા વિનતિ છે. બીજું એ કે નડીઆદની પરિષદ ઉપર ઘણા આક્ષેપો થયા છે અને તે સંબંધમાં મારે કાઇ અહીં ન કહેવું જોઇએ છતાં કહું છું કે તે આક્ષેપો સાવ નાપાયાદાર હતા. હવે આપને વિનતિ કરૂં છું કે આપ સહકારથી પરિષદને સફળ કરવા પ્રયત્ન કરશો. નડીઆદ મુંબઈ જેવું શહેર નથી, એટલે અમે તો સાદાઇથીજ સાહિત્યપરિષદ ઉકેલશું અને તે છતા આપનો ભાવથી સત્કાર કરીશું.

**રા. શંકરભાઇ જોરાભાઇ અમીન** સોલીસીટરે તે પછી વિનોદથી કહેતાં જણાવ્યું કે, ઇન્દ્રાસન ઉપર બેસનારાઓમાં વાયડાશ બહુ વધી ગઇ છે માટે તે કાઢી નાખવી જોઇએ.

પ્રમુખના ટૂંકા ઉપસંહાર પછી **રા. પરશુભાઈ શર્માએ** પ્રમુખનો ઉપકાર માનતાં તેમની કાર્યદક્ષતા તેમજ ઉદારતા માટે આભાર માન્યો અને કહ્યું કે નડીઆદથી આવેલા પરિષદ્‌ના પ્રતિનિધિમંડળને નાણા મેળવી આપવામા રા. ઇશ્વરભાઈ વિઠ્ઠલભાઇ પટેલે અને રા. શંકરભાઇ જોરાભાઈ અમીને જે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનું છું. આ ગૃહસ્થોની મદદથી કામ ઘણું સરલ થયું છે. આપે મોનપણે પ્રતિનિધિમંડળના આમંત્રણનો સ્વીકાર કર્યો છે અને હુ આગ્રહ કરૂં છું કે, નડીઆદ સ્વાગતમા ઉતરશે નહિ.

પછી 'ગુજરાત મંડળ'ના મંત્રી રા. રમણીયરામ ત્રિપાઠીએ અનુમોદન આપતાં પરિષદ માટેના આમંત્રણને ઉદારતાથી સ્વીકારી લેવા સર્વને વિનતિ કરી હતી.

**રા. રા. કેશવપ્રસાદ દેશાઈનું વક્તવ્ય**

ઉપલી સભામાં રા. કેશવપ્રસાદ છોટાલાલ દેશાઇએ નડીઆદના મહેમાનોનો ઉપકાર માનતાં જણાવ્યું હતું કેઃ—

ભાઇ મુનશીની માફક હું નડીઆદી થવાનો દાવો કરીને આપને આમંત્રણ આપવા ઉભો નથી થયો. આ મંડળના આશયોમાં ગુજરાતી સાહિત્ય સંબંધી પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લેવાનું પણ છે. નડીઆદના મહેમાનોએ આજની સભા મેળવવાનું કાર્ય અમને સોંપ્યું તેથી અમે કૃતાર્થ થયા છીએ

આવતી સાહિત્ય પરિષદ્ સંબંધી વિચાર અને ચર્ચા કરીને આપ સમક્ષ કાંઇક વિનતિઓ મંડળ તરફથી કરવાનો અમારો વિચાર હતો. પરંતુ કેટલાએક કારણથી તેમ બની શક્યું નથી. છતાંયે આપ સૌ નડીઆદનો સંદેશો લઇ અત્રે પધાર્યા છો, તો કાંઇક અમારો સંદેશો, અમારી વિનતિઓ નડીઆદ પ્રત્યે—નડીઆદની પરિષદ્ પ્રત્યે ધરશો એવી વિનતિ આપને કરૂં છું નડીયાદ સ્પષ્ટવક્તા છે એટલે નડીઆદી મહેમાનો સમક્ષ થોડીક સ્પષ્ટ વાત કરવાની લાલચ થઇ જાય છે

પરિષદ્ પ્રવૃત્તિને સ્થિર કરવાના હેતુથી, અમદાવાદ, ભાવનગર અને મુબઇની પરિષદોએ બંધારણ સંબંધી વિચારો અને પ્રયોગો કર્યા છે, છતાંયે હું ધારૂં છું કે આપણે મંથન દશામાંજ છીએ. પ્રયોગો જરૂરી છે અને તે નિષ્ફળ નિવડે તો ગભરાવાનું કારણ નથી તેમાંયે નડીઆદ તો જરાયે ગભરાય તેવું નથી. આપણે બંધારણ ઘડ્યું હોય, એટલે તે માટે આપણને મમતા તો હોયજ, પરંતુ તે કારણથી આપણું બંધારણ ઉત્તમજ છે એમ માની લેવાની ભૂલ નડીઆદ કરે તેમ નથી. બંધારણનો અત્યાર સુધીનો પ્રયોગ બહુ સફળ થયો નથી, એમ વર્તમાનપત્રોના હેવાલો અને ચર્ચાઓ ઉપરથી લાગે છે વળી બંધારણથી પરિષદ્‌માં—અથવા તો ખરી રીતે તો પરિષદ્‌ને ભોગે અસ્તિત્વમાં આવેના પરિષદ્ મંડળમાં સ્થિરતા આવી હશે. આ પરિષદ્‌મંડળ જનસમાજને આકર્ષી શક્યું નથી, તેના સભાસદોની સંખ્યા તો હતી તેના કરતાંએ અડધી થઇ ગઇ છે આજન્મ સભાસદો અને જુના પ્રમુખો વગેરે જો ના ગણીએ તો સાઠેક સભાસદોથી વધારે સંખ્યા અત્યારે તેની નથી આનું કારણ શું છે તે શોધવા અમે આપને વિનતિ કરીએ છીએ આટલી ઓછી સંખ્યા-વાળા આ મંડળને પરિષદ્‌ની કાર્યવાહીમાં ભારે હક્ક અપાયા છે આ સંબંધી પરિષદે અવશ્ય વિચાર કરવો જોઇએ

આ પરિષદ્‌મંડળે, ખાસ ધ્યાન દોરવા યોગ્ય કામ ના કર્યું હોય તો તેમાં કાંઇ નવાઇ નથી ગઇ પરિષદ્‌માં થયેલા ઠરાવો અમલમાં મૂકવાનું કાર્ય પણ તેણે સફળતાથી નથી કર્યું આર્ટ્સના પ્રથમ વર્ષમાં હજી ગુજરાતી ભાષાને સ્થાન નથી મળ્યું પુસ્તકાલય પ્રવૃત્તિમાં પણ આ મંડળે કાંઇજ ફાળો નથી આપ્યો આ સંબંધમાં લોકમત જાગૃત કરવાનું કામ તો આ મંડળ કરેજ શી રીતે ? જુના ઠરાવો સંબંધી શું થયું છે તે તપા-સવાની વિનતિ આપ અવશ્ય પરિષદ્‌ને કરજો

કહેવાતું હતું કે પરિષદ્‌નો ચાર દિનનો મેળો છે પરિષદ્ કાંઇ ચોક્કસ સંસ્થા કહેવાય નહિ. સાહિત્યના શાંત અને સંસ્કારી વાતાવરણમાં સામુદાયિક સંસ્થા અસરકારક ના થઇ પડે માટે પરિષદ્‌મંડળ જેવી સ્થાયી સંસ્થની જરૂર છે સિદ્ધાંત તરીકે આ દલીલોમાં સત્ય હશે, પરંતુ અત્યાર સુધીનો અનુભવ એમ કહે છે કે હજી પરિષદ્‌મંડળ પરિષદ્‌થી તદ્દન સ્વતંત્ર કરવાનો સમય નથી આવ્યો આપણે પ્રયોગ કર્યો છે તે ઉપરથી બોધ લેવો જોઇએ. જનસમૂહથી સાહિત્યની સંસ્થાઓ નિરાળી પાડી નાખવાનો પણ આ વખત નથી બાનસત્ત સાહિત્યની સર્જકતા કાંઇ જનસમૂહમાં ન આવે સર્જક તો વિરલને આશ્રરેજ હોય.

પરંતુ સાહિત્ય જનસમૂહને સ્પર્શનાર હોવું જોઇએ સાહિત્યપરિષદ્‌ની તો ભાવનાજ એ છે કે વિસ્તૃત સમૂહમા સાહિત્યનો સંદેશો પહોચે. એટલે હજી સૂધી તો પરિષદ્‌મંડળ જેવી કાયમી સંસ્થા ઉપર પરિષદ્ સમસ્તનો પ્રભાવ રહે, અંકુશ રહે, એવી વ્યવસ્થા બંધારણમા હોવી જોઇયે, એ અમારી વિનંતિ આપ પરિષદ્‌ને ચરણે ધરશો.

આપના મનમા કદાચ એમ આવશે કે આ ચર્ચાભરી વાતો અમારી પરિષદ્‌મા ના આવે તો સારૂ. બધુજ એક રાગે અને વિના ચર્ચાએ પતિ જાય તો નિરાત. પરંતુ નડીઆદ ચોકળ વિજય ઇચ્છે તેવુ નથી નડીઆદ તો કાર્યસાધક છે. વાદે વાદે તો તત્વનો બોધ થાય. શુદ્ધ બુદ્ધિથી મતભેદ તો દર્શાવવાજ જોઇએ, નહી તો પરિષદ્‌નુ અપાર ખર્ચ કરવુજ વૃથા છે. આપણે કાઇ વરાવાજનની સફળતા ના ઇચ્છીએ. દીકરીના લગ્નમા માડવો સુદર થાય કે વરો સારો થાય તેમા સફળતા નથી, પણ દીકરીને માટે સારો વર મેળવવામા સફળતા છે.

આપે વિભાગો કરવાનુ ઠરાવ્યુ છે તે ઘણુ જ ઉત્તમ કર્યુ છે દરેક વિભાગમા પુષ્કળ લેખો ના આવે તો હરકત નહી પરિષદ્ આદર્શો મુકશે એટલુ એ ઘણું છે. દરેક વિભાગ માટે એક એક જણુ પણ વિચારો કરશે તો પણ બહુ લાભ થશે. માત્ર લેખોની સખ્યા ઉપરથી પરિષદ્‌ની સફળતાનુ માપ કહાડશો, એવા લેખો તો પત્રો અને માસિકોના દીવાળીના અકોમા બહુએ આવે છે. અલબત્ત ઉત્તમ લેખો, અભ્યાસના પરિણામરૂપ લખાયલા લેખો, જ્ઞાન આગળ વધે તેવા લેખો મળે તો તો તે એક મહાન સફળતા ગણાય.

ઠરાવો ઘડવામા ઠરાવોના વિષયો સ્વીકારવામા આપ વિશાળતા રાખશો એની તો હુ ખાત્રી ધરાવુ છુ. આપણા પ્રદેશમા સંસ્થાઓની અને કાર્યકર્તાઓની હજી ખોટ છે. માટે સાહિત્યની વૃદ્ધિ કરનારા દરેક અગનો સ્વીકાર આપ કરશો એવી મારી વિનતિ છે.

ફરીથી એકવાર બધારણનો વિચાર કરવાની વિનંતિ આપને હુ કરૂ છું. અત્યારે બધારણમાં ગમે તે પરિસ્થિતિ હોય પણ આપણે સૌ તો પરિષદ્‌ને માતા તરીકે સ્વીકારીએ છીએ. પરિષદ્‌મંડળ તે તેનું બાળક છે. બાળકમા દોષ હોય તો માતા તે બતાવી શકે છે, તે બતાવવાનો માતાનો ધર્મ છે.

આપ સૌએ નડીઆદથી અત્રે ખાસ પધારીને અમારા સ્વાર્થમા દટાયલા શહેરમા પરિષદ્ સબંધી જીજ્ઞાસા અને આદોલનો ઉત્પન્ન કર્યાં છે, તથા અમને નડીઆદ આવવાના અંત:કરણપૂર્વક આમંત્રણ આપ્યા છે, તે માટે હું આપનો ઉપકાર માનુ છું

મને ખાત્રી છે કે આપને મુબઇથી ધન, લેખો અને પુષ્કળ મહેમાનો મળશે

## મહેમદાવાદમાં પ્રચારસભા

તા. ૩–૭–૨૭ ને રવિવારે સાજે ૭ વાગે મહેમદાવાદ તાલુકાના વાસીઓની એક જાહેરસભા મહેમદાવાદમા નાગરની વાડીમા રા રતિલાલ દેસાઇલાલ દેસાઇ (મામલતદાર)ના પ્રમુખપદે ભરાઈ હતી. સાહિત્યપરિષદ્‌ના પ્રચારકાર્યને અગે નડીઆદથી સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પડ્યા, રા. ફુલચંદ બાપુજી શાહ, રા. જયતીલાલ મોરારજી મહેતા અને રા સુદરલાલ નાથાલાલ જોશી ગયા હતા. મહેમદાવાદ એ ખેડા જીલ્લામા ઇસ્લામી સંસ્કૃતિ ધરાવનાર પ્રાચીન શહેર છે. મહેમદાવાદને વસ્યે લગભગ પાચસેક વર્ષ થયા હશે, અલબત્ત, અત્યારે આ શહેરની સ્થીતિ આકર્ષક નથી રહી પરતુ શહેરના પ્રાચીન સ્થળો જોતા, એક

વખતની તેની જાહોજલાલીનો સ્હેજે ખ્યાલ આવે છે સુલ્તાન મહમદે બંધાવેલો ભમરીઓ કુવો, રોઝારોઝી અને સુલ્તાનના મહેલના વિશાળ ખંડેરો તથા ગામની મધ્યમા વણઝારાની વાવ એ આ શહેરનો ભૂતકાળ કેટલો ઉજ્જવળ હશે તે જણાવવાને બસ છે. ભમરીઆ કુવાની રચના, અંદરના ઓરડાઓ, રોઝારોઝીની કલામય કારીગીરી, વણઝારાની પાંચ માળવાળી વાવની અદ્ભુત રચના એ બધુ પ્રાચીન વસ્તુશાસ્ત્રના અભ્યાસીઓને અમૂલ્ય છે. સરકારના આર્કીઓલોજીકલ ખાતા તરફથી હમણા હમણા આ તરફ લક્ષ અપાવા લાગ્યુ છે. ગામને પાદરે બારે માસ વાત્રક નદીના વહન ચાલુ છે. પરંતુ વાત્રકનો એ મૂળ પ્રવાહ નથી. શોખીન સુલતાનોએ પોતાના મહેલો નદી કીનારે શોભાવવા અને નદીની લહેરો લેવાને મહેમદાવાદને પાદર સૈકાઓ પહેલા વાત્રકને ખેંચી છે. મહેમદાવાદ અત્યારે આબાદ નથી. દિવસે દિવસે વેપાર અને વસ્તી નાશ પામતા જાય છે છતા ઝીણવટથી જોનારને તેની સુલ્તાનીનો તુરત જ ખ્યાલ આવે એમ છે.

## જાહેરસભાનુ કાર્ય

### રા. રણછોડલાલ મગનલાલ શાહ

રા રણછોડલાલ મહેમદાવાદમા કુશળ અને ઉત્સાહી કાર્યકર્તા છે મહેમદાવાદના જાહેર જીવનમા તેઓ પ્રતિષ્ઠા મેળવી શક્યા છે. તેમણે પ્રમુખપદ માટે મામલતદાર શ્રીયુત્ રતિલાલ કેશવલાલ દેસાઈની દરખાસ્ત મૂકી અને ડૉ. માણેકલાલ દેસાઈએ તેને અનુમોદન આપતા તે મંજુર થઈ

### સાક્ષર શ્રી છગનલાલભાઈ

મામલતદારે પ્રમુખપદનો સ્વીકાર કર્યા પછી મુખ્યી છગનલાલભાઈએ વિવેચન કરતા જણાવ્યુ કે મારી આટલી વય થવા છતા આપનુ શહેર જોવાનો મને પ્રસંગ નહોતો મળ્યો તે આજ સાહિત્યપરિષદ્ નિમિત્તે મળ્યો તેથી હુ કૃતાર્થ થાઉ છુ. અત્રે આવવાનો અમારો હેતુ આપને સાહિત્યપરિષદ્મા આમંત્રણ આપવાનો અને તે માટે સહાનુભૂતિ મેળવવાનો છે. સાહિત્યપરિષદ્નો પ્રધાન ઉદ્દેશ સાહિત્યને ખીલવવાનો છે. સાહિત્યને કવિએ એટલી ઉંચી કક્ષાએ મૂક્યુ છે કે, સાહિત્યરસહીન મનુષ્યને પશુ જેવો કહ્યો છે સાહિત્ય-પરિષદ્મા જે કાર્ય થશે તેમા મુખ્ય કાર્ય પ્રાચીન લેખો અને લેખક-કવિઓનો પુનરુદ્ધાર કરવો એ છે. ઇંગ્લંડમા સાહિત્યપ્રચાર ઘણો સુલભ રીતે થાય છે અને ઉત્તમ ઉત્તમ પુસ્તકોની ઘણી સોંઘી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. એજ પ્રમાણે અત્રે પણ થવુ જોઈએ. નીતિ, ભાષા, ધર્મ ઈત્યાદિને અંગે તો ગમે તેટલા મતમતાન્તર હોય, પરંતુ જો સાહિત્યની એકતા હોય તો મહેતાર્થથી પ્રજાની ઉન્નતિ થાય છે. સાહિત્ય એ ઉછરતી ભવિષ્યની પ્રજાનો વારસો છે એટલા માટે આપણે શ્રેષ્ઠ સાહિત્ય ઉત્પન્ન કરવુ જોઈએ હજી અપણુ લોકસાહિત્ય-ગીતો અને કથાઓ-વણ અપ્રસિદ્ધ છે તે શોધી પ્રસિદ્ધ કરવુ, એ પણ સાહિત્યપરિષદ્નુ કર્તવ્ય છે

### રા. ફુલચંદ બાપુજી શાહ

એમણે તે પછી સાહિત્ય અને જનતા સંબંધ વિષે વિવેચન કરતા જણાવ્યુ હતુ કે જનતા વગરનુ સાહિત્ય એ સાહિત્ય જ નથી, એવુ સાહિત્ય જો સંહિત્ય કહેવાતુ હોય તો તે જનતાનું નહિ પણ થોડાઓનુંજ છે' સાહિત્યપરિષદ એ અમુક સંસ્કાર ગણ્યુંઓની

નથી, પરંતુ જનતા માત્રની છે. એ અમારા પ્રચારકાર્યનો મુખ્ય હેતુ છે. સાહિત્યપરિષદ્‌ના ઇતિહાસમાં આ પ્રથમ અને નવો પ્રયાસ છે. આવા પ્રયાસથી સાક્ષરો લોકોને ઓળખતા થાય છે અને પોતાની મર્યાદિત કક્ષામાંથી વિરાટ જગતના ખરેખરા સંબંધમાં આવે છે. નડીઆદને આંગણે બાવીસ વર્ષે સાહિત્યપરિષદ્ આવે છે. આપણે ત્યાં સજ્જન સાક્ષરો આવે અને આપણે તેમનો યથાયોગ્ય સત્કાર ન કરીએ તો ઘણુંજ અયોગ્ય લેખાય. આટલા માટે આપ સર્વે સ્વાગતમંડળના સભાસદ તરીકે જોડાઇને ફૂલ નહિ ને ફૂલની પાંદડી આપીને પણ બની શકતો લાભ ઉઠાવો.

### રા. સુંદરલાલ નાથાલાલ જોષી

તેમણે મહેમદાવાદ શહેરનો ઐતિહાસિક દૃષ્ટિએ ઉલ્લેખ કર્યો. તેમજ પ્રદર્શન, મનોરંજન વગેરે વિભાગોનું વિવેચન કર્યું. તેમણે મહેમદાવાદના શહેરીઓને વિનંતિ કરતાં કહ્યું કે, ગુજરાતની નંદનવન સમી ચારૂતરની ભૂમિને નવાં પુષ્પઝાડથી ચારૂતર બનાવનાર મહાન પાદશાહ મહમદ બેગડાને કોણ નથી ઓળખતું? તેનાં કીર્તિસ્મરણ હજુએ તમારા સીમા પ્રદેશમાં મોજુદ છે. આ નગરની સ્થાપના ઇ. સ. ૧૪૭૯માં બાદશાહ મહમુદે કરી. મુબારક સૈયદના રોજાની સ્થાપત્યકલાને ફર્ગ્યુસને સમસ્ત હિંદની કલાઓના વિવિધ નમુનાઓની પ્રથમ પંક્તિમાં મૂકી છે. મહેમદાવાદ માટે એ ઓછું ગૌરવભર્યું ન કહેવાય.

શહેરમાં આવેલી તમારી પ્રાચીન વાવની ભવ્યતા જોઈ હું સ્તબ્ધ થયો છું. આ સુંદર વાવની આસપાસ શું છે? એ સુતરડીઓ. આ વાવમાં શિલાલેખ હતો તે હજી સુધી કચેરીના મકાનમાં જાળવી રાખવામાં આવ્યો છે. આવી ભવ્ય વાવને કિનારે તો સાંજે હવા ખાવા માટે આવતાં નરનારીઓને બેસવાયોગ્ય બાંક નંખાવા જોઇએ. સુતરડીઓને સ્થાને પુષ્પ ઝાડ શોભી ઉઠવાં જોઇએ.

ઇ. સ. ૧૬૬૬માં મહેમદાવાદમાં કાંતણ કલા ખૂબ ખીલેલી હતી. મહેમદાવાદી બારતા સારા ગુજરાતમાં વખણાતા. જુના દસ્તાવેજો હજુએ બારતા ઉપર લખેલા મળી આવે છે. આપ સાહિત્યપરિષદ્‌ના પ્રદર્શન અને મનોરંજન વિભાગને માટે શું શું કરી શકો? તમે ખંડિયેર થતી પ્રાચીન ભવ્યતાની પ્રતિકૃતિઓ સાહિત્યપરિષદ્‌ને ચરણે મૂકી શકો, શિલાલેખો રજુ કરી શકો. મહેમદાવાદ તાલુકાના ગામડે ગામડે તપાસી હસ્તલિખિત પુસ્તકોની પ્રતો, જુના દસ્તાવેજો, જુની કારીગીરીના નમુના; સિક્કાઓ કે શિલાલેખો શોધી અને તેની ભાળ અમને આપી શકો. ઘણાએ કવિરત્નો મુજાવરોના અભાવે તમારા તાલુકાના કોઇ શાંત પ્રદેશમાં ભૂતકાળમાં ભરાઇ બેઠા હશે. આ બધાની ખોળ કરી તમારા મૈકીનો સાહિત્યરસિક સાહિત્ય પરિષદ્‌ની સેવા કરી શકે.

### રા. જયંતીલાલ મોરારજી મહેતા

એમણે જણાવ્યું કે, શરૂઆતમાં એક ખુલાસો કરી લઉં. અમારો મુખ્ય ઉદ્દેશ અલબત્ત સ્વાગતમંડળના સભ્યો નોંધવાનો છે, પરંતુ તે કરતાં પણ વધારે અગત્ય પ્રચાર કાર્યને અમે માનીએ છીએ, કારણ કે ગુજરાતી સાહિત્યની ઉન્નતિ માત્ર દ્રવ્યથી નહિ, પરંતુ સાહિત્ય અને લોકસંબંધથી થશે. બંગાળી અને મરાઠી સાહિત્યની અભિવૃદ્ધિ થઈ તે એમજ. ગુજરાતી સાહિત્ય પણ એક વખત રજપુતાના સુધી પ્રચલિત હતું, પણ તેને સૈકાંઓ થયાં. ગુજરાતી ભાષા સાહિત્યની શરૂઆતમાં જૈનોએ અને અંગ્રેજો આવ્યા પછી

સનદી નોકરોએ, ઠીક સેવા કરી છે. એ રસિકવૃત્તિ અત્યારે હવે એ વર્ગમાં નથી રહી. નડીઆદમાં ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનો એકત્ર થઇ આપણે સૌને કેવા સાહિત્યની જરૂર છે તેનો વિચાર કરશે. લોકભોગ્ય સાહિત્યને માટે બૂમ પાડવામાં આવે છે; પરંતુ લોકો પોતાનો યોગ્ય હિસ્સો આપે તોજ તે કાર્ય સફળ થાય. એટલા માટે આપણે સાહિત્ય-પરિષદ્‌ને અપનાવી લેવી જોઇએ. દ્રવ્ય આપો કે ન આપો, પરંતુ આપ ઓક્ટોબર મહિનામાં સાહિત્યપરિષદ્‌નાં દર્શને આવો. બીજું આપ સર્વેએ તેમજ પ્રમુખશ્રીએ અને ખાસ કરીને આટલા વિશાળ સ્ત્રીવર્ગે અમારી તરફ જે સહાનુભૂતિ દર્શાવી તે બદલ કાર્યકર્તાઓ તરફથી ઉપકાર માનું છું.

### રા. જમનાપ્રસાદ ગોવર્ધનપ્રસાદ

તેમણે નડીઆદની સાક્ષરતાનું સ્મરણ કરાવી, સૌને સ્વાગત મંડળમાં જોડાવા વિનતિ કરી જણાવ્યું કે આપણું ભાષા સાહિત્ય પછાત છે. પણ જો સાહિત્ય સસ્તું કરવામાં આવે તો મરાઠી અને બંગાળી સાહિત્યની માફક આપણું સાહિત્ય પણ સમૃદ્ધ બને.

### રા. રણછોડલાલ મગનલાલ

સાહિત્ય, સંગીત અને કલાનો સમન્વય કરતાં જણાવ્યું કે આ ત્રણે વસ્તુનો અત્યારે કેટલાય પ્રમાણમા અનર્થ કરવામાં આવે છે. સમાજે આ અગત્યનાં અંગોનો સમર્પક-દ્રષ્ટિથી અભ્યાસ કરવો જોઇએ. સાહિત્યપરિષદે આ વસ્તુ ઉપર ખાસ ધ્યાન આપવું, તેથી ગુજરાતની પ્રજા ઉપર ઘણો ઉપકાર થશે.

### પ્રમુખનો ઉપસંહાર

પ્રમુખપદેથી રા. રતિલાલે પોતાની સંક્ષિપ્ત શૈલીમાં બે બોલ કહ્યા કે, જગતની પ્રગતિના પ્રમાણમાંજ સાહિત્યની પ્રગતિ થાય છે. જગતના માર્ગથી વિપરિત માર્ગ સાહિત્યનો નથી. સાહિત્ય સસ્તું થવુંજ જોઇએ, એવો મારો અભિપ્રાય છે. પછી તેમણે મહેમદાવાદ-વાસીઓને સાહિત્યપરિષદ્‌માં જોડાવા વિનતિ કરી હતી.

### સ્થાનિક સમિતિ

તે પછી પ્રમુખપદેથી નીચે પ્રમાણે સ્થાનિક સમિતિ નીમવાનો ઠરાવ રજુ થઇ સર્વાનુમતે પસાર થયો હતો.

"મહેમદાવાદમાં સાહિત્યપરિષદ્‌ને અંગે પ્રચારકાર્ય કરવા તથા નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના સત્કારમંડળના સભાસદો કરવા નીચેના ગૃહસ્થોની-વધારવાની સત્તા સાથે સમિતિ નીમવામાં આવે છે.

"રા. જમનાપ્રસાદ ગોવર્ધનપ્રસાદ પ્રમુખ; રા. રણછોડલાલ મગનલાલ શાહ મંત્રી; રા. રતિલાલ કેશવલાલ દેસાઈ; રા. વ્રજલાલ આશારામ શાહ; રા. વિરંચીલાલ ગોપાળલાલ મઝમુદાર; રા. માણેકેશ્વર મણિશ્વર વૈદ્ય; રા. ડાહ્યાભાઇ મોતીરામ વૈદ્ય."

# ગુજરાતી સાહિત્યપરિષદ્નું નવું બંધારણ તથા તે બાંધવામાં જે અગત્યના ફેરફારો ધ્યાનમાં રાખેલા હતા તે તથા તે ફેરફારોના ખુલાસાનું

# દિગ્દર્શન.

સન ૧૯૨૮ માં નડીઆદમાં નવમી સાહિત્યપરિષદ્ મળી તે સમયે નીચેનો ઠરાવ નં. ૬ પસાર કરવામા આવ્યોઃ—

"આ પરિષદ્ ચોક્કસ રીતે માને છે કે પરિષદ્ના તથા પરિષદ્મંડળના બંધારણમાં બનતી ત્વરાએ મહત્વના ફેરફારો કરવાની જરૂર છે. એટલા માટે ચાલુ બંધારણો, પ્રમુખ સાહેબને તા. ૨૬ મીએ આપેલ લેખી માગણી તથા તા. ૨૭ મીએ આપેલ બંધારણને લગતા ઠરાવોની છાપેલ દરખાસ્તો તથા અન્ય ગૃહસ્થો કે મંડળો તરફથી જે કાંઈ સૂચનાઓ આવે તે સર્વ તપાસીને, પરિષદ્ તેમ પરિષદ્મંડળના બંધારણ યોગ્ય થાય અને પરિષદ્નું પ્રાધાન્ય તથા મહત્તા જળવાય તેવા તથા બીજા શા ફેરફારો બન્ને બંધારણોમાં કરવા તે સૂચવી પોતાનો અહેવાલ મધ્યસ્થ સભાને મોકલાવી આપવા એક સમિતિ નીમે છે."

૨. તા. ૧૭–૮–૨૯ ને દિવસે સાહિત્યપરિષદ્ બંધારણ સમિતિ મળી તે સમયે મી. ચીમનલાલ નારાયણભાઇ મહેતાએ તૈયાર કરેલો બંધારણનો ખરડો [ જે આ સાથે પરિશિષ્ટ અ થી સામેલ છે તે ] રજુ થયો. તથા તે ખરડામાં સમાયલા સુધારાની રૂપરેખા બતાવનાર નીચેનું સાર–સંગ્રહપત્ર રજુ થયું:—

"ગઈ પરિષદ્ બંધારણ સમિતિમાં મેં જે સૂચના કરી હતી અને તે ઉપર રૂપરેખા દોરવાનું કામ મને સમિતિએ સોંપ્યું હતું, તે દોરી આ સાથે મોકલાવું છું અને સમિતિના સભ્યોને જો તે પસંદ પડે તો સમિતિએ નીમેલી ઉપસમિતિ તે ધોરણસર બંધારણના ફેરફારો કરવાનું કામ શરૂ કરે.

મારી સૂચવેલી રૂપરેખા નીચે પ્રમાણે છે—

(૧) "પરિષદ્ મંડળ" અને "પરિષદ્" એક કરી નાખી પરિષદ્ને રજીસ્ટર્ડ સંસ્થા કરવી.

(૨) "પરિષદ્" ના સભ્યોના વર્ગો નીચે પ્રમાણે રાખવા.

- (૧) સન્માન્ય
- (૨) આશ્રયદાતા
- (૩) આજીવન
- (૪) સામાન્ય
- (૫) સભાસદ સંસ્થાના પ્રતિનિધિ.

(૩) "પરિષદ્" ની "કાર્યવાહી" સભા આશરે ચાળીસથી પચાસ સભ્યોની રાખવી.

(૪) "કાર્યવાહી" સભામાં જૂદા જૂદા વર્ગના સભ્યોનું જુદા જુદા પ્રમાણમાં પ્રતિનિધિત્વ રાખવું.

(૫) "સંમેલન" ના પ્રમુખ "પરિષદ્" ના પ્રમુખ રહેશે.

(૬) બીજા અધિકારીઓ "કાર્યવાહી", સભા ચુંટશે. એક ઉપપ્રમુખ, ચાર મંત્રીઓ, બે તીજોરર.
(૭) બધી મીલ્કતની માલેકી "પરિષદ્" મા રહેશે.
(૮) સંમેલન દરેક બે વર્ષે એક વખત ભરાશે.
(૯) "વિષય વિચારિણી સભા" નીચેના ગૃહસ્થોની બનશે—
 ૨૦ કાર્યવાહક સભાએ પરિષદ્‌ના સભ્યોમાથી નીમેલા પ્રતિનિધિઓ.
 ૨૦ સત્કારમંડળ અને પ્રેક્ષકોના પ્રતિનિધિઓ.
 ૧૦ સસ્થા સભાસદના પ્રતિનિધિઓ.
 ૧૦ પ્રમુખે નીમેલા પ્રતિનીધિઓ.
 ૧ સત્કારમંડળના પ્રમુખ.
 ૧ સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ.
 ૨ વિભાગી પ્રમુખો.
 — ગત પરિષદ્‌ના પ્રમુખો.
(૧૦) "સંમેલન" સામાન્ય નીતિને દોરનારા ઠરાવો ઘડશે, જે "પરિષદ્" અને તેની "કાર્યવાહી સભા" અમલમા મૂકવા યોગ્ય પગલા ભરશે.
(૧૧) "સંમેલન" મા મૂકવામા આવતા ઠરાવો ઉપર મત આપવાનો અધિકાર સંમેલનમાં હાજર રહેલા પરિષદ્‌ના સભ્યો અને વિષયવિચારીણી સભાના અન્ય હાજર સભ્યોનો રહેશે."

૩. ઉપરની રૂપરેખા બંધારણ સમિતિએ સ્વીકાર્યાથી શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી તથા શ્રી. ચીમનલાલ નારાયણભાઈ મહેતા ( ઉપસમિતિના સભ્યો ) ભરૂચ મુકામે મળ્યા અને સંસ્થાનુ નવુ બંધારણ ઘડી કહાડ્યુ અને તે બંધારણ સમિતિના સર્વ સભ્યોએ સર્વાનુમતે મંજુર કર્યું.

૪. સદરહુ નવા બંધારણમા જે મહત્વના ફેરફારો કરવામા આવ્યા છે તેના કારણો તથા ખુલાસા નીચે મુજબ છે.—

(૧) "પરિષદ્ મંડળ" અને "પરિષદ્" ને એક કરી નાખી આ નાની સંસ્થાનું નામ "પરિષદ્" આપવામા આવ્યુ છે અને આજ સુધી જે સંમેલન "સાહિત્ય પરિષદ્" ને નામે ઓળખાય છે તેને તેનુ અર્થસૂચક નામ "સાહિત્ય સંમેલન" આપ્યુ છે.

(૨) જુના બંધારણમા "સંમેલન" મા રજુ થયેલા ઠરાવો ઉપર મત આપવાનો અધિકાર કોને છે, તે સ્પષ્ટ ન હતુ. તે સંદેહ દૂર કરી પરિષદ્‌ના હાજર સભાસદો તથા વિષયવિચારિણી સભાના સભ્યોનેજ મત આપવાનો અધિકાર આપવામા આવ્યો છે. વિષયવિચારિણી સભામા પરિષદ્‌ના સભાસદો અને ઇતર સભ્યો સરખા પ્રમાણમા રહે તેવી યોજના કરવામા આવી છે. વળી સાહિત્ય સંમેલનમા પસાર થયેલા ઠરાવો અમલમા મૂકવા જુના બંધારણમા કંઈ ઉલ્લેખ નહતો. તેથી ઉપર બતાવ્યા મુજબ "સંમેલન" મા થયેલા ઠરાવોને અમલમા મૂકવા "પરિષદ્" યોગ્ય પગલા ભરશે એમ નિયમ બાંધવામા આવ્યો છે અને "મધ્યસ્થ સભા" જે



દી. બા. ચીમનલાલ નારાયણભાઇ મહેતા
પ્રમુખ સ્થાનિક કારોબારી સમિતિ
દસમી ગુજરાતી સાહિત્ય પરિષદ

પરિષદ્‌ની વતી કામ કરનારી પ્રતિનિધિ સભા છે, તેને "પરિષદ્" ના હેતુઓ અમલમા મૂકવા તથા "મધ્યસ્થ સભા" ના ઠરાવ અનુસાર અધિકારીઓએ પ્રવૃત્તિઓ યોજવી એમ પણ નિયમ બાંધ્યા છે. આવી રીતે પરિષદ્‌નું કાર્ય ક્ષેમ, તથા સ્થૈર્યથી કથવામા બાધ ન આવે એવી રીતે "સંમેલન" નુ ગૌરવ વધારવા યોજના કરી છે.

(૩) "પરિષદ્ મંડળ"નું નામ બદલવાનો હેતુ એ છે કે "મંડળ" નું બંધારણ જે સંકુચિત હતુ તે બદલી સમયાનુસાર સામાન્ય જાગૃતિને માન આપી કેટલેક અંશે વિસ્તૃત કર્યું છેઃ—

(અ) સભાસદ સંસ્થાઓ જુના બંધારણમાં નહિ જેવુ અસ્તિત્વ ધરાવતી હતી. તે બદલી દરેક સંસ્થા જેમા ૧૫ અથવા વધારે સભ્યો હોય એવી દરેક સંસ્થા તરફથી બે પ્રતિનિધિઓ "પરિષદ્"મા મોકલવાનો હક્ક આપવામા આવ્યો છે. જેથી જેમ જેમ સંસ્થાઓની વૃદ્ધિ થશે તેમ તેમ પરિષદ્‌મા સંસ્થાઓ તરફથી પ્રતિનિધિત્વ પણ વધતુ જશે. (સાહિત્ય રસિકોની ફરજ એ છે કે આવી સંસ્થાઓ જેમ બને તેમ વધારે પ્રમાણમા સ્થાપે).

(બ) જુના બંધારણમાં સામાન્ય સભાસદો જેઓ વાર્ષિક રૂપીઆ ત્રણ લવાજમ ભરે તેમને સ્થાન હતુ તે કાયમ રાખવામાં આવ્યું છે. રૂપીઆ ત્રણનુ વાર્ષિક લવાજમ આપી "સાહિત્ય રસિકો" પરિષદ્‌મા મોટા પ્રમાણમા જશે એમ આશા રાખવામા આવી છે.

(ક) જુના "પરિષદ્ મંડળ" ની બધી મીલ્કત "પરિષદ્" ની માલકીની ઠેરવી છે. તેમ હવે પછી પ્રાપ્ત થતી બધી મીલ્કત પણ "પરિષદ્" નીજ માલેકીની ગણવાની છે અને તે બધી મીલ્કતો જુમ્મેદાર "ટ્રસ્ટી" ઓના નામ ઉપર રાખવાની છે. જુમ્મેદાર "ટ્રસ્ટી" ઓની સંખ્યા ત્રણથી પાચ સુધીની કાયમ રાખી છે અને તેમને નિમવાનો અધિકાર "મધ્યસ્થ સભા" જે "પરિષદ્" નું કામ કરનારી પ્રતિનિધિ સભા છે તેને સોપવામા આવ્યું છે.

(૪) "મધ્યસ્થ સભા"ને "પરિષદ્" ની વિસ્તૃત સભાની કામ કરનારી પ્રતિનિધિ સભા કરી છે. એટલે કે બધી પ્રવૃત્તિઓની પ્રાણદાતા તથા નિયંતા આ સભાને ઠેરવી છે. અને તેમા "સાહિત્ય રસિકો" નું મોટા પ્રમાણમા પ્રતિનિધિત્વ મળે તેને માટે "સંમેલન"ની વિષય વિચારિણી સભાએ પોતાના સભ્યોમાથી ચૂંટેલા બાર સભાસદોને તેમા સ્થાન આપ્યું છે. તેમજ તે સભામા સભાસદ સંસ્થાઓ તરફથી ચૂંટાયલા દસ સભાસદોને પણ સ્થાન મળ્યુ છે. ઉપર મુજબ બાવીસ સાધારણ જન સમાજ-માથી સાહિત્ય રસિકો આવે એમ યોજના કરી છે. તે ઉપરાંત "પરિષદ" ના સામાન્ય સભાસદોએ ચૂટેલા બાર અને આશ્રયદાતાઓ તથા આજીવન સભાસદો એ ચુટેલા દસ દસ સભ્યો [કુલ બાવીસ સભ્યો] ને પણ સ્થાન મળ્યું છે. આ પ્રમાણે સાધારણ જન સમાજ અને વિશિષ્ટ જનતાનું સમાન પ્રમાણમા પ્રતિનિધિત્વ દાખલ કર્યું છે.

(૫) "પરિષદ્" નું કાર્યાલય હમેશ મુંબાઇ જેવા એકજ સ્થાનમાં ન રહેતાં આખા ગુજરાતમાં યોગ્ય સ્થળે ફરતું રહે એ વિચારને માન આપી તે સ્થળ નક્કી કરવાની સત્તા પણ "મધ્યસ્થ સભા"ને આપવામાં આવી છે. તેમજ "પરિષદ્" ની સામાન્ય સભા મળવાનું સ્થાન નક્કી કરવાની સત્તા પણ 'મધ્યસ્થ સભા' નેજ આપી છે.

(૬) મીટીંગ અને નાણાં સબંધી સત્તા પણ "મધ્યસ્થ સભા" નેજ આપી છે

(૭) "સાહિત્ય સંમેલન" ભરવાની સત્તા પણ "મધ્યસ્થ સભા" નેજ આપવામાં આવી છે

(૮) જુના બંધારણમાં "અધિકારીઓ" જેને "કાર્યવાહક સમિતિ" નામ આપ્યું હતું તેને લગભગ અમર્યાદિત સત્તા મળેલી હોવાથી જનસમાજમાં તે અપ્રિય થઇ પડી હોય એમ લાગવાથી સામાન્ય જનતાના આ અભિપ્રાયને માન આપી "અધિકારી" ઓની ઘણી ખરી સત્તા "મધ્યસ્થ સભા" ને આપવામાં આવી છે. અને "અધિકારી" ઓની સમિતિને "કાર્યવાહક" સમિતિનું ઉપનામ આપેલું તે દૂર કર્યું છે અને અધિકારીઓની જુમ્મેદારી સંયુક્ત રાખી "પરિષદના હેતુઓ પાર પાડવા મધ્યસ્થ સભાના ઠરાવ અનુસાર" પ્રવૃત્તિઓ યોજવાની જવાબદારી તેમને શિર નાખવામાં આવી છે. તેમનું ઉપનામ "અધિકારીઓ" રહેવા દીધેલું છે કેમકે તેઓને વગર વેતને માનદ ફરજો બજાવવાની છે.

(૯) "સંમેલન" નિમિત્તે એકઠા કરેલા નાણામાંથી બચત રહેતી બધી રકમ "પરિષદ્" ને સોંપી દેવી એમ જુના બંધારણમાં નિયમ હતો, તે બદલી ૭૫ ટકા જેટલાં નાણાં પરિષદ્‌ને સ્વાધીન કરવા અને બાકીની રકમ સ્થાનિક સભાસદ સંસ્થાઓને સરખે હિસ્સે આપી દેવી એમ નિયમ કર્યો છે.

(૧૦) નિયમોમાં ખરી જરૂર સિવાય ફેરફાર કરવાનું અયોગ્ય લાગવાથી "મધ્યસ્થ સભા" (⅔) બે તૃતિયાંશ અનુમતિ સિવાય ફેરફારની દરખાસ્ત "પરિષદ્" ની આગળ લઇ જવી નહિ એમ પણ નિયમ બાંધ્યો છે

**ચીમનલાલ નારાયણભાઇ મહેતા**

## પરિશિષ્ટ અ

શ્રી

# ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના બંધારણ તથા પરિષદ્ સંમેલનના નિયમોનો ખરડો.

( શ્રીયુત ચીમનલાલ નારાયણભાઇ મહેતાએ ઘડેલો )

( તા. ના રોજ નડીઆદમા મળેલી પરિષદ્ સંમેલનની સભામાં મંજુર થયેલા )

### ૧. વ્યાખ્યા

૧. આ સંસ્થાનું નામ "ગુજરાતી સાહિત્યપરિષદ્" રહેશે અને તે પરિષદ્ જે સાધારણ રીતે દરેક બે વર્ષે મેળાવડો કરશે તેને "ગુજરાતી સાહિત્યપરિષદ્ સંમેલન" કહેવામાં આવશે.

### ૨. હેતુ

૨. આ પરિષદ્ નીચેના હેતુઓથી સ્થાપવામાં આવ્યું છે:—

અ (ક) ગુજરાતી ભાષા અને સાહિત્યના પોષણ, ફેલાવો, અભિવૃદ્ધિ અને ઉત્કર્ષનાં સાધનો યોજવાં અને તેને લગતી સર્વ સમાજો સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી અને ફેલાવવી.

(ખ) ગુજરાતી ભાષામા કે ભાષા વિષે લખાએલા પુસ્તકો સંરક્ષવા, તૈયાર કરવા, છપાવવા કે પ્રસિદ્ધ કરવા.

(ગ) ગુજરાતીઓનું સાહિત્ય વિષયક ઐક્ય સંરક્ષવાના પગલા લેવા.

આ ઉપરના હેતુઓ પાર પાડવાને માટે જરૂર જણાય તે પ્રમાણે.

(ક) પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, છાપખાના કે એવી બીજી સંસ્થાઓ સ્થાપવાં અને નીભાવવા.

(ખ) અનુકૂળ વખતે સંમેલનો કે પ્રદર્શનો ભરવા.

(ગ) આવા પ્રકારની સંસ્થાઓ પોતાની સાથે જોડવી, ખરીદી લેવી, પોતામા ભેળવી દેવી, ઉત્તેજવી અથવા તેમની સાથે સહકાર કરવો, અને ગુજરાતી ભાષાના અને સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપવાના હેતુથી પરીક્ષાઓ લેવી.

(ઘ) ગુજરાતી ભાષા અને સાહિત્યના પ્રચારને માટે વ્યાખ્યાનોની યોજના કરવી.

(ङ) આવશ્યક કે ઉપયોગી જણાય તે પ્રમાણે સામયિક પત્રો કે પુસ્તકો છાપવા, પ્રસિદ્ધ કરવા, સંપાદિત કરવા, ચલાવવા અગર છપાવવા, અથવા તેમ કરવામા મદદ કરવી.

(ચ) ગુજરાતી ભાષાને, સાહિત્યને તથા પ્રજાને લગતી સાહિત્યવિષયક કે ઐતિહાસિક શોધખોળ કરવી કે તે કરવામા ઉત્તેજન આપવું.

(છ) ગુજરાતી ભાષાની, સાહિત્યની તથા ઇતિહાસની અભિવૃદ્ધિને માટે તથા તેમના પ્રચારને માટે જે વિશેષ કાર્યો કરવાની જરૂર માલૂમ પડે તે કરવાં.

(ઞ) પરિષદ્‌ના હેતુઓ પાર પાડવામાં કે આગળ વધારવામાં મદદરૂપ થઈ પડે તેવા કારણસર કંઇ પણ બક્ષિસ, રોકડ રકમ અથવા જુમ્મા ભંડોળો (ટ્રસ્ટ ફંડ) સ્વીકારવાં.

ટીપઃ—ઉપરના હેતુઓના કારણસર (અ) કોઇ પણ સમયે ગુજરાતના કે તેના કોઇ પણ ભાગના વતનીઓ જે માતૃભાષા બોલતા હોય તેનો સમાવેશ ગુજરાતી ભાષામાં થશે, અને, (આ) આવી ભાષામાં લખાએલા સાહિત્યનો સમાવેશ ગુજરાતી સાહિત્યમાં થશે. પણ તેમાં ઉર્દુ ભાષાનો સમાવેશ થશે નહિ.

## ૩. પરિષદ્‌ના સભાસદોના પ્રકાર

૩. આ પરિષદ્‌ના સભાસદોના પ્રકાર નીચે પ્રમાણે રહેશે.

(૧) સન્માન્ય સભાસદો.

(૨) આશ્રયદાતાઓ.

(૩) આજીવન સભાસદો.

(૪) સામાન્ય સભાસદો.

ટીપઃ—(अ) પરિષદ્‌ના આગલા પ્રમુખોને તથા સાહિત્યમાં રસ લેનારાઓ પૈકી જેમને પરિષદ્ પોતાના સંમેલન વખતે વધુ મતે પસંદ કરે તેવા દશ કરતાં વધારે નહિ તેવા સાહિત્ય રસિકોને સન્માન્ય સભાસદો ગણવામાં આવશે. (આ ગૃહસ્થો પરિષદ્‌નું લવાજમ આપવાને બંધાયલા નથી.)

(ব) જે ગૃહસ્થ રૂા. ૨૦૦) થી ઓછી નહિ તેવી રકમ એકદમ અથવા એક વર્ષની અંદર તુટક રકમોએ પુરી કરી આપી બક્ષિસ આપશે તે આશ્રયદાતા ગણાશે.

(क) જે ગૃહસ્થ ઉપર પ્રમાણે રૂા. ૧૦૦ થી વધુ અને રૂા. ૨૦૦ થી ઓછી રકમ પરિષદ્‌ને બક્ષિસ આપશે તે આજીવન સભાસદ ગણાશે.

(ड) જે ગૃહસ્થ દ્વિવાર્ષિક રૂા. ૩ લવાજમ આપશે તથા જે સાહિત્યસભાને કાર્યવાહક સમિતિની ભલામણ ઉપરથી પરિષદ્ પોતાની સાથે સંયુક્ત થએલી (એફીલીએટેડ) સંસ્થા તરીકે સ્વીકારશે અને તેવી જે સંસ્થા દ્વિવાર્ષિક રૂા. ૯ લવાજમ આપશે તે તેટલી મુદત સુધીના સામાન્ય સભાસદ ગણાશે. તે ઉપરાંત વિષયવિચારિણી સભાના બંધારણની પેટા રકમ (૨) અને (૩) માં સમાયલા ગ્રહસ્થો પણ પરિષદ્ સંમેલન પુરતા પરિષદ્‌ની સામાન્ય સભાના સભાસદો ગણવામા આવશે. અને તેમને તે સંમેલનમા ચર્ચા તથા વિષયો અને પ્રશ્નો ઉપર મત આપવાનો અધિકાર રહેશે.

(ह) સન્માન્ય સભાસદો, આશ્રયદાતાઓ તથા જુની ભંડોળ કમિટિના આજીવન સભાસદો પણ આ પરિષદ્‌ના આજીવન સભાસદો લેખાશે.

(क) પરિષદ્‌ની સામાન્ય સભાનો પહેલો દ્વિવાર્ષિક સમય ગણવામાં આવશે અને તે પછી દર બે વર્ષનો ગણાશે.

(ग) દ્વિવાર્ષિક સમયની અંદર દાખલ થનાર કોઇ પણ સભાસદ પાસેથી પુરેપુરૂ લવાજમ લેવામા આવશે. અને તે લવાજમ જ્યા સુધી આપ્યું નહિ હોય ત્યાં સુધી તેને મત આપવાનો અધિકાર રહેશે નહિ.

(૬) સભાસદ અથવા સભ્ય અને તેવાજ પુલિંગ શબ્દોમાં સંબંધથી અનુચિત નહિ હોય તો સ્ત્રીઓનો સમાવેશ થશે.

## પરિષદ્‌ની સામાન્ય સભા તેની કાર્યવાહક સમિતિ, ટ્રસ્ટીઓ, અને અધિકારીઓ, અને તેમના હકો તથા ફરજો.

૪. પરિષદ્‌ની સામાન્ય સભા નીચેના સભાસદોની બનશે.

ઉપર કલમ ૩) અને તેની ટીપમાં બતાવેલા વ્યક્તિ સભાસદો ઉપરાંત દરેક સભાસદ સંસ્થા તરફથી દસથી વધારે નહિ તેટલા પોતાના સભ્યોમાંથી ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ.

ટીપ:—દરેક સભાસદ સંસ્થાને પોતાના તરફથી કેટલા પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર છે તેનો નિર્ણય પરિષદ્‌ની કાર્યવાહક સમિતિને રહેશે. સાધારણ રીતે સભાસદ સંસ્થાના દર દસથી પંદર સભ્યોએ એક પ્રતિનિધિ મોકલવાનો હક કા. વા. સમિતિએ કબુલ કરવો જોઇશે. પણ જો કોઇ સભાસદ સંસ્થાને ત્રણથી વધારે પ્રતિનિધિ મોકલવાનો હક સ્વીકારવામા આવશે તો તે સંખ્યા કરતાં જેટલા વધુ પ્રતિનિધિઓ ઉપર દરેક વધુ પ્રતિનિધિ દીઠ રૂા. ૩) દ્વિવાર્ષિક લવાજમ તે સભાસદ સંસ્થાએ આપવું પડશે.

૫. સાધારણ "દ્વિવાર્ષિક પરિષદ્ સંમેલન"ના પ્રમુખ હોદ્દાની રૂએ પરિષદ્‌ની સામાન્ય સભાના પ્રમુખ સંમેલન પછીના દ્વિવાર્ષિક સમય માટે ગણાશે.

૬. પરિષદ્‌ને લગતી બધી બાબતોની વ્યવસ્થા કરવાને માટે, દર બે વર્ષે, નવો દ્વિવાર્ષિક સમય શરૂ થવાના પહેલા બે માસમા તે દ્વિવાર્ષિક સમયના પરિષદ્‌ના પ્રમુખ, સામાન્ય સભા પોતાના સભ્યોમાથી ચૂંટણી કરીને એક કાર્યવાહક સમિતિ નીમવા બોલાવશે અને સા. સ. તેવી સમિતિ નીમશે. તેના સભ્યોની સંખ્યા પરિષદ્‌ની સામાન્ય સભાના પ્રમુખ જે હોદ્દાની રૂએ આ સમિતિના સભ્ય તા. પ્રમુખ ગણાશે. તે ઉપરાત ૪૦) થી ૫૦) સુધી પરિષદ્‌ની સામાન્ય સભાની નજરમા આવે તેટલી રખાશે. સામાન્ય સભાસદો, આશ્રયદાતાઓ અને આજીવન સભાસદોએ દરેક વર્ગના જેટલા સભ્યો હશે તેમાથી અડધી સંખ્યા જેટલા અને બાકીના સામાન્ય સભાસદોમાથી ચૂંટવામા આવશે. પણ કોઇપણ વખતે સામાન્ય સભાસદોમાથી ચૂંટણીનુ પ્રમાણ સેંકડે દસ ટકાથી ઓછું થશે તો કમીમા કમી તેટલુ પ્રમાણ તે સભાસદોમાથી રાખી, બાકી જે સંખ્યા ચુંટવાની રહે તે બાકીના ત્રણ વર્ગના સભ્યોની સંખ્યામા ફાળવી નાખી પ્રત્યેક વર્ગનું પ્રમાણ નક્કી કરવામા આવશે. પ્રમાણ નક્કી કરતા અપૂર્ણાંક વર્જ્ય કરવામાં આવશે. આ પ્રમાણે પ્રમાણ નક્કી કરતા કંઇ મુશ્કેલી આવશે તો તેનો નિકાલ તે સભાના પ્રમુખને કરવાનો અધિકાર રહેશે અને તે છેવટનો ગણાશે.

૭. કાર્યવાહક સમિતિ નિમાયા બાદ તુરત પરિષદ્‌ની સામાન્ય સભા તે સમિતિના નીચે મુજબના અધિકારીઓ નીમશે.

(૧) પ્રમુખ (જો કોઇપણ કારણથી પ્રમુખની જગ્યો ખાલી હશે તો)

(૨) ઉપપ્રમુખ

(૩) ચારથી વધુ નહિ એટલા મંત્રીઓ.

(૪) બે ખજાનચીઓ.

ટીપઃ—બનતા સુધી તે પૈકી બે પાછલી કા. વા. સ. ના સભ્યો હોવા જોઈશે. તેમજ પરિષદ્‌ની સ્થાવર મીલકતો તથા જુમ્મા ભંડોળો પોતાના તરફથી ધારણ કરનાર ટ્રસ્ટીઓને નીમશે.

૮. જો કોઇ પણ કારણસર ઉપરના કોઇ પણ અધિકારી અથવા ટ્રસ્ટીની જગ્યો ખાલી હશે અથવા પડશે તો તે પુરવાને કા. વા. સ. ને અધિકાર રહેશે. તથા કાર્યાલયનું સ્થળ બ્રિટિશ ઇન્ડીઆમાં ગુજરાત પ્રોવીન્સની અંદર નક્કી કરશે. તથા મંત્રીઓ પ્રમુખની સંમતિથી વખતોવખત જોઇતા નોકરો વાર્ષિક બજેટની અંદર રહીને રાખી લેશે.

૯. કાર્યવાહક સમિતિ ઠરાવે તે સમયે અને સ્થળે દર વર્ષે કમીમાં કમી એક વખત પરિષદ્‌ની સામાન્ય સભા ભરવામાં આવશે. તે સાધારણ સામાન્ય સભા કહેવાશે, તે સિવાય કોઇ ખાસ કામને માટે બોલાવેલી સામાન્ય સભાને અસાધારણ સામાન્ય સભા કહેવાશે.

૧૦. સામાન્ય સભાનું સ્થળ તેની તારીખ અને તેનો વખત તથા ખાસ કામ હોય તો તેવા કામનો પ્રકાર દર્શાવનારી જાહેરાત [ નોટીસ ] પરિષદ્‌ના બધા સભાસદોને ટપાલ મારફતે કે બીજી કોઇ રીતે સાત દિવસ અગાઉ પહોંચાડવામાં આવશે. જે વર્ષે પરિષદ્ સંમેલન ભરાવાનું હશે તે વર્ષની સામાન્ય સભા સંમેલનને જ સ્થળે તથા તેજ અરસામાં ભરવા હરકત નથી.

૧૧. નોધાએલા સરનામે ટપાલ મારફત સભાસદને મોકલાવેલી જાહેરાત નિયમસર ગણાશે.

૧૨. વાર્ષિક પરિષદ્‌ની સાધારણ સામાન્ય સભામાં નીચે મુજબનું કામકાજ થશે.

(૧) ગત વર્ષના કામકાજનો વૃત્તાંત તથા હિસાબ તપાસી નવા વર્ષ માટે વિગતવાર અંદાજ પત્ર [ બજેટ ] મંજુર કરવાં. ગત વર્ષમાં જો પરિષદ્ સંમેલન થયું હશે તો તે સંમેલનનો સંપૂર્ણ વૃત્તાંત તથા તેમાં રજુ થયેલા અને નિબંધ સમિતિએ મંજુર કરેલા બધા નિબંધો છપાવરાવી ટેબલ ઉપર મુકાશે. પણ પરિષદ્ સમેલનના કાર્યવાહકોએ રૂા. ૫૦૧) પોતાના ભંડોળમાંથી આ કામને માટે પરિષદ્‌ને આપવા પડશે.

(૨) ગત પરિષદ્ સંમેલન વખતે જે નીતિ દર્શાવનાર અથવા તેવા ઠરાવ મંજુર કરેલા હોય તેનો અમલ કેટલે અંશે થયો છે અને હવે પછી તેનો પૂર્ણ અમલ થવા શું પગલાં ભરવાં જોઇયે તેનો વિચાર કરવો; અથવા જરૂર લાગે તો પેટા કમિટિઓ નીમી તે કામ કરાવવા અથવા તેમ કરવાની સત્તા કા. વા. સ. ને આપવા યોગ્ય ઠરાવ કરવા.

(૩) દ્વિવાર્ષિક સંમેલનનો સમય નજીક આવતો હોય અને તે કયાં ભરવું તે ગત સંમેલન વખતે નક્કી ન થયું હોય તો અથવા તેમાં કંઇ અંતરાય આવે એમ લાગે તો અથવા સંમેલન બે વર્ષની મુદત પહેલાં ભરવાની જરૂર અથવા ભરવાનું સ્પૃહણીય જણાય તો તે સંમેલન કયાં અને કયારે ભરવું તેનો વિચાર કરી નિર્ણય કરવો.

(૪) પરિષદ્‌ના હેતુઓ પાર પડે તેવા બીજા કોઈ પ્રશ્નોનો ગત સંમેલન વખતે જે સામાન્ય નીતિ અખત્યાર કરી હોય તેને અનુસરી નિકાલ કરશે.

૧૩. કા. વા. સ. પોતાને યોગ્ય લાગે ત્યારે અથવા પરિષદ્‌ની સા. સ ના ઓછામા ઓછા ૨૫) સભાસદોની સહીથી માગણી કરવામા આવે ત્યારે અસાધારણ સામાન્ય સભા બોલાવશે. આવી માગણીમા સભા બોલાવવાનો હેતુ સ્પષ્ટ જણાવવો પડશે અને તે પરિષદ્‌ના કાર્યાલયમાં દાખલ કરાવવી જોઇશે.

૧૪. આવી માગણી દાખલ થાય ત્યાર પછી એક મહીનામા કાર્યવાહક સમિતિ ત્રણ માસની મુદતની અંદર અસાધારણ સામાન્ય સભા ન બોલાવે તો એવી માગણી કરનાર સભાસદો પોતેજ માગણી દાખલ થાય ત્યાર પછી ત્રણ મહિના વીત્યે એવી સભા બોલાવશે.

૧૫. પરિષદ્‌ની સા. સભાના સભાસદોની કોઇ પણ સભામા લેખી મત લેવાની માગણી કમીમા કમી બે સભાસદો તરફથી ન થાય તો અમુક ઠરાવ પસાર થએલો પ્રમુખ તરફથી જાહેર થાય અને મંડળના કામકાજના અહેવાલની નોધપોથીમા તેવી મતલબની નોધ લેવાય તો તે ઠરાવ પૂરતી સાબીતી ગણાશે, અને એવા ઠરાવની તરફેણમા કે વિરૂદ્ધમા કેટકેટલા મત પડયા હતા તેના પુરાવાની જરૂર રહેશે નહિ.

૧૬. સામાન્ય સભાના કામકાજની શરૂઆતમા ઓછામા ઓછા કુલ મત આપવાને લાયક સભાસદોના ⅙ જેટલા હાજર નહિ હોય અને તે પૈકીના નિદાન ત્રણ સભાસદો કાર્યવાહક સમિતિના સભાસદથી ઈતર ન હોય તો તેવી સામાન્ય સભામા પ્રમુખની ચૂંટણી (જરૂર હોય તો) કરવા સિવાય બીજું કાઇ કામકાજ કરવામા આવશે નહિ.

૧૭. સભાસદોની નિશ્ચિત સંખ્યાની હાજરીના અભાવે સામાન્ય સભા મુલતવી રાખવી પડશે, તો એજ કામકાજ કરવાને માટે જે તારીખે, સમયે અને સ્થળે ફરીથી સામાન્ય સભા ભરવાની હશે તેની ખબર સભાસદોને પહોચાડવામા આવશે અને તેવી સભામા ગમે તેટલા સભાસદ હાજર હશે તો પણ તેવુ કામકાજ કરી લેવામા આવશે.

૧૮. પરિષદ્‌ની સામાન્ય સભા પરિષદ્‌ના નામથી કોઈ પણ સ્થાવર અથવા જંગમ મિલકત મેળવી શકશે અને પોતાના નીમેલા ટ્રસ્ટીઓ દ્વારા ધારણ કરી શકશે અને તેવી બધી મિલકતની માલિક પરિષદ્‌ની સા. સ ગણાશે.

પણ આ ઉપરથી પરિષદ્‌ની સા. સ. ને પરિષદ્‌ના નામમા પરિષદ્‌ના હેતુઓને બાધક ન હોય તેવુ કોઇ પણ "ટ્રસ્ટ" અથવા "ટ્રસ્ટ ફંડ" સ્વીકારવા પ્રતિબંધ નથી અને તેવુ "ટ્રસ્ટ" અથવા "ટ્રસ્ટફંડ" સ્વીકારશે તો તેની શરતો બરોબર પાળવા તે બંધાયલી ગણાશે.

ઉપર મુજબ ખાસ ટ્રસ્ટથી જે મીલકત મેળવેલી હશે તે સિવાયની બીજી બધી પરિષદ્‌ની માલકીની ગણાતી મીલકત પરિષદ્ સા. સ. પરિષદ્‌ના હેતુઓ પાર પડે તેવાજ કામમા વાપરવા માટે બંધાયલી ગણાશે અને તેટલે અંશે તે સા. સ. ટ્રસ્ટી ગણાશે.

૧૯ પરિષદ્‌ના નાણાના બધા રોકડ ભંડોળો પ્રમુખ, ઉપપ્રમુખ અને એક મંત્રી એમ ત્રણના સંયુક્ત નામે કાર્યવાહક સમિતિ પોતાને યોગ્ય લાગશે તે રીતે અનામત

રખાવશે કે પેઢી [ બેંક ] માં મુકાવશે, પરંતુ માત્ર ત્રણ હજાર રૂપિયા સુધીની રકમ ચાલુ ખર્ચને માટે ખજાનચીઓનાજ નામે કાર્યવાહક સમિતિ પેઢીમાં પોતાની મુનસફીથી રખાવી શકશે.

૨૦. પરિષદ્‌ની માલીકીની બધી સ્થાવર મિલ્કત તથા જુમ્માભંડોળો યોગ્ય રીતે નીમાયેલા જુમ્મેદારો [ ટ્રસ્ટી ] ના સંયુક્ત નામ ઉપર રહેશે.

૨૧. જુમ્મેદારોની નીમણુંક થયા પછી તેઓ જુમ્મેદારોના કામકાજના અહેવાલની નોંધપોથીમાં પોતાની નીમણુંકનો સ્વીકાર કર્યા બદલ સહી કરશે. પરિષદ્‌ની મિલ્કત તથા જુમ્માભંડોળો જુમ્મેદારોમાં એ રીતે સ્વીકારની સહી કર્યા પછી સ્થાપિત [ vest ] થએલી ગણાશે. જુમ્મેદારોમાં કંઇ પણ ફેરફાર થશે તો નવા જુમ્મેદારોની બાબતમાં પણ ઉપર મુજબ વિધિ કરવી પડશે.

૨૨. પરિષદ્‌ની સંસ્થાઓના નિભાવને માટે તથા કામકાજ પરત્વે થતો બધા પ્રકારનો મંજુર થયેલો ખર્ચ અથવા મંજુર થયેલી બીજી કોઇ રકમ આ ભંડોળોમાથી અંદાજપત્ર [ બજેટ ] ને અનુસરીને અપાશે.

૨૩. કોઇ રકમ ભંડોળ'કે મિલ્કત મળ્યા બદલ જે પાવતી લખી આપવામાં આવે તેના ઉપર ખજાનચીઓ પૈકીના એકે સહી કરી હશે અને મંત્રીઓએ અથવા તો તેઓમાંના એકે સામી સહી કરી હશે તો તેવી પાવતી મંડળ તરફથી અપાએલી રીતસર પાવતી લેખાશે.

૨૪. પરિષદ્‌ને મળેલા અને પરિષદે ખર્ચેલાં બધાં નાણાનો તથા જે બાબતોને માટે આવી રકમ મળે કે ખર્ચાય તે બાબતોનો, તેમજ પરિષદ્‌ની માલીકી અથવા તાબાની બધી મિલ્કતનો, લેણાનો અને દેવાનો ખરો હિસાબ કાર્યવાહક સમિતિ રીતસર રખાવશે.

૨૫. હિસાબના ચોપડા પરિષદ્‌ના કાર્યાલયમાં અથવા કાર્યવાહક સમિતિને લાગશે તે સ્થળે રાખવામા આવશે.

૨૬. કાર્યવાહક સમિતિ દર વર્ષે એક વખતે સાધારણ સામાન્ય સભામાં પરિષદ્‌ની સા. સ. સમક્ષ મંડળના હિસાબનો અહેવાલ તથા પરિષદ્‌ની આર્થિક સ્થિતિ સંબંધી તેમજ પોતાની નીમણુંકનો છેલ્લા બાર માસ દરમ્યાન પોતે કરેલા કામકાજ સંબંધી પોતાનો અહેવાલ રજુ કરશે.

૨૭. સમય અને સ્થળ પરત્વે યોગ્ય બંધનો કાર્યવાહક સમિતિ વખત ઠરાવે તેને પાત્ર રહીને હિસાબના બધા ચોપડા તથા બીજા ખતપત્રો પરિષદ્‌ની સા. સ.. ના સભાસદોને જોવા મળી શકશે.

૨૮. પરિષદે પોતાની સામાન્ય સભામાં નીમેલા એક કે વધારે હિસાબ તપાસનારા ( ઓડીટર ) ના હાથે પરિષદ્‌ની મીલકત, ટ્રસ્ટસ, આવક અને ખર્ચનો હિસાબ દર વર્ષે ઓછામા ઓછો એક વખતે તપાસવામા આવશે અને તેવો હિસાબ ખરો તથા ચોક્કસ હોવા બદલ ખાત્રી કરીને તેમનુ પ્રમાણપત્ર મેળવવામાં આવશે.

૨૯. પરિષદ્‌ની સા. સ. કામ કરતી બંધ થાય અને તેને બદલે બીજી શું વ્યવસ્થા કરવી તે બાબતનુ યોગ્ય બંધારણ બાંધી પરિષદ્‌નું કાર્ય આગળ ચલાવવા બાબત પરિષદ્‌ની-

સા સા. એ કંઇ ગોઠવણ કરી ન હોય તો અને ત્યારે તેના સર્વ પ્રકારના દેવા ચુકવાઈ જાય ત્યારપછી કાઇપણ મિ કત શિનકમા રહેશે તો તે પરિષદની આ. સ. ના સભ્યોને વહેચી આપવામા આવશે નહિ, પણ પરિષદના હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી સસ્થાને કે સસ્થાઓને યોગ્ય અધિકારવાળી દિવાની કોર્ટના હુકમ મુજબ સોપી દેવામા આવશે.

૩૦ કા. વા સ તા. તેના અધિકારીઓ હેરવેના દ્વિવાર્ષિક સમય સુધી કાયમ રહેશે પણ કોઇ પણ કારણથી તે સમિતિના સભ્યો અગર અધિકારીઓ, વખતસર નહી નીમાયા હોય તો નવી સમિતિના અધિકારીઓ નીમાય ત્યા સુધી તે સર્વની મુદત વધારાયની ગણવામા આવશે

૩૧. કા. વા. સ. પરિષદની સામાન્ય સભાએ કરેલા ઠરાવોને અમલમા મુકવા સારૂ જે કાઈ કરવુ ઘટે તે, અધિકારીઓ અથવા પેટા કમિટિઓ દ્વારા અથવા અન્ય એજન્સી દ્વારા કરાવશે અને તે ઉપરાત પરિષદના નામે (૧) આવશ્યક પ્રવૃત્તિઓ શરૂ કરશે અને ચાલુ રાખશે, (૨) પરિષદ સાથે જોડાયેલી સંસ્થાઓને માર્ગ દર્શાવશે, તેમના ઉપર કાબુ રાખશે અને તેમના ઉપર દેખરેખ રાખશે, (૩) ભડોળ અથવા જે સદર જામીનગીરીમા ભડોળના નાણા રોકયા હોય તે ભેગા કરશે, લેશે અને વેચશે, રોકશે, તેમનો નિકાલ કરશે અને ખર્ચશે, અને (૪) પરિષદના નામે કોઇ સ્થાવર મિલ્કત મેળવશે, ખરીદશે, વેચશે, ગીરો મૂકશે અથવા બીજી રીતે લેવડદેવડનો નિકાલ કરશે અથવા સમરાવશે કે ફરીથી બધાવશે

૩૨ ઉપરની કલમ ૩૧ મા આપેલી સામાન્ય સત્તાને કે બધારણની રૂઇએ આપવામા આવેલી બીજી સત્તાને બાધ ન આવે એવી રીતે કાર્યવાહક સમિતિ નીચેની સત્તાઓ ભોગવશે એમ સ્પષ્ટ કરવામા આવે છે

(ક) પરિષદની સમિતિઓ અથવા ઉપસમિતિઓને લગતા ઉપનિયમો અને કાનુનો બાધવા, બદલવા અથવા રદ કરવા.

(ખ) ર વર્ષે અદાજપત્ર તૈયાર કરવો અને પરિષદની સા સભા સમક્ષ તે રજુ કરી મજુર કરાવવો.

(ગ) પોતાના હાથમાના નાણા અને ભડોળ સબધમા પાવતીઓ આપવી, તે કબજામા રાખવા, આપવા, મોકલવા, તેમનો વહીવટ કરવો અને તે ખર્ચવા બાબતની વ્યવસ્થા કરવી, અને બીજી રીતે આ બધારણમા જણાવેલા પરિષદના હેતુને પાર પાડવા

(ઘ) પરિષદની તરફથી કાર્યવાહક સમિતિને આવશ્યક કે યોગ્ય લાગે તે પ્રમાણે દાવા માડવા, દાખલ કરવા, ચલાવવા અને બચાવ કરવો, અને તે વખતની કાર્યવાહક સભાને કે તેણે જેને રીતસર અધિકાર આપ્યો હોય તેને પરિષદની તરફથી દાવો કરવા કે બચાવ કરવા સબધી દરેક અધિકારપત્ર કરવાની, આપવાની, તેના ઉપર સહી કરવાની અને તેનો અમલ કરવાની સત્તા રહેશે

(ડ) વાર્ષિક આવકમાથી અને બચતમાથી યોગ્ય લાગે તે રકમ કાયમ ભડોળમા જમા કરાવવી

(ચ) સામાન્યતઃ પરિષદ્‌ના સામાન્ય કામકાજ પરત્વે અથવા આ બંધારણની રૂઇએ અપાએલી બધી કે કોઈપણ સત્તાના અમલ પરત્વે આવશ્યક જણાય તેવી મંજુર થયેલી કે આધિકૃત બધી બાબતો અમલમા મુકવી, મંજુર કરવી, કે અધિકૃત કરવી.

(છ) કાર્યવાહક સમિતિ જે મહત્વની પ્રવૃત્તિઓ યોજવા ઇચ્છા રાખતી હશે તેને અમલમા મુકતા પહેલા તેની રૂપરેખા પરિષદ્‌ની સા. સ. આગળ રજુ કરી મંજુર કરાવશે.

૩૩. કા. વા. સ. ની સભાનું કામકાજ થઇ શકે તેટલા માટે તે સભાના કુલ સભાસદોની સંખ્યાના ⅓ જેટલી સંખ્યા સતત હાજર હોવી જોઇશે અને તેમા અધિકારીઓ ઉપરાત નિદાન પાચ અન્ય સભ્યોની હાજરી હોવી જોઇશે.

૩૪. પરિષદ્‌ની ઓફીસના કામકાજ ઉપર અને તેની આતરિક વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાની, નિયમસર વર્તન રહેનો જોવાની, નોકરો નીમવાની અને બરતરફ કરવાની મંજુરી આપવાની, તેમને કરવામા આવેલી મજા કાયમ રાખવાની, ઓછી કરવાની કે રદ કરવાની સત્તા કા. વા. સ ને રહેશે. પણ તેણે કરેલા આવા કોઈપણ કાર્ય ઉપર અપીલ અથવા ફરી તપાસણી દ્વારા નિકાલ કરવાની સત્તા પરિષદ્‌ની સા. સ ને છે.

૩૫. કા. વા. સ. ની મુદત દરમિયાન કોઈ સભાસદના મૃત્યુથી કે રાજીનામાથી અથવા કોઇ પણ કારણથી કોઇ જગ્યા ખાલી પડશે તો કા વા. સ. બીજા કોઇપણ સભાસદની નીમણુંક કરીને તે જગ્યા પૂરી શકશે. પણ ખાલી પડેલી જગ્યા ઉપરની રીતે ન પુરાય ત્યા સુધી સમિતિના બાકીના સભ્યો સમિતિનુ કામ ચલાવી શકશે.

૩૬. કોઇપણ અધિકારી પરિષદ્‌ના હિતને કે અસ્તિત્વને હાનિ કરે એવી રીતે વર્તતો હોય અથવા તેણે જ્યારે ગેરવર્તણુંક ચલાવી હોય તો તે કારણસર તેવા અધિકારીને દૂર કરવાની સત્તા કા. વા. સ. ને છે. પણ તેવા કોઇ પણ ઠરાવને માટે હાજર રહેવા સભાસદોની ⅔ બહુમતિની આવશ્યકતા છે.

૩૭. પરિષદ્‌ની સા. સ. ની કે કા વા. સ ની બધી સભાઓમા પરિષદ્‌ના પ્રમુખ કે તેમની ગેરહાજરીમા કા. વા. સ ના ઉપપ્રમુખ પ્રમુખસ્થાન લેશે. ઉપર્યુક્ત બન્ને અધિકારીઓની ગેરહાજરીમા તે પ્રસંગને માટે સભા પોતાના પ્રમુખની ચૂંટણી કરી લેશે

૩૮. સામાન્ય સભાસદની જગ્યા કોઇ પણ કારણથી ખાલી પડતા પરિષદ્‌ની સા. સ. તેની જગ્યાએ બીજી નીમણુંક ચુંટણીથી કરશે, અને તેવા સભાસદોની સંખ્યા એકંદર દશની કાયમ રાખવામા આવશે.

૩૯. કા. વા. સ ખાસ રખાવેલી નોંધપોથીમા દરેકે દરેક અહેવાલ લખાવશે અને તેમા નીચેની બાબતો દાખલ થશે.

(ક) પરિષદ્‌ની સા. સ. ની. કા. વા. સ. ની કે બીજી કોઇ સમિતિ કે ઉપસમિતિની દરેક સભામા હાજર રહેલા સભાસદોના નામ

(ખ) ઉપરની દરેક સભામા બનેલો વિગતવાર અહેવાલ તથા તેમા પસાર થએલા ઠરાવો.

## ૫. પરિષદ્ સંમેલન

### દ્વિવાર્ષિક સમયના અંતમાં

૪૦. કા. વા સ. દર એક વખત અને તે કરતા વધારે વખત ભરાવવાની જરૂર તે સમિતિને અગર પરિષદ્‌ની સા. સભાને જણાય તો વધારે પ્રસંગે સાહિત્ય પરિષદ્ સંમેલન ભરવા ગોઠવણ કરશે અને તે નિમિત્તે ગત પરિષદ્ સંમેલન વખતે સ્થળ નક્કી નહી થયું હોય અથવા તેમા કંઇ અંતરાય આવે એમ લાગતું હોય તો સ્થળ માટે નિમંત્રણ મંગાવશે અને આવ્યા બાદ કા. વા. સ. ની સભામા તે સવાલ મૂકી સ્થળ નક્કી કરાવશે. દર બે વર્ષે ભરાનારૂ સમેલન સાધારણ દ્વિવાર્ષિક સાહિત્ય પરિષદ્ સંમેલન કહેવાશે અને તે સિવાયનું સંમેલન અસાધારણ કહેવાશે.

૪૧. ઉપર મુજબ જે સ્થળ નક્કી કરવામા આવશે તે સ્થળના અગર જીલ્લા કાર્યકર્તાઓની જાહેર સભા પરિષદ્‌ની કા. વા. સ. ની સહાયતાથી સ્થાનિક કારોબારી સભાના સભ્યોની નીમણુંક કરશે.

### ૬. પરિષદ્ સંમેલનની સ્થાનિક કારોબારી સભા

૪૨. સ્થાનિક કારોબારી સભામા નીચેના સભાસદો રહેશે અને તે સભાસદોની સંખ્યા પરિષદ્‌ની કા. વા. સ. ના સભ્યોની સખ્યાથી ત્રણ ગણી સુધી રાખી શકાશે.

(ક) પરિષદ્‌નો સામાન્ય સભાના તે સ્થળમા વસતા બધા સભાસદો.

(ખ) પરિષદ્‌ની કા. વા. સ. ના ઇતર સભાસદો.

(ગ) સ્થાનિક સાહિત્ય રસિકો અને ઈન્ફ્લ્યુએન્સીયલ ગૃહસ્થો જેમણે સમેલન માટે રૂા. ૫) થી ઓછી નહી તેની રકમ ભરી હોય અથવા ભરવાને વચન આપ્યું હોય તે ગૃહસ્થો પોતામાથી અથવા બહારથી જે ગૃહસ્થોને આ સભામા જોડવા ઠરાવ કરે તે.

**ટીપ:**—"સ્થાનિક" એ શબ્દમા તે સ્થળ તા. જીલ્લાનો સમાવેશ થશે.

૪૩. સ્થાનિક કા. સ

(૧) પરિષદ્ સંમેલનની તારીખો તા. કાર્યક્રમ તથા પ્રેક્ષકો વગેરેની ફી મહેમાનો તથા અન્ય જનોને કઇ શરતોએ સમેલન તથા તેને લગતી સર્વે વ્યવસ્થામા દાખલ કરવા તે નક્કી કરશે.

**ટીપ:**—પ્રેક્ષકોની ફી મહેમાનોના અન્ય જનોને કઇ શરતોએ દાખલ કરવામાં આવશે તે સંમેલનના એક માસ પહેલા અને સમેલનની તારીખો અને કાર્યક્રમ સંમેલનના ત્રણ દિવસ અગાઉ વર્તમાનપત્ર દ્વારા જાહેર કરવુ જોઇએ.

(૨) પોતાના પ્રમુખની, મંત્રીઓની અને ખજાનચીઓની તથા પરિષદ્ સમેલન પરત્વે જરૂર જણાય તેવા બીજા અધિકારીઓની નીમણુંક કરશે.

(૩) સમેલનની વ્યવસ્થા તથા મહેમાનોની સગવડ બરોબર સચવાય તેટલા માટે સત્કાર મંડળ નીમશે.

(૪) બીજા સંમેલનને લગતા કામ વિભાગ કરીને ચલાવવા કે કેમ તે નક્કી કરવાનું અને જરૂર જણાય તો અને જરૂરિયાત પ્રમાણે એક કે વધુ ઉપસમિતિઓ, જેવી કે નિબંધ સમિતિ, પ્રદર્શન સમિતિ, નિવેદન સમિતિ, દ્રવ્ય ઉઘરાણા સમિતિ વિગેરે નીમવાનુ કામ બનતાં સુધી સત્કારમંડળને સોપશે.

(૫) સત્કારમંડળના ઉપસમિતિઓના હકોની ફરજો આ કાનુનોને પ્રતિબંધ ન આવે તેવી રીતે નક્કી કરશે અથવા સત્કારમંડળ પાસે કરાવશે.

(૬) પરિષદ્ સંમેલનનો સંપૂર્ણ અહેવાલ તથા તે બેઠકમાં રજુ થએલા અને નિબંધ સમિતિએ મંજુર કરેલા બધા નિબંધો પરિષદ્‌ની કા. વા. સ. ની પાસે છપાવરાવશે અથવા પોતે તે કામ માથે રાખી ૭ માસની અંદર છપાવશે.

(૭) સંમેલન નિમિત્તે જે નાણા અગર બીજી બક્ષિસ આવી હશે તેની આવક તથા ખર્ચનો વિગતવાર હિસાબ રખાવશે અને સંમેલન થઈ ગયા બાદ ૭ માસની અંદર સ્થાનિક કા. સ. ની સભા બોલાવી તે મંજુર કરાવશે.

(૮) ઉપર મુજબ વ્યવસ્થા કીધા બાદ ભેગાં કરેલાં નાણાં વીગેરેમાંથી જે બચત રહેલી હશે તેમાંથી ૭૫) ટકા જેટલાં નાણાં પરિષદ્‌ની કા. સ. ને સ્વાધીન કરશે. અને બાકીની રકમ પરિષદ્‌ની સાથે જોડાયેલી સ્થાનિક સાહિત્ય સભા હશે તો તેને સ્વાધીન કરશે. અને તેવી નહિ હોય તો પરિષદનાજ હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી સ્થાનિક સંસ્થાને આપશે. અને તેવી પણ સંસ્થા નહિ હોય તો તેવા હેતુઓમાં વપરાશે.

## ૭. પરિષદ્ સંમેલનનું સત્કાર મંડળ

૪૪. સત્કાર મંડળ.

(૧) પોતાના પ્રમુખની નીમણુંક કરશે.

(૨) પરિષદ્ સંમેલનના પ્રમુખની નીમણુંક કરશે.

(૩) દ્રવ્ય સમિતિ સાથે મસલત ચલાવી પ્રેક્ષકો, મહેમાનો, વિગેરે સંમેલનમાં હાજર થનાર ગૃહસ્થોના સત્કાર કરવાની અને પરિષદ્ સંમેલન ભરવાની વ્યવસ્થા કરશે.

(૪) ઉપસમિતિઓની જરૂર જણાય તો અને તે કામ સ્થા. કા. સ. એ આ મંડળને સોપ્યું હશે તો તેવી સમિતિઓ નીમશે, અને તેના પ્રમુખો બીજા કાર્યકર્તાઓ નીમશે; તથા તેમના હકોની ફરજો નક્કી કરશે.

## ૮ નિબંધ સમિતિ

૪૫. નિબંધ સમિતિનું મુખ્ય કામ.

(૧) નિબંધોને માટે યોગ્ય સમય પહેલા આમંત્રણ કરવાનુ.

(૨) આવેલા નિબંધો તપાસી જે ઉત્તમ લાગે તેને સંમેલનમાં વાચવા દેવાનું તથા જરૂર લાગે તેટલા છપાવવાની ભલામણ કરવાનુ કહેશે.

## ૯ વિનોદન સમિતિ

૪૬ વિનોદન અથવા મનોરંજન અને તેવી બીજી ઉપસમિતિઓના કાર્યક્રમ પરિષદ્‌ના હેતુઓ સચવાય તે રીતેજ ગોઠવવા જોઈશે.

## ૧૦. વિષયવિચારિણી સમિતિ

૪૭ પરિષદ્ સંમેલન એકઠું થાય તે પછી અને તેમાં કરવાનું કામ હાથ પર લેવાય તે પહેલાં નીચેના સભ્યો નીચે લખ્યા પ્રમાણે વિષયવિચારિણી સમિતિમા પ્રતિનિધિઓ મોકલી શકશે, અને સંમેલનના પ્રમુખ તે મુજબ બનાવશે ને જાહેર કરશે.

(૧) પરિષદ્‌ની સા. સ. ના સંસ્થા સભાસદો જે હાજર હશે તે પોતાનામાંથી આઠ સુધી સભ્યો મોકલી શકશે.

(૨) સંસ્થા સભાસદો સિવાયના પરિષદ્‌ની સા. સ. ના બીજા હાજર સભાસદો પોતાનામાંથી પંદર સુધી સભ્યો મોકલી શકશે.

(૩) પરિષદ્‌ની સા. સ. ના સભાસદો સિવાયના સ્થાનિક કારોબારી સભાના સભ્ય તરીકે અથવા પ્રેક્ષક કે મહેમાન તરીકે રૂા. ૩) અથવા વધારે સંમેલન માટે ભર્યા હશે અને તે પૈકી જે હાજર હશે તે પોતાનામાંથી પંદર સુધી સભ્યો મોકલી શકશે.

(૪) સંમેલનના પ્રમુખ ગમે તે આઠ સભ્યો મોકલી શકશે.

(૫) સત્કારમંડળના પ્રમુખ, વિભાગી પ્રમુખો અને ગત પરિષદોના પ્રમુખો જે હાજર હશે તેઓ તેમના હોદ્દાની રૂએ આ સમિતિના સભ્યો ગણાશે.

૪૮. વિષયવિચારિણી સમિતિ.

(ક) પરિષદ્‌ના અને તેની કા. વા. સ. ના અહેવાલ વિષે વિચાર કરશે અને પરિષદ્‌ની નીતિને દોરનારા ઠરાવો ઘડશે.

(ખ) પરિષદ્‌ના હેતુઓ પાર પાડવાને લગતા પ્રશ્નો જે પરિષદ્‌ની સા. સ. ના સભાસદોમાંથી કોઇની પાસેથી અથવા સ્થાનિક કારોબારી સભાના સભ્યોમાંથી કોઇની પાસેથી પરિષદ્ સંમેલનના ભરાતા અગાઉ એક અઠવાડિયા પહેલાં પરિષદ્‌ની કા. વા. સ. ના મંત્રીઓને અગર સ્થાનિક કા. સ. ના મંત્રીઓને લિખિત મળ્યા હશે તે ઉપર તથા તે ઉપરાંત તે સમિતિના પ્રમુખ જે પ્રશ્નોની મંજુરી આપશે તે પ્રશ્નો ઉપર વિચાર ચલાવશે. અને તે પૈકી વધુમતે જે પરિષદ્ સંમેલન અગાડી મુકવા યોગ્ય લાગે તે પસંદ કરી તેના ઉપર શું ઠરાવો કરવા તે નક્કી કરી તે પ્રશ્નોના ઠરાવો સંમેલનમા મુકશે. વિ. વિ. સ. એ સૂચવેલા ઠરાવો ઉપર સંમેલનમાં તે સમિતિના કોઇપણ સભ્ય તરફથી સુધારો રજુ થઈ શકશે. પણ તે સુધારો એવો હોવો જોઇશે કે જેને વિ. વિ. સ. માં ⅕ મત મળ્યા હોય. એ ઉપરાંત સંમેલન અગાડી રજુ થયેલા કોઇ પણ ઠરાવ ઉપર પ્રમુખની રજા સીવાય કોઈપણ સુધારો લાવી શકશે નહિ.

(ગ) પરિષદ્ સંમેલન મંજુર કરેલા ઠરાવો સૂચનાત્મક નહિ પણ આદેશાત્મક ગણવામાં આવશે. અને જેમ બને તેમ તેમને અમલમાં મુકવા પરિષદ્‌ની સા. સ. તથા તેની કા. વા. સ. બંધાયેલી ગણાશે.

## ૧૧. સંમેલનમાં ઉપસ્થિત થઈ શકે તે સવાલ

૪૯. ઉપર બતાવ્યા પ્રમાણેની વિધિ સિવાયના કોઇ પણ પ્રશ્નો પ્રમુખની રજા સિવાય પરિષદ્ સંમેલનમાં ઉઠાવી શકશે નહિ.

## ૧૨ સંમેલનમાં મતાધિકારનો નિર્ણય

૫૦. પરિષદ્ સંમેલનમા રજુ થયેલા પ્રશ્નો ઉપર નીચેના સભ્યોનેજ મત આપવાનો અધિકાર રહેશે.

(૧) પરિષદ્‌ની સા. સ. ના બધા હાજર સભાસદો.

(૨) વિ. વિ. સ ના બાકીના હાજર સભાસદો

ટીપ—ઉપરના દરેક સભાસદને એક એક મત રહેશે. વધુમતિથી ઠરાવ મંજુર થયેલો ગણાશે. સરખા મત થતા પ્રમુખને એક વધુ નિર્ણયાત્મક મત આપવાનો અધિકાર રહેશે

## ૧૩. બંધારણમાં સુધારો કે ફેરફાર

૫૧. ઉપર જણાવેલા પરિષદ્‌ના કે પરિષદ્ સંમેલનના બંધારણના નિયમોમા કંઇપણ ફેરફાર કે વધારા કરવા હશે તો જ્યા સુધી વિ વિ. સ. ના હાજર સભ્યોમાના ⅔ સભ્યો તે ફેરફાર કે સુધારો મંજુર કરશે નહિ ત્યા સુધી તે સંમેલન સમક્ષ આવી શકશે નહિ. અને ઉપર મુજબ ⅔ વધુમતિથી રજુ થયેલો સુધારો અથવા ફેરફાર સંમેલનમા મુકાયા બાદ તેને પણ મત આપવાના અધિકારવાળા હાજર સભ્યોમાથી ⅔ વધુમતિની જરૂર રહેશે. તે સિવાયના નિયમોમા કંઈ પણ ફેરફાર અથવા સુધારો થઇ શકશે નહિ

## પરિશિષ્ટ-વ.

સોસાયટીઝ રજીસ્ટ્રેશન એક્ટ (સન ૧૮૬૦ના એક્ટ નં. ૨૧) ની રૂએ
તા ૧૬ મી માર્ચ ૧૯૩૩ના રોજ રજીસ્ટર થયેલી

# ગુજરાતી સાહિત્ય પરિષદનું બંધારણ

### ૧. નામ, હેતુઓ વગેરે

૧. આ સંસ્થાનુ નામ "ગુજરાતી સાહિત્ય પરિષદ" રહેશે

૨. મધ્યસ્થ સભા વખતોવખત ઠરાવે તે સ્થળે આ સંસ્થાનુ કાર્યાલય રહેશે

૩ આ પરિષદ્ નીચેના હેતુઓથી સ્થાપવામા આવી છે —

અ (ક) ગુજરાતી ભાષાની અને સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી અને ફેલાવવી.

(ખ) ગુજરાતી ભાષામા કે ભાષા વિષે લખાએલા પુસ્તકો સંગ્રહવા, તૈયાર કરવા, છપાવવા કે પ્રસિદ્ધ કરવા.

(ગ) ગુજરાતીઓનુ સાહિત્યવિષયક ઐકય સંરક્ષવાના પગલા ભરવા.

આ ઉપરના હેતુઓ પાર પાડવાને માટે જરૂર જણાય તે પ્રમાણે

(ક) પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, છાપખાના કે એવી બીજી સંસ્થાઓ સ્થાપવા અને નીભાવવા.

(ખ) અનુકૂળ વખતે સમેલનો કે પ્રદર્શનો ભરવા

(ગ) આવા પ્રકારની સસ્થાઓ પોતાની સાથે જોડવી, ખરીદી લેવી, પોતામા ભેળવી દેવી, ઉત્તેજવી અથવા તેમની સાથે સહકાર કરવો, અને ગુજરાતી ભાષાના અને સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપવાના હેતુથી પરીક્ષાઓ લેવી

(ઘ) ગુજરાતી ભાષાના અને સાહિત્યના પ્રચારને માટે વ્યાખ્યાનોની યોજના કરવી.

(ઙ) આવશ્યક કે ઉપયોગી જણાય તે પ્રમાણે સામયિક પત્રો કે પુસ્તકો છાપવા, પ્રસિદ્ધ કરવા, સંપાદિત કરવા, ચલાવવા અગર છપાવવા, અથવા તેવી પ્રવૃત્તિઓ ચલાવવામા મદદ કરવી

(ચ) ગુજરાતી ભાષાને, સાહિત્યને તથા પ્રજાને લગતી સાહિત્યવિષયક કે ઐતિહાસિક શોધખોળ કરવી કે તે કરવામા ઉત્તેજન આપવુ

(છ) ગુજરાતી ભાષાની, સાહિત્યની તથા ઇતિહાસની અભિવૃદ્ધિને માટે તથા તેના પ્રચારને માટે જે કોઈ વિશેષ કાર્યો કરવાની જરૂર માલમ પડે તે કરવા.

(જ) પરિષદ્‌ના હેતુઓ પાર પાડવામા કે આગળ વધારવામા મદદરૂપ થઇ પડે તેવા કારણસર જુમ્માભાઈ ડોળો (ટ્રસ્ટ ફંડ) સ્વીકારવા

ટીપ —ઉપરના હેતુઓના કારણસર (અ) કોઈ પણ સમયે ગુજરાતના કે તેના કોઈ પણ ભાગના વતનીઓ જે માતૃભાષા બોલતા હોય તેનો સમાવેશ 'ગુજરાતી ભાષા' મા થશે, અને (આ) આવી ભાષામા લખાએલા સાહિત્યનો સમાવેશ 'ગુજરાતી ભાષા' મા થશે. પણ તેમા ઉર્દુનો સમાવેશ થશે નહીં.

## ૨. રચના

૪. પરિષદ્‌ના સભાસદોના પ્રકાર નીચે પ્રમાણે રહેશેઃ—

(ક) પરિષદો તથા સંમેલનોના પ્રમુખો

(ખ) પરિષદે ચૂંટેલા દસ સન્માન્ય સભાસદો

(ગ) આશ્રયદાતાઓ: એટલે કે, જેઓ રૂ. ૫૦૦) કે વધારે આપે તેઓ.

(ઘ) આજીવન સભાસદો, એટલે કે, જેઓ પરિષદ્‌મા રૂ. ૧૦૦) કે સંમેલનમાં રૂ. ૧૫૦) કે વધારે આપે તેઓ.

(ઙ) સામાન્ય સભાસદો; એટલે કે, જેઓ દ્વિવાર્ષિક રૂ. ૪) ભરે તેઓ.

(ચ) સભાસદ સંસ્થાઓ; એટલે કે, પરિષદ્‌ના જ હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી જે સંસ્થાઓ દ્વિવાર્ષિક રૂ. ૮) આપે તે.

(છ) ઉપરની પેટા કલમ (ક) થી (ઙ) સુધીમાં ગત સંમેલનની વિષયવિચારિણી સભાના ન આવી ગયેલા સભ્યો.

ટીપ:—(૧) આજીવન સભાસદો ઉપરાંત પરિષદ્ અને સંમેલનોના આગલા પ્રમુખો, સન્માન્ય સભાસદો અને આશ્રયદાતાઓ પરિષદ્‌ના સભાસદો ગણાશે.

(૨) આગલી પરિષદો અને સંમેલનોના પ્રમુખોએ અને સન્માન્ય સભાસદોએ વાર્ષિક લવાજમ ભરવું પડશે નહિ.

(૩) મધ્યસ્થ સભાને યોગ્ય લાગશે તો રોકડ રકમના બદલામા બીજા કોઈ પણ સ્વરૂપમા લવાજમ સ્વીકારી શકાશે.

(૪) ઉપરના વાર્ષિક લવાજમ ઉપરાંત પરિષદ્‌ના એક કે બીજા હેતુને માટે ખાસ વાપરવા આપવામા આવતા દાનો તથા રકમો પરિષદ્ સ્વીકારી શકશે.

(૫) પરિષદ્ ભંડોળ સમિતિ આ પરિષદ્ સાથે એક થઇ ગયલી હોવાથી એ સમિતિના આજીવન સભાસદો આપોઆપ પરિષદ્‌ના સભાસદો તરીકે રહેશે.

(૬) સંસ્થા સભાસદ–પરિષદ્‌ના હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી જે સંસ્થામાં ઓછામા ઓછા પંદર સભ્યો હશે તેને જ સંસ્થા સભાસદ તરીકે સ્વીકારવામા આવશે.

(૭) દરેક સંસ્થા સભાસદ બે વર્ષ માટે પ્રતિનિધિઓ નીમશે, અને તે પ્રતિનિધિઓને એ સંસ્થા તરફથી મજકુર મુદત દરમ્યાન પરિષદ્‌ના સભાસદના બધા અધિકાર તેમજ જોખમદારી પ્રાપ્ત થશે.

૫. સર્વ પ્રકારના લવાજમ અગાઉથી લેવામા આવશે અને કલમ ૪ ટીપ (૨) મા ગણાવેલા સભાસદો સિવાય એ લવાજમ આપ્યા પહેલા કોઇ પણ વ્યક્તિ સભાસદના અધિકાર ભોગવી શકશે નહી.

૬. સભાસદે છૂટક છૂટક આપેલી રકમોના કુલ સરવાળાને આધારે વર્ષની શરૂઆતમાં સભાસદનો પ્રકાર નક્કી કરવામાં આવશે.

૭. પરિષદ્‌ને લગતી બધી બાબતોની વ્યવસ્થા કરવાને માટે મધ્યસ્થ સભા નીમાશે.

૮. મધ્યસ્થ સભા નીચેના ગૃહસ્થોની બનશેઃ—

(ક) આગલી પરિષદો તથા આગલા સંમેલનોના પ્રમુખો.

(ખ) પરિષદ્ના સઘળા સન્માન્ય સભાસદો.

*(ગ) પરિષદ્ના આશ્રયદાતાઓએ અને આજીવન સભાસદોએ ચૂટેલા દસ સભાસદો.*

(ઘ) પરિષદ્ના સામાન્ય સભાસદોએ ચૂંટેલા બાર સભાસદો.

(ઙ) સભાસદ સંસ્થાઓએ ચૂંટેલા પાચ અથવા દશથી વધારે સંસ્થા સભાસદો હોય તો દર બે સંસ્થા દીઠ એક—જેટલા સભાસદો.

(ચ) ગત સંમેલનની વિષયવિચારિણી સભાએ પોતાના સભ્યોમાથી ચૂટેલા બાર સભાસદો.

ટીપઃ—[૧] વિષયવિચારિણી સભાએ ચૂંટેલા સભાસદો, પછીનુ સમેલન ભરાઇને નવી ચૂંટણી કરે ત્યા સુધી ચાલુ રહેશે

[૨] છેલ્લા સંમેલનના પ્રમુખ પોતાના હોદ્દાની રૂઇએ પરિષદ્ના, તથા મધ્યસ્થ સભાના પ્રમુખ ગણાશે. પ્રમુખે રાજીનામુ આપ્યાને લીધે અગર બીજા કોઈ કારણસર એમની જગા ખાલી પડે તો તેની આગલા સંમેલનના પ્રમુખ ઉત્તરોત્તર તે સ્થાન લેશે.

[૩] કોઇ સન્માન્ય સભાસદ મૃત્યુ પામશે કે રાજીનામુ આપશે તો પરિષદ્ તેની જગ્યાએ બીજા કોઇની કુ વધુ મતે નીમણુક કરશે; પણ સન્માન્ય સભાસદોની સંખ્યા હંમેશની દસજ રહેશે.

[૪] ચૂટેલા સભાસદો પરિષદ્ના સભ્ય હોવા જોઇએ, પણ જે વર્ગ ચૂંટણી કરતો હોય તેજ વર્ગમાંનો પોતાનો પ્રતિનિધિ ન હોય તો તે બાધકર્તા નથી.

૯. પરિષદ્ના અધિકારીઓ.

[ક] છેલ્લા સંમેલનના પ્રમુખ.

[ખ] ઉપપ્રમુખ.

[ગ] ચાર મંત્રીઓ,

[ઘ] બે ખજાનચીઓ.

### ૩. પરિષદ્ની સામાન્ય સભા

૧૦. મધ્યસ્થ સભા ઠરાવે તે સમયે અને તે સ્થળે દર વર્ષે કમીમા કમી એક વખત પરિષદ્ની સામાન્ય સભા ભરવામા આવશે, પણ જે વર્ષે સંમેલન ભરાવાનું હશે તે વર્ષે સંમેલન ભરાતા પહેલા કમીમા કમી એક પખવાડિયા પહેલા પરિષદ્ની સભા ભરવામા આવશે.

૧૧. (ક) સામાન્ય સભાનું સ્થળ, તેની તારીખ અને તેનો વખત તથા ખાસ કામ હોય તો તેવા કામનો પ્રકાર દર્શાવનારી જાહેરાત (નોટીસ) પરિષદ્ના બધા સભાસદોને ટપાલ મારફતે કે બીજી કોઇ રીતે ત્રીસ દિવસ અગાઉ પહોંચાડવામા આવશે.

(ખ) નોંધાએલા સરનામે ટપાલ મારફત સભાસદને મોકલાએલી જાહેરાત નિયમસર ગણાશે.

૧૨. આવી જાહેરાતમાં જણાવવામાં આવેલા કામકાજના સંબંધમાં જો કોઈ સભ્યને કંઈ પ્રશ્નો પૂછવા હોય યા ઠરાવો લાવવા હોય તો તેણે તેની લેખી ખબર સભાની તારીખથી ઓછામાં ઓછા ૨૦ દિવસ અગાઉ મંત્રીને આપવી.

ઉપર પ્રમાણે ખબર મળતાં મંત્રી લાવવામાં આવનાર ઠરાવોની ખબર ઓછામાં ઓછા સાત દિવસ અગાઉ સભ્યોને પહોંચાડશે.

૧૩. સાધારણ સામાન્ય સભામાં નીચે મુજબનું કામકાજ થશે:—

[ક] મધ્યસ્થ સભાએ રજુ કરેલો અહેવાલ તથા તપાસાવી તૈયાર કરેલો હિસાબ વિચારી મંજુર કરવો.

[ખ] સાધારણ સામાન્ય સભામાં આ નિયમાનુસાર જે કામકાજ થવું જોઇએ તેવું બીજું કોઈ પણ કામકાજ કરવું.

[ગ] મધ્યસ્થ સભાના અહેવાલથી ઉપસ્થિત થએલું જે કાંઇ કામકાજ સાધારણ સામાન્ય સભાને લગતી જાહેરાતોમાં જણાવવામા આવેલું હોય તે કામકાજ કરવું.

૧૪. કામકાજની શરૂઆતમાં ઓછામાં ઓછા દસ સભાસદો જાતે હાજર નહિ હોય અને તે પૈકીના નિદાન ત્રણ સભાસદો મધ્યસ્થ સભાના સભાસદથી ઈતર ન હોય તો એવી સામાન્ય સભામાં પ્રમુખની ચૂંટણી (જરૂર હોય તો) કરવા સિવાય બીજું કામકાજ કરવામાં આવશે નહિ.

૧૫. સભાસદોની નિશ્ચિત સંખ્યાની હાજરીના અભાવે સાધારણ સભા મુલતવી રાખવી પડશે તો એજ કામકાજ કરવાને માટે જે તારીખે, સમયે અને સ્થળે ફરીથી સાધારણ સામાન્ય સભા ભરવાની હશે તેની ખબર સભાસદોને પહોંચાડવામા આવશે અને તેવી સભામા ગમે તેટલા સભાસદ હાજર હશે તો પણ તેવું કામકાજ કરી લેવામા આવશે.

૧૬. ઉપર જણાવેલી સભા "સાધારણ સામાન્ય સભા" ગણાશે અને બીજી બધી સામાન્ય સભાઓ "અસાધારણ સામાન્ય સભા" ગણાશે.

૧૭. અધિકારીઓ અથવા મધ્યસ્થ સભા, પોતાને યોગ્ય લાગે ત્યારે, અને મંડળના ઓછામાં ઓછા પંદર સભાસદોની સહીથી માગણી કરવામા આવે ત્યારે "અસાધારણ સામાન્ય સભા" બોલાવશે.

૧૮. આવી માગણીમાં સભા બોલાવવાનો હેતુ સ્પષ્ટ જણાવવો પડશે, અને તે પરિષદ્‌ના કાર્યાલયમાં નોંધાવવી જોઇશે.

૧૯. આવી માગણી નોંધાવવામા આવે ત્યાર પછી એક મહિનામાં અધિકારીઓ ત્રણ માસની મુદતની અંદર અસાધારણ સામાન્ય સભા ન બોલાવે તો તેવી માગણી કરનારા સભાસદો પોતેજ માગણી નોંધાવવામા આવે ત્યાર પછી ત્રણ મહિના વીતે એવી સભા બોલાવશે.

૨૦. પરિષદ્‌ના સભાસદોની કોઇ પણ સભામાં લેખી મત લેવાની માગણી કમીમાં કમી બે સભાસદો તરફથી ન થાય તો અમુક ઠરાવ પસાર થએલો પ્રમુખ તરફથી જાહેર થાય અને પરિષદ્‌ના કામકાજના અહેવાલની નોંધપોથીમા તેવી મતલબની નોંધ લેવાય તો તે ઠરાવની પૂરતી સાબીતી ગણાશે; અને એવા ઠરાવની તરફેણમા કે વિરુદ્ધમા કેટકેટલા મત પડયા હતા તેના પુરાવાની જરૂર રહેશે નહિ.

## ૪ મધ્યસ્થ સભા

૨૧. ઉપરની કલમ ૮ ના કારણસર.

(ક) દરેક બે વર્ષે જુન મહિનામા મંત્રીઓ મધ્યસ્થ સભા સારૂ પોતપોતાના પ્રતિનિધિઓની ચૂંટણી કરવા (अ) આશ્રયદાતાઓને તથા આજીવન સભાસદોને, (आ) સામાન્ય સભાસદોને, અને (इ) સભાસદ સંસ્થાઓને વિનંતી કરશે.

(ખ) (अ) વર્ગના સભાસદો દસ (आ) વર્ગના સભાસદો બાર અને (इ) વર્ગના કલમ ૮ (ડ) ની રુએ જેટલા પ્રમાણમા જોઇએ તેટલા પ્રતિનિધિઓની ચૂંટણી કરશે

(ગ) આ બાબતના વિનંતીપત્રની સાથે છાપેલા મતપત્રો પણ મંત્રીઓ સભાસદોને મોકલશે. જૂદા જૂદા સભાસદો તરફથી આવેલા મતપત્રો પ્રમુખના અથવા ઉપપ્રમુખના કબજામા રહેશે.

(ઘ) પ્રમુખે નીમેલા ચાર મત ગણનારાઓદ્વારા મતની યોગ્ય રીતે તપાસણી કરવામા આવશે, અને આવી ચૂંટણીનું પરિણામ બધા સભાસદોને યોગ્ય રીતે જણાવવામા આવશે

ટીપ—(૧) જે વર્ષે મધ્યસ્થ સભાની ચૂંટણી થાય તે વર્ષે ૧૫ મી મે સુધીમા જે સભાસદોના નામ મંડળની યાદીમા નોંધાએલા હશે તેમને જ મત આપવાનો અધિકાર રહેશે.

(૨) ઉપર આપેલા (अ) (आ) (इ) વર્ગના મતની ગણત્રી અનુક્રમે થશે અને આગલી ગણત્રીમા ચૂંટાએલા પ્રતિનિધિને બીજી ગણત્રીમા ઉમેદવાર ગણ્યા વિના મત ગણાશે.

૨૨. ઉપરની કલમ ૨૧ માં જણાવ્યુ છે તે પ્રમાણે મધ્યસ્થ સભાની નીમણુક જે વર્ષે થાય તે વર્ષે એક માસની અંદર જુના અધિકારીઓ પોતાના અધિકારકાળની પરિષદ્‌ની પ્રવૃત્તિનો અહેવાલ મધ્યસ્થ સભાના નવા ચૂંટાયલા સભ્યોને મોકલશે.

अ મધ્યસ્થ સભા દર વર્ષે ઑગસ્ટ માસમા પોતાની સામાન્ય સભા ભરશે અને તેમા નીચેનુ કામકાજ કરવામા આવશે —

(ક) રીતસર તપાસવામા આવેલો હિસાબ વિચારવો અને મંજુર કરવો અને

(ખ) પ્રમુખની મંજુરીથી બીજુ જે કાઇ કામ સામાન્ય સભા સમક્ષ રજુ કરવામા આવે તે

आ મધ્યસ્થ સભાની સભામા કામકાજ થઇ શકે તેટલા માટે દસ સભાસદોની હાજરી હોવી જોઇએ

ટીપ—તદુપરાત અધિકારીઓ જ્યારે બોલાવે ત્યારે, અથવા મધ્યસ્થ સભાના દસ સભાસદની ઇચ્છાથી મધ્યસ્થ સભા મળશે

૨૩. મધ્યસ્થ સભા પરિષદ્‌ના હેતુઓને અમલમા મૂકશે અને તે અર્થે બીજા કામો ઉપરાત પરિષદ્‌ના નામે [૧] આવશ્યક પ્રવૃત્તિઓ શરૂ કરશે અને ચાલુ રાખશે, [૨] પરિષદ્‌થી નીભાવાતી સસ્થાઓને માર્ગ દર્શાવશે, તેમના ઉપર કાબૂ રાખશે, [૩] ભરેલા

અથવા જે મદદ જામીનગીરીમા ભંડોળના નાણાં રોકાયાં હશે તે બેગા કરશે, લેશે અને વેચશે, રોકશે, તેમનો નિકાલ કરશે અને ખર્ચશે, અને [ૅ] પરિષદના નામે કોઇ સ્થાવર મિલ્કત મેળવશે, ખરીદશે, વેચશે, ગીરો મૂકશે અથવા સમરાવશે કે ફરીથી બંધાવશે, અથવા બીજી રીતે લેવડદેવડનો નિકાલ કરશે.

૨૪. ઉપરની કલમ ૨૩ માં આપેલી સામાન્ય સત્તાને, કે બંધારણની રૂઇએ આપવામા આવેલી બીજી સત્તાને બાધ ન આવે એવી રીતે મધ્યસ્થ સભા નીચેની સત્તાઓ ભોગવશે, એમ સ્પષ્ટ કરવામાં આવે છેઃ—

[ક] પરિષદની સમિતિઓને લગતા ઉપનિયમો અને કાનુનો બાંધવા, બદલવા અથવા રદ કરવા.

[ખ] દર વર્ષે અંદાજપત્ર તૈયાર કરવું અને સામાન્ય સભા સમક્ષ તે રજુ કરવું.

[ગ] પોતાના હાથમાંના નાણાં અને ભંડોળ સંબંધમા પાવતીઓ આપવી, તે કબજામાં રાખવાં, આપવાં, મોકલવાં, તેમનો વહીવટ કરવો અને તે ખર્ચવા બાબતની વ્યવસ્થા કરવી, અને બીજી રીતે આ બંધારણમા જણાવેલા પરિષદના હેતુને પાર પાડવા.

[ઘ] પરિષદ તરફથી આવશ્યક યોગ્ય લાગે તે પ્રમાણે દાવા માંડવા, દાખલ કરવા, ચલાવવા અને બચાવ કરવો; અને જેને રીતસર અધિકાર આપ્યો હોય તેને પરિષદ તરફથી દાવો કરવા કે બચાવ કરવા સંબંધી દરેક અધિકારપત્ર કરવાની, આપવાની, તેના ઉપર સહી કરવાની અને તેનો અમલ કરવાની સત્તા રહેશે

[ઙ] વાર્ષિક આવકમાથી અને બચતમાંથી યોગ્ય લાગે તે રકમ કાયમ ભંડોળમા જમા કરાવવી.

[ચ] સામાન્યતઃ પરિષદના સામાન્ય કામકાજ પરત્વે અથવા આ બંધારણની રૂઇએ અપાએલી બધી કે કોઇ પણ સત્તાના અમલ પરત્વે આવશ્યક જણાય તેવી મંજુર થએલી કે અધિકૃત બધી બાબતો અમલમા મુકવી, મંજુર કરવી, કે અધિકૃત કરવી.

[છ] મધ્યસ્થ સભા જે પ્રવૃત્તિઓ યોજશે તેની રૂપરેખા પરિષદ આગળ રજુ કરશે.

## ૫ અધિકારીઓ.

૨૫. [૧] દર બે વર્ષે પરિષદ મધ્યસ્થ સભાના સભ્યોમાંથી એક ઉપપ્રમુખ, ચાર મંત્રીઓ અને બે ખજાનચીઓ ચૂંટી કાઢશે.

[૨] જે વર્ષે મધ્યસ્થ સભાની ચૂંટણી થાય તે વર્ષે જુન મહિનામાં મંત્રીઓ અધિકારીઓની ચૂંટણી કરવા પરિષદના સભાસદોને મતપત્રો ટપાલથી મોકલી આપશે

[૩] મતપત્રો ઉપર નવી મધ્યસ્થ સભાના સભ્યોનુ નામ છાપવામા આવશે.

[૪] સભાસદો તરફથી આવેલા મતપત્રો પ્રમુખ કે ઉપપ્રમુખના કબજામા રહેશે.

[૫] મતોની તપાસણી પ્રમુખે નીમેલા ચાર મત ગણનારા કરશે.

[૬] ઉપર આપેલા અધિકારીઓના મતની ગણત્રી અનુક્રમે થશે, અને આગલી ગણત્રીમાં ચૂંટાએલા અધિકારીને બીજી ગણત્રીમા ઉમેદવાર ગણ્યા વિના મત ગણાશે.

૨૬. પરિષદ્‌ના હેતુઓ પાર પાડવા મધ્યસ્થ સભાના ઠરાવ અનુસાર અધિકારીઓ પ્રવૃત્તિ યોજશે અને તેમની જુમ્મેદારી સંયુક્ત રહેશે.

૨૭. સંસ્થાના કામકાજ ઉપર અને તેની આતરિક વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાની અને કાબૂ રાખવાની, નિયમસર વર્તન રાખના જોવાની, અને મધ્યસ્થ સભાની અનુમતિથી નોકરો નીમવાની અને બરતરફ કરવાની, તેમને કરવામા આવેલી સજા કાયમ રાખવાની, ઓછી કરવાની કે રદ કરવાની સત્તા મધ્યસ્થ સભાને રહેશે.

૨૮. અધિકારીઓના અધિકારકાળ દરમ્યાન કોઇ અધિકારીના મૃત્યુથી કે ગઝુનામાથી કોઇ જગ્યા ખાલી પડશે તો મધ્યસ્થ સભા બીજા કોઈ સભાસદની નીમણુક કરીને તે જગ્યા પૂરશે; અને અધિકારીની ખાલી પડેલી જગ્યા ઉપરની રીતે પૂરાય ત્યા સુધી બાકીના અધિકારીઓ પોતાની સત્તાનો અમલ કરશે.

૨૯. કોઈ પણ અધિકારી પરિષદ્‌ના અસ્તિત્વને હાનિ કરે એવી રીતે વર્તતો હોય અથવા તેણે ભારે ગેરવર્તણૂક ચલાવી હોય તો તે કારણસર બોલાવેલી મધ્યસ્થ સભાની વિશેષ સભામા હાજર રહેલા સભાસદોની ⅔ બહુમતિથી તેવા અધિકારીને કાઢવાની સત્તા સભાને છે.

૩૦. પરિષદ્‌ની અને મધ્યસ્થ સભાની બધી સભાઓમા પરિષદ્‌ના પ્રમુખ કે તેમની ગેરહાજરીમા ઉપપ્રમુખ પ્રમુખસ્થાન લેશે ઉપર્યુક્ત બન્ને અધિકારીઓની ગેરહાજરીમા તે પ્રસંગને માટે સભા પોતાના પ્રમુખની ચૂંટણી કરી લેશે.

૩૧. મધ્યસ્થ સભાના સભાસદો અને અધિકારીઓ નવેસરથી નીમાઇને જૂના અધિકારીઓ તથા સભાસદો પાસેથી તેમના કામનો હવાલો લેશે ત્યા સુધી જૂના અધિકારીઓ અને સભાસદો ચાલુ રહેશે, અને નવીન મધ્યસ્થ સભા અને અધિકારીઓ નીમાશે ત્યા સુધી જૂની મધ્યસ્થ સભા તથા જૂના અધિકારીઓ ચાલુ રાખશે.

૩૨. અધિકારીઓ મધ્યસ્થ સભાના તેમજ પોતાના કામકાજનો અહેવાલ રાખશે અને તેમા નીચેની બાબતો દાખલ થશે.—

(ક) પરિષદ્‌ની, મધ્યસ્થ સભાની કે અધિકારીઓની કે તેની કોઇ ઉપસમિતિની દરેક સભામા હાજર રહેલા સભાસદોના નામ.

(ખ) પરિષદ્‌ની મધ્યસ્થ સભાની, અધિકારીઓની અને તેની ઉપસમિતિઓની સભાઓને લગતો વિગતવાર અહેવાલ તથા તેમા પસાર થએલા ઠરાવો.

### ૬. મિલ્કત અને નાણાંનો હિસાબ.

૩૩. પરિષદ્ ફડચામા જાય અથવા કામ કરતી બંધ થાય ત્યારે તેના સર્વ પ્રકારના દેવા ચૂકવાઇ જાય ત્યાર પછી કાઇ પણ મિલ્કત શિલકમા રહેશે તો તે પરિષદ્‌ના સભાસદોને વહેંચી આપવામા આવશે નહિ, પણ પરિષદ્ બંધ થાય તે વખતે કે તે પહેલા પરિષદ્‌ના સભાસદો નક્કી કરે અથવા તેમ નહિ તો મુબાઈની ન્યાયાધિકારી સદર અદાલત (હાઇકોર્ટ) પોતે સાધારણ અસલ દિવાની હકુમતમા નક્કી કરે તેવી, પરિષદ્‌ના હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી સંસ્થાને કે સંસ્થાઓને સોપી દેવામા આવશે.

૩૪ વખતોવખત જ્યારે આવશ્યક કે મનાદભર્યું લાગશે ત્યારે પરિષદ્‌ના બધા રોકડ ભંડોળો પ્રમુખ, ઉપપ્રમુખ અને એક મંત્રી એમ ત્રણના સંયુક્ત નામે અધિકારીઓ પોતાને યોગ્ય લાગશે તે રીતે અનામત રાખશે કે બેંકમા મૂકશે પરંતુ માત્ર ત્રણ હજાર રૂપિયાની રકમ ચાલુ ખર્ચને માટે ખજાનચીઓના નામે મધ્યસ્થ સભા બેંકમા પોતાની મુનસફીથી રખાવી શકશે.

૩૫ પરિષદ્‌ની માલીકીની બધી સ્થાવર મિલ્કત તથા જુમ્માભંડોળો જુમ્મેદારો–ટ્રસ્ટી–ના સંયુક્ત નામ ઉપર રહેશે.

૩૬ (ક) પરિષદ્‌ના જુમ્મેદારોની સખ્યા ત્રણ કરતા ઓછી કે પાચ કરતા વધારે રહેશે નહિ

(ખ) તેમનામા કોઈ જગ્યા ખાલી પડશે તો બાકીના ચાલુ જુમ્મેદારો નવા જુમ્મેદારોની નીમણુક કરી લેશે, અને એવા નવા જુમ્મેદારોની નીમણુક થયા પછી તેવો નવો જુમ્મેદાર જુમ્મેદારોના કામકાજના અહેવાલની નોધપોથીમા પોતાની નીમણુકનો સ્વીકાર કર્યા બદલ સહી કરશે પરિષદ્‌ની મિલ્કત અને જુમ્માભંડોળો બાકીના જુમ્મેદારોમા તથા એ રીતે સ્વીકારની સહી કર્યા પછી નવા જુમ્મેદારોમા સ્થાપિત (Vest) થએલી ગણાશે.

૩૭ પરિષદ્‌ની સસ્થાઓના નિભાવ માટે તથા કામકાજ પરત્વે થતો બધા પ્રકારનો તથા મધ્યસ્થ સભાએ મંજુર કરેલી બીજી બધી રકમ આ ભંડોળમાથી અપાશે.

૩૮ કોઈ રકમ, ભંડોળ કે મિલ્કત મળ્યા બદલ જે પાવતી લખી આપવામા આવે તેના ઉપર ખજાનચીઓ પૈકીના એકે સહી કરી હશે અને મંત્રીઓએ અથવા તેઓમાના એકે સહી કરી હશે તો તેવી પાવતી પરિષદ્ તરફથી અપાએલી રીતસર પાવતી લેખાશે.

૩૯ પરિષદ્‌ને મળેલા અને પરિષદે ખર્ચેલા બધા નાણાનો તથા જે બાબતોને માટે આવી રકમ મળે કે ખર્ચાય તે બાબતોનો, તેમજ પરિષદ્‌ની મિલ્કતનો, લેણાનો અને દેવાનો ખરો હિસાબ અધિકારીઓ રીતસર રાખશે

૪૦ હિસાબના ચોપડા પરિષદ્‌ના કાર્યાલયમા અથવા અધિકારીઓને યોગ્ય લાગશે તે સ્થળે કે સ્થળોએ રાખવામા આવશે

૪૧ મધ્યસ્થસભા દર વર્ષે એક વખતે સાધારણ સામાન્ય સભામા પરિષદ્ સમક્ષ પરિષદ્‌ના હિસાબનો અહેવાલ તથા પરિષદ્‌ની આર્થિક સ્થિતિ સબધી તેમજ પોતાની નીમણુકના છેલ્લા બાર માસ દરમ્યાન પોતે કરેલા કામકાજ સબધી પોતાનો અહેવાલ રજુ કરશે

૪૨ સમય અને સ્થળ પરત્વે યોગ્ય બધનો મધ્યસ્થ સભા વખતોવખત ઠરાવે તેને પાત્ર રહીને હિસાબના બધા ચોપડા તથા બીજા ખતપત્રો સભાસદોને જોવા મળી શકશે.

૪૩ પરિષદે સામાન્ય સભામા નીમેલા એક કે વધારે હિસાબ તપાસનાર (ઓડીટર) ના હાથે પરિષદ્‌નો હિસાબ દર વર્ષે ઓછામા ઓછો એક વખતે તપાસવામા આવશે, અને તેવો હિસાબ ખરો તથા ચોક્કસ હોવા બદલ ખાત્રી કરીને તેનું પ્રમાણપત્ર મેળવવામા આવશે

## ૭. સાહિત્યસંમેલન

### (અ) સ્થાનિક કારોબારી સભા.

૪૪. મધ્યસ્થ સભા દર બે વર્ષે એક વખતે અને ભરવાની જરૂર જણાય તો વધારે પ્રસંગે સાહિત્યસંમેલન ભરશે.

૪૫. આગામી સંમેલન માટે નિમંત્રણ આવ્યા પછી જે સ્થળે સંમેલનની બેઠક ભરવાની ઇચ્છા મધ્યસ્થ સભા રાખતી હશે તે સ્થળે કારોબારી સભાની નીમણુંક કરાવશે.

૪૬. સ્થાનિક કારોબારી સભામા નીચેના સભાસદો રહેશેઃ—

(ક) પરિષદ્‌ના મધ્યસ્થસભાના બધા સભ્યો;

(ખ) જે સ્થળે સંમેલન ભરવાનું હોય તે સ્થળમાં વસતા બધા પરિષદ્‌ના સભાસદો; અને

(ગ) સ્થાનિક કારોબારી સભાને ઓછામાં ઓછા રૂપીઆ પાચ આપે તે ગૃહસ્થો.

૪૭. સ્થાનિક કારોબારી સભા

(૧) મધ્યસ્થ સભાએ નક્કી કરેલા વર્ષમાં ભરાવાના સંમેલનની તારીખો ઠરાવશે.

(૨) પોતાના પ્રમુખની, મંત્રીઓની અને ખજાનચીઓની તથા સમેલન ભરવા પરત્વે જરૂરના જણાય તેવા બીજા અધિકારીઓની નીમણુંક કરશે.

(૩) કામ કરવામાં જરૂર જણાશે તો એક કે વધારે ઉપસમિતિ નીમશે.

(૪) સમેલન ભરવાને માટે ઉઘરાણું કરીને નાણા ભેગા કરશે.

(૫) સત્કારમંડળ સ્થાપવાની વ્યવસ્થા કરશે અને તેમા સભ્યનુ લવાજમ નક્કી કરશે.

(૬) સમેલનના મહેમાનોનો સત્કાર કરી તેમના રહેવા વગેરેની સગવડનો બંદોબસ્ત કરશે.

(૭) સંમેલનનો કાર્યક્રમ નક્કી કરી ગોઠવશે.

(૮) સંમેલનનું કામ, વિભાગ કરીને ચલાવવું કે કેમ તે નક્કી કરશે.

(૯) સંમેલનની સિદ્ધિના હેતુથી ને આ બંધારણને અનુસરીને સાહિત્યવિષયક અને સાહિત્યવિષયક કળાનું પ્રદર્શન ભરશે.

૪૮. સંમેલન નિમિત્તે જે નાણાં અગર બક્ષિસ આવ્યાં હશે તેના આવક ખર્ચનો હિસાબ સ્થાનિક કારોબારી સભા સંમેલન પૂરૂ થયે એક માસમા પરિષદ્‌ને મોકલી આપશે, અને તેમાથી બચત રહેલી રકમના ૭૫ ટકા જેટલા નાણા અને જો તેટલા નાણા રૂ. ૧૦૦૦) થી ઓછા હોય તો રૂ. ૧૦૦૦) તે પરિષદ્‌ને સ્વાધીન કરશે, અને ઉપરની રકમ આપતા બાકી રહેલી રકમ સ્થાનિક સભાસદ સંસ્થાઓને સરખે હિસ્સે આપશે.

### (આ) પરિષદ્‌ અને સંમેલન

૪૯. (અ) સંમેલન પૂરૂ થયે એક માસમા કારોબારી સભા સંમેલનનો સંપૂર્ણ અહેવાલ તથા તેમા રજૂ થએલા અને નિબંધમુમિતિએ મંજુર કરેલા નિબધો મધ્યસ્થ સભાને સ્વાધીન કરશે, અને તેને સભા બનતી ત્વરાએ છપાવશે

(આ) વેચાએલા અહેવાલ–નિબંધસંગ્રહના વેચાણનું ઉત્પન્ન, તથા ન વેચાએલા અહેવાલ–નિબંધસંગ્રહની નકલો, તથા સંમેલનની કોઈ પણ બેઠકને માટે સ્થાનિક કારોબારી સભાએ કે બીજા કોઇએ ભેગાં કરેલાં નાણાંમાંથી સંમેલનની બેઠક પરત્વે થએલો બધો ખર્ચ અને અહેવાલ–નિબંધસંગ્રહ છપાવતાં થએલો ખર્ચ બાદ જતા જે રકમ બચે તે રકમ પરિષદ્‌ની માલીકીની ગણાશે.

૫૦. સંમેલનની કોઇ પણ બેઠક પરત્વે એકઠાં કરવામાં આવેલાં નાણાં અથવા તેનો કોઇ બચત ભાગ સ્થાનિક કારોબારી સભા કે બીજી કોઈ વ્યક્તિના કબજામાં હશે તે અથવા પરિષદોએ અત્યાર સુધીમાં કોઈ પણ વખતે સ્થાપેલી સંસ્થાએ કે સંસ્થાઓએ ભેગા કરેલા કોઇ પણ નાણા ઉઘરાવવાની, વસુલ કરવાની, એકઠાં કરવાની સત્તા મધ્યસ્થસભાને રહેશે.

૫૧. કોઇ પણ સંમેલનની સ્થાનિક કારોબારી સભા જે મંત્રીઓ નીમશે તેમના ઉપરાત પરિષદ્‌ના સામાન્ય મંત્રીઓ પણ તે સંમેલનના મંત્રીઓ હોદ્દાની રૂએ ગણાશે.

## (ફ) નિબંધ સમિતિ

૫૨. સંમેલનની નિબંધસમિતિ નિબંધોને માટે આમંત્રણ કરશે, અને આવેલા નિબંધોમાથી યોગ્ય લાગશે તેવા નિબંધોનો સ્વીકાર કરશે.

૫૩. સમેલનમાં વંચાવા આવેલા લેખોની યોગ્યાયોગ્યતા તપાસવા સ્થાનિક કારોબારી સભા વિદ્વાનોની એક નિબંધસમિતિ નીમશે અને પરિષદ્‌ના અધિકારીઓ હોદ્દાની રુએ આ સમિતિના સભ્યો ગણાશે. કયા નિબંધો સ્વીકારવા અને તેમાંના કયા વાચવા અને છપાવવા તેનો નિર્ણય નિબંધસમિતિ કરશે.

## (ઈ) સત્કારમંડળ

૫૪. સત્કારમંડળ.

(૧) પોતાના પ્રમુખની નીમણુંક કરશે.

(૨) સમેલનની બેઠકના પ્રમુખની નીમણુંક અને જો વિભાગ નક્કી થાય તો તે વિભાગોના પ્રમુખની નીમણુંક ચૂંટણીથી કરશે.

(૩) સંમેલનની બેઠકને માટે ભેગા કરેલા નાણાના એક ભાગ તરીકે, પોતાના સભાસદોની પાસેથી લીધેલી લવાજમની રકમ સ્થાનિક કારોબારી સભાને સોંપશે; અને

(૪) સ્થાનિક કારોબારી સભાની સાથે મસલત ચલાવીને, સંમેલનમા હાજર રહેવા આવનારા પ્રેક્ષકોનો સત્કાર કરવાની અને સંમેલન ભરવાની વ્યવસ્થા કરશે.

## (ઉ) સંમેલન

૫૫. વિષયવિચારિણી સમિતિમા નીચેના સભાસદો રહેશે —

(૧) સત્કારમંડળના પ્રમુખ અને સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ.

(૨) સંમેલનના પ્રમુખ અને ગત પરિષદ્ અને સમેલનોના પ્રમુખો.

(૩) મધ્યસ્થ સભાના સમેલન ભરાય તે સ્થાનમાના હાજર સર્વ સભાસદો.

(૪) સત્કારમંડળે પોતાનામાથી ચૂંટેલા વીસ પ્રતિનિધિઓ.

(૫) સંસ્થા સભાસદે ચૂંટેલા દસ પ્રતિનિધિઓ.

(૬) સમેલનના પ્રમુખને જરૂર લાગે તો દસથી વધારે નહિ એવા પ્રતિષ્ઠિત વિદ્વાનો
(૭) વિભાગવાર કામ લેવાનું નક્કી થયુ હોય તો વિભાગના અધ્યક્ષો

(ટીપ: ૧)—વિષયવિચારિણી સમિતિના કુલ સભાસદોમા પરિષદ્‌ના સભાસદોની સંખ્યા ઓછામા ઓછી અર્ધી હોવી જોઇએ, અને વિષયવિચારિણી સમિતિના સભાસદોમા પરિષદ્‌ના સભાસદોની સખ્યા અર્ધાથી ઓછી હોય તો ખૂટતી સખ્યાના પ્રતિનિધિઓ એ પરિષદ્‌ના હાજર સભાસદો બહુમતે નીમશે

૫૬. વિષયવિચારિણી સમિતિ

(ક) પરિષદ્‌ના અને મધ્યસ્થ સભાના અહેવાલ વિષે વિચાર કરશે અને પરિષદ્‌ની નીતિને દોરનારા ઠરાવો કરશે, તથા
(ખ) સમેલનના હેતુઓ પાર પાડવાને લગતા ઠરાવો ઘડશે.

૫૭ અ વિષયવિચારિણી સમિતિએ પસાર કરેલા ઠરાવો પછીથી મંજુર થવા માટે સમેલન સમક્ષ રજૂ કરવામા આવશે, વિષયવિચારિણી સમિતિમા જે ઠરાવ થયો હોય તે ઠરાવ ઉપર સમેલનમા પ્રમુખની પરવાનગીથી સુધારો રજૂ થઇ શકશે. માત્ર આ સુધારાનો કલમ ૫૬ મા સમાવેશ થતો હોવો જોઇએ અને તે ઠરાવને લગતો હોવો જોઇએ

આ વિષયવિચારિણી સમિતિમા જે ઠરાવ કે સુધારાને ¼ મત મળ્યા હોય તે પહેલેથી જાહેરાત આપી સમેલનમા રજુ કરવા દેવામા આવશે, એ ઉપરાત સમેલનમા આવેલા ઠરાવ ઉપર પ્રમુખની રજાથી કોઇ પણ સુધારો સંમેલનમા લાવી શકાશે.

ઈ સમેલનમા રજૂ થએલા ઠરાવો ઉપર પરિષદ્‌ના સભાસદો તથા વિષયવિચારિણી સભાના બાકીના સભ્યોને મત આપવાનો અધિકાર રહેશે

ઈ આ પ્રમાણે પસાર થએલા ઠરાવો અમલમા મૂકવા પરિષદ્ યોગ્ય પગલા ભરશે

ટીપ —વિભાગ ૭ ના કારણુ સારૂ પરિષદ્‌નો સભાસદ એટલે સમેલનની બેઠકની તારીખથી ઓછામા ઓછા દસ દિવસ અગાઉ જે પરિષદ્‌નો સભાસદ થયો હોય તે સમજવો

## ૮ નિયમોમાં ફેરફાર

૫૮. ઉપર જણાવેલા પરિષદ્‌ના કે સમેલનના બધારણના નિયમોમા માત્ર નીચેની રીતેજ ફેરફાર કે વધારા કરી શકાશે કે તેમાથી કોઇ નિયમો રદ કરી શકાશે —

(ક) મધ્યસ્થ સભાના પાચ સભાસદો અથવા પરિષદ્‌ના પદર સભાસદો આ નિયમોમા સુધારાવધારા કરવાની દરખાસ્ત પરિષદ્‌ના બધા સભાસદોને પહોંચાડવામા આવશે.
(ખ) એવી દરખાસ્ત પહોંચાડયા પછી વહેનામા વહેલા એક પખવાડિયા પછી અધિકારીઓ એ દરખાસ્ત વિષે વિચાર કરવાને માટે મધ્યસ્થ સભાની બેઠક બોલાવશે.
(ગ) એવી દરખાસ્ત મધ્યસ્થ સભામા મજુર થશે તો પરિષદ્‌ની અસાધારણ સામાન્ય સભા બોલાવી તેની સમક્ષ તેવી દરખાસ્ત રજુ કરવામા આવશે, માત્ર એવી મધ્યસ્થ સભામા ઓછામા ઓછા વીસ સભ્યોની હાજરી હોવી જોઇએ.
(ઘ) આવી પરિષદ્‌ની અસાધારણ સામાન્ય સભામાં એવી દરખાસ્ત મજુર થશે તો પરિષદ્‌ના બંધારણના નિયમોના એક ભાગ તરીકે તેને સ્વીકારવામા આવશે

# નવમી ગુજરાતી સાહિત્ય પરિષદનું સરવાયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૧૯૨-૧૫—૦ | શ્રી આવક ખાતાનો વધારો | ૧૧૫૨-૧૫—૦ | લ્હેણા નીચે પ્રમાણે |
| | | ૪૫૦—૦—૦ | યુગાન્તર પ્રેસ |
| | | ૨૦૦—૦—૦ | પરી. માણેકલાલ ચુનીલાલ શ્રોફ |
| | | ૧૮—૭—૩ | પા. નારણભાઇ વાઘજીભાઇ |
| | | ૪૮૭—૭—૯ | દશમી ગુ. સા. પરિષદ |
| ૫—૦-૦ | પારેખ હીરાલાલ ત્રિભુવનદાસના જમા | ૪૫—૦—૦ | શ્રી ડેડસ્ટૉક ખાતે |
| ૧૧૯૭-૧૫—૦ | | ૧૧૯૭-૧૫—૦ | |

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૯૦૦—૦-૦ | શ્રી કારોબારી સભાના લવાજમના | ૨૮૩-૧૨-૦ | શ્રી ટપાલ ખર્ચ |
| | | ૧૨—૮-૦ | શ્રી તાર ખર્ચ |
| ૯૭૦—૦-૦ | શ્રી સ્વાગત સમિતિના સભાસદના લવાજમના | ૮૫-૧૪-૦ | સભા ખર્ચ |
| | | ૪૬—૦-૦ | ફોટોગ્રાફનુ ખર્ચ |
| ૨૭૨૩—૦-૦ | શ્રી આશ્રયદાતા સહાયક વર્ગ તરફથી જમા આવ્યા | ૮૨૬-૧૧-૯ | પચ્ચુરણ છપામણી ખર્ચ |
| | | ૬૩-૧૨-૦ | સ્ટેશનરી ખર્ચ |
| ૩૭૨—૦-૦ | શ્રી સભાસદોના | ૧૬૨—૨-૦ | પચ્ચુરણ ખર્ચ |
| ૪૭૨—૦-૦ | શ્રી પ્રેક્ષકવર્ગ તરફથી | ૯૯૭—૨-૦ | પગાર ખર્ચ |
| ૧૬૨—૮-૦ | શ્રી વિદ્યાર્થી પ્રેક્ષકો તરફથી | ૩૧૬—૯-૩ | મુસાફરી ખર્ચ |
| ૫૦—૮-૦ | શ્રી સ્ત્રી પ્રેક્ષકો તરફથી | ૬૭૮—૪-૯ | રીપોર્ટ છપામણી ખર્ચ |
| ૩૯-૧૫-૦ | શ્રી વટાવ ખાતે જમા | ૧૨૧—૮-૦ | વાહન ખર્ચ |
| | | ૩૮૦-૧૪-૬ | મંડપ ખર્ચ |
| | | ૨૦૫-૧૪-૬ | મનોરંજન ખર્ચ |
| | | ૨૯૫—૮-૯ | શ્રી રસોડા ખર્ચ |
| | | ૪૯—૦-૦ | દીવાબત્તી ખર્ચ |
| | | ૧૧—૬-૬ | ડેડસ્ટોક નુકશાનીના માંડી વાળ્યા |
| ૫૬૮૮—૧૫—૦ | | ૪૪૯૭—૦—૦ | |

મૂળજીભાઇ દેવચંદ મણિયાર
હિસાબનીસ.

જયંતિલાલ મોરારજી મહેતા
સુન્દરલાલ નાથાલાલ જોષી
મંત્રીઓ,
નવમી અને દશમી ગુ. સા. પ.

સદરહુ હિસાબ વાઉચરો સાથે તપાસ્યો છે અને તે અમારા જાણવા તથા માનવા પ્રમાણે બરોબર છે, તા, ૨૯-૪-૧૯૩૫

ભોગીલાલ નાથાલાલ ચોકસી
Ambalal H. Modi
ઑડીટર્સ.

Gopaldas V,
પ્રમુખ-સ્થાનિક કારોબારી સભા
નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ

## શ્રી દશમી ગુજરાતી સાહિત્ય પરિષદનું સરવાયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૫૧૯—૫-૬ | શ્રી આવક ખાતાનો વધારો | ૨૦૦—૦-૦ | શ્રોફ માણેકલાલ ચુનીલાલ |
| | | ૪૫—૦— | શ્રી ડેડસ્ટોક ખાતે જમા |
| | | ૨૪૫—૦—૦ | |
| | | ૨૭૪—૫ ૬ | શ્રી રોકડ જણસે |
| ૫૧૯—૫—૬ | | ૫૧૯—૫—૬ | |

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૧૯૨-૧૫-૦ | નવમી પરિષદનો વધારો | ૨૫-૧૪-૩ | ટપાલ ખર્ચ |
| ૪૩૮—૦-૦ | શ્રી સ્વાગત મંડળના સભાસદોનું લવાજમ | ૫૯૧—૭-૦ | છપામણી ,, |
| | | ૨૭-૧૧-૬ | પ્રવાસ ,, |
| ૬૯—૪-૦ | ટીકીટો વેચાણના જમા | ૨૧-૧૦-૦ | પરચુરણ ,, |
| | | ૭—૬-૦ | સ્ટેશનરી ,, |
| | | ૭૩—૬-૦ | વાહન ,, |
| | | ૮—૧-૦ | તાર ,, |
| | | ૨૫૧—૪-૬ | રસોડા ,, |
| | | ૩૨—૨-૩ | મંડપ ,, |
| | | ૧૦-૧૫-૦ | સ્વયંસેવકોનો ખર્ચ |
| | | ૫૫—૦-૦ | રીપોર્ટનો છપામણી ખર્ચ |
| | | ૧૫—૦-૦ | પ્રકાશન ખર્ચ |
| | | ૧૨—૦-૦ | દીવાબત્તી ખર્ચ |
| | | ૩૯—૦-૦ | ફોટોગ્રાફ ખર્ચ |
| | | ૧૧૫—૦-૦ | પગાર ખર્ચ |
| ૧૭૦૦—૩—૦ | | ૧૧૮૦-૧૦—૬ | |

મૂળજીભાઇ દેવચંદ મણિયાર
હિસાબનીસ

જયંતિલાલ મોરારજી મહેતા
સુંદરલાલ નાથાલાલ જોષી
મંત્રીઓ,
નવમી અને દશમી ગુજરાતી સાહિત્ય પરિષદ.

સદરહુ હિસાબ વાઉચરો સાથે તપાસ્યો છે અને તે અમારા જાણવા તથા માનવા પ્રમાણે બરાબર છે. તા. ૨૯-૪-૩૫

ભોગીલાલ નાથાલાલ ચોકસી
Ambalal H. Modi
ઑડીટર્સ.

C. N. Mehta,
પ્રમુખ સ્થાનિક કારોબારી સભા
દસમી ગુજરાતી સાહિત્ય પરિષદ્

# દશમી ગુજરાતી સાહિત્યપરિષદ્: નડીઆદ

સત્કારમંડળના અધ્યક્ષ

શ્રી અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. ની

## સ્વાગતગીતા

નડીઆદ, તા૦ ૧૨-૧૨-૩૧, શનિવાર.



उतत्वः पश्यन्नददर्श वाचं उतत्वः शृण्वन्नशृणोत्येनाम् ।
उतोत्वस्मै तन्वं विसस्रे जायेवपत्य उशती सुवासाः ॥
देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति ।
सा नो मंद्रेषमूर्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतै तु ॥

(ऋ. सं. ६)

---

## આભાર અને સત્કાર

મારાં સાહિત્યવિહારી અને સાહિત્યરસિક બેનો તથા બંધુઓ!

મારા સુભાગ્યે, સાહિત્યકારોના ધામ લેખાતા, નડીઆદનાં સાહિત્યપ્રેમી બાંધવોએ મને પોતાનો પ્રતિનિધિ કરી, આ, જે બહુમાન દીધું છે. અને જે બહુધન્ય કૃત્ય સોંપ્યું છે તે હું આભાર સાથે તેમ જ પૂરી ગુણજ્ઞતાથી માથે ચઢાવું છું; અને અમો સઘળા તરફથી, આપ સહુ આજે અહીં એકઠાં થયલાં સજ્જન-સન્નારીઓને ઊંડા અંતરથી સ્વાગત દઉં છું. અમારાં સ્વાગત કદાચ સાધનમાં તેમ વિવિધતામયે આછેરાં, અછતરાં હશે, કહો કે છે, છતાં આપ સહુ અમારાં મોંઘેરાં મહેમાન અમારી આછપ-ઓછપ ન જોતાં દિલનાં ઊંડાણ અને બ્હોળ-પણ જોશો, એની મને ખાત્રી છે. અમે નડીઆદને આંગણે સ્વજન જેવાં આપ સહુ ભાવ-ભીનાં ભાંડરૂઓને બોલાવ્યાં છે; આપણા દિલની વાતો કરવા, મુશ્કેલ સંકુલ બાબતોનો શુદ્ધ ભાવભર્યો ઉકેલ કરવા નોતર્યાં છે; તેમ જ આપણી પરિષદ્દેવીની ગતિ-પ્રગતિને જે અટપટા અને ખટપટ-ખટખટભર્યા વ્યવસ્થાતંત્રરૂપી, બંધારણરૂપી અવરોધ રૂંધી રહ્યો છે, તે અવ-રોધને શાન્તિભરી સમાધાનીથી દૂર કરી, યશોજ્જ્વલ પંથે ચાલવા આમંત્ર્યાં છે. અમે સમજીએ છીએ કે કાંઈક અમારા વૈભવવાળા મહેમાનગીરીના ભપકા દેખાડવા વેવાઈઓને અહીં નોતર્યાં નથી. એટલે સમયની તંગાશ તથા સાંપ્રત સમયની અનેક લોકપ્રવૃત્તિઓની રોકાણને લીધે જે કાંઈ આછપઓછપ રહી ગઈ હોય તે આપ સહુ ભાંડરૂઓ સહી લેશો, એવી મને ખાત્રી છે. અને એથી જ અમારો હૃદયભાર ઘણો જ હળવો થયો છે.

આપને સ્વાગત દેતાં મને કુદરતી રીતે આપણાં કેટલાંક ગુમ થયલાં સ્વજનો પહેલાં યાદ આવે છે. શ્રીકણ્ઠ ભવભૂતિ સાચું જ કહે છે કે સ્વજન સ્વજનોને મળે ત્યારે સૌથી પહેલાં પોતાનાં દર્દ–દુઃખભર્યાં હૈયાં ઠાલવવા ઉલટે છે. તેમ, છેલ્લી પરિષદમાં મળ્યા તે પછી, આપણે જે કેટલાંક જાણીતાં–અજાણીતાં સ્વજનો ગુમાવ્યાં છે તેમને નિવાપાંજલિ દેવા અને તેમના જવાથી આપણી સાહિત્યઆલમને, સાહિત્યપરિષદ્‌ને જે ભારે ખોટ ગઇ છે, તેનું સ્મરણ કરવાનું મને મન થઇ આવે છે.

## (૧)

## આપણાં ખેદ અને હાનિ

આમારા તત્ત્વદર્શી, સાક્ષર, શ્રીયુત મગનભાઈ ચતુરભાઈ પટેલ, બી. એ. એલ એલ. બી., ને અહીં ન જોતાં મારૂં દિલ વલોવાય છે, અને જરૂર આપનું પણ દિલ વલોવાતું હશે, એ હું સમજી શકું છું. સંસ્કૃત શૈલીનાં ઉંચી કોટિનાં તેમનાં નાટકો, ઉછળતી સ્વદેશ ભક્તિ–સાહિત્યભક્તિ પ્રભુભક્તિ–ભરી તેમની કવિતાઓ, ઉપનિષદ્–જ્યોતિઓનાં દર્શન અને ગીતામૃતનાં પાન કરાવનારી તેમની ઉદાત્ત કૃતિઓ, દેશહિતના અનેક કૂટ ગંભીર સવાલોના વિમર્શનવાળાં વ્યાખ્યાનો–એ સહુએ એમની કીર્તિને અમર કરી છે. એમના જેવા વિચારશીલ તેમ જ સમાધાનશીલ નેતા, સંચાલક આજે અહીં હોત તો જરૂરાજરૂર આપણી આગળ ખડા થયલા સવાલનો તોડ સુરળિતપણે લાવવામાં ભારે ઉપયોગી, સહાયક થઇ પડ્યા હોત. વિશેષે કરીને અમને, નડીઆદને એ મુક્તાત્માની ખોટ ઘણી જ અસહ્ય લાગે છે.

વળી નડીઆદે એક બીજો મહત્ત્વાકાંક્ષાથી તરવરતો, કોડીલો જુવાન શ્રી. કવિશ્રી પૃથુ હ. શુક્લ ખોયો છે. જીંદગીની સૂકી જ અનુભવતો, દેશદેશાવરમાં ધવાયલા અંતરે સમભાવની વાંચ્છાથી ભટકારા મારતો, જગતની બેકદરથી ધમધમતો એ કવિદીપક ગુલ થયો છે. આ છોતરાં જીવનસાધન છતાં આભે ઉડવા ભરવાના ઉત્સાહવાળાં, પરંતુ નિરાશ્રયથી પાછાં પડનારાં હૃદયોની મથામણને પ્રતિબિંબિત કરનારી 'ફૂલપાંદડી' 'ફુલ નહીં તો ફુલની પાંદડી' અર્પવાના ઉમળકાથી સરસ્વતી દેવીને ચરણે સમર્પી, તેમ જ 'આરામગાહ'–વિશ્રામઘાટ–નું દર્શન કરાવી, એ આશાભર્યો બંધુ સદાને માટે પ્રભુના આરામગાહે સંચર્યો છે.

ગુર્જર સાહિત્યની પ્રાચીન સમૃદ્ધિને એકલે હાથે, તેમ વિદ્વાનોની સહાયથી તથા રાજ્યાશ્રયથી પણ પ્રકાશમાં આણનારા, યથાશક્તિ સાંપ્રત જમાનાને અનુકૂળ ભાવવાળું સાહિત્ય સર્જનારા, મહાકવિ પ્રેમાનંદના જેવી પ્રેમાનન્દી પ્રતિજ્ઞાથી ગુર્જરી દેવીની મરણ સુધી, નવજુવાનોને શરમાવે તેવા ઉત્સાહ ને ખંતથી સેવા બજાવનારા, સાહિત્યમાર્તણ્ડ, રાજરત્ન, શ્રીયુત હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના અવસાનથી સાહિત્યપરિષદ્‌ને તથા ગુર્જર સાહિત્યને ન પૂરાય તેવી ખોટ ગઇ છે. 'પાણીપતની લડાઈ' જેવું સ્વદેશીની ભાવનાથી ઉછળતું કાવ્ય, બાળકો માટે સો સો ટચુકડી વાર્તાઓના ગુચ્છો, કન્યાકેળવણીની વાંચનમાળા, 'ઘરગતુ–વૈદું, ઘરગતુ કેળવણી, સંસાર–સમાજસુધારો, વગેરેના સરળ, સરસ નિબંધો, આદિથી તેમણે સાહિત્યરસિક જનતાની સુરુચિને સંતોષી છે. ભાષા, વ્યાકરણ, સાહિત્ય, ઇતિહાસના લેખોથી સાહિત્યકારોને વિચારણાનો ખોરાક પૂરો પાડ્યો છે. પ્રાચીન કવિઓનાં ચરિતો અને ચટિક કાવ્યો, તથા પ્રેમાનંદનાં નાટકો પ્રકટ કરી અપૂર્વ સાહિત્યસંગ્રહ પ્રકટ કર્યો છે. એમની આવી સાહિત્ય-

સેવાઓ વિપુલ અને વિવિધ છે. તેમણે સાહિત્યપરિષદ્‌ને અમદાવાદના છઠ્ઠા સંમેલનમાં પ્રાચીન-સાહિત્યના પ્રકાશન અર્થે રૂ. ૧૦,૦૦૦ આપી, સ્થાયી સ્વરૂપ આપ્યું છે. તેમના સત્પુત્રોએ તેમનું નામ સાહિત્યઆલમમાં અમર કરવા 'નોબેલ પ્રાઇઝ'ના ધોરણે દર વર્ષે રૂા. ૫૦૦ નું ઇનામ આપવાની એક નામાંકિત યોજના કરી છે.

ગુર્જર હિન્દુ જનતાના ધર્મભીરૂ આત્માને આર્ય ધર્મ, નીતિ, ને વ્યવહારના ઉજ્જવલ પંથે દોરનારા, વાસ્તવ પુરૂષાર્થ, કર્તવ્યકર્મ અને સાચા સુખની ઝાંખી કરાવનારા, આચાર્ય, શ્રીમન્નથુરામ શર્માના અવસાનથી વિશાળ જનસમૂહોને અને ગુર્જરસાહિત્યને અતિશય અસહ્ય ખોટ ગઇ છે. હાલના અતિપ્રવૃત્તિના અને કંઇક અંશે ઉન્માર્ગવૃત્તિના વાવંટોળે ચડેલા, જમાનામાં તેમણે ધાર્મિક સાહિત્ય વિપુલ પ્રમાણમાં પ્રકટાવી, ફેલાવી, અપૂર્વ લોકસેવા બજાવી છે. ઉપરાંત હાલનું, કેળવણીના એક આદર્શ મકરૂપ લેખાતું, 'દક્ષિણામૂર્તિભવન' તેમની સુંદર સહાયતાનું સુફલ છે. આનંદાશ્રમની પાઠશાળા અને અન્યત્ર વિદ્યાર્થીભવનો તેમનાથી પોષાયાં છે. તેમના જેવા મહાનુભાવ, સચ્ચારિત્રશીલ, ધર્મોપદેશક તેમ જ વ્યવહારદર્શી સત્પુરૂષનું અવસાન ગુર્જરસાહિત્યરસિક જનતાને જરૂર સાલશે.

શ્રી. વાડીલાલ મોતીલાલ શાહના અવસાનથી ગુર્જર સાહિત્યસૃષ્ટિને ઘણી હાનિ થઇ છે. એ જૈન વિદ્વાન, ફીલસૂફ અને પત્રકારે જૈનોના નવી પીરકાઓની ધાર્મિક અને સામાજિક જાગૃતિ સચેત કરી હતી. જૈન, ઐતિહાસિક, નોંધ, 'નગ્નસત્ય', 'મુંઝાયલી દુનીયાં' વગેરે ગ્રંથો તેમણે લખ્યા છે. તેઓ જૈનસૂત્રોના રહસ્યને નવીન દૃષ્ટિથી સંશોધવાનું કાર્ય રસપૂર્વક કરતા હતા. તેઓ જર્મન ફીલસૂફ નિત્સેના ઉપાસક હતા. તેમની શૈલી, ઉછળતી, જોરદાર, ઉદ્દામ હતી. શ્રી. ગળિયારાનું રૂ. ૧૦૦૦ નું ઇનામ સાહિત્યપરિષદ્ તરફથી તેમને 'નગ્ન સત્ય' માટે અપાયું હતું. તેઓ આધ્યાત્મિક જીવનમાં મસ્ત રહેતા હતા. તેઓ અડગ સુધારક, ક્રાન્તિકારી તત્ત્વચિન્તક અને લોકપ્રિય સાહિત્યસેવક હતા.

મારું પેદદર્શન હું આટલેથી આટોપું છું. પરંતુ તે પહેલાં હું ત્રણ પારસી સાહિત્યવિહારી બિરાદરો મર્હુમ શ્રી. પેસ્તનજી જમશેદજી સત્થા, શ્રી. જહાંગીર જમશેદજી વીમાદલાલ અને શ્રી. શાપુરજી-કાવસજી હોડીવાળાને સ્મરણાંજલિ અર્પવા નહીં ચૂકું. શ્રી. પેસ્તનજી સત્થાએ પ્રતિષ્ઠિત "ગુજરાતી" પત્ર દ્વારા તેમ જ વિવિધ વાર્તાગ્રન્થો દ્વારા ગુર્જરસાહિત્યની સારી સેવા બજાવી હતી. શ્રી. વીમાદલાલ, ફીલસૂફ, થીઓસોફીસ્ટ, ગુર્જર તત્ત્વજ્ઞાની કવિઓના અભ્યાસી હતા. સારા વ્યાખ્યાતા તેમ જ લેખક હતા. શ્રી. શાપુરજી હોડીવાળા સંસ્કૃત ભાષા અને ગુજરાતી સાહિત્યના જાણકાર હતા; અવારનવાર સાહિત્ય અને ઇતિહાસના લેખો લખતા હતા. આઠમી સાહિત્યપરિષદ્‌ના એક મંત્રી હતા.

સાથે સાથે અન્ય જે કોઇ સાહિત્યપ્રેમી બંધુઓ—જેવા કે વેદાન્તતત્ત્વવિદ્ હીરાલાલ મજમૂમદાસ શ્રોફ, તથા પંડિતવર, શાસ્ત્રી રામકૃષ્ણ હર્ષજી—નાં અવસાન થયાં છે તેમને પણ મારી અંતરની ભાવભરી સ્નેહાંજલિ સમર્પું છું.

(૨)

## નડીઆદની ઇતિહાસગાથા

જ્યારે હું મને અવસર મળ્યો છે ત્યારે જ્યાં પરિષદ્ મળે ત્યાંની ભૂમિદેવતાની ઇતિહાસગાથા ગાવાના રીવાજને જતો નહીં કરૂં. જો કે અહીં હું અમારી જન્મભૂમિ—નડીઆદની કંઇક

ગાથા ગાઈ લઉં છું,* છતાં તેના નામકરણની, અટપટા ભાષાશાસ્ત્રની, ધુમશક્રીમાં તમને ભમાવવાનો નથી, તેમ ૯૦૦ વર્ષના ગાળામાં થયલાં સ્થળાંતરોની, તેમ ગુજરાત અને તેની બહારનાં નગરોમાંથી એક યા બીજા કારણે થયલાં વસ્તીનાં ઉભરણોની તવારીખી આંટીઘુંટીમાં પણ નહીં ઉતારૂં.

ખાસ ભૌગોલિક સ્થિતિ તેમ જ કુદરતી બક્ષીસોને અંગે ગુજરાતના નન્દનવન લેખાતા ચારૂતર–ચરોતર–નાં અગ્રણી નગર નડીઆદે ઠેઠ સને ૧૦૯૬ થી ઐતિહાસિક ને વ્યાપારી મહત્ત્વ મેળવ્યું છે. વલ્લભી રાજકાળમાં શેઢી નદીની પેલી પારનું, નડીઆદથી ચાર માઈલ ઉપરનું દહેગામ અગત્યનું મથક હતું. પણ કર્ણ સોલંકીએ સને ૧૦૭૨ થી ૧૦૯૨ ના ગાળામાં મહેવાસી કોળી ઠાકોરોને શેહ આપી, કાબૂમાં આણ્યા; માળવા-ગુજરાતનો માર્ગ નિષ્કંટક કર્યો, અને જગતના પિતા લેખાતા પાટીદાર ખેડુતબંધુઓને વસાવ્યા. પરિણામે ચરોતર એ ચારૂમાં ચારૂ ભૂમિ બની; અને તે કાળના, પાંચ બંદરી, વ્યાપારી તેમ જ લશ્કરી ધોરી માર્ગોનું મથક નડીઆદ થયું. સને ૧૦૯૪ માં કર્ણ સોલંકી મરણ પામતાં બાળરાજ, ગુર્જરસમ્રાટ્ સિદ્ધરાજનાં પવિત્ર સતી, માતા મીનળદેવી ગુજરાતના દક્ષિણ ભાગના મંડલેશ્વરોની રાજ્યશક્તિ દૃઢ કરવાને પ્રવાસે નીકળ્યાં. ખેડાથી નડીઆદ આવી, સને ૧૦૯૬ (સં. ૧૧૫૨)માં હાલની ડુમરાળ ભાગોળે અખૂટ પાણીવાળી વાવ બંધાવી; આવી વાવો અને મલાવો એ રાજમાતાએ આ અરસામાં ગુજરાતમાં કેટલેક સ્થાને બંધાવેલી છે. અહીંની વઢેવાળ, ઉદેવાળ, મલાવ વગેરે તે સમયનાં સ્મારક લેખાય એમ છે. વણજારી વાવ વગેરે પણ આવાં જૂનાં સ્મારક છે.

ગુર્જર રાજ્યઅમલ સને ૧૨૯૫ માં તૂટયો. એટલે આ ભાગમાં અંધાધુંધી ફેલાઈ જણાય છે. નાંદોદ, ચાંપાનેર અને માતરના રાજા-ઠાકોરના હાથમાં તે પડયું હશે. પરંતુ ખીલજી અને લોદી કાળમાં મુસ્લીમ અમીર ઉમરાવોએ આ ભાગને એક કરગો કરી લીધો. અને ગુજરાતી સલ્તનત (સને ૧૪૦૩) શરૂ થવા અગાઉ, તેમ અમદાવાદ (સને ૧૪૧૪ માં) સ્થપાવા અગાઉ ક્યારનુંયે નડીઆદે ઐતિહાસિક–લશ્કરી મહત્વ મેળવી લીધું હતું. ૧૪૧૬ માં પહેલા સુલ્તાન મુઝફ્ફર શાહના ખીલાઉપાડ કરવાને મુસ્લીમ અમીરો નડીયાદ આગળ જમ્યા. નડીઆદનો જીવણદાસ ખત્રી સેનાપતિ પાટણ ઉપર સીધો ધસ્યો. તે પછી અહીંની ટુંકી આમલી આગળ ભારે રણજંગ મંડાયો હતો. તે પછી પણ બીજા કેટલાક રણજંગ અહીં ખેલાયા હતા. ઈંગ્લાંડમાં વેલ્સ પાટવી કુંવરનું મથક બન્યું તેમ નડીઆદ સુલ્તાનોના શાહજાદાના ગજ્જવાખર્ચનું પરગણું થયું હતું. તે અમદાવાદ સરકારના ૩૩ મહાલોમાંના એક મુખ્ય મહાલનું શહેર થયું હતું. નડીઆદના હિન્દુ અને મુસ્લીમ સેનાપતિઓ તે કાલના ચાંપાનેર વગેરેના ફોજદારો, ગઢરક્ષકો, અને ગુપ્ત કોષસંરક્ષકોના પદે હતા. તેઓ સલ્તનતની પતાકા ઉડાવતા, તેમ સમય આવ્યે નમાવતા અને ડોલાવતા પણ હતા.

મહમદ બેગડાના અમલમાં સને ૧૫૦૩ માં અમદાવાદી દરવાજે એક મોટી વાવ ખંભાતના ખડાયતા વણિકે બંધાવી. બહાદુર શાહના અમલમાં સને ૧૫૩૫ માં હુમાયુએ ગુજરાત પર ચઢી ચાંપાનેર ઘેર્યું ત્યારે તવારીખનવેશ વીલીયમ અરકીન કહે છે તેમ "રાજ્યના એક સુંદરમાં સુંદર મહાલ નડીઆદના કાજીના પુત્ર ફોજદાર ઇખ્તયાર-

---

* આ સંબંધમાં સપ્રમાણ હકીકત અને વર્ણન માટે મારો "નડીઆદ વિષે કંઈક" એ લેખ "સમાલોચક"ના ૧૯૧૮ના નવેમ્બરના અંકમાંથી જોઈ લેવો. પુ. ૨૩, અંક ૧૧, પાનાં ૬૦૮થી ૬૨૧.

ખાને સલ્તનત તરફથી જબરજસ્તપણે સામનો ઝીલ્યો હતો."* મોગલાઈ અમલમાં નડીઆદ હાકેમોનું મુખ્ય મથક હતું. મોગલનો કોટ, મસ્જીદ, હવેલીનાં સ્થળ હજી મોજુદ છે. હાલનો સાહિત્યના આલમમાં મશહૂર થયેલો અમારો ઝઘડીયો પાડો એ શાહી ઝઘડ-નોબત-નું સ્થાન હતું. કાકરખાડ સાથે આ સ્થળ ઔરંગઝેબના સમયમાં મુસ્લીમોના કબજે હોવાનાં નિશાન તેમ દસ્તાવેજ પણ કાયમ છે. એ સમયમાં અફીણ, ગળી, કાપડ, ખારો, છીંટ, અલાયચા, પોમચા, નાડાં, લુગડાં રંગવાના ઉદ્યમ વગેરે, વણજવ્યાપારનું ધીકતું મથક નડીઆદ બન્યું હતું. સને ૧૪૦૩ થી ૧૭૦૭ એટલે ૩૩૪ વરસ સુધી નડીઆદે લશ્કરી, વ્યાપારી ધોરી માર્ગોના પંચમેટાનું સ્થાન ટકાવ્યું હતું.

તે પછી નડીઆદ સને ૧૮૦૩ માં કડીના ગાયકવાડ મલ્હારરાવના કબજામાંથી છેવટનું સીધી બ્રિટિશ હકુમત હેઠળ આવ્યું ત્યાં સુધી મુસ્લીમ, મરાઠા, પેશ્વા, ગાયકવાડ, સીંધીયા વગેરેની મ્હોમાંહેની હાકેમગીરીમાં નડીઆદ 'સેમૂક'માં પડયું. પીલાજીનું પીલવઇ તળાવ, મલ્હારરાવનું મલ્હારપરૂં વગેરે તે સમયના અવશેષ. આ સમયમાં "બાંડા સાપનો બે પાસનો મરો" વા "પાડેપાડાની લડાઇમાં ઝાડનો ખોડો" તેની પેઠે દંડદમદમાટ, જુલ્માટ, લુંટફાટ, ચોથ, સરદેશમુખી, ઘાસવેરા વગેરેની બેસુમાર કનડગનો, કમમખ્તીઓ નડીઆદે વેઠી, તેની સમૃદ્ધ ખેતી, ઉદ્યોગઉદ્યમો, વ્યાપારવણજ વણસ્યાં. છતાં રેલ્વે ન આવી ત્યાં સુધી તેનું ધોરી માર્ગનું સ્થાન કાયમ હતું. તે પછી પણ નડીઆદની શરાફી ધીકતી હતી. ઠેઠ કલકત્તા, કાશી સુધી તે પ્રસરાતી હતી.

કંપની સરકારના અમલમાં વ્યાપાર અર્થે આવેલા વ્યાપારીઓએ ૧૬૧૩ થી ૧૮૪૧ સુધીમાં નડીઆદની મુલાકાત લઈ તેની જાહોજલાલી નોંધી છે. મિ. બ્રીગ્સ ગુજરાતનાં નગરો વર્ણવતાં નડીઆદને ભૂલ્યો નથી. પોતાના "વોયેજીસ એન્ડ ટ્રાવેલ્સ'ના પુસ્તકમાં મિ. ફેર્સ નડીઆદના ગળી અને કાપડના ઉદ્યોગને વખાણે છે; મેન્ડેલોસ, રાઇટ રેવરંડ રેજીનોલ્ડ હેબર, મેજર જેમ્સ ફોર્બસ વગેરેએ પણ તેની મહત્તા સુંદર શબ્દોમાં વર્ણવી છે.

સને ૧૮૧૪ માં નડીઆદના પાંચેક મજમુદારો અને દેશાઇએ બ્રિટીશ સરકારને ચોપડે હાવતરખોર તરીકે ચઢી ચૂકયા હતા. ખેડા જીલ્લામાં કેળવણી અને લોકચેતનનું મુખ્ય મથક નડીઆદ ઠેઠ સને ૧૮૨૬ થી થયું છે. સાંપ્રત લોકચેતનના યુગમાં પણ નડીઆદના સુપુત્રોએ મ. ગાંધીજીના સ્વરાજ્યયજ્ઞના પડકાર ઉમદા રીતિએ ઝીલીને, અહિંસક યજ્ઞમાં આત્મબલિદાન દેઇને પણ રાષ્ટ્રહિતની ધ્વજા ફરફરાવતાં નડીઆદનું ઐતિહાસિક મહત્વ યશોજ્જ્વલ કર્યું છે, એ તો આપ સહુની જાણીતી વાત છે.

લોકધર્મની દષ્ટિએ જોઇયું તો બહુ દૂરના સમયમાં નહી આથડતાં સને ૧૮૦૨ માં શ્રી. સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રી સહજાનંદ સ્વામીના વૈષ્ણવ લોકધર્મના બોધ નડીઆદે ઝીલ્યા છે. વડતાળ, ડભાણનાં મંદિરો બાંધવા અગાઉ શ્રી નારાયણદેવનું મંદિર તેમણે અવલોકયું હતું. રેવરંડ હેબરને સને ૧૮૨૪ માં સ્વામી શ્રી સહજાનંદ ધર્માચાર્યના હાથી નડીઆદ શહેર

* જુઓ "હીસ્ટરી ઓફ ઇંડિયા" અર્સીન-વો-૨-પાનું ૬૨મું "The fort was bravely defended by Ekhtjar Khan the son of a Kazi of Nariad one of the finest districts of the Kingdom"

વચ્ચેની કચેરીમાં મળ્યા હતા. વળી તે શ્રી સંતરામ મહારાજના લોકધર્મના અમૃતવર્ષાવ શતાબ્દિથી, ઝીલતું રહ્યું છે. શ્રી સંતરામધામ મુક્કમશહુર, સહુ લોકપ્રવૃત્તિઓનુ સભાસ્થાન બન્યું છે. ઉપરાંત કુબેરદાસ, કબીરજીના શિષ્યો આદિની ગાદીઓ પણ અહીં છે.

સાહિત્યસેવામાં પણ નડીઆદનો હિસ્સો કાંઈ નાનોસુનો નથી. મધ્યકાળની નડીઆદની સાહિત્યકૃતિઓ વિષે, શોધખોળને અભાવે કાંઇ હું કહી શકું એમ નથી. પણ મહાકવિ પ્રેમાનંદની પૂર્વે વડનગરા નાગર બ્રાહ્મણ, વિષ્ણુસુત, અવિચળદાસે સં. ૧૬૮૯ માં ભાગવતનો ૬ ઠ્ઠો સ્કંધ અને સં. ૧૬૯૬ માં મહાભારતનું વનપર્વ રચ્યું હતું. તે પછી, સં. ૧૭૭૪ માં પ્રેમાનંદશિષ્ય, વિશ્વનાથ રત્ને હરિશ્ચન્દ્રાખ્યાન બાંધ્યું હતું. ૧૮૭૧ માં "નડીઆદ દુનીયાદાદ" છાપું નીકળ્યું હતું. અહીંનો 'નભુવાણી'વાળો કવિ નભુ, શ્રીનર્મદ કવિનો સહચારી હતો. સાંપ્રત કાળમાં તો શ્રી. ઝવેરીલાલ યાજ્ઞિક, મનઃસુખરામ ત્રિપાઠી, ગોવર્ધનરામ ત્રિપાઠી, મણિલાલ દ્વિવેદી, બાળાશંકર, દોલતરામ પંડ્યા, છગનલાલ પંડ્યા, તનસુખરામ ત્રિપાઠી, વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ, રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ, શ્રી મગનભાઇ ચતુરભાઇ પટેલ વગેરે નામાંકિત સાક્ષરો અને સાહિત્યકારોએ નડીઆદને સાક્ષરોનું ધામ એ અનુપમ ઉપનામ અપાવ્યું છે.

સાહિત્ય સિવાયના રાજકીય આદિ અન્ય પ્રદેશોમાં પણ નામાંકિત પુરુષો નડીઆદે નીપજાવ્યા છે, શ્રી. હરિદાસ વિહારીદાસ દેશાઇ, શ્રી. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ, શ્રી. ખુશાલદાસ ગોકલદાસ પટેલ વગેરેએ સારી નામના કાઢયાનું લોકપ્રસિદ્ધ છે. નડીઆદની ઉત્તમ લોકસખાવતનાં પ્રમાણ શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલય અને 'ફીમેઇલ હોસ્પીટલ' રજુ કરે છે.

## (૩)

## પરિષદ્પ્રબંધ

હવે હું આ ગાથા લંબાવી, આપની ધીરજને બહુ નહીં તાવું. જે મુખ્ય કર્તવ્ય માટે આજે આપણે અહીં ભેગા થયા છીએ તે વિષે કંઇક વિસ્તારથી ઊહાપોહ કરું છું. જો કે સાહિત્યપરિષદનો જન્મ સને ૧૯૦૫ માં અમદાવાદમાં થયો, પણ તે અગાઉ આવી એક સંસ્થાનાં સ્વપ્ન સદ્ગત અભેદમાર્ગપ્રવાસી મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ સને ૧૮૮૯ ના "સુદર્શન"ના મેના અંકમાં "ગુજરાતી ભાષાની ઉન્નતિ"ના લેખમાં આલેખ્યાં હતાં.* તેમની યોજના સાદી તેમ સરળ હોવા છતાં હેતુ–ઉદ્દેશ–વ્યવસ્થા–માં સચોટ અને સ્પષ્ટ છે. પરંતુ બંગભંગ અને તેને અંગે ઉદ્ભવેલી સ્વરાજ્ય, સ્વદેશી, રાષ્ટ્રીય કેળવણી અને બહિષ્કાર એ ચતુઃસૂત્રીની ચળવળે દેશમાં અવનવું લોકચેતન

* "(૪) પ્રતિવર્ષે આખા ગુજરાતના વિદ્વાનોનો સમાજ કરવો જોઇએ. સમાજમાં સભાસદ થવા માટે પ્રખ્યાત વિદ્વાનોને તથા સમૃદ્ધિવાન ગૃહસ્થોને નિમંત્રણ કરવાં જોઇએ. ગૃહસ્થોની મદદ પણ માગવી જોઇએ. ઉપરાંત પ્રતિસભાસદ પાસેથી કાંઇ લવાજમ લેવું જોઇએ, તથા અનિમંત્રિત ગૃહસ્થોને પણ સભાસદ થવું હોય તો છૂટ રાખવી જોઇએ. આવો સમાજ બે ત્રણ દિવસ એક સ્થળે રહે; ત્યાં ધર્મ, સાહિત્ય, વર્તમાન એ વિભાગમાં વહેંચાઇ પોતાનું કામ ચલાવે. પ્રતિવિદ્વાન્ તે તે વિષયનાં ભાષણ, શોધ, ઇત્યાદિ ત્યાં રજુ કરે; અને બધી જુદી જુદી શાખાઓ એક સમગ્ર બેઠકમાં જાણવાજોગ બાબતોનો રીપોર્ટ વંચાય, તથા યોગ્ય વક્તાઓને ભાષણ કરવા પણ વિનવાય. આ બધાનો સવિસ્તર રીપોર્ટ પછીથી પ્રસિદ્ધ થાય. આવી વ્યવસ્થા જો થઇ શકે તો આપણી ભાષાની અર્થાત્ આપણી બુદ્ધિની ઉન્નતિ સહજમાં થાય, અને જે નિર્માલ્ય લેખકોથી આપણો લેખકવર્ગ આજકાલ અધમતામાં અભડાયો છે, તે લેખકો પણ વરવ જ પરખાઇ આવે.

"આ સમાજે એક વાર્ષિક પત્ર તૈયાર કરવો જોઇએ, જેમાં આખા વર્ષમાં પ્રસિદ્ધ થયલાં પુસ્તકોની યાદી આવે; એવી રીતે કે દરેક પુસ્તકનો વિષય સારી રીતે સમજાય, ને તેના ગુણદોષ ધ્યાનમાં આવે."

જગવ્યુ, અને યુવાન આત્માઓ દેશ–કાલને ઉચિત કંઇક ને કંઇક કરવાને સચેત થયા, ત્યારે વ્યાપારી ગણત્રીબાજ ગુજરાતમાં લોકાત્માને જગવનારી પ્રવૃત્તિઓ અને હિલચાલો વેગભેર ઉપડી. એટલે તે કાળે વગોવાયલા તેમ લાંબા કાળ સુધી વગોવાતા રહેલા, લોકચેતનના રાજકીય સ્વરૂપથી અલગ રહી, ગુજરાતી વાઙ્મયની હરેક ઇષ્ટ દિશામાં સંવૃદ્ધિ તેમ જ સશુદ્ધિ કરવાના અને તે દ્વારા જનતાના ઉત્સાહને મજબૂત કરવાના આશયથી સાહિત્યપરિષદ્‌ની યોજના, અમદાવાદની "ગુજરાત સાહિત્યસભા"એ સ્વ. ભાઈ રણજિતરામ વાવાભાઇ, શ્રી. રમણભાઇ નીલકંઠ વગેરેની પ્રેરણાથી વ્યવહારમાં ઉતારી. અને પરિષદ્ "નવીન ભારતના અગ્રગણ્ય વિચારકોની કક્ષામાં વિરાજતા" સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના પ્રમુખપદે મળી. તેમાં 'જૂના'–'રીઢા' લેખાયલા સાક્ષરો અને સાહિત્યસેવકોની પૂરતી સહાનુભૂતિ, 'નવા' અને 'જૂના' એ બન્ને વિચાર-વિનિમયોનો સમન્વય થયો હતો, તેનો આ ઉદ્દેશ હતો, જે અલબત્ત તેના યોજકે જ કહ્યુ છે તેમ "મહત્ત્વાકાક્ષી" અને "પ્રગલ્ભ" હતો, હદથી જ્યાદા બહોળો–સર્વગ્રાહી, હાથીનાં પગલા જેવો હતો.

"ગુજરાતી ભાષામાં પાંડિત્ય અને રસિકતા ખીલે, નવીન શોધખોળ માટે તીવ્ર ઉત્કંઠા થાય, વિદ્યામાં સમાયલા સર્વ વિષયોનું સાહિત્ય આપણી ભાષામાં રચાય, તે ઉપરાંત આપણા પ્રજા-જીવનના, જે જે, પ્રશ્નો આપણી કોંગ્રેસ, સંસારસુધારા કે ઔદ્યોગિક કોન્ફરન્સ અથવા સનાતન ધર્મમહામંડળ જેવાં ધાર્મિક મંડળો ચર્ચી ન શકે તેવા દરેક પ્રશ્ન ચર્ચાય"*

તે સમયના રાજકીય સંજોગો, અને લોકચેતનનાં વિવિધ અણખેડાયલાં અંગો–ક્ષેત્રો–ને એ મર્યાદામાં રહીને ખીલવવાની શક્યતા, કાર્યકરોની તત્પરતા એ સહુ વિચારીને આવો અતિબ્હોળો હેતુ સ્વીકારાયો હતો. માત્ર ગણ્યાગાંઠ્યા કાર્યકરો હોઇને તેમની શક્તિ અને લક્ષ અનેક દિશાઓમાં વહેંચાઇ જતાં પરિષદ્‌નું કાર્ય ઢીલું થઈ જશે, ગોકુળગાયની ગતિએ ચાલશે તેવા વિચાર કે ખ્યાલને સામયિક ઉત્સાહમાં સંચાલકોએ ઘટતું વજન આપ્યું ન હતું, એમ સમજાય છે. આતુરતા તેમ ઉત્સાહ ઉપર જેટલો ઝોક મૂકાયો તેટલો હેતુની સિદ્ધિની શક્યતા ઉપર ન મૂકાયો. પરિણામે આ ૨૫ વર્ષનો ગાળો, જે જો વાસ્તવિક પ્રગતિ સાહિત્યના વિકાસ અર્થે થઇ હોત તો મહાકવિ નાનાલાલની સૌથી વિશેષ લક્ષ ખેંચનારી સાહિત્યકૃતિઓને અંગે નાનાલાલયુગ કહેવાયો છે, તેને બદલે પરિષદ્‌યુગ તરીકે ઓળખાયો હોત, અને આજે

---

* જુઓ ૧ લી સાહિત્યપરિષદ્‌નો વૃત્તાન્ત ૧૯૦૫ નો, આ ઉદ્દેશને વિશેષ સ્પષ્ટતાથી સ્વ રણજિત-રામે આ પ્રમાણે નિરૂપ્યો છે.

"ગુજરાતી ભાષા, અને સાહિત્યનું, જેટલા પ્રકારે થઇ શકે તેટલા પ્રકારે વિવેચન કરવુ, આપણી લલિતકલાઓ ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય વગેરેના પુનરુદ્ધાર કરી,...સૌન્દર્યનો વાસ ગુર્જર હૃદયે કરાવવો, પ્રાચીન–અર્વાચીન ઇતિહાસ જાણવા, પુરાણ વસ્તુશાસ્ત્ર, ઇતિલેખન, મુદ્રાશાસ્ત્ર પ્રભૃતિ શાસ્ત્રોનો અભ્યાસ અને શોખ જગાડવો, આપણી પ્રજામા historical spirit–ઐતિહાસિક વૃત્તિ જગાવવી, ભૂગોળનો અભ્યાસ વ્યાપાર અને ઇતિહાસ તથા ધર્મના લાભાર્થે વધારવો, સાયન્સના અભ્યાસ માટે જોગવાઈ અને રુચિ ઉત્પન્ન કરવો, . આ હેતુ સાધવા પરિભાષા અને લેખનપદ્ધતિ કેવા ઘડવા તેનો નિર્ણય કરવો, આ ઉપરાંત સંસાર શાસ્ત્ર, માનવશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને નીતિતત્ત્વચિંતન સબધી જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી અભ્યાસ કરાવવા, વળી કેળવણીની યોજના વિમર્શવી, રંગભૂમિ, વર્તમાનપત્ર જેવી પ્રજાજીવન ઘડનારી પ્રણાલિકાઓના કર્તવ્યા કર્તવ્ય નક્કી કરવાં, . તાત્પર્ય કે વિદ્યાના પ્રભાવથી આપણા દેશનું ભાગ્ય ઉઘડે, આપણી પ્રજાનો ઉત્કર્ષ શી રીતે થાય, એ પ્રશ્નના ઉત્તર અને નિરાકરણ માટે પરિષદે પ્રજાને જાગૃત કરવી, અને કર્તવ્ય આચરવા પ્રેરવી"

આપણે પરિષદ્‌ની રૌપ્ય જયન્તિ ઉજવવા મળ્યા હોત, તે ગાળામાં સાહિત્યપરિષદ્ નહીં જેવું જ અલ્પ શ્રેય કેમ સાધી શકી છે; અને હાલમાં તે બંધારણના ગતિબંધ( ડેડલૉક )થી કુંઠિત દશા કેમ ભોગવે છે, તે અનુભવથી સમજી શકાય છે.

તેમ એક બીજો મુદ્દો પણ આ સંબંધમાં વિચારવાનો છે. પરિષદ્ સ્થપાઈ ત્યારે 'ઓરીએન્ટલ કૉંગ્રેસ,' ફ્રેન્ચ અને ઇંગ્રેજી એકેડેમીઓ, બંગલા સાહિત્યપરિષદ્, હિન્દી નાગરી-પ્રચારિણી સભા, સનાતન ધર્મમહામંડળ વગેરે સંસ્થાઓના ઉદ્દેશો અને કર્તવ્યક્ષેત્રો લક્ષમાં લેવાયાં હતાં; ઉપરાંત વિજ્ઞાન( વિસ્તૃત અર્થમાં ), લલિત કળાઓ, ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર એ સહુયે વિભાગોનાં વાઙ્મયોની અભિવૃદ્ધિ એકસામટી સાધવાનો મનોરથ પણ ઉપરવટ થયો હતો. આ મનોરથ કુદરતી હતો, પણ ગુર્જરાતના કાર્યકરોની ગુંજાશ બહારનો હતો. પરંતુ તે પછીનાં વીસ વરસમાં, (૧૯૦૫ થી ૧૯૨૪) મરાઠી, હિન્દી, તામીલ—એ સાહિત્ય-પરિષદોએ અને મહારાષ્ટ્ર ઇતિહાસસંશોધક મંડળે ધીરગંભીર ગતિથી પાર ઉતારેલાં અને ઉતારવા ધારેલાં સાહિત્યકાર્યોના પરિચય પછી પણ, આપણી પરિષદ્ કાંઈ જ સત્ત્વવાળી પ્રગતિ કરી શકી નથી, કરી શકતીયે નથી, એમ સમજવામાં આવવા છતાં મુંબઈમાં (૧૯૨૪ માં) નવું હાથજકડુ બંધારણ રજીસ્ટર્ડ થયું ત્યારે ગુર્જર વિદ્વાનો અને વિચારકોએ મોટે ભાગે પોતાનું લાક્ષણિક શરમાશરમીપણું તેમ જ ઉદાસીનપણું ચાલુ રાખ્યું, પૂરતી બુદ્ધિશક્તિ ખર્ચી નહીં, અને વિચારવિનિમયમાં કચાશ રાખી, એ શું ઓછું શોચનીય છે? આ માટે ભવિષ્યમાં ઇષ્ટ કાર્યસિદ્ધિમાં પ્રગતિ નહીં કરવાના આક્ષેપને અવકાશ ન રહે તેવું કંઇક યથાશક્તિ યોજવા-યોજાવવાનું મથન તેમણે ન કર્યું? શું એટલીયે તેમની ફરજ ન હતી? હજીયે કેમ તેઓ પોતાના સર્વદેશી અને પરિપક્વ જ્ઞાન, અનુભવ અને દોરવણીનો તેમ લાગવગનોયે લાભ પરિષદ્‌ને આપતાં અચકાય છે?

આ તો પરિષદ્‌ના ઉદ્દેશની સિદ્ધિની મંદતા, વિરસતા, કૃપણ ગતિની અને નવા બંધારણથી એ સ્થિતિ નહીં સુધર્યાની, કહો કે સુધારી નહીં શકાયાની વાત થઈ. હવે હું સીધો બંધારણના બીજા મહત્ત્વના અંગ એટલે વહીવટ જ નહીં, તેમ એક સંમેલન પછી બીજું ભરાય તે અંતરાલમાં જ નહીં પણ, તે ઉપરાંત એકધારું સાહિત્યવિકાસનું કાર્ય નિયમસર ચાલુ રહે તેવી તંત્રઘટના કેમ શક્ય ન થઈ શકી, એ સવાલ ચર્ચું છું.

## પરિષદ્‌નું વિખવાદભર્યું વર્તમાન બંધારણ

પહેલી અને બીજી પરિષદ્‌માંથી વ્યવહાર અને ભાવિ પ્રગતિ ચલાવવાને નાણાં ફાજલ મળ્યાં નહતાં. ત્રીજી ૧૯૦૯ની રાજકોટની પરિષદ્‌ને ધન—દ્રવ્યસંગ્રહ—ભંડોળ—નો વળગાડ વળગ્યો. એ ભંડોળના વહીવટ અને વધુ સંચય માટે એક રીતે પરિષદ્‌ની પનાહમાં પણ વાસ્તવિક રીતે નિગાહ બહાર, તેનાથી કંઇક સ્વતંત્ર ધોરણે અલગ ભંડોળ કમીટી સ્થપાઇ. તે વેળાની પરિષદ્‌ની ઉગતી તેમ નિર્ધારણી સ્થિતિને અંગે તે વેળાના કાર્યકરોને આમ કરવું પડ્યું, એમ હું સમજું છું. એટલે તેમનો ખાસ દોષ કાઢવો નથી, તેમ કાઢી શકાય એમ નથી. પરંતુ જતે દહાડે સમય એવો આવ્યો કે પરિષદ્‌ને બેજવાબદાર રહે એવું ભંડોળ કમીટીનું ધોરણ કેટલાક કાર્યકરોને અનુચિત સમજાયું અને તેથી સારી રીતે સાલ્યું પણ ખરું. વડોદરા (સને ૧૯૧૨) અને સુરત (૧૯૧૫)ની પરિષદ્‌માં કોઈ ખાસ તે સામે પોકાર ઉઠ્યો ન હતો. પણ તેના હેવાલોમાં

ભંડોળ કમીટીની પ્રવૃત્તિનો હેવાલ પ્રકાશન માટે મળ્યો ન હતો, એથી ખેદ તો ઉઠ્યો હતો ખરો. આથી સને ૧૯૨૦ માં અમદાવાદમાં પરિષદના સીધાસટ કાબુ હેઠળ ભંડોળ કમિટિનો વહીવટ અને મિલ્કત લેઇ લેવાનું સબળ મથન થયું, પણ તે વિફળ નીવડ્યું, અને કમભાગ્યે પક્ષરાગ કિંવા પક્ષાવેશ બંધાયો. ત્યારથી જ એઇશું તો પરિષદ્‌ના સંચાલનમાં કંકાસ અને સત્તાગ્રહનાં મૂળ જામ્યાં છે.

ઉપર કહ્યું તેમ ભંડોળ મળતાં તેમ પાંચ વર્ષની વયની પરિષદ્ થતાં બંધારણની જરૂરત રાજકોટમાં સમજાઇ અને એક કમીટી તેની ઘટના માટે નીમાઇ પણ ખરી. વડોદરામાં ચોક્કસ સાદા સ્વરૂપવાળું બંધારણ રજુ થવા મંજુર થયું, સુરતમાં તેમાં કેટલાક સુધારા ફેરફાર થયા. પરંતુ ત્યાં સુધી પરિષદ્‌નું સ્થાયી સ્વરૂપ ધારણ કરનાર એક તંત્રવાહી મંડળનો વિચાર મૂર્તિમંત થયો ન હતો. માત્ર ત્યાં સુધી સંમેલનનો પૂરતો ઉત્સાહ જાગ્રત કરવા સિવાય કાંઇ ખાસ સંગીન પ્રવૃત્તિઓ પ્રગતિમંત કરી શકાઇ ન હતી. તેમ ૧૯૧૫ થી ૧૯૨૦ સુધીમાં એ ઉત્સાહ પણ સૂઈ ગયો હતો.

આખરે અમદાવાદમાં ભંડોળ કમીટીનાં મિલ્કતવહીવટ પરિષદની સીધી નિગાહમાં લેવાને તેમ પરિષદ્‌ના ઉદ્દેશોની વિશેષ સિદ્ધિ સાધવાને પણ **ગુજરાતી સાહિત્યપરિષદ્‌મંડળ** જેવી એક સ્થાયી, ચોક્કસ નિયમસર ચાલનારા તંત્રવાળી, સંસ્થાને સ્થાપવાનો વિચાર મૂર્ત્ત સ્વરૂપ પામ્યો; તેનું બંધારણું મંજુર થયું અને પરિષદ્‌મંડળ સ્થપાયું પણ ખરૂં. છતાં તે પરિષદથી સ્વતંત્ર ન થાય, બેજવાબદાર બની ન જાય તે માટે નીચેનો નિયમ માન્ય રખાયો હતો:

"ગુજરાતી સાહિત્યપરિષદ્‌મંડળના ઉદ્દેશો, કાર્યપદ્ધતિ વગેરેમાં ફેરફાર કે સુધારા સૂચવવા ગુજરાતી સાહિત્યપરિષદ્ સર્વોપરી રહેશે."

આટલું થયા પછી પરિષદ્‌મંડળ રજીસ્ટર્ડ સંસ્થા નહીં બન્યાથી ભંડોળ કમીટીનાં મિલ્કતવહીવટને પરિષદ્‌થી પોતાના કાબુમાં લઇ ન શકાયાં. એટલે ૧૯૨૪માં ભાવનગર પરિષદે અતિ ઉતાવળી ગતિ કરવા એક સાહસિક પગલું ભર્યું; છ માસમાં પરિષદ્‌મંડળ અને પરિષદનું પણ બંધારણ તૈયાર કરી, આગામી પરિષદ્‌ની મંજુરી લેવાની જરૂરીયાતને પણ ડાબી મૂકી, રજીસ્ટર્ડ કરાવી લેવાનું ઠરાવ્યું; માત્ર નવા મંડળે પોતાના કામકાજનો હેવાલ આગામી પરિષદ્ આગળ રજુ કરવા સૂચવ્યું; તેથી વધુ કાંઇ નહીં. ટુંકમાં પરિષદ્‌ના સર્વોપરીપણાનું ધોરણ વિસરાયું. અલબત્ત ભંડોળ કમીટીનાં મિલ્કતવહીવટ તેમજ પરિષદ્‌ને મળવાનાં જાહેર થયલાં ટ્રસ્ટો હાથમાં લેવા પરિષદ્‌મંડળ જેવી એક સ્થાયી સ્વરૂપવાળી સંસ્થા રચી, રજીસ્ટર્ડ કરાવી લેવાની તાકીદભરી અગત્ય હતી, એ ખરૂં; પરંતુ અતિઉતાવળમાં તેનું નવું બંધારણ પરિષદ્ રૂપી તેની જનનીનું સર્વોપરીપણું, જે અમદાવાદે વાજબી રાહે જરૂરી ધાર્યું હતું તે, હરી લેનારૂં તો થઇ ન પડે, અને શાસન કરનાર સંસ્થાને શાસન મેળવનારી, ગૌણ સંસ્થા કરનારૂં ન નીવડે તેની પાકી જોઇની ખબરદારી રખાઈ નહીં, અને પરિષદ્ પામે જ તેનાં કાંડાં કાપી લેવડાવવા જેવું શોચનીય પગલું ભરાયું. અસ્તુ.

આ ઠરાવ અનુસાર ૧૯૨૪ ના ઓકટોબરમાં પરિષદમંડળનું બંધારણ ઘડાઈ રજીસ્ટર્ડ પણ થઇ ચૂક્યું. તે પછી સને ૧૯૨૬ ના ફેબ્રુઆરીમાં, મુંબઇમાં પરિષદ્ મળે તે અગાઉ પરિષદ-મંડળ અને પરિષદના બંધારણનો સુધારેલો ખરડો મંડળની પેટા કમીટીએ સૂચવેલા છેવટના સુધારાવધારા સાથે મંડળની મંજુરી મેળવી, રેજીસ્ટ્રારને ત્યાં ફરી નોંધાયો. પરિષદના બંધારણને

પણ પરિષદની મંજુરી મળવા અગાઉ રજીસ્ટર્ડ કરાવાયું. પરંતુ તેમ કરવા સામે વાંધો લેવાતાં માત્ર એ બંધારણ આગામી પરિષદમાં મંજુરી માટે રજુ કરવાની સૂચના માન્ય રખાઇ. અને ૧૯૨૬ ના એપ્રીલમાં મુંબઇ પરિષદ, પરિષદ્‌મંડળના બંધારણ સામે આગળ પણ કરી ન શકી. માત્ર સખ્ત વિરોધભરી ઝુંબેસ પછી પરિષદના બંધારણમાં ચોક્કસ સુધારા કરાવી શકી.

પરિણામે મમતભર્યાં, જીદ્દી પક્ષરાગે પરિષદના ઇષ્ટ શાન્ત વાતાવરણને ખળભળાવ્યું; અને પરિષદની પ્રવૃત્તિઓને પ્રતિબંધ નડ્યો. આમાં મંડળની ૧૯૨૬ થી ૧૯૨૮ સુધીની આંતર વ્યવસ્થાએ, કડવાશભરી પક્ષાપક્ષી, અને સહકારવાંચ્છુઓની ટાળાટાળીવાળી રીતિનીતિથી કામ લેવા માંડ્યું, તેથી પણ કેટલુક અઠીક વાતાવરણ જામતું ગયું. ઉપરાંત જે બે ત્રણ યોજના કે પ્રવૃત્તિઓ તેની કાર્યવાહક સમિતિએ ઉપાડી તેમાં નિર્મળ સહકાર, અને સુંદર સર્વાંગ કાર્યસિદ્ધિના આશયને અવકાશ મળ્યો નહીં. તે ઉપરાંત પરિષદ્‌મંડળનું બંધારણ અને તંત્રનિર્વહણ પરિષદ્‌ને સાવ ગૌણ સ્થિતિમાં મૂકતું હોવાનું એક સબળ પક્ષને પ્રામાણિકપણે લાગ્યું. પરિષદ્‌ને નાથેલા બળદ પેરે પરિષદ્‌મંડળ જ નહીં, પણ તેની સાત જણની કાર્યવાહક સમિતિ ચલાવે, તે સમિતિ મધ્યસ્થ મંડળને તેમ પરિષદ્‌મંડળને પણ પૂરતી જવાબદાર નહીં તો પરિષદ્‌ને જવાબદાર ક્યાંથી હોય? પરિષદ્‌ના ઠરાવોને એ સર્વસત્તાક કાર્યવાહક સમિતિ માત્ર ભલામણ જ માની લે, અમલમાં ન મૂકવાને કુલ-મુખ્ત્યાર સમજે, એટલે તેના વહીવટને તપાસવાની માગણી તો પરિષદ્ ક્યાંથી જ કરી શકે? પરિષદ્‌ના મધ્યસ્થ મંડળની ઘટના પણ પક્ષાવેશવાળી ચુંટણીને અંગે એવી જ જકડ-બંધી થઇ કે એક પક્ષનો સુકાની ચલાવે તેમ જ તે ચાલી શકે. તે કાર્યવાહક સમિતિ પાસે સબળ જવાબ માગવાનું માથું જ ન ઉંચકી શકે, તો દબાણ તો ક્યાંથી જ કરી શકે? ઉપરાંત ઉપર કહ્યું તેમ કાર્યવાહક સમિતિની કેટલીક પ્રવૃત્તિઓ પણ એકપક્ષી ચાલવા લાગી, કેટલાકને સહકારનો નિરાદર થતો લાગ્યો. આવાં અનેક અનિષ્ટ તત્ત્વોએ વિરોધને જગવ્યો અને એક સામો પક્ષ જમાવ્યો.

અંતે ૧૯૨૮ માં અહીં નડીઆદમાં જ છેલ્લી નવમી પરિષદ્ મળી. તેને આવા પરિષદ્‌મંડળની ખાગી ખબર લેવાની કડવી ફરજ ઉઠાવવી પડી. તે વેળા પરિષદ્‌મંડળના બંધારણથી જ નહીં પણ વહીવટથીપે સાથે સાથે કેવોક તીખો અને દિલઉકાળો કરાવનારો વાંધો ઉઠ્યો હતો, તે આપ સહુ જાણો છો. તેને પાછો અત્યારે વર્ણવવો એ કોઇ રીતે ઇચ્છવાજોગ, તેમ હવે જરૂરનું પણ નથી જ. માત્ર એ છેલ્લી પરિષદ્‌નો પાંચમો અને છઠ્ઠો ઠરાવ પરિષદ્ મંડળના બંધારણ અને વહીવટમાં ખૂંચેલાં તત્ત્વોનો ખ્યાલ કેટલેક અંશે આપે છે, તે હું જણાવું છુ, એ બે ઠરાવોમાં જે નીચેની માગણી થઇ હતી તેથી એનો ખ્યાલ આવશેઃ–

"(૧) કાર્યવાહક સમિતિ અને મધ્યસ્થ સભાના ઠરાવો અને કામકાજની નોંધોનો વિગતવાર અહેવાલ જાહેર પત્રોમાં છપાવવો અને પરિષદ્‌મંડળના સભ્યોને તથા સભાસદ સંસ્થાઓને મોકલવો. (૨) પરિષદ્‌ની બેઠક અગાઉ એક માસ પહેલાં પરિષદ્‌મંડળના, અને મધ્યસ્થ સભાના હેવાલો છપાવવા. (૩) સદરહુ અહેવાલો સાથે સંબંધ ધરાવતા દસ્તાવેજો, પારિતોષિકની શરતો, સ્વીકારેલાં ટ્રસ્ટોની શરતો વગેરે પરિષદ્‌ની બેઠક વેળા, વિષયવિચારિણી સમિતિની માહિતી સારૂ ખુલ્લાં મૂકવાં. (૪) પરિષદ્‌ના ઠરાવ ઉપર પરિષદ્ મંડળે ભરેલાં પગલાં; તેનાં પરિણામ અનુભવાયલી મુશ્કેલીઓ વગેરેનો વિગતવાર હેવાલ વિષયવિચારિણી સમિતિ સમક્ષ રજુ કરવો,

(૫) પરિષદનુ બંધારણ યોગ્ય થાય, અને પરિષદ્ને પ્રાધાન્ય તથા મહત્તા જળવાય તેવા ફેરફારો બન્ને બંધારણોમાં કરવા ”

હવે હું પરિષદ્પ્રબંધનું પ્રકરણ આથી આગળ ચલાવવુ યોગ્ય લેખતો નથી કારણ છેલ્લી પરિષદે નીમેલી ૧૧ જણની બંધારણસમિતિએ આ સહુ સ્વરૂપો અને લક્ષણો વિચારી પ્રાપ્ત-સંજોગોમાં યોગ્ય અને શકય લાગ્યુ તેવુ નવુ બંધારણ એકમતે આપ સહુની વિચારણા અને મંજુરી માટે રજુ કર્યું છે પરિષદે એકમતે નીમેલી સમિતિએ એકમતે આ બંધારણ તૈયાર કરેલું હોઇને આપ આપની નૈતિક જવાબદારી સમજીને તે વિષે યોગ્ય નિર્ણય જાહેર કરી શકો એમ છે

## (૫)

## પરિષદ્-પ્રવૃત્તિ

ભાઇઓ ! આટલાં પ્રકરણો સંભળાવીને આપને મેં ભારે ત્રાસ આપ્યો છે, એ હું સમજી શકુ છુ સુજનતાનેય હદ હોય છે છતાં પ્રસ્તુત અવસરે પરિષદ્પ્રવૃત્તિના ભાવિ પ્રવાહ વિષે મારા ઉરમાં ઉઠેલા બે બોલ કહી નાંખવાના મારા ઉમળકાને–લોભને રોકી શકતો નથી એ તો ‘નવ્વાણુ ભર્યાં ત્યાં સો’ એ કહેતી અનુસાર થોડોક વધુ ત્રાસ આપ સહી લેશો, એટલી મને ખાત્રી છે

પરિષદ્ સ્થપાઇ ત્યારે અતિ ‘મહત્ત્વાકાંક્ષી’ અને ‘પ્રગલ્ભ’ ઉદ્દેશ રખાયો હતો, એ મેં ઉપર જણા વેલુ જ છે તે વેળાની ગુર્જર સાહિત્યની સમૃદ્ધિ, અન્ય સમોવડી ભાષાઓની સાહિત્યસમૃદ્ધિને સરસાઇમા ચઢી શકે તેવાં મથન આદરવાનો સંકલ્પ થયો હતો. તે માટે તે વેળા સાક્ષરતા, પાંડિત્ય, પર્યેષણા, જેમ ઉચી રસિકતાને ખીલવવાની ઉત્કંઠા મજબૂત હતી અલબત્ત સસ્કારી, ઉંચા થરનાં સાહિત્યો–વાઙ્મયો–ના સર્વાંગ વિકાસના મનોરથ સાથે લૌકિક સાહિત્યની, શહેરી તેમ ગામડાંની ઘઘાર્થી તેમ જ શ્રમજીવી જનતાની, ભૂખ ભાંગવાનો મનોરથ પણ કાયમ હતો. જો કે, મ ગાંધીજીએ અમદાવાદ પરિષદ્માં કહ્યુ હતું તેમ જનસમાજની દૃષ્ટિએ સાહિત્ય ખીલવવાનો વિચાર, જે કાળે કરીને સર્વોપરી અગત્ય ધરાવતો થવા પામ્યો છે, તે, પરિષદ્પ્રવૃત્તિમા તો શુ, પણ સાક્ષરોની પ્રવૃત્તિમા અગ્રસ્થાન પામી શકો નથી, એ ખરે જ દિલગીરીભર્યું છે, એ ખરૂ, તો પણ તેથી સાક્ષરતા જાણે સુજનતાવિહોણી હોય, જાણે ભાવિ સાહિત્યના વિકાસ માટે અણુઉપયોગી, બીનજરૂરી હોય, તેમ જાણે એવા વિકાસને પ્રતિકૂળ હોય તેમ તેને હીણુવા જેવુ કેટલીક દિશામા થવા લાગ્યુ છે, એ કોઇ રીતે ઇચ્છવાજોગ નથી, પણ ઉલટુ સાહિત્યસર્જનના મૂળને ડામવા જેવુ છે કેવળ વ્યક્તિગત વઢકારાપણુ, છિદ્રાન્વેષીપણુ, ખ–ર્ફ–ત્ર–ર્દ–૫ ની કે હ્રસ્વ-દીર્ઘની કે ઙ–કાર, જ–કારની મારીતારી કરવાની ટેવ, વાંકડાઇ તેમ અકડાઇને જ આગળ કરી, સાક્ષરતાની પીઠમા રહેલા શાસ્ત્રાભ્યાસ વિદ્યાવ્યાસંગ, પાંડિત્યાભિરૂચિ, અન્વેષણબુદ્ધિ અને ચિન્તનશીલ પ્રકૃતિ, તેમ સાહિત્યોપજીવી વૃત્તિ વગેરે લક્ષણોને કરમાવવા, એ છોકરવાદભર્યું નથી, તો બીજું શુ છે ?

સાહિત્યસર્જન લોકજીવન, લોકવ્યવહાર, લોકોપદેશને ઉદ્દેશીને જ રચાય છે, આ સહુ તેનાં વાસ્તવિક નિમિત્ત છે સાહિત્ય તેથી તો પોતાના જમાનાના લોકજીવનનું, લોકસસ્કૃતિનું પ્રતિબિંબ કહેવાય છે એ જ તેનું પ્રેરક કાર્ય છે ,સરકારી–શિષ્ટ અને લૌકિક એ બે પાંખો

સાહિત્યની છે. આ બન્ને પાંખો નિરંતર વેગવતી અને સહકારવતી રહે, એ જ સાહિત્યના ઉદય–ઉન્નતિ માટે અત્યંત જરૂરનું છે. આ બેમાં જે ભેદ છે, તે માત્ર તેને ઝીલનાર પાત્રના અધિકારનો, શિક્ષણ, સંસ્કારિતા અને સુજ્ઞતાની પ્રમાણુતાનો છે; કારણ સાહિત્યનું વાહન જે ભાષા તેમ વિચારસંભાર જે તેનો દેહ, રસ આદિ જે તેના પ્રાણસંચાર, અલંકાર આદિ જે તેનાં શણગાર, એ તે અનુસાર ઘડાય છે.

ગઈ પચ્ચીશીમાં હિન્દની અન્ય સમોવડી ભાષાઓનાં સાહિત્યને પડખે ગુજરાતી ભાષા માનવતું સ્થાન લેઈ શકે તે માટે શિષ્ટ–સંસ્કારી સાહિત્ય નવનવી પ્રતિભા અને શાસ્ત્રવિદ્યાઓના અભ્યાસ તેમ અન્વેષણ અને ચિંતનથી સરજાવવાની, ઉપરાંત સંસ્કૃત અને ઇંગ્રેજી આદિનાં સાહિત્યોનાં ઉત્કૃષ્ટ અંગોના ગ્રંથો–નિબંધો–ને આધારે ભાષાંતર–સંદોહન આદિથી પણ સમૃદ્ધ કરવાની સર્વોપરી અગત્ય ઉપર વધુ ઝોક મૂકાયો હતો. છતાં તેથી મધ્યકાળના જૂના, લોકજીવન, લોક–ઉર્મિ, લોકભાવના અને લોકધર્મવૃત્તિનાં હુબહુ પ્રતિબિંબ પાડનારાં, નરસિંહ, અખો, પ્રેમાનંદ, શામળ, ધીરો, ભોજો, દયારામ વગેરે કવિઓનાં આખ્યાન, વાર્તા–કથાઓનાં પ્રકાશનો, ઉપરાંત ધંધાર્થી, શ્રમજીવી જનતા જનસમૂહોના અંતરને ઉજાળનારાં, કર્તવ્યને સુઝાડનારાં રાસડા, શલોકા, પવાડા, સોરઠા, ગીતો આદિ કંઠસ્થ લોકગીતો, તેમ લોકવાર્તાઓના પ્રકાશનને કાંઈ ઓછી અગત્ય અપાઇ ન હતી; તેમ એવી નવકૃતિઓના સર્જનને પણ વિસારવામાં આવ્યું ન હતું. છેલ્લા દશકામાં સંખ્યાબંધ પ્રકાશનો સંસ્કારી જનોના આદરને પાત્ર નીવડયાં છે, એ તેની પ્રતીતિ છે.

હવે પ્રચંડ વેગવતી ગતિએર લોકજીવન ચેતનથી, આત્મભાનથી તરવરી રહ્યું છે. લોકાત્મ પોતાની અજ્ઞાનતા, પામરતા તેમ વેદનાઓને બને તેટલાં વહેલાં દૂર કરવા, દેશને આત્મોદ્ધારથી ઉન્નત કરવાને હલમલી રહ્યો છે. આ સહુને લગતા સવાલો અને વિષયોની માહિતીઓથી વાકેફગાર થવાને તલસી રહેલો છે. મુખ્યત્વે મ. ગાંધીજીની સ્વરાજસિદ્ધિની સત્વશાલી પ્રેરણાએ આ સહુ અદ્‌ભુત પરિણામ નીપજાવ્યું છે, અને હજીયે તે હાલ જણાય છે તે કરતાં વિશેષ અદ્‌ભુત પ્રમાણમા ખીલવાનું છે. આથી જનતાની નિરક્ષરતાને બને તેટલી બહોળા પ્રમાણમાં ઉરાડી દેવાની છે; અને તેની જીજ્ઞાસાને સંતોષવાની છે. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવને અક્ષરજ્ઞાનની યોજના વિશાળ પ્રમાણમાં ઉપાડી લેઇ, શિક્ષણસાહિત્ય, બાળસાહિત્ય, અભિનવ વાર્તાસાહિત્ય વગેરે બહાર પાડવા માંડ્યાં છે, એ અત્યંત ઉપકારક અને આવકારલાયક પ્રવૃત્તિઓ છે. તેમ બીજી સંસ્થાઓએ પણ આમાં યથાશક્તિ પોતાનો હિસ્સો આપ્યો છે. માત્ર, આવી પ્રવૃત્તિઓમાં જે કેટલુંક અઠીક, નૈતિક બંધનોને સમાજક્રાન્તિને નામે શિથિલ કરવા જેવું તત્ત્વ, ઐતિહાસિક; પૌરાણિક વ્યક્તિઓના ઓઠે દાખલ કરવામાં આવે છે, તે વાંધાભર્યું છે, એમ મને કહ્યા વિના ચાલતું નથી. ઉપરાંત આવી અન્ય સંસ્થાઓ, તેમાં વિશેષે કરીને ' નવજીવન ' સંસ્થા અને "પ્રસ્થાન કાર્યાલયે" સાંપ્રત કાળના લોકજીવનને સ્પર્શતા અનેક સવાલો તથા વિષયોને સરળ, સુગમ વાણીમાં નિરૂપનારી પુસ્તકાઓ બહાર પાડી, જનતાની વિચારભૂખ ભાગવા માંડી છે, સાહિત્યરૂચિ ઉત્કટ કરવા માંડી છે, એ ખાસ પ્રશંસાને પાત્ર છે. સાક્ષરવર્ગે પણ આમાં યથાશક્તિ પોતાનુ કર્તવ્ય સમજી, યોગ્ય હિસ્સો આપ્યા વિના ચાલે તેમ નથી જ. તેમણે પણ સમયોચિત સુરૂચિવાળું, જનતા જીરવી પોતાનું કરી શકે એવું, રસાળું, સંસ્કારી સાહિત્ય પૂરૂં પાડી, પોતાની ઉપર બેદરકારીનો આવતો આક્ષેપ દૂર કરવો ઘટે છે.

છેલ્લા દશકામાં સ્વરાજ્યની સફળ અને સબળ ચળવળે જનતાનાં સ્વાભિમાન, દેશાભિમાન, પરાશ્રયી તેમ વિષાદ અને વેદનાભર્યાં જીવનની અધમતા, ઉત્થાનની ઉર્મિ; એ સહુને ઉત્તેજતાં કાવ્યો, રાસો, પ્રભાતફેરી, વાનરસેના, માંજરસેના–નાં ગીતો મુખ્યત્વે નવજુવાન કવિઓએ ખડકલા બંધ રચી, સંગ્રહી, લોકચેતનને ઉર્જસ્વી રાખવામાં ખરો રંગ રાખ્યો છે. તે માટે વિશેષે કરીને શ્રી. મેઘાણી અને શ્રી. કેશવ હ. શેઠ વગેરે સંખ્યાબંધ કવિબંધુઓને મારાં અભિનન્દન છે. જનતાના તો આશિર્વાદ તેમણે મેળવેલા છે, એટલે તેમની તરફથી મારે એમને કાંઇ કહેવું પડે એમ નથી. તેમ મ. ગાંધીજીની 'નવજીવન' સંસ્થા તો અપૂર્વ સાહિત્યકાર્ય સમયોચિત તેમ જ સ્થાયી કરી રહી છે; તેની આ દિશાની લોકસેવાઓ ખચિત જ કલ્યાણકારી છે. સાહિત્યપરિષદના સંચાલકોએ લૌકિક સાહિત્યનો આ ઉદ્ભવ, આવી ઉપયોગી, લોકસેવાભાવી સંસ્થાઓ સાથે સમન્વય સાધીને વેગવતો ચિરંજીવ રહે તેવા પ્રબંધોને પીઠબળ દેવું-દેવરાવવું જોઇએ છે. હજી ઘણુંએક આ દિશામાં કરવાનું છે, તે આવી સંસ્થાઓના કાર્યકરો સાથે મળીને કરવાની તેની ફરજ વિશેષે કરીને છે.

આ તો લોકજીવનને ઘણા જરૂરના લૌકિક સાહિત્યની વાત થઇ. હવે હું પરિષદે ઉપાડેલા સંસ્કારી શિષ્ટ–સાહિત્યનાં ચોક્કસ અંગોના સંવર્ધન, સંશોધન અને સંગોપનના કાર્યને આગળ ધપાવવા માટે બે સૂચના કરૂં છું. હું કારણસર તેની વિગતોમાં અહીં ઉતરી શકતો નથી. માત્ર બે એક સૂચનો કરી વિરમવાનો છું. નાગરીપ્રચારિણી સભા, મહારાષ્ટ્ર ઐતિહાસિક સંશોધનમંડળ, બંગલા સાહિત્યપરિષદ્ વગેરે સંસ્થાઓ વિદ્વાનો અને વિદ્યારસિકોને તેમના જ્ઞાનવિકાસ તેમ જ્ઞાનશુદ્ધિમાં પ્રેરક તથા ઉપયોગી થઇ પડે એવા જે કેટલાક પ્રબંધ યોજી રહી છે તેવા પ્રબંધો આપણી પરિષદે વગર વખત વીતાવ્યે પોતાની પાસે સાધન ન હોય, નથી, તો ઉદાર શ્રીમંતો અને રાજાઓ પાસે તેમ જ કેટલીક સમર્થ સાધનસંપન્ન ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, શ્રીફાર્બસ ગુજરાતી સભા, 'સયાજી ભાષાન્તર ખાતું,' 'જૈન આત્માનંદ,' સભા, જૈન કોન્ફરન્સ, 'નવજીવન સંઘ' એ સહુ સંસ્થાઓ સાથે પરસ્પર સહકાર સધાવીને કરાવવા જોઇએ છે. એક મોટો, બે લાખ શબ્દોનો ગંજાવર કોષ ગોંડળ રાજ્ય કરાવે છે, એ બેશક આપણાં અભિનન્દનને પાત્ર છે. આવી જ ગુજરાતને જ્ઞાનકોષની, પરિભાષા આદિના વિશિષ્ટ માહિતીકોષોની પણ તાકીદની જરૂરીયાત છે.

ઉપરાંત આ સહુ કાર્ય સુંદર રીતે થઇ શકે તે માટે ગુજરાતમાં એક સમૃદ્ધ મુખ્ય સ્થાનકની પણ તેથીયે વિશેષ જરૂરીઆત છે. એવું સ્થાનક હોય તો તેમાં વખતો વખત ગુજરાતના તેમ ઇતર પ્રદેશોના વિદ્વાનો, વિદ્યારસિકો, સંશોધકો સાથે મળે, પરસ્પરના વિચારો, સંશોધનો અને નવસર્જનો સંબંધમાં આપલે કરી શકે, એટલું જ નહીં પણ તેઓ પોતાનાં તેમ અન્યનાં જ્ઞાન અને બુદ્ધિકોષો શુદ્ધ, વિશદ તેમ સમૃદ્ધ કરી શકે. આવા સ્થાનકમાં પાશ્ચાત્ય તેમ જ પૌરસ્ત્ય ભાષા, વિજ્ઞાન, ઇતિહાસ, સાહિત્ય, કલા, તત્ત્વજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, ધર્મવિદ્યા, રાજવિદ્યા વગેરેના અપ્રાપ્ય–પ્રાપ્ય ગ્રન્થો, વિવિધ જાતિ–ભાતિના જ્ઞાનકોષો, લેખસંગ્રહો, આકર ગ્રન્થો, 'જર્નલો,' 'રીસર્ચ'ના નિબંધો અને એવું એવું અન્ય સહુ સંગ્રહાય અને એમ કરીને તેને યથાશક્તિ પ્રાચીન, તેમ અદ્યતન વિદ્યાસમૃદ્ધિઓ મેળવવાનું કેન્દ્ર બનાવાય. આ એક સૌથી પહેલી તાકીદની અગત્ય છે. મ. ગાંધીજીનું વિદ્યાપીઠ કંઇક એવું સ્વરૂપ લેશે; તેમ તેણે "પુરાતત્ત્વ"ની કરેલી ગોઠવણ તેમ જ 'સાર્થ જોડણી કોશ', પ્રાકૃત ભાષાનું વ્યાકરણ આદિ

મુદ્રકઃ નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બીલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧.

પ્રકાશકઃ અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

પ્રમુખ, નડીઆદ પરિષદ્ સ્વાગતમંડળ, નાગરવાડા, નડીઆદ.

સન્નારીઓ અને સજ્જનો !

દશમી ગુજરાતી સાહિત્યપરિષદનો પ્રમુખ નીમી, આપે મ્હારો સત્કાર કર્યો છે, એથી મ્હને ઘણો આનંદ થાય છે. આવી જાતના દરેક કાર્યના આરંભમાં યોગ્ય પ્રમુખની પસંદગી વિષે ભિન્નભિન્ન વિચારો હોય અને હોવા જોઈએ, અને નીમવામાં આવનાર પ્રમુખને માટે શુદ્ધ બુદ્ધિથી તે વિચારો દર્શાવવા હોય તો તે દર્શાવવા પણ જોઈએ. પરંતુ તે જો વિનય અને મર્યાદાને ઓળગીને અને આવા પ્રસંગના મોભ્ભાને ન છાજે એવી રીતે કહેવામાં આવે, તો જે ભાષા અને સાહિત્યની સેવા કરવાનો તેઓ દાવો કરે છે તે જ ભાષા અને સાહિત્યને હલકું પાડવા જેવું થાય છે.

એ ગમે તેમ હોય; મ્હારે વિષે તો હું એટલો જ ખુલાસો કરવાની જરૂર જોઉં છું કે તમારા ન્હોતરાને સત્કારતાં પહેલાં મ્હને મનમાં સહેજ આનાકાની થયેલી. પરંતુ જ્યારે શ્રીયુત ફુલચંદભાઈએ મ્હારી પાસે ઉતાવળે જવાબ માગ્યો, ત્યારે મેં મ્હારા પરમ પ્રિય મિત્ર સરદાર વલ્લભભાઈની સલાહ લીધી. સારે નસીબે તે વખતે અમે સાથે રહેતા હોવાથી એ વાત પર ચર્ચા કર્યા પછી, અમને એમ લાગ્યું કે ગુજરાતી ભાષા અને સાહિત્યની અભિવૃદ્ધિ માટે સૌ કોઇ ગુજરાતીથી જે કાંઈ થઇ શકે તે કરવું, એ તેની ફરજ છે, એમ્ માનવામાં અમે બન્ને એકમત થતાં મ્હેં હા પાડી. હું જે કંઈ વિચારો તમારી આગળ રજુ કરૂં. એ સઘળા તમારે ગળે ઉતરશે એવો મમત કરતો નથી. પરંતુ મ્હારા વિચારો દર્શાવવાથી ગુજરાતી ભાષાના વિકાસ સંબંધી વધારે ચર્ચા થાય, એટલું જ નહિ પણ આ પ્રસંગે અપાતા ભાષણથી જેઓને એક જ ઘરેડમાં ચાલી વિચારવાની ટેવ પડી છે, એમને કદાચ આઘાત થાય તોપણ, ગુજરાતી ભાષા અને સાહિત્યના સૌથી ઉપયોગી મુદ્દા ઉપર ચોખ્ખા વિચાર થાય, એથી મ્હેં હા પડી. એમાં હું કેટલે દરજ્જે સફળ થઇશ એની મને ચિંતા નથી, પરંતુ તમારી મદદથી અને

જ્યાં આપણે એકમત નહિ થઈએ ત્યાં પણ તમારી સદ્‌ભાવભરી સમજથી હું જે કાંઈ કરી શકું, એ પ્રયત્નમાં જ હું સફળતા માનું છું.

છેલ્લાં બે વર્ષમાં ગુજરાતી જનતાએ ગુમાવેલા સ્વ. હીરાલાલ શ્રોફ, સ્વ. વાડીલાલ શાહ, સ્વ. નથ્થુરામ શર્મા, સ્વ. મગનભાઈ પટેલ, સ્વ. પૃથુ શુકલ અને સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા, એમના શોકજનક મૃત્યુની નોંધ લેવી ઘટે છે. આપણે એમનાં કુટુંબને ગએલી ન પૂરાય એવી ખોટ માટે દિલસોજી દાખવી, સદ્‌ગતના આત્માને શાન્તિ મળે એવી પ્રાર્થના કરીએ. સ્વ. હરગોવિંદદાસ જેવા વિદ્વાન્, વાડીલાલ જેવા વિચારક, સ્વ. હીરાલાલ જેવા તત્ત્વચિંતક, સ્વ. નથ્થુરામ જેવા પંડિત, અને સ્વ. પૃથુ શુકલ જેવા કવિ, તેમ જ સ્વ. મગનભાઈ જેવા ઉત્સાહી કાર્યકર્તા ફરીને મળવા મુશ્કેલ છે. પ્રભુ! તેમના આત્માને શાન્તિ આપો.

આ પ્રસંગે પારસી કવિ શ્રીયુત ખબરદારને એમણે ગુજરાતમાં વસી સાચા ગુજરાતી થઇ, ગુજરાતી લોકજીવનને સ્પર્શીને જે સેવાઓ કરી છે તે માટે, તેમ ચાલુ વર્ષમાં એમનાં પચાસ વર્ષ પૂરાં થયાં છે તે માટે અભિનંદન ઘટે છે. ગુજરાતના રાષ્ટ્રજીવનના ઘડતરમાં હજીએ એ કવિ પોતાથી બનતો ફાળો આપશે, એવી આશા ગુજરાત રાખે છે. ખુદા એમને દીર્ઘાયુષ્ય બક્ષો.

આ પરિષદ્ તો બંધારણનેજ અંગે હોઇને મ્હારે સાહિત્યના વિષયમાં ઉતરવાની જરૂર નથી, એવું કહેવામાં આવ્યું છે એ હું જાણું છું પણ ગુજરાતી ભાષા અને સાહિત્ય, અને એની સાથે પરિષદના બંધારણને કઇજ લાગતું વળગતું નહિ હોય તો એવી પરિષદની જરાયે ઉપયોગિતા હું જોતો નથી. એટલે આ પ્રસંગે મ્હારા વિચારો ટુંકમાં જણાવવાની હું જરૂર જોઉં છું.

ચાલુ બંધારણના હેતુઓ જોતાં, (ક) "ગુજરાતી ભાષા અને સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી અને ફેલાવવી" વગેરે, તેમ એના ઉદ્દેશો તપાસતાં મ્હને એમ લાગે છે કે સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી એ બહુ ગૌણ વાત છે. પ્રાચીન સાહિત્યને જાળવી રાખવું અને એનું સંશોધન કરવું, એ પણ એક ગૌણ વાત છે. પ્રાચીન સાહિત્ય તો પ્રાચીન જ રહેશે અને યથાકાળે એ પોતાનું સ્થાન આપોઆપ નક્કી કરી લેશે. એ પહેલાં પ્રજાએ સાહિત્યમાં વધારે રસ લેતા થવાની જરૂર છે. પ્રજા અને સાહિત્ય વચ્ચેની ઉંડી ખાઈ પૂરવાની પહેલી જરૂર છે. વધારે પ્રમાણમાં પ્રજા વધારે રસ લેતી થાય તો આપોઆપ પ્રાચીન સાહિત્યનું સંરક્ષણ તે કરશે જ, અને તેનું સંશોધન પણ થશે જ. ઉપર જણાવેલા હેતુઓ અપૂર્ણ છે, અધૂરા છે. હું માનું છું કે પરિષદ્ મંડળનો હેતુ ભવિષ્ય તરફ નજર રાખી ભાષાની ગતિ કઇ દિશા તરફ દોરવી, એ હોવો જોઇએ. ભવિષ્યની પ્રજાના ઘડતરમાં ભાષા કેવો અને કેટલો સંગીન ફાળો આપી શકશે, એ દિશામાં ભાષાપ્રવાહ વાળવાનું આપણું લક્ષ હોવું જોઇએ.

એ સિવાયના સઘળા હેતુઓ ગૌણ છે. દેશકાળનો વિચાર કર્યા વિના યોજેલા હેતુઓનો કંઈ ઉદ્દેશ જ નથી. ભાષાના વિકાસ સંબંધી આપણે જરા વધારે વિચાર કરવાની જરૂર છે. હું માનું છું કે સાહિત્યનું મુખ્ય અંગ તો ભાષા જ છે. ભાષામાં જે કહેવાનું છે તે સ્પષ્ટ રીતે કહેવામાં ન આવે, અને તેની સચોટ અસર ન થાય, તો તે ખરી ભાષા નથી. ટૂંકમાં જે બોલવામાં તેમ જ લખવામાં આવે છે, તે સ્પષ્ટ અને અસરકારક હોવું જોઈએ. એવી વાણી તે જ ભાષા.

એમાં ભાષાનાં બંધારણ વિષે પણ ખાસ ધ્યાન રાખવાની જરૂર છે. એને આપણે શૈલી કહીએ, ઘાટ કહીએ, રૂપ કહીએ, રીત કહીએ, ગમે તે નામ આપીએ. શબ્દરચનાનાં જાતજાતનાં પ્રકાર થઈ શકે છે. કેટલાક એ શબ્દોને જેમ બને તેમ અનિયમિત રીતે ગોઠવવામાં લ્હાવો માને છે, તો કેટલાક એ શબ્દોને ઠાંસીઠાંસીને ગોઠવવામાં આનંદ લે છે, તો કેટલાક એમાં સંસ્કૃત અલંકારોનાં ભાર ચઢાવવામાં મોટાઈ માને છે. એમ સૌ કોઈ પોતાની મરજી પ્રમાણે શબ્દની ગોઠવણી કરે છે. એ બધી રચનામાં જે શબ્દરચના સૌથી સરળ, સ્હેલાઈથી સમજી શકાય તેવી, અને એમ છતાં પણ અર્થવાહી અને રસભરી હોય તેજ સૌથી ઉત્તમ શબ્દરચના. તેવી જ શબ્દરચના મધુર બની શકે. તે જ શબ્દરચના સૌને પ્રિય પણ થઈ પડે. એવી શબ્દ રચનાના—પછી ગદ્ય કે પદ્ય,—ગમે તેટલા વિભાગો પાડો જે વાણી ખળખળ વ્હેતા ઝરા જેટલી નિર્મળ અને પ્રવાહી નથી, જે વાણીની મન ઉપર છાપ પડતી નથી, તે વાણીની કંઈ જ ઉપયોગિતા નથી.

વળી જે ભાષા લોકસમસ્તનાં વિચાર તેમ જ વર્તન સાથે પૂરતો જીવંત સંબંધ ધરાવતી નથી, તે ભાષા લૂખી, નબળી, અને પ્રયોજન વિનાની છે, એ ભાષાનો કંઈ અર્થ નથી. ભાષા તો તે, કે જે આખી પ્રજા સમજે. જે ભાષા, પ્રજાનાં વિચાર, વર્તન, પ્રજાનાં સુખદુખ, પ્રજાનાં આનંદઓચ્છવ, પ્રજાનાં સમાજજીવનથી જેટલી અળગી રહે, તેટલી તે નકામી ને નિર્જીવ છે. અને તેટલા જ પ્રમાણમાં તેની નિષ્ફળતા છે. ભાષા એ સકળ લોકની વાણી છે. ભાષા દ્વારા જ સકળ લોકનો જીવનવ્યવહાર ચાલે છે. જે ભાષામાં પ્રાણ ન હોય, એ ભાષાનું પ્રયોજન શું ? જે ભાષા લોકજીવનને ઉત્તેજે, લોકજીવનમાં આનંદ લાવે, એમનાં જીવનમાં રસ રેડે, લોકજીવનને બોધ આપે, લોકજીવનમાં પરિવર્તન કરાવે, એમને પ્રેરણા આપે, લોકજીવનને બળ આપે, એમનામાં વિચારની વૃદ્ધિ કરે, એને ધીમે ધીમે ઉચ્ચ માર્ગે જવા પ્રેરે અને એમાં લોકજીવનનો ઉદ્દેશ સમાઈ રહેતો હોય તે જ સાચી ભાષા. તે જ લોકોપયોગી ભાષા. તે જ લોકવ્યવહારની ભાષા. અને તેનું નામ જ ખરી ભાષા.

છેલ્લાં દશ બાર વર્ષમાં ગુજરાતને સારે નસીબે એવી સુંદર ભાષા સાંપડી છે. હું તો હિમ્મતભેર એ જમાનાને ગાંધી–યુગ કહું છું. હું જાણું છું કે હું આ નામ આપું છું તે સાહિત્યની દુનીયામાં કેટલાકને ખૂંચશે. પણ સાહિત્યની

દુનીઆ કંઈ લોકજગતથી જૂદી તો નથીજ, અને ન હોવી જોઇએ અને હોય તો એ દુનીઆ ઉપયોગ વિનાની અને દાંભિક છે. બે પાંચ વર્ષના નાનકડા ગાળાને યુગો કે પેઢીઓનાં નામ જેને આપવાં હોય તે ભલે આપે, પણ તેમને ગુજરાત અને ગુજરાતી સાહિત્યને નામે એવો દાવો કરવાનો હક્ક નથી. ગયા યુગ ગમે તે હોય, આજે તો એક જ યુગ છે–અને તે ગાંધી–યુગ. જે જમાનાએ લોકોનાં આચારવિચાર, વિચારસરણી, રહેણી કરણી, એ સૌને પલટાવી નાંખ્યાં, જે જમાનાએ લોકોમાં વિજળીવેગી જાગૃતિ આણી, લોકોની ધર્મની અને કર્મની ભાવનામાં પલટો આણ્યો, એને યુગ નહીં કહીએ તો શું કહીએ? હજી તો એ યુગનો આરંભકાળ છે, હજી તો કેટકેટલા પલટા થશે–થયાં કરશે. એ બેસી ચુકેલા યુગ તરફ જેને આંખમીંચામણાં કરવાં હોય તે ભલે કરે; પરંતુ આજે નહીં તો કાલે એ યુગને યુગ તરીકે, તેમજ એ યુગનાં પ્રેમાવતાર મહાત્મા ગાંધીને એ યુગના નેતા તરીકે સ્વીકાર્યા વિના છૂટકો જ નથી. પછી ભલે તે સાહિત્યની દુનીઆ હોય કે બીજી કોઇ હોય.

ગાંધીયુગનું સાહિત્ય પણ વિશાળ છે. વિશાળ છે એટલું જ નહીં પણ વિચારસમૃદ્ધ પણ છે. એ પ્રેરક, બોધક અને વ્યાપક પણ છે. એ યુગને લઈને વધતા જતા સાહિત્યની અંદર સજીવ ફાળો આપનાર શ્રી મહાદેવ દેસાઈ, શ્રી રામનારાયણ પાઠક, શ્રી જુગતરામ દવે, શ્રી ચન્દ્રવદન મહેતા, શ્રી ગિજુભાઇ, શ્રી કિશોરલાલ મશરૂવાળા, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી લલિતજી, શ્રી નરહરિ પરીખ, શ્રી કાલેલકર, વગેરેનું એ સાહિત્યની દુનીઆમાં સ્થાન બેશક ઘણું ઉંચું છે. સરદાર વલ્લભભાઇ પોતાને સાહિત્યની દુનીઆની વ્યક્તિ ન ગણાવે કે પોતે એક પણ નવલકથા કે શ્લોક નહીં વાંચ્યાનું જણાવે, તો પણ એમના સરળ અને શુદ્ધ તળપદા ગુજરાતીને સાહિત્યની દુનીઆમાંથી કેમ અળગું રખાય? જે જબાને જગતનો તાત એવો ખેડુત–એના જીવનમાં નવું જોમ પેદા કર્યું, જેના ખંડીએર હાડકાંમાંથી નવી જીવતી જોધ કાયા બનાવી, એ વાણીને સાહિત્યની અમૂલ્ય દોલત ગણવાનુ અભિમાન કોણ નહીં લે? પ્યારા વતનની પાક મટ્ટીમાંથી પાકેલા ખરા વતનદારોની જીન્દગીમાં નવી મસ્તિ, નઇ તમન્ના જગાવી, એમને સાચા ભડવીર બનાવનાર વીર વલ્લભભાઇની વાણીને કયો કમનસીબ સાહિત્યનું અંગ ગણતાં અચકાશે? અને મહાત્મા ગાંધીજીએ કરેલી ગુજરાતી ભાષાની સેવાનો આંક આંકનાર આપણે કોણ? જેણે પ્રાચીન અને અર્વાચીન સંસ્કૃતિઓનો, અને જૂના અને નવા વિચારોનો સુંદર મેળ સાધી અનંત સત્યનું સ્વરૂપ પ્રકટ કરી, તેનું રહસ્ય સહેલામાં સહેલું કરી સમજાવ્યું, એટલું જ નહીં પણ એ સતદીવડાના પ્રકાશ વડે ગુજરાતને ગામડે ગામડે અને ઘરેઘર અજવાળાં કર્યાં, એની સેવાની આંકણી શી રીતે થઇ શકે? લગભગ પાંચસો વર્ષ અગાઉ આદિ કવિ નરસિંહ મહેતાએ જે ગાયું,

"વૈષ્ણવ જન તો તેને કહીએ પીડ પરાઈ જાણે રે."

એ કાવ્યભાવનો આદર્શ જીવનાર, ધીરા ભગતે કહ્યું તેમ,

"તરણા ઓથે ડુંગર રે ડુંગર કોઇ દેખે નહીં,
અજાજુથ માંહે રે એક સમરથ ગાજે સહીં."

એમ સમરથની માફક ગરજનાર,

તેમ જ,

"ખબરદાર મનસૂબાજી, ખાંડાની ધારે ચઢવું છેજી,
હિમ્મત હથિઆર બાંધી રે, સત્યની લડાઇએ લઢવું છેજી."

એમ હિંમ્મત હથિઆર બાંધી સત્યની લડાઈએ લઢનાર, સુરદાસે કહ્યું તેમ,

"સબસેં ઊંચી પ્રેમ સગાઈ"

એ પ્રમાણે સબસે ઉંચી એવી પ્રેમસગાઇ સાધનાર, વળી ધના ભગતે કહ્યું તેમ,

"રામ બાણુ વાગ્યાં હોય તે જાણે,"

એમ રામબાણુથી ઘવાઈ જનાર, કબીરજીએ કહ્યુ તેમ,

"શૂર સંગ્રામ કો દેખ ભાગે નહી, દેખ ભાગે વોહી શૂર નાહી"

એમ સંગ્રામની પણુ નવી નીતિ, અને નવો ધર્મ સરજનાર ગુજરાત અને ગુજરાતી ભાષાને નવજીવન આપનાર, હિન્દુસ્તાનને સતેજ કરનાર, અને જગતને નવો પૈગામ આપનાર એ અમર વ્યક્તિનાં ગુણગાન જેટલાં ગાઇએ એટલાં ઓછાં છે. છેલ્લા દાયકામાં આપણી ગુજરાતી ભાષાને સરળ અને સચોટ, તીણી અને માર્મિક, બળવાન અને બુલંદ, નિડર અને નફ્ફર, વિનયભરી અને રસિક બનાવનાર સૌ કોઈ ભાષા ભક્તોને મારાં અભિનંદન છે.

વળી ભાષાનો આધાર કેવળ કલ્પનાના પરદેશી સાબુના ફીણુથી ઉરાડેલા ગોળા ઉપર હોઈ જ ન શકે. ભાષાનું પોષણતત્વ તો તે પ્રાંતના સાચા જનસ્વભાવના આલેખનમાં જ છે. જ્યાં સુધી એના સ્વભાવનું ખરૂં રહસ્ય ભાષામાં ઉતરે નહિં, ત્યાં સુધી ભાષાની કાયા રોગવાળી જ રહે છે, તેમ જ ભાષા સત્ય અને સ્વતંત્રતાના સિદ્ધાંતપર ઘડાયલી ન હોય તો તેનું કલેવર સડેલું જ ગણાય. હું ફરી ફરીને કહું છું, કે ભાષા સાદી અને સરળ હોવી જોઈએ. જેટલું સત્ય સાદું છે, અને સ્વતંત્રતા જેમ વ્હાલી છે, તેમ જ ભાષાનું કલેવર સાદું અને સજીવન હોવું જોઈએ. એનું વણાટ કામ ભલે જાડું હોય કે બરછટ હોય, ભાષામાં શબ્દો પણ સમજાય એવા હોવા જોઈએ. અર્થ વિનાના અતિ પાંડિત્ય ભર્યા શબ્દોને આમતેમ ઘુસાડવાથી ભાષાનું પોત બગડે છે. ચોરીનાં હાલ્લાં શીકે ન ચઢે તે હવે સમજી જવું જોઈએ.

ભાષા તો એક સાધન છે, ધ્યેય નહીં. અત્યારની આપણી દશા જોતાં, દેશકાળનો વિચાર કરતાં, ભાષા સાથે વાગ્વિલાસ કે શબ્દરચના નહીં કરી શકીએ. અત્યારે ભાષા સાથે લાડ કરનાર કે શબ્દોને લાડ લડાવનાર ભૂલ કરે છે. અત્યારે ભાષામાં શણગાર ચઢાવવામાં વખત

બગાડવાનું આપણને પાલવે તેમ નથી. એ બધા વાણી વૈભવ અત્યારે આપણને છાજતાં પણ નથી. એ છાજે જ્યારે આપણો સારો અને સ્વતંત્રતાનો સમય હોય ત્યારે. એ છાજે જે દેશે મુક્તિ મેળવી હોય તેને. આપણી દશા અત્યારે વાણીવિલાસ કરવા જેવી નથી અહીં નીચેની લીટીઓ અસ્થાને નહિ ગણાય.

મહા રોગને મૃત્યુના સાગરમાં;
લાખો ચીસ નિઃસાસ ભર્યા જગમાં.
સિતમે સળગંત ધરા-તલમાં,

રસ સુંદરતા કેરી શાયરી છે બધી જાળ સોનેરી ભુખ્યાં જનને
ત્યારે હાયરે હાય કવિ! તુંને શબ્દાની ચાતુરી ગુંથવી કેમ ગમે?

સારા વિશ્વની જે દિ ક્ષુધા સમશે,
ભુખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિ જનને જડશે,

કવિ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને,
તારા કુંજન આજ જલાવી દે પ્રાણ! રે દંભ ગાવા તને કેમ ગમે!!

આપણે જરૂર નવા ઘાટ ઘડી શકીશું. એમાં નવીન નકશી પૂરી શકીશું, જ્યારે દેશ સ્વતંત્ર થયો હશે ત્યારે. અત્યારે તો હિન્દુસ્થાનનાં સાચા ગૌરવરૂપ એના ખેડુત અને મજુરના જીવનને સ્પર્શ કરી, એમને ઉંચી કક્ષાએ લાવવામાં, એમના સંસ્કારને સજીવન કરવામાં, ભાષાને ખપમાં લેવી જોઇએ. ભાષાનો વિકાસ અને એમનાં જીવનનો વિકાસ એકબીજા સાથે સંકળાયલાં હોવાં જોઈએ. અત્યારે તો રાષ્ટ્ર જીવનના ઘડતરમાં ભાષાનો ઉપયોગ થવો જોઈએ. અત્યારે તો મુક્તિનો એ ધનભાગ્ય દિવસ વહેલો આણવાને ભાષા સાધન તરીકે વપરાવી જોઈએ.

ગઈ કાલ સુધી આપણો બધો વ્યવહાર લગભગ અંગ્રેજી ભાષાદ્વારા ચાલતો. હજી પણ કેળવણીના વિષયમાં આપણે હદપારની ગુલામી મનોદશા ભોગવી રહ્યા છીએ. બાકીના· સઘળા જીવનવ્યવહારમાં જ કેવળ નહીં, પરંતુ જનતાની શિક્ષણપદ્ધતિમાં પણ તે જ પ્રાંતની ભાષા મુખ્ય વાહન રૂપે હોવી જોઈએ. સર્વ પ્રકારની કેળવણી આખા ગુજરાતમાં ગુજરાતી ભાષા દ્વારા જ અપાવી જોઈએ.

અને તે જ ઉદ્દેશથી ગુજરાતી ભાષાની ખીલવણી કરવી જોઈએ. એટલું જ નહિ પણ સઘળી વિદ્યાપીઠોમાં મુખ્ય ભાષા ગુજરાતી જ હોવી જોઇએ, અને અંગ્રેજી બીજી ભાષા તરીકે રહેવી જોઇએ. યુરોપનાં દેશોમાં જર્મનીમાં જેમ અંગ્રેજી, ફ્રાંસમાં જેમ સ્પેનીશ, અને ઈંગ્લાંડમાં જેમ ફ્રેન્ચ શીખવવામાં આવે છે તે પ્રમાણે હિન્દુસ્તાનમાં અંગ્રેજી ભાષા શીખવાવી જોઇએ. "સ્વભાષા દ્વારા શિક્ષણ" એ સૂત્ર પર જેટલી ચર્ચા

થઇ છે, તેનાં પ્રમાણમાં એ દિશા તરફ કંઈ સક્રિય કામ નથી થયું, એ ખરેખર શોકજનક છે. આ દશાથી આપણી ભાષાને ઘણું ખમવું પડયું છે. પરંતુ હવે તો કેળવણી શિવાયનાં બીજાં ક્ષેત્રોમાં ગુજરાતી ભાષાની ઉપયોગિતા અંકાવા માંડી છે, અને ભાષાની સાદાઈ અને સરળતા તેમ જ બીજા અનેક કારણોને લઈને લોકજીવન એટલું તો જાગૃત થયું છે કે રાજકીય વિષયમાં, નાણાંવિષયમાં સમાજસેવામાં, ધર્મ અને કર્મના વિષયમાં લોકોએ ખૂબ રસ લેવા માંડ્યો છે અને તેની સાથે સાથે ગુજરાતી ભાષાની પણ ખીલવટ થઈ છે.

જગતભરની હાલની ભાષાઓની ઈમારત સાદાઇ તરફ વહે છે, અને એમની મૂળ ભાષા કે માતૃભાષાની અસરમાંથી છુટી થઈ ભારેખમ અને શાસ્ત્રીય બંધારણ ત્યજી તદ્દન સાદી અને સરળ થતી જાય છે. ગ્લેડસ્ટનું અંગ્રેજી બદલાઈ જોન બ્રાઇટનું અંગ્રેજી સ્થપાયું, અને મિલ્ટનની પદ્ય ભાષાની જગ્યાએ ટેનિસનની શૈલી દાખલ થઈ.

છેલ્લાં વીશ વર્ષમાં ભાષાનો ઝોક સાદાઇ અને સરળતા તરફ એટલો બધો વધી ગયો છે, કે કેટલાક લોકોની આંખમાં એ પલટો તો એક મોટી ક્રાન્તિ જેવો લાગે છે. માટે હું ફરી ફરીને કહું છું કે ભાષા સાદી, સરળ અને રાષ્ટ્રજીવનને ઘડનાર અને પોષનાર હોવી જોઇએ.

આવા પ્રકારની ભાષામાં લખાય એ જ ખરૂં સાહિત્ય. ગઈ કાલ સુધીનું સાહિત્ય આ કસોટીએ તપાસતાં માલમ પડશે કે ઘણે ભાગે તે અર્થ વગરનું, ઉપયોગ વગરનું અને જીવ વગરનું નીવડયું છે. રાષ્ટ્રના ઘડતરમાં કવિતા એક સાધન છે, અને એની સંગીતમયતા અને ઉર્મિપ્રાધાન્યને લઈને લોકજીવનમાં સંસ્કારિતાની પોષક છે, એમ હું માનું છું અને એનો જેટલો ઉપયોગ થાય એટલો કરવો જોઇએ. પરંતુ બુદ્ધિના અખાડામાં ઉતરી અક્ષરોના દાવપેચ કરવામાં કવિતાનો ઉપયોગ અત્યારે બીનજરૂરી છે.

નવલકથા પણ રાષ્ટ્રજીવનનાં ઘડતરમાં મોટું હથીયાર છે, જો વાપરતાં આવડે તો. પરંતુ પરદેશી રેસાઓ ઉપર નવલકથાની વસ્તુ ગુંથાયાં કરવાની હોય અથવા નકલી કે ખોટા ઈતિહાસ પર રચાયલી આદિ નવલકથાને પાટલે મૂકી પૂજ્યાં કરવાની હોય તો એવી નવલકથાની કંઇ જ કિમ્મત નથી.

તેમજ નવલકથા કેવળ રંજન ખાતર વખત કાઢવા માટે જ લખાવાની હોય તો હું કહું છું કે એ સમય અને ધનનો ખોટો વ્યય છે. અત્યારે આપણો એવો સમય નથી કે ગાદી તકીએ કે આરામખુરસીએ બેસી આપણે કેવળ દિલ બહેલવવા સાહિત્ય વાંચ્યા કરીએ અત્યારે તો સાદી અને સરળ ભાષામાં લોકજીવનને મુક્તિને માર્ગે દોરે એવી રાષ્ટ્રવિધાયક નવલકથા હોય, તો જ તેનો કાંઈક ઉપયોગ છે.

રા. કનૈયાલાલ મુનશીનાં તેમજ શ્રી. ગૌરીશંકર (ધૂમકેતુનાં) જોશીનાં લખાણો જેટલે અંશે ગુજરાતનાં લોકજીવનને સ્પર્શ્યાં છે, અને ગુજરાતી ભાષાનો પ્રવાહ જે દિશામાં વહેવો જોઇએ તેને અનુસરીને આલેખાયાં છે, તે પ્રમાણમાં તેનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન છે.

એ જ વાત નાટકોને માટે. તકલદી અને કૃત્રિમ જીવનને અને અસંસ્કારી રહેણીકરણીવાળા જીવનને નાટકના તકતાપર રજુ કરવાથી આપણો દહાડો નહીં વળે. અને રંગભૂમિનો સડો દૂર નહીં થાય. સમાજની કાળી બાજુને કોઈ પણ જાતના મુદ્દા વિના, એની અસરનો વિચાર કર્યા સિવાય, ચૂનો ઢોળવાની કુચીઆ પીંછીથી બેચાર ઘાબાં મારી ચિતરાયલાં નવલકથા અને નાટકોને હું તો ઘણું જ હાનિકારક માનું છું. પ્રામાણિકતા અને નગ્નસત્ય કહેવાની હિમ્મતના બહાના હેઠળ, નાટકની શુદ્ધ કળાને વંઠેલી ન બનાવી શકાય. રણછોડભાઈ, ડાહ્યાભાઈ, મૂળશંકર, અને નથ્થુરામે, સાચા ગુજરાતી જીવનને સ્પર્શ કરવામાં ખરેખર સફળતા મેળવી હતી, અને એટલે દરજ્જે રંગભૂમિદ્વારા કુદરતી રીતે જનતાને લાભ પણ થયો હતો. પછી તો તે વહેણ, ઉજ્જડ રણમાં સૂકાઇ ગયાં તે સૂકાઈ જ ગયાં.

નાટકોનો ખરો ઉપયોગ તો સમાજનાં બંધનો તોડવામાં થવો જોઈએ. આજ વર્ષોથી ગુજરાતી સમાજ અનેક હાનિકારક રૂઢિનાં અને ખોટાં ધાર્મિક બંધનોની અંદર સમસમી રહ્યો છે. એથી સમાજના આખા અંગનો વિકાસ નથી થઈ શકતો. પણ એ વધારે બેડોળ થતું જાય છે. એ બંધનોનું ઝેર તો એટલું બધું વ્યાપી ગયું છે, કે સમાજનું માનસ પણ તદ્દન ગુલામી દશાવાળું થઇ ગયું છે. એનાથી સ્વતંત્રપણે વિચાર પણ થઈ શકતો નથી. સામાજિક બંધનોના જુલમ તો અસહ્ય જ છે અને એનો જેમ બને તેમ વહેલો નાશ કરવાની જરૂર છે. સામાજિક સ્વતંત્રતા સાધવાને અને સમાજના પ્રાણ રૂંધી રહેલાં બંધનો તોડવાને નાટકોને જરૂર સાધન તરીકે વાપરી શકાય.

ત્યારે લોકજીવનને સ્પર્શે અને પલટે, એ ખરી ભાષા અને ખરૂં સાહિત્ય. આકાશમાંના તારાઓ જેટલું ઉંચું અને એ ઉંચાઇએ ધુમકેતુઓની માફક ફરી, કોઈ કોઇક વાર દેખા દઈ લખાયલું સાહિત્ય તે સઘળું નિરર્થક. સંસ્કૃતની શબ્દચમત્કૃતિઓ વડે ચમકાવી, અને જ્ઞાનના આડંબરભારવડે લાદીલાદી, બીજાઓને બાળક જેવા લેખી, પોતે ઉંચે આસને બેસી રહેવાનું સલામત માનનારાઓએ સરજેલું સાહિત્ય, કેવળ ઓળા સમાન છે. એ સઘળું લોકોને મન ટગરટગર જોયાં કરવા પૂરતું જ, સમજવા માટે નહીં. શબ્દોના એ ઠાલા ભણકારા લોકોને મન અર્થ વગરના છે.

નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રેમાનંદ અને નર્મદ પછી તો ગાંધીયુગ. અને **ગાંધીયુગ તે જ અમરયુગ. એ યુગનું સર્જન તે જ સાચું સર્જન.** એ યુગનાં પોષક તત્વો એ જ સાચાં તત્વો. હજી તો એ યુગનું પરોઢિયું છે. એના મધ્યાહ્ન સમયમાં ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યનો પુરો વિકાસ થશે.

પત્રકારિત્વ પણ સાહિત્ય જ છે. વર્તમાનપત્રો પણ સાહિત્યનું અંગ છે. તેમાં લોકજીવન ઘડવાની અગાધ શક્તિઓ રહેલી છે. શુદ્ધ અને પ્રામાણિક હેતુથી લખનાર, રાષ્ટ્રજીવનના ઘડતરમાં વર્તમાનપત્રોના ફાળાની જેટલી કદર કરીએ એટલી ઓછી છે. આ

સંબંધે સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ, મહેરજીભાઈ માદન, મર્હુમ કૈખશરૂ કાબરાજી, અને મર્હુમ બેહેરામજી મલબારી, શ્રી ઠાકોરરાય ઠાકોર, શ્રી. મણિભાઈ દેશાઈ, શ્રી ચન્દ્રશંકર પંડ્યા, શ્રી. સોરાબજી કાપડીઆ, શ્રી. શામળદાસ ગાંધી, શ્રી. ખંડુભાઇ દેશાઈ, શ્રી. પ્રભુદાસ મોદી, શ્રી. જયંતિલાલ અમીન, અને શ્રી અમૃતલાલ શેઠ વગેરેની ખાસ નોંધ લેવી ઘટે છે.

આ પરિષદ્‌ના સત્કારમંડળના અધ્યક્ષ શ્રી. અંબાલાલ બુ. જાનીની ગુજરાતી સાહિત્યની સેવા ગુજરાતી સાહિત્યનાં ઘણાં ક્ષેત્રોમાં છે, પરંતુ વર્તમાનપત્રદ્વારા તેમની ગુજરાતી જનસમાજની સેવા ગયાં પચ્ચીશ વર્ષ થયાં સતત અને સંગીન છે, તે સારૂ એમને હું ખાસ અભિનંદન આપું છું.

જે સંસ્થાઓ ગુજરાતી સાહિત્યને લોકોપયોગી બનાવી શકે છે તેમની સેવાની કિમ્મત પણ કાંઈ ઓછી નથી. ગુજરાતને ગામડે ગામડે પુસ્તકો પ્હોંચી શકે એટલું જ નહિ, પણ ત્યાંના લોકોને ખરીદવાને સુગમ થઇ પડે એટલાં સસ્તાં વ્હેંચી શકે એવી સંસ્થાઓને તો ખરેખર ધન્યવાદ છે. મારી જાણમાં તો એવી બે સંસ્થાઓ છે. એક તો "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય", અને બીજું "નવજીવન કાર્યાલય." "સસ્તું સાહિત્ય વર્ધક" સંસ્થાએ સારાં અને સરળ ગુજરાતી પુસ્તકોનાં પ્રકાશનો કરવામાં જે ફાળો આપ્યો છે, તે માટે ભિક્ષુ અખંડાનંદનો ગુજરાત જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે. ખરૂં જોતાં તો એ કામ સાહિત્યપરિષદ્‌નું જ કહેવાય અને તે કયારનું થવું જોઈતું હતું. સસ્તા સાહિત્ય તરફથી પુસ્તકો ગુજરાત ઉપરાંત ગુજરાત બહાર જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે તે દેશે દેશ પહોચ્યાં છે, એ ખરેખર આનંદની વાત છે. એ જ પ્રમાણે તદ્દન પડત કિંમતે હળવું અને વિચારભર્યું સાહિત્ય પ્રકટ કરી, પ્રચાર કરવામાં "નવજીવન કાર્યાલય"નો હિસ્સો પણ જેવો તેવો નથી. સારૂં તેમ જ સરળ સાહિત્ય પ્રકટ કરવું, અને લોકોને તેમાં રસ લેતાં કરવાં, એ કંઇ સાધારણ કામ નથી. એમાં સ્નેહ, ઝીણી સમજ, નાડ પારખવાની આવડત, અને ઉંચી કલા અને સેવાભક્તિની જરૂર છે. સાહિત્ય પરિષદ્ આ દિશામાં જેટલું કરે તેટલું ઓછું છે. આજ સુધી એ દિશામાં કંઇ ન થયું હોય તો ભૂલ્યા ત્યાંથી ફરી ગણવાની જરૂર છે. બીજી પ્રચારક સંસ્થાઓ મુંબાઈ, અમદાવાદ, રાણપુર વગેરેમાં છે, પણ ઉપલી બે સંસ્થાઓના શુભ અને પ્રથમ પ્રયાસ તો ખરેખર દાખલા રૂપજ છે. તેમાંયે નવજીવનના કાર્યવાહકોનું તો ગુજરાત સદા સર્વદા ઋણી જ રહેશે.

છેવટે સાહિત્યની સેવા કરવાની ધગશ રાખનારા મારા જુવાન મિત્રોને બે બોલ કહે-વાની જરૂર જોઉં છુ. પંડિત અને વિદ્વાનોએ એમને વારંવાર સલાહના સુકન કહ્યાં હશે. અને ખાસ કરીને ભાષાના ઇતિહાસ વિશે વ્યાકરણના નિયમો વિશે, કર્તા અને ક્રિયાપદની ગોઠ-વણી વિશે, અને અત્યંત આગ્રહપૂર્વક તો જોડણીના નિયમો વિશે ડહાપણના શબ્દો કહ્યા હશે. વ્યાખ્યા અને નિયમોના તમારા જ્ઞાનભંડારમાં હું કંઇ પણ ઉમેરો નહીં કરી શકું, જોડ-ણીના અને વ્યાકરણના નિયમોને ડગલે ડગલે ઠોકરો મારવામાં કંઇ બહાદુરી કે મોટાઇ

નથી, પરંતુ એ વિષયમાં ચિન્વટ—હઇજ્હારની ચિન્વટ રાખી, માથા કરતાં મણીકો ભારી કરવામાં પણ કંઇ સાર નથી. ભાષાને માટે નિયમ છે, નિયમને માટે ભાષા નથી. જગતની સઘળી ભાષાઓમાં ફેરફાર તો થયાં જ કરે છે. અંગ્રેજી ભાષામાંયે આજે પણ એ ભાષાના ઘણાયે શબ્દોની જોડણી અને ઉચ્ચારમાં વારંવાર ફેરફારો થતા જાય છે. વ્યાકરણ અને જોડણીના કાબેલ ચોકીદારોની ચોકી છતાં ગુજરાતી ભાષાનું વલણ ભલભલાની નજર ચૂકાવીને છટકીને આગળ વધતું જ જાય છે. અનેક નિયમોની જાળમાં દૃઢ બંધાયલી સંસ્કૃત ભાષાએ પણ દશી વીશીમાં દશાપલટ અનુભવી છે. એ ઘડભાંજ તો અસલ જૂની છે, અને તે ગમે તેવી ચોકસ નજરવાળા સિપાઈનો પહેરો હશે તોયે થયાં જ કરવાની છે. માટે ઉગતા જુવાનીયાઓને હું ખાસ અરજ કરૂં છું કે તમારે એની કંઈ ચિંતા કરવી નહીં. એ મારી એમને પહેલી સૂચના.

અને બીજો બોલ એમને જે કહેવાનો તે એ કે અત્યારે ખરેખરો મન્થનકાળ છે, એનો પૂરેપૂરો લાભ લેજો. સાહિત્યનો ઘણી વાર કરવામાં આવે છે એવો સાંકડો અર્થ કરશો નહીં. તેમ જ આડંબરી અર્થ પણ કરશો નહીં. સાહિત્યનો ખરો આધાર વસ્તુ ઉપર છે. અસલ ગુજરાત તો કેવુંયે માતબર હશે, કોણ જાણે. પણ અત્યારે તો નવું ગુજરાત પ્રકટી રહ્યું છે. એના તેજની રેખાઓ વડે ગુજરાત બહારનાં અંધારાં પણ અલોપ થવા માંડયાં છે. એ ગુજરાતમાં અત્યારે તપનો પ્રભાવ છે; દેશદાઝના ઉંચા ખમીર છે, ભોળા અને નિડર ખેડુતોની ખરી મહેનત છે. સાચી નિખાલસતા છે, અજાયબ પમાડે એવી ત્યાગની ભાવના અને ખાનદાની છે, ડહાપણ ભર્યો અને વ્યવહારૂ ઘરસંસાર છે, અજય અને અમોઘ અહિંસાનું હથિઆર છે. પ્રેમ, સત્ય અને શાન્તિનો તરવેણી સંગમ છે. કવિતા, નાટક કે નવલકથા માટે એવી કઈ ભાવના અહીં ઓછી છે કે તમારે પારકી આશા પર આધાર રાખવો પડે? એવી કઇ પ્રેરણા અને વસ્તુ અધૂરાં છે કે તમારે બ્હાર સાધન શોધવા જવું પડે? એવું જાહોજલાલીવાળું હાલનું ગુજરાત છે. અને એવી બરકતવાળી એની સાહિત્ય-સામગ્રી છે. આજે તમારી નજર સામે જે ભવ્ય ગુજરાત છે એ જ તમારા જીવંત સાહિત્ય-ની સાચી કામધેનુ છે. એવા અઢળક ધન વડે તમે શું શું પેદા નહીં કરી શકો?

સાહિત્યપરિષદ્‌ના તેમ જ પરિષદ્‌મંડળનાં બંધારણ વિશે ચર્ચા કરતાં પહેલાં, સાહિત્યપરિષદ્‌માં શું થયું છે તેનું ટૂંકું નિવેદન કરવું જોઇએ. અમદાવાદમાં પહેલી સાહિત્યપરિષદ્ મેળવવાનો સઘળો યશ સ્વ. રણજિતરામ મહેતાને છે, પણ મહત્વની વાત એ પરિષદમાં તેમણે સ્પષ્ટ કરેલો મુદ્દો વધારે ધ્યાન ખેંચે એ છે.

"આપણા દેશનું ભાગ્ય ઉઘડે અને આપણી પ્રજાનો ઉત્કર્ષ શી રીતે થાય." એ એમની મુખ્ય ભાવના આપણે કદિ વિસરી જવી જોઇએ નહીં. એ ઉદ્દેશથી એમણે જે પ્રથમ સંમેલન ઈ. સ. ૧૯૦૫ માં યોજ્યું હતું, તેનું આજે દસમું સંમેલન થાય છે. સંતોષની વાત તો એ છે કે આવાં સંમેલનો ભરવામાં હિન્દુસ્તાનના

બીજા પ્રાંતો કરતાં ગુજરાતે પહેલ કરી છે. લગભગ એ જ પ્રકારનાં મરાઠી, હિન્દી અને બંગાળી સાહિત્યસંમેલનો થયાં, પણ તે ૧૯૦૫ પછી જ. આ પહેલ કરવામાં ગુજરાત સ્વાભાવિક ગૌરવ લે એમાં કાંઇ નવાઇ નથી. ઈ. સ. ૧૯૦૭ માં બીજી પરિષદ્ ભરાઇ. ત્રીજી ૧૯૦૯ માં મળી અને એ પરિષદ્માંથી નાણાંપ્રકરણના ફણગા ફુટયા. રાજારજવાડાઓના આશ્રયની આશાએ રાજકોટમાં ભરાયેલી એ પરિષદ્માં ભંડોળકમિટિની સ્થાપના થઈ, અને વડોદરામાં ભરાયેલી ચોથી પરિષદ્માં એ યોજનાને સદ્ધર ટેકો પણ મળ્યો. પરિષદ્ના કાર્યમાં નિબંધો વાંચવાની અને તે એકઠા કરવાની, વળી વિભાગો રચવાની વગેરેની કાર્યદિશાઓ ઉપરાંત, આ નાણાંપ્રકરણે જ વધારે ધ્યાન અને ચર્ચા આકર્ષ્યાં છે; તે એટલે સુધી કે કોઇક કોઇક વાર સાહિત્યપરિષદ્નો ટુંક ભંડોળ પરિષદ્ જેવો દેખાવ થતો હતો. સાહિત્યની દિશામાં કંઇક સક્રિય કામ કરવાની વારંવાર બૂમો પાડવા છતાં એ સંબંધમાં સ્વ. રણજિતરામે નક્કી કરેલાં ધ્યેયથી પરિષદ્નું વહાણ આઘું ને આઘું ઘસડાતું ચાલ્યું એ શોકની વાત છે અને એથી સ્વાભાવિક રીતે પરિષદ્માં નિરસતા અને નિર્જીવતા દાખલ થવા પામ્યાં હોય તેમાં શી નવાઇ ! ઈ. સ. ૧૯૧૫ માં પાંચમી પરિષદ્ સુરતમાં મળી. ત્યાં વિભાગ વાર વિષયોની યોજના ઘડાઇ અને તે અમદાવાદમાં ભરાયેલી છઠ્ઠી પરિષદ્માં વધારે વિકાસને પામી. અમદાવાદમાં પરિષદ્ને તેના પ્રમુખ તરફથી એક રકમ મળી. અને એ જ પ્રસંગે બીજી પણ રકમો મળવાનાં વચનો આવી મળતાં—એ પરિષદ્માં એક પરિષદ્મંડળ સ્થાપવાનો અને તેનું બંધારણ ઘડવાનો વિચાર ચર્ચાયો.

એ પરિષદમાં સૌથી અગત્યનો મહાત્મા ગાંધીજીએ રજુ કરેલો ગુજરાત વિદ્યાપીઠ સ્થાપવાનો ઠરાવ અને સૌએ વધાવીને પસાર કરેલો એ ઠરાવ હજુ સુધી ફલિત નથી થયો, એની પણ નોંધ લેવી ઘટે છે. ભાવનગરમાં ભરાયેલી સાતમી પરિષદ્માં પણ નાણાંભંડોળમાં કંઇક ઉમેરો થયો અને એ ધનસંચયની યોગ્ય વ્યવસ્થા કરવા પરિષદ્મંડળ નિમવા માટે એક ખાસ સમિતિ પણ નીમાઈ. એ સમિતિએ નક્કી કરેલી યોજના પર વિચાર કર્યા પછી મુંબાઇમાં ભરાએલી આઠમી સાહિત્યપરિષદે, એક પરિષદ્મંડળની સ્થાપના કરી, અને તે ૧૯૨૪ ની સાલમાં કાયદા પ્રમાણે નોંધાયું. ૧૯૧૫ માં ધારેલું તે નવ વર્ષના ગાળા પછી મંડળ નોંધાયું. તેના નિયમોમાં સુધારાવધારાની તરત જરૂર જણાવાથી તા૦ ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૨૬ ને દિવસે વડોદરામાં મળેલી મંડળની સામાન્ય સભામાં સુધારાવધારા સાથે ખરડો મંજુર કરવામાં આવ્યો, અને ત્યાં પસાર થએલો ખરડો રજીસ્ટ્રરને ત્યાં નોંધવામાં આવ્યો. તે વખતે બદલાયલા ઉદ્દેશો નીચે પ્રમાણે છે:—

(ક) ગુજરાતી ભાષા અને સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી, અને ફેલાવવી.

(ખ) ગુજરાતી ભાષામાં કે ભાષા વિષે લખાએલાં પુસ્તકો સંરક્ષવા, તૈયાર કરવાં, છપાવવા કે પ્રસિદ્ધ કરવાં.

(ગ) ગુજરાતીઓનું સાહિત્યવિષયક ઐક્ય સંરક્ષવાનાં પગલાં લેવાં.

તેમાંના પહેલા બે ઉદ્દેશોની બાબતમાં હું ઉપર વિવેચન કરી ચુક્યો છું. બંધારણનો વિષય ત્રીજા ઉદ્દેશને લગતો છે.

બંધારણની રચના હું તો માનું છું તેમ સાદી અને સર્વગ્રાહી હોવી જોઇએ. બંધારણ તો એક સાધન છે. બંધારણ પ્રવૃત્તિનું પોષક હોવું જોઈએ, નહિ કે બાધક. પરિષદનું બંધારણ એવું હોવું જોઇએ કે ગુજરાતી સાહિત્યના વિષયમાં રસ લેનારી ભિન્ન ભિન્ન વિચાર ધરાવનારી વ્યક્તિઓ સંપ અને સહાનુભૂતિથી ગુજરાતી ભાષા અને સાહિત્યની સેવા એક મનથી કરે એવી યોજનાવાળું હોવું જોઇએ. બંધારણની જરૂરીયાત તો સૌ કોઇ સ્વીકારશે, પણ જો બંધારણ વિશાળ અને વ્યાપક ન હોય તો તે નકામું છે. એ બંધારણ સાદું, સર્વમાન્ય અને સઘળા ઉદ્દેશને સમાવનારૂં હોવું જોઈએ. સાહિત્ય એ તો વાણીનું ગંગાજળ હોવું જોઇએ. કોઇ પણ આવે, એ પીએ, અને પવિત્ર બને. સૌ કોઈ એનો લાભ લઈ શકે. એમાં બંધ પ્રતિબંધ પાલવે જ નહિ.

રજીસ્ટર્ડ થએલાં બંધારણથી અસંતોષ થયેલો છે, એ પણ હવે તો જાણીતી વાત છે. નડિયાદમાં છેલ્લી મળેલી પરિષદમાં પસાર થયેલા ઠરાવોમાં નીચેનો ઠરાવ નંબર ૯ પસાર કરવામાં આવ્યો હતો:

"આ પરિષદ્ ચોકકસ રીતે માને છે, કે પરિષદના તથા પરિષદ્ મંડળના બંધારણમાં બનતી ત્વરાએ મહત્વના ફેરફારો કરવાની જરૂર છે તેટલા માટે ચાલુ બંધારણો, પ્રમુખ સાહેબને તા૦ ૨૬ મીએ આપેલ લેખી માગણી તથા તા૦ ૨૭ મીએ આપેલ બંધારણને લગતા ઠરાવોની છાપેલ દરખાસ્તો તથા અન્ય ગૃહસ્થો કે મંડળો તરફથી જે કોઈ સૂચનાઓ આવે તે સર્વ તપાસીને, પરિષદ્ તેમ પરિષદ્ મંડળનાં બંધારણ યોગ્ય થાય અને પરિષદ્‌નું પ્રાધાન્ય તથા મહત્તા જળવાય તેવા, તથા બીજા શા ફેરફારો બન્ને બંધારણોમાં કરવા તે સૂચવી પોતાનો અહેવાલ મધ્યસ્થ સભાને મોકલાવી આપવા એક સમિતિ નીમે છે.

મધ્યસ્થ સભાએ પોતાની સૂચનાઓ સાથે આ અહેવાલ બીજી પરિષદ બોલાવી પંદર માસની અંદર પરિષદ આગળ મંજુરી માટે રજુ કરવો.

આ સમિતિ નિર્ણય ઉપર આવતાં પહેલાં પોતાને યોગ્ય લાગે એવા ગૃહસ્થની જુબાની અગર લેખિત અભિપ્રાયો લેશે, મેળવશે અને તે પર વિચાર કરશે.

જ્યારે જ્યારે આ સમિતિમાં કોઇ જગા ખાલી પડે ત્યારે ત્યારે તે જગા પૂરવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે."

એ ઠરાવને અનુસરીને સમિતિએ ગુજરાતી સાહિત્ય પરિષદના બંધારણ વિષે એક ખરડો તૈયાર કર્યો છે અને હું માનુ છું કે આપ સઘળાએ ધ્યાનપૂર્વક જોઈ ગયા હશો. એ ખરડા પર વિચાર કરતાં એમાંથી કુદરતી રીતે બે સવાલ ઉભા થાય છે.

પહેલો સવાલ એ કે આ બેઠક ગમે તે રૂપમાં એ ખરડાનાં મુખ્ય મુદ્દાઓ છેવટનાં કબુલ કરે એને લગતો છે. ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ ૧૮૬૦ નાં ૨૧ માં એકટ પ્રમાણે રજીસ્ટર થયું છે. મંડળ સ્થાપવાને એ કાયદાના સેકશન બે, પ્રમાણે મંડળનું નામ, હેતુઓ અને મંડળની વ્યવસ્થાપક સભા એ ત્રણ ફરજીઆત છે અને એના સંબંધમાં આ યોજના સાથે મંડળના નિયમોની એક યાદી પણ હોવી જોઇએ. એ ખરડો રજીસ્ટર્ડ થયેલો છે. એકટની બારમી કલમ મંડળને હેતુઓમાં વધારા ઘટાડા કરવાની, બીજા મંડળ સાથે જોડી દેવાની સત્તા આપે છે. ૧૩ મી કલમ મંડળને બરખાસ્ત કરવા સંબંધી છે. તે ઓછામાં ઓછી ૩/૫ બહુમતી વાળાઓના મતથી પસાર કરી શકાય. કલમ ૧૪ મી ઠરાવે છે, કે એવી રીતે મંડળ બરખાસ્ત થતાં એની મિલ્કત અને ભંડોળ એનાં સભ્યોમાં વહેંચી શકાય નહિ. પરંતુ ઓછામાં ઓછી ૩/૫ હાજર સંખ્યાની બહુમતી વડે એ મીલકત કોઈ બીજા મંડળને આપી શકાય. એમાં બરખાસ્ત કરતી વખતે સભ્યો જાતે અથવા અવેજી કે મુખત્યાર નામાથી મત આપી શકે.

ઉપલી કલમો જોતાં એમ લાગે છે, કે નવું બંધારણ જે કરવા ધાર્યું છે, તે તો હાલનું મંડળ બરખાસ્ત કર્યે જ હસ્તીમાં આવી શકે. ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ અને એનાં ભંડોળ મિલકત ગુજરાતી સાહિત્ય પરિષદના નવા રજીસ્ટર્ડ થનારા મંડળને સોંપી શકાય, એ જ યોગ્ય માર્ગ લાગે છે. મંડળના નામમાં ફેરફાર કરવા માટે કાયદામાં એક પણ કલમ નથી. રજીસ્ટર્ડ થયેલા મંડળના હેતુઓમાં અને કમીટીએ તૈયાર કરેલા ખરડાઓના હેતુઓમાં મને મહત્વના ફેરફાર લાગે છે. સૂચવાયલા બંધારણમાં બીજો વિભાગ સૌથી અગત્યનો છે, અને એ પર સઘળાનું ધ્યાન ખેંચું છું. તે ફકરો ૮ મો જે મધ્યસ્થ સભાના બંધારણ સંબંધી છે. મ્હને એ આખું પૂરેપૂરૂં વિશાળ લાગતું નથી અને એના પર ફરીથી વિચાર કરવાની જરૂર છે. સૂચવવામાં આવેલું બંધારણ સપ્રમાણ નથી, અને ઉપલો ભાગ પ્રમાણમાં બહુ જ ભારી છે. અને (ક, ખ) અને (ડ.) નિયમોમાં જણાવેલી બાબતો પણ પ્રમાણસર લાગતી નથી.

એટલે હું માનું છું કે જુનું મંડળ બરખાસ્ત કરવું અને ફરીથી નવે પાને નવું મતું પાડવું. નવા મંડળના બંધારણમાં મધ્યસ્થ સભા સઘળા વિચારવાળાં સભ્યોની હોવી જોઇએ.। ચાલુ બંધારણમાં એમ ન હોવાથી એ એકહથ્થુ થવાનો ભય રહે છે.

બીજો મુદ્દો વિભાગ ચોથાને લગતો છે અને તે મધ્યસ્થ સભાની મુદત અને વખતો વખતની ચુંટણી સંબંધી છે. જુનું બંધારણ નવેસરથી રચવું અને સૂચવાયલી યોજનાઓમાં ફેરફાર કરવા, અને ભાષા અને સાહિત્યના વિષયમાં સર્વે પ્રકારના મત ધરાવનારાઓનું પ્રતિનિધિત્વ રાખવું જોઇએ, જેથી ગુજરાતી ભાષા અને સાહિત્ય ખરે માર્ગે અને પ્રજાના ઉપયોગી માર્ગે દોરાય. મધ્યસ્થ સભા એકલાં નિપુણ કે ચતુર માણસોની જ બનેલી હોવી જોઇએ નહિ. એવી સભા ઘણે ભાગે જડ થઈ બેસે છે.

ગુજરાતી ભાષાનાં હિત તરફ જ નક્કી થનારા બધારણનું ધ્યેય હોવું જોઈએ. ગુજરાતી બોલતી આખી પ્રજા સાથે એ બધારણનો જીવત સબંધ હોવો જોઈએ, તો જ ગુજરાતી જીવન તથા તેના વિચારવાળા ગુજરાતી ભાષા અને સાહિત્યનો વિકાસ થઈ શકે એ ચોકામા નાતજાતના અતરાય વિના, ન્હાનાં મોટાના ભેદભાવ વિના સૌ કોઈનું સ્થાન હોવુ જોઈએ. એમા કોઈ એક સઘની સત્તા કે જોહુકમી ન હોવી જોઈએ, "પચ ત્યા પરમેશ્વર" તે પ્રમાણે સર્વ મતને રજુ કરનાર એ પંચ હોય તો તે પચની હુકુમત સૌ કોઈ પાળવા તૈયાર થાય. નરસિંહ મહેતા જાણીતા પરભાતિયામા કહે છે તેમ,

"પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન."



નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ: નડિઆદ

સાહિત્ય વિભાગના અધ્યક્ષ

રામનારાયણ વિ. પાઠકનું

ભાષણ .

# કાવ્યની શક્તિ

# કાવ્યની શક્તિ

यदुन्मीलनशक्त्यैव विश्वमुन्मीलति क्षणात् ।
स्वात्मायतनविश्रान्तां तां वन्दे प्रतिभां शिवाम् ॥[1]

આપણું વિવેચનસાહિત્ય પોતાના વિષયને સ્ફુટ કરવાને વધારે વિશાલ અને ઊંડી દૃષ્ટિથી જોવાનો પ્રયત્ન કરતું જાય છે. અંગ્રેજી દ્વારા ઉપલબ્ધ થતુ બીજી મહાપ્રજાઓનું સાહિત્ય જોઈને તેની દૃષ્ટિ વિશાલ બને છે, અને તત્ત્વજ્ઞાન જોઈને ઊંડી બને છે. આમ થવામાં કંઈક સંસ્કૃત સાહિત્યની ઉપેક્ષા થતી જણાય છે. પશ્ચિમનું વિવેચનસાહિત્ય જેમ લાંબા ઇતિહાસ ઉપર પ્રતિષ્ઠિત થયું છે, તેમ આપણું પણ આપણા પ્રાચીન ઇતિહાસ ઉપર પ્રતિષ્ઠિત થવું જોઈએ. પશ્ચિમના વિચારોનો તેણે સંપૂર્ણ લાભ લેવો જોઈએ પણ તેની સાથે પોતાના ઇતિહાસનો પણ અભ્યાસ કરવો જોઈએ. આમ નથી થતુ તેનું કારણ એ છે કે આપણા શિક્ષિતો આપણા કરતા પશ્ચિમના વિવેચનનો ઇતિહાસ વધારે જાણે છે. તેમના અભ્યાસમાં આપણું વિવેચન આવતું જ નથી એમ કહીએ તો ચાલે. એમ નહિ થાય ત્યાંસુધી આપણા જ્ઞાનનો પૂરેપૂરો સમન્વય થવો શક્ય નથી. આપણા કાવ્યશાસ્ત્રના ગ્રંથોના કેટલાક વિચારો ઘણા જ તાજા અને સ્વતન્ત્ર વિચારપદ્ધતિને ગતિ આપે તેવા છે. આપણે એનો અભ્યાસ નહિ કરીએ ત્યાંસુધી આપણું વિવેચન માત્ર પશ્ચિમના બદલાતા વિચારોના પડઘારૂપ રહેશે અને આપણો અભ્યાસ આપણા ભૂતકાળમા મૂળ ઘાલી કદી સ્વતંત્ર રીતે વધશે નહિ. થોડા અભ્યાસીઓ તેનો અભ્યાસ કરશે પણ તેઓ પોતાના અભ્યાસનું ફળ બીજાને નહિ આપી શકે. અભ્યાસની ભૂમિકા વિના બીજાઓ તેમનું વિવેચન સમજશે નહિ. અને તેનાં પુસ્તકો પણ લખાશે નહિ કારણ કે વિદ્યાર્થી સિવાયની સામાન્ય બજારુ ખપત ઉપર આધાર રાખીને આવું પુસ્તક પ્રગટ થઈ શકે નહિ.

બીજી બાજુ અંગ્રેજી દ્વારા પશ્ચિમના જે કલામીમાંસા( Aesthetics )ના ગ્રંથો ઉપલબ્ધ થાય છે તેનાથી આપણું વિવેચનસાહિત્ય ઊંડું થવા પ્રયત્ન કરે છે. આપણું સંસ્કૃત વિવેચનસાહિત્ય પણ તત્ત્વજ્ઞાન ઉપર બંધાયેલું છે એ ખરું. પણ માત્ર કલામીમાંસા સાહિત્યકલાના વિવેચનને એકદમ ઉપકારક થઈ જાય એ અત્યારે સંભવિત નથી. કલામીમાંસા પોતે જ હજી ઘણી અપૂર્ણ છે. પાશ્ચાત્ય કલામીમાંસકોએ અત્યાર સુધી અનેક પરસ્પર વિરોધી મતો જ આપ્યા કર્યા છે. પણ એ ઉપરાંત વિશેષ કારણ એ છે કે કલામીમાંસા કલાસામાન્યની જ ચર્ચા કરી શકે. હવે કલાઓ એક બીજાથી એટલી બધી ભિન્ન છે, ભિન્ન ઉપાદાનોથી કલા કલાની શક્તિ, તેની મર્યાદા, હૃદયગમ્ય થવાની રીતિ અને તેનાથી ઉપજતા સંસ્કારો એટલા ભિન્ન ભિન્ન હોય છે, કે માત્ર કલાસામાન્યની ચર્ચાથી હરકોઈ એક કલાની શક્તિનો ખાસ ખ્યાલ આવી શકે નહિ કલામીમાંસાનો અભ્યાસ સ્વતંત્ર રીતે

---

૧ જેની ઉઘડવાની-ખીલવાની શક્તિથી વિશ્વ ક્ષણમા ઉઘડે છે તે, પોતાના સ્વરૂપમા વિશ્રાન્ત એવી, શિવ પ્રતિભાને હું વંદું છું.

આગળ ચાલવાની ઘણી જ આવશ્યકતા છે, પણ વિવેચનને માટે હજી તો હરકોઈ એક કલાનો સ્વતંત્ર અભ્યાસ થવાની જરૂર છે. એક કલાનો અભ્યાસ બીજીને ઉપકારક થાય છે એ જુદો પ્રશ્ન છે.

ત્યારે કાવ્યની શક્તિનો અભ્યાસ કરવો હોય તો કાવ્યકલાને જ મુખ્યત્વે દૃષ્ટિ આગળ રાખીને તેનો અભ્યાસ કરવો જોઈએ.

કાવ્યકલાની શક્તિ અને તેની મર્યાદા બન્ને તેના ઉપાદાન ઉપર આધાર રાખે છે. કાવ્યનું ઉપાદાન અર્થપ્રતિપાદક શબ્દ છે એમ કહીશું. અંગ્રેજ કવિ શેલિ બીજી બધી કલા કરતાં કાવ્યકલાની શક્તિ વિશેષ માને છે કારણકે તેનું ઉપાદાન શબ્દ અર્થવ્યંજક છે. ચિત્રકારનો રંગ પોતે અર્થવ્યંજક નથી પણ કવિનો શબ્દ પહેલેથી જ અર્થવ્યંજક છે. પણ તે અર્થવ્યંજકતા સાથે જ એક બીજી મુશ્કેલી ઊભી થાય છે. શબ્દો માત્ર સામાન્ય ધર્મોના બોધક હોય છે. પશ્ચિમના તેમ જ પૂર્વના પ્રમાણશાસ્ત્રીઓ સમ્મત થાય છે કે શબ્દ માત્ર ‘ઉપાધિ’ એટલે સામાન્ય ધર્મનો બોધ કરે છે. હવે કલામાં રસનિષ્પત્તિ વિશિષ્ટ પ્રત્યયમાં રહેલી છે. પ્રદીપકાર ગોવિન્દ કહે છે, **प्रत्यक्षमेव ज्ञान सचमत्कारम्।** પ્રત્યક્ષ જ્ઞાન જ ચમત્કારક છે, કારણકે તે અત્યન્ત વિશિષ્ટ છે. કોઈ અનેકરંગી મૂળ ચિત્ર કરતાં માત્ર તેજછાયાનો તેનો ફોટો ઓછો રસપ્રદ લાગશે. હવે બીજી કલાઓમાં કૃતિ જે ઉપાદાન દ્વારા આપણી ઇન્દ્રિયોને ગોચર થાય છે, તે ઉપાદાન, ગોચર થતાં જ, વિશિષ્ટ સંસ્કાર પાડે છે. ઝાડનું ચિત્ર જોતાં ઝાડની વિશિષ્ટ આકૃતિ જ દૃગ્ગોચર થાય છે. સંગીત સાંભળતાં સંગીતના વિશિષ્ટ સૂરો જ શ્રવણગોચર થાય છે. પણ ‘પ્રેમ’ શબ્દ સાંભળતાં પ્રેમનું કોઈ પણ વિશિષ્ટ સ્વરૂપ ચિત્તમાં અંકિત થતું નથી. માત્ર સામાન્ય સ્વરૂપનો જ બોધ થાય છે જે રસોદ્‌બોધક નથી. આવા ઉપાદાન દ્વારા કાવ્યે વિશિષ્ટ સંસ્કારો પાડવાના છે. આ મુશ્કેલી એક શબ્દ એકલો બોલાય તે કરતાં વાક્યમાં બોલાય ત્યારે કંઈક ઓછી થાય છે. ‘બાળકને કુતરા ઉપર ઘણો પ્રેમ હતો’ એમાં પ્રેમ કંઈક વિશિષ્ટ સ્વરૂપ લે છે. અને તે પ્રમાણે વાક્યોનો સંદર્ભ થતાં અને તેમાંથી પ્રબંધ થતાં એ મુશ્કેલી ઓછી ઓછી થતી જાય છે. વાક્યનું તાત્પર્ય કોઈ વિશેષાર્થ છે એમ પ્રાચીનોએ કહ્યું છે તે યથાર્થ છે. આ વક્તવ્યને વિશેષ સ્વરૂપે પ્રગટ કરવા કાવ્ય એક ભંગીનો આશ્રય લે છે. આ ભંગી તે લક્ષણા અને અલંકાર છે. બીજી કોઈ કલા કરતાં કાવ્ય કદાચ અલંકારનો સૌથી વધારે આશ્રય લે છે. અલંકાર, વસ્તુથી ભિન્ન, વસ્તુને અલંકૃત કરવાને યોજેલી, આગન્તુક વસ્તુ છે એમ કહેવું ખોટું છે. કાવ્યને સમજાવવા વસ્તુ અને અલંકાર એવો ભેદ સ્વીકારાય તેનો વાંધો નથી, પણ તેને તત્ત્વત ભિન્ન માનવા તે ખોટું છે. અલંકાર, સામાન્ય અર્થની વિશેષ પ્રતીતિ કરાવવાને જ કાવ્યમાં આવે છે. એક સામાન્ય દાખલો લઈએ ‘મારું મન જાણે ડોળાઈ ગયું’. મનની ક્રિયા તરીકે ડોળાવાનું કથન થતાં આપણે મન સાથે એ ક્રિયાનો અન્વય કરવા પ્રયત્ન કરીએ છીએ. તે માટે, પાણી ડોળાવાની ક્રિયા ચિત્ત બને તેટલું પ્રત્યક્ષ કરે છે, અને એ ક્રિયાનો કયો અંશ મન સાથે અન્વય પામે છે તે વિચારી લઈને તેનો અન્વય કરે છે. તેમ કરતાં મનની સ્થિતિનું જે વિશેષ રૂપ પ્રતીત થાય છે તેથી વર્ણનમાંથી રસ આવે છે. કોઈ ઘરેણું સુંદર હોય, તે માણસને પહેરાવવાથી માણસ સુંદર લાગે, તેમ અહીં થતું નથી.[1] અહીં

1 તત્ત્વદૃષ્ટિએ તો આ દૃષ્ટાન્તના પક્ષે એમ બનતું નથી. ગમે તે સુંદર વસ્તુ ગમે તે વસ્તુને અલંકૃત કરી શકશે નહિ. તેમાં પણ ઔચિત્ય તો એ જ હોય.

ડોળાવાની ક્રિયા પોતે સુંદર છે માટે તે મનને લગાડવાથી મન સુંદર લાગે છે એમ બનતુ નથી પણ ડોળાવાની ક્રિયા મનને લગાડવાથી મનની અભિપ્રેત દશા વિશેષ રૂપે પ્રતીત થાય છે તેમાં રસનિષ્પત્તિ રહેલી છે. ઉપર કહ્યો તે બ્રમ અલંકાર શબ્દથી ઉત્પન્ન થાય છે, પણ તે આગન્તુક નથી. કાવ્યમા કશું આગન્તુક હોઈ શકે જ નહિ. કલામીમાંસક ક્રોશેએ આપેલી દલીલથી આનો વિચાર કરીએ. તે પૂછે છે 'જેને તમે અલંકાર કહો છો તે કાવ્યમા એકતા પામ્યો છે કે નહિ?' જો પામ્યો હોય તો તે આગન્તુક નથી, પામ્યો ન હોય તો તે કાવ્ય નથી.

અલંકારનુ આ જ ખરૂ સમર્થન છે. પ્રામાણિક આલંકારિકોએ તેનુ આ સ્થાન સ્વીકાર્યું છે. ધ્વનિકાર કહે છે.

रसाक्षिप्ततया यस्य बन्ध शक्यक्रियो भवेत् ।
अपृथग् यत्न निर्वर्त्यः सोऽलंकारो ध्वनौ मतः ॥

રસથી આક્ષિપ્ત થતો હોવાને લીધે જે અલંકારનો બંધ શક્ય થાય, અને પૃથક યત્ન વિના બની શકે તે, 'ધ્વનિ' મા એટલે ઉત્તમ કાવ્યમા ઇષ્ટ છે. આગળ જતા ટીકાકાર આનંદવર્ધન કહે છે કે **अलंकाराणि निरूप्यमाणदुर्घटनान्यपि, रससमाहित-चेतसः प्रतिभानवतः कवेः अहंपूर्विकया परापतन्ति ।** વિચારતા દુર્ઘટ લાગે તેવા અલંકારો, રસમા એકાગ્ર ચિત્તવાળા પ્રતિભાવાળા કવિ આગળ હરિફાઇથી આવી આવીને પડે છે.[1] છેવટે કહે છે **तस्मान्न तेषाम् बहिरगत्वम् रसाभिव्यक्तौ ।** જ્યા રસનુ વ્યંજન થતુ હોય ત્યા અલકાર બાહ્યાગ નથી.[2]

દશ્ય વસ્તુને શબ્દોથી પ્રત્યક્ષ કરાવવા, કાવ્ય જે અનેક અલકારો વાપરે છે તેમા માનવ કૃતિ કે માનવ ભાવનુ આરોપણ ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. આના ઘણા દાખલા કાદંબરીમા મળે છે. તેમાનો એક, શાલ્મલિ વૃક્ષના વર્ણનનો, ભાલણના સુંદર અનુવાદમાથી નીચે ઉતારૂં છું.

તે તરુખંડનિ સમીપિ શીમલિ રૂખ વિશાલ,
મૂલ અજગરિ વીટિઉં, જાણી રચ્યૂ આવાલ
શાખાઇ નિર્મોક, જાણી ઉત્તરીય વસન,
ચુહુ દિશિ વાધી ડાલિ, જાણી ગ્રહેવા માન ગગન.
વેલિ વીટાણી ઘણી તે દીસિ એહ પ્રકાર,
જરાજૂરણુ દેહ કેરી નીસરી નસ બહારિ.

૧. સરખાવો Somehow or other Figures naturally fight on the side of Sublimity, and in turn receive a wonderful reinforcement from it

A Figure looks best when it escapes one's notice that it is a Figure. Longinus on the Sublime

Loci Critici p. 47.

૨ ઘણા કવિઓ, અને સારા કવિઓ પણ ક્યાંક ક્યાંક, પૃથક યત્નથી અલંકારો વાપરે છે. વસ્તુને શણગારવા જ અલકાર તેના પર મૂકે છે, અને તે તે રંગે કાવ્ય અંતર ન જણાય, પણ તેટલા માટે અલકાર કાવ્યમા આવશ્યક નથી એમ ન કહી શકાય

અનેક શાખાઇ કરી શશિશેખરનું જે લાસ્ય
સહસ્રભુજ કલ્પાન્ત કાલનૂ નહિ દેખાડી હાસ્ય '
જીર્ણું પડવા બી ભણી પવનની વનગુ જાણિ,
નંદનવનની શોભા જોવા વાધિઉ થ પ્રાણિ '
તુલિ કરી નિ ધવલ શાખા દીસિ અતિ આકાશ,
શીશોટા રવિ અશ્વિ જાણી નાખિયા લેઇ શ્વાસ.
ગજિ કપોત ધશા થશ્ર જે વળગી મધુમ્ર માલ,
જાણી લોહોની શૃખનાઇ બાધિઉ છિ કરાન
કોટર માહા પંખી કરી ઇ મઠ એમ જણાય
શકુનિનિ સગિ કરી તે દુર્યોધન સમ થાય
દંડકારણ્યનુ નાયક જાણીઇ વૃક્ષ તેહ અનુપ.
( વૈશપાયન ઉચ્ચરિ ) સાભલુ સાચૂ ભૂપ.

કવિ અહીં એક શાલ્મનિ–શીમળાનુ વર્ણન કરે છે ઝાડની ઊંચાઇ તેનો વિસ્તાર એ સર્વ જેટલા ચિત્રથી વિશિષ્ટ રૂપે બતાવી શકાય તેટલા શબ્દોથી ન જ બતાવી શકાય કવિ શબ્દશક્તિની એ ન્યૂનતા માનવ ભાવો આરોપીને ઉત્પ્રેક્ષાથી સાધે છે ઝાડની અનેક ડાળીઓ ચોપાસ વિસ્તરેલી હતી તે કલ્પાન્ત કાલના નટરાજની સહસ્ર ભુજા જેવી દેખાતી હતી નૃત્યની ક્રિયા સાથે સરખાવવાથી ઝાડની અનેક ડાળીઓનો વિસ્તાર પ્રત્યક્ષ થઈ શકે છે એ જ ચિત્ર હજી એક વધારે ચમત્કારક ઉત્પ્રેક્ષાથી રજુ કરે છે ' ઘરડુ થઈ ગયુ છે તે જાણે પડવાની બીકથી પવનને વળગવાનું કરે છે દૂર આવેલા નંદનવનની શોભા જોવા માટે જાણે તેણે પોતાનું શરીર વધાર્યું છે . '

આપણે જેમ ડાબા હાથનો ઉપયોગ ન કરતા બળવાન જમણા હાથનો ઉપયોગ કરીએ છીએ, તેમ કવિ, ઉપાદાનની શક્તિ એક જગાએ ન્યૂન લાગતા, જ્યા તેનુ બળ અધિક છે ત્યાથી શક્તિ લાવી તેનો ઉપયોગ કરે છે શબ્દો બીજા કોઈ પણ ઉપાદાન કરતા માનવ ભાવને વ્યક્ત કરવાનુ સૌથી પ્રબળ સાધન છે માણસ જાત અનંત યુગોથી પોતાની વૃત્તિઓ અને ભાવો વ્યક્ત કરવા ભાષાનો ઉપયોગ કરતી આવી છે એ શબ્દનુ બળ છે અને માટે કવિ તે દિશાથી પોતાનું બળ લાવે છે પ્રકૃતિના કાવ્યોમા પણ તે જ રીતિનો ઉપયોગ આપણે જોઈશુ

સન્ધ્યા સાડે ધર્તીને ઉછંગે
આ શુક્રતારકપુર્ણે શી રંગે '
ને સિન્ધુમા ગૂઢ થઈ ગયેલો
જોતી રહી રમ્ય થકી રવિનાથ પેલો — ચિત્રવિલોપન

તિમિર તારક સર્વ ગયા શમી,
ઉર્ફે ઉષા કઇ કેશ સમાતી,
શશિના ગગનાંગણમા રમી,
નવલ શુક્ર , પ્રેમથી લાડતી — ગૂઢ કોકિલા

ઝીલી પ્રિયા નયનના શરને વીંધાઈ
પોઢયો હતાશ પ્રિમ મૂછિત રૂપ દર્શે;
તે વ્હાલી સ્પર્શથી સચેતન થાય તેમ
જાગ્યો નૃલોક નવચેતન ચન્દ્રી સ્પર્શે. શરત્પૂર્ણિમા

ઘણાખરા પ્રકૃતિ કાવ્યોમા આવી રીતે માનવ ભાવનું જ આરોપણ હોય છે.

આ પ્રમાણે કાવ્ય, શબ્દના ઉપાદાનદ્વારા, અલંકારના ઉપયોગથી, વિશેષાર્થ પ્રતિપાદિત કરે છે, છતાં દષ્ટિના વિષયનાં દશ્યો, દર્શનથી કે ચિત્રો દ્વારા જેવા વિશેષ રૂપે અંકિત થાય, તેવાં શબ્દો દ્વારા ન થઇ શકે. એટલે, નજરે જોતાં આકારસૌષ્ઠવની જે ચારુતા અનુભવી શકાય તે ચારુતા કાવ્ય અંકિત કરી શકે નહિ. તાજનુ દશ્ય કે સુંદર ફરસબંદી, કે સંધ્યાના રંગો, કે વરસાદનું પ્રચંડ તોફાન, કાવ્ય સંપૂર્ણ રીતે પ્રત્યક્ષ કરાવી શકે નહિ. પણ આમ એક તરફ ચિત્રકલાની અપેક્ષાએ કાવ્યમા જો શક્તિની ન્યૂનતા છે તો બીજી રીતે કાવ્યમાં અમુક ચિત્રો પ્રત્યક્ષ કરાવી આપવાની એક વિશિષ્ટ શકિત પણ છે. કમા-વીકોઈની લોકવાર્તામાથી એક દૂહાના ઉદાહરણથી તે સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ.

વીકોઇ વળા મ ઝાલ્ય, વળે વાશીંગણ નહિ,
જઈ જુવાસ્ય[1] કાળો ઝાલ, કમા મન કાળે નહિ.

કમાને વહેમ આવ્યો છે કે પોતાની પત્ની વીકોઈને કાળા ઝાલ તરફ પ્રેમ થયો છે અને તે પોતા તરફ બેવફા થઈ છે. તે પત્નીને ઘરની બહાર કાઢે છે. નિર્દોષ વીકોઈ પતિના જાકારાથી ઘર બહાર તો નીકળે છે પણ ઘર છોડી શકતી નથી. બહાર જઈને પણ ઘરના વળા ઝાલી ઊભી રહે છે અને દીન દષ્ટિથી કમાને સંઘરવા વીનતી કરે છે. ત્યારે કમો જવાબ આપે છે " વીકોઈ, વળા ઝાલ્યે શુ વળશે ? વળામા ઓછું વસી શકવાનુ હતુ ' તું તારે કાળા ઝાલ પાસે જા. આ કમાના મનમા ફરી સ્નેહનો અંકુર ફૂટવાનો નથી. " આ એક જ દુહામા, આપણે ઘરની અદર ક્રૂર જડસા જેવા કમાને, તેને દીન વદને વીનવતી, કંઈક છાપરૂ નીચું હોવાથી અને કઇક સોરઠિયાણી ઊંચી હોવાથી, છાપરાના વળા ઝાલીને ઊભી રહેલી વીકોઇને એક જ દશ્યમા જોઈએ છીએ. વ્યકિતઓ ચિત્રમા જેટલી વિશિષ્ટ રૂપે દેખાય તેટલી વિશિષ્ટ આ કાવ્યનિષ્પન્ન ચિત્રમા જોઈ શકાશે નહિ. દાખલા તરીકે કમો બેઠેલો છે કે ઊભો છે—હુ બેઠેલો કલ્પું છું પણ કોઈ ઊભેલો પણ કલ્પી શકે--તેણે હાથ કેમ રાખ્યો છે, શરીરે શુ પહેર્યુ છે વગેરે અનેક વિગતો આ ચિત્રમા દેખાતી નથી. પણ બીજી બાજુ આ ચિત્ર જ કોઈ ચિતારો નહિ કરી શકે. ચિત્રકારને કોઈ પણ ચિત્ર કાઢતી વખતે પોતાની આખ દશ્યથી બહાર કયાક તટસ્થ સ્થિર રાખવી પડે છે. ત્યાથી પોતે જોતો હોય તેમ કલ્પીને તે ચિત્ર દોરે છે. આ દશ્યમાં ઘરની અંદર બેઠેલો કમો તેને બહાર ઊભી ઊભી વીનવતી વીકોઇ, નીચું છાપરૂં, એ સઘળી વિગતો એક જ બિન્દુએ દષ્ટિ રાખી જોઈ શકાશે નહિ, અને તેથી તેવું ચિત્ર કાઢી શકાશે નહિ. સીનેમા આવું ચિત્ર બતાવવા એક દષ્ટિબિન્દુથી કમાનું મોઢું, વળી સ્થાનાન્તર કરી વીકોઈનું મોઢું, અને વળી ઘરની બહાર જઈ છાપરા અને વીકોઈ સાથે આખુ ઘર એમ એક પછી એક દશ્યો બનાવે, જે પછીથી કલ્પનાથી આપણે સમન્વિત કરી લઈએ. પણ કાવ્ય એક જ દૂહામાં

1 અહીં પાઠ સદિગ્ધ છે. પ્રકરણ ઉપરથી અર્થ બેસાર્યો છે.

એ આખુ ચિત્ર આપણને દોરી આપે છે કાવ્યમા જુદા જુદા ચિત્રો સમન્વિત થતા નથી જાણે મન પોતાના ઉપાદાનમાથી આખુ ચિત્ર ઘડે છે, અને જેમ ઈશ્વરનુ વિરાટ સ્વરૂપ પોતાની ઘડેલી સૃષ્ટિને સર્વત સ્પર્શે છે, તેના અણુએ અણુમા વ્યાપ્ત હોય છે તેમ મન પણ પોતાની સૃષ્ટિને સર્વત સ્પર્શે છે–સર્વત વ્યાપે છે

ચિત્રમા પણ એકવાર ચિત્ર જોયા પછી કલ્પના તે ચિત્ર સર્જે છે અને ચિત્ર તેને પણ સર્વત સ્પર્શે છે અહીં વક્તવ્ય એ છે કે કાવ્ય જ્યારે ચિત્ર ચીતરે છે, ત્યારે તેને દૃષ્ટિની મર્યાદા નડતી નથી આનુ કારણ એ છે કે કાવ્યનુ ઉપાદાન શબ્દો અમુક અર્થોનો બોધ કરે છે, અર્થાત્ મનમા પરબાર્યુ જ ચિત્ર ઘડાના માટે જ મનને સીધી અસર કરવી એ કાવ્યની વિશિષ્ટ શક્તિ છે કાવ્ય એ શક્તિનો જ આશ્રય લે છે આપણે ઉપર કહ્યુ કે કાવ્ય પોતાની શક્તિથી વરસાદનુ તોફાન પ્રત્યક્ષ ન કરાવી શકે એ ખરુ, પણ એ તોફાનથી માણસોના મનમા કેવી અસર થઈ હતી કે થાય તેના વર્ણન દ્વારા તોફાનથી થતી મન ઉપરની વિશિષ્ટ અસરને વર્ણવી શકે

એક બીજી દૃષ્ટિથી જોતા આ વાત વધારે સ્પષ્ટ થશે કલામા જે સુદર છે તેના સ્થૂલ દૃષ્ટિએ વિભાગો પાડવા ચિત્રકલામાથી ત્રણ દાખલા લઈએ ધારો કે આપણી સમક્ષ એક સુદર આકાર (design)ની લાદી જડેલી છે બીજો દાખલો એક રગચિત્રનો લઈએ ધારો કે તેમા એક વનનુ ચિત્ર છે અને તેમા માત્ર વૃક્ષો કાઢેલા છે ત્રીજુ ચિત્ર માનો કે દ્રૌપદીવસ્ત્રાહરણનુ છે આ ત્રણ ચિત્રોના વિષયમા શો ફરક છે તે જરા સ્થૂલ રીતે વિચારીએ ત્રણેય દૃશ્ય છે ત્રણેય સુદર છે એવો આપણો પ્રાથમિક સ્વીકાર છે ફરક એ છે કે લાદીનો આકાર સુદર છે પણ તેનો કશો અર્થ[1] થતો નથી તેની સુદરતા ચારુતા માત્ર આકાર સૌષ્ઠવની છે વનચિત્રનો અર્થ થાય છે તેનો અર્થ વન છે પણ તેમા નિરૂપ્યમાણ વિષયમા કોઈ લાગણી નથી છેલ્લા ચિત્રમા લાગણી છે દુશાસનના મો ઉપર ભૂડપની છે, દ્રૌપદી ઉપર લાચારીની છે, વગેરે વગેરે કેવળ આકારસૌષ્ઠવના સૌન્દર્યને આપણે ચારુતા એવુ પારિભાષિક નામ આપીએ ચારુતા કરતા અર્થવત્ સૌંદર્ય કે ભાવ નિરૂપક સૌન્દર્ય વધારે ઉન્નત કે ઉત્કૃષ્ટ એમ સર્વત્ર માની શકાય નહિ, જો કે ઉપરના દાખલામા એમ જણાય છે કદાચ ચિત્રકલામા એમ હશે પણ ખરુ પણ સર્વ કલાઓ માટે એવો નિયમ કરી શકાય નહિ સગીતકલા અને સ્થાપત્યકલા કેવળ આકારસૌષ્ઠવની જ છે, અને બન્ને માટે નહિ, તો સગીત માટે તો સૌ સમત થશે, કે સગીત બીજી કોઈ પણ કલા કરતા ઓછુ સુદર કે રમણીય કે આનદપ્રદ નથી

---

[1] લાદીના સુદર આકારનો અર્થ થતો નથી એમ કહ્યુ છે તે સ્થૂલ દૃષ્ટિએ સમજવાનુ છે તત્ત્વદૃષ્ટિએ તો ચિત્રમા હૃદયમા વસ્તુ જે અસર કરે તે જ તેનો અર્થ છે એવી રીતે અમુક આકૃતિ હૃદયમા જે અસર કરે તે જ તેનો અર્થ છે સમુદ્ર કે પર્વતનુ દૃશ્ય ચિત્તમા જે અસર કરે છે તેને આપણે ગભીર ભવ્ય વગેરે નામ આપીએ છીએ નાની આકૃતિને માટે તેવુ નામ ભાષામા નથી ઝાડોના અમુક પ્રકારના જૂથોને માટે વન એવુ નામ છે એક આકૃતિને બીજીથી જુદી પાડનાર તેવુ નામ ભાષામા નથી એ જ મૂળગત ફરક છે અર્થાત્ વનને માટે વન કહી શક્યા અને આકૃતિને માટે કઈ નામ ન આપી શક્યા એ જ ભાષાની અશક્તિ મર્યાદા બતાવે છે હુ માત્ર સામાન્ય શક્તિ માટે બોલુ છુ એટલે એ દૃષ્ટિએ 'અર્થ નથી' એમ કહી શકુ છુ કલાસામાન્યની દૃષ્ટિથી એમ કહી શકુ નહિ દૃશ્ય કલાઓનુ વિવેચન ભાષાથી જ કરવામા આ એક મોટી અગવડ છે

ગુજરાતીમા લખતા તો 'હૃદય ચિત્ર વગેરે શબ્દોનો પણ આપણે ચોક્કસ અર્થ નક્કી નથી કર્યો એ બીજી મુશ્કેલી છે

શ્રી જિનવિજયજી કહે છે કે તેમની પાસે મોટા મોટા વિશ ગ્રંથો છાપી શકાય એટલું ગદ્ય પડેલું છે. ગદ્ય કે પદ્ય લખાણ હમેશ ગુજરાતી સાદી ને સરળ ભાષામાં લખાયેલું છે.

આજથી ૪૦૦–૫૦૦ વર્ષ પરની ગુજરાતી કેવી હતી અને તેના કાળે કરીને કેવો વિકાર થતો ગયો તે જાણવા માટે જૂદા જૂદા ગ્રંથો તેમ લેખો પુષ્કળ છે. માટે સૌથી વિશેષ ધ્યાન શ્રી જિનવિજયજીએ પુરાતત્વના પ્રસિદ્ધ કરેલ "સચિત્ર ગુજરાતી કાદમ્બરી" કથાનકે ખેંચ્યું, કેમકે તે ગદ્યમાં હોઈ સરળ ભાષામાં લખાયું છે. શ્રીજિનવિજયજી જણાવે છે કે મહામહોપાધ્યાય સિદ્ધિચંદ્રે મહાન કવિ બાણભટ્ટની મૂળ કાદમ્બરી ઉપર સંસ્કૃતમાં ટીકા રચી હતી. એવા સમર્થ પંડિતે આ કથાનક રચવાનું કારણ પોતેજ ગ્રંથની છેવટે આપ્યું છે. તેઓ કહે છે કે બાણભટ્ટની કથા "ઘણું કઠિન છઇ તે માટઇ મંદબુદ્ધિ નઇ પ્રીછવા વાનઇ અર્થિ સંક્ષેપઇ **લોકભાષાઈ** યે પ્રબંધ કીધો છિ.' સિદ્ધિચંદ્ર જેવા મહા પંડિત લોકભાષા સુંદર ને સરળ રીતે લખી શકે, તેમ આપણા હાલના કેટલાક સાક્ષરોથી બની શકતું નથી એ અફસોસભરેલું છે. શ્રી જિનવિજયજી જણાવે છે, કે જૈન ગ્રંથો લખનાર લહિયા નકલ કરવામાં ક્વચિતજ ભૂલ કરતા એટલે આ ગ્રંથ પણ અસલ પ્રમાણે વિશેષે કરીને ઉતારેલો હોવો જોઈએ. કોઈ કોઈ ઠેકાણે જોડણીની ભૂલો જોવામાં આવે છે, પણ જોડણીના સંબંધમાં છેક પ્રાચીન કાળથી જૂદી જૂદી જોડણી કરેલી ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આવા કેટલાક પ્રયોગો બાદ કરતાં શ્રીજિનવિજયજી કહે છે કે 'બાકીનું લખાણ" શુદ્ધ અને સુવ્યવસ્થિત છે. સરખામણીની દૃષ્ટિએ જોતાં બાણની કાદમ્બરીની ભાષા અને આ પ્રબંધની ભાષા **લગભગ એક જેવીજ છે.**

નમુના તરીકે એ પ્રબંધનાની થોડી લીટીઓ નીચે આપી છે. શરૂઆતના વાક્યો ક્રિયાપદ વગરનાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. (હાલ વર્તમાનકાળમાં છે ધાતુ ઉમેરવામાં આવે છે, તેમ પહેલાં થતું નહિ.) ઇ અને ઉ હાલના એ અને ઓની ગરજ સારતા અને તે ઇ કે ઉ સ્વર કે દીર્ઘ વ્યંજન સાથે ભેગા કે છૂટા લખાતા.

**विदृशा नगरी। वेत्रवती नदीनि तटि। त्यहा राजा शोद्रक राज्य करि। एक समि दक्षिण देशथी एक चाडाली परम सुंदरी शुक लेई राजद्वारि आवी। प्रतिहारि राजानि आवी विनती करी कह्यु–एक चाडाली द्वारि अतिघी सुरुपा अति चतुरा शुक हस्त धरी आवी छि। राजा ई माहि तेडी।** *

સરખામણી માટે પચ્ચાખ્યાન વાર્તિકનું લખાણ જુઓ.

**दक्षिण देशि। तिहा महिलारुप नामइं नगर। तिहा जितशत्रु नामइ राजा**

---

(હાલની ગુજરાતી)

*વિદિશા નગરી, વેત્રવતી નદીને તટે ત્યાં રાજા શૂદ્રક રાજ્ય કરે. એક સમે દક્ષિણ દેશથી એક ચાંડાળી પરમ સુંદરી શુક લેઇ રાજદ્વારે આવી. પ્રતિહારે રાજાને આવી વિનતિ કરી કહ્યું, એક ચાંડાળી દ્વારે અતિ સુરૂપા અતિ ચતુર શુક હસ્ત ધરી આવી છે. રાજાએ માંહે તેડી.

બાળબોધ અક્ષરો લખેલા છે. જેમકે. क ए ऐ इ ई. કેટલાક શબ્દો કે જેની જોડણી જૂની ઢબની છે. જેવી કે અહિમદાવાદ (અહમદાવાદ), મંદિરિ (મંદિર). દિલી (દિલ્હી). દિવસ (દિવસ). અઢાણે (આઠ ધરાણે, બાણો ને બાણી બંને રૂપ. આકારને બદલે અકાર ચરોતરમાં વપરાય છે. એમ કહેવામાં આવે છે. તથાપિ તે અમદાવાદમાં વપરાએલા—લખાએલા છે.

એજ અરસામાં થએલ મહા કવિ પ્રેમાનંદે વાપરેલી ભાષા લઈએ. તેમના શિષ્ય વીરજીએ બાળબોધ લિપિમાં સામળશાનો મોટો વિવાહ ઉતારેલો તેમાંથી નીચેનાં વાક્ય અસલ પ્રમાણે આપ્યાં છે.

કડવું ૨૬, રાગ મેવાડો.

“सायने तेडी नाथ आव्या रे। योगमायाने के (कहे) भगवान ॥
द्वारामति जेवां सदन रचो रे। प्रेहेता रहे जे स्थान ॥१॥
बाग बगीचा सुंदर करजो रे। रखे (खे) भुलो तमे कंइ ॥
जे आज्ञा थइ पालुं रे। कही देवी जुनागढ गइ ॥२॥
गरीब गरवानी झुंपडी रे। ते तो थायें उडी जाय ॥
भाग्यां तुट्यां छाजनां जइ रे। छोबंध घर त्यां थाय ॥३॥
एम निमिष मात्रमां फरियुं रे। नवे सदन नवनिधि भराय ॥
कोइ अमीत थाय नूतन देखीने रे। तेने जोगमाय माय ॥४॥

ઉપરની ભાષામાં ને હાલની ભાષામાં કેટલો ફેર પડ્યો છે તે સુજ્ઞ વાંચક વર્ગ સહજ સમજી શકશે. જેઓ પ્રેમાનંદના વખતની ને હાલની ભાષામાં ફરક પડેલો માને છે તેઓની માન્યતા બરાબર લાગશે નહિ.

સંવતની ૧૮મી સદી અંધકાર યુગની ગણાતી, પરંતુ એ સમયે પ્રેમાનંદ અને સામળ સરખા એવા મહાન કવિઓ પ્રગટ થયા, કે તેમણે ગુજરાતી સાહિત્ય પ્રદેશને માટે ઉજ્જ્વળ યુગ બનાવી ઠેઠને દીપાવ્યો. તેમની ભાષા એવી સાદી ને સરળ હતી કે તેમના કાવ્યો ગુજરાતમાં સર્વ ભાગમાં છાપખાનાં ન છતાં અપારાબંધ પ્રસરી ગયાં. કેમકે તે અભણ ગામડીઆ. સ્ત્રીઓને બાળકો સુદ્ધાં સમજી શકે.

પ્રેમાનંદે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. તેમણે માર્કંડેય પુરાણ જેવા સંસ્કૃત મોટા ગ્રંથનું ગુજરાતી કવિતામાં ભાષાંતર કર્યું છે. ભાષાંતર કવિતાબદ્ધ કરવામાં સંસ્કૃત શબ્દો ઘણા આવી જાય તે છતાં તેમણે લોકોમાં ચાલતા સર્વ વિભાગના શબ્દોનો ઉપયોગ મોકળે હાથે કર્યો છે. પ્રાચીન, પ્રાંતિક, ગ્રામ્ય, સ્થાનિક ને ઘરખૂણીઆ શબ્દો વાપરવામાં તેમને સુગ ચડતી નહિ. એ પુરાણ માંહેલા થોડાક એવા શબ્દો નીચે આપ્યા છે.

હમ (એમ). અમિ (અમે). ઉચલી. કેતા (કેટલા) એગે એગે. કેથાવ્યું, આરપર, ઉસાથ, ફણું (એવણું), વનેક. યાંથી–યાં–યહાં–ત્યાં (જ્યાંના અર્થમાં) આ મગ (આ માર્ગે–પાસે). વીરભાનુ (વીરભુ–ફૂરતી). મહામારી (મરકી). સા.વ. ઇક (એક).

ફુલાની, આરડે (ભણે), વાજ આ ગ્યો, જાન (નુકશાન), અઘોરી (નાગો), પડાક દોળી નાખી, ટળટળાટ, મેનાણી, લાઠો (લાઠ) લેવા તો, ફટ (ઝટ), ગેહ (ઘેર), સેન સાઢીઉ, વિચે (વચ્ચે), ચાનતપણે, ખુતી, નીકર, વેડકાએ, વર જોવા, બહેમાકરો, ભરભડયો, બાધુ (બાજુ), મટાયલો, ધ્રોડવુ, મામ (ઇચ્છા–હેતુ) તનપાપડ, મેજ કરવુ (મારેજ કરવુ), અવેગ, હગમગ, રેગીપેંગી, માટી (માસના અર્થમા), શિદ (શા માટે)

પ્રેમાનંદ પછી જરા લાંબે અંતરે મહા કવિ દયારામભાઇએ સાહિત્યની ઉંચી સેવા બજાવી તેમની રસીક વાનીએ વડોદરાથી ચાણોદ સુધીના લોકોને ઘેલા બનાવી દીધા હતા તેમની કવિતા ગુજરાતીમા સર્વત્ર લોકપ્રિય થઇ પડી હતી, કેમકે તે સાદી ને સરળ હતી, તથા તેમની શબ્દ પસંદગી તો ખરેખર અદ્વિતીય હતી તેને માટે એકજ દાખલો બસ થશે વાસનડીના સંબંધમા તેનણે ગાયુ છે કે—

> ઓ વાસનડી, વેરણ થઇ લાગી છુ વ્રજની નારે,
> શુ શોર કરે જાતનડી તારી તુ જોઇને વિચાર,
> તુ દીસે કાષ્ટ તણો કટકો
> તે ઉપર આવડો શો લટકો,
> તને રસિકે લગાડયો રંગ ચટકો—ઓ વાસનડી,
> એ તો આવડુ નહોતી જાણતી,
> નહિતો મળ ગ્રીને તાણતી,
> તારો અંત તે વખતે આણતી—ઓ વાસનડી

દયારામભાઇ ગઇ સદીમા થઇ ગયા તેમનો વર્ગવાસ સને ૧૮૫૨મા ૮૫ વર્ષની વયે થયો હતો એ સમયે દલપતરામ અને નર્મદાશંકર કવિ તરીકે ઓળખાવા લાગ્યા હતા અને નવી જાતની કેળવણી શરૂ થઇ ચૂકી હતી

ગુજરાતી શાળાઓ માટે ઉત્તર પ્રાંતના ઇન્સ્પેક્ટર મે હોપ સાહેબના પ્રમુખપણા નીચેની સભાએ ગુજરાતી વાચનમાળા તૈયાર કરી તેમા લખનારાઓની ભાષા સાદી સરળ ને લોકોમા ચાલતી પસંદ કરવામા આવી હતી તેથી તેની લાંબા વખત સુધી હયાતી કાયમ રહી પરંતુ પછીથી ન સાક્ષરવર્ગને ઘણી સડેલી લાગી તેથી નવી વાચનમાળાઓ તૈયાર થઇ, પણ તે એવી ભાષામા લખાઇ છે કે તે વિદ્યાર્થીઓને અનુકૂળ નીવડી નથી મોટા મોટા શબ્દો ને જોડાક્ષરવાળા બાળકો ન સમજે કે બરાબર ઉચ્ચારી ન શકે એવા શબ્દો ભાષા સરકારી વિષયોની પસંદગી બરાબર નહિ વિનામા ગાયન ના ચાલે અને પિંગળના કઠિણ અક્ષરમેળ છંદો વાપરીને જૂની કવિતા ઉતારીને પુસ્તકો બાળકો માટે નાલાયક બનાવી દીધા છે

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

# નવલિકા સાહિત્ય

## એનાં જન્મ, વિકાસ અને કલાત્મા.

પ્રસ્તુત વિષયનો ત્રણ વિભાગ કરી ઉકેલ કરીશુ નવલિકા સાહિત્યનો જન્મ અને વિકાસનુ આલેખન કર્યા પછી એના કલાત્માના સૂક્ષ્મ સ્વરૂપના દર્શન કરીશુ

નવલિકા એટલે શુ એ પ્રથમ પ્રશ્નનો ઉત્તર એનો કલાત્મા ઓળખવાની મિમાંસા કરતી વખતે દેવાનો પ્રયાસ કરીશુ

નવલિકા સાહિત્યના મંડાણ શોધવા તરફ વળીએ તે પહેલા એ કયા દષ્ટિબિન્દુથી શોધીશુ તેની માર્ગરેખા નક્કી કરીએ, જેથી વિકટ કાર્યમા સુગમતા પડે

ટુકી વાર્તાના સાહિત્યના ચાર વિભાગ પાડી શકાય

૧ Traditional short stories લોકવાયકા, દંતકથાને ગુથી દેતી વાર્તાઓ

૨ અનુવાદ—ભાષાંતર.

૩ અનુકૃતિ—Adaptations—અક્ષરશ ભાષાંતર ન હોય પરતુ સામાજીક વાતાવરણને અનુસરતી નામ બદલીને લખેલી વાર્તાઓ

૪ મૌલિક કૃતિઓ

એટલે એ ચાર પ્રકારના મંડાણ ક્યાર કેવી રીતે અને કોના હસ્તે થયા તે શોધવા મથીશુ

### નવલિકા સાહિત્યનો જન્મ

નવલિકા સાહિત્યના મંડાણ શોધવા મુશ્કેલ છે અશક્યજ વસ્તુ છે એમ કહેવુ એમા અત્યુક્તિ નથી આપણે ત્યા ઐતિહાસિક દષ્ટિબિન્દુથી અભ્યાસની ટેવ નથી ઐતિહાસિક વિગતો સાચવી રાખવાની પ્રથા નથી એવી ઇતિહાસની બીનાઓ આપણને યાદ રાખવાની કે સઘરી રાખવાની ટેવ નથી એવ આપણ શિથિલ આપણો સ્વભાવ છે એ દશામા ગર્ભ સશોધન દષ્ટિથી કામ ઉપાડી લેવુ અશક્ય થઈ પડે છે નવલિકાનો ઇતિહાસ પણ એ મુશ્કેલીઓથી ભરેલો છે કદાચ જે જે વિરામણીઓ છે તેને વગરના વગરના માર્મિક શીખવાની દષ્ટિથી મતાગ્રહ વિના કેવળ સાહિત્ય સેવાથી પ્રગટનેજ નવલિકાના મંડાણ શોધવા મથીશુ

ઈ સ. ૧૭૮૦ મા મુગલની અદર પડતુ રાજ્ય ગયપણુ ઈ સ ૧૭૮૦ એટલે મોગલ રાજ્યની અધોગતિ સર્વત્ર પ્રસરી રહી ગુજરાતમા અરાજકતા અને અશાંતિ ફેલાઈ રહી હતી બીજી તરફ ગુજરાતમા મરાઠી સત્તાને હટાવી ગુજરાતમા સ. ૧૮૧૮ મા દાખલ થયુ ત્યારથી ગુજરાતમા ધીમે ધીમે શાતી ફેલાતી ૨૬ લોકોનો ધન માલને હાનિ પહોંચવાનો ભય ગયો સર્વત્ર વ્યવસ્થા આવતી ગઈ

સને ૧૮૮૨ના જુલાઇમાં પહેલ વહેલું અઠવાડિક તરીકે બહાર પડતું "મુંબઈ સમાચાર" શરૂ થયું. અને સને ૧૮૪૦ માં તે દૈનિકમાં ફેરવાઈ ગયું.

ગુજરાતી ગદ્ય જેને Literary prose કહી શકાય એવું ગદ્ય ૧૮૨૮થી જરવીસ સાહેબના પ્રયત્નથી શરૂ થયું. [જુનુ નર્મગદ્ય પા. ૩૪૧].

સન ૧૮૫૧માં "રાસ્ત ગોફતાર" પ્રસિદ્ધ થવા માંડ્યું. ૧૮૫૪માં "બુદ્ધિપ્રકાશ" અસ્તિત્વમાં આવ્યું. અને ૧૮૫૬માં "સ્ત્રીબોધ" નો જન્મ થયો. ૧૮૨૨ થી માંડીને ૧૮૫૬ સુધીનાં પ્રેસ અને છપાતા દૈનિક કે અઠવાડિકો કે માસિકે માત્ર લોકોને સામાન્ય હકીકતો, બનાવો પુરાં પાડ્યાં. અને એમના જીવનની તે વખતની જે જે ન્હાની-ન્હાની જરૂરીઆતો જણાવી તે પુરી પાડવા મથ્યાં.

૧૮૫૭ પછી મહારાણી વિક્ટોરીયાનું રાજ્ય થયું. છેલ્લી અશાંતિ, અરાજકતાની ઉની રાખ પુરેપુરી ટાઢી પડી ગઇ. અને સમાજ જીવન સુરક્ષિત થતું ગયું. પ્રાશ્ચાત્ય સંસ્કૃતિ અને પૌર્વાત્ય સંસ્કૃતિનો વિનિમય શરૂ થયો અને તેના સાહિત્યનાં દૃષ્ટિબિન્દુ ફેરવાયાં.

ધર્મનીતિ, આચાર અને ઇશ્વરભક્તિ એમાં સમાઇ રહેલાં. ગુજરાતી સાહિત્યનો જીર્ણોદ્ધાર થયો અને એ બે સંસ્કૃતિની અથડાઅથડીમાંથી જીવનની જે જે ઉણપો જણાતી ગઇ તે ઉકેલવા તરફ એ સાહિત્ય વળ્યું.

એ જમાનાનો (representative) સમય નિર્દેશ કરતો ગ્રંથ તે "કરણ ઘેલો". એ સાધારણ માન્યતા મુજબની પહેલી નવલ કથા. "સાસુ વહુની લઢાઇ"નો મહિપતરામનો ગ્રંથ એનાથી પહેલો હતો પણ સાધારણ રીતે "કરણ ઘેલો" એને ગુજરાતી સાહિત્યની પ્રથમ નવલકથા સાહિત્યકારોએ ગણી છે. "કરણ ઘેલો" ૧૮૬૮મા પ્રથમ બહાર પડ્યો.

રા. દેરાસરી લખે છે તેમ "નવલકથાનુ સાહિત્ય ઇંગ્રેજી કેળવણી પછી ઉત્પન્ન થયું છે અને ઇંગ્રેજી નવલકથાની આકૃતિ લઇનેજ ગુજરાતી નવલકથાઓ રચાઇ છે પ્રાચીન ગુજરાતી સાહિત્યના સમયમા એ પ્રકારની કથા રચના જાણવામા ન હતી" એ સત્ય છે "ભાલણભટ્ટ પહેલા ઇ. સ. સોળમા સૈકામાં જંબુસરના વચ્છરાજ નામે કબીરપંથી લેખકે રસમંજરીની વાર્તા પદ્યમા લખી હતી. અને તે રીતે પહેલો વાર્તા લખનાર એ છે પ્રેમાનંદની પહેલા તુળસી અને વસ્તાએ દેવકથાઓ લખેલી; પણ ખરી રીતે તો વાર્તાની શાખાના પ્રવર્તાવનાર તો પ્રેમાનંદ અને શામળ ભટ્ટજ છે." એમ રા દેરાસરી લખે છે. પરંતુ એ વાર્તા કે કથાનો પ્રકાર જુદો, એટલે આપણે એ લેકોને ગણવાનાજ નથી ટૂકી વાર્તાનુ સાહિત્ય ઘણુ જુનુ છે એમ માનનાર એક મત ગુજરાતમા છે.

તેઓ સદેવંત સાવલિંગા, ગજરામાર, ગુલબકાવલી વિગેરે પુસ્તકોને ટુંકી વાર્તામા દાખલ કરવા માગે છે પુરાણોની કથાઓ જે ગુજરાતી સાહિત્યમા દેવકથા તરીકે ઉતરી આવવા લાગ્યા, એ ટુકી વાર્તા કહેવી કે કેમ એ મુશ્કેલ વાત છે. એને ટુકી વાર્તા કહેવી એટલે દરેક-કથા [Narratior] નો સમાવેશ થઇ જાય. ( They are tales and

not short stories ) એ કથાઓ છે નવલિકાઓ નથી એટલે ઉપર જણાવેના એમના મતવ્ય પ્રમાણે નવલકથાનુ સાહિત્ય આપણે ત્યા પશ્ચિમમાંથી આવ્યુ છે એ મતજ ખરો છે અને ઇંગ્લાંડના સાહિત્યમા જેમ થયુ છે તેમ નવલકથાના સાહિત્યના વિકાસની એક અંગભૂત તરિકે અગ્રેજી સાહિત્યમા નવલિકાનો જન્મ થયો છે નવલકથાના ઘડતરમા–મન્થનમા–અનુપમ રત્ન અગ્રેજી તેમજ યુરોપીય સાહિત્યને સાપડ્યુ છે તે નવલિકા એ મત પણ સર્વમાન્ય છે

એટલે આપણે આપણા નવલિકા સાહિત્યના મૂળ શોધવા જવા હોયતો નવલકથાના સાહિત્યના મૂળ તરફ વળવાનુ એક વાત તો નિર્વિવાદજ હોઇ શકે કે નવલિકા નવલકથા પહેલા જન્મી નથીજ

"It may safely be taken that the art of story telling whether in the shape of the short story or a long story, a novel or a humorous still came into being after education on new lines has taken some root and people had become acquainted with English works of fiction "

"Further Mile Stones"

એટલે મૌલિક નવલિકાના મડાણ ૧૮૬૮ પછીના જ હોઈ શકે અનુવાદ કે અનુકૃતિ કદાચ એ જમાના પહેલા હોઈ શકે એ સંભવિત વસ્તુ છે પરતુ શોધખોળમા જડી આવતુ નથી

અને એ ઉપરાત આપણા સાહિત્યમા traditional short stories નો જન્મ અને વિકાસ પણ આપણે જોવાનો રહ્યો છે એ પ્રકારની ટુકી વાર્તાઓનો ક્યારે જન્મ થયો એ પણ જોવાનુ રહ્યુ

કરણઘેલાની પ્રસિદ્ધિ પછી થોડા થોડા અતરે મહિપતરામ નીલકઠના "સધરાજેસગ" અને "વનરાજ ચાવડો" બહાર પડ્યા અન્તપ્રસાદનુ "રાણકદેવી" નામનુ પુસ્તક પ્રસિદ્ધ થયુ, અને મણિલાલ છગનલાલનુ "પૃથ્વીરાજ ચોહાણ યાને ચદ બરદાયી" લખાયુ

"ઐતિહાસિક વસ્તુ ઉપરથી થયેલી આ નવલકથાઓની પૂર્વે ભાટચારણોને મ્હોડે રહેલી કથાઓનો મોટો ભાગ અસ્તિત્વમા હતો" એવો ર દેરાસરીનો મતવ્ય છે સન ૧૮૭૪મા ફરામજી બમનજી નામના પારસી ગૃહસ્થે "ગુજરાતની જનકથા" નામના ૮ વોલ્યુમમા પુસ્તકો બહાર પાડ્યા અને એજ લેખકે "ગુજરાત અને કાઠિયાવાડ દેશની વાર્તાઓ" અને "રાજવીર કથા" બહાર પાડયા. અને ત્યાર પછી મગનલાલ છગારામ ભટ્ટની "ગુજરાતની જુની વાર્તાઓ"નુ પુસ્તક બહાર પડ્યુ

એ ઉપરથી એમ અનુમાન દોરી શકાય છે કે traditional short stories નુ આપણ પ્રસિદ્ધ સાહિત્ય પણ ૧૮૬૮ પછીજ જન્મ પામ્યું છે

અને તે જમાનાના વધતા જતા ઐતિહાસિક વસ્તુના શોખને લીધે કરસનદાસ મૂળજીના "ગુજરાતની જનકથા" ના ૮ મે પુસ્તકથી એટલે ૧૮૭૪ થી ગુજરાતની traditional short stories નો જન્મ થયો છે એમ માનીએ તો કાંઈ ખોટુ કહેવાય નહી અને એ ઉપરથી એક બીજુ પણ અનુમાન દોરી શકાય છે ૧૮૬૮મા "કરણઘેલો" છપાયો ત્યાગથી ઐતિહાસિક વસ્તુના પ્રલોભન જનતાને વધ્યા અને તેથી મોટી નવલકથા લખી શકાય એવા વસ્તુ ખૂટયા એટલે લોકો ટુકી વાર્તા તરફ વળ્યા હોય એ સભવિત વાત છે અને ૧૮૬૮ પછીના દાયકામાજ આપણે traditional short stories ના પુસ્તકો જોઈએ છીએ એટલે એમ માનવાને કારણ મળે છે કે એ જમાનામા પણ એટલે ૧૮૭૫-૮૦ સુધી તો મૌલિક નવલિકાનો જન્મ થયો નહી હોય

અને ત્યારપછી એટલે ૧૮૮૦ પછી [૧૮૮૫] "કૌતુક માળા અને બોધ વચન" પ્રસિદ્ધ થયેલા માલમ પડે છે ૧૮૮૧મા શણગારગૌરી, સાક્ષર સદ્‌ગત રૂપરામના પુત્રવધુએ ટુકી કહાણીઓ નામનુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું પરંતુ એમા મૌલિકતા ન હતી એ તરજુમો હતો ૧૮૮૧ મા "મનોરંજક વાર્તા તથા ટુચકા સગ્રહ' છપાયુ તે પણ મૌલિક કૃતિ ન હતી એ ઉપરથી લોકકથા જનસમાજને ૧૮૬૮ પછી લગભગ ૧૦-૧૫ વર્ષ સુધી આકર્ષી રહી હતી

સદ્‌ગત ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલનુ એવુ મત ય છે કે ટુકી વાર્તાઓના અનુવાદ અને અનુકૃતિની પહેલ "મુંબઈ સમાચાર" કરી મુબઈ સમાચાર ઉપરાત "જ્ઞાન વર્ધક" નામના માસિકમા અગ્રેજીના ભાષાન્તર અથવા નામ બદલીને અનુવાદ-અનુકૃતિ પ્રકટ થતા સદ્‌ગત ડાહ્યાભાઈ પટેલનો એવો પણ મત છે કે 'મુંબઈ સમાચાર' ના એવા અનુવાદ કે અનુકૃતિની શરૂઆત આશરે સન ૧૮૮૦થી થઈ હશે 'ઘણે ભાગે પારસી લેખકો અગ્રેજીમાથી અનુવાદ કરી આ વાર્તા લખતા' એ બાબત પણ ચોક્કસ જ છે કે ટુકી વાર્તા પ્રથમ પારસી લેખકોએ છાપવી શરૂ કરી એ તો નિર્વિવાદ વાત છે કે નવલિકા સાહિત્યના મંડાણ પ્રથમ પારસી માસિકો, દૈનિક વિગેરે (Journalistic) ખપાશાહી માહિત્યમા થયા રૂસ્તદ, ગપસપ, માસિક મનરંજન વિગેરે માસિકોમા વ્હેલાય વખત થયા ટુકી વાર્તાઓ ચાલી આવે છે

શણગારગૌરીની "ટુકી કહાણીઓ નામનુ પુસ્તક ૧૮૮૧મા છપાયુ અને તે વિષે વિવેચન કરતા સદ્‌ગત સાક્ષર શ્રી નવલરામ લખે છે કે 'આવી જાતનુ પુસ્તક ગુજરાતમા **પહેલ વહેલુ** રચવાનુ માન આ બાઈને જ છે '

એ વસ્તુસ્થિતિમા એટલાજ નિર્ણય થઈ શકે એમ છે માત્ર એટલુજ કહી શકાય કે traditional stories ની શરૂઆત ૧૮૭૪થી થઈ અનવાદ અને અનુકૃતિ (translations and adaptations) લગભગ ૧૮૮૧થી શરૂ થયા ૧૮૮૬ તથા ૮૪-૮૫ ના "સ્ત્રી બોધ"ની ફાઈલો પરથી માલમ પડે છે કે "ટુકી વાર્તાઓ" નામનુ એ માસિકનું એક કોલમજ હતુ જેમા ટુકી વાર્તાઓ પ્રસિદ્ધ થતી પરંતુ તે મહીજ અનુવાદ-અથવા બાગેજ (adaptations) એટલે અનુકૃતિઓ હતી

૧૮૮૫ થી ૧૮૯૫ સુધીના દાયકામા પ્રચલિત હશે એમ અટકળ બાંધી શકાય છે. ૧૮૮૭ થી ૧૯૦૧ સુધીના ગાળામા "સરસ્વતીચંદ્ર" પ્રસિદ્ધ થતો જતો હતો. સ્ત્રી બોધમાં છપાયેલી તમામ નવલકથાઓ મોટે ભાગે તરજુમો કે અનુકૃતિ હતા. અને મૌલિક નવલ કથાની પહેલ સરસ્વતીચંદ્રથી થતી હતી.

અંગ્રેજી સાહિત્યમા જોયુ છે તે મુજબ નવલકથાના વિકાસ ઉત્કૃષ્ટતાએ પહોચ્યા નવલકથાનુ સાહિત્ય form વિકાસ પામે ત્યારપછીથી નવલિકાની પ્રગતિ થઇ છે.

અને ગુજરાતી સાહિત્યમા પણ તેમજ થયુ છે. એમ માનવાને પુરતા કારણો છે. ગુજરાતના આદ્ય [pioneer] મૌલિક નવલ કથાકાર, તરીકે ગોવર્ધનરામને સ્વીકારવામા આવ્યા છે. એ મંતવ્ય ખરો છે એમ માનીએ તો ગોવર્ધનરામની નવલકથા "સરસ્વતીચંદ્ર" ગુજરાતની જનતાને આકર્ષી રહી હતી તે જમાનામા નવલકથા સાહિત્યનું રૂપ ઉત્કૃષ્ટ દશાને પામ્યુ હતું. અને તેથી એ નવલ કથાના પ્રસિદ્ધિ કાળમા અથવા તે પછીના કાળમા નવલિકાનો જન્મ થયો હશે એમ માનવું પડે

એ માન્યતાને બીજી રીતે પુષ્ટિ મળે છે. આપણને માલમ પડે છે સન ૧૮૯૭મા "જ્ઞાનસુધા" માસિકમા "ચતુર્મુખ" "જુગલદારબંધ" નામની ટૂકી વાર્તાઓ સદ્ રમણભાઇએ લખેલી એમ માલમ પડે છે વળી અક્ટોબર ૧૮૯૯મા સ્વ ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલે "વાર્તા વારિધિ" નામના માસિકમા "ચંદ્રાનના" નામની ટૂંકી વાર્તા લખેલી પરંતુ નારાયણ હેમચન્દ્રે બંગાળીમાથી ટૂકી વાર્તાઓ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા એ અરસામા આણેલી નરસિંહરાવ હરિલાલ ધ્રુવના "સાહિત્ય" નામના માસિકમા તેમની વાર્તાઓ પ્રસિદ્ધ થયેલી તે પણ ૧૮૯૭ ના અરસામાજ

સ્વ ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ તથા રા ગ રમમોહનરાય તથા ગ. ગ નરસિંહરાવ દિવેટીઆ એ ત્રણેના મત પ્રમાણે મૌલિક ટૂકી વાર્તાની શરૂઆત નરસિંહરાવ હરિલાલ ધ્રુવના સાહિત્ય માસિકમા થઈ અને તે ૧૮૯૭ની સાલથી એટલે આપણા મૌલિક નવલિકા સાહિત્યના મંડાણ ૧૮૯૭ થી થયા

૧૮૭૭–૮ (traditional short stories) લોકકથા ૧૮૮૦–૮૨ થી આ તે અરસામા તરજુમીના ટૂકી વાર્તા અથવા જીવનમાથી લીધેલા કીસ્સાઓ અને કહાણીઓ, અને ૧૮૯૭ થી મૌલિક નવલિકા થયા એમ કહી શકાય અલબત આ મતવ્ય માટે જડ પકડી વળગી રહેવા જેવુ નથી લેખકને જે માહિતી મળી તે ઉપરથી તેના અનુમાન છે જો કોઈ સાહિત્ય પ્રિય એ બધી વાર્તાઓનો જીર્ણોદ્ધાર કરે અને સુલભ પ્રાપ્તિ થઈ શકે એવી પરિસ્થિતિ થાય તો ચોક્કસ કહી શકાય.

તરજુમીયા નવલિકા તથા લોક કથા–(traditional short stories) ના સાહિત્યના વિકાસ તેમજ મૌલિક નવલિકાનો વિકાસ જોવો હવે રહ્યો.

**નવલિકા સાહિત્યનો વિકાસઃ—**

નવલિકા સાહિત્યનો એ દૃષ્ટિએ વિકાસ તપાસવા માટે આપણે એ સાહિત્યના ત્રણ વિભાગ પાડી લઇશું

ઈ. સ ૧૯૦૨ મા બન્ધુ સમાજનુ "સુદરી સુબોધ" શરૂ થયુ એ માસિકમા હમેશ ટુકી વાર્તાઓ છપાવી જોઇએ એવો સિદ્ધાત સ્વીકારાયો અને ગુજરાતી સાહિત્યમા ટુકી વાર્તાનો અભ્યુદય ઘણે મોટે અશે "સુન્દરી સબોધ" ની પ્રવૃત્તિને આભારી છે એમ કહેવામા અત્યુક્તિ નથી

"વિસમી સદી" ૧૯૧૭મા સ્થપાયુ તેણે તો એ સાહિત્યને જુદો ઝોક આપ્યો છે ગુજરાતની જનતામા છુપાઇ રહેલા રત્નોને આગળ કરી સાહિત્યના ધોરણો બદલી નવા પ્રકારનુ સર્જનાત્મક સાહિત્ય સ્થાપી શક્યુ છે તે માટે "વિસમી સદી"નો આભાર માનવો ઘટે છે

૧૯૨૧ના અરસામા "વિસમી સદી" મૃત્યુ શય્યાપર અખડ નિદ્રા લેવા સુતુ, ત્યારપછી નવલિકા સાહિત્યના વિકાસનુ ત્રીજુ પગલુ લેવામા આવ્યુ છે છતાય સાહિત્ય એવી વસ્તુ નથી કે તેના સાલવારી–એક બીજાથી નિરાળા અસ્પૃશ્ય વિભાગ પાડી શકાય

સાહિત્યની પ્રગતિમા એક યુગનો અસ્ત થાય અને નવિન યુગનો ઉદય થાય તેમા એવું હમેશ બને છે કે અસ્ત થતા યુગમા ઉદય થતા યુગની ઉષાની ઝાખી આપણને જરૂર થાય છે

૧૮૯૭ પહેલાના લોકકથા અને અનુવાદ અને અનુકૃતિઓના ઇતિહાસમા કાઈ ખાસ વિકાસ જેવુ નથી લોક કથામા જે જે ઐતિહાસિક ઘટનાવાળી વાતો પ્રચલિત હતી તેના સગ્રહ થતા ગયા અને તરજુમીના વાર્તાઓ અગ્રેજી સાહિત્યમા પામી લોકોએ નામ બદલીને લખ્યા કરી સાહિત્યની દૃષ્ટિએ કે કલાની દૃષ્ટિએ એમા કશુ ગુજ નહી એ જમાનો માત્ર લોકોપદેશ, જીવનની જરૂરીયાતો તરફ વળેલો હતો એટલે લોકોને બોધ મળે એવી (Didactic) ઉપદેશાત્મક સાહિત્ય પ્રકારની અગ્રેજી સાહિત્યની ટુકી વાર્તાઓના અનુવાદ થતા

૧૮૯૭ના અરસામા મૌલિક કૃતિનો જન્મ થયો ત્યારથી ટુકી વાર્તાનુ સાહિત્ય સાહિત્યનો એક પ્રકાર તરિકે કલાની દૃષ્ટિએ ખીલવા માડ્યુ

૧૮૯૭થી ૧૯૦૨ સુધીના પ્રયાસો "વાર્તા વારિધી", "જ્ઞાન સુધા", "સાહિત્ય" વિગેર માસિકોમા છૂટા છવાયા થતા, એ વાર્તા કેવા પ્રકારની હતી દરેકના શા શા ગુણદોષ હતા તેની ચર્ચા કરવી ઘણી મુશ્કેલ વાત છે પરતુ તેનો પ્રકાર કયો તે કહી શકાય છે ઘણે અશે તે ઉપદેશ દેવાને અર્થે અથવા રમુજ ઉત્પન્ન કરવા અર્થે લખાતા આવતી એ ઘણે મોટે ભાગે (story of incidents) અનુસગી વાર્તાનો હતો સ્વ ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલની વાર્તાઓ તથા સર રમણભાઈની તે જમાનાની વાર્તાઓ જેના પાના લેખન પાછળ કાઈક પ્રયાસ છે એમ માલમ પડે છે પરતુ વાર્તા છે તો અનુસગી પ્રકારનીજ

સર રમણભાઈની કૃતિઓ "ચતુર્મુખ" અને "ભુલ્લક્ષ્ય?" તપાસીએ તો શુ માલમ પડે છે ?

પ્રાશ્ચાત્ય સાહિત્યના અનુકરણો અદ્‌ભૂત રસ ખીલવવાનો બનાવોની ક્રમિક યાદી લઈ તેને રસની જમાવટ તેવી ગોઠવણ કરવાનો પ્રયાસ એમા કર્યા છે તે પણ જુદા પ્રકારની નવલિકાના પરમ આદર્શ જે (p. lyric) એક ઉર્મિગીત એની ઝાખીય આમા નથી

નારાયણ હેમચંદ્રની એ જમાનાની પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યમા બંગાળી સાહિત્યમા સર્વોત્તમ ગણાતી કૃતિઓને ઉતારવાની હતી એટલે અનુવાદ–નવલિકા સાહિત્યમા પશ્ચિમના સાહિત્યના અનુવાદ ઉપરાંત બંગાળી સાહિત્યના અનુવાદ ગુજરાતને મળ્યા એ અનુવાદ લોકપ્રિય થયા વિદેશી સંસ્કૃતિવાળી વાર્તા લોકોને કૃત્રિમ લાગતી અને બંગાળી સાહિત્યના અનુવાદો હૃદયસ્પર્શી થયા

એટલે એ જમાનાનુ નવલિકા સાહિત્ય એટલે અંગ્રેજી સાહિત્યના સફળ અને નિષ્ફળ અનુકરણો પરંતુ ગિરિશિખરો પર પડતુ ઘડી તૂટતુ વળી ભેગુ થતુ ઝરણુ તળેટીમા પડી સુરેખ વહી જાય તેમ "સુન્દરી સુબોધ"ના માર્ગમા એ નવલિકા ઝરણુ સરિતા રૂપે વહેવા લાગ્યુ

સ્વ ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ, સ્વ ચીનુભાઈ તથા સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટીયા, શ્રીયુત રામમોહનરાય તથા શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડયા અને ઠેઠ ગણુજતરામ વાસભાઈ અને રા "મનયનીન" યુગના મુખ્ય નવલિકા લેખકો ગણી શકાય

આ લેખકો માંહી ઘણાની વાર્તાઓ અંગ્રેજી સાહિત્યના અનુકરણ રૂપેજ હતી તેમા કલા ન હતી ગુજરાતના જીવનને તેમા ઉતારવાનો પ્રયત્ન ન હતો એના માનવજીવનની પર્યેષણા ન હતી જીંદગીની ગુંચોનો ઉકેલ ન હતો તે જમાનાના ગુજરાતીની વિચારણા તેમા ન હતી માત્ર અદ્‌ભુત રસ જમાવવા narration ની ચોટ ભૂખ ભાંગવા તરફજ પ્રયાસ હતો

એ વાર્તાઓમા કાર્ડિક ના ખરી ગણુજતરામ અને "મનયાનીન"ની કૃતિઓ વાર્તા સાહિત્યના રૂડા ભાવિની સાક્ષી આપતા "સુન્દરી સુબોધ"મા સ્વ ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલની વાર્તાઓ વળી મોટે ભાગે અનુવાદ કે અનુકૃતિ, એટલે એમા જે કાઇક કલા મૂળ કર્તાની કલાને ઘણે અંશે આભારી રા રામમોહનરાય પણ અનુવાદ જ રચતા. સ્વ ચીનુભાઈની વાર્તા મૌલિક ખરી પરંતુ એમની રચના કલાની દૃષ્ટિએ બહુ ચઢીયાતા પ્રકારની ન હતી

'સુન્દરી સુબોધ' મા નાખવામા આવેલ "સંસારની આપવીતી અને પરવીતી કથાઓ" નુ પ્રકાશન એ જમાનાને બહુજ રુચતુ હતુ એ કથાઓ સંસારિક હતી જીવનના વિવિધ પ્રસંગોને લખીને લખવામા આવતી હતી સામાજિક પરિસ્થિતિમા તે જમાનાના જે જે પ્રશ્નો હતા તેનો ઉકેલ લાવવા બોધ લેવા અર્થે લખેલી એ વાર્તાઓ હતી એ કેવળ અનુભવની વાતો હતી

જુલાઈ ૧૯૦૮ ની નર્મદાશંકરની "તપસ્વિની" અને ગણુજતરામની "દેવન" એ બેમા ચ માનમ પડે છે 'The informing idea or Germinating thought

of the Story એમા એ વાર્તાઓના પાત્રને એ પાચ પરિસ્થિતિમા મૂકી બતાવવાનો પ્રયાસ થયેલો છે પરતુ એમા કયાશ છે વાર્તા વાચીને મુકી દો વાર્તા લખનારને શુ કહેવુ છે તેનો વિચાર કરવાનો રહે છે વાર્તાની કલાની ખાસ આવશ્યકતા તો એ વાર્તાની છેલ્લી લીટી વાચી રહેવાય અને informing idea વાચનારના મગજમા રમી રહે ( The development ) ગુથણી એવી હોય કે એક સચોટ અસર વાચનારના મગજ પર રહી જાય "દોલત" કે "તપસ્વિની" વાચતા એ પરિસ્થિતિ ઉપસ્થિત થતી નથી

રા રણજીતરામ લખે છે તેમ —

"વસ્તુનુ મુખ્ય કર્તવ્ય એક પ્રશ્ન ( issue ) ઉદ્ભૂત કરવો અને તેનો નિર્ણય કરવો છેવટે શુ નિરાકરણ થશે તે જાણવાની જીજ્ઞાસાથી પ્રેરાઇ વાચનાર રસમા બુડી એકચિત્તથી આખી કથા વાચી જાય છે વાર્તા કહાણી કીસ્સામા ઘણી વેળા પ્રશ્ન ઉપસ્થિત કરવામા આવતાજ નથી કદી કદી આવે છે તો તેનુ નિરાકરણ ઝટ પામી જવાય છે"

છતા એ જમાનાની સામાન્ય વાર્તાઓ કેવી હતી તેનો ખ્યાલ રણજીતરામ ૧૯૦૭-૮ મા પોતે આપે છે

"ગર્જરો વાચવાનો શોખ જબરો જાગ્યો છે લગભગ બધા ક્રમિક પત્રો વાર્તાઓ છાપે છે કેટલાક ખાસ વાર્તા માસિકો નીકળે છે પારસીઓમા તો વિશેષે અગ્રેજી, બગાળી, મરાઠી હિંદી અને ઉર્દુ ભાષામાથી કરેલા ભાષાતરોથી શોખ સતોષાય છે."

"વાર્તાઓ બે પ્રકારની લખાય છે (૧) અવકાશનો સમય ગાળવા તથા નવરાઓનો ક્ષુદ્ર જીજ્ઞાસા રસ દ્રવાના અદ્ભુત રસનો ભડકો ઉપયોગ જેમા કરાયો હોય તેવી વાર્તાઓ આવી અનેક મહાર પડે છે (૨) ઉદ્દેશ પુરસર લખાઇ હોય તે"

૧૯૦૮ થી ૧૯૧૩ સુધીના ગાળામા વાર્તા સાહિત્યનો જીવન પલટો થયો રા રણજીતરામ, રા મનસાલીલ અને રા કનૈયાલાલ મુન્શી એ અવિકાસના સર્જક બન્ય

Story of characterisation નો આ કાળમા જન્મ થયો ૧૯૧૨ મા કનૈયાલાલ મુન્શીની 'મ્હારી કમળા અને બીજી વાતો' નુ પુસ્તક પ્રસિદ્ધ થયુ

એ જમાનાની informing idea-સીધા narration થી નહી પરતુ પાત્રાલેખનથી ઉપજાવવાનો પ્રયાસ હતો રા કનૈયાલાલ મુન્શીની મારી કમળા અને બીજી વાતો" ના પુસ્તકમાની શામળશા શેઠનો વિનોદ' એ "કાળીના" એ 'ગોમતી દાદાનુ ગાંડુ' એ દરેકમા અમુક પાત્રાલેખનથી લેખકના મગજમા જે informing idea છે તેનો સ્ફોટ કરવામા આવ્યો છે રા કનૈયાલાલ ૧૯૧૨ પછીના આગામી યુગના અરુણ છે એટલે ત્યારપછીના આઠ દશ વર્ષની નવલિકા સાહિત્યની કલા વિકાસની ઝાખી એમની વાર્તાઓમા છે પરતુ એ પ્રકરનો

વિકાસ સ્વ રણજીતરામ તથા "મલયાનીલ" મા પણ જોવામા આવે છે મલયાનીલની "ગોવાલણી" "સ્નેહ પહેલા સ્નાન" "ગોમગાનુ ફૂલ" વિગેરે વાતો એમની વિકસતી કલાની સાક્ષી પૂરે છે એમા પાત્રાલેખનની વાતોનો informing idea રજુ કરવાનો પ્રયાસ છે એમની કલા ચડતી જતી હતી

એ જમાનાના એ ઝોકને વધારનારી પ્રગતિ "વીસમી સદી" નો તથા વડોદરાના "સાહિત્ય" નો જન્મ, "વીસમી સદી" મા એ વર્તાની કલાને સ્વ. હાજી મહમદે વિકસાવી "ઓનીયા જોશી" "મસ્ત ફકીર" છોટાલાલ જાગીરદાર વિગેરે લેખકોને આગળ પાડી તેમજ પોતે "પ્રેમની કમોડી, બીડુ" ઈત્યાદિ વાર્તાઓ લખી સાહિત્યને ખીલવ્યું છે. તેમજ "સાહિત્ય" ને વિકસાવવા ખાતર રા નાગરદાસ મટુભાઈ કાટાવાળાએ "શુક્રવાર" "કલ્યાગરો" "ઘરડો પ્રેમ" "જતુ વીના" "સમાજ સેવા" "કોની વહુ" "ભાભી" "આકાશવાણી" વિગેરે ૨૦ ઉપરાંત, બોધ અને રમુજ ઉત્પન્ન કરવા સારુ લખેલી વાર્તાઓ જાણીતી છે

એટલે ૧૯૧૩ પછી વાર્તા સાહિત્ય એક ન્હાનકડુ વહેળીયુ મટી ભરચક્ક સરિતા રૂપે વહેવા લાગ્યુ એ ૧૯૧૩ થી માંડીને ૧૯૦૦ સુધીના નવલિકા સાહિત્યના શા રૂપરંગ હતા તે જોઈએ

આ યુગમા નવલિકા સાહિત્યના એક અંગ—અનુસંગી વાર્તાનો અભ્યુદય થયો એમા કલાની વિશેષતા આવી Development વસ્તુની ગૂથણી કલાત્મક બની વાર્તાનો ઉદ્દેશ અસરકારક રીતે આગળ થતો જણાતો શૈલીમા ફેરફાર થયો કથા પુરાણ લખાતુ હોય તેમ આ યુગની અનુસંગી વાર્તાઓ ન હતી એક હતો એક હતી તેમણે ખાધુ, પીધુ ને મોજ કીધી એ પ્રથા જતી રહેવા લાગી કલાને નામે પ્રેમના પ્રેમની—વસ્તુની વાતો વધી પડી પરંતુ એ હલકી પ્રતિના લેખકોને હાથ એ દશાને પામી પરંતુ એકંદરે વિકાસજ હતો વળી આ યુગમા નવલિકા સાહિત્યના બીજા અંગ—પાત્રાલેખનવાળી વાર્તાઓ દિવસે દિવસે વધતી ગઈ, અને પાત્રોના આલેખનમા વિશેષ ને વિશેષ કલા ઉતરતી ગઈ

એ જમાનાના ફાળાનો સંગ્રહ કેશવપ્રસાદ દેસાઈની "મ્હારી ત્રીસ વાર્તાઓ" વર્માની "વિવિધ વાર્તાઓ" કથા મંજરીના ભાગ ૧ તથા ૨ મા થયેલો જણાય છે રા મુન્શીની ૧૯૧૨ થી એ દિશામા થયેલી પ્રગતિ ચાલુજ રહી છે

રા મુન્શીની "કમળા અને બીજી વાતો" એ સંગ્રહમાથી "શમશાનનો વિવાહ", "શકુન્તલા અને દુર્વાસા", "કોકિલા" વિગેરે વાર્તામા અમુક પ્રતિના પાત્રનુ સર્જન એજ એ કૃતિની સફળતા છે મુન્શીની કલા એમના જમાના કરતા ઘણી આગળ વધતી હતી, અને એમની કેટલીક કૃતિઓને Story of impression ની કૃતિમા મૂકી શકાય પરંતુ એમના "કમળા અને બીજી વાતો" એ સંગ્રહમાની એમની કૃતિઓમા કલાની દૃષ્ટિએ કચાશ છે પરંતુ ત્યારપછીની લખેલી એમની ટુકી વાર્તાઓ એમને ઉચ્ચતર સ્થાન અપાવે છે વર્માની "ઉષા અને સ્મરણિકો" નામની કૃતિ એમના સંગ્રહમા સર્વોત્કૃષ્ટ છે પાત્રાલેખનમાજ એ કૃતિની ઉત્તમતા રહેલી છે

કેશવપ્રસાદના સગ્રહમા એવુ કશુ નથી જડતુ અને જડે છે તે માત્ર મૂળ લેખકના પાત્રાલેખનની છાયા કેશવપ્રસાદની ઘણી ખરી વાર્તાઓ બોધ કરવાના સ્તુત્ય ઉદ્દેશે લખાયેલી હોવાથી ઘણે ભાગે તે Story of incidents છે એમણે એ કલાદષ્ટિ વિશેષ કેળવી છે એમની એ કલા વિકાસ પામતી જાય છે એ એમના સંગ્રહ થયા પછીની કૃતિઓ પરથી સ્પષ્ટ સમજાય છે

ત્યારપછીનો યુગ તે "ગુજરાત"ની ૧૯૨૦ મા સ્થાપના થઇ. ત્યારપછીનો યુગ—નવીન યુગની ભાવના ગ્રીની નવલિકા સાહિત્યમા ભાવના ખીલવવા મથતા રાયચુરાની "રસીલી વાર્તાઓ" અને કલાના પરમ ઉપાસક "ધૂમકેતુ"ના (૧૯૨૫) "તણખા" આ યુગના આગમન અને મધ્યાહ્ન સૂચવે છે રા ધનસુખલાલ મહેતા, શ્રીમતી લીલાબ્હેન મુન્શી (૧૯૨૨)ની કૃતિઓ પણ આ યુગની છે રા. બટુભાઇ "વાતોના વન"મા નૂચવાઇ ગયા છે પ્રો બળવતરાય ક. ઠાકોર અને "દ્વિરેફ ઉપનામથી લખનાર રા રામનારાયણ પાઠક એમની કૃતિઓ આપણુ ધ્યાન ખેચે છે

રાયચુરાની કૃતિમા પાત્રાલેખન પ્રાધાન્ય પામે છે છતા કોઇ કોઇ કૃતિ story of impression ના વર્ગમા મૂકી શકાય એમ છે એનુ એક કારણ પણ છે એ વાર્તાને માટે વાતાવરણ કાઠિયાવાડને વીગી વળતુ romantic અને chivalry નુ વાતાવરણ રાખવામા આવે છે

"રેણુકા" એ કૃતિ ઉચી કોટીની છે. છતાય કયાય ક્યાય રાયચુરાને ઉપદેશ કરવાનો અભખરો થયા વિના રહેતો નથી એટલે કલાની કચુમર થાય છે પરતુ "ધૂમકેતુ"ની કૃતિ એટલે આ યુગની story of impression ની સફળ કૃતિ, એમના "પોસ્ટ ઑફીસ" "ભૈયા દાદા" "ભીખીપત્ર"ના વાતાવરણ કલાની દષ્ટિએ સફળ રીતે સગ્જાવેલા છે માનવ હૃદયના ઉડાણમા જઇ વાસો કરી રહી છે।

પોસ્ટ ઑફીસની કૃતિમા વાત્સલ્ય પ્રેમ કેટલી સરસ રીતે આલેખ્યો છે એ વાચતા એ પ્રેમને પથે આપણુ હૃદય દોડી જાય છે, એ કૃતિ વાર્તા નથી પણ એક ઉર્મિગીત છે એમ કહુ તોયે ખોટુ નથી

સૌ લીલાબ્હેનના ગ્રાગ્નાના જગ," "અવસાન દીનના કે દેહના !" અને "અનુભવ વિનાના" ત્રણ story of impression તરીકે આપણા સાહિત્યમા અનુપમ સ્થાન ભોગવશે.

રા રામનારાયણ પાઠક "યુગધર્મ"થી માડી "પ્રસ્થાન" સુધી પહોચતા "રજનુ ગજ" "સાચી વારતા" "જમાનાનુ પર" "સાનો મવદ" "સરકારી નોકરીની મ્મળાનાનો ભેદ" "જક્ષણી" "મુકુન્દરાય" 'પહેલુ ઇનામ' 'એક પ્રશ્ન" વિગેરે વાતાઓ લખી છે એની ઉત્તમતા પણ એના વાતાવરણમાજ રહી છે।

રા ઈદુભાઇના "કુરાનના અનુભવ" જૂનાય એના નથી પ્રવીણ લેખકો તો ઘણા છે એમના નામ બેગા થઇ શકે એમ નથી બનાવ આ યુગની ટૂકી વાર્તા એટલે રા

એવું આછું કલ્પનાચિત્ર સમજાવી શકાય એમ છે. અમુક પ્રશ્ન, પરિસ્થિતિ, સ્વભાવનું લક્ષણ એક ભાવ એવું એવું કંઇક લઇને સમજ અને સફળ પાત્રાલેખન કરી એવું વાતાવરણ સરજાવવામાં આવે છે કે જેથી જે વાર્તાનો Germinating thought હોય તે એકદમ આગળ આવે અને વાંચનારના મગજ ઉપર એક સચોટ ચિરસ્થાયી અસર (a lasting impression) કરે.

ઉદાહરણ તરીકે શ્રીમતી સૌ. લીલાવ્હેન મુન્શીની "અનુભવ વિના" એ કૃતિ લઇએ એનો Germinating thought. આપણા સમાજમાં સ્ત્રી પુરૂષનો એકજ માનસિક પરિસ્થિતિ પર હોવા છતા વય વધતાં એવો ભિન્ન ભિન્ન વિકાસ થાય છે કે સ્ત્રી પુરૂષના હૃદયના અંતર વધતાંજ જાય છે. એક ફેરી એક બીજા તરફ પ્રેમે દીલ દોડી જતું હતું તેજ દીલ આઘાત ખમી રહે છે. એ બનાવવાનો છે, અને એ નાયક નાયિકાનાં સુંદર પાત્રાલેખન એવી અસરકારક રીતે રજુ થયાં છે કે વાર્તા વાંચી પુસ્તક ફેંકી દો. તો પ એ ચિત્ર ઉગરથી નથી ખસતું. રા. ઇંદુભાઈના "કુમારના અનુભવ" માંથી "મધુરીનું બલિદાન" સ્ત્રીઓની સહનશકિતના સુંદર ચિત્રરૂપ રજુ કરેલું. "મધુરી" નું ચિત્ર આકર્ષક તેમજ હૃદયસ્પર્શી છે.

અન્ય લેખકો પણ એ આદર્શ પાછળ મંડયા રહ્યા છે. મૌલિક કૃતિના મંડાણથી આ સદીના ૨૫ વર્ષ સુધીની પ્રગતિ ગુજરાતી સાહિત્યના એ પુષ્પના વિકાસ સાધી રહ્યા છે. તે જોયું છે એટલે એ યુગનું નવલિકા સાહિત્યનો ( Key note ) પ્રધાન સ્વર Story of Impression સરજવાનોજ છે.

એટલે ૧૮૯૭થી માંડીને ૧૯૨૫ સુધીમાં નવલિકા"સાહિત્યનો થયલો વિકાસ ઉપરટપકે જોઈ ગયા. હવે એક સુઘડ કલાકારની દૃષ્ટિએ એ ગુજરાતી સાહિત્યના ખીલતા જતા નવીન સાહિત્ય પુષ્પની સુગંધ-યાને કલાત્માના દર્શન કરવાના રહ્યા.

## નવલિકા સાહિત્યનો કલાત્મા:

એ કલાત્માના દર્શન કરવા સારૂ પ્રથમ નવલિકા એટલે સાહિત્યની દૃષ્ટિએ શું, એવું બંધારણ, એની શૈલી અને છેવટે એમા રહેલી કલાનો જન્મ વિગેરે વિષયોની ચર્ચા કરીશું. એટલે એના કલાત્માના સુક્ષ્મ સ્વરૂપની ઝાંખી થશે.

નવલિકા એટલે ટુંકી વાર્તા. નવલિકા શબ્દ હાલ કેટલોક સમય થયા રૂઢ થતો જાય છે. અંગ્રેજી શબ્દ Novel નૉવલ આપણે ગુજરાતીમાં નવલ તરીકે લઈ લીધો. અને તેને સંસ્કૃત પ્રત્યય **इका** લગાડી નવો વર્ણશંકર શબ્દ યોજ્યો છે છતા પ રૂઢ થતા જતા શબ્દ સામે વાંધો દર્શાવવો નિરર્થક છે.

"એક પલાંઠીએ ધ્યાનના એકજ કાર્યમા જે જોઈ લેવાય તે નવલિકા". "એકજ છાપ મારે તે નવલિકા". એવી વ્યાખ્યા ગુજરાતી આલમ સમક્ષ પ્રો. ઠાકોરે રજુ કરી છે.

તેમજ ર 'ધૂમકેતુ"ની નવનિકાની વ્યાખ્યા એમના "તણખા" નામના પુસ્તકની પ્રસ્તાવનામા નજરે ચઢે છે "હૃદયની લાગણીઓને મૃદુ સ્પર્શ કરી જગાડનાર તણખો' એ નવલિકા એમ એમનો કહેવાનો આશય છે

આ બને વ્યાખ્યાઓમા ઉણપ રહી ગઇ છે નવનિકા શબ્દને વિશેષ અર્થ આપવા માગુ છુ પરતુ શબ્દોથી વ્યાખ્યા બાધવાનુ યોગ્ય નથી લાગતુ કારણ માત્ર એટલુજ છે કે ગમે તેવી સર્વદેશીય વ્યાખ્યા કરવા મથે તોયે એમા કઇને કઇ જરૂર ઉણપ રહીજ જાય **નવલિકા શુ,** એ પ્રશ્નનો ઉત્તર દેખાય છે એટલો સ્પષ્ટ અને સુગમ નથી માર્ગમા ઘણી મૂસ્કેલીઓ રહેલી છે નવનિકાના પ્રસિદ્ધ સિદ્ધાન્તો કયા શોધવા જેવુ અને તે પ્રસિદ્ધ સિદ્ધાન્તો શુ છે એ બે પ્રશ્નનો ઉત્તર શોધવા જતા રૂઢ થયલા કેટલાક મતવ્યોને તોડવાની જરૂર પડે છે તેથી મુશ્કેલીઓ વધે છે

નવનિકા સાહિત્યનુ રૂપ આપણે પશ્ચિમમાથી લીધુ છે એમ કહીએ તો કાઇ ખોટુ નહીં વાર્તા કહેવાની પ્રથા તો માનવ ઇતિહાસની સાથે સાથેજ જડાયની હોય છે બાળક સમજણુ થાય કે તેની બુદ્ધિ અને કલ્પનાને વડીલો ખોળે બેસાડી વાર્તા કહી ખીલવે છે પરતુ જે રૂપરેખા નવલિકાને અર્પીએ છીએ તે રૂપરેખા પશ્ચિમના સાહિત્યમાથી લીધી છે એમ વિના સકોચે કબુલ કરી દેવુજ જોઇએ

જુની વાર્તાની પદ્ધતિ અને હાલની નવનિકાના સ્વરૂપ તદ્દન નીરાળા છે અને આપણે ત્યાનુ વાર્તાનુ સાહિત્ય જુનુ છે એવી રૂઢ પકડી બેસવી એ વ્યર્થ ભ્રમણા છે

પશ્ચિમમા થયુ તેમ આપણે ત્યા પણ ગદ્ય સાહિત્યના વિકસતી સાથે નવનિકાનો જન્મ, નવનકથાના જન્મ પછી ઇતિહાસ પાને મડાયો છે એ તો નિર્વિવાદ વાત છે કથા સરિત્ સાગર, પચતત્ર બૃહત્કથા આપણે ત્યા હતા પરતુ એ જુદી પદ્ધતિના એને નવલિકાના પૂર્વજો ન કહી શકાય

## નવલિકાનુ બધારણ

ટૂકી વાર્તાનુ ઘડતર ત્રણ વિભાગે થાય છે પ્રથમ તો વાચનારનુ ધ્યાન ઝડપથી ખેચી–આકર્ષી–શકે એવો આરભ (Beginning or Introduction)એની શરૂઆત કરીને ધીમે ધીમે વાર્તાની વસ્તુનો ઉકેલ (Complication or Unfolding) વાર્તાના મથનને જુદા જુદા Scenes or Stages મા જોડી દઇને મૂકેલો હોવો જોઇએ અને એ ઉકેલ વાચનારને છેવટના અત, ઘટના તરફ રસિક રીતે લઇ જતો હોવો જોઇએ નાટકમા Introduction, complication climax unfolding and catastrophe or end એમ પાચ વિભાગ હોય છે આમા ત્રણજ વિભાગ હોય કે નવનિકા કારણે Poetic Justice જેવી આણી મૂકવાની જરૂર હોતી નથી એમ સુદર હૃદયસ્પર્શી, વાતાવરણ સમજાવી, અમુક સચોટ છાપ પાડવાનુ કર્તવ્ય છે તેથી એ બધા નાટકના અગની નવનિકામા જરૂર નથી

## નવલિકાની શૈલી

અમુકજ હોવી જોઇએ એવું કાંઇ નથી. પરંતુ છેકજ હલકી પ્રતિની શૈલી સાધારણ રીતે **વર્ણનાત્મક શૈલી** હોય છે. કેટલીક નવલિકાઓમાં માત્ર નવલિકાનું નિરૂપણ વર્ણનથી જ કરવામાં આવેલું હોય છે. ઘરમાં ઘરડાઓને મોઢેથી બાળકો જેવી રીતે વાર્તાઓ સાંભળે છે એવી પ્રથા એવી કૃતિઓમાં નજરે ચડે છે. એ નવી ફેશનમાં નવા લેબાશમાં જુની પદ્ધતિની વાર્તાઓ નજરે ચડે છે. બીજા પ્રકારની શૈલી જેને **ચિત્રણ શૈલી** કહી શકાય તેવી જોવામાં આવે છે. લેખક વાંચનારના કલ્પનાં પટપર એક ચિત્રકારની માફક રંગની પીંછીને બદલે લલિતપદોથી સુંદર ચિત્રો દોર્યો જાય છે. અને એ રીતે નવલિકા વાંચનારને સુંદર સજીવ સૃષ્ટિમાં મૂકી દે છે.

નવલિકાનાં પાત્રાલેખન વસ્તુસંકલના ને રસ **સંવાદ શૈલીથી** પણ સધાય છે. એ ત્રણ પાત્રોને વાતો કરતાં વાંચનારની સમક્ષ મૂકી લેખક તેમની વાતો મહીંજ વસ્તુ અને પાત્રાભેદ ગૂંથી દે છે. અને રસની ઝમાવટ અપોઆપ થાય છે. અમુક શૈલીજ સારી એવી જીદ લેવી નિરર્થક છે. જેવું નવલિકાનું વસ્તુ તેવીજ તેની શૈલી. પરંતુ **સંવાદ શૈલી અને ચિત્રણ શૈલીના સુપ્રાણ અને સુભગ મિશ્રણથી** નવલિકા ઉત્તમ પ્રતિની થઈ શકે છે.

લાંબાં વાકયો કરતાં ટુંકાં વાકયોની રચના નવલિકામાં બહુ આવશ્યક થઇ પડે છે. નવલિકામાં બધુ કહી દેવામાં નથી આવતું. અમુક કહેવામાં આવે અને બીજુ વાંચનાર કલ્પના વડે સરજાવી લે અને તેથી વાંચનારને અનુપમ રસાસ્વાદનો ભોગી બનાવી એ રસની મસ્તીમાં મઝાહ માણનો છોડી દેવામાં નવલિકાની કલા રહેલી છે. કવિવર રવિન્દ્રનાથ ટાગોરની શૈલી અનુકરણ કરવા યોગ્ય છે એમ કહ્યા વગર નથી ચાલતું, **નવલિકાનું વસ્તુ-બીજ શું હોઇ શકે** એ પ્રશ્નની ચર્ચા કર્યે નવલિકાના સ્થૂળ દેહનાં દર્શન પૂરેપૂરા થશે. કોઈપણ વિષય વાર્તાનો વિષય બની શકે એટલે જે વિષયોની વિચારણામાં કલ્પનાને સ્થાન મળે તેવા તમામ વિષયો નવલિકાની વસ્તુ બની શકે. એક હૃદયસ્પર્શી બનાવ અથવા પરિસ્થિતિ, એક સુંદર દૃશ્ય અથવા એક સુરેખ અનુભવ, જીવનની એક દશા એક નૈતિક પ્રશ્ન એવા અનેકાનેક માનવ જીવનને વીંટી વળતા પ્રશ્નો એક સુંદર વાર્તાના બીજ તરીકે રાખી એક આકર્ષક અને અસરકારક નવલિકા લખી શકાય. એટલે **નવલિકાની વિશિષ્ટતા** શેમાં રહેલી છે ને જોવા મથીએ.

પશ્ચિમના વિદ્વાનોએ અમુક ધોરણો ઘડયાં છે, અનુભવે સ્થાપ્યા છે. તે તરફ વળવું પડશે. વાર્તા કહેવી એ એક કહેનારની વિશિષ્ટતા છે. સહુ કોઇનો એ તો અનુભવ હશેજ કે એકજ વસ્તુસ્થિતિ, એકજ પ્રસંગ એક વ્યકિત ઘણીજ હૃદયગમ ને રસિક રીતે વર્ણવી શકે છે અને માનવ હૃદયને અલ્હાદ પમાડી શકે છે ત્યારે બીજી વ્યકિત કાઇપણ કરી શકતી નથી, ત્યારે એ એક નવલિકાનું ખાસ આવશ્યક લક્ષણ છે. નવલિકા એવી રીતે આ લેખાવી જોઇએ કે વાંચનાર કે સાંભળનારને વાંચ્યા કે સાંભળ્યાજ કરવાનું ગમે જરાય રસભંગ ન થાય.

એક ફેરી શરૂ કર્યા પછી તેને પડતી મૂકવી નજ ગમે "ધ્યાનના એકજ કાર્યમા જે જોઇ લેવાય તે નવલિકા". રસની સરસ રીતે જમાવટ કરતા આવડવુ જોઇએ કારણકે **રસની જમાવટ** એ નવલિકાનુ મુખ્ય લક્ષણ છે

નવલિકાનુ બીજુ લક્ષણ એ કે પ્રો ઠાકોર કહે છે તેમ એકજ પચાડીએ ત્રણ કલાકની અદર વાચી શકાય નવલિકા કેટલી લાબી હોવી જોઇએ એ બાબત માપ તો નજ આપી શકાય ટુકી નવનકથા પણ કહી શકાય એવી કૃતિઓને શિષ્ટ સાહિત્ય વિવેચકોએ નવલિકા તરીકે સત્કારી છે ત્રણસે પાના ભગય તે વસ્તુ ત્રીસ પાનામા સમાવી દે એનુ નામ નવલિકા નહીં નવલિકા નવલથી તદ્દન જુદી ઘાટીનીજ કૃતિ છે અને સાહિત્યની બંનેની જરૂર છે પરંતુ એકજ પચાડી એ ત્રણ કલાકની અદર વચાઈ રહે તેને નવલિકા કહી શકાય **સક્ષેપતા (Brevity)** એ નવલિકાનુ બીજુ લક્ષણ છે

જીવનની એક દશા, પાત્રાલેખનનુ એક ચિત્ર, એક અનુભવ ચારિત્ર્યની એક દશા માનવ સ્વભાવનો અમુક વિકાસ એવુ એવુ નવલિકામા આવી શકે એકજ ક્ષણ કે એકજ બનાવનુ આલેખન નવલિકામા હોવુ જોઇએ એવુ નથી પરતુ રસની જમાવટની સાથે એકાગ્રતાની નવલિકામા ખાસ આવશ્યકતા છે ભળતા પ્રસગો તમામ દૂર રાખીને **મુખ્ય વસ્તુ પર વાંચનારનું ધ્યાન** રાખવુ એ વાર્તા લખનારનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ ટુકી વાર્તામા એક પ્રકારની **એકતા (Unity)** હોય છે

વળી નવલિકામા એકજ ઉદ્દેશ એકજ આશય અને **એકજ અસર** હોવા જોઇએ નવલિકાનો informing idea ઉદ્દેશ-પ્રધાન વિચાર એકજ હોવો જોઇએ અને તે મચોટ રીતે તર્કબદ્ધ શૈલીમા ગૂથી કાઢેલો હોવો જોઇએ ઉત્તમ પ્રકારની નવલિકાનો આ ખાસ ગુણ હોય છે વાર્તાનુ બીજ (Germinal idea) સ્પષ્ટ હોવુ જોઇએ ઘણી અસરકારક અને સરસ રીતે વ્યક્ત કરેલુ હોવુ જોઇએ વાર્તાના અસ્તિત્વનુ કારણ એવા કાર્યથી રજુ થયેલું હોવુ જોઇએ કે વાચનારના ધ્યાન પરથી તે મૂળ કારણ ઘડી ભર ખમવા પામે નહીં અને વાર્તા પૂરી થતા તે કારણના ઝોકથી માનવ હૃદય પર હૃદયસ્પર્શી અસરકારક છાપ પડી રહે

હવે એ રૂપ ગુણ વાળી નવલિકામા કના કયા રહે છે તે જોવા મથીયુ નવલિકાની કના ખાસ કરીને ધ્વન્યાત્મક કના ( Suggestive Art ) છે અને અમા ઉત્તમના સાધવા અને એ કના ઉતારવા મથવુ એ દરેક કનાકારની પવિત્ર ફરજ છે

(૧) વસ્તુ પસદ કરી સુરખ પાત્રાનખન કરે અથવા (૨) પાત્ર પસદ કરી તેની આજુબાજુ અનુકૂળ સજોગો સરજે અથવા (૩) અમુક વાતાવરણ પસદ કરી એ વાતાવરણને પાત્રો અને પ્રસગોથી સજીવ કરે— એ ત્રણ પ્રકાર ઉત્તમ પ્રતિની વાર્તા લખી શકાય

દેશ દેશના નવલિકા સાહિત્યનો ઇતિહાસ તપાસીએ તો આપણને માલમ પડે છે કે નવલિકા સાહિત્યની પ્રથમ દશા અનુભવી વાર્તાઓ– Story of Incidents શરૂઆત

સાથીજ થાય છે Incidents પ્રસગો કે પરિસ્થિતિ કેમ કલાત્મક રીતે ઉપજાવવા એ પાછળ પશ્ચિમની ઉત્તમમા ઉત્તમ બુદ્ધિનો વ્યય થયો છે અને સુદરમા સુદર વાનાઓ એ પ્રતિની નખવા માટી પછી એ નવનિકાનુ રૂપ જુન થતુ ગયુ અને એમાની કના ઝાખી પડવા માટી

ત્યારે નવનિકા સાહિત્યની બીજી દશા જાગી અને તે Story of Characterization એ રૂપ જ્યારે લોકપ્રિય થયુ ત્યારે સજીવ પાત્રોની સૃષ્ટિ સરજાવવામા બુદ્ધિનો વ્યય થયો અને ક્રમશ એ પ્રથા એ જુની થતી ગઈ અને હાલમા પશ્ચિમનુ નવનિકા સાહિત્ય ત્રીજી પરિસ્થિતિમાથી પસાર થાય છે ત્યા અત્યારે Story of Impression-atmosphere psychological analysis લોકપ્રિય છે માનસિક વિમાસના સ્પષ્ટીકરણ કરવા, માનવ જીવનના ગૂઢ રહસ્યો ઉકેલવા એ સાહિત્ય મથી રહ્યુ છે

આ જના ગુજરાતે એ અનુસરણો કરવાના છે અગાઉ જોયુ તેમ ગુજરાતની નવનિકા આજે ત્રીજી દશામા પ્રવેશ પામી છે અને તેનો ઉત્કર્ષ કરવાનો રહ્યો છે

એ ઉત્કર્ષમા કેટલીક મુશ્કેલીઓ આપણે માટે આડે આવીને ઉભેલી છે આપણા નવનિકા સાહિત્યના રૂઢ મતવ્યો આપણને આગળ વધવા દેતા નથી એ મતવ્યો ઘણા મમત અને ચર્ચાને લીધે જડ઼ ઘાલી બેઠા છે તેની સામે ઝઘડ કરવાની જરૂર છે

એક મતવ્ય છે કે દરેક નવનિકામા વસ્તુ (plot) જોઈએ એમા ન્યૂન થાય છે તેનુ કારણ વસ્તુ એટલે બનાવો (Incidents) ની ક્રમિક યાદી એમ સાધારણ રીતે સમજી લેવામા આવે છે તે છે

વસ્તુ (plot) શબ્દનો અર્થ આપણે હજુ સુધી સમજ્યાજ નથી એમ કહેવામા જરાય ખોટ નથી

'plot is the management of the continuous line of action underlying the whole progress of the story It concerns the sequence of events

The plot starts most commonly with an idea originating in the impression made by a single incident, in a situation experienced or invented in a chance mood or fancy or in the conception of the character-the motive, the moving force of a story The reason of its existence

ભાવાર્થ -(આખી વાર્તાની પ્રગતિ પાછળ રહેલી એકધારી વર્તાન સચનના કાર્યની રેખા ? એટલે વસ્તુ પોત બનાવોના ક્રમની સાથે એને સબધ હોય છે

કોઈ એક પાત્રના ચારિત્ર્યની કલ્પનાથી કોઈ તરગ કે કોઈ સ્વભાવની એક લાગણી કાંઈ કોઈ કલ્પિત કે સાચી પરિસ્થિતિ કે અમુક મન પર પડેલી છાપમાથી ઉદ્ભવતા

વિચારથી સાધારણ રીતે વાર્તાના વસ્તુનું બીજ રોપાય છે અને એમાં વાર્તાના અસ્તિત્વનું, તેના જન્મ અને પ્રગતિનું મંડાણ હોય છે)

એ દૃષ્ટિએ

“The unfolding of the idea, whatever it may be is the plot”

ભાવાર્થ (જે કાંઇ વિચાર હોય તેનો આવિષ્કાર તેનું નામ વસ્તુ)

એટલે દરેકની અંદર continuous run of events હોવા જોઇએ એ બની શકે એમ નથી જો એમજ હોય તો (Story) નવલિકા એક Narrative થઇ જાય

“The method of the short story differs from that of a narrative is this the story is concerned not as a mere continuous run of events but in a few striking scenes more or less cleverly joined The lack of such dramatic-crystallization into units of action often makes the ameteur work weak and ineffective The plot consists in conceiving the action in a series of developing scenes or situations

ભાવાર્થ (ટૂંકી વાર્તા અને કથા એની ધારીમાં એ ફેર કે ટૂંકી વાર્તામાં માત્ર ઉપરાચાપરી બનાવોના ક્રમ પર ધ્યાન નથી આપવામાં આવતું એમાં તો થોડા ચિત્તાકર્ષક પ્રવેશોની સુંદર ગૂંથણી કરી વાર્તાનું કાર્ય સાધવાનું હોય છે નમાલી સત્વહીનકૃતિ અણઘડ કલાકારને હાથે થવાનું કારણ આવી નાટકીય ગોઠવણી કરી શકતા નથી ક્રમવાર વસ્તુનું કાર્ય આગળ વધે એવા ચિત્રો કે પરિસ્થિતિ વડે વાર્તાની વસ્તુની કલ્પના થાય એમાંજ વાર્તાનો પ્લોટ સમાયેલો હોય છે)

એક બીજો મત એવો છે કે દરેક નવલિકામાં સંચલન (action કાર્ય) હોવું જોઇએ જો એ ન હોય તો તે નવલિકા જ નહી એવો આગ્રહ કરવામાં આવે છે

આ ભૂત થવાનું કારણ આપણું અજ્ઞાન જ છે એક પ્રસંગ, એક પરિસ્થિતિ, એક વિચાર, એક મનની દશા આંખ આગળ રાખી નવલિકા લખી શકાય છે તો પછી action સંચલન ત્યાં કેવી રીતે હોઇ શકે જ્યાં માનવચરિત્રની એક દશા વર્ણવવામાં આવી હોય ત્યાં સંચલન કેમ સંભવે તે સમજી શકાતું નથી

અને આપણે સંચલન શબ્દનો અર્થજ નથી સમજતા Action શબ્દનો અર્થ Continuity of movement માંજ સમાવેશ થઇ જતો નથી વાર્તાનું સંચલન એટલે progress leading to a climax ‘Action means the process by which the progress to the final climax in the story is reached’

ભાવાર્થ: જાણું કે આજકાલની ટૂંકી વાર્તાનો ઉદ્દેશ તર્કશુદ્ધ કે કાલક્રમ અનુસાર સંભવિત બનાવોની રજુઆત કરવાનો નથી. પરંતુ જીવનની જે એક દશા લીધી તેની ધારેલી છાપ પડે અથવા ધારેલો વિચાર રજુ કરે એવી રીતે તાદૃશ ચિતાર આપવામા સમાયલો છે. એનું ઘડતર માણસો અને બનાવોથી નથી કરવાનું, પરંતુ એક બીજાના પરસ્પર સંબંધને રજુ કરી તેનું જીવન્ત વાતાવરણ સરજવાનું છે.

" The short story, only suggests life histories by retrospect or hint of future or by presenting determining crisis in lives of character and it uses its series of events in accordance with a dominating motive to render the impression of a situation "

ભાવાર્થ: પાત્રોના જીવનને પલટતી એક અણીની પરિસ્થિતિ આલેખી ભાવિના એક સૂચનથી કે ભૂતકાળને કલ્પના વડે સજીવન કરી માનવીઓના જીવન ઇતિહાસનો ટૂંકી વાર્તા કલાત્મક નિર્દેશ કરે છે અને એક વ્યાપક ઉદ્દેશને અર્થે વાર્તાના બનાવોની એવી ગૂંથણી કરવામા આવે છે કે જેથી એક પરિસ્થિતિની સચોટ અસરકારક છાપ પડે.

ટૂંકી વાર્તામા જીવનના દર્શન થાય છે તેનું કારણ એ છે કે

It endeavours to express in the concrete form of a vivid picture of life, the underlying laws of human nature that governs our affections, our passions, our conduct–that determine our character and our relations to one another And it is this vital Fundamental truth, in concrete form rather than the technique by which it works is all important

ભાવાર્થ: ટૂંકી વાર્તા જીવનના તાદૃશ ચિતાર અને તેટના યથાર્થ રૂપે રજુ કરવા મથે છે. માનવ વૃત્તિ અને પરસ્પર સંબંધજ નીગતા, જે જે નીતિ નિયમના બંધનો વાસનાઓ માનવ સ્વભાવને દોરી રહ્યા છે તે રહસ્યો સમજવા મથે છે અને આ ટૂંકી વાર્તાના મહાન ઉદ્દેશ જેના વડે એ ઉચ્ચ સત્યોને-આદેશ સ્વરૂપમા રજુ કરે છે તેને લીધેજ ટૂંકી વાર્તાની મહત્તા છે નહી કે તેના રૂપરંગ વડે.

પરંતુ તે માટે જેવું જીવન હોય તેવું આલેખવામા સમાતું નથી. જીવન જેવું મલિન હોય તેવું મલિન જીવન ચીતરવામા કલા નથી અને ટૂંકી વાર્તામા એ અશ્લીલતાની કશી જરૂર નથી એ નવલિકાનું કર્તવ્ય નથી. સાહિત્યમા લેખકનું વ્યક્તિત્વ અને વ્યક્તિગત વિચારને સ્થાન ન હોય તો સાહિત્ય સરજાતું નથી.

સાહિત્યમા લેખકના વ્યક્તિગત દૃષ્ટિબિંદુઓજ હોય તો અકસ્માતી માફક સાહિત્ય નિર્જીવ કૃતિ થાય.

' He cannot escape interpretation for it is only because experience means something to him that he cares to extend and make it permanant by giving it literary expression "

ભાવાર્થ લેખક જીવનના જે અનુભવ એના પોતાના જીવનમા કઈક મહત્વ ભોગવી રહ્યો છે તે અનુભવ સાહિત્ય દ્વારા વ્યકત કરી તેને ચિરજીવ કરવા મથે છે તેથી તેનો જીવનની પરિપણા રજુ કરવા સિવાય છૂટકો હોતો નથી

અને એ સાહિત્યના વિશાળ દષ્ટિબિન્દુ અનુસાર નવનિકા શુ કરે છે તે બાબત એક અમેરીકન લેખક લખે છે કે

The short story aims to present and to interpret a single phase of life It is nothing without a point The short story may be as simple and as homely as you will, it may be minute and accurate in detail, it can ever survive the lack of romance and high idealism but it cannot do without interpretation and the personal point of view The short story takes the best of realism, the best of idealism, best of romance and makes them all its own

ભાવાર્થ જીવનની એક દશા આલેખવા નવનિકા હાનમા નથી છે એમા કઇપણ અર્થ વગરનુ હોતુ નથી ટૂકી વાર્તા કેમ્જ સાદી ને ગરગથ્થુ હેય ગઢી ગૂથણી ન હોય, મોટા મોટા આદર્શો વિનાની ને રસના ચટકા ઉડના ન હોવ તો પણ લેખકનુ વ્યકિતત્વ ન હોય એની જીવન પર્યેષણા ન હોય એવુ નજ બની શકે એમા ઉત્તમ કક્ષાનો આદર્શવાદ અને ઉત્તમ પ્રતિનુ realism અને ઉત્કૃષ્ટ રમ લક્ષણ બધા ભેગા હોય શકે છ અને તેથી અનનીન થઇ શકે છે

અને તેથીજ (Story of Incidents) અનુસારી વાતા હલકી પ્રતિની ગણાય છે બનાવોની ક્રમિક યાદી આપતી હોય અથવા અદ્ભુત રસ જમાવવા બનાવો ગોઠવ્યા હોય એવી કૃતિઓમા લેખકને પોતાનુ હૃદય ઠાલવવાનુ સ્થાન ન હોતુ નથી અતરની મૃદુ અને મજુલ ભાવોને જગવની લાગણીઓને જગાડવનુ કામ નવનિકા કરી શકતી હોય તો એ પ્રકારની નવનિકા કે જેમા લેખકના વ્યકિતત્વને સ્થાન હોય, જેમા લેખક જીવન જે સમજ્યો હોય તે જનતાને સમજાવી શકે

The story cannot claim rank as literature unless it has in it, the *power to evoke* in the sympathetic reader some stirring emotion The emotion exited by the true artist is grounded upon the deep truths of human life It springs from a great and worthy cause and is necessarily in frequent in occurence

ભાવાર્થ: સાહિત્ય વાચનારના અંતરમાં સાનુકૂળ લાગણીઓનો ઉભરોજ ન આણી શકે તે ટૂંકી વાર્તા સાહિત્યની કૃતિ ન લેખી શકાય. ખરો કલાકાર જે જે લાગણીઓ પ્રેરે છે તે માનવ જીવનના ઉંડા રહસ્યો પરજ અવલંબી રહેલી હોય છે. તે વારેવારે નથી ઉદ્દભવતી અને કારણની મહત્તામાજ તેનું જન્મ સ્થાન હોય છે.

અને એ દશાએ પહોચવા માટે નવલિકાનો આશય જીવનની એક દશાના ઉદ્દેશ અને આદર્શ, ઓછામા ઓછા સબળ શબ્દોમા રજુ કરવાનો હોઇ શકે એનું વસ્તુ સાદું અને 'ગૂંથણી' કરામતવાળી હોવા જોઇએ. સંચલન ઝડપીનું, વધારે ગાઢું, વધારે સુરેખ અને સબળ પાત્રાલેખન વાળું હોવુ જોઇએ

"In a word, the short story has a unity that can distinctly be felt. The short story can attain that complete and rounded unity which makes it in the hands of a master artist capable of a perfection of form that is almost lyrical."

ભાવાર્થ ટૂંકી વાર્તામા એક પ્રકાર હૃદયમા સોસરૂ ઉતરી જાય એવું સુગમ્ય ઐક્ય હોય છે, એ સુપ્રમાણ અને સુરેખ ઐક્ય એક સુઘડ અનુભવી કથાકારની હથોટીએ એમી જાઈ ટૂંકી વાર્તાને એક અનુપમ ઉર્મીગીત બનાવી શકે છે.

એટલે નવલિકાનો આદર્શ નવલિકાને એક ઉર્મીગીત બનાવવાનો છે. અને તે દરેક સાહિત્યમા આદર્શ રૂપજ રહેશે પ્રત્યેક લેખકની હૃદયની વિભૂતિના માપે એ અંશ તેની કૃતિમા ઉતરશે અને પ્રતિભાશાળી વ્યકિતઓના આત્માના ઉદ્દેગો અને પ્રેરણાઓ નવલિકામા આલેખાશે તે પ્રમાણમા નવલિકા ઉર્મીગીતના આદર્શને પામશે

ગુજરાતી નવલિકા સાહિત્ય એ આદર્શ સફળ રીતે બીજા જગતના સાહિત્યની સરખામણીમા એક હારમા આવી શકે એવા સાહિત્યના સર્જનમા ઉતરી શકે એજ દરેક ગુજરાતી સાહિત્ય-વિલાસીને અભિલાષા હોઈ શકે અને એજ ગુજરાતી સાહિત્યનું ભાવિ છે.

અસ્તુ.

લલિતમોહન ચુનીલાલ ગાંધી

———(•)———

રાણી ત્યા આવી ચડેલ છે તે રાજાને સ્ત્રીવેષધારી ચંદ્રગુપ્ત સાથે એકાન્તમા વાત કરતો જોઈ શંકામા પડે છે, જેથી તે છતી ન થતા છાની રહી તેમની વાતચીત સાભળે છે ઉક્ત ઉતારો નીચે મુજબ છે.[૪]

**[ રાજા ]** ઊઠ, ઊઠ તારો ત્યાગ કરવા હું અશક્ત છું

નવયૌવને વિભૂષિત તારૂં આ અંગ, એ યૌવનને છાજતૂં તારૂ આ મોહક રૂપ, અને મારા ઉપર તારી આ અનુપમ પ્રીતિ, એ બોને વશ થઇ હું દેવીને તજી દેઉ છું. તારા ઉપર મારો ગાઢ પ્રેમ છે

**[ ધ્રુવદેવી** ચંદ્રગુપ્ત વિશે અન્યસ્ત્રીની શંકાથી અલગ **]** મહારાજ પ્રેમ જ જુઓ, તો તમે મને તજો નહિ

**[ રાજા ]** એટલે

તારી સરખામણીમા તૃણતુલ્ય દેવીને હું તજીશ

**[ ધ્રુવદેવી** અલગ **]** અરે તે પહેલા તો પ્રાણત્યાગ કરી હુ જ મહારાજને તજીશ

**[ રાજા ]**

ખરે જ, તારા વિના આ રાજ્ય અકારૂ છે

---

૪ સસ્કૃત અવતરણ नाट्यदर्पणमा નીચે મુજબ છે — भिन्नस्य प्रस्तुतादन्यस्य । त्रिगतमनेकार्थं( હાથપ્રતમા गत વધારે )म् । त्रिगतशब्दस्य अनेकार्थत्वात् ( હા तेन વધારે ) द्व्यर्थमपि । तथा हि ( હા यथा ) देवीचन्द्रगुप्ते द्वितीयेऽङ्के प्रकृतीनामाश्वासनाय शकस्य ध्रुवदेवीसंप्रदानेऽभ्युपगते राज्ञा रामगुप्तेनारिवधनार्थं यियासु प्रतिपन्नस्त्री ( હા ध्रुवदेवी ) नेपथ्य कुमारश्चन्द्रगुप्तो विज्ञापयन्नुच्यते यथा—

**राजा** । उत्ति ( હા प्रति )ष्ठोत्तिष्ठ । न खल्वहं त्वां परित्यक्तुमुत्सहे ।

प्रत्यग्रयौवनविभूषितमङ्गमेतद्
रूपश्रियं च तव यौवनयोग्यरूपाम् ।
भ( હા स )क्तिं च मय्यनुपमामनुरुध्यमानो
देवीं त्यजामि बलवांस्त्वयि मेऽनुरागः ॥

**ध्रुवदेवी** अन्त्रीशङ्कया । जइ भत्तिं अवेक्खसि तदो भं मन्दभाइणिं ण( હા ण નથી ) परिच्चइस्सं( હા च्चय )मि ॥ यदि भक्तिमवेक्षसे ततो मां मन्दभागिनीं न परित्यक्ष्यसि ।

**राजा** । अपि च

त्यजामि देवीं तृणवत् त्वदन्तरे

**ध्रुवदेवी** । अहं वि जीविदं परिच्चअन्ती अज्जउत्तं पढमदं( હા न )र नेव्व परिच्चइस्सं ॥ अहमपि जीवितं परित्यजन्त्यार्यपुत्रं प्रथमतरं मन्ये परित्यक्ष्यामि ।

[ ધ્રુવદેવી અલગ ] મને પણ આ ભવ અકારો હોઈ મ્હેંજે
ત્યાજ્ય જ છે.

[ રાજા ]
દેવી પ્રત્યે મારૂ વ્હાલ અતિ દૃઢ છે.

[ ધ્રુવદેવી અલગ ] ખરૂં ખરૂં, મહારાજ આધીન જનને વણવાંકે
આ તજો છો, એ કંઈ જેવુંતેવું વ્હાલ?

[ રાજા ] પરંતુ
મારૂં ચિત્ત તારામાં ચોંટ્યું છે. મારો અનન્ય સ્નેહ
તારા ઉપર છે.

[ ધ્રુવદેવી અલગ ] એટલે જ મહારાજ આ મંદભાગિનીને તજો છો.

[ રાજા ]
તારામાં રૂઢ પ્રેમને લીધે તારી ખાતર મેં આ તજ—
કીર્તિ એ તજી અને દેવી એ તજી, મારે મન એ
ચોકે લોક જ છે.

[ ધ્રુવદેવી વેત્રવતી પ્રત્યે અલગ ] અલી! આટલે [illegible] મહારાજ
નિર્દય હૃદયના નિવડ્યા!

---

**राजा** ।

त्वया विना राज्यमिदं हि निष्फलम् ।

**ध्रुवदेवी** । मम वि संपदं णिप्फलो जीवलोओ सुपरिच्चअणीओ( पा. उ )भविस्सदि ॥
ममापि साम्प्रतं निष्फलो जीवलोकः सुपरित्यजनीयो भविष्यति ।

**राजा** ।

रुढा( पा. ऊढे )ति देव्यां प्रति म दयालुता

**ध्रुवदेवी** । इअ अज्जउत्तस्स दयालुदा जं अणवरद्धो जणो अणुगदो एव्वं परिच्चईअदि ॥
इयमार्यपुत्रस्य दयालुता यदनपराद्धो जनोऽनुगत एव परित्यज्यते ।

**राजा** । पर( पा. पर नथी )

त्वयि स्थितं स्नेहनिबन्धनं मनः ॥

**ध्रुवदेवी** । अदो जेव्व मन्दभाआ परिच्चइज्जा( पा. च्चया )मि ॥ अत एव मन्दभागा
परित्यज्ये ।

**राजा** ।

त्वय्युपारोपितप्रेम्णा त्वदर्थं( पा. र्थे ) यशसा सह ।
परित्यक्ता मया देवी जनोऽयं जन( पा. नो ) एव मे ॥

**ध्रुवदेवी** । वे( पा. सू )त्रधारिणीं( पा. धारी ) प्रति । हञ्जे, ईदसी अज्जउत्तस्स
करुणाहीणदा( पा. णापराही )णदा ॥ हञ्जे, ईदृश्यार्यपुत्रस्य करुणाहीनता ।

[ વેત્રવતી રાણી પ્રત્યે અલગ ] આસાહેબ, શું કહું? ચંદ્રમંડળમાંથી વીજળીઓ પડે છે.!

[ રાજા ]

દેવીના વિયોગનું દુઃખ મને થાય છે; પણ તે તો તું
વીસરાવીશ

[ ધ્રુવદેવી અલગ ] અરે! તમને નિર્દયને વળી મારા વિયોગનું દુઃખ થાય છે કે?

[ રાજા ]

પરંતુ તારા વિયોગનું દુઃખ જે મને સાલશે, તેનો
સોમો હિસ્સો પણ દેવી શમાવી શકશે નહિ.

આ અત્યંત મર્મસ્પર્શી ચિત્ર અહીંથી અધુરૂ છે[5].

બીજો ઉતારો ત્રીજા અંકમાંથી લીધો જણાય છે[6]. રામગુપ્તે સારૂ ના પાડયા છતાં ચંદ્રગુપ્ત પોતાનો ઠરાવ અમલમાં મૂકવા તત્પર થાય છે તેનો મિત્ર વિદૂષક એને કહે છે

वे( હા. सू )त्रधारिणी( હા. री ) । देवि,पडन्ति चन्दमण्डलादो चडुलीओ( હા. उ ) । किं एत्थ कहि( હા. रि )ज्जदि ॥ देवि, पतन्ति चन्द्रमण्डलाद् विद्युत । किमत्र कथ्यते ।

राजा ।

देवीवियोगदुःखार्तांस्त्वमस्मान् रमयिष्यसि ।

ध्रुवदेवी । विओअदुक्खं वि दे अकरुणस्स अत्थि (હા જેવ્વ વધારે) ॥ वियोगदुःखमपि तेऽकरुणस्यास्ति ।

राजा ॥

त्वद्दुःखमपनेतुं सा शतांशेनापि न क्षमा ॥

इत्येतत् स्त्रीवेशधारिचन्द्रगुप्तबोधनार्थमभिहितमपि विशेषणसाम्येन ध्रुवदेव्या स्वविषयं प्रति पक्षमिति भिन्नार्थयोजकम् ।

૫ મૂળમાં રાજાની ચોથી ઉક્તિમાં दयालुता શબ્દ છે, તેનો અર્થ મે 'સ્નેહ, વ્હાલ, લીધો છે. दय् ધાતુ સ્નેહાર્થે છે, જુઓ दयित, दयिता ઇ.

૬ આ ઉતારો ભોજ રાજાના અપ્રકાશિત શૃङ्गारप्रकाशમાંથી લીધો છે મૂળ સંસ્કૃત નીચે પ્રમાણે—

देवीचन्द्रगुप्ते चन्द्रगुप्तो विदूषकं प्रति ।

सद्वंशान् पृथुवर्ष्म( હા वंश )विक्रमबलान् हत्वो( હા द )द्धतान् दन्तिनो
हिंस्रस्याथ( હા हासस्येव ) गुहामुखादभिमुखं निष्क्रामत पर्वतात् ।
एकस्यापि विधूतकेसरसटाभारस्य भीता मृता
गन्धादेव हरेर्द्रवन्ति बहवो वीरस्य किं संख्यया ॥

કે શત્રુના નગરમા એકલા ન જવાય, વીર સુભટોને સ્ત્રીના વેષમા જોડે લઇને જાઓ; તેને રાજકુમાર નીચે મુજબ ઉત્તર વાળે છે

[ ચંદ્રગુપ્ત ] મિત્ર

મજબૂત પીઠવાળા, પ્રચંડ દેહના–તેવા જ બળવાન–અને તેના જ ગૌરવવાળા, મદમત્ત બનેલા, વિશાળ દંતુસળવાળા હાથીઓને હણીને પર્વતથી ખીણના મુખમા થઇ સામા આવતા, ઝુલતી બહોળી કેશવાળી ફરફરાવતા, સહાયકારી એકલ કેસરીના ગંધથી જ મૃગના ટોળા ભગાય તેમ ભાગી જાય છે શત્રુઓને વળી એક અનેકની સંખ્યા શી? [૭]

આ રીતે ભીરુ બ્રાહ્મણની સલાહને હસી કાઢીને ચંદ્રગુપ્ત રાણી ધ્રુવદેવીની મુલાકાતે જાય છે, અવતરણક્રમમા ત્રીજો, પણ ત્રીજા અંકનો બીજો ઉતારો અહીથી લીધો લાગે છે. તે આ પ્રમાણે છે[૮]

[ ચંદ્રગુપ્ત ] અરે, આ તે રાણી ધ્રુવદેવી? હહા,

એકાએક રાહુના શિરે ગ્રાસ કર્યો હોય એવી ઇંદુકળાના સરખા એ મ્લાન શોકે ઘેરી લીધાથી ( પૂર્વે ) રમ્ય છતા ( હાલ ) અરમણીય દશાને પ્રાપ્ત થયા છે મર્દ થઇને એ નામર્દ મનુષ્યના જેવૂ આ પગરૂ પતિએ ભયાથી લજ્જા ક્રોધ એક ભય અને ઉદ્વેગનુ પાત્ર બની એઓ અંતરમા પીડાય છે

ત્રીજા અંકના આ મને ઉતારામા અંકની સંખ્યાનો નિર્દેશ કર્યો નથી

---

૭ શક રાજાનૂ ખૂન કર્યા પછી ચંદ્રગુપ્ત કેવા વેશમા કયે માર્ગે થઈ વળી આવે છે, તે આ અન્યોક્તિમા ગમ્યમાન છે

૮ આ ઉતારો પાછો નાટ્યદર્પણમાથી ટાંક્યો છે એનૂ મૂળ નીચે પ્રમાણે છે — भावस्य पराभिप्रायस्यार्थ वा भाव्यमानस्यार्थस्योहप्रतिभादिवशान्निर्णयो यथावस्थितरूपनिश्चयः क्रम । बुद्धिस्तत्र क्रमते न हन्यत इत्यर्थ । यथा देवीचन्द्रगुप्ते चन्द्रगुप्तो ध्रुवदेवीं दृष्ट्वा स्वगतमाह । इयमपि सा देवी तिष्ठति, यैषा

रम्या चारतिकारिणा च करुणा शोकेन नीता दशा
तत्कालोपगतेन राहुशिरसा ग्रस्तेव (हा गुप्ते)व चान्द्री कला ।
पत्यु क्लीबजनोचितेन चरितेनानेन पुंस सतो
लज्जाकोपविषादभीत्यरतिभि क्षेत्रीकृता वर्तते ॥

अत्र ध्रुवदेव्याभिप्रायस्य चन्द्रगुप्तेन निश्चय ।

ચોથો ઉતારો ચોથા અંકમાથી લીધો હોય એમ જણાય છે[9] એમા ચંદ્રગુપ્ત અને ગણિકા માધવસેનાના મેળાપનો પ્રસંગ વર્ણવ્યો છે એ દરબારી ગણિકાને નીરખીને રાજકુમાર આ પ્રમાણે નર્મવચન ઉચ્ચારે છે

[ ચંદ્રગુપ્ત ]

> અહો મનોહર મુખવાળી ! નીલકમળની કાંતિવાળા તારા નેત્રમા આ આનંદાશ્રુ ઉભરાવનાર, રોમાંચ ઉપજાવતી તારા પ્રત્યેક અંગને પ્રસ્વેદથી ભીંજાવનાર, તારા પૂરા ભરાવદાર નિતંબને અધિક પ્રચુર કરનાર એવા પુરુષે હસ્તસ્પર્શ વિના એ તારા કટિવસ્ત્રની આ ગાંઠ ઢીલી કરી વાર ?

માધવસેના મૌન ધરી રહે છે ચંદ્રગુપ્ત તેને મિષ્ટ વચને રીઝાવે છે આપણા અવતરણક્રમમા એ પાંચમો ઉતારો છે[10] તે ચોથા અંકમાથી લીધો છે, એવો **નાટ્યદર્પણ**મા ઉલ્લેખ છે ઉતારો નીચે પ્રમાણે

> [ ચંદ્રગુપ્ત ] હે વ્હાલી, વ્હાલી માધવસેના, તૂ મને બંધનની આજ્ઞા કર
> હે કિંનરીના જેવા મધુર કંઠવાળી ! મારે ગળે તૂ નાજુક ભુજલતાનો પાશ નાખ સ્તન સાથે અથડાતા હારથી મારા બે હાથને જોર ભેર જકડી લે પૂર્વની સખી મેખલા વડે મારા પગમા બેડી જડી દે

---

૯ આ ઉતારો નાટ્યદર્પણ અને શૃઙ્ગારપ્રકાશ બન્નેમા છે તેનુ મૂળ ઉભયને અનુસરતૂ નીચે પ્રમાણે છે वेदयायां नायिकाया विनयगीहतमपि चेष्टितं निबध्यते । यथा विशाखदत्तकृते देवीचन्द्रगुप्ते माधवसेना ममुद्दिश्य कुमारचन्द्रगुप्तस्योक्ति ।

आनन्दाश्रु सितेतरो (ઙા शुक्ल मितो) त्पलरुचोरात्रन्वता नेत्रयो
प्रत्यङ्गेषु वरानने पुलकिषु स्वेदं समातन्वता ।
*कुर्वाणेन नितम्बयोरुपचयं सपूर्णयोरप्यसौ*
केनाद्य (ઙા प्य) स्पृशताप्यधोनिवसनग्रन्थिस्तवोच्छ्वासित ॥

૧૦ આ ઉતારો નાટ્યદર્પણમાથી લીધો છે તેનૂ મૂળ નીચે પ્રમાણે છ— भावान' साध्यफलोचितानां रतिहर्षोत्साहादीना याचनं प्रार्थना । यथा देवीचन्द्रगुप्ते चतुर्थेऽङ्के

**चन्द्रगुप्त** । प्रिये माधवसेने, त्वमिदानीं मे बन्धनमाज्ञापय ।
कण्ठे किंनरकण्ठि बाहुलतिकापाश समासज्यता
हारस्ते स्तनबान्धवो मम बलाद् बध्नातु पाणिद्वयम् ।
पादौ ते जघनस्थलप्रणयिनी सद्यनयेन्मेखला
पूर्वं त्वद्गुणबद्धमेव हृदयं बन्ध पुनर्नार्हति ॥

अत्र रते प्रार्थना ।

મારા હૃદયને બંધનની જરૂર નથી તે તો પ્રથમથી
તે તારા ગુણે બાંધી લીધું જ છે

છઠ્ઠો ઉતારો પાંચમા અંકમાંથી લીધો છે[૧૧] ચોથા અને પાંચમા અંકના ગાળામાં શત્રુભૂત શક રાજાનું ખૂન કરી પાંચમા અંકની રંગભૂમિ ઉપર દેખા દેતા ચંદ્રગુપ્તનો એમાં ઉલ્લેખ છે એ પ્રસ્તાવ ચંદ્રદર્શનની અન્યોક્તિ દ્વારા ચંદ્રગુપ્તનો પ્રવેશ સૂચવતી પ્રાવેશિકી ધ્રુવાના રૂપમાં આપ્યો છે તેનો ચંદ્ર પરત્વે અર્થ નીચે મુજબ છે

ધોળાં કિરણોના સમૂહથી જેણે શત્રુભૂત અંધકારનો
ઓઘ નિઃશેષ નષ્ટ કર્યો છે અને જેણે ગ્રહ ઝાંખા પાડ્યા
છે એવો ચંદ્ર, પોતાના પ્રભાવ સમેત, ગગનમાં
દર્શન દે છે

એ ધ્રુવાનો ચંદ્રગુપ્ત પરત્વે અર્થ નીચે પ્રમાણે અભિપ્રેત છે

હાથમાંના તીક્ષ્ણ શસ્ત્રથી જેણે મહામત્ત જેવા શત્રુનો
રોષ નિઃશેષ નષ્ટ કર્યો છે અને જેનામાં પ્રકૃત
ઉન્માદ વ્યાપેલા છે એવો ચંદ્રગુપ્ત, પોતાના પ્રભાવ
સમેત, ગગનમાં દર્શન દે છે

ઉપરની ગાથાના સંબંધમાં **નાટ્યદર્પણ**માં જણાવ્યું છે કે અનિષ્ટની શંકાથી કુમાર ચંદ્રગુપ્ત ઉન્માદનો દેખાવ કરે છે

સાતમો ઉતારો પણ પાંચમા અંકમાંથી લીધો છે[૧૨] એમાં **નાટ્યદર્પણ**ની નોંધ

---

૧૧ આ ઉતારો પણ नाट्यदर्पणમાંથી લીધો છે એનો મૂળ નીચે મુજબ છે —
तथा हि देवीचन्द्रगुप्ते पञ्चमेऽङ्के

एसो सियकरसत्थप्प ( પ્રા रवित्थरप )णासिआसेसवेरितिमिरोहो ।
णिअविहवेण चन्दो गअणं गहलङ्घिओ विसइ ॥

इय (ध्रुवा) स्वापायशङ्किन कृतकोन्मत्तस्य कुमारचन्द्रगुप्तस्य चन्द्रोदयवर्णनेन प्रवेश प्रतिपादिका । ચંદ્ર પરત્વે ઉપરની ગાથાની છાયા છે નીચે પ્રમાણે ગોઠવું છું —एष सितकर-सार्थप्रणाशिताशेषवैरितिमिरौघ । निजविभवेन चन्द्रो गगन लङ्घितग्रहो विशति ॥
એ ધ્રુવાની ચંદ્રગુપ્ત પરત્વે છાયા આ પ્રમાણે લેઉં છું —एष शितकरशस्त्रप्रणाशिताशेषवैरितिमिरोघ । निजविभवेन चन्द्रो गगन ग्रहलङ्घितो विशति ॥

૧૨ આ नाट्यदर्पणમાંથી જ એનો ઉતારો છે એનું મૂળ નીચે પ्रમાણે છે अङ्कान्ते अङ्कमध्ये वा सनिमित्त रङ्गात् पात्रस्य बहिर्निःसरण निष्क्रम । तत्प्रयोजना अनुशक्तिकादेशाद् तिगमत्वाद् इत्यपि उभयपदवर्द्धा नैष्क्रामिकी । यथा देवीचन्द्रगुप्ते पञ्चमाङ्कान्ते
बहुविहकज्जविसेस अइगूढ णिण्हवउ ( પ્રા इ ) मअणादो ।
णिक्कलइ सुद्धचित्तो ( પ્રા त्ता ) उत्तयमणा ( પ્રા उत्तत्त ) मणा ( પ્રા ना ) रिउणो॥
इयमुन्मत्तवेषस्य चन्द्रगुप्तस्य मदनविकारमिपकार्य, ( પ્રા मिषकार्य નથી ) गोपनरपस्य मनाग

આખરે રાણી મોકલી આપવાની શરત સ્વીકારી છૂટવું, એ હકીકત તેમા આપેલી છે, તે ધ્યાનમા લેતા બહુ સંભવિત લાગે છે કે ઉદ્ધૃત શ્લોક રાજાનુ કનક ઘોઘ નાખનાર કુમાર ચન્દ્રગુપ્તના સબંધી છે ગમગુપ્ત લઘુ બાંધવના અદ્ભુત સાહસ અને શૌર્યથી પરમ પ્રસન્ન થઈ પોતે રાજ્યાધિકાર છોડી ચન્દ્રગુપ્તને અભિષેક કરે છે, તેની એ નિજયઘોષણા છે

સંગૃહીત ઉતારાઓમા રામગુપ્ત અને ચન્દ્રગુપ્ત એ બે ભાઇઓ કયા વંશના હતા પરસ્ત્રીલોભી શક ક્યા દેશનો રાજા હતો અને તેનુ નામ શુ, વગેરે વિગત છે નહિ, તે અન્યત્ર છૂટીછવાઈ મળી આવે છે **हर्षचरित** ચન્દ્રગુપ્તને **गुप्त** એટલે ગુપ્તવંશીય તરીકે ઓળખાવે છે ગુપ્ત વંશમા ચન્દ્રગુપ્ત નામ ધારનાર બે જ છે તેમાનો પ્રથમ ચન્દ્રગુપ્ત ગંગાકાંઠે પ્રયાગનો, અયોધ્યાનો, અને મગધનો માલીક હતો [૧૪] તે શકોસાથે અથડામણમા આવ્યો જાણવામા નથી એટલે શકપતિનુ ખૂન કરનાર દ્વિતીય ચન્દ્રગુપ્ત જ ઠરે છે એ ગિરસદ્ગાના વિરુદ્ધ સાહસ અને પરાક્રમને લઈને તે સાહિત્યમા **સાહસાંક** અને **વિક્રમાદિત્ય**[૧૫] બિરુદથી પ્રસિદ્ધ છે સૌરાષ્ટ્રમા જૂનામા જૂનો ગુપ્ત સિક્કો એનો જ જડે છે વ્યાઘ્રવધનો પહેલો સિક્કો સમુદ્રગુપ્તનો છે તે જેમ એણે બંગાળ જીત્યાની સાક્ષી પૂરે છે, તેમ સિંહવધનો પહેલો સિક્કો દ્વિતીય ચન્દ્રગુપ્તનો હોઈ તેણે સૌરાષ્ટ્ર જીતી લીધાની ખાતરી આપે છે [૧૬]

ચન્દ્રગુપ્ત જેના પ્રાણ લે છે તે શકને પ્રો બાનરજી મથુરાનો શક રાજા માને છે પરંતુ એ ભ્રમ છે બાણ ભટ્ટ અને ભોજ રાજા ગિરિપુરમા એનુ ખૂનથયાનુ લખે છે[૧૭]

---

૧૪ જુઓ Dynasties of the Kali ageમા ઉદ્ધૃત वायुपुराणमानो નીચેનો શ્લોક अनुगङ्गप्रयाग च साकेत मगधास्तथा । एतान् जनपदान् सर्वान् भोक्ष्यन्ते गुप्तवंशजाः ॥

૧૫ રાજશેખરે काव्यमीमांसाના નીચેના બે ઉતારામા કહેલો **સાહસાંક** આ દ્વિતીય ચન્દ્રગુપ્ત છે, એ માન્યતામા ડૉ આલ્ટેકર સાથે એકમત થાઉં છું (૧) वासुदेवसात वाहनसाहसाङ्कादीन् सकलान् सभापतान् दानमानाभ्यामनुकुर्यात् ॥ श्रूयते हि उज्जयिन्या साहसाङ्को नाम राजा । तेन संस्कृतभाषात्मकमन्तःपुर एव प्रवर्तित नियमनम् । જુઓ વળી ભોજ રાજાના सरस्वतीकण्ठाभरण ।૨।૧૫। નો નીચેનો શ્લોક – केऽभूवन्नाढ्यराजस्य राज्ये प्राकृतभाषिण । काले श्रीसाहसाङ्कस्य के न संस्कृतवादिन ॥ ઉજ્જયિની પ્રાચીન કાળથી અને તેની માથે મધ્ય કાળના ગુપ્તોનુ અનંતર પાટનગર હોવાથી છેલ્લા ઉતારામા દ્વિતીય ચન્દ્રગુપ્ત સાહસાંક વિક્રમાદિત્યનો ઉજ્જયિની પરત્વે નિર્દેશ છે

૧૬ જુઓ John Allan's British Museum Catalogue of Indian Coins, Gupta Dynasties, p 17, pp 47-48 અને p 45

૧૭ જુઓ हर्षचरित ।૬। गिरिपुरे च परकलत्रकामुक कामिनीवेषगुप्तो गुप्तश्चन्द्रगुप्त शकपतिमशातयत् । જુઓ વળી शृङ्गारप्रकाशमાનુ નીચેનુ અવતરણ – स्त्रीवेषनिह्नुतश्चन्द्र गुप्त शत्रो स्कन्धावार गिरिपुर शकपतिवधायागमत् । ચન્દ્રગુપ્તે પાશ્ચાત્ય નગ્ન ત્યનો અંત આણ્યો હતો, તે વાત ધ્યાનના રાખી મે ઉપન્ના અવતરણમા ભ્રષ્ટ રિપુરે અને અલિપુર પાઠને બદલે અનુક્રમે સ્થાપિત गिरिपुर અને गिरिपुरे પાઠ લો ગ્યા છે हर्षचरितमाना અસત

તેથી એ નિર્વિષુનો. અર્થાત્ સૌરાષ્ટ્રનો અધિપતિ સંભવે છે. દ્વિતીય ચંદ્રગુપ્તના સમયમાં ત્યાં મહાક્ષત્રપ સ્વામી તૃતીય રુદ્રસિંહ રાજ્ય કરતો હતો એ પાશ્ચાત્ય ક્ષત્રપ શાખાનો છેલ્લો રાજા હતો. એ તર્કપરંપરાએ देवीचन्द्रगुप्तમાં નિર્દિષ્ટ શક રાજા ઉક્ત રુદ્રસિંહ જ હોય છે.

હવે રામ રામગુપ્તનો રાજ્યકાળ વિચારવો રહ્યો. એના અસ્તિત્વની સ્મૃતિ આપનાર માત્ર देवीचन्द्रगुप्त છે નથી એનો ગુપ્ત રાજાવલીમાં નિર્દેશ, નથી પ્રશસ્તિ, નથી તામ્રપત્ર, નથી શિલાલેખ, નથી રાજમુદ્રા, નથી સિક્કો. એ ઉપરથી પ્રતીતિ થાય છે, કે એનું રાજ્ય એટલું ટૂંકું હતું કે તેનું અસ્તિત્વ પાછળથી લેખામાં લેવાયું નહિ કે ભૂલી જવાયું. તે રાજ્ય સમુદ્રગુપ્તના અને દ્વિતીય ચંદ્રગુપ્તના રાજ્યકાળ વચ્ચે ગોઠવાય છે. આથી શક રાજાના રાજ્યની સમાપ્તિનું વર્ષ તે જ રામગુપ્તનું રાજ્યપ્રાપ્તિ તથા રાજ્યસમાપ્તિનું વર્ષ હોય છે. તૃતીય રુદ્રસિંહ સૌરાષ્ટ્રનો મહાક્ષત્રપ થયો, તે સમયનો સિક્કો મળ્યો છે[18]. તેના શતકનો આંકડો ૩ છે, દશકનો ૧ છે, અને એકમનો વંચાતો નથી એ અવાચ્ય આંકડો શૂન્ય લેઈ એ સિક્કાની સાલ શક ૩૧૦ (=ઈ. સ. ૩૮૮) હોય છે.[19] એ સિવાય બીજી કોઈ સાલનો તૃતીય રુદ્રસિંહનો સિક્કો જડ્યો નથી. વળી સમુદ્રગુપ્તના સમયથી ગુપ્તોનું ઉપરીપણું સ્વીકાર્યું હતું. તેની રુએ તૃતીય રુદ્રસિંહે ઈ.સ. ૩૮૮ માં ગાદીએ આવતા નવા ગુપ્ત સમ્રાટ રામગુપ્તને નજરાણું ન મોકલ્યું તેને સૌરાષ્ટ્ર ઉપર ચઢાઈ લેઈ આવવાનું કારણ આપ્યું સંભવે છે. એ ચઢાઈનો પરિણામ શક રાજ્યને વિનાશકારી નીવડ્યો. આ રીતે કાર્યકારણની સંકળના સમજતાં સમુદ્રગુપ્તનું મરણ, રામગુપ્તનું ગાદીએ આવવું તથા ગાદી છોડવી, શક રાજાનું રાજ્ય ખોવું તથા ખૂન, અને ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક, એ સર્વે બનાવ ભિન્ન મિતિથી ઈ. સ. ૩૮૮ માં ગોઠવાય છે.

ઉપરની હકીકતના રામ રામગુપ્તને ભાભીના અદ્ભુત સાહસથી પરમ પ્રસન્ન થઈ રાજમુગટ પોતાના માથેથી ઉતારી ચંદ્રગુપ્તના માથે સમર્પતો મેં વર્ણવ્યો છે, ત્યારે પ્રૉ. બાનરજી તથા પ્રૉ. અલ્ટેકર देवीचन्द्रगुप्तના પાંચમા અંકમાંની પૂર્વે આપેલી પ્રાવેશિકી અને નાટકાન્તિકી હવા ઉપરથી ચંદ્રગુપ્તને મુગટધારી મોટાભાઈનું ખૂન કરી ગાદીએ આવતો

ના ઉપર સર્વેતકાર ટીકાની ટીકા ઉપયોગી હોવાથી તે અહીં ઉતારું છું —शकानाम् वर्य (कुटिल पाठ आचार्य) शकपति (मु पा शकाधिपति) ध्रुवदेवा चन्द्रगुप्तभ्रातृजाया प्रार्थयमान चन्द्रगुप्तेन ध्रुवदेवीवेषधारिणा स्त्री (मु पा स्त्रीवेष) जनपरिवृतेन रहसि व्यापादित ।

૧૮ જુઓ Rapson's British Museum Catalogue of Indian Coins, Andhras, Kshatrapas, &c, pp 117-21

૧૯ સાલ સંબંધમાં શક ૩૧૦ થી મોડી લેઈએ, તો તેના પરિણામે સમુદ્રગુપ્તના રાજ્યકાળનું અંતિમ વર્ષ મોડું થવું પડે, એટલે આમે જે રાજ્યકાળ વાર્યો છે, તે વધારે લાંબો થાય. આ જ કારણે સુધી સિક્કાઓ આપેલી રીતે સાલના એકમના સ્થાનના શૂન્યની યોજના કરી છે.

અને વિધવા ધ્રુવદેવીને પરણી લેતો લેખવે છે, અને એના સમર્થનમા પ્રૉ આલ્ટેકર રાષ્ટ્રકૂટ વંશના પ્રથમ અમોઘવર્ષના સંજાણના [20]તામ્રપત્રનો અડતાળીસમો શ્લોક ટાંકે છે આ તામ્રપત્રના પાઠ ઠેકાણે ઠેકાણે ભ્રષ્ટ છે, તે ડૉ દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે મોટે ભાગે સુધારી લીધા છે તે છતા કોતરનારે કરેલી ભારે મૂંઝવતી ભૂલોને લીધે ઉક્ત શ્લોકનો અન્વય કરવો અને અર્થ બંધ બેસાડવો અશક્ય છે એમા યોજેલા વ્યતિરેક અલંકારની ઘટનાના અંગ ઉપર લક્ષ કેરવી પાઠ સુધારી લઇએ [21], તો અન્વય સુગમ થઈ નીચે મુજબ અર્થ નીકળે છે

> કહે છે કે આ કલિયુગમા (એક) પ્રસિદ્ધ ગુપ્તવંશીય રાજાએ ભાઇને હણી રાજ્ય હર્યું હતુ પછી એ પામરે 'આજે કલ્યાણીને લાખ અને ઢીકણાને કરોડ ટકા આપ્યા' એમ પ્રત્યેક દીધેલું દાન વહીએ ચડાવરાવ્યૂ હતૂ, પરંતુ જેણે પોતાનું વિશાળ રાજ્ય અનેક વાર દાનમા આપી દીધૂ હતુ–તુચ્છ જંગમ દ્રવ્યની તો શી વાત કરવી?–તે (પ્રથમ અમોઘવર્ષ) તો 'અહા, દાતા તે રાષ્ટ્રકૂટતિલક (રાજા)' ' એવી (પોતાના દાનની) ખ્યાતિ સાભળીને શરમાતો

આ શ્લોકમા ઉપમેય રાષ્ટ્રકૂટ વંશના પ્રથમ અમોઘવર્ષ છે અને ઉપમાન ગુપ્ત રાજા છે. રાષ્ટ્રકૂટ રાજા વિશાળ રાજ્ય આપી દે છે–અનેક વાર આપી દે છે, અને તેની નોંધ રાખવી તો હોયજ કેવી ?–લોક તેની સખાવતના વખાણ કરે છે, તેથી પણ તે શરમાય છે ગુપ્ત રાજા તો ભાઇને હણી રાજ્ય પચાવી પડ્યો હતો, ત્યા કોઇને રાજ્ય આપવાનૂ હોયજ કેવૂ ? તે ધનનૂ દાન આપતો તેમા એ જાણે–કાંઈ નવાઈ કરતો હોય તેમ અભિમાનપૂર્વક તે તે દાન વહીએ ચડાવરાવતો હતો એ રીતે પ્રશસ્તિકારે રાષ્ટ્રકૂટ રાજાનો ગુપ્ત રાજાથી વ્યતિરેક વર્ણવ્યો છે સંજાણના તામ્રપત્રના વિદ્વાન સંપાદક, પ્રસ્તુત શ્લોકમા કહેલો રાજા તે ચ્હુવા ચંદ્રગુપ્ત હશે એમ જણાવે છે પરંતુ તે અસંભવિત છે પ્રૉ આલ્ટેકર અને આ આલ્ટેકર એની ઓળખ દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય સાથે સાધે છે તે જ

---

[20] જુઓ Epigraphia Indica Vol XVIII, Sanjan Copper-plates of King Amoghavarsha I S'aka 793

[21] પ્રસ્તુત શ્લોક અસલ પાઠ અને શુદ્ધ પાઠ સમેત નીચે પ્રમાણે છે અસલ અશુદ્ધ પાઠ કૌંસમા આપ્યા છે

> हत्वा भ्रातरमेव राज्यमहरद् द्रव्य (देवीं) च दानस्तथा
> लक्ष कोटिमलेखयन् किल कलौ दता (दाता) स गुप्तान्वय ।
> येनात्याज( त्रि )तनु स्वराज्यमसकृद् वाह्येऽर्थके (बाह्यार्थकै) का कथा
> ह्रीस्तस्यावनति (स्योन्नति) राष्ट्रकूटतिलको दातेति कीर्त्यावपि ॥

મરાય છે, સ્કંદગુપ્ત નવખાનનને માટે જાણીતો નથી, લાખ અને કરોડ ટકા દાનમાં આ ખાની ખ્યાતિ તો એનો પિતામહ ભોગવે છે એ વિક્રમાદિત્યની બીજી ઉદારતાનો ઉલ્લેખ ચીનાઈ પ્રવાસી યવનચંગે એની પ્રવાસપોથીમાં કરેલો છે[22] ખુશનો મદાર કરનાર અને લાખ ટકા દાનમાં આપનાર વિક્રમાદિત્યનું સ્મરણ गाहासत्तसईमां પણ છે[23] સંજાણ સંજાણના પ્રથમ અમોઘવર્ષના તામ્રપત્રના ઉદ્ધૃત શ્લોકમાં દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય જ ઉપમાન તરીકે અભિપ્રેત છે ને એના ભાઈને મારી નાખીને ગાદીનો માલીક થયાનું એ શ્લોકમાં કહ્યું છે તે ભાઈ કોણ, એજ પ્રશ્નનો ઉકેલ છેવટ કરવાનો છે देवीचन्द्रगुप्तના નાયક રામગુપ્તને બધુ રમત અને સાહસિક વર્ણવે છે એવા ભાઈનું ચંદ્રગુપ્ત ખૂન કરે કે સ્માવે એ શું સંભવિત છે? વિશાખદત્ત એના નાયકનો અપકર્ષ કરે ખરો? देवीचन्द्रगुप्त સંસ્કૃત નાટક છે, Greek tragedy નથી ગિરિપુરમાં શકરાજ સ્ત્રીઓએ રસ લીધા તે ચંદ્રગુપ્તે કરેલા એવડા ખૂનના?—અને, પ્રો બનરજી તથા ડૉ આલ્તેકર કહે છે તે પ્રમાણે હત્યા ભેરી મોટાભાઈનું રાજ્ય અને તેની રાણી અપનાવી સેવન? નહિ, નહિ, એવી અધમતા ચંદ્રગુપ્તમાં કલ્પી શકાતી નથી રામગુપ્ત ઉપરાંત બીજો એક ભાઈ ચંદ્રગુપ્તને હતો[24] સંભવે છે કે એ રામગુપ્તથી ન્હાનો, પણ ચન્દ્રગુપ્તથી મોટો હોય. વચટ ભાઈએ ગિરિપુરમાં મોટો ભાઈ રાજ્યાધિકારથી નિવૃત્ત થયાની અને ન્હાનો ભાઈ અભિષિક્ત થયાની ખબર મળતાં પાટલિપુત્રમાં રાજચિહ્ન ધારણ કર્યાં હોય અને કેટલાક બળિયા રાજાની સહાયતા મેળવી તે ચંદ્રગુપ્તના સામો થયો હોય. રાજપદ માટેના એ વિગ્રહમાં ન્હાના ભાઈના હાથે વચટ માર્યો ગયાનો અને ચંદ્રગુપ્ત સમ્રાજ્યનો ધણી થયાનો સંજાણના તામ્રપત્રના પ્રસ્તુત શ્લોકમાં નિર્દેશ છે, એવું મારૂં માનવું છે આને મળતો બનાવ સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો ત્યારે પણ બન્યો હતો પ્રથમ ચંદ્રગુપ્તે અને કુંવરો મનાય એને ઉત્તરાધિકારી નીમ્યો હતો ટાળી મૂકેલા કુંવરો પૈકી કાચ કુમાર તેના સામો થાય છે કદાચ તે સમુદ્રગુપ્તથી વયે મોટો હોય તે અવસર પાટનગરમાં રાજચિહ્ન ધારણ કરી પોતના નામનો સિક્કા પણ પડાવે છે પરંતુ સ્વલ્પ સમયમાં તે સમુદ્રગુપ્તને હાથે માર્યો ગયો જણાય છે કમે તેનું બીજું કોઈ ઐતિહાસિક અવશેષ મળતું નથી[25]

---

૨૨ જુઓ Watters Yuan Chwang's Travels I, p 211.

૨૩ જુઓ गाहासत्तसई । ५ । ६४ । संवाहणसुहरसतोसिएण देन्तेण तुह करे लक्खं । चलणेण विक्कमाइच्चचरिअमणुसिक्खिअं तिस्सा ॥ જુઓ વળી પણ્ડિતની પ્રસાદીનો ઉપોદ્‌ઘાત, પૃ ૧૨, ટિપ્પણી ૧ (આવૃત્તિ ૬)

૨૪ ડૉ ફ્લીટે પ્રસિદ્ધ કરેલા ગુપ્ત વંશના લેખોના સંગ્રહમાના અંક ૧૨ ના લેખના પાઠમાં શ્લોકમાં સમુદ્રગુપ્તની પત્ની અને દ્વિતીય ચંદ્રગુપ્તની માતા દત્તદેવીને મહા પુત્રપૌત્ર હોવાનો ઉલ્લેખ છે તે જોવો.

૨૫ જુઓ V Smith's Early History of India, 4th edition p 297, footnote 7 માંનો નીચેનો ફકરો -Some authors suppose Kacha

**देवीचंद्रगुप्त**ને આધારે કરેલા નિર્ણયમાં એક વાંધો આવે છે. ડૉ. ફ્લીટે પ્રસિદ્ધ કરેલા ગુપ્ત લેખોના સંગ્રહમાં ચોથા અને તેરમા આંકના લેખની રાજાવલીમાં સમુદ્રગુપ્ત પછી લાગલો દ્વિતીય ચંદ્રગુપ્ત આવે છે. તેને એમા **तत्परिगृहीत** વિશેષણ લગાડ્યું છે. એનો અર્થ 'તેણે (એટલે સમુદ્રગુપ્તે) પસંદ કરેલો' એવો કરવામા આવે છે; અને એમ કહેવામાં આવે છે કે જેવી રીતે પ્રથમ ચંદ્રગુપ્તે બીજા કુંવરોને ટાળીને પસંદગીના ધોરણે સમુદ્રગુપ્તને ઉત્તરાધિકારી નીમ્યો હતો, તેવી રીતે સમુદ્રગુપ્તે દ્વિતીય ચંદ્રગુપ્તની ગાદીએ નીમણૂક કરી હતી આ કલ્પના અંતપાતી રામગુપ્તની સત્તાના વિરુદ્ધ જાય છે. તેના સંબંધમા જણાવવાની જરૂર છે કે પ્રથમ ચંદ્રગુપ્તે તો સમુદ્રગુપ્તને પોતાની પાસે બોલાવી આલિંગન દેઇ, વહાલ ઉભરાયાથી કંઇક વિકળ બનેલી દૃષ્ટિ તેના ઉપર ઠેરવી મ્લાનમુખ તુલ્યકુલજોના દેખતાં કહ્યું હતું કે તૂ આખી પૃથ્વીનો રાજા[२६]. આવા પ્રકારની પસંદગીની નીમણૂકનો ભાવ **तत्परिगृहीत**માથી નીકળતો નથી. **परिगृहीत**મા માત્ર કૃપાનો સંકેત છે; તેથી એ વિશેષણનો અર્થ 'કૃપાપાત્ર, વ્હાલો, માનીતો' એટલો જ થાય છે. **तत्परिगृहीत** પસંદગીના અર્થનો રાજકારણિક પરિભાષાનો બોલ હોવાનો ખાસ આધાર કંઇ છે નહિ. એ બાબત ધ્યાનમા લેતા નિર્દિષ્ટ વાંધો આપોઆપ દૂર થાય છે. પ્રસ્તુત વિશેષણ એમ બતાવે છે કે દ્વિતીય ચંદ્રગુપ્ત પિતાને બહુ વ્હાલો હતો. તેટલા-માટે બીજા કુંવરો એકે એક અળખામણા હોઈ તેમને ટાળી મૂકી રાજગાદીએ તેની નીમણૂક કરી હતી એમ માનવાનુ કંઈ કારણ નથી. જ્યેષ્ઠ પુત્ર શ્રીરામગુપ્ત બન્ધુવત્સલ, સાહસિક અને ઉદાર મનનો હતો, તેના ઉપર પણ પિતાનુ વ્હાલ હોવાનું સંભવે છે. મતલબ પ્રસ્તુત નાટકમા વિશાખદત્ત તેનો રાજા તરીકે ઉલ્લેખ કરે છે તે વાસ્તવિક જ છે.

---

or Kacha to be identical with Samudragupta, but the better opinion regards him as a rival brother of the king His reign, if a reality, must have been very brief, probably not exceeding a few months લેખક કાચની ઐતિહાસિકતા વિશે શંકાશીલ જણાય છે વિચારિયે તો એ શંકા કરતા કાચ અને સમુદ્રગુપ્તની એકતાની શંકા બલવત્તર છે. કાચના નિરાળા અસ્તિત્વનો પુરાવો આપતો સિક્કો ઉપલબ્ધ છે, જ્યારે કાચ અને સમુદ્રગુપ્તની એકતાનો પુરાવો કંઈ પણ મળ્યો નથી. ઈ કાચને સમુદ્રગુપ્ત સામે બંડ ઊઠાવનાર માનવું છ.

२६ જુઓ ડૉ. ફ્લીટે કરેલા સંગ્રહમાના આંક ૧ ના લેખનો નીચેનો શ્લોક. એમા મે કલ્પેલા શુદ્ધ પાઠને પડખે અસલ ઉત્કીર્ણ પાઠ કૌંસમા આપેલ છે.

आर्याहा (आर्यो हो) त्युपगुह्य भावपिशुनैरुत्कर्णितै रोमभि
सभ्येषूच्छ्वसितेषु तुल्यकुलजम्लाना (जम्ला) नानवेक्षि (ननोद्वी) क्षितः ।
स्नेहव्याकुलितेन बाष्पगुरुणा तत्त्वेक्षिणा चक्षुषा
यः पित्राभिहितो निरीक्ष्य निखिलां पाह्येवमुर्वीमिति ॥

બાધક પ્રમાણોના અભાવમા એકદરે એવો નિર્ણય બધાય છે, કે સમુદ્રગુપ્તનો ક્રમપ્રાપ્ત ઉત્તરાધિકારી देवीचन्द्रगुप्तમાં કહેલો રામગુપ્ત જ છે એ ઐતિહાસિક પાત્ર છે, કલ્પિત વ્યક્તિ નથી ગિરનારની ઘાટીમાથી સેનાના છૂટકારા સ ૦ તે બહાદુરીથી લડે છે પરતુ કુદરત પોતે દુશ્મનને યારી આપતી હોવાથી તેનુ સાહસિકપણુ નિષ્ફળ નીવડે છે સેનાનો ગભરાટ શાન્ત કરવાની ખાતર શક રાજા તૃતીય રુદ્રસિંહને રાણી ધ્રુવદેવી આપી દેવાનુ કબુલી તે સેનાપો આવે છે પરન્નીલોભી ક્ષત્રપને સૌતની શિક્ષાએ પહોચાડવા ન્હાનો ભાઇ ચન્દ્રગુપ્ત રાણી ધ્રુવદેવીના વેશમા પોતાને જવા દેવા મોટા ભાઈને પગે પડીને વીનવે છે પણ બધુવત્સલ રામગુપ્ત સાફ ના પાડે છે ત્યાર ચન્દ્રગુપ્ત પોતાના મિત્રને અને માતૃસ્થાનીય રાણીને જ માત્ર જાણ કરી રાજદ્રારની ગણિકા માધવસેનાની સહાયતા મેળવી શત્રુના નગરે જવા નીકળે છે રાણી ધ્રુવદેવીના રૂપમા તે સ્હેલથી શક રાજાના અતપુરમા પ્રવેશ પામે છે ત્યા તે દાવ સાધી તૃતીય રુદ્રસિંહનો ઘાત કરી નાખે છે પછી ગાડાના વેશમા મળી આવી સેનાની આગેવાની લેઇ એકાએક શક રાજ્યધાની ઉપર ધસી જઇ તે સર કરે છે તેના અદ્ભુત સાહસ અને પરાક્રમથી પરમ પ્રસન્ન થઈ રામગુપ્ત પોતાના મસ્તકનો મુગટ ન્હાના ભાઇને માથે મૂકે છે ચન્દ્રગુપ્તને ગિરિનગરમા રાજ્યાભિષેક કરે છે. અહીં देवीचन्द्रगुप्त નાટક સમાપ્ત થાય છે વચટ ભાઇ રાજગાદીનો દાવો કરી વિગ્રહનો ઝડો ઉગાવે છે, પણ તે ન્હાના ભાઇને હાથે માર્યો જાય છે, અને દ્વિતીય ચન્દ્રગુપ્ત ગુપ્ત સમ્રાજ્યનો ધણી થાય છે તે પછી એ વિજયયાત્રાએ નીકળે છે[२७] અને સામ્રાજ્યનો વિસ્તાર કરે છે તથા તેની મજબુતી સાધે છે[२८]

કે. હ. ધ્રુવ.*

२७ જુઓ ડૉ ફ્લીટે સગ્રહેલા ગુપ્ત લેખમાનો આક ૬ નો લેખ —यदन्तज्ज्योतिरर्कमुर्व्याम् × × × × × × × । × × × × × × × व्यापि चन्द्रगुप्ताख्यमद्भुतम् ॥१॥ विक्रमावक्रयक्रीता दास्यन्यग्भूतपार्थिवा । × × × मानसरत्ता धर्म × × × × × × × ॥२॥ तस्य राजाधिराजर्षेरचिन्त्यार्चितकर्मण (લેખમા धर्मन) । अन्वयप्राप्तसाचिव्यो व्यापृत (લે०त) सधिविग्रहे (લે० ह) ॥३॥ कौत्स शाब (લે० शाब) इति ख्याता वीरसेन (લે०न) कुलाख्यया। शब्दार्थन्यायलोकज्ञ कवि पाटलिपुत्रक ॥४॥ कृत्स्नपृथ्वीजयार्थेन राज्ञैवेह सहागत । भक्त्या भगवत शम्भोर्गुहामेतामकारयत् ॥५॥ શિવભાગવત વીરસેને કરાવેલી શભુની ગુહાનુ અધિષ્ઠાન માળવાના ઉદયગિરિમા છે તેનો રચનાકાળ પ્રસ્તુત લેખમા છ નહિ પરતુ તે જ પર્વતનો બીજો લેખ (જુઓ Corpus Inscriptionum Indicarum III, p 21) દ્વિતીય ચન્દ્રગુપ્તના રાજ્યકાળનો છે, તેમા ગુપ્ત સવત્ ૮૨ (=ઇ સ ૪૦૧) આપેલ છે તે ઉપરથી માળવાનુ ક્ષત્રપરાજ્ય પણ તે પૂર્વે ઉતારાઇ ચુકેલ સભવનીય છે

२८ આ લેખ નવમી ગુજરાતી–સાહિત્ય–પરિષદ્ માટે તૈયાર કરવામા આવ્યો હતો એના મુદ્રણમા ઉતારાના અનુવાદ સાકડા માપથી અને અનુવાદમાના શ્લોક વિશેષ સાકડા માપથી છાપ્યા છે શ્લોકનો અનુવાદ મૂળનો અનુસરતો થવા ગદ્યમા મૂકયો છે

* આ નિબધની તેમણે અમર પ્રમાણે રહી જવા પામી છે ... મ ની ન ગુ મા પ

નરસિંહ ને દયારામનાં કાવ્યોની તુલના આ સ્પષ્ટ કરશે. મહેતાનું દૈન્ય દયારામમાં નથી. મહેતામાં કૃષ્ણદર્શનનો તલસાટ છે, દયારામમાં ભાવ-કથનનીજ ઇચ્છા છે. દુઃખ, કે તપશ્ચર્યા કે વૈરાગ્યના અગ્નિમાં તપી માનવ ઊર્મિઓ ભક્તિમાં પરિવર્તન પામે છે, તે દુઃખ અનુભવવા જેવી દયારામની પરિસ્થિતિ નહોતી, તપશ્ચર્યા કરવા જેટલી દૃઢતા નહોતી, ને વૈરાગ્ય હૃદયમાં ઉતારવાની શક્તિ ને સંસ્કાર નહોતાં.

અનેકાનેક વાર તેની કલ્પના સ્થૂલ વિલાસની વિહ્વલતા સંતોષતી સિદ્ધિ પર ઠરે છે, અને 'પદ્માવતીચરણચારણચક્રવર્તી' જયદેવનું સ્મરણ કરાવે છે. અને એવા પ્રસંગોમાં પ્રભુની લીલા જોવાનું દીન, સબહુમાન કુતૂહલ તે દર્શાવતો નથી, પણ નફટ માનવીનાં વિલાસલોભ દર્શાવે છે. કૃષ્ણની કલ્પિત રાસલીલા વર્ણવતાં જ્યારે નરસિંહની કાવ્યશક્તિ ખીલે છે ત્યારે દયારામ માત્ર સામાન્ય વિગતોથીજ તે પતાવી દે છે, ને માત્ર ઊર્મિ કથનમાંજ રસ લે છે. ભક્ત બિભસ્ત રસમાં પણ પૂજ્યભાવ રેડ્યા વિના રહેતો નથી, દયારામ તેને અનાકર્ષકતા, ધૃષ્ટતા કે અસંસ્કારિતાથી વર્ણવે છે.

## દયારામનાં ઉત્તમ ગીતો

દયારામના કાવ્યોમા દર્શન, ને વર્ણન કરતાં ઊર્મિકથનની પ્રચંડ, આત્મલક્ષી ઇચ્છા વધારે દેખાય છે. ગરબી એની વિશિષ્ટતા, એનું અવિચળ પદ સાચવનારું સાહિત્ય. રા. નાનાલાલ તેને 'ગુર્જરી સાહિત્યકુંજે ભરી બંસીનો છેડણહાર' કહે છે. એ બંસી ને એની ગરબીઓ. 'એનાંજ છે ગુજરાતના' માચાં ને સર્વોપરિ Lyrics-ઊર્મિગીતો: આ ક્રમમાં એનું માચું અને સર્વોપરિ સ્થાન કયા છે તે નક્કી થાય છે.

આ કવિના ઊર્મિગીતોની કીંમત આકવાનું આ સ્થાન નથી, છતા તેની કાવ્ય-શક્તિનું રહસ્ય સમજવા તેના ઊર્મિગીતો જોવા જોઇએ. ઊર્મિગીત એટલે એક અંગ્રેજી વિવેચક[1] કહે છે, તેમ 'અપૂર્વ શબ્દોની અપૂર્વ વ્યવસ્થા.'

અનુભવની પણ માનવ હૃદયમા ભાવના છે. કેટલાક અનુભવો એ ભાવનાને રૂચે છે, કેટલાક તેને અકારા થઈ પડે છે. જ્યારે અનુભવ તીવ્ર થાય, સર્વગ્રાહી થાય અને જ્યારે એથી વધારે સરસ અનુભવ અકલ્પ્ય થઈ પડે; ત્યારે એ ભાવના સંતોષાય છે. જ્યારે અનુભવમા આમ અપૂર્વતાના દર્શન થાય; ત્યારેજ આનંદ ઉદ્‌ભવે છે. ત્યારે જે ઊર્મિ પ્રગટે છે; તેમા સરસતા દેખાય છે. આવો એક અનુભવ અપૂર્વ શબ્દોદ્વારા એવી રીતે વ્યક્ત કરવામા આવે, કે તેના શ્રવણથી સમસ્ત અનુભવમા રહેલાં અપૂર્વતા, આનંદ ને સરસતા અનુભવાય, ત્યારે અપૂર્વ રચના થઇ કહી શકાય, ત્યારે ખરૂં ઊર્મિગીત સાંપડે.

ઊર્મિગીતનું મૂલ અમે તે એક ભાવનો વિશુદ્ધ ને તીવ્ર અનુભવ છે. અનુભવ પરંપરામાં-અને અવલોકન વિચાર કે ઉર્ફનથી મિશ્રિત અનુભવમાંથી તીવ્રતા ને સરળતા

૧. કોલેરીજ.

ચાલી જાય છે, એવા મિશ્ર અનુભવને પરિણામે બીજા ગમે તે પ્રકારનું કાવ્ય પ્રગટે, પણ ખરું ઊર્મિગીત પ્રગટતું નથી.

ગુજરાતમાં ગરબી એ ઊર્મિગીતનું સુંદરમાં સુંદર સ્વરૂપ છે. એમાં ઊર્મિગીત માટે જોઈતાં બધાં લક્ષણો છે. નાની ગરબીઓમાં એક વિશુદ્ધ અનુભવનું સરળ કથન સહેલાઈથી થઈ શકે, અને દયારામે કેટલીક ગરબી વર્ણનથી બગાડી છે, જ્યાં દરેકમાંથી વર્ણન કાઢી નાખતાં બાકી રહેલો ભાગ એકજ અનુભવ આલેખે છે.

અનુભવ—અમિશ્રિત, વિશુદ્ધ અનુભવ—તો ક્ષણિકજ હોય; એમાંથી ઝરતો આનંદ પણ ક્ષણિક હોય; અને એ ક્ષણભરમાં સમજાય એવા કથનમાં મૂકાય તોજ સાંભળનારમાં એવો આનંદ પ્રગટ કરી શકે છે.

ક્ષણિક આનંદને ક્ષણભરમાં ચાખી શકાય એવી નાની સરળ પંક્તિઓની દયારામમાં ખોટ નથી.

એક ઓળખે, ના, એક તો મરી મટે જો

+ + +

કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે, બોલું બાખમા રે...

+ + +

નેહ સુખથી ન વાધે રે, દેખી દુઃખ નવ ઘટે

+ + +

જેનું મન જેશું માન્યું રે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારું રે, નાવે તેની આંખ તળે.

+ + +

રસીઆ વજાડી રંગ વાંસળી, પાંસળી મારી ત્રોય,
વિકળ કરી મને વાલમે, વાંકે દાટે રે જોય.

અને આ સાથે શબ્દની પસંદગી નોંધવા જેવી છે—એવી અપૂર્વ કે તેનાથી સરસ શબ્દો ભાષામાં જડવા અશક્ય છે.

+ + +

નંદકુંવર ક્યાથી લાવું, વ્રજ વહાલું રે વૈકુંઠ નથી જાવું.

+ + +

મારી લાડકડી ક્યાં લાગી આવડી વાર, મારી લાડસભેલી લાડલી રે

+ + +

સાંભળ રે તું સજની મારી, રજની ક્યાં રમી આવીઈ.

+ + +

શ્યામ રંગે સમીપે નવ જાવું. મારે આજ થકી.

આવા કેટલાક અપૂર્વ શબ્દોની યોજના એની પંક્તિઓને અમર કરી રહી છે

અપૂર્વ ઊર્મિગીત માટે અનુભવ પણ અપૂર્વ જોઇએ—એટલે કે (૧) તીવ્રતમ, (૨) જેનો સર્વ રસ સંપૂર્ણ રીતે ભોગવાતો હોય તેવો, અને (૩) જેનાથી સરસ અનુભવ અકલ્પ્ય હોય તેવો તે હોવો જોઇએ

નીચેની પંક્તિમાં તીવ્રતમ ભાવાનુભવ છે

હુ શુ જાણુ જે વહાલે મુજમા શુ દીઠુ,
વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠુ
+ + +
મુને એકલડી દેખી ત્યાં મારે પાવજે લાગે
રંક થઇ માઇ કાઇ મારી પાસે માગે

અને અનુભવની અપૂર્વતાના દૃષ્ટાંત પણ ઠામે ઠામે મળે છે

વાંકુ મા જોશો વરણાગીઆ,
જોતા કાળજામા કાઇ થાય છે જી રે
અણિયાળી આંખે વાનમ પ્રાણુ મારો પ્રોયો છે
મોહન મુખડુ જોઇ મન મોહાય છે જી રે
નખશીખ લગી રૂપરસિક મધુર મનોહર
જ્યા જોઇએ ત્યા આંખ ઠરી જાય છે જી રે

જે સ્ત્રી પતિને શોકમા પુસ્તકમા કામમા પરોવાએલા જોઇ બળતી હોય તેના અનુભવની સંપૂર્ણતા નીચેની ગરબી સિવાય ક્યા મળે છે ?

મા [illegible]તી તુ છે મોહનતણી હો વાસનડી રે
તુ [illegible] વા[illegible]નમ કરે છ ઘણુ વ[illegible]ન રે હો વાસલડી
ગીડો આવડો [illegible] મોહે[illegible] મોહ્યો [illegible] [illegible]િશોર
તાર આનડુ શુ જોર ભુંડી [illegible]ળજુ મા કાર રે હો વાસનડી
પીએ અધરામૃત પીયુ તણુ તુ વાસનડી રે
હમારે શોક્ય સરીખુ તુ સાલરે હો વાસનડી
[illegible] વા[illegible]ને વિંધ્ય [illegible] યા હો વાસનડી
તુ તો પીડ હમશ પ્રાણુ રે હો વાસનડી
સુણુના [illegible]ડે છે હદ સામગ હો વાસનડી
[illegible] [illegible]ગથી મોહમાણ ર હો વાસનડી
[illegible] ઘણુ છે તારી [illegible]મા હો વાસનડી
[illegible]ના તુથી ભાના [illegible] રે હો વાસનડી
એમ વાગે તુ [illegible] [illegible]ખતી હો વાસનડી
ઓ ભુડી થોડે થા [illegible] મા મા રે હો વાસનડી
[illegible]નિમના[illegible] [illegible]ગ મુ[illegible] યા હો વાસનડી
તે તો [illegible] [illegible]રિના મનીઓના મ[illegible] હો વાસનડી

વનવન કુંજકુંજ ફેરવ્યા તે વાસનડી,
તે તો સહુની કરી છે એવી ગત રે હો વાસનડી
ગરજે ગુમાનભરી આવડી હો વાસનડી,
તું તો જોની વિચારી તારી જાત રે હો વાસનડી
જોતા તુ કાષ્ઠ કેરો કરકડો હો વાસનડી,
તુને આજ મળી છે ઠકરાત રે હો વાસનડી

વળી એક વિશુદ્ધ અનુભવનુ સરસ કથન લઇએ

નદનદન અનમેવડોરે, એના વહાના લાગે છે વેણુ સાભળ સહી મારી
ઘેલુ કીધુ ગોકુળિયુ રે, એના કામણગારા નેણુ, સાભળ સહી મારી
નટવર સુદર શામળો રે મનગમતો મોહનલાલ,
હૃદયા સરસો લેઇ લપટાવુ મુને એવુ લાગે છે વહાલ

*હોંસીલી પ્રિયત્તમાના કોડભર્યાં નિમત્રણમા રહેલી ઊર્મિનો અનભવ જેવો આ* ગરબીમા છે તેવો બીજે મળવો મુશ્કેલ છે

મોહોલે પધારો મારા રાજ, માળીગર મોહોલે પધારો
વહાન વધારો વ્રજરાજ, માળીગર મોહોલે પધારો
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની છે ગોઠ
રાજ મળે તો કીજીએ, આવી રહી છે મારી હોઠ

\+ \+ \+

હુ સરખી ગઈ આપને મારે તો એક આપ
રહેવાતુ નથી રાજવી, કોને કહુ પરિતાપ

દયારામની ગરબીઓનું ડોલન પણ અદ્‌ભૂત છે જે તીવ્ર અનુભવથી ઝરતા આનદમા અકથ્ય સરસતા જડે છે તે સાહિત્યમા અપૂર્વ શબ્દોના ડોલનથીજ પ્રગટે છે—ડોલન ગેયતા નહીં સગીતથી થતો આનદ શબ્દડોલનથી થતા આનદથી જુદો છે એક નાદ સવાદ કે માધુર્યનુ અગ છે, બીજુ શબ્દ ને અર્થના એખળકરણથી, અપૂર્વતા પ્રગટાવવા આણેલું ડોલન—એ સાહિત્યનુ અગ છે ગરબીઓ—અર્વાચીન સ્ત્રીઓની ઉસ્તાદી સગીતભરી કહેવાતી ગરબીઓ સિવાયની-ડોલનાત્મક છે અને દયારામને એ ડોલનની અપૂર્વતામા કોણ સ્પર્શી શક્યુ છે ?

નેહ નચાવતા નદના કુવર પાધર પૈથે જ

\+ \+ \+

ગરમે રમવાને ગૌરી નીસર્યા રે
નાધિમ રગીની અભિરામ નજવાસણી રે નાન

અને દયારામના ઊર્મિગીતોમા સર્વ હૃદયો સ્પર્શે એવી ખુબી છે એક વિશુદ્ધ અનુભવની અનતતા દરેક હૃદયમા ઝણઝણાટ પ્રગટાવે છે, અને એ ઝણઝણાટ પેદા કરવાનું લક્ષણજ ઊર્મિગીત રચનારો અમર કવિઓમા સ્થાન આપે છે દયારામનુ ભક્તકવિઓમા સ્થાન નથી પ્રેમગાનના અમર કવિઓમા છે

**કનૈયાલાલ મુનશી.**

# પૃથ્વીચન્દ્રચરિત્રનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન.

ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થ-માલા અને તેનો તેરમો મણકો.

વડોદરા રાજ્ય તરફથી લગભગ ૧૭–૧૮ વર્ષથી ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાળામા આપણી મધ્યકાલીન સંસ્કૃતિ ઉપર મહત્ત્વનો પ્રકાશ પાડે એવા પુસ્તકો અવારનવાર પ્રસિદ્ધ થયાં કરે છે. તેમાનો તેરમો મણકો તે સ્વ. ચીમનલાલ દલાલે સશોધન કરીને તૈયાર કરેલો અને ઈ. સ ૧૯૨૦ મા પ્રસિદ્ધિમા આણેલો 'પ્રાચીન ગુર્જર કાવ્યસગ્રહ' છે. તેમા જુની ગુજરાતી ભાષા જેને ડૉ. ટેસિટોરી 'જુની પાશ્ચાત્ય રાજસ્થાની' ભાષા કહે છે તેમા લખેલા ૧૪ કાવ્યો છે, અને જો કે એનું નામ 'કાવ્યસંગ્રહ' રાખવામા આવેલું છે, છતા એમા ૭ ગદ્ય લેખો અને ૧૦ પરિશિષ્ટોમા પ્રશસ્તિઓ છે. સંશોધક મહાશયનો મૂળ વિચાર એવો હતો કે એ સંગ્રહોને એક વિદ્વતાપૂર્વક લખેલા ઉપોદ્‌ઘાત સાથે પ્રસિદ્ધ કરવા પરંતુ તેમના અકાળ મૃત્યુને લીધે એ લેખોમાના ઘણાના કાળ નિર્ણયનુ કામજ અધુરૂ રહ્યુ, તો ઉપોદ્‌ઘાત તો લખાયજ શેનો ? સંસ્કૃત પુસ્તકાલયના એમના પછીના અધ્યક્ષે રા રા કેશવલાલ ધ્રુવ જેવા પ્રાચીન ગુજરાતીના અભ્યાસી પાસે તે લખાવી લેવાનો પ્રયાસ કીધો હતો, પરંતુ તે સફળ થયેલો નહીં, એમ એ સગ્રહની પ્રસ્તાવના ઉપરથી જણાય છે. તેથી છેવટે જેવી સ્થિતિમા એ સંગ્રહ મળી આવ્યો તેવી સ્થિતિમા એમણે તેને ઈ સ. ૧૯૨૦ મા છપાવી નાખીને પ્રસિદ્ધિમા મુક્યો હતો તેથી તેમાના ઘણાખરા લેખોના રચનાકાળ તેમા આપેલા નથી પરંતુ કેટલાકના આપેલા છે, તે નીચે મુજબ —

તેમાથી પૃથ્વીચન્દ્રચરિત્ર નિબંધ માટે પસદ કરવાનુ કારણ

**आराधना** (स. १३३०), **अतिचार** (१) (स १३४०), **सर्वतीर्थनमस्कारस्तवन** (सं १३५८) **अतिचार** (२) (स. १३६९) અને **पृथ्वीचन्द्रचरित्र** ( स १४७८ ). જો કે એ સગ્રહમાના બધા લેખો લખવાનો ઉદ્દેશ દેખીતી રીતે જૈનધર્મનો બોધ કરવાનો છે; તો પણ છેલ્લા લેખમા વિશિષ્ટતા એ છે કે એના રચનારનો ઉદ્દેશ તે કરતા ઉપરાંત એક ઉચી પક્તિની સાહિત્યકૃતિ તૈયાર કરવાનો પણ હોય એવુ લાગે છે વળી તે આખા સંગ્રહમા મોટામા મોટો લેખ છે. તે ૯૩ થી ૧૦૦ પાના સુધીના વિસ્તારવાળો છે તે વાચવાથી તત્કાલીન ઐતિહાસિક, ભૌગોલિક, ધાર્મિક અને સામાજિક સ્થિતિનો ચિતાર કેટલેક અંશે ખડ

થાય છે, એટલુ જ નહિ પરતુ ઇ સ ના પંદરમા સૈકાની શરૂઆતમા પ્રચલિત ગુજરાતી ભાષા વિષે તેમાથી બહુ સારો ખ્યાલ આવી શકે છે, માટે તે આ નિબન્ધ માટે પસદ કરવામા આવ્યો છે

એ ચરિત્રમાની કથા એવી છે કે મરહટ્ટદેશ (મહારાષ્ટ્ર) મા પઇઠાણપુરપાટણ (પેઠણ) નામનુ નગર હતુ ત્યા પૃથ્વીચન્દ્ર નામે એક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો તેને એક રાત્રે સ્વપ્ન આવ્યું. તેમા તેને એક દેવીના દર્શન થયા અને તેણે એના કઠમા એક વરમાળ આરોપી તે એના કઠમા પડી એટલે એકદમ તે જાગી ઉઠ્યો ' ૮

ચરિત્રનો સાર

પ્રાત કાળનુ નિત્યકર્મ આટોપીને તે નિત્યનિયમ પ્રમાણે રાજસભામા બેઠો હતો, પરતુ તેના મનમા રાત્રીના સ્વપ્નનો શો અર્થ હશે તેના વિચાર આવ્યા કરતા હતા થોડીવારે પહેરેગીરે નિવેદન કર્યુ કે કોસલદેશના રાજા તરફનો એક દૂત આવ્યો છે અને તે આપને મળવા માગે છે તેને તેણે અદર મોકલવાનુ કહ્યુ અને ખબર અતર પુછ્યા પછી તેને આવવાનુ પ્રયોજન પુછ્યુ, એટલે તેણે નીચે પ્રમાણે હકીકત કહી — કોસલ દેશમા અયોધ્યા નગરી છે ત્યા શ્રી સોમદેવ નામે મહાપ્રતાપી રાજા રાજ્ય કરે છે. તેને કમલલોચના નામની એક પવિત્ર રાણી છે અને રત્નમજરી નામે એક કન્યારત્ન છે તે બોત્તેર કળામા પ્રવીણ છે અને અતિરૂપવતી છે તે રાજા આસો સુદ ૫ ને દિવસે એક સરોવરની પાળ ઉપર હવા ખાતો બેઠો હતો ત્યા ૧૮ પુરાણો અને ૧૮ સ્મૃતિઓમા પારગત બ્રાહ્મણો એકત્ર થયા હતા ત્યા રાજકુમારી રત્નમજરી કૌતક જોવા આવી તેને રાજાએ ઉચકીને પોતાના ઉત્સગ ઉપર બેસાડી એટલામા એક હસ ઉડતો ઉડતો આવ્યો અને રાજાના હાથ ઉપર બેઠો તે પક્ષીને જોઇને રાજકન્યાને તેને પોતાના હાથમા લેવાનુ કોડ થઇ આવ્યુ અને પોતાના પિતા પાસે તેની માગણી કીધી પિતાએ તેને તેના હાથમા આપ્યુ અને તેને કુમારી નિહાળીને જુએ છે એટલામા તે હસે પાખો પ્રસારી અને કુમારીને તમા ઘાલીને ઉડી ગયો આ ચમત્કાર જોઇને સૌ અચબો પામ્યા અને ગભરાટમા પડયા પછી તે પક્ષી જે દીશાએ ઉડી ગયુ હતુ તે દિશામા રાજાએ માણસો મોકલ્યા તેમણે પક્ષીને પકડવાની તથા કુમારીને ઉગારવાના અનેક પ્રયત્નો આદર્યા પણ તે સર્વે નિષ્ફળ ગયા અને આખર તે હસી મનોરમ્માના એક કમળમા ભરાઇ ગયુ તારાઓ સરોવરમા પણ પણ હસ હાથ લાગ્યો નહીં, તેથી તે નિરાશ થઇ પાછા આવ્યા પછી શોકાતુર મુદ્રાએ રાજા અતપુરમા ગયા રાણીએ તે વાત જાણી એટલે તેને મૂર્છા આવી રાજાએ તેને સાવધાન કરી ઉભી કીધી અને કાઇ સમય વીત્યા બાદ તે વળી અતે પાછી સાવધ થઇ હતી પુત્રીના શોકમા ને શોકમા ને દુ:ખમા ને દુ:ખમા ઘણો કાળ વીતાડયા પછી વસતઋતુ બેઠી તે ઋતુમા એક દિવસે રાજા ફરી પાછો તે સરોવર ઉપર આવ્યો અને તેને કુવરી સાભરી આવી તે ત્યા વિચાર કરતો બેઠો હતો એટલામા એક પુરુષે આવીને તેને એક કમળ આપ્યુ રાજાએ તે હાથમા લીધુ એટલે તેમાથી કુવરી નીકળી આથી રાજાના આનદનો પાર રહ્યો નહિ રાણીને તે વાતની ખબર કરતા તે પણ આવી લાગી માતપિતાએ પ્રિય પુત્રીને આલિંગન દીધા પછી તેણે કહ્યુ

રાજા કુંવરીનું સૌન્દર્ય જોઇને વિચારમા પડ્યો હતો, તેવામા એક આકાશવાણી થઈ કે એ કુંવરી હવે પરણવાને લાયક થઈ છે અને તેના સૌન્દર્યને અને ચાતુર્યને યોગ્ય એવો એક પતિ તૈયાર છે માટે તુ તજવીજ કર. તે ઉપરથી રાજાએ પોતાના મન્ત્રીને બોલાવ્યો અને તેને સ્વયંવર રચવાની આજ્ઞા કીધી મન્ત્રીએ નગરમા જે તૈયારીઓ કરવાની તે કરવા માડી અને દેશપરદેશના રાજાઓને આમંત્રણ મોકલ્યાં તેના આપને આમત્રણ આપવા મને મોકલ્યો છે, તેથી હુ અત્ર આવ્યો છુ, માટે આપ ત્યા પધારીને શ્રી સોમદેવના આનન્દમા વધારો કરો.

આ સાભળીને રાજા પૃથ્વીચન્દ્રે સ્વયંવરમા જવાની તૈયારી કરવાની આજ્ઞા આપી તૈયારી પૂરી થતા તે એક મોટુ સૈન્ય લઈને નીકળ્યો. ચાલતા ચાલતા રસ્તામા એક મોટું વન આવ્યુ. તેમા અનેક ભયકર પશુઓ વસતા હતા. તેને લીધે તે ઘણુ ભયાનક લાગતું હતું. તેથી સૈન્યમા સ્હેજ ગભરાટ પેઠો. પછી રાજાએ એક ભીલને દીઠો. તેને જોઇને રાજાને લાગ્યુ કે આ એક મોટું સંકટ આવ્યુ અને તે ચિતામા પડયો. પરંતુ આગળ ચાલવાનું જારી રાખ્યુ અને આખરે સૈન્યે તે વન નિર્વિઘ્ને ઓળગ્યું અને તેની પાર એક પદ્મપુર ( નાશક ) નામે નગર તેની દષ્ટિએ પડયુ તેને સીમાડે આંબાના વૃક્ષોની ઘટા હતી તેની નીચે લશ્કરે છાવણી નાખી ત્યા રાજા બેઠો હતો, તેવામા એક પુરુષ તેને શરણે આવીને રક્ષણ યાચવા લાગ્યો તેની જોડે રાજા વાત કરતો હતો, તેવામા પાછળથી બીજા કેટલાક શસ્ત્રધારી લોકો આવ્યા અને તેમણે રાજાને કહ્યુ કે આ ચોર છે એને તમે અમને સોપી દો, નહીં તો અમારો રાજા સમરકેતુ છે તે કોઈની પણ પરવા રાખે એવો નથી માટે તમારે તેની સાથે યુદ્ધમા ઉતરવુ પડશે રાજા પૃથ્વીચન્દ્રે કહ્યુ કે ગમે તે થાય તોપણ શરણે આવેલા માણસને હુ તમારે સ્વાધીન કરી શકીશ નહી. તે ઉપરથી તે માણસો પાછા ગયા અને સર્વ હકીકત સમરકેતુને નિવેદન કીધી તે ઉપરથી તે લશ્કર લઇને આવ્યો. બન્ને રાજાઓ વચ્ચે બોલાચાલી થઇ અને પછી લશ્કરો વચ્ચે યુદ્ધ શરૂ થયુ. તેમા પૃથ્વીચન્દ્રનુ લશ્કર ભાગ્યુ અને નાસવા માડયુ તેથી તે બહુ ચિંતામા પડયો પરતુ એટલામા આકાશ માર્ગે એક પુરુષ આવ્યો અને તેણ સમરકેતુને પકડીને પૃથ્વીચન્દ્રના પગ આગળ લાવીને મૂક્યો અને પછી પોતે અંતર્ધાન થઇ ગયો

સમરકેતુ આ કૌતુક જોઇને બહુ આશ્ચર્યચકિત અને દીન થઈ ગયો પછી પૃથ્વીચન્દ્રે સંસાર કેવો અસાર છે અને ધર્મનુ સ્વરૂપ કેવુ છે તે દષ્ટાન્ત આપીને સમજાવ્યુ. તે ઉપરથી સમરકેતુને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેને જૈન ધર્મની દીક્ષા લેવાની ઉત્કંઠા થઇ આવી એટલામા ત્યા એક શ્રમણ મહાત્મા આવી ચડ્યા. તેણે તેને સદુપદેશ કીધો અને દીક્ષા આપી પછી પૃથ્વીચન્દ્રે પોતાના લશ્કર સાથે આગળ વધવા માડયુ

ચાલતા ચાલતા તે અયોધ્યા નગરી આગળ જઇ પહોચ્યા. ત્યા તેનુ ઉત્તમ પ્રકારે સ્વાગત કરવામા આવ્યુ અને તેને બધી મનવડઅમોં ઉત્તમ આપવામા આવ્યા બીજા

સત્કારરહિત ગવણુ, ફળરહિત વૃક્ષ, તપરહિત ભિક્ષુ, પ્રેમરહિત સગમ, તામ્બુલરહિત ભોગ, વસ્ત્રરહિત શૃગાર, કકણરહિત બાહુદડ, રાજ્યરહિત ભૂપાલ, અને પાણીરહિત સરોવર હોય તેવો દેખાવા લાગ્યો તે જોઇને રાજા સોમદેવ, પૃથ્વીચન્દ્ર તથા અન્ય રાજાઓ બહુ દુખમા પડી ગયા અને આ શુ કૌતુક થયુ એમ વિચાર કરતા હતા એટલામા ધરતીકપ થયો તેને લીધે સભા બધી ખળભળી ઉઠી, પૃથ્વી ફાટી અને તેમા એક મોટુ બાકુ પડયુ તેમાથી એક સિહાસન ઉપર બેઠેલી સ્ત્રી અને તેના ઉત્સગ ઉપર બેઠેલી રત્નમજરી દેખાઇ તે સ્ત્રીએ રત્નમજરીને બે હાથ વડે પકડીને સિહાસન ઉપરથી નીચે જમીન ઉપર મુકી તે જોઇને સૌ આશ્ચર્યચકિત નયને જોતા હતા તેવામા તે સ્ત્રી અદશ્ય થઈ ગઈ અને પૃથ્વી ફાટી હતી તેની સપાટ થઈ ગઈ

ત્યાર પછી રત્નમજરીને મગળસ્નાન વગેરે કરાવીને રાજા સોમદેવે પૃથ્વીચન્દ્રને તેનુ પાણિગ્રહણ કરાવ્યુ અને પછી તે તેને લઇને પોતાના ઉતારા ભણી ગયો ત્યારપછી બીજા રાજાઓ હતા તે પણ પોતપોતાને ઉતારે ગયા અને પછી પોતપોતાને ગામ ગયા.

વિવાહ થઇ ગયા પછી પણ રાજા પૃથ્વીચન્દ્ર શ્વસુર ગૃહે કેટલેક વખત રહ્યો એક દિવસે તેની સાથે રાજા સોમદેવ રાજસભામા બેઠો હતો તેવામા એક દૂતે આવીને ખબર આપી કે આપના ઉદ્યાનવનમા શ્રી ધર્મનાથ તીર્થંકર દેવ પધાર્યા છે તે **રત્નપુર**ના **ભાનુ** નામના રાજા અને તેની **સુવ્રતા** નામની રાણીના પુત્ર થાય છે તે સાભળીને બંને રાજાઓ ઉદ્યાનમા જવા નીકળ્યા ત્યા પહોચીને તીર્થંકરને પ્રણામ કરીને બેઠા એટલે તીર્થંકરે રાજા પૃથ્વીચન્દ્રને સુકલત્ર, સુપુત્ર વગેરે કોને કહેવા તે વિસ્તારથી સમજાવ્યુ પછી તે રાજાએ પ્રશ્ન કર્યો કે હે મહારાજ ! એક વનમા, એક સગ્રામમા અને એક સ્વયવરમા એમ ત્રણ ચમત્કાર થયા હતા તેનુ શુ રહસ્ય છે તે સમજાતુ નથી માટે તે બાબતનો મારો સશય ટાળો

તે ઉપરથી તીર્થંકર કહેવા લાગ્યા કે એ તારા પૂર્વજન્મના સબધનો અનુભવ હતો, તે એવી રીતે કે નર્મદાતીરે ભૃગુકચ્છ નામે નગર છે તે પદ્મશ્રી નામના સરોવરથી સુશોભિત છે ત્યા દ્રાપુ નામે રાજા રાજ્ય કરતો હતો તેને સાગર અને પૂરણ એ નામના બે દીકરા હતા તેઓ નર્મદા નદીમાથી માછલા પકડીને મારતા હતા તેમણે જે મચ્છો પકડ્યા હતા તેમાથી એક મચ્છ મોની ઉચ્ચર્યો કે હે કુમારો ! તમે આ પાપ કરો છો તેથી તમને નરકમા સતાપ થશે અને તે કર્મ કર્યુ ટળશે નહીં જો તમને આ બાબતની ખાત્રી ન થતી હોય તો તમારા પિતાને જઇને પુછી આવો એ સાભળીને કુમારો ભય ભ્રાન્ત થયા પછી નમ્રભાવે નદીને કાંઠે એક મુનીશ્વરને દીઠા એટલે હોડીમાથી તેમને નમસ્કાર કર્યા પછી તે ઋષિએ કહ્યુ કે આ મત્સ્ય પૂર્વજન્મમા મારો એક શિષ્ય હતો, તેને તમે ઉગાર્યો એ પુણ્યનુ કામ કીધુ છે પછી તેઓ પોતાને ઘેર ગયા અને ઘણુ પુણ્યદાન કર્યું પછી કાઈક કાળ વીત્યા બાદ રાજા રોગે પોતાના પુત્રોને રાજ્ય સાપીને પોતાની ગાદીને સાથે તેને ચારિત્ર લીધુ તે પછી તે બલીન્દ્ર તરીકે અવતરો ... તેની ... નગરી ... પદ્મશ્રી નામની એક બ્રહ્મચારિણી

હતી. તે બન્ને તથા સાગર, પુણ્યે કરીને પરલોકને પામ્યાં ને ત્યાં સુખ ભોગવીને મનુષ્યલોકમાં પાછાં અવતર્યાં. તેમાંથી સાગર તે સોમદેવનો અવતાર છે, તું પૃથ્વીચન્દ્ર તે પુરણનો અને રત્નમંજરી તે પદ્મશ્રીનો: એ ત્રણેનો હવે પાછો સંબંધ જોડાયો છે તે યોગ્ય થયું છે.

હવે તેં જે સંદેહ પુછ્યો છે તેનો ખુલાસો એવો છે કે જ્યારે રત્નમંજરી રાજાના ખોળામાં બેઠી હતી ત્યારે તેને કોને આપવી તે બાબતની તેને ચિંતા પેઠી હતી. તે વખતે બલીન્દ્ર દાનવેશ્વરે હંસનું સ્વરૂપ ધારણ કર્યું અને તેને પૃથ્વીચન્દ્રને માટે અનામત રાખવાની હતી તેથી તેને લઇ ગયો અને પોતાને ત્યાં ૭ માસ રાખી અને યોગ્ય અવસર આવ્યો એટલે તેને પાછી મુકી ગયો. તેણેજ તને અટવીમાં અને સંગ્રામમાં સદાસાન્નિધ્ય કર્યું હતું અને જ્યારે સ્વયંવરમાં ધૂમકેતુએ તાલાંધકાર વિસ્તારીને રત્નમંજરીને રથમાં લીધી હતી ત્યારે બલીન્દ્રની ઇન્દ્રાણીએ તેને છોડાવીને પાતાળમાં ૭ પ્રહર રાખી હતી અને સવારમાં પાછી પ્રકટ કરી દેખાડી હતી. એ રીતે તેણે પોતાનો પૂર્વજન્મનો સ્નેહ દેખાડયો હતો. આ વાત સાંભળીને રાજાના મનને સંતોષ થયો અને પછી સપરિવાર સ્વધામે ગયા અને તીર્થંકરે પણ વિહારક્રમ શરૂ કર્યો.

પછી કેટલાક દિવસ રહીને રાજા પૃથ્વીચન્દ્ર રત્નમંજરીને લઇને પઇઠાણપુર પાટણ ગયો. ત્યાં તેઓ રાજ્યવૈભવ ભોગવતાં રહેતાં હતાં તેવામાં રત્નમંજરીને ગર્ભ રહ્યો અને પછી પૂરે માસે એક સુન્દર પુત્રનો જન્મ થયો. તેનું નામ મહીધર પાડયું. પૃથ્વીચન્દ્રને રાજ્ય કરતાં કરતાં ઘણાં વર્ષ વીત્યાં. ત્યાર પછી કાનડદેશનો રાજા સિંહકેતુ પઇઠાણપુર પાટણ ઉપર ચડાઇ લઇને આવ્યો અને પ્રજાને ઘણો ત્રાસ આપવા લાગ્યો. રાજા પૃથ્વીચન્દ્રને તે વાતની ચરોની મારફતે ખબર પડી અને તે વિમાસણમાં પડયો. ચિંતા કરતાં કરતાં તેને શુક્લધ્યાન થયું અને તત્કાળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવ પધાર્યા તેની તેણે સેવા કરી, દેવે વૈરીને નરમ પાડયો, તે આવીને રાજા પૃથ્વીચન્દ્રને નમ્યો અને નગરમાં મહોત્સવ ઉજવાયો. પછી દેવે રાજાને વેશ આપ્યો, તે રાજર્ષિએ લીધો. ત્યારબાદ તેણે રાજાને ઉપદેશ આપ્યો. તે ઉપરથી રાજાએ પૃથ્વીમંડળ ઉપર વિહારક્રમ કરીને સિદ્ધિસામ્રાજ્ય લીધું અને એના પુત્ર મહીધરે પઇઠાણપુરમાં અખંડપ્રતાપી રાજ્ય કર્યું.

આ ચરિત્રને છેડે નીચે પ્રમાણે અન્ત્ય લેખ છે:—

**श्रीमदञ्चलगच्छे श्रीगुरुमाणिक्यसूरिणा ।**
**पृथ्वीचन्द्रनरेन्द्रस्य चरित्रं चारु निर्मितम् ॥**

**संवत १४७८ वर्षे श्रावणसुदि ५. रवौ पृथ्वीचन्द्रचरित्रं पवित्रं पुरुषपत्तने निर्मितं समर्थितम् ॥**

એને પાંચ ઉલ્લાસમાં વહેંચી નાંખવામાં આવેલું છે અને દરેક ઉલ્લાસને અન્તે નીચે પ્રમાણે લેખ છે:—

**इतिश्री अञ्चलगच्छे श्रीमाणिक्यसुन्दरसूरिकृते श्री पृथ्वीचन्द्रचरित्रे... ...............उल्लासः ।**

ઉપર જે આપ્યો છે તે તો માત્ર ચરિત્રનો સારજ છે મૂળ ચરિત્રમા તો ઠેકઠેકાણે ઘણા લાંબા વર્ણનો છે અને અનેક ઠેકાણે વિસ્તાર પણ ઘણોજ છે. જો આખા પુસ્તકનું ભાષાન્તર કર્યું હોય તો એક ખાસુ મધ્યમ કદનુ પુસ્તકજ થાય પરતુ આ નિબધને ઉપયોગી સર્વ બાબતોનો સમાવેશ આ સારમા થઈ ગયો છે, એટલે હવે એ ગ્રન્થનું અનેક દૃષ્ટિએ મહત્ત્વ કેટલુ છે તે આપણે જોઇએ

**(આ) ઐતિહાસિક તથા ભૌગોલિક દૃષ્ટિએ મહત્વ,**

ઐતિહાસિક દૃષ્ટિએ જોતા આ ચરિત્રમા અનેક રાજાઓના નામો આવે છે તેમાથી જેમના ઠામઠેકાણા આપેલા નથી તે સર્વના નામો બાદ કરીએ તોપણ બીજાં ઘણા નામો છે કે જે ઉપરથી કર્તાના મતે તે પૃથ્વીચન્દ્રના સમકાલીન હતા એમ માની શકાય તેમા એક કોસલ (અયોધ્યા) ના સોમદેવ, બીજો પદ્મપુર (નાશક) નો સમરકેતુ, ત્રીજો મગધ (રાજગૃહ) નો મકરધ્વજ, ચોથો વારાણસી (કાશી) નો કર્ણચન્દ્ર, પાચમો વિદર્ભ (કુણ્ડીનપુર) નો મકરધ્વજ, છઠ્ઠો ગૌડ (હસપુર પાટણ) નો સિહરથ અને સાતમો અવતી (અવન્તી) નો સિહરથ છે વળી ભૃગુકચ્છ (ભરુચ) નો દ્રોણ નામનો રાજા તેની પૂર્વે થઇ ગયો હશે એમ પણ જણાય છે વળી એમાથી એમ પણ જણાય છે, કે એ રાજા પૃથ્વીચન્દ્ર સોમદેવની દીકરી રત્નમજરી જોડે પરણ્યો હતો અને તેમને મહીધર નામે પુત્ર થયો હતો તે સિવાય પઇઠ્ઠાણપુર (પૈઠણ) જેણે વસાવ્યુ તે પૃથ્વીશેખરનો તે પુત્ર હતો એમ પણ જણાય છે એના પિતામહનુ નામ દેવાનીક હતુ એ પણ સમજાય છે અને તે વશના માણસો પોતાનો વશ ભગીરથ રાજાના પુત્ર કુતનથી ઉતરી આવેલો છે એમ માનતા હશે એમ પણ ધારી શકાય એ કુતનને એના બાપે પ્રથમ મરહટ્ટદેશ (મહારાષ્ટ્ર) મા રાજ્ય આપ્યુ એમ પણ તેમા કહેલુ છે નાનાઘાટના શિલાલેખ ઉપરથી એમ જણાય છે, કે સિમુક અથવા શિમુક સાતવાહન જેણે આન્ધ્ર અથવા સાતવાહન વશ સ્થાપ્યો તેની પછીના રાજા ઓની રાજ્યધાની પૈઠણમા હતી સ્વ ડૉ રામકૃષ્ણ ભાડારકર પણ લખે છે[1] કે સાતવાહનાની એક શાખાની રાજ્યધાની પૈઠણમા હતી પરતુ સિહકે પૈઠણ વસાવ્યુ એવુ કોઈ જાતે ઠેકાણેથી જણાતુ નથી ત્યારે આ ચરિત્ર ઉપરથી જણાય છે કે પૃથ્વીચન્દ્રના પિતા પૃથ્વીશેખરે પૈઠણ વસાવ્યુ હતુ વળી દક્ષિણાપથમા સાતવાહનોનુ રાજ્ય થયુ ત્યાંથી જ વસતી થઇ એમ કાંઈ નથી ઇ સ પૂર્વે આઠમા અગર સાતમા સૈકાના બૌધાયન ગૃહ્યસૂત્રમાથી પણ જણાય છે કે દક્ષિણાપથ તે વખતે આર્યોને જાણીતુ હતુ ઇ સ પૂર્વે પાચમા અગર ચોથા સૈકામા આપસ્તમ્બે પોતાનુ ધર્મસૂત્ર દક્ષિણમા રચ્યુ હતુ. ચન્દ્રગુપ્તના સમયમા દક્ષિણમા બીજા રાજાઓ હતા વાલ્મીકિ રામાયણ–બાલકાડમા વસિષ્ઠઋષિ દક્ષિણાપથના રાજાઓને દશરથના પુત્રેષ્ટિયજ્ઞ માટે બોલાવવાનુ સુમન્ત્રને કહે છે આ બધા ઉપરથી એવુ અનુમાન થઇ શકે એમ છે કે આન્ધ્રો અથવા સાતવાહનોના પહેલા પૈઠણમા નાગ લોકો રાજ્ય કરતા હશે જોઇએ ... એ અર્થે આમા

1 History of the Deccan pp 164-65

કહ્યુ છે, કે ગુર્જરદેશનું રાજ્ય પૃથ્વીચન્દ્ર પૂર્વજ કુતને પ્રથમ મળ્યુ હતુ, તે અર્થે એમ માનવાને કારણ છે, કે પૃથ્વીચન્દ્ર રાઠિકો કે જેના નામ ઉપરથી મહારાષ્ટ્ર નામ પડ્યુ છે, તે વશનો અગર આન્ધ્રના પહેલા રાજ્ય કરતા કોઈ બીજા વશનો હશે પરતુ એ બાબતમા વિશેષ સશોધન કરવાની જરૂર છે તેથી હાલ કાઈ ચોક્કસ મત બાધી શકાય એમ નથી

બીજુ જો કે આ ગ્રન્થનો રચનાર જૈન સાધુ હતો તો પણ એને હિન્દુધર્મ અને બ્રાહ્મણો પ્રતે માન હતુ, એવુ એ ઉપરથી દેખાય છે કે

(આ) ધાર્મિક દષ્ટિએ મહત્વ. પૃથ્વીચન્દ્ર પાસે આવેલો દૂત નલમજ ની હકીકત કહેતા જણાવે છે કે રાજા સોમદેવ સરાવરની પાસે ગૌ હતો ત્યા બ્રાહ્મણોનો સમૂહ એકત્ર થયેલો હતો અને તેમાનો દરેક અઢાર પુરાણો અને અઢાર સ્મૃતિઓમા પારગત હતો તે પુરાણો અને સ્મૃતિઓના નામો નીચે પ્રમાણે જણાવે છે—

પુરાણો—ભાગવત, ભવિષ્યોત્તર, મત્સ્ય, માર્કંડેય, વિષ્ણુ, વારાહ, શિવ, વામન, બ્રહ્મ, બ્રહ્માડ, બ્રહ્મવૈવર્ત, આગ્નેય, પદ્મ, લિંગ, નારદ સ્કદ કૂર્મ અને ગરુડ

સ્મૃતિઓ—માનવી, આત્રેયી, વૈષ્ણવી, હારિતની, યાજ્ઞવલ્કી શનૈશ્વરી, અગીરા, આપસ્તમ્બી, સાવર્તકી કાત્યાયની, બૃહસ્પતિ (?) પારાશરી, શખી લિખિતા, દાક્ષી, ગૌતમી, શાતતપી અને વાસિષ્ઠી

આ ઉપરથી એ પણ ચોક્કસ થાય છે કે ઉપરોક્ત પુરાણો અને સ્મૃતિઓમાથી કોઈપણ ગ્રન્થ સ ૧૪૭૮ (ઈ સ ૧૪૨૨) પછીનો નથી

ત્રીજુ, પૈયણનુ વર્ણન કરતા માણિક્યસુન્દરસૂરિ લખે છે કે ત્યા બીજા ધધાદારીઓ સાથે દોશી નેસ્તી સોનાર, ઘચી મોચી ભાડભૂજા, સુખડિયા, કસારા, વણકર, લોહાર, સાણુગર, કદોઈ, દાળીઆ વગેરે હતા આગળ ચલતા હલકા લોકોમા એ વાગરી

(ઇ) સામાજિક દષ્ટિએ મહત્વ

ખાટકી, મદ્યપ, ઘાચી, બાગરી, ભીલ, કોળી માછી વગેરેને ગણાવે છે વળી એક ઠેકાણે એ ચોર્યાશી જ્ઞાતિઓ ગણાવે છે તેમાની કેટલીકના નામો જોડણીના ફેરફારની ઉપેક્ષા કરીએ તો આપણે હાલ જે મ્હીએ છીએ તેજ છે તે નામો નીચે પ્રમાણે છે—

શ્રીમાળી ઓસવાળ, વાયેરવાળ પુષ્કરવાળ ડીસાવળ નાગર, ખડાયતા, વાયડા, મેવાડા, રાયકવાળ અગરવાળ, શ્રીહાઉડ, વાલ્મીકિ, ચિત્રઉડા લોહાણા, ભાટીઆ, કાયસ્થ અને ગોલા આ ઉપરથી એમ જણાય છે કે હાલ જે જ્ઞાતિઓ તથા ધંધાદારીઓના નામ પ્રચલિત છે, તે ઇ સ ૧૪૨૨ લગભગ રૂઢ થઈ ગયેલા હતા અને તે ઉપરથી એ અનુમાન થઈ શકે કે તે માળ પહેલા જ્ઞાતિઓના બાડા બધાયા ૮—૫ સૈ ઉપર જેટલા હલ તેવા બધાઈ ગયેલા હતા

ચોથું, ઉપરનાં નામો ઉપરથી એવું અનુમાન થઈ શકે કે ગુજરાતી ભાષામા વપરાય છે તેવા ઘણા શબ્દો હાલના સ્વરૂપના અગર તે
(ङ)સાહિત્યની દૃષ્ટિએ મહત્વ. પહેલાંના સ્વરૂપમાં તે વખત પહેલાથી રૂઢ થઈ ગયેલા હતા

આ સિવાય નીચે જણાવેલા તળપદા ગુજરાતી શબ્દો તેમાથી મળી આવે છે —

ખાડ, ઉતારો, રીસ ચડી, વાજઇ=વાજે=વાગે, માડિઉં છઈ=માડયું છે, સિરિ=શેરો, મહમહઇ છઈ=મધમધે છે, પૂરિયા=પૂર્યા, ટાલઈ=ટાળે=ટાળતો, થાપિઉં=થાપીયું=થાપ્યુ, ભગ્યિા છઇ=ભર્યા છે, ઢલઈ=ઢળે, ઉછલિઉ=ઉછળીઉં=ઉછળ્યું, લીધઉ=લીધો, દીધઉ=દીધો=આપ્યો, ઉપજાવિઉં=ઉપજાવ્યો, ચડી આવિઉં=ચડી આવ્યુ, ચિંતા પઇડી=ચિંતા પેઠી, કહિ=કાહે.

આમાના કેટલાક શબ્દો તો એવા છે કે તે હજી કવિનામા તેના તેજ સ્વરૂપમા વપરાય છે.

ઉદાહરણાર્થ:—માડિઉં, પુરિયા, થાપિઉ, ભગ્યિા, ઉછલિઉં, ઉપજાવિઉં, આવિઉં=આવિયું, વાજઈ=વાજે.

છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે હાલ કવિનામા તણો–તણી–તણું અને તેના બહુવચનના રૂપ તણા–તણી–તણા વપરાય છે, તેમાથી 'તણો,' 'તણઉ' એ સ્વરૂપમા જોવામા આવે છે. ઉદા.–'ધનદ તણઉ અવતાર.' 'તણા' તથા 'તણી' તેના તેજ સ્વરૂપમા દેખાય છે. ઉદા — 'કૃષ્ણાગરજ બાધિ તણા પરિમલ', 'મોતી તણી સિરિ'. ફેર માત્ર એટલોજ છે કે હાલ શબ્દને છેડે 'અ' અને 'ઈ' ની સંધિ કરીને 'એ' કરવામા આવે છે જેમકે 'છઇ'='છે', 'વાજઇ'='વાજે'. પરતુ તે વખતે બંને સ્વરો જુદા જુદા લખવામા આવતા હતા સપ્તમી વિભક્તિનો પ્રત્યય હાલ 'મા' છે તેને બદલે હજી મૂળ સસ્કૃત પ્રત્યયની છાયા કાયમ છે ઉદા —'તીણી પાટણી'=તે પાટણમા.

પુસ્તી પુસ્મદના અભાવને લીધે હુ આના ઘણા ઉદાહરણ એકઠા કરી શકયો નથી; પરંતુ આ ચરિત્રની ભાષામા હજી 'જુની પશ્ચિમ રાજસ્થાની'ના અંશો કાયમ રહ્યા છે, એ આટલા ઉપરથી પણ સ્પષ્ટ થાય એવુ છે

આ ચરિત્રના કર્તાની શૈલી જોરદાર અને ચિત્તાકર્ષક છે તથા બાણભટ્ટની કાદમ્બરીનું સ્મરણ કરાવે છે તે ગદ્ય છે છતા એમા પદ્યનુ લાલિત્ય છે ઉદાહરણાર્થ – પહિઠાણપુર પાટણની રાજસભાનુ વર્ણન કરતા એ લખે છે —

**राजसभा किसी छइ ! जीणी राजसभां कुंकुमजलि छटा दीधी छइं, विविध मुक्ताफलि चतुष्क पुरिया छइं, कर्पूरतणा शंख आलिप्या छइं, कृष्णागरज बाधितणा परिमल महमहइं छइं, मोतीतणी सिरि लहलहइं छइं, फुलपगर भरिया छइं, कटिप्रमाण पायपीठसंयुक्त पुरुषप्रमाण सुवर्णमय सिंहासन मांडिउं छइं । तीणि सिंहासणि राजा बइठा । किसउ राजा दीसइ छइ, मस्तकी श्वेतापत्र छइ, पासइं ढलइं चामर पवित्र, वाजइं विविध वादित्र. मस्तकि मुगट, कानि कुण्डल, हृदयि हारार्धहार. महा उदार, धनदतणउ अवतार रूपतणउ भण्डार**

આ પ્રમાણે જો કે આ ચરિત્ર વસ્તુની દૃષ્ટિએ આપણને બહુ ચિત્તાકર્ષક લાગે એવું નથી; તો પણ એમા ભરેલી ઐતિહાસિક, ભૌગોલિક, ધાર્મિક અને સામાજીક માહિતીને લીધે તથા એની ભાષા અને શૈલીને લીધે એ વિદ્વજ્જનોને મનનીય ગ્રન્થ છે. વળી મારો તો એવો અભિપ્રાય પણ થઈ ચૂક્યો છે, કે મુગ્ધાવબોધ ઔક્તિકને રા. રા. હરિહર્ષદ ધ્રુવે[1], સરજ્યોર્જ ગ્રીઅરસને[2] તથા ડૉ. ટેસીટોરીએ[3] જે મહત્ત્વ આપ્યું હતું; તે આ ચરિત પ્રસિદ્ધિમા આવ્યાથી જતું રહ્યું છે.

આ અભિપ્રાયના સમર્થન માટે મુગ્ધાવબોધ ઔક્તિક એ શું છે તથા આ ચરિત્રની તેની સાથે તુલના કરતા તે કેમ હલકી પાયરીનો ગ્રન્થ ગણવા જેવો છે તે થોડું વિવેચન કરી સ્પષ્ટ કરવાની જરૂર છે.

મુગ્ધાવબોધ ઔક્તિક એ શું છે?

રા. ધ્રુવે જે પુસ્તકને **"A Grammar for beginners of the Gujrati Language"** એવુ નામ આપ્યું છે. તેની પછવાડે પરિશિષ્ટો છે. તેમા **'Advocate of India'** મા પ્રસિદ્ધ કરેલા ૧૩ પત્રો છે. તેમાથી ૭ એમણે લખેલા દેખાય છે. તેમાના એક પત્રમા પણ એમણે લખેલું છે—**"It is not simply a Collection of idioms of the language but it is an attempt at a grammar of the language too. I am shortly to edit the work for the Gujarat Vernacular Society."**

સર જ્યોર્જ ગ્રીઅરસન આ પુસ્તકની નોધ લેતાં લખે છે કે આ અભિપ્રાય ખોટો છે અને પોતે એવો અભિપ્રાય જણાવે છે[5] કે **"It is a very elementary Sanskrit grammar with explanations written in an old form of Gujarati."** ડૉ. એલ પી ટેસીટોરી તે અભિપ્રાય માન્ય રાખે છે[6] ઉપર ઉપરથી જોતા આ મત ખરો લાગે એવું છે પરંતુ બારિકાઈથી અવલોકન કરતા એમ લાગે છે કે તે સત્ય નથી કારણ શરૂઆતમાજ જોઈએ તો પોતે આગળ શુ લખવા માગે છે, તેનો નિર્દેશ કર્તાએ પ્રથમના સસ્કૃત શ્લોકમા કર્યો છે જે નીચે પ્રમાણે છે—

अर्हं प्रणम्य मुग्धानां बोधहेतोर्विधीयते ।
प्राय प्राकृतउक्तीनां किञ्चिदाम्नायसङ्ग्रह ॥

આ ઉપરથી જણાય છે કે કર્તાનો ઉદ્દેશ સસ્કૃત વ્યાકરણના નિયમો સમજાવવાનો તો નહોતોજ ત્યારે શકા એ ઉત્પન્ન થાય છે કે તેણે એમા સસ્કૃત વ્યાકરણના નિયમો

---

૧ મુગ્ધાવબોધ ઔક્તિક App p 11 ૨ Linguistic Survey of India, Vol IX, Part II P 327 ૩ Indian Antiquary, Vol XLIII (1914) P 21.

૪ મુગ્ધાવબોધ ઔક્તિક App P. 11.

૫. Linguistic Survey of India Vol IX Part II p 353.

૬ Indian Antiquary Vol XL III (1914) p 21.

કેમ દાખલ કર્યાં ? સન્ધિ અને સમાસના નિયમો ઉપર ટીકા કરતાં રા. ધ્રુવ પણ એ **Sanskritisms** છે એવો અભિપ્રાય દર્શાવે છે.[1] ગુજરાતીમા "દ્વિવચન" અને "ભાવ લક્ષણિ સપ્તમી" ન હોય એ પણ જાણીતી વાત છે. એમા જે વાક્યોના ઉદાહરણો આપ્યા છે તે પણ ઘણે ભાગે સંસ્કૃત છે. અને જે પ્રાકૃત છે તેના પાછળથી સંસ્કૃત રૂપો આપેલા છે. આનો ખુલાસો મને એવો લાગે છે કે હેમચન્દ્ર અને તેની પૂર્વના વૈયાકરણીઓ પણ પ્રાકૃત ભાષા માત્રને "**संस्कृतयोनिः**" એટલે કે સંસ્કૃતમાથી ઉદ્ભવેલી માને છે.[2] ડૉ. કૅવૅલ,[3] પિશલ,[4] ડૉ. ભાંડારકર[5] વગેરે આધુનિક વિદ્વાનો પણ તેમજ માને છે. વિકારો થતા પણ સામાન્ય વાક્યરચનાની પદ્ધતિ તેમા સંસ્કૃતના જેવીજ રહેલી હોવી જોઈએ અને તેથી ઔત્સર્ગિક ફેરફારો દરેક પ્રાકૃતમા કેવી રીતે થયેલા તે જે જાણતા હોય છે, તે કોઈપણ પ્રાકૃતભાષાના વાક્યને મૂળ સંસ્કૃત સ્વરૂપમા ઝટ મુકી શકે છે. એટલે સંસ્કૃત વ્યાકરણના કેટલાક નિયમો પ્રાકૃતને લાગુ પડે જ, અને તેથી તે આ પુસ્તકમા સમજાવેલા છે અને કેટલાક ઉદાહરણો પણ સંસ્કૃતમા જ આપેલા છે. પરંતુ તે ઉપરથી કાંઇ તે સંસ્કૃત વ્યાકરણ થઈ જતું નથી, ગ્રન્થકર્તાએ શરૂઆતમા કહ્યુ છે તેમ 'પ્રાકૃત ઉક્તિઓના નિયમોનો નાનકડો સંગ્રહ'જ રહે છે. એ સંસ્કૃત વ્યાકરણ નથી એ બાબત એ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે એમા ઉદાહરણો ઘણા ખરા પ્રાકૃતમા આપ્યા છે. દાખલા તરીકે —'**वीतराग वांछित दिइ**,' '**वृक्षतउ पान पडइ**'[6]. '**मेघि वरसतइ मोर नाचइ**', '**गुरि अर्थु कहतइ प्रमादिउ उंघइ**'[7], અને એક ઠેકાણે એમ પણ લખેલુ જોવામા આવે છે કે "**डहउं पढत तउ उभलउ हुंत इत्यादि उक्तौ क्रियातिपत्तिः।**

વળી સર જ્યૉર્જ ગ્રીઅર્સન એમ કહે છે કે એમા સમજુતીઓ જુના સ્વરૂપની ગુજરાતી ભાષામા આપેલી છે તે પણ માત્ર અંશતઃ જ ખરૂ છે, કારણ કે જો કે શરૂઆતમા ૧–૧૨ મા પાના સુધી એમ છે ખરૂ તોપણ ૧૩ મા પાનાના બીજા કોષ્ટકથી માંડીને તે ૨૩ મુ પાનુ કે જ્યા પુસ્તક પૂરૂ થાય છે ત્યા લગી ન્હેજ અપવાદ સિવાય સમજુતીઓ, ઉદાહરણો, વગેરે સર્વે સંસ્કૃત ભાષામા જ આપેલા છે. અપવાદ તરીકે માત્ર ૧૬–૧૭ મા પાના ઉપર કેટલાક પ્રાકૃત શબ્દો અને તેના સંસ્કૃત પર્યાય શબ્દો

---

૧. મુગ્ધાવબોધ ઔક્તિક પા ૧૦ અને ૧૨ ઉપરના ટિપ્પણો

૨. **अपभ्रंशकाव्यत्रयी**, (ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાલા મ. ૩૭) **भूमिका पृ. ८१.**

૩. તેજ.

૪ Grammatik der Prakrit Sprachen § 5

૫ Journal of the Bombay Royal Asiatic Society, Vol. XVII Pt. 1 (The Prakrits and Apabhramca p p 1—48.

૬. મુગ્ધાવબોધ ઔક્તિક પા ૬.

૭. તેજ પા. ૭.

શબ્દો આપેલા છે. ઉદાહરણાર્થ:–**तिहां,तत्र, तस्मिन्स्थाने वा; जिहां यत्र, यस्मिन्स्थाने वा; माहरउं, मम, मामकम् मामकीनम्, मदीयम्;अम्हारउं, अस्माकम्, आस्माकम्, अस्माकीनम् 'अस्मदीयम्;हेठउं, अधोमुखम्; केथउं, कुतोमुखम्, पहिलउं, प्रथमं, आदिमम, आद्यम्**. પરંતુ તેમા સગાજુનીઓ સંસ્કૃતમા છે એ ધ્યાનમા લેવા જેવું છે બીજા અપવાદ તરીકે ૨૧ મા પાનાના બીજા કોઠકમા એ ત્રણ લીટીમા પ્રાકૃત ઉક્તિઓની સમજુત આપેલી છે જેમાની એક ઉપર ટાંકેલી છે.

**તેની સાથે આ ચરિત્રની તુલના અને તે ઉપરથી નિર્ણય.**

ઉપલા પૃથક્કરણ ઉપરથી એટલું સ્પષ્ટ થયું હશે કે 'મુગ્ધાવબોધ' નથી ધડ સંસ્કૃતનુ વ્યાકરણ, કે નથી ધડ પુરૂ પ્રાકૃતનુ વ્યાકરણ. પરંતુ કેટલીક પ્રાકૃત ઉક્તિઓને લાગુ પડતા સંસ્કૃત વ્યાકરણના નિયમોનો સંગ્રહ છે; તેમ નથી એ સળંગ સંસ્કૃતમા લખેલુ કે નથી સળંગ પ્રાકૃતમા લખેલુ; વળી તેમા એવો પણ દૃઢ નિયમ સચવાયો નથી કે નિયમો માત્ર સંસ્કૃત વ્યાકરણમાથી લીધેલા હોવાને લીધે તે સંસ્કૃતમાજ લખવા અને ઉદાહરણો પ્રાકૃત ઉક્તિઓજ સમજાવવાનુ માથે લીધેલુ માટે પ્રાકૃતમાજ લખવા. "મુગ્ધોને બોધ આપવાના હેતુથી" એ પુસ્તક લખનાર પણ કોઈ[1] 'મુગ્ધ'જ લાગે છે. ઇ. સ. ૧૮૮૯ મા એ ગ્રન્થ ગુ. વ. સોસાયટીના ગ્રન્થસંગ્રહમાથી હાથ લાગ્યો તે વખતે નરસિંહ મ્હેતાની પહેલાનો સાહિત્યદેશ નિરસપાદપ મનાતો હતો, એટલે એ એરંડો પણ વૃક્ષમા ગણાયો. પરંતુ હવે તો જૈનો તેમજ જૈનેતરોની ખંત અને મહેનતને લીધે તે દેશ નાનાવિધ વૃક્ષોથી અલંકૃત થયેલો છે,[2] પૃથ્વીચન્દ્રચરિત્ર એ વૃક્ષોપૈકી એક સુપલ્લવિત અને સુવાસમય કુસુમોના આવરણથી સુશોભિત વૃક્ષ છે એના અને 'મુગ્ધાવબોધ' ના કાળ વચ્ચે માત્ર ૨૮ વર્ષનોજ ફેર છે. બન્નેની ભાષા સરખાવી જોતા તેમા ખાસ નોધવા જેવો ફેરફાર જણાતો નથી તેથી આશા છે કે એ આર્યને હવેથી ને બીન કોઇ ગિરિકોતર કે જંગલમા ભરાઇ જશે. અને ગ. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા કોઇ ગુજરાતી સાહિત્યના ઇતિહાસના લેખકને નરસિંહ મ્હેતાની પૂર્વના કાળના ગદ્યના નમુના આપવાની જરૂર પડશે ત્યારે તે **करंज मूल गाइ तणइं मुत्रमुं पीजाइ हरस जाइ। छासलुउं पाकउं बीलुं पीजाइ हरस जाइ**[3] એવા ઉદાહરણો શોધીને ન આપતા અંગત પણ સાહિત્યની દૃષ્ટિએ લખાયલા આ શ્રી માણિક્યસુન્દરસૂરિકૃત પૃથ્વીચન્દ્રચરિત્ર તરફ વળશે અને તેમાથી કોઇ શહેર કે સરોવર, ઉદ્યાન કે ઉપવન, મહેલ કે મંડપ રાજા કે રાણી, કુવર કે કુવરીના વર્ણનમાથી અનન્ત અર્થને પ્રત્યક્ષ કરે એવા ઉદાહરણો શોધી કાઢી વાચકવર્ગને રસમય સાથે જ્ઞાન આપશે **इति शिवम्।**

પ્રહ્લાદ ચન્દ્રશેખર દીવાનજી

1 ગુજરાતી સાહિત્ય ખંડ ૫ મો ભાગ ૩ જો વિભાગ ૪ થો પ્રકરણ ૧૧ મા ૧૮૮ મે પાને ગ. મોહનલાલ દ. દેસાઈ એનું નામ કુલમંડનસૂરિ છે એવું જણાવે છે

2 તેજ પ્રકરણ [illegible]થી ૧૦.

3 Milestones of Gujarati Literature Vol I ch II

# પરિષદ અને ઉપનિષદની ભાવના.

આપણા સ્મોજ્વલ ભાઇ રણજીતરામે ગુજરાતી સાહિત્ય પરિષદ સ્થાપી ત્યારે તેનો પુણ્યાશય તો એ હતો કે સાહિત્યકારો હળેમળે અને રસચિંતન પરસ્પર અર્ચે.

એ રસાર્થે, નવ પરિષદો તો ભરાઈ તે સર્વેમાં ગુર્જરીનો પ્રસાદ પ્રજાએ આરોગ્યો છે એમ હું તો જોઈ રહ્યો છું. બાકી, પરિષદની રસ-ચંદનીમાં મેં તો લીલાલ્હેર કરી છે. રસદ્રષ્ટાઓને શરણે, લયલીન ઝૂકયો છું. તેમના રસાત્માને, એ મેં તો તેમના વદનની સુરેખામાં અપરોક્ષ, અને તેમની ચમત્કૃતિઓની રસાત્મકતામાં પરોક્ષ નીહાળ્યા છે

એવી રસાત્માઓની પરિષદમાંથી તો પુણ્યાત્માઓની ઉપનિષદ જ પ્રકટે ને ?

સાહિત્યની સહિતતા, સંસારજીવનનો સંગમ, સર્જન-ઘટના સાથે સાધવામાં પણ રહી છે. એ સંયોગલીલાના આલેખન, રસકલાભર્યાં, ઝળકે તેમ તેની આરાધિતા મલપતી ડોલે અને આરાધકવૃન્દ રસમસ્ત ઘૂમે.

સરસ્વતીના મનોદર્શને, ગિરિમાલા મધ્યે ધીરૂં છલકતું માન સરોવર લ્હેરાતું હોય. તેમાં મીન, કમલ, હંસ, ઝૂલતું વ્યોમ અને હેરતી તટકુંજો, ઉરના અબોલ બોલે, સાહૃદયને બોલાવે

ઉપનિષદના અધ્યાત્મદર્શને, તારાવૃન્દની જ્વાલામાલી રાસરમણે ઘૂમતી દેખાય' જાણે દિવ્યતાની દ્વારિકા' ત્યાં દ્રષ્ટા અને દાર્શનિકનું અદ્વૈત છે, તન્મુખતા છે, મૌન વ્યાખ્યાન છે, છિન્નસંશય સ્મવિમુક્તિ છે, સર્વાત્મભાવની સુરખી છે.

ઉભય દર્શને, માનવજીવનના નન્દનો છે. પરંતુ માનવી જ સદૈવ તેનાથી વિમુખ રહે છે. એ રસયોગનું મહાભાગ્ય તે ક્યાંથી જીરવી શકે ? માનવીને તો સર્જન સત્તા જોઈએ છે ને ? ને તે યે મળી શકે. પરંતુ ભોગતૃષ્ણા આરોગ્યવર્ધની હોય ત્યારે સ્તો. સર્જન-

સૌંદર્યને, માનવીના પ્રરાક્રમો કેમ શૃંગારી નથી શકતા? એનું એક જ કારણ છે કે તેણે કેવળ મનોબુદ્ધિને જ ઉપયોગમા લીધી છે. નહિતર સૌંદર્યના રસપલ્લવ સમાન માનવ-હૃદય પર શું જગત-મુકુન્દ ઝૂલે નહિ કે?

માનવીના એ હૃદયને સાહિત્ય જ પ્રફુલ્લિત કરી શકે છે અને એ હૃદયના અંતરાત્માને ઉપનિષદ સફલ બનાવે: એક સંજ્ઞાથી તો બીજી પ્રજ્ઞાથી રતો!

સાહિત્ય પરિષદનું વાતાવરણ અવશ્ય એવું જ રહી શકે તો ઉપનિષદ તો એ ફૂલનું જ પુણ્ય ફલ.

સાહિત્યના સંસારમા અનુભવોની કરુણા અને તૃપ્તિ છે. ઉષાની ઉત્સવરંગી આશા, મધ્યાહ્નની ઉગ્ર કાન્તિ, સંધ્યાનો સૌમ્ય આનન્દ અને પૂર્ણિમાની શીતલ શાન્તિ બીજે ક્યા છે? એના રસમર્મ એટલે પ્રતિભા, લાવણ્ય, કલા અને પ્રમાદ

માનવી-હૃદયના પ્રાણ રમણમા ન હોય ચિંતાના ઉચ્છ્વાસ કે ન હોય વિષાદના નિશ્વાસ, પરંતુ ત્યા તો હોય પર્યાપ્તિ અને પ્રેમ-વિશ્વાસ!

યમુનાના જીવનજળભર્યો રસકુમાર, દ્વારિકાને સાગરે આવ્યો ને ગીતોપનિષદના ગુંજન ધર્યા માનવી હૃદયને

**लोके सज्जन षट्पदैरहरहः पेपीयमानं मुदा**

માનવી અને સાગરની સર્જન વિભૂતિના સંયોગનુ એ ફૂલ તે ગીતા-કમલ'

એ આનર્ત-એ સુરાષ્ટ્ર-એ ગુર્જર-રાષ્ટ્રની બધી સર્જન વિભૂતિઓ, આજે ય એવીને એવી સુકુમાર વિલસે છે. તો પછી ગુર્જરીના સ્રષ્ટાઓની પરિષદ્, અભિમુખી તન્મુખતા કેમ ન રહેવાય?

જગત, નવીન ગીતાની અને નવીન ગીતેશની વાટ જુએ છે સહિત્યના એકાંત શાન્તિભર્યા ગુંજન, ચિંતન અને રસાજનમાથી એ અવશ્ય પ્રકટશે અને એ રસકમલની સાહિત્યશ્રીને હૃદયે બીજું કોણ હશે? રસો વૈ સ: એ રસેશ સ્તો!

પરિષદ અને ઉપનિષદની એકવાક્યના તો સમન્વય છે, કબીરજીની સ્વચેતનામા —
"રંગમ્હેલમે દીપ જલત હય, આસનસે મત ડોલ!"

સાત પગલે સખ્ય સધાય, સહવાસથી સૌહૃદ્ય ભોગવાય તો સહ-આસનથી યોગૈશ્વર્ય પમાય.

પરિષદ અને ઉપનિષદ ઉભયની એ જ સમસિદ્ધિ છે પરિષદના સ્રષ્ટાઓ સંસારના સૌંદર્ય વિધાતા છે તેઓના ઓજસ ઉપનિષદ પ્રકટાવે છે.

હિન્દની પુનર્ઘટનામાં પ્રાતિક સ્વભાષા પટિયાળની કમાનને સ્થાને છે સ્વતંત્ર આયર્લૅન્ડના સાહિત્યવિધાયકો તેની સાક્ષી પૂરે છે. માનવ જાતની સર્વભાષાઓમા સ્વભાષા તો સ્વદેશની પ્રજાને માટે માના દૂધ જેવી છે એ મા, એ જન્મભૂમિ અને એ સ્વભાષાને તો સર્વસ્વ સમર્પણજ હોય. સૌથી પહેલા એ ત્રણ–ને પછી બીજું બધું. હિન્દની એ પ્રાતિક સ્વભાષાઓ ગુર્જરીનું સખ્ય વાંછે છે. માટે સાહિત્યનું સર્વરાજ્ય અયંત્રિત નહિ પણ નિયંત્રિત રહેવું જોઇયે; જેમ સર્જનમંડળને જગન્નિયંતા ચલાવે છે તેમ.

ઉપનિષદનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન જેવાં અપૂર્વ આત્મશ્રદ્ધબલભર્યાં સ્વભાષાનાં અધ્યયન, આંતર્દર્શન અને સંસ્કરણ જામે તો જગતની કોઇ પણ ભાષાને તથા તેના સાહિત્યને આપણી 'ગિરા ગુર્જરી" જરૂર શૃંગારી શકે.

સરસ્વતી તો સુકુમારતાની મૂર્તિ છે. તેના ઉપાસનથી સાહિત્યકારો સુકુમાર જ રહી શકે. તેને બદલે લક્ષ્મીના ઉપાસકો જેવા તેમાના કેટલાક કેમ બની જતા હશે? તે અગમ્ય છે સરસ્વતી, સૌન્દર્યની પૂર્ણિમાનો કલાપ પ્રકટે છે. સાહિત્યનું એ સૌન્દર્ય નવરંગી છે. ઉપનિષદનું ઓજસ એકરંગી છે

ગુજરાતના સાગર સમાન જગવિશાળ ને ભરતીરંગાળ, સરિતા સમાન સરલનિર્મલ વહેતું ને વાધતું અને વનકુંજો સમાન લુમઝૂમતું ગુર્જરી સાહિત્ય રચાય એવો રસવિવેક પરિષદમાં સદૈવ પ્રવર્તો: એ જ છે મારી અંતિમ અભ્યર્થના રસાત્માઓને ધરી વિરમું છું.

લલિત.



# રાષ્ટ્રલિપિ

રાષ્ટ્રભાષાનો સવાલ અને રાષ્ટ્રલિપિનો સવાલ એક બીજા સાથે સંકળાયેલા હોવા છતાં નોખા નોખા છે, એટલું જ નથી. રાષ્ટ્રભાષામાં સાચું જોતાં નિર્ણય કરવાનો રહ્યો જ નહિ. ઉર્દૂ અને હિંદી જો વધારે ને વધારે જુદી ન પડે, એક બીજાને સમજતી રહે, તો રાષ્ટ્રભાષા આજેજ સિદ્ધ થઇ જાય. કુમેળને લીધે જેમ તુર્કો અને યુરોપીઅનો એક બીજાના સમાગમમાં વધારે આવ્યા તેવી રીતે આજે હિંદુમુસલમાનના ઝગડાને લીધે એકબીજાના છાપા વાંચવાની પ્રવૃત્તિ તો વધીજ છે. સવાલજવાબ, શાસ્ત્રાર્થ અને ગાળાગાળીથી પણ એકબીજાની ભાષાનો પરિચય વધેજ છે. હિંદુઓ ફારસી શબ્દો ટાળવા માટે સહેલા તેમજ અઘરા સંસ્કૃત શબ્દો તૈયાર કરતા જાય છે, અને મુસલમાનો [illegible] ન માનતા છતાં સહેલા હિંદી શબ્દો ટાળીને પણ ખાસ ફારસી અરબી શબ્દો દાખલ કરવા લાગ્યા છે. મહારાષ્ટ્રી સાહિત્ય પરિષદના પ્રમુખે થોડા વખત પર કહેલું તેમ આ પ્રવૃત્તિ અનિવાર્ય જ પરિણામ લાવશે. પરસ્પર બહિષ્કાર તો શક્ય થવાનો નથી જ, પણ ભાષાનો શબ્દભંડોળ વધશે, અને જડમાતોડ શબ્દો તો સ્વાભાવિક મોતેજ મરી જશે. બિહાર તેમ જ સંયુક્ત પ્રાંતમાં જે સાહિત્ય સંમેલનો સ્થપાય છે તેનના પ્રયાસ પણ રાષ્ટ્રીય ભાષાના સવાલને ઉકેલવામાં ઘણા મદદગાર નીવડશે. અંગ્રેજો અને અંગ્રેજી ભણેલા કેટલાક દુરાગ્રહી લોકો અંગ્રેજી જ રાષ્ટ્રભાષા થાય એમ ઇચ્છે છે, પોતાથી બનતો પ્રયાસ પણ કરે છે, પણ લોકજાગૃતિ એટલી બધી વધી છે કે હવે અંગ્રેજીને રાષ્ટ્રીયપદ પ્રાપ્ત થવું અશક્ય છે.

અઘરો સવાલ છે રાષ્ટ્રલિપિનો. એ નક્કી કરવાની દિશામાં પૂરા પ્રયત્ન થયા નથી. રાષ્ટ્રલિપિની બાબતમાં હરિફ કોણ કોણ છે એનો પણ ઘણાને ખ્યાલ નથી. કેટલાક અંગ્રેજો અંગ્રેજી એમ ઇચ્છે કે રોમન લિપિ હિંદુસ્તાનમાં પણ ફેલાય એ વિષે ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે. પાલી અને સંસ્કૃત ચોપડીઓ રોમન લિપિમાં તો છપાયજ છે. પાલી ચોપડીઓ હજી દેવનાગરીમાં મળતી પણ નથી એમ કહીએ તો ચાલે. આજે છે એ લિપિમાં દેવનાગરી લિપિ જ રાષ્ટ્રલિપિ થવાને વધારે લાયક છે એમાં શંકા નથી. પણ દેવનાગરીની સામે જે આક્ષેપો છે એનો વિચાર કર્યા વિના ચાલે એમ નથી.

થોડા વખત પહેલાં 'યંગ ઇંડિયા'માં શ્રી નાડકર્ણીએ રોમન લિપિ સામે નાગરીનો બચાવ કર્યો હતો. રોમન અક્ષરો કરતાં નાગરી અક્ષર વધારે શાસ્ત્રશુદ્ધ છે એ એમની દલીલ હતી. પણ એમણે એમાં વર્ણમાળા અને લિપિમાળા વચ્ચે ગોટાળો કર્યો હતો. સંસ્કૃત વર્ણમાળા એટલે સ્વર, વ્યંજન તથા સંયુક્તાક્ષરનો ઉચ્ચાર અને તેનું વર્ગીકરણ ઘણેભાગે શાસ્ત્રશુદ્ધ છે એ વિષે શક નથી. પણ નાગરી લિપિમાં તો શાસ્ત્રીયતાનું નામ ન મળે. સાચું કહીએ તો દુનિયાની કોઇ પણ વર્ણલિપિ શાસ્ત્રશુદ્ધ છેજ નહિ. બુદ્ધિની શાસ્ત્રીયતા ગ્રીક લોકોમાં અને હિંદુસ્તાનના આર્ય લોકોમાં વધારેમાં વધારે પ્રગટ થઇ છે. તેમાં પણ ભાષાશાસ્ત્રની ખરી ખાસિયત હિંદુસ્તાનના સંસ્કારીઓએ જ કરી છે એ નિર્વિવાદ છે. આપણા ઋષિઓએ અથવા આચાર્યોએ જો આપણી લિપિ શોધી કાઢી હોત તો તેમાં જરૂર

છાપખાના માથે લે, અને એવી ચોપડીઓ સાવ સસ્તી કરી મૂકે તો એક પેઢીની અંદર જ ભારે પરિવર્તન થઈ જશે. હિંદુસ્તાની ભાષા અને ગુજરાતી મરોડની નાગરી લિપિ એને જો આપણે રાષ્ટ્રીયતાની છાપ આપી દઈએ તો આપણું કામ ઘણું સહેલું થઈ જાય. દક્ષિણ તરફ દ્રાવીડ લિપિઓ વાપરનારા લોકો પણ સંસ્કૃત માટે નાગરી લિપિ જાણે જ છે.-બંગાળીઓ હઠપૂર્વક સંસ્કૃતમા પણ બંગાળી લિપિ વાપરે છે; પણ તેમને સમજાવવુ અશક્ય ન થાય. મદ્રાસ તરફના લોકોને નાગરી લિપિ સ્વીકારતાં થોડીક અગવડ પડશે, કેમકે કાનડીમા સ્વરો વધારે છે અને ૨૯ તામીલમા વ્યંજનો બહુ ઓછા છે. નાગરીની હારમા આવતા તેમને જરા અઘરૂં લાગશે. પણ દક્ષિણ તરફના લોકો ઘણા સમજુ છે. તેમને ત્યા જાગૃત પ્રયત્ન સતત ચાલુ રહે તો નાગરી લિપિનો વિસ્તાર ન થાય એમ નથી.

* સિંધીઓ તો પહેલા નાગરીનું જ એક રૂપ એવી વાણકા લિપિ વાપરતા. અગ્રેજોએ એમના પર અરબી સિધી લિપિ ઠોકી માગી છે સિધના હિદુઓ નાગરી લિપિ ન જાણવાને લીધે આર્ય સંસ્કૃતિથી એટલા વચિત રહ્યા છે કે હવે એ દુઃખ તેઓ સમજતા થયા છે. અને નાગરી લિપિ તરફ એમનું વલણ વધવા લાગ્યુ છે. એ પ્રયત્ન ત્યા દસ પંદર વરસથી ચાલુ તો છે જ. શીખ ગુરૂઓએ કર્મકાંડી શાસ્ત્રોની જાળમાથી બચી જવાના ઉદ્દેશથી પોતાના ગ્રથ માટે જુદી જ લિપિ તૈયાર કરી એમ કહેવાય છે. ઉદ્દેશ એ કે શીખો ફક્ત શીખ સાહિત્ય જ વાચી શકે એ વાત સાચી હો કે ન હો, શીખ લિપિ દેવનાગરીથી સાવ જુદી તો નથી જ. તેમને નાગરી લિપિ સ્વીકારતા ભારે અગવડ ન પડે.

હવે રહી ઉર્દુની વાત.

મુસલમાન ભાઈઓ કુરાને શરીફ તો અરબી લિપિમા જ વાચવાના. અને ફારસી જેવી સુદર લિપિ તો તેઓ છોડે જ શાના? પણ ઘણા બગાળી મુસલમાનો એકલી દેવનાગરી જ જાણે છે. ગુજરાતી મુસલમાનો તો ગુજરાતી જાણે જ છે મહારાષ્ટ્રના મુસલમાનો મરાઠીમા સહેજે પત્રવહેવાર કરે છે. એટલે ગુજરાતી નાગરી લિપિ મુસલમાનોને માટે સાવ અપરિચિત તો નથી જ ફારસી કવિતા ભલે ફારસી લિપિમા વચાય, પણ મુસલમાની ધર્મનુ અધ્યયન હિદુસ્તાનમા બધે થાય એમ જો મુસલમાનો ઇચ્છતા હોય અને રાષ્ટ્રીય હિતના સવાલોમા પોતાનો ફાળો જો તેઓ પૂરતો આપવા માગતા હોય તો બધા સમજી શકે એવી ગુજરાતી નાગરી લિપિમા જ તેમણે લખવુ જોઇએ, એટલુ કાક દિવસ તો તેઓ સમજશે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

ઉપયોગમાંથી તાત્પર્ય કાઢવું હોય તો 'જે કાંઈ ગમે છે' 'જે સુન્દર લાગે છે' 'જે રમણીય છે' તે રસવાળું છે એવું નીકળે. અને આ ખોટું નથી. જે વિવિધ-વિચિત્ર-અંશોથી સંઘટિત અનુભવને (Complex of experience) પ્રાચીનોએ 'રસ' સંજ્ઞા આપી છે તેનો આ લાક્ષણિક ધર્મ છે. 'રસ' ના અનુભવમાં આનન્દ, સૌન્દર્ય, રમણીયતાનો અનુભવ છે; એ ન હોય તો તે અનુભવ રસ ન કહેવાય. પણ જે કાંઈ આનન્દ આપે છે, જે કાંઈ સુન્દર છે, જે કાંઈ રમણીય છે તે બધાને 'રસ' ની સંજ્ઞા અપાતી નથી. પ્રાચીનોએ કાવ્યનું અને અતિદેશથી કલામાત્રનું પરમ પ્રયોજન આનન્દ માન્યું છે. આ આનન્દ સાધે તેને ચારુ અથવા સુન્દર કહ્યા છે. કાવ્યની અંદર આ ચારુતા સાધનાર ઘણા ધર્મો મનાયા છે. તે બધા રસ કહેવાતા નથી. શ્રીમાન અભિનવગુપ્ત ધ્વન્યાલોકની ટીકામાં પૂર્વપક્ષ મૂકતા આ વાત સ્પષ્ટ રીતે મૂકે છે 'चारुत्वप्रतीतिस्तर्हि काव्यस्यात्मा स्यात् इति तदङ्गीकुर्म एव તો ચારુત્વની પ્રતીતિ એ કાવ્યનો આત્મા થાય. એ વાત અમે સ્વીકારીએ છીએ.' (પૃ. ૩૩); અને આની પહેલાં ધ્વનિ સામેનો પૂર્વપક્ષ મૂકતાં કહે છે, કે

'तथापि द्विविधं चारुत्वम्–स्वरूपमात्रनिष्ठम्, संघटनाश्रितं च । तत्र शब्दानां स्वरूपमात्रकृतं चारुत्वं शब्दालंकारेभ्यः, संघटनाश्रितं तु शब्दगुणेभ्यः । एवमर्थानां चारुत्वं स्वरूपमात्रनिष्ठमुपमादिभ्यः । संघटनापर्यवसितं त्वर्थगुणेभ्य इति । (પૃ. ૫).

ચારુત્વ બે પ્રકારનું છે: એક સ્વરૂપમાત્ર ઉપર આધાર રાખતું, અને બીજું સંઘટના, રચનાવિશેષ ઉપર આધાર રાખતું. આમાં શબ્દાલંકાર, શબ્દગુણો, અર્થગુણો, રીતિઓ આદિ આવી જાય છે.' તાત્પર્ય કે અલંકાર, રીતિ આદિ પણ ચારુત્વના નિષ્પાદક ગણાયા છે. વામન તો 'काव्यं ग्राह्यमलङ्कारात्' (સૂ) અને सौन्दर्यमलङ्कारः' એમ કહી કાવ્યનું સૌન્દર્ય દોષના ત્યાગ તથા ગુણ અને અલંકારોના સ્વીકાર ઉપર આધાર રાખે છે એમ કહે છે. તાત્પર્ય કે પ્રાચીન પરંપરા પ્રમાણે સૌના મતે સૌન્દર્ય અને રસ બન્ને સરખા વ્યાપક નથી; જ્યાં રસ હોય ત્યાં સૌન્દર્ય હોય, પણ જ્યાં સૌન્દર્ય હોય ત્યાં 'રસ' હોય એમ સૌને અભિપ્રેત નથી એટલે કે આજે આપણે સૌન્દર્ય અને રસને ઘણીવાર પર્યાયો માની વાપરીએ છીએ તે પરંપરા પ્રમાણે યુક્ત નથી.

ત્યારે કાવ્ય અથવા ઇતર કલાના કયા અનુભવને 'રસ' સંજ્ઞા આપી શકાય? 'રસ' ની પ્રથમ શાસ્ત્રીય ચર્ચા ભરત નાટ્યશાસ્ત્રમાં મળે છે. તેમાં પણ પૂર્વેના કેટલાક શ્લોકો તથા આર્યાઓ ટાંકી છે. એ ઉપરથી નાટ્યશાસ્ત્ર પહેલાંથી આ વિષયની ચર્ચા થતી હશે. આ ઉપરથી એમ પણ માનવાને કારણ મળે છે કે 'રસ' ની ચર્ચા પ્રથમ નાટકોને અંગે ઉત્પન્ન થઈ હશે. ઘણીવાર એ રસો નાટ્યરસો પણ કહેવાય છે. પણ ભરતમાં જે ઉલ્લેખો છે તે ઉપરથી આપણે કહી શકીએ કે 'રસ' એ કેવળ નાટકનો જ વિષય નથી, કાવ્યનો પણ વિષય છે. અને પછીના ગ્રન્થો જેવા કે શિલ્પરત્ન, ભોજસમરાંગણસૂત્ર, વિષ્ણુધર્મોત્તર પુરાણ, સંગીતરત્નાકર આદિ ઉપરથી સમજાય છે કે રસ એ ચિત્ર, મૂર્તિ, સંગીત આદિનો પણ વિષય છે. આમ છતાં 'રસ' નો જે સ્પષ્ટ અને વિપુલ અનુભવ નાટક આદિમાં થયો હશે તે અપેક્ષાએ બીજી કલાઓમાં ઓછો હશે,

તેથી નાટકના સબંધમા એની પ્રથમ ચર્ચા થાય એ સ્વાભાવિક છે આનું પ્રાસંગિક જણાવી હું પાછો મુખ્ય મુદ્દા ઉપર આવું છું કાવ્યના કયા અનુભવને રસ જેવી સંજ્ઞા આપવામા આવે છે ? ભરત અનેક સ્થળે કહે છે કે સ્થાયિનો भावा रसत्वमाप्नुवन्ति । (પૃ ૨૮૯), અથવા एवमेते स्थायिभावा रससंज्ञा प्राप्तव्या । (પૃ ૨૭૫) स्थायिभावो रसनाम लभते ।( પૃ ૩૫૦ ), અથવા આગળ જઈ ધનંજય કહે છે તે પ્રમાણે स्थायिभावा रस स्मृत । ( પૃ ૧૨૧ ) સ્થાયી ભાવ રસ કહેવાય છે સ્થાયીભાવ એટલે શું ? ભરત આઠ અને આગળ જઈ એક ઉમેરી નવ સ્થાયી ભાવો ગણાવે છે रतिर्हासश्च शोकश्च क्रोधोत्साहौ भय तथा जुगुप्सा विस्मयश्चेति स्थायिभावा प्रकीर्तिता (પૃ ૨૬૮ ) રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા અને વિસ્મય આ આઠ સ્થાયી ભાવો છે આ સ્થાયી ભાવો રસ કહેવાય છે એટલે કે રતિ સ્થાયી ભાવ શૃંગાર, હાસ હાસ્ય, શોક કરુણ, ક્રોધ રૌદ્ર, ઉત્સાહ વીર, ભય ભયાનક, જુગુપ્સા બીભત્સ અને વિસ્મય અદ્ભુત રસ કહેવાય છે કાવ્ય અથવા કલા જ્યારે આ રતિ શોક આદિ સ્થાયી ભાવોનો અનુભવ કરાવે છે, ત્યારે શૃંગારાદિ રસનો અનુભવ કરાવે છે એવી માન્યતા છે અને આ રસનો અનુભવ કરાવતુ કાવ્ય, ધનિક કહે છે તે પ્રમાણે ઉપચારથી રસવાનુ કાવ્ય કહેવાય છે ( દ રૂ પૃ ૧૨૧)

સ્થાયી ભાવોનો અનુભવ તે રસ કહેવાય છે તે રસ શા માટે કહેવાય છે? તો ભરત કહે છે કે ' आस्वाद्यत्वात् ' 'સ્વાદ આવતો હોવાથી ' (પૃ ૨૮૯ ) જેમ અન્નના સેવનથી પ્રત્યક્ષ તૃપ્તિનો અનુભવ થાય છે તેમ તે તે સ્થાયી ભાવનો સાક્ષાત અનુભવ થતા એક જાતની નિર્વૃતિ, તૃપ્તિ, આનંદ, સ્વાદ આવે છે માટે તે રસ કહેવાય છે પણ અત્યાર સુધી મે આપની સમક્ષ ભરતને અભિપ્રેત રસનુ લક્ષણ, સમજવાની સરળતા ખાતર, આખુ મૂક્યુ નથી ફક્ત એમાથી બે અંશો મૂક્યા છે એક એ કે રસાનુભવ એ સ્થાયી ભાવનો અનુભવ છે, અને બીજુ એ કે તે અનુભવ આસ્વાદ આવે એ રીતે થાય છે આને સક્ષેપમા હુ એ રીતે મૂકુ છુ કે કાવ્ય અથવા નાટ્યમા સ્થાયી ભાવનો આસ્વાદ તે રસાનુભવ એટલે કે કાવ્ય અથવા કલા જ્યારે કોઈપણ મુખ્ય લાગણીનો સ્પષ્ટ રીતે અથવા ઉત્કટ રીતે અનુભવ કરાવે ત્યારે તે કાવ્ય રસ ઉત્પન્ન કરે છે એમ કહેવાય પણ હવે એ પ્રશ્ન થશે કે કાવ્ય અથવા કલામા મુખ્ય લાગણી અથવા સ્થાયી ભાવનો અનુભવ થવો એટલે શુ ? વ્યવહારમા તે તે પ્રસગો તે તે લાગણીઓ–તે તે ભાવોને–આપણામા ઉત્પન્ન કરે છે તે તેમના સહજ કાર્યકારણના સબધમાંથી કરે છે કાવ્યમા કેવી રીતે સ્થાયી ભાવનો અનુભવ થાય છે? આનો ઉત્તર ભરત એક સૂત્રથી આપે છે विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्ति । આ સૂત્રની ભરતની પછીથી અભિનવગુપ્ત સુધી અનેક રસજ્ઞ વિવેચકોએ બહુ ઝીણવટથી ચર્ચા કરી છે, અને રસના સઘટિત અનુભવની વિવિધ બાજુઓ બતાવી છે હમણા હુ આપની સમક્ષ ભરતના પોતાના પૂર્વાપર ઉલ્લેખોથી એ સૂત્રનો અર્થ મૂકવા પ્રયત્ન કરું છુ વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવોના સયોગથી રસ નિષ્પત્તિ થાય છે એ સૂત્રનો સરળ અર્થ છે આપ સૌને વિભાવ આદિ શબ્દોના અર્થ જાણીતા છે, પણ સમજવાની સરળતા ખાતર આપની સમક્ષ તે મૂકુ છુ ભરત કહે છે

विभावो नाम विज्ञानार्थ — વિભાવ એટલે વિશેષરૂપે જાણવું તે, અને પછી વિભાવના પર્યાય તરીકે કારણ, નિમિત્ત, હેતુ એ ત્રણ શબ્દો આપે છે, એટલે કે જે જ્ઞાનનો હેતુ છે તે વિભાવ એટલે કે તે તે સ્થાયી ભાવના જ્ઞાનનો હેતુ તે તે સ્થાયી ભાવનો વિભાવ; જેમકે પરચેષ્ટાનુ અનુકરણ આદિ હાસ સ્થાયી ભાવનુ જ્ઞાન કરાવે છે માટે હાસનો વિભાવ જે અનુભવ કરાવે છે તે અનુભાવ, એટલે કે તે તે સ્થાયી ભાવના પરિણામ અથવા કાર્યરૂપ ચેષ્ટાઓ—જેમકે ખડખડાટ હસવું તે હાસ સ્થાયી ભાવનો અનુભવ કરાવે છે. અને વ્યભિચારી ભાવ એટલે કે તે તે સ્થાયી ભાવની સાથે જે અનેક ક્ષણાવસ્થાયીભાવો આવી આવીને મુખ્ય ભાવને પોષીને ચાલ્યા જાય તે. મમ્મટના શબ્દોમા મૂકીએ તો 'લોકમા એટલે કે વ્યવહારમા રત્યાદિ સ્થાયી ભાવોના જે કારણો, કાર્યો અને સહકારીઓ છે તે નાટક અને કાવ્યમા હોય ત્યારે અનુક્રમે વિભાવ અનુભાવ અને વ્યભિચારી કહેવાય છે' એટલે કે વ્યવહારમા જ્યારે કોઈ પણ રતિ, શોક, ક્રોધ આદિ મુખ્ય લાગણી ઉત્પન્ન થાય છે ત્યારે જે સામગ્રી હોય છે તેનીજ સામગ્રી કાવ્ય, નાટક આદિ કલાઓમા હોય છે અને વ્યવહારમા જેમ તે તે સામગ્રી પૂરતા પ્રમાણમા ઉપસ્થિત થતા તે તે લાગણીનો પૂરેપુરો અનુભવ થાય છે તેમ કાવ્યમા અને નાટકમા પણ, ભરત કહે છે કે વિભાવ અનુભાવ અને વ્યભિચારીના સયોગથી રસનિષ્પત્તિ થાય છે એટલે મહાકાવ્ય અથવા મુક્તકના કવિઓ શબ્દદ્વારા આ ત્રિવિધ સામગ્રી એકઠી કરે ત્યારે, અને નટો વાચિક, આંગિક આદિ અભિનયદ્વારા આ ત્રિવિધ સામગ્રી એકઠી કરે ત્યારે રસનિષ્પત્તિ થાય છે.

આવી અનેક વસ્તુઓમાથી એક સ્વાદવાળો રસ કેવી રીતે ઉત્પન્ન થાય તે સમજાવવા અનેક ચીજો મેળવી તૈયાર કરેલા શરબત કે પીણાનુ, ભરત દૃષ્ટાન્ત આપે છે, એ જેવી રીતે આસ્વાદ આપે છે તેવી રીતે જ વિભાવાદિ મળી રસની નિષ્પત્તિ કરે છે આ સૂત્રમા જો કે સ્થાયી ભાવ શબ્દ આવતો નથી, પણ એના ઉપરના વિવેચનમા સ્થાયી શબ્દ નાટ્યશાસ્ત્રમા વાપરેલો છે यथा हि गुडादिभिर्द्रव्यैर्व्यञ्जनैरोषधिभिश्च षाडवादयो रसा निर्वर्तन्ते तथा नानाभावोपगता अपि स्थायिनो भावा रसत्वमाप्नुवन्ति । (પૃ ૨૮૯), જેમ ગોળ વગેરે પદાર્થોથી અને સુરેખ બનાવવાની વનસ્પતિઓથી ષાડવ આદિ રસો થાય છે તેમ વિવિધ ભાવોથી એટલે કે વિભાવાદિથી ઉપગત સ્થાયીભાવો રસત્વને પામે છે તાત્પર્ય કે રસનિષ્પત્તિ એટલે કે સ્થાયી ભાવોનો આસ્વાદ વિભાવાદિના સયોગોથી થાય છે આગળ જતા સાતમા અધ્યાયમા ભરત કહે છે કે एवमेते काव्यरसाभिव्यक्तिहेतव एकोनपञ्चाशद्भावा प्रत्यवगन्तव्या । एभ्यश्च सामान्यगुणयोगेन रसा निष्पद्यन्ते । (પૃ ૮૯), આ રીતે આઠ સ્થાયીભાવ, તેત્રીસ વ્યભિચારીભાવ અને આઠ સાત્ત્વિક ભાવ અભિવ્યક્તિના હેતુઓ સમજવા આમના સામાન્ય ગુણયોગથી રસો નિષ્પન્ન થાય છે. પણ આમ કહેતા પ્રધાન ગૌણનો ભેદ જતો રહે છે ને જતો ન રહે માટે ભરત આગળ ચર્ચા કરે છે કે જે કાવ્યાર્થને આશ્રિત વિભાવ અને અનુભાવથી વ્યંજિત ઓગણપચાસ ભાવોના સામાન્ય ગુણયોગથી રસનિષ્પત્તિ થાય છે તો સ્થાયી ભાવો જ રસત્વને પામે છે એમ શા માટે ? ઉત્તરમા સામાન્ય માણસો અને રાજાઓનુ દૃષ્ટાન્ત આપી જણાવે છે કે સ્થાયી ભાવો મુખ્ય છે

અને બીજા તેને આશ્રિત છે. *विभावानुभावव्यभिचारिपरिवृतः स्थायिभावो रसनाम लभते ।* ( પૃ. ૩૫૦ ).

આ કથનો ઉપરથી ભરતનું રસ વિશે આ પ્રમાણે કાંઇક તાત્પર્ય કાઢી શકીએ. રસ એ સ્થાયીભાવોનો આસ્વાદ છે અને સ્થાયીભાવોને આસ્વાદ લેતી વખતે *सुमनसः प्रेक्षकाः हर्षादींश्चाधिगच्छति* ( પૃ. ૨૮૯ ), સહૃદય પ્રેક્ષકો હર્ષાદિ પામે છે. એનું નામ રસનિષ્પત્તિ. આ રસનિષ્પત્તિ. કાવ્ય અને નાટકદ્વારા વિભવાદિના સંયોગથી થાય છે. એટલે કે કાવ્યો અને બીજી કલાઓ પોતપોતાના ઉપાદાનદ્વારા એવી સામગ્રી રજુ કરે કે ચિત્તમા રહેલી મુખ્ય લાગણીઓ સ્પષ્ટ રીતે, ઉત્કટ રીતે સંવેદનમા આવે, આસ્વાદમાં આવે; ત્યારે તે કાવ્ય કલાઓનો અનુભવ રસમય કહેવાય છે, અને કાવ્ય ઉપચારથી રસવાળું અથવા સરસ કહેવાય છે.

રસના આ સાદા દેખાતા વર્ણનમાં વિચાર કરતાં ઘણા પ્રશ્નો ઉત્પન્ન થાય છે. ભટ્ટ લોલ્લટથી શ્રીમાન અભિનવગુપ્ત સુધી ટીકાકારોએ આ પ્રશ્નો ચર્ચી રસાનુભવની વિવિધ બાજુઓ રજુ કરી છે એ મેં પહેલાં જણાવ્યું. તેમા આજે આપણને પણ જે અનેક પ્રશ્નો ઉત્પન્ન થાય છે; જેવા કે કાવ્ય આનન્દ ઉત્પન્ન કરે છે એ આનન્દનો શો અર્થ ? કોઈ પણ લાગણીનો સાક્ષાત્કાર એ શી રીતે આનન્દમય છે ? વ્યવહારમાં એમ હમેશાં બનતું નથી. વળી વિભાવાદિથી આપણા ચિત્તમાં શી રીતે સ્થાયીભાવ આસ્વાદ્ય થાય છે, કયી માનસિક ક્રિયાથી કવિના વર્ણનો ઉપરથી આપણને રસાસ્વાદ થાય છે, અને રતિ આદિ સ્થાયી ભાવોનો આપણે આસ્વાદ કરીએ છીએ એટલે શું? તે સમયે ચિત્તમાં શું થાય છે ? ઇત્યાદિ પ્રશ્નોનો પણ કેટલેક અંશે ઉત્તર મળે છે. આજે આપણી પાસે ભટ્ટ લોલ્લટ આદિના ગ્રંથો નથી પણ અભિનવગુપ્તે પૂર્વપક્ષરૂપે એ બધાના મન્તવ્યો નાટ્યશાસ્ત્રની ટીકામા તથા ધ્વન્યાલોકની ટીકામા આપ્યા છે. આ બધા ઉપરથી ભટ્ટ લોલ્લટ આદિ સંબંધે વિચારો બાંધવા તે અયોગ્ય ગણાય. પણ તે પૂર્વ પક્ષમાથી કેટલાક પ્રશ્નો ઉત્પન્ન થાય છે તે વિચારવા જેવા છે; આમાથી થોડાક પ્રશ્નો લઇએ.

આપણે પહેલાં જોયુ કે વ્યવહારમા અમુક બનાવો આપણામાં અમુક લાગણીઓ ઉત્પન્ન કરે છે; આ લાગણીઓ ઉત્પન્ન થતાં આપણામાં અમુક બાહ્ય વિકારો થાય છે; અને અમુક મુખ્ય લાગણી સાથે બીજી અનેક નાની મોટી લાગણીઓ અનુભવમા આવી ચાલી જાય છે. વ્યવહારની આ સ્થિતિના અનુભવનો જ કાવ્ય અથવા કલા ઉપયોગ કરે છે. પણ પ્રશ્ન એ છે કે વ્યવહારમા આપણી લાગણીઓ અને તેના ઉત્પન્ન કરનારમા કાર્ય–કારણનો સંબંધ છે, તેમ જ એ લાગણીઓથી થતા વિકારો વચ્ચે પણ તેવો જ સંબંધ છે. આ કાર્ય–કારણના બળથી વ્યવહારમા આપણે લાગણીઓ અનુભવીએ છીએ. હવે કાવ્ય અથવા કલામાં આપણને કયા સંબંધબળથી લાગણીઓનો અનુભવ થાય છે, અને આ અનુભવ હમેશાં આનન્દમય શાથી છે ? ભરતે ઉત્તર આપ્યો કે વિભાવાદિના સંયોગથી સ્થાયીભાવનો આસ્વાદ થાય છે, એટલે કે રસનિષ્પત્તિ થાય છે. કાવ્યાદિના સેવનથી આ અનુભવ થાય છે એટલુ જ એમાથી આપણે સમજી શકીએ છીએ. પણ એ શી રીતે

થાય છે તે વિષે ભરતમાથી આપણને બહુ જાણવા મળતુ નથી કાવ્યાદિના સેવનથી આસ્વાદનો અનુભવ થાય છે તેમા એક બાબત તો સ્પષ્ટ રીતે સમજાય છે કે લાગણીનો નામનિર્દેશ કરવાથી એટલે કે આ રતિ છે, કે આ ક્રોધ છે એમ કહેવાથી આપણામા તે તે લાગણીનો અનુભવ થતો નથી અભિનવગુપ્ત કહે છે તે પ્રમાણે લાગણીનો અનુભવ પોતે બીજી રીતે શબ્દથી થતો નથી વ્યવહારમા જેમ અમુક બનાવ બનતા શોક આદિ લાગણીનો અનુભવ થાય છે, અને આ અનુભવ બીજાને કેવળ વાણીદ્વારા જણાવી શકાતો નથી તેમ કાવ્યમા પણ ન બની શકે. વ્યવહારમા પૂર્વે કહ્યુ તેમ સાક્ષાત્ કાર્ય–કારણનો સબધ આ અનુભવ કરાવી શકે છે તેમ શબ્દાર્થોપાય કાર્ય કયા સબધથી રસાનુભવ કરાવી શકે છે એ અન્વેષણાનો વિષય બને છે, અને સાથે જ સ્થાયીભાવનો અનુભવ કોના વિષે કલ્પવો એ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે

ઉદાહરણ તરીકે શાકુન્તલ નાટક લઈએ એમા દુષ્યન્ત અને શકુન્તલામા પરસ્પર રતિ થતી દેખાય છે, આને આપણે જોઈએ છીએ, અથવા વાચીએ છીએ ત્યારે આપણને આનન્દ થાય છે. આપણે કહીશુ કે શાકુન્તલ શૃગારરસ પ્રધાન નાટક છે, શાથી? કારણ કે એ નાટકમા આપણને શૃગારરસનો અનુભવ થાય છે. આનો શો અર્થ? તો ભટ્ટ લોલ્લટ કહે છે કે રસ તો મુખ્યપણે દુષ્યન્ત શકુન્તલાને થાય છે–એટલે કે રતિના સ્થાયી ભાવનો અનુભવ તેમનામા ઉત્પન્ન થાય છે, જેમ વ્યવહારમા સુદર સ્ત્રીપુરુષ, યો મળતા હોય તો, એકબીજામા આકર્ષણ ઉત્પન્ન કરે છે તેમ નાટકમા દુષ્યન્ત–શકુન્તલા એકબીજામા આકર્ષણ ઉત્પન્ન કરે છે, એટલે પરસ્પર રતિનો સ્થાયી ભાવ દુષ્યન્ત–શકુન્તલા ઉત્પન્ન કરે છે, માટે તે પરસ્પરના વિભાવ છે, કારણ દુષ્યન્તને શકુન્તલાનુ જ્ઞાન થતા અને શકુન્તલાને દુષ્યન્તનુ જ્ઞાન થતા એકબીજા વચ્ચે રતિ ઉત્પન્ન થાય છે, આ ઉત્પન્ન થયા પછી દુષ્યન્તનુ અમુક જાતનુ વર્તન ઉદાહરણ તરીકે શકુન્તલા ઊઠે છે ત્યારે તેના મનને તેની પછવાડે જવાની ઈચ્છા થાય છે, ઇત્યાદિ, અથવા શકુન્તલા કાટો વાગ્યો કે કાળમા વલ્કલ ભરાઇ ગયુ એ બહાને દુષ્યન્ત તરફ વળી જુએ છે એ અનુભાવ થયો, કારણ કે તે ચેષ્ટાઓ તેમનામા રતિ ભાવ પેદા થયો છે તેનો અનુભવ કરાવે છે, એટલે કે પ્રતીતિ કરાવે છે, આ પછી એમને હર્ષગ્લાનિ આદિ થાય છે અને એ બધા વ્યભિચારી ભાવો તેમની રતિને પુષ્ટ કરે છે એ રીતે પ્રથમ ત્રણ અકમા તેઓ રતિભાવનો પુષ્ટ સ્વરૂપમા આસ્વાદ લે છે એટલે કે તેઓ શૃગારરસનો અનુભવ કરે છે આ રીતે મુખ્ય વૃત્તિથી દુષ્યન્ત–શકુન્તલામા વિભાવાદિથી રતિ સ્થાયી ભાવનો આસ્વાદ ઉત્પન્ન થાય છે, અને નટો તેમને રૂપિત કરતા હોવાથી અનુસધાનના બળથી નટોમા એ રસ દેખાય છે સામાજિક અથવા ભાવકને, દુષ્યન્ત–શકુન્તલાને અથવા તેમની ભૂમિકા લેનારા નટોને આમ થાય છે, એટલી પ્રતીતિ થાય છે, અને એમાથી એને આનદ આવે છે આ ભટ્ટ લોલ્લટનો ઉત્પત્તિ અને પ્રતીતિવાદ હેમચદ્ર કાવ્યાનુશાસનના વિવેકમા અભિનવગુપ્તની ટીકાનું અવતરણ આપતા આ મતનો સાર આ રીતે મૂકે છે अत्र भाव -विभावैर्जनितोऽनुभावै

આની આખી ચર્ચા નાટ્યશાસ્ત્ર પૃ ૨૭૪–૨૮૮ સુધીના આવે છે ગા. ઓ સી

प्रतीतिरिदं नीतो व्यभिचारिभिरुपचितो मुख्यश वृत्या अनुकरणीये रामे तद्रूपतानुसंधानादनुकर्तरि प्रतीयमान स्थायी रस ।

આ ઉત્પત્તિ અને પ્રતીતિવાદનો શ્રી શંકુક વિરોધ કરે છે દુષ્યન્ત–શકુન્તલાને થતા રતિના આસ્વાદની પ્રતીતિથી સામાજિકને શી રીતે આનન્દ થાય ? એમને શી રીતે રસનિષ્પત્તિ થાય ? વળી વ્યવહારની જેમ કાવ્યાદિમા વિભાવાદિ અને સ્થાયી ભાવ વચ્ચે કારણ–કાર્યનો સંબંધ માનવામા આવે તો જેમ વ્યવહારમા કાર્ય ઉત્પન્ન થયા પછી કારણ ન હોય તો પણ કાર્ય ટકી શકે છે એમ વિભાવાદિ ન હોય તો પણ સ્થાયી ભાવની પ્રતીતિ થવી જોઈએ; પણ એમ બનતું નથી, વિભાવાદિ હોય એટલો વખત જ સ્થાયી ભાવનો અનુભવ રહે છે, તે જતા રહેતા સ્થાયી ભાવનો અનુભવ પણ જતો રહે છે. માટે લૌકિક કાર્ય–કારણ સંબંધ અહીં ઘટી શકે નહિ શ્રી શંકુકનો પોતાનો મત એવો છે કે રસ ઉત્પત્તિરૂપ નથી, પણ અનુકરણરૂપ છે. એટલે કે તે મૂળ પ્રકૃતિ દુષ્યન્તાદિમા જે સ્થાયી ભાવ હોય તેનું અનુકરણ નટ કરે છે, અને તેથી નટમા અનુકરણરૂપ રસ છે નટો કૃત્રિમ વિભાવાદિ વડે મૂળ પ્રકૃતિ દુષ્યન્તાદિના સ્થાયી ભાવનું અનુકરણ કરે છે આ વિભાવો જો કે કૃત્રિમ છે તો પણ કાવ્યના બળથી, અને નટની પોતાની કળાથી તે કૃત્રિમ લાગતા નથી, અને નટોની અંદર આપણે વિભાવાદિનો સંયોગ જોઈએ છીએ તેથી લિંગબળથી એટલે કે જ્યા આવા વિભાવાદિ હોય ત્યા આવો રસ હોય–એવા લિંગબળથી આપણે નટને વિષે રસનું અનુમાન કરીએ છીએ, એટલે કે વિભાવાદિના સંયોગ એ અવગમક અને રસનિષ્પત્તિ એ અવગમ્ય છે, અને રસનિષ્પત્તિનો અર્થ રસની અનુમતિ છે, પણ અહીં આ શંકા થાય કે બીજા અનુમાનોમા વાસ્તવિક રીતે એક સ્થાને ધૂમ્ર જોઈએ તો ત્યા અગ્નિનુ અનુમાન કરીએ છીએ તો શું અહીં આ આપણે નટોમા જે વિભાવાદિનો સંયોગ જોઈએ છીએ તેને વાસ્તવિક માનવો, એટલે કે તેઓને દુષ્યન્ત શકુન્તલા માનવા ? તેઓ જ્યારે પોતાને હર્ષ શોક થાય છે એમ કહે છે ત્યારે એમને એમ ખરેખર થાય છે એમ માનવું ? અને એમ જો ન માનીએ તો લિંગની અવાસ્તવિકતાથી અનુમાન કેવી રીતે થાય ? આના ઉત્તરમા શ્રી શંકુક કહે છે કે એમ માનવાની જરૂર નથી નટ એ દુષ્યન્ત છે કે નહિ, તે સુખી છે કે નહિ અથવા એના જેવો છે એ જાતનું અહીં આ જ્ઞાન જ થતું નથી, એટલે કે નટને દુષ્યન્તાદિ માનવાની ચિત્તવૃત્તિ સમ્યગ્, મિથ્યા, સંશય, કે સાદૃશ્ય જ્ઞાનરૂપ નથી પણ ચિત્રના ઘોડાને જેમ ઘોડો માનીએ છીએ તે ન્યાયે નટોને રામસીતાદિ માનવાના છે, અને એ જે કાંઈ કહે છે, કરે છે તે બધું પણ એ ન્યાયે સ્વીકારી લેવાનું છે આજના શબ્દોમા કહીએ તો આ કાલ્પનિક સ્થિતિને સાચી માની લઈ તેમના વિષે આપણે રસનું અનુમાન કરવાનું છે આ અનુમાન કરવામા સામાજિક કે ભાવકને શી રીતે આનન્દ આવે ? તો હેમચન્દ્ર અભિનવની ટીકાના આ ભાગને મૂળ કરતા વધારે સ્પષ્ટ કરતા કહે છે કે જેમ બીજાને અમુક સુંદર ફળ ચાખતો જોઈ તે અમુક ફળ ખાય છે એવું અનુમાન કરતા જેમ આપણા મોઢામા પાણી વછૂટે છે, તેમ વસ્તુના સૌંદર્યના બળથી નટ વિષે અનુમાન કરતા સામાજિકોને આસ્વાદ આવે છે (પૃ ૫૮) સંક્ષેપમા ચિત્રતુરગન્યાયથી નટને વિષે

વાસ્તવિકતા કલ્પી લઇ તેઓમાં અમુક રસ થયો એવું આનન્દદાયક સામજિકને અનુમાન થાય છે. આથી શ્રી શકુંકનું એવું તાત્પર્ય થયું કે રતિ સ્થાયી ભાવનું અનુકરણ તે શૃંગાર, ઉત્સાહનું અનુકરણ તે વીર, ઇત્યાદિ.

શ્રી શકુંકના આ અનુકૃતિ અને અનુમિતિવાદનું ભટ્ટતૌત જેને અભિનવગુપ્ત 'ઉપાધ્યાયાઃ' કહે છે તે ખંડન કરે છે. રસ એ સ્થાયી ભાવની અનુકૃતિ છે એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે પ્રશ્ન થાય છે કે નટમાં એવું શું જોઇએ છીએ કે જેથી એને રસાદિ સ્થાયી ભાવની અનુકૃતિ કહીએ? નટનું શરીર, તેનો વેશ તેના અભિનયો આદિ રત્યાદિનું અનુકરણ નથી; કારણ કે તે બધું જડ છે જ્યારે રત્યાદિ ચિત્તવૃત્તિરૂપ છે, તે બધું ચક્ષુગ્રાહ્ય છે; જ્યારે ચિત્તવૃત્તિ રૂપ રત્યાદિ મનોગ્રાહ્ય છે. અભિનયો આદિ નટના છે; જ્યારે રત્યાદિ બીજા કોઇના છે. આથી નટમાં કાંઈ એવું દેખાતું નથી કે જેથી તેના વિષે સ્થાયી ભાવના અનુકરણનું અનુમાન કરી શકાય. વળી જો એ દુષ્યન્તાદિ બીજી વ્યક્તિઓના સ્થાયી ભાવનું અનુકરણ કરે છે, તો પ્રશ્ન થશે કે એમના સ્થાયી ભાવનું એને (અથવા એના કવિને) ક્યાંથી જ્ઞાન થયું કે જેથી તે તેનું અનુકરણ કરે? હવે જો એમ માનીએ કે નટ પોતાની ચિત્તવૃત્તિનું અનુકરણ કરે છે અને તે ઉપરથી આપણે રત્યાદિ સ્થાયી ભાવોનું અનુમાન કરવાનું છે, તો પછી અનુકરણ ક્યાં રહ્યું? એના અનુભાવો ઉપરથી એના રત્યાદિ સ્થાયી ભાવોનું અનુમાન થયું, નહિ કે રત્યાદિ સ્થાયી ભાવોના અનુકરણનું અપમાન થયું; અને જો એમ કહેવામાં આવે કે નટોના વિભાવાદિ એમના વાસ્તવિક નથી પણ તેમના અનુકાર્યના છે તો પછી નટો માટે એ વિભાવાદિ કૃત્રિમ થયા; અને કૃત્રિમ તરીકે વિચક્ષણ સામજિકો એને સમજે એટલે નટના વિષે રત્યાદિનું અનુમાન શી રીતે કરે? અને મૂઢ લોકો જે કૃત્રિમને સાચા માની, લે તેમને તો ખરેખર નટના પોતાના રત્યાદિના જ સૂચક લાગે?

વળી અનુમિતિથી આનન્દ આવે નહિ, પ્રત્યક્ષ અનુભવથી જ આનન્દ આવે, આસ્વાદ આવે એ એ લોકપ્રસિદ્ધિનો પણ વિરોધ થાય છે.

ભટ્ટતૌત અભિનવગુપ્તના ગુરુ હોઇ તેમણે તેમનો મત આપ્યો નથી. કદાચિત તેમનો મત જ પોતાનો હશે એટલે નહિ આપ્યો હોય.

ભટ્ટનાયક કહે છે રસ પ્રતીત પણ થતો નથી, ઉત્પન્ન પણ થતો નથી અને અભિવ્યક્ત પણ થતો નથી; પણ રસનો ભોગ થાય છે. એટલેકે રસનિષ્પત્તિનો અર્થ રસનો ભોગ છે. રસ જો પ્રતીત થાય તો કા તો પ્રેક્ષકને પોતાને ઉદ્દેશીને થાય, અથવા, નટ આદિ બીજાને ઉદ્દેશીને થાય. પોતા માટે તે હોઇ શકે નહિ, કારણ કેઇ પણ પ્રેક્ષક સીતા કે શકુન્તલા આદિને પોતાના સ્થાયી ભાવના વિભાવ તરીકે ગણી શકે નહિ; જેમ વ્યવહારમાં પ્રત્યક્ષ કોઇ દમ્પતીને ક્રીડા કરતા જોઇ માણસને તેના સંસ્કાર પ્રમાણે લજ્જા, જુગુપ્સા કે સ્પૃહા થાય તેમ શબ્દ કે અનુમાનથી પણ જ્ઞાન કરતા જતા થાય.

હવે જો બીજાને ઉદ્દેશીને પ્રતીતિ થાય તો પ્રેક્ષક તટસ્થ રહે નટાદિને શૃંગારાદિની પ્રતીતિ થાય તેમાં પ્રેક્ષકને શું ? માટે અનુભવ સ્મૃતિ આદિની જેમ રસની પ્રતીતિ માનવી યોગ્ય નથી ઉત્પત્તિ અને અભિવ્યક્તિને થોડા ફેરફાર સાથે એના એ દોષો લાગશે આથી ભટ્ટ નાયક રસનિષ્પત્તિની જુદી પ્રક્રિયા કલ્પે છે, ધ્વન્યાલોકના ઉદ્યોતના અભિનવગુપ્ત કહે છે તે પ્રમાણે ભટ્ટનાયક રસનિષ્પત્તિ માટે ત્રણ સ્થિતિ સ્વીકારે છે, 'કાવ્યમય શબ્દના ત્રણ અંશ છે પ્રથમ અભિધાયકત્વ આનાથી કાવ્યશબ્દનો અર્થ સમજાય છે બીજો ભાવકત્વ કાવ્યનો આ ભાવકત્વ વ્યાપાર વિભાવાદિને સાધારણ બનાવે છે, એટલે કે દુષ્યન્તાદિની રતિ તે ગલિત સામાન્ય બની જાય છે આમ થતાં ચિત્ત સ્થાયીથી ભાવિત એટલે કે વ્યાપ્ત થાય છે અને આ રીતે સ્થાયી ભાવિત થતાં તેનો ભોગ અથવા આસ્વાદ થાય છે આ ભોગનો અંશ તે કાવ્ય શબ્દનો ત્રીજો અંશ આ ત્રીજા અંશમાં આનન્દનો સાક્ષાત્કાર થાય છે (ધ્વ. લો. પૃ ૬૮), ભટ્ટનાયક કહે છે કે 'કાવ્યમાં દોષોના અભાવથી અને ગુણ અને અલંકારના સદ્ભાવથી અને નાટકમાં ચતુર્વિધ અભિનયથી નિબિડ મોહને દૂર કરી નાખે એવા અભિધથી બીજા અંશરૂપ ભાવકત્વ વ્યાપારથી પ્રાપ્ત થતો રસ ભોગવડે ભોગવાય છે આ ભોગ—વ્યાપાર ચિત્તના બીજા વ્યાપાર જેવા કે અનુભવ, સ્મૃતિ આદિથી વિલક્ષણ છે, તે સત્ત્વની અતિશયતાથી પ્રકાશ આનન્દમય નિજ સંવિત્ જેવો છે, અને છતાં રજસ અને તમસ હોવાથી કાંતો દ્રવરૂપ, કાંતો વિસ્તારરૂપ, કાંતો વિકાસરૂપ બને છે, અને એ ભોગમાં જે આસ્વાદ આવે છે તે યોગીઓને જે પરબ્રહ્મનો આસ્વાદ આવે છે તેના જેવો છે

ભટ્ટનાયકની આ પ્રક્રિયા સામે શ્રીમાન અભિનવગુપ્તાચાર્ય વાંધો લે છે તેમનું કહેવું એમ છે કે જે આ ત્રણ વ્યાપાર કલ્પ્યા છે અને છેવટનો બધા જ્ઞાનથી તદ્દન વિલક્ષણ માની ભોગ સંજ્ઞા આપી છે તેનો કાંઈ અર્થ નથી તેઓ કહે છે 'પ્રતીત્યાદિથી ભિન્ન સંસારમાં ભોગ શું છે તે અમે જાણતા નથી જો એ ભોગને 'રસના' એવું નામ આપો તો તે પણ પ્રતિપત્તિ જ છે' એટલે કે એક જાતની પ્રતીતિ છે ફક્ત એ જાતની પ્રતિપત્તિના ઉપાય સાધારણ ઉપાયો કરતા જુદા છે, માટે ભલે એને નામાન્તર આપવું હોય તો આપો બાકી ભોગ એ પણ એક જાતની પ્રતીતિ છે અને નિષ્પત્તિ અને અભિવ્યક્તિ બન્નેનો ત્યાગ કરશો તો કાં તો રસ નિત્ય વિદ્યમાન માનવો પડશે અને કાં તો રસનો અભાવ માનવો પડશે અને જે વસ્તુ અપ્રતીત છે તે વ્યવહારયોગ્ય નથી, અને જો એમ કહેશો કે રસની પ્રતીતિ તેનું ભગીકરણ છે, અને તે દ્રુત્યાદિ સ્વરૂપ છે તો ભલે તે એમ હોય પણ શા માટે દ્રુતિ, વિસ્તાર, અને વિકાસ એ ત્રણ જ એનાં સ્વરૂપો જેટલા રસ છે તેટલી તેમની આત્મક પ્રતીતિઓ ભોગી ગણ સ્વભાવનાશી કલ્પવી જોઈએ ઇત્યાદિ

આ પ્રમાણે ભટ્ટનાયકની પ્રક્રિયાનો ત્યાગ કરી અભિનવગુપ્ત નિમ્ન શ્રી પોતાનો મત આપે છે

અભિનવગુપ્તાચાર્યનો મત ધ્વન્યાલોક ઉપરની ટીકામાંથી તથા નાટ્યશાસ્ત્રની ટીકામાંથી મળે છે

અભિનવગુપ્ત કહે છે કે રસ એ કાવ્યનો અર્થ છે. હવે કાવ્યના શબ્દોના તથા નટના અભિનયોના સીધા વિષય વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવ છે. આ તેમના વાચ્યાર્થ છે. આ વાચ્યાર્થ સમજાયા પછી વ્યંજનાના બળથી વ્યંગ્યાર્થ સમજાય છે; આ વ્યંગ્યાર્થ પણ કાવ્ય શબ્દનો જ છે. આ કાવ્યના વ્યંગ્યાર્થથી સ્થાયી ભાવની પ્રતીતિ થાય છે. અને એ પ્રતીતિની ચર્વણા થતા રસસ્વાદ આવે છે. આ રીતે રસ એ કાવ્યાર્થ છે; એટલે કે કાવ્યનું સેવન સાક્ષાત રીતે રસમા પર્યવસાન પામે છે.

હવે આ રસ કેવી રીતે થાય છે તે જોઈએ સૌથી પ્રથમ એ ધ્યાનમા રાખવાનું છે કે દરેક માણસને રસનો અનુભવ થતો નથી. તેને માટે જ્ઞાનની યોગ્યતા તથા વાસના જોઈએ છે. अधिकारी चात्र विमलप्रतिभानशालिहृदय । મીમાંસકો અને વૈયાકરણોમા આવી વાસનાનો અભાવ માનેલો હોવાથી તેમને રસનો અનુભવ થતો નથી એમ ઉપહાસ કરેલો છે સહૃદયમા આ યોગ્યતા હોય છે સહૃદયને લૌકિક કારણો, કાર્યો તથા સહકારીથી જે સ્થાયી ભાવ પેદા થાય છે તેનો ઘણો અનુભવ હોય છે એટલો બધો અનુભવ હોય છે કે તેને જોતાની સાથે સ્થાયી ભાવનું અનુમાન કરી લે છે, એટલે કે તે સ્થાયી ભાવના અનુમાનમા પટુ હોય છે આ પટુતા તેને કાવ્યાર્થમા આવતા વિભાવાદિ ઉપરથી એકદમ તે તે સ્થાયી ભાવનુ અનુમાન કરી લેવામા મદદ કરે છે ખરી રીતે જોતા કાવ્યાદિમા જ્યારે સ્થાયી ભાવનુ ભાન થાય છે ત્યારે એમા વ્યવહારનું, વાસ્તવિક લિંગના જ્ઞાન ઉપર આધાર રાખતું વાસ્તવિક અનુમાન નથી ફક્ત એ માનસિક ક્રિયા અનુમાનને મળતી છે એમ માનવાનુ છે ભાવાર્થ એટલો છે કે વ્યવહારમા એ પ્રમાણે અનુમાન કરવા ટેવાએલો સહૃદય ભાવક કાવ્યમા એ સ્થાયી ભાવો કલ્પી લે છે કાવ્યમા વર્ણન પામેલી તે તે વસ્તુઓ પોતાના સૌંદર્ય બળથી ચિત્તને રંગી દે છે અને તેથી જ તેમને કાવ્યમા લૌકિક કારણ કાર્યાદિની સંજ્ઞા ન આપતા વિભાવાદિની સંજ્ઞા આપવામા આવે છે આ રીતે વિભાવાદિથી સ્થાયી ભાવનું ભાન થતા તેમા સ્થાયી ભાવનું જ પ્રધાન પદ રહે છે, વિભાવ-અનુભાવ અને વ્યભિચારીનું ભાન ગૌણ રૂપે રહે છે. આ રીતે તે બધા—એટલે કે વિભાવ, અનુભાવ, વ્યભિચારી તથા સ્થાયી-બધા મળી સામાજિકની બુદ્ધિમા સંયોગ પામે છે, એટલે કે સમ્યગ્ યોગ અથવા સંબંધ અથવા ઐકાગ્ર્ય પામે છે આ રીતે ચારે સંયોગ પામી રસને અલૌકિક નિર્વિઘ્ન સંવેદન રૂપ ચર્વણાનો વિષય બનાવે છે આ રસ એ કોઈ સિદ્ધસ્વભાવ વસ્તુ નથી પણ ચર્વ્યમાણ થવા પણુમા જ રસનું રસત્વ છે; તે તાત્કાલિક એટલે કે ચર્વણા ચાલે એટલા કાળ સુધી ચાલે છે, ચર્વણાના કાળથી વધારે કાળનુ અવલમ્બન કરી શકતો નથી અને આ રીતે રસ એ સ્થાયીભાવથી વિલક્ષણ છે

રસ એ વ્યવહારના સ્થાયી ભાવના અનુભવથી જુદી જાતનો અનુભવ છે. એમા અભિનવગુપ્તના મતની નવીનતા રહેલી છે. શંકુકાદિની જેમ, વિભાવાદિથી પ્રતીત થતા સ્થાયી ભાવનો આસ્વાદ આવતો હોવાથી સ્થાયી ભાવ જ રસ છે એમ એમનું માનવું નથી સ્થાયીની પ્રતીતિ પહેલી થાય છે નહિ કે રસની. ફક્ત અમુક ઔચિત્યથી જ એમ કહ્યું છે, સ્થાયી રસ છે, અને તે ઔચિત્ય એ જાતનુ છે કે એ સ્થાયીના જે કારણાદિ

તરીકે પ્રસિદ્ધ છે તે વિભાવાદિ તરીકે ચર્વણામા ઉપયોગી થાય છે લૌકિક ચિત્તવૃત્તિના અનુમાનમા શી રમતા હોય ? માટે રસાસ્વાદ અલૌકિક ચમત્કારરૂપ છે અને સ્મૃતિ-અનુમાનાદિ લૌકિક સવેદનથી જૂદા પ્રકારનો છે તે આ રીતે लौकिकेनानुमानेन संस्कृत प्रमदादिर्न तटस्थेन प्रतिपद्यते अपि तु हृदयसंवादात्मकसहृदयत्वबलात् पूर्णीभविष्यद्रसास्वादाङ्कुरीभावेन अनुमानस्मृत्यादिसोपानमनारुह्यैव तन्मयीभावोचितचर्वणाप्राणतया लौकિક અનુમાના સંસ્કારવાળો તાટસ્થ્યથી પ્રમદાદિની પ્રતિપત્તિ કરતો નથી, પણ હૃદયસંવાદરૂપ સહૃદયત્વના બળથી પૂર્ણ થનાર રસાસ્વાદના અંકુરરૂપે, અનુમાન-સ્મૃતિ આદિ પગથીઆ ઉપર ચઢ્યા વિના જ તન્મય થવા રૂપ ઉચિત ચર્વણાના પ્રાણ તરીકે પ્રતિપત્તિ કરે છે ... આ ચર્વણા સ્મૃતિ ન હોઈ શકે પણ अलौकिकभावादिसंयोगबलोपनतैव चर्वणा આ ચર્વણા અલૌકિક વિભાવાદિના સંયોગ બળથી નિષ્પન્ન થએલી છે અને આથી તે પ્રત્યક્ષ અનુમાનાદિ લૌકિક પ્રમાણોથી ઉત્પન્ન થતા રતિ આદિના બોધથી વધી જાય છે એટલું જ નહિ પણ સાધારણ અને અસાધારણ યોગીઓના આનન્દઘનાનુભવથી પણ ચઢી જાય છે, કારણ કે એ બધામા અનેક કારણોથી સૌન્દર્યનો વિરહ એટલે અભાવ છે सौन्दर्यविरहात्,

આ ચર્વણામા વિભાવાદિના સાધારણ્યના બળથી પોતાની રત્યાદિના ઉચિત વાસના જાગતા તેના આવેશથી કોઇ વિઘ્નો જાગતા નથી

આ રીતે વિભાવાદિ, નથી રસની નિષ્પત્તિ એટલે કે ઉત્પત્તિના હેતુ કે નથી તેની જ્ઞપ્તિના હેતુ કારણ કે જ્ઞપ્તિહેતુ સિદ્ધ વસ્તુનુ જ્ઞાન કરાવે છે, જ્યારે રસ કોઇ સિદ્ધભૂત પ્રમેય નથી પણ એ વિભાવાદિમય છે આ ચર્વણોપયોગી વિભાવાદિ વ્યવહાર અલૌકિક છે, અને બીજે ક્યાંઇ આવો વ્યવહાર નથી એ તેનુ દૂષણ નથી પણ ભૂષણ છે, જેમ શરબતનો સ્વાદ તેના કોઇ ઘટક દ્રવ્યમા હોતો નથી તેમ આમા પણ છે સૂત્રમા જે નિષ્પત્તિ કહી છે તે રસની નહિ પણ ચર્વણાની સમજવાની છે અને એ ચર્વણાની નિષ્પત્તિથી રસની નિષ્પત્તિ થાય છે એ રીતે રસની નિષ્પત્તિ સમજે તો વાંધો નથી આ રસના અથવા ચર્વણા એ પ્રમાણ વ્યાપાર નથી તેમ કારક વ્યાપાર પણ નથી આથી તે કંઇ અપ્રમાણિક ઠરતી નથી કારણ કે તે સ્વસંવેદનસિદ્ધ છે આથી તે બોધ ( જ્ઞાન ) રૂપ છે ફક્ત બીજા લૌકિક જ્ઞાનોના ઉપાયોથી જેમ વિભાવાદિ વિલક્ષણ છે તેમ વિભાવાદિથી નિષ્પન્ન થતી રસના પણ વિલક્ષણ છે. तेन विभावादिसंयोगाद्रसना यतो निष्पद्यते, ततस्तथाविधरसनागोचरो लोकोत्तरोऽर्थो रस — એ સૂત્રનુ તાત્પર્ય છે

અભિનવગુપ્તના રસ વિચારમા હજી બે બાબતો સમજવાની રહે છે પ્રથમ તો એ કે દુષ્યન્ત-શકુન્તલાની રતિરૂપે જે ભાસે છે તેની સામાજિકની પ્રતીતિ કેવા પ્રકારની છે અને તેની ચર્વણા શી રીતે આનન્દમય છે ? અભિનવગુપ્ત કહે છે વિભાવાદિના પરિશીલનથી મનના માધુર્યબળથી અને સહૃદયની યોગ્યતાથી સ્થાયી ભાવ માધુર્ય ... ભટ્ટનાયકે કાવ્યમા ભાવનાત્મક જે વ્યાપાર માન્યો છે તેથી

દુષ્યન્ત–શકુન્તલાની રતિ તેમની રતિ તરીકે નહિ પણ રતિત્વના સામાન્ય રૂપે ભાસે છે, એ જ મત અભિનવગુપ્તને બરાબર ઇષ્ટ છે કે નહિ તે સ્પષ્ટ થતું નથી. પણ અભિનવગુપ્ત એ શબ્દ વાપરે છે અને તેનો અર્થ એ રીતે સ્પષ્ટ કરે છે કે સ્થાયી ભાવ પોતાનો કે બીજાનો કે અમુક કોઇ એક વ્યક્તિના તરીકે નથી ભાસતો, એટલું જ નહિ પણ વિભાવાદિના અર્થમાં આવતા દેશકાળના ઉલ્લેખો પણ ગલિત થઇ જાય છે, અને એ રીતે દેશકાલ તથા અમુક વ્યક્તિના બંધન સિવાય અમર્યાદિત–અબાધિત રૂપે સ્ફુરે છે. આ રીતે સ્ફુરવું તે રસનો એક આવશ્યક અંશ છે. ઉદાહરણ તરીકે અભિનવગુપ્ત કાલિદાસના શાકુન્તલમાંથી ग्रीवाभङ्गाभिरामम् નો શ્લોક તથા કુમારસંભવના બે શ્લોકો લે છે. આમાંના પહેલા શ્લોકથી કેવી રીતે રસ થાય છે તેની પ્રક્રિયા તેઓ સમજાવે છે. ग्रीवाभङ्गाभिरामम् એ શ્લોકનો અર્થ સમજાઇ રહ્યા પછી મનમાં આખી એક પ્રતીતિનો સાક્ષાત્કાર થાય છે. એ માનસી પ્રતીતિમાં મૃગગત ભયનું આપણને ભાન થાય છે. પણ આ માનસી પ્રતીતિનો મૃગ કોઇ મૃગવિશેષ નથી, અને તેથી તે બ્હીનેલો છે એ અર્થમાં જે ત્રાસ છે તે અમુક દેશકાલમાં રહેલી મૃગવ્યક્તિનો ત્રાસ છે એમ નહિ પણ દેશકાલાદિથી અમર્યાદિત ભયરૂપે ભાસે છે. આ ભયનું ભાન 'આ બ્હીનેલો છે, કે શત્રુ, મિત્ર અથવા તટસ્થ બ્હીનેલો છે ઇત્યાદિ પ્રતીતિઓ કરતાં, જુદું છે. આ પ્રતીતિઓમાં અંગત દુઃખ, સુખથી ઉત્પન્ન થતી સ્વીકાર-ત્યાગ આદિ રૂપ બુદ્ધિનાં વિઘ્નો હોય છે; જ્યારે આ કાવ્યથી ઉત્પન્ન થતી ભયની પ્રતીતિમાં આવું કોઈ પણ વિઘ્ન હોતું નથી; અને તેથી આ નિર્વિઘ્ન પ્રતીતિથી જાણે સાક્ષાત્ હૃદયમાં ભોગવાતો-પ્રવેશ કરતો, આંખો આગળ સ્ફુરતો ભયાનક રસ ગ્રહણ કરાય છે. આ ક્રિયાને અભિનવગુપ્ત સાધારણીકરણ કહે છે. આ જાતની પ્રતીતિમાં પોતાની જાત છુપાઈ જતી નથી, તેમ જ વિશેષ રૂપે ઉલ્લિખિત પણ થતી નથી, તેમ બીજા વિષે છે. આથી આ સાધારણ્ય પરિમિત નથી પણ વિતત–વિસ્તૃત–વ્યાપક છે; તેને તેઓ ધૂમાગ્નિના વ્યાપ્તિગ્રહ જોડે સરખાવે છે એ સંબંધ જેમ દેશકાલ અને વ્યક્તિથી અમર્યાદિત રીતે સૌથી ગ્રહણ કરાય છે તેમ આ મૃગગત ભયનું સાધારણ સ્વરૂપ યોગ્ય સહૃદયોથી ગ્રહણ કરાય છે બંનેનો તફાવત અહીંઆં અભિનવગુપ્તે બતાવ્યો નથી. પણ એ કહેવું જોઇએ કે આ સાધારણ્યનો અનુભવ સાક્ષાત્કાર રૂપ છે; જ્યારે આ વ્યાપ્તિગ્રહ પરોક્ષ જ્ઞાન છે.

નટ આદિ જે સામગ્રી હોય છે તે આ સાક્ષાત્કારને પોષવા માટે છે; જેમાં વ્યવહારની દેશકાલ વ્યક્તિ આદિની વાસ્તવિક મર્યાદાઓ ન હોવાથી સાધારણીભાવ ખુબ પુષ્ટ થાય છે. અભિનવગુપ્ત કહે છે કે

'सर्वथा तावदेषास्ति प्रतीतिरास्वादात्मा यस्यां रतिरेव भाति तत एव विशेषान्तरानुपहितत्वात् सा रसनीया सती न लौकिकी, न मिथ्या, नानिर्वाच्या, न लौकिकतुल्या, न तदारोपादिरूपापि ।

તેથી સર્વથા આવી એક પ્રતીતિ છે જેમાં કેવળ રતિનું ભાન થાય છે, અને તે પછી તેમાં બીજા વિશેષો નહિ હોવાથી તે રતિ રસનીય થાય છે; અને આમ થતી તે પ્રતીતિ લૌકિક પણ નથી, મિથ્યા પણ નથી, અનિર્વાચ્ય પણ નથી, લૌકિકતુલ્ય પણ નથી

અને લોકના આરોપરૂપ પણ નથી ! આમ છતાં બીજાઓએ એના વિષે કરેલા નિર્ણયો અમુક અમુક દૃષ્ટિએ ઘટાવી શકાય છે. તેનામાં દેશકાલાદિનું નિયંત્રણ નથી માટે તેને સ્થાયી ભાવના ઉપચયાવસ્થા કહો, તે અમુકને અનુગમે છે, અનુસરે છે; માટે તેને અનુકાર કહો, વિજ્ઞાનવાદનું અવલમ્બન કરી એમ કહો કે બધું વિજ્ઞાનરૂપ હોવાથી તે પ્રતીતિ સામગ્રીરૂપ છે. ગમે તે કહો પણ રસનું સ્વરૂપ આ છે કે

सर्वथा रसनात्मकवीतविघ्नप्रतीतिग्राह्यो भाव एव रसः

રસ સર્વથા આસ્વાદરૂપ નિર્વિઘ્ન પ્રતીતિથી ગ્રહણ થતો ભાવ છે.

આ રીતે સાધારણ્યના સિદ્ધાન્તથી સામાજિકને કેવા રૂપમા સ્થાયી ભાવની પ્રતીતિ થાય છે તે બતાવી તે કેવી રીતે આસ્વાદ્ય થાય છે તે સમજાવે છે રસને ગ્રહણ કરતી પ્રતીતિને અનેક વાર નિર્વિઘ્ન વિશેષણ લગાડયું છે આ વિઘ્નો તે આપણી સાધારણ જ્ઞાન ક્રિયાનાં વિઘ્નો અથવા મર્યાદાઓ છે. આવાં સાત વિઘ્નો અભિનવગુપ્તે જણાવ્યા છે. પહેલું– સંભાવના ન થઇ શકે એવું હોય એટલે કે પ્રતિપત્તિમાં અયોગ્યના લાગે એટલે બુદ્ધિ તેમાં ઠરી શકે જ નહિ. સ્વ અને પરના નિયમથી દેશકાલની મર્યાદા એ બીજું અને ત્રીજું અંગત સુખાદિની વિવશતા એ ચોથું. પાંચમું– પ્રતીતિના ઉપાયોના વૈકલ્યથી અસ્ફુટતા, એટલે કે કવિએ અથવા નાટકકારે પ્રતીતિ બરાબર થાય તે માટે પૂરતી સામગ્રી ન મૂકી હોય તેથી સ્ફુટ રીતે પ્રતીતિ ન થવી તે. છઠ્ઠું– અપ્રધાનતા એટલે મુખ્ય ગૌણનો સંબંધ ન સાચવ્યો હોય તે. અને સાતમું– સંશયયોગ આ સાતે વિઘ્નોને અભિનવગુપ્તે વિસ્તારથી સમજાવ્યાં છે. આમાનાં કેટલાક કવિ અને કલાકારની આવડત ઓછી હોય એના લીધે થાય છે અને બીજાં અંગત સુખાદિની ભાવનાથી પર જવાની ભાવકની અશક્તિને લીધે છે. રસ ત્યારે જ થાય કે જ્યારે આમાંનું એક પણ વિઘ્ન ન હોય. આ પ્રમાણે વિઘ્ન રહિત પ્રતીતિ થવી એ જ પરમ આનંદ ચમત્કાર આદિ સંજ્ઞાઓ પામે છે.

लोके सकलविघ्नविनिर्मुक्ता संवित्तिरेव चमत्कारनिर्वेशरसनास्वादनभोगसमापत्तिलयविश्रान्त्यादिशब्दैरभिधीयते ।

આ નિર્વિઘ્ન સંવિત્તિ ઉત્પન્ન કરવી એ વિભાવાદિનું કામ છે. એ રીતે વિભાવાદિ કલ્પવા એમા કવિની પ્રતિભા છે એટલું આપણે ઉમેરીએ

•

આ જાતની શ્રીમાન અભિનવગુપ્ત આદિની રસની કલ્પના છે. ભરતની કલ્પનાથી એ વિરોધી છે એમ નથી, પણ ભરતના વિચારબીજને લઇ પોતપોતાના કાવ્યાસ્વાદના અનુભવની ઝીણવટથી પરીક્ષા કરી તે વિચારબીજનો તેમણે વિકાસ કર્યો છે. આગળ ભટ્ટલોલ્લટ આદિના જે વિચારો આપ્યા છે તેનું પછીના વિચારકે ખંડન કર્યું છે. પણ મને લાગે છે એમાં ઘણીવાર અન્યાય થઇ ગયો છે. પ્રત્યેકની ' મને ' સમજાવતી દૃષ્ટિ જુદી છે, અને તે દૃષ્ટિઓ ખોટી છે એમ નહિ કહી શકાય આ ઉપરાન્ત શંકુકાદિ અમુક અમુક દર્શનના અનુયાયી છે એટલા માટે તે દર્શનની પ્રક્રિયાઓથી તેઓએ રસનું

નિરૂપણ કર્યું છે હું અત્યારે આપની સમક્ષ એ દાર્શનિક પ્રક્રિયા મૂકવા પ્રયત્ન નહિ કરું, પણ પ્રત્યેકની દૃષ્ટિમા કાવ્યાનુભવની કઈ કઈ બાજુઓ આવી છે તે બતાવવા પ્રયત્ન કરીશ

મીમાંસક ભટ્ટલોલ્લટે એમ કહ્યુ કે વિભાવાદિ કારણ છે અને રસનિષ્પત્તિ એ કાર્ય છે આમ કહ્યુ ત્યારે એની દૃષ્ટિ કોઈ કાવ્ય અથવા નાટકમા શુ થાય છે, કવિ એ બધા સબધો કેવી રીતે મૂકે છે તે બતાવવાની હોવી જોઇએ વ્યવહારમા અથવા લોકવૃત્તમા જે કારણકાર્યનો સબધ છે તે સબધ જ કવિને નાટક અથવા કાવ્યમા મૂકવો પડે છે દુષ્યન્ત-શકુન્તલામા જે પરસ્પર રતિ થાય છે તેની પ્રક્રિયા વ્યવહારમા સ્ત્રી પુરુષ વચ્ચે જે રીતે રતિ થાય છે તે હોય એ સ્વાભાવિક છે એ રસનિષ્પત્તિનો અર્થ નાટકના પાત્રોના ક્ષેત્રમા લઇ કાર્ય-કારણનો સબધ ભટ્ટલોલ્લટે લીધો છે એમા કાઈક અવાસ્તવિક લાગતુ નથી ભાવક આ બધુ જુએ છે ને પ્રસન્ન થાય છે એ પ્રસન્ન થાય છે તે પ્રક્રિયા લોલ્લટના જે વિચારો મૂક્યા છે તેમા આપી નથી એ વિષયમા એના કાઈ વિચારો હશે કે નહિ તે આપણે જાણતા નથી

નૈયાયિક ભટ્ટ શકુક વાસ્તવિકતાનો પ્રશ્ન ઉત્પન્ન કરે છે નાટકકાવ્યની કાલ્પનિક સૃષ્ટિની પ્રકૃતિરૂપ વાસ્તવિક સૃષ્ટિ કરતા નાટકકાવ્યની સૃષ્ટિને અનુકરણરૂપ માને છે, આ અનુકરણ, વ્યવહારના કાર્ય કારણના સબધનુ અનુકરણ હોય એ માટે ભટ્ટ શકુકે વાધો લેવો ન ઘટે વ્યવહારમા જેમ અમુક બનાવ બનતા અમુક લાગણીઓ ઉત્પન્ન થાય છે, તેમ અનુકરણથી નાટ્યાદિમાં બને છે ભાવકને જે નાટકના પાત્રોમા સ્થાયી ભાવની પ્રતીતિ થાય છે તેમા લોકમા એવુ જોએલુ હોય એ નિગમનથી થતુ અનુમાન મુખ્ય રીતે કામ કરે છે અલબત્ત આ વાસ્તવિક પરિસ્થિતિ નથી એમ ચિત્રતુરગન્યાય સ્વીકારી શકુક કબુલ કરે છે પણ એકવાર એ કાલ્પનિક સ્થિતિ સ્વીકાર્યા પછી અનુમાનની ક્રિયાથી ભાવક બધુ સમજી લે એમા ખાસ અનૌચિત્ય નથી

સાખ્યવાદી ભટ્ટ નાયકની દૃષ્ટિ ભાવકના અનુભવ ઉપર છે ભાવકની કલ્પના આગળ જે સૃષ્ટિ ખડી થાય છે તેમાથી એ ભોગ-આસ્વાદ કેવી રીતે લે છે એ બતાવવાની છે કવિએ કાર્યકારણનો સબધ જાણી તેના અનુકરણરૂપ સૃષ્ટિ રજુ કરી તેની સાથે ભટ્ટ નાયકને લેવા દેવા નથી એનો ભોગ કેમ થાય છે એ એનો પ્રશ્ન છે હવે ભોગ શક્ય થાય તે માટે તેઓ ભાવના વ્યાપાર કલ્પે છે આવી દુષ્યન્ત-શકુન્તલાની રતિ તેને રતિત્વ રૂપે ભાસે છે, અને સત્ત્વોદ્રેકની સ્થિતિમા તેનો ભોગ થાય છે એ કલ્પના આગળ રજુ થતી સૃષ્ટિ સત્ત્વ-રજસ-તમસ-એમ ત્રૈગુણ્યોદ્ભવ છે પણ તેનુ પાન ભાવકના નિર્મળ સત્ત્વને થતુ હોવાથી તે આનદ આપે છે

પ્રત્યભિજ્ઞાદર્શનવાદી અભિનવગુપ્તની દૃષ્ટિ પણ ભાવકના અનુભવ ઉપર જ છે તે નાગ જેવી ... સ્વીકારતા તેથી તે રસમા સવેદન અથવા સવિત્તિ જ ગણવામાં છે જેમ બીજા અનુભવો ... સવેદનરૂપ છે તેમ ... સવેદનરૂપ જ આમ છતા

રસની આવી પ્રક્રિયાને અલૌકિક ગણવા તરફ એમનું ખાસ વલણ છે આસ્વાદ એ અલૌકિક સંવેદન છે, બીજાં સંવેદનો અને એમાં ખાસ તફાવત એ છે કે 'રસ' એ સૌંદર્ય સહિત છે જ્યારે પ્રમાણાદિના અને ધાર્મિક ધ્યાનના સંવેદનો સૌંદર્ય રહિત છે ભટ્ટ નાયક દુષ્યન્ત-શકુન્તલાની રતિને રતિત્વ-સામાન્ય માની ભોગવે છે, અભિનવગુપ્તની કલ્પના સાધારણ્યની છે એટલે કે દુષ્યન્ત-શકુન્તલા આદિ નથી રતિનો સંબંધ હોવાથી એ રતિ તેના અલૌકિક સ્વરૂપમાં આપણને ભાસે છે, આખી સૃષ્ટિ કાલ્પનિક હોવાથી એમાં કોઈ વ્યક્તિ-કે દેશ કે કાળની મર્યાદા રહેતી નથી તેથી તેનામાં સાધારણ્ય આવે છે, અનુભવમાં આપણે વ્યવહારની મર્યાદાઓની પાર જઈ ભાવનું નિર્વિઘ્ન રીતે સ્વરૂપ અનુભવીએ છીએ કવિ જે વિભાવાદિ મૂકે છે તેનું પ્રયોજન આપણામાં આ સ્થિતિ ઉત્પન્ન કરવાનું હોય છે ભાવની આ ગ્રહણ કરવાની માનસિક પ્રક્રિયામાં અભિનવગુપ્ત અનુમાનાદિ સ્વીકારી લે છે એટલે શંકુકના તથ્યાંશનું ગ્રહણ થઈ જાય છે અભિનવગુપ્તે જે સાત વિઘ્નો ગણાવ્યાં છે તે દૂર પણ ત્યારે જ થઈ શકે કે જ્યારે કવિ જે સૃષ્ટિ રજુ કરે છે તેમાં વ્યવહારમાં ગ્રહણ થતો કાર્ય-કારણનો સંબંધ હોય એટલે મારું નમ્રપણે એમ માનવું છે કે રસની આખી કલ્પનામાં આ બધા મતોને સ્થાન છે, અને અભિનવગુપ્ત પણ તેનો સ્વીકાર કરે છે અભિનવગુપ્તની પોતાની રસની કલ્પના—સાધારણીકૃત સ્થાયી ભાવનું નિર્વિઘ્ન પ્રતીતિથી ગ્રહણ એ સૌથી સમૃદ્ધ છે—એ કહેવાની જરૂર નથી. એ ઉપરથી આપણે એમ ફલિત કરી શકીએ કે મર્યાદાથી બંધાએલા માણસનું ચિત્ત મુક્ત થઈ રસાનુભવમાં અમર્યાદિત સ્થાયી ભાવના અન્તરાય વિનાના સંવેદનનો આસ્વાદ લઈ શકે છે એ એક એવું પરમ સૌભાગ્ય છે—

રસિકલાલ છોટાલાલ પરીખ.

*આ લેખમાં નીચેના ગ્રંથો વાપર્યા છે નાટ્યશાસ્ત્ર અભિનવગુપ્તની વિવૃતિ સાથે વૉ ૧ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ ધ્વન્યાલોક નિર્ણયસાગર [illegible] નિ સા [illegible] શુ [illegible] પ્રેમ અભિનવગુપ્તની રસ ઉપરની ટીકા [illegible] તે ભાગ [illegible] શુદ્ધ ન હોવાથી [illegible] ની મારી સુધારેલી નકલનો ઉપયોગ કર્યો છે

# ગૂજરાતી ભાષામાં દાર્શનિક તત્ત્વજ્ઞાન.

ભારતની જ્ઞાન સમૃદ્ધિ બહુ જૂના વખતથી જાણીતી છે અને અપાર છે. તે અનેક જાતની છે. એ જ્ઞાન સમૃદ્ધિની અનેક શાખાઓમા એકજ શાખા આ વિદ્યાના અભ્યુદય …મા હજુ પણ એવી રહી છે કે જેની બાબતમાં પશ્ચિમીય વિચારકોની દૃષ્ટિ પણ …ત તરફ વળે છે. એ શાખા તે દાર્શનિક વિદ્યાની શાખા.

ભારતીય દર્શનવિદ્યાની ત્રણ પ્રધાન શાખાઓમાં વૈદિક શાખા લઈએ અને તેના …લેથી ઠેઠ સુધીના સાહિત્યની રચનાના પ્રદેશો તરફ નજર ફેંકીએ તો આપણને જણાશે વૈદિક દર્શનસાહિત્યની રચનામા ગૂજરાતનો ફાળો પહેલેથી આજ સુધી નથી જ. વેદો, …નિષદો, સૂત્રો, ભાષ્યો, ટીકાઓ અને પ્રકરણગ્રંથો કે ફોડપત્રો એ બધાની રચનામાં …બ, બ્રહ્માવર્ત કાશી, મિથિલા, દક્ષિણ, બંગાળા, અને કાશ્મીર જનપદ વગેરેનો હિસ્સો પણ એકાદ સંદિગ્ધ અપવાદને બાદ કરીએ તો એ રચનાઓમા ગૂજરાતનો ફાળો …રે નથી જ પૂરતો.

બૌદ્ધ પિટકોનો ઉદ્ભવ તો મગધમા થયો. એનું સંસ્કૃત સંસ્કરણ અને પછીનું …ર્શનિક સાહિત્ય હિંદુસ્તાનના બધા ભાગોમા જન્મ્યું. ગૂજરાતમા જન્મેલું બૌદ્ધ …હિત્ય કયું અને કેટલું છે એનો સ્પષ્ટ નિર્ણય કરવો અત્યારે કઠણ છે છતા એમાં …ાયે શંકા નથી કે સાતમા સૈકા પહેલા અને ત્યા સુધીના જે મોટામોટા બૌદ્ધ મઠોમા …સુમતિ, સ્થિરમતિ જેવા અસાધારણ વિદ્વાન ભિક્ષુકો રહેતા અને ભણાવતા ત્યા બૌદ્ધ …હિત્ય અવશ્ય રચાયું હતુ. બોધિચર્યાવતાર જેવા વિશિષ્ટ ગ્રંથની રચના કાઠીઆવાડમાં … થયાનું કલ્પાય છે.

આવી સ્થિતિ છતા ગૂજરાતને શરમાવા કે સંકોચવા જેવું કશુ જ નથી. તેનું …રણ એ છે કે તેણે જૈન દાર્શનિક સાહિત્યની રચનામા મોટામા મોટો ફાળો આપ્યો છે. …આપણે જાણીએ છીએ કે કે મૂળમા તો જૈન દર્શનનું સાહિત્ય બૌદ્ધ દર્શનના સાહિત્યની …કે મગધમા જ જન્મ પામેલું પણ પછીના કાળમા તેની રચના દક્ષિણ અને ઉત્તર …હિંદુસ્તાનમાં થતી ગઈ અને છેલ્લા પંદરસો વર્ષનો ઇતિહાસ તો સ્પષ્ટ કહે છે કે જૈન …ર્શનના પ્રધાનતમ સાહિત્યની રચના, તેની પુષ્ટિ અને તેનો વિકાસ એ બધું ગૂજરાતમાં

જ થયું કે ગુજરાતે માત્ર જૈન દર્શનના સાહિત્યને જન્માવી કે વિકસાવીને જ સંતોષ નથી માન્યો પણ એણે તો પોતાના ખોળામાં જુદા જુદા પ્રાંતમાં જન્મેલા અને ઉછરેલા કિંમતી સાહિત્યને બહુ કાળજીથી સંભાળી રાખ્યું છે અને તેથી જ કેટલા યે અપૂર્વ અને દુર્લભ ગ્રન્થરત્નો એક માત્ર ગુજરાતના ખૂણેખાંચેથી જ અત્યારે પણ જડી આવે છે.

દર્શન સાહિત્યને ઉત્પન્ન કરવાની, વધારવાની અને સાચવવાની ગુજરાતની ગૌરવ-ગાથા ટૂંકમાં આટલી જ છે. પણ એ સાહિત્ય એટલે પ્રાકૃત, પાલી અને સંસ્કૃત ભાષામાં લખાયેલું સાહિત્ય, એટલું જ. જ્યારથી ઉક્ત ભાષાઓ બોલચાલમાંથી લોપ પામી અને વિદ્વાનોના પઠનપાઠનની જ ભાષા રહી, માત્ર શાસ્ત્રીય ભાષા તરીકે જ એનો ઉપયોગ રહ્યો અને એ ભાષાઓમાં વસ્તુ વિચારવાનો પ્રધાન ઓછો જ થઈ ગયો અને તેની જગ્યાએ તેની બીજી લોકભાષારૂપ પુત્રીઓ આવી એટલે કે ભાષાયુગ શરૂ થયો ત્યારથીજ એ લોકભાષાઓમાં દર્શન સાહિત્ય કેટલું ગૂજરાતમાં રચાયું છે અગર તો સંસ્કૃત આદિમાં પ્રથમ રચાયેલ દર્શન સાહિત્યને ગૂજરાતે પોતાની ચાલુ ભાષામાં કેટલું ઉતાર્યું છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. બૌદ્ધ સંપ્રદાય તો ક્યારનોયે લોપ પામેલો હોવાથી માત્ર ગૂજરાતમાં જ નહિ પણ અન્ય પ્રાંતોમાં સુદ્ધાં તેના સાહિત્યની લોકભાષામાં રચના થાય એવી શકયતા જ રહી ન હતી. પણ જાગતા અને ચોમેર પથરાયેલા વૈદિક સંપ્રદાયના દાર્શનિક સાહિત્ય વિષે પણ ગૂજરાતનો લોકભાષામાં ફાળો તદ્દન સાધારણ જ ગણાય. નરસિંહ મહેતા, મીરાંબાઈ, દાદુ, અખો કે સ્વામીનારાયણ સંપ્રદાયના કેટલાક સાધુઓ વગેરે જેઓ મુખ્યપણે ભક્ત જ હતા તેમણે પોતાની ભક્તિની અજબ ધૂનમાં પ્રસંગવશ જે તાત્ત્વિક વિચારો લોકભાષામાં મૂક્યા છે તેને બાદ કરીએ તો ગૂજરાતમાં લખાયેલો સંગીન અને વ્યવસ્થિત વૈદિક તત્ત્વજ્ઞાનનો ગ્રંથ આપણે ભાગ્યે જ મેળવી શકીશું. જૈનોની જાહોજલાલી ગુજરાતમાં ઘણા લાંબા કાળથી ચાલી આવે છે. તે સંપ્રદાયના ત્યાગીઓ પણ સેંકડોની સંખ્યામાં ગુજરાતમાં પહેલેથી જ થતા અને રહેતા આવ્યા છે. તેમણે નવીનવી કૃતિઓથી જ્ઞાનભંડારો ભરી કાઢ્યા છે. તેમ છતાં તે તે સમયની ચાલુ ગુજરાતી ભાષામાં તેઓએ તત્ત્વજ્ઞાનના પ્રકાણ્ડ અને ઊંડા ગ્રંથો સંસ્કૃત પ્રાકૃત ભાષાની પેઠે લોકભાષામાં રચ્યા હોય એમ ભાગ્યે જ કહી શકાય. બેચાર અપવાદભૂત કર્તાઓને બાદ કરીએ તો બધા લેખકોની મુખ્ય પ્રવૃત્તિ ભાષાયુગમાં પણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષા તરફ જ રહી છે. લોકો ઉપર શાસ્ત્રીય ભાષાઓનો પ્રભાવ અને પ્રતિષ્ઠા એટલા બધા પડેલા અને જામી ગયેલા કે તે જ ભાષાઓમાં લખનાર અને બોલનાર તેઓની દૃષ્ટિમાં વિદ્વાન ગણાતા અને તેથી જ લેખકો જાણે અજાણે પ્રચલિત લોકભાષા છોડી શાસ્ત્રીય ભાષાઓમાં લખવા પ્રેરાતા. આના ઇષ્ટ કરતાં અનિષ્ટ પરિણામો વધારે આવ્યાં છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાની સાચવણી અને ખીલવણીને ઇષ્ટ પરિણામમાં ગણીએ તો પણ અનિષ્ટનું પલ્લું ભારે જ રહે છે એ વાત નીચેના મુદ્દાઓ સમજનાર સ્વીકાર્યા વિના નહિ રહે.

(क) માતૃભાષા અને બોલચાલની ભાષામાં જ સ્ફુરતો વિચાર ઊંડો, વ્યાપક અને સ્ફુટ હોઇ શકે એ સિદ્ધાન્ત પ્રમાણે વિચાર એક ભાષામાં અને લખવું બીજી ભાષામાં એ કારણથી વિચાર અને લેખન વચ્ચે અસમતુલ્ય.

માનસ અને અભ્યાસને ઊંચા ધોરણ ઉપર મૂકવા દુનિયાના બધા ભાગમાંથી બને તેટલું વધારેમાં વધારે સાહિત્ય અનેકરૂપે પોતપોતાની ભાષામાં ઉતાર્યું. સંસ્કૃત, પ્રાકૃત અને પાલી ભાષાનો જ પારંપરિક વારસો ભોગવનાર આપણે તે ભાષાઓમાં લખાયેલા મૂળ ગ્રંથોને સ્પર્શ પણ કરી શકતા નથી અને ઘણીવાર તો એ ભાષામાં લખાયેલા મૂળ ગ્રંથોને સ્પર્શવા અગર તો તેનું વિવેચન તપાસવા આપણે અંગ્રેજી, ફ્રેંચ કે જર્મન ભાષા તરફ જોવું પડે છે. એકવાર બાળક માને ધાવતું છોડે અને તેના ખોળામાં ખેલવાનો નિર્વ્યાજ આનંદ જતો કરે ત્યારે તેની પરમાતાના હાથે એના ખોળામાં જે વખતે સંભવે તે વખતે સાહિત્યની બાબતમાં આપણી છે. તેથી જેઓ તત્ત્વજ્ઞાનના વિચારોને ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જવા ઈચ્છતા હોય, તેનો ફેલાવો ઈચ્છતા હોય, તેમની ફરજ છે કે તેમણે એ બધું જ્ઞાન વ્યવસ્થિત રીતે માતૃભાષામાં આવે એવો પ્રયત્ન કરવો.

દક્ષિણી, બંગાળી અને હિંદી ભાષામાં આ માટે પ્રયત્નો થઈ રહેલા છે અને કેટલેક અંશે તો તેઓ આપણા કરતાં આગળ વધ્યા છે. ગૂજરાતી ભાષાની ક્ષમતા, બીજી એક ભાષા કરતાં ઓછી નથી. ઉલટું તેની વિચાર કરવાની, તેને વ્યક્ત કરવાની શક્તિ પ્રમાણમાં વધારે છે. સંસ્કૃત અને પ્રાકૃતનો તેને સાથ છે. ફારસી, ઉર્દુ, અંગ્રેજી આદિનો પણ તેને સહયોગ છે. એવી સ્થિતિમાં તે ભાષાના સાહિત્યને તત્ત્વજ્ઞાનના સુનાગી ફૂલના સૌરભથી સુવાસિત કરી મૂકવું અને અન્ય ભાષાભાષીઓ માટે અનુકરણીય દ્વાર તૈયાર કરવું એ એક જ ઋષિઋણ, દેશઋણ કે સમયઋણ આપણા ઉપર બાકી રહે છે. એને ન ફેડનાર કે ફેડવામાં મંદ ઉત્સાહ રાખનાર પોતાને સાહિત્યપ્રેમી કહે તો એ સાહિત્યનો દ્રોહ જ કરે એમ સત્ય કહેવરાવે છે.

**પંડિત સુખલાલજી.**

### સાહિત્યાચાર્ય શ્રીમદ બુદ્ધિસાગર સૂરિનું

## ગુર્જર સાહિત્ય સર્જન.

विद्वत्त्वं स्वपरागमेषु पटुतामध्यात्मविद्यास्वपि ।
माध्यस्थ सततोद्यमित्वमतुलं सल्लेखतत्त्वं तथा ॥
यस्यग्रन्थशतां प्रमाणयति सद्वृत्तिधियां पाटवं ।
सूरिर्यच्छतु बुद्धिसागर इति श्रेयांसि वः सोऽन्वहम् ॥

पं. अमीघचरण.

આત્મજ્ઞાનની મુર્તિશા ! સરળ ને શાંતિ સમાધિ ભર્યા !
યોગીરાજ સમર્થ સત્કવિ મહા આચાર્ય સાહિત્યના !
દિવ્યાત્મા ગિર્વાણના પ્રખરજ્ઞ, વિદ્વાન વક્તા મહા !
ત્યાગી પૂર્ણ વિરાગની સુપ્રતિમા, ખામી સુમાનુ અહા !
ગ્રંથો આત્મજ્ઞાનકુંજ સરખા, જેણે રચ્યા અણમૂલા !
સિદ્ધાંતો સ્યાદ્વાદના રગરગે રેલી રહ્યા દોહ્યલા !
મુક્તિમાર્ગ નિવાસી, અદ્ભુત મુનિ, કરુણાની મૂર્તિ સમા !
વંદન સદ્‌ગુરૂ 'બુદ્ધિસાગર' મહા સાહિત્ય દિવાકર !!!

[પાદરાકર

બુદ્ધિસાગરજી મહારાજ એટલેજ સાહિત્યની સરિતા, યોગની પ્રેરણા, અને નિરપેક્ષ પણાનો નિવાસ × × × પ્રેમાનંદ કવિએ ગુર્જરીગિરાને બીજી સમોવડી ભાષામાં ગૌરવવતી બનાવવાને અર્થે જે 'પણ' કર્યું હતું, ને તે પણ પાળવા જે ઉજાગરા કર્યા હતા તેનું શ્રી બુદ્ધિસાગરજી મહારાજની સાહિત્ય પ્રવૃત્તિ જોતાં સ્મરણ થયા સિવાય રહેતું નથી

ભજનો–સાહિત્યોત્કર્ષ આદિ ગૂઢ ઉપયોગી મહાપ્રશ્નોના ઉકેલ કરનાર–નવિન પ્રકાશ પાડનાર–એટલું બધું પ્રચૂર સાહિત્ય એમણે સરજ્યું છે કે, આપણા સમાજમાં તેમનો મુકાબલો કોઇથીએ ન કરાય. એક એકથી ચઢીઆતા–સાહિત્ય સમૃદ્ધિમા ખજાના જેવા–હજાર હજાર–બારસો બારસો જેટલાં પૃષ્ટોથી ઉભરાતા–એવા ૧૦૮ મહાગ્રંથો !

તેમનું ગુર્જર સાહિત્ય બાર વિભાગમાં વહેંચાય છે. મોટો ભાગ કાવ્ય સર્જન રોકે છે. અષ્ટાગયોગ, અધ્યાત્મ–તત્વજ્ઞાન–ઇતિહાસ, પૂર્વાચાર્યોના જીવનપર પ્રકાશ–સદ્‌બોધ–ચર્ચાત્મક–ઉપનિષદ્–પ્રાચીનલેખો–પત્રો–હૃદયસ્ફૂરણ–ગીતાઓ (૨૪ સંસ્કૃત ગ્રંથો તથાહિન્દી.)

મસ્ત આધ્યાત્મિક–યોગી–કવિ જીવન આણવાની તેમની કળા જોવાજાણવા વાંચકો, ચાલો ! આપણે તેમના જીવનના ગર્ભદ્વારે ડોકીઉં કરી લઇએઃ—

**કવિજીવન**

શ્રીમદ્‌નું કવિ તરીકેનું જીવન આદર્શ જ્ઞાનમસ્ત ત્યાગીનું છતાં માધુર્યપૂર્ણ છે, ભક્તિરસમાં નિમગ્ન બનાવે, હૃદયને ગાંભિર્ય પવિત્રતા અને શાંતિમા લીન કરી દે, દુર્ગુણો પર વિજ્ય અપાવે, ગમે તેવા વિષમ સંજોગોમા ચિત્તની સમાનતા રક્ષાવે, ઉત્ક્રાનિમાર્ગમાં આધ્યાત્મિક છતા–વ્યવહારભાવથી વિદ્યુતરસમા સ્ફૂરણો વડે આગળ ધપાવે એવો રસની રેલછેલ કરતો તે પ્રવાહ, માનવોને પવિત્ર બનાવીઃ નિજાનંદના દર્શન કરાવી, યાવત્ મુક્તિમાર્ગ તત્પર બનાવે, 'મૃતમા રેડે પ્રાણ' જે ઉક્તિ પ્રમાણે નિષ્પ્રાણ કિં કર્તવ્યવિમૂઢ માનવોના હૈયામા નવિન ચેતન–નવિન પ્રાણ ભરે, રગરગમા નવિન જીવનના સંચાર કરે, શુષ્કઅરસિકોમા, ઉન્નતિક્રમમા પ્રેરી જનાર નવરસ ઓતપ્રોત ભરે. અરે ! માનવજીવનમા દિવ્ય આત્મબળના વેગ ઉભરાવી દે, રોમેરોમ ખડા કરી તેમા ડૂબાડી–પરવશ–બનાવી–નદાકાર બનાવી દે–એવા હૃદયંગમ કાવ્યોજ પ્રસંશનીય છે.

તપાસો વાલ્મીકી, વ્યાસ, કવિકુળતિલક કવિકાલિદાસ–ભવભૂતિ–બાણ–હર્ષ વાગ્ભટ્ટ ધનપાલ, ધનંજય, મસ્ત આનંદઘનજી અધ્યાત્મરસિક શ્રી દેવચંદ્રજીના કાવ્યોના ગહનવહન અને સરળ ગમન ! તેમને તો નમનજ !

પાશ્ચાત્ય કવિઓમા હોમર, મિલ્ટન, શેક્સપીયર, ટેનીસન, ગેથે વગેરે આદિના કાવ્યોના રસપ્રવાહો એવાજ અસ્ખલિત વહ્યા–તેના ભોક્તાઓને તેમા રસબસ કર્યાં.

કામાસક્તિ, દ્વેશ, ઇર્ષા, ક્લેશ, ક્રોધ, હિંસા, અસત્ય, અને મદની વૃદ્ધિ કરનાર કાવ્યો કરતા જે કાવ્યો વિશ્વને ક્ષમા, દયા, સત્ય, પ્રેમ, ભ્રાતૃભાવ, વૈરાગ્યભક્તિ, ઉત્સાહ, ધૈર્ય, દાન, શીલ, તપ, સેવા, જ્ઞાન, રસપૂર્ણ જીવન, કુદરતના પાન, શાંતિ રાષ્ટ્રસેવા આદિનું માનવોને દેવ બનાવવાનુ શિક્ષણ આપી શકે તે, કાવ્યોજ સુકાવ્યો ગણાય.

આપણા કવિના કાવ્ય સર્જનમા એવા અપ્રતિમ સદ્‌બોધપૂર્ણ સંયમપ્રેરક, આત્મબલપ્રેરકને રસભર કાવ્યો ખળખળ વહેતી સરિતા માફક વહી જાય છે કે તેમાં સર્જક હૃદયનાં દર્શન પ્રતિબિંબિત બની ઉઠે છે.

કોઇ પણ જ્ઞાનના સાહિત્ય સર્જકનાં જીવન કે હૃદયના દર્શન તેના સર્જનમાજ અંતર્ગત સ્હમજી લેવા. તેના બાહ્યજીવનમા તેનું સત્યસ્વરૂપ નહિંજ લાધે.

કાવ્ય એ તો કવિહૃદયની જીવંત પ્રતિમા! વિચારો અને આચારોનો ભંડાર' કાવ્ય એ બોલતું ચિત્ર છે, અને ચિત્ર એ મુગુંકાવ્ય છે. કદાચ એતો જીવતું જાગતું હૃદય છે. આવા બોલતા ચિત્રો, જેમાં અધ્યાત્મજ્ઞાન જેવા દિવ્ય રંગોની પીંછી, જ્ઞાનમગ્ન ત્યાગી વૈરાગી કુશળ ચિત્રકારના કોમળ હાથે ફરી વળે ત્યારે શું બાકી રહે? પૂર્વના મહાકવિઓના જીવંત કાવ્યચિત્રોના સૌંદર્યની છાયા શ્રીમદ્‌ના કાવ્યોમા અંકિત છે.

—અને ઉત્તમ કાવ્યના સંગીતની મઝાહ! જ્ઞાનની ગેબરેલાવી, આત્માના ઉંડાણમાં સૂરની ઝમાવટ જમાવી, સંગીત જ્યારે તનમનાટ કરી રહે છે, ત્યારે તો શ્રોતા ઘડિભર વિશ્વને વિસારી, પોતાપણુ યે ભૂલી, માનવ મટી દેવ બને–મૃત્યુ લોકમાથી અમર ભૂમિમા પરવરે, અનુભવ્યેજ એ લિજ્જત સ્હમજાય, માણ્યેથીજ–માણવાની વસ્તુના મહત્વ પમાય. જોયે, વાચ્યે વા શ્રવણથી નહિંજઃ

રજની શાંત હોય, ચંદ્રરૂપેરી જ્યોત્સ્ના ચૉમેર પાથરી રહ્યો હોય, જનગણુ કોલાહલ શાંત હોય, શીતલ સુવાસિત પરિમલભર્યો મંદ સમિર સુરભિ ફેલાવી રહ્યો હોય, જળસિંચીત પૃથ્વી પર, તંબુર, સિતાર, વીણા મૃદંગ, અને મૂરલીના સુમધુર નાદે સંગીત છાઇ રહ્યુ હોય, આત્મ સાક્ષાત્કાર કરાવનાર ભજન-કીર્તન-ગીતોની રસરેલ રેલાઇ રહી, દિવ્ય સંગીતના રાસ ખેલાઇ રહ્યા હોય–આમ્રકુંજ મંજરીઓ, મન-પ્રાણ તૃપ્ત બનાવતો પરાગ વેરી રહી હોય, આ સૌના ભોક્તા–રસભોગીઓ સગીતની ઝુકથી ઝુકતા હોય–ત્યા કયા સહૃદય માનવની મનોવૃત્તિ એકતાન-પ્રભુમય-મસ્ત ન બની ઉઠે? અરે! બસીના હૃદયહારી નાદમા હલાહલ વિષધર ફણિધર, સ્વભાવ ભુલી ડોલવા લાગી જાય છે, હરિણો સ્તબ્ધ બની રહે છે, પ્રકૃતિ શાંત બની જાય છે, ઝાડ પાનને જડ પદાર્થો થંભી જાય છે, ત્યા ભાવપુરીત માનવનુ શુ ગજું?

મહાત્માઓ આ માર્ગેજ પોતાનું કાવ્યગ્રન્થન કરી જનહિતના ઉપાયો રચે છે. વિશ્વવ્યામોહમુગ્ધ માનવોને, તેમની જંજાળોમાથી ઘડિભર વિરમાવી–પ્રકૃતિ અને વિશ્વ પ્રેમરસના લ્હાણ–આવા માર્ગેજ તેઓ આપી દે છે, અને તેમના હૃદયના ગર્ભદ્વાર પર્યંત સત્યધર્મ–શાંતિ અને ભક્તિના રસામૃત ભરી દે છે, તેમને જગાડે છે, ઉદ્ધારે છે તારે છે'

છતા કવિ અને જ્ઞાનીમા મહદ્‌અંતર છે. ભાષા આડંબર બનાવવા મથતા કવિઓ ભાષાને શણગાર સજાવવા જતા નિજાત્મચિંતન લક્ષ્ય ચુકે છે, જ્યારે આત્મજ્ઞાની મહાત્માઓ, ભાષાના શણગારની સજાવટ પ્રતિ બેદરકાર રહે છે, માત્ર હૃદયના આત્મિકભાવ ભાષાદ્વારા જણાવવા તેઓ પ્રવર્તે છે.

શબ્દસૃષ્ટિ અને ભાવસૃષ્ટિ એ કાવ્યરૂપ રથના ઉભયચક્ર છે. ભાવવિહોણી શબ્દસૃષ્ટિ નકામી, તેમજ શબ્દસૃષ્ટિ વિના ભાવ, નિરર્થક છે. એ બન્ને ચક્રોની અભિન્નતામાજ કવિતારૂપ રથનુ સત્ય અને સુંદર જીવન છે.

શ્રીમદ્‌ની કાવ્ય કૃતિઓમા આ ઉભયમાર્ગ સચવાય છે, અને એતો સ્પષ્ટજ છે કે જે સહજ કવિતાકાર હોય, જેને કવિત્વશક્તિ માતૃઉદરમાથીજ વહી હોય, એજ સાચા કવિતાકાધરો છે તેઓજ આ ઉભય સૃષ્ટિઓને કાવ્ય સર્જનમા સાચવી શકે છે શબ્દસૃષ્ટિ એટલે શબ્દોની બાધણી જેમા જડઝમક પ્રાસાનુપ્રાસ વર્ણ, આદિ સચવાઇ અર્થ, રસ ગાભિર્ય આદિનો સમાવેશ થયેલો હોય છે અને તેની રસલહરિઓ અસ્ખલિત રેલાતી રેલાતી વહી જાય છે અને ભાવ સૃષ્ટિમા નવે રસ સમાય છે

શ્રીમદ્‌ના સદ્‌ગ્રાવધિ કાવ્યો જે મસ્ત, શાત, પ્રૌઢ અને ભિન્નભિન્ન રસ અને રાગોમા રચાયા છે, જેમા અર્થનુ અદ્‌ભુત ગૌરવ, છદ આશાવરી ભૈરવી, સોરઠ, સારગ, મોહિની વૃત્તો, નૂતન રાગરાગિણીઓ અને ગઝલોની ઘનવૃષ્ટિ વરસે છે, રસની વિપૂલતા છે, અને જેમાથી જ્ઞાનની ગરિમાની ગૌરવતા ટપકો રહે છે, પ્રભુનો સાક્ષાત્કાર કરાવી શકે છે, આવા કાવ્યો હૃદય રગી નાખે–તદાકાર બનાવી દે તેમા શી નવાઈ ?

વળી શ્રીમદ્‌ની કૃતિઓમા તો બહુ તરફથી સચવાયુ છે સ્વપક્ષ સબળ થતો જાય, અન્ય પક્ષવાળાઓના હૃદય પ્રફુલ્લાતા જાય, સ્વ અને અન્ય દર્શનવાળાઓને ઉપદેશ મળતો જાય, કવિતામા અર્થ, રસ, ભાવ, ગાભિર્ય રહી શબ્દ સૃષ્ટિ સચવાઈ, સત્ય, પથ્ય, પ્રિય વાણીના ત્રણે વિભાગો, સપૂર્ણ તથા વિકાસમા મુકી શકાય એવી સપૂર્ણ સ્થિતિમા શ્રેષ્ઠ કવિતા રચવામા શ્રીમદે ખરેખર કમાલ જ કરી છે આ કાવ્યો ખરે જ ધર્મતત્વ રત્નોની મોઘી મજૂષાઓ છે તેમના કાવ્યો ગૂઢ સદુપદેશમય સ્વાત્માનદના સ્ફૂરણ રૂપે અતરોર્મિઓ વડે ભર્યા છે કે તે માત્ર પડિત જનોને જ નહિ, પણ નિજાત્માનદ મસ્ત અનુભવીઓને અને સામાન્ય જનસમુદાયને પણ આનદ સાથે સદ્‌બોધ આપી શકે અને કવિના શબ્દોમા કહીએ તો –

क्षणे क्षणे यन्नवतामुपैति–
स्तदेव रुपं रमणीयता

જે જે પદાર્થો જોતા છતા પણ ફરી ફરી જોવા આકર્ષે તે જ રમણિયતા ।

શ્રીમદ્‌ની કૃતિઓની બાબતમા આ પૂર્ણતયા સત્ય ઠરે છે

**કાવ્ય સર્જન.**

શ્રીમદ્‌ના ઉચ્ચ કોટિના ભજનોના જ માત્ર ચાર ભાગ છે ૪૦૦૦ ઉપરાત પૃષ્ઠો તેમા રોકાય છે કાવ્યોના ૨૮ દળદાર ગ્રથોના સર્જન કરતા સર્જક પોતે જ તેમા તન્મય થઇ ગયેલા છે, ગ્રકારાન્તિ સુબોધ નામે ૧૫ ગ્રથ લગભગ ૫૦૦ પૃષ્ઠ રોકે છે સદ્‌બોધની મોટી વેરાઇટીઝ ડીસ્પેનેરી જેવો છતા અતુલિત રસ પરિપૂર્ણ સાબરમતી નદી પર વિવેચન કરતો સાબરમતી ગુણ શિક્ષણ કાવ્ય ગ્રથ આવા ઉપર ભારત સહકાર શિક્ષણ કળા, ભજનો, પૂજાઓ, સ્ત્રીઉપયોગી ધર્મ કર્તવ્ય ભાવનાભર્યા કાવ્યો (ગહુલીઓ) આમ પરિદ્રશ્યમાન જડ અને ચેતન વસ્તુઓ પર ઉપદેશક કાવ્યોની અસ્ખલિત ધારાઓ

વહાવે જ ગયા છે. તેમના કાવ્યોની વાનગી અને ચર્ચા કર । ગેસના મન મુઝાય છે, કે આ મર્યાદિત નિબંધ ક્ષેત્રમા સર્વ સુંદરતાના સાર સમાન અમર્યાદિત કાવ્ય સમુદ્રમાંથી કેટલાક કાવ્યો ટાંકીએ ? કાવ્ય સાગરના તળીએ ગ્હેનાં જ્ઞાન ગૌદરો લેવા ડૂબકી મારવા જતાં તાકાદ અને સમય એટલાં ઓછાં છે કે સર્વ કાઈ લાધે નહિ અને એ ઉણપે દિલને ડંખે છ્નાયે—

**अल्पश्रुतं श्रुतवतांपरिहास धाम, त्वद्भक्तिरेव मुखरी कुरुते बलान्माम् ।**
**यत् कोकिलः किलमधौ मधुरं विरोति, तच्चारुचाम्रकलिका निकरैक हेतु ॥**

એ સૂત્રાનુસારે આ પ્રયત્ન મેલ્યો છે. **शुभे यथा शक्ति यतनीयं.**

**ભક્તકવિ**

પ્રભુના જ્ઞાનીભક્ત તરીકે, હૃદયના પૂર્ણભાવથી, પ્રભુ ગુણવર્ણન કરતાં પ્રભુની પ્રભુતાનો અને પોતાની લઘુતાનો સાક્ષાત્કાર સ્પષ્ટ છે, અને ઉચ્ચ કોટિના ભક્તકવિ તરીકે તેઓ વિશ્વમાં ખડા રહી પોતાનાં કાવ્યોમા ભક્તિરસ ધારાઓ વરસાવે છે.—

**ભક્તકવિ**

પ્રભુના જ્ઞાની ભક્ત તરીકે ભક્તિરસધારાઓ–ઝડીઓ વરસાવી છેઃ—

પ્રભુ સરોવર હંસ તનહું–વારી યદિતો મીનઃ
પ્રભુ સાગરતો તરંગ હું છું–પુરૂષ પ્રકૃતીરૂપ લીનઃ
પ્રભુ ભાનુના કિરણોરે, રસીક રસ વિંધાયોઃ

પ્રભુની હૃદય પુજા કરતા—

હૃદયના ભાવના પુષ્પે, પ્રભો પુજુ તને પ્રેમે
અનુભવ જ્ઞાન દીપકથી–કરૂં તુજ આરતી ભ્વાલા.

\+ + +

તુજ પ્રેમથી અશ્રુ ઝરે, એ અશ્રુનો સાગર કરૂં.
એ અશ્રુના સાગર વિષે, ઝીલું ઝીલાવું સર્વને.

પ્રેમ એતો સ્વર્ગીય અરૂપી દિવ્ય વસ્તુ છે. સ્વર્ગીય ફિરસ્તાઓજ તે ગાઈ શકે છે.

ઉડા ગૂઢ ઘણા ભેદો–ભેદવા પામવા પડે
પ્રેમના પંથમા પહેલા શરીરો હોમવાં પડે.

અને એવા વિશુદ્ધ પ્રેમમાં ભાષાને પણ અવકાશ ક્યાં છે ? સ્થૂલ વાણી તેને કેમ વર્ણવી શકે ?

પ્રેમકે સાહિત્યમેં-ભાષા નહિ હય-ભાવ હય
ભાવનાહિ પ્રેમીઓકા-સ્વયં સિદ્ધ સ્વભાવ હય.

વગેરે.

**અધ્યાત્મ-આત્મજ્ઞાનનાં સાહિત્ય સર્જન.**

શ્રીમદ્દની અધ્યાત્મ દશા ઘણી ઉચ્ચ કોટિની હતી. વર્તમાનકાળના અધ્યાત્મજ્ઞાનીઓની કોટિમા તેઓ અતિ ઉચ્ચ સ્થાન ભોગવે છે. અધ્યાત્મજ્ઞાન મેળવવુ અને અધ્યાત્મજ્ઞાનમા રહેવુ એ બેમા બહુ ફેર છે વિશ્વમા-વિશ્વવાસીઓ-વિશ્વવ્યવહારો વચ્ચે વસવા છતા પોતામા વિશ્વ ન રહે, પોતે વિશ્વથી અલિપ્ત રહી શકે એ કઠિન છે ગમે તેવા સયોગોમા સાચી આત્માનદની ખુમારીમા મસ્ત રહેવુ એતો શ્રી આનદઘનજી, ચિદાનદજી, દેવચદ્રજી જેવા મહાપુરુષોથીજ બને શ્રીમદ્દ એજ પ્રકારની આત્માનદની અમર ખુમારીમા મસ્ત રહી એક સાચા અધ્યાત્મજ્ઞાનીનુ જીવન જીવી ગયા છે અને તેમના સર્જનમા અધ્યાત્મજ્ઞાન-ગગાનો અસ્ખલિત પ્રવાહ રેલાઇ રહ્યો છે જ.

જેને આત્મસ્મરણ રટના જાગી તે લોકનાયક હોય, આચાર્ય હોય, વા મહાન શહેનશાહ હોય, તેને મનતો બધુજ સરખુ અધ્યાત્મજ્ઞાન મસ્ત આત્મા પ્રવાસમા વા સ્થિર ગ્રામ્ય નિવાસ વા શહેરમા, ઝુપડામા કે આકાશ નીચે તેમનો તો ખોરાક જ્ઞાન, સાહિત્ય, ચર્ચા, આલેખન અન ધૂન શ્રીમદ્દ કહે છે તેમ છે. તે એ કે,

અમો ઉસ્તાદના ચેલા, ફકીરી વેશમા ફરતા,
નથી દુનીઆ તણી પરવા, અનખની ધૂનમા રહેતા

× × ×

અમ હમ અજરામર અવિનાશી, જ્ઞાનાનંદ વિનાસી, અમ
તીન ભુવનમે દૃષ્ટિ દીધી, વસ્તુ પરખી લીધી
વસ્તુ સ્વરૂપે આનદ - પાયો, ઘટમે નિરખી રૂદ્ધિ, અમ

× × ×

અલખ દેશમે વાસ હમારા માયાસે હમ હય ન્યારા
નિર્મળ જ્યોતિ નિરાકાર હય, હન્હમ હમ ધ્રુવકા તારા,

ઇત્યાદિ.

× × ×

**યોગ-ધ્યાન-સમાધિ.**

અનેક જન્મોના અભ્યાસ વિના યોગી ન થવાય સાચી રીતે હૃદયના ભેદન કરી સંશયોના છેદન કરી રાગદ્વેષ અને ચિત્તની ચચળતાના તન્મય, વિકારો અને ચપળ વિચારો જાય ત્યારેજ યોગ અને ધ્યાનને યોગ્ય મનુષ્ય બની શકે છે, અને એવા દિવ્ય યોગ, ધ્યાન ચિંતનના સ્વાનુભવ ઉદ્‌ગારો મોઘા છે, શ્રીમદ્દના રોમેરોમમા આ અપૂર્વ યોગ

ધ્યાનની રટના સ્વાનુભવ ઉછળનાં હતાં આ અદ્વિતીય વિષયને, કાવ્યમાં ઉતારવો, સાક્ષાત્કાર કરવો એ કઠિન છે, અને સ્વાનુભવી આત્મા સિવાય તે કાવ્યમાં આલેખી ન જ શકે. આપણે શ્રીમદનાં યોગ, ધ્યાન, સમાધિ, વિષયક સાહિત્ય સર્જનના અનેક નમુનાઓ પૈકી એકાદ તપાસીએઃ—

દેહતંબુરો સાત ધાતુનો, રચના તેની બેશ બની,
ઇડા પિંગલા સુષુમણા, નાડીની શોભા અજબ બની.
ત્રણ તારની ગેબી રચના, ત્રણ અંગુલિથી વાગે,
અષ્ટ સ્થાનથી શબ્દ ઉઠાવે, મન મોહન મીઠું લાગે.

......વગેરે.

× × ×

આવા હજારો, યોગ, ધ્યાન, સમાધિ વિષયનાં સુંદર સર્જન શ્રીમદે સરજ્યાં છે.

**વૈરાગ્યોદ્ગાર.**

વૈરાગ્ય દશાની ઉત્કૃષ્ટતા એ શ્રીમદનું મુખ્ય લક્ષ્યબિંદુ છે. એક મસ્ત ખાખી વૈરાગી તરીકેનું તેમનું જીવન આદર્શ અને અદ્ભુત છે, હજારો પદો પૈકી થોડાક જોઇએ.

જીવલડા જરૂર જાવુંરે, ફોકટ માયામાં શું ફસીઓ ?
મરણનો ભય માથે મોટો, કોઈ ન આવે સાથે !
હસતાં હસ્તે કાળ ઝપટમાં, કર્યું ત્રિભુવન નાથે ! જીવલડા.

× × ×

વૈરાગ્યે મન વાળજ્યો રે, તો લેશો ભવ પાર,
બુદ્ધિસાગર ચેતજો રે, પામે શિવ સુખકાર !

તારે.

શૂરવીરના માટે કાયરોને ચાબુકો લગાવતાં તેઓ વારંવાર કહેતા કેઃ—

**नायमात्मा बल हीनेन लभ्यते.**

સૌએ સાચા બળવાન, શૂર કર્મયોગી, ચેતનવંત થવુંજ જોઇએ.

શૂરાની ગતિ શૂરા જાણેરે, ત્યાં તો કાયર થર થર કંપે,

× × ×

વીર રસનો તો અનુભવ જાણે, મર્દ જનોની છાતી,
પતિવ્રતા પતિવ્રતકું જાણે, કુલટા શાનો ખાતી,

પોતાને માટે લખે છેઃ—

તુજ જીંદગીના દામની, શુભ બ્રહ્મમાંથી જાગજે,
કોટિ મનુષ્યો, માનીને, બુદ્ધ્યબ્ધિ જીવ્જે વાવજે.

**સ્વદેશભક્ત.**

શ્રીમદ સાચા સ્વદેશભક્ત હતા સ્વ–આત્મ સ્વદેશ રક્ષણાર્થે શ્રીમદે વિશ્વ સાથે તુમુલ યુદ્ધો ખેડયા છે, અને વિશ્વ વિસરી સાધુ થયા હતા જીવનભર નિર્દોષ ખાદીજ અંગે ધારી તેનોજ ઉપદેશ દીધો છે શ્રી ગાંધીજી જેવા રાષ્ટ્ર સેવક વીર સાથે શતાવધિ પ્રહરો વિતાવી રાષ્ટ્રોદ્ધારના વિકટ પ્રશ્નો છણ્યા છે ના. ગાયકવાડ જેવાને એ પયગામો સ્વમુખે આપ્યા છે, અનેક અમાત્યો, રાજાઓ, નેતાઓ અને શ્રીમંતોને એજ પયગામ આપ્યા છે, અને અંતર બાહ્ય સ્વદેશપર તેમણે સહસ્ત્રાવધિ કાવ્યો રચ્યા છે

હમારો દેશ છે ન્યારો, પ્રભુ પ્રેમે ગણાવાનો,
હમારા દેશમાં શાંતિ, અનંષ નામે ગણાવાનો

×　　　　×　　　　×

સંતો સ્વદેશ પ્યારો રે, તેમાં પ્રેમે મહાલો રે,

×　　　　×　　　　×

અમ જન્મભૂમિ દેશ તું, સહુ દેશ શિર પર ગાજજે
અમ જન્મભૂમિ માત તું, લીના ભરી બહુ વાધજે,

×　　　　×　　　　×

કવિઓ વડે શોભી રહો, અમ જન્મભૂમિ જયકરી,
વિદ્વાન પ્રકટો ક્ષત્રિ, વૈશ્ય પ્રજાઓ સુખકરી
નંદન સમો શોભી રહો, અમ દેશ ધર્મ સમૃદ્ધિથી,
શુભ શક્તિઓ પ્રકટયા કરો, દૈવી જનોની વૃદ્ધિથી

×　　　　×　　　　×

જ્યારે શ્રી ગાંધીજી સ્વદેશ અને ખાદીના પયગામ પાઠવવા નહોતા પ્રકટયા ત્યારે તે પહેલેથીજ શ્રીમદે ખાદી, સ્વદેશ, સ્વરાજ્ય અને પવિત્ર વસ્તુઓના વપરાશ સાથે સાદ દિન, પવિત્રતા, આત્મશુદ્ધિ સ્વાશ્રય અને રાષ્ટ્રોદ્ધારના પડછંદ પયગામો આપવા માંડયા હતા,

સ્વદેશી વસ્તુ વાપરશો, ભલું નિજ દેશનું કરશો,
સ્વદેશી વસ્ત્ર વાપરશો, સ્વદેશી વેશને ધરશો
સ્વદેશી છે રૂડી ખાદી, ઘણી સસ્તી અને સાદી,
કરી નીજ દેશની યાદી, બનો નહિ ચિત્ત ઉન્માદી,
ટકતી બહુ વખત ખાદી, થતી નહી દેશ બરબાદી,
બનો નિજ દેશ હિતવાદી, ગનો શગ વખત સાધી

×　　　　×　　　　×

જય ભારતી રંગિલામણી, સ. તીર્થને ઘટ ધારિણી,
જય જય રસીલી યોગિની, આર્યો તણી ઉદ્ધારિણી

૫ વિશ્વકલ્યાણની ધગશ જના જીવત ઝબકારા મારી ર[હ]ી , ત્યા વિશ્વોપકારક સદ્બોધની સરિતાઓ [પ્ર]ચડ વેગથી વહેજ જાય. તેઓશ્રીએ આ [પ્ર]કારનુ વિશાળ સાહિત્ય સરજ્યુ છે ને દરેક ગ્રથમા તે ઉદાર હૃદયે, સમભાવથી, "સર્વોપયોગીપણાની દૃષ્ટિએ લખાયેલ સદ્બોધ [મ]નનીય એવ જીવનમા ઉતારવા યોગ્ય છે. આવા ગ્રથો ૨૧ છે

ગુણાનુરાગકુલક ભા. ૧-૨ તીર્થયાત્રાનુ વિમાન, ગુરુબોધ, શ્રાવકધર્મસ્વરૂપ ભા ૧-૨, વચનામૃત-લઘુ ભક્ત, પ્રતિજ્ઞા પાલન મિત્ર મત્રી, ધાર્મિક ગદ્યસગ્રહ, ચિન્તામણી સાવત્સરીક ક્ષમાપના, કન્યાવિક્રય નિષેધ, જૈન સૂત્રમા મૂર્તિપૂજા શોકવિનાશક ગ્રથ, મુદ્રિત જૈ૦ શ્વે૦ ગ્રથ ગ[ા]ઇડ, વર્તમાનકાળ સુધરો, શ્રીમત સયજીરાવ સમક્ષ આપેલ ભાષણ, ( આનુ ઇગ્લીશ ભાષાતર છે ) ગુરૂ મહાત્મ્ય દયાગ્રથ આદિ.

૬ ગુણાનુરાગ એ સાધુતાની પ્રથમ નિશાની છે અન્યના ગુણો જોવા તથા પોતાના અવગુણ જોવા એજ મહાનુભાવતા. શ્રીમદે પોતાના ભક્તોને વારવાર પ્રેરણા કરી પૂર્વાચાર્યોની અમૂલ્ય કૃતિઓ જે દેશાવરોના ભડારોમા પુરાયલી હતી તે અગાધ પરિશ્રમે પ્રાપ્ત કરાવી, શોધી, તે પર વિવેચનો લખીને પ્રકટ કરાવી છે, તેવા સાહિત્યના ૮ સર્જન છે

શ્રી આનદઘનપદ ભાવાર્થ સગ્રહ પૃ. ૧૦૦૦, શ્રીમદ દેવચદ્ર ભા ૧-૨ (હવે પછી ફરી છપાય છે તેના ત્રણ વિભાગ થાય છે) પૃ. ૨૦૦૦, શ્રી દેવચદ્રજી વિસ્તૃત જીવન તથા દેવ વિલાસ, શ્રી યશોવિજયજી [ન]િબધ (ચોથી ગુ સાહિત્ય પરિષદ માટે તૈયાર કરેલો ને વચાયલો નિબધ), શ્રી દેવચદ્રજી જીવન તથા તેમનું ગુર્જર સાહિત્ય શ્રી રવિસાગરજી ચરિત્ર, શ્રી સુખસાગર ગુરૂ ગીતા

૭ ચર્ચાત્મક સાહિત્ય સર્જન અતિ અલ્પ છે. શ્રીમદ્ આવા સાહિત્ય પ્રતિ દુર્લક્ષ્યજ કરતા, છતા ન છૂટકે આવા સર્જન સ્થળ, સમય, સયોગો કરવાફરજ પાડે છે જ્યારે સમાજ ધર્મ કે સિદ્ધાતો પર આક્રમણો થાય ત્યારે તે કર્તવ્ય થઇ પડે છે.

જૈન ધર્મ અને ખ્રીસ્તી ધર્મનો મુકાબલો, (સાધુ જીવનના પ્રારભ કાળનુ સર્જન) લાલા લજપતરાય અને જૈન ધર્મ, જૈન ધાર્મિક શકા સમાધાન

૮ ષડ્દર્શનવેત્તાજ અન્ય દર્શનોના ગૂઢ સિદ્ધાતોના ગ્રથો પર સફળ આલેખન કરી શકે છે. આ ગ્રથો જોતાથીજ સર્જકની વિદ્વતા અને મહત્તા જણાય.

૩ જૈન દૃષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ, શિષ્યોપનિષદ, જૈનોપનિષદ.

૯ ધાતુપ્રતિમા લેખ સગ્રહ ભા ૧-૨

૧૦. પત્ર સદુપદેશ ભા. ૧-૨-૩

૧૧. શ્રીમદનો હિન્દી ભાષાપરનો અસાધારણ કાબુ અને સરલ સાહિત્ય માટે તેમના હિન્દી ગ્રન્થોજ જોતા વાચકોને વિદિત છે.

## સંસ્કૃત ગ્રંથો

૧૨. ગુર્જરગિરાની જેમ શ્રીમદે સંસ્કૃત ભાષાને પણ ઉત્તમ રીતે ખેડી છે અને તે તેમના ચોવીશ ગ્રંથો જોવાથી પ્રતીતિ થઇ શકશે પ્રેમગીતા' નામનો ઉત્કૃષ્ટ વિશુદ્ધ તાત્વિક પ્રેમના શિક્ષણ આપતો, પ્રેમ ભાવનામાં લીન કરતો ગ્રંથ જેને માટે વિદ્વાનો ચાતક નયને વાટ જોઈ રહ્યા હતા તે તૈયાર થઈ ગયો છે. સિવાય —

શુદ્ધોપયોગ, દયાગ્રંથ, શ્રેણિક સુબોધ, કૃષ્ણગીતા, સંઘકર્તવ્ય, પ્રજાસમાજકર્તવ્ય, શોકવિનાશક, ચેટકબોધ, સુદર્શનાસુબોધ, અધ્યાત્મગીતા, આત્મસમાધિશતક, જીવકપ્રબોધ, આત્મસ્વરૂપ, પરમાત્મદર્શન, આત્મદર્શન ગીતા, ગુરુ ગીતા, સ્યાદ્વાદ મુક્તાવલિ, આત્મ શુદ્ધોપયોગ, પરમાત્મજ્યોતિ, યોગદીપક, યોગસમાધિ, પ્રતિજ્ઞાપાલન, જૈનોપનિષદ, અનુભવ પચ્ચીશી. આદિ

પ્રેમગીતા, કૃષ્ણગીતા, અધ્યાત્મગીતા, આત્મદર્શન ગીતા આ ગીતાઓ સંસ્કૃતમાં છે

આમ કુલે ગુજરાતી ૧૦૪ ગ્રંથો તથા ગિર્વાણ (સંસ્કૃત) ના ૨૪ ગ્રંથો મળી ૧૨૮ ગ્રંથોના સર્જન શ્રીમદે ૨૪ વર્ષના ગાળામાં કર્યાં આ સર્જન અર્પીને તેઓનું જીવન તેમણે ગાળ્યું અને તેની સર્જકતા અર્પીને જીવન હોમ્યું આમ આ સાહિત્ય સેવાના સાચા શબ્દિના શા શા સાહિત્ય સર્જન ગણાવી શકાય ભલા ? છતાંયે અલ્પ પરિચય કરાવવાનો મારો આ પ્રયાસ ગુરુભક્તિ નિમિત્તે અને સાહિત્ય સેવનની ભાવનાથી થયેલો છે.

શ્રીમદનો જન્મ સંવત ૧૯૩૦ ની શિવરાત્રીએ મહાવદિ ૧૪ ના રોજ વિજાપુર, દિક્ષા ૧૯૫૭ માં પાલનપુરમાં, આચાર્ય પદવી ૧૯૭૦ માં પેથાપુરમાં અને દેહોત્સર્ગ ૧૯૮૧ ના જેઠ વદિ ૩ ના રોજ થયા ૨૭ વર્ષ ગૃહવાસ, ૧૩ વર્ષ સાધુ દશામાં, ૧૧ વર્ષ આચાર્યપદમાં, કુલે ૨૪ વર્ષના ગાળામાંજ તેમનું આ વિપુલ સાહિત્ય સર્જન પ્રથમ ગ્રંથ સુરતમાં ૧૯૫૮ માં લખ્યો છે સ્વર્ગગમનના દિવસ પહેલા એટલે ૧૯૮૧ ના જેઠ સુદિ ૧૫ પર્યંત કક્કાવલિ સુબોધ ગ્રંથનું આલેખન ચાલતું હતું

મહિનાઓ પહેલા ભક્તોને-શિષ્યોને પોતાનો અંતિમ સમય અને જીવનમાં જણાવ્યા હતા જે પત્ર, પત્રસદુપદેશ ભા ૩ જા માં પ્રથમજ આપેલો છે તેઓની અંતિમ સ્થિતિમાં તેમનો તમામ શિષ્ય અને ભક્ત પરિવાર હાજર હતો પૂર્ણ શાંતિ સમાધિ વચ્ચે **ॐ अर्हम्** ના પહાડી અવાજ વચ્ચે તેઓએ પોતાનું વિશ્વસેવા અને આત્મકલ્યાણ કાર્ય સમાપ્ત કર્યું અને અમરભૂમિ પરવર્યા.

ચમત્કારિક જીવન જીવી, ચમત્કારિક રીતે દેહવિલયને પામી ગયા. પાછળ પણ અનેક ચમત્કારો થતા રહ્યા છે ને યોગી એટલે ચમત્કારની પ્રતિમા વિસ્તૃત પરિચય તો તેમના તૈયાર થતા વિસ્તૃત જીવન ચરિત્રના પ્રાગટ્ય સુધી ચોભવે જ મળશે ત્યાં સુધી તો આ અજબ ગુર્જર સાહિત્યસર્જકને નિવાપાંજલિ અર્પતા શ્રીમદના દેહાવસાન સમયના કવિવર શ્રી નાનાલાલ દલપતરામના શ્રીમદને શીઘ્રના ઉદ્ગારો અત્ર ઉદ્ધૃત કરવું —

+ + એ તો ખરેખર સાગર હતો. જૈન સંઘ આજે જાણતો નથી કે એનું કેટલું આત્મધન હરાયું છે! એવો સાધુ સંઘને પચાસે વર્ષે મળે તો સંઘનાં સદ્દભાગ્ય. + + એતો સાચો સંન્યાસી હતો એના દિલની ઉદારતા, પર સંપ્રદાયીઓને વશીકરણ કરતી. + + અનેક સંપ્રદાયીઓના સમુદાય સંઘમા પણ એમની તેજસ્વિતા અછાની ન્હોતી. + + એમની ભવ્ય મૂર્તિ, એમના આત્મ સ્વરૂપ જેવીજ ભવ્ય હતી. વિશાળ મુખાર્વિંદ, ઉચ્ચ અને પુષ્ટ દેહસ્તંભ, યેગેંદ્રના જેવી દાઢી, એમનો જબરદસ્ત દંડ ! + + એ મૂર્તિ અદ્દશ્ય થઈ છે, પણ નિરખી છે તેમના અંતરમાથી તે જલદી ભૂસાય નહિંજ! + + આનંદઘનજી પછી આવા અવધૂત જૈન સંઘમા થોડાજ થયા છે; આ એક કાવ્ય મોકલું છું એમા શ્રી બુદ્ધિસાગરજીની જ જાણે આત્મ પ્રતિમા ઉતરી હોય એવું છેઃ—

મળે જો જતિ સતિરે, કોઇ સાહેબને દરબાર;
ધીંગા ધોરી ભારખમા, સદ્દધર્મતણા શણગાર.
પાપ પૂણ્યના પરખંદા—કાઇ બ્રહ્મ—
આખલડી અનભોમાં રમતી, ઉછળે ઉરના પૂર !
સત્ ચિત્ આનંદે ખેલંતા, ધર્મ ધુરંધર શૂર !
મળે જો જતિ સતિરે, કોઈ આહલેકને દરબાર.

નાનાલાલ કવિના જય શ્રી હરિ.

છેવટઃ—આજળ સાહિત્ય સર્જક યોગ ને અધ્યાત્મ કાવ્ય નહિ મણા;
શ્રી બુદ્ધિસાગર પુત પનોતા ગુર્જરી ગરવી તણા.

ૐ શાંતિ

પાદરાકર.

# રસ, કલા, નીતિ

રસ, કલા, અને નીતિ : આમાંનો દરેક વિષય આપણા કોઇ કોઇ પ્રખર લેખક, ચિંતક કે વિવેચક પાસેથી એકએક પુસ્તક માગી લે એટલો વિશાળ છે. એટલે સાહિત્ય પરિષદ તરફથી મળતી પાંચપંદર મીનીટમાં આ ત્રણે વિષયને એકી સાથે ચર્ચવાનું એક અલ્પજને સાહસ ખેડવું એ ચોક્કસ વૃથા પ્રયોગ છે. પરંતુ પાછલાં પાંચેક વર્ષથી આ દિશામાં, એકથી બે અપવાદ બાદ કરતાં, અનેક આછા, અધૂરા, અછકલા ને ઉપરછલ્લા યત્નો થયા છે; અને જો એ બધાના અનુસંધાન રૂપ આપને આ નિબંધ જણાય તો જે ક્ષમાદષ્ટે એમને તમે નિભાવતા અને ભૂલતા આવ્યા છો એજ નિખાલસ વલણ હું પણ આપની અખૂટ ઉદારતા પાસેથી માગી લઉં છું.

\+ + +

રસ, કલા ને નીતિના પરસ્પર સંબંધનો પ્રશ્ન મુખ્યત્વે બે તદ્દન ભિન્ન દષ્ટિકોણથી જોવાય છે. એક તરફ વૃદ્ધત્વ છે: બીજી બાજુ જુવાની. એ વૃદ્ધત્વ કે યૌવન વયનું નથી: પણ હૃદયનું છે. આ બન્નેના વાણીવર્તનનો વિરોધાભાસ જબ્બર છે કોણ સાચું; એ કાળ નક્કી કરશે. અત્યારે તો આપણે, મન્દિરે મોડો પહોંચેલો પૂજારી જેમ છેવટ. આંખો મીંચી કલ્પનાથી ચલાવી લે છે તેમ, કાંઇ નહીં તો આંટો ખાધાના આશ્વાસનમય સંતોષથી મન મનાવીશું.

\+ × +

ત્રણ મિત્રો હતા–છે. એકદા સ્ત્રી અને સૌંદર્યની ચર્ચા ચલાવતા હતા. અમુક વર્તુળની વાત હતી. એક કહેઃ 'એમાં તો લક્ષ્મી સૌથી સુંદર છે.' બીજાએ માથું નમાવી હા કહી અને ઉમેર્યું : 'એમ લાગવાનું મુખ્ય કારણ એનું સશક્ત શરીર છે. એટલી

શક્તિ જ ગમે તેને સુંદર લગાડવાને બસ છે' હવે ત્રીજાનો વારો આવ્યો. એક ન્યાયાધીશના ગંભીરતા ધરી તેણે કહ્યું : 'એ સૌથી સુંદર ને સૌથી સશક્ત છે તેનું મૂળ કારણ એ સૌથી ભલી ને સૌથી ભોળી છે'.

છતા એક મત થતા એમને વાર ન લાગી. ત્રિપુટીએ નક્કી કર્યું કે લક્ષ્મી સુન્દર ને સશક્ત ઉપરાંત ભલીભોળી પણ છે; અને આ ત્રિવેણી સંગમજ એને અજોડ બનાવે છે

આ એમની વાતચિત બાકી મતભેદ આમ પડી શકે. એક એમ કહે કે સુન્દર સ્ત્રી ભલી ન હોઇ શકે, બીજો ટેકો આપે કે સશક્ત સુન્દરી ભોળી ક્યાથી હોય? ને ત્રીજો રહ્યો એ ન્યાય આપે કે એટલે લક્ષ્મી નથી સુન્દર, કે નથી સશક્ત; ને નથી ભલીભોળી. આવી જેની ત્રિગડી છે એના પાસેથી સાચા જવાબની આશા રાખવી નિરર્થક છે.

* * *

બરાબર આવી દયામણી સ્થિતિ હાલના થોડાક રૂઢિબદ્ધ બંધનપ્રિય વિચારકો, ને વિવેચકોમા આપણને જણાય તો આશ્ચર્યનું કારણ નથી. રસ, કલા ને નીતિ એક આંગણામા હળીમળીને જીવી શકે એ એમને મન અસંભવિત છે. આથી જ્યા રસ જોશે ત્યા નીતિ નહી જ હોય એમ તેઓ અધ્ધરથી કલ્પી લેશે. પછી નીતિ હોય છે ત્યા કલા નથી હોતી, એટલે કલા હોય ત્યા નીતિ ક્યાથીજ હોય, એવો અર્થ વગરનો પ્રશ્ન પૂછશે. અને આખરે રસ, કલા ને નીતિ, સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ જેટલા જુદા છે; એવું સનાતન સત્ય શોધી કાઢશે !

પણ કાળે કાળે ધર્મ, તત્વજ્ઞાન, સાહિત્ય, રસ, કલા, ને નીતિના ખ્યાલ ઓછેવત્તે અંશે ફરતાજ જવાના; એની ઇતિહાસની સાક્ષી છે તેનું શુ ? અર્વાચીન ગુજરાતણ પાચાલી એક ધડાકે પાચે પાંડવને પરણી કે સ્વીકારી ન શકે એ આજ દેખીતું જ છે એને ધર્મ જોઇતા હોય તો યુધિષ્ઠિર, રક્ષણની ઇચ્છા હોય તો ભીમ, પ્રવીણતાપર પ્રેમ હોય તો અર્જુન, ભવિષ્ય જાણવુ હોય તો સહદેવ ને સૌંદર્યની પીપાસા હોય તો નકુલ : જે પરવડે તે એક, પણ એ એક જ એનાથી પસદ થશે.

બીજી દિશાથી નજર ચલાવીએ તો સ્થળસ્થળની નીતિની ભાવના પણ એક હોતી નથી. એક દૃષ્ટાંતથી આ સમજવું સુગમ થશે.. ... મુબાઇ ઇલાકાને દુનિયા ગણીએ. ઉત્તર ધ્રુવ જેવા ભાવનગરમા કોઇ જુવાન વરવહુ જોડે જાય તો કેટલાક નગરજનને લાંબી ગંભીર ચર્ચાનો વિષય મળી રહે મધ્યબિંદુ અમદાવાદમા એનો એ જુવાન, પત્નીને બદલે કોઇ એવા મિત્ર જોડે ફરે તો, બહુ તો, અમુક મિત્રોમા ક્ષણભર ટીખળની ચીનગારી સળગે ખરી. અને ક્યારેક દક્ષિણ ધ્રુવ સમી મુંબાઇ નગરીમા એ ત્રણે જણ ગાવે તેમ ફરતાં હોય ત્યારે કોઇને એની પરવા ન હોય !

આગ ફક્ત નીતિની વાત વિચારીએ તો પણ, પહેલા એ પ્રશ્ન થાય છે કે, કઈ નીતિને કઇ અનીતિ . એ નક્કી કોણ કરશે ? વળી જેમા નીતિના અંશ નથી એ અનીતિથી ભરપૂર છે એમ માની લેવાનું શું કારણ ? જ્યા નીતિ નથી ત્યા અનીતિ

ન પણ હોય ને જ્યાં અનીતિ ન હોય ત્યાં નીતિ નયે ભજે જેમ એક સ્ત્રી સુંદર ન હોય એટલે એ કુરૂપ કહેવાતી નથી ને જે જેટલી કુરૂપ ન હોય તેટલી સુન્દર ગણાતી નથી

આથી જરા આગળ જઈએ સાહિત્યને નીતિ અનિવાર્ય છે? નીતિ જ્યાં રસ ને કલાનું છેદન કરતી હોય ત્યાં એને વળગી રહેવામાં સાર શું છે? ધર્મ ને તત્વજ્ઞાનનું એ લક્ષ્યબિંદુ હોય તો ભલે નીતિ ત્યાં સર્વ સત્તા ભોગવે પણ સાહિત્યને એ કર ભરવાનું કહેવું કઈ રીતે વ્હાલું બન્યું છે? ધર્મ અને તત્વજ્ઞાને આજ લગી રસ ને કલાની કેટલી ચિંતા કરી છે કે હવે સાહિત્ય નીતિની તમા રાખે? વળી કલાકાર કલામુગ્ધ હોય ત્યારે નીતિના ધાર્મિક અને તત્વજ્ઞાની સ્વભાવને નીરખવા તરફ એનું લક્ષ ન દોરાય એ સંસાર જેટલું સ્વાભાવિક છે. કલાની પ્રેરણા-પછી તે વેદનામય હોય કે વિહારરૂપ હોય-એટલી તો કુદરતી છે કે ત્યાં કશી જ કૃત્રિમતાને અવકાશ નથી એટલે ફરી ફરીને જે એક હકીકત ભૂલવા જેવી નથી તે એ છે કે રસ, કલા ને નીતિને કુટુંબમાર્યો વેરઝેર નથી, એથી એ ખુશીથી એકઠાં થઈ શકશે અને જ્યાં એકનો અભાવ હોય ત્યાં એથી વિરોધી તત્વનો સમાસ છે જ એમ નક્કી કરી નાખવું એ કેવળ બુદ્ધિનું અરસિક ને કલાહીન પ્રદર્શન ગણાશે

× × ×

ટૂંકમાં, રોજે રોજ જે જે પલટા શું જીવનમાં કે શું સાહિત્યમાં, આવતા જાય તેને, સન્માનવા, નહીં તો સ્વીકારવા એકે એક શાણા માનવીએ તૈયાર થવું, એ એક પ્રકારનો યુગધર્મ છે જેની રગરગમાં ચેતનનો સંચાર છે, જેનામાં કંઈક કરી નાખવાની નિરંતર હોંશ છે, અને જેની જીંદગીનો સરવાળો વર્ષોથી નહીં પણ આશાઅભિલાષની સિદ્ધિ વડે મપાય છે, એમનો સૌનો તો આ મુદ્રાલેખ હશે એ તો જાણે સમજ્યા

પણ પછી ફાવે તેવા સંજોગોથી ડરીને જેનાથી આમ જીવી શકાતું નથી, તેને માટે એક ઓઠા ઓઢાડવાળો ધર્મ તૈયાર છે તે એ કે પોતાની અશક્તિ કે નિર્બળતાને પોકળ દંભના વાઘા ન સજાવવા પોતાથી ન થતું હોય તે કાર્ય અન્ય કરે, કરતું હોય તો પોતાની ઝેરીલી ઈર્ષ્યાને સંતોષવા ખાતર ઘૃણાના બે ચાર મેણાં ચાંપી નાખવા એ માનવતાની નિશાની નથી

× × ×

છેવટ આ છૂટાછવાયા વાક્યો પરથી એક નાના નિર્ણય પર આપણે આવી શકીએ એમ લાગે છે અને એ એજ કે નવી દુનિયા, નવી માનવતા, નવું સાહિત્ય જેને જેને ઝીલવું ને માણવું હોય તેને પ્રથમ તો પોતાના હૃદયને ચેતનમય, તેજસ્વી અને મહત્‌કાંક્ષી કરવું પડશે. કેવળ, મસ્તી ને મોજના જે આજન્મ દુશ્મન છે એમની વાત ન્યારી રહી ને રહેશે બિચારા ઈશ્વરનો પણ એમાં ઇલાજ નથી

યશવંત પંડ્યા.

# કલામિમાંસા.

### (૧) મહત્.

વિશ્વની આદિશક્તિ પ્રાણ છે આત્મા તેનો આધાર છે સ્ફુરણ તેનો સ્વભાવ છે

પ્રાણની પ્રાકટ્ય ભૂમિકા આકાશ છે પ્રાણના અવ્યાકૃત આકાશમા પ્રકટીકરણને 'મહત્' કહે છે

### (૨) અંતઃકરણ અને સર્જન.

'અંતઃકરણ' મહત્નો અંશ છે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર અંતઃકરણની વૃત્તિઓ છે

અંતઃકરણ રૂપી સાધનદ્વારા આત્મા 'સર્જન' શરૂ કરે છે

### (૩) પ્રેરણા અને સંકલ્પ.

અંતઃકરણમા પ્રાણનુ સૂક્ષ્મ સ્ફુરણ અને આકાશનુ વિભુત્વ રહેલુ હોય છે

પ્રાણના વિશ્વ વ્યાપિત્વ અને આકાશના વિભુત્વને લીધે બ્રહ્માંડની અસર પિંડ પર પણ થાય છે

અંદરના કે બહારના કોઇ પ્રબળ સંક્ષોભના પ્રત્યાઘાત રૂપે આકાશી ભૂમિકામા પ્રાણની સ્ફુરણા બળવત્તર થાય છે

પ્રાણની આ પ્રબળ સ્ફુરણા તે 'પ્રેરણા'

પ્રેરણાનુ સ્ફુરણ જ્યારે પ્રકટ સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે 'સંકલ્પ' બને છે

### (૪) નામ અને રૂપ.ભાવના.

સંકલ્પ, મન અને ઇંદ્રિયના યોગથી, પદાર્થ-રૂપ બની રહે છે અંતઃકરણ ચતુષ્ટય દ્વારા પદાર્થના રૂપ અને નામ નિર્દિષ્ટ થાય છે

આ રીતે પદાર્થનુ નામ રૂપાત્મક પ્રકટીકરણ થાય છે પદાર્થનુ નામ રૂપાત્મક પ્રકટીકરણ તે ભાવના

કુદરત જ્યાંથી અટકે છે ત્યાંથી કલા શરૂ થાય છે. કલા એ કુદરતનો ન્યૂનતાપૂરક અંશ બની રહે છે.

સ્થૂળ જગતમાં માનવ કલ્પનાનું કલા એ વિહાર સ્થાન છે

કલામાં માનવ રાચે છે, પોતાના સુખદુઃખ ભૂલે છે, પ્રાકૃત આનંદ અનુભવે છે

તાત્વિક દૃષ્ટિએ કુદરત એ પણ વિશ્વની આદિ શક્તિની મહાકલા છે. કલાધર માનવ પણ તેની જ એક પ્રકટ કલા છે.

## (૧૧) સૌંદર્ય

સૌંદર્યનો ખ્યાલ વ્યક્તિગત છે

અની માનસિક સ્થિતિને જે સુંદર લાગે તે બની મનોદશાને બેડોળ ભાસે

અ અને બની ભાવનામાં આટલો ફેરફાર હોવાનું કારણ તેમની સૌંદર્ય દૃષ્ટિની ભિન્નતા છે સૌંદર્ય દૃષ્ટિ સાપેક્ષ છે.

સૌંદર્ય દૃષ્ટિ, દેશ, કાળ અને સ્થિતિને અંગે પડેલા સંસ્કારોથી અને મગજના જ્ઞાનથી મર્યાદિત હોય છે

કલા અને સૌંદર્યના વિવેચનમાં મતભેદો ઘણુંખરું આવા કારણોને લીધે ચિરંજીવ રહે છે

આમ છતાં વિશ્વદૃષ્ટિથી જોનાર સૌંદર્યના સાચા ઉપાસકો સૌંદર્યના શુદ્ધ સ્વરૂપને જ્યાં જ્યાં જુએ છે ત્યાં ત્યાં પૂજે છે આવા ઉપાસકોના મન પૂર્વગ્રહથી મુક્ત હોય છે.

## (૧૨) કલા અને કૃત્રિમ સૌંદર્ય.

સૌંદર્યના પ્રસાધન માટે કલા છે ખરી, પરંતુ તે સૌંદર્યને કૃત્રિમ ઓપ અર્પે છે.

અલંકાર અને ટાપટીપના કૃત્રિમ સાધનોથી તો સૌંદર્યાભાસ સર્જી શકાય. શુદ્ધ સૌંદર્યની પ્રતિમા રૂપ શકુંતલાને આભૂષણોની ક્યારે જરૂર હોય છે?

નૈસર્ગિક સૌંદર્યને કૃત્રિમ સાધનોથી મઢો તોય શું અને ન મઢો તોય શું?

મૃગના નયનમાં કાજળ આંજવા તથા મોરની ટીલડીમાં રંગ પૂરવાની જરાએ જરૂર છે?

## (૧૩) કલા અને સૌંદર્ય વચ્ચે તાત્વિક ભેદ.

કલા જ્યારે પાંચે જ્ઞાનેન્દ્રિયોનો વિષય છે, ત્યારે સૌંદર્ય માત્ર ચક્ષુરિન્દ્રિયનો વિષય છે.

સૌંદર્યની પ્રકટસ્થિતિ રૂપ તન્માત્રાના પ્રધાનપણા ઉપર અવલંબે છે

એક પુષ્પ સુંદર હોઈ શકે પછી ભલે તે નિર્ગંધ હોય

ઉનાળાની સ્પર્શસુખમયી પવનની લહેર, ત્વચાને તૃપ્ત કરે, પણ સૌંદર્યમયી તો ન જ કહેવાય.

અધાગમાં પીધેલું શર્કરાયુક્ત સ્વચ્છ જળ, રસનાને તૃપ્ત કરે, પણ સૌંદર્યયુક્ત ન મનાય.

વીણાનો મધુર અવાજ કર્ણને તૃપ્તિ આપે, રૂઢ પ્રયોગમાં 'કેવો સુંદર અવાજ!" એમ બોલાય, પણ તે સૌંદર્યનો ખ્યાલ ભાગ્યેજ આપે!

## (૧૪) કલાની માનવહૃદયપર અસર.

ઉત્કૃષ્ટ કલા કોઇપણ ભાવ કે પદાર્થને હૃદયંગમ બનાવે છે. કલામય વસ્તુની છાપ માનવહૃદયમાં ચિરંજીવ રહે છે

વસ્તુ જેમ આકર્ષક, જેમ મનોહર, જેમ મોહક, તેમ હૃદય તેના તરફ વધેલું ખેંચાય

કલાનુ આ તત્ત્વ વ્યાપારમા જાહેર-ખબરોદ્વારા વારવાર યોજાય છે

જ્યા જ્યા સાચી કલાનો સ્પર્શ થાય છે, ત્યા ત્યા સૌંદર્ય પ્રકટી નીકળે છે, ભાવો ઉભરાય છે, રસના પૂર વહ્યા જાય છે, રસ પાન કરતો માનવ, મત્ત બને છે અને રસ બસ થતો આત્મા રમ મસ્તીમા, મહાસુખ માણતો આનદે છે

**(૧૫) કલાકાર અને કલાવિધાન.**

કલા વિચાર રૂપે મનમાં સ્ફુરે છે, ભાવના રૂપે નામ રૂપાત્મક બને છે, પ્રતિમા રૂપે યોજાય છે પછી કલાની યોજના સૂક્ષ્મ હોય કે સ્થૂળ હોય.

કલા એટલે પ્રકટીકરણ

કલાના શ્રેષ્ઠ સર્જનમા ધ્યાન-Concen-tration-એકાગ્રતા, ધારણા Visualisation મૂર્તિકરણ, સમાધિ-Realisation સાક્ષાત્કાર અને અતે તદ્રૂપતા-Identity-અભેદ-એ ચારેય વૃત્તિઓ સાચા કલાકારને ઉત્તરોત્તર વધુ ને વધુ અનુભવવી પડે છે.

કલાકાર એ ભાવયોગી છે કલાત્મક પરમતત્ત્વમા કલાની ભાવના કરતો તે લીન બને છે

કલાવિધાનને અગે ઉત્કૃષ્ટ કલાવિધાયક સ્વત્વ ભૂલે છે, વિશ્વની પરવા કર્યા સિવાય પોતાનુજ નવુ વિશ્વ સર્જે છે, વિશ્વકર્મા પદ પ્રાપ્ત કરે છે

**(૧૬) કલાવિધાયક અને પ્રજા.**

કલાકાર પ્રજાની વૃત્તિઓનો ગુલામ નથી, પરતુ પ્રજા તેના દ્વારા પોતાની રસવૃત્તિને પોષે છે કલાવિધાયકનુ કામ સતત કલામય પ્રતિમા સર્વ સમક્ષ ખડી કરવાનુ છે પછી સ્વાગત કે ઉપેક્ષા-એ તો પ્રજાની સમજતા ઉપર અવલબે છે.

**(૧૭) કલા અને સસ્કારિતા.**

આતર પ્રેરણાની સુદરતા અને શુદ્ધિમા, સસ્કાર, પ્રથમ સ્થાન ભોગવે છે

આતર પ્રેરણાને અગે તો જેવા સસ્કાર તેવી પ્રેરણા, જેવી પ્રેરણા તેવો સકલ્પ, જેવો સકલ્પ તેવી ભાવના અને જેવી ભાવના તેવુ તેનુ મૂર્ત સ્વરૂપ આથી કલાને અગે સસ્કારિતા પ્રથમપદ ભોગવે છે

**(૧૮) કલા અને નીતિ.**

સસ્કાર સર્વના શુદ્ધ નથી હોતા પૂર્વ જન્મના સચિત કર્મફળ અને આ જન્મની દેશ, કાળ અને સ્થિતિ પરત્વે બધાએની વૃત્તિ ઉપર સસ્કારની શુદ્ધિ ઓછી વત્તી હોવાનો સભવ છે આથી કલાવિધાનના નીતિની મર્યાદા સસ્કારિતા ઉપર અવલબે છે.

કલાવિધાનમા નીતિની મર્યાદા હોતી નથી એમ કહેવુ ભૂલ ભરેલુ છે નીતિની મર્યાદાનુ ઉલ્લઘન એ કલાવિધાનમા એક મહાન અને અક્ષમ્ય દોષ છે.

**(૧૯) ઉન્નત સાહિત્ય.**

ઉત્કૃષ્ટ સાહિત્ય સર્જનમા કલાના શુદ્ધ સ્વરૂપનુ દર્શન થાય છે.

આ પ્રકારનુ સાહિત્યજ પ્રજોદ્ધારક બની શકે છે-પ્રજાની જીવનકલાને ઉન્નત બનાવી શકે છે

પ્રજાની ઉન્નતિ તેના ઉન્નત સાહિત્ય ઉપર અવલબે છે

ઉન્નત સાહિત્ય એ પ્રજાના ઉન્નત જીવનની કસોટી છે

ઓજસ્વી અને નીતિમાન સાહિત્યજ ઉન્નત સાહિત્યની કક્ષામા આવી શકે છે

આત્માની અધોગતિ કરે તે સાહિત્ય ઉન્નત નહી

આથી જ કલાના અનીતિમાન સ્વરૂપમાં સાચા સાહિત્યસેવકો વિશ્વસતા નથી. અનીતિમાન સાહિત્ય શિષ્ટ સાહિત્ય મનાતું પણ નથી.

શિષ્ટ સાહિત્યમાં શ્રેષ્ઠ પદવી નીતિમાન સાહિત્ય સર્જકને અપાય છે.

સાચો સાહિત્યોપાસક પ્રજાને ભવ્ય આદર્શો અર્પે છે, નીતિના ઉંચા ધોરણો બાંધે છે, આત્મામાં ઉન્નત ઉર્મિઓ પ્રેરે છે.

કામદેવને ભસ્મ કર્યા બાદ મર્યાદાવનાર પાર્વતી સાથે શંકરના લગ્ન થયા કાળીદાસે આ વસ્તુદ્વારા પ્રજા સમક્ષ લગ્નનો કેવો વિશુદ્ધ આદર્શ ખડો કર્યો છે? આથીજ કુમાર સંભવ મહાકાવ્ય છે, કાળીદાસ મહાકવિ છે।

રઘુવંશમાંના આદર્શો પણ શું ઓછા પ્રગલ્ભ છે—ઓછા પ્રૌઢ છે? વિશ્વજીત યજ્ઞ કરીને અકિંચન બનેલો મહારાજા રઘુ, કુબેરની અવજ્ઞા સામે ધનુષ્ટંકાર કરવાનું સામર્થ્ય ધરાવે છે અને દાનને માટે કોટિ કોટિ મહોરો એકજ ક્ષણમાં વરસાવે છે છતાં, આટલું સામર્થ્ય ધરાવનાર સાર્વભૌમરાજા, ભોજન કરે છે માટીના પાત્રમાં।

પ્રજાને પીડી વિલાસને અર્થે ધન ભેગું કરવામાં રઘુના વંશજોએ પણ મહત્તા નથી માની. પ્રાતસ્મરણીય રામચંદ્ર એજ રઘુકુળના શિરોમણી છે। કુળાચારની પરંપરા જાળવી "રઘુવીર"નું બિરુદ પ્રાપ્ત કરનાર આવું ભવ્ય આદર્શ આદિ-કવિ વાલ્મિકિએ પણ વિસ્તાર્યું છે। રામાયણ એથી જ રાષ્ટ્ર-ગ્રંથ છે।

ભવ્ય આદર્શો રજુ કરનાર મહાકવિ કાળીદાસ તેથીજ રાષ્ટ્રકવિ છે।

ઉન્નત આદર્શો પ્રૌઢ શૈલીથી રજુ કરવાની તેની ભવ્ય કલાએ કાળીદાસને સમસ્ત ભારતવર્ષનો કલાધર બનાવ્યો અને યુગ યુગના નરનારીઓએ તેને પ્રેરણા રૂપે પૂજ્યો.

## (૧૦) ગુજરાતી સાહિત્ય.

સંસ્કૃત-સાહિત્યની શિષ્ટતાની છાપ ગુજરાતી સાહિત્ય ઉપર થોડી ઘણી ચાલી આવી છે ગુજરાતનો મહાકવિ પ્રેમાનંદ પોતાનું મહાકવિપદ પ્રજા સમક્ષ પોતે રજુ કરેલા આદર્શોની શુદ્ધતા દ્વારા સાર્થક કરે છે.

મહાકવિ પ્રેમાનંદની કૃતિઓમાં સૌંદર્ય ઉભરાય છે, કલા નીતરે છે, છતા નીતિનું સ્થાન ગૌણ નથી

જેમણે જેમણે નીતિની મર્યાદા ઉલ્લંઘી છે, તેમની કૃતિઓ ભલે ચમત્કૃતિમય અને મોહક હોય, છતા તેમને સાહિત્ય શિરોમણીપદ શિષ્ટજનોએ નથી આપ્યું.

દરેક સાહિત્યમાં જાણ્યે અજાણ્યે આ શિષ્ટાચાર ચાલતોજ આવ્યો છે.

કલાની આ દૃષ્ટિ આધુનિક સાહિત્યમાં ઓછી જળવાય છે હાલનો પ્રવાહ નિરંકુશ બન્યો છે કલામાં નીતિને સ્થાન હોવુંજ જોઇએ એમ માનનારાઓની સંખ્યા ઘટતીજ જાય છે, પાશ્ચાત્ય વિષનું આ પરિણામ છે

આજે તો વિચાર-સંકરતાનો યુગ છે. અભારતીય દૃષ્ટિબિંદુને ભારતીય વિશિષ્ટતા ગુમાવ્યા સિવાય પચવીને ભારતીય આદર્શોને અનુકૂળ શ્રેણીમાં મુકાય તે સર્વ પ્રકારે ઇષ્ટજ છે. પરંતુ જ્યારે પારકી સંસ્કૃતિના પડ જેમના તેમ આપણી સંસ્કૃતિપર ચડાવી સંસ્કારિતાને નષ્ટ કરી નાખવા સુધીના પ્રયાસો કરવામાં આવે ત્યારે તો વિદ્વાન વિવેચકોએ ઉદ્યતશસ્ત્ર થવું જરૂરી લાગે છે

સ્વ મણિલાલ ન દ્વિવેદી પછી ગુજરાતી ભાષામા તેવા વિવેચકો કોઈ થયા છે?

### (૨૧) કલાની ભયકરતા.

કલા જેટલી સુદર તેટલીજ ભયકર છે કલામા હૃદયને વશ કરવાની મહાશક્તિ હોવાથી તેના વડી રણની અમર નીચે પ્રજા ઉન્નત કે અવનત બને છે

આથીજ અનીતિમય કલા, વિશુદ્ધ જન-જીવનને ભસ્મીભૂત કરવા હાલાહલ વિષની ગરજ સારે છે

### (૨૨) કલામય સાહિત્ય.

કાવ્ય ઈત્યાદિ કલામય સાહિત્યમા પ્રેરણાનો પ્રવાહ પ્રબળ હોય છે આવા સાહિત્યનો સદેશ હૃદયમા સોંસરો પેસી જાય છે, ચિત્તમા કોરી જાય છે, રગે રગે વ્યાપી જાય છે, જીવનમા નવીન જ્યોતિ જગવે છે

ધર્માચાર્યો, વક્તાઓ, પેગબરો અને પ્રજાનેતાઓ પ્રેરણાત્મ સાહિત્યનો ઉપયોગ વિશેષ કરે છે

### (૨૩) શાસ્ત્ર કે વિદ્યા અને કલા

પદ્ધતિસરનુ જ્ઞાન–શાસ્ત્રીય જ્ઞાન તે વિદ્યા ક્રિયામા મુકાએલી વિદ્યા તે કલા

સર્વ વિદ્યા ક્રિયાત્મક નથી પરતુ સર્વ કલા વિદ્યાત્મક છે

કલા એ કેવળ અભ્યાસ નથી કલા એ પદ્ધતિસર જ્ઞાનનુ મૂર્ત સ્વરૂપ છે

### (૨૪) લલિત કલા ત્રિપુટી.

સગીત કાવ્ય અને ચિત્ર એ લલિત કલા તરીકે ઓળખાય છે

કાવ્ય રસપ્રધાન છે, ચિત્ર ભાવપ્રધાન છે, સગીત ગેયતાપ્રધાન છે

ત્રણેયનુ અતિમ ધ્યેય આનદ છે ચિત્ર ઈંદ્રિયગમ્ય પ્રતિકો આલેખે છે, જ્યારે કાવ્ય અતીન્દ્રિય પ્રદેશોમા પણ ઉડ્ડયન કરી શકે છે

સગીતમય કાવ્ય ગેયતાદ્વારા ઉર્મિઓ જગવે છે, રસ પ્રકટાવે છે

આ લલિત કલા ત્રિપુટી માનવ ભાવોને કોમળ બનાવે છે, સદ્વૃત્તિને જગવી માનવ જીવનને રસમય કરે છે

કલા તરીકે સગીત અને ચિત્રનો મુખ્ય હેતુ આનદ ઉપજાવવાનો છે. કાવ્ય, સગીત અને ચિત્ર કલા કરતા પણ આગળ વધે છે

તે 'સત્' વસ્તુનુ જ્ઞાન કરાવે છે, 'ચિત્' ના વિકાસમાર્ગ માનવ હૃદયને જ્ઞાનનો રસ ચખાવે છે, 'આનદ' નુ ભાન કરાવી 'સચ્ચિદાનદ' નો અનુભવ કરાવે છે દિવ્ય પ્રેરણાત્મક કાવ્યોમાજ આ સામર્થ્ય હોય છે

### (૨૫) સાહિત્ય અને શિલ્પ.

સર્જનનુ સ્થૂળ રૂપ તે શિલ્પ સૂક્ષ્મ રૂપ તે સાહિત્ય

શિલ્પ માત્ર ઇંદ્રિયગમ્ય પ્રતીકો આલેખે છે સાહિત્ય અતીન્દ્રિય પ્રદેશોમા પણ ઉડ્ડયન કરી શકે છે

સાહિત્યમા મનોભાવની રજુઆત કરવાના વિશાળ સાધનો છે શિલ્પમા તો માત્ર મનો વિકારની પ્રકટ છાયાનેજ રજુ કરવાનુ સામર્થ્ય છે મનોમથનની વિવિધ કોટિઓની પરિસ્થિતિઓને વ્યક્ત કરવાની શક્તિ શિલ્પની નથી જ્યારે સાહિત્યમા માનવ સ્વભાવ અને માનસના સૂક્ષ્મ ચિત્રો આલેખવાના પ્રબળ સાધન છે

### (૨૬) શિલ્પ અને ચિત્ર-કલા

શિલ્પની તુલનામા ચિત્ર વધુ લલિત અને કોમળ ભાવોને પ્રકટ કરી શકે છે

•ચિત્રકલામા માનવ ભાવોને વ્યકત કરવાની અમૂલ્ય તક સ્વલ્પ પ્રયાસે અને અલ્પ વ્યયથી મળી શકે છે નૈસર્ગિક સૌદર્ય આલેખવાની ખૂબી ચિત્ર કલામા સપૂર્ણ રીતે ખીલી ઉઠે છે

• •

ચિત્રકારની પીછી વિવિધ રગો વડે ચિત્રપટ ઉપર જેટલી ઝડપથી, જેટલા ઓછા શ્રમે, અને જેટલી સુદરતાથી ભાવોની સૂક્ષ્મતા અને પ્રાકૃતિક સૌદર્ય ઉતારી શકે છે, તેટલીજ સુગમતાથી તેટલીજ સપૂર્ણતાથી તેટલીજ ઝડપથી, શિલ્પીના ટાકણા તેવા ભાવો અને તેવુ સૌદર્ય વ્યકત કરી શકતા નથી

આમ છતા, ચિત્ર કરતા શિલ્પની એક વસ્તુમા વિશિષ્ટતા છે. ચિત્રને જ્યારે ભાવ પ્રકટ કરવા માત્ર રેખાચીત્રોમા રગ પૂરીનેજ સતોષ માનવો પડે છે, ત્યારે શિલ્પ આમે દૃઢ અને સજીવનસન (Life like) પ્રતિમા દ્વારા સૌદર્યની પ્રતિકૃતિ માનવ જગતને ચિરકાળને માટે અર્પી શકે છે વસ્તુત ચિત્ર પણ શિલ્પજ છે।

## (૨૭) પૌરાણિક ભાવપ્રતિમાઓ.

આપણા શિલ્પની કલ્પનાને પુરાણોએ ભારે વેગ આપ્યો છે આપણુ ચિત્રસાહિત્ય પુરાણોથીજ સમૃદ્ધ બન્યુ છે ચિત્રકાર શિરોમણિ રાજા રવિવર્મા અને મહારાષ્ટ્રીન ચિત્રકાર ધુરધરે એ મહા પૌરાણિક ભાવ પ્રતિમાઓનુ બહુજ ગમ્ભીર પ્રકટીકરણ કર્યુ છે

આપણા સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રમા ધાર્મિક ભાવના અગ્રસ્થાન ભોગવે છે ભારતીય કલાકારનુ હૃદય જ ઉન્નત ભાવનાઓથી ઉભરાતુ આ યુ છે

તંત્રકાળના શિલ્પમા, ચિત્ર સાહિત્યમા અને સ્થાપત્યમા અશ્લીલ તત્વ દાખલ થયા પામ્યુ છે. છતા શિષ્ટ જનોએ સર્વદાનેજ તેની ઉપેક્ષા કરી છે

આપણુ શિલ્પસાહિત્ય ચિત્રસહિત્ય દેવદેવીઓની મૂર્ત કલ્પનાથી ઉભરાય છે

એ કલાવિધાનમા ધર્મ પ્રેરણાનો પાયો છે

પુરાણા કાળથી "ધારણા" (Visuation) ને ધાર્મિક દૃષ્ટિએ મહત્વનુ સ્થાન અપાતુ આવ્યુ છે ધારણાના સાધનને માટે જ પુરાણોએ ઉભી કરેલી અનેક દેવદેવીઓની ભાવ પ્રતિમા આજે પણ સેકડો હિંદુઓ અનેકવિધ રૂપે સેવે છે દેવમદિરમા દર્શન કર્યા બાદ મદિરને જ ઓટલે બેસી પવિત્ર મૂર્તિનુ ધ્યાન કરી અતરમા તે મૂર્તિને ખડી કરવાનો-"ધારણા" બાધવાનો ઇષ્ટ પ્રયાસ આજે પણ અનેક ભકતો આદરે છે પુરાણોની ભાવપ્રતિમાઓથી મૂર્ત થએલી અનેકવિધ પ્રતિમાઓએ કેટલાએ માનવને "ધારણા" નો કઠિન વિષય સરળ કરી આપ્યો છે

બ્રાહ્મણો સધ્યોપાસનામા અક્ષરસૂત્ર અને કમડલુ જેના હસ્તમા છે એવી, હસ ઉપર વિરાજતી, સૂર્યમડળમાથી ઉતરી આવતી, ભગવતી ગાયત્રીનુ ધ્યાન આજે પણ પ્રતિદિન કરતા આવે છે

આમ દરેક મૂર્ત કલ્પનામા રહસ્ય છે સગુણ ધ્યાનને અગે એ કલા ઉપયોગી છે ધાર્મિક ભાવનાને તે દૃઢ કરે છે ચિત્તવૃત્તિનો એક દેશમા નિરોધ કરે છે અને એ રીતે આત્મસાક્ષાત્કારનો માર્ગ સહેલો બનાવે છે

ટુકામા ધારણા માટે યોજેલી આ પૌરાણિક ભાવપ્રતિમાઓએ આપણા શિલ્પિઓ અને ચિત્રકારોને પુષ્કળ ખોરાક પૂરો પાડ્યો છે

છે. આ વાડાની બહારના અંધકારને તેના વિદ્વાનો તરફથી વિવેચન માટે—સમાલોચના માટે—મોકલેલા માન ગ્રંથના પુરસ્કારમાં ઉપેક્ષાનીજ આશા રાખવી પડે છે. આવી દશામા વિવેચન સાહિત્ય ક્યાંથી ખીલે ?

આપણી રંગભૂમિની તો કાંઇ વાત જ કરવાની નથી. નાટયશાળાના સંચાલકની સૂચનાને અનુસરી પ્રજાની નીચ વૃત્તિઓને પોષક એવી અનેક વસ્તુઓ નાટયની વસ્તુ ગૂંથણીમાં, નાટયના સંગીતમાં કે નાટયના અભિનયમાં નાટકશાળાના કહેવાતા "કવિ"ઓને દાખલ કરવી પડે છે નાટયકલાનું આ રીતે અધઃપતન થઈ ગયું છે. આવા નાટકોની કે તેના નાટકો લખનાર વા ભજવનારની નીતિના તીક્ષ્ણ ધોરણોએ જાહેરમાં કડક ચર્ચા ભાગ્યેજ થવા પામે છે. આથી નાટયકલા અને અભિનયકલાનું આ મહત્વનું ક્ષેત્ર નિરંકુશ બનતું જાય છે અને પ્રજાની નીતિનું વિનાશક તત્ત્વ સ્વચ્છંદે પ્રચાર પામ્યાજ કરે છે. "સિનેમા" સંબંધે પણ બીજું શું કહેવાનું હોય ?

## (૨૯) સ્થાપત્યકલા અને સાહિત્ય.

વસ્તુત સ્થાપત્ય એ શિલ્પનું એક અંગ છે

સ્થાપત્યનો મુખ્ય હેતુ શરીરને સુખ આપવાનો છે

સાહિત્યનો મુખ્ય હેતુ જ્ઞાન દ્વારા આનંદ આપવાનો છે

સ્થાપત્યમાં સાહિત્યની માફક અતીંદ્રિય ભાવોનું પ્રકટીકરણ નથી હોતું છતાં સ્થળની રમણીયતા અને રચનાની ખૂબીને લીધે સ્થાપત્યના વિવિધ અંગો માનવહૃદય ઉપર ભવ્યતાની, શાન્તિની, પવિત્રતાની, સૌંદર્યની કે ચમત્કારની અસરની છાપ પડે છે

## (૩૦) સ્થાપત્ય અને સ્થપતિઓ.

સ્થાપત્યનો મુખ્ય ઉદ્દેશ સુખના સાધન સૃજવાનો છે.

માનવના માર્ગમાં કુદરતે ઉભી કરેલી મુશ્કેલીઓને દૂર કરવાની વિચારણાથી સ્થાપત્યકલાની શરૂઆત થાય છે

પ્રથમ ટાઢ, તડકો અને વરસાદથી બચવા માનવે ગુફાઓ, સગવડતાથી રહેવાય તેવી બનાવી. આમાંથી ક્રમે ક્રમે સ્થાપત્ય કલાનો વિકાસ થતા માનવકલ્પનાએ ભવ્ય પ્રાસાદો રચ્યા.

આ સમયે સ્થપતિઓના જુદા જુદા વર્ગ બંધાયા અને કામની વહેંચણી થઈ.

સુથારે લાકડા ઉપર કલા અજમાવી સલાટે પત્થર ઉપર કલાપીઠ આરોપી ચિત્રકારે રેખાચિત્રો અને રંગોદ્વારા કલ્પના વિહાર શરૂ કર્યો ધીમે ધીમે વિવિધ ધાતુ કામના જાણકાર શિલ્પિઓએ સ્થપતિઓને યોગ્ય મદદ આપી

સ્થપતિએ ચક્ષુરિન્દ્રિયના રૂપ વિષયની તૃપ્તિને અર્થે શિલ્પ અને ચિત્રનો ઉપયોગ કરી ચમત્કૃતિમય કોતરકામ અને મીનાકારી દ્વારા પ્રાસાદની શોભા વધારી

સ્પર્શેન્દ્રિયના સુખને માટે જલયંત્રોમાંથી ઉડતી અને પોતાની શીકરથી વાયુલહરીને શીતળ બનાવતી જલધારાની યોજના કરી સાથે સાથે શીતળ અને સુગંધી વાયુ સતત ચાલુ રહે તે માટે ઉદ્યાનોની રચના કરી.

શબ્દ સુખને તૃપ્ત કરવા મેના પોપટના પીંજર લટકાવ્યા નાના ઝરણાઓ ખળખળ વહી શકે તેવી કૃત્રિમ ખડકોના ઉચ્ચ નીચ ભૂમિકાઓ સર્જાવી

રસેન્દ્રિયને પોષવા માટે ભોજન પકાવવાના વિવિધ સાધનો અને ધાતુના વાસણો નિર્માણ કર્યાં

તેણે સ્થપતિ થાક્યો નહી! હજીયે તેને તો વિશ્વકર્માપદ પ્રાપ્ત કરવું છે! આથી સ્થાપત્યકલા હજીયે વિકસતી જાય છે!

(૩૧) અનેકવિધ કલાઓ.

માનવ જીવનને સુખી બનાવવા અને માનવમાનસને સંતોષવા અનેક કલાઓ માનવકલ્પનાએ સૃજી છે. તેવી અસંખ્યેય કલાઓમાંથી ચોસઠ કલાઓનાં નામ પુરાણા કાળથી ભારત વર્ષમાં પ્રિય થઇ પડયાં છે. આપણા પ્રસ્તુત વિષયને અંગે એ સર્વની વિષયવાર ચર્ચામાં ઉતરવું ઇષ્ટ નથી.

(૩૨) વાર્તા અને કથાસાહિત્ય.

કથાવાર્તાનું સાહિત્ય કલાનું એક અણુમોલું અંગ છે. આ અંગ ગુજરાતમાં સુંદર રીતે ખીલેલું છે.

વાર્તા વિસ્તારમાં શબ્દ ચાતુરી અને અભિનય વડે રસની જમાવટ કરી, મોહક રીતે વાર્તાઓ લલકારી, શ્રોતાવર્ગને ચિત્રવત્ કરી દેનાર કુશળ ભાટ અને વિદ્વાન ચારણો હજી ઘણાએ મોજુદ છે.

કોઇ કુશળ ચારણની વાર્તામાં ઘોડાઓના પગના ડાબલા વાગતા કાને સંભળાય, યુદ્ધની ઝપાઝપી અને શસ્ત્રોનો ખણખણાટ તાદ્દશ્ય ખડો થાય, ઊંટ કે સર્પની ગતિનું આબેહુબ વર્ણન થાય, નવેરસની જમાવટ ઉત્તરોત્તર વધતી જાય અને ક્રિયા તથા વસ્તુના શુકનમાં શ્રોતાઓ દેહનું ભાન ભૂલી જાય! રસ ઘુંટડા પીવામાં પીરસ્યા ભોજન ઠંડા થતા હોય અને ઠકરાણા ટેલીએ 'બાપુ' ને બોલાવવા મોકલે, પણ ચારણની ચાલતી વાર્તામાંથી 'બાપુ' ન હાલે કે ચાલે!

ધાર્મિક ઉપદેશને અંગે કથા સાહિત્ય કાંઇ ઓછું ઉગવાદી નથી. છત્રીઆ હાથે પહેરીને, ભરાવદાર માણ ગોઠવી, કેડે ખેસ વીંટી, 'હરિદાસન' વાણી, બુલંદ અવાજે, ભીમસેનનું અદ્ભૂત પરાક્રમ વર્ણવતા વ્યાસજી, અભિનય સાથે જે વખતે રસની જમાવટ કરતા માણ ખખડાવે છે અને વીરરસના જુસ્સામાં માણ ઉપર થાપટ ઉપર થાપટ લગાવતાં અસ્ખલિત વાગ્ધારાથી શ્રોતાઓનાં મન જે વખતે મુગ્ધ કરે છે તે વખતે કથાસાહિત્યનું કલાત્મક સ્વરૂપ આબેહુબ ખડું થાય છે!

હરિદાસની કથાને અંગે પણ કલાનો આવિષ્કાર ઓછે વત્તે અંગે તેવોજ થાય છે.

હરિદાસ અને માણભટ્ટની કથાઓ એ સામાજિક કેળવણીનું એક મહત્વનું અંગ છે. કથા સાહિત્ય એ તો જનસમાજમાં અજ્ઞાનની સામે સતત લડત ચલાવનારી જુગજુની જેમ વિદ્યાપીઠ છે!

(૩૩) કલા એ તો કામદુધા છે.

કલા એ તો કામદુધા છે. તેની છાયામાં બેસી જેવી ભાવના કરો તેવી ભાવના મૂર્ત સ્વરૂપે ખડી થાય છે. કલાને મેળી જાણનાર પ્રજા પોતાના સ્વપ્નાને સાચાં કરેલે છે, પોતાના આદર્શો સિદ્ધ કરે છે.

કલાને નીતિની મર્યાદા હોય તો તે અમૃત છે. નીતિવિહીન કલા હલાહલ વિષ કરતાયે ભુંડી છે.

સત્કલાનો વિજય હો!

સુંદરલાલ નાથાલાલ જોષી.

# છેલ્લાં સો વર્ષનો સંગીતનો ઈતિહાસ

આપણા ભરતખંડમા સંગીતશાસ્ત્રની ઉત્પત્તિ ક્યારે થઈ, તેની વિવિધ શાખાઓના ઉત્પાદક કોણ, તે શાખાઓનો ફેલાવો કેવીરીતે થઇ ગયો, અનેક પ્રકારના રાગો, ચીજો, તેના તાલ, ક્યારે કોણે અને કેવી રીતે ઉત્પન્ન કર્યા વગેરે વિષયમા ઐતિહાસિક દષ્ટિયે યથાર્થ વિવેચન કોઈએ કર્યું હોય તેમ જણાતું નથી સગીતશાસ્ત્ર ઉપરના સસ્કૃત ગ્રથોની માહિતી ઐતિહાસિક દષ્ટિયે અપૂર્ણ લાગે છે આજકાલ કલા અને વિદ્યાની બાબતમા લોકોમા ચિકિત્સા પેદા થયેલી જણાય છે તેજ પ્રમાણે સગીતના ઇતિહાસ વિષે પણ થોડા વિદ્વાનો નાના નાના લેખોદ્વારા પ્રયત્ન કરે છે

આપણા સંગીતશાસ્ત્ર ઉપર જે સસ્કૃત ગથો છે તે બધા જાણે કે એકજ ચીલામાથી પસાર થતા હોય એમ લાગે છે તેમ જે ઉણપ જણાય છે તે એ છે કે તેમા પ્રાચીન કાળથી સગીત કેવી રીતે વિસ્તાર પામી ગયુ તેનુ પદ્ધતિસર બ્યાન નથી. તથાપિ ઉપલબ્ધ ગ્રથો અને આધુનિક વિદ્વાનોના લેખો તેમજ પુરાણા ઘરદાજ સગીત વિદ્વાનો પાસેથી સાભળેલી હકીકતો પરથીજ જે કઇ મળવુ શક્ય છે તેટલુજ લઇને લખવાનો આ અલ્પ પ્રયત્ન છે આ અલ્પ પ્રયત્ન પણ મર્યાદિત છે, અને તે છેલ્લા સો વર્ષના સંગીતના ઇતિહાસ પુરતોજ છે

પેશવાઇનો અંત એટલે ઇ સ. ૧૮૧૮ એ સાલથી અગ્રેજી અમલ શરૂ થયો મરાઠી રાજ્યની ચાદર સગીતકળાને કેટલુ ઉત્તેજન મળ્યુ, કોણ કોણ વિદ્વાનો હતા, કેટલા ગ્રથો

ગ્યાઇ ગયા તે જાણવાનુ સાધન આજે ઉપલબ્ધ નથી પરન્તુ પેશવાઈ પછીના જે ધરદાજ સગીત વિદ્વાનો મહારાષ્ટ્રમા વિદ્યમાન હતા તેમના વંશજો હજુસુધી મહારાષ્ટ્રમા ખ્યાતિ ભોગવે છે, અને તેઓ હિદુસ્તાની સગીતનાજ ઉપાસકો છે. ગુજરાતની અદર પણ એજ સ્થિતિ હોવી જોઇએ જો કે ખાસ ગુજરાતીઓની અંદર મહારાષ્ટ્રીઓ કરતા ઉચ્ચ સગીતની ઉપાસના કરનાર બહુ થોડા છે તથાપિ ગુજરાતના રાસ, ગરબી વગેરે લોકગીતોએ પોતાની જુની પરપરા કાયમ રાખી છે તેમા ઉચ્ચ તેમજ સાધારણ દરજ્જાનુ બન્ને જાતનુ સંગીત જોવાનુ મળે છે વૃદાવનના ઉપાસક ભગવાન શ્રીકૃષ્ણની પૂજા પણ રાસ અને ગરબીઓથી થાય છે

અંગ્રેજરાજ્ય જેમ જેમ વધતું ગયુ તેમ તેમ વિલાયતના લોકો અહીં નોકરીને અગે આવતા ગયા અને તેઓ હિદુસ્તાનના દરેક શાસ્ત્ર અને કલાનુ અવલોકન કરી તે દ્વારા હિંદી સંસ્કૃતિ શુ છે તેનું મૂળ શોધવા લાગ્યા તેઓએ આ દેશની અદર શોધખોળ કરવા માટે સસ્થાઓ કાઢી અને તે દ્વારા હિદી કળા અને વિદ્યાઓનુ સશોધન શરૂ થયુ એ સસ્થાઓના ચાલકમાથી સર વિલિયમજોન્સ એ એક હતા એમણે હિદી સગીત ઉપરના ગ્રથો મેળવ્યા અને તે જોઇને અગ્રેજીમા લેખો પણ લખ્યા જે લેખો એશિયાટિક રિસર્ચસોસાઇટિના મેગેઝિન તેમજ કલકત્તા રિવ્યુમા મોજુદ છે એમણે આપણા 'સગીત વાદ્યો' ઉપર લેખો લખ્યા છે તેમજ હિદી સગીતના રાગો (The Musical Modes of Hindus) ઉપર પણ લખ્યુ છે ઇ સ ૧૭૯૨ જર્મન ગ્રથકાર બ્હોનડાલબર્ક એક એણે ૧૮૦૨મા ઇન્ડિયન મ્યુઝિક ઉપર પુસ્તક લખ્યું છે જેનો સર વિલિયમ જોન્સે પોતાના લેખમા ઉલ્લેખ કર્યો છે બીજા જર્મન ગ્રથકાર હીમને ભરત નાટ્ય શાસ્ત્ર ઉપર લખ્યુ છે બીજુ નામ કેપ્ટન વિલર્ડ તેઓએ 'હિદુસ્તાનનુ સગીત' એ નામનુ પુસ્તક ઈ. સ. ૧૮૩૪ મા લખ્યુ છે ચોથા એક સજ્જન કેમ્બેરે નેપાલી લોકોના વાદ્યો વિષે ઇ. સ ૧૮૩૭ મા લખાણો લખ્યા છે આઇની અકબરીનુ ભાષાતર બ્લોચમન અને ગૅડવીન એ બન્નેએ કર્યું જેમા સગીત ઉપરના પ્રકરણોના ભાષાતર થઇ ગયા છે લેફ્ટેનટ કર્નલ ટૉડે પોતાના 'Annals, and Antiquities of Rajastan' (ઇ સ ૧૮૨૯) નામના પુસ્તકમા સગીત વિષે અનેક ઉલ્લેખો કર્યા છે.

આવી રીતે ઘણા યુરોપિયન વિદ્વાનોએ શોધખોળની દષ્ટિયે લેખો લખ્યા છે મે તેની નોધ કેવળ ટુકમાજ લીધી છે સાધારણત બ્રિટિશ રાજ્યનો પાયો પૂરેપૂરો નખાયો અને અખિલ હિદુસ્તાનની અદર બ્રિટિશ અમલ જામી ગયો ત્યા સુધી એટલે ઇ સ ૧૮૫૭ ના અરસા સુધીમા હિદુસ્તાનના દરેક પ્રાતમા સગીત વિષે લોકો બહુ ઉદાસીન હતા આપણા લોકો એક પ્રકારની શાન્તિ ભોગવતા હતા પરન્તુ તે શાન્તિ કેવળ નામની હતી તેમને કોઇની સાથે લડવાપણુ હતુ નહિ પરન્તુ નવા રાજ્યના નવા સુખના સ્વપ્ન જોતા હતા અગ્રેજ લોકો હિદુસ્તાની સગીત વિષે કઇ જાણતા ન હતા શોધખોળ કરનાર એવા સજ્જનોની સખ્યા બહુ થોડી હતી પરન્તુ જે હતા તેમને આપણુ સગીત રૂચતું હતું એવુ કઇ ન હતુ સગીતને જે કઇ ઉત્તેજન મળતું હતુ તે આપણા રાજા

મહારાજાઓ પાસેથીજ મળતું હતું. એના પ્રત્યક્ષ પુરાવા રૂપે ઉદેપુરના પ્રખ્યાત સંગીત વિદ્વાન કૃષ્ણાનંદ વ્યાસે એક મોટો 'રાગકલ્પદ્રુમ' કરીને ગ્રંથ રચ્યો. જેમાં અનેક રાગ-રાગિણીઓના સેંકડો ગીતોનો સંગ્રહ છે સન ૧૮૪૩ માં એઓએ એ ગ્રંથ પૂરો કર્યો. એ ગ્રંથ રચવાની કલ્પના એમનામા આવી તે વખત 'શબ્દકલ્પદ્રુમ' નામનો એક સંસ્કૃત કોષ રાજા રાધાકાન્તદેવ બહાદુર તરફથી રચાતો હતો એ ગ્રંથ જોઇને સંગીતનો પણ એવો એક કોષ હોવો જોઇએ એમ સંગીતાચાર્ય કૃષ્ણાનંદજીને લાગ્યું અને તરતજ એમણે અખિલ ભારતમાં, દરેક પ્રાન્તમા જઇ ત્યના સંગીતનું સૂક્ષ્મપણે અવલોકન કરી તે તે પ્રાન્તની ભાષાની ચીજોનો સંગ્રહ કરી લીધો અને પોતાના ગ્રંથમા છાપ્યો એ સંગ્રહ જેવો તેવો નથી. હિંદુસ્તાનની દરેક ભાષાનુ ગીત એમાં આવેલુ છે ઉત્તર હિંદુસ્તાની ગીતોનો સંગ્રહ એ ગ્રંથમા જોવામા આવે છે. તે સંગ્રહ ઘરંદાજ ગવૈયાઓ પાસેથી લીધેલો છે. એ સગ્રહ ઉપરથી તે તે વખતની સમાજની સ્થિતિનું દિગ્દર્શન થાય છે. હજુ પણ ઘરંદાજ અને પરંપરાના ગવૈયાઓ એને એજ ચીજો, એને એજ રાગમા અને તાલમા ગાતા પ્રત્યક્ષ આપણી નજરે પડે છે. કૃષ્ણાનંદની આ કૃતિ અદ્દભુત છે એમા શંકા નથી. એ ગ્રંથમા સંગીતશાસ્ત્રની ચર્ચા નથી; પરન્તુ ગીતોનો સંગ્રહ માત્ર અપૂર્વ છે.

આ માહિતી ઇ. સ. ૧૮૫૭ સુધીમા જેઓએ સંગીત ઉપર લેખો અને ગ્રંથો લખ્યા તેમને વિષે થઇ પરન્તુ પ્રત્યક્ષ ગાયકો અને વાદકોના નામનો ઉલ્લેખ હજુ આવ્યો નથી. તથાપિ રાજામહારાજાઓના દરબારમાં અનેક સંગીતવિદ્વાનો હતા અને તેઓને તેમની વિદ્વતા પ્રમાણે સોથી પાંચસો રૂપીઆ સુધી માસિક પગાર મળતો હતો તે ઉપરાંત તેમને પારિતોષિક પણ મળતા વડોદરા, ઇંદોર, ગ્વાલિયર, જયપુર, રામપુર, અલવર, કિસનગઢ, દતિયા, રિવા વગેરે રિયાસતોમા દરબારી ગવૈયાઓ હતા ગ્વાલિયરમા બડે મહમદખા, વડોદરામાં ખાદીમ-હુસેનખા, ગુલામ રસુલખા વગેરે વિદ્વાન, ઇંદોરમા દેવજી બુવા, વાસુદેવશાસ્ત્રી દ્રુપદિયે, ધારમા જોષી બુવા વગેરે પ્રસિદ્ધ હતા. ગ્વાલિયરના હદુખા, હસુખા, નથુખા, વગેરે પ્રસિદ્ધ હતા રામપુર દરબારમા તાનસેનના વંશજોજ દરબારી ગાયક તરીકે હતા. પણ એમના ખાસ નામો આપવાની જરૂર હું નથી જોતો બંગાળની અંદર પણ ટાગોર, બેનરજી વગેરે સંસ્કારી કુટુંબોની અંદર સંગીત ચાલતુ હતુ. મહારાષ્ટ્રમા મરાઠા સંસ્થાનોમા દરબારી ગાયકો વેતન દઇને રાખવામા આવતા હતા

ઇ. સ ૧૮૬૦ પછી અંગ્રેજી ભાષાનું શિક્ષણ વધવા લાગ્યું, તેથી અંગ્રેજી મારફત પણ યુરોપિયન લોકોને હિંદુસ્તાની સંગીત ઉપર લખેલા લેખો જોવાની તક મળી અંગ્રેજી નોટેશન જોઇ આપણા સંગીત માટે પણ એવી એક સંગીત લેખન પદ્ધતિ જોઇએ એવી ઇચ્છા થવા લાગી તેથી દેશી ભાષામા સંગીત ઉપર ક્રમિક પુસ્તકો લખવામા આવ્યા. તેમજ સંગીતની શાળાઓ પણ સ્થપાઇ ગઇ. બંગાળમા રાજા સુરેન્દ્રમોહન ટાગોરે સંગીત ઉપરના પ્રાચીન સંસ્કૃત ગ્રંથો પ્રસિદ્ધ કર્યા તેમાં ૧૮૭૯ મા 'સંગીત રત્નાકર'નો એક અધ્યાય સીમુહપાલની ટીકા સમેત પ્રસિદ્ધ કર્યો. તેમજ "સંગીત પારિજાત' નો પંડિત અહોબલનો ગ્રંથ તેજ વર્ષમા છપાયો રાજા સાહેબે બીજા પણ અનેક ગ્રંથો અને લેખો

લખ્યા છે. તેમાં છ મુખ્ય રાગો હિંદુઓના સંગીત રાગો, તેમજ દુનિયાના સંગીતનો ઇતિહાસ એ પ્રસિદ્ધ છે.

મહારાષ્ટ્રમા ઇ. સ. ૧૮૭૪ માં 'પુના ગાયન સમાજ' નામની સંસ્થા સ્થપાઈ તેમના ઉત્પાદક શ્રી. બળવંત ત્રિંબક સહસ્ત્રબુદ્ધે હતા મુંબઈમાં ઇ સ. ૧૮૮૦માં તે વખતના શ્રી. મહાદેવ ચીમનાજી આપ્ટે વકીલની સહાયથી પંડિત અને ગાયનાચાર્ય બાલકૃષ્ણબુવા, ઇચલકરંજીકર અને શ્રી. વિશ્વનાથ બુવા કાળેએ એક ગાયન સમાજ સ્થાપ્યો હતો. પણ તેનું કામ બેજ વર્ષ ચાલી બંધ પડયું. પરન્તુ તેજ અરસામાં મુંબઈના પારસી લોકોએ 'રીપન મ્યુઝિક ક્લબ' કરીને એક ગાયન સંસ્થા શરૂ કરી. એ સંસ્થા હજુ ચાલે છે શ્રી શિવરામ સદાશિવ મનોહરે પણ વડોદરાના મૌલાબક્ષ ગાયનશાળાની શાખા ઇ. સ ૧૯૦૨ માં કાઢી હતી, તે દશેક વર્ષ સુધી ચાલી.

વડોદરામાં શ્રીમંત સયાજીરાવ મહારાજ ગાયકવાડના આશ્રય નીચે પ્રોફેસર મૌલાબક્ષે એક અને પ્રસિદ્ધ ગાયક વાદક મહમ્મદખાંએ એક એ પ્રમાણે ઇ સ. ૧૮૯૦ ની સાલમાં બે ગાયનશાળા સ્થાપન કરી હતી તેમાંથી એક થોડો સમય ચાલી અને બીજી શાળા જે મૌલાબક્ષના નામે ચાલતી હતી તેનું રૂપાંતર " વડોદરા કૉલેજ ઑફ મ્યુઝિક "મા થઇ ગયું અને તે શાળા હજુ સુધી મહારાજ સાહેબના આશ્રય તળે ચાલે છે. આ શાળા-માંથી પણ ઘણા વિદ્યાર્થીઓ સંગીત શીખીને બહાર પડ્યા છે.

પંજાબની અંદર જલંદરમાં દર વર્ષે નાતાલના સમયમાં વાર્ષિક જલસાઓ થયા કરે છે. તેના ઉત્પાદક પંડિત તોલારામજી છે. એ મહાશય ચાળીસ વર્ષ થયાં જલસાઓ ઉત્તમ રીતે કરે છે. તેની અંદર દેશાવરના સંગીતવિદ્વાનોને નોતરીને તેનો લાભ પ્રજાને આપે છે.

બંગાળમાં કલકત્તાની અંદર રાજા ટાગોર સાહેબે સ્થાપેલી " સંગીત સંઘ " નામની સંસ્થા પ્રસિદ્ધછે. એ પણ ચાળીસ વર્ષ જેટલી પુરાણી સંસ્થા છે, એમ કહેવાય. ત્યા પણ ઘણા વિદ્યાર્થીઓ તેમ જ કુલીન ઘરંદાજ સ્ત્રીઓ સંગીત શીખતા હતા.

ત્યારપછીનો મોટો પ્રયત્ન અમારા ગુરુવર્ય ગાયનાચાર્ય પંડિત વિષ્ણુદિગંબર પલુસ્ક-રજીનો છે તેઓએ પોતાના ગાંધર્વમહાવિદ્યાલયની સ્થાપના પ્રથમ પંજાબમાં ૧૯૦૧મા લાહોર મુકામે કરી. એમની સાથે પંડિત ગુરુદેવજી પટવર્ધન મૃદંગાચાર્ય હતા. એ બન્નેના પ્રયાસથી પંજાબની અંદર સંગીતનું વાતાવરણ ખૂબ જામ્યુ. એમણે ' સંગીત બાલબોધ ' નામની પહેલી ચોપડી ૧૯૦૨ મા પ્રગટ કરી, જે ઉપરથી સંગીત શિક્ષણનો ક્રમ પાઠ્યથી બનાવવામાં આવ્યો. પંડિતજી દર વર્ષ જલંદરમાં પંડિત તોલારામજીના જલસા વખતે જતા જ હતા. ત્યા પણ આર્ય સમાજની કન્યાશાળાની અંદર એમની નોટેશન પદ્ધતિ ઉપર સંગીત શીખવવાની પદ્ધતિ શરૂ થઇ. આવી રીતે ત્યા કામ કરતા એમને એમ લાગ્યું કે જો સંસ્થા ચલાવવી હોય તો બહારના શિક્ષક લાવીને તેમના ઉપર સંસ્થાનું

કામ નિર્ભર રાખવું બરાબર નથી પણ શિક્ષકો તૈયાર કરવા માટે એક 'ઉપદેશક વર્ગ' નામનો એક વર્ગ શરૂ કરી તે મારફત સંગીત શિક્ષકો તૈયાર કરવા તે પ્રમાણે વર્ગ કાઢી તેમાં નવા વિદ્યાર્થીઓને દાખલ કર્યા તે વિદ્યાર્થીઓને સંગીત ઉપરાંત બીજી જાતનું આવશ્યક શિક્ષણ આપવામાં આવતું. ત્યારપછી તેઓએ સંગીતનો દેશાવર ફેલાવો થાય તે માટે 'સંગીતામૃત પ્રવાહ' એ નામનું એક નિયત કાલિક હિંદીમાં શરૂ કર્યું. પછી ૧૯૦૮ની સાલમાં મુંબઇમાં ગાંધર્વમહાવિદ્યાલયની એક શાખા ખોલી. એ શાખાનો વિસ્તાર એટલો બધો વધી ગયો કે તેજ શાખા એક મુખ્ય સંસ્થા થઇ અને તેની અંદર મુંબઇના મહારાષ્ટ્રી, ગુજરાતી, પારસી ભાઇ બ્હેનો સંગીત શીખવા લાગ્યા. પંડિતજીએ તે વખતે મુંબઈના જુદાજુદા લતાઓની અંદર અનેક જલસાઓ કર્યા. વાદ્યો નવીન તૈયાર કરવા માટે તેમ જ જુના દુરસ્ત કરવા માટે એક કારખાનું ખોલ્યું વિદ્યાલયના માસિક અહેવાલની ખબર જાહેર પ્રજાને થાય તે માટે અને સંગીત ઉપર ચર્ચા થાય તે માટે મરાઠીમાં 'ગાંધર્વમહાવિદ્યાલય' નામનુ માસિક ચલાવવું શરૂ કર્યું. આગળ જતા સંગીતની પ્રવૃત્તિ બહુ વધવાથી વિદ્યાલય માટે એક નવીન મકાન બાંધવાનું શરૂ કર્યું. અને તે મકાનનો ઉદ્‌ઘાટન સમારંભ મુંબઈના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનને હસ્તે ૧૯૧૫ માં થયો. એ મકાનની અંદર એ સંસ્થા મુંબઇમાં ૧૯૨૫ સુધી ચાલતી રહી. પરંતુ તે મકાનનું દેવું ન પતવાથી મકાન લેણદારના હાથમાં ગયું અને સંસ્થા નાસિકની અંદર પંચવટીમાં પંડિતજીએ પોતે જ સ્થાપિત કરેલી 'રામનામ આધાર આશ્રમ'ની જગ્યામાં ફેરવવામાં આવી.

મુંબઇનું મકાન જવાથી સંસ્થાને આર્થિક હાનિ તો પહોંચી પરંતુ દેશાવરની એ સંસ્થાની શાખાઓ ઉપર તેની અસર નહિ થતા, એ શાખાઓ બહુ જ સારી રીતે ચાલવા લાગી. આજે દેશાવરમાં આ વિદ્યાલયની શાખાઓ, ઉપશાખાઓ અને વિદ્યાલયની જ પદ્ધતિ પર અનેક વર્ગો ચાલે છે તેમાં મુખ્યત લાહોર, દિલ્હી, કરાંચી, હૈદરાબાદ, કાનપુર અલ્હાબાદ, બનારસ, કલકત્તા, રંગુન, મદ્રાસ, કોલ્હાપુર, સોલાપુર, પંઢરપુર, પુના, ખુદ મુંબઈમાં, સુરત, ભરૂચ, અમદાવાદ, ભાવનગર, રાજકોટ વગેરે શહેરોમાં ચાલે છે એ ઉપરથી આ સંસ્થાના કાર્યના ફેલાવનો ખ્યાલ આવશે. આ સંસ્થાઓમાંથી કેટલાય વિદ્યાર્થીઓ તૈયાર થઇને પોતે સ્વતંત્ર રીતે સંગીતનો પ્રચાર કરી રહ્યા છે કેટલાકે તો પોતાની સ્વતંત્ર સંસ્થા સ્થાપી તે માટે સ્વતંત્ર મકાનો પણ બાંધ્યા છે.

પંડિતજીએ શિક્ષણક્રમની અંદર પણ પુસ્તકો રચવાની અંદર થોડો ભાગ નથી લીધો એમના રાગપ્રવેશોની માલા પ્રસિદ્ધ છે. રાગપ્રવેશની પદ્ધતિ ઉપર કોઇ પુસ્તક રચાયે જોવામાં નથી આવતું. બીજા અનેક પુસ્તકો એમણે રચ્યા છે અને એમની સંગીત લેખ પદ્ધતિ બહુ જ સુસંગત અને સરળ હોવાથી તેમનો પ્રચાર મોટા પ્રમાણમાં થઇ રહે છે. પંડિતજીએ લગભગ ચાલીસ ઉપરાંત પુસ્તકો રચ્યા છે.

બીજો પ્રયત્ન શ્રી. વિષ્ણુનારાયણ ભાતખંડે વકીલનો છે. એમનો પ્રયત્ન જુદી જાત છે. એમણે અત્યાર સુધી ઘણા પ્રાચીન સંસ્કૃત ગ્રંથો પ્રગટ કર્યા છે અને ૧૯૧૦ની સાલ

'લક્ષ્ય સંગીત' નામનો ગ્રંથ ચતુર પંડિતના નામે પ્રસિદ્ધ કર્યો છે એ ગ્રંથ અત્યારના સંગીતને લગતો છે તેમા પ્રચલિત રાગોની માહિતી આપી છે એ ઉપરાંત એમણે 'હિંદુસ્તાની સંગીત પદ્ધતિ' નામનો ગ્રંથ મરાઠીમા ત્રણ વિભાગમા પ્રસિદ્ધ કર્યો છે એ ગ્રંથમા દરેક રાગનુ મુદ્દાસર વિવેચન ને તેને લગતા પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રંથોના આધારો ટાંક્યા છે એ સિવાય શ્રી ભાતખંડેની પ્રેરણાથી મુંબઈના સોલીસીટર સુખ્થનકર અને પુનાના પંડિત દત્તાત્રેય કેશવ જોષીએ ક્રમિક પાઠ્યપુસ્તકો લખ્યા છે તેની પણ અહી નોંધ લેવી ઘટે છે સંગીતના પ્રચારની અંદર શ્રી ભાતખંડે સાહેબનો હિસ્સો મોટો છે એમણે જે ખંતપૂર્વક કામ કર્યું છે તેથી કોઇ અજાણ્યુ હશે એમ નથી તેઓશ્રીના પ્રયાસથી અખિલ ભારત સંગીત પરિષદો થયા કરે છે આજ સુધી એના ચાર પાંચ અધિવેશનો થઈ ગયા છે એમનીજ મહેનતથી લખનૌમા 'મૌરિસ મ્યુઝિક કૉલેજ' અને ગ્વાલિયરમા એક સરકારી સંગીત પાઠશાળા ચાલે છે

તેવીજ રીતે પુનામા કૈલાસવાસી ભાસ્કરબુવા બખલેએ 'ભારત ગાયન સમાજ' ની સંસ્થા સ્થાપી છે એ ઉપરાંત અનંત મનોહર અબ્દુલ કરીમખાં વગેરે સંગીતજ્ઞોએ સંગીત શાળાઓ સ્થાપી છે તે પણ ચાલ્યા કરે છે

હવે છેલ્લા ત્રીસ ચાલીસ વર્ષમા જેણે જેણે ગ્રંથો રચ્યા તેની માહિતી ટૂંકમા આપવી ઘટે છે પાશ્ચાત્ય લેખકોમા કેપ્ટન ડે નુ નામ આવે છે એઓએ ઇ સ ૧૮૯૧મા દક્ષિણ સંગીતના વાદ્યો ઉપર એક મોટો ગ્રંથ રચ્યો છે જેમા અનેક જાતના મુખ્ય વાદ્યોની માહિતી તેના ચિત્રો સહિત આપી છે વાદ્યો કેવી રીતે બને છે તેને ક્યા ક્યા સૂરમા મેળવવામા આવે છે તેની પણ માહિતી આપવામા આવી છે તેમ જ તેમા આજ સુધીના સંગીત ઉપરના સંસ્કૃત ઉપલબ્ધ ગ્રંથોની યાદી આપવામા આવી છે, વળી યુરોપિયન લેખનપદ્ધતિના દક્ષિણી રાગોના ગીતો પણ આપવામા આવ્યા છે એ ગ્રંથ બહુ સરસ છે એમા કંઈ શંકા નથી

બીજો લેખક ફોક્સ સ્ટ્રેંગ્વે કરીને છે કે જેણે ૧૯૧૪મા 'મ્યુઝિક ઑફ હિંદુસ્તાન' કરીને ચોપડી લખી છે એ ચોપડી પણ ચિકિત્સક પદ્ધતિને લખાએલી છે એની અંદર વિશેષત ઉત્તર હિંદુસ્તાની સંગીત પદ્ધતિને વિષે લખવામા આવ્યુ છે અને પુસ્તકમા જે જે રાગોનુ લેખન આવ્યુ છે, તેની સાથેજ તેને મળતા ગ્રીક રાગો પણ આપ્યા છે પુસ્તક વિશેષત પાશ્ચાત્ય લોકોને હિંદુસ્તાની સંગીતનો પરિચય થાય એ ઉદ્દેશથી લખેલુ જણાય છે

ત્રીજો પ્રયત્ન મુંબઇ ઇલાકાના એક ક્રિશ્ચિયન જજ અને તેમની સાથેજ મામ સ્નાર ગવ દાદુર દેવલ એ બન્નેએ મળીને [ ]ન હાર્મોનિક સોસાયટિ ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆ નામની એક સંસ્થા ૧૯૧૨મા સ્થાપી છે મહારાષ્ટ્રના સંસ્થાનિકો અને ધનિકો એ સંસ્થાના આશ્રયદાતા છે, એ સંસ્થાનો ઉદ્દેશ સંગીત ઉપરના જુના ગ્રંથો શોધખોળ કરી તેને પ્રજા આગળ મૂકવા અને દાનમા શ્રુતિઓ તરફ થતી અવહેલના મટાડી મર્યાદિત

બાવીસ શ્રુતિઓનો સિદ્ધાન્ત પ્રજા આગળ મૂકવો અને તે સિદ્ધાંતોના ગાયનનું પુનર્જીવન કરવું એ છે. એ સોસાયટિ તરફથી 'રાગ્સ ઑફ હિંદુસ્તાન' ના બે ભાગ 'કર્નાટકી સંગીત' નો એક ભાગ નીકળી ચૂક્યા છે એ ઉપરાંત મિ ક્લેમન્ટે પોતે 'ઇન્ટ્રોડક્શન-ટુ ધ સ્ટડી ઑફ ઇન્ડિયન મ્યુઝિક' નામની ચોપડી ઇંગ્રેજીમા બહાર પાડી છે એ ચોપડીનો ઉદ્દેશ પણ વિશેષત પાશ્ચાત્યોને હિંદુસ્તાનના સંગીતનો પરિચય કરાવવા માટે છે. શ્રી. દેવલ સાહેબે પોતે પોતાના શ્રુતિ વિષેના સિદ્ધાંતો તેમજ ગ્રંથોક્ત ગ્રામરાગો વગેરે ઉપર ચોપડીઓ બહાર પાડી છે

પુના ગાયન સમાજ તરફથી જયપુરના મહારાજા પ્રતાપસિંહ કૃત 'સગીતસાર' નામનો ગ્રથ છપાઇ ચુકયો છે. એ ઉપરાંત તેઓએ સગીત ક્રમિક પુસ્તકમાળા પણ કાઢી છે

આપણા ગુજરાતના સગીતશાસ્ત્રીઓએ ગુજરાતીની અદર પુસ્તકો લખ્યા છે. જામનગરના પ્રખ્યાત સગીતશાસ્ત્રી પ્રોફેસર આદિત્યરામજીએ " સંગીત આદિત્ય " નામની ચોપડી ૧૮૮૯મા લખી છે એ ચોપડીમા આધુનિક રાગોને મતના સગીત પારિજાતાદિ સંસ્કૃત ગ્રંથોના આધાર ટાકી બ્યાન કરેલુ છે તે જોવા લાયક છે ચોપડી બહુ મહેનતથી લખાએલી જણાય છે. ગ્રથકર્તા પોતે એક વિદ્વાન સગીતશાસ્ત્રી હતા અને સસ્કૃત પડિત હતા તેની અસર ચોપડીમા જોવામા આવે છે જ્યા મતભેદ છે, ત્યા સ્પષ્ટ રીતે જણાવ્યુ છે.

બીજી ચોપડી શ્રી ભવાનરાવ પીંગળેની ' ઇન્ડિયન મ્યુઝિક " નામે બનાવેલી છે. (ઇ સ. ૧૮૮૪) એ ચોપડીમા બહુ જ સરસ રીતે અને ચિકિત્સાપૂર્વક બ્યાન કરેલુ છે શ્રુતિઓ વિષે લખતા શ્રુતિઓની અદર સરખુ જ અતર છે એમ લખેલુ છે, તે મત ભેદ કરનાર છે. બાકી ચોપડીમા હિંદુસ્તાની સગીતસપ્તકનો ઇતિહાસ આપ્યો છે તે બહુ રોચક છે.

ત્યાર પછી ભાવનગરના મહારાજા ભાવસિંહજીની પ્રેરણાથી ત્યાના સગીત પડિત ડાહ્યાલાલ શિવરામે " સગીત કલાધર " નામનો એક મોટો ગ્રથ બહાર પાડ્યો હતો તેની અદર સંગીતના ટુકા ઇતિહાસ ઉપરાંત દેશી અને યુરોપિયન સગીત વિષે ચર્ચા, તેમ જ સુલભ નોટેશનમા ઉસ્તાદી ગાયનોનો સગ્રહ છાપ્યો છે. ગુજરાતીમા આ પણ એક અપૂર્વ ગ્રથ છે.

ચોથી સારી ચોપડી ગણપતરાવ ગોપાળરાવ બર્વે સગીતશાસ્ત્રીની છે. એને ચોપડી કહેવા કરતા ગ્રથ કહીએ તો ચાલે. એમણે એ ચોપડીનુ નામ " ગાયન વાદન પાઠ-માળા " કરીને રાખ્યુ છે તેમા સગીતશાસ્ત્ર ઉપર ખૂબ વિવેચન છે રાગ, તાલ દિની સમજુત ઉત્તમ રીતે આપેલી છે. ગુજરાતી ભાષામા એવડુ વિસ્તૃત સાહિત્યવાળુ પુસ્તક હજુ કોઇએ બનાવ્યુ નથી. સગીતશાસ્ત્ર ઉપર શ્રી બર્વેએ ઘણી ચોપડીઓ લખી છે. એમનો શ્રુતિસ્વરસિદ્ધાતનો લેખ પ્રસિદ્ધ છે તે ઉપરાત તેમના બીજા દસબાર ગ્રથો પ્રસિદ્ધ છે

એ ઉપરાંત કાઠિયાવાડના કવિ નથુરામ સુદરજી શુક્લે ૧૮૧૮મા 'સગીતશાસ્ત્ર' નામની ચોપડી લખી છે તેમા 'સગીત રત્નાકર' ને કેન્દ્ર રાખી બ્યાન કર્યું છે અને રત્નાકરનુ જ સગીત ગુજરાતી કવિતામા આપ્યુ છે તે ઉપરાત હાલના રાગોના લક્ષણોની

પણ કવિતાઓ ગુજરાતીમા આપેલી છે તેમજ વાદ્યને લગતુ અને નૃત્યને લગતુ વિવેચન આપવામા આવ્યુ છે

છઠ્ઠો ગ્રથ 'સગીત ચિંતામણી' છે જામનગરવાળા વ્યાસ મુળજી જેઠાભાઈએ એ ચોપડી લખી છે

સાતમી ચોપડી ધરમપુર સસ્થાનના મહારાણા પ્રભાતદેવજીએ ૧૯૨૦ની અદર 'સગીત પ્રકાશ' નામની બનાવેલી છે હાલના સગીતને લગતુ એમા ધ્યાન હોવાથી અને તે ધ્યાન વિશેષ સ્વતત્ર રીતે લખાયેલુ હોવાથી ગુજરાતીમા એ એક સાહિત્યમા વધારો ગણાય એ ચોપડીના કર્તા પોતે સગીતના વિદ્વાન અને બીનવગાડનાર છે એઓએ સ્વતત્ર રીતે પોતાના સિદ્ધાતો એમા મૂક્યા છે

એ ઉપરાત ગુજરાતીના જુના લેખક કે નારાયણ હેમચદ્રે લખેલી ચોપડીઓ 'સગીતચર્ચા' અને 'નાટ્યચર્ચા' પ્રસિદ્ધ છે

મહારાષ્ટ્રની અદર 'સગીત દર્પણ નામનુ માસિક પુસ્તક ૧૮૮૩મા વિશ્વનાથ રામચદ્ર કાળે અને પડિત બાળકૃષ્ણ બુવાએ કાઢ્યુ થોડો સમય એનો ઠીક પ્રચાર થયો હતો પણ પછી તે બધ પડ્યુ બીજો પ્રયત્ન રાવ અન્નાસાહેબ ઘારપુરેએ 'સગીત મિમાસા' અને 'સગીત પરિજાત' નામના બે માસિકો કાઢી કર્યો હતો

ત્રીજો પ્રયત્ન પડિત વિષ્ણુ દિગબરજીએ 'સગીતામૃત પ્રવાહ નામે હિંદી અને 'ગાધર્વ મહાવિદ્યાલય' નામે મરાઠી અને ગુજરાતી એમ ત્રણ ભાષામા સગીત માસિકો કાઢી કર્યો છે એ કામ ૧૯૧૫ સુધી ચાલ્યુ

ચોથો પ્રયત્ન મૈસુરના એચ પી કૃષ્ણરાવ તરફથી 'ઇન્ડિયન મ્યુઝિક જર્નલ' નામનુ ઇગ્રેજીમા માસિક ચાલતુ હતુ તે કહેવાય એ પણ બે ત્રણ વર્ષ પછી બધ પડ્યુ

પાચમો અને છેલ્લો પ્રયત્ન 'અખિલ ભારતીય સગીત પરિષદ તરફથી થયેલો 'સગીત સુધા નામે માસિક પત્ર પરિષદના મત્રી તરફથી પ્રસિદ્ધ થતુ મને લાગે છે કે એના ચાર અકો નીકળી તે વિરામ પામ્યુ

છેલ્લા ત્રીસ ચાલીસ વર્ષ દરમ્યાન આર્ય સગીતના ઉદ્ધારાર્થે જે પ્રયત્નો થયા તેમા ઘણા વિદ્વાનોએ હિસ્સો આપ્યો છે કોઇએ ગ્રથો રચ્યા, કોઇએ લેખો લખ્યા કેટલાકે ક્રમિક પુસ્તકમાળા બનાવી કેટલાકે શ્રુતિસ્વરોના નકશાઓ ચીતર્યા, કેટલાક ગાયક અને વાદક વર્ગોએ સગીતની પાઠશાળાઓ સ્થાપી અને તે દ્વારા સગીતના ઉપાસકો તૈયાર કર્યા દરેક પ્રાતમા આવા પ્રયત્નો થોડા બહુ પ્રમાણમા થયા છે પરતુ હિંદુસ્તાન જેવા મોટા અને અફાટ દેશ તરફ જોતા એ પ્રયત્નોની ગણત્રી કઇ જ નથી એમ કહેવાય તથાપિ જે ચિકિત્સાની દૃષ્ટિ નજરે પડવી જોઇએ એ દૃષ્ટિનો પ્રકાશ સગીતને મળ્યા વગર રહ્યો નથી ગયા પચાસ વર્ષની અદર ... જનમહારાજાઓને ત્યા જે

સગીતના નરરત્નો વિદ્યમાન હતા તેમનામાથી આજે આગળીઓને ટેરવે ગણાય એટલા પણ નથી અને તેમની પરપરા ચલાવનાર તેમના શિષ્યો પણ પહેલા જેવા નીકળતા નથી એવો આરોપ હાલના સગીતના સેવકો ઉપર છે એ આક્ષેપમા કઇ તથ્ય નથી એમ માનીને આપણે શાત થઇશુ તો તે બરાબર નથી જુની પરપરા ગુરુના નિત્ય સહવાસથી, નિત્ય અભ્યાસ રાખવાથી શિષ્યમા ઉતરે છે એ વસ્તુનુ ભાન આજકાલના ગાયકવાદકોમા છે એમ જણાતુ નથી, એ તેટલુ જ સત્ય છે પણ જુની પરપરાના ગાયક વાદકોમા જે એકાગીપણાનો દોષ હતો અને છે તે દોષ હાલના જમાનામા નહિ ચાલે હાલની સ્થિતિ હાલના વિચારો હાલની સમાજ રચના દલાઈ ગઇ છે તેનો ખ્યાલ હાલના સગીતના ઉપાસકોએ કરવો ઘટે છે

આ થયુ પરપરા વિશેનુ વિવેચન હવે ગુજરાત સિવાયના બીજા પ્રાતોની અદર ગયા ત્રીસ ચાલીસ વર્ષમા જે ગ્રથો લખાયા છે તેની અત્રે નોધ લેવી ઘટે છે મહારાષ્ટ્રની અદર પ્રોફેસર અન્નાસાહેબ ઘારપુરેનુ નામ પ્રસિદ્ધ છે એ હમણા વિદ્યમાન નથી એમણે સિતાર વાદન ઉપર બે ચોપડીઓ બનાવી છે તે ઉપરાત કે નાક સગીત સસ્કૃત ગ્રથો-સગીત પારિજાત, 'રાગમાલા, તાનસેન કૃત સગીતસાર વગેરે ગ્રથો પ્રસિદ્ધ કર્યા છે ઇ સ ૧૮૮૮ શ્રી અનાસાહેબ પોતે અતિ ઉત્તમ પ્રતિના સિતાર અને બીનવાદક હતા ગાનશાસ્ત્ર ઉપર એમણે બીજા પણ ગ્રથો તૈયાર કર્યા છે અન્નાસાહેબ પોતે સગીત મિમાસા ' નામક એક સગીત માસિક પણ ચલાવતા હતા તેની અદર પ્રાચીન સસ્કૃત ગ્રથોનુ ભાષાતર પણ આવતુ

ગોવા પ્રાતના વસ્તાદ સુરાગમા મુબઇકર જેઓ તતકાર શ્રી કાન્હેરેના શિષ્ય હતા તેઓએ સતાર ઉપર એક પુસ્તક અને સગીત સજીવની કરીને બીજુ એક ગાયન ઉપર બે પુસ્તક રચ્યા છે (ઇ સ ૧ ૮૭) શ્રી વિશ્વનાથ કાજે વકીલ મૃદગ વાદન ઉપર એક ચોપડી બનાવી છે (ઈ સ ૧૮૯ ) પછી શ્રી રગોજી હમરે ઈ સ ૧૯૦૧મા સતાર ઉપર એ ચોપડી લખી છે ગ્રથકાર પોતે પ્રસિદ્ધ ખાસાહેબ તતકાર બીદુખાની પરપરાના હતા એ ઉપરાત ડૉ માગીએ રાગવિલાસ' નામની ચોપડી ઈ સ ૧૯૦૫ની અદર બનાવી છે

તે ઉપરાત શ્રી મગેશ રામકૃષ્ણ તેલગે પુનાના આનન્દાશ્રમ તરફથી પ્રાચીન ગ્રથ સારગદેવ કૃત 'સગીત રત્નાકર નુ સશોધન કરી તેને બે વિભાગમા પ્રસિદ્ધ કર્યુ શ્રી તેલગ સાહેબ પોતે સસ્કૃત પડિત એટલુ જ નહિ પણ પોતે એક ઉત્તમ તતકાર છે તે ઉપરાત એમણે સગીત ઉપર ઘણા લેખો લખ્યા છે

ઉત્તર હિંદુસ્તાનની અદર ત્રીસ ચાલીસ વર્ષ પહેલા હિંદીના ગોસ્વામી ક ના ચાનજીએ નાદ વિનોદ ગ્રથ રચ્યો છે તેમા રાગોની ગાયનમા પરપરાગત આવેલી

માહિતી આપી છે. તે ઉપરાંત ઉર્દુમા તેમજ બંગાળી ભાષામા પણ ગાયન, વાદન ઉપર ઘણા વિદ્વાનોએ ચોપડીઓ લખી છે. બંગાળમાં પ્રો. બેનરજીનું 'ગીતસૂત્રધાર' પ્રસિદ્ધ છે. ખુદ બંગાળી ભાષાની અંદર ઘણા લેખકોએ સંગીત ઉપર લેખો લખ્યા છે હિંદીમા 'ગોરખા ગીત પ્રકાશ' નામની ચોપડી પ્રો. મૌલાબક્ષના શિષ્ય ડૉ. પધાણે બનાવી છે. તેમાં મૌલાબક્ષ નોટેશન પદ્ધતિમા લખેલી ગીતો આપ્યા છે. તે ઉપરાંત પટણાના વકીલ શ્રી. મુરારીપ્રસાદજીએ 'હિંદુસ્તાની સંગીત પ્રવેશિકા' ના બે ભાગો હમણાજ લખ્યા છે. ત્યાર પછી ' સંગીત સમુચ્ચય ' નામની ચોપડી શ્રી. શિવેન્દ્રનાથ બસુએ હમણાજ બહાર પાડી છે સંગીતમાસિકોની અંદર ગાન્ધર્વ મહાવિદ્યાલયવાળી માલા, પુના ગાયન સમાજ અને શ્રી. ભાતખંડે સાહેબ તરફથી પ્રકટ થ । ક્રમિક પુસ્તકો સંગીતશાસ્ત્રી બર્વેની ગુજરાતી પાઠમાળાઓ, વડોદરાના મૌલાબક્ષ ગાયનવાદનના પુસ્તકો વગેરે છેલ્લા વીસ વર્ષના પ્રકાશનો પ્રસિદ્ધ છે.

સંગીતના ક્રમિક પુસ્તકોની અંદર જે લેખનપદ્ધતિઓ સંગીતને માટે સ્વીકારવામા આવેલી તે અનેક જાતની છે. પ્રથમના પુસ્તકોમા ગાયનોના અથવા ગતોના અક્ષરો ઉપર કેવળ સ્વરો લખી તે સ્વરોને સ્થૂળ માત્રાઓ આપતા તેની પછીના પુસ્તકોમા દરેક તાલના બાર (Bar) કરી તે બારની અંદર સ્વરો લખતા. ત્યાર પછીના પુસ્તકોમા તાર, મધ્યમ, મંદ્ર ત્રણે સપ્તકોને છુટા પાડી એક માત્રાના એક સોળાંશમો ભાગ બનાવવા જેટલી બારીકાઇ લેખનપદ્ધતિમા દાખલ કરવામા આવી છે. આજકાલ દરેક ગ્રંથકાર દીઠ લેખનપદ્ધતિ જુદી એમ જોવામા આવે છે. એ અનિષ્ટ તો છેજ. કારણ વાચકોને તેટલા પ્રકારની લેખનપદ્ધતિમા પસાર થવું પડે છે. યુરોપની અંદર પણ સ્ટાફ નોટેશન સાર્વત્રિક કરવા માટે અનેક પ્રયત્નો થયા અને તે સાર્વત્રિક થતા કેટલાય વર્ષો ગયા તે જોતા આપણે આપણા સંગીતની લેખનપદ્ધતિ સાર્વત્રિક એકજ થાય તે માટે ધીરજ રાખવી ઘટે છે.

હવે વાદ્યો વિષે ચાર શબ્દ લખવાની જરૂર છે. આપણા સંગીતની અંદર અનેક *જાતના વાદ્યો વગાડવામા આવે છે. પચાસ વર્ષ પહેલા બીન, સારંગી, સિતાર, તાઉસ,* દિલરૂબા, તાઉસ ઇત્યાદિ વાજીંત્રો પ્રચારમા હતા. ગાયક સાથે તંબુરો અથવા તાનપુરો નામનું વાજીંત્ર વાગતું હતું. હરિદાસ, પુરાણિક કથા વાચન સાથે તંતુવાદ્ય વગાડવામા આવતા હતા તેમા મુખ્ય સારંગી, એ વાદ્ય હતું. પરન્તુ પરદેશી હારમોનિયમે આ વાદ્યોની જગ્યા લીધી છે હમણા એ વાદ્ય વગર કોઇપણ સંગીતનો જલસો કે સંગીતનો વર્ગ ચાલતો નથી. હારમોનિયમ લોકપ્રિય થયુ છે તેનુ કારણ તે વગાડવાની અંદર વિશેષ મહેનત ન હોય. અસ્તુ. સર્વે વાદ્યોની અંદર બીન એ મુખ્ય વાદ્ય છે. ચાલીસ વર્ષ પહેલા બંદે અલીખા, અલી હુસેનખા જેવા પ્રવીણ બીનકાર થઇ ગયા. ત્યાર પછી મુબઇમા શ્રી વિશ્વનાથ બુવા કાળે એ પ્રસિદ્ધ બીનકાર હતા (મૃ. સ. ૧૯૮૮) ઉત્તરમા અલ્વરની અંદર જયપુરના મુશર્રફખા અને રજબઅલી મા એ ઉત્તમ બીનકાર હતા હમણા ઇંદોર, વડોદરા, દેવાસ વગેરે રિયાસતોમા મુરાદખા, વહીદખા, જમાલુદ્દિનખા અને

મુરાદખા એટના આજે વિદ્યમાન છે બન્દે અલીખા જેવા બીનકાર આજે હયાત નથી બીનમા મુખ્યત્વે કરીને આલાપ અથવા જોડઝમ વગાડવાનો રિવાજ છે બીનના આલાપથી હૃદય હલી ઉઠે છે

સિતાર એ બીન જેવુ સ્વતન્ત્ર વાદ્ય છે મુમ્બઈમા જીવણલાલ મહારાજ ગોસ્વામી એ સિતારમા નામાંકિત વગાડનાર થઇ ગયા એ ઇ સ ૧૮૭૦ મા ગુજરી ગયા એમના શિષ્ય વિશ્વનાથબુવા કાજે એમની પાસે જ જોડકામ શીખ્યા હતા જયપુરના ઇમ્રતસેન, અમીરખા એ બન્નજ એ દરજ્જાના સિતારીઆ હતા સતારના કછવા અને સુરબહાર એ બે પ્રકાર છે તુમડાના આકાર પ્રમાણે તેના નામો બદલાય છે તુમડા ઉભા કાપી ઘડીને જે નામા આવે છે તે સતાર અને આડા કાપી જોડવામા આવે તો કછવા કહેવાય અને સિતારનેજ બે નાના તુમડા બીન પ્રમાણે વગાડવામા આવે તો તે સુરબહાર થાય છે

સતાર જેવુ જ તાઉસ વાદ્ય છે એ પણ વગાડનાર હવે બહુ ઓછા રહ્યા છે પણ એના કરતા દિલરુબા વાદ્યનો પ્રચાર છે ત્રીસ પચીસ વર્ષની અંદર વિશેષ થયો છે વિશેષત પારસીઓની અંદર એ વાદ્યનો વધારે શોખ છે એક ભાટીઆ ગૃહસ્થ ભીમજી નામે વીસેક વર્ષ પહેલા મુમ્બઇમા વગાડનાર હતા

સારંગી વાદ્યમા ગાયકોનું ગાયન જેવી રીતે બરાબર ઉતરે છે તેવી રીતે બીજા કોઈ તંત વાદ્યમા નથી વગાડાતુ વિલાયતી ફિડલ પણ આ બાબતની અંદર સારંગીની બરોબરી કરી શકે તથાપિ હારમોનિયમે એને પણ ખાંડી નાખ્યુ છે સારંગી વાદ્ય વગાડનાર હવે રહ્યા નથી ચાલીસ વર્ષ પહેલા મીરજ ના સાર ગીઆ અને દુલારામ ગોવિંદજી જેવા એ વાદ્યમા પ્રવીણ હતા

સારમંડલ એ વાદ્ય પણ કેટલાક લોકો વગાડતા હતા હવે એ વાદ્ય નામશેષ થઇ ગયુ છે ૧૮૭૭ મા અતુલબુવા રીતે એક બ્રાહ્મણ એ વાદ્ય વગાડતા હતા

દિલપસંદ એ નાનુ સરખુ વાદ્ય સારંગી જેવુ જ પણ એનો અવાજ સૂક્ષ્મ અને મધુર ગાનિય ના [illegible] મિશ્ર નામના એક હિંદુસ્તાની બ્રાહ્મણ ત્રીસેક વર્ષ પહેલા મુમ્બઈમા વગાડતા હતા

સુરસૃંગા એ વાદ્ય સરોદ જેવુ હોય છે એને બાલગડાના તારને બદલે લોખંડના તાર વગાડવામા આવે છે ચાલીસ વર્ષ પહેલા આખા હિંદુસ્તાનની અંદર પ્રસિદ્ધ થયેલા રામપૂર દરબારના ગાયક બહાદુર હુસેન એ વાદ્ય વગાડતા હતા એ પ્રસિદ્ધ ગાયક ૧૮૮૦ મા ગુજરી ગયા મુસલમાન ગવૈયાઓ તેને નાયક કહેતા મુમ્બઇમા મુગરાના પેઢી ર એ વાદ્ય વગાડતા હતા

'સરોદ' એ વાદ્ય 'સુર શૃંગાર' પ્રમાણેજ વગાડવામા આવે છે એ વાદ્ય વગાડનાર ગુલામઅલ્લી જેવા ઉત્તમ વાદકો થઈ ગયા એ વાદ્યનો પ્રચાર ઉત્તર હિંદુસ્તાનમા છે

હવે 'સુરસાગર' કરીને છેલ્લુ તતુવાદ્ય છે એ વાદ્ય બીન જેવુ હોય છે પણ તેને બીન જેવા પડદા નથી હોતા જુદા જુદા સ્વર ઉત્પન્ન કરવા માટે એક કાચનો ગોળો તાર ઉપર ફેરવીને એ વાદ્ય વગાડવામા આવે છે તન્જાવર, મૈસુર તરફ એ વાદ્યને 'મહાનાટક મણી' અથવા 'ગોટવાદ્ય' કહેવામા આવે છે એ વાદ્ય વગાડનાર રાધાકૃષ્ણ નામના એક હિંદુસ્તાની બ્રાહ્મણ વીસેક વર્ષ પહેલા મુબઈમા આવ્યા હતા આ પ્રમાણે તતુવાદ્યોનો ત્રીસ ચાલીસ વર્ષનો હેવાલ છે

હવે તબલા મૃદગ વિષે બે શબ્દ કહુ એ બેમાથી મૃદગ અથવા પખવજ ધ્રુવપદ, ધમાર, જેવા ગાયનના પ્રબધો સાથે વગાડવાનો પ્રાચીન રિવાજ છે ધ્રુવપદોનુ ગાયન અને પખવાજનુ વાદન એ બન્ને વીગ્રસ પ્રધાન હોય છે પરન્તુ ધ્રુવપદ ગાયનનો પ્રચાર બહુજ ઘટવાથી એ વાદ્ય વગાડનાર પણ હવે બહુ ઓછા છે દતિયાના કુદોસીગ, ઇંદોરના નાનાસાહેબપાચસે, વડોદરાના નાસરખા દક્ષિણ હૈદ્રાબાદના વામનરાવ ચાંદોરકર એ ઉત્તમ પખવાજી થઇ ગયા બગાલ અને પજાબ તરફ હજુ ધ્રુવપદ ગાયનનો પ્રચાર છે તેથી તે તરફ પખવાજીઆ મળે છે એ ઉપરાત શરણાઈ નગારા વગેરે વાદ્યો વગાડનાર પહેલા જેવા રહ્યા નથી બનારસના બિસ્મિલગજ જેવા અથવા તો વડોદરાના ગણપતરાવ જમાદાર જેવા પ્રખ્યાત બહુજ થોડા છે

ગાયકોની અદર પણ વડોદરાના ખાદીમહુસેનખા ધ્રુપદીઆ, ગુલામ રસુલખા ખાલીઆ, ફરીઝ મહમ્મદ મૌલાબક્ષ, ગ્વાલિયરમા હદુખા, હસુખા, નથુખા મહમ્મદખા, ઇંદોરમા દેવજીબુવા, વાસુદેવ શાસ્ત્રી, જયપુરમા ધધે ખુદાબક્ષ બહેરામખા, રામપુરની અદર બહાદુર હુસેન, અલવરમા તાનરસખા, રીવામા બડે મહમ્મદખા, જોધપુર લખનૌ, આગ્રામા માન તોરખા, મુબારક અલીખા, માધક અલીખા, વારસ અલીખા વગેરે ઘણા નામાંકિત ગાયકો-ધ્રુવપદીઆ અને ખ્યાલીઆ-થયા છે હમણા હમણા ઉદેપુરના આલાબદેખા, જાખિરદનખા, મહારાષ્ટ્રમા કોલ્હાપુરના આલાદિયેખા જેવા, અને ખુદ મહારાષ્ટ્રીઓમા કે બાળકૃષ્ણ બુવા ઇચલકરજીકર તેમના શિષ્ય અને પુત્ર પડિત અણ્ણાબુવા, વડોદરાના ફૈઝમહમદખાના શિષ્ય કે ભાસ્કરબુવા બખલે જેવા નામાંકિત સગીત વિદ્વાન થયા છે હાલમા પડિત વિષ્ણુ દિગબર, કોલ્હાપુરના અલાદિયાખા, અને પૂનાના અબદુલ કરીમ જેવા સગીત રત્નો થોડા રહ્યા છે

આ પ્રમાણે છેલ્લા સો વર્ષનો સગીતનો હેવાલ ટુકમા આપવાનો પ્રયત્ન કર્યો છે અગ્રેજી અમલ શરૂ થઇ ગયો ત્યાર પછી સગીતને જે કઈ આશ્રય મળ્યો તે રાજા મહારાજાઓના દરબારમા અને ખાનગી સુખના ધનિક અને શોખીન વર્ગ તરફથી મળ્યો

રાજ્યકર્તાઓ તરફથી સંગીતને આશ્રય મળવો એ જરા દુર્ઘટ જ કામ હતું. કારણ કે તેઓ પોતે આર્યસંગીતના પરિચયમાં આવતાજ ન હતા. પરન્તુ એનો પણ નીવેડો હવે આવી ગયો છે. લખનૌની 'મોરિસ મ્યુઝિક કૉલેજ' એ તેનું પરિણામ છે. સંયુક્તપ્રાંતના સરકારી કાર્યક્રમમાં આપણા લોકોના પ્રયાસથી સંગીતને સ્થાન મળ્યું છે અને ધીરે ધીરે દરેક પ્રાંતમાં એજ ક્રમ દાખલ થશે. પરન્તુ સંગીતની પ્રગતિ એ કેવળ સરકારી આશ્રય ઉપર અવલંબીને થવાની નથી એને તો લોકોએ પોતાના જ હાથમાં લેવી જોઈએ. અને જેમ જેમ સંગીતના ઉપાસકો વધશે તેમ તેમ સંગીતનો પ્રભાવ દરેક જાતના મનુષ્ય ઉપર પડશે અને તે એ વિદ્યાને હસ્તગત કરવા મથશે. સંગીત એ દિલને સ્વર્ગીય આનંદ આપનાર વસ્તુ છે. દરેક ઘરમાં તેનું મંગલ વાસ્તવ્ય હોવાથી વિચાર, આચાર, પર તેનો પ્રભાવ પડે છે. એવી રીતે એ ઇશ્વરની કુદરતી બક્ષિસનો લાભ આપણા લોકો લેશે અને આપણા આર્યસંગીતનું પ્રાચીન ગૌરવ પ્રાપ્ત કરવામા ભાગીદાર થશે એટલી ઈચ્છા રાખી વિરામ પામું છું.

નારાયણ મોરેશ્વર ખરે.

પાને "૫૧" એ એમણે લખ્યુ છે "આ ઉપગત ગ્રેજી ભાષાના શિક્ષણે આપણને નિર્બળ બનાવ્યા છે" આ શીનફિન' ની પરાકાષ્ટા! મારૂ માનવુ છે કે આ શિક્ષણથી જ આપણે સજીવન રહ્યા છીએ શુ ઉપલો લેખ સાતમા ધોરણ પાસ થયેલો ગુજરાતી પંડિત, પછી તે આચાર્ય કે મુગ્ધ શાસ્ત્રિની પરીક્ષા કયા ના ઉત્તીર્ણ હો લખી શકશે! શુ ગ્રોથેએ કાલિદાસના વખાણ કર્યા તેથી એની જર્મનગિરા પારાગી થઇ? "Nenne ich Sakontala dich und alles ist gesagt" તારૂ નામ લેતા "શાકુતલ" બધા વાના કહેવાઇ ગયા. આ તારીફની પરિસીમા! "સકોચ" એ આર્યદૃષ્ટિ નહિ આર્ય તો લુટારો પારકું લેતા ડરતો નથી ને તે પોતીકું કરતા અચકાતો નથી જાતની મનાથી સતુષ્ટ નથી તેને તો સિન્ધાદની સાતમી સફર બાદ પણ શાતા નથી વળતી તે ભટક્યા જ કરે છે ને મુલ્ક મુલ્કાતરથી જ્હેરો લાવે છે મારૂ માનવુ છે કે અગ્રેજી ભાષા શીખ્યા તેથી જ આપણે હાથે સસ્કૃતિનો "ઉઘાડ તલમત્ર" પ્રાપ્ત થયો છે

દુનિયાની તવારીખમા જોઇશુ તો બે ઉત્ક્રાન્તિની ઉર્મિ ભાગ્યની જણાશે એક તો સસ્કારમય જીવનની, એક સસ્કૃતિમય પરિસ્થિતિની કોઇક જ એવો અને અનોખો મુલ્ક હશે કે જ્યા સંસ્કારમય જીવન (Culture) અને સસ્કૃતિ પરિણત પરિસ્થિતિ (Civilisation) એકસાથ પરાકાષ્ઠાએ પહોચ્યા હોય! ગ્રીક પ્રગતિ ને પેરીકલીઝના સમયની સભ્યતા ઉપર દૃષ્ટિપાત કરતા સહેજે કહી શકાશે. તે વેળાની શિષ્ટતા ને શિષ્ટાચાર રાજ્યતત્ર કે સમાજ બધારણમા પરિણત થયા ન હતા તે વેળાનુ આર્થિક જીવન ગુલામતત્ર પર નિર્ભર હતું. સામાન્યોનો મરો, કચડો—વ્યક્તિઓની તેમની લાશો ઉપર ઉન્નતિ ને વિકાસ રોમમા આ જ હાલત હતી પણ જ્યારે એના રાજ્યતત્રની છાયા લખાઇ, ને સાર્વભૌમ એકછત્ર થવાનો આડબર કર્યો ત્યારે તેનું સાક્ષર જીવન અસ્ત પામવા લાગ્યુ પાચમા સૈકા બાદ જસ્ટીનીયનના થવાનો કાયદાનો સગ્રહ મળશે નહિ કે ઓવિડ કે લુક્રેશીયસની શૃગારમય પદ્યરચના કે વર્જીલની ગર્જનામય સ્વારી તે વેળાની જે સસ્કૃતિમય પરિસ્થિતિ બધાઇ તેની જ હિવાલ પાર કરી ઉત્તર યુરોપના લુટારા ઇટાલીમા આવ્યા તો ખરા પણ જાતે જીતાયા ને દુર્ગેશની પુત્રી જોડે પરણતા સાસરાની ન્હેણી સ્વીકારી, પણ "દેવ" જે રીસાયા રહ્યા હતા—તેમની દેવડી અગ્યારશ તો "કાત્રો ચેતો" લગી (ચૌદમા સૈકા) મુલતવી રહી, ને ડાન્ટે પેટ્રાર્કના જ ચિત્રકાળ સગીતમા ઉજવાઇ અત્યાર લગી યુરોપના આત્માનું રક્ષણ કોણે કર્યું? રોમન કેથોલીક ધર્મગુરુની પ્રભાવશાળી સત્તા નાચે જે પ્રણાલિ પ્રવર્તિ તે જ પ્રણાલિ રાજ્યતત્ર ને સમાજ બધારણમાં આત્મા રૂપ રહી એક એવી મકડીની જાળમા તે આત્માને બાધી રાખ્યો કે તેનો વિકાસ તો ન થયો પણ હ્રાસ થતા અટક્યો. હાલના ફ્રાંસના જીવનમા દૃષ્ટિપાત કરો ત્યા શિષ્ટાચાર સભ્યતા ફેલેલી છે. શુ કહી શકાશે કે સસ્કૃતિમય પરિસ્થિતિ પાકે પાયે ચણાઈ છે? ત્યાની સુઘરાઇ જુવો, સમાજ ને વ્યક્તિની સુઘડતા જુવો, રાજતત્ર જુવો, ગ્રામ નિયમ જુવો, ઈગ્લાડ અને અમેરિકાથી ઘણાઇ દરજ્જે નીચી ઉન્નતી ને ધતા ફ્રાંસ તે રમણી અનેરી છે. તેનું ઉપરણુ જ એક નિરુપમ છે ને જનસમાજના આત્મિક મેળમેળ ને મેળજોગમા તે મોહિનીયમ નીવડે છે આ મોહિની આગળ તેનો પડોશી આખનો કે સમુદ્રપારનો પસા ગણતો ગાંડાર શા હિસાબનો? તે છતા ફ્રાંસમા

થશે તે જોવાનુ છે ઇગ્લાડમા સસ્કૃતિમય પરિસ્થિતિની કાયા દિનપ્રતિદિન સુધરતી જાય છે ત્યાની સસ્કૃતિની વૃદ્ધિ સસ્કારમય જીવનના હ્રાસ સાથે હજુ સુધી જોડાયની નથી ત્યા પનટો કેમ ખાશે—કાયા કલેવર કેમ બદલ શે? એ કહી ન શકાય છતા એ વિક્ટોરિયન સૈકાનુ સાક્ષરજીવન જોતા હાલનુ સાક્ષરજીવન મદ નથી દેખાતુ? જ્યારથી જોન બર્ન્સ કૅબીનેટમા આવ્યો, ત્યારથી જ શિયાળો ગયો, વસત આવી એમ પ્રજાને ત્યા ભાસવા માડયુ છે ને થોડાક મહિના પ્રજાનો ડકો મૅકડૉનલ્ડે કયા નથી વગાડયો? અમેરિકા જુઓ ત્યા સસ્કૃતિમય પરિસ્થિતિ વધી છે, વધતી જાય છે ને ક્યા તે અટકશે એ કહી શકાતુ નથી ત્યા સરકાર નથી તે જાણવા અપ્ટન સીંકલેરની નવલકથા વાચવાની અગત્ય નથી અસ્તુ!

તાત્પર્ય આટલુ જ કે ઇગ્લાડના ગાઢ આલિંગનમા આવતા વાર જ એક નવીન સત્વ અહીં જાગ્યુ છે, એક નવો સ્રોત હિંદના જીવનસાગરમા રેડાયો છે આ સ્રોત સમષ્ટિ સ્વરૂપ છે ને હિંદના નિરાળા વારિને રગી નાખ્યુ છે પ્રજાકીય જીવન આ મથન કાળે, રત્ન ભરેલી વસુધરાશુ શોભી રહ્યુ છે જ્યા ત્યા રાષ્ટ્રીય, ધાર્મિક, સામાજિક સસ્થાઓમા વિકાસ થવા માડયો છે સામાન્ય કહેણી છે

દેવ ગયે ડુગરે, પીર ગયે મક્કે,
અગ્રેજના રાજ્યમા, ઢેડ મારે ધક્કે

આ "વેહ" જે વહ્યો છે તે ઉચા નસકોરાવાળા મગજના પટેલાને મનગમતો નથી તેથી જ ઉપરનુ મ્હેણુ મરાયુ છે અગ્રેજના રાજ્યને લીધે–અગ્રેજી સાહિત્યને લીધે જે નવી પ્રણાલિ ચલી છે તેનું એક જ પરિણામ દેખાય છે! સસ્કૃતિમય પરિસ્થિતિનુ મડાણ શુ ગાઝી મુસ્તફા કમાલના સમયમા સાહિત્ય ગરીબ છે કે કેમ એ પ્રશ્ન પૂછાય છે? પરિસ્થિતિ સુધારવામા દેશના દીપકો જ્વલત રહ્યા છે, શુ સાદ ઝગ્લુલને ત્યા ઇજીપ્શીયન સાહિત્ય સજીવન છે કે નહિ તે પ્રશ્ન છે? ત્યા તો પ્રશ્ન છે કે સામાજિક, ધાર્મિક ને રાષ્ટ્રીય જીવનતત્ર વિકસિત થતો જાય કે હ્રાસ પામતો! સરસ છે કે નિરસ! જો ટર્કીના સાક્ષરજીવનનો ખ્યાલ આણવો હોય તો માર્મેડયુક પીક્થોલની નવલકથા વાચો એ જ આપણો હિસાબ છે ઉત્કાળમા કવિઓ ને કોવિદો ગણગણતા ને તડૂક્યા જ્વાળાઓ પ્રગટાવીને દીપ સમાર્યા, સતેજ કયા પણ જ્યા થી જ્વાળામાથી જ્વાળા પ્રકટવા માડી છે, જ્યારથી પ્રજાજીવનમા નવી લેહ લાગી છે ત્યારથી શુ જુઓ છો? નથી જોવા મળતી ઘોશાલની ચમકતી આકૃતિ, ન નૉર્ટનનો ક્રોક, કોટ ને સીલ્ક હેટ, કે ફિરોઝશાહની પ્રફુલ્લ નેકટાઇ કે કૃત્રિમ ઝુલકા આનાથી કોગ્રેસ દેદિપ્યમાન નથી લાગતી કે નથી ત્યાનુ વક્તૃત્વ અગ્રેજી વક્તૃત્વનો નિચોડ તેની જગ્યા શુ જુઓ છો? ખદ્દરધારી ખડબચડી વ્યક્તિ, કદરૂપા ને વધારે બેડોળ બનાવતી ગાધીજીની ટોપી પહેરેલી નરરત્નોની હાર. જે વાણી વહે છે તે મસ્તિષ્કમાથી, નહિ પણ જાજ્વલ્યિત હૃદયમાથી—જે સ્થાને જાતિ વાદવાદની અપેક્ષા રખાતી કે શુ બનાવ થઇ ગયુ છે? કેટલા ચચળાની ગૂટ?

શો પટ વણ્યો છે? તે જમાનો ગયો. અહીં તો જે પટ વણાયો છે તે હૃદયના સ્નાયુઓનો. તેમાં જગસિંચન સમાજના રૂધિરનું ને ભાષાપટ જીવનપટની સાથ ઉપમા યોગ્ય છે.

અમે 'વસુધૈવ કુટુમ્બકમ્' એ શાસ્ત્રે ન્યાયે દોરીએ છીએ. ગોવર્ધનભાઈને મનસુખરામભાઈની ગિરા સન્મુખ આ ખડ્ગધારી નવજીવન સુંદરી ઊભી છે. વ્યક્તિસંસ્કાર કમ થયો છે. સામાન્ય સંસ્કૃતિ વધી છે ને તે સમાજતંત્ર રાષ્ટ્રતંત્રમાં પરિણતી પામતો જાય છે. આ સમય કવિઓના કલનનો દીસતો નથી. વીગતમાનો સંયોગ કે મુંડની પ્રગતિમાં ઘણા યોગો આવે છે પણ અત્યારે "કર્મયોગો વિશિષ્યતે" એ વાત છે. આ વાત ક્યાંથી આવી? કોણે પ્રેરી? જગતને બુદ્ધ મહાત્મા જેવું અભયદાન કોણે આપ્યું? યુરોપીય સંસ્કૃતિના પવનથી અને તે પવનની કુંચી અંગ્રેજી ભાષા! જેવી રીતે મુસ્તફા કમાલે પોતાની સ્ત્રીને તિલાક આપતાં એટલું જ વેણ કહ્યું કે "સેનોરીયેર" થવું હોત તો મારી જોડે લગ્ન કરવાં ન હતાં. જેમ આદમી ઉપરણું કાઢી ઊંચું મૂકે છે ને પ્રસંગોપાત પહેરવા રાખે છે તેમ કળા-પ્રધાન સર્વ વ્યવસાય અળગ રાખવામાં આવ્યા. કાલે તે પણ ઉગશે. હાલ સમય નથી. જેમ આ 'ખાનુમ' બાજરે નખાઈ તેમ હિંદુસ્તાનમાં પણ કળાદેવીનું મંદિર બંધ છે. તેના ઉપાસકો હરી ગયા છે. હિંદની ગુનગુન પણ ગાતી મંદ પડી છે ને કર્તવ્યપરાયણ થઈ દેશ દેશ ભમતી, મુસીબત ખેડી, ભાષણો કરે છે. સારુંયે પાયો ખોદ્યો, હવે પાયો ચણવાનો છે. આ અંગ્રેજી તાલીમથી યુરોપીય સંસ્કૃતિમાં પરિપક્વતા પામેલો હાલમાં સૌથી આગળ પડતો વીર આપણે એક ગણાવીએ તો તે કર્મવીર ગાંધીજી છે. કદાચ કેટલાકને કડવું લાગશે પણ કોઈનામાં જો કેટલીક રીતે હિંદુસ્તાની ખાસીયત કમ હોય ને યુરોપીયન ખાસીયત વધતી હોય તો તે ગાંધીજીમાં. વેળાસર કરવું, વખત સાચવી કરવું, ટુંકામાં કરવું, સચોટ કરવું, વ્યાવહારિકપણે કરવું, આ સદ્ગુણ "હોતી હૈ," "સો થઈ રહેશે," "કાલે થશે" તે તબિયતના કિસ્મતની પરસ્તિશ કરવાવાળા હિંદીવાસીનો છે? અંગ્રેજી ભાષા શીખવાથી એક મહાન લાભ એ થયો કે રાષ્ટ્રમંદિરમાં જે કારીગરો વળગ્યા હતા તે ટાવર ઑફ બેબેલ પ્રમાણે, ભાષાના નાનાપણાને લીધે ને લિપિના પરસ્પર ભેદથી કદાપિ એકતારે કામ ન કરી શકત ને લોકોમાં આ ભાષાના જ્ઞાનથી એક નવીન સત્ત્વ આવી ગયું ને રાષ્ટ્રનો પાયો ચણાઈ રહ્યા છે. અંગ્રેજી ભાષાએ મુલકમાં રેલગાડીના અનેક ગેજો-અનેક ચોડાઈની રેલોને ઉથલી નાખતી એકસમાન ૬૬ ઇંચી રેલની સડક છે જે અત્યાર લગી એક ગેજથી બીજામાં ઉતરતાં મુશ્કેલી પડતી તે દૂર થઈ ને સારા હિંદની મનોરથ ગાડી એક જ ચોડાઈના પાટા ઉપર ચાલી રહી છે. આ જ રીતે મુસ્તફા કમાલે ટર્કીમાં રોમન લિપિ દાખલ કરી કે યુરોપની ભાષાના વિવિધ બજારમાં એક જ નગદનું નાણું હોય તો પછી ચીજો વેચવા ખરીદવાની જે મુશ્કેલી નડતી તે દૂર થાય. આપણે અંગ્રેજી ભાષા શીખ્યા તેથી દુનિયાના વતની બન્યા છીએ. કૂપમંડૂક નથી રહ્યા. રશિયામાં ભાગ્યે જ કોઈ વિદ્યાર્થી નીકળશે કે જેને જર્મન ને ફ્રેંચ નહિ આવડતાં હોય. સ્કેન્ડિનેવિયન મુલકમાં અંગ્રેજી ને જર્મન લગભગ બધા સભ્યને આવડે છે. તેથી શું "ચેખોવ" કે ગોર્કિ ત્યાં નથી? પ્રિન્સ મિર્સ્કીએ હાલમાં રશિયાના સાહિત્ય

ઉપર પુસ્તક લખ્યુ છે ને અગ્રેજી ભાષાના અભ્યાસથી રશિયાના લેખકો ઉપર કેટલી સારી અસર થઇ છે તે તેમા વર્ણવ્યુ છે. માસાિકના લેખ વાચશો તો જણાશે કે અગ્રેજી સાહિત્યને જ બળ ' છે ''નુ સ્વાતત્ર્ય નિર્ભર છે હાલમા ગુજરાતી ભાષામા લખાણ કમ છે તેના બે જ મુખ્ય કારણ પહેલુ તો એ કે એ રાષ્ટ્રીયભાષા નથી, બાજુ એ કે ન એક તરફથી રાજા રજવાડામાથી સસ્કારમય જીવનની માગ, કે ન પ્રજા તરફથી રાષ્ટ્રીય કે સામાજિક વિષય સિવાય બીજા વિષયની માગ સાક્ષરજીવન કુમુદિની જેવું સુકુમાર છે એના ઉપરથી ઉત્તેજનનુ ચદ્દર્ણ અટકયુ કે હટયુ કે તે કરમાયુ દેશી રાજાઓ સરકારી ટળી શોખીન થવા ગામડાના માલેક ટળી દુનિયાના વતની બન્યા એમને ગામડિયા વાતા-વરણ ગુગળામણિયુ લાગ્ય કવિકુમુદ શી રીતે ખીલે ? પ્રજા, કનાપિનો કેકારવ કે દેગસરી જીનુ બુલબુલ નથી વાચતી, પણ ગાધીજીનુ નવજીવન આ શુ વિકૃતિ છે ? અધોગતિ છે? ના, ના નવીન પ્રગતિ છે શોચનીય છે ? ના જ બગાળમા કેમ સાહિત્ય જોરદાર છે ને ગુજરાતમા નથી? આનો આટલોજ ઉત્તર કે ગુજરાતમા સસ્કૃતિમય પરિસ્થિતિ સુધાર-વાની પૂરી કોશીશ જાગી છે ને તેનો આત્મા ગાધીજીમા દેહિભૂત થયો છે બંગાળમા સસ્કારમય જીવન તરફ વધારે ધ્યાન છે-પછી પ્રજાજીવન ચાહે તેટલુ નિર્માલ્ય કે નિરસ રહે! ને તે રવિન્દ્રનાથના મહિમા-શાતિનિકેતનમા જોશો શ્રીનિકેતન ત્યા દેખાદેખી ખુલ્લુ મુકાયુ છે કામયાબી! મીઠુ મારા મિત્ર રા નાનુભાઇ [નાનાલાલ ચમનલાલ મહેતા આઇ સી એસ. ] પાડોશના આજમગઢ જીલ્લામા કલેકટર છે તે લખતા કે ગ્રેજ્યુએટો નિકમ્મા બનતા જાય છે; પહેલાની માફક લખતા નથી, લખવાના શોખીન નથી દાખલા તરીકે રોમેશ દત્ત ને સુરેન્દ્રનાથનુ નામ ગણાવે છે તેમના પુસ્તકોમા સર્વ કાળ માટે કાયમ રહેવાની શક્તિ ગણ્ય છે ? શુ તેમના ' જીવન પ્રભાત ' ' જીવન સધ્યા ' 'માધવી કકણ' 'નાનપોખર' હાલમા કોઇ વાચે છે? તેમના 'હિંદના આર્થિક ઇતિહાસ'ના ઉપાસક કેટના છે ? કે પ્રાચીન હિંદની તવારીખ કોણ વાચે છે ? એ તો એમના પુસ્તક તે જમાનના અધકારને તેજોમય કરવાવાળા હતા હમેશ માટે નહિ હુ તો સાક્ષર પુરતકમા તેમને લેખુ નહિ તે વેળાની એડમિનિસ્ટ્રેશન, રાજ્યશાસનની પદ્ધતિ પણ સરળ ને સહેલ હતી. હવે તો જેમ નવી ખાણ મગાતા-ઉપરના થરોમાથી ઝવેરાત ખલાસ થઈ જતા ઉડુ ખોદવુ પડે છે ને તે માટે કળા વાપરવી પડે છે, તેમ રાજ્યશાસન પણ મુશ્કેલ થયુ એક મનુષ્યનો બધો વખત રોકી પાડનાર બન્યુ છે એમિસ્ટટ કલેકટરનુ કામ પણ થતુ જાય ને ' હદયા રીણા ' સાથ સાથ લખાતી જાય એ અઘરૂ થઇ ગયુ છે શાસનસ્ત્રી સપત્નીને ખમી શકતી નથી. વૈરાગ્ય ઓછુ થયુ તો ઊડાણ વધ્યુ સગ જાનને વાર" હવે ગયા નથી. હવે તો સારો મુત્સદ્દી કે સારા કવિ કે લેખક તે જુદા જુદા નિરાળા થયા છે ને કવિ ગૌણમા ગણો છે, મુત્સદ્દી આગળ આવ્યો છે ચણતર કરવાનુ છે તે વેળા ગાયન પણ ગવાશે તે કોગાવાળાના, ત્રીનતાના-મર્મ સામાન્ય, મૌની ઉત્સાથી નીકળી શકે એવા 'પ્રસ્થાન'ના લેખક લખે છે કે ' બ્રહ્મચર્ય નથી તેથી લેખકોના લખાણ નિસ્તેજ થઈ ગયા" શુ દયાનદ કે બાયરન વીર રક્ષક વિશેષ હતા ? રચનાત્મક શક્તિ-બ્રહ્મતેજ Holy ghost નવનવા રૂપ ધરે છે, હાલમા તે નર નારી " ક્રિયા " ના બગાળી વેશમા છે ને પાછો વળી રહી છે સ્તુતિસ્થિતિ સંસ્કૃતિમય કરી રહી છે

"રાજકીય પરતંત્રતા આપણી માનસિક ગરિબીને માટે જોખમદાર છે" પરતંત્રતા સારી તો નથી જ એ નિઃસંદેહ; પણ એટલુંજ કહીશ તો ચાલશે કે જર્મનીમાં જ્યારે ગ્યૉઇટે ને શીલર, વિલિયમ હમ્બોલ્ટ ને કાંટ ઉત્પન્ન થયા તે વેળા જર્મનીની રાજ્યતંત્ર શ્રેણી કેવા પ્રકારની હતી? ફ્રાંસમાં જે વેળા રૂસોએ રસ રેલાવ્યો ત્યારે બુરબોનોના રાજ્યમાંશું અંકુર ફુટાવે એવી સ્વતંત્રતા હતી? જર્મનીમાં જેને Zeit-geist કહે છે કે જેને આપણે રચનાત્મક વીર્ય કહ્યું છે તે નૂતન નૂતન રૂપ ધરે છે. તેથી તેની શક્તિ કમ થઈ છે કે વિશેષ તે કહેવા તૈયાર થઇ શકાશે? આપણે ઉપમા આપીએ તો મોજાંની અપાય-વીચી ઉઠી, ઉપર આવી, પાછી વિરમી, પાછી ઉઠી. "આદેશ"-પ્રત્યાદેશ "સમાવેશ" આ જ જીવનપટ ને આજ સમુદ્રપટની હાલત છે. ને આ જ મનુષ્યના સંસ્કારનો ઇતિહાસ છે. વ્યક્તિગત સંસ્કાર -સામાન્ય થવું. સમાજમાં પરિણિત પામવું- સંસ્કૃતિમય પરિસ્થિતિ ખીલવી-પૂર્ણ કળામાં આવવી-પછી બદ્ધમૂર્ત થવી, પાછી વ્યક્તિ પરિશ્રમથી સજીવન થવી. આમાં કયો સૈકો ઉંચો, કયો નીચો એ કોઈ કહી શકે?

લોકનું માનવું છે કે યુરોપની સામાન્ય સંસ્કૃતિમય પરિસ્થિતિ દુર્બળ થઇ પડી છે. મનુષ્યના સંસ્કારમય જીવનના આવિષ્કારમાં તે તૂટશે. મહાન યુદ્ધમાં એ જ સાબિત થયું. નીતિ વ્યક્તિગત એક છે, સમાજ માટે જુદી છે, એ મત જર્મનીમાં ચાલ્યો તેણે આ મહાન યુદ્ધમાં પરાજય ખાધો. નીતિ તે સંસ્કૃતિમય પરિસ્થિતિમાં પરિણત પામે છે ને રાય ને રંક બધાંને એક ધોરણે ચલવે છે. આ ધોરણ આપણે ત્યાં આવશે! યુરોપમાં આવવું જોઇએ. આવો બોધ "Dawn"ના ફિલ્મ બનાવનારનો છે. નર્સ કેવેલને મારી નાંખવી એ શાસન, રાજતંત્ર ચલાવનારે આપ્યું. નર્સ કેવેલ સંસ્કૃતિમય પરિસ્થિતિને દૃઢિભૂત કરતી ભૂતદયાની દેવી હતી. આ પરસ્પર વિરૂદ્ધતા ક્યારે મટશે-જ્યારે દેશની ખાસ જે ખાસીયત છે, જેને પોષવા કવિ ને ધર્મગુરુઓ મથી રહ્યા છે; તે સાર્વભૌમ ને સાર્વજનિક સંસ્કૃતિમય પરિસ્થિતિને ધોરણે આવશે. પછી થોડા શ્રોતાજનને ખુશ કરનાર કવિ, ખાસ ખાસ બોલીમા બોલનાર વક્તા ક્યા રહેશે? આવો જમાનો હિંદમાં આવવા લાગ્યો છે. ત્યા "સુંદર તારૂં ગીતડું"ના ગજરાની જરૂર છે કે બીજી તરેહની કંઠમાળાની? એક નવીન પ્રશ્ન મેં મૂક્યો છે; જ્યારે culture સામાન્ય થતું જાય છે, ત્યારે culture પોષી કવન ઘણુંખરૂં જોવામાં કમ આવશે? ને પછી તો અખાના શબ્દમાં કહીશ:

અખો કહે અંધારો કૂવો
ઝઘડો ચુકવી કોઇ નવ મૂવો

ઉપરનું ઓખાણું ઉકેલવામાં મેં ભૂલ કરી હોય તો ક્ષમા માગું છું.

_વિનાયક નંદશંકર મહેતા.

# ગુજરાતી સાહિત્યમાં પ્રભુની પ્રતિમા..

સાહિત્ય પ્રજાજીવનનુ પ્રતિબિંબ છે. આપણા સાચા પડછાયા માટે જેમ પાણીમા જોવું; તેમ પ્રજાજીવનની રૂપરેખા તેના સાહિત્યમા શોધવી. કોઇપણ સમયમા તે સમયની માનવતાની અભિરૂચિઓ જાણવી હોય, તેણે સુખદુ ખ શામા માણ્યું છે તે શોધવું હોય, તેના હૃદયની વાતને સમજવી હોય, તો તેનુ તે સમયનું સાહિત્ય જોવું એટલે આરસીમા પડતા પ્રતિબિંબની માફક એ સર્વ દશ્ય મૂર્તિમત બની ખડું થઇ જશે. પ્રકાશ વિના પ્રતિબિંબ નહીં, તેમ પ્રજાજીવનના અધકાર સમયે સાહિત્ય નહીં. દેશમા, રાજ્યમા, અંધાધુધી, ત્યારે સાહિત્યને સ્થાન નહીં પ્રજાહૃદય ભક્તિમા પરવરતું હશે તો તેનું સાહિત્ય ભક્તિની ઝનકથી, ઝળહળશે. સંસારસુધારાની વાતનો સમય હશે તો એનો પડઘો સાહિત્યમા હશે. રાજકીય ઉન્નતિની અભિલાષાનો તનમનાટ હશે તો તેનો શંખ સાહિત્યમા વાગતો સભળાશે.

આ સત્યની સાક્ષી ગુજરાતી સાહિત્ય પણ પૂરે છે. હિદના, ને તેનાય ગુજરાતના હૃદયમા ભક્તિ ગુજી રહી છે. એ હૃદયમા પ્રભુનો વાસ છે. પ્રભુપ્રેમનું તેમા વિશ્રાતિ સ્થાન છે. એ ભક્તિ, સંયમ નિયમ યજ્ઞયાગાદિકની અપેક્ષા રાખતીજ નથી. એ ભક્તિ તો જેવી જરૂર, તેની પ્રભુને પ્રેમથી આજ્ઞા કરવામાજ સફળતા માને છે. નરસૈયાને મોસાળા વખતે પાર્થિવ દ્રવ્યની જરૂર પડી કે હુકમ કર્યો કે "ત્રિકમ જી તેવડમા રહેજો, દ્રવ્ય તણુ છે કામજી" એ હૃદય તો બાળક છે, . સદાય બાળક રહેવાનુ ને તેમાજ સર્વદા રાચવાનું. બાળક, પોતે માગશે તે માબાપ આપશેજ, અને અડચણ પડશે કે

માબાપ બ્હારે ધારો; એવું માની જ બેઠેલું હોય છે. એવે પ્રસંગે સાધનરૂપ કે સહાયરૂપ મૂર્તિઓ તેના મનમા ખડી થાય છે તે માત્ર તેના માબાપનીજ. તેમ ભકત કવિના હૃદયમા પણ પ્રભુનીજ મૂર્તિ ઉભી થાય છે અને તેના હૃદયના ન્હુરણના કાવ્યમા તેજ પ્રતિમા તરી રહે છે. તેને કાંઈ નિયમોની નથી પરવા, કે નથી જ્ઞાનમાર્ગની ચિંતા તે તો ગાય છે કે "કર્મ ધરમની વાત છે જેટલી તે મુજને નહિ ભાવે રે, સઘળા પદારથ જે થકી પામે, મ્હારા પ્રભુની તોલે નાવે રે" અને નિશ્ચિંતપણે બેસે છે અને "શામળીયાને" "ગોપણું" કરે છે.

ગુજરાતી સાહિત્યમા પ્રભુની પ્રતિમા આજ રૂપની છે. કવિના કે ગ્રથકારના ભેદોને લઇને ભિન્ન ભિન્ન સ્વરૂપ કે ભિન્ન ભિન્ન રૂપ કે રંગ તેને ચડે છે પણ આખા સાહિત્યમા એકતાર પામી રહેલું પ્રભુની પ્રતિમાનું સ્વરૂપ તો, નરસૈયાના સ્વામી, મીરાના ગિરધર કે દયાના પ્રિતમ જેવુ પ્રેમનુ ઘડાયલું છે. જ્ઞાની, સખી છિન્ન ભિન્ન કરી નાખે તેવા ચાબખા મારનાર અખો પણ 'હરિને વિશ્વમા ને વિશ્વમા હરિ એમ અખા નખશીખ રહ્યો ભરી" અને "જ્યા જુવે હરિ દષ્ટે પડે ત્યારે ભક્તિ શરાડે ચડે" એ વાત પોકારીને કહે છે.

આમ આપણા સાહિત્યમા પ્રભુની પ્રતિમા જેને Per-onal અથવા Theological god કહીએ તેવી છે. આપણી સસ્કૃતિ પ્રાચીનમા પ્રાચીન છે આપણા ઋષિ મુનિઓએ, તત્વચિંતકોએ તત્વજ્ઞાનના સર્વ સ્વરૂપો ભાખ્યા છે પ્રભુના સ્વરૂપ વિષે, અહિંથી "નીકળવુ" ત્યારે, આ દેહથી "અળગા થશો" ત્યારે, કયા સ્થિતિ થશે, બ્રહ્માડ અને પ્રભુના સબધ વિષે અને એવીજ વિવિધ વાતોનુ સર્વ દષ્ટિએથી દોહન કર્યું છે અને પરિણામે નેતિ નેતિ પોકારીને "અગમ નિગમના ભેદ ન જાણું" કહીને પોતાની અલ્પજ્ઞતા, હાર સ્વીકારી છે. આ સર્વને અતે ભક્તિમા જ શાતિ ભાળી છે ભક્તિનેજ નાવડે તરવાનું ધાર્યું છે "એમ કોટિ સાધને પ્રેમ વિના પુરુષોત્તમ પૂઠ ન ફરે" એજ વાત સાચી માની છે.

મનુષ્ય પ્રભુપરાયણ કેમ થયો, ઇશ્વરની કલ્પના, માનવ જનતાની વિચારસૃષ્ટિમા કેમ અને ક્યારે જન્મી, અને માનવજાતિ ભક્તિને પથે કેમ પળી, એ ઇતિહાસ ઘણો ભવ્ય છે, દિવ્ય છે અને ઘડીભર આ પૃથ્વીથી ઘણા ઉચા રમ્ય પ્રદેશોમા આપણને લઇ જાય છે. એના કોઇક અભ્યાસીઓ એ પ્રભુ ભક્તિ ભયને પરિણામે જાગી એમ માને છે, ત્યારે બીજાઓ, માબાપ અને બાળકના પરસ્પરના સ્નેહની, પતિ પત્નીના અન્યોન્યના પ્રેમની અને વિધવિધ પ્રકારના પ્રેમની છોળોમાથી, તે સર્વના જેવુ તેના દરેક અશવાળુ પણ તેનાથી જુદું ઝરા અનેરા પ્રેમનુ ઝરણું નીકળ્યુ એ ઝરણું તે ભક્તિ એમ પ્રતિપાદન કરે છે ગમે તેમ હો, પ્રભુ અથવા પોતે માની લીધેલી પોતાનાથી બળવાન કોઇ શક્તિ કોપશે અને વિપત્તિ આવશે તે વિચારથી વિપત્તિ ટાળવાને તલસતુ મનુષ્યમન, એ પ્રભુને, એ શક્તિને આરાધના કરીને સતોષવાને મથે છે અને તેમ કરતા કરતા તેની ભક્તિમા લય પામે છે. ભયથી ભક્તિપથે પળે છે, એ સિદ્ધાત ખરો હોય, કે પછી, પ્રભુનો અંશ હોઇને મનુષ્ય પ્રભુપરાયણ થયો હોય, ગમે તે કારણે ભક્તિ પામ્યો હોય, એ સર્વ વિચારો પંડિતોના તર્કવિલાસ છે

ગુજરાતી સાહિત્યે તો પ્રેમને "કાચે તાતણે બધાયેલો" પ્રભુ સ્વીકાર્યો છે અને એ સાહિત્યમા પ્રભુની પ્રતિમાનુ ઘડતર પ્રેમનુ ઘડાયલુ છે સુદરમા સુદર મૂર્તિ પોતે જેવી કલ્પી હોય તેવો પ્રભુ વર્ણવાયો છે કૃષ્ણપ્રધાન હિંદનું ભક્તિ સ્વરૂપ છે તે ગુજરાતીમાપણ રમે છે. કૃષ્ણનુ જેવુ વર્ણન તેવુ પ્રભુનુ વર્ણન જેના રૂપે માનેલો તેવા રૂપનુ ચિત્ર 'કરમણીયો' "વનમાળી' કે 'શામળીયો' જેને જેને પ્રસગે સાભર્યો તેને તેને રૂપે ગવાયો છે. "મોરમુગટ પિતામ્બર શોભે" કે "વાકે અબોડે શ્રી નાથજી" એવી મૂર્તિ પણ આલેખાઈ છે લોકગીત કે ગરબીઓમા ક્વાક ક્યાક, માતા સ્વરૂપની માનેની પ્રતિમાવાળા પ્રભુના સ્વરૂપમા રૂદ્ર સ્વરૂપ જણાશે, ભયથી ભક્તિ કર છે એના ભાસ થશે પણ સાહિત્યના સમગ્રરૂપમા તો પ્રભુની પ્રતિમા એકજ સ્વરૂપના અનેક દર્શને જડાઈ ગઈ છે નવીન કાળમા, વહેમો દૂર થવાના સમયમા, પશ્ચિમના સબધથી નવુ સ્વરૂપ લેતા સસ્કારના કાળમા પણ સાહિત્યે પ્રભુની પ્રતિમા પ્રેમમાજ ઘડી છે ભક્તિથી છલકતા હૃદયનાળા નરસૈયા, મીરા કે દયારામ જેવાજ પ્રેમાળ ભાવવાળા સ્વ. ભોળાનાથ સારાભાઈ, કે આપણા સાક્ષરરત્ન નરસિહરાવભાઇ પણ પ્રભુપ્રેમ છે અને એના હૃદયમા આપણુ સર્વદા સ્થાન છે એજ વાત પ્રતીત કરે છે.

"મુજ જીવનપથ અનેક સમે, પ્રભુ તે ભરિયો મીઠડા કુસુમે,
કદી કટક પાય સથા ચરણે, સીન્ચુ પ્રેમ અમી અણમોલુ વ્રણે"

આથી વધારે પ્રેમાળ તે પ્રભુની કઇ કલ્પના થશે? આ જ ભક્તિ જગતના અજ્ઞાનાતમા પામર માનવીનો આધાર છે, અને આ જ પ્રતિમાએ પ્રભુ ગુજરાતી સાહિત્યમા રમી રહ્યો છે, અને મને તો લાગે છે કે વિતડાવાદથી દૂર, અરપટા તર્કની ખટપટથી પર, સાહિત્યમા તો એજ પ્રતિમા કાયમ રહેશે

નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર.

# અસહકારનો ગુજરાતી સાહિત્યમાં ફાળો

“નૂતન ગુજરાત” સાપ્તાહિકના ૧લા પુસ્તકના ૧લા અંકમાં “ગુણસુંદરી” માસિકના તંત્રીત્રયમાંના એક રા. જ. દુ. ખંધેડીઆએ બીજી ગુજરાતી પત્રકાર પરિષદ ઉપર લખતાં 'પ્રજાબંધુ'ના તંત્રી ભાઈ ઇંદ્રવદન ઠાકોર સંબંધી લખ્યું છે: “નિશાળેથી તાજા જ નીકળેલા છે અને સીધા ઘેર જવાને બદલે પરિષદમાં આવ્યા હોય એમ લાગતું હતું!” મારા સંબંધી પણ રા. ખંધેડીઆ એમ કહી શકે, કારણ કે મેં પણ ગુજરાત વિદ્યાપીઠની 'ભાષા વિશારદ'ની પદવી ભાઈ ઇંદ્રવદન ઠાકોરની સાથે ગયા પોષમાં જ લીધી છે. આમ છતાં આજે મેં આ પરિષદ સમક્ષ આ નિબંધ વાંચવાની ધૃષ્ટતા કરી છે, તેનું કારણ આ પરિષદ મારા વતન ચરોતરમાં ભરાઈ છે તે, તથા આ પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખ અધ્યા. રામનારાયણ પાઠક ગુજરાત મહાવિદ્યાલયમાં મારા ગુજરાતી વિષયના અધ્યાપક હતા તે છે. પોતાના વતનમાં પોતાના અધ્યાપકની સમક્ષ જૂનો કે ધૃષ્ટતાનું પ્રદર્શન થઈ જાય તો તેથી માણસને ખાસ સંતાપ થતો નથી.

આજનો મારા નિબંધનો વિષય 'અસહકારનો ગુજરાતી સાહિત્યમાં ફાળો' એ છે. અસહકારને અંગે ઉત્પન્ન થયેલી ગુજરાત વિદ્યાપીઠના ગુજરાત મહાવિદ્યાલયમાં મેં ચાર વર્ષ અભ્યાસ કર્યો છે, તેથી મને અસહકાર તરફ મમતા હોય એમ બને. તેમ જ અસહકારથી તદ્દન અલિપ્ત રહેલી કવિવર ટાગોરની શાંતિનિકેતન સંસ્થામાં પણ મેં અસહકારના વિરોધમાં એક વર્ષ ગાળ્યું છે, તેથી હું ધારું છું કે એ મમતા મને એકપક્ષી નહિ બનાવે. આમ છતાં મારા નિબંધમાં એવું કંઈક લાગે તો હું નિરુપાય છું, કારણ માણસ એની પરિસ્થિતિથી તદ્દન મુક્ત રહી શકતો નથી. આમ છતાં હું અપને

જણાવું છું કે આ નિબંધમાં મેં એકપક્ષીપણામાંથી મુક્ત રહેવા કાળજી રાખી છે.

અસહકારને શરૂ થયા લગભગ આઠ વર્ષ થવા આવ્યાં આ આઠ વર્ષ દરમ્યાન અસહકારે ગુજરાતી સાહિત્યમાં શો ફાળો આપ્યો એ જોવાનો અત્રે પ્રયત્ન છે. આનો અર્થ કોઈ એમ ન કરે કે અસહકારનો ગુજરાતી સાહિત્યમાં અપાતો ફાળો હવે બંધ થયો છે. અસહકારનો ફાળો હજી ચાલુ છે અને ચાલુ રહેશે આનો અર્થ તો એટલો છે કે હવે અસહકારનો ફાળો ગુજરાતી સાહિત્યમાં ગણવા જેટલો થયો છે, એટલે એ જોઈ લઈએ

અસહકારને અંગે ઊભું થયેલું સાહિત્ય જોવા માટે પહેલાં અસહકારનાં અંગો જોઈએ. અસહકારનાં અંગો મુખ્યત્વે ધારાસભાઓનો ત્યાગ, અદાલતોનો ત્યાગ, સરકારી માનચાંદનો ત્યાગ, પરદેશી કાપડનો બહિષ્કાર તથા સરકારી પાઠશાળાઓનો ત્યાગ આટલાં છે. આ અંગોમાંથી ધારાસભાઓનો ત્યાગ, અદાલતોનો ત્યાગ અને સરકારી માનચાંદનો ત્યાગ આને લીધે આપણા સાહિત્યમાં ખાસ ઉમેરો થયો નથી એને અંગે ગાંધીજીએ કેટલાંક ભાષણો આપેલાં તથા લેખો લખેલા તે આપણી પાસે 'નવજીવન' ની ફાઈલોમાં, યુગધર્મ કાર્યાલય તરફથી બહાર પડેલા 'અસહકાર' નામના ગ્રંથમાં, તથા નવજીવન પ્રકાશન મંદિર તરફથી બહાર પડેલા 'ગાંધીજીનું નવજીવન' નામના પુસ્તકમાં સંગ્રહેલા છે.

હવે બાકી પરદેશી કાપડનો બહિષ્કાર તથા સરકારી શાળાપાઠશાળાઓનો ત્યાગ આ બંને અંગોમાંથી પહેલું અંગ લઈએ આ સંબંધી ગાંધીજીનાં ભાષણો અને લેખોનો તો પાર નથી. પરદેશી કાપડના બહિષ્કારને અમલમાં મૂકવાની સાથે જ સ્વદેશી આવે છે સ્વદેશીની વાત નીકળતાં સ્વદેશી મિલોનું કાપડ વાપરવું કે નહિ, સ્વદેશી મિલો પરદેશી મિલો સામે ટકી શકે કે નહિ, મિલોને ઉત્તેજન આપવા કરતાં હાથકંતામણ અને હાથવણાટને ખીલવવા હિતાવહ છે કે નહિ, હાથકંતામણ અને હાથવણાટ સાર્વત્રિક થઈ શકે કે નહિ વગેરે વગેરે અનેક પ્રશ્નો ઊભા થયા આ બધા પ્રશ્નો ચર્ચીને ગાંધીજીએ એક નવું જ સાહિત્ય ઊભું કર્યું આ સંબંધીના 'નવજીવન' માં આવેલાં એમનાં ભાષણો તથા લેખો એ ગુજરાતી સાહિત્યમાં એક અગત્યનો ફાળો છે એમાંના કેટલાંક ભાષણો અને લેખો આગળ જણાવેલાં પુસ્તકો—'અસહકાર', અને 'ગાંધીજીનું નવજીવન'માં આપેલાં છે

આ વિષય ઉપર ગાંધીજી સિવાય કાકા કાલેલકર, શ્રી. મહાદેવ દેસાઈ વગેરેએ પણ કેટલુંક લખ્યું છે એમાં કાકા કાલેલકરના 'સ્વદેશી ધર્મ' નામના નાના પુસ્તકનો તથા 'હિંદ કેમ પાયમાલ થયું?' નામના પુસ્તકમાંનો શ્રી મહાદેવ દેસાઈનો 'સ્વદેશીનો નાશ' નામના લેખનો અત્ર ઉલ્લેખ કરવો જોઈએ

ખાદી ઉપર લખાયેલા સાહિત્યમાં ખાસ અગત્યનું પુસ્તક તો થોડાક વખત ઉપર [illegible] પહેલો 'ખાદી નિબંધ' [illegible] ૨૦૦૦) નું [illegible] ઇનામની હરિફાઈમાં ખાદી ઉપર આપ્યા

દેશમાંથી આવેલા નિબંધોમાંના બે સર્વોત્તમ નિબંધો ઉપરથી તૈયાર કરેલા એક અંગ્રેજી નિબંધનો આ અનુવાદ છે. આ અનુવાદને છેવાડે વધારામાં અનુવાદક શ્રી. છગનલાલ જોષીએ ગુજરાતની આ વિષયની માહિતી આપી છે તે ખાસ ઉપયોગી તથા રસ પડે તેવી છે

ઉપર જણાવેલાં ભાષણો, લેખો, તથા પુસ્તકોમાં સ્વદેશીનાં તત્ત્વોની ચર્ચા છે. સ્વદેશીની વ્યવહારૂ (Technical) બાજુ ઉપર પણ ગુજરાતી ભાષામાં કેટલુંક લખાયું છે. આ લખનારાઓમાં સ્વ. મગનલાલ ગાંધી તથા શ્રી. લક્ષ્મીદાસ ગાંધીનાં નામ ગણાવી શકાય. આ બંનેએ એમનું લખાણ 'નવજીવન' માં જ લખ્યું છે.

આ બંનેના લેખો ઉપરાંત આ બાબતમાં ખાસ વ્યવહારૂ પુસ્તકો તો ગ. પોપટલાલ અડાળજાનું 'વણાટશાસ્ત્ર' તથા સ્વ. મગનલાલ ગાંધીનું 'હાથવણાટ' છે.

રંગાટ ઉપર પણ 'દેશી રંગો' નામે એક પુસ્તક આ અરસામાં લખાયું છે.

આમ અસહકારને અંગે પરદેશી કાપડના ત્યાગનો પ્રશ્ન ઉઠવાથી આપણી ભાષામાં એ સંબંધી નવું જ સાહિત્ય સરજાયું છે.

હવે સરકારી શાળાપાઠશાળાઓના ત્યાગને લીધે ગુજરાતી સાહિત્યમાં કેટલો ફાળો વધ્યો તે આપણે જોઈએ. સરકારી શાળાપાઠશાળાઓના ત્યાગને અંગે ગાંધીજીએ તેમ જ કાકા કાલેલકરે જે ભાષણો આપેલાં તથા લેખો લખેલા તે 'નવજીવન' તથા આગળ જણાવેલાં બે પુસ્તકો—'અસહકાર' તથા 'ગાંધીજીનું નવજીવન'—તેમજ 'કાલેલકરના લેખો' નામના પુસ્તકમાં મળે છે.

સરકારી શાળા પાઠશાળાઓના ત્યાગને અંગે અપાયેલાં ભાષણો તથા લખાયેલા લેખોને બાજુએ મૂકી સરકારી શાળા પાઠશાળાઓના ત્યાગને લીધે આપણા સાહિત્યને બીજો શો ફાળો મળ્યો તેનો હવે વિચાર કરીએ

ગુજરાતમાં સરકારી શાળાપાઠશાળાઓના ત્યાગનું મંડનાત્મક (constructive) સ્વરૂપ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના. ગુજરાત વિદ્યાપીઠ એટલે એને અંગે ઉભા થયેલા મહાવિદ્યાલયો તથા એની સાથે જોડાયેલાં વિનયમંદિરો, કુમારમંદિરો વગેરે.

ગુજરાત વિદ્યાપીઠને અંગે ઉભા થયેલા મહાવિદ્યાલયોમાં આપણા સાહિત્યને ફાળો આપનાર તો ગુજરાત મહાવિદ્યાલય અને ગુજરાત પુરાતત્ત્વ મંદિર, એ બે મુખ્યત્વે ગણી શકાય.

ગુજરાત મહાવિદ્યાલયની ઉત્પત્તિ એજ આપણી આ પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખના સાહિત્યજીવનની શરૂઆતનું કારણભૂત સાધન. ગુજરાત મહાવિદ્યાલયની ઉત્પત્તિ પહેલાં, અધ્યા. રામનારાયણ પાઠકની આપણા સાહિત્ય રસિકોને ખબર પણ નહોતી. ત્યાર પહેલાં

તેઓને કોઈ સાગ વધીન તરીકે ઓળખતુ હોય એ સભવે છે અધ્યા પાઠક ગુજરાત મહાવિદ્યાલયમા અધ્યાપક થયા કે તેઓ એક સાહિત્યાચાર્ય બની ગયા આ બનાવ Open Sesame ના જેવો દેખાય છે, પરતુ એ મને સાચો લાગે છે અસહકારને અગે ગુજરાત મહાવિદ્યાલયની ઉત્પત્તિ ન થઇ હોત તો અધ્યા પાઠક દ્વારા આપણને ગુજરાતીમા 'પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા', 'કાવ્ય પ્રકાશ', અને 'ધમ્મપદ' (જો કે ધમ્મપદના સપાદકો તરીકે અધ્યા ધર્માનદ કોસબી અને અધ્યા પાઠક છે, તેમ છતા એને ગુજરાતમા ઉતારવાનો હિસ્સો તો અધ્યા પાઠકનોજ છે) જેવા પુસ્તકો આપણને ન મળ્યા હોત વળી આ ઉપરાત અધ્યા પાઠકદ્વારા આપણને આપણા કાવ્ય સાહિત્યના સારરૂપ 'કાવ્ય પરિચય' 'કાવ્ય સમુચ્ચય' તથા સ્વ કવિ કાન્તના પૂર્વાલાપ'ના પુસ્તકો, વિદ્વતાપૂર્ણ ઉપોદ્ઘાત અને ટીકાઓ સાથે મળ્યા તે પણ ન મળ્યા હોત, અને આપણા માસિક સાહિત્યમા 'પ્રસ્થાન' જેવુ માસિક ન જન્મ્યુ હોત, તથા 'દ્વિરેફની વાતો' જેવી વાતો પણ ન લખાઇ હોત

ગુજરાત મહાવિદ્યાલયે અધ્યા પાઠક ઉપરાત અધ્યા નાણુરાવ ઠાકોરને પણ સાહિત્યક્ષેત્રમા ઉગાડયા એમ કહેવામા હુ કઇ અયોગ્ય કહેતો હોઉં એમ મને લાગતુ નથી અધ્યા ઠાકોરનો ફાળો ગુજરાતી સાહિત્યમા અધ્યા પાઠકના જેટલો કે જેવો નહિ હોય પરતુ એમના ફાળાને પણ અવગણી શકાય નહિ ફ્રેંચ સાહિત્યનો ગુજરાતી સાહિત્યને વાદ ચખાડનાર તો મારા ધારવા મુજબ તેઓજ છે સ્વ નવલરામે ફ્રેંચ નાટકકાર મોલીયર ઉપરથી 'ભટનુ ભોપાળુ' લખેલુ પરતુ તે અગ્રેજીના અનુવાદ ઉપરથી સીધેસીધુ ફ્રેંચમાથી ગુજરાતીમા પીરસનારાઓમા તો તેઓનુ સ્થાન અનોખુ છે અગ્રેજી નાટકકાર જ્યોર્જ બર્નાર્ડ શૉનો પણ ગુજરાતીમા પરિચય આપનાર તો તેઓ જ છે

ગુજરાત મહાવિદ્યાલયમા અધ્યાપકો ઉપરાત વિદ્યાર્થીઓનો પણ સમાવેશ થાય છે ગુજરાત મહાવિદ્યાલયમા સામાન્ય રીતે ગુજરાતી મારફત શિક્ષણ આપવાનો અને ગુજરાતી ફરજિયાત શીખવવાનો વહીવટ છે આથી ગુજરાતી ભાષા પ્રત્યે વિદ્યાર્થીઓનો શોખ કેળવાય છે તથા એના ઉપર એમનો કાબુ બેસે છે આ એમનો શોખ અને કાબુ સાહિત્યના રૂપમા પરિણમે છે અને આ આપણે એમના 'સાબરમતી' દ્વિમાસિક ઉપરથી જોઈ શકીએ છીએ જેમા લેખનની શુદ્ધિ તથા વિચારોનુ ઉડાણ સ્પષ્ટ તરી આવે છે એક ગુજરાતી સાક્ષરે તો શિષ્ટ ગુજરાતી ભાષા માટે 'સાબરમતી'ની ભાષા જોવા કહ્યુ છે

ગુજરાત મહાવિદ્યાલયમા બગાળી ભાષાને પણ સ્થાન છે, જો કે વિદ્યાર્થીઓને ભણાવે કેટલા વખતથી બગાળી વાચન શરુ કરવામા આવ્યા છે આની અસર પણ આપણા સાહિત્ય ઉપર છે ભાઇ નગીનદાસ પારેખના બગાળીના માઇકલ કવિઓ નેમજ સ્વ નાટ્યકાર દ્વિજેન્દ્રલાલ રાય સબધીના લેખો આના પરિણામ રૂપ છે ભવિષ્યમા ભાઇ નગીનદાસ પાસેથી આ સબધમા ઘણી આશા રાખી શકાય

ભાઈ નગીનદાસ પારેખ ઉપરાંત ગુજરાત મહાવિદ્યાલયમાં બીજા કેટલાક ભાઈઓ તરફથી પણ ગુજરાતી સાહિત્યને કંઈ કંઈ અર્પણ થયું છે ભાઈ ઝીણાભાઈ દેસાઈ (તખલ્લુસ 'સ્નેહરશ્મિ') તરફથી આપણને ઘણા સારા કાવ્યો મળ્યા છે ભાઈ ગોકુળભાઈ દેસાઈ તરફથી 'પ્રસ્થાન'દ્વારા આપણને રાજકારણને લગતી ઘણી નોંધો તેમજ કંઈ કંઈ લેખો મળે છે ભાઈ સનાતન બુચની વાતાઓ પણ ધીરેધીરે ગુજરાતી સાહિત્યમાં સ્થાન પામતી જાય છે ભાઈ ચંદ્રશંકર શુક્લ 'સીનાદર્શન' અને 'ચીનનો અવાજ' નામના એમના પુસ્તકોદ્વારા ગુજરાતી સાહિત્યરસિકોને જાણીતા છે ભાઈ કલ્યાણરાય માણેક પણ કવિવર ટાગોરના 'મુક્તધારા' અને 'એ બાન નાગ્કો' બંગાળી ઉપરથી ગુજરાતીમાં ઉતાર પાડી કંઈક ખ્યાતિ મેળવી છે ભાઈ છોટાભાઈ પટેલે સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી બહાર પડેલી 'પ્રીતમદાસની વાણી'ના સંપાદનનું ઘણું ખરું કાર્ય કર્યું છે. બીજા કેટલાક ભાઈઓએ પણ આપણા સાહિત્યમાં કંઈકંઈ અર્પણ કર્યું છે આમ મહાવિદ્યાલયમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી હોવા છતાં અલ્પ ટુંક સમયમાં ગુજરાતી સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે આ વિદ્યાર્થીઓદ્વારા આપણે ભવિષ્યમાં ઘણી આશા રાખી શકીએ

ગુજરાત વિદ્યાપીઠનું બીજું મહાવિદ્યાલય ગુજરાત પુરાતત્ત્વ મંદિર હવે લઈએ આપણા સાહિત્યમાં વિદ્વત્તાવાળું સાહિત્ય બહાર પાડવામાં તેનો ઘણો હિસ્સો છે એ એના પ્રકાશનો ઉપરથી જોઈ શકાશે 'આર્યોના તહેવારોના ઇતિહાસ', 'આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા', 'બુદ્ધલીલાસારસંગ્રહ', 'બુદ્ધ ધર્મનો પરિચય', 'ધમ્મપદ', 'પ્રાચીન સાહિત્ય', 'પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ' વગેરે એના પુસ્તકો તથા એના 'પુરાતત્ત્વ' ત્રિમાસિક ઉપરથી આની ખાતરી થશે અસહકારને અંગે વિદ્યાપીઠ ન સ્થપાઈ હોત તો પુરાતત્ત્વ મંદિરદ્વારા અમેરિકની હાર્વર્ડ યુનિવર્સિટીમાં ખ્યાતિ પામેલા બૌદ્ધ ધર્મના અઠંગ અભ્યાસી અધ્યાપક ધર્માનંદ કૌસંબી, ગુજરાતની અને તેનાએ ખાસ કરીને જૈન સંસ્કૃતિના ઊંડા અભ્યાસી આચાર્ય મુનિ જિનવિજયજી, તેમજ સંસ્કૃત, પાલિ, પ્રાકૃત, અપભ્રંશ વગેરે ભાષાઓના અને તેમાં લખાયેલા શાસ્ત્રોમાં વ્યુત્પન્ન પંડિતો શ્રી સુખલાલ સંઘવી અને શ્રી. બેચરદાસ દોશીનો લાભ આપણે ઉપરના પુસ્તકોદ્વારા મળ્યો તે ન મળ્યો હોત વડોદરામાં ઘણે મોટે ખર્ચે લગભગ પંદરેક વર્ષથી ઓરિએન્ટલ ઇન્સ્ટિટયુટ ચાલે છે તેના કામની સાથે પુરાતત્ત્વ મંદિરના, ઓછા સાધનો વડે ઓછા સમયમાં આપેલા કામની તુલના કરવાથી સમજાશે કે પુરાતત્ત્વ મંદિર ગુજરાત અને ગુજરાતી સાહિત્યને કેટલી સમૃદ્ધિ આપી છે

ગુજરાત વિદ્યાપીઠ તરફથી બીજા બે એક મહાવિદ્યાલયો અસ્તિત્વમાં આવેલા પરંતુ ગુજરાતી સાહિત્યમાં તેમનો કંઈ ખાસ ફાળો નથી

હવે આપણે વિનયમંદિરો અને કુમારમંદિરો ઉપર આવીએ વિદ્યાપીઠે આ મંદિરોને કેળવણીના જુના ચીલાથી નવો માર્ગ બતાવવા 'નવજીવન'ની સાથે 'કેળવણી અંક' નાસિકની વ્યવસ્થા કરેલી આ અંકદ્વારા કેળવણીના કેટલાક નવા વિચારો

આપણને મળેલા. આ ઉપરાંત વિદ્યાપીઠે શિક્ષણ વ્યાખ્યાનમાળા અપાવી તેના સંગ્રહો બહાર પાડવાની પદ્ધતિ પણ અખત્યાર કરી છે. વિનયમંદિરો અને કુમારમંદિરોને લીધે ખાસ કરીને તો ગુજરાતીમાં વિદ્યાર્થીઓ માટેના વિવિધ વિષયના કેટલાક સારા પાઠ્ય પુસ્તકો વધ્યા છે. 'બાલણગાડી નાની' 'બાલણગાડી મોટી', 'મોટી બ્હેન', 'બેરૂ', 'ચણીબોર', 'રાયણ', 'કાવ્યપરિચય' 'ગુજરાત વિદ્યાપીઠ વાચનમાળા', 'પાઠસંચય' (આની બીજી સુધારાવધારા સાથેની આવૃત્તિ કરંડિયો' ના નામે બહાર પડી છે. 'પ્રાકૃતિક ભૂગોળ', 'મોગલ ઈતિહાસ વાર્તામાળા', 'સંક્ષિપ્ત કરણઘેલો', 'બ્રિટિશ રાજ્યતંત્ર અને આપણી મહાસભા', હિંદી લશ્કરી ખર્ચ,' તેમજ બીજા અનેક જુદા જુદા વિષયો ઉપરના સારાસારા પાઠ્યપુસ્તકો લખાયા છે. ગુજરાત મહાવિદ્યાલયને માટે પણ ગુજરાત વિદ્યાપીઠે 'વ્યાપારી ભૂગોળ', આંકડાશાસ્ત્ર', 'પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા', 'સંપત્તિશાસ્ત્ર', 'કાવ્યસમુચ્ચય', 'ગોવિંદગમન' વગેરે પાઠ્યપુસ્તકો તૈયાર કરાવ્યા છે. આ પાઠ્યપુસ્તકોની ઉત્પત્તિએ આપણામાં વિશ્વાસ જન્માવ્યો છે કે આપણી ભાષા તરફ દુર્લક્ષ કરવામાં ન આવે તો આપણી હાઇસ્કૂલોના ઉપલા વર્ગોમાં અને કોલેજોમાં પણ શિક્ષણના વાહન (medium of Instruction) તરીકે અમુક મુદત તથા અમુક વિષયો પૂરતી છૂટછાટ રાખીએ એટલે ગુજરાતી ભાષા ચાલી શકે આ વિશ્વાસ એ વિદ્યાપીઠનો ગુજરાત અને ગુજરાતી ભાષા ઉપર નાનો ઉપકાર નથી.

ગુજરાત વિદ્યાપીઠના વિનયમંદિરો અને કુમારમંદિરોની સમગ્ર વાત કરી હવે એની સાથે જોડાએલી કેટલીક મુખ્ય સંસ્થાઓની તરફ દૃષ્ટિપાત કરીએ. ગુજરાત વિદ્યાપીઠની ઉત્પત્તિ પહેલા શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ચરોતર એજ્યુકેશન સોસાઇટિ અને ભરૂચ કેળવણી મંડળ અસ્તિત્વમાં હતા અને દરેક પોતપોતાના આદર્શો મુજબ કામ કરતા હતા; પરંતુ આ સંસ્થાઓનો સંપર્ક સાધી એમની ઉન્નતિ કરવામાં અસહકાર એટલે અસહકારથી જન્મેલી ગુજરાત વિદ્યાપીઠ સહાયભૂત નીવડી છે. વિદ્યાપીઠને લીધે એમના આદર્શો ગુજરાત સમજી શક્યું અને એમને યોગ્ય ઉત્તેજન મળ્યું. શ્રી દક્ષિણામૂર્તિના શિક્ષણના પ્રયોગો નહામાં ન ગણતા ગુજરાતે તેના તરફ લક્ષ આપ્યું. આથી કરીને શ્રી દક્ષિણામૂર્તિદ્વારા આપણી ભાષામાં 'શિક્ષક અને શિક્ષણ', 'મોંટેસોરી પદ્ધતિ', 'વિદ્યાર્થીઓનું માનસ', વાર્તાનું શાસ્ત્ર' વગેરે શિક્ષણ સાહિત્યને લગતા પુસ્તકો તથા 'શ્રી 'દક્ષિણામૂર્તિ' ત્રિમાસિક તેમ જ 'શિક્ષણ પત્રિકા' અને 'છાત્રાલય' જેવા માસિકો આપણને મળ્યા. 'સુંદર ભેટ', 'બાલવાર્તાઓ', 'બાલલોકગીત સંગ્રહ', 'કિશોર કથાઓ', 'આપણા દેશનો ઇતિહાસ', 'ધર્માત્માઓના ચરિતો', 'આખ્યાયિકાઓ', 'જાતક કથાઓ' વગેરે પુસ્તકો પણ આ ઉત્તેજનનું જ પરિણામ છે.

હમણા બહાર પડતી શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાની ચોપડીઓએ આપણા બાલસાહિત્યમાં પૂર આણ્યું છે. ચરોતર એજ્યુકેશન સોસાઇટી તરફથી પણ અંકગણિત, ભૂમિતિ, કાવ્યસંગ્રહ, ગદ્યસંગ્રહ વગેરે આપણને આને લીધે જ મળ્યા. વિદ્યાપીઠના

શ્રી. મહાદેવ દેસાઈએ પ્રખ્યાત બંગાળી નવલકથાકાર શ્રી. શરદ્ચંદ્રની ત્રણ વાર્તાઓ તથા 'વિરાજ વહુ' એટલું જ આપણા સાહિત્યને આપ્યુ નથી. ગાધીજીના 'નવજીવન' ના લેખો અને તેમાયે એમની 'આત્મકથા' ના શ્રી. મહાદેવના અંગ્રેજી અનુવાદોએ તો આપણી ભાષાને તેમ જ સાહિત્યને ઘણુ ગૌરવ આપ્યુ છે એમના 'સ્વદેશીનો નાશ' નામના લેખનો તો આગળ ઉલ્લેખ આવી ગયો છે. આ ઉપરાંત એમણે પ્રખ્યાત અંગ્રેજ વિચારક લૉર્ડ મોર્લીના 'On compromise' નામના વિદ્વત્તાયુક્ત પુસ્તકનુ આપણને ભાષાન્તર આપ્યુ છે. એમના બીજાં છુટક લખાણો પણ ઘણા છે.

શ્રી. મહાદેવ સબંધી અત્રે એક ઉલ્લેખ ન કરૂ તો તેમને ન્યાય આપ્યો ન ગણાય. ગુજરાતમા જે કેટલાક બંગાળી ભાષા અને સાહિત્યના સારા અભ્યાસીઓ છે તેમા શ્રી. મહાદેવનું સ્થાન આગળ છે કવિવર ટાગોરના 'ચિત્રાંગદા' નાટકનો તેમ જ તેમના પ્રખ્યાત કાવ્ય 'વિદાય-અભિશાપ' નો અનુવાદ તેમ જ આગળ જણાવેલી શ્રી શરદ્બાબુની નવલકથાઓ આની સાક્ષી રૂપે છે. એમણે કવિવર ટાગોરના '**एकला चल, एकला चल, एकला चल रे**' નામના પ્રખ્યાત કાવ્યનુ 'એકલો જાને રે' નામનુ જે ભાષાંતર કર્યું છે તેને અધ્યા. ગમનાગયણ પાઠકે એમના 'કાવ્ય સમુચ્ચય' મા પણ સ્થાન આપ્યુ છે.

હવે શ્રી કિશોરલાલ મશરૂવાળા લઈએ ગુજરાત વિદ્યાપીઠના તેઓ મહામાત્ર હતા તે દરમ્યાન તથા ત્યાર પછી તેમણે કેળવણી ખાસ કરીને રાષ્ટ્રીય કેળવણી સંબંધી ઘણો વિચાર કર્યો છે તેનો લાભ 'નવજીવન'ના 'કેળવણી અંક' દ્વારા તથા તેમના 'કેળવણીના પાયા' નામના એક અપૂર્વ પ્રકારના પુસ્તકદ્વારા આપણા સાહિત્યને મળ્યો છે. એક વિદ્વાન કેળવણીકારે આ લેખો સબંધી ઉદ્ગાર કાઢયા છે કે જો આ લેખો શ્રી. કિશોરલાલે અંગ્રેજીમા લખ્યા હોત તો તેની કીંમત અનેકધા વધી જાત શ્રી કિશોરલાલે કેળવણી સિવાય 'અવતારમાળા' નામની એક ગ્રંથમાળા પણ લખી છે આ ગ્રંથમાળામા 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર' 'ઇશુ ખ્રિસ્ત' અને 'સહજાનંદ સ્વામી' ના ચરિત્રોનો સમાવેશ થાય છે. આ ચરિત્રો એમના જેવા ભક્તહૃદયના વિદ્વાનને હાથે લખાય એ આપણા સાહિત્યનુ ભાગ્ય છે, આ પુસ્તકોનો આપણા સમાજમા તેમજ વિદ્યાર્થીઓમા ઘણો પ્રચાર થવો જોઇએ શ્રી કિશોરલાલના જીવનમા જે 'Plain living and High Thinking' અને ઉચ્ચ વિચાર છે તેની પ્રતિચ્છાયા રૂપે એમના પુસ્તકો પણ સરલ અને ઉચ્ચ વિચારોવાળા છે-

શ્રી નરહરિ પરીખ અને શ્રી. જુગતરામ દવેના જીવન ગામડામા દટાયેલા રહ્યા છે, તેથી આપણા ગ્રામજીવનને તેમ જ દેશને ઘણો ફાયદો છે, પરંતુ આપણા સાહિત્યને તો તેથી ઘણું ખમવુ પડ્યુ છે પરંતુ જીવનનું મુખ્ય નિયામક સાહિત્ય ન હોઇ શકે; એટલે આપણે એમના માર્ગને અવગણી શકીએ નહિ. પરંતુ ગામડામા દટાઇને પણ એમને સાહિત્યમેવા દટાવા દેવી નથી એમ તેઓનો વિચાર હોય એમ જણાય છે એટલુ આપણને આશ્વાસન છે શ્રી. નરહરિએ તો ગુજરાતી ભાષાના જોડણી કામ માટે બંધ' છે

શ્રી. જુગતરામ પણ પ્રસંગોપાત 'કૌશિકાખ્યાન', 'આંધળાનું ગાડું' એવા લોકોને તેમ જ બાળકોને અનુકૂળ નાના પુસ્તકો લખે છે 'બાલમિત્ર' માસિકદ્વારા છેક નાના બાળકોને પણ એ ન ભૂલતા હોય એમ દેખાય છે આગળ વિદ્યાપીઠના પાઠ્યપુસ્તકોમા આવેલા 'ચણીબોર' અને 'ગધણું' એમના સંગ્રહેલા છે, તથા 'ચાવણગાડી' મા પણ તેમનો શ્રી. ગિજુભાઈ સાથે અડધો હિસ્સો છે. 'ચણીબોર' મા તદ્દન નાના બાળકો માટેની કવિતાઓ છે. 'ગધણું' મા જરા મોટા બાળકો માટે દલપતરામ, શામળ, નર્મદ, ખબરદાર વગેરે સરળ શૈલિવાળા કવિઓની સહેલી કવિતાઓ છે. આ બંને પુસ્તકો–ખાસ કરીને પહેલું બાળકોમા બહુ પ્રિય થયું છે આગળ જણાવેલી રાજગોપાલાચારીની 'જેલડાયરી' ના અનુવાદક પણ શ્રી જુગતરામ છે શ્રી નરહરિએ કાકા કાલેલકરની સાથે એકસંપ કરીને 'પૂર્વરંગ' નામનું ભારતવર્ષના પ્રાચીન ઉજ્જ્વળ ઇતિહાસનું પુસ્તક લખ્યું છે. અધ્યા રામનારાયણ પાઠકને 'ગોવિંદગમન' સંપાદન કરવામા પણ તેમણે સાથ આપ્યો છે એમણે 'આટલું તો જાણજો' અને 'પાઠસંચય' ( આની બીજી આવૃત્તિનું નામ 'કરંડિયો' છે. ) એ બે પુસ્તકો સંપાદન પણ કર્યાં છે 'આટલું તો જાણજો' નો પહેલો ભાગ તો એમણે જ લખ્યો છે, અને બીજા ભાગમા એમણે વિવિધ લેખકોના લેખો લીધા છે આ પુસ્તક ઉપરથી હિંદ તરફની સરકારની નીતિ બહુ સરળ અને સ્પષ્ટ રીતે સમજાય છે. આ પુસ્તકનો પ્રચાર વિશેષ કરવા જેવો છે. 'પાઠસંચય' એ વિનયમંદિરોના ચોથા પાચમા ધોરણોના વિદ્યાર્થીઓને માટે પાઠ્યપુસ્તક તરીકે યોજાયુ છે. એના આગળના ભાગ બહાર પાડવાની એમની ઇચ્છાને હજી એમણે માન આપ્યું નથી તે તેઓ જલદી આપશે એમ આપણે ઇચ્છીશુ આ ઉપરાત ટૉલ્સ્ટૉયના 'ત્યારે આપણે કરીશું શું?' નામના પુસ્તકના બીજા ભાગના અનુવાદક પણ તેઓ જ છે

ઉપર ગણવેલી વ્યક્તિઓ સિવાય બીજી ઘણી વ્યક્તિઓનુ સાહિત્ય મોટે ભાગે ગાધીજીએ શરૂ કરવા અસહકારની અસરને આભારી હશે, પરંતુ અત્રે ઉલ્લેખ કરવા યોગ્ય તો મને ઉપરની વ્યક્તિઓ જ લાગે છે. છેક અસહકારની શરૂઆતમા કવિ નાનાલાલ, શ્રીયુત ઇંદુલાલ યાજ્ઞિક, કવિ ખબરદાર અને શ્રીયુત કે હ. શેઠ વગેરેનાં લખાણો ઉપર પણ અસહકારની અસર સ્પષ્ટ જણાતી હતી હજી પણ કવિ નાનાલાલ, શ્રીયુત ઇંદુલાલ અને શ્રીયુત કે હ શેઠના લખાણો અસહકારની અસરથી મુક્ત નથી, પરતુ પહેલાનામા અને અત્યારનામા ફેર એટલો છે કે પહેલા એ અસર અસહકાર તરફની ભક્તિને લીધે જન્મેલી હતી અને અત્યારે તે કંઈ વિપરિત રીતે ઉદ્ભવેલી જણાય છે. કવિ નાનાલાલ તે દિવસોમા મહાત્માજીને "ગુજરાતનો તપસ્વી' કહીને વર્ણવ્યા હતા તેમની બારડોલીની સવિનય ભગની ચળવળને એમણે ગ્રીસની થર્માપોલીની લડાઈ સાથે સરખાવી હતી શ્રીયુત ઇંદુલાલે ગાધીજીના અસહકાર સબધીના ભાષણો અને લેખો ખાદીના પૂઠાવાળા પુસ્તક રૂપે છપાવેલા એ 'અસહકાર' નામના પુસ્તકનો ઉલ્લેખ આગળ આવી ગયો છે કવિ ખબરદારે તે વખતે 'ઓ ગુજરાત ઓ ગુજરાત' અને 'ગુજરાતનો સત્તુડ' વગેરે કાવ્યો લખ્યા હતા 'શ્રીયુત કે હ શેઠ પણ એમના 'સ્વદેશ ગીતામૃત' ના કાવ્યો તે દિવસોમા જ લખેલા, કવિ નાનાલાલ, શ્રીયુત ઇંદુલાલ

અને શ્રીયુત કે. હ. શેઠની પેઠે કવિ ખબરદારની અસહકાર તરફની દૃષ્ટિ પહેલાંના કરતા વિપરીત થયેલી એમનાં હાલના લખાણોમાં જણાતી નથી એટલી કવિ ખબરદારના ઉપર અને કવિ નાનાલાલ, શ્રીયુત ઇંદુલાલ યાજ્ઞિક અને શ્રીયુત કે. હ. શેઠના ઉપર અસહકારની થયેલી અસરોમાં ફેર છે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના સંપાદક ભિક્ષુ અખંડાનંદ પણ અસહકારની અસરથી મુક્ત નથી. એમણે ગુજરાતી જનતા અને સાહિત્યની અગણિત સેવા કરી છે, તેમ છતાં એમના સંબંધી એક પ્રસંગ મારે અત્રે કંઇક દુઃખ સાથે નોંધવો પડે છે. ભિક્ષુ અખંડાનંદે અસહકારના દિવસોમાં ગાંધીજીનું ચરિત્ર 'જગતનો મહાન પુરુષ' નામે પુસ્તક રૂપે બહાર પાડેલું. એ પુસ્તકની સિલકમાં રહેલી નકલો ભિક્ષુ અખંડાનંદે કેટલાક વખત પહેલા બાળી નાખ્યાની માહિતી પણ મને ખાસ વિશ્વાસપાત્ર સ્થળેથી મળી છે. આમ અસહકાર તથા એના વિધાતા ગાંધીજીની આપણા સાહિત્ય ઉપર અવનવી અસરો છે.

હવે વિષયનું આગળ અવલોકન કરીએ. અસહકારનાં અંગો દ્વારા તથા અસહકારની પ્રબળ અસર નીચે આવેલી કેટલીક વ્યક્તિઓ દ્વારા આપણું સાહિત્ય કેટલું સમૃદ્ધ થયું તેનો આપણે વિચાર કર્યો. હવે અસહકારને અંગે જન્મેલી તથા જામેલી કેટલીક પ્રકાશન સંસ્થાઓ તરફથી પ્રસિદ્ધ થયેલા સાહિત્યનો વિચાર કરીએ. આ સંસ્થાઓમા મુખ્ય નવજીવન પ્રકાશન મંદિર અને યુગધર્મ કાર્યાલય એને ગણી શકાય.

નવજીવન પ્રકાશન મંદિરનું મુખ્ય પ્રકાશન 'નવજીવન' સાપ્તાહિક. આ સાપ્તાહિક અસહકાર પહેલા જન્મ્યું છે; પરંતુ એની લગભગ આખી કારકીર્દિ અસહકારમય જ છે. અસહકારના અંગો ઉપર ગાંધીજી, કાકા કાલેલકર, શ્રી મહાદેવ દેશાઈ વગેરેએ લેખો લખ્યાનું વિવેચન આ નિબંધમા આવી ગયું છે. તે લેખો તેમણે આ સાપ્તાહિકમા જ લખેલા. વળી આ સાપ્તાહિકમા અસહકારના ગણાવેલાં અંગો ઉપરાત અહિંસા, અસ્પૃશ્યતા, હિંદુમુસલમાન ઐક્ય, સ્ત્રીઉદ્ધાર, વર્ણાશ્રમ તેમજ જ્ઞાતિસંસ્થા, લગ્ન મરણના ખર્ચો, સ્વચ્છતા, સાદાઈ, શ્રદ્ધા, જાતિ ઇત્યાદિ અનેક વિષયોના અંગોપાગો ઉપર વિવેચનો થયા છે અસહકાર એ આખા દેશના ઉદ્ધાર રૂપે હતો. અસહકારનાં મુખ્ય વિશિષ્ટ અંગો થોડા હોઈ શકે. પરંતુ એ અંગો સિવાયના દેશના બીજા નાના મોટા અનેક અનેક પ્રશ્નો તરફ તે ઉપેક્ષાની નજરથી જોઈ શકે નહીં. આથી અસહકારને અંગે આપણા સાહિત્યને અનેક નાનામોટા પ્રશ્નો ઉપર ઘણું વિવિધ સાહિત્ય મળ્યું છે. નવજીવન પ્રકાશન મંદિરે આ સાપ્તાહિક ઉપરાત અનેક નાના મોટા વિવિધ વિષયોને લગતા, વિવિધ પ્રકારનાં પુસ્તકો બહાર પાડયા છે. એ બધાનું વિવેચન કરવા તો એક જુદો નિબંધ જોઇએ. અત્રે તો માત્ર એમાનાં કેટલાંકના નામ માત્ર આપીને સંતોષ માનું છુ. એ નામોમા ગાંધીજીનાં 'હિંદસ્વરાજ', 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો', 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ', 'યેરવડાના અનુભવ', 'આત્મકથા', 'નીતિનાશને માર્ગે' વગેરે આવે છે. આ ઉપરાત

આપ્યા. ધર્માનંદ કોસંબીની 'આપવીતી', કવિવર ટાગોરનું શ્રી. ગિરધારી કૃપાલાનીએ અનુવાદ કરેલું 'અચલાયતન' નાટક, શ્રી. ત્રિભુવન વ્યાસનાં 'નવાં ગીતો', સત્યાગ્રહાશ્રમની શાળાનો 'મધપૂડો' શ્રી. વાલજી દેસાઈનું 'ગોરક્ષા કલ્પતરુ' વગેરે પણ ગણી શકાય. આ ઉપરાંત જમનાદાસ સ્મારક ગ્રંથમાળાને નામે બહાર પડેલાં ટૉલ્સ્ટૉયનાં 'ત્યારે આપણે કરીશું' 'ટૉલ્સ્ટૉય અને શિક્ષણ' 'જાતે મજુરી કરનારાઓને' વગેરે પુસ્તકો બહાર પાડવામાં પણ નવજીવન પ્રકાશન મંદિરનો જ હાથ છે. અહીં ગણાવ્યા તે પુસ્તકો ઉપરાંત આ નિબંધમાં આગળ જે જે પુસ્તકો ગણાવ્યાં છે; તેમાંનાં લગભગ બધાં આ મંદિર તરફથી જ બહાર પડયાં છે. આ રીતે નવજીવન દ્વારા ગુજરાતી સાહિત્યની ઘણી અભિવૃદ્ધિ થઇ છે. એ પુસ્તકો સારાં, સુઘડ છપાઈવાળાં અને સસ્તાં બહાર પડવાથી એનો પ્રચાર પણ ઘણો થયો છે. એની સુઘડ છપાઇએ અને એના સસ્તાપણાએ બીજાં અનેક પ્રકાશન મંદિરો અને ગ્રંથપ્રકાશકો ઉપર ભારે અસર કરી છે.

યુગધર્મ કાર્યાલય તરફથી 'યુગધર્મ' માસિક તથા બીજાં કેટલાંક પુસ્તકો નીકળ્યાં. 'યુગધર્મ' લાંબી મુદ્દત નભ્યું નહિ; પરંતુ એની અસર આપણાં માસિકો ઉપર ઘણી સારી થઈ છે. યુગધર્મ કાર્યાલય તરફથી બહાર પડેલા 'અસહકાર' પુસ્તકનો ઉલ્લેખ તો આગળ ઘણીવાર આવી ગયો છે. એ ઉપરાંત 'ચંપારણ્યની લડત', 'ખેડાની લડત', 'કોરીઆની લડત', 'મરણીયું આયર્લૅંડ', 'રાષ્ટ્રગીત', 'ઢીંગલી' વગેરે એનાં પુસ્તકો છે. આ પુસ્તકોએ પણ આપણા સાહિત્યમાં સારો ઉમેરો કર્યો ગણાય. 'યુગધર્મ' બંધ થયું તેની સાથે યુગધર્મ કાર્યાલય પણ હવે બંધ થયું છે.

નવજીવન પ્રકાશન મંદિર અને યુગધર્મ કાર્યાલય એ બે સંસ્થાઓ અસહકાર સાથે અને અસહકાર માટે જન્મેલી ગણાય. 'સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર' અને ગાંડીવ સાહિત્ય મંદિર આ બે સંસ્થાઓ એમના નામ સૂચવે છે તેમ, 'સૌરાષ્ટ્ર' અને 'ગાંડીવ' સાપ્તાહિકોને અંગે નીકળી છે.; તેમ છતાં આ બંને સંસ્થાઓ– તેમાયે ખાસ કરીને 'સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર' ઉપર અસહકારની ઘણી અસર છે અને એ અસરને લીધે તેમાં જોમ આવ્યું છે. આ બંને સંસ્થાઓ તરફથી 'સૌરાષ્ટ્ર' અને 'ગાંડીવ' સાપ્તાહિકો ઉપરાંત બીજું ઘણું સાહિત્ય મળ્યું છે. 'દેશબન્ધુ દાસ', 'ઝંડાધારી', 'સત્યવીર સ્વામી શ્રદ્ધાનંદ', 'છત્રપતિ શિવાજી', 'ગુજરાતો દીપક', 'કુરબાનીની કથાઓ', 'સૌરાષ્ટ્રની રસધાર', 'રઢિયાળી રાત', 'સોરઠી બહારવટીઆ', 'સોરઠી સંતો', 'ડોશીમાની વાતો', 'દાદાજીની વાતો', 'કંકાવટી', 'બે બાલનાટકો', 'કાન્તનાં બે નાટકો', 'રાણા પ્રતાપ', 'શાહજહાં' વગેરે અનેક ચેતના-પ્રેરક પુસ્તકો આપી સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરે એની થોડાં વર્ષની કારકીર્દીમાં ગુજરાતી સાહિત્યની ઘણી મોટી સેવા કરી છે. આમાંનાં ઘણાં શ્રીયુત ઝવેરચંદ મેઘાણીએ તૈયાર કર્યાં છે. ઘણા સાક્ષરો કરતાં શ્રીયુત મેઘાણીની સાહિત્ય સેવા ઉતરે તેવી નથી; તેમ છતાં શ્રીયુત મેઘાણીની કદર હજી ગુજરાતની કોઈ સાહિત્ય સંસ્થાએ કે સાહિત્ય સેવકોને ઉત્તેજન આપનાર કોઇ દાનવીર ગૃહસ્થે કરી છે એમ ન કહેવાય.

ગાંડીવ સાહિત્ય મંદિરે શ્રી બંકિમબાબુનુ 'આનંદમઠ', કવિવર ટાગોરની 'ગીતાંજલિ', ટૉલ્સ્ટૉયની કેટલીક વાતાઓ, કેટલાક વાતાના પુસ્તકો તથા બીજા બાળોપયોગી ચોપડીઓ બહાર પાડી છે તથા હાલ બહાર પાડે છે

ઉપર જણાવ્યુ તે સાહિત્ય અસહકારને અંગે જન્મ્યુ છે આ ઉપરાંત અસહકારે નરસિંહ, મીરા, પ્રીતમ વગેરેના કેટલાક ઉત્તમ કાવ્યોને ભૂલાતા બચાવ્યા છે એ સિવાય બીજુ ઘણુ સાહિત્ય છે કે જે અસહકારને લીધે જન્મ્યુ ન હોવા છતા એ અસહકારની અસરથી મુક્ત નથી 'કુમાર', 'કૌમુદી', 'પ્રજાબંધુ', 'નવગુજરાત' વગેરે પત્રો ઉપર તો અસહકારની અસર ઓળખાઈ આવે તેટલી છે અસહકારથી પોતાને અલિપ્ત રહેતા માનતા સાહિત્યકો પણ એના રંગથી કંઇક કંઇક તો રંગાયા છે જ. ટૂંકમા અસહકાર એ ગઈ રેનની માફક એક પ્રબળ બળ હતુ, અને એની અસર આપણા આખા સાહિત્ય ઉપર થઈ છે અને હજી ઘણો લાંબો વખત થતી રહેશે અત્રે મે રેન અને અસહકારની સરખામણી કરી છે તે ફક્ત બીજાને પોતાની અસર કરવાની શક્તિ પૂરતી જ કરી છે લાલા લાજપતરાયે એમના ' Young India ' (યંગ ઇંડીઆ) નામના પુસ્તકની ચોથી આવૃત્તિની પ્રસ્તાવનામા લખ્યુ છે તેમ

' We have passed through a wonderful period of political Awakening The movement for freedom is no longer continued to the intelligentsia but has spread among the masses Mahatma Gandhi's Non-co operation movement was a unique thing in the history and life of the Indian people It is too early to speak of its success or failure Movements of this kind cannot be judged by their immediate results they are among the forces which once created continue to operate until they have had their full play

( આપણે રાજકીય જાગૃતિના એક આશ્ચર્યજનક ગાળામાથી પસાર થતા છીએ આ સ્વાતંત્ર્યની લીલવાન કેવળ ભણેલા ગણેલા વર્ગમા જ નહિ પણ છેક ગામડાના અભણ લોકો સુધી પહોંચી છે મહાત્મા ગાંધીજીની અસહકારની ચળવળ હિંદી પ્રજાના ઇતિહાસ અને જીવનમા એક અનોખી વસ્તુ છે એના જયપરાજય સબંધી બોલવાને માટે આ સમય હજી બહુ વહેલો ગણાય આ પ્રકારની ચળવળોની સપૂર્ણ કિંમત એના તાત્કાલિક પરિણામો ઉપરથી ન આંકી શકાય તે તો એવી જાતના બળ છે કે જે એક વખત ઉત્પન્ન થયા તે એનો પૂરો ભાગ ભજવતા સુધી ચાલ્યા જ કરે )

અસહકાર એ પ્રબળ બળ છે અને એની અસર હજી ઘણી લાંબી મુદત સુધી રહેશે એમ સ્વીકાર કરીને અત્રે આ નિબંધમા તો કેવળ આજ સુધીમા અસહકારની અસર દ્વારા આપણા સાહિત્યમા કેટલો ફાળો વધ્યો તે જોવા પ્રયત્ન કર્યો છે એ ઉપરથી આપણને ખાતરી થાય છે કે અસહકારની શરૂઆતમા કેટલાકને બીક હતી કે અસહકારને

લીધે સાહિત્યનો પ્રવાહ થોભશે કે વિકૃત થશે એ બીક ખોટી પડી છે. તેમને હવે ખાતરી થઇ હશે કે અસહકારને લીધે સાહિત્યનો પ્રવાહ પહેલાં કરતાં અનેક ગણા વેગથી આ આઠ વર્ષ દરમ્યાન વહ્યો છે; અને એ પ્રવાહનું જળ વિકૃત એટલે મલિન નહિ; પણ પહેલાંના કરતાં પણ વધુ સ્વચ્છ રહ્યું છે. આ આઠ વર્ષ દરમ્યાન આપણને માનવજીવનના લગભગ સર્વ વિષયો ઉપર તેમજ સાહિત્યનાં લગભગ બધાં અંગો રૂપે ઘણું પુષ્ટ સાહિત્ય મળ્યું છે. આ આઠ વર્ષ દરમ્યાન આપણને આટલું નવીન, વિવિધ અને વિપુલ સાહિત્ય મળ્યું તે અસહકાર ન હોત તો ન મળ્યું હોત એમ કહેવામાં મને કંઇ સંકોચ થતો નથી.

અહીં સુધી આપણે અસહકારે આપણા સાહિત્યમાં આપેલો ફાળો સ્થૂળ રીતે જેટલો દેખાય તેટલો જોયો. હવે નજર જરા સૂક્ષ્મ કરીને જોવાથી સમજાશે કે અસહકારનો ફાળો આના કરતાં વિશેષ મોટો ગણાવો જોઇએ. અસહકારે પુસ્તકો કે પત્રોનો ઉમેરો કરીને જે ફાળો આપ્યો તે ફાળા કરતાં એનો વિશેષ મોટો ફાળો તો એણે આપણા સાહિત્યની ભાષાને અભિનવ સ્વરૂપ આપ્યું એ છે. અસહકારની પહેલાં આપણા સાહિત્યની ભાષા કંઇક આડંબરી અને કમજોર હતી. અસહકાર દરમ્યાન વિવિધ ભાવની ભરતીઓ આવી; ભાષાનો પ્રવાહ આડંબર છોડી જીવનને સ્પર્શ કરતો સરલ રીતે વેગથી વહેવા મંડયો. આ ભાષાના સ્વરૂપનો ફેરફાર એ અસહકારે આપણા સાહિત્યને આપેલો મોટામાં મોટો ફાળો છે. ભાષા એ સાહિત્યનું વાહક છે. વાહક જેટલું સુધરે તેટલું સાહિત્ય વધારે પુષ્ટ અને વેગવાન બને. અસહકારે સાહિત્યના વાહક ભાષાને સુધારી આપણા સાહિત્યના પ્રવાહને પુષ્ટ અને વેગવાન બનાવ્યો છે. આ પ્રવાહ દ્વારા ભવિષ્યમાં આપણી સાહિત્યવાડી કેટલી ફળદ્રુપ થશે. તે કહી શકાય નહિ, પરંતુ એનો વિચાર કરતાં ઘણી સારી આશા બંધાય છે.

અંતમાં, આપણા સાહિત્યને આશીર્વાદ રૂપ આ અસહકારની ચળવળના વિધાતા ગાંધીજીને વંદન કરી આ નિબંધ પૂરો કરું છું.

શંકરભાઇ સોમાભાઇ પટેલ

# વિનોદશાસ્ત્ર (Laughology.)

### જુનું હાસ્ય—સાહિત્ય.

ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસ સાહિત્ય એક જરૂરી અને કીંમતી અંગ છે. નરસિંહથી માંડી નર્મદ સુધીના ગુજરાતી સાહિત્યકારોએ એ અંગને ખીલવવામાં છૂટક છૂટક પ્રયત્નો કર્યાં છે, પરંતુ તે પદ્ધતિસરના નથી. સામાન્ય માનવજીવનમા હાસ્યજનક ભાવોના અનુભવની તેમના પર જે છાપ પડેલી તે છાપને પરિણામે, તેમજ પોતાની ઉંચી સર્જનશકિતને પ્રભાવે કરીને તેઓ પોતાના સાહિત્યમાં રમુજી પ્રસંગો, રમુજી શૈલી અને રમુજી ભાષા ગુંથતા; પરંતુ તેમાય કોઇ ખાસ પદ્ધતિ ( Science ) તો નહેતી. માત્ર રમુજ ઉપજાવવાનો હેતુ અને તેની શક્તિ એ બે હતાં.

### આધુનિક હાસ્ય—સાહિત્ય.

આધુનિક હાસ્યરસ સાહિત્યની શરૂઆત સ્વ. સર રમણભાઇથી થાય છે. તેમનાં સાહિત્યથી કંઇક પદ્ધતિસરનું હાસ્ય ( Scientific humour ) ગુજરાતીમાં દાખલ થાય છે. કોઈ આક્ષેપ કરે છે કે તે તો તેમણે ઉછીનું લીધેલું ! તે સાથે મને નીસબત નથી. જોકે ઉછીની મુડી કરતાં ગાંઠની મુડી ઇચ્છવા જોગ છે, છતાં " નહીં મામા કરતાં કાણો મામો " પણ શું ઇચ્છવા જોગ નથી ? સ્વ. સર રમણભાઈ પછી એ આવશ્યક અંગને ખીલવવાના ઉદ્યોગનું કારખાનું " વીસમી સદી " ના તંત્રી સ્વ. ભાઇ હાજીમહમદ ખોલે છે. તેના કારખાનામાં જૂદાં, જૂદાં ખાતાંઓના મેનેજર તરીકે કુશળતાથી કામ કરવા માટે તેમણે ત્રણ વિદૂષકો (Humourists) શોધી કાઢ્યા

ને ગોઠવ્યા. ( ૧ ) ઓલીઆ જોશી ( ૨ ) મસ્ત ફકીર અને ( ૩ ) જાગીરદાર. તેમણે પોતાની ફરજ સંપૂર્ણ રીતે અદા કરી. અને પદ્ધતિસરના આધુનિક હાસ્યરસ સાહિત્યના શરીરને બાલ્યાવસ્થામાંથી કુમાર અવસ્થામાં આણી મૂકયું. તે સાથે રા. ધનસુખલાલનું નામ પણ નજરે ચઢે છે. પરંતુ તેમનું સાહિત્ય ધોતીઉં અને પાઘડી પહેરીને શુદ્ધ ગુજરાતી લેબાસમાં રંગભૂમિ પર નથી આવતું; પરંતુ કોટ પાટલુન ને હેટ પહેરીને આવતું હોવાથી તેમના સાહિત્ય તરફ પરિચયનો સહેજ અભાવો રહે છે આ ઉપરાંત રા. નારદ વગેરેના છૂટક પ્રયત્નોને એ બાળકને ટીકડી અપાવીને તેના વિકાસમાં ફાળો આપનાર તરીકે ગણી શકાય ! ગુજરાતના આધુનિક હાસ્યરસ સાહિત્યનો આછો આછો ઇતિહાસ અહીં ખલાસ થાય છે. સ્વ. સર રમણભાઈથી ગણતાં આજે ખરી રીતે ૨૦ વર્ષનો ગાળો પડ્યો કહેવાય; પરંતુ હાસ્યરસ સાહિત્ય ૧૦ વરસની ઉમ્મરનો એક કુમાર છે એમજ કહી શકાશે, એટલે કે દર બે વર્ષે તે એક વર્ષ મોટું થાય છે !

કંઈક અંગત.

આ સંજોગોમાં એ ક્ષેત્રમાં ઝંપલાવવાની મને ઈચ્છા થઇ. હજી તો મેં ઝંપલાવ્યું છે. રા. ખબરદારના શબ્દોમાં કહું તો " મેં હાસ્ય સાહિત્ય બનાવવા માટે મિલ ખોલી છે ! " મારી પ્રવૃત્તિની વચમાં જુલાઇ માસમાં મારે ધંધાર્થે એક માસ કરાંચી જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં ત્યાંની ગુજરાતી ગ્રેજ્યુએટ્સ એસોસીએશનના કાર્યવાહક બંધુઓની ઈચ્છાને માન આપી મેં તેમની સમક્ષ " વિનોદશાસ્ત્ર " એ વિષય પર એક વ્યાખ્યાન આપેલું. એ વિષયની પસંદગી મારીજ હતી, કારણ કે હું હાસ્યરસ સાહિત્ય પદ્ધતિસરનું કેમ બને તે માટે તેના શાસ્ત્રની શોધખોળો કરી રહ્યો છું. મારી શોધખોળને મેં તે પ્રસંગે એ વિદ્વાન બંધુઓની કસોટીએ ચઢાવવા માટે પ્રકાશમાં મૂકવા એ તક સાધી. પરંતુ ત્યાર પછી પણ મારૂં સંશોધન ચાલું હતું, અને છે. એ નવા અમલ વ્યાખ્યાન સાથે ગુંથતાં આવેલું પરિણામ તે આ નિબંધ. એ શાસ્ત્ર વળી પાછું સુધારેલા સ્વરૂપે આ પરિષદ પાસે મૂકવાની તક લઉં છું, જો કે તે સાથે એટલું ઉમેરવા રજા લઉં છુ, કે આ સ્વરૂપ કાયમી નથી. હજી મારૂં સંશોધન ચાલે છે. બીજા બંધુઓ પણ સંશોધન કરી શકે તેમ છે, એટલે કે આ શાસ્ત્રમા સુધારા વધારાને પૂરતો અવકાશ છે.

આ વિષય હાથમા લેવા માટે મારી લાયકાત વિષે આ તકે બે વેણ કહું તો તે પ્રાસાગિક લેખાશે.

હિંદુ બંધુઓના શાસ્ત્રોમાનું તત્વજ્ઞાન ' નકાર ' Negation થી શરૂ થાય છે. તેમ મારે મારી લાયકાત ' નકાર ' થી શરૂ કરવી પડે તેમ છે. હું ડિગ્રીધર નથી, હું વિદ્વાન નથી, વિદ્વાન હોવાનો દાવો પણ કરતો નથી. આ વિષય પર હું એક (Authority) સત્તા છું એવો દાવો પણ કરતો નથી, ને કરવા માટે ઇચ્છતો નથી. હુ માત્ર આ વિષયનો અલ્પ અભ્યાસી ને સંશોધક છું. સાહિત્યના વિશાળ વૃક્ષમા અનેક શાખાઓ હોવાથી દરેક લેખક એકજ શાખા પસંદ કરી લે, તેની પાછળ આદુ...

ખાઇને પડે, તેમાં ઉંડો ઉતરે, તેના વિકાસ માટે મથે અને ટુંકામાં તેને પોતાનુ (Life's cause) બનાવી મેલે તે ઇચ્છવા જોગ હોવાથી, સાહિત્યમા પ્રવેશ કરતી વખતે મેં મારે માટે હાસ્ય વિનોદ એ વિષય મારા ( Literary Life's cause ), તરીકે પસંદ કર્યો. ત્યારથી એને લગતા જ લેખો અને પુસ્તકો લખવાનો મેં અલ્પ પ્રયાસ કર્યો છે, તેમાં ઉંડો ઉતરવા હું મથી રહ્યો છું. હું કયાં સુધી ગયો છું તે હુ ન કહી શકું, પરંતુ મારા એ મંથનકાળ-દરમ્યાન મને જે જે અનુભવો થયા, જે જે જ્ઞાન થયુ. તે તે આ નિબંધ દ્વારા આપની સમક્ષ રજુ કરવા માટે મારો આ પ્રયાસ છે. આટલું અંગત કહી લીધા પછી હવે હું વિષય ઉપર આવું.

## નામ સંસ્કાર.

આ વિષયને મેં 'વિનોદશાસ્ત્ર' એવું નામ આપ્યું છે, તેને અંગ્રેજીમા જો કે હાલ તુરત હું "Laughology કહું છુ, પરંતુ તે કામચલાઉ છે. Science of Humour એ અર્થ બનાવવા માટે કોઈ અંગ્રેજી શબ્દ કોઈ શબ્દકોષના ચલણી નાણામાં ન જણાયો, એટલે એ ખોટો સિક્કો છાપીને બજારમા મૂકવાનું મેં સાહસ ખેડયું છે. Laughology નું ( True Translation ) સાચું ભાષાતર "હાસ્ય શાસ્ત્ર" થાય પરંતુ તે બન્ને ખોટા છે. " ( Scientific ) રીતે કેમ હસવુ " એનું કોઇ શાસ્ત્ર ન હોઈ શકે. પરિણામે જે અર્થ હું એમાથી કલ્પું છુ, તે જોતા ખરી રીતે ' હસાવશાસ્ત્ર ' અથવા " લફાવેલોજી " નામ પાડવું જોઇએ ! વસ્તુસ્થિતિ આવી હોવાથી ગુજરાતીમા તો મેં " વિનોદશાસ્ત્ર " એ શબ્દ Science of Humour સમજાવવા માટે અથવા ' વિનોદ કરવાનુ શાસ્ત્ર ' સમજાવવા માટે રજુ કર્યો. પરંતુ અંગ્રેજીમા " લફાવેલોજી " નો " સ્પેલીંગ " શો કરવો તે મુસ્કેલી હોવાથી જેમ પેલો અંધેરી નગરીનો ગંડુ રાજા જાડા નરને જોઇને શૂળીએ ચડાવતો હતો, તેમ મેં હાથમા આવ્યો તે શબ્દ ' લાફોલોજી ' શૂળીએ નહી પણ મથાળે ચડાવ્યો છે !

પણ મને માફ કરજો, એ શબ્દ હુ ખોટો કહુ છું, છતા મારે કહેવું પડે છે કે તે ખોટો નથી, પરંતુ હું જ ખોટો છુ ! હું કેટલો ખોટો છુ તે હુ સાબીત કરી આપુ. મારા નિબંધમા આગળ મેં સમજાવ્યું છે કે રસાયણશાસ્ત્રમા Laughing gas નામનો એક પદાર્થ જણાવ્યો છે, તે નાઇટ્રોજન મોનોકસાઇડ ( Nitrogen Monoxide ) છે. ( Cannabis Indica ) કેનેબીસ ઇંડીકાને નામે તે ઓળખાય છે. તેનું " લાફીંગ ગેસ " એટલા માટે નામ પાડયુ, કે કલોરોફોર્મની શોધ થયા પહેલા દર્દીને બેભાન કરવા માટે એ ગેસ વપરાતો, તેથી દર્દી હસી હસીને બેભાન થઇ જતો. આ પરિણામ જોતા ખરી રીતે તે ' લફીંગ ગેસ ' એટલે "હસતો ગેસ ' નથી, પરંતુ ' હસાવતો ગેસ છે. " આમ છતા અંગ્રેજી વિદ્વાનોએ તેને 'લાફીંગ ગેસ ' એવુ નામ આપ્યું, તો પછી મને ' લાફોલોજી ' એ નામ આપવામા શો વાંધો હોય ? જો તે ભાષામા ભૂલ હોય, તો અંગ્રેજોની પહેલી ભૂલ છે અને

પછી મારી છે. આ ઉપરથી સાબીત થાય છે, કે 'લાફોસોફી ' શબ્દ ખોટો છે એમ હું જે કહેતો હતો તે ખોટું છે, અને તે શબ્દ ખરો કહેવામાં હું તદ્દન ખરો છું.

## જીવનમાં વિનોદની શી જરૂર ?

હવે હું આગળ વધું તે પહેલાં કોઇ સુજ્ઞ મને પૂછશે કે." મિસ્ટર " વિનોદશાસ્ત્ર તો પછી, પરંતુ માનવી જીવનને વિનોદની જરૂરજ શી છે, તે તો કહો. " આવો ( Fundamental ) તાત્વિક પ્રશ્ન જરૂર કોઇ પૂછશે. આવો સવાલ પૂછનાર સવાલ પરથી જ સાબીત કરે છે, કે એ ભાઇ પોતે ગંભીરતાના રોગથી પીડાય છે, અને વર્ષો તે રોગ ( Chronic )-ઘર કરી બેઠેલો હોવો જોઇએ ! " ( first Aid ) " તાત્કાળિક ઉપાય તરીકે આ દર્દને વિનોદની પેટંટ દવાની મારા જેવા ઉંટ-વૈદથી માંડીને ધનવંતરી સુધીના બધા વૈદો ભલામણ કરશે ! મને એની ખાત્રી છે; અને જેને ખાત્રી ન હોય તે " એક વાર વાપરીને ખાત્રી કરી લે ' આમ છતાં હું તે મારે દલીલો કરૂં.

## દલીલ ૧ લી.

માણસ જન્મતી વખતે ઇશ્વરને ત્યાંથીજ વારસામાં "ઉ...વાં...ઉ...વાં..." એ રૂદન લેતો આવે છે, એટલે કે ૭૫ ટકા કરૂણ રસ અને ૨૫ ટકા ગંભીર રસ. આમ આ ભાઇસાહેબ કે બાઇસાહેબને જન્મથી જ કરૂણ રસ મળેલો હોય છે. પછી તે જીવ જગતમાં ચાલી રહેલા જીવનવિગ્રહનો ભોગ બને છે. તેમાં ખાસ કરી હિંદીજીવનનો મુસાફર બને છે, એટલે કરૂણ રસ બેવડાયો, અને ત્રેવડાયો. પરિણામે તેના જીવનમા કરૂણ રસ પ્રધાનસ્થાન લે છે, ત્યારે મારા જેવા લેભાગુ વિદુષકોની વગર રજાની દખલગીરીથી થોડો ઘણો વિનોદ ગૌણ સ્થાન પામે છે. આથી જીવન કેવું બને છે તે જોવા માટે રોજના કલાકનું નામું કરીને સરવાયું રજુ કરીએ, તો એક એકાઉન્ટન્ટ કે એક મહેતાજી ખોટ મામો હશે, તો તેને પણ જણાશે કે એક ગુજરાતી હિંદી માનવ જીવન ૨૪ કલાકમાંથી કેટલા કલાક ખુશમિજાજમા ગાળે છે ? તેના જીવનમા મોટે ભાગે મરચાંનો વીરરસ, હુંગળી અને રાઇનો કરૂણ રસ, ફ્રુટનો શૃંગાર રસ વગેરે ખૂબ છે, ત્યારે ગોળ ખાંડનો હાસ્યરસ તદ્દન ઓછો છે. હું ધારૂં છું કે મારા રસાયણશાસ્ત્રી મિત્રો પણ કબુલ કરશે, કે મટોડીમાથી માણસ બનાવવામાં ઇશ્વરે સ્ટાર્ચ, જે તત્વ ગોળ ખાંડમાં ઘણું હોય છે, તે ઓછું નાખ્યું છે ! વારૂ; હવે આપણે સહિત્ય પરિષદના સ્થાપક સ્વ. રણજીતરામ વાવાભાઇની એક વાત યાદ કરીએ. તેઓશ્રી કહી ગયા: "સાહિત્ય એ પ્રજા જીવનનું દર્પણ છે." આપણે ગુજરાતી સાહિત્યમાં નજર દોડાવીએ, તો જણાશે કે દર ૧૦૦૦ પુસ્તકે હાસ્ય વિનોદના એક પુસ્તકની . સરેરાશ આવશે. દરેક નાટકમાં સરેરાશ ૧૫ પ્રવેશ ગણીએ તો તેમાં ગંભીર, વીર, શૃંગારના ૧૨ પ્રવેશો હશે, ત્યારે હાસ્યના ત્રણજ પ્રવેશો હોય છે ! અને દર ૧૦૦૦ કવિતાઓમાં રમુજી કવિતા અડધી, યાને એક દ્વિતીયાશ ટકાની તેની રાશ જણાશે ! આમ આપણા પ્રજા જીવનનું પ્રતિબિંબ સાહિત્યમાં પડેલું જોતાં સાબીત થાય છે, કે આપણે જન્મથી જ રોતલ અને ગંભીર થઇને પૃથ્વી પર આવીએ છીએ; રોતલ અને ગંભીર જીવન જ્યાં ત્યાથી જીવી નાખીએ છીએ; કેમકે

જતી વખતે રામનામના રૂદન-પોકાર તો જડેલા છે જ ! આમ ગુજરાતી જીવનમા વિનોદનુ અધ પતન થયુ છે, એમ કહીએ તો ચાલે હવેથી કા તો ઈશ્વર હસતા બાળકો સરજે અથવા તેમ ન થાય તો આપણે તેમને હસાવીને જબરજસ્તીથી હસતા બનાવવા જોઇએ

દલીલ ૨ જી.

હિંદુ તત્વજ્ઞાન પ્રમાણે પરમાત્મા એ આનદ સ્વરૂપ છે, તેનો અશ જીવાત્મા હોવાથી શ્રી મિસ્ટર જીવણજીભાઇ કાયમ આનદની શોધમા જ રહે છે પરતુ આજના મદા વેપારમા તેમને કાયમ આધિ વ્યાધિ ને ઉપાધિથી વીંગળાયલા રહેવુ પડતુ હોવાથી તેમને વિનોદની વધારે જરૂર છે વિનોદ એ ચિંતાની રામબાણ દવા છે જેમ શકિતની ગોળીઓ આવે છે, તેમ વિનોદ એ આનદ વધારક ગોળી છે !

દલીલ ૩ જી.

કેટલાક માણસો પોતે મોટા માણસોના મત પ્રમાણે ચાલતા હોવાથી આ ત્રીજી દલીલમા હું મોટા મોટા દાક્તરોના અભિપ્રાયો ટાકવા રજા લઇશ-

( ૧ ) અગ્રેજીમા કોઇ મોટા માણસે કહેવત પાડી છે કે " You laugh and the world will laugh with you " તમે હસો, સાથે દુનિયા હસશે આ કહેવતમા કઈક કહેવાનુ રહી જાય છે. તેમા ઉમેરવુ જોઇએ, કે "અને દુનિયા તમને સારો વકરો કરાવશે (and will give you good business) આમ થયુ હોત તો ગુજરાતીઓ જે વેપારી પ્રજા છે, તે કઇ નહિ તો છેવટ વેપાર વધારવા માટે હસવા માડત ! બાકી ખરૂ જોતા હસવાથી અને હસાવવાથી એટલે ઘરાકોને હસતે મોઢે વધાવવાથી જરૂર સોદો પાર ઉતરે છે, માટે વેપારી ગુજરાતીઓએ તો હસવાની કળા જરૂર સાધવી જોઇએ

(૨) જો આપણે હસીશુ નહી, તો માનવ સ્વભાવ જોતા એ સ્વભાવ ઉલટાઇ જશે ને કહેશે-

" You weep and the world will laugh at you " તમે રડો, તો દુનિયા તમને હસશે, ખરેખર રડવાથી છુટકારા વળતો નહી હોવાથી બહેતર છે કે આપણે હસીએ

(૩) સુર વૉલ્ટર સ્કૉટની કવિતામા થોડો ફેરફાર કરીને દાખલો આપુ તો —

" Breathes there the man with soul, so dead,
Who hath never in life, a little laugh had ?
Well, that is the man half-dead, half-mad !

' કોણ એવો માણસ એવો નિર્જીવ હોઇ શ્વાસ લે છે જે જીવનમા થોડુ પણ ન હસ્યો હોય ? એવો માણસ અર્ધો મુઓ અડધો ઘેલો છે

(૪) છેવટ આપણા મહાત્મા ગાંધીજીનો અભિપ્રાય કહું. તેમણે એક વાર "નવજીવન"માં જણાવ્યા પ્રમાણે –

"વિનોદ એજ તેમનું જીવન છે. વિનોદ પર જ તેઓ નભે છે. વિનોદને લીધે જ તેઓ વધારે અને વધારે કામ કરી શકે છે."

(૫) છેવટે મારા જેવા મોટા માણસનો અભિપ્રાય તમને ખાસ વજનદાર જણાતો હોય, તો પછી મારે કહેવું પડશે! "બુદ્ધિ બજાર" એ નામના મારા પુસ્તકની પ્રસ્તાવના જેને હું "પારીઉં" કહું છુ, તેમા મેં ચીતરી માર્યું છે કે–

વિનોદ એ જાડાને પાતળા કરે છે પાતળાને જાડા કરે છે. ...વગેરે, વગેરે

હું ધારૂં છું કે "માણસે શા માટે હસવું જોઈએ" એના જવાબમા મે ઉપર દલીલો કરી છે તે બસ થશે. અને તેથી તમે ધરાઈ જશો. આમ છતા "કાંઈ વધારે જોઈતુ કરતું હોય તો માગી લેજો. શરમાશો નહીં"।

હવે વિનોદને લગતી કેટલીક શાસ્ત્રીય બાબતો પર આવવાની હું રજા લઈશ.

**સિદ્ધાંત-Theory:—**

(૧) સૌથી પહેલા કોઈપણ 'વિદુષક,' બીરબલ, મશ્કરો કે હાસ્યલેખક કંઈક બોલે કે લખે, એટલે માણસને તરત હસવું કેમ આવતું હશે ? હાસ્ય એ શું છે ?

માણસના શરીરમા એવી તે કઈ લાગણીઓ દોડ દોડ કરતી હશે, કે જેથી કરીને તેના મોઢામાથી "હ...હ...હા...હા...હી...હી ..હે ..હે...હુ...હુ...હં.. હં..." એ પ્રકારનો અવાજ જાણે ધાસ્લેટ થઇ રહેલા પ્રાઇમસ સ્ટવ ભુમ મારી જતો હોય, તે પ્રમાણે નીકળી પડતો હશે? એ બાબતોનો વિચાર કરવો પડશે

( ૨ ) બીજો વિચાર એ કરવો પડશે, કે એક મશ્કરી કે એક વાત બધા માનવીઓને સરખી રીતે હસાવી શકે છે તેમ નથી, પણ ૫૦ માણસો એ જોતા હોય અથવા સાભળતા હોય તો દરેકનુ શરીર, ઓછી વત્તી જાત જાતની હાસ્ય ક્રિયાઓ કરતી જણાશે કોઈકના હોઠ ફરકશે, કોઇનુ મોઢું પહોળું થશે, કોઇના દાત દેખાશે, કોઇક પેટ પકડશે, કોઇક ઉછળી પડશે, કોઈક સુઈ જશે, કોઇકની આખમાથી આસુ પડવા માડશે અને કોઈક તો આ બધા કેમ હસે છે, તેની શોધ કરવા બેવાની માફક આખ ફાડીને જોતો હશે ! આ ઉપરથી જણાશે, કે જેને જગતને હસાવવાનુ જ કામ કરવુ છે, તેને અનેક પ્રશ્નો આ ઠેકાણે ઉપજશે —

(૧) માણસો પર આમ એકજ વાતની જૂદી જૂદી અસર થાય, તેનું કારણ શું ?
(૨) એવી કઈ વાત છે, જે ચોક્કસ માણસમા ચોક્કસ જાતનું હાસ્ય જરૂર ઉપજાવશે?
(૩) એવો કયો માનવ સમૂહ છે, જેને ચોક્કસ વાત હસાવ્યેજ છૂટકો કરશે ?
(૪) હસાવનારી વાતો કેટલા પ્રકારની છે ?

આ પ્રશ્નોનો સતોષકારક ખુલાસો થાય, તો મારે મતે એ ખુલાસો પોતે શાસ્ત્રનુ સ્વરૂપ પકડશે આના પ્રશ્નો પર હાસ્ય સાહિત્યના સેવકોએ વિચાર કરી સશોધન કરી અમુક નિયમો નક્કી કરવામા પોતાનો ફાળો આપવો જોઇએ વિનોદનો વિષય, શાસ્ત્રનુ રૂપ એ ક્રમેણે જ ધારણ કરશે અને બને તે કાચુ હોય, તો પણ ભાવિ ગુજરાતી વિદુષકને તે દિશા બતાવી શકશે આ સશોધનમા મે કેટલો પ્રયત્ન કર્યો છે તે હવે હું રજુ કરીશ એ કાર્યમા ચ નખાત્ત અગ્રેજી વિચારકોએ કેટલુ કર્યુ છે, તે જાણવુ જરૂરી છે, પરતુ તેથી આપણે સતોષ માનવો જોઇએ નહીં ગુજરાતી જીવનને અનુકૂળ થાય તેવુ મૌલિક સશોધન થવુ જોઇએ એ વિવેચકની દૃષ્ટિએ હવે આપણે અગ્રેજી વિચારકોની સિદ્ધાત વિષેની ચર્ચાની અહીં તપાસ લઇએ

**અંગ્રેજી સશોધન :**

'હાસ્ય શુ છે હાસ્ય કેમ ઉત્પન્ન થાય છે," તેનો એક સિદ્ધાત શોધી કાઢવામા અનેક અમેરિકન માનસ–શાસ્ત્રીઓએ ( Physiologist ) બહુ પ્રયત્ન કર્યો છે દરેક જણ પોતપોતાનો 'સિદ્ધાત' રજુ કરે છે, ને તેના સમર્થનમા આકાશ પાતાળ એક કરે છે બીજે વિદ્વાન વળી તેની માન્યતા તોડે છે, ને પોતાની આગળ ધરે છે! એ વિનોદ વાચીને જ ઘડી હસવુ આવે છે, કારણ કે હજુ સુધી એ વિવાદનુ પરિણામ કાઈ જ આવ્યુ નથી જેની શોધમા આટલા બધા વિદ્વાનો હાથમા 'મગજ' લઈને નીકળી પડયા છે, તે હજુ સુધી તેમને મળ્યુ નથી! આખા યુરોપ અમેરિકાની વિદ્વતા એ અભિમન્યુના ચક્રાવામા હજુ પણ ગોથા ખાઈ રહી છે, દરેકના સિદ્ધાતમા કઇને કઈ શકાને સ્થાન રહે છે, તે હું દરેક સિદ્ધાત પરની મારી ટીકામા જણાવીશ હવે આપણે તેમના 'સિદ્ધાતો–થીયરીઓ એક પછી એક જોઇએ –

(૧) ડાર્વિનનો સૂત્ર લીન અને હરીફ આલ્ફ્રેડ રસલ વોલેસ'—

આ ભાઇની માન્યતા એવી છે કે માણસ જાતને ઇશ્વર તરફથી બક્ષિસ મળેલી કેટલીક અદૃશ્ય શક્તિઓ અને પ્રેરણા બુદ્ધિઓ ( Instincts ) માણસના શરીર પર કેવી રીતે અસર કરે છે તે પ્રયોગ કરીને બતાવવાનુ અશક્ય છે દાખલા તરીકે ગણિતની શક્તિ સગીત આધ્યાત્મિક શક્તિ વગેરે એજ પ્રમાણે માણસની ચાતુર્ય અને વિનોદ ની (wit & Humour) શક્તિ એ કુદરતી બક્ષિસ છે

આ ભાઈશ્રી તો બધુ પ્રભુ પર નાખી દઇને હાથ ધોઈ નાખે છે કહો કે કલમ મૂકી દે છે!

(૨) હોફ્ડીગ

આ વિદ્વાન કહે છે હાસ્ય ને ચેતનને બહુ ગાઢો સબધ નથી ચેતનને અમુક વિચારો પહોચે તે પહેલા હાસ્ય ઉત્પન્ન થઈ જાય છે એટલે કે એ માણસને એક વાત આનદદાયક કે હાસ્યજનક લાગે, પછી જ તે હસે છે એવુ નથી આમ હોફ્ડીગના

કહેવા પ્રમાણે માણસ બે રીતે હસે છે (૧) હેતુ પૂર્વક અને (૨) હેતુ શૂન્ય પરંતુ આ તો હાસ્યના મુખ્ય બે પ્રકાર તેમણે જણાવ્યા કહેવાય એથી હાસ્ય ઉપજાવનાર 'એક થીયરી' તેમની પાસેથી મળતી નથી

(૩) હેકર:-

આ મહેરબાન કહે છે કે "હાસ્ય એ એક ગલીપચી (Trickle) નો જવાબ છે" એટલે કે ગલીપચી શરીરને થાઓ અથવા મગજના વિચારોને થાઓ પરંતુ ગલીપચીનો એ પ્રત્યાઘાત છે એમ એમના કહેવાનો ભાવાર્થ છે આ જોતા આ ભાઈથી, હાસ્યના કોઈ શારીરિક કારણની શોધમા જવાય છે' તેઓ કહે છે કે "શરીરમા અમુક જ્ઞાનતંતુઓ ઝણઝણી ઉઠવાથી હાસ્ય ઉત્પન્ન થાય છે" આ થીયરીને એકજ દલીલથી ઉડાવી શકાય જે જ્ઞાનતંતુઓને બીજાઓ ગલીપચી કરે ને હસવુ આવે તેજ જ્ઞાનતંતુઓને આપણે પોતે ગલીપચી કરીએ તો આપણને હસવુ નથી આવતુ તે માટે તેમનો જવાબ કંઈ નહોતો

(૪) પ્રોફેસર એલીન.—

એમના કહેવા પ્રમાણે -"મૂર્ધન્ય લોહીભરાવ (Cerebral Congestion) એટલે કે મગજમા લોહીનો ભરાવો થતા અથવા લોહી પ્રસારમા (Circulation of blood) સુસ્તી (Torpidity) આવતા હાસ્ય ઉત્પન્ન થાય છે'

આપણે પહેલા જોઈ ગયા તે 'લાફીંગ ગેસ' થી યાને નાઇટ્રોજન મોનોક્સાઇડથી શરીરમા અનબત આ વિદ્વાનના કહેવા પ્રમાણે આતરિક ફેરફાર થાય છે પરતુ કોઈ હાસ્ય જનક બનાવ બને તેમા એવા કયા તત્વો છે કે જે માણસના શરીરમાના લોહીને કે માસ પેશીઓને (Muscles) ને હાસ્ય ઉત્પન્ન કરે તેવી ક્રિયાઓ કરાવે છે તેનો ખુલાસો તેમની થીયરીમાથી નથી મળતો આના બચાવમા તેઓશ્રી ને તેમના અનુયાયીઓ કહે છે -

> 'બસ બસ હાસ્યનો લાગણી સાથે શો સબધ છે તે અમે નથી કહેતા હસાવે એવી લાગણી ઉત્પન્ન કરનાર પદાર્થો, વસ્તુઓ બનાવો નો ઘણા હોય અમે તો માત્ર હાસ્ય શરીરમા શુ અસર કરે છે તેજ બતાવવા માગીએ છીએ'

તો પછી એમની થીયરીમાથી એટલુજ જાણવાનુ મળે છે કે હાસ્ય કરતી વખતે શરીરની અદરનુ સાચામામ શુ કામ કરી રહ્યુ છે અને નહિ કે થીયરી' આમ પ્રો એલીન આપણને આશાના શિખર પર લઈ જઇને પછી પડતા મેલી દે છે

(૫) પ્રોફેસર જી. ટી. ડબલ્યુ પેટ્રીક'

આજ સુધીમા વિનોદ શાસ્ત્રની શોધખોળો માનસશાસ્ત્રની દષ્ટિએ, શરીરશાસ્ત્રની દષ્ટિએ એમ સર્વ પ્રકારે થઇ ચુકી છે અને હાસ્યના મૂળ સુધી પહોચી છે (૧) ક્યા પ્રસગો હાસ્ય ઉપજાવે છે (૨) સામા વિષયમા (Object) હાસ્ય ઉત્પાદક કયા ગુણો છે એટલુજ નહિ પરંતુ (૩) આવા પ્રસગોથી હાસ્યજ ઉપજે છે અને બીજી કોઇ લાગણી

કેમ થતી નથી એ બધું એ શોધખોળો બતાવે છે. આ પ્રોફેસર સાહેબ એ બધી શોધોને આટલું ઉચું સર્ટીફીકેટ આપી પછી પોતાનો મત જાહેર કરતા કહે છે –

"શારીરિક પ્રગતિના બળોની ( Progressive forces ) માણસ ઉપર જે ખેચ (Upward urge) હોય છે તેમનો ઘડીભરનો આરામ તે હાસ્ય"

પરતુ પ્રોફેસર સાહેબ ભૂલી જાય છે કે માણસ કરતા બાળક ઉપર એ પ્રાગતિક બળો વધારે જોરથી ખેચ પકડ કરી રહ્યા હોય છે અને છતા તે રમકડું ૨૪ કલાક હસતુ રમતુ જ હોય છે। હાસ્ય વખતે એ બળો ખરેખર નિષ્ક્રિય રહેતા હોય તો તો પછી એક બાળકને ૧૦ વર્ષનો ઉમ્મરનું થવા માટે ત્રીસ વર્ષ લાગવા જોઇએ

તેઓ આગળ વધીને કહે છે –

" હાસ્ય એ એક પ્રકારની ભાષા છે સૌથી પહેલી ભાષા એ. એનો અર્થ એ છે કે "હુ જીવતો છુ. હુ સુખી છુ મને આનન્દ છે"

હું આગળ બતાવીશ કે આનન્દનું જ પરિણામ હાસ્ય છે એવુ કંઇ નથી ઘણી વખત વગર આનંદે, હેતુશૂન્ય થઇને માણસ હસે છે

વળી તેઓશ્રી કહે છે —

હાસ્ય એ પ્રયત્ન ( Effort ) અને તાણ (Strain) ના અભાવે મૂક્ત જીવનનુ અવિકૃત (Normal) દર્શન છે"

આ કથન પણ ખોટું છે. તેને Normal manifestation of life કહેવુ તે એક બાળક દુખી ન હોય ત્યારે હમ્યાજ કરે છે એમ માન્યા બરાબર છે સામાન્ય રીતે (Normal) માણસ ગભીર હોય છે, હસતો નથી. હાસ્ય એ તેના જીવનમા એક ઉચા પ્રકારની વિકૃતિ છે ત્યારપછી વળી પ્રોફેસર 'હાસ્યને Relaxation એટલે માનસિક આરામ દેનાર નહિ પરતુ દુખદાયક પણ છે, એમ કહે છે' ટુકામા આ સાહેબ બધી બાજુની ઢોલકી બજાવતા હોવાથી તેમની પાસેથી નિશ્ચયાત્મક કઈ જ જાણવા મળતુ નથી.

(૬) **સલી**–કહે છે " શરીર રૂપી સચા કામ, જે જીવન વ્યાપારમા ધમધોકાર કામ કરી રહેલ હોય છે, તેમા એક અણધાર્યો આચકો, જેને પરિણામે મનને અને આખા સાચા કામને આરામ મળે, તેનુ નામ હાસ્ય. "

આ "થીયરી" ને એક સાઇકલીસ્ટ કે મોટરીસ્ટની ભાષામા કહીએ તો હાસ્ય એટલે "ડેડ સ્ટોપ બ્રેક"। મને તો નથી લાગતુ કે માણસ ભાગ પીને જે હાસ્ય હસતો હોય, તે આ "ડેડ સ્ટોપ બ્રેક" બરોબર હોય।

(૭) **મીસ બ્લીસ:** કહે છે "અતઃકરણનો સતોષ તે હાસ્ય"

સલીના કહેવા પ્રમાણે મનનો આરામ કહો કે અતઃકરણનો સતોષ કહો એ બધુ એકનુ એકજ હોવાથી આ "થીયરી" કાઈ આગળ જતી નથી શુ ભાગમા અતઃકરણ સતોષ પામે છે ખરૂ ?

(૮) ફ્રૂસુડ કહે છે' "જીવન વિગ્રહમા આધ્યાત્મિક શક્તિનો જે વપરાશ થાય છે, તેનો બચાવ, તેની કરકસર તે હાસ્ય."

આ વિદ્વાન હાસ્યનો સંબધ આત્મા સાથે જોડવા મથે છે. પરંતુ કેટલાક હાસ્ય વખતે આત્મા બિચારો જાણતો પણ નથી, ને ઉલટો પડોશમા ઉભેલા મનને પૂછતો હોય છે, કે "અલ્યા ભાઈ શુ થયુ ?"

(૯) કાર્ઈલ' હાસ્યને શારીરિક શુદ્ધિ કરનાર ક્રિયા કહે છે.

આ વાત કાંઈ હાસ્યનો સિદ્ધાત નથી, પરતુ હાસ્યથી થતા અનેક ફાયદાઓમાનો એક ફાયદો છે.

(૧૦) કેરસ કંઇક નવુજ કહે છે, એ કહે છે કે "માણસ કોઇ પણ શારીરિક, માનસિક કે આધ્યાત્મિક વિગ્રહમા જય મેળવે છે, ત્યારે તે જયદર્શક ભાવ તે હાસ્ય," હા. .હા.. હા .. એટલે "હુ.. ર...રા [ગુજરાતીમા વાહ...વાહ] તું ભૂલ્યો" હવે જો હાસ્ય એ જયની નિશાની હોય, તો પરાજય પામનાર વ્યક્તિ પણ પોતાની શરમ ઢાકવા હસે છે, તે હાસ્ય કયાથી આવ્યુ ?

(૧૧) હર્બર્ટ સ્પેન્સર

ગુજરાતી સાહિત્યકારોને આ નામ જીભને ટેરવે હશે એ વિદ્વાન કહે છે

'મન જ્યારે નિરાશ થવાની અણી ઉપર હોય છે ત્યારે તેને તેમ થતુ અટકાવવાનો પ્રયત્ન તે હાસ્ય" અથવા બીજા શબ્દોમા

(૧૨) કેન્ટ કહે છે તેમ –"માણસ અમુક પરિણામ ધારી રાખે અને પરિણામ જ્યારે ઉલટુ આવે એટલે કે ધારણા ખોટી પડે, ત્યારે હાસ્ય પરિણમે છે.", બર્ગસન નામનો વિદ્વાન, જેની 'થીયરી' વિષે આગળ ચર્ચા કરી છે. તે પણ કહે છે, કે "ધારણા ખોટી પડે તે ખરેખર હાસ્યજનક છે. પરતુ મારે મતે કાંઈ બધી વખતે હાસ્યજનક પરિણામ નથી આવતું. કેટલીક ધારણાઓ ખોટી પડતા કરૂણાજનક પરિણામ પણ આવે છે દાખલા તરીકે એક લેખકે ખડુ ફ ળજીપૂર્વક આ સાહિત્ય પરિષદ માટે નિબધ લખ્યો હોય, અને તેને ખાત્રી હોય કે "જરૂર વખણાશે," પરતુ તે કપાળે પરસેવો લાવીને વાચતો હોય, ત્યારે પરિષદમા જ તેનો "હુરીઓ" થાય, ને તેને બેસી જવુ પડે, ત્યારે તે બિચારો કદિ નથી હસતો. એ વાત હું તમને નહી કહુ !

(૧૩) શોપનહોર

તો એવી જડબાતોડ ભાષામા પોતાની "થીયરી" રજુ કરે છે, કે તેને સમજાવવાની ધીરજ ખૂટી જાય છે, અને પછી જાણે "સમજ્યા છીએ" એવો ડોળ કરીને તેને મૂકી દેવી પડે છે ! બહેતર છે કે તે "થીયરી" અગ્રેજીમા રજુ કરૂં, જેથી કરી આગથી વધારે હોશિયાર અનુવાદકોની શક્તિની કસોટી થાય ! તે કહે છે —

"The cause of laughter is in every case simply sudden perception of the incongruity between a concept and the real objects which have been brought into some relation through it" આનો શબ્દાર્થ ન કરતાં ભાવાર્થ કહું તેના કહેવાની મતલબ એ છે, કે —

એક બનાવ બનતો હોય, ત્યારે તેના સામાન્ય વિકાસથી તે વિખુટો પડીને જે નવી પરિસ્થિતિ ઉભી કરે તે હાસ્ય ઉપજાવે છે, એટલે કે આપણને જે બળ અણધારી રીતે નવી પરિસ્થિતિમા મૂકી દે છે, તે બળ હાસ્ય ઉપજાવે છે.

પરંતુ આ "થીયરી" પ્રમાણે હસાવનાર હમેશા કર્તાની સ્થિતિમા હોય છે, અને કર્મ સાથે સંબધ માત્ર જોનાર સાભળનાર જેવો હોય છે. પરંતુ પોતાનીજ મૂર્ખતા પર કોઇ માણસ એકલો હસતો હોય, ને તેમજ એક બાળકને સામાન્ય વિકાસ અને તેથી વિખુટી પડતી ક્રિયા વગેરેનુ જ્ઞાન નથી હોતું તે, વગેરે જોતા આ "થીયરી" પણ ખામી ભરેલી છે.

આ ઉપરાત તે કહે છે, કે "હાસ્ય એ બીજાના દુ ખમા ભાગ લેવો" એ નીતિ-શાસ્ત્રના નિયમ પ્રમાણેનુ સહાનુભૂતિ સૂચક ચિહ્ન છે.

દરેક વખતે હાસ્ય કઇ સહાનુભૂતિ સૂચક નથી હોતું એક માણસ કેળાની છાલ પર લપસીને ગબડી પડે, ત્યારે આપણને જે હસવું આવે છે, તે તેની મૂર્ખતા પ્રત્યે આવે છે, છતા તેને કદાચ સહાનુભૂતિ સૂચક ગણી શકાય. પરંતુ વાદરાઓ "રતનબાઈ ને તેના વર" ની રમત કરતા હોય, ત્યારે આપણને હસવું આવે, તેમા સહાનુભૂતિ કયાથી આવી તે સમજાતુ નથી

**(૧૪) મીસ કલકીન્સ**

બધી "થીયરીઓ"નો સરવાળો કરી કહે છે એક વાત ચોક્કસ છે કે અસંભવિતતા અને મેળની ખામી એ હાસ્યજનક જ છે પરતુ છોકરાઓ ગાતા જાય, રમતા જાય, ને હસતા જાય, તે વખતે તેઓ કાઇ અસભવિતતા જોઇને હસતા હશે, એ વાત માનવામા નથી આવતી.

**(૧૫) બોરીસ સીદીસ:**

આ વિદ્વાન તો જેમ કવિ ચિત્રકાર ને વૈદ્યકવિ હોય છે, તેમ કવિ-વૈજ્ઞાની લાગે છે ! કારણ કે તેની શોધ એક જડ "થિયરીથી" આગળ જઈ કલ્પનાના પ્રદેશ સુધી પહોચે છે. તેના કહેવા પ્રમાણે "એક હાસ્યજનક પદાર્થ અથવા બનાવ અને તેમાથી ઉપજતુ હાસ્ય, એ એક ગુલાબનુ ફુલ અને તેની સુગધ જેવી વસ્તુઓ છે."

આ હિસાબે તો હાસ્યરૂપી સુગધથી ભરેલા બનાવો અને પદાર્થો રૂપી ગુલાબના ફુલો વીણી વીણીને યાદી કરવા જતા દમ નીકળી જાય તેમ છે ! આ રીતે એક સર્વમાન્ય સિદ્ધાતની શોધ કયાથી થાય ? પરતુ એ કલ્પના રજુ કર્યા પછી તે જરા વ્યાવહારિક બને છે, અને પોતાની "થીયરી" રજુ કરતા કહે છે —

"માણસાઈ મૂર્ખાઈ એ જ હસવું આવે એવા ભાવનું મૂળ છે. × × × શારીરિક અને માનસિક શક્તિઓ જે જીવન વ્યાપાર વખતે બચત તરીકે હોય છે તેની મુક્તિ એ જ હાસ્યનું મૂળ છે"

પરંતુ માણસની મૂર્ખાઈ જ "સેફ ડીપોઝીટમાં" રહેલી એ શક્તિઓને હાસ્યના હણહણાટ કરતી છૂટી મૂકી દે છે એવું નથી. જીવનશાસ્ત્રના (Biology) નિયમ પ્રમાણે 'ભય' વખતે પણ એ બચેલી શક્તિઓ તૈયાર છે. ખરું જોતાં હમણાંના જીવન શક્તિનો ઘણો થોડો ઉપયોગ થાય છે. આખરે મીડીસને પણ કબુલ કરવું જ પડે છે કે હાસ્ય એ જીવનશક્તિને વધારનાર વસ્તુ છે.

(૧૬) હોબ્સ:

આ વિદ્વાન શાસ્ત્રીય શોધખોળોમાં જૂનો જોગી છે. હું ભૂલતો ન હોઉં તો આધુનિક ગુજરાતી હાસ્ય સાહિત્યના પ્રથમ-લેખક (Pioneer) સ્વ. રમણભાઈ આ વિદ્વાનની 'થીયરી'ના માનનાર હતા. પરંતુ આ નિબંધમાં આપણે આગળ જોઈશું તેમ હાસ્ય માટે બીજા વિદ્વાનોની એવી મોટી, 'એક બીજી' થીયરીઓ થઈ ગઈ છે, અને તેની સરખામણીમાં હોબ્સની 'થીયરી' વાસી (Obsolete) લાગશે.

હોબ્સના કહેવા પ્રમાણે —

"બીજી વ્યક્તિને પોતાથી ઉતરતી અને ખામી ભરેલી જોતાં અથવા પોતે બીજી વ્યક્તિથી ચઢીઆતો છે, એવું માની લેતાં માણસને હાસ્ય ઉત્પન્ન થાય છે"

ભાવાર્થ કે માણસનો અહંભાવ ઉશ્કેરાય છે, અને તેની તૃપ્તિ થતાં તેને હાસ્ય ઉપજે છે. પરંતુ આ "થીયરી" એક જ દાખલાથી ઉડાવી શકાય તેમ છે. કોઈ માણસ બુદ્ધિચાતુર્ય ભરી એક વાત રજુ કરે, આપણી અક્કલ કદી ન કરે તેવું આશ્ચર્યજનક જાણવામાં આવે, ત્યારે આપણને આશ્ચર્ય સાથે હાસ્ય ઉપજે છે અને બોલનારને માટે માન ઉપજે છે. એ વખતે સામેની વ્યક્તિના ઉતરતાપણાનો કે આપણા ચઢીઆતાપણાનો, ટુંકામાં આપણા અહંભાવની તૃપ્તિનો સવાલ જ નથી રહેતો. આ "થીયરી" બીજી નજરે જોતાં એમ પણ જણાય કે "હાસ્ય એ એક જાતની મૂર્ખા માણસને મનાવની હલકી નજર છે" પણ હાસ્યમાં એ મજા કરવાનું તત્ત્વ નથી, એ આપણે જોયું.

(૧૭) એરીસ્ટોટલ.

હાસ્ય એ શું જાનવર છે તે શોધવા માટે હજારો વર્ષ પહેલાં પણ આપણો આ જાતીનો ગ્રીક તત્ત્વવેત્તા મગજનું દહીં કરી ગયો છે. તે કહે છે —

'નપુંસકની ભૂલ અને નીચતા એ જ હાસ્યનું કારણ છે અને તેની ભૂલ કરનારને દુઃખ દેવાનો કે તેનો વિનાશ કરવાનો હેતુ નથી, પરંતુ તેની હાંસી કરવાનો હેતુ છે" આ વિધાન જોતાં 'હાસ્ય એ એક જાતની સમજે ઉતરતા ખામી ભરેલા માણસો ઉપર [illegible] હલકી નજર છે" એ હોબ્સની 'થીયરી' આ ગ્રીક વિદ્વાનથી

સાફ વિરૂદ્ધ પડે છે એટલુંજ નહિ; પરંતુ "એક બિભત્સ મશ્કરી થતી હોય ત્યારે બિભત્સ ટેવોવાળા માણસો જ હસે છે, અને નહીં કે શિષ્ટ સમાજ," એ દાખલો સાબીત કરે છે કે સમાજ તે વખતે હાસ્ય દ્વારા સજા કરવાનું જાણતીજ નથી.

**(૧૮) મેકડુગલ:**

આ વિદ્વાનની "થીયરી" ઉપલી વાતને ટેકો આપવા અહીં ખડી થાય છે. તે કહે છે:—

"માણસ જાતે પોતાના બંધુઓની ભૂલો તરફ કંઇક સહન કરવાની વૃત્તિ સાથે સહાનુભૂતિ દર્શાવવાના ચિહ્ન તરીકે હાસ્યનો ભાવ ખીલવ્યો છે."

ટુંકામાં આ "થીયરી" બંધુભાવ અને સહાનુભૂતિ પર રચાયેલી છે. દુનિયા બે વાત પર ચાલે છેઃ કાં તો આનંદ ને કાં તો શોક. હવે એક માણસ મૂર્ખો બને ને દુ:ખી થાય, ત્યારે બીજો માણસ અદૃશ્ય બંધુત્વને તાંતણે બંધાયલો હોવાથી તેણે કાં તો તેમા ભાગ લેવો જોઇએ અથવા તેમાં આનંદ માણવો જોઇએ. આનંદ રહ્યો સ્વભાવ વિરૂદ્ધ, એટલે હાસ્ય દ્વારા તે શોકમાં આછો ભાગ લે છે.

જો કે **મેકડુગલની** વાત હોબ્સ કરતાં મને વધારે માન્ય છે, અને હાસ્યમાં સહાનુભૂતિજ છે, છતા **મેકડુગલ** એમ કહે છે કે "હાસ્ય એ શોકમા ભાગ લીધા બરાબર છે." તે વાત મને વસ્તુસ્થિતિથી ઉલટી લાગે છે. ખરૂ જોતા માણસ શોકમાં ખરો ભાગ લેવાની જવાબદારીમાથી છટકવા માટે હાસ્યનો ઉપયોગ કરે છે, એ જોતાં એની 'થીયરીમા' કંઇક શંકાને સ્થાન છે.

**(૧૯) કાર્લ ગ્રુસ**

આ વિદ્વાનની "થીયરી" પ્રમાણે:—

"માણસને **બીજાની** ગમ્મત કરીને પોતા માટે મઝા મેળવવાનો સ્વભાવ હોવાથી હાસ્ય બીજાને દુઃખ દેનારી વસ્તુ જરૂર છે."

મારે મતે, મશ્કરીઓ બે જાતની છે (૧) કડવી અને (૨) બીજી મીઠી. કડવી મશ્કરીને કદાચ કાર્લ ગ્રુસની 'થીયરી' લાગુ પડે, પરંતુ મીઠી મશ્કરીમા તેમ નથી. "આ પરિષદમા હાજરી આપનારા બધા ગૃહસ્થોના નામ ધીરજલાલભાઈ" હોવા જોઇએ કારણકે તેમણે મારૂં આ લાબુ પીંજણુ સાભળવામા ધીરજ બતાવી છે,'' એમ કહીને આ સભાની હુ જરા મીઠી મશ્કરી કરૂં, તો હું નથી ધારતો કે કાર્લ ગ્રુસના કહેવા પ્રમાણે કોઇને દુઃખ લાગ્યું હોય!

**(૨૦) હેનરી બર્ગસન.**

આખા વિનોદશાસ્ત્રમાં આ વિદ્વાનની "થીયરી" બહુ વિચારવા યોગ્ય જણાઇ છે. તે જે કહે છે તે ઘણુ વિચારવા જેવું છે. એ અસલી યાહુદી વિદ્વાન બુશદ સ્પીનોઝાના

મતનો છે એ મત, આપણો આર્યમત, જેના પર હું પોતે પણ આધાર રાખુ છુ, એ મતને મળતો છે તેનો મત એવો છે કે "આત્મા એ પ્રભુનો અંશ છે" વોલ્તેસ એ મતને ટેકો આપતા ઉમેરે છે કે માણસ અને પશુમા ઈશ્વરે એજ ફરક રાખ્યો છે, કે માણસમા પોતાની દૈવી શક્તિઓ તેણે મૂકી છે, ત્યારે પશુમા તે નથી બર્ગસન આ દૈવી શક્તિમા માને છે અને કહે છે કે "માણસની અંદર એવા અનુભવો શકય છે, જેને જડ પ્રયોગો કે શબ્દોમા જ કાપી શકાય હૃદયને લગતી સર્વ લાગણીઓ અને હાસ્ય એ બને દૈવી વસ્તુઓ છે"

જો કે મારી "થીયરી" આથી સહેજ જુદી પડે છે, છતા મે કહ્યુ તે પહેલા આપણે બર્ગસનનુ કથન પૂરેપૂરૂ તપાસી લઇએ

તે કહે છે "હાસ્ય એ માણસને જ મળેલી બક્ષિસ છે માણસોજ હસે છે ને માણસો પરજ હસાય છે' આ જોતા બર્ગસન શરૂઆત તો સારી કરે છે પરતુ પછી વિવાદાસ્પદ વિધાનો આગળ કરતા તે ગુચવાતો જાય છે માણસોજ હસે છે તે ખરૂ છે પણ માણસો પરજ હસાય છે" તે ખરૂ નથી. કાગારૂ વિચિત્ર રીતે કુદતું જોઇને કોને હસવુ આવતું નથી?

પછી તે કહે છે 'હાસ્ય વખતે લાગણીઓ ગેરહાજર હોય છે' આ પણ શકાજનક વાત છે આનદની લાગણી વગર હાસ્ય કેટલાક દાખલામા અશકય છે વળી હુ આગળ જણાવુ છુ તે પ્રમાણે હાસ્યજનક—કરૂણારસ પણ શકય છે એટલે કે માણસને કરૂણાની લાગણી સાથે હસવુ આવે એવુ પણ બને છે એવી વાતો ને સ્કેચો લખી શકાય છે વળી ત્રીજુ વિવાદાસ્પદ વિધાન તે આવુ કરે છે —

'હાસ્ય સમૂહગત (Social) એટલે બીજો માણસ જોતા, સાભળતા કે મળતાજ હાસ્ય શકય છે એકના એકલા નહીં'

આ વિધાનનો આધાર એના પહેલા વિધાન પર છે, જે એ છે કે "માણસ પરજ હસાય છે' એ વિધાન ખોટુ છે તે આપણે જોઇ ગયા, એટલે આ વિધાન પણ ખોટુ ઠરે છે

ત્યાર પછી તે હાસ્યને બુદ્ધિજન્ય ગણાવવા મથે છે પરતુ મારે મતે હાસ્ય એકલું બુદ્ધિજન્ય નથી તે લાગણીજન્ય પણ છે બને તત્વો તેમા છે

છેવટે તે કહે છે સમાજની ચાલુ માન્યતાઓ–રિવાજો વગેરેથી જે સહેજ પણ વિચિત્ર જોવામા આવે તે હાસ્યજનક છે " પરંતુ આતો હાસ્યના ઘણા કારણોમાનું એક છે

ટુકામા બર્ગસને હાસ્ય વિષે જે નિબંધ લખ્યો છે તેમા હાસ્યનુ માનસ શાસ્ત્રની દષ્ટિએ પૃથક્કરણ હોય તેના કરતા તત્વજ્ઞાન વધારે છે

આ બધા અંગ્રેજી શોધખોળોના પિંજણ પછી હવે હું મારૂં સંશોધન અને મારાં અનુમાનો રજુ કરવા રજા લઇશ.

**હાસ્યનું મૂળ કારણ; હાસ્ય એ શું છે ?**

મ રે મતે હાસ્યનું મૂળ કારણ શોધવા માટે આપણે સૌથી પહેલાં "કોણ કોણ ક્યારે ક્યારે કેટલું કેટલું હસે છે." એ તરફ નજર દોડાવવી જરૂરી છે. એ આપણુ Data છે. આપણે તે જોઇએ.

એક બાળક થોડા વખતનું થતા દરેક નવી વસ્તુ જોઇને આછું આછું હસતું જણાય છે. આ વસ્તુ એક દીવાસળીની પેટી હોય કે પહેરવાનો જોડો હોય. ખરૂં જોતા તે વસ્તુ હાસ્યજનક નથી, છતા તે હસે છે. કેટલીક વખત કાંઇપણ જોયા વગર, જાણ્યા વગર પડ્યું પડ્યું અમથું અમથું તે હસે છે. કેટલાંક માણસો પણ અમથા "મોં મલક મલક કરતા" જોવામાં આવે છે !

કુમાર અવસ્થામા બાળક અને બાળાઓ રમતા રમતા હસે છે. કંઇક ખાવાનું મળે, કઇક સ્વતત્રતા મળે, પાણી પીવાની રજા મળે કે રમવાની છૂટી મળે, અથવા નિશાળમાં મહેતાજીની સાસુ મરી જાય ને રજા પડે, તો કુમારો કાખલી બોલાવીને હસે છે !

યુવાન અવસ્થામા સરખે સરખા મિત્રો ભેગા થતા ૭૫ ટકા હસીને મળશે, ભેટશે, બોલાવશે ને વાતો કરશે. ચાલુ ઉપાધિઓમાથી જીંદગીને બે ઘડી છુટકારાનો દમ ખેંચવા માટે માણસને એ વખતે અવકાશ મળે છે. એ અવકાશની નિશાની (Manifestation) હાસ્યનું સ્વરૂપ પકડે છે.

જંગલી માણસમા હાસ્ય અંત.કરણપૂર્વકનું હોય છે. તે છૂટથી હસનો જણાયો છે હાલનો સુધરેલો માણસ બનતા સુધી ઓછુ હસે છે. બહુ હસવામા પોતાની નબળાઇ સમજે છે. ઘણીવાર પોતાનો ભય, શરમ અથવા ગુસ્સો ઢાકવા માટે હસે છે. એટલે કે તેનું હાસ્ય નર્યું દંભથી ભરેલું હોય છે. કોઇ વખત તેના હાસ્યમા આનંદ સાથે ધિક્કાર ભળેલો હોય છે.

કેટલીક વખત માણસોને ગલીપચી થતા તે હસે છે. કેટલાક પદાર્થો ખાતા, પીતા કે સુંઘતા માણસોને હસવુ આવે છે.

છેવટે માણસ કોઇ હાસ્યજનક બનાવ સાભળતા, જોતા કે વાચતા હસે છે બીજાની મસ્કરી સાભળી હસે છે ગામડીઓ શહેરીને જોઇને હસે છે. શહેરી ગામડીઓ જોઇને હસે છે. એટલે કે જગ વિચિત્રતા કોઇ પણ ઠેકાણે કોઇપણ વ્યક્તિમા જોતાં જોનારને હસવુ આવે છે પોતાને કોઇ વાતનો સતોષ થતા, અમુક કામનાઓ તૃપ્ત થતા આનંદ થાય છે. અને તે સાથે થોડું હાસ્ય લેતો આવ છે.

હાસ્યને લગતી ઉપલી પરિસ્થિતિ જોતાં સાફ જણાય છે કે **માણસને હસાવનાર મૂળ કારણ કોઇ એક નથી પરંતુ અનેક મૂળ કારણો છે; એક કારણ–" એક થીયરી "** શોધવી મિથ્યા છે. તે મિથ્યાની શોધમા જવાથી ઉપલા વિદ્વાનો

ભૂલા પડી ગયા છે. મતભેદો વધી પડયા છે અને છેવટે એક એકના મતથી જૂદા પડવા માટે એકમત થયા છે. ! They have agreed to disagree.

ઉપલી પરિસ્થિતિમાંથી હું તો નીચે મુજબ તારવણી કાઢું છું, હાસ્ય મુખ્યત્વે બે પ્રકારનાં છે.

(૧) આત્માનું અને

(૨) શરીરનું.

આત્માનું હાસ્ય ( ૧ ) હેતુપૂર્વકનું ( ૨ ) બુદ્ધિજન્ય અને ( ૩ ) લાગણીજન્ય હોય છે. આત્માનું હાસ્ય એટલે કે જ્યારે આત્મા પોતાના જ્ઞાન સંસ્કારો પ્રમાણે સંતોષાય, તેને આનંદ થાય ત્યારે તેની બહારની નિશાની external manifestation તે હાસ્ય. મારી ' થીયરી ' તે આ. અને તે પહેલા પ્રકારના હાસ્ય માટેની.

**શરીરનું હાસ્ય** તે હેતુશૂન્ય-જડ; Mechanical, જે વગર આનંદે ઉપજે છે. આત્મા સંતોષાય અને તેના પરિણામે શરીરના સાચાકામમા જે ક્રિયાઓ થવી શરૂ થાય છે, તેજ ક્રિયાઓથી આ હાસ્ય શરૂઆત કરે છે. ત્યારે પહેલા પ્રકારમાં આત્માના સંતોષથી હાસ્યની શરૂઆત થાય છે, એટલે કે તે જ્ઞાનતંતુઓ બહારની અસરને પણ તાબે છે, અને mechanical હાસ્ય પ્રકટાવે છે. શારીરિક હાસ્યની ' મારી થીયરી ' તે આ. આ પ્રકારનું હાસ્ય ઉત્પન્ન કરનાર છ કારણો છે.

( ૧ ) અટહાસ્ય.

( ૨ ) પદાર્થો.

અ. ખાદ્ય. સાર્ડીનીઆનો છોડ. જે સેંકડો વર્ષ પહેલા જણાયો હતો. તે ખાવાથી માણસને હસવું આવતું હતું. અંગ્રેજીમા Sardonic laughters કહે છે, તે આ છોડ પરથી નીકળ્યું છે. હાલ એ છોડ જોવામાં નથી આવતો.

બ. પેય. ભાગ. આ પીધા પછી જો બરાબર મગજે ચઢી હોય તો દીવાઓ જોતાજ માણસ ગાંડાતુર થઇને હસવા લાગે છે.

ક. સુંઘવાના. નાઇટ્રોજન મોનોકસાઇડ યાને ' લાફીંગ ગેસ ', જે માટે હું આગળ કહી ગયો છું.

( ૩ ) ગલીપચી.

( ૪ ) પ્રકૃતિ. જન્મથી આવી પ્રકૃતિ કોઇકને હોય છે. જે કંઇ પણ કારણ વગર, કારણ જાણવા વગર બીજાને હસતો જોઇને પોતે હસવા લાગે છે.

( ૫ ) ટેવ. કેટલાકો હસવાની ટેવ પડી જતા હસે છે. કહેવાય છે કે રશિઆમાં તો ભાડેથી હસનારાનો ધંધાદારી વર્ગ છે !

( ૬ ) લાગણીઓ. ક્રોધ, ધિક્કાર, અને શોક વગેરે શરીરમાંના હાસ્યોત્પાદક જ્ઞાનતંતુઓને અસર કરીને હાસ્ય ઉપજાવે છે.

ઉપલાં છ કારણોએ જે હાસ્ય ઉત્પન્ન થાય છે. તે માત્ર શારીરિક, જડ યાને Mechanical છે. આપણને તો આત્માને આનંદ થાય અને તેમાથી જે હાસ્ય ઉપજે, એવા ચેતનવંતા હાસ્યની જરૂર છે. તે કાર્ય પદ્ધિતસર કેમ બને તે જાણવું, તેનું નામ વિનોદશાસ્ત્ર.

## શરીરશાસ્ત્રની દૃષ્ટિએ હાસ્ય.

આપણે જોયું કે હાસ્ય બે પ્રકારનું છે. પરંતુ એક વાત ચોક્કસ છે કે શરીરમાં હાસ્ય ઉત્પન્ન થાય છે ત્યારે માત્ર એકની એક ક્રિયા ( Process ) ચાલી રહેલી હોય છે, પછી ભલેને Motive Power–તેને ગતિદાયક શક્તિ આત્માના આનંદમાથી આવી હોય કે ઉપલાં છ કારણોમાથી આવી હોય. હવે આપણે શરીરશાસ્ત્રની દૃષ્ટિએ એ ક્રિયાનું સ્વરૂપ થોડું ઘણું જોઈએ, તો અહીં તો પ્રાસંગિક લાગતી હાસ્યનું વર્ણન કરતા એક શરીરશાસ્ત્રી આમ જણાવે છે.—

" સ્મિત એ હાસ્યનુ ઝીણામાં ઝીણું અર્ધ અદૃશ્ય સ્વરૂપ છે. તેની અસર ઘણું કરીને આખમા, હોઠ પર તેમજ મૂછ પર દેખાય છે. મોઢાના બે ખુણાઓ સહેજ ઉંચા નીચા થાય છે અથવા ખસે છે. ગાલ પગના સ્નાયુઓ ખીડાય છે. અને એક શેરડો પડે છે. આખ નીચે અને નાક પાસેનો સ્નાયુ જરા ઉંચે ચડે છે. અને આખમાનો સ્નાયુ બંને પાપણોને નજીક લાવે છે. પોપચાઓ સહેજ ખીડાય છે. તેમજ આખની કીકીઓમા લોહીનું દબાણ વધે છે, અને આખોમા આનદનું તેજ પ્રકટે છે. હાસ્યમા શરીરની ક્રિયાઓ વધારે છૂટથી થાય છે. સૌથી પહેલા તો એક દીર્ઘ શ્વાસ લેવાય છે, પછી છાતી એકદમ ઝટકાની માફક સંકોચાય છે. ને પરિણામે મોઢામાથી તે શ્વાસ ખખડાટ દ્વારા બહાર નીકળી જાય છે. માથું આમ તેમ હાલે છે. કેટલીક વખત આખું શરીર હાલી ઉઠે છે. નીચેનું જડબું ઉંચુ નીચું થાય છે. હાસ્યમાં મોઢું ન છૂટકે પહોળું કરવુ પડે છે. કેટલીક વખત તો જેટલું પહોળુ થઇ શકે તેટલું થઈ જાય છે. ઉપલો હોઠ ઉંચે ચઢી દાત આગળથી દૂર થાય છે. નાક સંકોચાય છે. તેની ઉપરની ચામડીમા કરચલી પડે છે. કપાળ પર પણ કરચલીઓ પડે છે. આ કરચલીઓ પડવાથી વદન પર જે થોડું ઘણું બેડોળપણું આવે છે, તેથી કેટલાંક બૈરાઓ હસવાનું માડી વાળે છે ? મોઢાની બાજુના ખુણાઓથી નસકોરા સુધી જે ઉભી તડ પડે છે. તે વિના હાસ્ય અશક્ય છે. કેટલાક મજબૂત શરીરવાળા અને ભરાવદાર મોઢાવાળા માણસોને એવી બે તડો પડે છે. હાસ્ય વખતે મોઢા પર થતા આ ફેરફારો કેટલી વખત કેટલા બેડોળ માણસોને ઉલટા સુંદર બનાવે છે. અતિશય હસતી વખતે શ્વાસની ક્રિયા વધારે જોરથી ચાલે છે. હૃદયના ધબકારા વધે છે. મોઢા પર ખૂબ લોહી દોડી આવે છે. અને તેથી આછો રાતો રંગ જણાય છે. મોઢાના આ ધસારાને

લીધેજ આંખમાંથી પાણી પડવા લાગે છે. અને માણસને હસતાં હસતાં રડવું આવે છે! તે વખતે આખા શરીરનાં અંગો જાણે છુટાં પડી જાય છે કેટલેક વખત માણસ પીઠ તરફ બેવડ વળી જાય છે; કેટલેક વખત પેટ તરફ માણસો ગુજરાતી ભાષામાં "હ" અક્ષરની બારાખડી ગાંધીને તેના આધાર પર હસી શકે છે. "ર" "ખ" અને "લ" પણ વપરાય છે. શરીર પર એક હાસ્યથી એ પ્રમાણે અસર થાય છે, તે દશ્યમાન છે.

અદશ્ય અસરો શરીરના અંદરના ભાગમાં થઇ રહેલી હોય છે. મગજમાં વિચારોની જે ગીચ વસ્તી થઇ ગઇ હોય છે ( Congeston ) તેમા સહેજ ગોકળાશ આવે છે. ફેફસાં અને હૃદય વધુ મજબુત બને છે. તેથી શ્વાસ ક્રિયા તેમજ લોહી પ્રસારની ગતિ વધે છે. શ્વાસની કેટલીક નળીઓ, જે બહુ વપરાશમાં નથી આવતી, તે આ હાસ્યથી સાફસુફ થઇને કામ કરતી થઇ જાય છે. આર્થર એલીનના કથન પ્રમાણે હાસ્યથી હૃદય કરતાં ફેફસાંને વધારે અસર થાય છે, અને ફેફસાંના રોગો મટાડવાના જરૂરી ગુણો હાસ્યમાં છે, એવો તેનો દઢ મત છે.

શરીરશાસ્ત્રની દષ્ટિએ હાસ્યની બહાર અને અંદર શી અસરો થાય છે તે આપણે જોઇ ગયા હવે એકજ પ્રશ્ન બાકી રહે છે, કે તેમ થવાનું શું કારણ? શરીરના અંદરના અવયવોમાં, કયે ઠેકાણે એવી તે કયી અસર એક વાત કે એક બનાવ ઉપજાવે છે, જેથી માણસને "હસવું" આવે છે ને ઉપલી ક્રિયાઓ પરિણમે છે!

આર્થર એલીન કહે છે કે એ શોધ થાય એ અસંભવિત છે. હાસ્ય એ કાંઇ નેપાળા જેવો પદાર્થ નથી, કે જેથી માણસના પેટમાં અમુક રીતે તે જુલાબ લગાડે છે તેમ સાબીત કરી શકાય! તે એક પ્રેરણા છે. જેમ માણસને પ્રેમ, ભય, દયા, વગેરે કુદરતી પ્રેરણાઓ મળેલી છે, તેમ આ હાસ્ય પણ એક પ્રેરણા છે, Instinct છે, બીજી પ્રેરણાઓ શરીરમા કયા અને કેવી રીતે અસર કરે છે, તે જેમ પારખી શકાતું નથી તેજ મુજબ હાસ્યનું.

મારે મતે એનો ખુલાસો આપણને સંગીત શાસ્ત્રમાથી જ મળી આવે તેમ છે. હૃદય લાગણીઓના તારો ધરાવતું એક તંતુવાદ્ય છે, જેમકે દીલરૂબા અથવા સિતાર તેમાં પ્રેમ, ભય, દયા, હાસ્ય વગેરે તાર બાંધેલા છે. જેમ સિતારમાં "સા, રે ગ, મ," ની તરપો હોય છે તેમ. હવે કોઇ એક બનાવ બને ત્યારે તેને સંબંધ ધરાવતો (relative) તાર હાલી ઉઠે છે સ્વર કાઢે છે તે મગજને યાને શરીરની "સેંટ્રલ ટેલીગ્રાફ ઓફિસને સંદેશો પહોંચાડે છે મગજની હુકમથી શરીરની અંદર જે ભાવ ઉત્પન્ન થયો હોય, જે તાર હાલ્યો હોય. તેને લગતા હાવભાવ શરીર પ્રદર્શિત કરે છે હાલ તુરત આટલા અનુમાનથીજ સતોષ માનવો પડે તેમ છે, કારણ કે અનેક મહાન શરીરશાસ્ત્રીઓ એનું નિરાકરણ હજી સુધી કલ્પી શકયા નથી.

હવે પહેલા પ્રકારનું હાસ્ય ઉત્પન્ન કરવા માટે આવશ્યક અંગોની કંઇક તપાસ લઇએ. સૌથી પહેલા તે એક વાત હાસ્યજનક છે કે-નથી તે નક્કી કરવા માટે હાસ્યનું માપ જરૂરી છે

એ માટે કદાચ ગુજરાતી હાસ્ય લેખકોને નીચેનું કોઇક ઉપયોગમાં આવશે.

| | ટકા | | ટકા |
|---|---|---|---|
| **મનમાં હસવું** | ૬૧ | **વાંકા વળવું** | ૬૨॥ |
| **મૂછમાં હસવું** | ૧૨॥ | **પેટ પકડવું** | ૭૫ |
| **શાન્ત હસવું** | ૨૫ | **ઉથલી પડવું** | ૮૧ |
| **દાંત દેખાડવા** | ૩૭॥ | **રોવા માંડવું** | ૮૭॥ |
| **ખડખડાટ કરવો** | ૪૩॥ | અને છેવટ હસવું અશક્ય થઇ પડે ત્યારે જગ્યા છોડી ચાલ્યા જવું એ ૧૦૦ ટકા. | |
| **તાલીદેવી** | ૫૦ | | |

આ માપથી આપણને એક ફાયદો એ થાય છે કે કોઇપણ વાત એક વિદુષકે સમાજને હસાવવા માટે કહી હોય, તેણે બીચારાએ તે માટે પ્રયત્ન કર્યો હોય, ત્યારે કોઇ ટીકાકારથી એમ તો નહીંજ કહી શકાશે કે "તેનો પ્રયત્ન નિષ્ફળ છે." એ વાતથી બનવા જોગ છે કે કોઇ ૬૧ ટકા હસશે ને કોઇ ૮૭॥ ટકા હસશે. બાકી ટીકાકારને કેમ હસવું ન આવ્યું તે માટે આપણે માણસોના વર્ગ પાડી તે વર્ગવાર કોણ કેટલું હસી શકે છે. તે નક્કી કરવું પડશે. મારા અનુભવોમા મને નીચે પ્રમાણે જણાયું છેઃ—

**માણસે માણસે હાસ્ય ભિન્ન !**

એક વાત ૧૦૦ ટકા હાસ્ય ઉપજાવે તેવી હોય છતાં નીચે જણાવેલા માણસો બાજુના પ્રમાણ જેટલું હસશેઃ—

| **ઉમ્મર પ્રમાણે** | ટકા | **કેળવણી પ્રમાણે** | ટકા | **ધંધાપ્રમાણે** | ટકા |
|---|---|---|---|---|---|
| બાળક | ૧૦૦ | અભણ | ૭૫ | ખેડુત | ૩૭॥ |
| કુમાર | ૮૧ | ગુજરાતી ભણેલ | ૬૨॥ | કારાગર | ૫૦ |
| યુવક | ૫૦ | અંગ્રેજી ,, | ૫૦ | નોકરીઆત | ૬૨॥ |
| વૃદ્ધ | ૨૫ | મેટ્રીક ,, | ૪૩॥ | વેપારી | ૨૫ |
| **સ્થિતિ પ્રમાણે** | | ગ્રેજ્યુએટ ,, | ૩૭॥ | હિંદી અમલદાર | ૧૨॥ |
| ગરીબ | ૭૬ | મહાવિદ્વાન | ૧૨॥ | યુરોપી અમલદાર | ૨૫ |
| મધ્યમ | ૫૦ | ટીકાકાર | ૬૧ | શિક્ષક, દાકતર | ૩૭॥ |
| શ્રીમંત | ૨૫ | ટીકાખોર | ૦ | | |
| | | | | લેખક | ૨૫ |
| | | | | વકીલ મુત્સદી | ૬૧ |

આપણા ઓડીઅન્સની આવી વર્ગણી કરી લઇ, હાસ્યનું માપ નક્કી કર્યા પછી કોઇ વિદુષક એકાદિ ટેકે તો મને ખાત્રી છે કે તે પ્રસંગોચિત વાત કરવામાં નિષ્ફળ નહીં જાય અલબત માણસનો જરા 'હુંપદ ભર્યો' સ્વભાવ જોતાં શરૂઆતમા તો બધા prejudice લઇને બેઠા હશે, ને "જોઇએ તો ખરા, ભાઇ શું વાત

બીજા કયા સાધનોનો ઉપયોગ કરી શકાય તે હુ બનાવી ગયો હવે એવી વાતોના મુખ્યત્વે કયા લક્ષણો હોય તો હાસ્ય ઉત્પન્ન થઇ શકે તે આપણે જોઇએ

**હાસ્યજનક લક્ષણો.**

મારે મતે હાસ્યજનક દશ લક્ષણો છે એક વાતમા તેમાનુ એક અથવા વધારે લક્ષણ હોય, તો તે વાતમા હસાવવાનુ તત્વ દાખલ થાય છે એ લક્ષણો નીચે પ્રમાણે –

(૧) **અશક્યતા** (Absurdities) દાખલા તરીકે –એક મીયાભાઇ કહે – " મેરા બાવાકા તબેના ઇતના બડા થા કે ઉસ્કા છાપર આસમાન કે સાથ લગા થા," આટલુ બોલે ત્યા આપણને સહેજ હસવુ આવશે

(૨) **હાજર જવાબ** ( Retorts-Repartes ) ઉપલા દાખલાના જવાબમા બીજા મીયાભાઇએ કહ્યુ –

" મેરા બાવાકા ભાલા ઇતના બડા થા કે ઉસ્કા એક પીછાની (છેડો) પુરબમે ઓર દુસરા પચ્છમમે ભેર કરતા થા ' ત્યારે પહેલાએ કહ્યુ –

" જુઠ બાત હ ઇતના બડા ભાલા વો કહા રખતા થા ? ' એટલે બીજાએ તરત હાજર જવાબ આપ્યો "તેરા બાવા કે તબેલેમે '

આ ઉપરાત સભાઓ, ધારાસભાઓ, ગજસભાઓમા આ લક્ષણવાળી વાતો હાસ્યજનક નીવડી બને છે

(૩) **મૂર્ખતા** ( Nonsense ) દાખલા તરીકે કાશીના મૂર્ખ પડિતોની કથા, ઘોડે જઇ આવેલા હીરાની વાર્તા, દવા લેવા જનાર સ્મશાન સામગ્રી લેતો આવે ત્યારે એ ઘટનામા હાસ્ય ઉપજાવે એવુ આ લક્ષણ જણાય છે

(૪) **નકલ** (I Mitation) આ પ્રકારમા Parodies પ્રતિકાવ્યો વગેરે સમાઇ જાય, પરંતુ તે વાદર નકલ અથવા ખોટી નકલ હોવી જોઇએ

(૫) **અતિશયોક્તિ** ( Exaggeration ) બડાશ, ડફાસ વગેરે આ પ્રકારમા છે દાખલા તરીકે –

માજી સોલ્જર —જયારે હું રશીયાના યુદ્ધમા ગયેલો, ત્યારે મે ૫૦ માણસોના હાથ પગ કાપી નાખેલા

શકાશીલ શ્રોતા—તો પછી માથાજ કેમ ન કાપ્યા ? ત્યારે તે કહે ' માથા તો મારા પહેલેથીજ કોઇએ કાપેલા હતા '

(૬) **બુદ્ધિચાતુર્ય** (Wit & Humour) હાસ્યજનક ગભીર રસમા જણાવેલા દાખલામા આ લક્ષણ છે

(૭) **કટાક્ષ** ( Satire ) દાખલો

એક સીગારેટ પીનાર ધોળી ટોપીવાળાને કોઇએ પૂછ્યુ કે તમે શા માટે સીગારેટ પીઓ છો, ત્યારે તેમણે જવાબ આપ્યો –

'મહાત્મા ગાંધીજીએ કહ્યું છે કે વિલાયતી ચીજ જુઓ ત્યાંથી પકડી પકડીને બાળી નાંખો, એટલે હું તેને બાળી નાખવાનું કામ કરૂ છું.'

એ ભાઇ પોતે હતા તો સ્વદેશી, પરંતુ પરદેશી કાપડની હોળી કરવાના મતના નહોતા એટલે તેમણે આ કટાક્ષ કરેલો, ને આખી ટ્રામના પેસેંજરોને હસાવેલા.

( ૮ ) **વિચિત્રતા** ( Oddites ) આમાં નવીનતા પણ સમાઈ જાય છે. એક માણસ પાટલુનની ઉપર કંદોરો પહેરીને જતો જણાય, ત્યારે આ લક્ષણ પૂર ભપકામા ભજવી બતાવવામા આવે છે.

( ૯ ) **મશ્કરી** ( Practical Jokes અથવા Hoax ) આમા બે પ્રકાર છેઃ–

(૧) **મૂરખ બનાવવાં** (To befool) મદારીના ખેલો, એપ્રીલ ફૂલની મજાકો, પાછળ કપડા પર ગુપચુપ દોરી કે ફટાકડાં બાંધવા વગેરે આ પ્રકારના છે.

(૨) **મૂરખ બનવું**: ઘણી મશ્કરી પોતા પર ઓઢી લઇને જગતને હસાવી શકાય છે. સર્કસના કલાઉનો, ચાર્લી ચેપલીન આ પ્રકારનાં લક્ષણ જણાવે છે.

( ૧૦ ) **Uncousclous humour;** ગુજરાતીમા આને માટે કોઇ ખાસ શબ્દ નથી. અજાણતા કોઈ હાસ્યજનક કાર્ય થઇ જાય તેથી કે બોલાઇ જવાથી જેના દેખીતા ગંભીર અને પછીથી હાસ્યજનક એમ બે અર્થ થાય તેવી વાતોમા કે બનાવોમાં આ લક્ષણ છે.

મારે મતે કોઇ પણ વાતથી વિનોદ ચોક્કસ ઉપજાવવા માટે ઉપલા લક્ષણોમાથી એક કે અનેક પદ્ધતિસર ઉપયોગ થાય, તો પરિણામ જરૂર ધાર્યું આવે.

**કંઇક જાણવા જોગ પરચુરણ બાબતો**–હાસ્ય વિનોદને લગતી જાણવા જોગ પરચુરણ બાબતો હવે કહું.

**ભૂતકાળમા વિદુષકો**–હિંદમા ધંધાદારી હસાવનારાઓનો તો વર્ગ હતો. તેમને લઉવા–મસ્કરા કહેવામા આવતા. રાજાઓના દરબારમા તેઓ જણાતા. તેમનું કામકાજ એ હતું કે હસાવવાની નોકરી કરવી. ને માટે તેમને ઇનામ, પગાર બક્ષિસ, સાલીયાણું વગેરે મળતું. આ બધામા બીરબલ પ્રખ્યાત થઈ ગયો. પાછળથી તે દીવાન પદે પહોચ્યો હતો. એ વખતમા વિદુષકની કસોટી પણ સખત થતી. કેટલીક વખત તેમને જાનનું જોખમ પણ ખેડવું પડતું.

**હસાવવાની ઈનામી હરિફાઈઓ.**

હાલમા આપણે ત્યા હાસ્ય રસના લેખોની ઈનામી હરિફાઇઓ ચાલે છે, પરંતુ તેમા ઉમેદવારને જોખમ બહુ બહુ તો થોડા ફુલ્સકેપ કાગળ ને થોડી મહેનતનું ત્યારે લાભ ઇનામનો રહે છે. પરંતુ અસલના વિદુષકને કેવું જોખમ ખેડવું પડતું તેનો એક દાખલો દઉં. એક રાજાએ પોતાના વિદુષકને કહ્યું કે ' આજ તો તું આ દાદરો ચઢી

મારવાના છે 'એમ ધારી બેઠા હશે.' તેને બદલે કોઇ માનવસમુહ હસવાના mood માં હોય, હસવા માટેજ તૈયાર થઇને આવ્યો હોય, તો વિદુષકને ઝાઝી તકલીફ પડે તેમ નથી. પરંતુ prejudiced સમુહ હોય ત્યારે વિદુષકે શરૂઆત ગંભીરતાથી ન કરતાં પહેલેથીજ "કેમ બધા શોકમાં બેઠા છે? કોઇ કીડી બીડી મરી ગઇ છે?, ત્યાંથીજ કેકવામાંમઝા છે.

હાસ્ય ઉપજાવનારાં સાધનો:—

મારે મતે આવાં સાધનો મુખ્યત્વે પાંચ છે.

(૧) ભાષા, જેનાં બોલી અને લેખ એ બે પ્રકાર છે.
(૨) હાવભાવ.
(૩) વાતાવરણ.
(૪) ઘટના
(૫) કલા ( ચિત્ર અને શિલ્પ ).

આ સાધનોમાં ઘટના સર્વવ્યાપક છે. ઘટના પોતે હાસ્યજનક ન હોય તો બાકીના સાધનો ઓછું કામ આપે છે. નાટકોનાં ફારસમાં ઘટના (plot), બોલી, હાવભાવ અને વાતાવરણ કામ કરે છે. સીનેમાનાં ફારસોમાં ઘટના, લેખ, હાવભાવ અને ચિત્ર એમ પાંચે સાધનો કામ કરે છે. પુસ્તકોમાં લેખ, ઘટના અને ચિત્ર એટલાંજ સાધનો કામ કરી રહ્યાં હોય છે. ભાષણોમાં માત્ર ઘટના અને બોલી એ બેનો જ આશ્રય લઇ શકાય છે. હાવભાવ કવચિતજ વપરાય છે. વાતાવરણ એકજ રીતે આવે, અને તે જો વ્યાખ્યાનકર્તા પોતેજ શરીરે બેડોળ હોય તો જ!

નવા ૭ રસો:

ગુજરાતી સાહિત્યમાં કોઇ ૯ રસ કહે છે, કોઇ ખટ રસ કહે છે. એ મતભેદ પર ટીકા કરીને કોઇ સપ્તરસ પણ કહે! આપણે ખટરસ ગણીએ. તો તેમાંથી હાસ્ય થોડો કાઢી લઇ, બાકીના છ રસોમાં હાસ્યરસ સરખે ભાગે વાટીને મિશ્ર કરવાથી નવા ૭ રસો બની શકે છે, જેમકે:—

(૧) હાસ્યજનક વીરરસ: અંગ્રેજીમાં ડોન ક્વીકસોટ, ગુજરાતીમાં સૂરજ સામે ચઢાઇ કરનાર નવ.અફીણિકલમાનખાને વગેરેની વાતોમાં આ રસ છે.

ઉંચી કરી ભુજ દંડ તેણે
ક્રોધિત અને વળી અનિમેષ નયને
એકાગ્રતા પર ચિત્ત ધારી
છની વતી દુધીનું ડીટીયું કાપ્યું.

આ કવિતાના એક સેમ્પલમાં પણ આ રસ છે.

(૨) **હાસ્યજનક કરૂણરસ:** કેળાંની છાલપરથી માણસ લપસી પડે, અથવા કોઇનાં નવા નક્કોર કપડાં પર પહેલે માળની બારીએથી એંઠવાડ પડે, ત્યારે આ રસ વરસતો હોય છે.

(૩) **હાસ્યજનક શૃંગારરસ:** તેણે કહ્યું "મને પરણવા વચન આપ નહીં તો હું મરી જઇશ." તેણીએ ના પાડી. સાઠ વર્ષ પછી તે મરી ગયો!

આ વાતમાં આ રસ છે. બીજો દાખલો લઇએ:

તેણે કહ્યું: "અરેરે...વહાલી! તારે માટે મુંબાઇથી હું એક વાદરૂં લાવવાનો હતો; તે ભૂલી ગયો."

તેણીએ કહ્યું. "કંઇ નહી, તમે છો એટલે બસ છે."

(૪) **હાસ્યજનક ગંભીરરસ:** આને અંગ્રેજીમાં સીરીયો-કોમીક કહે છે. એનો એક દાખલો દઉં,

એક ઘરધણી મારો મિત્ર છે. મુંબાઇની મ્યુનીસીપાલીટીમાં તેણે ઉમેદવારી કરી. પોતાના ભાડુતોને પોતાને જ મત આપવા માટે તેણે હુકમ કરી દીધો. ભાડુતોને દાઝ ચઢી કે 'અમારા વ્યકિતસ્વાતંત્ર્ય પર આ કેવી તરાપ" પરંતુ તેઓ બોલ્યા નહીં ને મત ગણત્રીને દિવસે તેના વિરોધીને મતો આપી આવ્યા. પરિણામ બહાર પડ્યું ત્યારે તમે હાસ્યજનક કરૂણરસ કલ્પી શકો છો. હવે ઘરધણીને દાઝ ચઢી આ ભાડુતોને શી સજા કરવી તે સવાલ હતો. મને પૂછ્યું, એટલે મેં માગ ધધા પ્રમાણે સલાહ આપી.—

"એ બધાના ભાડા રૂ. ૧૫) થી ૨૦) છે તે ઘટાડીને નવ નવ રૂપીઆ કરી નાખો, ફલાણા ભાઈ! મ્યુનીસીપલ કાયદા પ્રમાણે દશ રૂપીયા ભાડું ભરનારનેજ મત આપવાનો હકક રહે છે, એટલે પછી એટમજીઓ વિરોધીને કેવી રીતે મત આપવા જશે?"

જો કે મેં આ સલાહ તેમને તદ્દન મફત આપેલી છતા તેમણે નહોતી લીધી. એટલું ઐતિહાસિક સત્ય મારે તમને કહેવુ જોઇએ, છતા હુ તો આ તકે એટલુંજ બતાવવા માગુ છુ કે એ સલાહમા આ હાસ્યજનક ગભીર રસ જરૂર હતો.

(૫) **હાસ્યજનક અદ્દ્ભુતરસ:** ડોસીમાની વાતોમા ડોસી અને વાઘની વાર્તામા અજાણે અદ્દ્ભુત પગક્રમ થયેલા જાણીતા છે. એ રીતે આ રસ લાવી શકાય

(૬) **હાસ્યજનક હાસ્યરસ:** જ્યારે નાટકમાંનુ શરસ હાસ્યજનક રીતે નિષ્ફળ જાય ત્યારે આ રસ જામે છે!

આવા માણસના આત્માને આનંદ ઉપજાવીને તેને હસાવવા માટે કઇ જાતના માણસને કેટલું હસાવી શકાય, વાતમા કયા રસો પૂરી શકાય, બોલી અને લેખ સિવાય

રહું ત્યા સુધીમા તારે મને હસાવવો પડશે. બહુ દહાડા હરામનો પગાર ખાધો છે. જો હસાવશે તો ઈનામમા એક કીંમતી ઘોડો આપીશ, ને જો ન હસાવ્યો તો માથું કાપી નાખીશ. ” આમ શરત લાગી. શરતની ભાષામા કહીએ તો Horse to lifeની એ બેટીંગ હતી ! રાજાએ ન હસવાનો નિશ્ચય કર્યો. એટલે વળી હદ ને તેમાંય પાછી ગજહદ ! વિદુષકે કમર કસી. આજનો કયો વિદુષક આમ પ્રાણ માટે હસાવવાનું બીડું ઝડપે તેમ છે ? વિદુષકે અનેક ચાળા કર્યા, અનેક તુક્કા ફેંકયા, પણ બધું ફોગટ, ને રાજા તો દાદરો ચઢતોજ ગયો. છેક છેલ્લે પગથીએ પહોચ્યો. હવે લઉવાએ છેલ્લી કટાક્ષના લક્ષણવાળી મશ્કરી કરી. “ ગયો, ગધેડીનો હાથથી ગયો. ” રાજા તેના કટાક્ષથી હસી પડયો; કારણકે બહારથી તો જાણે વિદુષકે ઇનામના ઘોડાને ગાળ દેવાનો ડોળ કર્યો, પરંતુ અંદરથી તેણે રાજાને ચોપડી. આવી દ્વિ–અર્થી રમુજે રાજાને હસાવ્યો, અને વિદુષક ઇનામનો ઘોડો લઈ ગયો. આવી હરિફાઇઓ ગુજરાતી છાપાંઓમા પ્રગટ થાય તો ? તો હું નથી ધારતો કે એક પણ ઉમેદવાર બહાર આવે. અલબત નહીં કે પ્રાણ જવાની બીકે, પરંતુ દશ રૂપીઆના ભાડાની ઓરડીમાં ઈનામી ઘોડો બાધવો કયા એ ચિંતા ઉભી થાય તે બ્હીકે.

હવે છેવટમા ગુજરાતી સાહિત્યમાં હાસ્ય સાહિત્યને ખીલવવા માટે કઇ કઈ દિશામા પ્રયત્નોની જરૂર છે, કયું ક્ષેત્ર અણખેડાયલું છે, તેનો કંઇક ખ્યાલ આપું –

(૧) રમુજી કવિતાઓ અને ગાયનો (૨) રમુજી ફારસો જ નહીં પરંતુ આખાં નાટકો અને ફીલમો રમુજી. (૩) રમુજી લેખોનાં ઢગલાબંધ પુસ્તકો (૪) રમુજી ટુંકી વાર્તાઓજ નહીં પરંતુ આખી નવલકથાઓ જ રમુજી હોવી જોઇએ. (૫) રમુજી વ્યાખ્યાનમાળાઓ. (૬) રમુજી સામયિકો ને માસિકો જ નહીં પરંતુ દૈનિકો. (૭) ધંધાદારી વિદુષકો. (૮) રમુજી સરઘસો, પ્રદર્શનો. (૯) રમુજી ચિત્રસંગ્રહો

ટુંકામા ગુજરાતી જગત પર વિનોદનો એવો વરસાદ વરસવો જોઇએ કે, છેવટ એક બીજા એક બીજાને ગાડા ગણવા લાગે ! ફકત એ વરસાદમા બીભત્સ અને કડવી મશ્કરીના મેલા પાણી ન હોય, તો એ પ્રવાહમા જે દિવસે ગુજરાત ડુબશે, તે દિવસે તે તરશે, તરશે, તરશે, તરશે જ.

બોલો શ્રી હાસ્ય નારાયણ દે...વ...કી...જે.

જદુરાય ડી. ખંધડીઆ.

# ગુજરાતનું બાલસાહિત્ય

"એક હતો ચકલો અને એક હતી ચકલી ચકલો લાવે ચોખાનો દાણો ને ચકલી લાવે દાળનો દાણો ચકલો-ચકલી ખીચડી બનાવે . . ખાય પીએ અને મઝા કરે." કદમ્ય બાલસાહિત્યના અવશેષ રૂપે રહેલી આ કે આવી ગણીગાંઠી વાર્તાઓ અથવા તો અપવાદ રૂપ બે-ચાર કાવ્યો-ગીતો, એ આજથી લગભગ દોઢ દાયકા પહેલાના બાલ સાહિત્યના દારિદ્રયની પ્રતીતિ

બાલસાહિત્ય ! શોખીન અને શેખીખોર ગુજરાતીના જીવનમા સાહિત્યને કેટલુ સ્થાન છે કે તેના બાળકના જીવનમા સાહિત્ય-કણને સ્થાન હોય ? "સાહિત્ય એ પ્રજાજીવનનુ પ્રતિબિંબ પાડનાર દર્પણ છે" એ સત્ય જો સ્વીકારીએ તો હિમાલય જેટલી અડગતાથી અને તપસ્વી સમી અચળતાથી કહી શકાય કે ગુજરાતમા બાળક જેવા પ્રાણીઓ પ્રથમ વસતા જ ન્હોતા ! સાહિત્યના કે ઇતિહાસના ચશ્મા ચઢાવી બાલજીવનની શોધ કરી, સાહિત્યના પ્રદેશમા કોલંબસ કે વાસ્કો-ડિ ગામા થવાની મહત્ત્વાકાંક્ષા સેવનાર મનુષ્ય હાથ ઘસતો રહ્યો હોય તો તેમા આશ્ચર્યને સ્થાન નથી "એક કરોડ ગુજરાતીઓથી ઉભરાતો પ્રાંત બાળકવિહોણો હશે ? યુવાનો, પ્રૌઢો કે વૃદ્ધોથી જ ગુજરાતની પ્રજાનુ સખ્યાપ્રમાણ બધાયુ હશે ?" ભૂતકાળના ગુજરાતના સાહિત્ય-ઇતિહાસમાથી આવા અનેક મૂક પ્રશ્નો ઉદ્ભવે છે, શમે છે અને વિવિધ સૂચન કરે છે

પણ સાહિત્યનો ઇતિહાસ એટલે ? દયારામ-પ્રેમાનંદની ગરબીના અતિશયોક્તિભર્યા વર્ણન પરથી કે નરસિંહ-મીરાના કાવ્યોમા તરવરતા ભક્તિભાવ પરથી પ્રજાજીવનનુ માપ

કાઢવુ એ ભયંકર ભૂલ નથી? પાચ સૈકા પછીના ભવિષ્યકાળમા જન્મ્યા પછી "જયા-જયન્ત" કે "ઉષા" ના વાચન પરથી આજના ગુજરાતી કે ગુજરાતણના જીવનના અથવા તેના આદર્શના યશોગાન ગાવા એ નર્યો હેત્વાભાસ છે એ જો સ્વીકારીએ તો ભૂતકાળના સાહિત્ય પરથી તે સમયના પ્રજાજીવનનુ માપ આકવાની ગભીર ભૂલ પણ ના સારૂ ન સ્વીકારીએ?

પ્રત્યેક પ્રજાના સાહિત્યનુ મૂળ સ્વરૂપ તે કઠસ્થ સાહિત્ય દિવસ આખાને અતે શ્રમિત થએના દેહના અને આત્માના આનદ કાજે, ગૃહની દાદીમા, ડોસીમા કે દાદાજી ચોકમા, આગણામા ને શુક્લપક્ષ હોય તો સુદર ચેતાનગર સમા શોભતા વાડામા આડોશી-પાડોશીનો ડાયરો જમાવે, લોકવાર્તાઓ, ગીતો, હાલરડાઓ, દેવકથાઓ અને આસારિક અનુભવ કથાઓની ગૃહના અને મહોલ્લાના બાળકોને લ્હાણુ પીરસે, બાળકો અને મોટાઓ હોંસેહોંસે એ રમાનદ અનુભવે અને જીવનઉલ્લાસની પરિપૂર્ણતાની આશ્લેષથી જ ઝાખી કરે, એ આજના થોડા વર્ષો પૂર્વેના ગુજરાતીની માત્ર કુટુબભાવના જ નહોતી પણ કેટલેક અશે જીવનસાર્થકતા હતી પશ્ચિમના વા વાયાથી, સાસુ-વહુના કલહોથી, સયુક્ત કુટુબભાવના નષ્ટ કરવાના વધે જતા પોકારોથી, કે વિભક્ત કુટુબોની સકુચિત દૃષ્ટિ તથા નીતિ રીતિથી ગૃહના દાદીમા ડોસીમા અને દાદાજીના કઠસ્થ સાહિત્યના ઉભરાતા રસપ્રવાહ સુકાવા લાગ્યા ને ગુજરાતના બાળજીવનના "જીવન" જેવુ બહુ ઓછુ રહ્યુ

દરેક સાહિત્યની શરૂઆત પદ્યથી જ થઇ છે એ સામાન્ય પ્રથાના અપવાદ રૂપે ગુજરાતનુ બાલસાહિત્ય કે એની શરૂઆત ગદ્યથી થાય છે સૌથી પ્રથમ "Evenings at Home" ના અનુવાદ તરીકે "બાળકોનો આનદ"નુ વાર્તા-પુસ્તક પ્રકટ થયુ "બાલસાહિત્ય", સાહિત્યનુ મહત્ત્વનુ અગ છે "એ વિચાર, તેમજ તેના સર્જનની તથા પ્રકાશનની અનિવાર્ય આવશ્યકતાના વિચારો, જ્યારે અદૃશ્ય અને અપ્રદર્શિત રહ્યા હતા ત્યારે રેતીના રણપ્રદેશનાથી મહા મહેનતે જળદ્વીપ કે જળાશય જડી આવે તેમ નરસિંહ મહેતો, મીરા, દલપતરામ, નર્મદાશકર વગેરે વિ કૃતિઓમાથી, બાલસાહિત્યની દૃષ્ટિથી જ નહિ લખાએલા એવા, છતા બાળકો માટે ઉચિત લેખાય એવા કેટલાક કાવ્યો તારવી શકાય એમ છે તે સિવાય નવલરામ તથા ભ્રમરદાસના બહુ જૂજ કાવ્યો બાલ-કાવ્યો તરીકે પ્રકટ થયા છે આ પ્રમાણે ઉદ્દેશ, હેતુ કે કલ્પનાબળ વિના લખાયેલા જૂજ જૂજ સામાન્ય સાહિત્યના, બાલસાહિત્યની દૃષ્ટિએ તે કેટલા ને કેવા મૂલ્ય આકી શકાય? જ્યારે આપણી દૃષ્ટિ આજે બાલસાહિત્ય પર વળવા માડી છે ત્યારે તેમાનુ બાલોચિતસાહિત્ય-અલ્પ કે અપૂર્ણ હશે તો તે પણ-આપણને ખપ આવશે જ એ નિર્વિવાદિત છે

સાહિત્યના પ્રાચીન યુગમા તેમજ મધ્યકાલિન યુગમા કઠસ્થ સાહિત્યનો પ્રચાર સારો હતો ધર્મના વડીલો રામાયણ-મહાભારતની કથાઓ બાળકોને કહેતા તેમા તથા મહોલ્લામા વાર્તાકારો કાશીરામ મેમના ગામરીયા ભટ્ટની કથાઓમા બાળકોને સારો રસ પડતો તેમછતા સાહિત્યની દૃષ્ટિએ તો આ બેઉ યુગ બાલસાહિત્ય વિહોણા જ

હતા. અર્વાચીન યુગના પ્રારંભના વર્ષો પછી-લગભગ ઈ. સ. ૧૮૯૫ મા-સુરતના મશહુર પત્રકાર સ્વ૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ "બાળકોનો આનંદ"ના બે ભાગ ગુજરાતને અર્પ્યા. એ બે વાર્તા-પુસ્તકોની શૈલી જુની હોવા છતાં તે ખાસ અનાકર્ષક ન હોવાથી તેમ જ પુસ્તક સચિત્ર હોવાથી આજે પણ બાળકોમાં વંચાય છે. લગભગ તે પછી પ્રકટ થએલી "ઈસપ-નીતિ"-ઉત્તરાર્ધ તથા પૂર્વાર્ધમા-મુખ્યત્વે પ્રાણીકથાઓ છે એટલું જ નહિ પરંતુ બાળકોને સીધો બોધ આપવાની અનિષ્ટ રીતિ આદર્યાથી પુસ્તકનું વૈશિષ્ટ્ય પણ લુપ્ત થઇ જાય છે.

પણ આપણે પુસ્તકોની ચર્ચામા ઉતરીએ તે પહેલાં બાલસાહિત્ય કોને કહેવું તે વિચારી લઇએ. સામાન્યતઃ પાચથી બાર-તેર વર્ષની વયનું ધોરણ બાલસાહિત્ય માટે વાસ્તવિક લેખાય. "બાલજીવનમા-આનંદોલ્લાસ લાવી, તેના હૃદયનો તેમ જ બુદ્ધિનો વિકાસ સાધી દુનિયાની વિશાળતાનુ ભાન કરાવે, ઉન્નત અને ઉત્કૃષ્ટ જીવન જીવવાની મહત્ત્વાકાક્ષા પ્રકટાવે તથા બાળપણથી જ એક આદર્શ અને અસાધારણ માનવી તરીકે જનસમાજમા રહેવાની તથા તેમનું સર્વદેશીય કલ્યાણ સાધવાની તમન્ના ઉત્પન્ન કરે તેવું, છતા બાળકો સ્વેચ્છાથી અને સ્વતંત્રતાથી વાચી-વિચારી, તેમાના ભાવ ને પ્રેરણા ઝીલી શકે એવી નિર્દોષ, રમતી-કૂદતી રસિક શૈલીમા લખાયલુ, બાલમાનસનુ દૃબહૂ પ્રતિબિંબ પાડતું શુદ્ધ ને શિષ્ટ સાહિત્ય તે બાલસાહિત્ય." બાલસાહિત્યની આ વ્યાપક અને સર્વમાન્ય વ્યાખ્યા.

ગાધી યુગના પ્રતાપથી સમસ્ત દેશમાં જ્યારથી રાષ્ટ્રીય પુનરુત્થાનના પગરણ મંડાયા ત્યારથી એક મહત્ત્વનું પરિવર્તન ગુજરાતી સાહિત્યમા પણ થયું છે. એ પરિવર્તનના પરિણામે પદધૂલિમા ઢંકાએલા અનેક પાણીદાર રત્નો દેશને સાપડયા છે. સંસ્કૃત, બહુશ્રુત જ્ઞાની અને નિઃસ્વાર્થી સેવકોની એ સખ્યામાથી જ કેટલાક નવજીવન પ્રકાશન મંદિર દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ગાડીવ સાહિત્યમંદિર, "સૌરાષ્ટ્ર" કાર્યાલય, "કુમાર" કાર્યાલય તથા અન્ય પ્રકાશન મંદિરો દ્વારા ગુજરાતનું બાલસાહિત્ય ઘડી રહ્યા છે એ માન અને એ ગૌરવ ગાધીજી સિવાય કોને ઘટે ?

આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી મૂળ વિષય પર આવતા, વિષયની નીચે પ્રમાણે વિભાગવાર ચર્ચા કરવી ઉચિત લાગે છે:—

(૧) બાલ-વાર્તાઓ (૨) બાલ કાવ્યો (૩) જીવનચરિત્રો (૪) ઇતિહાસ, પ્રવાસ-વર્ણનો વગેરે (૫) પ્રકીર્ણ પુસ્તકો (નાટકો, સંવાદો આદિ) (૬) બાલ-સામયિકો અને (૭) બાલસાહિત્યના આવશ્યક અંગો અને તત્ત્વો.

### (૧) બાલવાર્તાઓ:—

વાર્તા એ બાળકની અતિ પ્રિય વસ્તુ છે. જે કોઇપણ સંદેશ એને આપવાનો હોય તે જો વાર્તાદ્વારા અપાય તો ત્વરાથી તેની પ્રતિભા તે ગ્રહણ કરી લે છે. બાલસાહિત્યનો

કોઇપણ વિભાગ વધુમા વધુ ખેડાયો હોય તેમજ અન્ય વિભાગની સરખામણીએ માગમા માગે ખેડાયો હોય તો તે વાર્તાસાહિત્યનો બાનવાર્તાની સિદ્ધાતચર્ચામા ઉનરવાનુ છેવટે ગખી હાલ પુસ્તકો પર ધ્યાન આપી લઇએ

પ્રથમ નિર્દેશ થયો છે તેમ "બાળકોનો આનંદ" પ્રારભના પ્રથમ તરીકે આવ કારપાત્ર છે, બાકી દિનપ્રતિદિન વધ્યે જતા સારા પ્રકાશનોની સરખામણીએ નિરાશાજનક છે ડૉ મોન્ટેસોરીના શિક્ષણશાસ્ત્રના તથા બાનમાનસશાસ્ત્રના સિદ્ધાતોનો અમલ જ્યારથી ગુજરાતના બાલસાહિત્યમા પ્રવેશ્યો ત્યારથી તો બાનશિક્ષણની અને બાનસાહિત્યની દિશા અને કાર્ય જ બદનાઇ ગયા છે પાયા વિનાની અને મીઠો સાર આપતી, ક્વચિત ન્વચિત કંટાળાજનક લાગતી "ઇસપનીતિ" મરાઠી તત્ત્વથી સરકારની ઠે સ્વ નારાયણ હેમચંદ્ર કૃત 'શિશુસદ્બોધવાર્તાવલિ" ના બેઉ ભાગ બાળકો માટે સ્વીકારવાની ભૂલ આજે તો કોઇપણ ન કરે 'નિર્દઇ', 'અનિદ્રિ', 'તૃષ્ણા' વગેરે અઘરા શબ્દો (ભાગ ૨ પૃ ૮૫) ઉપરાત શાણા બોધપાઠ આપવાની રીત બાળકોને અરુચિકર છે. 'શિશુસદ્બોધમાળા'ના (ત્રણ ભાગ) કર્તા ગ વ્રજનાલ પુરુષોત્તમ મહેતા, વાર્તાને છેડે સાર લખી બાળમગજને મુઝવણમા નાખવાની વૃત્તિને વશ ન થયા હોત તો એ પુસ્તકોનુ બાનસાહિત્યમા કંઈક સ્થાન રહેત 'હિતમિત્ર"ના તાજી અધિપતિ સ્વ મગનલાલ ઘેનાભાઈ કૃત 'મૂરખો" નુ પુસ્તક બાળકો માટે માનવામા એક ભ્રમ જ વ્યાપી રહેલો છે નહિ જુની અને નહિ નવી એવી મિશ્રિત શૈલીથી લખાયલી "મુકુન્દ"ની વાતોમા તરંગુમીયાપણુ વિશેષ પ્રમાણમા છે તેથી તથા તેમા 'રસ' નુ તત્ત્વ અત્યત ઓછુ હોવાથી એના મૂલ્ય ઝાઝા થઈ શકે એમ નથી

વાર્તાસાહિત્યમા ગ બ હરગોવિંદદાસ કાંટાવાળાના 'ટચુ ડી મો વાતો" ના પાચ ભાગ છે ત્રીસરી શ ામ નહિ જુની શૈલીનો મનોહર નમુનો જોવો હોય, આદિથી અત સુધી એકધારી વરતુગૂથ ણી નિહાળવી હોય અને ગ્લીક વખતે કોઇ વસ્તુને મારી મચડીને આપેલુ વાતાનુ રૂપ કેવુ અનિષ્ટ અને અનાકર્ષક થઈ પડે છે તે જોવુ હોય તો આ સગ્રહો આવુ મધુર મનાવશે કેટલીક વાતાઓને સાધારણ ગણીએ તો પણ બાનહૃદય પર અનુચિત સસ્કાર પાડે એવી કેટલીક માટે મખન વિરોધ દર્શાવ્યા વિના રહી શકાતુ નથી "ચાદ ઉગ્યો પણ ચાદમીયા ન આવ્યા' (ભાગ ૨ પૃષ્ઠ ૧૧૯ વાર્તા ન. ૮૨)ની વાર્તામા બીબીની નગ્નાવસ્થાની વસ્તુસકલના નિર્દોષ માનમાનસ પર અનિચ્છ અને અશિષ્ટ ભાવોનુ આક્રમણ કરે એ કેમ માખી શકાય ? અને આપણા સગ્રાહકોની શોધક અને વેધક દૃષ્ટિ તો જુઓ ! એજ વાર્તા 'આનદધારા ના વાર્તાસગ્રહ માટે ચૂટી કાઢવાની ન્યાય બુદ્ધિ સગ્રાહકોને આજે ૯૬ સુધી છેતરી શકે એ વૈચિત્ર્યની પરાકાષ્ઠા નહિ તો બીજુ શુ ? સરળતા અને સસ્કારિતાના ઓપ વિનાની આ પાયમો વાતાઓથી વાર્તાસાહિત્ય કાઈક સમૃદ્ધ થયુ છે એ વાત બાનસાહિત્યના અભ્યાસીને કેટલે અશે માન્ય છે તે સશયાત્મક છે.

નુદર મોટા ટાઈપ ચિત્તાકર્ષક છપાઈ, પાકુ પુઠુ અને જાડા ફેધરવેટ કાગળ ઉપરાત પત્થર જેવી સાધની, વાતાઓ ની સક્ષિપ્તતા, બાનમનોનુકૂળ ભાવો, બાનોચિત શૈલી અને

બાળક હોંમેહોંસે વાંચી જાય એવુ તત્વ,–એ બધાનો સામટો સુયોગ સાધનામા સૌ. હંસા મહેતાની "બાલવાર્તાવલિ" બાલસાહિત્યમા નવીન પહેલ કરે છે અને " બાલસાહિત્યના માર્ગસૂચક સ્તભો "નુ માન ખાટી જાય છે પ્રથમાવૃત્તિની દોઢ રૂપીઆની કીંમત દ્વિતીયાવૃત્તિમા ઘટાડીને એક રૂપીઓ કરવાની ઔચિત્યબુદ્ધિ માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

"આનદધારા" અને "ફુલમાળા"ના પુસ્તકો મધ્યમ કોટિના છે. એમા અજબ જેવી વિવધતા (!) છે કોઈકમા ગિજુભાઈની શૈલીનુ અનુકરણ, કોઈકમા લાબા ટાહ્યલા, કોઈકમા જુની શૈલીની ઢબ અને કોઈકમા કઈક કઈક સારૂ લક્ષણ દૃષ્ટિગોચર થાય છે.

બાલસાહિત્યના અભિલાષ અને પ્રયાસના વિચાર જ્યારે નેપથ્ય ભીતર છુપાઈ ગયા હતા ત્યારે–તે સમયે પ્રકટ થએલા, બાલસાહિત્યના આવશ્યક તત્ત્વોથી અત્યત વેગળા છતા " બાલસાહિત્ય "નો દાવો કરતા સુરતના કસનદાસ નારણદાસ બુકસેલરના અને "બાલસાહિત્ય પ્રકાશ મદિર" ના પ્રકાશનોનો આટલા ઉલ્લેખથી જ સતોષ માનવો ઠીક છે.

"બાલવાર્તાવલિ" ની ધાટિ અને કોટિમા મૂકી શકાય એવા નાગરદાસ પટેલ અને સુમતિ પટેલના વાર્તાસગ્રહો બાલગુજરાતને ઠીક સામગ્રી પૂરી પાડે છે ગિજુભાઈ અને ચદ્રશકર જેવા લેખકોનો સાથ મેળવનાર પુસ્તકાલય સ સ. મડળનો તથા ગુજરાત સાહિત્ય મદિર, (અમદાવાદ) નો બાલસાહિત્યમા આવેલો ફાળો નોંધવા જેવો છે સ્વચ્છ અને સુઘડ છપાઈ તથા સુદર ચિત્રો સહિત રસિક વાર્તાઓ અર્પતુ " તારા મડળ " સાહસિક વૃત્તિ ઉત્પન્ન કરે એવી દૃષ્ટિએ લખાયલુ "સિંદબાદ શેઠ", ક્ષાત્રતનની પ્રેરણા પાતુ " કુમાર વીરસેન ", વિવિધ તરેહની વાતોથી શણગારાયલુ " બાલમિત્રની વાતો ", ધાર્મિક વૃત્તિ સતેજ કરે એવુ "દેવકથાઓ", " ભેરૂ " વગેરે પુસ્તકો ઉપરાત " એક આના બાલસાહિત્યમાળા "ના સસ્તા અને સારા મણકા, બાલસાહિત્યના પ્રયત્નોને સિદ્ધિ અર્પનારા છે એક વખત એક પુસ્તકમા પ્રકટ થએલી વાર્તા જ બહુધા " એક આના બાલસાહિત્ય-માળા "ના મણકા રૂપે પુન પ્રસિદ્ધ થાય એ ત્યાજ્ય અયોગ્ય અને લગભગ સ્વાભાવિક થઈ ગએલા વલણ પરત્વે સચાલકોનુ ધ્યાન પહોંચે તો ઠીક થાય એકની એક વસ્તુ ફરી ફરી બાળક સમક્ષ રજુ કરવામા તેની કુતૂહલવૃત્તિનું ખૂન થાય છે એ વીસરાવુ જોઈતુ નથી.

બાળક જેવુ વાર્તાનુ રસિયુ ભાગ્યેજ કોઈ નીકળે લોકસાહિત્યના ધુરધર મેઘાણી જેવા રસિયા પણ બહુ ઓછા હશે બાલસાહિત્યમા એમનુ સ્થાન પણ મોખરે છે સરળ અને રમુજી શૈલીમા સપાદિત થયેલુ એમનું " ડોશીમાની વતો "નું પુસ્તક બે ઘડી ગમ્મત આપે એવુ છે, પણ એમનુજ " દાદાજીની વાતો " નુ પુસ્તક બાલોચિત ખરૂ કે નહિ એ કોયડો અણઉકેલ્યો જ રહે છે બાલમાનસ દૃષ્ટિ સમક્ષ રાખીને લખે એવા ઉસ્તાદ આ કૃતિ સમસ્ત ગુજરાતના બાળકો માટે રચે છે કે ફક્ત કાઠિયાવાડના બાળકો માટે રચે કે એ વાત વિસરી ગયા લાગે છે ' દાદાજીની વાતો ' પ્રાન્તિક તત્વથી–માત્ર પ્રાન્તિક નહિ પણ કેટલેક અશે ચારણી તત્વથી એટલી બધી ઓતપ્રોત છે કે કાઠિયાવાડ

સિવાયનું બાલગુજરાત એના વાચનમાં થતા ખનનથી અને અર્થ-દ્રષ્ટિની પરંપરાગત કટાળે તો નવાઇ નહિ ભાષા યોગ્ય તો સમસ્ત ગુજરાત માટે એક જ હોવું જોઇએ તેમ નહિ થાય અને પાઠ્યપુસ્તકો અને વાચનમાળાઓમાં ભાષાનું જે સામાન્ય ધોરણ જળવાય છે તે આવા પુસ્તકોમાં નહિ જળવાય તો બાળકોને ભાષાના આપણે ખોટા ને રોગી સંસ્કાર આપી દઇશું બાલસાહિત્ય પ્રાન્તિક અંગોથી પર હોવું જોઇએ એ સિદ્ધાન્ત ગ. મેઘાણી જેવા નહિ સમજશે તો કોણ સમજશે ?

પોતાના નીરનીરાળા અને અનોખા પુસ્તકોથી બાલસાહિત્યમાં વૃદ્ધિ કરનાર ગાડીવ સાહિત્ય મંદિરનું સ્થાન આ પ્રદેશમાં ઘણું ઉંચુ છે બાળક એ નિર્દોષ અને નૈસર્ગિક ભાવોથી ફોરતું માનવોદ્યાનનું સુરમ્ય પુષ્પ છે એ વાત એ બરોબર સમજે છે ચિત્રો પ્રત્યે બાળકોનો કુદરતી પક્ષપાત પારખવાની દૃષ્ટિ એણે કેળવી છે પુસ્તકની અંદરની વસ્તુ ગમે તેટલી સુંદર, સર્વાંગી કે મનોહર ન હોય એ છતાં જ્યાં સુધી તેનું બાહ્યાંગ તેવું હશે નહિ ત્યાં સુધી બાળક સ્વેચ્છાથી કે અંતરના ઉત્સાહથી તે વાચવા પ્રેરાશે નહિ એ સિદ્ધાંત પરભાષાના સાહિત્યમાં સર્વમાન્ય લેખાયો છે " પ્રભુના પયગંબર " અને " ચેતનના ફુવારા " સમા એ નિખાલસ હૃદયમાં અંદરના અને બહારના ભેદ સમજવા જેવી કપટબુદ્ધિને સ્થાન નથી અને તેથી જેટલું અંતર સુંદર હોય તેટલું જ બાહ્યાંગ સુંદર બનાવવાનો એનો અભિલાષ અપૂર્વ અને અજોડ છે બાળકોની દુનિયામાંથી લઇને પુસ્તકોના Romantic નામો, જેવા નામો તેવાજ ભાવસૂચક મુખપૃષ્ઠો, જેવા બાહ્ય તેવાજ પુસ્તકના રંગઢંગ અને નવીનતા એ બધી ગાડીવની વિશિષ્ટતાઓ છે એ વિશિષ્ટતાઓની પ્રતીતિ રૂપે, " નાનમ ", " વાદળોનું વન " ' બગલીપુરી " સોના કુમારી ' તોફાનની ટીપુડી " ' કેરીના બચ્ચા " " મિયાઉં ', વગેરે વિવિધતા અને વિશેષતા વાળા એના કેટલાય પ્રકાશનો ગુજરાત સમક્ષ રજુ થયા છે એની શૈલીનો વિકાસ થતો જાય છે અને પ્રથમના કેટલાક પુસ્તકોમાં એ શૈલી ગિજુભાઇની લાક્ષણિક શૈલી કરતા ઉતરતી હતી તે હવે ધીમે ધીમે ગિજુભાઇની કક્ષામાં આવી પહોંચવાની આશા આપે છે પુસ્તકો સચિત્ર હોવા છતાં કીંમત એકંદરે સસ્તી છે તેથી બાળકોને અને વડીલોને પ્રિય થઇ પડયા છે એની શૈલીમાં અને વસ્તુગુંથણીમાં થોડો સુધારો થાય તથા પ્રકાશનો પ્રસિદ્ધ કરવામાં બહુ ઉતાવળ નહિ થાય તો ગુજરાતના બાલસાહિત્યમાં સાચી લાયકાતથી પ્રથમ નંબર પ્રાપ્ત કરવાનું ગુણ સામર્થ્ય એનામાં નથી એમ ન કહી શકાય

ગિજુભાઇના નામથી અને કામથી કોણ અજ્ઞાત છે ? બાલ-સાહિત્યના સર્જક પિતા તરીકે, બાલમાનસશાસ્ત્રના પ્રખર અભ્યાસી તરીકે, બાલશિક્ષણ માટે નવીન શૈલીના પ્રણેતા તરીકે, બાળક માટે કંઇ કંઇ કરી નાખવાની ધગશ રાખના શુભેચ્છક અને પ્રેરક તરીકે, બાલશિક્ષણના સિદ્ધાંતો ગુજરાત સમક્ષ રજુ કરનાર શિક્ષણશાસ્ત્રી તરીકે, દક્ષિણામૂર્તિ મંદિરના આત્મા તરીકે અને ગુજરાતના બાલજીવનને અદ્‌ભુત, અપૂર્વ અને અમૂલ્ય વેગ આપનાર એક અને અજોડ વ્યક્તિ તરીકે સારૂંય ગુજરાત એમને પિછાને છે નવીન ઢબની-નવીન શૈલીથી અદ્‌ભુત લાગતી " આકાશનો પ્યાલો " જેવી વાર્તાથી શોભતી અને બાળકો બેઠી બેઠકે વાચી જાય એવી એમની " કિશોર કથાઓ ", કોઇક

ઠેકાણે શુષ્ક થતા રસપ્રવાહવાળી, કવચિત તેની તેજ ભૂમિકા અને વસ્તુગુંથણીથી રસસ્ખલન કરતી અને બે ચાર વાર્તામા તો પાત્ર લેખનનો જ કૈશર રજુ કરતી, મોટા ટાઇપ અને સુઘડતાથી મુદ્રિત થયેલી એમની "બાલવાર્તા"ના પાચે ભાગો, છેવટ સુધી બાળકની કુતૂહલતાને તપાવવાની શક્તિ ધરાવનાર "એક કુતરં ભસ્યું" ની વાર્તાથી તથા "મારો કારકુન" "ભાઈ શાહ કાઇ બહાદૂર" "ભોળો ભટ્ટ" "વગેરે બાળબુદ્ધિ-વર્ધક વાર્તાઓથી જ્ઞાન સાથે ગમ્મત આપતુ એમનું "સુંદર વાતો" નુ પુસ્તક, "દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય માળા"ની અત્યાર સુધી પ્રકટ થયેલી નાની નાની પુસ્તિકાઓમાની કેટલીક પુસ્તિકાઓમાની વાર્તા અને એ ઉપરાત એમની છુટી છુટી પ્રગટ થતી ભાત ભાતની બાલવાર્તાઓ, એમની વાર્તાકલા કલાનું હાર્દ સમજી તે વ્યક્ત કરવાની શક્તિના અને તે દ્વારા ગુજરાતના બાલહૃદયમા શાશ્વત સ્થાન પ્રાપ્ત કર્યાના સચોટ પુરાવા છે. વાર્તાની કલા–Art of writing stories for children–એઓ મર્વાશે સમજ્યા હશે પણ તેથી કાઇ ભાષાશૈલીની ત્રૂટિઓથી એઓ મુક્ત છે. એમ ન કહી શકાય કેટલાક દુષ્પ્રયોગો, કાઠિયાવાડી શબ્દોનો વધારે પડતો ઉપયોગ, પ્રાન્તિક અને ગુજરાતી ભાષાનુ મિશ્રણ, કદીક કદીક વપરાતા શુદ્ધ ગુજરાતીના જ વપરાતા અધરા શબ્દો–એ બધા ગિજુભાઇના શૈલીના દોષો, બાલવાચનમા અને તેની સ્વતત્ર સમજ શક્તિમા ઘણી મુશ્કેલીઓ ઉભી કરે છે એ મુશ્કેલીનો ગિજુભાઇ સન્ખાને કેમ કાઇ વિચારજ નહિ થતો હોય એમ સ્વાભાવિક વિચાર થાય છે ચોવીસે કલાક બાળકો સમક્ષ વસતા અને બાલભાવો ઝીલતા, બાલ પરિચયમાથી ભાષા, શૈલી અને વસ્તુનો ઉપાડ કરતા બાલમાનસશાસ્ત્રીના પુસ્તકોની આટલી ન્યૂનતા કદાચ તેમના કાઠિયાવાડના જ બાલમંદિરના બાળકો સાથેનો વસવાટ અને પરિચયને આભારી હોય ! ગિજુભાઈ જેટલા કાઠિયાડના છે તેટલાજ સમસ્ત ગુજરાતના થાય તો ?

બાલવાર્તાનો ખેડાયલા પ્રદેશ આટલેથી અટક છે બાલસાહિત્યના એક અભ્યાસી મને કહેતા આવ્યા છે ક "બાળકને તો ભાષા આપવાની છે." ત્યારે મારા આશ્ચર્યની ભરતી આગળ હુ પાળ નહોતો બાધી શક્યો એવા અભ્યાસીઓ કેવી ભૂલ કરે છે તેનો ખ્યાલ આપતા એટલો ઉલ્લેખ કરવો અત્યત આવશ્યક લાગે છે કે બાળકને જ્ઞાન, ગમ્મત અને સસ્કાર આપવાના સાધન તરીકે ભાષા છે ભાષા સાધ્ય વસ્તુ નથી પણ સાધ્ય વસ્તુ માટે સાધન છે.

કોઇ પણ સદેશ કે હેતુ બાળકને આપવાનો હોય તો તેનો સર્વોત્તમ માર્ગ બાલવાર્તા છે સીધા બોધ દેવાની વાતથી, શાણપણના નીરસ પિષ્ટપેષણથી કે જુની ઢબની વર્ણનાત્મક લાંબી લાંબી વાતોથી બાળકને કટાળો આવે છે. વાર્તાઓ બાલમનોનુકૂળ કરવા તો અભ્યાસ અને સહિષ્ણુતા કળવવા પડશે, માત્ર બાલકલ્પનામાના વિહાર કે બાલપાત્રોના ઉડ્ડયન નહિ ચાલશે, એ માટે તો બાળકો પાસે વસવું પડશે; ત્યાના વાતાવરણ પ્રમાણે ભાષા, શૈલી, વસ્તુ, ભૂમિકા અને વાસ્તવિકતા ગ્રહણ કરવા પડશે. આ યુગની શૈલીનુ લક્ષણ મિતાક્ષરત્વ છે. સક્ષિપ્ત છતા જોરદાર એ આ નવયુગનુ ચિહ્ન છે, અને તે બાલ-પ્રિય તો સ્વભાવિક જ છે. ગુજરાતની નવી શૈલીનું વાચન સરળ, જલદીથી અર્થગમ્ય અને

મનગમતું લાગે છે એ નવીન શૈલી હજુ ઘડતરમાં છે એ ઘડતરના પ્રયત્નોમાં શ્રદ્ધા ધાર અને એવા પ્રયત્નો કરવાની જેને કુદરતી ઉત્કટતા હોય એવા જ આ બાલવાર્તાના પ્રદેશમાં ઝંપલાવે અને એ કલાને વરે

આપણા બાલસાહિત્યના પ્રમાણમાં તેનો વાર્તાવિભાગ સારો લાગતો હશે, પણ આપણા દારિદ્ર્યની કથા કોણ કહે છે કે કરુણ નથી? 'કૂવામાંના દેડકા' ની સ્થિતિ ત્યજી જરા પરસાહિત્યમાં ડોકીયાં કરીએ છીએ અને એક ઉંડો નિશ્વાસ મૂકાઈ જાય છે વિલાયત, અમેરિકા અને અન્ય પાશ્ચાત્ય દેશોમાંના અસંખ્ય વાર્તા-પુસ્તકોના ભંડારનો વિચાર કરીએ છીએ ત્યારે આપણા નિર્માલ્ય વાર્તાસાહિત્યની બહુ જ નાની સંખ્યા જોઈ ઘડીભર ગ્લાનિ ઉત્પન્ન થાય છે. ત્યાંની " બ્લેક્ષી સીરીઝ ", " સનશાઈન સીરીઝ " વગેરે અનેકાનેક "સીરીઝ"ના ઢગલાબંધ પુસ્તકો પર દોડી પડતી દૃષ્ટિ આપણું હૃદય કોરે છે અને એક જ મંડળમાંથી કામની વહેંચણી કરી ટુંક સમયમાં હજાર હજાર પુસ્તકો પ્રગટ કરનાર ત્યાંની પ્રકાશન સંસ્થાઓ આપણને તેમનું અનુકરણ કરવા હજારો માઈલથી મૂક સૂચન કરી રહી છે. એક જ નાની આરામમાળાના ૧૫૬ પુસ્તકો ક્રમશ પ્રકટ થયાં હોવાથી અને તેના આંકડા નીચે પ્રમાણે આપવાથી આપણી આંખ ઉઘડશે

| | | |
|---|---|---|
| (૧) | પાંચથી સાત વર્ષના બાળકો માટે | ૧૩ પુસ્તકો |
| (૨) | છ થી આઠ વર્ષના બાળકો માટે | ૨૦ પુસ્તકો |
| (૩) | સાતથી નવ વર્ષના બાળકો માટે | ૨૮ પુસ્તકો |
| (૪) | આઠથી દશ વર્ષના બાળકો માટે | ૨૦ પુસ્તકો |
| (૫) | નવથી અગિયાર વર્ષના બાળકો માટે | ૨૨ પુસ્તકો |
| (૬) | દસથી બાર વર્ષના બાળકો માટે | ૨૪ પુસ્તકો |
| (૭) | અગિયારથી તેર વર્ષના બાળકો માટે | ૨૪ પુસ્તકો |
| (૮) | બારથી ચૌદ વર્ષના બાળકો માટે | ૫ પુસ્તકો |
| | | કુલ ૧૫૬ પુસ્તકો |

આપણા ગુર્જરતના બાલવાર્તાના પુસ્તકોની તો શું પણ આખાય બાલસાહિત્યના પુસ્તકોની એકંદર સંખ્યા હજી સુધી તો ૧૫૬ સુધી નથી પહોંચી એ આપણી દુર્દશા છે

વળી આપણી બાલવાર્તાઓમાં રમુજી તત્ત્વ પણ ક્યાં છે? જે છે તે પણ કેટલું? હાસ્યરસ મનુષ્યનો પ્રિયમાં પ્રિય રસ છે-બાળકોનો તો હોય જ ગિજુભાઈ જેવા સિદ્ધહસ્ત લેખકની વાર્તા વાંચ્યા પછી એક જ પ્રશ્ન ઉદ્ભવે છે "રમણભાઈના 'હાસ્યમંદિર' જેવી, કુદરતી હાસ્ય પ્રકટાવે એવી 'ભગતફકીરની મસ્તી' માંની કેટલીક વાર્તા જેવી કે પેટ પકડીને હસાવે એવી ગ. કિશોર વર્માની 'ઉઘાડુ માથું' ની વાર્તા જેવી, બાળકોને પણ પેટ પકડીને હસાવે ખૂબ ગમ્મત અને રમુજ આપે એવી કેટલી વાર્તા બાલસાહિત્યમાં છે?' પ્રશ્નના ઉત્તરમાં નિરાશા સિવાય બીજું શું હોય?

આપણી વાર્તાઓમા પણ પરીઓની વાર્તા વિશેષ છે. પ્રાણીજીવનની કથાઓ, રોજના જીવનમા બનતા બનાવોની પ્રાસગિક વાર્તાઓ, સ્થળચર અને જળચર પ્રાણીની વાતાઓ, સાહસ અને શૌર્યની વાર્તાઓ આદિ અનેક પ્રકારની વાર્તાઓ પર ધ્યાન આપવાનુ તો હજુ બાકી છે.

## (૨) બાલકાવ્યો.

કાવ્યના પુસ્તકો તો આગળીને વેઢે ગણાય એટલા જ છે "પોપટ" અને "જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા" જેવી કવિતાઓ બાળકોને સમજાય એવી છે અને એવી કવિતાઓ નરસિંહ મહેતાએ રચેલી છ. નર્મદના કાવ્યોમાથી પણ આવા કોઇક કોઇક સરળ કાવ્ય મળી આવે છે નવલરામની "ગરબાવલિ" શાળાઓમા પાઠ્યપુસ્તક તરીકે ચાલતી અને એમાના ગરબા સમારભોમા ગવાતા વાચનમાળા માટે જ લખાયના કેટલાક દલપતકાવ્યો પણ બાલોચિત છે. સાહિત્યમાથી બાલદૃષ્ટિએ વીણી વીણી એકત્રિત કરેલો સરસ સરસ કાવ્યોનો સગ્રહ "મધુબિન્દુ" ઇ સ ૧૯૧૪-૧૫ મા, બાલકાવ્યોના પ્રથમ પુસ્તક તરીકે પ્રકટ કરવાનુ માન ર હીમતલાલ અજારીયાને ઘટે છે એમાના કાવ્યો, છપાઇ, મોટા ટાઇપ વગેરે બધુય કલાત્મક અને આકર્ષક છે. અસહકાર યુગ પછી સવત ૧૯૮૧ મા, મીરાબાઇ, શામળ ભટ્ટ, નવલરામ, દલપતરામ, ખબરદાર વગેરેના કાવ્યોમાથી સહેલા અને સરળ કાવ્યો ચૂટી "ચણીબોર" અને "રાયણ" ના બે ભાગ રૂપે ગુજરાત વિદ્યાપીઠ તરફથી રા જુગતરામ દવેએ ગુજરાતને ચરણે ધર્યા કાવ્યો કે તેના શબ્દોના અર્થ ગોખાવ્યા પછી તેની બાળકને સમજુતિ આપવી એ બાળક માટે જેટલુ અનિષ્ટ છે તેટલુ જ તેના કાવ્યના સ્વાભાવિક શોખના વિકાસાર્થે હાનિકારક છે અર્થ ગોખાવવાની કે સમજુતી આપવાની વૃત્તિ ઉભી કરતા કવિતાની પક્તિઓ આપોઆપ જ તેનો અર્થ બાલકર્ણમા કહી દે એવો હેતુ ધ્યાનમા રાખી બાલકાવ્યો રચાવા જોઇએ. એ શિક્ષણના મૂળભૂત સિદ્ધાત તરફ હજુ જોઇએ તેવુ લક્ષ ખેચાયુ લાગતુ નથી "રાયણ"ના પ્રાકટ્ય પહેલા રા કલ્યાણજી વિઠ્ઠલભાઈ કૃત "બાલપ્રાર્થના" પણ દુકાળના સમયમા ગુજરાતના બાળકોને સારો ખોરાક આપતી હતી

રા ચદુલાલ દવે અને રા ગોવિંદરામ મકનો "બાળભજન સગ્રહ" ભાગ ૧. બાળકો માટે ઇશ્વરભક્તિના કાવ્યોની ખોટ પૂરી પાડવા પૂરતો આવકારપાત્ર ગણાય મધુરતા, ગેયતા, મનોહરતા, વિવિધતા, નવીનતા, સુકુમારતા, નૈસર્ગિકતા અને મૌલિકતાથી ઓપતા, કાવ્યપ્રદેશમા અનનવી ભાત પાડતા, વાચતાની સાથે બાળહૃદયને ગમી જતા, પનવારમા જીભને ટેરવે રમી જતા, મોટેરાઓને સુદ્ધા પ્રિય થઈ પડતા કાવ્યો "નવા ગીતો" દ્વારા બાલગુજરાતને અર્પવામા રા ત્રિભુવન ગૌરીશકર વ્યાસે અમૂલ્ય સેવા બજાવી છે એમનુ "ટ્રેન"નુ કાવ્ય, "સાગર"નુ કાવ્ય અને રાજકીય તત્ત્વને લીધે વધારે ભરેલુ લાગતુ "ગોરો"નુ કાવ્ય એટલા ભાવવાહી અને બાલોચિત છે કે એના સર્જન માટે કવિને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે વિષયોની પસદગી, કુદરતમાથી બાળકોને સહેજે રુચી જાય એવા તત્ત્વો શોધી કાઢવાની મનોવૃત્તિ અને એ બધાને બાળકની લાકળી

ભાષામાં ગુંથવાની કલા અને ચરિત્રને લઇને એઓ બાળકના પ્રિયમાં પ્રિય કવિ થઈ પડ્યા છે. એ ગીતો આપણા બાલસાહિત્યની સૃષ્ટિમાં એક અજબ જેવો નવો ઉમેરો કરે છે.

પુસ્તકાલય સ. સ. મંડળ તરફથી પ્રકટ થએલા "બાલકાવ્યો"ના સંગ્રહમાંના કાવ્યો "બાલમિત્ર"માં પ્રસિદ્ધ થઈ ચૂકેલા છે. રા. જુગતરામ દવે, રા. દેશળજી પરમાર, રા. ઝવેરચંદ મેઘાણી જેવા સારા લેખકોના કાવ્યોનું વૈવિધ્ય અને દરેકની બાલોચિત શૈલી અને રાગ સંગ્રહને સુંદર બનાવવામાં યશસ્વી નીવડ્યા છે.

બાલસાહિત્યના બ્રહ્મા ગિજુભાઇ સંપાદિત "બાલલોકગીત સંગ્રહ"ના બે ભાગમાં લગભગ ૧૦૦ ઉપર કાવ્યો છે. ગીતોના ઢાળ અને તેના ઘરગથ્થુ વિષયો આકર્ષી શકે ખરા, પણ પ્રાન્તિકતાની ફરિયાદ ન છૂટકે પુનઃ પુનઃ કરવી પડે એ એક દુર્ભાગ્ય છે. "ડળીયો" ને બદલે "ડાળ્યુ", "પુતળીઓ" ને બદલે "પુતળીયું", "ગેન્ડીઓ" ને બદલે "ગેન્ડીયુ" જેવા દુષ્પ્રયોગથી કાવ્યમાં શુદ્ધ ગુજરાતીનું તત્ત્વ ટંકાઇ જાય છે અને બાળક જોડણીના અને શુદ્ધ ગુજરાતી તથા પ્રાન્તિક ગુજરાતીના ભ્રમમાં ગભરાઇ જાય છે. આવા ગીતો ફક્ત ભાવનગરના બાલમંદિરના બાળકો સહેલાઇથી સમજી શકે તો તેથી એમ નથી સમજવાનું કે સમસ્ત ગુજરાતના બાળકો પણ આ ગીતો સમજી શકશે. પ્રાન્તિકતાને લીધે કાવ્યો એટલા અસ્પષ્ટ અને અનુચિત લાગે છે કે તેને લઇને બાળકો એનું વાચન જતું કરે તો સંભવિત છે. "કાતો કાતો રે મેરી છેલણુ બીબીયા"નું લોકગીત તો ગિજુભાઇ કે મેઘાણી જેવા સમજાવે છે ત્યારે જ આપણે સર્વાંગે સમજીએ છીએ તો પછી બિચારા બાળકોના તે શા ગજા? બાળકોની દૃષ્ટિએ આ લોકગીત સંગ્રહ કેવો છે તેનો વિચાર આવતા એની પ્રાન્તિકતાના દૃષ્ટાન્ત રૂપે એક ગીતની ત્રણ પંક્તિ નીચે રજુ કરવી યોગ્ય લાગે છે.—

"દોઢ રૂપીયાની ડોબડી રે ઓની
સારી આગળીએ બાંધી દેનીકા
ડોબડી ગોદને ઓની"

બાળક તો ઠીક પણ સાબરમતીની આ બાજુના કેટલા મોટા આ ગીત સમજી શકે એમ છે તેનો દરેકને નિષ્પક્ષપાતી ખ્યાલ જ આવે તોય સંતોષ છે. મારી જ્ઞાતિના બાલમંડળના ત્રીસ બાળકોની ફરિયાદનો સ્વાનુભવ મારી વાતમાં સબળ સાક્ષી પૂરે છે.

રા. મેઘાણી કૃત "વેણીના ફુલ"માંના કેટલાક કાવ્યો સુંદર, સ્વાભાવિક અને પ્રેરક છે. એકજ વાચનથી સ્મરણ પટ પર ખડી થઈ જાય અને જીભે રમતી થઈ જાય એવી એમાંની સુગમ્ય પંક્તિઓ બાલકાવ્યોમાં એક નવી દિશા ઉઘાડે છે. એ નવી દિશાના કાવ્યોની નાની નાની પંક્તિઓ કેટલી રમુજી, રમતીઆળ અને બાલસ્વભાવજન્ય છે તે તો એ કાવ્યો વાંચ્યેથીજ સમજાય. એ હૃદયંગમ કાવ્યો પણ પ્રાન્તિકતાથી મુક્ત તો નથી જ. આ પ્રાન્તિકત્વને સ્થાન આપવા માટે એ પુસ્તકની પ્રસ્તાવનામાં જે દલીલ રજુ કરવામાં આવી છે તે કેવળ અવાસ્તવિક અને અજુગતી છે. શ્રી મેઘાણી લખે છે "મેં આ ગીતોની ભાષામાં કાઠિયાવાડી શબ્દો વાપરવાની તો સકારણજ છૂટ લીધી છે.

સાહિત્યને પ્રાન્તિક બનાવવાનો હેતુ નથી. પણ એથી ઉલટું જે પ્રાન્તિક છે તેને સમગ્ર ગુજરાતનું ભાષાધન બનાવવાનો શુદ્ધ અભિલાષ છે........." એ શુદ્ધ અભિલાષ **બાલસાહિત્ય માટે** ઉચિત છે કે કેમ અને જો છે તો એ અભિલાષ સિદ્ધ કરવા જતાં, કાઠિઆવાડ સિવાયના બાળકોને એ કાવ્યોમા ઓછી સમજ પડે તો તેથી તેઓ કાવ્યોનું વાચન અપૂર્ણ રાખે અથવા સમૂળગું જ ત્યજી દે એવી ભીતિ રહે છે કે નહિ તેનો પણ વિચાર કરવો જરૂરનો છે. કાવ્યોના વાચનને ભોગે જે પ્રાન્તિક હોય તેને સમગ્ર ગુજરાતનું ભાષાધન બનાવવાનો આ શુદ્ધ અભિલાષ, અભિલાષની સિદ્ધિ નહિ અર્પે એ નવું સત્ય શ્રી. ગિજુભાઈ અને શ્રી. મેઘાણી જેવા સમજે અને સ્વીકારે તો તેમા જ બાલસાહિત્યનું શ્રેય છે. જે પ્રાન્તિક હોય તેને સમગ્ર ગુજરાતનું ભાષાધન બનાવવાનો એમનો અભિલાષ મોટેરાના સાહિત્ય દ્વારા સિદ્ધ કરે તો તેમા વાંધો લેવાની જરૂર નથી; પરંતુ બાળકો માટે તો આ ત્યાજ્ય જ હોવું જોઇએ એમ બાળકોના પરિચયથી કહું છુ અને આ પ્રાન્તિકતાના પ્રવેશ માટે વિરોધ જાહેર કરૂં છું.

ગુજરાતી સાહિત્ય જગતમા પૃથ્વી છંદ-સોનેટથી ખ્યાતિમા આવેલા 'યમલ'ના કર્તા રા. ચંદ્રવદન મહેતાના "કુમાર"મા તેમ જ અન્યત્ર પ્રકટ થતા "ઇલા કાવ્યો" સાદાં, સરળ, અર્થવાહી અને બાલમાનસના નિરૂપણવાળા છે. ઇન્દ્રવજ્રા છંદનાં એ "ઇલા કાવ્યો"માથી "કલ્યાણ" ('કુમાર' અષાઢ ૧૯૮૩), "જન્મોત્રી" ('કુમાર' ચૈત્ર ૧૯૮૩), "ખેતી" ('કુમાર' ફાગણ ૧૯૮૩) વગેરે કાવ્યો પ્રેરક, અને નૈસર્ગિક ભાવોથી તરબોળ છે. ભાઈબેનના કુદરતી ભાવ, તોફાન ને આનંદોર્મિથી ઉછળતા આ "ઇલા કાવ્યો"નો સંગ્રહ બાલગુજરાતને મળે તો ઉત્સાહથી વંચાશે અને તેવા સંદેશ જીવનમા ઉતારવાની પ્રેરણા મેળવશે.

આ ઉપરાંત દેશળજી પરમાર જેવા કવિઓના છુટાછુટા પ્રયત્નો પણ પ્રમાણમાં સારા છે અંગ્રેજી સાહિત્યમા જેવા "Nursery Rhymes" હોય છે એવા કાવ્યો, એને લાડકાવ્યો* કહીશુ તો ચાલશે–, હાલરડા, શૌર્ય અને સાહસના સંસ્કાર અર્પે એવા વીરત્વભર્યાં કાવ્યોની ન્યૂનતા તો ટળે ત્યારે ખરી આધુનિક સ્થિતિ નીહાળતા, આ દિશામાં દાખવાયલો ઉત્સાહ જોતા અને બાળકોની અતૃપ્ત ક્ષુધાની આવશ્યકતા સ્વીકારતા એક જ ઉદ્ગાર નીકળી પડે છેઃ "બાલમાનસ સમજી શકયા છે એવા ત્રિભુવન વ્યાસ, જુગતરામ દવે, ઝવેરચંદ મેઘાણી, ચંદ્રવદન મહેતા અને દેશળજી પરમાર જેવા કવિઓ આગ્લ ભાષાના બાલકાવ્યોનો ખુબ અભ્યાસ કરે અને તેનુ અનુકરણ કરી તે સાહિત્યમાં છે તેવા Narrative Poems અને 'જ્હોન ગિલ્પીન' જેવા રમુજી અને હાસ્યરસિક કાવ્યો ગુજરાતના બાળકો માટે રચે અને બાલસાહિત્યનું દારિદ્ર્ય ફીટાડે."

### (૩) જીવનચરિત્રો.

"સાહિત્ય એ પ્રજાના પરાક્રમોનો પ્રસાદ છે"[૧]. નિર્માલ્ય અને કાયર ગુજરાતના

---

*'Nursey Rhymes' ને 'લાડકાવ્યો' કહેવાનું સૂચન બાઇ નટવરલાલ વીમાવાળા તરફથી થયું છે.

૧. "સાહિત્ય સેવા" (કાકા કાલેલકર)

રુધિરમા શૌર્ય, સાહસ અને તપના તેજ જેવા હોય, તેનામા ચૈતન્ય અને ચારુતાનો જ્વલંત સાક્ષાત્કાર અનુભવવો હોય અને તેને આત્મવિશ્વાસ, આત્મત્યાગ અને આત્મભાનના અમોઘ મંત્ર દેવા હોય તો પ્રાચીન સંસ્કૃતિને પ્રાણવાન અને મૂલ્યવાન બનાવનાર મહાનુભાવોના પ્રસાદના વૈવિધ્યયુક્ત સ્વાદ આજની પ્રજાને ચખાડવા પડશે મહાત્માઓના જીવનમાથી પ્રેરણા પી, તેમના ચરિત્રો વાચી-વિચારી તેમાથી પરાગ ઝીલી જીવનને સર્વોત્કૃષ્ટ બનાવવાના સંસ્કાર મોટી વયે જેટલા કેળવી શકાય તેના કરતા કુદરત પ્રેરિત મનોદશાનુ જ્યારે કુમળી વય પર સામ્રાજ્ય પ્રવર્તી રહ્યુ હોય ત્યારે અનેકશ અધિકતાથી કેળવી શકાય એ સત્ય તે સર્વમાન્ય જ છે. છતા સખેદ કહેવુ પડે છે કે આ સત્યના સ્વીકાર પછી પણ બાલસાહિત્યના લેખકોની આ પ્રદેશ પ્રત્યેની બેદરકારી અસહ્ય જ છે જીવનચરિત્રોના પુસ્તકોની સંખ્યા આપતા પણ શરમ આવે છે! પાચ-સાત પુસ્તકોથી તે બાલજીવનમા શા સંસ્કાર અને શા સંદેશ દઈ શકાય? અને એમાય બે-ત્રણ તો અનેક ત્રુટિથી વિભૂષિત (!) છે.

"વીર અભિમન્યુ અને ભક્ત પ્રહ્લાદ"ના કર્તા બાલોચિત શૈલી સમજતા નથી 'તદનુસાર', 'પાદ પ્રક્ષાલન', 'શોકગ્રસ્ત', 'ચિંતવન', 'હયશાળા', 'શરસંધાન', વગેરે અઘરા અને જોડાક્ષરી નામો વાપર્યા પછી એ પુસ્તકને "બાલસાહિત્ય"મા ગણાવવાનો એમનો હક્ક ન સ્વીકારવામા ગુજરાત કદાચ અનુદાર પણ દેખાય! "એકલવ્ય અને ધ્રુવ"નુ પુસ્તક પણ એમનુ બાલમાનસના અને બાલસ્વભાવના અભ્યાસનુ અજ્ઞાન સૂચવે છે ગાડીતના "જય બજરંગ" અને "ભીષ્મ" મધ્યમ કક્ષાના છે, પરંતુ એ બેઉમા સ્વતંત્ર વિચારના વિકાસના નવા દૃષ્ટિબિંદુ રજુ થયા છે "જય બજરંગ" કરતા "ભીષ્મ"ની શૈલી વધારે સારી છે.

દક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાનો પ્રથમ મણકો "ગણપતિ બાપા" સરસ છે (જો કે એ પુસ્તિકામા ગણપતિજીનુ આખુ ચરિત્ર નથી, માત્ર ત્રણેક પ્રસંગોને જ અદ્ભુત રીતે ગુથ્યા છે) શ્રી ગિજુભાઈની શૈલી એ તો બાળક માટે ઉત્તમોત્તમ શૈલી એવી બાલશૈલીથી બાળક મુગ્ધ બને છે એની સર્વાંગ સુંદરતામા કાઈપણ ઉણપ આવતી હોય તો તે પ્રાન્તિકત્વની 'ઉત્તર'ને બદલે 'ઓતરાદેય' અને 'દક્ષિણ'ને બદલે 'દખણાદેય' શબ્દો ન વાપર્યા હોત તો ન ચાલત? 'બાલસાહિત્યમા પ્રાન્તિકત્વ" માટે તો એટએટલુ કહેવાનુ છે કે એ વિષય પર તો એક સ્વતંત્ર લેખ લખી શકાય

સુરતના કેસનદાસ નારણદાસના 'બાલભાગવત" વગેરે પુસ્તકો બાળકો સ્વોત્સાહથી વાચે એવી શૈલીમા લખાયા નથી એ જ રીતે શ્રી સયાજી બાળ સાહિત્યમાળાના લખાયના જીવનચરિત્રોના ઘણાય ગુરુજી નીરસ અને બાલસ્વભાવના નિરૂપણથી વેગળા છે જે લેખક બાલમાનસ સમજી શકતો નથી અને સમજી શકે છે તો પોતાની લેખિનીથી બાલશૈલીનુ રૂપ આપવા અસમર્થ નીવડે છે તેવા લેખકની કૃતિઓના વૈફલ્ય જાણીતા છે બાલ સાહિત્યસર્જનને રમત માનનાર અને તેના ભ્રમમા રહેનાર લેખક પોતે ન સમજી શકે એવી મૂર્ખતાભરી ભૂલનો ભોગ થાય છે

પાનાં માટે ? યુરોપ-જર્મની ફરી આવેલા શ્રી નંદનાથ જેવા શિક્ષણશાસ્ત્રી પોતાના તંત્ર હેઠળ પ્રકટ થતાં આ પુસ્તકોને સરકારી સંચાઇખાતા જેવાં બનાવી દઇ, ભાવના અને સેવાના આદર્શોથી પર રહેવાનું કેમ સ્વીકારી શકતા હશે એ કળી શકાતું નથી ! અને એથી વધારે નવાઇ તો એ છે કે આ પુસ્તકમાળા વિષે કેટકેટલી ચર્ચા અને વિવેચન થયાં તો પણ એનામાં જાગૃતિ આવતી જણાતી જ નથી. વડોદરારાજ્ય બાલ-સાહિત્યની વૃદ્ધિ અર્થે દ્રવ્યનો આટલો વ્યય કરે છે; ત્યારે કુશળ લેખકો અને સાહિત્ય-નિષ્ણાતોની પસંદગી કરવાનો અતિ મહત્ત્વનો મુદ્દો જો ન વીસરી શકયું હોત તો આ પુસ્તકમાળા દ્વારા ગુજરાતની બાલસૃષ્ટિની અનુપમ સેવામાં એમનો ફાળો અદ્વિતીય હોત.

ગિજુભાઇ કૃત "બાલપ્રવાસો" બાલસહેલગાહની રમુજ અને ગમ્મત આપે છે. એમાં બીભત્સ વિષયોની ચર્ચા કરવાનું અનિષ્ટ તત્ત્વ શાથી દાખલ થયું છે એ નથી સમજી શકાતું. કુદરતની લીલામાં વિહાર કરવાથી બાળકોને આવતી મોજ તથા કલા, કુદરત અને બાલહૃદયનું તાદાત્મ્ય સાધવાની તક, આવા બાલપ્રવાસોનેજ આભારી હોવાથી પ્રવાસવર્ણનોનાં પુસ્તકોનો સત્કાર થાય એ ઇષ્ટજ છે.

ઉત્તરોત્તર ઉત્કર્ષ સાધતા આ વૈજ્ઞાનિક યુગમાં આજનાં બાળકો આવતી કાલનાં મહાન વૈજ્ઞાનિકો અને શોધકો થશે એવી આશાથી અને ઉમેદથી આ અણખેડયા પ્રદેશનાં બીજેતું બાલમગજમાં વાવેતર થાય એ જોવા ઘણાય આતુર હશે. એ આતુરતા તૃપ્ત કરવાનું કામ શિક્ષણશાસ્ત્રીઓનું તથા બાલસાહિત્યના લેખકોનું છે.

## (૫) પ્રકીર્ણ પુસ્તકો.

બાલસંવાદો, બાલનાટકો, ઉખાણાઓ વગેરેની આ વિભાગમાં સંક્ષિપ્ત સમાલોચના કરી લઇએ. નાનાં, "એકડેએક ઘુંટતાં" બાળકને લાયક "નાની" અને "મોટી" ચાલણ-ગાડીઓ તથા "મોટીબેન" નાં પુસ્તકો નવજીવન પ્રકાશન મંદિરનાં રમકડાં છે. ગિજુભાઈ-જુગતરામની એ પ્રસાદી છે. લખાણના જેવાં જ ભાવસૂચક ચિત્રો અને બોર્ડરોથી શોભતું પ્રત્યેક પૃષ્ઠ બાલઆકર્ષણનું સુંદર સાધન છે. નાનાં નાનાં નિર્દોષ ભાઇબહેનના વાર્તાલાપ અને સરળ બાલકાવ્યો તથા વાર્તાઓથી દરેક નાના ભાઇ તથા બેનની "મોટી બેન" થઈ જાય એવી "મોટી બેન" તો ભાઈની વ્હાલસોયી જ રહેવાની.

આલમના મશહુર કવિ રવિન્દ્રનાથ ટાગોરનો "Baby knows all manner of wise words though few on earth can understand their meaning "નો સંદેશ પાઠવતું " તમને એ નહિ સમજાય "નું પુસ્તક બાલનાટક ગણવામાં ઘણા સજ્જડ થાપ ખાય છે. કાઉન્ટ ટોલસ્ટોય જેવા સમર્થ વિચારક અને સંસાર શીલ્પ્રદ સંત કૃત " The wisdom of children "ના સફળ અનુવાદ માટે બે મત છેજ નહિ. બાલહૃદયનું શુદ્ધ પ્રતિબિંબ પાડે એથી એ પુસ્તકને બાલસાહિત્યમાં ગણાવવાના ધોરણમાં ઔચિત્યને બહુ ઓછું સ્થાન છે. " મોટાઓને જે બાબત અતિ સામાન્ય કે નજીવી લાગે તેજ બાલકમનને જગતના ધોરણથી વિપરિત લાગે છે " એ ગૂઢ સત્યના પ્રતિપાદન રૂપે

આ પુસ્તકના સંવાદો યોજાયા છે. જેને બાલમાનસ સમજવું હોય, તેનાં અવનવા લક્ષણો અને કુતૂહલતાઓ અનુભવવાં હોય, નાના-નિર્દોષ મગજના અર્થસૂચક પ્રશ્નોમાંથી સનાતન સત્યોનાં અન્વેષણ કરવા હોય, તેઓ આ પુસ્તક જરૂર વાંચે અને અન્યને વંચાવે. અનુવાદિત હોવા છતા તેની ખૂબી તો મૂળ જેટલીજ નિર્મળ અને ઉચ્ચ રાખવામા પ્રતિભાશાળી અનુવાદક રા. મનુભાઇ દેશાઇનું કૌશલ્ય, બાળકો કરતા મોટાઓ માટેજ નિર્માયું છે.

" ચાર બાલસંવાદો "માંના બે સંવાદો સાધારણ કહેવાય. એનો "જાદુઇ વાસળીનો" સંવાદ દસ્ય નાટક તરીકે સરળ ઉતરે. " સંવાદ સંચય "માંના શરૂઆતના થોડા સંવાદો સિવાયના સંવાદોને બાલસાહિત્યમા જરાય સ્થાન ન હોય. સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરના " રવિભાણુ કૃત બે બાલ નાટકો "મા બાલસાહિત્યનું કાઇપણ ધોરણ જળવાયું નથી.

ધૂમકેતુ કૃત " પડધા "ને બાલસાહિત્યમા ગણાવતાં વિચાર થાય છે. " બાળક સ્વેચ્છાએ અને સ્વતંત્રપણે વાચી સમજી શકે એજ બાલસાહિત્ય. " એ દષ્ટિએ તો " પડધા " નું ભાગ્યે એકાદ નાટક પણ બાલનાટક તરીકે લેખાય. " ગામડાની ધૂળમાં દંટાયેલાં ", નાટિકાની સફળતા માટે કોઇને કાંઇ પણ કહેવાનું નહિ હશે. ભવિષ્યના ચિત્રકાર, શિલ્પકાર, કે સંગિતકાર થવાની આશા આપતા બાળકોની વૃત્તિઓ અને અભિલાષાઓનું ખંડન કરવામા આધુનિક કેળવણીની નીતિ જવાબદાર છે એ કટાક્ષમય પ્રહાર કરવામા લેખકની કલા તો ગ્તુત્યજ છે, પણ એ કલા અજમાવવા જતા, એમાં બાલપાત્રાલેખનની જો અનિવાર્ય આવશ્યકતા થઇ પડે તો તેથી, તે બાલસાહિત્યજ કહેવાય એ કેમ સ્વીકારી શકાય ? માત્ર બાલપાત્રાલેખન એટલે બાલસાહિત્ય ? " કવિરાજ " ની નાટિકામા પણ પ્રધાનપણે બાલસ્વભાવનું આલેખન છે અને તેથી એ સરળ નાટિકા હોવા છતા તેને બાલનાટિકા કહેવી કે કેમ એ વિવાદાત્મક છે. સંવાદો તરીકે ભજવવામા સુંદર નીવડયા છે એ સ્વાનુભવ ન્યાયને ખાતર રજુ કરવો જ જોઇએ.

રા. જેઠાલાલ ચૌધરી અને હીંમતલાલ પચોળી કૃત " સુદામો "નું નાટક તથા ગાડીવનું " મીયાઉં " નું નાટક આવકાર પાત્ર છે. પ્રથમ પુસ્તક ઝીણા ટાઇપ તથા કોઇક ઠેકાણે દેખાતી સંવાદાત્મક અસંબદ્ધતાઓ સિવાય અન્ય રીતે બાલોપયોગી છે. અને કૃષ્ણ સુદામાની મૈત્રિના કરૂણ છતા આનન્દસૂચક પ્રસંગનો સારો ચિતાર રજુ કરે છે. " મીયાઉં " દસ્ય નાટક તરીકે ભજનાય તો હાસ્યોત્પાદક નીવડવાની આશા આપે છે.

રા. ઝવેરચંદ મેઘાણીની " બલિદાન "ની નાટિકા, બાલિકાઓ તથા બાળકો માટે સુંદર છે. શ્રી મેઘાણીનો આ પ્રયત્ન, બીજાં આવા નાનાં પુસ્તકની-ખામ કરીને નાટક સવાદના પુસ્તકની-કુદરતી અપેક્ષા રખાવે છે.

શાળાઓમા તેમજ મંડળોના મેળાવડાઓમા ભજવવા માટે જોઇના સાગ સંવાદો અને નાટકોનો અભાવ ઘણા થોડાને સાલતો હશે. એ અભાવ ટાળવા દસ્ય બાલનાટકોના આવા પ્રયત્નો માત્ર "આશાજનક ચિહ્નો "થી જ ન પરિણમે એ જોવાનો ઉમંગ ઘણાને હશે.

## (૬) બાલસામયિકો

પુસ્તક પ્રકાશનોની સાથે સાથે બાળકો માટે પત્રોની આવશ્યકતાઓ પણ જણાઈ અને તેને પરિણામે "બાળમિત્ર", 'બાળક", તથા "બાળજીવન' પ્રગટ થાય છે એ ઉપરાંત "શ્રી બોધ" અને "કુમાર"મા પણ બાલવિભાગો ચોજાય છે "બાળક" નાના બાળકો માટે સારી સામગ્રી આપે છે એની શરૂઆતમા હમેશા કાવ્યોનો ખીચડો ફરી ગદ્ય પછી વાર્તા વગેરેને સ્થાન અપાય છે બાલસ્વભાવ નવીનતા અને વિવિધતા પ્રિય છે, અને તેથી કાવ્ય, વાર્તા, નિબધ જીવનવૃત્તાત વગેરે ક્રમશ આવે તેના કરતા બધાને અવારનવાર સ્થાન મળે તો બાળકની રૂચી વધારે સારી રીતે સતોષાય "બાલમિત્ર'ની છપાઈ એકદરે ઠીક હોવા છતા તેમા ઘણા સુધારાને અવકાશ છે એના ચિત્રો, ગણિત ગમ્મત, ઐતિહાસિક તેમજ ભૌગોલિક પ્રશ્નોની હરિફાઈ વગેરે ઘણા ઇષ્ટ તત્ત્વો એની ઉપયોગિતામા વૃદ્ધિ કરે છે કાવ્ય કરતા એમા વાર્તાતત્વ વિશેષ છે એના વાર્ષિક અંકો નમુનેદાર, સુદર અને વિવિધ સામગ્રીથી ભરપૂર હોય છે 'બાલજીવન" એથી જરા ઉતરતી કક્ષામા આવે છે. 'બાલનાના પગલ્મો" જેવી લાબી વાર્તા અપૂર્ણ આપવાની નીતિ બાળકો માટે ત્યાજ્ય ગેણી જોઈએ બાળકની બુદ્ધિ અને વૃત્તિ બહુ લાબુ લાબુ સ્વીકારવાની ટેવ કેળવે ત્યા સુધી તો તેને ટુકી અને સપૂર્ણ વાર્તાઓ જ અપાવવી જોઇએ રડવા કુટવાના નિવાજો વિગેના નિબધોને બાલસાહિત્યમા સ્થાન ન મળવુ જોઇએ એ વાત પર "બાલજીવન"ના સપાદકનુ ધ્યાન ખેચવાની રજા લઉ છુ

"કુમાર"ના બાલવિભાગની વિશિષ્ટતા જરાય ઉતરે એમ નથી નિર્દોષ ગમ્મત આપે એવી શૌર્યની, પ્રાણીની, પક્ષીની કે એવા એકાદ બે સુદર વાર્તા અને એકાદ રમ્ય પ્રેરક કાવ્ય એ એના દરેક અકની થોડી છતા જેવી જોઇએ તેવી વાની છે "શ્રી બોધ'નો બાલવિભાગ સાધારણ કોટિનો છે

અઠવાડિયાના એકેએક દિવસે પ્રગટ થતા આગ્લ સાપ્તાહિકો અને તેના ગ્રાહકોની સંખ્યા, આપણા માસિકો અને તેના ગ્રાહકોની સખ્યાની શોકજનક સ્થિતિ પરત્વે વિચાર કરવા પ્રેરે છે "Ting Toto" "Rainbow" ", Play box ", "Play Time" વગેરે અનેક સાપ્તાહિકો ત્યાના બાળકોને માનસિક ખોરાક આપવામા સહાયભૂત નીવડે છે કટાક્ષમય ચિત્રો ને ટુચકાઓ, વાર્તાઓ અને લાડકાચો, માલક પના અને બાલબુદ્ધિની પ્રશ્નોત્તરમાળાઓ આદિ કેટલીય સામગ્રીથી એ સાપ્તાહિકો અકિત છે ગુજરાતના સામયિકોને એ કક્ષાએ લાવવા દક્ષિણામૂર્તિ પ્રકાશન મદિર અથવા ગાડીવ સાહિત્ય મદિરના સચાલકોને આવા પ્રયત્નના પ્રયોગ અજમાવી જુએ તો નિષ્ફળતાનો સભવ ઘણો ઓછો છે ગુજરાતમા ત્રણ જ માસિકો સિવાય સાડ સાડ નબી ન્લા હોય ત્યા વધુના પ્રયત્ન માટે હિંમત કરવી એ પણ જોખમ તો ખરૂજ તો 'પણ મોડા યા વહેલા એ જોખમ ખેડયા વિના આરો નથી

એ ઉપરાત બાલસાહિત્યના પ્રચારાર્થે એક બીજો પ્રયોગ પણ, અજમાવી શકાય એવો છે ગુજરાતના તમામ માસિકો, સાપ્તાહિકો તથા બની શકે તો દૈનિકોમા 'બાલ-

વિભાગ " રખાય તો ગુજરાતના ઘણા બાળકોને સાહિત્યનો રંગ લાગશે. જ્ઞાતિના માસિકો પણ આ વાત અમલમાં મૂકી જુએ તો જ્ઞાતિના બાળકોમાં પણ એવો શોખ કેળવાશે. આ પ્રયત્નથી બીજું કાંઈ નહિ તો એટલું તો અવશ્ય થશે જ કે બાલસાહિત્ય પ્રત્યે અત્યાર સુધી જે બેદરકારી અને ઉદાસીનતા ચાલી આવી છે તે નષ્ટ થશે અને સમસ્ત ગુજરાતનું આ પ્રત્યે ધ્યાન ખેંચાશે ' બાલસાહિત્ય " ના ફાલનો આથી સારો પ્રચાર થશે એ નિ:શંક છે.

## (૭) બાલસાહિત્યનાં આવશ્યક અંગો અને તત્ત્વો:—

સાહિત્ય કેવું હોય તો બાળકને રુચશે અથવા કેવા વાચનની રુચી કેળવવી જરૂરની છે એવો વિચાર કરી બાલસાહિત્ય લખનાર ઓછા છે, બહુ ઓછા છે બાળક કુદરતની પ્રતિકૃતિ હોઈ કુદરતના તત્ત્વોને કેવી રીતે એ સત્વર ચુંટી શકશે કે ગળે ઉતારી શકશે એ પ્રથમ વિચારવાનું છે. પુસ્તકોના ઢગલામાંથી બાળક સ્વોત્સાહથી જે પુસ્તક ઉપાડે છે અને વાંચે છે તેમાં તે જે રસાનંદ અનુભવે છે તે, આપણે આપણી બાળદૃષ્ટિએ પસંદ કરી આપેલા પુસ્તકના વાચનમાંથી નથી અનુભવી શકતું પુસ્તકની પસંદગી કરવાનું કાર્ય બાળકને શિર રહે એમાં જ એનું શ્રેય છે. જ્યારે પાશ્ચિમાત્ય દેશોમાં સિનેમા દ્વારા શિક્ષણ અપાય છે ત્યારે પૌર્વાત્ય દેશોમાં તો વિષયને સ્ફુટ કરનાર સાધનો ચિત્રો દ્વારા શિક્ષણ આપવાના વિચારો હજુ બંધા વિચાર રૂપે જ અસ્તિત્વ ભોગવે છે ચિત્ર બાળકની પરમપ્રિય વસ્તુ છે અને જ્યાં જ્યાં એ ચિત્રો જોશે ત્યાં ત્યાં એની આંખ પહેલી ઠરશે. પર સાહિત્યમાં તો ચિત્રોને બાળસાહિત્યના સૌથી અગત્યના અંગ તરીકે સ્થાન મળ્યું જ છે પુસ્તકની ભાષા, શૈલી, વસ્તુગુંથણી કે કલ્પના અલૌકિક હોય છતાં ય જો એ પુસ્તક ચિત્રો રહિત હશે અથવા તેની છપાઈ કલાત્મક નહિ હશે તો તે પુસ્તક ઉપાડવાની બાળવૃત્તિ નિસ્તેજ જ રહેવાની મારી જ્ઞાતિના-દશા પોરવાડ-યાળમંડળના નમ્ર સેવક તરીકેનો અનુભવ રજુ કરવાની જો મને રજા હોય તો હું કહીશ કે ગાડીવના પુસ્તકોની શૈલી ગિજુભાઈના પુસ્તકો કરતાં ઉતરતી હોવા છતાં, ચિત્રોના આકર્ષણને લીધે, બાળક ગાડીવના પુસ્તકો જ પ્રથમ પસંદ કરે છે. આપણા બાલસાહિત્યના ચિત્રકામમાં હજુ ઘણા સુધારા થવાની જરૂર છે એ વાત ખરી, પરંતુ ચિત્રો વિનાનું બાલસાહિત્ય માતા વિનાના બાળક જેવું, નિરાધાર અને નિર્ધન જ રહેશે " બ્લેકી સીરીઝ " ના પુસ્તકોના ફક્ત **સુચિપત્રમાં**, ચિત્રો પર તથા મુદ્રણકલા પર એટલું ધ્યાન અપાય છે કે તેનાથી એક દશાંશ ધ્યાન પણ આપણા બાલસાહિત્યના એકાદ પુસ્તક પર અપાયું દેખાતું નથી. આપણા બાલસાહિત્યના સર્વોત્તમ પુસ્તકને પણ શરમાવે એવા આંગ્લસાહિત્યના પુસ્તકોના સૂચિપત્રો જોશો તો આ મતદર્શનમાં તમે પણ સંમત થશોજ કલાત્મક, વિનોદાત્મક, હાસ્યોત્પાદક, કટાક્ષાત્મક અને ભાવાત્મક ચિત્રોની સાથે તેવી જ મુદ્રણકલા જરૂરની છે. જાડા અને ટકાઉ કાગળ તથા પુસ્તકની બાંધણી તરફ પણ દુર્લક્ષ રાખવાનું નથી બાળક પુસ્તકને મોંઘા જેટલું ન સાચવી શકે એ તો સ્વાભાવિક જ છે, અને તેથી જ તેને બને ત્યાં સુધી મજબુત પાકા પુઠાની આવશ્યકતા રહે છે

પુસ્તકની શૈલી સાદી, સરળ, અઘરા શબ્દોથી મુક્ત, ટુંકી અને ચાલીતી હોવી જોઈએ આપણી સાથે વાતચીતમાં બાળક જે શૈલીમાં બોલે છે તે જ શૈલીનું અનુકરણ

અનુકરણ લેખનમા મહત્ત્વનું છે. ૩૬ શબ્દપ્રયોગ, ગ્રામ્યિકતાના દુષ્પ્રયોગ તેમ જ હીન-પ્રયોગ અને અનુચિત વાક્યપ્રયોગથી બાળસાહિત્યની ભાષા સદા પર જ હોય. કૃત્રિમ, દુષ્ટ અને અશિષ્ટ વાતાવરણ, ભૂમિકા, વસ્તુસંકલના કે પાત્રાલેખનને તો બાલસાહિત્યમા સ્થાન જ ન હોય. ભૂત-પ્રેતની વાર્તા, પ્રેમના-પ્રેમલીની વાર્તા, કાયરતા અને નિર્વીર્યતાના અંગોવાળી વાર્તા તેમજ એવા અન્ય ત્યાજ્ય લેખોનો ગંધ પણ બાલજીવનમા સાહિત્ય દ્વારા ન પ્રવેશી શકે

પુસ્તકોની કીમત અતિશય સસ્તી હશે તો જ બાલસાહિત્યના પ્રચારને વેગ મળશે. દક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાના પોણોસો પુસ્તકોની સાત રૂપીઆ કીમત ઠીક કહેવાય. ને એજ પુસ્તકો બસ્સો પૈસે વેચાય,-વેચવાનું સાવ અશક્ય કે અવ્યવહારિક નથી-તો એનો પ્રચાર ઘણો વધી જાય. આપણા સમાજનું સાહિત્ય તરફ એટલું દુર્લક્ષ છે અને એ વિષેનું તેનું ઔદાસીન્ય એટલું અસહ્ય છે કે પુસ્તકના મૂલ્યની વાત વ્યવહારિક દૃષ્ટિથી ન સ્વીકારી શકાય તો આશ્ચર્યકારક નથી. ગાંડીવ સાહિત્ય મંદિરના પુસ્તકોના મૂલ્ય હજુ પ્રમાણમા વધારે છે અને તેથી સસ્તે ભાવે પુસ્તકો પ્રકટ કરવાની સૂચના તેઓ સ્વીકારશે એવી ઉમેદ છે. સચિત્ર પુસ્તકો ઓછા દરે આપવાનું ધારાય છે એટલું સહેલું અને સરળ નથી, પણ પ્રયત્ન વિના કાંઈ પણ શક્ય નથી સમજી એવા પ્રયત્નો પાછળ મંડયા જ રહેવુ પડશે

પુસ્તકપ્રચારનું કાર્ય પણ એટલું જ અગત્યનું છે ગુજરાતને ગામડે ગામડે, ગામડાને પાદરે પાદરે-અને શહેરે શહેરે-શહેરને ચોરે ને ચોકે શિષ્ટ બાલસાહિત્યના અભ્યાસંઘ ઢગલાઓ પડયા હોય; નિશાળે જતા આવતા કે રમવા દોડતા-કૂદતા બાળકો ઘરના વડીલ પાસેથી રજાના નાસ્તા માટે કે સાંજના રમકડા માટે મળેલી પૈસા, બે પૈસા કે આનાની પુંજી ફક્ત રમકડા કે ખાવામા ન ખર્ચતા પુસ્તક માટે ખર્ચે, અને સ્વોત્સાહથી તથા સ્વ-ભાવથી રચતા-નાચતા પુસ્તકો વાચે જાય; એ સ્થિતિ, એ સમય અને એ વિકાસની બાલગુજરાતને અપેક્ષા પ્રકટાવવી પડશે બાલપ્રગતિ અને તેના સાહિત્યોદ્ધારનું આ કલ્યાણપ્રદ કાર્ય, સસ્તા સાહિત્ય પ્રચારના નિસ્વાર્થ હેતુથી, જો ઉપાડી લેવામા આવે તો તેની શક્યતા બહુ મુશ્કેલ નહિ લાગે.

આ ઉપરાંત ગુજરાતની પ્રાથમિક શાળાઓ અને માધ્યમિક શાળાના નીચલા વર્ગોમા આવા સાહિત્યના પુસ્તકાલયો તથા વાચનાલયો સ્થાપવાની અને તે દ્વારા ગુજરાતના બાળકોમા ભાવના અને મહત્ત્વાકાંક્ષાના સર્જન કરવાનો શાળા સંચાલકોનો ધર્મ તેઓ સમજતા થાય એવા પ્રયત્નોની જરૂર પણ ઓછી નથી. પુસ્તકાલયો અને વાચનાલયો વિનાની આપણી શાળાઓમા વાચન કે અભ્યાસ વગર સંસ્કાર અને શિક્ષણ -સાચા શિક્ષણ-ની તે શી આશા રાખી શકાય? બાળકોના જીવન ઘડનારાઓમા-નૂતન યુગના નાગરિકો સર્જનારાઓમા બ.ળમાનસ સમજવાની શક્તિ કે જ્ઞાન ક્યા છે? એ શક્તિ અને એ જ્ઞાન તેમને મળે તે માટે તેમના અને બાળકોના પુસ્તકાલયો પરત્વે અત્યાર સુધી સેવેલુ ઔદાસીન્ય ત્યજશું નહિ તો અધોગતિના અંધકારમાથી પ્રગતિના પ્રકાશમા આવવાનું અશક્ય જ રહેશે

બાલસાહિત્યના પુસ્તકોના રૂપ, ગુણ અને સામગ્રી માટે અત્રે વિસ્તૃત ઉલ્લેખ થઇ શકે એમ નથી ટુકમા એટલુ જ કહી શકાય કે પર સાહિત્યના પુસ્તકો દૃષ્ટિ સમક્ષ રાખી આપણે આપણુ સાહિત્ય ઘડવાનુ છે તેના સ્વરૂપ, સદ્ગુણ સામગ્રી અને સમૃદ્ધિને આપણુ સાહિત્યમા ઉતારવાનો પ્રયત્ન કરવામા ક્ષુદ્રતા માનવાની કશીય જરૂર નથી પશ્ચિમના અનુકરણ કે અનુસરણ વિના આપણા બાલસાહિત્યના ઉત્કર્ષ થવાનો નથી, અને તેથી જેનુ જે સારૂ છે તે ગ્રહણ કરવામા કે તેને અનુસરવામા મિથ્યાભિમાન રાખવુ એના જેવો બીજો દભ એકે નથી

સાહિત્યની મહત્તા તેની મૌલિકતામા છે આપણા બાલ સાહિત્યમા મૌલિક લક્ષણ જવલ્લેજ દેખાશે અગ્રેજી, બગાળી કે મરાઠી સાહિત્યમાથી દ્વારા ઝીલી તેને ગુજરાતીના વ્યક્ત કરવાની આપણી કુટેવ આ ટેવમાથી છૂટવા હવે તત્પર થવુ પડશે કોઇક કોઇક વાતો સિવાય બાનસાહિત્યની ઘણી વાતાઓના મૂળ પર સાહિત્યમાથી ઉદ્ભવેલા છે જેમજેમ આપણે મૌલિક કૃતિઓ રચ્યા જઇશુ તેમતેમ આપણુ બાળસાહિત્ય વિશુદ્ધ અને સમૃદ્ધ બનતુ જશે

સમસ્ત સાહિત્યને કસોટીએ ચઢાવી કસવા માટે જેમ વિવેચન સાહિત્યની આવશ્યકતા છે, તેમ બાનસાહિત્યને પણ કસોટીએ ચઢાવી કસવા માટે વિવેચન સાહિત્યની જરૂર છે સમર્થ વિવેચકો, સામયિકના તત્રીઓ અને ગુજરાતના વિદ્વાનો અત્યારસુધી માત્ર પુસ્તકોની પૃથક્ પૃથક્ સમાલોચના કર્યા સિવાય, બાલસાહિત્યને વેગ મળે એવા માર્ગસૂચક વિવેચનો લખવાના ધર્મમાથી મુક્ત જ રહ્યા છે જે એક બે અપવાદ તરીકે રજુ થના છે તે વિવેચનનુ ધોરણ વીસરી જઇ, કટુતા અને અવિવેક પર ઉતરી પડયા છે ' સરસતાનુ અન્વેષણ ' એ વિવેચન સાહિત્યનો મુખ્ય સિદ્ધાંત ભૂલી જઇ કેવળ ક્ષુદ્રભાવથી લખાયલુ લાગતુ "પ્રજામત કેસરી'નુ તા ૨૪-૬-૨૮ નુ વિવેચન ફક્ત ગાડીતને ચઢાવી દેવામા અને ગિજુભાઇના તથા 'સૌરાષ્ટ્ર'ના પુસ્તકોને 'નિસ્તેજ'" નુ વિશેષણ લગાડી તેને ઉતારી પાડવામા પાછના મેને અસહ્ય અન્યાય કર્યો છે આ અન્યાયને ન્યાયી ઠરાવવાના ઉધામામા ગ ચદ્રશેખરે સૌરાષ્ટ્રમિત્ર' દ્વારા પ્રજામિત્ર-કેસરી ના લખને અન્યાય કર્યો છે આમ વિવેચનનુ શુદ્ધ શિષ્ટ અને મર્યાદિત ધોરણ ત્યજી દેતા અન્યાયી વિવેચનોની પરપરા લેખકોમા, પ્રકાશકોમા અને વિવેચકોમા અનિષ્ટ અને કડવી લાગણીઓના બીજ વવાય છે એ ઝેરી બીજનો ચેપ આપણા બાળકોને કે તેમના સાહિત્યને લાગે તો શી સ્થિતિ થાય તેનો પ્રત્યેક વિવેચકે વિચાર કરવો ઘટે છે આપણુ બાનસાહિત્ય હજુ ઉગતી સ્થિતિમા છે અને તેથી તેને ખડનાત્મક વિવેચનો કરતા રચનાત્મક વિવેચનોની જ જરૂર છે વિવેકની મર્યાદા જાળવીને, બાનસાહિત્યને નામે જે સઘળુ લખાય છે તેના પર નિર્દય કસોટી મૂકવાના અને બાનમાનસને પોષક સાહિત્ય પસદ કરવાની દૃષ્ટિ તથા વૃત્તિ કેળવવાના ધર્મ-કર્મ વિવેચકો સમજતા થાય તો બાનસાહિત્યની સમૃદ્ધિના યશ તેમને પણ લાધશે જ

બાનસાહિત્યના આવશ્યક અગો અને તત્ત્વોની આટલી ટુક ચર્ચા પછી આપણે વિરામને સમેટી લઇએ

બાલસાહિત્યના વિસ્મૃત લાગના આ લઘુ લેખમાં કોઈક પુસ્તક કે વ્યક્તિનો નામ નિર્દેશ રહી જવા પામ્યો હશે. ક્ષમાયાચનાના એ ઉદ્‌ગાર પછી બાળસાહિત્યની આવશ્યકતા સ્વીકારવાની રહે છે. સાહિત્યની વિધવિધ વ્યાખ્યાઓમાં અથવા વિવિધ વિદ્વાનોના વ્યાપક વિચારોની મારામારીમાં ઉતરવાની જરૂર નથી. એ બધામાંથી ભાવાર્થ તો એ જ નની આવે છે કે સાહિત્ય એ પ્રજાનું જીવન છે અને 'પ્રજાના ઉંચામાં ઉંચા આદર્શો, પવિત્રમા પવિત્ર ભાવનાઓ, ઉત્કટમાં ઉત્કટ ઇચ્છાઓ સાહિત્ય દ્વારા જ વ્યક્ત થાય છે. અને સાહિત્ય વડે જ પોષણ પામે છે. ભૂતકાળને સંઘરી રાખવાની, વર્તમાનને વેગ આપવાની અને ભવિષ્યની આશા પ્રકટાવવાની જે અદ્‌ભુત શક્તિ છે તે સાહિત્યની છે.* આમ જ્યારે સાહિત્ય અને પ્રજાજીવનનો સંબંધ આટલો નિકટ અને નિકટનો છે ત્યારે પછી સાહિત્યની આવશ્યકતા આપોઆપ જ સ્વીકારાય એ સ્પષ્ટ છે. અને તેથી મનુષ્ય જ્યારથી મનુષ્ય તરીકે લેખાવા માંડે ત્યારથી જ તેનામાં એ સાહિત્યનો શોખ ખીલવવાની અને સાહિત્યના અનુરાગ પાછળ આસક્ત બનાવવાની ભાવના કેળવવાના પ્રયત્નો થશે તો તે બાલગુજરાતમા ને બાલસાહિત્યમા ચૈતન્ય લાવશે ને ગુજરાતનો સાહિત્ય યુગ ઉજ્જવળ અને યશસ્વી બનાવશે.

સાહિત્યના સ્વરૂપની અને ફક્ત વિદ્વદ્‌ભોગ્ય સાહિત્યની વાતો અને ચર્ચા કરવામા આપણે ગૌરવ માનીએ છીએ. "ઊર્મિકાવ્યો અને મહાકાવ્યો કોને કહેવાં?" તેના વિચાર-વિનિમયમાં શક્તિ અને સમયનો આપણે સારો વ્યય કરીએ છીએ; જોડણીની, વ્યાકરણની અને વ્યુત્પત્તિશાસ્ત્રની સિદ્ધાંત-ચર્ચામાંથી આપણે પરવારતા નથી, સાક્ષરોએ બાંધેલા જુદાજુદા વાડાના વિપરીત વાતાવરણમા જ આપણે બમ્યા કરીએ છીએ; અને સંક્ષિપ્તમા કહીએ તો કરોડ ગુજરાતીઓમાંથી બસો-પાચસો જ જેમા રસ લઈ શકે એવા સાહિત્યના-પાંડિત્ય પુરાણ ઉથલાવવાના વ્યામોહમા પડ્યા પડ્યા આપણે ગયાએ છીએ અને સાહિત્યનો ઉત્કર્ષ વાંછીએ છીએ ! જેમ માત્ર સાહિત્યની અભિવૃદ્ધિના પોકારોથી ફળસિદ્ધિ પ્રાપ્ત થતી નથી; તેમ ફક્ત ગહન અને ઉચ્ચ ભરી ભર્યા સાહિત્યસર્જનથી પ્રજાને સાહિત્યનો રંગ લાગતો નથી. આપણા સારામા સારા પુસ્તકની કેટલી નકલ ખપે છે એ નિરાશાસૂચક વિચાર હૃદયપટ પર રાખી સંગીન અને રચનાત્મક કાર્ય કરવાની કુદરતી તમન્ના જાગશે તો જ કાર્યસાધકતાને સ્થાન રહેશે.

સાહિત્યના કહેવાતા, કહેવડાવતા, કહી શકાય એવા અને કહીએ છીએ એવા ખેરખાંઓ તો બાળકથી બહુધા દૂરના દૂર જ રહ્યા છે. શેક્સપીયર અને ટોમ્સ હાર્ડી, આનાતોલ ફ્રાન્સ અને મોલીયેર, ટાગોર અને બર્નાર્ડ શૉ, નાનાલાલ અને નરસિંહરાવ, નર્મદાશંકર અને નવલરામ, દલપતરામ અને ગોવર્ધનરામ, ગાંધીજી અને ટોલ્સ્ટોય આદિ અનેકાનેક મહાન વિદ્વાનો, સમર્થ વિચારકો, સમાજસુધારકો, કવિસમ્રાટો અને નાટ્યકારો સુધી આપણી નજર પહોંચે છે, પણ...પણ તે પછી શું? તેનો વિચાર કરવાનો આપણને ફુરસદ નથી-તમા નથી. આવા વિશ્વવિખ્યાત સાહિત્યકારોના સર્જન અને

* "સાહિત્ય શા માટે?" (પ્રો. મોહનલાલ પાર્વતિશંકર દવે.)

લેખન પછી તેના ગુજરાતી વાચકોની અલ્પ સંખ્યા વિષે આપણે કેટલો વિચાર કર્યો છે ? જ્યાં સુધી એના વાચનારા ઉત્પન્ન નથી કર્યા, ત્યાં સુધી એના સર્જન, લેખન અને પ્રકાશનનો હેતુ અસાધ્ય જ રહેવાનો છે એની કોણ ના કહી શકે એમ છે ?

કોઇપણ દેશ કે સમાજની કોઈપણ પ્રકારની ઉન્નતિનાં અવલંબન તેના ભાષા-સાહિત્ય પર છે. ગુજરાતને એની અસ્મિતાનું ભાન કરાવવું હોય, એને એક અને અનંત રાષ્ટ્ર કે મહારાષ્ટ્ર બનાવવાની મહત્ત્વાકાંક્ષાનો સાક્ષાત્કાર નીહાળવો હોય અને તે દ્વારા તેની સર્વદેશીય સર્વોત્તમતા સિદ્ધ કરવી હોય તો ગુજરાતની સાહિત્યસમૃદ્ધિ તરફ આપણે પ્રથમ દૃષ્ટિ નાખવી પડશે.

અને એ સાહિત્યસમૃદ્ધિના મૂળ ક્યાં છે ? સાહિત્યની અભિવૃદ્ધિ કાજેના પ્રયત્નો અને અભિલાષોના સાફલ્ય ક્યાં છે ? એક જ ઉત્તર જડે છે "આપણાં બાળકોમાં", શરૂઆતથી જ બાળકો ઉચ્ચ સાહિત્ય નથી વાંચી શકવાનાં, માટે ઉચ્ચ, તાત્ત્વિક અને શીલ્સુરીભર્યા સાહિત્યના વાચનની અપેક્ષા ઉત્પન્ન કરવી હોય તો સૌથી પહેલાં આપણે બાલસાહિત્યના સર્જન, લેખન, પ્રકાશન અને પ્રચાર પર ધ્યાન આપવું પડશે. આવતી કાલની પ્રજામાં ઉચ્ચ સાહિત્ય વાંચવા સમજવાની શક્તિ પ્રકટે તે માટે બાળકોને કેળવવાની ઉમેદ બર લાવવી હશે તો તે બાલ-સાહિત્ય દ્વારા જ થઇ શકશે બાલસાહિત્ય માટે શુદ્ધ અને નિઃસ્વાર્થ સેવાભાવ પ્રેરિત પ્રયત્નો આરંભાશે અને તેને થોડી ઘણી પણ સફળતા મળશે તો જ "કૌમુદીકાર" જેવા સાહિત્યકારોની આર્થિક પરિસ્થિતિના તેમ જ મંગીન, ગહન અને વિચાર-ગાંભીર્યવાળા લેખો મેળવવાની મહાભારત સમી મુશ્કેલીઓના પોકારનો ઘટતો ઉત્તર આજની આપણી બાળપ્રજા આવતી કાલે જરૂર વાળશે

"એવો સમય સત્વર આવે અને એ શુભેચ્છા પાર પાડવા સાક્ષર મહાશયોને સર્વેશ સદ્બુદ્ધિ અર્પે" એ વાચનાકુચ્ચારમાં દરેક ગુજરાતી પોતાનો સૂર પૂરે એ જ અંતિમ અભિલાષા

**વલ્લભદાસ જમનાદાસ અક્કડ.**

# નરસિંહ મહેતા

## ( ભક્તિ દર્શન )

પુષ્પપાન ખરી પડેલા વૃક્ષને નવચેતન લાવતી નવકુંપળો સમાન નરસિંહ મહેતાની સંગીતવાણી છે. ચારસો વર્ષ પર્યંત ( ઇ. સ. ૧૦૦૦–૧૪૦૦ ) સુકાયેલી સરિતામાં નવઝરણુ ફુટતાં હોય એવું ગુજરાતી સાહિત્યમા નરસિંહ મહેતાનું સ્થાન ચિરકાળ રહેશે. સંસ્કૃત તજી પ્રાકૃત દ્વારા બૌદ્ધ ધર્મે ફેલાવેલા ચેતનની કંઇક રેખાઓ રાખી ભાષાનો નવી સૃષ્ટિમાં પુનઃજન્મ ફરી પાછો ધર્મના આવેગમાં લખાયો હશે.' પ્રાકૃતના પ્રતાપે સંસ્કૃતને પદભ્રષ્ટ કરી તેનું સ્થાન રાજ્યભાષા ફારસી લેતા અટકી છે. આર્ય અને યવન સંસ્કૃતિના સંગ્રામ વચ્ચે હિંદુ સત્તાને નહિ પણ સંસ્કૃતિના રક્ષક જેવો ભકિતમાર્ગ હતો, નૈઋત્યમાંથી ઉતરી આવેલી યવન સત્તા સામે હિંદુ રાજ્ય આથમી જતું હતું. આર્યાવર્તના અગ્નિ અને ઇશાન કોણમાંથી આવતા ભક્તિમાર્ગના પ્રવાહ મધ્ય હિંદુસ્તાનમાં સેળભેળ થઇ સંકળાતા. એવા બારીક સમયમાં વેરાન થતી વાડીમાં કૃષ્ણની મોરલીના સુરે સાહિત્યનાં કંઇક અપૂર્વ બીજ રોપાયાં છે. વંદ્રાવનની સૌરભ ભરી લનાઓ સૌરાષ્ટ્રમાં નરસિંહ મહેતાએ ઉછેરી છે. જમનાનો એક અદશ્ય પટ દ્વારકા તરફ વળ્યો છે.

*આજ જેવા તે કાળમાં ગુજરાત, કાઠિયાવાડ અને રજપુતાનાના કૃત્રિમ રાજદ્વારી વિભાગો ન હતા. રણની રેતીને ખાળતો અરવલ્લી, નર્મદાને સોડમાં લેતો વિંધ્ય મહાસાગરનાં મોજાંમાં સ્નાન કરતો સહ્યાદ્રિ, અને સાગરનાં દર્શન કરતો ગિરનાર એ

---

નરસિંહ મહેતાના કાવ્ય માટે "નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહ" ઇ. સુ. દેશાઇએ પ્રસિદ્ધ કરેલો આધારભૂત ગણેલો છે. ગુજરાતી પ્રેસ ઈ. સ. ૧૯૧૩.

*સરકારી ગેઝેટીઅર ગુજરાત–કાઠિયાવાડ.

ભૂગોળની નૈસર્ગિક સૌરાષ્ટ્રની પરિમીમા હતી ઘણે અંશે ગજ્યદાની સત્તાની સીમા પણ ત્યાજ અટકતી ઈ સ ૧૨૯૫ થી શરૂ થએના મુસનમાની અમલે તઘનખ વશમા પ્રથમ ૧૩૫૦ મા જુનાગઢના દ્વાર ખખડાવ્યા. પછી તો જુનાગઢથી મોહિત થયેલી સત્તાએ ચાર વખત તેની અણુનોતરી મહેમાની લીધી (ઈ સ ૧૪૧૪-૬૭-૬૯-૧૪૭૨) ગળદના વળેના શીગડા જેવી મુછોવાળા મહમદ બેગડાના સમયમા (૧૪૦૯-૧૫૧૩) મુસનમાનોનુ નિમાજ સ્થાન જુનાગઢ ફરી મુસ્તફાબાદની બાગથી ગર્જી રહ્યુ

ગિરનારની તળેટોમા આવેલા જુનાગઢમા કુદરતી રમણીયતાની તે કાળે પણ ખોટ ન હતી આબા જાબુ, રાયણુ અને આમનોના લીલાછમ વૃક્ષોથી પ્રદેશ ઢકાયેલો હતો. તરુ, લતા, અને ઝરણાથી ઢકાયેલો ગિરનાર ઘડીભર માનવ ભમતા મૂકવા સમર્થ હતો. આર્યસંસ્કૃતિના પ્રકાશમાથી ઉત્પન્ન થયેના બે જુદા રગના કિરણ જેવા શૈવ અને વૈષ્ણવ માર્ગના સગમ સ્થાન દ્વારકા ઉપર ઇ સ ૧૪૮૦ મા પ્રથમ ઇસ્લામી સત્તાનો દાબ બેઠો ઇતિહાસ એટલે લડાઇ અને સધિની સાલવારી નહી પણ ધરતીકપ જેવી સત્તાની ઉથલપાથલમા તે સમયનુ પ્રજાજીવન જાણવુ બહુ અગત્યનુ છે માનવજીવન એ સાહિત્યની કુડળી છે કવિતા કાવ્યમા જીવનની રૂપરેખા જડશે

નરસિહ મહેતાના કાવ્યમા દોઢસોથી પણ ઓછા ફારસી શબ્દો છે

| | પ્રમાણ | | પ્રમાણ |
|---|---|---|---|
| સુરત સગ્રામ. | ૩૬ | શામળદાસનો વિવાહ | ૧૨ |
| સુદામા ચરિત્ર | ૧ | કૃષ્ણજન્મ પદ | ૩ |
| બાળલીલા | ૭ | વસત પદ | ૧૫ |
| હીડોળાના પદ | ૧ | રાસ સહસ્ર પદી | ૧૬ |
| ભકિત જ્ઞાનના પદ | ૧૬ | હારમાળા | ૮ |

આ સર્વ શબ્દોથી નવાઇ પમાડે એવુ તો એ છે કે તેમાનો મોટો ભાગ લડાઈ, ગજદરબાર કે પહેરવેશને લગતા છે સુરત સગ્રામમા ફારસી શબ્દનુ પ્રમાણ જો વધતુ હોય તો સગ્રામને માટે વપરાયના શબ્દથી *તે સર્વ શબ્દ સહેલાઇથી જીભે ચઢે એવા રૂઢ છે

---

સુરત સગ્રામ — લશ્કર, મર્દ, ગર્દ દર્દ, મસ્ત, દાર, જોર, આપ, સાદ, ગેપી, શિકાર, જીત જગ સાયર, ગેબી, દસ્ત, સાજ, તેગ, ગોળી તીર, જોર, રગમેરગ, સનાહકાર કુમક (કામુક) શરમ, દૂર, નિશાન બુક્કા (બોમ્સા)

શામળદાસનો વિવાહ — અમન, દારા, ગાલીચા, જાજમ, તકીયા, હોદ્દા, નિશાન, પરદા, ફોજ, જામો

વસતના પદ વગેરે — ત્રાજુ, પહેરણ ૨ દાબ, તુરગ, તીકન, ગતે, સુવર, ગોગ્માન, નદીગીરી, જોર, મેવા, હક, ખાતાવહી, અગ જામ, ફેરુ, જગમ, રૂક, માન, ખબ, ખબર, તોર, ચાબુક, મોતી, દરબાર, ચાકર, ગુનામ ઈ

નરસિંહ મહેતાના જીવનકાળમાં ભક્તિમાર્ગનો પ્રચાર સોરઠમાં તદ્દન નવો તો ન જ હતો, રા. મહીપાળે (વિ સં. ૧૪૪૦) વૈષ્ણવધર્મને જુનાગઢના રાજ્યાસનેથી વધાવ્યો હતો. દ્વારકા અને સોમનાથના વટેમાર્ગુ ભાવિક જનોને તે નિભાવતો. વિષ્ણુની પ્રતિમારૂપે દામોદરરાયના મંદિરનો વિધાતા રા' મહીપાળ હતો. નરસિંહ મહેતાનાં કાવ્યોતો ભક્તિ ધર્મના પ્રતિઘોષ રૂપે છે. એ પ્રતિઘોષ ગિરનાર અને અરવલ્લીના પહાડોમા સમકાલીન હતો.

બાળપણથી જ પિતાના છત્ર વિના ઉછરેલા નરસિંહના હસ્તમાં ભાગ્યરેખા કે જ્ઞાન રેખા ન હતી. તેમાંએ બાળલગ્નની જીવનશોષક ઝુંસરીમાં અગિઆર વર્ષની ઉમ્મરે તેને જોડાવાનું હતું. કાલીદાસ જેવો તે મૂર્ખ ગણાતો લોકદ્રષ્ટિએ મૂર્ખાઈનો અવાચક કાળ-માંજ કવિઓનાં મન રૂંધાય છે અને ધુંધવાય છે. એ દબાયલું જોર કઇ ઘડીએ ઉછળશે એ કળવું મુશ્કેલ છે. ભાભીનાં મહેણાંએ નરસિંહનુ હૃદય વિંધ્યું.

શિવાલયમાં તપ કરવું અને પ્રભુ પ્રસન્ન થઇ વરદાન આપે એ માનવાનો જમાનો ગયો છે. સાહિત્યમાં ન ઉકેલાતી ઘુંચોથી બચવા અનેક પરચા, મંત્ર, જંત્રમા આપણે આસ્થા બતાવીએ છીએ. મન કબુલ ન કરે એવી આસ્થા અજ્ઞાન હોય. બુદ્ધિ તો એટલું જ કબુલ રાખશે કે એ રૂસણાના કાળમાં નરસિંહને જગતનું ઝેર સમજાયું અને કોઈ શૈવમાર્ગી સાધુ દ્વારા તેણે ઘટઘટમાં વ્યાપેલા ઈશ્વરની મનોસાક્ષી કરી. અને દ્વારકા પાસેથી પ્રસરતા વૈષ્ણવધર્મના વેગવતા પૂરમાં તે ઘસડાયો. આથી જ તેના સાદમાં વૈષ્ણવ-ધર્મની આશા અને શૈવધર્મની નિરાશા છુપાયલાં છે.

" સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઈના નહિં ટળે, રઘુનાથનાં જડીયાં, "

ભક્તિમાર્ગ અતૃપ્ત માનવઆશાઓનું વિશ્રામસ્થાન હતું. જીવનમાં લોપ થયેલો આનંદ તે ફરી પ્રગટાવતો. શ્રદ્ધા એ ભક્તિનો અવિચળ સ્તંભ હતો. કૃષ્ણના સનાતન યૌવનનો તેમા મર્મ હતો. વિભક્ત સ્વરૂપોમા અવિભક્ત આત્માનું ભાન થતું. નર અને નારીરૂપ એક જ પ્રાણના બે ભિન્ન સ્વરૂપ હતાં.

" મેલી પુરૂષપણું સખીરૂપે થઇ રહ્યો, તાહરા પ્રેમથી હું રે રાચ્યો,
તુજને મુજમાં ભેદ નહીં નાગરા, માનજે એ મારી વેદ વાણી, "

---

" હું તું બે મધ્યમા ભેદ નહિ નાગરા, શ્રી મુખે શું કહું ગુણ તારો,
જે રસ ગુપ્ત બ્રહ્માદિક નવ લહે, પ્રગટ ગાજે તું હુંને વચન દીધું "

ઘણી એ વેળા શૃંગારના તત્ત્વોથી ભક્તિધર્મના આચાર વિચારને કુશંકાથી જોવા મન પ્રેરાય છે. નરસિંહ મહેતાના ઉપર આંક્ષેપોમાં એવી જ શંકા હતી.

"જો નરસિંહ છે વૈકુંઠનાથ, તે કામની કંઠે ઘાલે હાથ;
તું નટવર થઈ નાચે ને ગાયે, એ ધર્મ તો શો કહેવાયે?"

"પરનારીનો પાલવ તાણ્યો,. તો કહાનો બ્રહ્મચારી,"

---

નરસિંહના કાળમાં પ્રેમરસ વિષમય ન હતો. નારી જાતિને નીચી કે હલકી માનવાનો પુરૂષ અહંભાવ ભકિતમાં ન હતો. કાયાનું ભિન્નત્વ ભૂલવામાં જ ભકિતની મહત્તા હતી.

" પુરૂષ પુરૂષારથ લીન થયું માહરૂ, સખીરૂપે થયો ગીત ગાવા,
દેહ દશા સૌ ટળી ગોપિમા ગયો મળી, દુતિ થયો માનનીને મનાવા. "

" સારમા સાર અવતાર અબળા તણો, જે બળે બળિભદ્ર વીર રીઝે;
પુરૂષ પુરૂષાતન, શું કરૂં હે સખી, જેથી નહિ માહરૂં કાજ સીઝે,
મૂકિત પર્યન્ત તો પ્રાપ્તિ છે પુરૂષને, સત્ય જો સેવક ભાવ રાખે;
રસ ભર્યું રૂસણું, નાથ નોહરા કરે, તે નહીં નારી અવતાર પાખે, "

નરસિંહ મહેતાએ કૃષ્ણની નહિ પણ પોતાની લીલા ગાઈ હતે તો ભ્રષ્ટાચારને અવકાશ હતો. નરસિંહ મહેતાએ ન તો કંઈ નવું ગાયું છે. કે યૌવનના આરેથી સાદ પાડયા છે. કૃષ્ણનો શૃંગાર વૃદ્ધત્વમા મહેતાએ ગાયો છે.

" હરિગુણમા કો દોષ ન ભાળો, દોષ ભર્યા જે જાયા રે,
વળિયા પળિયા પડિયા અંગે, ત્યારે તો મેં લખીયુ રે; "

" અપભ્રષ્ટ ગિરા વિષે, કાવ્ય કેવું દિસે ગાય હિમે ને જાયમ તીર વાગે
તેમા કોવિદ કવિ નહિં, વાત કંઈ નવી નહી, ભકત અનુભવી નહીં રે આગે. "

ભાગવત પુરાણ, ગીતા, ગીતગોવિંદ અને એવા કેટલાયે શિષ્ટ પુસ્તકોના જ્ઞાનની રશ્મિ નરસિંહ મહેતાના કાવ્યોમા છે. અજ્ઞાનરૂપી ઘોર અંધારાના જમાનામા નરસિંહ મહેતા જ્ઞાન સમૃદ્ધ છે. આ ભકતકવિને અભણ હોવાનુ આળ ન ચડાવીએ. ધર્મજ્ઞાન, શાસ્ત્રજ્ઞાન એ તે જમાનામા મહાજ્ઞાન ગણાતા.

" એક જાણો છો વૃજની ગોપી, કે રસ જયદેવે પીધો રે;
ઉગતો રસ અવનિ ઢળતો, નરસૈયે તાણીને લીધો રે. "

" સોળ કળાનો શશીઅર, ઉડગણ સહિત બ્રહ્માડ ભમે;
**ધીર સમીરે જમના તીરે,** ત્રિવિધ તનના તાપ શમે. "

† "આદ્ય તું મધ્ય તું, અંત્ય તું ત્રીકમા, એક તું એક તું એક પોતે."

†સરખાવો: નાતં ન મધ્યં ન પુનસ્તવાદિં, પશ્યામિ વિશ્વેશ્વર વિશ્વરૂપમ્ :
( ગીતા ૧૧.૧૬. )

નર્મદ મહેતાના હૃદયનો મર્મ પારખવા તેને કવિ અને ભક્તની જુદી જુદી દૃષ્ટિએ નિહાળવો જોઈએ ભક્તિ અને કવિત્વનો સંયોગ અનાયાસે પણ હોય કવિત્વ અને ભક્તિના ત્રાજવે ભક્તિનુંજ પલ્લુ નીચુ નમશે આથીજ શૃંગારમાળા કે બાળલીલા એકને એક ચક્રની એકજ ફરતી ધરી જેવા છે

નિર્ધનતા, લોકનિંદા અને જગતની બેપરવામા તેનો કીર્તિદેહ સર્જાયો છે આજના આગળ વધેલા જમાનામા દેહને અડકવાની બાધા લઈએ છીએ તો તે કાળમા દેહને પણ માનન માની તેમા વસેલા પ્રભુને જોઈ શરણ કોઈ પામર તો નહિજ હશે પોતાના આદર્શ પાછળ મરી મીટવાનું હૈયુ તેનામા હતુ

" હરિગુણ ગાતા લાજ કે, લાગે તો લાગજો રે,
કપર ખાતા દાન કે, ભાગે તો ભાગજો રે
સુવર્ણ પહેરતા કાન કે, ત્રુટે તો ત્રુટજો રે,
પુન્ય કરતા ભંડાર કે, ખુટે તો ખુટજો રે "

---

" એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે,
ભક્તિ કરતા જો ભ્રષ્ટ કહેશો તો, કરશુ દામોદરની સેવા રે

સઘળા સાથમા હુ એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે,
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે "

---

" કુળને તજીયે કુટુમ્બને તજીયે, તજીયે માને બાપ રે,
ભગિનિ સુત દારાને તજીયે, જેમ તજે કંચુકી સાપ રે. "

---

કૃષ્ણની ભક્તિમા અજબ પ્રેરણા રહી છે તેની મુરલી તેના તારક મંત્રનુ દ્વાર છે આર્યાવર્તના જુદા જુદા વિભાગોમા એકજ કૃષ્ણ અનેકાનેક નામે પૂજાય છે વિઠ્ઠલ, દામોદર કે ગિરધારીલાલ આ સર્વ નામાવલિ એકજ વ્યક્તિમાટે છે પણ તેને નિરખવાના દૃષ્ટિકોણ જુદા છે નરસિંહ મહેતાના મનોરાજ્યમા કૃષ્ણ આનંદની મુક્તધારા છે, સનાતન યૌવનની મૂર્તિ છે, નથી તે રાજા કે રખેવાળ-પણ વૃંદાવનનો ભોળો ભરવાડ ગોવાળ છે જેણે જેવો દીઠો તેવો કૃષ્ણ ગાયો છે પણ નરસિંહે તો રસિકરાજ નિરખ્યો છે

" રંગ રંગીલા છેલને છાંડી, મુકરવાળાને કોણ ગાયે,
કૃષ્ણજી માત મારે, કૃષ્ણજી તાત છે, સગા સહોદર કૃષ્ણજી સહી "

---

" તારૂ નામ વિશ્વંભર ધર્યું તે વરાસિયે,
નંદનો છોકરો છાશ પીતો;
હોડતો કામળી, હાથમાં લાકડી,
ગાવડી ચારતો વન રહેતો.
માત તું, તાત તું, ભ્રાત તું ભૂધરા,
તું વિના દુઃખ તે કોને કહીએ ? "

નરસિંહ મહેતામા કલ્પના કરતા મનોચક્ષુથી ચિત્ર દોરવાની શક્તિ વધારે છે. તેની અજબતા સૂક્ષ્મ અવલોકનશક્તિમા છુપાયલી છે. તેના ચિત્રમા રંગ થોડા છે, રેખાઓ થોડી હશે પણ ઝીણવટ થોડી નથી ચિરકાળથી પુરૂષ અને સ્ત્રીના આકર્ષણમા પ્રેમના ગૂઢ રહસ્યો છુપાયા છે. સ્ત્રીને નિરખી તેને સૌંદર્યની પ્રતિમા કલ્પવામા પુરૂષના મોહ રહ્યા હશે. નરસિંહ મહેતાએ સોળ શણગાર ધારણ કરેલી રસવતી યુવતિ રાધાના ચિત્રમા હિંદુ સંસ્કૃતિનુ, તેની રસિકતા અને રમણીયતાનુ તાદૃશ્ય ચિત્ર દોર્યું છે. વિસમી સદીમા સફેદી ચોળી ગોરા દેખાવાની કળા કરતા કૃષ્ણને મેઘશ્યામ આલેખી તેના સૃષ્ટાએ દેશની આબોહવાનું ગૌરવ જાળવ્યુ છે. તેમજ નૈસર્ગિક વસ્તુઓના અજન, મજનથી આર્ય-સૌંદર્યને અમરત્વ અર્પી આપણી સંસ્કૃતિને એબ લાગતી બચાવી છે. નરસિંહ મહેતાએ આલેખેલુ નારી સ્વરૂપ આજે પણ દર્શન દેતા નમી પડવા સૌ કોઈના હૃદય તલમે એમ છે. દીગતને ડગાવતી સુંદરીનો સૌદર્ય અભિષેક છે.

" હરખ મનમા ધર્યો ઘણો, મંજન કર્યું તેણીવાર,
સુવા ચંદન અંગે કેસર, સુગધ લઈ અપાર.
ચીર ચપક સાડી પટોળી, ઓપતા તે પહેર્યાં અંગ,
ઘુઘટમા મધુરૂ હસતી, નારી નેણ કુરગ.
શીશ ફુલ ગંબટી, નેણે તે કાજળ રેખ,
લીલવીટ સોહે ચાદલો, વેણીએ તે વળગ્યો શેષ.
નિરમલ મોતી નાકમા, શ્રવણે પેહેરી ઝાલ;
અધર અરૂણ ઓપતા, ત્રાજવું શોભે ગાલ,
મોતીઆળી ઝરમર કંઠે, ઉર એકાવળ હાર,
ચોળી પહેરી કસકસી, કર કકણનો ઝણકાર,
મુદ્રિકા હાથે સોહામણો, બીડી મુખમા જાણ;
કાનણ સર્વ સોહામણા, શા શા કરૂં વખાણ,
ચરણે નેપુર ઘુઘરી, વીછીયા તે અણુવટ સોહે,
નખ શિખ જોતા સુદર, મુનિ જનના મન મોહે;
હંસાગમની ગજગતિ, કટી કેસરીનો લંક;
ઉર અંબુજ બે ઓપતા, મુખડુ તો જાણે મયંક;
મુખડે તે મધુરૂ બોલતી, હલવે શું મોડે અંગ;"

એવી સુંદરીઓ દેહદશા ભૂલી, સ્નેહ રમથી અનુપમ, ઝાંઝરની ઝમકે, રાસમાં રજનીના આનંદ લૂંટતી હશે ત્યારે ચંદ્ર પણ પોતાની ગતિ ભૂલી સ્થંભતો હશે. રાસ રમવામાં નૃત્ય હતું, સંગીત હતું અને અને કાયાનો શ્રમ હતો. એવા રાસમાં અંતર ઉર્મિઓની સ્વતંત્રતા, ગતિ અને ધ્વનિના હીચોળે ઝુલતી. ભોગીનાદમા બ્રહ્મનાદ ગજવતો નરસિંહ કળિકાળના ઓજલ પડદા પહેરતા આર્ય સ્ત્રીઓને મળતી સ્વતંત્રતા જોઈ મોહેલો. તેના દિવ્ય ચક્ષુએ જોયેલો રાસ તેના કાવ્યમાં તેજ વર્તુલ સમાન છે.

રાસ –

કામની સર્વ ટોળે મળી, સારંગો વંદ્રાવન રાસ;
બાવના ચંદન છાંટણા, રમે માધવ પાસ,
રાસક્રીડા રમે માનની, ગુણ ગાએ ગોવિંદ,
કોકીલ કંઠે સ્વર કરે, સ્થિર થઇ રહ્યો ચંદ,
કંઠ વાજ્યા સર્વ કામની, મોહે સકળ શણગાર;
હાર હૈયાના લેહેંકતા, ઝંઝરના ઝમકાર.
પલવટવાળી પટોલડી, ગોરી શામળી નારી;
કુંડળાકાર ફરી રહી, મધ્યે આવ્યા મોરારી,
ત્રિભુવન ચર્ણે ચાલતા, થાય દ્રમ દ્રમકાર;
પગ તણા પ્રહાર વાજી રહ્યા, કોય ન લહે પાર,
શબ્દ કોય કેના શુણે નહિં, બોલે જુજવી વાણી,
રોહિણીપતિ રહે સ્થિર, ખટમાસી રાત્રી વેહાણી,
બ્રહ્મ શારદા આદે થઈ, દેવો જોયે છે રંગ,
નાદ નિરોધ વાજી રહ્યા, તાની તાલ મૃદંગ,"

---

ગુજરાતના ગૌરવ રૂપ સ્ત્રીઓના ગરબા રાસના રહીઆળા અવશેષરૂપ હશે રાસમા નીતિઅનીતિનો ખ્યાલ જોવા આજે આપણે પ્રયત્ન કરીએ છીએ સ્ત્રી અને પુરુષો છૂટથી ભેગા મળે તો અનીતિ વર્તાવે એવા સાંકડા વિચારના જમાનામા રાસમા રહેલું તત્ત્વ જોવું કઠણ છે. જ્યારે પ્રજાની સંસ્કૃતિનો વિનાશ થવાનો હોય ત્યારે તે પ્રજા ભૂત અને ભવિષ્યમા કંઈ વિપરીત જુએ છે એવી કાંઇક મનોદશાનુ આપણુ સૌંદર્ય આજ આપણને મોહ નથી પમાડતુ? આત્મશ્રદ્ધા ઓછી થયાના ચિહ્ન એવા જ હોય

નરસિંહ મહેતામા રહેલી રસની ભાવના જયદેવ જ બીજે કંઇ મળે એમ છે. પ્રકાશના શ્વેત કિરણમા સમયની સપ્તરંગની અલૌકિક સુંદરતા એણે નીહાળી છે આથી જ તે ભક્તિમા મેઘધનુષ્યના રંગ જોઈ શક્યો હશે. એક જ રસના અવલોકનથી મનોવૃત્તિ ઉપર થતી અસર તેના કાવ્યમા પણ જડશે

* " ગતી સુઠી કરે કામનીયા, રાના ચરણ સુંદરીઆ,
ગની આડ કરી કુમકુમની, તે તજે ગતી ટીલડી.
ગના ફુલ કલેવરે કમખે, રાતી ચોળી હદે ભલી,
રાતા તંબોળ ઓપે મુખે અબળા, તવ નરસૈં ત્રીકમને ત્રિયારે મળી "

ભક્તિરસિક કવિએ કુદરતનો વિજ્ઞાનીક જેવો ઝીણવટથી અભ્યાસ કર્યો છે. છતા એ જ્ઞાન સમૃદ્ધિની શોભામા એક ગહન દોષ છુપાયો છે. તે કવિત્વનો દોષ છે. ભક્ત કવિઓની કવિતાઓનો દોષ વર્ણનશક્તિની ઉણપમા નથી; પણ વધારે પડતા વર્ણનનો છે. ઝરમર વરસાદને બદલે મુશળધાર વરસવાનો દોષ છે. કાયાને વધારે ઢાકવા કરતા આછી ઢાકવાનો દોષ છે એકને એક વસ્ત્ર ઘણુ સુંદર હોય છતા ફરી ફરીને એનુ એજ પહેરવાનો દોષ ઉઘાડો છે. આથીજ કવિતા કુમાશ મૂકી અક્કડ બને છે. વધારે પડતું અને આગળ પડતું એવા બે દોષ છે.

પક્ષીઓનુ વર્ણન થતુ હોય ત્યારે બધા જ પક્ષી સામટા બોલી શોર મચાવતા હોય એવો ભાસ થાય છે પ્રભુના ભોજનમા આખાય પાકશાસ્ત્રની સઘળી વાનીઓ એકઠી કરાય છે. ખામી પ્રમાણની છે. એથી જ કવિત્વ કરતાયે કળાની મોટી ખામી છે.

† " પ્રભાત જાણી પખીડારે ઉઠયા, કાકા કરે ત્યા કાકા રે,
પપૈયા તો પિયુ પિયુ ઝંખે, સુડા કો કો કરે વડશાખા રે.
મોર ટોકાર કળા કરે સુદર, આસુ વહે ઢેલ પીણે રે,
પલાશ પર રૂડા પોપટ બોલે, કોયલડી ટહુકે સ્વર ઝીણે રે.
ચકચક કરતી ચકલીયું આવે, જાણે વિયોગ તો ભાગે રે,
ખુશ ખુશ ખીસકોલી કરે છે, રાધાને રૂડુ ન લાગે રે
વાઝરૂ ભાભા શબ્દ જ ભણતા, ગાયો બાબા શબ્દ બોલે રે; "

અચાનક વિજળી ઝબકો તાણી ચાલી જાય તેમ એક જ સરખા પદોની હારમાળામા કલ્પનાની જ્યોત ચમકતા અચબો થાય છે કલ્પના હોય ત્યા કુમાશ હોય તેથી હૃદયના તાર ઝણઝણે ભક્તિના જડ થઇ ગયેલા રિવાજમા કલ્પનાને—કવિત્વને અવકાશ હતો એમ સિદ્ધ થાય છે. વૈષ્ણવ ધર્મનો બીજા કોઇ ધર્મ કે પથ કરતા કવિત્વનો અમૂલ્ય ઝરો વધારે વહ્યો હોય તો શરીર અને આત્માને મળતી સ્વતત્રાથી હશે સખી રૂપે પ્રભુને વરવામા નરસિંહ મહેતાની કલ્પનાને છૂટ બધાતો હતો ત્યા કલ્પના મધુર છે.

" માલણ લાવે મોગરો રે, કાચી કળીનો હાર,
આવતા ભીંજે સુદરી, રણમેઘ ન પડે ધાર,
× × × ×

* સરખાવો વસતના પદ. ( પદ ૭૩. પાન ૨૪૭ )

† સરખાવો ગોવિંદગમન ( પદ ૯, કડી ૧૧ )

રૂપલા કેરી ઉંઢાણુલી રે, સોના કેરી થાળ:
પીરસે પદ્મિની પાતળી, તમે આરોગો નંદલાલ.
ચંદ્ર વિના શી ચાંદની રે, દીવડા વિના શી રાત;
દરજી વિના શી ગોઠડી, મારે જવું શામળીઆ સાથ."

---

"ચંપો મોર્યો રે, વૃંદાવન ચંપો મોર્યો રે.
એ ચંપો ઉતારવાને હું તો ગઇતી, દીએરીઓ રખવાળ;
ચંપો ઉતારી પાછાં વળ્યાં રે, પાયે નેપૂરનો ઝમકાર;
એ લીલો હતો ત્યારે બળીજતો, સૂકાઈ સલવરો છાર;
વેડનારો વેડી ગયો રે, એ તો ઝુંડાઈ ગયો નિર્ધાર.

---

વૈષ્ણવધર્મ કૃષ્ણના પ્રેમાલાપ તાણી સંતોષ નથી પામ્યો. કૃષ્ણના બાળપણમાં બાળકનાં તોફાન તેણે જોયાં છે. અને વધાવ્યાં છે. ઋતુઓના રંગ જાણ્યા છે અને તેવા રંગથી રંગાયો છે. બાળલીલા રાસ લીલાથી વધારે મર્મસ્પર્શી છે.

"જશોદા તારા કાનુડાને, સાદ કરીને વાર રે,
આવડી ધુમ મચાવે વ્રજમાં, નહીં કોઈ પુછણહાર રે."

પાતાળમાં નાગકન્યાઓને પજવતા કૃષ્ણની ખુમારીના તણખા અજબ છે. નક્ષત્ર ગજવામાં મૂકવા આકાશ કરતો કૃષ્ણ પ્રાણીમાં ચંદ્રબિંબ જોઈ ભોળવાય છે. રડતું બાળક નાની લાલચે હસી શકતું હોય તો બાળલીલા વ્યર્થ નથી. જગતના બીજા કયા સાહિત્યમાં બાળકને આટલાં લાડ લડાવી તેનાં ગાન ગાયાં છે? એજ કૃષ્ણમાં દેવના ગુણભંડાર સાથે માનવીઓની પ્રીતિ પણ છે.

ભકિતમાર્ગના નીતિના સિદ્ધાંતો કડક હતા. વૈષ્ણવધર્મના નિર્મળ સ્વરૂપમાં તો ઘણા જ થોડા વૈષ્ણવ થઈ શકે.

"સમદૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે,
વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે."

નરસિંહ મહેતાને વેદાંતી વૈષ્ણવ કહેવો એ અજાણ્યુંજતું છે. એ જમાનામાં બ્રાહ્મણો જ્ઞાનમાર્ગના ઉપાસક હતા; વૈષ્ણવધર્મનાં પૂર ઉતરતાં ન હતાં પણ ચડતા હતાં. ઘણા શિવમાર્ગી વૈષ્ણવધર્મ સ્વીકારતા. હિંદુનું જીવન સંસ્કાર અને ધર્મની છાયા ઉપર રચાયલું છે. એ સંસ્કારને ધોઇ નાખવા છાયાને છોડી દેવી એ અસંભવિતતો છે જ. શિવ અને વિષ્ણુમાર્ગ હિંદુ અને મુસલમાન જેટલા પરસ્પર વિરોધી ન હતા. એકજ સંસ્કૃતિના બન્ને છોડ હતા. તે કાળમાં વૈષ્ણવધર્મ જનસમાજમાં શંકા રહિત, નિર્મળ સ્વરૂપે અભય રહ્યો હોત તો નરસિંહ મહેતાનું કૌતક જોવા નાગરી નાત

ન તલસત. રા'માંડલિક તેના આચરણના સત્ય અસત્યની પરીક્ષા ન કરત. બન્ને માર્ગનું લક્ષ તો ભવફેરા ટાળી જીવનના રહસ્યમાં પ્રભુમય થવાનું હતું. આત્મા એ તો બ્રહ્મનો ભૂલો પડેલો જગતના જીવનમાં ધુંઅવાયલો પથિક હશે. નરસિંહ મહેતા–વૈષ્ણવધર્મના અનુયાયી–યુવાનેય પાછલે પહોરે થયા હશે. ભક્તિનો મર્મ અને દેહજીવન સાથેની તેની એકતા વૃદ્ધત્વને વહાણે આવી હશે.

" કોણ છું ક્યાં થકી આવીયો જગ વિષે,—
—જઈશ ક્યાં છુટશે દેહ ત્યારે ? "

આદિ અનાદિ કાળથી માનવ જીવન અને મરણનું તત્વ શોધે છે. પૃથ્વીના ભિન્નભિન્ન જીવાત્માઓનો સંબંધ શોધતાં ઘણાએ કલ્પનાના પૂર નિરર્થક વહ્યા છે. "નાત ન જાણે, જાત ન જાણે, ન જાણે કંઈ વિવેક વિચાર" એવો નરસિંહ મહેતા " જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યુ, તે સમે તેહને તેજ પહોચે" એવી કર્મની ગતિમાં શ્રદ્ધાયુક્ત છે. લલાટે લખેલા લેખમાં સંતોષ માનવાથી કેટલાંએ માનવીઓની અસંતોષની જ્વાલા શમી છે. કેટલાંએ વ્યર્થ ખરતા અશ્રુ ખળ્યાં હશે ! મહાપુરૂષો અગણિત બ્રહ્મનું ગણિતથી લેખું નથી કરતા.

નરસિંહ મહેતાનું આત્મજ્ઞાન ઉંડું હતું. સપાટી ઉપર દેખાતા વિરોધાભાસ વચ્ચે એકતા તે નિહાળી શક્યો હતો. જ્ઞાનવિજ્ઞાનની જ્યોત જોવા તેના, માનવ, સૃષ્ટિ અને બ્રહ્માડના વિચારો અવિચળ રહેશે. જીવોનુ ઐકય ચાર્લ્સડાર્વિને બતાવ્યુ કે જડ અને ચેતનની અભેદ દિવાલો[1] જગદીશ બોઝે તોડવા પ્રયત્ન કર્યો તે પહેલા નરસિંહ મહેતાની માનસસૃષ્ટિમા અભેદો તૂટેલા હતા.

" દેહમા દેવ તું, તેજમા તત્ત્વ તું, શૂન્યમા શબ્દ થઇ વેદ વાસે;
ફૂલને ફળ તે તો વૃક્ષના જાણવા, થડથકી ડાળ તે નહિરે અળગી. "
" વૃક્ષમા બીજ તું, બીજમા વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે. "

જગત તેને અલ સ્વપ્ન હતું, આત્મા દેહના બ્રહ્માને હતો, એ માયાની સ્વપ્ન જતા અદ્વૈત બ્રહ્મમા લીન થવાનું હતું. પ્લેટોની વિચાર ભૂમિકા આથી આગળ તો ન હોતી વધી.

કવિ કે કલાકાર થવાનો નરસિંહ મહેતાનો આદર્શ ન હતો. તેની વાણીમાં રહેલું સંગીત અને છુપાયલી કવિતા તો પરોક્ષ ઘડાયા છે. નરસિંહ મહેતાને નવું કહેવાની કે નવી શોધ કરવાની લાલસા ન હતી. તેને તો જુનુ સોનું ફરી સ્વચ્છ કરવું હતું. તેના કાળમા તેની જીવનરેખા જડાયલી છે. તેના હૃદયે ઝીલેલા પ્રકાશનું પ્રતિબિંબ તે તેની કવિતા છે. તેની કવિતા સરિતા જેવી નથી પણ સરોવર જેવી છે. સ્ત્રીહૃદયના મર્મ-

1. Purpouse in living and nor living

સ્પર્શી ભાવો તે સમજી શક્યો છે. એ રસાળ ભાવો સમજવામાં પોતે તો નિમિત્ત માત્ર હતો. રૂઢી રિવાજના જડ થઇ ગયેલા થર તોડવામાં તેની મહાશક્તિ છે. પ્રભાતની શિતળતા તેની વાણીમાં છે, પુષ્પના પરિમલ તેના સંગીતમાં છે. નારી દેહમાં સૌંદર્ય સૌ કોઇ જુએ પણ નરનારીના દેહસૌંદર્યની સમતા ભક્તિમાર્ગમાં હતી. અનંત અખૂટ આનંદના ઝરામાં તૃષા છીપાવવાનો ભક્તનો ટળવળાટ હશે. જગતના અણુએ અણુને પ્રેમ-રસ રમાડી બ્રહ્માંડને નચાવવાનો તેનો મોહ હતો.[1] ભક્તને મન કૃષ્ણ સૌંદર્યની, રસાનંદની, સનાતન યૌવનની, પ્રેમ પરબ્રહ્મની, જગતરક્ષક અને ઉદ્ધારક એવા અનેક આદર્શની પ્રતિમારૂપ હતો. માનવ શરમાય છે એવાં દેહનાં અંગોમાં ભક્તિથી સૌંદર્ય જોઇ શકાતું. જગતની ઉત્પત્તિ અને લયનો સમાવેશ પ્રેમના પુષ્પમાં હતો. આપણા જમાનાની ઘણીએ કહેવાતી જ્ઞાનની ચોપડીઓ કરતાં ભક્તની ભાષા અને ભાવો નિર્મળ હતાં.

જ્યારે જગત સંસ્કૃતિ એટલે શું એ જાણતું પણ નહિ ત્યારે આર્યાવર્તમાં સંસ્કૃતિનાં શિખર ચણાતાં, દેહના શણગાર અને રંગરાગની ઉજાણી થતી, જ્ઞાનનાં પડઘમ વાગતાં અને જીવનનો ઉલ્લાસ લૂંટાતો. જશોદાના ગૃહકુંજમાં આપણાં બાળક રમે છે, રાધાના હૃદયમાં ગૃહવધુનું હૃદય ધડકે છે, કૃષ્ણની લીલામાં આપણા જીવનનું રહસ્ય છે. નરસિંહ મહેતાએ પોતાનો નહિ પણ પ્રભુનો શૃંગાર ગાયો છે. તેના શૃંગારમાં કૃષ્ણ ગોપી પાછળ ઘેલો નથી પણ ગોપી કૃષ્ણ પાછળ ઘેલી થઈ છે. સુરતસંગ્રામ તે તો સ્ત્રીનો પુરૂષ ઉપર વિજય હશે. સ્ત્રીના પાલવે નવપલ્લવીત યૌવનના લેખ લખાયા હશે. એ યૌવનને મરજાદ ન હોય.

સુરેશ દીક્ષિત.

1. C. F. Moleculer theory in physics.

# સ્ત્રીઓ અને જનસેવા

" સેવા તો સાધુઓનુ સર્વસ્વ છે
પરમાર્થ તો પ્રભુતા પોતે જ
ચિરંજીવી હો મેવા ધર્મના સાધુસન્ત '
× × *
મનુષ્યાનંદ તે શુ મલકાશે ?
સો સો હાથે સેવા સજીયે
પણ અધુરી અધુરી સદા "

આસ્તિક હોય કે નાસ્તિક, દરેક સમજુ માણસ એટલુ તો સમજે જ છે કે પોતે જે સમાજમા રહે છે તે સમાજની સેવા કરવી એ તેનુ કર્તવ્ય છે અનાથોને મદદ કરવી નિરાશ્રિતોને આશ્રય આપવો—એવી એવી વાતો સર્વે ધર્મોમા કહેલી છે હિંદુધર્મે પણ પણ પરહિતમા મચ્યા રહેવાનો સનાતન ઉપદેશ કરેલો છે **"परोपकारः पुण्याय।"** એ કથન કોને માન્ય નથી ? જૂના ધર્મગ્રંથો વાચતા અથવા સામાન્ય માણસના વિચારો જોતા, આર્યોની સમાજસેવાની પ્રાચીન ભાવના જાણી શકાશે, ભૂખ્યાને અન્ન આપવુ, તરસ્યાને સારૂ પરબો બેસાડવી, જળાશયો ખોદાવવા, ધર્મશાળાઓ બંધાવવી, બ્રહ્મભોજન કરાવવુ, દેવાલયો સ્થાપવા આટલેથી જ ઘણુ કરીને આપણી સમાજસેવા પૂરી થાય છે

હાલમા આપણા દેશમા સમાજસેવાની કલ્પનાને નવી જ દિશા મળી છે વિદ્યાલયો ઉઘાડવા, પ્રવાસ કરવામા મદદ કરવી, ગરીબોની સ્થિતિ સુધારવી, પતિતોનો ઉદ્ધાર કરવો

અને સામાજિક તથા ધાર્મિક માન્યતાઓમાં સુધારો દાખલ કરવો એવા બહુ વિધ કાર્યક્રમનો સમાવેશ આજકાલ સમાજ સેવામાં કરવામાં આવે છે અને આ પ્રશ્નોની ચર્ચા આપણા સમાજમાં ગતદિવસ થયા કરે છે.

પ્રાણીમાત્રમાં પ્રભુ છે. ગરીબો, નિરાધારની સેવા એ પણ પ્રભુસેવા છે જ્યાં સ્નેહ ત્યાં જ ઈશ્વર છે એમ જ્યારે સમજાય ત્યારે જ ખરી સેવા થાય છે ભૂતદયાનો વિસ્તાર એ જ સાચા સેવાભાવનું રહસ્ય છે કવિ કાન્તના શબ્દોમાં કહીયે તો—

એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાઓ સમજો ભાઈ બેન જો
× × ×
ભૂત-દયા છે ધર્મ બધાના મૂલમાં,
સઘળા યે સતોનો એ ઉપદેશ જો "

સેવાની કીંમત, સેવા કરનારનો ભાવ અને લાગણી ઉપરથી અંકાય છે નાની સેવા પણ શુદ્ધ નિખાલસ દિલથી કરી હોય તો તે અમૂલ્ય છે તેથી જ આપણે કહીએ છીએ કે એક શબ્દથી કે એક હાથના ફેરવવાથી કોઈના હૃદયમાં શાન્તિ થતી હોય, એક આત્મા ઉંચે ચઢતો હોય તો એટલી સેવા યે સાર્થક છે પરંતુ "એ સેવામાં" મહાત્મા ગાંધીજી હમેશા કહે છે તેમ, ' દેખાડો કરવાની વૃત્તિ ન હોય દંભ ન હોય, સેવાને બહાને સ્વાર્થ સાધવાની નૈતિક નબળાઈ ન નભે " જનસેવા જો ધમાલ કે આડંબર વિના કરવામાં આવે તો જ શોભા નીકળે જમણા હાથે થતું કામ ડાબો હાથ ન જાણે એવી રીતે કરેલી સેવા જ શ્રેષ્ઠ છે સાચી જનસેવાનો આદર્શ એવો ઉન્નત જ હોવો ઘટે.

આપણા સામાજિક જીવનનો આધાર કૌટુમ્બિક જીવન ઉપર રહેલો છે, અને કુટુમ્બ એટલે સ્ત્રી. તેથી કુટુમ્બથી અનિરપેક્ષ સ્ત્રીજીવનની કલ્પના આપવી અશક્ય છે. માટે સ્ત્રીઓનો સામાજિક આદર્શ શો? અને એ આદર્શ પાર પાડવાને સ્ત્રીઓએ કેવો ભાગ ભજવવાનો છે?—એ પ્રશ્નોના ઉકેલમાંથી સ્ત્રીઓએ શું કરવું અને તેઓ કેટકેટલું કરી શકે તેનો ખુલાસો મળી રહેશે. પુરુષ અને સ્ત્રી એ એક જ સમાજના બે અંગ છે. એ બન્ને અંગ સમતોલ રહે એમ સૌ કોઈ ઇચ્છે જ.

' પતિપત્ની ઘર ચલાવે છે તે વખતે અરસપરસ નહિ, પણ સંસારની વચ્ચે રહેવાની વખતે જેમ આપણે આપણા પડોશીઓના હક્ક સાચવવા પડે છે તેમ સંસારમાં જીવન ગાળતી વેળાએ પણ આપણે સંસારવાસીઓના હક્ક જાળવવાના છે જે સંસાર આપણું ચોપાસેથી રક્ષણ કરે છે, જે સંસાર પોતાનો ભૂતકાળનો બધો સંચય આપણા ચરણમાં ખૂલ્લો મૂકી દે છે, જે સંસારવાસીઓ આપણી સાથે ખભે ખભો મેળવી ઉભા રહે છે, તે સંસાર અને સંસારીઓ તરફ આપણો અનેક ધર્મ છે જ જે કેળવણી આપણે લીધી તે કેળવણીની પદ્ધતિ વધારે લાભદાયક કરી જે ઔષધાલયોએ આપણને સાજા કર્યાં તે ઔષધ વધો સગવડ કરાવવા જે બાગ, ચૈત્યો, મંદિરોએ આપણને આનન્દ્રી, જાગરીઆનતી

અને ઉન્નતિની સામગ્રી પૂરી પાડી તેમને વધારે શોભાવન્તાં, ઉપયોગી અને પવિત્ર કરવાં –કોણ કહેશે, એ બધો આપણો સ્ત્રીઓનો ધર્મ નથી ? સંસાર અનેક રીતે આપણી શુશ્રૂષા કરે છે; તેથી આપણને ઘટે છે કે આપણે એ સંસારની સેવા કરવી.

સ્ત્રીઓ તો આજે પણ હિંદુસ્તાનમાં ભારેમાં ભારે તપ અને યજ્ઞ કરે છે. સ્ત્રીઓ જેટલો સંયમ આજે પુરૂષમા હોત તો સ્વરાજ્ય ક્યારનું મળી ગયું હોત. સ્ત્રીઓની સેવા કરવાની લાયકાત અને તેમની સેવા–પદ્ધતિનું સાચું મૂલ્ય આંકતાએક પુરૂષ લેખક લખે કે, " જે કોઈ ખરી સેવા કરી શકે એમ હોય તો તે સ્ત્રી જ છે. પુરૂષોને પણ સ્ત્રીઓ આ વિષયમા બહુ શીખવે એમ છે. રોગીની સારવાર કરવામા એની સાથે અહોનિશ ઉજાગરા કરવામા, રોગથી પીડાતા અને બૂમો પાડતા રોગીથી ન ગભરાતાં એક માતાની પેઠે સેવા કરવામા કોણ ચઢે ? પુરૂષ કે સ્ત્રી ? વ્હાલથી સમજાવી, પટાવી, શિક્ષણ આપવામા પુરૂષો વિજયવાન નિવડે કે સ્ત્રી ? મુશળધાર વરસાદ પડતો હોય, પત્થર પણ ઓગળી જાય એવો તાપ પડતો હોય, માણસ ઠરી જાય એવી ટાઢ હોય ત્યારે પણ સુંદર સ્વાદિષ્ટ રસોઈ કરે, જરા પણ કંટાળે નહિ–એ પુરૂષ કે સ્ત્રી ? હોટલમા પુરૂષો રહે છે પણ તે માત્ર પેટને માટે; અંતઃકરણની લાગણીથી તેમને માટે મરી ફીટનાર સ્ત્રી સિવાય કોઇ નહિ હો ! ગૃહને શોભાવવું હોય, તેને વ્યવસ્થિત કરવું હોય તો તે સુંદરતા તો સ્ત્રીને જ આવડે. યુદ્ધના ઘાથી રીબાતાને કે અનેક ચિન્તાપીડિતને મીઠા સુરથી કોઈ ક્ષણિક, સ્વર્ગીય સુખ આપતું હોય તો તે સુંદરીનો જ મધુર કંઠ. નહિ કે પુરૂષનો કર્કશ સ્વર. જેને પોતાનુ ધાર્યું, તેને માટે કોમળ કહેવાતી અબળા શરીરનું, મનનુ કે ધનનુ સુખ ન ગણકારી સતત તત્પર રહે છે તે પણ સ્ત્રી જ."

આવો સેવાધર્મ પાળનારી સ્ત્રીઓ સર્વત્ર અમીછાંટો નાખે, તેઓ જનસમાજની સેવા કરતી થાય, અને એમનુ મનોબળ તથા ધૈર્યબળ કેળવાય; તે માટે એમને સેવા-ભાવની સક્રિય તાલીમની જરૂર છે. તે માટે પહેલા એમના વ્યક્તિત્વની ભાવના જાગ્રત થવી જોઇએ; અને તેમને પોતાને પોતાની શક્તિઓનુ સાચું ભાન થવુ જોઇએ આ વ્યક્તિત્વ આવવા માટે જ્ઞાન અને પ્રેમ એ બેજ સાધન છે.

પ્રાચીન સતીસાધ્વી સ્ત્રીઓના પ્રતાપે જ હિંદુસ્તાનમા સોનાના સૂરજ ઊગ્યા હતા. હજારો વરસ ઉપર જ્યારે આપણો દેશ ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો, ત્યારે કૈંક સીતાઓ પોતાના પતિને કઠિન વ્રત પાળવામા સહાય કરવા જંગલથી પણ વધારે વિકટ પથે અનુસરતી; કૈંક દ્રૌપદીઓનો વાળ સરખો પણ વાંકો થતો તો તે માટે લાખોના લોહી રેડાતા; કૈંક કુન્તીમાતાઓ અને વિદુલાઓ પોતાના કાયર દેખાતા પુત્રોને પાનો ચઢાવી ધર્મયુદ્ધમા સમશેર ખેલવાની પ્રેરણા કરતી; કૈંક સાવિત્રીઓ દેશદેશ ભ્રમણ કરી પોતાની પસંદગીથી યોગ્ય પતિને વરતી અને વળી પતિપ્રેમના ચમત્કારથી સાક્ષાત યમરાજાને પણ વશ કરતી; કૈંક સુલભા યોગ્ય પતિ ન મળવાથી સંન્યાસ ધારણ કરી જનક જેવા જીવનમુક્ત રાજાની ડહાપણડાહી ટીકાના ભુક્કા કરી વેદાંતચર્ચામા પણ તેને મહાત કરતી. આજે તેવી દેવીઓ ઘેર ઘેર પ્રગટ થશે તો તેવા સૂરજ ફરીથી ઉગશે જ.

ગૃહસેવા એ દેશસેવાનો પાયો છે. પહેલું ઘર, પછી કુટુમ્બ, પછી પ્રાન્ત, અને આખો દેશ. એ પ્રમાણે સેવાનાં વર્તુલો ગોઠવી સેવાની ભાવના વિસ્તૃત કરવાની છે. અંગ્રેજીમાં કહેવત છે કે "Charity begins at home" તેમ સેવાભાવના વિશાળ કરવાને માટે કંઈ "પર કેડીને તીરથ ન કરાય."

જે મનુષ્ય એક કુટુંબની સેવા નથી કરી શકતો તે આખા સમાજની એટલે અનેક કુટુંબોના સમૂહની સેવા કરવાની શી લાયકાત ધરાવે છે? એવો સ્વાભાવિક સવાલ સૌ કોઈ પૂછે જ છે. કુટુંબનાં વડીલોને-પોતાનાં માતપિતાને-પ્રસન્ન કરતાં પહેલું શીખી લેવું જોઈએ; તો પછી જગતપિતા અને જગદંબા પ્રસન્ન કરતા નિરાશ નહિ થવું પડે.

માટે સેવક-સેવિકાએ જરૂર સમજી લેવું જોઈએ કે—

"ઘટ ઘટ રમે
રામ સર્વે સમે
બધા તમે અમે
રામનાં સ્વરૂપ.
જનો તણી સેવા
સાચી રામસેવાઃ
તે જ સાચાં લેવાં
તપ ને ભજન.

ઘર એ એક જ્ઞાનના અનુભવની નિશાળ છે. છોકરી નાની હોય ત્યારથી જ એને "નાનાભાઈને હીંચકો નાખ," "ઝભલું પહેરાવ," "દૂધની શીશી ભરી લાવ," "પાણી પા"—એમ ધીરે ધીરે શીખવ્યું હોય તો તે બાળકી મોટી વયે પડોશમાના કે હૉસ્પિતાલમાના ગરીબ દર્દીને દૂધ પાતા, ગંજીફ્રાક પહેરાવતા કે પથારીમાથી ઉઠાડતાં બેસાડતા સકોચાય નહિ.

પોતાના છોકરાની પાસે બેસી દાતણ કરાવ્યુ હોય, 'નાત સારા નથી, ઊલ ઊતારો,' 'નખ ઊતારવા દો,' 'આખો ધુઓ'—એવું શીખવ્યુ હોય તો, નિશાળમા છોકરા ગંદા આવે છે એવી જે ખૂમ આવે છે તે ન આવવા પામે. પોતાના છોકરા માદા હોય તો પાસે બેસી, ખોળામા માથું લઈ કપાળે હાથ ફેરવવો, માથું દાબવું, દવા ચોપડવી-એવી એવી સેવા કરવાથી દર્દીનું દુ ખ જાણી શકાય અને તેને માટે પ્રેમની અને દયાની લાગણી ઉત્પન્ન થઈ શકે.

આમ સમાજસેવાની તાલીમ સ્ત્રીઓને કુટુમ્બમાથી જ શરૂ થાય છે કુટુંબમા માદાની માવજત, આરોગ્ય, બાળઉછેર, બાળકોની કેળવણી, ઘરગથુ દવાઓથી અને સારવારથી પાડોશીને મદદ વગેરે દ્વારા સમાજસેવાના આદર્શોને આચારમા મૂકવાની શરૂઆત થઈ શકે છે

પહેલાના વખતમા મ્યુનિસિપાલિટી ન હોતી, હરિજનાશ્રમ ન હોતી, આટલી બધી કપનીઓ ન હોતી એટલે દૂધ ઘીના ગમાડો ન હોતો નિશાળોની માગમાગ ન હોતી, વૉર ફડ, નીતિ ફડ અને દુકાળ ફડની આપદા ન હોતી, પેપરો ન હોતા; સભાઓ ન હોતી. તો પણ સ્ત્રીઓ જનસેવા કરી શકતી પાડોશમા કોઈ માદુસાજુ હોય તો તન અને મનથી સેવા કરતી, દાયણોના ત્રાસ હોય તો જાતે ગામમા સુવાવડ પ્રસગે એક બીજાને મદદ કરતી પરતુ તેઓની વૃત્તિ છાપામા નામ લાવવાની ન હોતી

આપણા જૂના વખતમા સયુક્તકુટુબની સસ્થા સમાજમા હતી તેવામા જીવનની હાડમારી નહાતી આવવા જવાના સાધનોને અભાવે કાર્યક્ષેત્ર નાના હતા અને વર્ણાશ્રમધર્મ પ્રમાણે સૌના કામો વહેચાઇ ગયેના હતા આનુ પરિણામ એ આવ્યુ કે એક જ કુટુમ્બમા સગાસબધીઓ, વિધવાઓ, ગરીબો અને અનાથનું પોષણ થઈ શકતુ, વિદ્યાર્થીઓને મદદ આપી શકાતી અને જીવન બહુ પ્રવૃત્તિમય ન હોવાથી એકબીજાને સારેમાઠે પ્રસગે મદદ પણ થઈ શકતી

આજે સ્ત્રીઓની પોતાની અગત બુદ્ધિનો યોગ્ય વિકાસ થવા નહિ દઇયે તો એમના હૃદયની ઉન્નતિ સધાવી અશક્ય છે, અને સેવાભાવની લાગણી પણ ઉપરછલ્લી રહેવાનો ભય છે જ્યા સુધી સ્ત્રીઓને તેમની વિચારશક્તિનો પૂરતો વિકાસ થવાનો અવકાશ ન મળે ત્યા સુધી તેઓની સ્થિતિ ઘણે અશે પરાવલબી જ રહેવાની તેમને એક જાતનુ પાગળાપણુ, અપગપણુ લાગ્યા જ કરવાનુ તેઓ ભયરહિત નહિ થઈ શકે ભયભીત દશામા રહેવુ, અન્યાય સહન કરવો, પડોશી પર થતો અન્યાય મૂગે મોઢે સહન કરવો અને જોયા કરવો, આળસમા આયુષ્ય વીતાવવુ અને અજ્ઞાન દૂર કરવાનો પ્રયત્ન ન કરવો–આ પચમહાપાતક સેવાથી ટાળી શકાય.

તેથી આવુ અજ્ઞાન દૂર કરવા માટેની કેળવણી અથવા તાલીમ એવા જોઇએ કે તેથી પરોપકાર કરવાની અને પારકાને અર્થે કામ લાગવાની વૃત્તિ પેદા થાય જે સમાજમા આપણે રહીએ છીએ તે સમાજની–એટલા માનવસમાજની નહિ પણ આખી જીવસૃષ્ટિની–સેવા કરવાની વૃત્તિ અને શક્તિ કેળવણી આપી શકે ત્યારે જ તે કેળવણી સાર્થક છે

જનસેવા કરવા નીકળી પડનાર સમાજસેવિકાએ સેવાભાવની તાલીમ પહેલા લેવી જો પ્રીતમદાસે કહ્યુ છે તેમ

" દયા દાન ને દીનતા, એ ત્રણ તરવાના ઉપાય
કરીએ શ્રીકૃષ્ણ-ઉપાસના "

એ ત્રણ 'દ' કાર પહેલા સિદ્ધ કરવા જોઈએ, તો જ સેવા દીપી નીકળે ભક્ત ઋષિરાજે પણ સાદીસટ લોકવાણીમા એ જ ઉપદેશ્યુ છે,

"લાખ વાતની, એક વાત લેજે
શિખામણ છેલ્લી રે—
દયા રાખીને, અન્નદાન દેજે
શિખામણ છેલ્લી રે—"

સેવા કરનારમાં દંભ જણાય એટલે તરત જ એની સેવાની અસર મોળી થઇ જાય છે. બાઇબલમાં કહ્યું છે તેમ જમણે હાથે આપેલું ડાબા હાથને જાણવા ન દેવું એમા જ ધમાલ વગરની સંગીન સેવા રહેલી છે. ખોટી શિષ્ટતા અને દંભની ખાતર ઉત્તમ સેવાની તક જતી કરવી એ પાપ છે,

સ્ત્રીઓની સેવાનું સેવાવ્રત ગરીબોની સાચી દાઝ જાણવાથી અને આવાં "the poorest and lowliest and lost"-ની સાચા દિલથી કરેલી સેવાથી જ સફળ થયું કહેવાશે. 'સેવા કરી'-એમ જ્યા ન જણાય ત્યાં જ સાચી સેવા કરવાની જરૂર છે. મૂંગી સેવા એજ ઉત્તમ સેવા છે. સેવા કરનારને શિરપાવનો લોભ ન ઘટે.

ઘરના કામ કરવા કે કુટુમ્બીઓની સેવા કરવી એ કર્તવ્ય પણ સ્ત્રીના છે ખરા; એ તેમણે સાચા દિલથી કરવા જોઇએ પણ સ્ત્રીનાં કર્તવ્યની ત્યાં જ સમાપ્તિ થતી નથી. હવે આપણું કુટુંબ એ દેશ છે. એવી વિશાળ ભાવના આપણે ઝીલતા થવાનું છે; અને તેથી ઘરના કામોની એવી વ્યવસ્થા થવી જોઇએ, કે સ્ત્રીનો બધો વખત સ્ત્રીના બધા વિચારો, સ્ત્રીની તમામ શક્તિઓ એમા જ રોકાઇ ન રહે અને વ્યર્થ ખર્ચાઇ ઘસાઇ ન જાય.

ભૂતકાળમા જે વખત આપણે ત્યાં આપણાં ગૃહમંદિરો આનંદસ્થાન લાગતા હતા તે વેળા વિધવાઓ ભગવતી કહેવાતી, કુટુંબની પૂજ્યદેવી મનાતી અને ઉપચારિકા ધાત્રી કે શિક્ષિકા થઇ માત્ર ગૃહમા જ સેવા કરતી; એટલું જ નહિ પણ પાડાપાડોશીમા સંબંધીઓમાં અને જનસમાજમા પણ સેવા કરતી, અને સંસારના અનેક કાર્યમાં એનો અનુભવ-એની પરિપક્વ બુદ્ધિનો લાભ-લેવા જનમંડ તલપતો.

જુના વખતમા તો ઘરમા વિધવા થાય એટલે કુટુમ્બના મુખ્ય પુરુષો સંસારના મોજ-શોખ છોડી દેતા, વિધવાને જરાપણ ઓછુ ન આવે એમ વર્તતા; એને પૂજ્ય માનતા. વગર પગારની, વગર પેનશનની જીવનપર્યંત નોકર નહીં પણ 'શકુંતલા નાટક' માની ગૌતમી, કે 'માલતી માધવ' માની કામંદકી એ મનાતી

જો વિધવાઓ સંસ્કારી થતી હોય, સંયુક્ત કુટુંબમા સન્માન અને પ્રેમ મેળવી શકતી હોય તો પછી તેમને માટે વિધવાશ્રમની જરૂર નથી. કુટુમ્બની એક વિધવા નાની છોકરીઓને ગૃહકાર્ય શીખવતી હોય, ફુરસદે વાચતી હોય, અને બીજાંને વાચી સંભળાવતી હોય, પાડાપાડોશીને સાજેમાદે કામ આવતી હોય, ઘરમા જ કોઇ માદુ પડે ને ધાત્રીપદ લેતી હોય તો એના જેવું બીજું ઉચ્ચ જીવન નથી.

હાલમા છોકરીઓને માટે, સારી સ્ત્રી-શિક્ષિકાઓ જોઇએ છે. મંદવાડમા શાન્તિ આપે અને પ્રભુપ્રેમ દર્શાવે, એવી નર્સો જોઇએ છે. ભલે પછી તે કુટુમ્બની સધવા કે વિધવા હોય. આપણા હાલના જીવનને પહોચી વળવાને રાનડે, ગોખલે કે મહાત્મા ગાધીની કથામા રસ લેતી વિધવાઓ બાલકોમાં સંસ્કાર પાડવાને આપણે જોઇએ છે

પહેલાના વખતમા વિધવાઓ એટલે ગૃહની દેવીઓ' એ છોકરાને સંભાળે, નવડાવે, નાતજાતના વટવહેવાર સાચવે, ઘર સંભાળે, નાની વહુઓ અને છોકરાને સાથે લાવે લઈ જાય, અને અનુભવની વાતો કહી સારા સંસ્કાર પાડે.

હવે જમાનો એવો આવતો જાય છે કે આપણી પ્રાચીન સંયુક્ત–કુટુમ્બની વ્યવસ્થા તૂટતી જાય છે. તેમા જે સાચવવાનુ છે તે એ જ કે આપણી પ્રાચીન આર્યભાવનાના સારા સસ્કાર ન જાય. વિધવાઓએ કમાવુ એ ગૃહજીવનના ભોગે નહિ. જો વહુ દીકરી વિધવા હોય અને ગૃહમા જ ઉચ્ચ સંસ્કાર લઈ શિક્ષક, ધાત્રી, માતા, સલાહકાર થઈ શકતી હોય તો પછી તેને ક્લાર્ક બનાવવાની જરૂર નથી, પરતુ એમ હોય નહિ અને આ મોઘવારીના વખતમા તેઓ કુટુમ્બમા ભાગરૂપ ગણાય અને છેક ભિખારી બને તે કરતા શિક્ષક, દાક્તર, નર્સ કે ક્લાર્ક થાય તે વધારે સારૂં કહેવુ પડે.

સેવા ત્રણ પ્રકારે થઇ શકે: તનથી, મનથી અને ધનથી. સ્ત્રીઓ ઘરમા રહીને પણ તનસેવા કરી શકે તેમ જ બહાર પણ કરી શકે. એમા કાઇ ઘસાઇ જવાય નહી. શરીર અણઘટતા આરામથી કટાઇને ખવાઇ જાય તે કરતા કોઇને માટે કામ કરી છૂટતા ઘસાઇ જાય એ ઈચ્છવા જેવુ છે મોટા કુટુમ્બમા સ્ત્રીઓ રહેતી હોય તો તેમના કામની વહેચણી થઈ શકે એક જણ રાધે તો બીજી પીરસે, એક જણ સેવાનો સામાન કરે તો બીજી પાટલાપાણી કરે કે છોકરાને નવરાવે. કોઇને ત્યા મહેમાન થઇને જવાનો વારો આવે ત્યારે વખત થાય એટલે પાટલા ઉપર ન બેસતા ઘરધણિયાણી સાથે નાહીએ અને રસોઇમા કે આ પાણીમા મદદ કરીએ પછી ભલે આપણે ગરીબ હોઇએ કે તાલેવંત.

સગા વ્હાલા કે પડોશીને ત્યા કોઇ માદાની પાસે બેસનાર ન હોય તો આપણે જઇએ, સેવા કરનારને જરાક આરામ આપીએ; એ માદાની ચાકરી કરતી હોય તો આપણે કાજી કરી આપીએ, રાધી આપીએ, કે દવા લઇ આવીએ.

ઇસ્પિતાલમા કે કોઇના ઘરમા જરૂર પડે તો કોઇના લુગડા ધોતા, માથું દાબતા અગર ઓસડ વાટતા કે રાધતા કટાળાય નહિ શરીરથી બને તેટલું કામ કરી કોઇના શરીર, મન કે હૃદયમા શાન્તિ ઉત્પન્ન કરાવી શકાય તો તેનુ જ નામ ખરી તન–સેવા.

આપણે આપણા કુટુબની અને સગાસબધીની વેઠ તો ઉપાડીએ જ છીએ, પણ એ વેઠને સેવાભાવનુ, ઉત્તમ સ્વરૂપ આપવા માટે ફકત હૃદયપલટાની જરૂર છે. જે જે બને છે તે માત્ર સેવા રૂપે, સેવાની મળેલી તકના સદુપયોગને અર્થે થાય છે એમ સમજી લઇએ તો પછી ખાસ નવુ કરવાપણુ રહેતુ નથી

સસારના કર્તવ્યકર્મને વેઠ ગણીએ, તો પણ એ વેઠને કલાપિ કહે છે તેમ

'બાપુ' આ મેં સુખદુખતણી વેઠ નાખી નથી કૈં,
આ તો બોજો કુદરતતણો માત્ર કલ્યાણકારી.

એવી એ વેઠ કલ્યાણકારી છે તેથી એ વેઠ વહે જ છૂટકો છે મીરાબાઈ સાચુ જ કહે છે

" ઉપાડી ગાસડી વેઠની રે, કેમ નાખી દેવાય ?
એ છે રણછોડ રાય શેઠની રે, કેમ નાખી દેવાય ? "

આ 'વેરની વાસદી' ને શુદ્ધ સેવાનું સ્વરૂપ આપવા શી શી સાધના કરવી પડે તે વિચારીયે તે માટે તો કવિ સાગરે લખ્યું છે તેમ-

" સ્હાવી ચેતનની પૂજા, સદા ચે, ચેતનની પૂજા-
**हरिरेव जगद् जगदेव हरिः** ગૂઢ મંત્ર પરિચિત થાય;
જનહિતયજ્ઞની વેદિ પરે ' નિજ ' હોમ્યે દશ પૂજાય
સ્હાવી ચેતનની પૂજા-"

એમ મનથી ' મારૂં ' ને બદલે ' અમારૂં ' બોલતા થઇ જવું જોઇએ. તો એવા મનથી કરાતી સેવા શ્રેષ્ઠ છે.

આપણી પાસે પૈસો હોય તો, વિના મૂલ્યે શિક્ષણ આપવું, પુસ્તકો વહેંચવા, ઉદ્યોગગૃહો કાઢવા, શિક્ષણ પામવાની અનુકૂળતા વધારવી—એ ધનથી નીપજતી સેવાના માર્ગ છે.

ગરીબોને પૈ પૈસો આપવા કરતા, તેમની ગરીબાઇ દૂર થાય, અને તેઓ સ્વાશ્રયી બને એટલા માટે ઉદ્યોગગૃહો કાઢવા ને નીભાવવા, તેમ જ આપણા બાળકો આ દેશમા અને પરદેશમા જઈ શકે એવી અનુકૂળતા કરી આપવી એ યે આપણો ધર્મ છે.

ધનવડે થઈ શકતી આવી સેવાઓમા સ્ત્રીઓ જ ઘણીવાર અંતરાયરૂપ થઈ પડે છે લગ્નવિવાહમા વગ કરાવવા એ જ તૈયાર થાય છે. લુગડા ઘરેણાનો મોહ પણ એ જ ઓછો કરી નથી શકતી. આવા નકામા ખરચ કરવાને ઘણા તૈયાર થશે; પણ એક ગરીબ છોકરાને કેળવવાની પ્રતિજ્ઞા નહિ લે. મજૂરણો મીલમા અફીણની ગોળી ખવરાવી છોકરાને અંધારી કોટડીમા રાખી જાય છે તેમને માટે કોણ ચાલી બંધાવે છે? એમને માટે વૈદ ડાકટરની કોણ તજવીજ કરે છે? ઉડીને આંખે વળગતી સાડીઓ એ બિચારાના લોહીનું પાણી થયું ત્યારે વણાઇ છે અને ત્યારે એમના છોકરાએ નો સારૂ ધાન પણ જોયુ નથી હોતું! કીમતી સાડી પહેરનાર કેટલી બહેનોને આ ગરીબ મજૂરણો સાભરી છે?

લુગડા, ઘરેણા, અને ન્યાતવરામા તેમ જ બપોરે ફેરીઆ પાસેથી મોંઘી વસ્તુઓ લેવામા, અગર જોશી બ્રાહ્મણને હાથે છેતરાવામા બહેનો પૈસા ખૂએ છે. તેના કરતા આવા ગરીબોની સ્થિતિ સુધારવાને, પૈસાનો ફાળો આપે તો એમના દ્રવ્યની ખરી સફળતા છે. ફૂલ નહિ ને ફૂલની પાખડી આપીને પણ લાગણી તથા સમજપુર્વક થતી આવી સેવા નાની સૂની ન કહેવાય.

કુટુમ્બસેવાની બહાર નજર કરીને—**वसुधैव कुटुम्बकम्** નો ભાવ હૃદયમા ઉતારી, સ્ત્રીઓએ ગરીબોની દાઝ જાણવી અને એ ગરીબોની અગવડો ટાળવા ઘરઘર ફરી આશ્વાસન આપવું એ પણ સેવા છે. જો ગરીબોને માટે દવાખાના, નિશાળો, ઉદ્યોગગૃહો વગેરે સરળતાથી ચલાવવા હોય તો પ્રથમ હૃદયમાની લાગણીવાળા માણસો

અવશ્ય જોઇએ. એ લાગણી ઉત્પન્ન કરવા ગરીબોના મહેલ્લામાં ફરવું જોઇએ. એમના હૃદયમાં રહેલો ઇશ્વર ઓળખવો જોઇએ. આટલું કર્યા પછી ગરીબોની સાથે નિકટ સહવાસમાં આવવાનું બાકી રહે છે.

જ્યારે આમ કરીયે ત્યારે જઃ-

" સંસારનાં ગરીબના સુખદુઃખ જાણી
ખૂલી જતાં ભીતર ભીણતણા ધીમેથી;
ને દીનની ઉર-વરાળ સુણી દ્રવન્તાં
ભીંજાય કૈં હૃદય સાત્વિક ભાવભીનાં!"

આપણા નોકરો, માળીઓ, સગાંવહાલાં પાડોશી અને ગરીબો કયા ખૂણામાં રીબાતા પડયા છે તેની આપણે દરકારેય નથી કરતા. મોટા કહેવાતાને ત્યાં આપણો હિસાબે નથી હોતો છતાં આપણે જઇએ છીએ. તેને બદલે જો આવાં વ્હાલસોયા ગરીબને ત્યા મહિનામા પાચ મીનીટ જઇયે તો પણ બીચારા અડધા અડધાં થઇ જાય છે.

તેમ જરાક વ્હાલથી, એક મીઠા બોલથી, કેટલું બધું આશ્વાસન મળી જાય છે? એવું આશ્વાસન બહેનો પાસેથી ન મળવાથી જ અનેક ઉછરતા જુવાનો સમજ્યા વિના બૈરાંથી કંટાળી જાય છે, નાસી જાય છે, અને આપઘાત કરવા તૈયાર થાય છે! કોઇ કોઇ દુઃખી બાઈઓ કૂવે પડે છે. કંઇક ગરીબો પાપમા પડે છે. એ બધું મનથી, જરાક મનને તરફી આપવાથી અટકે છે.

એવાંને પાસે બોલાવો, આશ્વાસન આપો; તો એ બધા યે જનસમાજની, ઉપયોગી મૂડી થશે. ગરીબ, એટલે ચોર, ગરીબ એટલે ગંદા; ગરીબ એટલે તુચ્છકારને પાત્ર-એવી ભાવના રાખીને જનસેવા ન થઈ શકે. તેઓ ગંદા હોય તો સુઘડ કરો; પણ એમની જોડે બેસતા સંકોચ ન રાખો. ગરીબોની જોડે ગરીબ થાઓ. હીરાની બંગડીઓથી એ મોહાવાનાં નથી; એથી તો એ ઉલટા ડરે છે. તમારા હૃદયના હીરા સમાન સાદા પ્રેમભર્યાં વાકયથી એમને મોહ પમાડો અને એ તમારા ગુલામ થઇને રહેશે તમારે પ્રભુ જોવો હોય, પ્રભુ શાથી ખુશ થાય છે તે જાણવું હોય, તો આ જગા છે

આપણા શેઠીઆઓ, ધનાઢયો અને ફેશનમા તણાતી કીર્તિલોભી સ્ત્રીઓ ઘર આગળ નોકર તાવે તરફડતો હોય તો તેને લઇ, કામ કરવા ઉઠાડશે. તેને કવીનાઇનની ગોળી કે પાશેર દૂધની કાજી કરી આપતા એમને ભાર પડશે; પણ બહાર જઇ ઇસ્પિતાલમાં ફળ વહેંચશે! એ તે અંતરની સેવા કે બહારનો ળ? આમા તો કંઇક કીર્તિલોભ, કંઇક અમે કરીયે છીએ એ વૃત્તિ; કંઇક ઘર આગળ કામ ન હોવાથી વખતનો ઉપયોગ અને એવી જ કંઇ ઉપરછલ્લી વૃત્તિ હોય છે.

બીજી એવી સેવા અશકતોની છે. આપણા ઘરમાં અશકત હોય તેમને સંભાળવાં એ દયાધર્મ છે.

ગોકુલવ્રજમા થતી ઇદ્રપૂજા બંધ કરાવીને શ્રીકૃષ્ણે ગોવર્ધનપૂજા શરૂ કરાવી, એટલે ઇદ્ર કોપ્યો, અને વૃન્દાવનની ભૂમિ ઉપર બારે મેઘ તૂટી પડ્યા ગોપ ગોપીઓ ગભરાયા એટલે બાલકૃષ્ણે સ્તવન કર્યું અને જે ગોવર્ધનને આનન્દથી સતોષ્યો હતો, તે જ ગોવર્ધનની તળેટીમા બધાને આશ્રય લેવા કહ્યુ. બધા ત્યા જઈ પહોચ્યા એટલામા શ્રીકૃષ્ણે ગોવાળીયા અને ગામોના રક્ષણને કાજે ગોવર્ધનને એક તરફથી ઉચકી ઉચો કર્યો તળેટીમા વિશ્રામ લેતા બધા મેઘની ઝડીઓ જોતા રહ્યા હતા ત્યા પુત્રપ્રેમી યશોદા વાત્સલ્યને લીધે શ્રી કૃષ્ણને આટલી બધી મહેનત અને જોખમ લેતા વારવાને આવી ચઢ્યા પરતુ જગદુદ્ધારક શ્રી કૃષ્ણે તેનો ઘટતો ઉત્તર વાળ્યો કારણ કે સાધુઓની વિભૂતિ અને શક્તિ પરોપકારને અર્થે જ હોય છે

આ પ્રસગનું અશરણોની સેવા કરનાર દીનબન્ધુ શ્રી કૃષ્ણના ઉત્તરનુ પદ, નરસિંહ મહેતાએ રચ્યુ છે તેની કીમત સમાજસેવકો જ બરાબર આંકી શકશે. આ રહ્યુ એ પદ

"બાળક બાપુડા રે ! પરવત મૂક પાછો ધરણી
કોમળ કર દુખાશે તારો, આ શી કીધી કરણી ?
ટચલી આંગળીએ ગમક નાખશે, બાહે નથી બળવત
વ્રજવાસીને કાજે વહાલા' આ શી આદરી ખત ?
સહુ રહેશે તેમ આપણ રહેશુ, કોને કાજે કીજે ?
કોડી માત્ર દધિને કાજે, ગાળ દઈ નીત ખીજે,
કહે કૃષ્ણજી, 'સુણો રે માતા ! પર ઉપકાર પૂન્ય'
નરસૈયાના સ્વામીની લીલા, માહે નથી કઈ નૂન્ય.

આમ ' परोपकारः पुण्याय ।' એ જ પ્રભુનો સનાતન ઉપદેશ છે,

સેવા કરવાના ક્ષેત્ર માટે નાનામા નાની શરૂઆત ગામડામાથી થઈ શકે આપણે એ વાચી । ગામડાની કેટલી શોચનીય સ્થિતિ છે, તેનો સ્ત્રીઓએ જ વિચાર કરવો રહ્યો અને તે સુધારવાને સ્ત્રીઓએ શી સેવા બજાવવાની છે, તે આપણે જોઈએ

ગામડાની પ્રજા હજી ઘણી અજ્ઞાન, વહેમી અને મેલીઘેલી છે ગામના રસ્તા સાકડા, ગદા અને ધૂળિયા રહે છે બજારમા દારૂના પીઠા અને બીડી દુકાનો પાસે હોય છે તેમા પણ વ્યવસ્થા કે સ્વચ્છતા જાળવાયેલા નથી હોતા ગામના સારામા સારા ખેડૂતોના ઘર પણ સાકડા અને અંધારીઆ આગળ ઢોરના અને પાછળ ઉકરડાના વાડા—એ સઘળુ ખરેખર ઘણુ જ સુધારવા જેવુ છે

નિશાળોમા પણ સ્વચ્છતા નથી હોતી તેમા છોકરાઓ અને છોકરીઓ નિસ્તેજ નબળા અને ગદા હોય છે ગામના લોકોના જાડા રીતરિવાજ, ગામમાની અનેક પાર્ટીઓ ખાનપાનના વહેમ, સાદામા સાદી વાતનુ પણ અજ્ઞાન એ સઘળુ દૂર થાય તો મોટી સેવા કરી કહેવાય

ગામડાંની સેવાનો પ્રકાર કંઇક વિચાર્યા પછી હવે શહેરમાં શી શી સેવા સ્ત્રીઓ કરી શકે તે આપણે જોઇએ. હમણાં ગામડાં ભાગતા જાય છે; અને શહેરો વસતા જાય છે. એટલે ગામડાનો સડો શહેરમાં એકત્ર થાય છે. એ કચરાને સાફ કરવો એ સમાજ-સેવકોનું કામ છે.

અત્યારસુધી આપણો દેશ કેવળ ખેતી ઉપર જ આધાર રાખતો હતો અને તેથી ગ્રામ્યજીવન ગાળવું પડતું. એટલે ગ્રામ્યજીવનની શાન્તિ હતી. હવે સમય બદલાયો છે: ગ્રામ્યજીવનને બદલે શહેરી જીવન થતું જાય છે. ખેતીને બદલે હુન્નર ઉપર આધાર રાખવો પડે છે; અને એને અંગે ઘીચ વસ્તી, સાંકડા ઘર, અશાન્ત જીવન અને એક બાજુ ધનાઢ્ય અને બીજી બાજુ ગરીબ, એમ સ્થિતિ થઈ છે. આમ થવાથી બાહ્ય સેવાની જરૂર વધતી જાય છે.

મુંબઈ અમદાવાદ જેવાં પ્રવૃત્તિમય શહેરોમા નાની નાની ઓરડીઓમા જ્યા જગા અને વખતની મારામારી છે, ત્યા સુવાવડખાના જોઇએ જ. પણ એ સુવાવડખાના બરાબર ચાલે છે કે કેમ ? માત્ર પૈસા આપનારીની જ સારી વ્યવસ્થા થાય છે કે કેમ? એક સુવાવડી સ્ત્રીની પાસેજ બીજી મરવા પડેલી સ્ત્રીની પથારી છે કે કેમ ?–તેનીતપાસ કરવી એ જનસેવા છે; ને એ આપણી ફરજ છે.

શહેરોમા જોઇએ છીએ કે કોઈ માર્ગદર્શન કરનાર હોય તો કંઈને કંઇ સેવા કરનાર સ્ત્રીઓ જરૂર નીકળી આવે. કામ કરનાર છે પણ લેનાર નથી સ્ત્રીઓ કદાચ રોજ ભણાવવા ન જઈ શકે; પણ પોતાના જ પડોશમા અઠવાડીઆમાં એકાદ દહાડો વાચી શકે તો ખરી. કોઇ માદુ હોય તો ખબર કાઢે, શેકનું પાણી ઉનુ કરી આપે, આટલું કરી કોઈ સંસ્થાને લખી જણાવે તો તરત મદદ મળે; અને બીજાં કેટલાકને પણ એથી માર્ગદર્શન થાય.

આપણાં બાલકોને માટે અમે ત્યા નિશાળો ગોઠવાય, પાચ કલાક અંધારા ઓરડામાં ગોધાઈ રહે, એમને પોરાવાળું પાણી મળે, અને તેથી તેઓ આધળા, ખૂંધા કે રોગીષ્ટ થાય; એ સુધારવાનો હક્ક તો આપણો સ્ત્રીઓનો જ છે સવારના પહોરમા દૂધ ખરાબ આવે, આપણા રસ્તાઓ બરોબર સાફ ન થાય, પોસ્ટમેન કાગળ બરોબર ન આપે, તો એ સુધારવાનો હક્ક સ્ત્રીઓનો જ છે. એ જાહેરજીવન સ્ત્રીઓનું જ છે.

જાહેરજીવનમાં સરળતા લાવવાને સંસ્થાઓની ખાસ જરૂર છે. સંસ્થાઓ તો થાય તેટલી ઓછી જ છે; પરંતુ પારકાના ભલાને માટે જીવવું, ‘ પ્રભુ સેવા એટલે જન સેવા ’–એમ સમજાયું ન હોય, અને કામ કરનાર, કીર્તિલોભ અને અન્ય લોભથી ખેંચાય; ત્યારે સંસ્થાની વ્યવસ્થા, સંસ્થાની એકતા અને સંસ્થાનો ઉત્કર્ષ નથી સાધી શકાતા.

અનાથાશ્રમોમા જઇએ કે, વિધવાશ્રમોમા જઇએ, નિશાળોમાં જઇએ કે વાચનગૃહોમાં જઇએ, પણ જ્યાં સુધી એ સંસ્થાઓનો લાભ લેનારમા ઉચ્ચ જીવનની ભાવના ન આવે, સુઘડતાની સાથે સાદાઇ, કિફાયત ન થાય, માતૃભૂમિને માટે, દેશબંધુને માટે લાગણી ન થાય,

અમે કોઇને આશરે ટીએ એમ થવાને બદલે અમે જનસમાજની જરૂરની વ્યક્તિઓ છીએ અને અમારામા શક્તિ છે, બુદ્ધિ છે, એનો પુરે પૂરો લાભ આપીનુ—એવી યોગ્ય નીડરતા ન આવે ત્યા સુધી એ બધી સસ્થાઓ કશા જ ઉપયોગની નથી બીજી રીતે કહીએ, એવા સુધરેલા સદાવ્રતખાનાઓથી દુખી જનોનુ દળદર ફીટવાનુ નથી.

સેવાની મિમાસા આપણે કરી, તેના પ્રકાર જોયા, તેના અખતર ગણાવ્યા, પરંતુ એ ઉપર વિચાર કરતા આપણી સેવાઓથી આપણને જોઇએ તેટના પ્રમાણમા સતોષ કેમ થતો નથી? આપણી સેવામા એવી કઈ કઈ ઉણપો છે જેથી એના સિદ્ધિ દૂર ને દૂર રહે છે? આનુ કારણ આપણી સ્વાર્થી દષ્ટિ, આપણી સમાજને ખાતર કે દેશને આપભોગ દેવાની અશક્તિ, આપણી અપ્રામાણિકતા, આપણુ બીકણપણુ, આપણો દભ અને આપણુ અજ્ઞાન છે

એટલે જ્યા આપની સ્વાર્થદષ્ટિ છે, ત્યા આપભોગની અથવા તો બીજાની ખાતર સહેજ પણ અગવડ ખમી લેવાની ઉદારવૃત્તિ ક્યાથી રહી શકે? એટલે જ્યા લગી આપણે સ્વાર્થ છોડી પરમાર્થ ગ્રહણ કર્યો નથી, આપભોગ આપના નથી આવડ્યો, સાચનો આશ્રય નથી લીધો, બ્હીક છોડી હિમત ધારણ કરી નથી, દભ નથી છોડ્યો અને અજ્ઞાનનો ત્યાગ નથી કર્યો, ત્યા લગી આપણી સમાજસેવિકાઓની સેવા માત્ર ઉપદેશમા અને ભાષણોમા જ રહેવાની છે

માટે સ્ત્રીઓને ગૃહસેવાથી આરભીને દેશસેવા કરવાને માટે યોગ્ય સજોગો અને તક મળે તન, મન, અને ધનથી સેવા ઉઠાવવાનો લાભ મળે ગરીબો, વિધવાઓ, અનાથ, અને અશક્તો આપણા બધુ છે—એ ભાવના તેમનામા અહોનિશ જાગ્રત રહે, અને ઠામઠામ સસ્થાઓ ઊભી કરી એમા સહકાર અને એકતાનતાની ધૂન લગાડી શકાય, તો જરૂર ગૃહો ગૃહકુજો થશે

આ પ્રમાણે જાહેરજીવનમા તાનભગ થવા દઈને નહી પણ તાલબદ્ધ રહીને, સ્ત્રીએ ને પુરુષોની સાથે સચના દેવામા આવે તો પછી પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારવુ અઘરૂ નથી તો જ આપણા બાળકો ગુલાબના પુષ્પની પેરે વિકસશે અને પૃથ્વી ઉપર જ દેવદેવીઓ વસાવી શકાશે

આમ સ્ત્રીપુરૂષનો સાચા દિલનો સહકાર થાય, જનસેવા કરવામા ખભેખભો મેળવી એક બીજાને સેવા કરવાની તક અપાય અને સેવામા મુશ્કેલીઓ અનુભવથી દૂર કરી શકાય, તો એવી સેવાથી શુ શુ ન સાધી શકાય? કવિ નવિનના શબ્દોમા કહીએ તો—

"સજ્જત જોડા જાતભોગથી, પરહિતમા પરવરશે,
પોતાના પ્રિય દેશીજનના, દુ ખ પરસ્પર ધરશે
ત્યારે પ્રભુના સચરશે સ્વર્ગ સમ સુદર હિંદ થશે.

તેથી આવુ "સ્વર્ગ સમસુદર હિદ" બનાવવુ હોય તો એક જ વસ્તુ અતમા કહેવાની છે કે—

'સેવાનો ધર્મ સ્વીકારો, સાહેલીઓ'
સેવાનો ધર્મ સ્વીકારો

**સ્વ. ચૈતન્યબાલા મજમુદાર.**

# ભક્તકવિ રણછોડ

## એમનું જીવન અને કવન

પદ્યસાહિત્યના નિર્મળ નભોમંડળમા, કેટલાક ભક્તકવિઓ રૂપ તારકગણ ચમકવા લાગ્યા અને ચૌદમા સૈકામા, ગુજરાતને આરે ભજન–ભાગીરથીએ દર્શન દીધા. તે કાળના ભીમ, પદ્મનાભ અને ભાલણને ગૌણ ગણીએ, તો નરસિહ અને મીરાએ પોતપોતાના કવનમા, ભક્તિપ્રધાન સાહિત્યક્ષેત્ર એવા તો ખેડયા હતા કે તે પછી અવતરેલા કેટલાય કવિઓમા ભક્તિ સિવાય ઈતર પાક ઉતર્યો જ ન હોતો.

પછી પદરમા શતકમા ભક્તિસાહિત્યની ફૂલવાડી વિશેષ ફાલે ફળે છે. નરહરિ ને નાકર, વસ્તો, વછરાજ ને વિષ્ણુદાસ, શિવદાસ, સૂરભટ્ટ ને શ્રીધરસ્વામી, ઉદ્ધવને મુરારી તથા તુલસી ને દેવીદાસ એ સૌ પદરમા શતકના આપણા કવિકિરણો.

કવિસૃષ્ટિ માટે સોળમું સૈકું આછોતરા પાકવાળુ દેખાય છે. તે સમયના સામાન્ય કવિઓ ત્રણ–(૧) દ્વારકાદાસ, (૨) મુકુદ અને (૩) ગોપાળદાસ તથાપિ એ સૈકાએ એક એવા સમર્થ તત્વજ્ઞ કવિને જન્મ આપ્યો હતો જે વડે સોળમું શતક સદૈવ સ્મરણમા રહે તે તત્વજ્ઞ કવિ અખો.

પણ સત્તરમા ને અઢારમા શતકમા ભક્તકવિઓની હારમાળા તો અજબ છે, તે સોળમા સૈકાની અછતને આબાદ ખપ વાળી દે છે ૧૭–૧૮મા શતકના કવિકુળફૂલડા તે મનોહર જાણે નક્ષત્રમાલા ' ગૌરીબાઈ, દીવાળીબાઈ, રાધાબાઈ, કૃષ્ણાબાઇ અને

ઉમરેઠની પુરીબાઈ, એ બધી કવિયત્રીનુ પયકડુ પણ આપણે એ જ સૈકામા જોઇએ છીએ. ઉપરાત હરદાસ, હરિરામ, હરિગિરિ ને હરિભટ્ટ, વલ્લભભટ્ટ "પ્રેમાનદસુત" વલ્લભ ને વીરવિજય, રત્નેશ્વર, રેવાશકર, જુનાગઢનો રણછોડ ઉર્ફે યોધ કવિ, રત્નો ને રઘુનાથ દાસ, નેમવિજય, નિષ્કુળાનદ નરભેરામ અને નિરાત, દાન્કો, દેવીદાસ અને દેવાનદ, પ્રીતમદાસને પ્રેમાનદસ્વામી, મુક્તાનદસ્વામી, મનોહરસ્વામી અને મજુકેશાનદ, બાપુસાહેબ—ગાયકવાડ ને બ્રહ્માનદસ્વામી તથા કાઠિયાવાડી કવિ કાળિદાસ, ભોજન, ગિરધર, ગોવિદરામ, જીવરામભટ્ટ, નાગર શિવાનદ ને શાનિદાસ અને એ સૌ કવિમાળાના મધ્યમણિને વિરાજતા તે પ્રેમાનદ, દયારામ, અને શામળ તથા ધીરો ભગત

એ જ સદીમા ત્રણ ખડાયતા કવિઓ થઈ ગયા –(૧) જીવણજી મહારાજ (૨) શિવ દાસપુત્ર અને (૩) રણછોડ ભગત

જીવણજી મહારાજે 'રામાયણના મહિના' રચ્યા છે અને ગ. બ. કાટાવાળાનુ એ સશોધન "ખડાયતામિત્ર"મા પ્રસિદ્ધ થયેલુ છે શિવદાસપુત્રનુ કેટલુક કવન અને એનુ જીવન શ્રી ભોગીલાલ ભીખાભાઈ ગાધીએ "ખડાયતામિત્ર'મા પ્રકટ કરાવ્યુ છે અને ભક્ત કવિ રણછોડનો પરિચય પણ એમા છપાયલો છે

ભક્ત કવિ રણછોડના કવન ને જીવનનો પરિચય આપણને કાવ્યદોહન દ્વારા પણ થાય છે. પરતુ અતિ ન્યૂન, અહીં જરા વિસ્તારથી એને ઓળખીએ –

રણછોડ કવિ, કોઇ 'કલાન્ત' કે 'સ્નેહી' કે 'રાજકવિ' ન હતો, અને એનુ જીવન ચમત્કારી—અથવા બીજા શબ્દમા કહીએ તો 'દૈવી' હતુ. એના જીવનમા ચમત્કારના ચમકારા થતા ખરા, પણ મહમ્મદ ઠેલની 'મેલીવિદ્યા' જેવા નહી

"પરાક્રમની પ્રસાદી' મા વંચાય છે તેમ, "સરસ્વતીના શિખામણિ અને સાહિત્યના સ્પર્શમણિ' કવિ કાળિદાસપર પ્રસન્ન થઇને શારદાદેવી એની રસનાએ વિરાજેલા, એ પણ એક ચમત્કાર વળી "ગીતગોવિદ"મા વચાય છે તેમ, જયદેવ કવિની મૃતપત્ની સજીવન થાય એ પણ એક ચમત્કાર નરસિહ મહેતાને વિષ્ણુલોકના દર્શન થાય, તે 'મલ્હાર' ગાય ને મેઘ વરસે એમને હારમળે, મહેતાની દીકરીનુ મોસાળુ પૂરાય, શ્રાદ્ધ તર્પણ થાય અને એમના નામની હુડી સ્વીકારાય આવા ચમત્કારી જીવન પ્રત્યે સહસા જ ચિત્તવૃત્તિ થાય છે જ ને ? "ગીતગોવિદ"નો પ્રવેશક વાચો, લખ્યુ છે કે ભગવદ્જન અને વિદ્દ્જનના ચરિત્રો મનોહર કથાથી ભરેલા હોય છે ગમે તો આદિ કવિ વાલ્મીકિનુ કે અર્વાચીન કવિ પ્રેમાનદનુ જીવન જુઓ અથવા તો પુરાણ કાળના ભક્તજનો કે વર્તમાનકાળના સતજનોના વૃત્તાત વાચો જ્યા જોશો ત્યા કઇ કઈ અદ્ભુત કથાઓ જોશો જે વાચશો તે કઈ કઇ ચમત્કારોથી ચિત્રિત વાચશો ભક્તકવિ રણછોડનુ જીવન એના ' કઇ કઈ ચમત્કારોથી ચિત્રિત ' હતુ (જુઓ પરિશિષ્ટ ૨ )

મહીકાઠા એજન્સિનુ સસ્થાન જે ખડાલ, તે આ ભક્તકવિનુ મૂળ વતન અને કપડવણજ તાલુકામા આવેલુ તોરણા ગામ, એમના ઉત્તરજીવનનુ નિવાસસ્થાન કવિ દશા ખડાયતા જ્ઞાતિમા જન્મ્યા હતા એમના પિતાનુ નામ નરસિહ અને અટક મહેતાની.

ખડાલમા ગોપાળ મહેતાની ખડકી છે, કવિ ત્યા રહેતા બાલપણ એમના વશન્જે ધ્યાન છે (જુઓ પરિશિષ્ટ ૧.) એ વૈષ્ણવ કવિના વખતનો તુલસી કયારો પણ કવિનુ સ્મરણ કરાવતો હાલ કાયમ છે. કવિના જન્મની મુકરર મિતિ નથી જડતી, પણ એમના કવન-માથી શોધાય છે તેમ, પોતે સત્તરમોની સાતમા હયાત હોવા જોઈએ

કવિનું જીવન સાત સાદુ, પોતે નેરતીનો ધધો કરતા વ્યવહારે પગ્ગજુ ને સપૂર્ણ સદાચરણી સર્વ સત્કર્મનુ સેવન એ તેમના જીવનનુ ધ્યેય ધનવાન થવાની લોલુપતા મુદ્દલ ન મળે કમાણી થાય, તે સન્ત સાધુ ને અભ્યાગતોના પોષણ ખાતે ખર્ચી નાખે જન્મથી જ ધર્મભક્તિના સસ્કારયુક્ત એ અવતાર'

રણછોડ કવિ રણછોડજીના અનન્ય ભક્ત હતા તે દર પૂનમે ડાકોર જાય-પગપાળા તેમના પદોમા પાને પાને ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્યરસ છલકાય છે ઘણીએ વાર પોતે ભગવદ્ભક્તિમા તદ્રૂપ થઈ જાય અને તન્મયતામા જ નૈસર્ગિક-નવીન પદોનો પ્રાદુર્ભાવ થાય

કવિ, મહેમદાવાદના બાસ્તાનો જામો ને ટોપી પહેરતા તેમાના પુસ્તકોનુ ને અગ-વસ્ત્રોનુ પૂજન, આજેય તોરણાના મદિરમા ધનતેરશને દિવસે થાય છે તોરણામા રણછોડ જીનુ જે મદિર છે, તે આ ભક્તકવિનુ જ ત્યા સો વર્ષના નિયત તહેવારોએ મેળા ભરાય છે ઉપરાત ખેડા જીલ્લામા, ગોધરા, અને સુરતમા પણ તેમના મદિર હતા

કવિએ એકસો ને પાચ વર્ષ જેટલુ દીર્ઘાયુ ભોગવ્યુ હતુ. નારાયણદાસ ને કૃષ્ણદાસ તથા નદબાઈ અને અગરબાઇ, કવિની એ સસારવાડી

હવે કવિના કવનનુ કઈક વિહગાલોકન કરીએ મને મળ્યુ છે, એટલુ જ સાહિત્ય (અપ્રસિદ્ધ સાહિત્ય) પ્રસિદ્ધ થાય, તોય અદાજે વીસેક ફરમા જેટલુ પુસ્તક બને' અહી પ્રત્યેક પદ કથાનક કે આખ્યાનાદિનો ઉલ્લેખ કરતા જતા જગા વણી રોકાય, એટલે એ પદ્યપુષ્પઉદ્યાનમાથી થોડાક માત્ર વીણી લઈએ —

કવિએ દશ અવતાર લીલા લખી છે, એના કડવા અઠ્ઠાવન અને ચરણ છે પાચસો ને બાવન લીલાની કથા સકેલી લેતા પોતે લખે છે —

'સવત સત્તર પચોતરો,
જેઠ માસ જાણીનો ખરો,
બીજે થયો જયજયકાર,
શુકલપક્ષ ને શનિશ્ચર વાર
કરી દયા ને ખડાલ ગામ,
દાસ રણછોડ એનુ નામ"

કવિએ નાસિકેત આખ્યાન લખ્યુ છે. એના કડવા દસ અને ચરણ ત્રણસો બાણુ. આખ્યાનને આટોપી લેતા પોતે લખે છે –

"સવન મત્તર સીત્તેરો,
વસંત વીત્યો ચૈતર ખરો;
ત્રયોદશી શુકલપક્ષ સાર,
ભર્યો દિવસ ને બૃહસ્પતિવાર.
"ખરી દયા ને ખડાલ ગામ,
નરસંઇ સુતનું રણછોડ નામ'

કવિએ બ્રહ્મસ્તુતિ લખી છે. એના નવ કડવા છે. અને એકસો પંચાશી ચરણ છે સ્તુતિનું વર્ણન આમ વડે છે —

"સવન સત્તર શુભ એંશીઓ,
બ્રહ્મ સ્તુતિનો મહિમા કહ્યો,
જ્યેષ્ટ માસ શુકલપક્ષ સાર,
તિથિ તેરશ ને ગુરૂવાર.
ખરી દયા ને ખડાન ગામ
નરસઇ સુતનું રણછોડ નામ."

રણછોડ કવિ, કાવ્યમા વર્ણનનું મહત્વ ઠીક સમજ્યા હોય એમ તેમના પદો પરથી લાગે છે. "ગોવર્દ્ધન ઉત્સવ"માથી વાનગી લઈએ —

"એવી વાણી ઈન્દ્ર કહી,
ગગનમડળે ગર્જના થઈ,
કોપ કરી કો રણ ચડયુ,
આકાશ અંતરીક્ષ થકી પડયુ '
મેઘ ચડી આવ્યો ઘનઘોર,
દાદુ બોલે બપૈયા–મોર,
ગોપ–ગોપી ગોવાળો ગાય,
અતિ દુખ પામે અનરથ થાય." વગેરે

'ગોવર્દ્ધન ઉત્સવ' ચૌદ કડવાનું ને બસો પચાવન ચરણોનુ વિસ્તૃત કાવ્ય છે. એ ઉત્સવ લીલા આમ સમેટાય છે –

"સવન સત્તર તોહોતરો તેવો રે,
વૈશાખ માસ મીઠો મેવો રે,
દશા ખડાયતામા દીઠો રે,
મોહન તુજને લાગ્યો મીઠો રે."

આ ઉપરાંત કવિએ લખેલ 'સીતાવેલ એંશી ચરણોની છે 'ભક્ત બિરદાવલી' છન્નુ કડીની છે 'સ્નેહલીલા' પાંત્રીસ ચરણોની છે, 'વિષ્ણુગીત' એકસોને અઢાર ચરણોનું છે

ભોજા ભગતના ચાબખા જેવા, આ ભક્ત કવિએ "તાજણા" લખ્યા છે. કેવળ-રસ અને કક્કો લખ્યો છે. પ્રભાત-સ્તવન, ચેતામણિ, મનુષ્યદેહનો મહિમા, ધોળ, ગરબા, હિંડોળ, વસંતપદ, રાસ, રામજન્મની વધાઇઓ, વામનદ્વાદશીની વધાઇઓ, કૃષ્ણલીલાના પદ, ચાતુરી, બારમાસીલીલા, દાણલીલા, શણગારલીલા, માળલીલા, સતમહિમા વગેરે અપ્રકટ સાહિત્ય મળી આવેલું છે.

સીતાજીની શોધમાં નીકળેલા મહાવીર હનુમાન અશોકવાડીમાં જઇ શોક કરતા સીતાજીને મળે છે, તે પ્રસંગને લઇને લખાયેલા અને 'કાવ્ય દોહન' માં છપાયલા બે પદ-

" વનચર વીરા ! વધામણી "
તથા "હસીને બોલ્યા હનુમાનજી"



તે આ જ ભક્ત કવિની કાવ્યપ્રસાદી "રાવણ મંદોદરી સંવાદ"નો સર્જક પણ એ જ કવિ.

કવિના બહોળા ભજન ભંડારમાંથી વીરલ ને વીણી લઇએ -કબીરના પેલા સુપ્રસિદ્ધ પદ-"ઝીણી ઝીણી ઝીણી ચદરિયા-જેવું જ તત્વજ્ઞાનથી છલકાતું એક રસિકને બોધક પદ રણછોડ કવિએ પણ રચ્યું છે, દેહરૂપ અંગરખાનો શીવનાર દરજી કેવો છે. તેનું તેમાં અનેરું આલેખન થયું છે. વાંચો —

" અંગરખું એક તારું રે,
　　બનાવ્યું બહુ જુગતી કરી
શીવનારો દરજી ડાહ્યો રે,
　　કીધી છે મહા કારીગરી,
કારીગરી માંહી કેવી રે કાઢી,
　　તેના કેતાં ના'વે પાર,
બારીક કામ બહુ કીધું ઝીણું
　　તેના ઉપર તાણ્યા છે તાર•
ટાંકો તો નજરે ના'વે રે,
　　દેખોને સર્વે સુરત ધરી-અંગ
કમરપટો, કોડો ને કુણી,
　　પુંચેથી પાં'ની પ્રમાણ,
તેમાં કસોચટી કયાંઇ નથી વળી,
　　શીવનારો ચતુરસુજાણ
પ્રમાણ કેવું કીધું રે,
　　મેસતું છે બગતરી-અંગ. "

કોઈનું અંગરખું મળતું ન આવે એ વળી પ્રભુ દરજીની ખાસ પ્રભુતા!

કવિએ દિલમાં દીવડા પ્રકટાવવાની પ્રેરણા કીધી છેઃ—

" દિલમાં દીવો કરો—દીવો કરો;
કૂડા ક્રોધ-કામને પરહરો—દિલમાં.
દીવો અનભે પ્રકટે એવો,
ટાળે તનનાં તિમિર તેવો.
તેને નયણે નીરખી લેવો રે—દિલમાં."

કવિએ ' અન્નદેવ 'ના પદમાં તો વળી ઓર રમુજ આણી છેઃ—

" તમને આરાધું અન્નદેવ,
પરથમ કરું તમારી સેવઃ
સવા પહોર સૂતાં ઉઠે,
બકોર કરતાં બાળ,
માતા પાસે ખાવા માગે
પહેલે પ્રાતઃકાળ.—તમને.

અને જો સમયસર અન્ન ન મળ્યું તો ?

વાત કરતાં વઢી પડે
ને ભણતાં જાયે ભૂલી,
આંખડીએ અંધારાં આવે,
કાયા થઇ જાય લૂલી !—તમને."

કવિતાની દષ્ટિએ કહીએ તો ઉપમા ને અલંકાર, પદલાલિત્ય અને શબ્દમાધુર્ય, રસ ને ભાવ; આ ભક્તકવિએ કેવાં જમાવ્યાં છે, એના પરિચય સારૂ સ્વલ્પ ઉદાહરણ અહીં ઉતારીએઃ—

" કેવળ રસ "માં પોતે કહે છેઃ—

" કરોળિયે જાળ માંડી જેમ જાણી,
પડદે રહ્યો પરમેશ્વર પ્રાણી;
ગુંથતાં ગું ગુંથી, ફરંતા ફરીને,
રહ્યો મૂઢ મૂરખ માંહે મરીને.
એવી તેં ઉદ્રાંદ કરી છે અવેરી,
ઘટ ઘટ માહે રહ્યો ઘટ ઘેરી;
એક કણથી કણ અનેક થાય,
તે તો કેમ જૂજવા જાણ્યા જાય ?
તેમ તું એક અનેક-અપાર,
પ્રભુ, તારો કોઇ પામે ન પાર."

હવે 'પ્રભાતસ્તવન'નું પ્રભાતિયું વાંચીએઃ—

" આપ આપે તરે, પાપ પ્રલય કરે,
બાપ ! તું બંદગી બોલ સાચી;
મર્મની વાત તો માહેલો માનશે,
કર્મની વાત તે સર્વ કાચી.

અગ્નિ જગન કરે, ફરતો તીરથ ફરે,
તપ ધરે વન જઇ વેદ બોલે,
રણછોડ કહે ભજો ગમને રગમા,
તેટનુ, નહિ એક નામ તોલે "

બીજી વાનગી –

" રાખ તુ લાજ, મહારાજ '
અકાળમા જાળ જળથી જીવ ઝૂરે,
દીજીએ આશ, નિરાશ નવ કીજીયે,
પીજીએ હરિરસ પ્રેમ પૂરે "

મનુષ્યજીવનની દરેક અવસ્થા વર્ણવતા શબ્દનાદવનો નિયમ કેવો સરસ જળવાયો છે, તે જુઓ --

" પારણે પોઢાડયો બાળ,
વિસરી ગયો શ્રી ગોપાળ,
માતાનુ કીધુ પયપાન,
માયામા લાગ્યુ છે ધ્યાન
હસે રમે ને આનદ કરે,
માતા લઈ ઉછગે ફરે,
સુનાવે હાલરડા ગાય,
એવા લાડ લડાવે માય
એમ કરતા મોટો થયો "

અને પછી--

" કરમે કાયા પેદા કરી,
એવો નિરમળ છે નરહરિ
જળમા જતુ ભેળા જાણ
માટીનુ કીધુ મડાણ
પવને બાધી કાચી કાય,
માહે અગ્નિ પ્રજળતો જાય,
પચતત્ત્વનુ પુતળુ કર્યુ,
સુખદુખ સર્વે માહે ભર્યુ "

વગેરે

હવે 'તાજણા'ની તેજચમક નિહાળીએ --

"ધૂન મળીને ધધે ધાયા,
ધારણ ના'વી ધરથી,
કહે રણછોડ કઇ નર કૂટાયા,
એ ગદીના ઘરથી,
× × ×
ધગધગાની મોટી ધાણી,
આટી આવી પગમા,
કહે રણછોડ તે નર ઘુચાતા,
ઢળ્યા માયાના ઢગમા "

'માયાના દગ' નહિ, પણ પદ્ય સાહિત્યનો અદ્દભુત પુષ્પપુંજ, રણછોડ કવિની જીવનકુંજમાંથી વીણી શકાય એમ છે. એ સાહિત્યનું માપ આજનાં વીસમીસદીનાં કાટલાંથી નહિ, પણ છેક આઠોતરી ભેદાયલી સત્તરમી સદીની સંસ્કૃતિને ત્રાજવે જ અંકાય તો કવિનું સર્જન સોનાને મૂલે મૂલવાય એવો અધીન મત છે. પામર, આ કાવ્યરસ મુસાફર, કવિની જીવનકુંજે કયાંથી જઈ ચડ્યો હશે, એ પણ જરા ચમત્કારી કથા ખરી ! ઇતિહાસ બોલે છે, કે "કોલમ્બસ શોધવા નીકળ્યો તો 'ભરતખંડ' ને એ નાંગર્યો જઈને અમેરિકાના દ્વીપમંડળમાં" કવિશ્રી નાનાલાલ તેમની ઘડતર કથામાં પોતાને માટે કહે છે, કે "હું શોધવા ગયો મહાછંદ, ને નાંગર્યો જઈને ડોલન શૈલીના શબ્દમંડળમાં." તેમ સ્વ. રણજીતરામ મહેતા અને હવે શ્રી. મેઘાણી તથા રાયચૂરાએ લોકસાહિત્યમાં રસનરબોળ કરવા માંડયા પછી નિજ્વતનની આસપાસનાં ગામડાંમાંથી મળી આવે તે કંઈરૂપ સાહિત્ય એકઠું કરવા મથતો હતો. અને એમાંથી અણધારી જ ભક્તકવિ રણછોડની ભાળ લાધી !

તેથીયે સંતોષ અનુભવાય છે એ રીતે. કંઈક સાહિત્યઋણ વળે છે અને તેથીયે ફેડાય છે જ્ઞાતિઋણ. ભક્તકવિની જ જ્ઞાતિનો હું એ લેખે.

## પરિશિષ્ટ ૨–વંશાવલિ.

ભક્ત કવિ રણછોડ

| | | | |
|---|---|---|---|
| નંદબાઇ | અગરબાઈ | નારણદાસ | કૃષ્ણદાસ, |
| હરજીવનદાસ ( નંદબાઈના પુત્ર ) | ૦ | ૦ | ૦ |
| રામદાસ | | | |
| મુરલીધરદાસ | | | |
| હરિવંલભદાસ | | | |

| | | | | |
|---|---|---|---|---|
| †અંબાલાલ | ડૉ. મણિલાલ | રમણલાલ | ચમનલાલ | મોહનલાલ |

†હરિવલ્લભદાસ ભગતના પાંચેય પુત્રો બહોળા કુટુંબપરિવાર સાથે હાલ હયાત છે. શ્રી. અંબાલાલ ભગત મિલમેનેજર છે. ડૉ. મણિલાલ ભગત એલ. એમ. એન્ડ એસ. છે. શ્રી. રમણલાલ શ્રોફની પેઢીમા છે. શ્રી. ચમનલાલ શેરબ્રોકર છે અને શ્રી મોહનલાલ ભગત ઇમ્પિરિયલ બેંકની એક શાખાના શ્રોફ છે.

## પરિશિષ્ટ ૨–ચમત્કારી જીવન

૧.

ખડાલની એક બાઇને બહારગામ જવાનુ થતા પોતાના ઘરેણાનો દાબડો ભક્તકવિને ત્યા મૂકવા ગઇ કવિ સુનામા હતા, તેથી દાબડો મજૂસ પર મૂકવાનુ કહ્યુ બાઇ કહ્યા પ્રમાણે મૂકીને વિદાય થઇ કવિ ધ્યાનસ્થ થયા, ત્યારે સામેના એક સોનીની નજર વરી તેણે દાબડો ચોર્યો બાઇને બહારગામ જવાનુ બધ રહેતા તે દાબડો લેવા ગઈ ક્યાથી મળે ? બાઇએ કવિપર આળ ઢોળ્યુ ખડાલના દરબારમા ફરિયાદ થઇ. ખડાયલા મિયા 'મકવાણા' કહેવાય છે મિયા મારફત ભગતજીને દરબારનું તેડુ આવ્યુ કવિએ ખરી વાત કહી " મિયા મકવાણા, રણછોડને દુભ વાનુ નથી કામ" એમ કહ્યુ ભગતની વ્હારે ભૂધર ધાયા પડોશી સોનીની ઝડતી લેવાની સજા થઇ ને ત્યાથી દાબડો નીકળતા કવિ નિર્દોષ ઠરી છૂટી ગયા

૨.

કવિના પુત્રો–નારણદાસ ને કૃષ્ણદાસ–ના વિવાહની વાત ચાલી પલ્લાનુ ઠેકાણુ નહિ પોતે ગુચવાતા હતા ઘેર મહેમાન આવ્યા મહેમાને પોટલુ ખીટીએ ભરવ્યુ, ને તે દિશાએ ગયા ત્યાથી પાછા ફર્યાજ નહિ ભક્તકવિ વસ્તુસ્થિતિ કળી ગયા. પોટલુ છોડીને જુએ છે, તો વિવાહના ખર્ચ અને પલ્લા પૂરતુ નગદ નાણું !

૩.

તોરણાથી ત્રણેક ગાઉ પર મ્હલાલ ગામ છે ભક્તકવિ ઉત્સવ પ્રસગે ત્યા ગએલા કઠલાલમા વડાદરા બ્રાહ્મણની વસ્તી વિશેષ તે ગીખળી પણ ઘણા ઉત્સવની રમઝટ જામતી હતી તે દરમિયાન કવિએ હાથની હથેલીઓ ઘસી પેલા બ્રાહ્મણોએ ટોળમા પૂછ્યુ 'કેમ હાથ ઘસો છો ?" " દ્વારકાના મદિરમા મસાલની ઝાળથી રણછોડજીનો ચદરવો દાઝતો હતો તે મે હોલવ્યો !" ઉત્તર મળ્યો નાસ્તિક જીવોને એ વાત સાચી ન લાગી કેટલાક ઉપડયા દ્વારકા તપાસ કરી "હા, રણછોડ ભગતે આવીને બળતો ચદરવો બુઝાવી નાખ્યો હતો " હકીકત મળી અને સૌ ચકિત થયા

૪.

ભગતજીના ચમત્કારની વાતો સાભળીને, ડાકોરના પૂજારીઓએ પેતરો રચ્યો ભગતજી પુનમપર ડાકોર પધાર્યા, પૂજારીઓએ એવો પ્રબધ કર્યો, કે તેમને દર્શન જ ન થાય. " દર્શન ન થાય તો અન પાણી હરામ ' કહીને પોતે " કેવળરસ " નામે શ્રી રણછોડજીનુ સ્તવન આરભ્યું દેવદ્વાર ફટાક કરતા ખુલી ગયા, અને મદિરમા રણછોડજીએ દર્શન દીધા.

૫.

આતરસુબામા રણછોડ ભકતના એક શિષ્ય રહેતા એમનુ નામ દ્વારકાદાસ રણછોડ ભકતે પોતાનો દેહોત્સર્ગ થવાનો હતો તે દિવસે તેમને દ્વારકા આવવાની આગમચેતી આપેલી દ્વારકાભકત નગીર ધામમેનમા રહ્યા મુદતસર દ્વારકા જઈ શકયા નહિ, દ્વારકાભકત મુદત ચૂક્યા, રણછોડ ભગતનુ વિધિ નિર્માણ ફરે ? કવિ કલ્પેલા દિવસે ને સમયે દેહ થઈ ગયા દ્વારકાભકત મોડા પહોચ્યા તે દ્વારકા ગયા ત્યારે તો રણછોડભકત વૈકુઠવાસી થએલા હતા



કેશવ હ. શેઠ.

# કવિતાનો રૂપવિકાસ

અંગ્રેજી કેળવણી પછી જ ગુજરાતી સાહિત્યમાં નવીન તત્ત્વો દેખા દે છે, એ તો હવે સર્વમાન્ય સત્ય છે. આપણા કાવ્યનો દેહ એવું એક નવીન તત્ત્વ છે. પુનર્જીવન (Renaissance) પહેલાનો કવિતાનો દેહ અને ત્યાર પછીનું એનું સ્વરૂપ વિચારતાં આપણને એમાં પ્રગતિ થયેલી જણાશે.

પ્રાચીન ગુજરાતી સાહિત્ય પ્રધાનત પદ્યમાજ છે. સામાન્ય જ્ઞાનના વિષયો પણ પદ્યમાં જ સંગ્રહાતા. આના કારણો છે. એ વખતે આપણી જેમ જનસમૂહ કેળવાયલો ન હતો ને છાપખાનાનું અસ્તિત્વ ન હતું; તેથી સહેલાઇથી યાદ રાખવાનું સાધન પદ્ય હતું. કવિતા પ્રાસ અને ગેયતત્વવાળી હોવાથી વિષયો યાદ રાખવામા મહેનત ન હોતી પડતી, અને એથી જ જૂનુ સાહિત્ય દેશીઓ અને પ્રચલિત રાગોમા લખાયલુ જોવામા આવે છે. એક આ કારણ છે. બીજું કારણ કવિતાના વિષય પરત્વે છે. પ્રાચીન સાહિત્ય ધાર્મિક છે. ભક્તિયુગ લો કે આખ્યાનયુગ લો. તેમા ઇશ્વર વા સંપ્રદાયના દેવોના ગુણગાન ગાવા માટે જ પદ્યનો ઉપયોગ કરવામા કરવામા આવતો, અને તેથી ગેયતત્ત્વ ઉત્પત્તિમા આવેલું. ભક્તિયુગમા નરસિંહ અને મીરાના કાવ્યોમા ઉર્મિનુ ઉત્કટ સ્વરૂપ હોવાથી ગેયતત્ત્વ દીપી નીકળે છે. પરતુ આખ્યાનયુગમા ભક્તિના અસ્મિદ ચાલુ હોવા છતાય ઉર્મિ રૂપી આત્માની તૂટ પડી છે, અને પદ્યની શુષ્ક એકવિધના સાલવા માડે છે. રૂઢીગ્રસ્ત ગુજરાતમા આ બંધનો કેટલાક વખત સુધી ચાલુ જ રહ્યા. જ્યા ઉર્મિ પ્રધાન નથી હોતી અને ઉપરથી જ જંજીર રૂપે પ્રાસ અને ગેયના આણેલી હોય છે, ત્યા એક-

વિધના આવે છે. એવી ગેયનામાં કવિનાનો આત્મા માર્યો જાય છે, અને કવિતા નહિ એવાં પદ્યનાં જોડકણાં આપણને મળે છે. પ્રાચીન સાહિત્ય તેમજ અર્વાચીન સાહિત્યમાં આવાં ઉદાહરણો કેટલાંય મળી આવે છે.

બંધનોમાં જકડાઇ રહેવું એ વિચારો તો વિકાસ સૂચવવાને બદલે અધોગતિ સૂચવે છે. વિચારનો જ્યાં વિકાસ ત્યાં જ પ્રગતિ. વિચારની ખીલવણી સાથે નવા રસ્તાઓ સૂઝે છે. રૂઢી તરફ-બંધન તરફ-મનુષ્ય શંકાની દષ્ટિએ જુએ છે, બુદ્ધિથી એને કસે છે; અને ઠીક લાગે તો એનો ઉપયોગ કરે છે, નહિ તો એમાં સમયાનુસાર સુધારો કરે છે. એજ રીતે સમય અને સંયોગો બદલાયા તેમ કાવ્યના દેહમા પણ ફેરફાર કરવાની જરૂર અર્વાચીન યુગના સાહિત્યકારોને લાગી. વિષયો તેમજ કવિતાને કંઠસ્થ રાખવાની જરૂર ન હોતી એટલે ગેય તત્ત્વનું મહત્વ ઘટયું અને તેથી ખરી કવિતાની પરીક્ષા થવા લાગી. કાવ્યના ભાવ અને ભાવના પ્રમાણે એનો દેહ પણ બદલાય. એ માટે નવા દેહો શોધી કાઢવાનું કામ કવિઓને હાથ ધરવું પડયુ. સંસ્કૃત તેમ જ અંગ્રેજી અક્ષરો નીચે લેખકોએ પ્રયત્નો આદર્યા. અને એ પ્રયત્નની શરૂઆત નર્મદ-દલપતથી માંડી ઠેઠ આજદિન સુધી ચાલી આવે છે.

નર્મદે દરેકમાં આરંભ કર્યો છે; તેમ આમાં પણ કર્યો છે. વીરકાવ્ય લખવા એણે નર્મવૃત્ત યોજ્યું. દલપતરામે સંસ્કૃત વૃત્તોનો ઉપયોગ કરવા માંડયો. ભોળાનાથે દક્ષિણમાંથી હિંદી અને અભંગ આણ્યા. નવલરામે મેઘદૂતમા " મેઘછંદ " યોજ્યો. દેરાસરીએ ગઝલનો ઉપયોગ કર્યો. અને રણપિંગળમા રણછોડભાઇએ " રણોદ્ય " વગેરે ઉમેર્યાં. કાન્તે ભાવ પ્રમાણે વિધવિધ છંદોનો ઉપયોગ " વર્મનવિજય "મા કર્યો. નરસિંહરાવે પણ એનુ અનુકરણ કર્યું. અને ખબરદારના નવા છંદો તો હજુ આજની જ વાત છે.

નાનાં નાના કાવ્યો માટે ઉપરના નવીન છંદો ઉપયોગમા લેવામા આવે છે, પછી એ દેહ સંસ્કૃત સાહિત્યમાંથી હોય કે ફારસી સાહિત્યમાથી હોય, પરંતુ 'Paradise lost' જેવાં મહાકાવ્યોને શેકસપીયરનાં પદ્યાત્મક નાટકો જેવી કૃતિઓ બનાવવા ગુજરાતી સાહિત્યમા એક નવા જ છંદની જરૂર છે, એમ દરેકને લાગે છે આ આવશ્યક્તાથી પ્રેરાઇ મોટા લેખકોયે નવીન છંદ યોજવા અંગ્રેજી સાહિત્યની મદદ લઇ પ્રયત્ન પણ કર્યા છે. અંગ્રેજીમા બ્લેંકવર્સ છે એવું જ વાહન આપણે પણ આપણા પોષાકમા લાવવા મથી રહ્યા છીએ. નાના નાના કાવ્યો તો અંત્યપ્રાસ, રાગ ને છંદોના બંધનો સેવીને પણ રસપૂર્ણ બની શકે, પરંતુ ઉપર જણાવ્યાં એવા મહાકાવ્યો નિષ્ફળતા જ મોટે ભાગે મેળવે. એટલે જ પ્રાચીન સમયમા આવશ્યક ગણાતું અંત્યપ્રાસનું અંગ ધીમે ધીમે ભુસાતું જાય છે આમા જરા પણ નવીનતા નથી; કારણ સંસ્કૃત સાહિત્યમા અંત્યપ્રાસ જેવી વાત આપણે જોતા નથી. અંત્યપ્રાસ એ કવિતાનું આવશ્યક અંગ નથી. કવિતા માટે સર્વમાન્ય નિયમ લયનો છે. અંગ્રેજી બ્લેંકવર્સ જુઓ કે સંસ્કૃત વૃત્તો જુઓ ત્યાં લય છે.

ત્યારે એક પ્રશ્ન વિચારવાનો રહે છે. કવિતાને કેવા લયની જરૂર છે ? બ્લેંકવર્સને ગુજરાતીમાં આણવા જે જે પ્રયાસો થયા છે તેમાં આ લય કયા પ્રકારનો ભાગ ભજવે

છે ? પ્રથમ આપણે કવિ નાનાલાલની ડોલનશૈલી જોઇએ. કવિએ લાંબાં કાવ્યો ને નાટકો માટે આ શૈલી સ્વતંત્રતા લેવા ઉત્પત્તિમાં આણી. એમાં લય છે; પણ આ લય નિયમિત નથી. એમાં અડધુ ગદ્ય છે, અડધું પદ્ય છે; એટલે એનું નામ પાડ્યું અપદ્ય-અગદ્ય. સ્વતંત્રતા લેવા એમણે પહેલું બંધન તોડ્યું અંત્યપ્રાસનું. આપણે પ્રથમ કહ્યું છે કે કવિતાનું અંત્યપ્રાસ આવશ્યક અંગ નથી. એટલે એ પ્રશ્ન વધુ ચર્ચવો યોગ્ય નથી. વાંધો માત્ર આવે છે લયની બાબતમાં. કવિતામાં લય જોઇએ નિયમિત. અપદ્યાગદ્યમાં ડોલન નિયમ વગરનું છે. ત્યારે આને બ્લેંકવર્સને મળતું ગણવું જોઇએ ? બ્લેંકવર્સમાં Rhythm લય હોય છે, અને આ લય નિયમસર છે. કવિ નાનાલાલ સ્વતંત્રતા ખાતર પ્રાસ ને યતિ છોડી આ પ્રમાણસર લય પણ છોડે છે. ભાવ પ્રમાણે લય પણ બદલાય એમ એમનો મત છે, પણ એમ શબ્દે શબ્દે લય બદલાય એની અનિયમિતતાથી અસરને બદલે શૂન્ય ઉભું થાય. ગદ્યમાં અને પદ્યમાં તફાવત છે તે પણ આ નિયમિત લય ઉપરજ આધાર રાખે છે. ગદ્યમાં લય હોય છે; પરંતુ એ લય માટે કોઈ પણ જાતનો નિયમ નથી. ગદ્યમાં કવિત્વપૂર્ણ વિચાર આવે ત્યાં આ લય આવી જાય. પછી પાછું ગદ્ય હોય એવુંજ વહન કરે. એટલા પૂરતી જ આપણે એને Prose Poetry કહી શકીએ. કારલાઇલ, લેન્ડોર, રસ્કીન, ડીક્વીન્સી, વીલ્સન, પેટર, આની ગદ્ય Prose Rhythm માટે પ્રખ્યાત છે. અને રા. નાનાલાલ ' ઉષા 'માં આવા લયનાં ને આવાં કવિત્વભર્યાં વાક્યોનાં ઉદાહરણો આપે છે.

કવિનું અપદ્યાગદ્ય વા એમની ડોલન શૈલી ઉપર Prose Poetry વધુ‌ી એવી જાનતું છે. અપદ્યાગદ્યને ટૂંકી લીટીઓને બદલે ગદ્ય પ્રમાણે ગોઠવીએ તો લયવાળું કવિત્વભ[ર્યું] ગદ્ય આપણને મળે. અંગ્રેજી સાહિત્યમાં આ પ્રકારની ગદ્યશૈલીને સેઇન્ટસબરીએ History of Prose Poetry ના મોટા પુસ્તકમાં અવલોકી છે. આ પ્રમાણે કવિનો ડોલન શૈલીનો પ્રયાસ બ્લેંકવર્સ ગુજરાતી સાહિત્યમા આણી શકતો નથી. નિયમિત લયMetre એમનામાં નથી. અને જન્મમહોત્સવ પ્રસંગે ઘડતર કથામાં પોતાની નિષ્ફળતા એ સ્વીકારે છે. પરંતુ આ ડોલન શૈલીની એક સફળતા છે, અને તે ગદ્યશૈલીમાં એણે કરેલો ફેરફાર. શુષ્ક ગદ્ય આ શૈલીના આગમનથી રસપૂર્ણ બન્યું ને કવિત્વભર્યું ને કલ્પનાયુક્ત પણ બન્યું છે. આમ એ પ્રકારની ગદ્ય વિભાગમાં ડોલન શૈલીની સફળતા છે. રા. બ. ક. ઠાકોરનું મંતવ્ય આનાથી વિરૂદ્ધ છે. અને એ એમ માને છે કે રા. કવિએ ગદ્યશૈલીને બગાડી નાખી છે. સમકાલીનો× Personal biesથી સત્ય શું છે. એ પણ બરાબર જોઇ શકતા નથી. કવિયુગ જેવી વસ્તુ જ નથી એમ પણ એ કહી નાખે છે. એમના મંતવ્યો જ નોખાં છે. એમને મન પોતે સર્વસિદ્ધ, ને પોતાથી વધી જતો નિષ્ફળ! કવિયુગ વિષે અહિં વિવેચન અસ્થાને ગણાય. અને કવિની ગદ્યશૈલીથી. આપણા ગદ્યમા વિવિધતા આવી છે કે ભાટાઈ એતો સાહિત્યનો ઇતિહાસ તપાસાશે તો જ સમજાશે. અસ્તુ.

બ્લેંકવર્સ આપણા સાહિત્યમાં સફળ થાય ત્યાર પહેલા એ શું છે એ આપણે પ્રથમ સમજવું જોઇએ. અંગ્રેજી સાહિત્યમાં બ્લેંકવર્સ પ્રથમ Earl of Surrey હેનરી

× 'પ્રજાબંધુ' ૨૨-૫-૨૭નો અંક..

આદમાંના વખતમાં દાખલ કરી. અને સૉનેટ દાખલ કરનાર પણ એજ. બ્લૅંકવર્સ એ અંત્યપ્રાસ વગરનું રૂપબંધ છે. અને (ᴗ–) આયેમ્બીક પેન્ટામીટરને જ આ નામ મુખ્યત્વે આપવામાં આવે છે.

બ્લૅંકવર્સમાં અંત્યપ્રાસ હોતો નથી અને યતિ સ્વાતંત્ર્ય હોય છે. આયેમ્બીક ઉપરાંતનાં બીજાં Metres નો ઉપયોગ કરી છૂટ ને વિવિધતા આણી શકાય છે. આટલા સ્વાતંત્ર્યને લીધે દરેક પ્રકારનો ભાવ એમાં બરાબર દર્શાવી શકાય છે. આવી નિયમવાળી લયથી કાવ્યની અસર જણાય છે.

કેટલાક એમ કહેશે કે આવા ᴗ– આયેમ્બીક કે એવાં પ્રમાણોની લયને શી જરૂર? કારણ કવિતામાં ભાવ અને કલ્પનાનું બળ વધારે હોય છે. નિયમિત લય વિનાનું ગદ્ય હોય, એમાં ભાવ અને કલ્પના હોય તો એને કવિતા કેમ ન કહેવી ? વાત સત્ય છે કે ગદ્યમાં આવા પ્રકારની કવિતા હોઇ શકે; પરંતુ એ છુટી છવાયીજ. સળંગ રસ એમાં ન વહી શકે.

શુદ્ધ અખંડ રસવાળી કવિતા એ કલા છે, અને એથી એમાં કોઇ પણ પ્રકારના રૂપની જરૂર છે. કવિતામાં ખાસ બે તત્ત્વની જરૂર છે. ભાવ અને કલ્પના એનો આત્મા છે. રૂપ એ એનો દેહ છે. અને આ આત્મા અને દેહનું ઐક્ય થાય તોજ ખરી કવિતા આપણને મળે. નહિ તો કોઇક જગ્યાએ આપણે માત્ર દેહ જ જોઇએ, અને કોઇ જગ્યાએ એકલો આત્મા જોઇયે. બન્ને અપૂર્ણ છે પરંતુ એમાં બીજી કક્ષાની કવિતા સાદી છેઃ ઉત્તમ તો ઐક્ય હોય ત્યારેજ, " It (poetry) arises only when the poet's qualities of imagination and feeling are unbodied in a certain form of expression. That form is regularly rhythmical language or metre. "

કેટલાક એમજ માને છે કે આવી metre ની જરૂર જ નથી. રા. કવિની ડોલનશૈલી એનું ઉદાહરણ છે. એ એમ માને છે કે ઉત્કૃષ્ટ કવિતા ગદ્યમા પણ હોઈ શકે. અમે પણ કહીએ છીએ કે કવિતા પદ્ય તેમ જ ગદ્ય બન્નેમાં હોઇ શકે. પરંતુ અખંડ રસવાળું કાવ્ય–ઉત્કૃષ્ટ કવિતા metre વિના ભાગ્યે જ ચાલી શકે. સર ફીલીપ સીડની, બેકન, કોલરીજ દરેક એમ માને છે કે metre આવશ્યક અંગ નથી એ એ માત્ર શુદ્ધ કવિતાને અંગે જ કહે છે. અમે ઉપર જણાવ્યું છે કે શુદ્ધ કવિતામા લયની અને તે પણ નિયમિત લયની જરૂર છે. આ કહેવાનો હેતુ એમ નથી કે ગમે તેમ કરીને પણ ચોકઠામાં એ બેસાડવું જોઇયે. નિયમિત લય સ્વયંભૂ અંદરની ઉર્મિઓ પ્રમાણે જ આવી જાય છે. અને વિષયને અનુકૂળ રૂપરચના ઉભી થઈ જાય છે.'લાકડી'ના વિષયપર કવિતા લખવા માંડો અને રૂપનો ઉપયોગ કરો. એમાં માત્ર રૂપનું ચોકઠું જ આવશે. અને ઉર્મિ અને કલ્પના નહીં આવે. પરંતુ એને બદલે ઉત્તમ વિષય લો તો શુષ્ક ગદ્યને બદલે નિયમિત લય વાળી ઉર્મિઓ ધસી આવશે. અને તેથી જ લી હન્ટના શબ્દો ઉપયોગી છે. " Fitness or imfitness for song or metrical excitement, metre

are the difference between a poatrical and a prosical subject" —" Perfection of the poetrical spirit demands it that the circle of its enthusiasm, beauty and power is incomplete without it." ( Imagination and Fancy.)

આટલા માટે જ સંપૂર્ણ કવિતાના અંશો માટે metreની જરૂર છે. વિરુદ્ધ પક્ષીઓના મત પ્રમાણે એક વિષય ગદ્યમાં આપણે કવિત્વભર્યો લખીએ તો લખાય. કવિ નાનાલાલ લખે છે તેમ: પરંતુ એ અપૂર્ણ દેહ વિના કંઇક ઉણપો તમને લાગશે; એની અસર ઓછી થશે. આરનોલ્ડ પણ ગદ્ય અને પદ્યની કવિતામા આ પ્રમાણે ફેર જુએ છે: "The Rhythm and measure of poetry elevated to a regularity, certainly, and force very different fiom that of the rhythems and measure which can persuade prose, are a part of it, perfection. (Mixed Essays)

આ ઉપરથી આપણે એમ નિયમ પણ ન જ ઠોકી બેસાડીએ કે metre મા હોય એટલી કવિતા અને ગદ્યમા હોય તે નહિ. કારણ ઘણી વખત પદ્યમાં આપણને માત્ર કવિતાને બદલે જોડકણાંજ મળે છે. દલપતરામ શામળમાંથી ઘણાય દાખલા મળી શકશે. અને ગદ્યમા આપણને ઉત્તમ કવિતા પણ મળે. નાનાલાલે, વ્હીટમેન કારલાઇલ ટાગોર વગેરે. પરંતુ અંતે એટલુ .તો કહેવું જ પડશે કે metre વિના ઉત્કૃષ્ટ કવિતમાં અપૂર્ણતા રહે છે, અને એટલા માટે જ એની જરૂર છે. કવિતા આનંદ આપે છે એનો કેટલોક આધાર આ નિયમિત લય પર રહે છે, ગદ્યની અનિયમિત લય પર નહિ. metreની અસર ઉંડી અને ચિરકાળ હોય છે. શુષ્ક વિચાર એને લીધે રસમય બની આપણને આલ્હાદ અર્પી આકર્ષે છે. અને શીલરના અનુભવ પ્રમાણે metre એના વિષય પર પણ આકાર કરે છે. metreમા ઉત્તમ વિષયને લખવાથી કલ્પના અને ભાવને જોસ મળે છે. અને હેઝલીટ કહે છે કે આ નિયમિત લયથી આપણે કોઈ ઉંચા પ્રદેશ તરફ વિચરીએ છીએ.

આટલા વિવેચન પછી આપણને જણાશે કે કવિતામા નિયમિત લયની જરૂર છે. કવિ નાનાલાલે સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા લઈએને જતી કરી છે તેથી એમની કવિતામા અપૂર્ણતા આવે છે. જ્યાં દેહ અને આત્માનું ઐક્ય એમના કાવ્યોમા થાય છે; ત્યા ઉત્તમ કાવ્યો એમણે આપણને આપ્યા છે.

કવિ નાનાલાલનો બ્લેંકવર્સ તરફનો પ્રયાસ શાથી નિષ્ફળ થયો છે, તે બરાબર સમજાશે હવે આપણે બીજા પ્રયાસો તરફ વળીએ. કવિ નાનાલાલની જેમ બીજા પ્રયાસો હદ કૂદીને વહી ગયા નથી. એ પ્રયાસો કવિતામા નિયમિત લયને સ્થાન આપે છે; પરંતુ અતિ સ્વાતંત્ર્ય અને પ્રાસ ત્યાગ સ્વીકારે છે. આ દિશા તરફ પ્રયાસ કરનાર બે જણ તે રા. ખબરદાર અને રા. બ. ક. ઠાકોર. આ લેખકો ગેયતત્ત્વને શુદ્ધ કવિતાનો અંશ ગણતા નથી અને એમ સ્વતંત્રતા તરફ વળે છે.

'કલિકા'મા રા. ખબરદારે નવો જ છંદ યોજી બ્લેંકવર્સ આણવા પ્રયત્ન કર્યો છે. 'ભણકાર'મા પૃથ્વી વૃત્તનો ઉપયોગ કરી રા. ઠાકોર રૂપબંધનમાંથી સ્વાતંત્ર્ય તરફ સીધાવ્યા છે.

રા. ખબરદારે ગુજરાતી ભાષામાં પ્રયત્ન છે એમ તત્વ શોધી કાઢ્યું છે. અને એ શોધને આધારે એમણે નવો છંદ ઉપજાવ્યો છે. મનન કરતાં આપણને જણાશે કે મનહર છંદમાં થોડો ફેરફાર કરી પ્રયત્ન તત્ત્વના પાયા ઉપર એની ઇમારત રચાઈ છે.

ગુજરાતી ભાષામાં આ નવીન જ પ્રયાસ છે. અને એમણે દર્શાવેલું પ્રયત્નતત્ત્વ આપણી ભાષામા કંઇક જોવામાં આવતું હોવા છતા સર્વથા અનુકૂળ છે કે કેમ, એ ચર્ચા બીજે જ પ્રસંગે બની શકે. રા. ખબરદારે પ્રયાસ હિંમત ભર્યો કર્યો છે. અને રૂપબંધનની સાંકળો ઢીલી કરી છે. આગ્લ પદ્યની માફક સ્વાતંત્ર્ય એ આણી શકયા છે. બ્લેંકવર્સમાં મુખ્યત્વે લઘુગુરૂની લયનો ઉપયોગ કરવામા આવે છે, પરંતુ ટ્રોકેઇક માપનો ક્રમ –υ ગુરૂલઘુનો આ મુક્તધારા છંદમા યોજવામા આવ્યો છે. પ્રથમ શ્રુતિ મુખ્યત્વે ભારવાળી લઘુને બદલે ગુરૂ હોય તો જ મુક્તધારા બની શકે.

અક્ષરમેળ, માત્રામેળ કે પ્રયત્નતત્વ ઉપર આધાર રાખતા માત્ર metres હોઈ શકે. એ માપનો આધાર ભાષાના રૂપ ને નિયમો ઉપર રહે છે. આપણી ભાષામા આ પ્રયત્નતત્ત્વ દેખાતું હોવા છતાંય એ સર્વત્ર લાગુ પાડી શકાય તેમ નથી; કારણ ઉચ્ચારવા તેમજ લખવામાં ભેદ છે. દરેક શબ્દનુ લખાણ આ પ્રયત્નવાદ (Accent theory) પ્રમાણે કરીએ તો કૃત્રિમતા આવી જાય. અને એથી જ મુક્તધારા છંદમા સ્વાતંત્ર્ય હોવા છતાંય એમા સંપૂર્ણ સફળતા મળી શકે તેમ લાગતું નથી. ગતિમય ક્રિયાનું વર્ણન કરવું હોય, તો આ છંદ વધારે ઉપયોગી નીવડે; કારણ એમા ત્વરા છે. ગુરૂલઘુની લય સાથે ધમાધમ કરતા અનિચ્છાએ પણ આગળ દોડવું પડે છે. એથી શાંત ગંભીર કાવ્ય માટે આ છંદ ઉપયોગી નથી.

રા. ઠાકોરના પૃથ્વી વૃત્તનું નિયમિત લય આવશ્યક અંગ છે. એમા પ્રાસ અને યતિનું સ્વાતંત્ર્ય છે એટલી એની વિશિષ્ટતા. પરંતુ જે માધુર્ય કાવ્યમાથી ઝરે તે કવિતાનો આ દેહ તથા સાથે કવિતું મનન આપી શકતા નથી. આ પરિણામ મોટે ભાગે લેખકના ગંભીર માથાતોડ વિચારથોકને આભારી છે. જો રા ઠાકોર સિવાય માધુર્ય સાધવા અન્ય કવિ એ વૃત્તિનો ઉપયોગ કરે તો પરિણામ સારૂં આવે એમ સંભવ છે. રા. ચંદ્રવદન મહેતાનું 'યમલ' જોતા એ ચિહ્નો આપણને જણાશે. પૃથ્વી વૃત્તમા એ કાવ્ય લખાયલું છે અને કલ્પના ને ઉર્મિને પરિણામે એમાં કુમાશ જણાય છે. લેખક પોતાના ભાવો ને વિચારો બંધનમા રહ્યા સિવાય ફેરવી શકે છે. બ્લેંકવર્સની માફક સ્વાતંત્ર્યને લીધે ખરો કવિ એવા સાદા કાવ્યો લખી શકે એમ અમારૂં માનવું છે.

આમ પ્રાચીન અને અર્વાચીન કવિતાનું રૂપ જોતા આપણને ક્રમશઃ થયેલો વિકાસ જણાઇ આવે છે. સ્વતંત્રતાને લીધે કવિતાના રૂપમા સૌંદર્ય વિલસ્યું છે, અને એનું દરેકે દરેક અંગ સંપૂર્ણપણે ખીલી રહ્યું છે. સોળે શણગાર સજેલી સુંદર યૌવના જેવી આપણી કવિતા પ્રકાશે એવી આપણે તો આશા રાખવી રહી.

રામચંદ્ર શુકલ.

કુમુદસુંદરીને આપણે પહેલા ભાગમાં નવીનચંદ્રના મુખ તરફ જોતાં લજ્જા પામતી, સરસ્વતીચંદ્રની યાદે ભાન ભૂલતી, જવનિકા છેદનના પ્રકરણમાં અજાણપણે મનુષ્યની નબળાઇને આધીન થવાની અણીપર મૂકાતી આપણે જોઇએ છીએ. તેમજ નવલકથાના પહેલા અને બીજા ભાગમાં, મુગ્ધાના મુગ્ધભાવ સેવતી, નિષ્ફળ પ્રણયની વિષમયાતના ભોગવતી અને માનસિક વાસનાઓને અજાણપણે આધીન થતી દેખાય છે. વળી જવનિકા છેદનના પ્રકરણમાં વર્ણવેલા છેલ્લા દશ્યમા અને " હૃદયની વાસનાના ગાન "વાળા પ્રકરણમાં અપૂર્વ હૃદયબળ દાખવતી તપસ્વિની રૂપે, " પ્રમાદધન મુજ સ્વામી વ્હાલા ! એ વણુ અપ્રિય સર્વ બીજું ! " વગેરે કડીઓ ગાતી પતિને હૃદયમાં પધરાવવા પ્રયાસ કરતી પતિવ્રતા રૂપે. ચોથા ભાગમાં સુંદર ગિરિની ગુફાઓમા આત્મિક ભાવનાની અધિષ્ઠાત્રી રૂપે અને વૈરાગ્ય ધૂનમાં લીન થઈ જતી પરમ યોગિની રૂપે આપણે એજ કુમુદસુંદરીને નિહાળીએ છીએ. સામાન્ય દૃષ્ટિથી જોતાં ગોવર્ધનરામભાઇની સર્જેલી કુમુદસુંદરી એટલે સસરાનાં કુળને અજવાળતી નમ્ર કુળવધૂ, માન વિનાની કીર્તિની જ્યોત પ્રકટાવતી ઉજ્વળ દીપિકા, પતિભક્તિના પાઠ શીખવતી આર્ય મહિલા, ઉચ્ચતમ સ્નેહભાવનાઓના પાઠ પઢાવતી દેવી, આત્મિકભાવના ભર્યા શુદ્ધ અને બ્રહ્મમા ભળી જતા પ્રણયનો પ્રખર મંત્ર સુણાવતી યોગિની. પવિત્રતા અને વિશુદ્ધતા એનામાં પરાકાષ્ઠાએ પહોંચેલાં દેખાય છે. નવીનચંદ્રને સુવર્ણપુરીના મંદિરના બાગમાં જોતાં એને લાગે છે કે આ સરસ્વતીચંદ્ર જ છે. પળવાર હૃદયમાં જૂના સ્નેહની પ્રચંડ જ્વાળાઓ ભભુકી ઉઠે છે અને પોતે ક્ષણભર નિર્બળ બને છે. પણ તરતજ પવિત્રતાને પ્રભાવે તે બોલી ઉઠે છે. "મારો હવે એની સાથે શો સંબંધ છે ? એનો તો વિચાર જ કાઢી નાખવો. એ હોય તોયે શું ને બીજું કોઈ હોય તોયે શું ? ઇશ્વરે જેની સાથે પાનું પાડ્યું તે ખરો, બીજા સહુ ખોટા." સરસ્વતીચંદ્રની યાદ તેના હૃદયમા હમેશા સાલે છે. પવિત્ર કુમુદ સરસ્વતીચંદ્રનું સ્મરણ હૃદયપટમાથી ભુંસવા રાતદિવસ યત્ન કરે છે. તેનામાં પુરાતન કાળથી આદર પામેલું સતીત્વ આછા સ્વરૂપમા ઝળહળે છે. વૈધવ્ય પ્રાપ્ત થતા પ્રમાદધનની માનસિક ભક્તિ કરવા પોતાના હૃદયને તે પ્રેરે છે. કુમુદસુંદરીમા પવિત્રતા, સૌજન્ય, દૃઢતા, ઉદારતા, સાત્વિકતા વગેરે દૈવી ગુણો હોવા છતા પણ કોઈ કોઈ વખત સરસ્વતી ચંદ્ર તેના હૃદયનું દ્વાર ખખડાવી મૂકે છે. નવલકથાના પહેલા અને બીજા ભાગમા તો તેનું મનોરાજ્ય સરસ્વતીચંદ્રમય જ છે. ધર્મના પુરાતન સંસ્કાર જાગતા પોતાના પ્રણયઘેલા હૃદયને પાછું ખેંચવા તે સતત પ્રયાસ કરે છે. ચોથા ભાગમાં હૃદયની નિર્બળ વાસનાઓને દૂર ધકેલી,. સરસ્વતીચંદ્રને સબળતા અર્પે છે. સામાન્ય રીતે તો કુમુદસુંદરી સ્ત્રીઓનુ ખાસ આદર્શ રૂપ પાત્ર જ લેખાય. નયન ઠારે એવું મધુરં સૌદર્ય, જીવનને ઉત્કૃષ્ઠ બનાવે એવી સાધુતા અને સંયમ એનામાં ઝળહળે છે. સંસ્કૃત, અંગ્રેજી, વગેરે વિદ્યાઓથી તે વિભૂષિત થયેલી છે. ગુણસુંદરી જેવી માતાએ તેને પવિત્રતા, ઉદારતા, કોમળતા, વિનય, તેમજ પતિભક્તિના ઉત્તમ પાઠો શીખવ્યા છે. આથી કરીને નીતિપરાયણ, પવિત્ર, કુલીન, રસજ્ઞ, સંયમી અને સાત્વિક પ્રેમની ઉપાસક તરીકે કુમુદસુંદરીનું પાત્ર આદર્શરૂપ ગણી શકાય.

**ગુણસુંદરી**—કુમુદસુંદરી જેવી આદર્શ સ્ત્રી સર્જવા માટે ગુણસુંદરી જેવી માતાની જરૂર ગોવર્ધનરામભાઇને લાગી હોય એમ સહજ અનુમાન કરી શકાય. ગોવર્ધનરામભાઇએ ગુણસુંદરીને આર્ય સંસારની એક આદર્શ 'ભાર્યા' કલ્પી છે એમ "સરસ્વતીચંદ્ર"ના વાચનારને સ્પષ્ટ જણાશે. માનચતુર જેવા ઉગ્ર સ્વભાવવાળા શ્વસુર, વિદ્યાચતુર જેવા રસિક સ્વામી અને ધર્મલક્ષ્મી, દુઃખમા, ગાનચતુર જેવી વિવિધ સ્વભાવવાળી વ્યક્તિઓને, તે પ્રેમથી, નમ્રતાથી અને વિનયથી વશ કરતી માલમ પડે છે. ગરીબાઇમાં તેને અસંતોષ નથી. પ્રધાનપત્નીનું પદ પ્રાપ્ત થતા તેને અભિમાન નથી. મનહરપુરીના અજ્ઞાન લોકોના હૃદયને આશ્વાસન આપી મીઠાશથી તેમના મન હરી લે છે. યુગોથી સત્કારાયલી આર્ય-ભાર્યાઓની ભાવનાઓનો ગુણસુંદરી તાદૃશ નમુનો છે. દુઃખો સહવામા તે શૂરી સહચરી છે. ભર્તાને પ્રસન્ન કરવામા તે ભાવભરી ભાર્યા છે. બાળકોને યોગ્ય રીતે કેળવી, તેમનામા ઉચ્ચ સંસ્કારો રેડવામા તે યોગ્ય માતા છે. ગૃહસંસારનું તંત્ર ચલાવવામા તે કાર્યધુરંધર ગૃહિણી છે. શ્વસુરપક્ષને સંતોષવામા તે નમ્ર કુળવધૂ છે. જનસમાજ માટે તેને અત્યંત દયા છે. વિદ્યાચતુર માટે તેને અનેરો પતિપ્રેમ છે. કુટુંબ માટે તેનામા ઉદારતા અને સેવાવૃત્તિ ઉભરાય છે. કુસુમ, કુમુદ માટે તેનું વાત્સલ્ય વેગ ભર્યું દોડે છે. આપણા હિંદુ સંસારમા પૂજાતી મન, વાણી અને કર્મથી પતિસેવામા જીવન અર્પણ કરનારી તે પતિવ્રતા સ્ત્રી છે. એનું ડહાપણ, આનંદવૃત્તિ, સર્વગ્રાહ્ય શક્તિ, આસપાસના કુટુંબી જનોને વશ કરવાનો વિનય, કુટુંબની સારી નરસી સ્થિતિનો વિચાર આદિ સર્વોત્તમ ગૃહિણીને યોગ્ય સદ્‌ગુણો તેનામા સમાવી, ગોવર્ધનરામભાઇએ હિંદુ સંસારના અટપટા વાતાવરણમા, સ્ત્રીની અદ્‌ભુત સહનશીલતાનું ચિત્ર, ગુણસુંદરીના પાત્ર દ્વારા રજુ કર્યું છે. નવલ કથાના છેવટના ભાગમા કુમુદસુંદરીના દુઃખથી અને કુસુમની ચિંતાથી તેનામા જરા નિર્બળતા આવે છે. એકપળ વયે પહોચેલા વિધુર બુદ્ધિધન સાથે પોતાની કુસુમને પરણાવવાનો વિચાર કરે છે. કુમુદ જીવતી છે અને સરસ્વતીચંદ્રની સાથે છે એ જાણ્યા પછી કુમુદને મળવા જતા તેના હૃદયમા જરા દુનિયાનો ડર લાગે છે ખરો, પણ આતો સામાન્ય માનુષી નબળાઇ છે, એના તરફ આપણે તીક્ષ્ણ દૃષ્ટિથી ન જ જોવું જોઇએ. કારણકે કુટુંબના ક્લેશભર્યા વાતાવરણમા અને પુરૂષ પણ કંટાળે એવા સંયોગોમા, તેણે અજબ સહનશીલતા બતાવી છે.

**વિદ્યાચતુર**–એ વિદ્યારસિક અને ચારિત્ર્યવાન પુરૂષ છે. "અડોઅડ કપોલ લાગી રહેલ" એ કડી ગાતા વિદ્યાચતુરનો અસંતોષી મનોભાવ પ્રકટ થાય છે ખરો, પણ તેણે ધીરજથી, મૃદુતાથી અને સ્નેહથી ગુણસુંદરી 'ચમક ચમક તારા થાય આ વ્યોમમા આ" એવું રસભર્યું કાવ્ય લખી શકે, એટલે સુધી એને ભણાવી વિદ્યાચતુરના હૃદયમા સમાવાની અને તેના વિદ્વત્તાભર્યા આનંદમા ભાગ લેવાની ગુણસુંદરીની વૃત્તિને, તે અતુલ ધર્મથી કેળવીને સંતોષે છે. સંકટ સમયે ધૈર્યશીલ અને બહાદૂર બની, રાજ્યતંત્રના ગુંચવણ ભરેલા કોયડા ઉકેલવામા તેની હોશિયારી પ્રત્યક્ષ થાય છે. તેનો આત્મા ઉચ્ચ સંસ્કારોથી પોષાયલો છે. તેનામા દેશ કલ્યાણ કરવાની ભાવના છે. તેના વિશાળ જ્ઞાન, રસજ્ઞતા, અને પોતાની વહાલી ગુણીયલ માટેના અથાગ માન તથા પ્રેમ, નવલકથાના વાચનાર સમક્ષ તરી આવે છે.

# સરસ્વતીચંદ્રનાં કેટલાંક પાત્રો

## એક દૃષ્ટિ

સાક્ષરોની પંક્તિમાં ગુર્જરગતની કળામય જ્યોતિ રૂપે પ્રકાશતા સાક્ષરરત્ન ગોવર્ધનરામભાઈનું નામ ગુર્જરવાસીઓના હૃદયમા હમેશા સુવર્ણમય અક્ષરોમા અંકિત રહેશે. તેમની કીર્તિના પ્રાસાદ રૂપ "સરસ્વતીચંદ્ર"નુ સ્થાન ગુર્જરગતની ગૌરવભરી ઉપમાઓમા કાયમનું ગૌરવભર્યું નથી એમ કોણ કહી શકે? "સરસ્વતીચંદ્ર" નવલકથાઓમા એક આદર્શ નવલકથા છે. એટલું જ નહિ પણ તેમાથી વર્તમાનના તથા ભાવિના યુવાનોની રસતૃષ્ણા છીપાવવા અમૃતમય ફુવારો સતત ઉડ્યા કરે છે અને ઉડ્યા કરશે. ઉચ્ચ મહત્વાકાંક્ષાઓનાં આદર્શ રૂપ સરસ્વતીચંદ્ર, કુમુદ વગેરે પાત્રો તો એ કલાકારે એવી ખૂબીથી કલ્પ્યા છે; કે પ્રયાસથી અને સંયોગો પ્રાપ્ત થયે સરસ્વતીચંદ્ર અને કુમુદ થઈ શકાય, એમ વાચનારને જરૂર લાગે. એ પાત્રોમા દૈવી પૂર્ણતા કે સર્વોત્કૃષ્ટતા નથી. એ પાત્રો તો ખરાં માનુષી જ છે. સાક્ષરરત્ન ગોવર્ધનરામ ભાઈની 'કુમુદ', કવિવર શ્રી નાનાલાલની 'જયા'ની માફક, વિદ્યુત જેટલી જ્વલંત નહિ, પણ, અમૃતમય ચંદ્રિકા સમાન શીતળ હોઈ, સર્વ કોઈ તેના ઉચ્ચ સદ્ગુણોને સ્પર્શી શકે છે. એથી કરી સ્ત્રીઓ કુમુદનો આદર્શ પોતાના જીવનમા ઉતારી શકે ખરી. ગોવર્ધનરામભાઈએ કલ્પેલા પાત્રો કેવળ કલ્પનામય પૂર્ણત્વવાળા, ઉચ્ચતાની પરાકાષ્ઠાએ પહોંચેલા, તેમજ માનવજીવન ઓળંગી દૈવી જીવનમા વિહરતા નથી. પણ તેઓ અભ્યાસ, બારીક અવલોકન, અનુભવ, અને વિચારક બુદ્ધિથી કલ્પાયલા હોવાથી મનુષ્ય શક્તિઓની હદમાં જ છે. એમના પાત્રોની કલ્પના અપૂર્વ, અને વિવિધતાથી ભરેલી અને ચમત્કારી છે, તેવું જ તેમનું આલેખન તાદૃશ, મર્મગ્રાહી તથા હૃદયંગમ છે. ( ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા )

**સરસ્વતી ચંદ્ર**—નવલકથાનો નાયક સરસ્વતીચંદ્ર સર્વગુણસંપન્ન નથી. તે પણ મનુષ્યની નબળાઈ, લાગણી અને વિકારોને પ્રસંગોપાત અનુભવે છે. "સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમાં હૃદયવાસનાના ગાનદ્વારા તેનામાં વિકાર પ્રત્યક્ષ થાય છે—

અતિ રમણીય એ વેલી ! ઉરે મુજ વાસના રેલી !
ધડકતુ ઉર તુજ ભાળુ, સમાવા ત્યાં જ લોભાઉં !

વળી ખોળામાં સુતેલી મુર્છાગત કુમુદને સંબોધીને કહે છે "કુમુદ ! તુ જાગ, ઉઠ, અને આ દુષ્ટ ખોળાનો ત્યાગ કર ! આ શરીરના સ્થૂળ મર્મ હવે મારા હૃદય પર ચઢાઇ કરે છે !" કુમુદનું મુગ્ધ કુમારિકા મુખ યાદ આવતા, સરસ્વતીચંદ્ર ભાન ભૂલ્યો થઈ જાય છે પણ તત્તજ અચિંત્યો ચમકી ઉઠે છે અને પોતાની જાતને ઠપકો દેવા માંડે છે આ પ્રસંગ સ્પષ્ટ બનાવે છે કે સરસ્વતીચંદ્રના પાત્રમાં, યોગેન્દ્રની અચળતા સાથે મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓ પણ તેનામાં કલ્પેલી છે નવલકથાનો નાયક મનુષ્યના સર્વોત્તમ ગુણો, જેવા કે સ્વદેશપ્રેમ, પિતૃભક્તિ, વિદ્યા, જ્ઞાન, સાત્વિકતા, મહત્વાકાંક્ષા, નિરભિમાનપણું, ઉદારતા, વૈરાગ્યવૃત્તિ, હૃદયની કોમળતા વગેરેથી વિભૂષિત થયેલો હોવા છતા, મનુષ્ય નિર્બળતા કવચિત કવચિત એના ઉપર આક્રમણ કરતી દેખાય છે, અને તેને લઈને સરસ્વતીચંદ્ર વિવિધ વિકારો અનુભવતો દેખાય છે પણ બીજી જ ક્ષણે ઉચ્ચ સંસ્કારો જાગૃત થતા તેનામાં અપૂર્વ હૃદય બળ ઉભરાય છે અને તેથી તે નિર્બળતાને વશ થતા પહેલાં પોતાની વૃત્તિઓ સંકેલી લે છે એટલે કવચિત કવચિત મનુષ્ય વિકારોની નચડ ચઢાઈ થતા છતા પણ, એ પાત્ર જગએ નીચુ પડતુ નથી, ઉલટુ વાચનારને વ્હાલસોયુ થય છે

**કુમુદસુંદરી**—"સરસ્વતીચંદ્રમાં કલ્પેલા સ્ત્રીપાત્રો પણ સ્વાભાવિક છે નવલકથાની નાયકા, કુમુદસુંદરીનુ ચિત્ર, ગોવર્ધનરામભાઇએ અતિશય સાવધાનતાથી આલેખ્યુ છે તેને મનુષ્યની શક્તિઓની મર્યાદા બાંધીને તેમાં જ રાખી, વાચનારની દૃષ્ટિ સમક્ષ ઉભી કરી છે ચોથા ભાગમાં આપણે કુમુદસુંદરીને સંયમની પરાકાષ્ઠાએ પહોંચતી જોઇએ છીએ સરસ્વતીચંદ્ર માટેની બધી વાસનાઓનો તે ત્યાગ કરે છે,—

"ભવસાગરમાં નથી પડવુ ! મન મલિન મળે નથી ભળવુ !
રસ ઉંડો દીવો રસનાથે, રસ મળના નીચોવ્યા ત્યાગે !"

સરસ્વતીચંદ્ર પાસે શાન્તિ અને બોધ યાચતી કુમુદસુંદરી કહે છે —

'સેવે દૃષ્ટિથી શશીને કુમુદ ! જુવે દૂરથી ને બને પ્રફુલ્લ !
છોડી મલિન મદનના ઉપાધિ, દૃષ્ટિસેવા પ્રભુની કરૂ આવી !
તો હુ ભાગ્ય ખોયેલુ પામુ, મોક્ષશાન્તિ સુધાપાન જાણુ

વળી જ્યારે સરસ્વતીચંદ્ર પોતાની ભૂલના પ્રાયશ્ચિત્ત રૂપે કુમુદસુંદરી સાથે પુનર્લગ્ન કરવાનું સૂચવે છે, ત્યારે કુમુદસુંદરી સંસારની માયી વાસનાઓનો દૃઢતાથી ત્યાગ કરે છે એજ

કુમુદસુંદરીને આપણે પહેલા ભાગમાં નવીનચંદ્રનાં મુખ નિરખી જોતાં લજ્જા પામતી, સરસ્વતીચંદ્રની યાદે ભાન ભૂલતી, જ્ઞાનિદ્રા છેદનના પ્રકરણમાં અજાણપણે મનુષ્યની નબળાઇને આધીન થવાની અણીપર મૂકાતી આપણે જોઇએ છીએ તેમજ ત્રણ ગ્રંથના પહેલા અને બીજા ભાગમાં, મુગ્ધાના મુગ્ધભાવ સેવતી, નિષ્ફળ પ્રણયની વિસ્મયાતના ભોગવતી અને માનસિક વાસનાઓને અજાણપણે આધીન થતી દેખાય છે વળી જ્ઞાનનિદ્રા છેદનના પ્રકરણમાં વર્ણવેલા છેલ્લા દૃશ્યમાં અને ' હૃદયની વાસનાના ગાન 'વાળા પ્રકરણમાં અપૂર્વ હૃદયબળ દાખવતી તપસ્વિની રૂપે, " પ્રમાદધન મુજ સ્વામી વ્હાલા ' એ વણ અપ્રિય સર્વ બીજું ' ' વગેરે કડીઓ ગાતી પતિને હૃદયમાં પધરાવવા પ્રયત્ન કરતી પતિવ્રતા રૂપે. ચોથા ભાગમાં સુંદરગિરિની ગુફાઓમાં આત્મિક ભાવનાની અધિષ્ઠાત્રી રૂપે અને વૈરાગ્ય ધૂનમાં લીન થઇ જતી પરમ યોગિની રૂપે આપણે એજ કુમુદસુંદરીને નિહાળીએ છીએ સામાન્ય દૃષ્ટિથી જોતાં ગોવર્ધનરામભાઇની અમર કુમુદસુંદરી એટલે સમસ્ત નારીકુળને અજવાળતી નમ્ર કળવધૂ, માત પિતાની કીર્તિની જ્યોત પ્રકટાવતી ઉજ્જ્વળ દીપિકા, પતિભક્તિના પાઠ શીખવતી આર્ય મહિલા ઉચ્ચતમ સ્નેહ ભાવનાઓના પાઠ પઢાવતી દેવી, આત્મિકભાવના ભવ્ય, શુદ્ધ અને બ્રહ્મમાં ભળી જતા પ્રણયનો પ્રખર મંત્ર સુણાવતી યોગિની પવિત્રતા અને વિશુદ્ધતા એનાના પરાકાષ્ઠાએ પહોંચેલા દેખાય છે નવીનચંદ્રને સુવર્ણપુરીના મંદિરના બાગમાં જોતાં એને લાગે છે કે આ સરસ્વતીચંદ્રજ છે પળવાર હૃદયમાં જૂના સ્નેહની પ્રચંડ જ્વાળાઓ ભભુકી ઉઠે છે અને પોતે ક્ષણભર નિર્બળ બને છે પણ તરતજ પવિત્રતાને પ્રભાવે તે બોલી ઉઠે છે 'મારો હવે એની સાથે શો સબંધ છે? એનો તો વિચારજ મારી નાખવો. એ હોય તોયે શું ને બીજું કોઇ હોય તોયે શું? ઇશ્વરે જેની સાથે પાનું પાડ્યું તે ખરો, બીજા સઉ ખોટા' સરસ્વતીચંદ્રની યાદ તેના હૃદયમાં હમેશાં સાલે છે પવિત્ર કુમુદ સરસ્વતીચંદ્રનું સ્મરણ હૃદયપટમાંથી ભુંસવા રાતદિવસ યત્ન કરે છે તેનામાં પુરાતન કાળથી આદર પામેલું સતીત્વ આજ સ્વરૂપમાં ઝળહળે છે વૈધવ્ય પ્રાપ્ત થતાં પ્રમાદધનની માનસિક ભક્તિ કરવા પોતાના હૃદયને તે પ્રેરે છે કુમુદસુંદરીમાં પવિત્રતા, સૌજન્ય, દયા, ઉદારતા સાત્વિકતા વગેરે દૈવી ગુણો હોવા છતાં પણ કેઇ કેઇ વખત સરસ્વતીચંદ્ર તેના હૃદયનું દ્વાર ખખડાવી મૂકે છે નવલકથાના પહેલા અને બીજા ભાગમાં તો તેનું મનોરાજ્ય સરસ્વતીચંદ્રમયજ છે ધર્મના પુરાતન સંસ્કાર જાગતાં પોતાના પ્રણયરેલા હૃદયને પાછું ખેંચવા તે સતત પ્રયાસ કરે છે ચોથા ભાગમાં હૃદયની નિર્બળ વાસનાએને દૂર ધકેલી, સરસ્વતીચંદ્રને સમતાના અર્પે છે સામાન્ય રીતે તો કુમુદસુંદરી સ્ત્રીઓનું ખાસ આદર્શ રૂપ પાત્રજ લેખાય નયન ઠારે એવું મધુરૂ સૌંદર્ય, જીવનને ઉત્કૃષ્ટ બનાવે એવી સાધુતા અને સંયમ એનામાં ઝળહળે છે સંસ્કૃત, અંગ્રેજી, વગેરે વિદ્યાઓથી તે વિભૂષિત થયેલી છે ગુણસુંદરી જેવી માતાએ તેને પવિત્રતા, ઉદારતા, કોમળતા, વિનય તેમજ પતિભક્તિના ઉત્તમ પાઠો શીખવ્યા છે આથી કરીને નીતિપરાયણ, પવિત્ર કુલીન રમણી, સંયમી અને સાત્વિક પ્રેમની ઉપાસક તરીકે કુમુદસુંદરીનું પાત્ર આદર્શરૂપ ગણી શકાય

**ગુણસુંદરી**—કુમુદસુંદરી જેવી આદર્શ સ્ત્રી સર્જવા માટે ગુણસુંદરી જેવી માતાની જરૂર ગોવર્ધનરામભાઈને લાગી હોય એમ સહજ અનુમાન કરી શકાય ગોવર્ધનરામભાઈએ ગુણસુંદરીને આર્ય સંસારની એક આદર્શ 'ભાર્યા' કલ્પી છે એમ "સરસ્વતીચંદ્ર"ના વાચનારને સ્પષ્ટ જણાશે માનચતુર જેવા ઉગ્ર સ્વભાવવાળા શ્વસુર, વિદ્યાચતુર જેવા રસિક સ્વામી અને ધર્મલક્ષ્મી, દુષ્ટ સુંદર, જાનચતુર જેવી વિવિધ સ્વભાવવાળી વ્યક્તિઓને, તે પ્રેમથી, નમ્રતાથી અને વિનયથી વશ કરતી માલમ પડે છે ગરીબાઈમા તેને અસંતોષ નથી પ્રધાનપત્નીનુ પદ પ્રાપ્ત થતા તેને અભિમાન નથી મનહરપુરીના અજ્ઞાન લોકોના હૃદયને આશ્વાસન આપી મીઠાશથી તેમના મન હરી લે છે યુગોથી સતત રાવતી આર્ય-ભાર્યાઓની ભાવનાઓનો ગુણસુંદરી તાદૃશ નમુનો છે દુઃખો સહવામા તે શૂરી સહચરી છે ભર્તાને પ્રસન્ન કરવામા તે ભાવભરી ભાર્યા છે બાળકોને યોગ્ય રીતે કેળવી, તેમનામા ઉચ્ચ સંસ્કારો રેડવામા તે યોગ્ય માતા છે ગૃહસંસારનુ તંત્ર ચલાવવામા તે કાર્યધુરંધર ગૃહિણી છે શ્વસુરપક્ષને સંતોષવામા તે નમ્ર કુળવધૂ છે જનસમાજ માટે તેને અત્યંત દયા છે વિદ્યાચતુર માટે તેને અનેરા પતિપ્રેમ છે કુટુંબ માટે તેનામા ઉદારતા અને સેવાવૃત્તિ ઉભરાય છે કુસુમ, કુમુદ માટે તેનુ વાત્સલ્ય વેગ ભર્યું દોડે છે આપણા હિંદુ સંસારમા પૂજાતી મન, વાણી અને કર્મથી પતિસેવામા જીવન અર્પણ કરનારી તે પતિવ્રતા સ્ત્રી છે એનુ ડહાપણ, આનંદવૃત્તિ, સર્વગ્રાહ્ય શક્તિ, આસપાસના કુટુંબી જનોને વશ કરવાનો વિનય, કુટુંબની સારી નરસી સ્થિતિનો વિચાર આદિ સર્વોત્તમ ગૃહિણીને યોગ્ય સદ્‌ગુણો તેનામા સમાતી, ગોવર્ધનરામભાઈએ હિંદુ સંસારના અટપટા વાતાવરણમા, સ્ત્રીની અદ્‌ભુત સહનશીલતાનુ ચિત્ર ગુણસુંદરીના પાત્ર દ્વારા રજુ કર્યું છે નવલ કથાના છેવટના ભાગમા કુમુદસુંદરીના દુઃખથી અને કુસુમની ચિંતાથી તેનામા જરા નિર્બળતા આવે છે એકપળ વયે પહોચેલા વિધુર બુદ્ધિધન સાથે પોતાની કુસુમને પરણાવવાનો વિચાર કરે છે કુમુદ જીવતી છે અને સરસ્વતીચંદ્રની સાથે છે એ જાણ્યા પછી કુમુદને મળવા જતા તેના હૃદયમા જરા દુનિયાનો ડર લાગે છે ખરો પણ આતો સામાન્ય માનુષી નબળાઈ છે, એના તરફ આપણે તીક્ષ્ણ દૃષ્ટિથી ન જ જોવુ જોઈએ કારણકે કુટુંબના કનેરાનર્યા વાતાવરણમા અને પુરુષ પણ કરાળે એવા સંયોગોમા, તેણે અજબ સહનશીલતા બતાવી છે

**વિદ્યાચતુર**—એ વિદ્યાવિલાસી અને ચારિત્ર્યવાન પુરુષ છે "અહોઆ કપોત લાગી રહેલ" એ કડી માના વિદ્યાચતુરનો અમનોખી મનોભાવ પ્રકટ થાય છે ખરો, પણ તેણે ધૈર્યથી, મૃદુતાથી અને સ્નેહથી ગુણસુંદરી 'ચનક ચમક તારા થાય આ વ્યોમમા આ' એવુ રસમયું કાવ્ય લખી શકે, એટલ સુધા એને બનાવી વિદ્યાચતુરના હૃદયમા સમાવાની અને તેના વિદ્વત્તાભર્યા આનંદમા ભાગ લેવાની ગુણસુંદરીની વૃત્તિને, તે અતુલ ધૈર્યથી કેળવીને સતેજ છે સંકટ સમયે ધૈર્યવાન અને બહાદૂર બની, રત્નનગરના સુવર્ણ બગેના કેસરી ઉકેલવામા તેની હોશિયારી પ્રત્યક્ષ થય છે તેનો આત્મા ઉચ્ચ સંસ્કારોથી પોષાયેલો છે તેનામા દેશ કલ્યાણ કરવાની ભાવના છે તેના વિશાળ જ્ઞાન, નમ્રતા, અને પોતાની વ્હાલી ગુણિયલ માતાના અથાગ માન તથા પ્રેમ, નવલકથના વાચનાર સમક્ષ તરી આવે છે

**બુદ્ધિધન**—સુવર્ણપુરીમા રાજકીય અંધકાર દૂર કરતો, ભૂપસિંહનો મોહ તિમિર નાશ કરતો બુદ્ધિનો ઝગઝગતો દીપક છે ગરીબ અવસ્થાથી જ પ્રભાવશાળીની વીરતા તથા સાધુ પુરુષને છાજે એવું પુરુષત્વ તેનામા ડોકીઆ કરતુ નજરે પડે છે રાજ્યના સાથેના તેના વહેવારથી તેની પવિત્રતાનો ખ્યાલ વાચનારની કલ્પનામા સહજ આવી શકે છે પોતાના પુત્ર પ્રમાદધનને કરેલી સજા ઉપરથી તેની ન્યાયવૃત્તિનું ચિત્ર આપણી સમક્ષ ખડુ થાય છે એની (સૌભાગ્ય) 'દેવી' માટે એને અનેરું વ્હાલ છે, પણ રાજકીય બાબતોમા મશગુલ રહેવાથી ઘરમા તે પૂરતુ ધ્યાન આપી શકતો નથી અલકને લાડ લડાવવામા અને પ્રમાદધનને યોગ્ય રીતે નહિ કેળવવામા તેણે ભૂલ કરી છે અને તેને પરિણામે, બુદ્ધિધન જેવા બુદ્ધિશાળી, ધૈર્યવાન, કર્તવ્યપરાયણ, નીતિજ્ઞ, ચારિત્ર્યશાળી પિતાનો પુત્ર પ્રમાદધન પ્રમાદી નીવડે છે અને વિદ્યુત્ જેવી અલકા ઉન્મત્ત નીવડે છે હિંદુ સસારમા આવુ કેટલાએ ગૃહમા બનતુ હશે, એ વાતની ગોવર્ધનરામભાઈએ સચોટ અને ન ભુસાય એવી છાપ વાચકવર્ગના મન ઉપર પાડવામા પૂર્ણ રતેહ મેળવી છે

**સૌભાગ્યદેવી**—બાળપણથી સુશીલ, શાંત, ગરીબ અને ઠરેલ છે. બુદ્ધિધન માટે તેને અપૂર્વ પ્રેમ છે બુદ્ધિધન એનુ સર્વસ્વ છે, પણ તેનામા ગુણસુંદરીના જેવી ગ્રીહણ્ય, સસારમા સર્વવ્યાપક દૃષ્ટિ અને વ્યાવહારિક જ્ઞાન નથી તે ધર્મપરાયણ પતિવ્રતા છે તેનુ હૃદય "દેવી" જેવુ દયાથી ભરેલુ અને અત્યન્ત પ્રેમાળ છે ખરુ, પણ બાળકો તરફના તેના ઘેલા વાત્સલ્યને લઈને તેમને યોગ્ય રીતે કેળવવા તરફ લક્ષ નહિ આપવામા તેણે મોટી ભૂલ કરી પરિણામે બીચારી કોમળ હૃદયની સૌભાગ્યદેવી, પ્રમાદધનના અયોગ્ય વર્તનથી મૃત્યુને આધીન થાયછે સૌભાગ્યદેવી સાસુના એક આદર્શ રૂપ છે કુમુદસુંદરી તરફ તેનુ વર્તન અત્યત માનનીય અને અનુકરણીય છે

**અલકકીશોરી**—અલકકીશોરીમા ચાપલ્ય ભર્યું સૌંદર્ય, પ્રભાવ અને પવિત્રતા છે, પણ સત્તાને દોરે તેને ગુમાની બનાવી છે માતપિતાના લાડે અને લોકની ખુશામતે તેને ઉન્મત્ત બનાવી છે તેનો સ્વભાવ જબરદ, વાચાળ, અને મસ્તીભરો છે, પણ આ બધાના અનિષ્ટ પરિણામોમાથી બચાવવા માટેજ જાણે ગોવર્ધનરામભાઈએ એનામા કુલીનતાનુ અભિમાન ઠાંસી ઠાંસીને ભર્યું છે સત્તા ચલાવવાનો ને લોકોને નમાવવાનો તેને શોખ છે પણ એકવાર એ કુલીનતાના ગર્વવાળી અલકમા વિદ્યાના અભાવે, વિદુરપ્રમાદ જેવા ગરીબ અને શઠ પતિથી ન પોષાયલી વૃત્તિઓ, એક અજાણ્યા પ્રતાપશાળી વિદ્વાન અતિથિના સહવાસથી જાગ્રત થાય છે અલકકીશોરીના ભાગ્યબળે નવીનચંદ્રનુ હૃદય દૃઢ હોવાથી નવીનચદ્ર તેને કહે છે "અલકબેન, હુ તો તમારો ભાઈ થાઉ હો '' એ શબ્દોદ્વારા સતેજતા અર્પી અલકને તેના ગૌરવનુ ભાન કરાવે છે નવીનચંદ્રના શબ્દો કાને અથડાતા જ સૌભાગ્યદેવીએ તેનામા વાવેલા પવિત્રતાના બીજ ઉગી નીકળે છે કુળાભિમાન પ્રબળ થતા જ તેનો મદ ગળી જાય છે અલક નમ્ર બની જવાબ દે છે "ભાઈ, તમે ખરેખર મારા ભાઈજ છો." "હા ઇ, મારા ભાઈ, હવે મારે જીવવું નકામુ છે " "ભાઇ, સોનાની થાળીમા લોઢાની મેખ ન ખમાય. મારા જેવીને આટલુ થયુ ન વેઠાય. હુ હવે કોઈને મો શુ બતાવીશ ?" વસ્તવિક રીતે જોતા, આ પરિણામના જવાબદાર

બુદ્ધિધન અને સૌભાગ્યદેવી જ ગણાય અલક જેવી પ્રભાવશાળી સ્ત્રી માટે વિદુરપ્રસાદ જેવો વર યોગ્ય તો ન જ ગણાય એ વિચાર તેમણે કરવો જોઇતો હતો. આવી કેટલીએ ઘટના સસારમા બની રહી હશે. તેમનુ ઝીણવટથી અવલોકન કરી, ગોવર્ધનરામભાઇએ તેમને નવલકથામા એવી સચોટ રીતે ગૂથી છે કે વાચનારથી સહજ કહેવાઈ જાય "વાહરે ! ગોવર્ધનરામ ! તારી બરોબરી કોઈ કરી શકયુ નથી " જમાલ જેવો હલકટ પુરુષ, અલકના પવિત્ર દેહને સ્પર્શથી દૂષિત કરી ગયો તેનુ કારણ પણ તેની ઉન્મત્તતા જ હતી કુલીન પવિત્ર અલકને, દુષ્ટ હલકટ મ્લેચ્છનો સ્પર્શ સરખો પણ, કેટનો દુ મહ્ય થયો હશે, એનો ખ્યાલ વાચનારને સોપી, નવલકથાકાર આગળ વધે છે. અલકમા પ્રભાવ સાથે કોમળતા પણ છે. પણ વિદ્યાના અભાવે અને ખુશામતખોરોથી ભર્યા શ્રીમતગૃહના વાતાવરણમા તે ઉછરેલી એટલે ઉન્મત્ત બની છે. આવી ઉન્મત્ત અલકને, રાણી કુમુદ સ્નેહથી વશ કરે છે. પણ એજ કુમુદ પ્રમાદધનથી હારી જાય છે. કારણ કુસગના પરિણામે તેને પોતાની કુલીનતાનુ પણ લેશ માત્ર અભિમાન ન હતુ, તેમજ અલકની સ્ત્રીસ્વાભાવિક કોમળતા, પ્રમાદધનના પુરુષત્વમા લેશ માત્ર પણ પ્રવેશી ન હતી પ્રમાદધન જો કે ઉદાર હતો, પણ માતપિતાની યોગ્ય દેખરેખને અભાવે, પૈસાની છૂટને લઇને, ખુશામતીઆઓથી ઘેરાયેલો હોઈ તથા વિદ્યાના અભાવે, તે પ્રમાદી બન્યો હતો આથી તેની પાશવવૃત્તિઓ ઉશ્કેરાઈ અને પરિણામે ચારિત્ર્યશાળી પિતાનો કુલીન પુત્ર પ્રમાદધન અધમ બન્યો

**ચંદ્રાવલી**—એ વિવાહિત જીદગીના લ્હાવા લઈ સંસારના ચક્રમા ભૂલા પડેલા પ્રવાસીઓને પથ બતાવનાર કલ્યાણમૂર્તિ છે જનસમાજનુ કલ્યાણ સાધવા પોતાના સ્વામી વિહારિપુરીને પારમાર્થિક કલ્યાણના પથે ચઢાવી તે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે છે સર્પ જેમ કાચળી ઉતારે તેમ બને દપતિ વાસનાઓને ત્યાગી અન્યોઅન્યને આશીર્વાદ દઇ છૂટા પડે છે અને લોકકલ્યાણ માટે પ્રખર તપશ્ચર્યા કરે છે આટલુ હૃદયબળ દાખવતા મઠના કલ્યાણ અર્થે ગૃહસ્થાશ્રમ છોડતા દપતિને મનુષ્યની નબળાઇનો ડર લાગે છે અને નિર્ભય થવા માટે એક બીજાથી છૂટા રહે છે વિહારિપુરી વિષ્ણુદાસજીના મઠમા રહે છે અને ચદ્રાવલી માતાજીના ધામમા ચાલી જાય છે તે એક કાળે રસિક અને ગૃહસ્થાશ્રમી હોવાથી, કુમુદના હૃદયનુ દુખ સમજે છે અને તેને માટે તેનુ હૃદય દયાભીનુ થાય છે તે બુદ્ધિશાળી છે, તેનુ હૃદયબળ અતુલ છે તેનો લોકકલ્યાણ માટેનો ત્યાગ પ્રશસાપાત્ર છે

**કુસુમ**— એ " સરસ્વતીચદ્ર "ના પ્રૌઢ, વિચારક અને કરુણાજનક વાતાવરણમા ઉછરતુ, નાચતુ, ઉડતુ નાનકડુ બુલબુલ છે " કડુઓપાધિથી જે માતાએ પ્રથમ પુત્રી કુમુદને પારકે હાથે ઉછેરવા દીધી હતી તે માતાએ બીજી પુત્રી કુસુમને પોતાના હાથમા લીધી " કુસુમ નિર્દોષ વાતાવરણમા ઉછરે તે અર્થે, સૌદર્યોદ્યાન તૈયાર કરાવ્યુ. તેને વ્યાયામ આપવા, વિનોદ લેવા અને તેની સાથે સર્વદા નિર્દોષ સ્વતત્રતાના પટમા તેનો વિકાસ થાય તે અર્થે પુરતી સામગ્રી તૈયાર કરાવી છતા ઉગતી યુવાવસ્થામા નિર્દોષ સ્વતત્રતા કેળવવા જતા, અયોગ્ય નિરકુશતા પેસી જવા ન પામે, કુસંગતિનો વા સરખો પણ સંચાર ન

કરી શકે, સદભ્યાસ વચ્ચે દુરભ્યાસ ડોકીઆ ન કરે, ટુંકમા મનોહર વૃક્ષવેલીની વચ્ચે કાંટાવાળા ઝાડ ઝાંખરા ન ઉગે, તે અર્થે એવી વ્યવસ્થા રાખી હતી કે, પોતાની આરામ ખુરશી ઉપર હિંડોળા ઉપરથી, તેમજ પોતાની અને સુંદરગૌરીની બારીઓમાથી બેસતા ઉઠતા, અને જતા આવતા સૌંદર્યોદ્યાનના સર્વ ગુપ્ત તેમજ પ્રગટ ભાગો ઉપર, નિત્ય દૃષ્ટિ પડયા કરે પ્રિય પુત્રીનો બુદ્ધિપ્રભાવ સ્વતંત્ર વિકાસ પામે અને અગમ્ય સ્થાને સરી જાય નહિ એ માટે પણ એ-જ વૃક્ષ ઉપર, એકજ ઋતુમા આણુસા ઉપર સૌંદર્યોદ્યાનની ધાત્રીની અનિમિષ ધારણા હતી" એટલે કુસુમની સ્વતંત્રતા, સ્વચ્છંદતામા ન પરિણમે એટલો અંકુશ રાખી, યોગ્ય શિક્ષણ સાથે અન્ય સદ્‌ગુણોના બીજ તેનામા ગુણસુંદરીએ અત્યંત સભાળથી રોપ્યા હતા કુસુમનુ નાચવુ, કુદવુ, તરવુ બધુજ એક નાનકડા બાળક જેવુ નિર્દોષ છે તેની બધી વૃત્તિઓ એક કલ્લોલ કરતા પક્ષી જેવી નિર્મળ છે 'જગતનો ઝેરી પવન મારી કુસુમને ન સ્પર્શે' એની ગુણસુંદરી સતત સભાળ રાખતી જગતથી તેને અજ્ઞાત ન રાખવી જોઈએ એ ઉદ્દેશથી ગુણસુંદરીએ કુટુંબસેવાના પાઠ પોતાના દૃષ્ટાંતથી અને જગતના વહેવારના પાઠ કુમુદસુંદરી અને સુંદરગૌરીના દૃષ્ટાંતથી શીખવ્યા તેમા મીસ ફ્લોરાના ઉત્તમ શિક્ષણની ગુંથણી થઈ, પરિણામે નિર્દોષ કુસુમ અજબ મેધાવિનિ નીવડે છે

કુમુદનુ દુખ, સુંદરનુ વૈધવ્ય, ગુણસુંદરીની પોતાના સંતાનો માટેની ચિંતા અને મીસ ફ્લોરાનુ કૌમારવ્રત જોઈને, કુસુમ પોતે પરણવાની દુવિધામા ન પડવાની અને પ્રભુભક્તિમા જીવન વ્યતિત કરવાની અભિલાષા સેવે છે કૌમારવ્રતની વિરુદ્ધ સુંદર જે જે દલીલો રજુ કરે છે, તે સર્વેના ચાતુર્યભર્યા જવાબ આપી, પુરાવા સહિત સુંદરની પ્રત્યેક દલીલ તે તોડે છે કુમુદ જીવતી છે અને સુંદરગિરિના શૃંગ ઉપર સરસ્વતીચંદ્રની સાથે તે રહે છે, એમ જ્યારે તેના જાણવામા આવે છે, ત્યારે તેને મળવા બધા ગુણસુંદરીને આગ્રહ કરે છે પણ તે પહેલા તો કુસુમ ચંદ્રકાન્ત સાથે પોતાની બેનને એક કાગળ લખી મોકલે છે તેમા લખે છે કે "તમારા અને સરસ્વતીચંદ્રનુ જો હવે પુનર્લગ્ન થાય ને તેથી તમે બે જ્ઞાતિબહાર થશો, ને આપણા માતાપિતાને માથે અપયશ આવશે, એટલે પછી તેમનાથી નીચેથી ઉંચુ નહિ જોવાય જો પિતાજી તમારો તે પછી સ્વીકાર કરે, તો તેમને જ્ઞાતિબહાર રહેવુ પડે અને પ્રધાનપદ પરથી પણ ખસવુ પડે મને પૂછો તો આ નવી દુવિધામા હવે પડશો નહિ છૂટયા છો તો બંધાશો નહિ" કોણ કહે કે ૧૫ વર્ષની નિર્દોષ અને સરસ્વતીમા રસ નિમગ્નાના મુખમાથી આવા ગાઢ્યો નીકળી શકે ? તેની કૌમારવ્રતની ભાવના કેટલી ઉત્કટ છે ! ગુણસુંદરીએ કુસુમમા ઉદારતાના સંસ્કારના અને પવિત્રતાના બીજ રોપ્યા, વિદ્યાચતુરે તેને ઉચ્ચ કેળવણી આપી, સુંદરના પવિત્ર સંસર્ગ અને કુદરતના શાંત મીઠા વાતાવરણમા તેનુ હૃદય નિર્મળ અને પ્રભુભક્તિપરાયણ બન્યુ છે મીસ ફ્લોરાના ઉપદેશથી તેની વૃત્તિઓમા યોગ્ય સ્વતંત્રતા અને નિખાલસપણાનો પટ બેસે છે બાળપણથીજ તેનામા સરસ્વતીચંદ્ર માટે ઉંડાણમા ધુંધવાયેલો રસભીનો સ્નેહ વહેતો આપણે જોઈએ છીએ સરસ્વતીચંદ્ર પહેલવહેલો રત્નગરી આવ્યો, ત્યારથીજ તેનામા સરસ્વતીચંદ્ર તરફ નિર્મળ સ્નેહભાવનાનો ઉત્કર્ષ વધ્યો

હતો જ્યારે જ્યારે ગુણસુંદરી, ચંદ્રકાન્ત કે વિદ્યાચતુર, સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ કર્યા વિષે ચર્ચા કરતા કરતા સરસ્વતીચંદ્રનો વાંક વમાનતા, ત્યારે ત્યારે તરત જ કુસુમ, સરસ્વતીચંદ્રનો દોષ ઢાંકવા પ્રયાસ કરતી હતી. કુસુમ, કુમુદના આગ્રહથી કે બીજા કોઈપણ કારણથી સરસ્વતીચંદ્ર સાથે પરણે એ તદ્દન અસંભવિત છે ખરી વાત તો એ છે કે કુસુમને બાળપણથીજ સરસ્વતીચંદ્રને માટે માન અને લાગણી હતા. અને તેના અંતરના ઉંડાણમાં સ્નેહનો ઝીણો પણ જ્વલંત દીપક જળહળતો હતો કૌમારવ્રતની પ્રખર અભિલાષાએ એ સ્નેહવૃત્તિને જોરથી પડદા પાછળ ધકેલી દીધી હતી જો કે કોઈ કોઈ વખત એ વૃત્તિ ડોકીઆ કરી જતી ખરી અને અંતરના ઉંડાણમાં રહેલી આ સ્નેહવૃત્તિ તેના ઉપર પૂરો પ્રભાવ જમાવે છે અને વાચનાર જ્યારે "સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમાં કેટલાં દૃશ્યમાં કુસુમને "જતો, કન્થા ધારી" ગાતી, સરસ્વતીચંદ્રની આરતિ ઉતારતી, તેનામાં લીન થઈ જતી જુએ છે, ત્યારે એ બાબતની ખરી ખાત્રી થાય છે કુસુમ પણ કુમુદસુંદરીના જેવું જ ઉચ્ચ અને આદર્શ-રૂપ પાત્ર છે તેનામાં પણ નિર્દોષતા, કોમળતા, પ્રેમાળપણું આદિ ગુણો છે સ્વતંત્રતા ભર્યા છતા, પવિત્ર વાતાવરણમાં યોગ્ય લાડ પામી, ઉછરેલી હોવાથી તે કુમુદ જેવી ગંભીર નથી. તેની વૃત્તિઓ મસ્તીભરી છે ખરી, પણ એ મસ્તી નિરંકુશતામાં ઉછરેલી અનેક બાળાઓની મસ્તી જેવી ઉન્મત્ત નહિ પણ નિર્દોષ છે આપણા માનનીય પ્રમુખ સાક્ષરરત્ન શ્રી આનંદશંકરભાઈની મર્મગામી રસિકતાએ સૂચના કરી છે તેમ સરસ્વતીચંદ્ર એ એક નવું 'પુરાણ' છે

"સરસ્વતીચંદ્ર"ના પટ પર ગૃહસંસારની ઝીણામાં ઝીણી બાબતો ગોવર્ધનરામભાઈએ, કંઈક વિદ્યાચતુર, લક્ષ્મીનંદન, બુદ્ધિધન, શઠરાય વગેરેના ગૃહસંસારના દર્શન કરાવી ચીતરી બતાવી છે તેમાં બારીક બુદ્ધિથી અનેરા વિધવિધ રંગો પૂર્યા છે રાજકીય પ્રકરણોમાં મણિરાજ દ્વારા રાજ્યકારભારના રસ્તાઓ બતાવ્યા છે, તેમજ રાજ્યની કપટબાજી, સુવર્ણપુરીની રાજ્યખટપટમાં ઉતારી છે ભૂપસિંહનો દરબાર, મણિરાજનો પ્રજાપ્રેમ, પ્રજાના કલ્યાણના માર્ગો વગેરે તેમણે એક કુશળ રાજ્યમંત્રીની માફક આમેખૂબ કહેવા છે સમાજના દૃશ્યો તેમણે બંને બાજુથી, આ જમાનાને તેમજ પુરાતન કાળના જમાનાને અનુકૂળ પડે તેવી શૈલીમાં ઉતાર્યા છે ધર્મના તત્ત્વો પણ ખૂબ ઝીણવટથી ચર્ચ્યા છે

"સરસ્વતીચંદ્ર"માં કલ્પેલા જાતજાતના પાત્રો અવનિના પટપર જન્મે છે તેમના વિચારો, વૃત્તિઓ અને વર્તનનો આમેખૂબ અને ચોખ્ખો ચિતાર "સરસ્વતીચંદ્ર"માં સમાયો છે જમાલ જેવા નીચવૃત્તિઓના પુરુષોથી તે સરસ્વતીચંદ્ર જેવા આદર્શ પુરુષો અને ખલકનંદા જેવી નીચ સ્ત્રીઓથી તે કુમુદ જેવી આદર્શ સ્ત્રીઓ, અવનિમાં મળી શકે તેમ છે

ગોવર્ધનરામભાઈએ એ પાત્રોની કલ્પનામાં જે ચાતુર્ય વાપર્યું છે તેનો જ્યારે જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે ત્યારે તે મહાત્માની વિશાળ બુદ્ધિ માટે અત્યંત પૂજ્યભાવ સ્વાભાવિક જ ઉત્પન્ન થાય છે સાક્ષરરત્ન શ્રી કનૈયાલાલ મુનશીએ નવલકથાઓના પાત્રોને

આલેખનામા મોટી મોટી રેખાઓ દોરી તેમા આમતેમ પોતાની ઇચ્છા અનુસાર મુખ્ય રંગો પૂરી, વાચનારને તેની પોતાની ઇચ્છા અનુસાર બીજા રંગો પૂરી લઈ કલ્પનાનુ યથેચ્છ સુખ ભોગવવા અવકાશ આપ્યો છે અને આથી કરીને વાચનારનું હૃદય ક્ષણિક થનથન નાચી ઉઠે છે સાક્ષરરત્ન કવિવર શ્રી નાનાલાલ પોતાના નાટકોના પાત્રો આલેખતા, ઉચ્ચ ભાવનામય રેખાઓ દોરી તેમા સચોટ રગ પૂરી વાચનારના હૃદયને તરસ્યુ બનાવી દે ત્યારેજ જપે છે, પણ ગોવર્ધનરામભાઈના પાત્રો તો દુનિઆના ખરા મનુષ્યો જ છે. દૈવી જીવનના પથે ચઢેલા ભવ્ય પાત્રો સર્જી, તેમની અદ્ભુત માનુષી નિર્મળતા પણ મૂકી છે આજના મોહભર્યા વાતાવરણમા "જયા"ના આદર્શો જીવનમા ઉતારનાર વ્યક્તિ ભાગ્યે જ જોવામા આવે છે સરસ્વતીચદ્ર, 'જયન્ત"ના જેવો દૈવી વિજેતા નથી સરજાયો સયોગ અને પ્રયાસથી સરસ્વતીચદ્ર, કુમુદ, કુસુમ કે ગુણસુદરી થઈ શકાય, એવુ આશ્વાસન 'સરસ્વતીચદ્ર"ની નવલકથાના વાચનારના હૃદયને મળે છે ગોવર્ધનરામભાઇએ કલ્પેલા કુમુદ, સરસ્વતીચદ્ર જેવા પાત્રોની નિર્મળતા વાચનારના હૃદયને કરુણરસથી ભરી દઇ તેના નયનમાથી અશ્રુધારા વહેવડાવે છે

સરસ્વતીચદ્ર દ્વારા સાક્ષરરત્ન ગોવર્ધનરામભાઇએ એક પરમાર્થી મહાત્માના જેટલી ગુજરાતની જે અમૂલ્ય સેવા બજાવી છે, તેને માટે ગુજરાત સદાકાળ ઋણી રહેશે

કુસુમકુમારી પો. મહેતા.

# ગુજરાતી મૂળાક્ષરો

પ્રસ્તુત વિષય પર આવતા પહેલા એક વાતનું સ્પષ્ટીકરણ કરવાનું મને આવશ્યક લાગે છે. સંસ્કૃત મૂળાક્ષરના પૃથક્કરણ, વર્ગીકરણ, વ્યવસ્થા વગેરે થયા તે વખતે અને તે સ્થળે તેના ઉચ્ચાર કેવા થતા હતા; તેનાથી આપણે કેવળ અજ્ઞાત છીએ. તેમ જ એ બાબત કલ્પનાનો ઉપયોગ કરવો એ નિરર્થક છે. આપને વિદિત છે કે આજે પણ અમુક પ્રાંતના લોકો, અમુક સ્વરો અને વ્યંજનો અમુક રીતે ઉચ્ચારે છે. રમેશ, વિપિન અને યુગલને, બંગાળીઓ, રોમેશ, બિપિન અને જુગલ એ પ્રમાણે ઉચ્ચારે છે. ' કવ સૂર્જ પ્રભબો બંશ" એ પ્રમાણે બંગાળીઓને બોલતા મેં સાભળ્યા છે. સ્વર ઋ નો ઉચ્ચાર ઉત્તર હિંદુસ્તાનમા રી થાય છે. અને જ્ઞ જેનો ઉચ્ચાર આપણે ગ્ન કરીએ છીએ તેનો ત્યા ગ્ય થાય છે 'બૈઠે હૈ' એ વાક્યને ત્રણ પ્રકારે ઉચ્ચારાયલું મેં સાભળ્યુ છે. બેઠે હેં, બયઠે હય, બૈઠે હૈ.

આમ હોવાથી આ નિબંધમા જે કંઇ ચર્ચા કરવામા આવી છે તે સંસ્કૃત મૂળાક્ષરોના સંબંધમા નહી; પણ ગુજરાતી મૂળાક્ષરોના સબંધમા છે. અર્થાત ગુજરાતમા મૂળાક્ષરોનો જે પ્રમાણે ઉચ્ચાર થાય છે; તેને જ વળગીને તેનું પૃથક્કરણ, વર્ગીકરણ, વ્યવસ્થા વગેરે કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે.

સંસ્કૃતમા નીચે પ્રમાણે મૂળાક્ષરોની વ્યવસ્થા છેઃ—

**સ્વર**

અ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ ઌ ૡ એ ઐ ઓ ઔ.

## વ્યંજન

ક્ ખ્ ગ્ ઘ્ ઙ્ ચ્ છ્ જ્ ઝ્ ઞ્ ટ્ ઠ્ ડ્ ઢ્ ણ્ ત્ થ્ દ્ ધ્ ન્ પ્ ફ્ બ્ ભ્ મ્ ય્ ર્ લ્ વ્ શ્ ષ્ સ્ હ્ ળ

( ં ) અનુસ્વાર અને ( ઃ ) વિસર્ગ.

આના વિભાગ આ રીતે છે—

સમાન સ્વર—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ ઌ, ૡ

સંધિસ્વર—અ+ઈ=એ, અ+એ=ઐ અ+ઉ=ઓ અને અ+ઓ=ઔ

હ્રસ્વ સ્વર—અ, ઇ, ઉ, ઋ ઌ.

દીર્ઘ સ્વર—આ, ઈ, ઊ ૠ ૡ, એ, ઐ, ઓ, ઔ.

સર્વેના સ્થાન વગેરે નીચે પ્રમાણે છે—

| | સ્વર | વ્યંજન | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ઘોષ | અઘોષ | | | ઘોષ | | | |
| | | અલ્પ પ્રાણ | મહા પ્રાણ | ઉષ્માક્ષર | અલ્પ પ્રાણ | મહા પ્રાણ | અનુનાસિક | અર્ધ સ્વર |
| કંઠસ્થાની | અ | ક્ | ખ્ | | ગ્ | ઘ | ઙ | |
| તાલુસ્થાની | ઈ | ચ્ | છ | શ્ | જ્ | ઝ | ઞ | ય |
| મૂર્ધસ્થાની | ઋ | ટ | ઠ્ | ષ્ | ડ | ઢ | ણ | ર |
| દંતસ્થાની | ઌ | ત્ | થ્ | સ્ | દ | ધ | ન | લ |
| ઓષ્ઠસ્થાની | ઉ | પ્ | ફ | | બ્ | ભ | મ | વ |

હ્ એ કંઠસ્થાની ઘોષ મહાપ્રાણ વ્યંજન છે

હવે આ વ્યવસ્થા ઉપર આપણે ગુજરાતી દૃષ્ટિએ નિરીક્ષણ કરીએ પણ તેમ કરતા પહેલા વાણીયંત્ર તથા સ્વર વ્યંજનની ઉત્પત્તિમા થતી ક્રિયા વગેરે સમજવાની આવશ્યકતા છે

વાગ્વ્યાપારમા નીચે જણાવેલા અવયવો કામે લાગે છે—કંઠનાળ, કંઠ યાને કંઠનાળનુ દ્વાર ત્યા આગળ બે બાજુએ આવેલા સ્વરતંતુ, જીભ, તાલ, ને તાળવાની પાછળનો એટલે કંઠ આગળનો પોચો ભાગ, મૂર્ધા તે તાળવાનો આગળનો એટલે તાલુ અને દાંતના અવાળુ વચ્ચેનો ભાગ, દાંત, હોઠ, જડબુ અને નાક

પ્રત્યેક સ્વરના સંબંધમા એક નિશ્ચિત સ્થળે કંઠનાળની ભીંત ઉપર જીભનો કોઈ પ્રદેશ અને તાલુ કે મૂર્ધા એકત્ર થઈ એક સંપુટ બને છે આ પ્રમાણે એકત્ર થવાના સ્થળને આપણે સંધિસ્થાન કહીશુ અને બનેલા સંપુટને સ્વરસંપુટ કહીશુ સ્વરોચ્ચાર શુદ્ધ થવાને સારુ જીભની બંને બાજુઓ કંઠનાળની બાજુઓ સાથે તેમ જ તાલ કે મૂર્ધા સાથે જોરથી દબાય છે અને ઓષ્ઠસ્થાની સ્વરોના સંબંધમા તો નાક અને હોઠ પણ સ્વરસંપુટના અંગ બને છે

નીચલું જડબું પણ સ્વરોચ્ચારના કાર્યમા ગૌણ છતાં અગત્યનો ભાગ ભજવે છે. જડબાને નીચું લઇ જતાં નીચલો હોઠ અને દાત નીચે પડે છે, ગાલ ખેંચાય છે અને જીભની સ્થિતિમાં પણ ફેરફાર થતા તેની અસર કંઠનાળ અને તાલુપર પણ પહોંચે છે.

આ પ્રમાણે બનેલા સ્વરસંપુટનો આકાર રબ્બરની શીશી જેવો હોય છે. અને તેનું મો, ગળું તથા પેટ ઉચ્ચારાનુસાર સાંકડું, પહોળું, લાબુ, ટુંકું, નાનું, મોટું થયાં કરે છે.

કંઠના મુખ આગળ બે બાજુએ સ્વરતંતુ આવેલા છે. શ્વાસનું આ તંતુઓ સાથે ઘર્ષણ થતાં એમાથી તાલબદ્ધ આંદોલનો નીકળે છે; પણ આ આંદોલનો ઘંટ પર ટકોરો મારીએ અને જે પ્રકારના ઉદ્‌ભવે છે તે પ્રકારના નથી. સ્વરતંતુઓ ઉપર જો ટકોરો મારવામા આવે તો માત્ર એક મંદ સુર નીકળે. પણ વાગ્વ્યાપારમાં તો શ્વાસ નીકળતાં સ્વરતંતુઓ સંકુચિત થઈ તાલબદ્ધ આંદોલનો પ્રકટાવે છે, તેને લીધે શ્વાસનું નિયમિત વિસ્તરણ અને સંગટ્ટન થાય છે. અને પરિણમે શ્વાસ, નાદનું રૂપ ગ્રહણ કરે છે.

આ પ્રમાણે ઉદ્‌ભવેલો નાદ સ્વરસંપુટમા પ્રતિધ્વનિત થઇ વિકૃત થાય છે, અને તેને પરિણામે સ્વરભેદ ઉત્પન્ન થાય છે. આ પ્રતિધ્વનન અને વિકૃતિ વાસળી કે શીશીના મુખ આગળ ફુંક મારી નાદ ઉત્પન્ન કરતા થાય છે તે પ્રકારના છે. સ્વરસંપુટનાં નિશ્ચિત અંગો તથા તેનું સંધિસ્થાન સ્વરને તેનું લાક્ષણિક સ્વરૂપ આપે છે.

સંસ્કૃતમા સ્વરોચ્ચારના પ્રકાર બે છે. હ્રસ્વ એટલે ટુંકા અને દીર્ઘ એટલે લાબો.

હ્રસ્વ સ્વર દીર્ઘ કરવા સારૂ વાણીના પ્રવાહને માત્ર વિલંબિત કરવો પડે છે. આ ક્રિયાને વિલંબનવિધાન કહેવામા આવે છે. આ વિધાનમા સ્વરસંપુટના અવયવો કે તેના સંધિસ્થાનમા ફેર થતો નથી; પણ સાદી ભાષામા કહીએ તો ઘાટાને જરા લંબાવવાથી આ ભેદ ઉત્પન્ન થાય છે.

સંસ્કૃતનો આ ભેદ આપણે જોયો પણ ગુજરાતીમા આ ઉપરાત એક બીજો ભેદ છે. તે સંવૃત–વિવૃત ઉચ્ચારનો. સવૃત એટલે સાકડો અને વિવૃત એટલે પહોળો. આ ભેદ એ, ઍ અને ઓ, ઑ ના ઉચ્ચારણમા શ્રુત થાય છે.

આ ભેદ વિલંબન વિધાનથી નથી થતો, પણ એમા એક જુદા પ્રકારની જ ક્રિયા થાય છે. સંવૃત ઉચ્ચાર વિવૃત કરવામા નીચલું જડબું અને તેની સાથે જીભ, નીચલા દાત અને હોઠ નીચે પડે છે. મુખછિદ્ર વિકસે છે. ગાલ ખેંચાય છે. જીવ્હામૂળ ઉંચું થાય છે અર્થાત્ સ્વરસંપુટના અવયવો અને તેને પરિણામે સંધિસ્થાનમા ફેર પડે છે આ ક્રિયાને વિવૃતિવિધાનનું નામ આપવામા આવ્યુ છે.

સ્વરોત્પત્તિ વગેરે સમજ્યા પછી સ્વર અને વ્યંજન વચ્ચેનો ભેદ આપણે સમજીશુ.
સ્વર એ સુર એટલે નાદ છે. વ્યંજન એ ધ્વનિ એટલે અવાજ છે. આ ભેદ ઉભયના મૂળ જુદા હોવાને લીધે ઉત્પન્ન થયો છે. આપણે ઉપર જોઇ ગયા છીએ કે સ્વર સ્વરતંતુ, મુક્ત આંદોલનોને પરિણામે ઉત્પન્ન થાય છે. પણ વ્યંજનના સંબંધમા સ્વરતંતુ કામે

લાગતા નથી. શ્વાસ નીકળતાંની સાથે સંપુટના અવયવોની સંધિ થઈ એક તાત્કાળિક કંઠ સ્થાપિત થાય છે અને પારણામે નિશ્ચિત વ્યંજન ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પ્રત્યેક સ્થાનના વ્યંજનના સંબંધમાં તે સ્થાને તાત્કાળિક કંઠ સ્થાપિત થાય છે. આ વાત ઉદાહરણથી વધારે સ્પષ્ટ કરીએ તો ઓષ્ઠસ્થાને વ્યંજનોને સારૂ ઓષ્ઠનલિકા કંઠનું કામ સારે છે.

કંઠમાં નાસિકાની બારી પડે છે અને તે તાલુથી ઢંકાયલી રહે છે. પણ અનુનાસિક ઉચ્ચારને પ્રસંગે આ ઢાંકણુ ઉઘડી જાય છે. અને પરિણામે અનુનાસિક ઉચ્ચાર શ્રુત થાય છે.

આ સર્વ બાબતો સમજ્યા પછી આપણે હવે સ્વરમાળા તપાસીએ.

સ્વરમાળાનો આદિસ્વર **અ.** ઉપર જણાવ્યું છે તે પ્રમાણે શ્વાસનું કંઠમાં આવેલા સ્વરતંતુઓ સાથે ઘર્ષણ થતાં એ તંતુઓ સંકુચિત થઈ આંદોલનો મુક્ત કરે છે. આને પરિણામે શ્વાસ નિયમિત રીતે વિસ્તૃત અને સંઘટ્ટ થાય છે. તેથી નાદ ઉત્પન્ન થાય છે. જે **અ** રૂપે બહાર પડે છે.

સંસ્કૃતમાં **અ** ને હ્રસ્વ ગણી તેના દીર્ઘ તરીકે **આ** કહેવામાં આવ્યો છે. અર્થાત વિલંબન વિધાન કરતાં **અ**નો **આ** થાય છે.

પણ સ્વાનુભવથી માલમ પડશે કે તે પ્રમાણે કરવાથી **અ**નો **આ** થતો નથી. વાણી પ્રવાહને ગમે તેટલો લંબાવીએ છીએ; તો પણ **અ** તો **અ**નો **અ** જ રહે છે. ત્યારે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે એવી કઇ ક્રિયા થાય છે કે જેથી **અ**નો **આ** થાય છે?

આ પ્રશ્નના ઉત્તર સારૂ સ્વાનુભવ તરફ વળીએ. **અ** નો ઉચ્ચાર કરતાં કરતાં મુખ-છિદ્રનો જરા વિકાસ કરો એટલે તરતજ **અ** નો ઉચ્ચાર **આ** તરફ જવા માંડશે. અને **અ** એ નહીં અને સંપૂર્ણ **આ** એ નહીં એવો એક મધ્યસ્વર ઉત્પન્ન થશે; જેને આપણે અર્ધ **આ** કહીશું. પણ મુખછિદ્રનો વિશેષ વિકાસ કરતાં સંપૂર્ણ **આ** ઉત્પન્ન થશે.

આ પ્રમાણે **આ** તો થયો પણ એની ઉત્પત્તિમાં એકંદર કઇ ક્રિયા થઈ તે આપણે તપાસીએ. **અ** બોલતાં બોલતાં મુખછિદ્રનો વિકાસ કર્યો એટલે નીચલું જડબું અને તેની સાથે જીભ, નીચલા દાંત અને હોઠ નીચે પડયાં, ગાલ ખેંચાયા અને જીહ્વામૂળ ઉંચું થયું. આથી સ્વરસંપુટના અવયવો અને સંધિસ્થાનમા ફેર પડયો. અર્થાત્ વિવૃત્તિ વિધાન થયું. તેમ થતાં અર્ધ **આ** ઉત્પન્ન થયો, અને અર્ધ **આ** ને વિવૃત કરવાથી **આ** થયો. અર્થાત **આ** એ **અ** નું અતિ વિવૃત્ત સ્વરૂપ છે.

આથી ફલિત એ થાય છે કે **અ–આ** એ હ્રસ્વ–દીર્ઘ યુગલ નથી; પણ સંવૃત અતિ વિવૃત છે. **અ** વાસ્તે સ્વર સંપુટનો આકાર એક બાજુએ ઉપસેલા પણ બીજી બાજુએ ચપટા પેટવાળી મધ્યમ ખુલ્લા મોવાળી શીશીના જેવો હોય છે. અને **આ** વાસ્તે બંને બાજુએ ઉપસેલા પેટવાળી અને પહોળા મોંવાળી શીશીના જેવો થાય છે. અર્ધ **આ**નો ઉચ્ચાર પ્રચલિત નથી એટલે તેની ગણના કરી નથી. જો કે શાસ્ત્રીય દૃષ્ટિએ જોતા **અ**, અર્ધ **આ** અને **આ** એ ત્રિસ્વરોની સંવૃત, વિવૃત અને અતિ વિવૃત એમ ત્રિસ્વરોની ત્રિપુટી ગણાવી જોઈએ.

ઈ ને વાસ્તે જીભ કમાન સરખી થઈ લગભગ તાલુના અગ્ર ભાગ સુધી પહોંચે છે અને મુખ મધ્યમ રીતે ખુલ્લુ રહે છે પરિણામે સ્વરસપુટનો ઘાટ લાબા ગળાની પણ ઘણા નાના પેટની શીશી જેવો થાય છે વિલબન વિધાનથી હ્રસ્વ ઇ દીર્ઘ થાય છે

ઉ ને વાસ્તે સપુટનુ કદ મોટામા મોટુ થાય છે કદ દબાય છે જીભ મધ્યભાગમા ઢળે છે અને હોઠ વિશેષ લબાય છે આપણે શીશી સાથેની સરખામણી ચાલુ રાખીએ સપુટનો ઘાટ સાકડા લાબા ગળાની પણ મોટા પેટવાળી શીશી જેવો થાય છે વિલબન વિધાનથી હ્રસ્વ ઉ દીર્ઘ થાય છે

આ પછી ઋ ૠ, ઌ ૡ છે. આપણે આ સ્વરો ખોઈ બેઠા છીએ એના ઉચ્ચાર પણ આપણે જાણતા નથી ઋષિના ઋમા અને રુશણાના રુમા શો ભેદ તે મને શ્રવણ ગોચર થતો નથી એટલા વાસ્તે એ સ્વરોને આપણે તિલાજલિ આપવી એજ યોગ્ય છે

આના પછી એ છે અને એને અ+ઈનો બનેલો સધિસ્વર કહેવામા આવ્યો છે અ+ઈ નો ઉચ્ચાર અઇને બદલે એ કેમ થાય છે તે સમજાતુ નથી સસ્કૃતમા તેમ થતુ હોય તો ભલે પણ ગુજરાતીમા તો તે પ્રમાણે નથી જ થતુ આમ હોવાથી પ્રશ્ન સહજ ઉદ્ભવે છે કે તો એ કયા પ્રકારનો સ્વર છે અને એનુ સ્થાન કયુ ?

આ પ્રશ્નનો ઉત્તર આપવા આપણે સ્વાનુભવ તરફ વળીએ તેમ કરતા સહજ માલમ પડી આવશે કે જેમ અને વિવૃત્તિવિધાનના સસ્કાર કરવાથી આ થાય છે, તેમ ઈ ને વિવૃત્તિ વિધાનના સસ્કાર કરવાથી એ થાય છે અને એને વિવૃત કરવાથી એટલે ઇ ને અતિવિવૃત કરવાથી ઍ થાય છે આથી ફલિત એ થાય છે કે એ એ સધિસ્વર નથી, પણ સમાન છે અને ઇને ઉદ્દેશીને વિવૃત છે અને ઍ ને ઉદ્દેશીને સવૃત છે આ સવૃત, વિવૃત અને અતિવિવૃત સ્વરોની ત્રિપુટીના સપુટના સધિસ્થાન તાલુના અગ્ર, મધ્ય અને પશ્ચાત ભાગમા છે અને તેથી ત્રણે તાલુસ્થાની છે

એ પછી આવે છે ઐ ઐને અ+એનો બનેલો સધિસ્વર કહેવામા આવ્યો છે અએનો ઉચ્ચાર અઇ કેવી રીતે થાય તે સમજાતુ નથી ગુજરાતી દૃષ્ટિએ જોતા ઐ એ અ+એનો બનેલો નહીં પણ અ ઈ નો બનેલો લાગે છે ઈ ના બે ઉચ્ચાર છે હ્રસ્વ અને દીર્ઘ એટલે ઐમા અ+હ્રસ્વ ઈ અને અ+દીર્ઘ ઈ એમ બે પ્રકારના સધિ થાય અને ખરેખર ગુજરાતીમા પૈસો અને પઇ એ પ્રકારના શબ્દોમા હ્રસ્વ અને દીર્ઘ ઐ શ્રુત થાય છે ઐના આ પ્રમાણેના હ્રસ્વ દીર્ઘ ઉચ્ચારના સબધમા એવો નિયમ બાધી શકાય કે એકાક્ષરી શબ્દોમા આવતો અને અનેકાક્ષરી શબ્દોમા અતે આવતો ઐ દીર્ઘ છે

ઐના પછી આવ્યો ઓ એને અ+ઉનો બનેલો સધિસ્વર કહેવામા આવ્યો છે. પણ જેમ અ+ઈ એ નથી, તેમ અ+ઉ ઓ નથી અને જેમ ઈ, એ, ઍની સવૃત, વિવૃત અને અતિવિવૃત ત્રિપુટી છે, તેમ ઓ, ઑની સવૃત્ત વિવૃત અને અતિવિવૃત ત્રિપુટી છે, તેમ ઉના સપુટ સાથે સરખાવતા ઓના સપુટનુ ગળુ પહોળુ અને ટુકુ હોય છે જે ઑના સબધમા વિશેષ પહોળુ અને ટુકુ થાય છે આ ત્રિપુટીના સપુટનુ સધિસ્થાન હોઠ આગળ હોવાથી ત્રણે ઓષ્ઠસ્થાની છે

ઓ પછી ઑ આવે છે. એ સ્વર આ+ઉનો બનેલો નથી પણ અ+ઉનો બનેલો છે. ઍની પેઠે એના હ્રસ્વ અને દીર્ઘ ઉચ્ચાર છે. અને તે કૌવચ, મૌન, મૌલાબક્ષ અને મઉ જેવા શબ્દોમા શ્રુત થાય છે. ઍ ની પેઠે એના સંબંધમા પણ એવો નિયમ બાંધી શકાય કે એકાક્ષરી શબ્દોમા આવતો અને અને અનેકાક્ષરી શબ્દોમા અંતે આવતો ઑ દીર્ઘ છે.

અનુક્રમવાર પ્રત્યેક સ્વર તપાસ્યા પછી હવે આપણે એને વિભાગવાર તપાસીએ.

પ્રથમ વિભાગ સમાન અને સંધિનો છે એ, ઍ, ઓ, ઑ, સંધિસ્વર છે. બાકીના સમાન છે. એમાથી ઉપર બતાવ્યા પ્રમાણે એ, ઓ જતા રહ્યા. એટલે ગુજરાતીમા સંધિસ્વર તરીકે ઍ, ઑ રહ્યા.

બીજો વિભાગ હ્રસ્વદીર્ઘનો છે. આ વિભાગમા અ, ઇ, ઉને હ્રસ્વ અને બીજા બીજા બધાને દીર્ઘ કહેવામા આવ્યા છે; પણ આ ભેદ ગુજરાતીને લાગુ પડતો નથી

એ ઓના પાલીમા હ્રસ્વ દીર્ઘ ભેદ છે. એમ જ્યારે મેં વાચ્યું ત્યારે મને આશ્ચર્ય થયું હતું; પણ પછી એ બાબતમા વિશેષ સંશોધન કરતા માલમ પડ્યુ કે માત્ર વિલંબન-વિધાનથી જ હ્રસ્વ સ્વર દીર્ઘ થાય છે. અને આ વિધાન પ્રત્યેક સ્વરના સબંધમા થઈ શકે છે. અર્થાત પ્રકૃતિએ પ્રત્યેક સ્વર હ્રસ્વ છે અને તેને વિલંબન સંસ્કાર કરતા તે દીર્ઘ બને છે. ગુજરાતીમા વસ્તુસ્થિતિ આ પ્રમાણે જ છે એટલે કે પ્રત્યેક સ્વર પ્રકૃતિએ હ્રસ્વ છે. અને તેને વિલંબિત કરવાથી તે દીર્ઘ બને છે એ અને ઓના હ્રસ્વ દીર્ઘ ભેદ તો આપણે જોયા છે. હવે બાકીના સ્વરો તપાસીએ.

અ–ચોપડી, ચોપડીઓ, રમત, પ્રયત્ન વગેરે જેને શાત અ કહેવામા આવે છે એ અનું હ્રસ્વ સ્વરૂપ છે.

આ–કામણ, કમાન, શ્યામલ, શ્યામ, સાલ, વિશાળ.

એ–રેવત, રમેશ.

ઓ–કોકર, કડોર.

આ ઉપરથી સિદ્ધ એ થાય છે કે ગુજરાતી હ્રસ્વ દીર્ઘ ભેદ માત્ર ઈ–ઉ ને જ લાગુ નથી પડતા, પણ સર્વ સ્વરને લાગુ પડે છે.

આ પ્રમાણે હ્રસ્વ દીર્ઘ ભેદ સર્વ સ્વરને લાગુ પડતા પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ગુજરાતીમા કાલમાન કેવી રીતે દર્શાવવો? એના ઉત્તરમા જણાવીશું કે નાદના પ્રમાણ (Quantity) ને આધારે આપણે સ્વરોનું વર્ગીકરણ કરી શકીએ એમ છીએ આ પ્રમાણના એકમને માત્રા કહી એક માત્રાના એકમને આપણે લઘુનામ આપીશું અને એવા બે એકમના બનેલાને ગુરૂ કહીશુ. તેમ કરતા સ્વરનું વર્ગીકરણ નીચે પ્રમાણે થાય. અમા નાદ પ્રમાણ સર્વથી લઘુ હોય તે નિરતર લઘુ જ છે. સ્થાનાતરે થતા ઇ, ઉમા તે પ્રમાણ કૈંક વિશેષ હોવાથી તે વિકલ્પે લઘુ ગુરૂ છે અને બાકીના સર્વ ગુરૂ છે.

આ પ્રમાણે સ્વરોચ્ચાર તથા સ્વરોનુ વર્ગીકરણ તપાસ્યા પછી આપણે એની લેખન-પદ્ધતિ વિચારી ગુજરાતી સ્વરમાળાની ગોઠવણ કરીશુ.

આખી સ્વરાવળી બીજા સ્વર અનો જ પરિવાર હોવાથી અને ગુજરાતી લિપિમા જૂદા વર્ણ તો ત્રણ જ સ્વરના એટલે અ, ઈ, ઉ ના હોવાથી પ્રત્યેક વિષયને સરળ અને પદ્ધતિયુક્ત કરવાના જમાનામા દિ. બ. કેશવલાલભાઈ વ્યંજનની પેઠે અકારના પલાખા યોજવાની સૂચના કરે છે. એ સૂચના મને માન્ય છે, એટલું જ નહી પણ એમનાથી ચાર ડગલા આગળ જવાની મારી સૂચના છે અને તે નીચે પ્રમાણે છે:—

૧. ઈ–ઉના જુદા વર્ણ કાઢી નાખવા ઉપરાંત એના હ્રસ્વદીર્ઘ ભેદ સૂચક જુદા ચિહ્ન છે તે પણ કાઢી નાખવા. આપણે ઉપર જોઈ ગયા છીએ તે પ્રમાણે એ ભેદ તો સર્વ સ્વરને લાગુ છે. સર્વ સ્વર પ્રકૃતિએ હ્રસ્વ છે એટલે ઈ–ઉ પણ પ્રકૃતિ એ હ્રસ્વ છે. ઉ ને વાસ્તે તો પ્રચલિત પલાખું વરડું છે જ. પણ ઈ ના સંબંધમા હ્રસ્વ ઈકાર બતાવનાર પલાખાને બદલે દીર્ઘ ઈકાર બતાવનાર પલાખુ વરડી છે. તેનો હ્રસ્વોચ્ચાર દર્શાવનાર વરડી તરીકે સ્વીકાર કરવો. કારણ એ વિશેષ પ્રચલિત છે અને લેખનમા સરળ છે.

લઘુ ગુરુ ભેદ દર્શાવવાની ગદ્યમા તો બીલકુલ જ આવશ્યકતા નથી. પણ પદ્યમા અને વિશેષે કરીને રૂપબંધમા એ ભેદ દર્શાવવાનો જેને આગ્રહ હોય તેણે ગુરુત્વદર્શક આવુ ચિહ્ન ( – ) વાપરવું.

૨ વિવૃત ઉચ્ચાર દર્શાવવા ( ‿ ) આવું ચિહ્ન દાખલ કરવું.

૩ સંધિસ્વર ગુજરાતીમા માત્ર બે જ છે. ઐ અને ઔ એ સ્વરો આપણે અપૃથક્કૃત અને પૃથક્કૃત એમ બને રીતે લખીએ છીએ. ઉદાહરણાર્થ:- કૈ–કઇ, પૈ–પઈ ઈ૦. સંધિ ગુજરાતીને સાધારણ રીતે માન્ય નથી. ઉપરાત શિષ્ટ પ્રાકૃતમા ઐ, ઔને ઠેકાણે અઈ, અઉ વપરાતા હતા. એટલા વાસ્તે એ ઉચ્ચારદર્શક પલાખા કાઢી નાખવા અને એ સ્વરો પૃથક્કૃત લખવા. આથી પદ્યબંધમા કેટલીએક મુશ્કેલી ઉભી થશે પણ તે કંઈ અનિવાર્ય નથી.

આ સર્વ વાતો લક્ષમા રાખી આપણી ગુજરાતી સ્વરમાળા નીચે પ્રમાણે ગોઠવાશે:-

અ, (અર્ધ આ)–૦ આ, અી, એ, ઍ, અુ, ઓ, ઑ.
સંવૃત–અ, અી અુ
વિવૃત–(અર્ધ આ)–૦ એ, ઓ,
અતિ વિવૃત–આ, ઍ, ઑ
લઘુ–અ, અી, અુ,
ગુરુ–આ, અી, એ, ઍ, અુ, ઓ, ઑ,

શાસ્ત્રીય સમીક્ષાનું સંપૂર્ણ અનુસરણ કરીએ તો ઉપર પ્રમાણે થવું જોઈએ. પણ વ્યાવહારિક દૃષ્ટિએ જોતા હાલ ઈ, ઉ ના હ્રસ્વ–દીર્ઘભેદદર્શક પલાખા નીકળી જાય અને ઉપર જણાવ્યા પ્રમાણે હ્રસ્વસૂચક એકેક ચિહ્ન જ રાખવામા આવે તથા ઐ અને ઔ

પૃથક્કૃત લખવામાં આવે તો મતોપકારક પ્રગતિ થઇ એમ ગણીશું. કારણ સર્વ, વિદ્વાન ઉચ્ચારદર્શક ચિહ્ન દાખલ કરતા હાલ જેમ હ્રસ્વ-દીર્ઘ સબંધી મતભેદ છે તેનો મતભેદ અવશ્ય ઉત્પન્ન થઇ જોડણીનુ કામ મુશ્કેલ થઇ પડે

સ્વર પછી વ્યંજન પણ વ્યંજનને તપાસીએ તે પહેલા અર્ધ સ્વરની સમીક્ષા કરી લઇએ

ય, ર, લ, વ, ને અર્ધસ્વર કહેવામા આવ્યા છે જેમ અ+ઈ નો ઐ અને અ +ઉ નો ઔ બનેલા છે તેમ ઇ+અનો ય અને ઉ+અનો વ બનેલા છે બેહમાન એટલોજ કે અં ઔ સંધિસ્વર છે જ્યારે ય વ સંશ્લિષ્ટ સ્વર છે કારણ એમા બે સ્વર મળતા પરિણામે અન્ય અક્ષર ઉદ્ભવે છે ય ને વની પેઠે ર લ કદાચ ઋ+અ અને ઌ+અ નુ પરિણામ હોય પણ ગુજરાતીમા તો ર, લને સંપૂર્ણ વ્યંજન પદ આપવુ જ યોગ્ય છે

આ પ્રમાણે આપણે અર્ધસ્વરનો નીકાલ કર્યાં પછી વ્યંજનાવલી તપાસીએ એમા ઙ અને ઞ નકામા છે કઙણ અને ચઞઝની જોડણી અનુસ્વારને બદલે ઙ અને ઞ મૂકીને એટલે કે કઙ્કણ ચઞ્ચળ આ પ્રમાણે કરવી એ મિથ્યા પાંડિત્ય છે ઉપરાંત મૂર્ધસ્થાની ષ તેમજ વિસર્ગ પણ આપણે ગુમાવ્યા છે એટલે કે વ્યંજનાવલીમાંથી ઙ ઞ ષ, અને વિસર્ગનો ત્યાગ કરવો જ યોગ્ય છે

આ સ્થળે એક વાતની નોંધ કરવાનુ આવશ્યક લાગે છે અને તે ચ વર્ગના બે ઉચ્ચાર ( ૧ ) સંસ્કૃત અને ( ૨ ) પ્રાકૃત સંસ્કૃત એટલે પૂર્ણતાલવ્ય ઉચ્ચાર ગુજરાતના દક્ષિણ ભાગમા પ્રચલિત છે અને પ્રાકૃત એટલે અર્ધ તાલવ્ય ઉચ્ચાર બાકીના પ્રદેશમા મુખ્યત્વે કરીને પ્રચલિત છે પણ આ ભેદ એટલો સૂક્ષ્મ છે કે તેને લઇને નીરાળો વિભાગ કરવાનુ આવશ્યક નથી આ વિષયમા જેને વિશેષ માહિતી જોઇતી હોય હોય તેણે ગ નનસિંહરાવના ફાઇલોલોજીકલ લેક્ચર્સમા આ બાબતનું સ્મરણ જોઇ લેવુ

આ પ્રમાણે જોતા ગુજરાતી મૂળાક્ષર નીચે પ્રમાણે ગોઠવાશે –

| | સ્વર | વ્યંજન | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ઘોષ | અઘોષ | | | ઘોષ | | | |
| | | અલ્પપ્રાણ | મહાપ્રાણ | ઉષ્માક્ષર | અલ્પપ્રાણ | મહાપ્રાણ | અનુનાસિક | સંશ્લિષ્ટ સ્વર |
| કંઠસ્થાની | અ | ક | ખ | | ગ | ઘ<br>હ | | |
| તાલુસ્થાની | ઇ | ચ | છ | શ | જ | ઝ | | ય |
| મૂર્ધસ્થાની | | ટ<br>ર ળ, | ઠ | | ડ | ઢ | ણ | |
| દંતસ્થાની | | ત<br>લ | થ | સ | દ | ધ | ન | |
| ઓષ્ઠસ્થાની | ઉ | પ | ફ | | બ | ભ | મ | વ |

**મનહરરામ મહેતા.**

# શ્રી આચારાંગ સૂત્ર

## પ્રાકૃત ભાષાનું સૌથી પ્રાચીન પુસ્તક.

જૈન શ્વેતાંબરોનું જુનામાં જુનું અને પ્રથમ સૂત્ર તે શ્રી આચારાંગ સૂત્ર છે. શ્રી તીર્થંકર ભગવાન દ્વાદશ અંગનો ઉપદેશ કરે છે કે અર્થ કહે છે. આ દ્વાદશ અંગમાં પ્રથમ અંગ તે શ્રી આચારાંગ છે. શ્રી આચારાંગ સૂત્ર ઉપર ભગવાન ભદ્રબાહુ સૂરિજીએ નિર્યુક્તિ રચી છે. શ્રી મહાવીર પ્રભુની પાટે ભગવાન સુધર્મા સ્વામી બેઠા. સુધર્મા સ્વામીથી છઠ્ઠી પાટે ભગવાન સંભૂતિવિજય અને ભગવાન ભદ્રબાહુ સૂરિ થયા, ભદ્રબાહુ સ્વામી તે પ્રખ્યાત જ્યોતિષશાસ્ત્રી દક્ષિણી બ્રાહ્મણ વરાહમિહિરના સગા નાનાભાઇ શ્રી મહાવીર નિર્વાણ પછી ભદ્રબાહુ સ્વામી ૧૭૦ વર્ષે સ્વર્ગે સીધાવ્યા. એમનું આયુષ્ય છોતેર વર્ષનું હતું. આ ભદ્રબાહુ સ્વામીએ આચારાંગ સૂત્ર ઉપર નિર્યુક્તિ રચી નિર્યુક્તિની એક ગાથા એવી છે કે:-

અંગાણં કિં સારો, આયારો તસ્સ કિં હવઇ સારો;
અણુઓગ ત્થો સારો, તસ્સવિય પરૂવણા સારો.

બારે અંગનો સાર શું? ઉત્તર, આચારંગ. આચારાંગનો સાર શુ? અનુયોગ. તેનો સાર પ્રરૂપણા-પ્રચાર કામ છે. આ ગાથામાં આચારાંગ સૂત્રને તીર્થંકર દેવોની વાણીનો સાર કહેલ છે.

બૌદ્ધો નિર્ગ્રંથનાથની વાતો કરે છે ત્યા અગ્નિ વૈશ્યાયન ગોત્ર વાપરે છે પણ મહાવીર પ્રભુ–નિર્ગ્રંથનાથનુ ગોત્ર તો કાશ્યપ હતુ મહાવીર પ્રભુના શિષ્ય સુધર્મા સ્વામી કે જેની પાટ પરપરા હમણા મોજુદ છે એટલે કે હાલની જૈનેની પરપરાના આદિ પુરૂષ શ્રી સુધર્મા સ્વામીનું ગોત્ર અગ્નિવૈશ્યાયન હતુ.

શ્રી મહાવીર પ્રભુ વારવાર ઉપદેશ આપતા હતા કે " અહા સુહ દેવાણુપિયા મા પડિબધ કરેહ " જેમ તમને સુખ ઉપજે તેમ કરો. વિલબ–પ્રમાદ–કરો નહિ

કૃપાળુ તીર્થ કર દેવોએ જે દ્વાદશાગીનો અર્થ કહેલો છે તે દ્વાદશાગીના નામો આ પ્રમાણે છે—આચારાગ, સૂત્રકૃતાગ, સ્થાનાગ, સમવાયાગ, ભગવતી, જ્ઞાતાધર્મકથા, ઉપાસક દશા, અતકૃત દશા, અનુત્તરોપપાતિક, પ્રશ્ન વ્યાકરણ, વિપાક, બારમુ દૃષ્ટિવાદ આચારાગ સૂત્રમા બે શ્રુતસ્કધો છે. આચાર અને આચારાગ્ર. ભદ્રબાહુ સ્વામી તો કહે છે કે બીજો શ્રુતસ્કધ સ્થવીર મુનિ મહાત્માઓએ રચેલો છે પહેલો શ્રુતસ્કધ વધારે પ્રાચીન અને શુદ્ધ છે બીજો શ્રુતસ્કધ સરળ છે.

નિર્યુક્તિ—ભદ્રબાહુ સ્વામીએ પ્રાકૃતમા રચી છે.

ચૂર્ણિ:—જિનદાસ મહત્તરાચાર્યે રચેલ છે

ટીકા—ગધહસ્તિસૂરિ અને શિલગાચાર્યે રચેલ છે

દિપીકા વ્યાખ્યા—ખરતર ગચ્છીય શ્રી જીનહસસૂરિએ રચેલ છે

બાલાવબોધ ટીકા:—સોળમા સૈકામા પાર્શ્વચદ્રગચ્છ પ્રવર્તક શ્રી પાર્શ્વચદ્રસૂરિજીએ રચી આ બાલાવબોધ તે સમયની જુની ગુજરાતી ભાષામા છે

પ્રથમ શ્રુતસ્કધના નવ અધ્યયન છે– શસ્ત્ર પરીક્ષા, લોક વિજય શીતોષ્ણીય, સમ્યકત્વ, લોકસાર, ધૂત, મહાપરીક્ષા, વિમોક્ષ અને ઉપધાનશ્રુત

શસ્ત્ર પરીક્ષામા આત્મા છે અને તે પુનર્જન્મ પામે છે કર્મ પ્રમાણે ફળ મળે છે છ કાયની હિસા કરવી કરાવવી અને અનુમોદવી નહિ મન, વચન અને કાયાવડે પ્રાણી માત્રની રક્ષા કરવી લોકવિજયમા સ્નેહીઓ ઉપર, આઠ કર્મ ઉપર અને રાગદ્વેષ ઉપર વિજય મેળવવાનો ઉપદેશ છે શીતોષ્ણીયમા કષાય અને પરિગ્રહ છોડવાની વાતો છે સમ્યકત્વમા દૃઢ શ્રદ્ધા, લોક સારમા રત્નત્રય ધૂતમા નિસગ અને અપ્રતિબદ્ધ, મહા પરીક્ષામા પરિષહો વિશેષ સહન કરવા, સયમનુ વિશેષ પાલન, વિમોક્ષમા અતક્રિયા એટલે મરણ ઇચ્છવાનુ તથા ઉપધાનમા શ્રી મહાવીર પ્રભુનુ વર્ણન અને અનુકરણ આવે છે

બીજા શ્રુતસ્કધમા સોળ અધ્યયન છે પિંડૈષણા, શય્યા,ઇર્યા, ભાષાજાત, નિશીથિકા, ઉચ્ચાર, પ્રશ્નવણ, શબ્દ, રૂપ, વસ્ત્રૈષણા, અવગ્રહ પ્રતિમા સ્થાન, પરક્રિયા, અનોન્ય ક્રિયા, ભાવના, વિમુક્તિ

પિંડૈષણામાં આહાર, પાણી કેવીરીતે લેવાં અને ગવેષવાં, શય્યામા શયા સંબંધી વિધિ નિષેધ, ઈર્યામાં વિહાર સંબંધી, ભાષાજાતમાં ભાષાના વ્યવહાર સંબંધી, વસ્ત્રૈષણામાં વસ્ત્રોની ગવેષણા, પાત્રૈષણામાં પાત્ર ગવેષણા, અવગ્રહ પ્રતિમામા વસ્તુઓ કે જગા માંગવાનું: આટલી પહેલી ચૂલિકા છે.

સ્થાનમાં કેવાં સ્થાનમા રહેવું, નિષીથિકામાં સ્વાધ્યાય માટે કેવું સ્થળ પસંદ કરવું, ઉચ્ચાર શ્રવણમાં સ્થંડિલ ભૂમિ વિષે, શબ્દમાં શબ્દોમાં મોહિત થવું નહિ એ વિષે, રૂપમાં રૂપમા મોહિત થવું નહિ એ વિષે, પરક્રિયામાં સાધુના શરીર ઉપર ગૃહસ્થ કંઇ ઉપચાર કરે તો તેને આદરવું નહિ. તેમ અટકાવવું નહિ, અન્યોન્ય ક્રિયામાં પરક્રિયા માફક સાધુનું સમજવું. આટલી બીજી ચૂલિકા સમજવી. ભાવનામાં મહાવીર દેવનું ચરિત્ર, પંચ મહાવ્રત-અને તેની પચીશ ભાવના છે. આટલી ત્રીજી ચૂલિકા છે. વિમુક્તિમા ઉપજાતિ છંદોમા સંસારથી અલગ રહેવાનો મહાન ઉપદેશ છે. આ ચોથી ચૂલિકા છે. અને તે સ્થૂલિભદ્રની બહેન યક્ષાએ આણી હતી.

એકંદર બને શ્રુતસ્કંધોમાં મળીને પચીશ અધ્યયન અને પંચાશી ઉદ્દેશા છે. આમાથી સાત ઉદ્દેશાવાળું સાતમું અધ્યયન વિચ્છેદ ગયું છે. હાલમા તે ઉપલબ્ધ નથી. આચારાગ સૂત્રના મૂળમા તો અઢાર હજાર પદો હતાં. હમણા એમાથી માત્ર અઢી હજાર શ્લોકો જ હયાતિ ધરાવે છે, કરોડો શ્લોકો એકઠા મળે ત્યારે એક પદ થાય છે. હાલમા જે આચારાગ સૂત્ર ઉપલબ્ધ છે તેમા ૧૦૫૨ કલમો કે પૅરેગ્રાફો છે અને તે તમામ નાના ટૂકડા રૂપ છે. નમુનાઓ તપાસીએ:-' સવ્વાઓ દિસાઓ, સવ્વાઓ અણુ દિસાઓ જો આગઓ અણુ સંચરઈ સોડહં '-' સે આયાવાદી, લોગાવાદી, કમ્માવાદી, કિરિયાવાદી ' સર્વ દિશાઓ અને અનુદિશાઓથી જે આવેલો છે અને અનુસંચરે છે તે હું છું. આવું જાણનાર આત્મવાદી લોકવાદી, કર્મવાદી અને ક્રિયાવદી છે. ' પણયા વીરા મહાવીહિં ' માર્ગમા વીરો ચાલ્યા છે એમા શંકા નથી. ' જે ગુણે સે આવટ્ટે, જે આવટ્ટે સે ગુણે'-વિષયો છે તે તે સંસાર છે અને સંસાર છે તે વિષયો છે. પુષ્ટિ પંથ પ્રવર્તક શ્રીમદ વલ્લભાચાર્યજી જગત અને સંસારની વ્યાખ્યા જુદી પાડે છે તે આવી જ રીતે પાડે છે. ' ઈમંપિ ચિત્તમંતયં , એયપિ ચિત્તમંતયં ' આપણા દેહમા ચિત્ત છે તેમ વનસ્પતિમાં પણ ચિત્ત છે. આ ના જેવી જ પ્રોફેસર બોઝની શોધખોળ છે. સંસારમા જીવોની ઉત્પત્તિ આઠ પ્રકારે થય છે:- 'અંડયા, પોતયા, જરાઉયા, રસયા, સસેયયા, સંમુચ્છિમા, ઉબ્ભિયયા, ઉવવાતિયા, એસ સંસારેત્તિ, અંડજ-પંખીઓ, પોતજ-હાથી, ઘોડા વગેરે; જરાયુજ-ગાય, ભેસ વગેરે; રસજ-કીડાઓ; સંસ્વેદજ-જૂ, માકડ, વગેરે સંમૂર્ચ્છિમ કીડી, મખી, વગેરે; ઉદ્ભિજ્જ-ખજરીટ વગેરે, ઔપપાતિક-દેવ અને નારક; આ આઠ વર્ગોનો સંસાર છે. અજ્ઞાની બાળજીવો પોતાના સ્વરૂપને નહિ ઓળખવાથી સંસારમાં ભટકે છે. એમ સંસારેત્તિ પવુચ્ચતિ મંદસ્સ અવિજાણતો.' 'મહબ્ભયં', દુઃખં,-મહા ભય પ્રવર્તે છે. દુઃખ છે. 'જે અજ્ઝત્થ જાણઈ સે, બહિયા જાણઈ જે, બહિયા જાણઇ સે અજ્ઝત્થ

જાણઇ,–જે અંદરની આત્માસંબંધી વાત જાણે તે બહારની વાત જાણે અને જે બહારની વાત જાણે તે અંદરની આત્માસંબંધી વાત જાણે. 'એવં તુન્નં' બંને વાતો સરખી છે. 'ઇહ સંતિગયા દવિયા ણાવ કંખંતિ જીવિઉં' શાંતિમાં મગ્ન સંયમી પુરુષો જીવવાને ઇચ્છતા નથી. 'પાવં કમ્મં ણો અન્નેસિ' પાપ કર્મ, ઇચ્છવું નહિ. 'જે ગુણે સે મૂલટ્ઠાણે જે મૂલટ્ઠાણે સે ગુણે' જે વિષયો છે તે સંસારના હેતુ છે અને જે સંસારના હેતુ છે તે વિષયો છે. જે ગુણો છે; તેજ મૂળ સ્થાન છે અને જે મૂળ સ્થાન છે તેજ ગુણો છે. આની પેઠેજ પૌરાણિકો ત્રિગુણી માયાને સર્વનું મૂળ કહે છે. 'ગદ્દિએ લોએ વસે પમત્તે' ફસી ગડેલા, ગૃધ્ધ થએલા લોકો પ્રવાહમાં વસે છે. હું અને મારું એજ ફસામણી છે. 'ણાલં તે તવ તાણાએ વા સરણાએ વા તુમં પિ તેસિં ણાલં તાણાએ વા સરણાએ વા' તે તારો બચાવ કરી શકે તેમ નથી તેમ તું એમને બચવી શકે તેમ નથી. આને મળતું જ શ્રીમદ્ ભગવદ્‌ગીતાજીમાં છે કે:– **यो वेनं वेत्ति हंतारं** વગેરે. 'ખણં જાણાહિ પંડિએ' પંડિતોએ અવસરને ઓળખવો. 'અરઇ આઉટ્ટે મે મેહાવી ખણં સિ મુક્કે'–મેધાવી પુરુષે અરતિ કરવી નહિ, એમ કરવાથી એક ક્ષણમાં જ મૂક્તિ મળે છે. 'મોહે પુણો પુણો સણ્ણા ણો હવ્વાએ ણો પાર.એ' મોહમાં પુનઃ પુનઃ ડુબેલા છે તેઓ નથી આ પાર કે નથી પેલે પાર. 'વિમુત્તા હુ તે જણા જે જણા પરિગામિણો' જેઓ સદા સંયમને પાળે છે તેઓજ મુક્ત છે. 'પડિલેહાએ ણાવ કંખતિ એસ અણગારે ત્તિ વુચ્ચતિ' લોભને ઇચ્છે જ નહિ તે અણગાર કહેવાય છે. 'એસ મગ્ગે આરિએ હિં પવેદિએ' એ માર્ગ આર્યોએ બતાવેલો છે. 'પંડિએ ણો હરિસે ણો કુપ્પે' પંડિતોએ હર્ષ કે શોક કરવો નહિ. 'સે અણુજ્જ માણે જાઇ મરણમણ પરિયટ્ટમાણે' અજાણ જીવો જન્મમરણમાં ફસાતા રહે છે. 'ણત્થિ કાલસ્સણાગમો' કાલનો ભરુંસો નથી. 'સવ્વે પાણાપિય જીવિણો, જીવિઉ કામા' સર્વ જીવોને જીવવું પ્રિય છે. જીવવાની કામનાવાળા છે. 'સવ્વેસિં જીવિતં પિયં' જીવવું સર્વને પ્રિય છે. 'ઉદ્દેસો પાસગસ્સ ણત્થિ' તત્વ જાણનારને કંઇપણ કહેવાપણું રહેતું નથી. 'જાણિત્તુ દુક્ખં પત્તેયં સાયં' સુખ દુઃખ સર્વ જુદા જુદા ભોગવે છે. 'તુમ ચેવ તં સલ્લમાહટ્ટુ' તમે પોતેજ તમારૂં શલ્ય છો. તમે પોતેજ આશામાં દુઃખી થાઓ છો. 'ઇણ્મેવ ણાવ બુજ્ઝંતિ જે જણા મોહ પાઉડા' પણ તે વાત મોહવાન પુરુષો સમજી શકતા નથી. 'કામા દુરતિ ક્કમ્મા' વિષય વાંછનાથી દૂર રહેવું ઘણું વિકટ છે. 'જહા અંતો તહા બાહિં જહા બાહિં તહા અંતો' જેવું અંદર તેવું બહાર છે જેવું બહાર તેવું અંદર છે. 'અ પરિન્નાય કંદંતિ' સ્વરૂપને નહિ જાણનાર હર્ષ શોક અનુભવે છે. 'પાવકમ્મં ણેવ કુજ્જા ણ કારવે' પાપ કર્મ કરવું કે કરાવવું નહિ. 'સે હુ દિટ્ટપહે મુણી જસ્સ ણત્થિ મમાઇતં' જેને મમત્વ નથી એજ માર્ગનો જાણ મુનિ છે. 'કમ્મ પરિણ્ણાય સવ્વસો' કર્મનું સ્વરૂપ જાણીને સર્વ રીતે ઉપદેશ દેવો. 'જે અણણ્ણદંસી મે અણણ્ણારામે જે અણણ્ણારામે મે અણણ્ણદંસી' જે પરમાર્થદર્શી છે તે બીજે રમતો નથી. જે બીજે રમતો નથી પણ પોતાના સ્વરૂપમાંજ રમે છે; તે પરમાર્થદર્શી છે. આને મળતુંજ શ્રીમદ્ વલ્લભાચાર્યજી કહે છે કે '**अन्याश्रयोन कर्तव्यो**'– વગેરે. 'જહા પુણ્ણસ્સ કત્થતિ તહા તુચ્છસ્સ કત્થતિ' જેવું પુણ્યવાન–રાજા–ને ઉપદેશનું તેવું જ રંકને

ઉપદેશનું. 'મુણિણો સયા જાગરંતિ.' મુનિયો સદા જાગે છે. 'સુત્તા અમુણિસયા'– અમુનિ સદા સુતા છે. આને મળતું જ શ્રીમદ ભગવદ્‌ગીતાજીમા છે કે '**या निशा सर्व भूतानाम्**'-વગેરે. 'લોયંસિ જાણ અહિયાય દુક્ખં' લોકમાં અજ્ઞાન અહિત કરનાર છે 'મૂઢે ધમ્મં ણાભિજાણતિ' મહા મોહથી મૂંઝાયલા ધર્મને જાણતા નથી. ગીતાજીમાં પણ આને જ મળતું છે કે '**मुढोऽयं नाभिजानाति**' વગેરે, 'જિસ્સિ મે સદ્દાય રૂવાય ગંધાય રસાય ફાસાય અહિસમન્નાગયા ભવંતિ સે આયવં ણાણવં વેયવં ધમ્મવં બંભવં' જેને સારા અને નીચા શબ્દ, રૂપ ગંધ, રસ, સ્પર્શ સરખા જણાય, તે પુરૂષ આત્મા, જ્ઞાન, વેદ, ધર્મ અને બ્રહ્મને જાણનાર છે. આ પેરિગ્રાફ ઉપરથી વેદ અને બ્રહ્મનું અતિ પ્રાચીનત્વ સાબિત થાય છે. 'કમ્મણા ઉવાહી જાયતિ' કર્મથી ઉપાધિ જન્મે છે. 'અકમ્મસ્સ વવહારોણ વિજ્જતિ' અકર્મવાળાને વ્યવહાર નથી. 'સંધિં લોગસ્સ જાણિત્તા' અવસર મળેલો જાણી પ્રમાદ ન કરવો. 'આય ઓ બહિયા પાસ' આત્મવત બહાર બીજાને જો. આને મળતું જ **आत्मवत् सर्व भुतेषु** વગેરે છે.: 'પુરિસા તુમમેવ તુમં મિતં કિં બહિયા મિત્તમચ્છ સિં' હે પુરૂષ તુંજ તારો મિત્ર છે, મિત્રને બહાર કયાં શોધે છે? 'પુરિસા સચ્ચમેવ સમભિજાણાહિ' હે પુરૂષ સત્યને જ સેવ. 'જે એગં જાણઇ સે સવ્વં જાણઇ જે સવ્વં જાણઇ સે એગં જાણઇ' જે એકને–આત્માને–જાણે છે તે સર્વને જાણે છે જે સર્વને જાણે છે તે એક આત્માને જાણે છે. આને મળતી જ ઉપનિષદની શ્રુતિ ભગવતી છે કે **आत्मनि विज्ञाते सर्वमिदं विज्ञातं भवति** વગેરે 'સવ્વતો પમત્તસ ભયં' પ્રમાદીને સર્વથી ભય છે. 'અપ્પમત્તસ્સં ણ ત્થિ ભયં' અપ્રમાદીને ભય નથી. 'જે એગં ણામે સે બહૂ ણામે' જે એક મોહને નમાવે છે તે ઘણાને નમાવે છે. 'એગં વિગિંચમાણે પુઢો વિગિંચઇ' જે એકને ખપાવે છે તે બહુને ખપાવે છે. 'ણ ત્થિ અસત્થં પરેણ પરં' અશસ્ત્રસંયમ ચડતો ઉતરતો નથી પણ એક રૂપજ છે. 'સવ્વેપાણા સવ્વેભૂયા સવ્વે જીવા સવ્વે સત્તા ણ હંતવ્વા ણ અજ્જાવેયવ્વા ણ પરિઘેતવ્વા ણ પરિતાવેયવ્વા ણ ઉદ્દેવેયવ્વા એસે ધમ્મે સુદ્ધે' સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ અને સર્વ સત્ત્વને હણવા નહિ, હકૂમત ચલાવવી નહિ, કબજે કરવાં નહિ મારી નાખવા નહિ કે હેરાન કરવા નહીં; આવો શુદ્ધ ધર્મ છે 'ણો લોગસ્સેસણં ચરે' લોકની દેખાદેખી કરવી નહિ. 'પમત્તે બહિયા પાસ' પ્રમાદીને ધર્મથી બહાર ગએલ જાણવો. 'જે આસવા સે પરિસ્સવા' જે કંઇ બાંધવાના હેતુ છે તે ખપાવવાના છોડવાના હેતુ પણ થાય છે 'જે અણાસવા તે અપરિસ્સવા' જેટલા કર્મ ખપાવવાના –છોડાવવાના હેતુ છે. તેટલા જ કર્મ બાંધવાના હેતુ છે. 'એ ગમપ્પાણં' આત્મા એકલો જ છે. 'દુરણુચરી મગ્ગો' માર્ગ વિકટ છે. 'સંસયં પરિયાણ તો સંસારે પરિન્નાતે ભવતિ' જે સંશયને જાણે છે તે સંસારને પણ જાણે છે. 'બંધ પ મોક્ખો ચ તુજ્જ અજ્ઝત્થેવ' બંધથી મુક્ત તારા હાથથી જ થવાનું છે. 'ઇમેણં ચેવ જુજ્ઝાહિ' તું તારા શરીર સાથે યુદ્ધ કર 'જં સમ્મંતિ પાસહ તં મોણંતિ પાસહ' જ્યાં સમકિત છે; ત્યા જ મુનિપણું છે. 'વિતિ ગિંચ્છ સમાવણ્ણેણં અપ્પાણેણં ણો લભતિ સમાધિં' સંશય રાખવાથી સમાધિ મળતી નથી. આને મળતું જ ગીતાજીમાં

છે કે ' **संशयात्मा विनश्यति** '-વગેરે. ' તમેવ સચ્ચં ણીસંકં જં જિણેહિં પવેઇયં ' જિન ભગવાને ભાખેલું નિઃશંકપણે સત્ય છે. ' સમિયંતિ મણ્ણમાણસ્સ સમિયા વા અસમિયા વા સમિયા હોંતિ ઉવેહાએ ' શ્રદ્ધાવાનને સમ્યક અને અસમ્યક બંને સમ્યક વિચારણાથી સમ્યક રૂપે પરિણમે છે. આને મળતોજ દૃષ્ટિ સૃષ્ટિવાદ છે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ તે દૃષ્ટિસૃષ્ટિવાદ. ' તુમંસિ નામ તં ચેવ જં હંતવ્વં તિ મન્નસિ ' જેને તું હણવાનો વિચાર કરે છે તે તો તું પોતે જ છે. ' જે આયા સે વિન્નાયા ' જે આત્મા છે તે જ વિજ્ઞાન છે. આને મળતું જ વેદાન્તનું મહાવાક્ય છે કે ' **प्रज्ञानं ब्रह्म.** ' ' જેણ વિજાણતિ સે આયા ' જે વડે જાણે છે તે આત્મા છે. ' એ તે આયા વિયક્ખાયા જે હિં સંગતિ પાસહ ' જ્યાં જ્યાં સંગતિ-આસક્તિ-છે ત્યાં ત્યાં કર્મબંધ થાય છે ' સવ્વે સરા ણિયટ્ટંતિ ' આત્માનું વર્ણન કરવાને કોઈ પણ સ્વર સમર્થ થતો નથી ' તક્કા જત્થ ણ વિજ્જતિ, મતિ તત્થ ણ ગાહિતા ' આત્મા એવો છે કે તર્કો ત્યાં જઈ શકતા નથી અને મતિ તેને ગ્રહણ કરી શકતી નથી. આને મળતી જ ઉપનિષદની શ્રુતિ ભગવતી છે કે '**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसासह**' વગેરે. 'ઓ એ અપ્પતિટ્ઠાણસ્સ ખેયન્ને' એકલો આત્મા સંપૂર્ણ જ્ઞાનમય બિરાજમાન છે.'ઉવમા ણ વિજ્જતિ, અરૂવી સત્તા, અપયસ્સ પયં ણત્થિ' આત્માને માટે કોઈ ઉપમા નથી, અરૂપી સત્તા છે અપદસ્થને પદ પણ નથી. ' સે ણ સદ્દે ણ રૂવે ણ ગંધે ણ રસે ણ ફાસે ' તે આત્મા શબ્દ રૂપ નથી, રૂપવાન નથી, ગંધવાન નથી, રસવાન નથી, સ્પર્શવાન નથી. 'સે ણ દીહે ણ હસ્સે, ણ વટ્ટે, ણ તંસે, ણ ચઉરંસે, ણ પરિમંડલે, ણ કિણ્હે, ણ ણીલે, ણ લોહિએ, ણ હાલિદ્દે, ણ સુક્કિલ્લે, ણ ઇત્થી, ણ પુરિસે, ણ અન્નહા પરિણ્ણે સણ્ણે ' આત્મા દીર્ઘ-લાંબો નથી, ટૂંકો-હ્રસ્વ નથી, ગોળ-વર્તુલ નથી, ત્રિકોણ નથી, ચોરસ નથી. મંડલાકાર નથી, કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, સફેદ નથી, સ્ત્રી રૂપ નથી પુરુષ રૂપ નથી, નપુંસક રૂપ નથી, જ્ઞાતા પરિજ્ઞાતા વિરાજે છે ' અહ પાસ તેહિં કુલેહિં આયત્તાએ જાયા ' પોતાના કર્મ ભોગવવાને જુદા જુદા કુળોમાં જન્મ ધરીને જીવાત્મા અનેક અવસ્થાઓ ભોગવે છે ' પાસ લોએ મહબ્ભયં ' લોકમાં સદા ભય છે. ' બહુ દુક્ખા હુ જંતવો ' જંતુઓના દુઃખોની સીમા નથી ' સવ્વં ગિદ્ધિ પરિણ્ણાય એસ પણયે મહા મુણી ' સર્વ આસક્તિઓને તજે એજ મહામુનિ છે આને મળતું વેદાન્ત મહાવાક્ય છે કે ' મનોનાશ અને વાસના ક્ષય વડે મુક્તિ મળે છે ' ' આણાએ મામગં ધમ્મં ' આજ્ઞામાં જ મારો ધર્મ છે 'કાયસ્સ વિયાઘાએ એસ સંગામસીસે વિયાહિએ ' શરીરનો નાશ કરવો એ ખરે સંગ્રામની ટોચ છે. ' ગામે અદુવા રણ્ણે, ણેવ ગામે ણેવ રણ્ણે ધમ્મમ ' ગામમાં અને રણમાં ધર્મ છે, ગામ અને રણમાં ધર્મ નથી 'જામાતિણ્ણિ ઉદાહયા' ત્રણ યામ બતાવ્યા છે 'પડિલેહ જીવે હિ કમ્મ સમારંભે' પ્રત્યેક જીવ દીઠ કર્મ સમારંભ કરેલો છે ' સમયાએ ધમ્મે આરિએહિં પવેઇતે ' આર્યોએ સમતાએ ધર્મ ભાખ્યો છે ' ઓએ દયં દયતિ ' દુઃખમાં પણ દયા રાખે છે ' સે ભિક્ખૂ વા ભિક્ખુણી વા વા ઇહ લોએ હિં ણહેહિ ણો પચ્ચોએહિં મહેહિ ણો સુને હિ મહેહિ ણો અનુનેહિ સદ્દેહી ણો સદ્દેહિ સંદિ ણો અહિહેહિ સદ્દેહિ ણો સજ્જેજ્જા ણો રજ્જેજ્જા ણો ગિજ્ઝેજ્જા ણો મુજ્ઝેજ્જા ણો અજ્ઝોવવજ્જેજ્જા ' સાધુ અથવા સાધ્વીએ

આ લોકના શબ્દો વડે, પરલોકના શબ્દો વડે, સાંભળેલા શબ્દો વડે, અણસાંભળેલા શબ્દો વડે, દીઠેલા શબ્દો વડે, અણદીઠેલા શબ્દો વડે આસક્ત થવું નહીં-તન્મય થવું નહીં 'કેદુવેભણા પાણ ભૂત જીવ સત્તા વેયણં વેદેંતિ' પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વ બીજાને કરેલી વેદના હમણાં તેને પોતેજ વેદે છે, ભોગવે છે. 'સવ્વં મે અકરણિજ્જં પાવકમ્મં' સર્વ પ્રકારનું પાપકર્મ મારે કરવું નથી.' સુક્કજ્ઝાણં તરિયાએ વટ્ટમાણસ્સ' શુકલ ધ્યાનમાં વર્તતાં થકાં નિવ્વાણે કસિણે પડિપુણ્ણે અવ્વાહએ ણિરાવરણે અણંતે અણુત્તરે કેવલણાણે દંસણે સમ્મુપણે છેવટનું સંપૂર્ણ, પ્રતિપૂર્ણ, અવ્યાહત, નિરાવરણ, અનંત, ઉત્કૃષ્ટ કેવલજ્ઞાન તથા કેવલદર્શન ઉત્પન્ન થયું. 'પંચમં ભંતે મહાવ્વયં' પાંચ મહાવ્રત છે. 'મહવ્વતે હિં પણવી સાહિંય ભાવણાહિં સંપણ્ણે અણગારે અહાસુયં અહાકપ્પં અહામગ્ગં સમ્મં કાએણ ફાસિત્તા પાલિત્તા તીરિત્તા કિટ્ટિત્તા આણાએ આરાહિયા વિ ભવતિ' પાંચ મહાવ્રતોની પચીશ ભાવના વડે સંપન્ન અણગાર સૂત્ર, કલ્પ તથા માર્ગને યથાર્થપણે રૂડી રીતે કાયાથી સ્પર્શીને પાર પહોંચી, કીર્તિ કરી, આજ્ઞાનો આરાધક થાય છે. 'નિતિક્ખએ ણાણિ અદુટ્ટ ચેતમા ગિરિવ્વ વાતેણ ણ સંપવેવએ' જ્ઞાની અદુષ્ટ મન વડે પર્વતની પેઠે વાયુથી કંપે નહિ. આમા તિતિક્ષા શબ્દ છે. વેદાંતમાં ષટ્ સંપત્તિ કહેલ છે. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા શ્રદ્ધા અને સમાધાન 'મહવ્વયા ખેમપદા' મહાવ્રતો ક્ષેમદાતા છે. વેદાંતમા યોગ અને ક્ષેમ કહેલ છે. શ્રી આચારાંગ સૂત્રની ભાષા જાણવા માટે આટલા સૂત્રો કહ્યા. હવે આચારાંગ સૂત્રમાંથી મળી આવતી અત્યંત ઉપયોગી હકીકત સંબંધી કંઇક ઉલ્લેખ થાય છે.

## વસ્ત્રો સબંધી માહિતી.

'જાંગયં ભંગિયં સાણવં પોત્તયં ખોમિયં તુલકડ' ઉન, રેશમ, શણ, પાન, કપાસ અને તૂલના વસ્ત્રો 'મહદ્દણ મોલાઇ' ઘણા મોટા મૂલ્યવાળા વસ્ત્રો 'ચીણાસુ' ચિનાશુક-ન લેવા. 'કંબલગાણિ' કંબલે. ઉનની. 'વાત્થાઇ મહાદ્દણ મોલાઇ રણે પાડિગા હેજ્જા' ઘણા મૂલ્યવાળા વસ્ત્રો ગ્રહણ કરવા નહિ. 'આજીણાણિ' ચામડાના કપડાં, 'સહિણાણિ' સુવાળા કપડા, સહિકલ્લાણાણી' સુવાળા અને શોભિત કપડા, આયાણિ અજારોમનિષ્પનાનિ, બકરીના વાળથી બનેલા કપડા કાયકાણી ઈંદ્ર નિલવર્ણ, કપામોર્દ્ધવાનિ, વસ્ત્રો, આસમાની રંગના રૂમાંથી બનેલા 'વસ્ત્રો, ખોમિયાણી' સફેદ રૂના 'દુગુલ્લાણિ' બંગાલી રૂના દુકુલ રૂના 'પટ્ટાણિ' પટ્ટ સૂત્રના બનેલા 'મલયાણિ' મલય સૂત્રના બનેલા, 'પત્તુણ્ણાણિ' છાલના બનેલા 'અંસુયાણી' અંશુક દેશના 'ચીણંસુયાણિ' ચીનના સૂત્રના ચીનાશુક, 'દેસરાગાણિ' દેશરાગ, 'અમિલાણિ' આમીલ, 'ગજ્જલાણિ' ગર્જ્જલ, 'ફાલિયાણિ' ફાલિકના' કાયહાણિ' કાયહ, 'કંબલગાણિ' ઉનના, 'પાવરણાણિ' મલમલના 'ઉદ્દાણિ' ઉદ્રજાતના માછલાના ચામડાના 'પેસાણિ' પેશ નામના જનાવરના ચામડાના 'પેમલેસાણિ' પશમના બનેલા, 'કિણ્હ મિગાઇણગાણિ' કૃષ્ણમૃગના ચામડીના, 'ણીલમિગાઇણિગાણિ' નીલ મૃગના ચામડાના, 'ગોર મિગાઇણિ ગાણિ' ધોળા હરણના ચામડાંના, 'કણગાણિ' કનકના તારના, 'કણગકંતાણિ' સોનાના પાટથી 'કણગ પટ્ટાણિ' કિનખાબથી, 'કણગ ખંચયાણિ' જરીથી ભરેલા, 'કણગ ફુસિયાણિ'

'સવાણિ' વાઘના ચામડાના, 'વિગ્ગ ણિ' વાઘના ચામડાથી મઢેલા, 'આભરણ' આભૂષણ રૂપ, 'આભરણ વિચિત્તાણિ' આજ સુધી જોયેલા આટલી જાતના વસ્ત્રો શ્રી આચારાંગ સૂત્ર રચાયું ત્યારે બનતા હતા, ચીન વગેરે દેશો સાથે સંબંધ હતો

## પાત્રો સંબંધી માહિતી –

'અય પાદાણિ' લોહપાત્ર, 'તબ પાણિ' ત્રાંબાનુ પાત્ર, 'સીસગ' સીસાનુ-પાત્ર, 'હિરણ્ણ' રૂપુ, 'સુવણ્ણ' સોનુ, 'રીતિયા' પીતળ, 'હારપુડ' પોલાદ, 'મણિ' 'કાય' કાચ, 'કસ' કાંસુ, 'સખ' શખ, 'સિંગ' 'દંત' 'ચેલ' કાપડ, 'સેલ' પત્થર, 'ચમ્મપાયાણિ' ચામડાના પાત્ર, 'અલાઉપાય' તુંબીપાત્ર, 'મટ્ટિયાપાય' માટીનુ પાત્ર, 'દારુપાય' કાષ્ટપાત્ર શ્રી આચારાંગ સૂત્ર રચાયુ ત્યારે આવા જાતના પાત્રો આપણા દેશમા બનતા હતા અને ઉપયોગમા આવતા હતા

## વાદ્યો સંબંધી માહિતી –

'મુઇંગ' મૃદંગ 'નંદી મુઇંગ' નાંદી મૃદંગ, 'ઝલ્લરિ' ઝાલર, 'વીણા' 'વિપંચિ' વચ્ચીસગ 'વાદ્દીશક' 'તુણય' તુનક, 'પણવ' પણવ, 'તુંબવીણીય' તુંબવીણા, 'ઢુંકુન' ઢોલક 'તાલ' તાલ 'કંસતાલ' 'લત્તિય' કંસિકા– તાલીયા, 'ગોહિય' ગોહિકા, 'કિરિ કિરિય' કિરિકિરિકા, 'સખ', 'વેણુ' 'વસ' વંશ, 'ખરમુહી' ખરમુખી, 'પિરિ પિરિય' પિરપિરિકા શ્રી આચારાંગ સૂત્ર રચાયુ તે સમયે આવી જાતના વાદ્યો બનતા અને વપરાતા હતા -

## પશુઓ સંબંધી માહિતી –

'મહિસકરણ' મહિષ શાળા 'વસભ' બળદ, 'અસ્સ' અશ્વ, 'હત્થિ' હાથી, 'કવિંજલ' કપિંજલ, 'મહિસ જુદ્ધાણિ,' 'વસભ જુદ્ધાણી' 'અસ્સ જુદ્ધાણિ' 'હત્થિ જુદ્ધાણિ' 'કવિંજલ જુદ્ધાણિ' શ્રી આચારાંગ સૂત્ર રચાયુ ત્યારે આવી જાતના પશુઓ પાળવામા આવતા અને તેમના યુદ્ધો કરાવવામા આવતા હતા 'ગાવીયા' ગાય સંબંધી પણ માહિતી હતી.

## સ્થળ વિષે માહિતી –

'ગામ' ગામ, 'ણયર' નગર, 'ખેડ' ખેડા—ગામડુ, 'કબ્બડ' કસબામા, 'મડંબ' કસ્બામા, 'પટ્ટણ' પાટણ શહેર, 'આગર' આગર, 'દોણમુહ' બંદર 'નિગમ' વ્યાપાર સ્થળ, 'આસમ' આશ્રમ–તીર્થસ્થળ 'રાયહાણિ' રાજધાની, 'સણ્ણિવેસ' સંનિવેશ સહ, કાપ પર–શ્રી આચારાંગ સૂત્ર રચાયુ ત્યારે રાજધાનિ, શહેર ગામ ગામડુ, પર વગેરે સ્થળોની ઓળખાણ ઉપર પ્રમાણે હતી.

## હાર સંબંધી માહિતી –

શ્રી આચારાંગ સૂત્રમા જુદી જુદી જાતના હારના અટપટા નામો ગણાવ્યા છે જેવા કે 'હારિ' હાર, 'અદ્ધહારે' 'એગાવલી' એકાવલી, 'મુત્તાવલી' મુક્તાવલિ, 'કણગાવલી' 'રયણાવલી' વગેરે

## કુલ વિષે માહિતી:-

'ઉગ્ગા કુલાણિ' 'ભોગ કુલાણિ' 'રાઇહણ્ણ કુલાણિ' 'ખત્તિય કુલાણિ' 'ઇક્ખાગ કુલાણિ' 'હરિવંસ કુલાણિ' 'એસિય કુલાણિ' 'વસિય કુલાણિ' 'ગંડાગ કુલાણિ' 'કોટ્ટાગ કુલાણિ' 'ગામરક્ખ કુલાણિ' 'વોક્કસાલિય કુલાણિ' ઉગ્ર કુલ, ભોગ કુલ, રાજન્ય કુલ, ક્ષત્રિય કુલ, ઇક્ષ્વાકુ કુલ, હરિવંશ કુલ, એષ્ય કુલ, વૈશ્ય કુલ, ગંડક કુલ, કોટ્ટાગ કુલ, ગ્રામ-રક્ષક કુલ, બોક્કશાલીય કુલ, આમાં પહેલાં ૭ કુલો તે રજપુતો છે, એષ્યથી બોક્કશાલીય સુધી ૭ કુલો વૈશ્યમાં સમાય છે. 'એસ્ય' ગોવાળ, 'ગંડાગ' - નાપતિ, ઉદ્ઘોષણા કરનાર, 'બોક્કશાળીય' સાળવી, તંતુવાય, શ્રી આચારાંગ સૂત્ર રચાયું ત્યારે ઉપર પ્રમાણે જુદાં જુદાં કુલો પ્રચલિત હતાં તેની સાથે આહાર પાણી લેવાને અયોગ્ય એવી તિરસ્કૃત અને નિંદિત જાતો પણ હતી. કારણ કે આહાર પાણી લેવાના ફરમાનમાં જણાવે છે કે 'અદુગંચ્છિએસુ' અતિરસ્કૃત અને 'અગરહિતેસુ' અનિંદિત કુલોમાંથી જ આહાર લેવો આ જોતાં ઉંચું કુલ અને નીચું કુલ, ઉંચ જાતિ અને હલકી જાતિ એવો ભેદ શ્રી આચારાંગ સૂત્ર કાલમાં તો હતો.

## મહોત્સવો સંબંધી માહિતી:-

'સમવાએસું' મેળા, 'પીંડળિયોસુ' પિતૃભોજન, ઇંદમહેસું, ઇંદ્ર મહોત્સવ, 'ખંદ મહેસુ' સ્કંદ-કાર્તિક સ્વામી મહોત્સવ, 'રૂદ્દ મહેસુ' રૂદ્ર મહોત્સવ, 'મુગુંદ-મહેસુ' મુકુંદ-બલદેવ મહોત્સવ, 'ભૂત મહેસુ' ભૂત મહોત્સવ, 'જક્ખ મહેસુ' યક્ષ મહોત્સવ, 'ણાગ મહેસુ' નાગ મહોત્સવ, 'થૂભ મહેસુ' સ્તુપ મહોત્સવ, 'ચેઇયિ મહેસુ' ચૈત્ય મહોત્સવ, 'રૂખ મહેસુ' વૃક્ષ મહોત્સવ, 'દરિ મહેસુ' દરિ મહોત્સવ, 'અગડ મહેસુ' 'તડાગ મહેસુ' 'દહ મહેસુ' દ્રહ-ઝરો મહોત્સવ, 'ણદિ મહેસુ' નદી મહોત્સવ, 'સર મહેસુ' સરોવર મહોત્સવ, 'સાગર મહેસુ' સાગર મહોત્સવ, શ્રી આચારાગ સૂત્ર રચાયુ તે સમયે આવા આવા મહોત્સવો ઉજવાતા હતા. આથી સ્પષ્ટ થાય છે કે મેળા ભરાવો, પિતૃભોજન, ઇંદ્ર રૂદ્રાદિ મહોત્સવ, સરોવર પૂજન, ચૈત્ય પૂજન, વૃક્ષ પૂજન, વગેરે વસ્તુઓ ઘણી પ્રાચીન છે.

## ચીજો સંબંધી માહિતી:-

'સુવેણ' સુપડા વડે, 'વિપણેણ' વીંજણા વડે, 'પત્તેણ' પંખાવડે 'લસુંણ' લસણ, 'લસુણ પત્તં' લસણના પાન, 'લસુણનાલં' લસણની નાળ, 'લસુણ કંદ' લસણનું કંદ, 'તેલ્લ પૂયયં' તેલમાં તળેલી પુરી, 'ચાઉલોદગ' ચોખાનું ધોણ 'જવોદગ' જવનું ધોણ, 'મુદ્દિયા પાણગ' દ્રાક્ષનું પાણી, 'ખજ્જુર પાણગ' ખજુરનું પાણી, 'આરામાગાહેસુ' આરામગૃહ, મુસાફરખાનું, 'સિંગબેર' સિંગબેર સુન્નં, આદુ, 'કણં' ધાન્યના દાણા, 'કણ કુંણગં' દાણાવાળા કુસકા

' કણ પૂયલિં ' દાણાવાળી પુરી-રોટલી, ' ચાઉલં ' ચાવલ, ' ચાઉલ પિટ્ઠં ' ચાવલનો લોટ, ' તિલં ' તલ, ' તિલપિટ્ઠં ' તલનો લોટ, ' તિલપપ્પગં ' તલપાપડી, ' ણાલિએર ' નાલિએર, ' ખજ્જુર ' ખજુર, ' ખોલં ' ખોળ, ' ગંથિમાણિ ' પુષ્પ-ગુંથન, ' વેઢિમાણિ ' વસ્ત્રગુંથન, ' પૂરિમાણિ ' પુતળાંઓ, ' સંઘાઇમાણિ ' વસ્ત્રકામ, ' કટ્ઠ કમ્માણિ ' લાકડકામ, રથાદિ, ' પોત્થ કમ્માણિ ' પુસ્તક કામ, ' ચિત્ત-કમ્માણિ ' ચિત્રકામ, ' મણિ કમ્માણિ ' મણિકામ, ' દંત કમ્માણિ ' દાંતકામ, ' માલ કમ્માણિ ' માલા કામ, ' પત્તચ્છેજ્જ કમ્માણિ ' કોતર કામ, ' સાલીણિ ' સાળ, ' વીહીણિ ' ચોખા, ' મુગાણિ ' મગ, ' માસાણિ ' અડદ, ' કુલત્થાણિ ' કલથી, ' જવાણિ ' જવ; ' પિંડં ' પિંડ, ' લોયં ' પાન, ' દધિં ' દહીં, ' નવણીય ' નવનીન, માખણ, ' ઘયં ' ઘી, ' ગુલં ' ગોળ, ' તેલ્લં ' તેલ, ' બિલં ' બિડલુણ, ' લોણં ' સિંધાલુણ, ' મહું ' મધુ, ' મજ્જં ' મધ, ' મંસ ' માસ, ' સંકુલિ ' સાંકળી-તલે સાંકળી-તલપાપડી, ' ખીર ' દૂધ, ' ગાવીઓ ' ગાય, શ્રી આચારાંગ સૂત્ર રચાયું ત્યારે ઉપર પ્રમાણે ચીજોની માહિતી હતી. ' ગાય ' ગો સંબંધી પણ સંપૂર્ણ માહિતી હતી. ગાયને ખરૂં જોતાં પશુઓની માહિતીમાં મૂકવી જોઈએ.

## પરચુરણ માહિતી:-

' કણ્ણ સોહણએ ' કર્ણ શોધન, ' ણહચ્છેદએ ' નખ છેદન, ' અક્ખાઇય ' આખ્યાન-વાર્તા, ' માણુમ્માણિય ' તોલ, માપમાણ, ' મહયાહયણટ્ટ ' મોટો નાચ, ' ગીય ' ગીત, ' વાઇય ' વાજીંત્ર, ' ખત્તિયાણ ' ક્ષત્રિયો, ' રાઇણ ' રાજાઓ, ' કુરાઇણ ' ઠકુરાઇ ઠાકોર, ' રાયપેસિયાણ ' સરદારો, ' રાયવંસટ્ઠિયાણ ' રાજવંશીઓ ' મડયડાહેસુ ' મડદા બળતાં હોય ત્યાં, ' મડય થૂભિયાસુ ' મડદાંઓ ઉપર જ્યાં સ્તૂપ, પાળીઆ કે નાનો ઘુમટ કરેલ હોય તે ' મડય ચેઇએસુ ' મડદાં ઉપર દેવળ કે મૂર્તિ સ્થાપી હોય ત્યા, ' આરામાણિ ' બાગ, ' ઉજ્જાણાણિ ' બગીચો, ' વણાણિ ' વન, ' વણસંડાણિ ' ઉપવન, ' દેવકુલાણિ ' દેવલ, ' સભાણિ ' સભા, ' પવાણિ ' પાણી પીવાના સ્થળ, પીયાવા, ' કડયાણિ ' કડબ, ' લાઢવારી ' લાટ દેશ, ' વજ્જ-ભૂમિં ' વજ્જભૂમિ, ' શુબ્ભભૂમિં ' શુભ્રભૂમિ, ' પલાલપુંજ ' ગંજી, શ્રી આચારાંગ સૂત્ર રચાયું ત્યારે ઉપર પ્રમાણે ભિન્ન ભિન્ન માહિતી હતી.

## મહાવીર ચરિત્રમાંથી મળતી માહિતી:-

' ઉસભદત્તસ્સ માહણસ્સ કોડાલસ ગોત્તસ્સ ' દેવાણંદાએ માહણીએ જાલંધરાયણસ્સ ગોત્તસ્સં ', ' ણાયાણ ખત્તીયાણ ' નાતવંશી ક્ષત્રિય, ' સિદ્ધત્થસ્સ ખત્તિયસ્સ કાસવ ગોત્તસ્સ ', મહાવીરના પિતા સિદ્ધાર્થ ક્ષત્રિયનું કાસ્યપ ગોત્ર. ' તિસલાએ ખતિયાણીએ વાસિટ્ઠસ ગોત્તાએ ' મહાવીર પ્રભુનાં માતા ત્રિશલા ક્ષત્રિયાણીનું વાસિષ્ઠ ગોત્ર. આથી સ્પષ્ટ થાય છે કે મહાવીર પ્રભુના પ્રથમ માતાપિતા કે જેઓ બ્રાહ્મણ હતાં અને દ્વિતીય માતા પિતા કે જેઓ ક્ષત્રિય હતાં: આ સઘળાનો ગોત્રો વેદપાઠી ઋષિ કુલનાંજ હતાં. ' મહાવીરસ્સ કોતુગ ભૂતિ કમાઇ ' મહાવીર પ્રભુનું કૌતુક કર્મ અને ભૂતિ કર્મ કર્યું.

' મહાવીરે પંચ ધાતિ પરિવુડે ' મહાવીર પ્રભુને પાંચ ધાત્રી–દાઇ–હતી. ' ખીર ધાઇએ ' દૂધ ધવાડનારી ધાત્રી, ' મજ્જણ ધાઇએ ' સ્નાન કરાવનારી ધાત્રી, ' મંડાવણ ધાઇએ ' શણગાર ધરાવનારી ધાત્રી, ' ખેલાવણ ધાઇએ ' ખેલાવનારી ધાત્રી, ' અંક ધાઇએ ' તેડનારી ધાત્રી : આ પ્રમાણે શ્રી આચારાગ સૂત્ર રચાયું ત્યારે ધાઈ, દઇ, ધાત્રીઓ રાખવાનો રિવાજ હતો. ' મહાવીરે કાસવ ગોત્તે ' મહાવીર પ્રભુનું કાશ્યપ ગોત્ર, 'અમ્મા' મા, ' અમ્મા વાસિટ્ઠસ ગોત્તા ' માતાનું વાસિષ્ટ ગોત્ર હતું, 'મહાવીરસ્સ ભજ્જા જમોયા ગોત્તેણ કોડિએણા', મહાવીર પ્રભુની ભાર્યા યશોદાનું કૌડિન્ય ગોત્ર હતું. ' મહાવીરસ્સ ધૂયા કાસવ ગોત્તેણ પિયદંસણા ' મહાવીર પ્રભુની પુત્રી પ્રિયદર્શનાનું કાશ્યપ ગોત્ર હતું. મહાવીરસ્સ ણુ તાઇ કોસિય ગોત્તેણં જસવતી ' મહાવીર પ્રભુની દૌહિત્રી યશવતીનું કૌશિક ગોત્ર હતું. ' ણાયે ' નાત, ' ણાય પુત્તે ' જ્ઞાન પુત્ર–જ્ઞાત પુત્ર, ' ણાય કુલણિવ્વત્તે, જ્ઞાત કુલોત્પન્ન, સમત્ત પઇણ્ણે ' સમાપ્ત પ્રતિજ્ઞાવાળા, ' દેવચ્છંદો ' શિબિકા, 'પુર ઓ સુરા વહંતી ' પૂર્વ તરફ મોઢા આગળ દેવો હતા. ' સિદ્ધત્થ વણં ' સીસમનું વન ' કણિયાર વણં ' કણેરનું વન, ' ચપય વણં ' ચંપાનું વન, ' આણટ્ટગ સએહિં ' નાટક સહિત દેવી દેવો. ' આરિય વયણ ' આર્ય વચન, ' અણારિય વયણં ' અનાર્ય વચન. 'અવિજ્જાએ' અવિદ્યાથી ' માહણ કુંડ ' બ્રહ્મણકુંડ સ્થાન, ' ખત્તિય કુંડપુર સંણિવેશ ' ક્ષત્રિય કુંડ પુરસ્થાન.

## શીવવાની સોયની માહિતી:–

' સુત્તં જાઇસ્સામિ, સૂઇં જાઇસ્સામિ, સંધિસ્સામિ, સીવિસ્સામિ, ઉક્કસિસ્સામિ ' સૂત્ર લાવવુ છે, સૂઇ–સોય લાવવી છે. વસ્ત્ર લાવવુ છે. વસ્ત્ર શીવવું છે. વસ્ત્ર વધારવું છે. કટકા કરવા છે. આથી સ્પષ્ટ થાય છે કે સોય પ્રાચીન કાળથી છે. લુગડા શીવવાનો સાધવાનો અને વધારવાનો હુન્નર પ્રાચીન છે. શ્રી આચારાગ સૂત્ર રચાયું ત્યારે આ હુન્નર ચાલતો હતો કેટલાક કહે છે કે લુગડા શીવવાની કળા મુસલમાનો આવ્યા ત્યારે લાવ્યા તે પહેલા ન હતી. આ વાત ટકી શકતી નથી. મુસલમાની રાજ્યમા શીવવાનો હુન્નર ખીલવટ પામ્યો હશે. પહેરવેશ બદલવાથી શિલાઇમા ફેર પડ્યો હશે. પણ સોય અને સીવવાનો હુન્નર આપણા દેશમા પ્રાચીન કાળથી છે.

## મતભેદો:–

' અત્થિ લોએ ' ' ણત્થિ લોએ ' ' ધુવે લોએ ' ' અધુવે લોએ' 'સાદિએ લોએ' ' અણાદિએ લોએ ' ' સપજ્જવસિતે લોએ ' અપજ્જવસિતે લોએ ' ' સિદ્ધીતિ ' ' અસિદ્ધીતિ ' ' અનિરયે ' લોક છે, લોક નથી, લોક નિશ્ચળ છે. લોક–ચળ ફરતો છે, લોક સાદિ છે, લોક અનાદિ છે, લોક અંતવાન છે, લોક અંત રહિત છે, સિદ્ધિ છે, સિદ્ધિ નથી, નરક નથી, આ ઉપરથી સમજી શકાય છે કે શ્રી આચારાંગ સૂત્ર રચાયું ત્યારે આલોક પરલોકના સંબંધમા અનેક વિવાદો ચાલતા હતા. લોક–ચળ એટલે ફરતો છે. એવો પણ એક અભિપ્રાય તે વખતે ચાલતો હતો. શ્રી શંકરાચાર્યજીના

કેવળાદ્વૈતની પેઠે લોક નથી. જગતનો ત્રણ કાલમા અભાવ છે. એવો અભિપ્રાય પણ હતો. નરકાદિ નથી. એ અભિપ્રાયથી ચાર્વાક મતનું સૂચન થાય છે.

## હિંસાનાં કારણો:-

' અચ્ચાએ હણંતિ ' અર્ચા માટે દેવને પ્રસન્ન કરવા માટે હણે છે. ' અચ્ચાએ ' અજિણીએ, મંસાએ, સોણિતાએ, હિયયાએ, પિત્તાએ, વસાએ, પિચ્છાએ, પુચ્છાએ, બાલાએ, સિંગાએ, વિસાણાએ, દંતાએ, દાઢાએ, નહાએ, ણ્હારુણીએ, અટ્ઠીએ, અટ્ઠિમિંજાએ, અટ્ઠાએ, અણટ્ઠાએ. હિંસિસુ, હિંસંતિ હિંસિસ્સંતિ-વદંતિ,' અર્ચા માટે ચામડા માટે, માસ માટે, લોહી માટે, હૃદય માટે, પિત્ત માટે, વસ્રો માટે, પીંછાઓ માટે, પુચ્છડી માટે, વાળ માટે, શીંગડા માટે, દાંત માટે, દાઢ માટે, નખ માટે, નાડીઓ માટે, નસો માટે, હાડકા માટે, ચરબી માટે હણ્યા હતા માટે હણાય છે, હણાશે. આથી સ્પષ્ટ થાય છે કે તે સમયે પ્રાણીઓના વાળ વગેરે ઉપયોગમા લેવા માટે પ્રાણી હિંસા થતી હતી. પ્રાણીઓના જુદા જુદા અવયવોનો ઉપયોગ લોકો જાણતા હતા તેથી સ્વાર્થ-યોગે હિંસા કરતા હતા.

## ભિન્ન ભિન્ન પ્રકારનાં બલો:-

આયબલે, ણ્ણા બલે સરણ બલે, મિત્ત બલે, પેચ્ચ બલે, દેવ બલે, રાય બલે, ચોર બલે, અતિહિ બલે, કિવણ બલે, સમણ બલે, ' આત્મબલ, જાતિબલ, સ્વજન બલ, મિત્રબલ, પ્રેતબલ, દેવબલ, રાજબલ, ચોરબલ, અતિથિબલ, કૃપણબલ, શ્રમણબલ. આથી સ્પષ્ટ થાયછે કે શ્રી આચારાગ સૂત્ર રચાયું ત્યારે જે જુદાં જુદા બલો ઓળખાતા હતા એમાં જાતિબલ પણ હતું. જેની જાતિ મોટી તથા તેમા લાગવગ વિશેષ તે બળવાન લેખાતો સઘળાં બળોમા આત્મબળનું પ્રથમ સ્થાન હતું. જેનો આત્મા બળવાન તે સૌથી વધારે બળવાન. ખરૂ બલ તે આત્મબલ છે; માટે તેને સૌથી પ્રથમ મૂકવામા આવ્યું છે.

### ગોત્રનું હલકા ભારેપણું:-

ઉચ્ચાગોએ, ણીયાગોએ, ઉંચગોત્ર નીચગોત્ર, આટલા ઉપરથી સમજી શકાય છે કે શ્રી આચારાગ સૂત્ર રચાયું ત્યારે ઉંચ ગોત્રવાળો અને નીચ ગોત્રવાળો એવા બે ભેદો સ્પષ્ટ હતા. સઘળાના ગોત્ર એક સરખા જ છે એવું તો ન હતું. ઉંચા ગોત્રમા જન્મેલો તે ઉંચ ગોત્રવાળો ચઢીઆતો લેખાતો અને નીચ ગોત્રમા જન્મેલો તે નીચો-ઉતરતો કે હલકો લેખાતો.

### દેશવ્યવસ્થા -

' ગયાણો વાસે વિલુંપતિ ' ગર્જાઓ લુંટી લે છે. ' અદત્તાહાર વાસે અવહરંતિ ' ચોરો ચોરી લે છે, ' ણાત્તીણં ' નાતીલા, ' ધનીણં ' દાઇ ' રાઇણ ' રાજા, 'દાસણં'

દાસ, ' દાસીણું ' દાસીઓ, ' કમ્મકરાણું ' ' કમ્મકરીણં ' ચાકર, ચાકરડી, ' અરાયાણિ ' અરાજ–અરાજકતા, ' ગણરાયાણિ ' અનેક રાજા કર્તા હોય, ' જુવારાયાણિ ' દોરજ્જાણિ ' બે રાજા હોય, ' વેરજ્જાણિ ' વિરોધી રાજા હોય, ' ણાવ ' નાવ–વહાણ. ' સેણું ' સૈન્ય, આ ઉપરથી સમજી શકાશે કે શ્રી આચારાંગ સૂત્ર રચાયું ત્યારે પણ કેટલાક રાજાઓ લોકોને લુંટવાનો ધંધો કરતા હતા.નાતીલા હતા એટલે કે નાત જાત હતી. દાસ દાસી, ચાકર ચાકરડી હતાં. અરાજકતા હોય, અનેક રાજાઓ હોય, બે રાજા હોય, વિરોધી રાજા હોય, તેવા સંયોગોમાં ત્યાં જવું કે વસવું સારૂં નથી એમ)મનાતું હતું. ભાવાર્થ એટલોજ છે કે લોકો રાજાઓથી ઘણો ભય પામતા હતા. રાજાઓથી ડરીને ચાલતા હતા. રાજાઓના ત્રાસથી દેશ મુક્ત નહતો.

કેટલીક વિશેષ હકીકતઃ–

જૈન ધર્મના છેલ્લા તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીર સ્વામી થયા. એમણે દેશભાષામા ઉપદેશ કર્યો હતો. શ્રી મહાવીર પ્રભુના વિસ્તીર્ણ ઉપદેશની એમના આગેવાન શિષ્યો ગણધરોએ સૂત્ર રૂપે ગુંથણી કરી. આવી સૂત્ર વાણીને દ્વાદશાંગી વાણી કહેવામાં આવે છે. જેમ શ્રીમદ ભાગવતપુરાણના બાર સ્કંધ છે. તેવીજ રીતે શ્રી વીતરાગ દેવ મહાવીર પ્રભુની વાણીના બાર અંગ છે. આ બાર અંગમાંથી બારમું અંગ આજે ઉપલબ્ધ નથી. કેવલ અંશ રૂપે અગ્યાર અંગ આજે મળી આવે છે. આ અંગો સૌરાષ્ટ્રમાં પ્રખ્યાતિ પામેલા વલ્લભીપુરમાં પુસ્તકારૂઢ કરવામા આવ્યા. એને આજે પંદરસેં વર્ષ થઇ ગયાં. ભાષાનો વિચાર કરતાં આચારાગ સૂત્રની ભાષા સૌથી જુની છે, આથી જુની પ્રાકૃત ભાષાનો કોઈ ગ્રંથ જોવામાં આવ્યો નથી. આ સૂત્રની ભાષા તે દેશભાષા છે, પ્રાકૃત ભાષા છે. ત્રેવીસેં કરતા યે વધારે વર્ષ જેટલી પુરાણી છે. આ સૂત્રમા માત્ર જૈન મુનિઓનો આચાર ઉપદેશવામા આવ્યો છે. પરંતુ સાહિત્યની દષ્ટિએ એનો અભ્યાસ કરવાથી બીજી અનેક બાબતો આપણા જાણવામા આવે છે. જૈન મુનિઓનાં આચરણો ઉપરાત જૈનોનું અધ્યાત્મક આ સૂત્રમાથી સૌથી વધારે સ્પષ્ટ સમજી શકાય છે. આ સૂત્ર રચાયું ત્યારે આપણા દેશમા કઇ કઇ જાતનાં વસ્ત્રો બનતા હતા, કેવી કેવી જાતના પાત્રો–વાસણો વપરાતા હતા, કઇ કઇ જાતનાં વાદ્યો હતા, કઇ કઈ જાતના માનવ કૂલો હતા, તે વખતે પણ અંત્યજ વર્ગની હયાતિ હતો, કયા કયા દેવોનું પૂજન થતું હતું, કેવી કેવી ચીજો બનતો હતી, જૈનોના ગોત્ર નવીન હતા કે બ્રાહ્મણોમાથી ઉતરી આવેલા ઋષિ ગોત્ર હતા વગેરે બાબતો સ્પષ્ટપણે સમજી શકાય છે. કેટલાક કહે છે કે આચારાંગ સૂત્રની માગધી કે અર્ધ માગધી ભાષા છે. આવી વાતો અપૂર્ણ અભ્યાસને પરિણામે ચાલવા પામી છે. ખરૂં જોતા આચારાંગ સૂત્રની ભાષા તે દેશ ભાષા છે. ઘણી જુની પ્રાકૃત ભાષા છે. ભગવાન શાકટાયનની પહેલાની આ સૂત્રની ભાષા છે. ભગવાન શાકટાયનને ભગવાન પાણિનિએ અને યોગદર્શનના રચયિતા મહાભાષ્યના લેખક ભગવાન પતંજલિ ઋષિએ યાદ કરેલા છે ભગવાન શાકટાયને ભગવાન મહાવીર પ્રભુને મંગલાચરણમા યાદ કરેલા છે અને અધ્યાયને અંતે પોતાને શ્રુત

કેવલી તરીકે ઓળખાવ્યા છે. શ્રી આચારાંગ સૂત્ર પછી સયગડાંગ વગેરે રચાયાં. બાર અંગ પછી બાર ઉપાંગો રચાયાં. આ અંગ અને ઉપાંગોની ભાષામાં પરસ્પર પ્રાચીનના પરત્વેનો અને જુદા જુદા સ્થળ પરત્વેનો ભેદ છે. આ સઘળાં સૂત્રોનો વિચાર કરતાં શુદ્ધ પ્રાકૃત ભાષા આચારાંગ સૂત્રની છે. આ સૂત્રમાં ઘણું લેખન તો ગદ્યમાંજ છે. પદ્યમાં લેખન છે પણ તે જૂજ છે. આ જૈનોનાં દેશ ભાષામાં ઘણા જુના કાળથી ગદ્ય અને પદ્ય બંને લખાતાં આવે છે. આચારાંગ સૂત્રની ભાષા તે હાલમાં બોલાતી ગુજરાતી ભાષાની મૂલ ભાષા છે. આચારાંગ સૂત્રની ભાષા તે હાલની ગુજરાતી ભાષાની જનેતા છે. માતા છે, મૂલ રૂપ છે. આચારાંગ સૂત્રમાં ગુંથેલી પુરાણી પ્રાકૃત ભાષા-દેશ ભાષા વિકાર પામતી પામતી કલિકાલ સર્વજ્ઞ ભગવાન હેમચંદ્રાચાર્યજીના સમયમાં જે સ્વરૂપમાં પામી હતી; તેનો ઉલ્લેખ એમણે પોતાના વ્યાકરણમાં કરેલો છે. ભગવાન હેમચંદ્રાચાર્યજીની અગાઉ કોઇ વિદ્વાને દેશભાષા-પ્રાકૃત ભાષાના નિયમો સંબંધે વિચાર કરેલો ન હતો. ભગવાન હેમચંદ્રાચાર્યજીના સમય પછી ભાષા વિકાર પામતી પામતી સંવત ૧૪૧૨ની સાલમા, હાલમાં જેવા પ્રકારે આપણે ભાષા બોલીએ છીએ તેવા સ્વરૂપને પામી. એનું જ્વલંત ઉદાહરણ 'ગૌતમ રાસો' છે. એ પછી જૈનોના નિકટવર્તી નાગર કવિ પદ્મનાભે 'કહાનડદે પ્રબંધ' રચ્યો. એ પછી નરસિંહ મહેતો, પ્રેમાનંદ, શામળ ભટ્ટ વગેરે બ્રાહ્મણ કવિઓએ પણ દેશભાષામાં-ગુજરાતી ભાષામાં અનેક સુંદર કાવ્યો રચ્યાં. આ સઘળી વાતોનો સરવાળો એકજ નીકળે છે કે આજથી ત્રેવીસેં વર્ષ પૂર્વે દેશભાષા જુની પ્રાકૃત ભાષામા જૈનેનું પ્રથમ અંગ-આચારાંગ-સૂત્ર રચાયું. આનાથી પુરાણો કોઇ પ્રાકૃત ગ્રંથ વિદ્યમાન નથી. આપણે હાલમાં જે ગુજરાતી ભાષા બોલીએ છીએ તેનું મૂળ, તેની જનેતા તે આચારાંગ સૂત્રની ભાષા છે. આ કારણથી હું તો સ્પષ્ટ રીતે કહી શકું છું કે ગુજરાતી ભાષાના મૂળ ઉત્પાદકો જૈનો છે. એટલું જ નહીં પણ પ્રાચીન ગુજરાતી ભાષાનું સાહિત્ય તો જૈનીઓ પાસે જ છે. શ્રી આચારાંગ સૂત્રના સમયથી તે આજ સુધીમાં એટલે કે છેલ્લાં ત્રેવીસેં જેટલાં વરસોમાં પ્રાકૃત ભાષામાં, દેશ ભાષામા કે ગુજરાતી ભાષામાં જે જે ગ્રંથો જૈનોએ તેમજ બ્રાહ્મણોએ રચેલા છે; તેમા આચારાગ સૂત્રની ભાષા સૌથી વધારે સંસ્કારી, પ્રતિભાશાળી તેમજ બુદ્ધિથી ભરપૂર છે. ગુર્જર લોકો આપણા દેશમા પ્રવેશ્યા અને આપણા દેશનું નામ ગુજરાત પડ્યુ તે સમયની દેશ ભાષાને જુની ગુજરાતી કે અપભ્રંશ તરિકે ઓળખવામાં આવે છે. અને 'ગૌતમ રાસો' રચાયો તે સમયની અને તે પછીની ભાષા તે હાલની ગુજરાતી ભાષા છે. હાલમા ગુજરાતી ભાષા વધારે સંસ્કારી બનવા પામી છે. લોકોમાં સંસ્કૃતનો અભ્યાસ દાખલ થયો તેથી આપણી દેશ ભાષા અગાઉ કરતા વધારે સુધરી. હાલમા ગુજરાતી ભાષામા જે ગ્રંથો રચાઇ રહ્યા છે તેમાં કેટલાક તો ઘણી ઉંચી કોટિના છે. આમાં સૌથી વધારે પ્રતિભાશાળી ગ્રંથો તો ગુજરાતના મહાકવિ શ્રીમાન નાનાલાલ દલપતરામ કવિના રચેલા છે. એમનું સાહિત્ય ચિરંજીવ છે. અભ્યાસના અભાવે અને સહિષ્ણુતાની ખામીને લીધે આ વાત આજે કોઇને ગળે ઉતરે કે ન ઉતરે પણ ભવિષ્યની પ્રજા તો જરૂર આપણા મહાકવિ શ્રીમાન નાનાલાલભાઇના નામને અને તેમના ગ્રંથોને પૂર્ણ ભાવથી પૂજશે. કેટલાક ભાઇઓ કહે છે કે હાલમા

જૈનાચાર્યો જે કવિતાઓ વગેરે લખે છે તેમા માગધી ભાષાનું ભરણું વિશેષ હોય છે. માટે તે શુદ્ધ ગુજરાતી ભાષા ન કહેવાય. આ આક્ષેપોનો સજ્જડ ઉત્તર હાલમા શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યજી મહાત્મા શ્રી અજીતસાગરસૂરિશ્વરજી મહારાજ આપી રહ્યા છે. એમણે રચેલો ' કાવ્ય સુધાકર ' ગ્રંથ જેણે જોયો હશે તેઓ સમજી શકશે કે આ કવિતાઓ શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાઈ છે. એટલુ જ નહી પણ તે ઘણી ઉચી પ્રતિની છે. કલાપિની હરોળમા ઉભી રહે તેટલી સંસ્કારી અને પ્રતિભા તથા કલ્પનાથી પૂર્ણ છે. છેલ્લા પચીશ વર્ષમા ગુજરાતી ભાષાની કવિતાએ પોતાનું સ્વરૂપ બદલ્યું છે. હમણાં જે કવિતાઓ રચાય છે તે અગાઉ કરતા ઘણી જ ઉંચી પ્રતિની રચાય છે. અગાઉ તો કવિતામા માત્ર હકીકત અને અલંકાર આવતા અને તેથી લોકોને રસ પડતો હમણાં જે કવિતાઓ રચાય છે તેમા બુદ્ધિના બુટ્ટાઓ પાડવામા આવે છે. ખરૂ જોતા કાવ્યક્ષેત્રમા ગુજરાતના મહાકવિ શ્રીમાન નાનાલાલભાઈની કવિતા અપૂર્વ આશ્ચર્યમય અને અદ્વિતીય છે.

શ્રી આચારાગ સૂત્ર રચાયા પછી પાણિનિ અને પતંજલિ થયા છે. એને માટે પ્રમાણો તપાસીએ. પાણિનિ વ્યાકરણમા સૂત્ર છે કે **' त्रि प्रभृतिषु शाकटायनस्य '** **' लङः शाकटायनस्यैव '** વગેરે સૂત્રોમા ભગવાન પાણિનિએ ભગવાન શાકટાયનને યાદ કર્યા છે. પાણિનિ વ્યાકરણ ઉપર ભગવાન પતંજલિએ મહાભાષ્ય રચ્યુ છે. આ મહાભાષ્યમા પણ ભગવાન શાકટાયનને યાદ કરવામા આવ્યા છે. **' वैयाकरणानां च शाकटायन आह धातुजं नामेति '** વગેરે. આટલા ઉપરથી નક્કી થાય છે કે પ્રથમ શાકટાયન વ્યાકરણ રચાયુ, એ પછી પાણિનિ વ્યાકરણ રચાયુ અને ત્યાર પછી ભગવાન પતંજલિ ઋષિએ મહાભાષ્ય, યોગદર્શન વગેરે રચ્યા હવે ભગવાન શાકટાયનનો સમય તપાસીએ. શાકટાયન વ્યાકરણના પ્રત્યેક પદાતમા કહેવામા આવ્યુ છે કે **'महाश्रमण संघाधिपतेः श्रुतकेवलि देशीयाचार्यस्य शाकटायनस्य '** આમા ' મહાશ્રમણ સંઘાધિપતિ ' અને ' શ્રુતકેવલિ ' આ બે શબ્દો ખાસ ધ્યાન ખેચનાર છે ' મહાશ્રમણ સઘાધિપતિ ' શબ્દ ઉપરથી જૈન શ્રમણ સાધુ સઘના તેઓ આચાર્ય હતા. વળી તેઓ ' શ્રુત કેવલિ ' હતા મગલાચરણમા ભગવાન શાકટાયન કહે છે કે **'नमः श्रीवर्धमानाय प्रबुद्धाशेषवस्तवे'** આમા શ્રી વર્દ્ધમાન મહાવીર પ્રભુને નમસ્કાર કરેલા છે. તેથી સ્પષ્ટ થાય છે કે ભગવાન શાકટાયનના ઇષ્ટ દેવ ભગવાન વર્દ્ધમાન સ્વામી ઉર્ફે મહાવીર સ્વામી હતા. મહાવીર સ્વામીને થઈ ગયા ૨૪૫૪ વર્ષ થયા, શાકટાયન શ્રુતકેવલિ હતા. મહાવીર સ્વામીની પાટે ' સુધર્મા સ્વામી ' અને ' જબુ સ્વામી ' એમ બે આચાર્યો ' કેવલિ ' હતા. એ પછીના છ આચાર્યો ' શ્રુત કેવલિ ' હતા, પ્રભવાચાર્ય વગેરે છ એ શ્રુત કેવલિઓ મહાવીર સ્વામીના નિર્વાણ પછી એકસો સીત્તેર વર્ષની અંદર થયા. શ્રી આચારાંગ સૂત્રમા શ્રી મહાવીર સ્વામીની પાટે થએલા પ્રથમના બે આચાર્યો સુધર્મા સ્વામી અને જંબુ સ્વામીના નામોજ આવે છે. ત્રીજું કોઈનું નામ નીકળતું નથી. જંબુ સ્વામીની પાટે ' પ્રભવાચાર્ય ' થયા. પ્રભવાચાર્યનો સ્વર્ગવાસ મહાવીર નિર્વાણ પછી પચોતેર વર્ષે થયો જંબુ સ્વામી અને પ્રભવાચાર્યના સમયમા શ્રી આચારાગ

સૂત્ર રચાયું છે. આમાં જંબુસ્વામી અને સુધર્મા સ્વામીનો સંવાદ છે. આચારાંગ સૂત્ર રચાયા પછી બહુ જ અલ્પ સમયમા એટલે કે પચાશેક વરસે ભગવાન શાકટાયન શ્રુત કેવલિ થયા એ પછી પાણિનિ વ્યાકરણ, મહાભાષ્ય, યોગ દર્શન વગેરે રચાયાં. પાણિનિ વ્યાકરણ મહાભાષ્ય વગેરે કંઈ પ્રાકૃત દેશભાષામાં રચાયલાં નથી. એ તો સંસ્કૃત ભાષામાં છે. પ્રકૃતિ જન્મ ભાષા તે પ્રાકૃત ભાષા. સંસ્કાર પાડેલી ભાષા તે સંસ્કૃત ભાષા. પ્રથમ પ્રકૃતિ અને પછી સંસ્કૃતિ.

શ્રી આચારાંગ સૂત્રમાં બે શ્રુત સ્કંધ છે. બંને સ્કંધોની ભાષામાં કંઈક તફાવત છે. પ્રથમ શ્રુત સ્કંધની ભાષા આજથી ચોવીસે વરસ જેટલી જુની છે અને બીજા શ્રુત સ્કંધની ભાષા ત્રેવીસે વર્ષ જેટલી પ્રાચીન છે બંને શ્રુત સ્કંધો પ્રાકૃત દેશ ભાષામાંજ છે, આજથી ત્રેવીસેં વર્ષ ઉપર આપણા વડવાઓ કેવી ભાષા બોલતા હતા. તે જાણવાનું આ એકજ સાધન છે. અને તે શ્રી આચારાંગ સૂત્ર છે.

ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી.

# મહાકવિ શ્રી હર્ષનો પરિચય

આપણો ભારતવર્ષ કાવ્યનો ભંડાર છે. ભારત ભૂમિમા કાવ્યશક્તિ અંતિમ સીમા પર પહોચી ચૂકી છે. દેવોના અદ્ભુત કાર્યો, ગંધર્વોની રસિક ક્રીડાઓ, ઋષિમુનિયોના વૈજ્ઞાનિક અને ધાર્મિક ઉપદેશ, અને મનુષ્યોના વિવિધ પ્રકારના આશ્ચર્યજનક કાર્યો: એ સર્વ આપણા મહાકવિઓની પ્રભાવશાળી લેખિનીનો સંપૂર્ણ પરિપાક છે.

ભારત વર્ષમા મોટામા મોટો, ઉંચામા ઉચો નિરંતર હિમથી આચ્છાદિત હિમવાન પર્વત, કે જેની ઉપર દેવતાઓનાં ક્રીડા સ્થાન છે, પવિત્રમા પવિત્ર મહા નદીઓ કે જેના જળસ્પર્શથી પાપ દૂર જતા રહે છે, અતિ ગભીર વન કે જેમા સૂર્યનારાયણ પોતાના કિરણ ફેકવાનો વ્યર્થ પ્રયાસ કરે છે પરંતુ ભૂમિતલને કિરણ અડકી શકતું નથી, રમણીયમા રમણીય અથવા સુંદરમા સુંદર ઉપવનો, કે જેઓ આત્માના આનંદને પ્રફુલ્લ કરી દે છે, અને મનના ઉત્સાહની વૃદ્ધિ કરે છે. અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર પક્ષીઓ પોતપોતાની ચિત્ર વિચિત્ર મધુર બોલીથી દશે દિશાના પવનનો સંગીત પ્રપૂર્ણ કરે છે. અનેક સુંદર સુગંધિત પુષ્પો અને નાના પ્રકારની ફુલી ફાલેલી વનસ્પતિ કે જેઓ ઉષ્ણ પ્રદેશોમાં સમૃદ્ધિ સમાન છે

ઉપરની સઘળી સામગ્રી ભારતીય કાવ્યના અખૂટ ભંડાર ભરવાને અને કવિઓની કાવ્ય-શક્તિને ઉદ્દીપન કરવાને ઉત્તમ સહાયકારી થાય છે. આ સ્થાનમા કાવ્યદેવી અપરિમિત મનો વિચારને પાંખો લગાવીને દેવતાઓના સ્થાનથી પણ ઉચ્ચ સ્થાનોપર પહોંચી ગઇ છે. એ સ્થાનોનું વર્ણન અસાધારણ શૈલીથી મહાકવિઓએ કરેલું છે. કવિતાની સુંદરતાને અધિકતર કરવા સારૂ, એના ગુણોનું ગૌરવ વધારવા સારૂ સાહિત્યશાસ્ત્રને પણ એની સેવામાં નિયોજિત કર્યું છે.

આર્યાવર્તના કવિઓમાં શ્રી હર્ષનું ઉચ્ચ સ્થાન છે. એમ કહેવાય છે કે કનોજના રાજા વિજયચંદ્રના દરબારમાં એના પિતા હીર પંડિત કોઈ બીજા કવિની સાથે વાદ્-વિવાદમાં હાર પામ્યા, એ કારણથી એમને ઘેર બેસવું પડયું; પરંતુ એ અપમાનનું વેર લેવા તેમણે પોતાના પુત્ર શ્રી હર્ષને કહ્યું. પોતાના પિતાની અંતિમ ઇચ્છા પૂર્ણ કરવા સારૂ વિદ્યાધ્યયન કરવા પોતે કાશી ગયા. ગંગા તટ ઉપર એક મહાત્માએ એને ચિન્તામણિ શીખવ્યો. એ મંત્રના પ્રભાવથી શાસ્ત્રમાં મોટા મોટા પંડિતોની સાથે ટક્કર ઝીલતા હતા. અને સંસ્કૃત કાવ્યો મહાન પ્રભાવથી વિના અવરોધથી કહી શકવા લાગ્યા. પોતાના પિતાના વૈરીને શાસ્ત્રવાદમાં હરાવ્યો ને રાજાનું પારિતોષિક મેળવ્યું. પુનઃ આ વિદ્વાન રાજસભામાં આવ્યા અને પોતાનું રચેલું પ્રસિદ્ધ કાવ્ય 'નૈષધીય ચરિત', નામે બનાવ્યું. પરંતુ જેવું જોઇએ તેવું માન ત્યાં નહિ મળવાથી કાશ્મીરના સર્વ વિદ્વાનોને બતાવ્યું. તેમણે કહ્યું કે સરસ્વતીના મંદિરમાં જઇ, દેવી પાસે તુલના–પરીક્ષા–કરાવો. ત્યારબાદ દેવી પાસે જઇ સ્તુતિ કરીને પુસ્તક અર્પણ કર્યું. દેવીએ પ્રથમ તો ૧૧ માસર્ગના ૬૬મા શ્લોકમાં પોતાને નારાયણની સ્ત્રી તરિકે સંબોધ્યાં છે, માટે તે પુસ્તકનો તિરસ્કાર કર્યો, પરંતુ પંડિત શ્રી હર્ષે તેજ વખતે દેવીને સમર્થન કરી બતાવ્યું કે આ અવતારમાં તો નારાયણ પત્ની તરિકે કહેતાં લાજ પામો છો. પણ પુરાણમાં વિષ્ણુ પત્ની કહેલા છે. પછી દેવીએ પુસ્તક હસ્તમાં લઇ પુષ્કળ સન્માન કર્યું.

આ પ્રમાણે કેટલીક પ્રશ્ન પરંપરા થયા બાદ પુસ્તકનું દેવીએ બહુ સન્માન કર્યું તો પણ કાશ્મીરના વિદ્વાનોએ મહારાજાની મુલાકાત કરાવી નહીં અને તેમણે પણ પ્રમાણ ન આપ્યું ત્યારે આ પંડિત ત્યાં બહુ રોકાયા અને પોતાની સાથે લાવેલું દ્રવ્ય ખૂટવા આવ્યું.

એવામા દૈવ સાનુકૂળ હોવાથી એક બનાવ બન્યો. પંડિત શ્રી હર્ષ એક વખતે શ્રીનગરની બહાર આવેલા દેવાલયમાં જપ કરતા હતા. દેવાલયની નજીકમાં નદીના તટ ઉપર કૂવા ( ઉપર ) માં પાણી ભરવા સારૂ ઘણી સ્ત્રીઓ આવતી તેમાં બે સ્ત્રીઓને ઘડો કાઢવા સંબંધમાં તકરાર થઇ. પહેલી કહે હું પહેલી કાઢું ને બીજી કહે હું પહેલી કાઢું. તકરાર વધી પડી. ગાળાગાળીને મારા મારી થઈ. બન્નેનાં માથાં ફુટયાં, રાજાજી પાસે ફરિયાદ ગઈ અને તેમા સાક્ષીની જરૂર પડી.

આ પ્રસંગે શ્રીહર્ષે સર્વ પોતાનું વૃત્તાંત કહ્યું-**राजन् पण्डितकृतदौर्जन्यात्तवपुरे दुःखी तिष्ठामि।** હે રાજા, પંડિતોએ કરેલી કપટ જાળથી તમારા શહેરમાં દુઃખી છું. રાજાએ પોતાના સિપાઇઓને સત્વર મોકલી વિદ્વાનોને બોલાવ્યા ને કહ્યું '**धिग्मूढाः ईदृशे रत्ने न स्निह्यथ।** મૂરખાઓ તમને ધિક્કાર છે! આવા રત્ન ઉપર તમોએ સ્નેહ ન કર્યો? જાઓ તમો ખળ છો. હવે એ મહાત્માને દરેક તમારે ઘેર લઇ જઇને સત્કાર કરો. ત્યારે શ્રી હર્ષે આ પ્રમાણે શ્લોક કહ્યો:—

" **यथा यूनस्तद्वत्परमरमणीयापिरमणी** " ઇત્યાદિ.

અર્થાત્ કે જેમ યુવાન પુરૂષના ચિત્તને સુંદરી પ્રસન્ન કરી શકે છે તેમ નાના બાળકોના ચિત્તને પ્રસન્ન કરી શકતી નથી. તેમ મારી વાણી પણ વિદ્વાનોના મનને આકર્ષણ કરી આનંદ પમાડે છે, અરસિક પુરૂષોને આનંદ આપી શકતી નથી.

ત્યારબાદ કાશ્મીર મહારાજાએ, પંડિતોને આ પંડિત શ્રી હર્ષનો પુષ્કળ સત્કાર કરવા આજ્ઞા કરી અને પોતે પણ ઘણો સત્કાર કરી કાશી તરફ વિદાય કીધો. ત્યાં જઇ રાજા જયચંદને મળ્યો, સર્વ વાતો કરી. જયચંદ્ર રાજી થયો અને નૈષધીય ચરિતની પ્રસિદ્ધિ થઈ.

કાવ્યપ્રકાશમા સ્થળે સ્થળે અનેક કાવ્યોના ઉદાહરણ આપ્યા છે, અને જે શ્લોકમાં જે કાવ્યની ક્ષતિ હોય તેની કાવ્યશાસ્ત્રના નિરૂપણ દ્વારા મમ્મટે સમાલોચના કરી છે. પરંતુ શ્રી હર્ષ કે નૈષધ કાવ્યનો એક પણ શ્લોક કોઇપણ સ્થળે ઉદાહરણમા આપ્યો નથી, એથી નિશ્ચય થાય છે કે મમ્મટ પછી શ્રી હર્ષે નૈષધ નિર્માણ કીધો હશે.

જન વાર્તા એવી છે કે શ્રી હર્ષ મમ્મટનો ભાણેજ થાય. જે પ્રસગે મમ્મટે કાવ્યપ્રકાશ બનાવ્યો ત્યાર પછી અમુક સમયે શ્રી હર્ષની અને તેમની મુલાકાત થઈ. શ્રી હર્ષે પોતાનું નૈષધ ચરિત કાવ્ય બતાવ્યુ અને કહ્યું કે આપના કાવ્યપ્રકાશમા સર્વ કવિઓની સમાલોચના કરી છે, અને ગુણદોષ નિરૂપણ કર્યા છે, પરંતુ અમારા નૈષધીય કાવ્યની સમાલોચના કેમ કરી નહિ? ત્યારે મમ્મટે ઉત્તર આપ્યો કે અમારી પાસે જે જે ગ્રંથો હતા તે તે ગ્રથોનું નિરૂપણ કર્યું છે. તે વખતે તમારો ગ્રંથ હોત તો તેની પણ સમાલોચના કરત. હવે ભલે લાવો. ત્યાર પછી મમ્મટે સપૂર્ણ નૈષધનું અવલોકન કર્યા બાદ કહ્યું કે કદિ જો તમે અમારા કાવ્ય પ્રકાશ રચાયા પહેલા આપનું કાવ્ય બનાવ્યું હોત તો બહુ મજા પડત; કેમકે કાવ્યપ્રકાશમા કાવ્યના દોષોના ઉદાહરણ દેવામા અમને અનેક કાવ્ય ગ્રથોના દુષિત પદ્ય સંગ્રહ કરવામા ઘણોજ પરિશ્રમ પડયો. તે શ્રમનો બચાવ આપના ગ્રંથથી થાત. કેમ કે કાવ્યના સઘળા દોષો આપના એકજ ગ્રંથમા સ્થળે સ્થળે જોવામા આવે છે, ત્યારે શ્રી હર્ષે કહ્યું કે-એક દોષ તો બતાવો? પછી મમ્મટે બીજા સર્ગનો ૬૨ મો શ્લોક વાચી સંભળાવ્યો કેઃ-

तव वर्त्मनि वर्ततां शिवं पुनरस्तु त्वरितं समागमः ।
अपि साधयसाधयेप्सितं स्मरणीयाः समये वयं वयः

આ શ્લોકમાં નળે હંસને દમયંતી તરફ પોતાનો સંદેશો કહેવાને વિદાય કરવાને પ્રસંગે આશીર્વાદના રૂપમાં શ્લોક કહ્યો છે. તે શ્લોકનું પ્રથમ ચરણઃ- "**तव वर्त्मनि वर्ततां शिवम्** " અર્થાત તમારો માર્ગ સુખકર હો. એ ઉપર મમ્મટે કહ્યું કે એનું પદચ્છેદ કેમ કરતા નથી કેઃ-

"**तव वर्त्म निवर्ततां शिवम्** " અર્થાત તમારા માર્ગ સુખથી રહિત હો! એ વખતે શ્રી હર્ષ ઉદાસ થયો ને ચૂપ રહ્યો.

ભોજરાજ કૃત સરસ્વતીકંઠાભરણમાં પણ નૈષધના શ્લોકનાં ઉદાહરણ દેખવામાં આવતાં નથી, એથી સિદ્ધ થાય છે કે શ્રી હર્ષ ભોજરાજાની પછી થયો હોવો જોઇએ. ભોજનો સમય સં. ૧૦૨૬, ઇસ્વી. ૧૦૮૩ નક્કી કરાયો છે. માટે શ્રી હર્ષનો સમય અગ્યારમી શતાબ્દિની ઉપરાંત હોવો જોઇએ. ડૉ. બુલ્હરે અનેક પ્રમાણોથી સિદ્ધ કીધું છે કે શ્રી હર્ષ બારમી શતાબ્દિના ઉત્તર ભાગમાં વિદ્યમાન હતો, અને એ સમયે રાજા જયચંદ્ર પણ હતો.

શ્રી હર્ષ એ સિર્ફ કવિ નહિ હતા, પરંતુ દર્શન શાસ્ત્રના પૂર્ણ પંડિત અને ગ્રંથકાર હતા. અને એ બાબતનું અભિમાન પણ ધરાવતા હતા, કે હું માત્ર કવિ નથી, પણ પ્રતિભાશાળી કવિઓમા હું બહુ જ આગળ વધેલો છું. પોતાની વાણીથી કંઈ કંઇ એવા શ્લોક રચ્યા છે કે તેમાં અભિમાન અથવા ગર્વ ટપકી રહ્યો છે. સંસ્કૃત સાહિત્યનો કોઇ એવો અંશ નથી કે જેની ઉપર શ્રી હર્ષની પ્રખર બુદ્ધિ ગઇ ન હોય એમનો બીજો ગ્રંથ "**खण्डनखाद्य** " આ ગ્રંથ એમના સમકાલીન કવિ ઉદયનના ગ્રંથોનું ખંડન છે. તે ખડો ( દર્શનનો ગ્રંથ છે. ) અદ્ભૂત અને કઠિન ગ્રંથ છે. એને લગાવવામાં પંડિતોને પસીનો આવી જાય છે. એમાં શ્રી હર્ષે અન્ય મતોનું ખંડન વિચિત્ર રીતિથી કરીને વેદાન્ત મતનું મંડન કર્યું છે.

' ગંધર્વ-કુલ-પ્રશસ્તિ, છંદ પ્રશસ્તિ, એ બે ગ્રંથ રાજાઓના વખાણના છે. શિવ ભક્તિ, અર્ણવ વર્ણન, એ બેય ગ્રંથના નામ પ્રમાણે વર્ણનો છે. અને નવસહસાક ચરિત-ચમ્પુકાવ્ય છે. તેમા તે નામ ધારી ગૌડ રાજાના ચરિત્રનું વર્ણન કર્યું છે. એ બધા ગ્રંથો શ્રી હર્ષનું પાંડિત્ય અચ્છી રીતે બતાવે છે.

શ્રી. હર્ષના પાંડિત્યની ખરી ખૂબી જાણવી હોય તેમણે નૈષધના ૧૦મા, ૧૩મા અને ૧૭મા સર્ગનું અવલોકન કરવું. એમાં વિલક્ષણ ચાતુરી બતાવી છે. ૧૦મા સર્ગમાં સરસ્વતીના અંગ પ્રત્યંગનું સુંદર વર્ણન કર્યું છેઃ ૧૩મા સર્ગમાં પંચનળીનું અદ્દ્ભુત વર્ણન શ્લેષ પૂર્ણશ્લોકોમાં

કર્યું છે, તેમા પાંડિત્યની અવધિ છે અને સત્તરમા સર્ગમા પણ પાંડિત્યનુ અચ્છુ પ્રમાણ છે. તેમા બૌદ્ધ, નાસ્તિક તથા નિરીશ્વરવાદીઓના કેટલાક શ્લોકોમા મોટી વિદ્વતા સાથે પ્રતિપાદન કીધુ છે.

પદલાલિત્ય, ઓજસ, અને અતિશયોક્તિમા શ્રી હર્ષ બહુ જ ચઢી જાય છે. એની વર્ણનશૈલીનો વિસ્તાર કંઇ નાનો નથી, પરંતુ પ્રસાદ ગુણ, સરળતા, મનુષ્ય હૃદય સબધી ગૂઢ ભાવોનુ જ્ઞાન, પદવિન્યાસમા એક જૂદી જ ચતુરાઈ આદિ ગુણ જે કાળિદાસની રચનામા મળી આવે છે તે શ્રી હર્ષની કવિતામા નથી કોઇ કોઈ જગ્યાએ શ્રી હર્ષે નૈષધને જાણી બુઝીને એટલો બધો ક્લિષ્ટ કરી દીધો છે કે તે સ્થળે પથ્થરના ટુકડા જેવો માલુમ પડે છે, અને તે સ્થળે સારા સારા વિદ્વાનોની બુદ્ધિ અટકી જાય છે.

શ્રી કાળીદાસનુ કાવ્ય સરસ, સરળ, ભાવપૂર્ણ અથવા નૈસર્ગિક છે એથી વાચકોના હૃદયને સ્પર્શ કરે છે–ચુબન કરે છે. કેનગ ડોળ ડિમાક એમા બીનકુલ નથી સ્વાભાવિક અથવા સરળ કવિતા એજ યથાર્થ કવિતા છે એથી આત્મા તન્મય અથવા મન પ્રસન્ન થઇ જાય છે, એ ગુણ કાળીદાસની કવિતામા પરિપૂર્ણ રીતે જણાઇ આવે છે. એથી વિપરીત નૈષધ કાવ્યમા અતિશયોક્તિ, ક્લિષ્ટ કલ્પના, અસ્વાભાવિકપણુ અને દીર્ઘ વર્ણન અતિશય જણાય છે, એથી કરીને નૈષધનુ કાવ્ય હૃદયગ્ગ્ન થતુ નથી અને કેનગ હૃદયને પ્રસન્ન કરવામા દૂર જાય છે. પરંતુ શ્રી હર્ષની કલ્પનાઓ અથવા અતિશયોક્તિમા એક એવા અદ્વિતીય ચમત્કાર છે કે એને વારવાર વાચવાની ઇચ્છા થાય છે કાળિદાસ અને શ્રી હર્ષમા કયુ તારતમ્ય છે એ જેઓ સહૃદયી કાવ્યરસ પ્રેમી છે તેજ જાણી શકે છે. અને જેઓએ બન્ને કવિયોના કાવ્યનુ અચ્છી રીતે અનુશીલન કર્યું છે તેઓ જાણી શકે છે બન્નેમા શુ અતર છે, એ બે એક ઉદાહરણ આપી બતાવવા રજા લઉ છુ નૈષધના બીજા સર્ગમા હસ, નળ અને દમયતીના રૂપ અને ગુણોની પ્રશસા કરે છે રૂપવર્ણનમા કવિએ દમયતીનુ નખશિખવર્ણન એવી તરેહથી કીધુ છે, અને તેમા પોતે દમયતીની પ્રતિમાનો અવધિ કરી દીધો છે, પરંતુ

કુમાર સભવમા કાળિદાસે કરેલા પાર્વતીના નખશીખ વર્ણનમા જે સ્વાભાવિકતા,સરળતા તથા ક્લિષ્ટ કલ્પના રહિતપણુ દેખાઇ આવે છે, તે શ્રી હર્ષકૃત દમયતીના વર્ણનમા નથી જણાતુ એ વાત બન્ને વર્ણનનો મુકાબલો કરવાથી જણાઇ આવશે

૧૦, ૧૧ અને ૧૨મા સર્ગમા દમયતીના સ્વયવરનુ વર્ણન વિસ્તારપૂર્વક કરવામા આવ્યુ છે, તેમા શ્રી હર્ષે, શબ્દાડબર દ્વારા પોતાનું પાંડિત્ય ખૂબ બતાવ્યુ છે, પણ જેને કાવ્યરસ કહે છે તે તેમા બહુ જ થોડો છે

શ્રી હર્ષ કવિએ, કાળિદાસ કૃત રઘુવંશના ઇન્દુમતી સ્વયંવરમાં અજની જગાએ નળને રાખ્યો છે, પરન્તુ તેમાં જે છટા અને રસ કાળિદાસના શબ્દોમાં છે તે નૈષધમાં નથી.

દમયંતી સ્વયંવરમા શ્રી હર્ષે બહુધા કાળિદાસની નકલ કરી છે. ઇન્દુમતીના સ્વયંવરમાં સુનન્દા રાજાઓનાં વર્ણન કરે છે; અહીં સરસ્વતી રાજ સમાજનું વર્ણન કરે છે. પ્રથમ અને નકલમાં શું અંતર છે, તે બન્ને સાથે વાંચવાથી જ માલમ પડે.†

**નાગરદાસ છગનલાલ પાઠક.**

†લેખકની સંમતિ મેળવી આ લેખમાંના કેટલાક ફકરા છોડી દેવામાં આવ્યા છે.

મંત્રી, ન. ગુ. સા. પરિષદ.

# જૂની પારસી ગુજરાતી

પારસીઓએ ગુજરાતી ભાષાને ક્યારથી અપનાવી લીધી એ નક્કી પણે કહી શકાય એમ નથી. ગુજરાતીમા લખાયેલા જૂનામા જૂના હસ્તલેખો મળે છે તે ૫૦૦ વર્ષના પુરાણા છે. એ પૂર્વે પણ પારસીઓ ગુજરાતી જ બોલતા–લખતા હતા કે કેમ એ અનિશ્ચિત અને શંકાસ્પદ છે. કેટલાક પારસી ધર્માધ્યક્ષોએ સંસ્કૃતનું યે સાગોપાગ અધ્યયન કર્યું હતું અને નેર્યોસંગ ધવલ નામક મોબેદે પારસી ધર્મગ્રંથોની પહેલવી ભાષામાં થયેલી સમાલોચનાનું શબ્દશઃ વિવરણ કર્યું હતું. જો કે એની સંસ્કૃત બહુધા અશુદ્ધ છે. સંજાણનરેશ જાદીરાણાને સોળ શ્લોક સંભળાવનાર અને તે દ્વારા પારસીઓને મુક્તિ અપાવનાર પણ એજ પ્રખર વિદ્વાન હતો. જૂની ગુજરાતીનાં ઉદાહરણ આપવા પહેલાં આ વિદ્વદ્રત્નનું સંસ્કૃત આપવું અનુચિત્ત નહી ગણાય. પોતાના ગ્રંથની પરિસમાપ્તિ આણતા એ કહે છેઃ

“ अक्षरमात्रपदस्वरहिनं । व्यंजनसंधिविवर्ज्जातरेफं । साधुभिरेवं मंक्षमितव्यं ॥ को नष मुह्यति साम्व समुद्रे ॥१॥ यावत् स्वयंभुर्मेणं । यावन्नुधिमंडलामेरु यावद् चंद्रादितौ तावदियं पुस्तंकाजयेत ॥२॥ भग्न प्रष्टि कटिर्ग्रीवा सूबृदष्टर द्रेयमुपं । कष्टेन लिखितं साच्चां जतनेन प्रपालयेत् ॥३॥ तोलाद्रक्षेत् घृताद्रक्षेद्रमाच्छथिलबंधनात् । परहस्तगतात् रक्षेदेवं वदति पुस्तिका ॥४॥ कन्याकोटि सत्यिं दानं हस्तीनां वाजिनां श्यां शास्त्रदानं तथा पर्व्यं षर्वकोटि न लभ्यते ॥५॥ यादृशं पुस्तके दृष्टं तादृशं लिखतं मया । युद्ध शुद्धमशुद्धं वा मम दोषो न्यदीयति ॥ ”

આ લેખકની ભાષા અનેકધા અશુદ્ધ છે એ નિઃસંદેહ છે, પરંતુ ઉપરોક્ત લેખ માત્ર દૃષ્ટાંત રૂપે આપ્યો છે. એના લેખોનું સ્પષ્ટિકરણ તથા સટિક પ્રકાશન ઇ. સ. ૧૯૦૬ માં શહેરીઆરજી ભરૂચા નામક સંસ્કૃતજ્ઞ ભાષાશાસ્ત્રીએ કર્યું હતું, જેના પ્રવેશકમાં પોતે ઉલ્લેખ કરે છે કે:

**" मोवेदनेरिओमंघप्रभृतिपारसीकाचार्यैः कृताः संस्कृतलेखनयत्ना एते किञ्चिद्विलक्षणरूपा दृश्यंते तेषां पदवाक्यरचनायां पह्लवीपाजंदभाषा-पदवाक्यरचनानुकरणात् । तथापि स्वल्पयत्ने कृते सति विद्वत्पाठकानां नातिदुर्गमाः ॥ "**

હવે પારસીઓની પ્રાચીનતમ ગુજરાતીનો કંઇપણ અવશેષ જણાયો હોય તો તે સોળ શ્લોકનો ગુજરાતી અનુવાદ છે. આ શ્લોકમાંના પ્રથમ બેનો અનુવાદ અત્રે ઉદ્ધૃત કરીશું:

" સુર્યનું ધ્યાન ધરુંચ, અગનિને માનુંચ, વાઇઉને માનુંચ, ભુમિને માનુચ. આકાશને માનુંચ, જલને માનુંચ, એવા પાચ તત્વનિ પરચંમ માનૂં, ત્રિભુવનને વીષે માનૂં, ન્યાસનં મંત્ર દિવસમા ત્રિવાર સંધ્યા કરૂં. શ્રી હુમિજ્દ સર્વે અમશાશપંદ ઇજ્દોનં સ્વામિતિનાં ઘણાં ગુણને માનું તિઓતં કૃપાનું કરણાહર તિનં માનં તિણિ કરી અમો ગોરા ઘણા ધીરા રૂડા વીર બલવંત તેવા અમો પારસી છો,

" સ્નાન કરતા, ધ્યાન કરતાં, રૂડું ભનતાં, અગ્નિનું હવન કરતા, ફરાશ કરતાં, ભોજન જમતાં, પેસાબ કરતાં, બાહેરલી ભુમી જાતા, શાસ્ત્રને અરથે સાત વાતની મૌન, અસત્રિનિ, નરનિ, તિહેબી અ વાતની શ્રુત નાનાં પરકારના ધુપ કરતાં રૂડી ભાતનાં પુત્ર્યે કરિ ઘણાં રૂડા પુત્ર્યે કારે તિણિ કરિ ગાઓને પુજું છો તિણે કરિ અમો ગોરા તેવા અમો પારસિ છો.

ત્યાર પછીના સો વર્ષની ભાષા નીચે પ્રમાણે છેઃ

### શ્રી. આતશ બિહિરાંમ નુશારીમાં પધારેઆ તેનૂં વરશ તથા રોજ મહિનું લખેલુ છે.

સંવત ૧૪૭૫ વરખે મદા શેદરેવર રોજ મેહેરેશપંદ અસાડ શુદ ૫ બુધે શ્રી. આતશ બિહિરાંમ ગદબારમાં થાંનક પધારેઆ શંજાંણથી વાશદે ત્ર વેઆ પછે તાહાથી બેહેદીન અંજમંમ મલી નુશારી લેઇ આવેઆ એ લખેલુ તે પોથું ઇજેરશાનિનૂં દશતુર હમજીઆર રામે શંજાણનૂં કદીમ જૂનું પોથૂં હુતું તે જોઈ એ અમએ કેનાંમને લખનારે લખેલુ છે તે ઉપરથી અમોએ લખેલુ છે. લખનુંગ દસ્વર ફેરેદુન દી. ફ્રંગમરજે દી. રૂસ્તમ દી. ખુરશેદ દી. હોશંગ શંજાંણા હનિ લાખે શાહે.

આ લેખની ભાષાના, અમૂક અક્ષરો લક્ષ ખેંચે છે. જેવાકે "આ" (આ), "જ" (જ), "ુ" (ઉ), "ૅ" (ઍ), "દ" (એ), ઈ, "જ"ને પ્રો. શાહપૂરશાહ હોડીવાળા "જ" સમજી નિરંતર "ઝ" લખે છે, પણ એ "જ" છે. ત્રણસેં વર્ષ પર પારસીઓની આ ભાષા હતીઃ

ઝે " કોહે બેહેસ્તી થાઇ જે કોઇ ગુજરે તિનિ શંજોગવાની સ્વેશલખિશે. પિલિલા ઇમ કરવું જે જે કોઇને આજાર હોઇ તેની આખેર પુચવા થાઇ હોઇ તિવારે તેનિ હુશીઆરી છતા આગલથી નીરંગ લગાડીને નીરંગ શુકવીને પછિ પાણીઇ કરિ નવાડીઇ પછિ ટીલ તેનૂં ગરવે જૂના ધશાઇઆને દોરે શાહાધેલા પાક ધોઇઆ ધોઇ શુકનેલા બગર દાગ પડેલા તથા જો ટુટા હોઇ તો જૂને દોરે શાધીઇ નેવિ દોરે નહીં શાધીઇ નેવિ દોરે શાધે તેનો ગુનાહા ઘણો ફરમાઇા, છે. પછિ પાક કફન ઇજાર શદરો કુસ્તી કુસે પિહિરાવીઇ પછિ પાદિઆબ કુસ્તી કરાવીઇ. જૂ તેહેને પતેત નહી આવડે તો આપણે પતેતી કરીઇ તે શંભલાવીઇ.........બીજુ હે જે તે જમીન કણે દીવો મુકીઇ તે દગ ૩) તરણ વેગલો મૂકિ પાશે મૂકિઆનો ગુનાહા ઘણો કહેઓ છે તે જાંણવું. બીજુ હે જે જે સ્વાન ગૂજરેઉચ તે જમીન ઉપર મૂકેઉચ તે જમીન જો, રપીથવન ગિહિમા હોઇ તો દશ રાત ગીઆ પછિ પાક કરીઇ જો રપીથવન ગિહિ નહી હોઇ હાઉશન હોઇ તો તરીશ ૩૦) રાત ગીઆ પૂઠે પાક કરીઇ નીરંગ તથા મીટીઇ કરી, ને કરીઇ હે ફેહેમ કરિ જાંણવૂ."

સંવત્ ૧૫૯૦ ના એક લેખમાથી નીચલો ઉતારો કરવામા આવ્યો છેઃ

" લિ, આ, નાગુશ રૂશતંમ આ.* ગણા જેશંગ જો ( ગજ ) ત અકેક માહિ મીમ આગવામા નીનું જગડુ કરતા હતા તે જગડુ માહોમાહા તશીમ થાઈ નસ્તારિઉ, ૭ ખિરનું ખૂડું આગ માહેનું ચૂદિઉ છિ તે અધાર સાબન અગધો અરધ રાખેઉ વરસાતના ગાણી નીખ અગીઆરી નાની ખૂટા ઉપરવાડે આ. રાણા જેસગની પાસે ચાલી જઇ ને તને ખુટા રૂ અને ઉપરવાડે થાઇ જાએ," ઇત્યાદિ પારસીઓના જૂના હસ્તલિખિત ગ્રંથોમા ગુજરાતી કાવ્યોનો પ્રચાર ઝાઝો જોવામા આવતો નથી, કારણ કે તે વખતે શિક્ષિત વર્ગ સામાન્યતઃ ફારસીમા પારંગત હોવાથી એ જ ભાષામા કાવ્યની રચના કરવામા આવતી, અને એવા કાવ્યો વિપુલ પ્રમાણમા મળે છે. પારસીઓમા ગુજરાતી કવતાઓની બનાવટ છાપખાનાના પ્રારંભથી જણાય છે. આ " કવિતાઓ " કેવળ ફારસી બયતોનુ ગુજરાતી અનુકરણ હતુ. પૂરાતનમા પુરાતન પારસી " કવિતા " ના દૃષ્ટાંત તરીકે લગભગ સો વર્ષ પર લખાયેલા ફરદુનજી મર્ઝબાનજી કૃત થોડાક બયતો નીચે આપીએ છીએ. લેખક એને ચોપાઇ કહે છે:—

દુનીઆના ઠેર વીશે.

કોઇની ન થઇ એ જાહા પેરાતદાર,<br>
નથી કેતું આકાશ ફરતુ બીકરાર.<br>
ફોગટ છે જે દોલતપર ભુલે કોઇ,<br>
હરખથી ફુલો પેરે ફુલે બી કોઇ.<br>
કે દોલત બી છે હ એ નાપાએદાર<br>
નથી આએ દુનીઆથી કોઇને કરાર<br>
જહાનથી અગર કે ઉમેદે વફા<br>
કે એમેહર છે ને શરાપા જફા.

* આ = અધ્યારુ, ધર્મગુરુ, સંસ્કૃત " अध्वर्यु " નો અપભ્રંશ.

ન દોરે ચલકનો છે કંઈ એતેબાર,
કે ફરતો ફરેચ એ સાંજને સહવાર.
એ રેહેંટીઆના દોરે કીધા કંઇને ખાર
એ આકાશી જોરે કરેઆ કંઇને જાર.
કરેચ એક શાહને ઘડીમો ગદા.
ગદાને બન.વેચ એ શાહાભી શદા.
દમેદમ વલી મોત બી ભમતું ફરેચ,
જુંદા થાની પરથમ ભલાને ધરેચ.
નથી કોઈને છોડતું બી છેવટ એ મોત.
હરેક બાંદાંને આવે છે મારવાને મોત.

આ લેખકના પૂજ્ય પૂર્વજ નવસારીના દેસાઈ ખુરશેદજી તેહમૂરજી સંવત ૧૭૭૦માં પોતાનું જીવનચરિત્ર લખતાં ઉપલા લેખો કરતાં ઘણી શુદ્ધ ભાષામાં લખતાં જણાવે છે.

" દેસાઈ શ્રી અધારૂ તેહેમુરજી રૂસ્તમજીના ધરમ ને પુનથી નાપાક શેતાન ઉંધો પડો તેથી આજાર તપનો થાઓ ને ગેહન ઘણું થાઉં જે ઉંઘીજ રહે. જગાડીએ તારે ઉંઘમાંથી જાગે સવાલના જવાબ બેન્ત દીએ. ખાનું ખાએ પીએ જગાડીએ ને વાતો સરવે કરે, ભુલ જરા કાંઈ બોલે નહી, હોશીઆરી સારી............પછી પુન્જી શ્રી ને પોતાની પુનાઈથી મહોતજ સુજ પડું, તેથી સેવકને બોલાવીને એકાંત લેઇ બેસીને ઘણો દેલાસો દેલખરી કરી જે તમારી મહેનતથી હું સરવે વાતે નચીંત બેઅફકર થાઓ છેઉં ............અમો તમારા પરોણા છ સાત દાડાના છઉં. સાત દાડા પછી દાદરની તમારા પાસેથી દાદારની દરધામાં જાવાના............અમો ખુશાલ થઇ ઘર આવા ને દેસાઇજી તો ખબરદાર થઇ બારસે ઓટલા પર બેઠા સરવે મલવા આવા તે સાથે વાત વગત પુછી બીજે રોજ પણ ખુશાલીથી મરવે સાચ બોલા. ઘેન પણ હંમેશના કરતાં અરધ થાઉં, " વિગેરે ઇ. સ. ૧૮૫૫ની મોરાબજી શા. બંગાલીની ગુજરાતી ભાષાનો એક નમૂનો આપી " જૂની પારસી ગુજરાતી " વિષેનો આ લઘુ લેખ પૂર્ણ કરીએ.

" મેં ઉપર જણાવેઉં છે કે જંદ, પહેલવી અને ફારસી સાથે મોબેદોને સંશકરત શીખાડવાની પણ ફરજ પાડવી જોઇએ છે. આ એ રીશાલો શરૂઆતથી તે હંઇયા તુલીક વાંચેઓ હશે તેઓને એ બાબેનો બોલાશો સહેલાઇથી ઘેઆનમાં ઉતરશે. આપણે જોઇઉં છે કે સંશકરત જુબાંન અને આપણા ધરમપુસ્તકોની જંદ જુબાન એ બંધે એક ટોલા મધેથી ઉતપન થાએલી ભાષાઓ છે, એટલુંજ નહીં પણ વેઆકરણના રૂપમા તથા બીજી કેટલીએક રીતે તેઓમાં અતલગનો મેલાપ છે............આજે દુનીઆંમા જે કોઈ પુરાતન ભાશાઓના વેઆકરણ સલામત રહેઆં છે તે મધે સંશકરતના જેવું બીજું કોઇ વેઆકરણ સમપુરણ નથી............એ શબઓને લીધે હું ધારૂં છું કે હવડેના વખતમાં જરતોશતી મોબેદોએ સંશકરત ભાશા શીખવાની અગત છે. " આ સઘળાં અવતરણો પરથી સિદ્ધ થાય છે કે પારસી ગુજરાતી સદી પર સદી વધુ અને વધુ શુદ્ધ થતી ગઇ છે. અને એ શુદ્ધતા ખબરદાર જેવા વિદ્વાન લેખકો અને કવિઓના લેખોમા આધુનિક કાળમાં ઉત્તુંગ શૃંગે પહોંચી છે એમ કહેવામાં અતિશયોક્તિ છે ?

જેહાંગીર માણેકજી દેસાઇ.

# નરસિંહ અને દયારામ

કવિ પરિચયઃ-

નરસિંહ મહેતાની અંતર્જ્યોતિના કિરણોનો પ્રકાશ એના કાવ્યોમા સંચરતો હોવાથી એમા કલાકારની દૃષ્ટિના કિરણો ન હોય એ સ્વાભાવિક છે કૃષ્ણલીલાના ગુણગાન ગાવાને ઉછળતું હૃદય પોતાના તનમનાટમા સાહિત્ય કે કલાની વિસ્મૃતિ કરે, છતા પણ અંતરઊર્મિ સ્વાભાવિકતાને અનુસરે એમાજ એની કવિત્વશક્તિનું નિર્દોષપણું દેખાય છે. કૃષ્ણના કીર્તનનેજ જે કાવ્યરૂપ માને છે અને એ કાવ્યશક્તિ પ્રભુદત્તજ મળે છે એમ "આપી કળાગને અવિચળ વાણો" એવી પ્રભુની ભક્તપરાયણતા સૂચવતા કથે છે તે કવિ : સાહિત્યનુ વાતાવરણ આસપાસ ઘડાયુ હોય તોયે શું ને ન ઘડાયુ હોય તોયે શુ ? નરસિંહ સાહિત્યના વાતાવરણમા જન્મ્યો ન હતો સાહિત્યનો એને અભ્યાસ ન હતો. કલાનું એને ભાન ન હતુ છતા સાહિત્યના શણગાર રૂપ–પાયારૂપ કાવ્યો ગાયા એજ એની મહત્ શક્તિનું પ્રમાણ છે.

દયારામનુ માનસ સસારીના અનોકિક વાતાવરણના અનુભવે ઘડાયું હતું, જીવનની અનેક મોજ માણી રસમય બન્યુ હતુ; ત્યારે નરસિંહનું માનસ નિરપેક્ષ હતું. એ વાતાવરણથી વિમુખ હતુ. દયારામની આસપાસ સાહિત્યનું વાતાવરણ ઘણું પસર્યું હતું. એમનો સાહિત્યનો અભ્યાસ પણ વિશેષ હતો. સંસ્કૃત ગ્રંથોનું અધ્યયન પણ દૃઢ હતું. હિંદી ભાષાનો અને સાહિત્યનો પરિચય પણ એમને હતો, કુદરતનું સૌંદર્ય એમણે

નીગળ્યું હતું. એ સૌંદર્યની તનમનાટભરી અસર એમના હૃદયને થઈ હતી. એમનું હૃદય વીંધાયું હતું કુદરતમાં ક્યા તેણે ભાળી હતી. એ બેમાં એમને ભેદ દેખાયો ન હતો જાણે અજાણ્યે ક્વાએ કુદરતને પોતાના વગની કરી લીધી હતી.

## નરસિંહની દયારામપર અસર:-

દયારામ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતના પ્રતિપાદક હતા પરંતુ લોકપ્રિયતા એમણે મેળવી હોય તો ઘેર ઘેર અને શેરીએ શેરીએ ગવાતી એમની ગરબીથી. આ ગરબીઓમાં એમણે અનેક ચિત્રો ઉભા કર્યા છે અનેક હૃદયસ્પર્શી ભાવો અવતાર્યા છે શબ્દે શબ્દે રસ ઝરણાં વહેવડાવ્યા છે કવિએ નૂતન એવું ઘણુંએ રસિકદૃષ્ટિએ આપણા સમક્ષ મૂક્યું છે છતાં પણ નરસિંહની સરળ ભક્તિના ઉન્માદના જોસમાં અત્ર અત્ર કંઈ કંઈ ભાવો યોજાયા છે તેથી દયારામ અજાણ્યુ નથી એની અસર દયારામને થઇ નથી એવું નથી એજ નરસિંહના ભાવોને સુસબદ્ધ અસરકારક નવા ભાવોનું મિશ્રણ કરી એવી ખુબીથી મૂક્યા છે કે શ્રોતા કે વાચકના મુખમાંથી "વાહ" એવોજ ઉદ્દગાર કઢાવી જાય છે આ ઉંચી કલાશક્તિ દયારામની છે. એ નિર્વિવાદ છે પરંતુ કેટલાક ભાવો મૂળ નરસિંહનાજ છે. કેવળ ભાવો નહી પણ નરસિંહના કાવ્યોની સીધી અસર પણ દયારામમાં સ્પષ્ટ છે એમ એ કવિઓના કાવ્યો સરખાવતા જણાશે

(૧) દયારામની- લોકકે ખુંપી રહેલી ગરબી "હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું ? વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠું "નું મૂળ નરસિંહ મહેતાના "માહરો નાથ મૂકે સાથરે સજની શું કીજે" એ લીટીથી શરૂ થતા કાવ્યમાં છે કયો ભાવ કઇ લીટી કેવી રીતે દયારામે ઉપાડી છે તે બંને કાવ્યો સામસામા મૂકવાથી વધારે સરળતાથી સમજાશે

નરસિંહનું (કા. સ. પૃ ૫૩૧)

પદ ૧૧૪

માહરો નાથ મૂકે સાથરે, સજની શું કીજે ?
કોઈ લાવોરે હમારે હાથ, વખ ઘોળી પીજે

[૧]જળ જમનાં જળ ભરવાને જાઉં, તાહરા કહાન ઓચીંતો આવેરે,
[૨]ઉરનો હાર પોતાનો ઉતારી, તે તો મારા કંઠે સોહાવેરે. સ
[૩]કરજોડી વાહલો આગળ ઉભો, લળી લળી પાવય લાગેરે,
એહના મનનો મર્મ ના જાણું, માહારી પાસે શું માગેરે. સ
હુરે લાજી ત્યારે શણગટ તાણ્યો, સહીયર સમાણીએ દીઠું રે,
પેરવુરે પેખણુ સુગમાહા જોતો (?), સહુથી લાગે મીઠું રે સ
વર્ણાંગી વેરણ થઇ લાગી, વરતા હેડે વારૂરે,
[૪]શ્યામ સલુણો મારી કેડ ના મૂકે. માહરા ક્યા રૂપને સારૂરે સ
અનેક સુંદરી એહનેરે ઈચ્છે, તે સુ પ્રીત જોડેરે,
નરસૈંયાનો સ્વામી માહારી ભવે, ભેજન મૂકીને દોડેરે સ

દયારામ

હુ શુ જાણુ જે વ્હાલે મુજમા શુ દીઠ,
વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠ, હુ શુ

[1]હું જાઉં જળ ભરવા ત્યા પુઠે પુઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો મેડ્યુ ચડાવે હુ૦ શુ

વઢુ ને તરછોડુ તોયે રીસ ન લાવે,
કાંઈ કાંઈ મિષે માહારે ઘેર આવી બોલાવે હુ શુ

દૂર થકી દેખીને વ્હાલો મુને દોડ્યો આવી દોટે
[2]પોતાની માળા કહાડી પહેરાવે મારી કોટે. હુ શુ

મુને એકલડી દેખી ત્યાંહાં આવે પાલવે લાગે,
[3]રંક થઈ કાંઈ કાંઈ મ્હાની પાસે માગે. ૦ શુ

મુને જ્યા ત્યા જાતિ જાણી ત્યા એ આગે આવી ઢુકે,
[4]બેની દયાનો પ્રીતમ મ્હારી કેડ ન મુકે ૦ શુ

આ બે કાવ્યોમા જળ જમના ભરવા જવાનુ, વ્હીને ઓચીતા આવવાનું ઉરનો હાર અથવા માળા પહેરાવવાનુ, તથી લળી પાવને લાગવાનુ કેડ ના મૂકવાનુ વગેરે કથન દયારામમા નરસિંહના કાવ્યના સ્પષ્ટ દેખાય છે બે કાવ્યોમા કોણે વધારે સુંદર ચિત્ર દોર્યું છે તેની વાત બીજે સ્થળે, પરન્તુ જાણીતી ગરબીના ભાવો દયારામના પોતાના નથી એમ કહેવામા વાંધો નથી

(૨) દયારામની વાસળીની ગરબી પણ એટલીજ પ્રસિદ્ધ છે "વાગે વૃંદાવનમા વાસળી રે ઉભો ઉભો વગાડે કહાન' એ ગરબીમા વાસળીની અસરનુ જે અદ્દભૂત ચિત્ર ખડુ કરવામા આવ્યુ છે તે નરસિંહના પદોમા દૃષ્ટિગોચર થાય છે *

નરસિંહ†

એક સખી કહે બીજીને સાભળ સહિયર વાત વેણ વાગે છે

નંદજીના પુણ્યતણો નહિ પાર ઘેર લીધો અવતાર વેણુ૦
જસોદાજી ખોળવાને નીસર્યા કંઈ ગોવિંદની ભાળ વેણ૦

* આવા ભાવનાગ એક પદ ભાલણનુ પણ છે જુઓ દશમ સ્કંધ દયારામ પર ભાલણની પણ અસર છે

† આ કાવ્ય મારા સદ્દગત પિતા લાલશંકર અભયશંકર જૂનાગઢમા હેડ માસ્તર હતા ત્યારે તેમણે મેળવેલુ પરન્તુ એમના અવસાન પછી એમના વૃદ્ધ મામી પાસે હતુ થોડાજ વર્ષ પર મે તે ગવાતુ સાભળ્યુ ને મામી પાસે માગ્યુ ત્યારે તે લેખિત ખોવાઈ ગયેલુ જણાયુ એટલે મામીના મુખથી જે સાભળ્યુ તે મે ઉતારી લીધુ છે મામીનુ પણ અવસાન થયુ છે ને મૂળનો પત્તો લાગ્યો નથી

કયા તમારા ગોવિંદજી ! કેવાં ધરે ધ્યાન. વેણુ૦
શામળા મારા ગોવિંદજી મોરલી એને ધ્યાન. વેણુ૦
પૂછી પૂછીને જઈ વળ્યાં ગોવાળીએ દીધી ભાળ. વેણુ૦
કાલંદીને કાંઠડે ગિરધારી રમે રાસ. વેણુ૦
જળ જમુનાં સ્થંભી રહ્યાં ન હાલે વૃંદનાં પાન. વેણુ૦
ગાય ન ચારે વાછરડાં ગોધંનુ ન ચારે ચરણ. વેણુ૦
સૂરજ રથ રાખી રહ્યા રહ્યા તે એણે ઠામ. વેણુ૦
ચંદ્ર રથ ચાલે નહિ રજની થઈ ખટ માસ. વેણુ૦
શંકર તાળી ચુકીયા ગાંધર્વ ચુક્યા ગાન. વેણુ૦
મણિધર ફેણ ધરી રહ્યા રહ્યા તે એણે ઠામ. વેણુ૦
નરસૈંયાના સ્વામીને વિનવું એ લીલા ગાજે નિત્ય. વેણુ૦

નરસિંહ મહેતાનાં આ મુદ્દાનાં બીજાં પણ કાવ્યો છે. રાસ સહસ્રપદીમાં પદ ૧૦૬, ૧૧૭, ૧૧૮, ૧૮૬, ૧૮૭. આ પદોમાંથી બહુ લીધું નથી. કંઇ કંઈ આછું આછું લીધું છે. પદ ૧૦૬માં પ્રથમ લીટી "ઓ વાજે વૃંદાવન મોરલી, ગોવિંદ ગોપી રાસ રમે." નોંધવા જેવી છે. પદ ૧૧૮માં "**વાંસળી વાહેરે વાહેરે મધુર ગાયે કહાન.**" આ લીટીઓ દયારામની વાસળીની પ્રથમ લીટી "વાગે વૃંદાવનમાં વાસળીરે ઉભો ઉભો વગાડે કહાન" સાથે સરખાવવા જેવી છે. ઉપલી નરસિંહની "વેણુ"ની ગરબીની છેલ્લી છ લીટીના ભાવો દયારામના પ્રથમ લીટી પછીની લીટીઓમાં આવે છે. "નાદે વીંધી મુનિવર પાસળીરે, નવ રહી કોને સાન." એ લીટીનો ભાવ પદ ૧૧૮ની છેલ્લી લીટી. "નરસૈંયાચો સ્વામી રાસ રમે ત્ય મુનીજનને મેલ્યા ધ્યાન "મા પણ છે.

દયારામે વાસળીના નાદેથી થતી ગોપીઓની વિહ્વલતા બતાવી છે. "એકે નેપુર કાને ઘાલિયુ રે ચરણે પહેની છે ઝાલ" ઇત્યાદિ નરસિંહના પદ ૧૧૭મા ગોપીની વિહ્વલતા 'વેણુ' વાગવાથી થતી વર્ણવાય છે તે દયારામે ખીલાવી છે.

વૃંદા રે વનમાં વેણુ વજાડી ગોપી વિહ્વલ કીધા રે,
વર આવ્યો તે વચન પાળવા ચિત્ત હરીને લીધાં રે.—વૃંદા.
એક તો અન્ન મૂકીને ઉજાણી બીજી માગસિં દૂર રે,
જુવતીના જૂથ મળીને ચાલી સાહેર નદી પૂર રે.—વૃંદા.

(પછી સાદું વર્ણન છે.)

પદ ૧૮૬ મા આવો આછો ભાવ છે.

કાનજી, કાનજી, કરતી હીંડે વૃંદાવનમા ગોપી રે,
× × × ×
મનડું વ્યાકુળ વનિતાકેરૂ નાદે હરી લીધા મન રે,
ભૂષણ વસ્ત્ર ભૂલી ભામિનીયો વાસલીયે હર્યું તન રે.—કાન.
અબળી એકલડી નીસરીયો તજીને ઘર પરિવાર રે;
નરસૈંયાચા સ્વામીને મળવા રમવા રાસ મોરારે.—કાન.

દયારામમા ઘર અને પરિવાર તજ્વાનો ભાવ સ્ફુટ કરવામાં આવ્યો છે;

એક છોરૂ રડતાં મહેલી ગઇ રે ચાલી જમનાને તીર,
એકના સ્વામીને મન આમળો રે જાવા દીધી નહિ નાર,
કર જોડી કહે કામની રે મને જાવા દો નીરધાર.—વાગે.
સંગમાની પોતી સરવે ભામની રે પછી બેઠો ઘસવા હાથ,
રીસ તજીને રીસાળવે રે દીન ગઇ દીનાનાથ.—વાગે.

રાસમાં– "એક એક ગોપી વચ્ચે નાથને[૨] નીરખે રૂડી પેરે પાસ" એ દયારામની રાસ પદ્ધતિ પણ નરસિંહની છે. એવું પદ ૧૮૭ મા "એક એક પ્રત્યે અંગ નમાવે મધ્યે માધવ નાચે રે" એ લીટી છે.

(૩) રાધિકાનું સ્વપ્ન દયારામે આપ્યું છે તે નરસિંહમા પણ છે. દયારામમાં વિસ્તાર છે પરન્તુ મૂળ કલ્પના નરસિંહની સ્પષ્ટ દેખાય છે.

**નરસિંહ**

આજની રાતની, વારતા શી કહું, સ્વપ્નમા શામળા સંગ પરણી,
ચોરીમાં પરવરી, પાસ બેઠો હરી, બાઇ મારા કર્મની કોણ કરણી !—આજની.
ચાર વેદે કરી, ચાર ફેરા ફરી, શ્રી હરિએ મારો હાથ ઝાલ્યો,
ઘૃતતણા દીપક, મંડપ ચોરી રચી, આગણે નંદ આનંદ મહાલ્યો.—આજની.
થાળ કુમકુમ ભરી, મોડ મસ્તક ધરી, યશોમતી સાસુને પાય લાગી,
નરસૈયાચા સ્વામીને, સંગ રમતી હતી, એટલે ઝબકીને હું રે જાગી.—આજની.

પદ ૧૬૬. શૃંગારમાળા

**દયારામ**

માતાજી રે આજ આનંદ મારે અંગે રે, શ્રી કૃષ્ણ પરણ્યા મારી સગે રે;
માતાજી રે આજ સ્વપ્ન એવું દીઠું રે, અમૃતથી લાગે મુજને મીઠું રે.—આજ.

(વરઘોડો વગેરેનુ વર્ણન છે.)

× × × ×
× × × ×

માતાજી રે જસોદા સાસુને પાયે લાગી રે એટલે ઝબકીને જાગી રે.—આજ.
લાડકી રે તારૂં સ્વપ્ન જે કોઈ ગાશે રે દયાનો સ્વામી પરસંન થાસે રે.—આજ.

(૪) દયારામની સજનીની ગરબી અતિ પ્રખ્યાત છે. પણ એજ ગરબી થોડા ફેરફાર સાથે ભાલણની છાપની પણ મળે છે. રા. રામલાલ મોદીને નરસિંહના નામની પણ એક ગરબી એજ ભાવની પ્રાપ્ત થઈ છે. પરન્તુ એ ગરબીની શરૂઆતનો ભાગ જોતાં નરસિંહની હોવા વિષે શંકા ઉપસ્થિત થાય છે.† ચાતુરી ષોડશીની ચાતુરીઓના ભાવને આ ભાવ ઘણા મળતા આવે છે વખતે નરસિંહની પણ હોય.

†વસંત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ. જુઓ ભાલણ દશમ સ્કંધ–માગે લેખ.

નરસિંહ

સાભળરે તું સજની મોરી, રજની કેઈ પેરે રમીયેછ ?
મોહનજીએ મંદિર છાંડયાં, એ દુઃખ કેને કહીએજી.—સાંભ. ૧
સાંભળ સજની વાત કહું, એક પ્રેમની મીઠી મીઠીજી,
સરોવર પાણી અમે ગયાંતાં, નંદને કુંવરે દીઠી—સાંભ. ૨
પૂઠેથી હરિ હસતા આવ્યા, પગની ભરાવી આંટીજી,
પાછું ફરીને જોવા લાગી, મુખ તે બોલે છાંટીજી.—સાંભ. ૩
હવડે વેણુ જ ગુંથી હુતી આવડી કાં વેરાણીજી,
એહવો રસિયો કોણ મળ્યો તારી વેણુજ નાખી વેરી.—સાભ.

ઈત્યાદિ.

ઉપલાં અવતરણોથી નરસિંહ અને દયારામનો કાવ્ય સંબંધ કંઇક સમજાશે. બીજાં કેટલાંક આવાં પદો જોવાથી નરસિંહનો દયારામ કેટલા ઋણી છે એ ધ્યાનમા સહજ આવી શકશે. કૃષ્ણ રાધાના સંવાદનું એક પદ નરસિંહમા ઘણું સુંદર છે.

મેલો મનમોહન મારી મટુકી મહીડું છલકાય,
બીજે મારી નવરંગ ચુંદડી કાનજી લાગું તારે પાય.

પાલવ મુકોની પાતળા.

શૃંગારમાળા પદ ૧૭૨.

ઈત્યાદિ.

દયારામની પણ જાણીતી ગરબી છે.

મારગડો મેલો મોહનવાલજી,
આઘા રહો અવળેલા ન કરો આળજી.

આ બંને ગરબીમાં મટુકી ઉતારવાની વાત છે. દયારામ જુદી રીતે ઉતરાવે છે, નરસિંહ જુદી રીતે ઉતરાવે છે. દયારામ મોહનને ગોરસ પાય છે. નરસિંહ કંઇક જુદીજ રીતે સમાપ્તિ કરે છે—

ધોરી બળદ ઝીણી વેલડીરે કંઠે ઘાલી ઘુઘરમાળ,
બેસાડું તેમા આપ રાધિકા હાકું નંદનો ગોવાળ. નહિ૦
નરસિંહ મહેતની માગણીરે જોને ચતુરસુજાણ,
ગોરસ કેરા શાં ગજાં સોપ્યા તન મન પ્રાણ. પાલવ૦

આ ઉપરાંત કંસરાજાની બીક બંને કવિઓ બતાવે છે.

(૨) વિશેષ મળતાપણું દયારામની 'વાંસલડી'ની ગરબીમાં અને નરસિંહની પણ તેવીજ ગરબીમાં છે. બંનેમાં ગોપીઓ વાંસલડીને ઉપાલંભ દેતી ઇર્ષ્યાથી બળતી દેખાય છે.

## નરસિંહ

વાસલડી વેરણ્ મારીરે, હારે વશ કીધા તે વૈકુંઠનાથરે, નાર ધૂતારી.　ટેક.
કયારે ઘડાણી બંસી કયારે કટાણી કોણ દાન તપ કીધારે,
વાસલડીનો શબ્દ સુણીને હોરે મારાં મનડા હરીએ લીધારે.　નાર૦
પોતે પોતાના ગોપી તનરે છેદાવીને વાલાજીના મુખ પર આવીરે,
સોકલડીનુ સાલ વજાવી હારે વાલમને તો મન ભાવીરે.　નાર૦
વૃંદાવનના તે વન પક્ષી જ મોહ્યા મોહ્યા ત્યા પશુઓ પ્રાણીરે,
સોલ સહસ્ર ગોપીજનવલ્લભ તેમાં 'તુ' પટરાણીરે.　નાર૦
કામણગારી તેં કામણ કીધા ને, કર્મે અમારે કા જાગીરે,
નરસૈંયાના સ્વામીની વાસલડી કરકગન થઇ વાગીરે.　નાર૦

પદ ૪૮૮. શૃંગારમાળા.

## દયારામ

માનીતી તું છે મોહનતણી હો વાસલડી રે,
તુને વાલમ કરે છે ઘણું વ્હાલ રે હો વાસલડી.
મીઠો આવડો શો મોહોર મોહ્યો નંદનો કિશોર,
તારૂં આવડું શું જોર ભુંડી કાળજુ મા કોર.—રે હો વાસલડી.
પીએ અધરામૃત પિયુતણું, તું વાસલડી,
હમારે મોક્ષ સરીખું તું સાલ રે હો વાસલડી.—મીઠો.
વાજીવાજીને વિહ્વળ કર્યા હો વાસલડી,
તુ તો પીડે હમારા પ્રાણ રે હો વાસલડી.

×　　×　　×

આ પ્રમાણે જોતા જઇએ તો દયારામની 'રાતલડી કોની સંગે જાગ્યા'; "રમીયાજી તમો કયા રમી આવ્યા રાસ" વગેરે ગરબીઓના પણ કોઈ કોઇ ભાવો ચાતુરી ૨૫ મી "ઓરા આવોને મારા નાથ, નિશાએ કયા ભાવ્યાજી", "રજની રમીનેરે, શ્રી હરિ ઘેર આવીયા બળવંત મારૂં બાર મા ઠેલ" વગેરે નરસિંહના પદોમા મળી આવે છે.

કેટલાક કાવ્યોમા પ્રથમ લીટી જ કવિની મળતી આવે છે; પણ પછીથી નરસિંહ પોતાની ધૂનમા છે અને દયારામ પોતાની કલારસિકતામાં ગુંથાય છે. "કાનુડો કામણગારે રે" એ દયારામના પદની લીટી નરસિંહની શૃંગારમાળાના પદ ૨૪૩ ની પ્રથમ લીટી "કહાન તું તો કામણગારો રે" સમી મળતી આવે છે

દયારામ સખીને મ્હોંએ બીજી સખીને કહેવડાવે છે. નરસિંહ કૃષ્ણ અને ગોપીની કથની લખે છે. આ પ્રમાણે દયારામનું "આવો અલબેલડા એક વાત કહું હું છાની રે" નરસિંહ "આવોરે અલબેલડા વ્હાલા મોહન મારા રસિયા રે" દયારામનું "પાનીડાં કેમ ભરીયે" અને નરસિંહનું "કેમ કરી ભરીએ આછાં નીર" વગેરે પદોની આરંભની લીટી મળતી આવે છે. પછી વિષય જુદી રીતે ચર્ચ્યો છે. આમ જોતાં શબ્દ પ્રયોગો અને વાક્ય પ્રયોગોનું સમપણું નરસિંહમા અને દયારામમાં ઘણું દેખાય છે.

કાવ્યનો વિષય પણ ઘણો ખરો વખત સરખો હોય છે. નરસિંહે જેમ 'લોચન', 'લગ્ન', 'વાંસળી', 'જમુનાંનું નીર', 'ગોપીનું રિસામણું', 'સાસુ નણંદનો ઠપકો વગેરે પર લખ્યું છે તેમ દયારામે પણ કર્યું છે.

**દયારામની ભિન્ન ઉર્મિઓ.**

આ ઉપરથી દયારામે નરસિંહનાં પદો શ્રવણ કરેલાં અથવા વાંચીને મનન કરેલા એમ માની શકાય. નરસિંહના એ ઉર્મિમય ભાવોનો દયારામના રસીલા હૃદયને સ્પર્શ થતા તેની કલાશક્તિ ગુંજી ઉઠી અને કેટલીકવાર એ ભાવોને એકત્ર કરી, નવા ઉમેરી ક્રમસર અસર કરનારા થાય. વાચક કે શ્રોતાના માનસને અસ્ત કરી રહે એમ રમતી ભાષામાં મૂકયા. કેટલીકવાર વારંવાર કર્ણપટ પર અથડાતા નરસિંહનાજ શબ્દોના ભાવને અન્ય દિશામાં વાળી નવીજ કલ્પનાથી માનસને રંગ્યું અને કલાયુક્ત ગરબીઓ લખી. કેટલાક વિષયોજ દયારામને ગમી ગયા પણ પોતાની ઊર્મિને પ્રાધાન્ય આપી નવો રંગ ઉભો કર્યો. નરસિંહની 'લોચન' ઉપર ચાર પાંચ કવિતાઓ છે. પરન્તુ તે તે કવિતામાં લોચનના વિષય ઉપરથી કવિ મુખની મોહકતા વર્ણવવા મંડી જાય છે. દયારામ તેજ વિષયને વળગી અનેરી અસર કરે છે.

**નરસિંહ**

લોચન માંહે કાંય કામણ ભરીયું, તે તો હુંને શુરે કરીયું,
કેમ કરી મંદિર જાઉં મારી સજની, મારૂં મન એણે હરીયું. લોચન૦

હૃદયા સરસો કેમ કરી ભીડું, હું સર્વાંગે રહી ડૂલીરે,
ચર્ણ ન ચાલે મારગ માંહે, મુખડું જોતાં ભૂલી. લોચન૦

આકુળ વ્યાકુળ વેદના વ્યાપી, તે તો મેં ન સહેવાયેરે,
નરસૈંયાચો સ્વામી આવી ભેટે, હૃદયા ટાઢું થાયેરે. લોચન૦

પદ ૩૫. શૃંગાર૦

**દયારામ**

કામણ દીસે છે અલબેલા, તારી આંખમા રે,
ભોળું લાખ મા રે, કામણ૦
મંદ હસીને ચિત્તડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું,
અદ પરીઆળી આંખે ઝીણું, ઝાંખ મા રે. કામણ૦

ઇત્યાદિ

નરસિંહની ચાતુરી ષોડશીમા કૃષ્ણથી રાધા રીસાઇ ગઇ છે અને લલિતા તેને મનાવવા જાય છે લલિતાનું દૂતી કાર્ય તરતજ સફળ થાય છે. દયારામે રાધિકાને વધારે માનીતી બનાવી છે. ને લલિતાનું કાર્ય સિદ્ધ જલદીથી થતું નથી. કૃષ્ણને ગોપીનો સ્વાંગ ધરવો પડે છે. મૂળ નરસિંહની કલ્પના ઉપર દયારામે આટલું આગળ પગલું ભર્યું છે. લલિતા પ્રથમ કૃષ્ણને આશ્વાસન આપે છે. ત્યારે નરસિંહ તેને મુખે શબ્દો બોલાવે છે:—

નિઃશંક થાઓ નાથજી, તમો ભકતના આધાર,
તમને જે વ્હાલી વાલમા, લાવું તે વન મોઝાર;
અંબર લઇ આસુ લુઓ, કાં થઈ રહ્યા આસંન,
તમને દેખું દોહેલા, તારે દાઝે તે મારૂં મન;
માવજી રે મને સમ તમારા, કુંજે લાવું જુવતી.
શોક નિવારી સુખ કરૂં, તો જાણજો દૂતી હતી;

ચાતુરી ષો. પદ ૩ જું.

દયારામે આ ભાવ ને આ સ્થિતિ જુદીજ રીતિએ આણ્યાં છે.

આખ ભરો મા અલબેલા રે, લાડલી લાવું;
એક મુહુરત પ્હેલી મહારાજ, શીદ સંતાપ કરો છો. લાડલી॰
વાક તમારો કદી હોય તોયે, લાડલી લાવું;
નહિ તો નામ ધરૂ ન લલિતાય, શીદ સંતાપ કરો છો. લાડલી॰
લાલ લોચન શીદને કરો છો, લાડલી લાવું;
ઉંડા નિસાસા મૂકશો મા નાથ, શીદ સંતાપ કરો છો. લાડલી॰

ઇત્યાદિ.

નરસિંહની લલિતા રાધિકાને કૃષ્ણની સર્વ પૂજ્ય મૂર્તિનો ખ્યાલ આપે છે અને રાધિકા મનાય છે. દયારામ તેમ ન કરતા રાધિકાને માનુષી ભાવથી મનાવવા પ્રયાસ કરે છે.

એટલું તું મારૂં કહ્યું માન હો પ્યારી જી—એટલું॰
તેડે ગિરધારી તને કુંજ વિહારી પ્યારી—એટલું॰
× × ×

તેમ પછી બીજી ગરબીમા—લલિતા પ્રયાસમા નિષ્ફળ નીવડે છે:

લલિતા કહે સુણો સ્વામીરે, હઠીલી હઠ ન તજે હું હારી,
કહ્યું એ તો કોઇનુ ન માનેરે, આપ મનાવો પોતાની પ્યારી. લલિતા॰

રાધિકા રીસાવ્યાનુ કારણ નરસિંહ ઇર્ષ્યાભાવનુ બતાવે છે.

રાધા:—

લંપટ મેલી દેને મુજને નિર્લજ્જ સાથ શું નેહ,
મુજથી વ્હાલી વાલમા ઉર વિષે રાખી છે તેહ.

દયારામ ચન્દ્રમુખી શબ્દ પ્રયોગથી ગોપીને મારું વાગવાનું રૂપકી ગરબીમાં જણાવે છે

ચન્દ્રમુખી મને શીદ કહી કયમ ચન્દ્ર સમોવડ જાણીરે,
જો જાણી તો શીદ રૂઠ્યા છો ચન્દ્રથી શો ગુન્હો માણી  લલિતા૦

આમ રીસ વધારી દયારામ રાધિકાને મનાવવા યુક્તિ શોધી કૃષ્ણને ગોપીનો સ્વાંગ પહેરાવે છે

પ્યારીને મનાવવાને કારણેરે મોહને મનમાં મત્ય વિચારીરે,
પ્રભુજી પોતે પધાર્યારે સુંદર રૂપ સુંદરીનું ધારી  પ્યારી૦

(પછી રૂપવર્ણન)

વાંસળીના નાદથી મુગ્ધ થતી વહુઓ તરફ સાસુ નણંદનો અણગમો નરસિંહ બતાવ્યો છે પરન્તુ દયારામે તો એ અણગમાને ગરબીનો વિષય બનાવી સંવાદ ઉભો કર્યો છે

શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે,
આવડો શો આ સંગોરે શામળીયા સંગે  ૧
વાટે ને ઘાટે રે વળગો છો વાતે,
કહ્યું કોઈનું ન માન્યુંરે, દીઠું મારી જાતે  ૨

ઇત્યાદિ

એવાં વચન સુણીને રે વદ્યાં વજનાં વહુજી,
ગંગાજળ સરખાં રે, હો માભજો સાસુજી.
જેના મનમાં જેવું રે તેવું તે તો દેખે,
સાગ ને નરના રે પોતા સરખા પેખે

ઇત્યાદિ

**દયારામનું સ્વતંત્ર ક્ષેત્ર.**

ઉપલા વિવેચનથી નરસિંહની દયારામ ઉપર સ્પષ્ટ અને આડમ્બરી અસર દેખાઇ આવે છે પરન્તુ દયારામે પોતાની સ્વતંત્ર કલ્પનાઓવાળી ગરબીઓ ભાવભરી આલેખી છે ' પ્રેમની પીડા તે કોને કહીએરે, હો મધુકર ' પ્રેમની પીડા તે કોને કહીએ " એમાં 'અબળાના પરાધીન અવતારને' 'દાઝયા ઉપર લુણ' અને 'વાઢયા વઢેરવા' ની બરાબર બનાવી 'પ્રીતડીની રીત અવળી' એવી છે કે એ પ્રીત 'થવાનો ઉપાય' છે પણ 'જાવાનો જડે નહિ.' એવું ઓધવ સાથેના સંવાદમાં પ્રીતનું એક રૂપ આલેખ્યું છે કૃષ્ણના મુખમાં એવી તે કઈ મોહિની દેખાઇ કે આવી પ્રીત ઉદ્ભવી ? એવા પ્રશ્નનો જાણે ઉત્તર ન દેતા હોય તેમ દયારામે 'શીયે ઠામે મોહની ન જાણીરે, મોહનજી' શીયે ઠામે ન મોહની જાણી ' એ ગરબીમાં ચટકાળા શબ્દોમાં કૃષ્ણના મુખની મોહિનીનું વર્ણન કર્યું છે

ભ્રકુટીની મરકમાં કે ભાળવાની લટકમાં,
કે શું મોહની ભરેલી વાણી  મોહનજી ૧

ખિટલીયાળા કેસમા કે મદન મોહન વેસમા,
કે મોરલી મોહનની છાણી રે. મોહનજી. ૨
ઇત્યાદિ

આવા રૂપની મોહિનીમા મુગ્ધ થતી ગોપી પણ રીસાઈ જાય છે. નરસિંહ કરતા દયારામે ગોપીના રીસામણાનું કારણ અવનવું જ આપ્યું છે.

હાવા હું સખી નહિ બોલુ રે, કદાપિ નંદકુંવરની સંગે,
મને શશીવદની કહી છે રે, ત્યારની દાઝ લાગી છે અંગે. હાવા૦
ચંદ્રબિંબમા લાછન છે વળી રાહુ ગળે ખટમાસેરે,
પક્ષે વધે ને પક્ષે ઘટે કળાપુરણ, નિત્ય તે નવ પ્રકાશે. હાવા૦
× × × ×

પરિણામે માન એટલું વધે છે કે કૃષ્ણના શ્યામ સ્વરૂપની ઉપેક્ષા કરતી રાધિકા કે ગોપી સર્વ શ્યામ વસ્તુ પ્રતિ અભાવ બતાવે છે.

શ્યામ રંગ સમીપે ન જાવુ મારે આજ થકી શ્યામરંગ૦
જેમા કાળાશ તે સહુ એક સરખું
સર્વમા કપટ હશે આવુ મારે આજ થકી શ્યામરંગ૦
× × × ×

દયારામે આવા બનતા પ્રસંગ ઉપરથી ગોપીઓનો નિર્વેદ અને નિરાશા બતાવનારી ભાવ ઝરતી ગરબીઓ લખી નરસિંહ કરતા એક પગલુ વળી વધારે આગળ ભર્યું છે. "ગરજ સવાદી ના થઇએ, મારા વ્હાલા! ગરજ સવાદી ના થઇએ." એવો ઉપાલંભ કરતી રાધિકા સખીને કહે છે કે સ્નેહમા સુખ હશે એમ માનવામા મારી ભૂલ હતી.

સખી ! હુ તો જાણતી, જે સુખ હશે સ્નેહમા. સખી૦
હુ શું જાણું જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમા. સખી૦
પીડા પામે પરો થશે નવ ભાવે,
ભલુડો એવો જે કાંઇ એહમા. સખી૦
× × × ×

આ ઉપરાત દયારામે 'લોચન' અને 'મન'નો ઝગડો આણી વળી નવીજ કલ્પના આણી છે. વિશેષ નિરીક્ષણ કરીશુ તો નરસિંહના વસંતના પદોમા વર્ણવાયલી અબિલ ગુલાલની રમતથી ભિન્ન એવી દયારામે ગુલાલની સ્થિતિ ઉભી કરી વસંતનો નવોજ ફાલ બનાવ્યો છે.

સખી આ જોની લાલે ગુલાલે મારી આખ ભરી,
આખ ભરી મેં નવ જોવાયું લારે રહી ડરીને,
મન માન્યુ તે કીધુ એણે વજાગા ઝુમી કરીને સખી૦
× × × ×

આમ જોવા જઈશું તો વિઠ્ઠલનું વાંકી આંખે જોવું અને તેની ગોપીઓ ઉપર થતી અસર. ગોપીનું કૃષ્ણને પરણવાનું મન અને ગાને વિનતિ વગેરે વગેરે ભિન્ન ભિન્ન સ્થિતિઓ ઉભી કરી દયારામે રંગ જમાવ્યો છે.

## નરસિંહનું ભિન્નક્ષેત્ર.

ઉપલા વિવેચનથી દયારામે એક નવોજ પંથ પાડ્યો દેખાય છે. પરન્તુ નરસિંહની પણ બીજી ભિન્ન કલ્પનાઓ એવી છે કે તેને દયારામે સ્પર્શ કર્યો નથી.

વર્ષાઋતુના પડતા મેહુલાનો પ્રસંગ નરસિંહે આણ્યો છે. ગોપીને ભીંજાતી બનાવી છે, કૃષ્ણને કાંબળી ઓઢાડવાની વિનતિ કરાવી છે. એક અવનવું રસભર્યું ચિત્ર નરસિંહે ઉભું કર્યું છે:—

કાંબળી ઓઢાડોરે કહાન, મારી સુંદરી ભીંજે,
નહિં કાં મુને હૃદયા ભીડો, અંગ ઉધાડું ધ્રૂજે—મારી૦ ૧
સ્નેહ ધરી શામળીયા વહાલા, રંગભર સાંઇડાં લીજે,
કંઠે ધરીને બાહોલડી રે અધર અમૃત રસ પીજે.—મારી૦ ૨
ઝરમરીઓ આ મેહુલો વરસે, દાદુર જોરે ટહુકે,
નરસૈંયાચા સ્વામી સંગમમાં મેઘ ને વીજ ઝબુકે.—મારી૦ ૩

પદ ૧૧૨. શૃંગાર.

નરસિંહે 'બપૈયા' પ્રતિ પણ ગોપીની ઉક્તિ યોજી છે.

બપૈયા પિઉને શેરે સંભારે,
અબલાના હૈડા હોયરે, સકોમલ, વેણુને બાણે એમ કાં મારે. બ૦ ૧
અધોજતી જલ નયણ ભરાણા શબ્દ સુણી સુણી તારો,
તોયે રે બપૈયા તું અરે પાપીડો જનમનો વેરી મારો. બ૦ ૨
પંખી પીડમ્ જાણે પિયારી ગુણવંત કાં થયો ઘેલો,
નરસૈંયાચા સ્વામી સંગમ આવન વાટે બપૈયો બોલે વેલો. બ૦ ૩

પદ ૧૨૨. શૃંગાર.

ચાદલીયાને સ્થિર થવાને નરસિંહે વિનતિ કરી છે.

ખમખમરે ચાંદલા મા કરીશ વહાણલું, મારા પ્રાણજીવન ઘેર આવ્યારે.

પદ ૧૪૭. શૃંગાર.

એવીજ ઉક્તિ 'દીવડા' પ્રતિ છે.

નરસિંહની ભિન્ન દિશા બતાવનારા ઊર્મિ કાવ્યો જોઇશે તો દયારામને અનવગત એવાં મળી આવે છે. કોઈમાં ભરવાડણનું ચિત્ર છે, કોઈમાં અમોલડા લીધાનું કથન છે.* કોઇમાં કૃષ્ણને કાગળ લખવાનું મિષ છે, કોઈમાં કૃષ્ણને જગાડવા જતાં તેમની મુક્ત શૃંગાર અવસ્થાનું દર્શન છે એમ એમ અવનવા કાવ્યો મળે છે.

### ભરવાડણ

ભોળીરે ભરવાડણ હરિને વેચવા ચાલી,
સોળ સહસ્ર ગોપીનો વ્હાલો મટુકીમાં ઘાલી. ભોળીરે૦

અનાથના નાથને વેચે આહિરની નારી,
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઈ મોરારિ ભોળીરે૦

મટુકી ઉતારી માહિં મોરલી વાગી,
વ્રજનારને સેજે જોતા મૂરછા લાગી. ભોળીરે૦

\+ + + +

### કૃષ્ણને જગાડતી ગોપિકા.

જાગોરે જશોદાના જીવન વાહાણેલા વાયા,
તમારે ઓશીકે મારા ચીર ચંપાયા. જાગોરે૦

પાસુંરે મરડો તો વાહલા ચીર લેઉં તાણીરે,
સરખી સમાણી સૈયરો સાથે જાવું છે પાણી. જાગોરે૦

પંખીડા બોલેરે વ્હાલા રજની રહી થોડી,
સેજલડીથી ઉઠો વ્હાલા આળસડા મોડી. જાગોરે૦

સાદડી પાડું તો વ્હાલા લોકડીઆ જાગે,
અંગુઠો મરડું તો પગના ઘુઘરા ગાજે. જાગોરે૦

સાસુડી જાગેરે વેરણ નણદી જાગે,
ઓ પેલી પાડોસણને ઘેર વલોણું વાગે. જાગોરે૦

જેને જેવો ભાવ હોય તેને તેવુ રે થાયે,
નરસૈંયાચા સ્વામી વિના રખે વાહણલુ વાયે. જાગોરે૦

**બંને કવિઓનું સ્થાન.**

આટલા અવતરણોથી આ બંને કવિઓએ પોતપોતાની કાર્ય દિશાની મર્યાદા કેવી રીતે બાંધી છે તે જણાય છે. નરસિંહે પદો અસંખ્ય લખ્યા છતા પણ કવિ તરીકે લખુ છુ એવું એને ભાન ભાગ્યેજ હશે. હરિગુણ ગાવાનો અતિ ઉત્સાહજ તેને પદો લખવાની પ્રેરણા કરતો. એટલે ઘણીવાર એના કાવ્યોમા વિષયાન્તર થતું. જ્યા ન થતું ત્યા તેજ વિષયનું કેટલીકવાર સમરેખ ચિત્ર ઉભું થતું નહિ. તોયે કેટલાક કાવ્યો ઉપર બતાવ્યા પ્રમાણે એવા લખ્યા છે કે એમા નરસિંહ અપ્રતિમ રહ્યો છે. " જસોદા તારા કાનુડાને સાદ કરીને વારરે. " એ કાવ્ય મુક્ત કંઠે લોકોમા હજી પણ ગવાય છે. " કેમ કરી ભરીએ આછા નીર જમુનાને તીરે " એની પણ એટલીજ ખ્યાતિ છે. "જળ કમળ છાંડી જાને બાળા સ્વામી અમારો જાગશે" એ નાગદમનનું કાવ્ય પણ એટલું જ રસપૂર્ણ છે. " પ્રભાત જાણી પંખીડાંરે ઉડયા, કાક કરે ત્યા કાનારે " એ ગોવિન્દ ગમનનું પદ પણ અનન્ય છે. દયારામે નરસિંહની સંપૂર્ણતાને જરા પણ સ્પર્શ કર્યો નથી. જ્યા જ્યા

ભાવનાઓ સંપૂર્ણ રચી છે, ત્યાં ત્યાં નવી ઉમેરી છે, જુનીને સુધારી છે, વધુ સરળ અને જીવન્ત કરી છે. પોતે પોતાપણું બનાવનારી તદ્દન નવીન કલ્પનાઓ યોજી ગરબીઓ બનાવી છે. પરન્તુ દયારામે ઘણીવાર એમ કરવામાં બુદ્ધિનો ઉપયોગ કલાપૂર્વક કર્યો છે. પરન્તુ સ્વાભાવિકતા જરા ઓછી છે. સંસ્કૃત અલંકારની રીતિને અનુસરી ' મને શશીવદની કે'છે રે" અને "શ્યામરંગ"ના તિરસ્કારને લીધે સર્વ શ્યામરંગની વસ્તુમાં કપટ ભાસે છે ઈત્યાદિ કલ્પનાઓ યોજી છે. પરન્તુ એમ ભાવ રેડી કાવ્ય રસિક કર્યું છે એ દયારામની ખુબી. "વાંકું મા જોશો વરણાગીયા" એવાં કાવ્યોમાં એકજ હેતુ ધ્યાનમાં રાખી, વાંકું જોવાથી ગોપીની વેદના બતાવી, ધારી અસર દયારામે કરી છે. આમ દયારામનું કથન હૃદયને એકાએક સ્પર્શ કરતાં અસર કરે છે. દયારામ વાંચતાં આપણે પણ કંઇક જીવનના અનુભવ લેતા હોઇએ એવો ભાસ થાય છે. નરસિંહમાં પરોક્ષ અનુભવનો ભાસ એવોજ પ્રબળ થાય છે. દયારામ વાચકને પોતાના હૃદયની લગોલગ રાખે છે. નરસિંહ કંઇ દૈવીભાવ બતાવતો પૂજ્યના સંચારી દૂરથી આલ્હાદ લેવડાવે છે.

આમ ઉભય કવિઓએ કવિ નામની સાર્થકતા કરી છે. નરસિંહનો વિજય એટલો કે કવિના ભાન વિના, કવિતાના જ્ઞાન વિના, સાહિત્યની રંગભૂમિ ખેડાવા વિના અદ્‌ભૂત કાવ્યો એણે લખ્યાં, અવનવી કલ્પનાઓ યોજી. દયારામનો વિજય એટલો કે નરસિંહના ભાવોને વધુ સ્ફુટ કર્યા, ચિત્રવત્ કર્યા, તેને જીવ અર્પી જીવન્ત બતાવ્યા, અપૂર્ણતામાં પૂર્ણતા આણી પોતે પણ નવી ભાવવાહી દિશા બતાવી. એક ઊર્મિકાવ્ય સાહિત્યનો સ્થાપક બન્યો. બીજો તે સાહિત્યની ભૂમિકાને રસવતી કરતો, કેળવતો આગળ વધ્યો અને નવીન પાક લાવ્યો. સાહિત્ય મંદિરની બે બાજુ એક અલૈકિક સુન્દરતાવાળી પણ ગિરનાર પર્વત સમી ખરબચડી, તો કોઇક સ્થળે સુંવાળી અને રમણીય બનતી ગિરનારના શિખરની નિર્મળ હવા અર્પતી, બીજી નર્મદાના નદીના તરંગના જલકણથી પુનિત કરતી રસાળ ભૂમિના રસમય પરિપાક અર્પતી હોય એવી સુંદર વિવિધતાવાળી બંનેય અમર કીર્તિની મૂર્તિઓ, ઊર્મિકાવ્યના શણગાર રૂપ, ભાષાની મૃદુતા, મધુરતા અને લાલિત્યનો આવિર્ભાવ કરનારી સરળ કાવ્યની અપ્રતિમ પ્રતિમા.

ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા.

# વાર્તા શૈલી.

"શૈલી" એ વિષે તો પુષ્કળ લખી શકાય, એનુ તો એક નાનું જેવુ પુસ્તકજ બને, પણ આપણે આજે એનો વિચાર માત્ર વાર્તા પૂરતોજ કરીશું.

વાર્તાકલાને બનાવનારા ૭ મૂળતત્વોઃ ૧-વસ્તુ, ૨-પાત્ર આલેખન, ૩-સવાદ, ૪-વર્ણન, ૫-વિવેચન, અને ૬-શૈલી છે શૈલી સિવાયના બધા તત્વો ચર્ચનારો લેખ આગળ "**સાહિત્ય**" માસિકમા "**વાર્તા કલાની રૂપરેખા**" એ શિર્ષક હેઠળ આવી ગયો છે. શૈલી તત્વને કોઇ અન્ય પ્રસગે અલાહેદું જ આલેખવાની ઇચ્છા ભવિષ્ય ઉપર રાખી હતી એ ઇચ્છાનુ યથાશકિત ફળ આજે આ નિબધ રૂપે આપ સાહિત્ય વિલાસી સભાજનો સમક્ષ ધરાય છે

શૈલીને વાર્તાના સંબધમા આપણે જોઇએ, એ આગમજ એનો સામાન્ય ખ્યાલ લઇ લેવો ઉચ્ચિત ગણાશે. ખુદ વિષયમા ઉતરીએ એ પહેલા **શૈલીનો આત્મા** તે શુ અને **શૈલીનો દેહ** તે શુ તેની ઉપલક સમજ ધરાવવાની આવશ્યકતા રહે છે

## શૈલીની વ્યાખ્યા.

શૈલીનો સર્વ સામાન્ય અર્થ "**ઢબ**" થાય છે, પણ શૈલી શબ્દનો ઉપયોગ આપણે બહુધા "**બોલવા કે લખવાની ઢબ**" લેખેજ કરીએ છીએ આ બોલવા કે લખવાની ઢબને આપણે "શૈલી," "ભાષા શૈલી," "ઇબારત", "વાકછટા," "લેખન પદ્ધતિ," "બાની" "વાણી" એના શબ્દાર્થો વડે પણ ઓળખીએ છીએ સાહિત્ય વિષયક તથા ભાષા વિષયક સઘળા લેખે તો આખી સુશિક્ષિત ગુજરાતી આલમમા "શૈલી" એજ શબ્દ સ્થાપિત થએલો સર્વત્ર પ્રચલિત છે

શૈલીની વ્યાખ્યા આ પ્રમાણે કરી શકાય —**લેખક કે ભાષણકારની પોતાના વિચારો તથા ભાવનાઓને વ્યક્ત કરતી, બીજા લખનારાઓ અને બોલનારાઓથી જુદી પડતી, તેનુ પોતાનું વ્યક્તિત્વ દર્શાવતી લખવા કે બોલવાની રીતિ.**

એવીજ માની આવતી શૈલીની બીજી વ્યાખ્યા આ પ્રમાણે પણ કરી શકાય – **ભાવદર્શન ( Expression ) અને ભાષા બંધારણ ( Construction ) દાખવતી લેખકની નૈસર્ગિક કે પ્રયાગ પૂર્વક લેખન – પદ્ધતિ.**

શૈલીની ત્રીજી વ્યાખ્યા આ રહી -વાકય રચનાને લેખકના મનનો, હૃદયનો, તથા આત્માનો લાગેલો રંગ સ્પર્શ.

## શૈલીકારોના વર્ગ.

આ ઉપર લખેલી વ્યાખ્યા પ્રમાણેની સરસ શૈલી રજુ કરી શકે, તેજ લેખકો શૈનીકાર હોઇ શકે વા થઇ શકે

શૈલીકારોના ત્રણ વર્ગ પાડી શકાય —

સૌથી સરસમા સરસ શૈલીકારતો યુગે યુગે પ્રકટે એવા કોઇ જુજજ સાપડે જે નવો શૈલીયુગ જન્માવે, તેજ સર્વોત્કૃષ્ટ શૈલીકાર શૈનીના સ્વર્ગામૃત આપણને એવા ઓજ પાઇ શકે 'એમની શૈલી ' દૈવી ' કે ' ચમત્કારી ' કહેવાઇ શકાય

બીજા વર્ગના શૈનીકારો આપણને જરૂરજ " અસરકારક શૈલી " આપવા જેટલા લાયક હોય છેજ તેઓની શૈલી " દૈવી " કિવા " ચમત્કારી ' ન હોય-તેઓ આપણને શૈનીના અમૃતપાન ન કરાવી શકે તોય શૈલીના સારામા સારા શરબત તો ચખાડી શકેજ એઓની ઇબારતમા વર્તાવ તેમજ ભાવદર્શનને લગતી વધતી ઓછી મૌલિકતા તો હોવીજ જોઇએ

આ પછી શૈલીકારોનો ત્રીજો અને છેલ્લો વર્ગ આવે છે આ વર્ગ ઉસ્તાદ શૈનીકારોના અચ્છા અનુકરણિયાઓનો બનેલો હોય છે પોતાને પ્રિય એવા કોઇ પ્રખ્યાત શૈલીકારની શૈલીમા જે જે કાઇ લાક્ષણિક જેવુ હોય તેને તેઓ પોતાની મનોબુદ્ધિથી અને કાર્ય ચતુરાઇથી પોતાની લખાવટમા સફાઇથી સમાવી દઇ સૌંદર્ય પૂર્વક વ્યકત કરી શકે છે આમ શૈલીકારોમા એમનુ પણ સ્થાન છે એમની પણ ગણના છે એઓની શૈલી સેવા પણ પ્રસશનિય છે

આ પછીના જે લેખકો આવે તેમને ' શૈલીકાર ' કહેવા એ " શૈલીકારો 'નુ માન ઘટાડવા બરાબર કહેવાય તેઓ આપણને શૈનીના અમૃત કે શૈલીના શરબત ચખાડવા કેવળ અશકત હોય છે પણ શૈનીના ગોળના પાણી અહીંથી જરૂરજ મળી શકશે તેની ખાત્રી રાખવી કારણ તેમની શૈનીમા ભાષાની વધતી ઓછી બાહ્ય ઝડ ઝમક અને શાબ્દિક શોભા તો હોય છેજ, ખરી રીતે જોતા આ જાતના લેખકોની વાકય રચનાના આતર કે બાહ્યદર્શનમા તેમનુ વ્યકિતત્વ આપણને શોધ્યુ જડતુ નથી. અહીં શૈનીમા અનગ વ્યકિતત્વને બદલે ગાડરિયા ઢબની એક જાતની સામાન્ય લખાવટ પ્રત્યક્ષ જણાઇ આવે છે એવા લેખકો કે વાર્તા લખનારાઓની લેખન પદ્ધતિ જોતા એમના વચ્ચે કોઇ જાતનો અતર ફેર કે નવિનતા ભાગ્યેજ જણાશે એઓ શૈલીકાર ( Stylists ) નહીં પણ વાકય ઘડવૈયા ( Compositionists ) કહેવાઇ શકાય

## શૈલીનો દેહ અને શૈલીનો આત્મા

ઉપર આપણે શૈલીની જે ત્રણ વ્યાખ્યા વાચી આવ્યા તે શુ દર્શાવે છે ? તે પહેલીજ નજરે ખુલ્લુ કહી આપે છે કે શૈલીને દેહ પણ છે શૈલીને આત્માય છે જરા સ્પષ્ટતાથી બોલીએ તો શૈલી પોતાનુ દેહ લાલિત્ય તથા પોતાનુ આત્મ લાલિત્ય પણ ધરાવે છે

કોઇ લેખ અથવા વાર્તાની લખાવટ કરતી વેળાએ આ કે પેલા શબ્દની ચુટણી કરવી, શબ્દો ટુકા લેવા કે ભારેખમ વાપરવા, વાક્ય લાબુ રાખવુ કે ટુકુ રાખવુ, ઓછી કે વધતી શાબ્દિક શોભા કરવી, ઓછો કે વધતો વાક્યોનો ઠઠારો જમાવવો,-ઓછુ કે વધતુ સ્વર માધુર્ય આણવુ, એવા એવા પ્રકારના પ્રયત્નો વડે જે કાંઇ બની રહે, તે બધુ શૈલીનુ બાહ્યદર્શન કહેવાય એ વડે શૈલીનો દેહ બનાય, અને જો એ દેહ સારો ઘડાયો હોય, તો તેમાથી શૈલીનુ દેહ લાલિત્ય પ્રકટે ઘણાએક વાર્તા લેખકો ખાસ કરી મારી પારસી કોમના કોઈક અપવાદ સિવાયના બધા બાનુ તથા ગૃહસ્થ વાર્તા લખનારાઓ કમભાગ્યે શૈલીના આ દેહલાલિત્યનેજ "શૈલી" ધારી બેઠા છે એ અલ્પ સમજને લીધે તો જ્યારે એમને એમના કોઇ માનીતા "કાબેલ કુશળ મકસ પ્રખ્યાત વાર્તા નવેષ"ની ભાષા શૈલી માટે પ્રસશાનો ઉદ્ગાર કાઢવો હોય, ત્યારે તેઓ ઝટ આમ બોલશે-'**એ કેવી જોરાવર ઝમકદાર ભાષા**' બસ એક "**જોરાવર અને ઝમકદાર ભાષા**' માજ તેમનુ તમામ શૈલીદર્શન આ બધુ શૈલીજ્ઞાન આવી અટકે છે।

હવે શૈલીનો આત્મા તે શુ એ લગાર જોઇએ

કોઇ લેખ અથવા વાર્તાની લખાવટ કરતી વેળાએ તેનો લેખક પોતાની અમુક તમુક વ્યક્તિગત લાક્ષણિક લેખનઢબ અસરકારક રીતે પ્રકટાવે, પોતાના અતરભાવો (Feelings) ની તેમજ પોતાની પ્રકૃતિ પ્રમાણેની દષ્ટચ્ય (Attitudes) ની જેટલી બને એટલી વધારે વિશેષતા લેખમા દાખવે, ખાસ કરીને એના વાક્યોની ઘડતર એવા અર્થપ્રકારની થવા પામે, કે જેથી કાઇક નવા વિચાર સર્જન (Ideas) અને નવા કલ્પનાભાસ (Images) ના સૂચન એના વાચકોના મન પર જઇ પડે, અને તેથી માત્ર શોભા નહીં-કેવળ ચલક ઝલક કે ભભક ઝમક નહીં, પણ કોઇ મીઠી મોહક્તા, અનેરી મોજ, કોઇ છૂપો રસ, કઇ અજબ માધુર્ય, તેની લખાવટમાથી વછૂટતા કે દ્રવતા દેખાય, ત્યારે ત્યા શૈલીનો આત્મા બધાઇ શૈલી આત્મવતી અને પ્રાણવાન બની શૈલીનુ આત્મલાલિત્ય જરૂર પ્રકટી નીકળે

આ ઉપરથી ખુલ્લુ જણાઇ આવ છે, કે જોડણી તથા વ્યાકરણના નિયમોનુ ઉલ્લઘન ન થાય એમ વાક્યોને પદ્ધતિસર લખવા એથી કાઇ 'શૈલી' બને નહીં શૈલી એ કાઇ કેવળ શબ્દો અને વાક્યોની દુનિયા નથી શૈલી તો વિચાર અને લાગણીનુ બાળક છે કારણ શૈલી એ લેખકના વ્યક્તિત્વનુ પ્રતિબિમ્બ છે કે જેને લેખકના મન તથા હૃદય સાથે સ્વાભાવિક અને નિકટ સબધ છે ટુકમા ફરીથી કહીશુ કે વાર્તાની વાક્ય બાધણી એ કાર્ય શૈલીનુ નથી, પણ વાર્તામા વાક્યોને સચોટ, રસમય તથા કળાવત રીતે જાહેર કરવા એજ કાર્ય શૈલીનુ છ

હવે નીચલા બે ચાર દષ્ટાત વાચી જઇએ એ વાચતેજ ઝટ વર્તાશે કે એમા શૈલી ક્યા નથી અને શૈલી ક્યા છે-અને કેવળ વાક્યસધારણ તે શુ અને ખરી શૈલી તે કેવી હોય —

"વખત ગમે એટલો વહી ગયો હોય, છતા સ્મરણ શક્તિ બધુ સભારી શકે

છે." આ કેવળ સાદી વાક્ય રચના છે એમાં શૈલી નથી; પણ એજ વાક્યને તેના સમર્થ કવિ લેખકના **વિચાર સર્જનનો સ્પર્શ** થતાં જ તે આ પ્રમાણે શૈલીવાન બની જાય છે:—"**કાળનો મહાસાગર ગમે તેટલો મોટો હોય તો પણ તેનો વિશાળ પંગથાર ઓળંગવા સ્મરણની એક કમાન બસ છે**"

આ બીજું દૃષ્ટાંતઃ—"મારા ભાગ્યમાં સુખજ નહોતું." છે આ વાક્યમાં કશો જીવ કે પ્રાણ? પણ જુઓ એક રસીલી કલમ લગાર ઘરગથ્થું રૂઢી પ્રકાર વાપરી તેને આમ શૈલીવંત બનાવી મેલે છે:—"**મારા છઠ્ઠીના લેખમાં સુખનો આંકડો પડયોજ નહોતો.**"

દાખલો ત્રીજો:—"દુનિયામાં ઘણાંઓને મોજ વહાલી હોય છે; પણ એને તો રોકાણજ વહાલી હતી." હવે એજ વાક્યને એક ટુંકી વાર્તા મઢી તેના લેખકે **સહેજ કલ્પના** ચલાવી અને લગાર **શાબ્દિક રમત** ઉભી કરી આ પ્રમાણે શૈલીમય બનાવ્યું છે:—"**જગતમાં ઘણાઓ મોજની રોકાણના ભોગી હોય છે, પણ આ ભાઇને તો રોકાણની મોજનાજ રોગી રહેવું હતું.**"

હવે આ ચોથા પ્રકારવાળું દૃષ્ટાંત જુઓ:—"એને સામેથી આવતો જોઇને **અમારી ખાનગી વાત બંધ પાડી અમોએ તદ્દન સાધારણ વાતચીત કરવા માંડી.**" પણ જેની રમુજ પ્રકૃતિ ખીલેલી છે, એવા એક વાર્તા લેખકે વિનોદ ચાતુર્યના સહેજ સ્પર્શથી એજ વાક્યને આ પ્રમાણે શૈલીવંત બનાવી દીધું છે:—"**એને સામેથી આવતો જોતાં વેંતજ અમો માથેરાનમાં ઢગલેઢેર મળતાં ગુઝબેરીની વાતો કરવા મંડી પડયાં.**"

ઉપલા થોડા દાખલાઓ પરથી આપણે શૈલીજ્ઞાનહીન અને શૈલીવંત વાક્યો વચ્ચેનો ફેર ખુલ્લો જોઇ શકીએ છીએ. આ પરથી જે સાર આપણે કાઢી શકીએ તે એજ કે: શૈલીહીન વાક્યોમાં તેના પાતી લેખકની સ્વતંત્ર બુદ્ધિ વપરાએલી હોતી નથી. શૈલીવંત વાક્યોમાં લેખક પોતાની તરફથી વિધવિધ, અને સારી સારી શૈલી બનાવતાં અનેક તત્વોને કામમાં લે છે અને શૈલીકલાના નિયમોને સમજી તેનો વિચારપૂર્વક ઉપયોગ કરે છે. શૈલીહીન વાક્યોમાં ભાવો જાહેર થાય છે, પણ તેનો લખનાર ઢંકાઇ ગયેલો હોય છે—શૈલીહીન વાક્યોમાં કળા પ્રકટી નીકળી તેનો લેખક પણ પોતાને વ્યક્તિગત જાહેર કરી આપે છે. શૈલીહીન વાક્યો બહુધા ખાલી ખોખાં જેવાં લાગે છે—ઘણું ઘણું તો એ માત્ર ઘોંઘાટ કરી જાણે છે—શૈલીવંત વાક્યો વાંચકના મન પર જાત જાતના સૂચન રૂપે આવી પડી રસ અને પરિમલના ફુવારા ફુટાવે છે.

## શૈલી અને લાગણી.

મનુષ્યનું બુદ્ધિબળ એ સર્જનાત્મક બળ છે પણ તેનું પ્રેરકબળ તો હૃદયબળજ છે.

હૃદયનું હાલી ઉઠવું—હૃદયને લાગી આવવું એનું નામ લાગણી જ્યારે દેશો હાલવા માંડે ત્યારે મેદાન ફેરફારો, જંગી સુધારાઓ, મહાભારત વિપ્લવો. અદ્ભુત

પરિવર્તનો અને નવી નવી સંસ્કૃતિઓ હસ્તિમાં આવે. જ્યારે લાગણીનાં પૂર ચઢે ત્યારે પર્યંકારામાં ભલભલી પ્રજાઓ પડી ભાગે, મોટા મોટાં સામ્રાજ્યોના અંત આવે અને તેની જગ્યાએ નવી પ્રજા અને નવા સામ્રાજ્યો ઉઠી ઉભા થાય. એજ પ્રમાણે જ્યારે જીગર જાગે અને લાગણી હેલે ચઢે, ત્યારે **નવો સાહિત્ય યુગ** જન્મે અને તેની સાથે તેને લાયકની **નવી શૈલી** પણ અવતરે. કુદરતની આ અચુક ઘટના.

જાતે રચેલી કે પછી પરભાષામાથી અનુવાદ કીધેલી વાર્તા બનાવવા સારૂ શૈલીમા જીવ, પ્રાણ કે આત્મા લાવવાનું કાર્ય કરનાર તો લેખકનું **હૃદય બળજ.** જો એક વાર્તા લેખક આમ માનતો હોય, કે ખુબીદાર શૈલી ઉપજાવવા કાજે શૈલીકલાને લગતા બધા સૂત્રો અને નિયમ આદિ જાણેલા પૂરતા થઇ પડશે, અથવા બીજા વાર્તાકારોની સારી સારી શૈલીનું અધ્યયન અને અનુકરણ તેને કામે લાગી રહેશે; તો તે તેની ગભીર ભૂલ છે. જ્યા સુધી એક વાર્તાકારની લખાવટમા તેની પોતાની લાગણી ઉમેરાતી નથી, જ્યા સુધી તે વાર્તાકાર લખતી વેળાએ પોતાને પોતાના હૃદયની વચ્ચોવચ મૂકી દેતો નથી, જ્યા સુધી તે પોતાની આગળીઓને ટેરવે અને પોતાની કલમની અણીએ હૃદયને આણતો નથી; ત્યા સુધી તે એક ખરેખરી સારી, લાવણ્યવંતી જીવતી શૈલી ઉપજાવવાને અશક્ત જ નીવડે છે. નવા અને કાચા વાર્તા લખનારાઓ તેમજ અનેક જુના વાર્તા લેખકો શૈલીકલાનું આ સૌથી પહેલું મૂળ સુત્રજ અમલમા મુકવાને ભૂલી જાય છે-તેને અમલમા મૂકવું ઘટે એ વાતનો વિચાર વટીક તેમને આવેલો હોય એમ જણાતું નથી.

વાર્તાની લખાવટ કરતી વેળાએ **લાગણીનો થતો ઉપયોગ** લેખકની શૈલીમા આ ત્રણ તત્વોને ઉપસ્થિત કરે છે, ૧ આવેશ ( Passion ), ૨ બળ ( Strength ). ૩ મોહકતા ( Charm ).

જે જાતનું લખવાનું હોય તેને અનુંકુળ થતા **આવેશમા** જ્યા સુધી લખતી વેળાએ લેખક પોતાની લાગણીદ્વારા પોતાને મૂકી ન શકે; ત્યા સુધી તે પોતાના અંતરમા મૃદુ ભાવનાઓ, ( Tender sentiments ) મનુષ્યો, પ્રાણીઓ, કે કુદરત પ્રત્યે સ્નેહ ભાવ, પોતાના પાત્રો પ્રત્યે સદ્‌ભાવ કે કરૂણાની લાગણી, તેમજ બીજે પક્ષે ઉગ્ર જુસ્સાઓ ( Strong sentiments ) જેવા કે ક્રોધ, ભય, તિરસ્કાર, ઘૃણા વિગેરે જાતે અનુભવવાને નિષ્ફળ ઉતરે છે; તો પછી તે પોતાની શૈલીદ્વારા તેવા આવેશ પોતાના વાક્યોમા કેમ કરી ઉભરાવી શકે !

આવેશ પછી લાગણીદ્વારા ઉપજતું શૈલી માટે ખાસ અગત્યનું બીજુ તત્વ " બળ " આવે છે. આ બળ વાર્તાના પ્રસંગ પ્રમાણેની વાર્તાકારની શૈલીને ઉત્તરોત્તર બળવાન અને બળવાન બનાવતી છેવટે તેની ઉત્તમોત્તમ પરાકાષ્ટાએ પહોંચાડે છે. શૈલી જેમ પ્રસંગ ખીલે, તેજ પ્રમાણે પોતે ખીલવાને બદલે કરમાઇ ન જાય, ચઢવાને બદલે ગબડવા ન માંડે તે જોવા તપાસવાનું કામ આ આવેશથી ઉત્પન્ન થતા પામેલું બળ કરે છે-એજ શૈલીને ગૌરવ ( Sublimity ) બક્ષી શકે છે.

આ બે ઉપરાન, લખાવટ વેળાએ લાગણીનો વપરાસ શૈલીમા વિધવિધ મોહકતા લાવવાના કાર્યમા મોટી મદદ કરે છે. માત્ર બુદ્ધિના ચમત્કારોથી શૈલીમા મોહકતા આવતી નથી. ખરુ જોતા તો અંતરમા થતા પહેલ વહેલા લાગણીના ઝગ-ઝગ વડેજ લેખકના મનમા નવા નવા લેખનવિચાર તથા લેખન સૂચન થવા પામે છે. બુદ્ધિ મોહકતાને સરજાવે ને વિકસાવે પણ મોહકતાના માટેનુ સ્ફુરન બીજ તો પ્રથમ લાગણીમાથીજ ઉદ્ભવે. નરી, સરળતા, હળવો મઝાઇ, રસ, વિનોદ, મજાક, લાવણ્યતા, અર્થપૂર્ણ શોભિત શબ્દો અને ભાવ ભર્યા વાકયો ચૂંટી ચૂંટીને વાપરવાનુ બુદ્ધિ ચાતુર્ય, તથા છેવટ કોઇક અનેરૂં મોહાકર્ષણ ( Spell ) વગેરે મોહકતાના બાળકોનો ગર્ભ પહેલો લાગણીમાજ બધાય છે.

ટુંકમાં આપણે ફરી ફરીને ભાર મૂકીને કહીશું કે તાદસ્ય વર્ણન કરવાની શક્તિ કે અસરકાર સંવાદ ઘડવાની શક્તિ તેમજ તેને માટેની યોગ્ય શૈલી પ્રાપ્ત કરી હોય તો તે કાજે વાર્તાકારને લખાવટ કરતી વેળાએ પોતાની અંદર લાગણીના પૂર ઉભરાવ્યા વિના બીજો કોઇ છૂટકોજ નથી. લાગણી ઉભરાવતે ઉભરાવતે દોરાયા હોય એવા વર્ણનચિત્રો આપણી વાર્તાઓમા ડગલે અને પગલે જણાતા નથી. છતા એ જાતના કેટલાક ઉચ્ચ નમુનાઓ ગુર્જર વાર્તા સાહિત્યને શોભાવતા આપણી પાસે અનેક પડેલા છે. એ માહેલો એક ઘણો સારો નમુનો " રાજાધિરાજ " ની જાણીતી ઐતિહાસિક વાર્તામાથી આપણને જડે છે. રણક્ષેત્રમા પટ્ટણીઓ સામે સોરઠનો રાંખેગાર અદ્ભૂત શૌર્યથી મરણિયો બની ઝુમે છે, ત્યારે અંત ઘડીએ એની બેભાન થતી આંખો આગળ જે ચિત્ર આની ખડું થાય છે, તે ચિત્ર વાચકના નેત્ર સમક્ષ તાદસ્ય ઉભુ કરવા માટે તેના કર્તાએ જરૂરજ તેવી લાગણી પોતાના અંતરમા પ્રથમ ઉભરાવેલી હશે, એની પુરવારી આપતો ચિત્રરૂપ નમુનો આ રહ્યો:—

" તેની ( રાંખેંગારની ) વીરતાએ હદ વાળી. તેનુ ભાન જવા માંડયું પણ તેના હાથ અટકયા નહીં. એકજ વૃત્તિ તેને રહી. વિનાશ કરવાની. તેનુ મગજ બીજું કૈં કામ કરતું અટકી ગયું.

" જાણે એક પ્રચંડ કાળા વાનખુમા માણસો ખદબદતા હોય એવો તેને ભાસ થતો ગયો. અંધકાર વલોવાતો હોય તેમા શસ્ત્રધારી પુરુષો ઉપર તળે થતા હોય અને એ બધું ગોળને ગોળ જાણે ફરતુ હોય એમજ તેને લાગવા માંડયુ. આ ચક્રાકાર પ્રવૃત્તિનો એ પોતે મધ્યબિંદુ હતો; એ ફરતો તેમ બધા ફરતા.

" બધા ફરતા નહોતા પણ ગોળ ને ગોળ નાચતા હતા. બધાંને તાન આવ્યું હતું. કોઇને કોઇની પરવા ન હતી. પોતે બધાથી વધારે જોરથી નાચતો હતો ને " જય અંબે " " જય અંબે " પોકારતો હતો. પોતાને કેટલા હાથ હતા, તે પણ તેને યાદ ન રહ્યું પણ પોતાના ધડ કે હાથ ચક્કર ચક્કર ફરતા લાગતા.

" ધીમે ધીમે તેના મગજ આગળ અંધકાર ખસી ગયો. લાલ ને પીળા વાદળા દેખાવા માડયા. તે રંગબેરંગી વાદળો ઉંચા નીચા થઇ નાચવા માડયા. તે

રગમા અવારનવાર ધોળી વીજળીઓ જાણે ઝબુકતી ને બધુ ચક્કર ચક્કર ફરતુ તે પોતે પણ જાણે એ વાદળો પર નાચતો હોય એમ લાગ્યુ પોતે ભોય પર પગ પણ મૂકતો હતો કે કેમ તે તે વીસરી ગયો

" વાદળો રાતા થયાં ઘેરા થયાં, તેની આખે માત્ર લાલજ રગ દેખાયો તે લાલ રગ નાચ્યાજ કરતો પછી તેમા કાળી વાદળીઓ આવવા માંડી પણ તે તો નાચ્યેજ ગયો. તેને કાને ધબકારા–મોટા વીજળીના કડાકા જેવા સભળાયા કર્યા તેને જાણે કોઇનો અવાજ પોતાનો હોય તેવો–' જય ર બે ' ગર્જતો સભળાયો તેને હસવુ આવ્યુ

" એકદમ લાલ વાતાવરણમા સફેત મૂર્તિ દેખાઈ. તેણે તેને ઓળખી એ એની હતી એ કોણ હતી ? એને ઘણી પરિચિત હતી એની તે પ્રાણ હતી ઓળખી–એ તેની રાણકસતી ! તે કયાથી આવી કેમ આવી એ ગુચવાડો થયો તે સતી હતી તેની મોટી આખો ગર્વમા જોઇ રહી હતી ' સતીનો જય '–' જય અંબે ' તેણે પોકાર કર્યો પોકાર બહુજ દૂરથી આવતો સભળાયો; પણ છતા તે તો જાણે નાચતોજ ગયો

" ગણુક શ્વેત રગની હતી તે ઝાખી થવા માડી વાદળો રાતા હતા તે કાળા પડવા માડયા છતા તેણે તાકી તાકીને જોયુ, તે નાચતોજ ગયો તેણે ' જય અબે ' નો પોકાર કરવા માડયો પણ ગળામા કે નડયુ તે ખખારવા ગયો ને ' સતીનો જય ' કરીને બોલ્યો

" એકદમ વાદળાં ને મૂર્તિ,–આખુ દૃશ્ય ડામાડોળ થવા માડયુ ઉધુ ચતુ થઇ ઉડયુ તે તેને સીધુ કરવા ગયો તો તે કાણુ ચતુ ગયુ એકદમ કે નડયુ બધુ ગોળ ગોળ ફર્યુ તેણે બુમ મારવા પ્રયત્ન કરવા માડયો પણ થયો નહીં–ને અધકાર પ્રસરી ગયો

" બેગાર ભોય પર પડયો થોડીવારે તે ભાનમા આવ્યો ને ઉઠવા ગયો. એક લાલ વીજળીનો ઝબકારો થયો–ને અધકાર પ્રસરી ગયો તે પાછો પડયો–એ ચાર શબોએ રચેલી શય્યા પર તેના મુખમાથી લોહી નીકળ્યુ ને તેના પ્રાણ ગયા "

આ ચિત્ર પરથી ખાત્રી થશે કે લાગણીના સ્ફુરણ વિના બુદ્ધિના ઝરણ ફૂટવા મુશ્કેલ છે લેખકના અતરદર્પણ ઉપર લાગણીની છાપ પ્રથમ ઉતરવા માડે અને પછીજ તે છાયામાથી બુદ્ધિ વડે તેની આકૃતિઓ બનના માડે

## વિચાર અને શૈલી

શૈલીને જેમ લાગણી સાથે લાગે વળગે છે તેમ તેનો સબધ વિચાર સાથે પણ નિકટ છે લખવા પહેલા લેખકના મનમા વિચારક્રિયા ચાલે છે, એ તો સર્વ કોઇ જાણે છે જો એ વિચારક્રિયામા કાઇ ખામી આવે છે તો શૈલી બગડવા પામે છે માટે એક સારી શૈલી કાજે વાર્તા લેખકની વિચારક્રિયામા ૧ સાદાઇ (Simplicity) ૨ ચોખવટ ( Clearness ) અને ૩ અનુક્રમ ( Order ) હોવાજ જોઇએ જે વાર્તા લેખક લખવા પહેલા સારી રીતે વિચાર કરી શકતો નથી,

વળી જેના વિચારોમાં ચોક્ખાઇ કે અનુક્રમ નથી, તેના વિચાર બિંદુઓ કાગળ પર ઉતરે ખરાં, તોય વાંચકો તે સહેલાઇથી ગ્રહણ ન કરી શકે, અને ગ્રહણ કરે તોય તેમાથી તેમને સંતોષ મળી શકે નહીં. ગુંચવાએલી વિચાર ક્રિયામાંથી ગુંચવાએલાંજ વાક્યો પ્રકટે–પરિણામે શૈલી બગડે, કેટલાક વાર્તા લેખકોની ભાષા જે આબડગુંચડ શૈલીમાં એટલે કે ગુંચ્છળાં વળેલી શૈલી ( Involved style ) મા, જાહેર થાય છે તેનું મૂળ કારણ તેમની લખવા પહેલાંની વિચાર સ્થિતિમાં ઉપર લખેલા ત્રણ તત્વોની અથવા તો ત્રણમાંના કોઇપણ એક કે બેની ગેરહાજરીનું સમજવું.

એક નવા ઉધરતા વાર્તા લખનારે પોતે પોતાની મેળે સમજતા થવું જોઇએ અથવા તો કોઇ જાણકારને મત પૂછીને પણ તેણે જાણી લેવું જોઇએ કે તેની શૈલી નબળી, ઢીલી, કઢંગી, જોઇએ તે કરતાં વધારે લંબાણ અને ગુંચ્છળાંવાળી છે કે નહીં ? આ તપાસની છેવટે જો તેને લાગે કે ખરેખર તેની શૈલી ઉપયુક્ત દોષોથી મુક્ત નથી તો પછી પોતાની એવી અણઘટતી શૈલીને દૂર કરવા સારૂ તેને પોતાની વિચાર ક્રિયાને સુધારવી જોઇશે. પોતાના એકાગ્રતા રહિત, મંદગતિવાળા, બેદરકાર, અથવા જોઇએ તે કરતાં ચલિત કે ગુંચવાડાની આંટીઓ ખાતા મનને તેણે એક ચિત્ત, ઠરેલ, શાત અને અનુક્રમે વિચારોની ગોઠવણી કરી શકે એવું બનાવવું જોઇશે. આ મૂળ અને રામબાણ ઉપાય છે. એજ સત્ય ઇલાજ છે, અને તેનું કારણ આજ કેઃ—**લેખકનું વ્યક્તિત્વ તે તેના મન તથા દિલનું સત્વ છે. જેવું મન અને હૃદય હોય તેવું તેનું વ્યક્તિત્વ બની રહે છે. અને પછી તે વ્યક્તિત્વ ભાષાદ્વારા શૈલી રૂપે લેખકની કૃતિમાં દૃષ્યમાન થવા પામે છે**

**શબ્દો અને શૈલી**

શબ્દો સાથે શૈલીનો સંબંધ લેતા ત્રણ પ્રકારની શૈલી લઇ શકે છે.

૧ **અધિકાધિક શબ્દ શૈલી.** જ્યારે જોઇએ તે કરતાં ઘણા ઘણા વધારે શબ્દોનો ઉપયોગ અકેકા વાકયમાં થાય, ત્યારે જે શૈલી બને તેને " અધિકાધિક શબ્દ શૈલી " કહે છે.

૨ **અલ્પ શબ્દ શૈલી.** જ્યારે વાકયો થોડા થોડા ટુંકા ટુંકા શબ્દોના બનેલાં હોય, ત્યારે જે જાતની શૈલી પ્રકટે તેને " અલ્પ શબ્દ શૈલી " કહેવામા આવે છે.

૩ **સપ્રમાણ શબ્દ શૈલી.** જ્યારે વાકયો મહીં શબ્દોનો વગરાસ ઘટે તે કરતા વધારે નહીં અને જોઇએ તે કરતા ઓછોયે ન થાય ત્યારે તે " સપ્રમાણ શબ્દ શૈલી " લેખાય.

પહેલા પ્રકારથી લખાવટ લાંબીલચ થવા પામે છે.
બીજા પ્રકારથી જાણે સંક્ષિપ્ત લખાતું હોય એમ લાગે છે
ત્રીજા પ્રકારથી શૈલીમા યથાર્થતા આવે છે.

વાર્તા લેખકો પોતાની જ્યા ઘટે ત્યા આ ત્રણે પ્રકાર ( પહેલો પ્રકાર ભાગ્યેજ વાપરવો ) દાખવવાની કુશળતા ધરાવવી જોઇએ.

ઉપર જણાવેલા ત્રણે પ્રકારમાં અલ્પ શબ્દ શૈલી સુંદર અને સફળ રીતે પ્રકટાવવી ઘણીજ અઘરી છે. થોડાકજ વાર્તા લેખકો આ કાર્ય અચ્છી રીતે બજાવી શકે છે. એવા કોઇ કુશળ લેખકો જેમ પોતાની લખેલી બાળ વાર્તાઓ તેમ **આખી ને આખી નવલિકાઓ** પણ અલ્પ શબ્દ શૈલી દ્વારા લખી શકે છે. એનું નમુના રૂપ સફળ દૃષ્ટાંત " **રંગુ અને ગંગુ.** " નામક ટુંકી વાર્તામાંથી નીચે ટાંકયું છે યાદ રાખવુ, કે એ કોઇ બાળવાર્તા નથી. પ્રેમ ઇર્ષાને લગતી એ એક **ખરેખરી નવલિકા** છે. અલ્પ શબ્દોનો વપરાસ હોવા છતા એ શૈલીમાં અર્થ છે અને રસ પણ છે વાંચો આ થોડીક લીટીઓઃ—

" બે હતી બહેનો એકનું નામ રંગુ અને બીજીનું નામ ગંગુ રંગુ મોટી અને ગંગુ નાની બેય બહેનો રૂપાળી; તેમાય નાની બેન તો રૂપરૂપનો અવતાર. બેય બહેનો ડાહી, તેમા નાની બેન તો ડહાપણનો દરિયો. બેય બહેનો પ્રેમાળ; તેમાય નાની બેન તો જાણે પ્રેમની પુતળી × × × × × તડકા ડુંગરે જાયઃ સીમ સોનાની થાય. ત્યારે બે બહેનો બાપા સાથે ઘેર આવે મા વાસે મીઠો હાથ ફેરવે ભાભો રૂડી વાતો કેહે. બેય બહેનો ઉંઘી જાય × × × × × જાવ ઝંપી જાય. સુરજ ચાંદો ઉંઘી જાય જન પશુ પક્ષી માળે જાય, ત્યારે એકલો ભાભો હળવે પગલે છાનો છાનો પેલા રંગા ગગાના ધોધ પાસે જાય છે એક કાળા પત્થર ઉપર બેસે છે ને હળવેથી બોલે છેઃ " મારી રગુ, ઓ મારી ગંગુ. "

કેવી અર્થવાહી રસમય અલ્પ શબ્દ શૈલી ! પણ એ શૈલીમાયે એક મોટો ભય છે જો આ જાતની શૈલીની હદ ન સચવાય, અને પ્રમાણ કે પ્રસંગ ન જળવાય તો એવી શૈલી તેના એક રગીપણાને લીધે એકલસુરી (Monotonous) બની વાચકોના કર્ણ તથા મન પર કંટાળાની પીડાજ નાખે છે. હા, કોઇ કોઇ નવલિકાઓ આખી એવી શૈલીમા શોભી રહે—પણ બધેબધ પહેલેથી તે છેલ્લે સુધી આમ ન ચાલે ખાસ કરી એક નવલકથામા તો એને લાયકનાજ સ્થળે એ ફાવે ને શોભે.

**વાકયો અને શૈલી**

વાર્તામા વાકયો ટુકાયે આવે ને લાબાયે આવે. ટુંકા વાકયો કયા શોભે અને લાબા વાકયો કયા અનુકુળ થઇ પડે એ જરિક જોઇ લઇએ

પ્રથમ ટુકા વાકયોનો વિચાર કરીએ, તો એને માટે **સૌથી અનુકુળ ક્ષેત્ર** તો વાર્તાનો **સવાદ વિભાગ** છે બનતા સુધી તો પાત્રોના મોઢામા ટુકા ટુકા વાકયોજ સરસ અને સ્વાભાવિક થઈ પડે છે ત્યા ઘણી વેળાએ માત્ર **એકજ શબ્દ** એક વાકયની ગરજ સારતો યોગ્ય અને પૂરતો થઈ પડે છે જ્યારે જ્યારે તદ્દન સાધારણ એવી વાતચીત કરતા પાત્રોને બતાવવા હોય, બે પાત્રો વચ્ચે કાઇ મોઢેની તડાતડી ચાલી રહેલી દર્શાવવી હોય, ત્યા તો વળી વિશેષજ ટુકા વાકયો અનુકુળ થઈ પડે આપણા ઘણા સારા વાર્તા લેખકો આજ ધોરણ પર ચાલે છે, પણ કોઇ કોઇ જાણીતા થયેલા વાર્તા લેખકો અહીં તહીં એવાયે જણાય છે, કે જેમના વાકયોની લબાઇ અને વસ્તર, વાચકોને વાચતી વેળાએ પાત્રો પોતે બોલી રહ્યા હોય, એમ લાગવાને બદલે

જાણે વાર્તાકારે મચાવેલી લખાણબાજી. પાત્રોના મોઢામાંથી મંત્રવત્ લપસી પડતી હોય એવું લાગે છે. ટુંકમાં સંવાદનાં વાંચતે વાંચકોને ભાસ એવો થવો જોઇએ, કે જાણે ખુદ પાત્રો બોલે છે, અને નહીં કે લેખક તેમને બોલાવી રહ્યો છે.

હિંદુ વાર્તા લેખક ભાઇઓ અને બ્હેનો ઘણે ભાગે વાર્તામહીં સંવાદ વેળાએ **ટુંકા ટુંકાં વાકયોની** આવશ્યકતા હવે પૂરેપૂરી પીછાણી ગયાં છે, પણ એ જાતનું ભાન અમારા પારસી વાર્તા લેખકો વચ્ચે સામાન્ય રીતે હજી ખુલવા પામ્યુંજ નથી, એમ એમની વાર્તાઓની પાત્રમુખવાણી વાંચતાં સહેજે જોઇ શકાય છે. આમ હોવાનું કારણ વાકય સ્થિતિ અને શૈલી વિષયક તેમની અજાણતા ઉપરાંત તેમની રોજીંદી બોલીને પણ આભારી છે. જાત અનુભવથી મારી ખાત્રી થએલી છે, કે બે હિંદુઓ વચ્ચેની વાતચીત કરતાં, બે પારસીઓ વચ્ચેની બોલચાલમા શબ્દોની વિશેષતાને લીધે અને નકામા શબ્દોની પણ હાજરી કારણે વાકયો, સરખામણીમાં વધુ લાંબાંજ બહાર પડે છે. વાણીને લગતી તેમની આવી રોજીંદી લઢણને લીધે તેમની વાર્તાઓના વર્ણન વાકયો તેમજ સંવાદ વાકયો અસ્વાભાવિક જેવાં લાગી કાઇક જોઇએ તે કરતાં લાંબા અને વધુજ લાંબા થવા પામે છે. કોઇક અપવાદ બાદ કરતાં ઘણાખરા પારસી વાર્તા લખનારાં બહેન ભાઇઓની શૈલીના બગાડાતું એ પણ એક મોટું અને જાણવા જોગ કારણ છે.

સંવાદ વેળાએ અમુક પ્રસંગો ( જે હમણાજ આપણે જોઇશું ) સિવાય લામફામ લાંબા વાકયો, ડાહ્યાં ડમરાં સુભાષિત વાકયો, ભારે ભારે સંસ્કૃત શબ્દોની ભેળવાળાં વાકયો; પાત્રોની પ્રકૃતિ, સ્થિતિ અને પ્રકારથી પ્રતિકુળ એવા વાકયો અને નાટકના તખ્તા પર જે અકુદરતી લટાક ફટાક શૈલી પ્રકટે છે, તેવાં લાંબા લચ્ચ વાકયો ખરેજ અસ્થાને છે. જો કોઇ કોઇ સ્થળે હજી આ શૈલી વિષયક દોષો આપણા વચ્ચે રહી ગયા હોય, તો તે સત્વર નષ્ટ થવા ઘટે.

વળી વાર્તાનાં વર્ણન ચિત્રો આલેખતે કોઇ સ્થળ, સમય, પાત્ર કે પ્રસંગનું વર્ણન થોડાક થોડાક સ્પર્શોનું બનેલું આખું આખું આપવું હોય, તો ત્યાં સાધારણ ટુંકાં વાકયોજ ઠીક થઇ પડે.

આ ઉપરાંત કોઇ અચકતી, ખંચાતી, ધ્રુજતી, થડકતી, બોલી, સપાટામાં દર્શાવવી હોય, માંદા કે મરણ પથારીએ પડેલા માણસની બોલી રજુ કરવી હોય, અથવા ત્વરાદર્શક પ્રસંગ કે કાર્યની ઝડપ ( Rapidity of Action ) વર્ણવવી હોય, ત્યાં શૈલી ટુંકા ટુંકા શબ્દો અને ટુંકા ટુંકા વાક્યોમાંજ પ્રકટવી જોઇએ. " કાર્યની ઝડપ " બતાવનારો એક પ્રસંગ " વેરની વસુલાત " નામક વાર્તામાં તેના કુશળ કર્તાએ કેવી યથાર્થ શૈલીમા વર્ણવ્યો છે, તેનો દ્દષ્ટાંત રૂપ નમુનો રજુ કરવાની લાલસા થોભાવી શકાતી નથી.

" રાત પડી. ચંપાનું મન ચકડોળે ચઢયું હતું. તેનો જીવ ગામબહાર રામચંદ્રજીના મંદિરમાં હતો. સ્વામીજી જાય છે એ વિચારે તેને ઘેલી કરી. મનની બધી વૃત્તિઓ અકળાઇ ઉઠી. આખું શરીર હોઠે તલસી રહ્યા. × × × × ×. ચંપા આવી,

તે ઓરા નીચે ઉભી રહી; ધ્રુજી, જોરાવાર થંભી સાંભળ્યું; આસપાસ જોયું, બધું શાંત હતુ. ઝપાંટાબંધ તે પગથિયા ચઢી ગઈ, ઠોકર ખાધી, ઉભી રહી. એના માથામાં તો જાણે તોપનાં ધડાકા થતા. હાથવતી લમણુા દાબ્યાં–છાતી દાબી–છાતીના ધબકારા–શ્વાસના ધસારા ભયંકર લાગ્યા. તેને લાગ્યું કે અત્યારે બધા તેને જુવે છે; પાછી જાય છે તો પોતાના પ્રાણ જાય છે. એ આગળ ચાલી-વળી ઉભી રહી–વળી ચાલી."

હવે વાર્તામા લાબા વાક્યોવાળી શૈલી કયા ચાલી શકે તે જોઇએ.

જ્યા જ્યા પણ વર્ણન, વિવેચન કે પાત્રમુખવાણીમા કૈંક ગંભીર, કૈંક પ્રૌઢ, કૈંક અદ્દભૂત, કૈંક ભવ્ય દાખવવું હોય, ત્યા પ્રમાણુસર લાબા વાક્યો અનુકુળ થઇ પડે છે.

વળી વાર્તાનું કોઇ પાત્ર જોશમા આવી જઇને કૈંક જુસ્સાદાર કહી સંભળાવી રહ્યુ હોય; આવેશમા આવીને વાક્પ્રવાહ છોડી રહ્યું હોય, ત્યારે એ આવેશવાળી વાણીનો વેગ વધતા તે વેગ સ્વાભાવિક લાબી વાકય રચનામાજ ઉતરવા પામે.

એ ઉપરાત પાત્ર મુખે કાઈક પ્રવચન કે સંભાષણુ જેવું કરાવવું હોય ત્યારે તે વેળાએ ભાષાનું વહન કાઇક લાંબા વાક્યો દ્વારા થવું ઘટે.

આમ વાક્યો પ્રસગે પ્રસગે લાબાયે ચાલે. પણુ લાબા વાક્યો એટલે કે લંબાણું લપસિંદર ખીચડા જેવી વાક્યોની પરંપરા નહીં. લાબી વાકય રચના એટલે કે અટપટી, આબડ ગુંચડ, ગુંચ્છળાવળેલી, અને તેને લીધે વ્યાકરણુ વગેરે ભાષાના નિયમોનો ભંગ થયેલી એવી, અથવા પરભાષામાથી તરજુમો કરવાને લીધે લાબા વાક્યોમાં પ્રકટેલી એવી ભાષાશૈલી નહીંજ. ખાસ કરી એક વાર્તા કે નાટયની લખાવટમા તો એ કદિયે ચાલી ન શકે.

## સાદી ભાષા અને શૈલી.

ભાષા સાદી ( Plain ) હોય ને અલકૃત ( Ornate ) પણુ હોય. એવું કશુંજ નથી કે સાદી ભાષાથી સારી શૈલી નજ ઉપજે અને અલંકારથી ભરેલી ભાષા ન વાપરીએ તો શૈલી બધી બગડી જાય. સત્ય પૂછો તો ઘણી વેળાએ વાર્તા શૈલીને અલંકૃત એટલે કે ઝમકદાર અને શૃગારયુક્ત બનાવવા જતા તેના બોજા હેઠળ શૈલીનું સાચુ આબ ઝળકી ઉઠવાને બદલે નિસ્તેજ થાય છે, તથા શૈલી રસવિહોણી થવા પામે છે. સાદી શૈલીનો અર્થ " લુખ્ખી શૈલી ", " સુકીસટ શૈલી " એમ થતોજ નથી. સાદી શૈલી પણુ અલંકૃત શૈલી પેઠે–કહો કે અલંકૃત શૈલી કરતા પણુ વધારે–ભાવવાહી, અર્થપૂર્ણ અને રસીલી બની શકે છે. શૈલી ગમે એવી સાદી હોય પણુ લાવણ્યવંતી હોય તો બસ છે. એક મિષ્ટાનમા તરેહવાર મરી મસાલા અને વાના પડયા હોય પણુ તેમા મીઠું ન હોય કે પુરતું ન હોય તો તે સ્વાદ વિહોણું થાય છે. શૈલીનું પણુ તેમજ સમજવું. સાદુ પણુ કળાવત અને રસીલું લખવું એ વિશેષ અઘરૂં કાર્ય છે. " **વાર્તા લખવી તો ઝમકદાર ભાષામાં જ** " એવા પૂરી સમજ વિનાના ખ્યાલથી કેટકેટલા નવા લખનારાંઓએ પોતાની શૈલી બગાડી હશે !

ભાષાની સાદાઇ ખીલવવી એ દરેક નવા વાર્તા લખનાર માટે **પહેલી જરૂરનું**.

છે. ઝમકદારીની જાળમા વીંટળાઇને લખવા કરતા સાદાઇથી શરૂઆત કરવી એ ખરો ઉપાય છે. સાદાઇ પરથી ઝમકદારી પર જઇ શકાય છે, પણ કાચી શરૂઆતમા એકવાર અયોગ્ય ઝમકદારીના સપાટામા ફસ્યા તો પછી વાર્તાશૈલીની સુંદર સાદાઇ હમેશને માટે ખોઇ બેસવા જેવુ થાય છે. અનેક હિંદુ વાર્તાકારો અનકૃત શૈલી ઉપજાવવા જતા અતિશયોક્તિનો દોષ પોતાને માથે વહોરી લે છે. છેલ્લી કેટલીક નવલિકાઓ એવી પણ જોવામા આવી છે, કે જેમા વાક્યે વાક્યે કલ્પનાના ઘોડા દોડાવેલા હોવાથી તેમજ શાબ્દિક ગોભા અને શાબ્દિક નવિનતા લાવવાના દેખીતા પ્રયાસને લીધે તેની શૈલી જો કાઇક હદે પ્રસંશા કરવા લાયક તો મોટે ભાગે ફરિયાદ ઉઠાવવા જેવીજ થવા પામી છે. તેમા ખાસ કરી આજ કાલના ઢગલા બધ પારસી વાર્તા લખનારાઓ માટે તો નમ્રપણે કહેવાની અગત્ય દીસે છે કે તેઓને ભાષાની "ઝમકદારી" કરતા ભાષાની "સાદાઇ" સમજવાની અને ખીલવવાની ભારે જરૂર છે.

પ્રથમથીજ ભાષાની સાદાઇ ખીલવીને વાર્તા લખવાની ટેવ પાડવાથી ૧–શૈલી સ્પષ્ટ બને છે. ૨–સરળ બને છે ૩–સચોટ બને છે. ૪–કર્કશતા અને ક્લિષ્ટતાથી નિરાળી રહે છે. ૫–ટુંકા વાક્યો લખવાની ટેવ પડે છે ૬–જેટલુ કહેવા ધાર્યુ હોય તેટલાજ પુરતા શબ્દો ઉપરાત નકામા શબ્દો વપરાતા નથી. ૭–વાક્યોના ગુંચળા થવા પામી તેની લાંબી લટાક હાર બનતી નથી. ૮–ઠગારી ઝમક સમજાઇ જઇ તેનાથી દૂર રહેવાય છે. ૯–થોડામા ઘણો અર્થ સમાવી શકાય છે. ૧૦–ભાષાની કોમળતા કે તેના રણકા પર ઘા થતા નથી, અને ૧૧–જો સાદાઇમા યોગ્ય પ્રસગે વિધવિધ અલંકારો સામેલ થાય છે તોયે એ બધાં વચ્ચે શૈલી પોતાની કુદરતી રસ શોભા ગુમાવી બેસતી નથી એની નરી મીઠી ચોકખી સોડમ તો વછુટતી અને મહેકતી જ રહે છે.

હવે સાદી ભાષાદ્વારા સરસ શૈલી કેમ લાવી શકાય છે તેનો ખ્યાલ આપણને આપણા એક બીજા કુશળ વાર્તાકાર ના. મેઘાણીની કલમદ્વારા મળી રહે છે. તેમણે લખેલી એક કાઠિયાવાડી નવલિકામાથી નીચલો નમુનો દષ્ટાત રૂપ થઇ પડે છે —

"જ્યા જ્યા આ નવી નારીની આગળીઓ અડકી ત્યા ત્યા અમૃત નીતર્યા. રાતે સ્વામીની પાસે બેસીને મોતીનો વીંજણો ઢોળતા ઢોળતા રજપુતાણીએ થાળી જમાડી. ધરતીદાણુ મોઢું કરી અબોલ રજપુતે વાળુ કરી લીધું. પીઅરથી આણામા આણેલી આકોલીઆના રૂની રેશમી તળાઇ બિછાવીને તલના તેલનો ઝાખો દિવો બાળતી બાળતી રજપુતાણી પથારીની પંગત ઉપર વાટ જોતી બેઠી સ્વામી આવ્યો, રજપુતે તલવાર ખેંચી અને પોતાની ને રજપુતાણીની વચ્ચે ધરી દીધી. તે સુતો પથારીને બીજે પડખે. રજપુતાણીએ પણ આ પડખે પોતાની હેમ સરખી પાતળી કાયા લંબાવી"

કેવી સાદી વાક્ય રચના છતા કેવી મોહક શૈલી ! એકેકું વાક્ય જાણે એકેકું ચિત્ર ! દેખાવમા સાદુ પણ ચેતન અને પ્રાણથી છલોછલ ભરેલુ !

કહેવાતી "ઝમકદાર" શૈલી.

સુંદર સાદી શૈલી પોતાની અંદર કેવી કેવી શકિતઓ ધરાવે છે એ જોયા પછી તેનાથી તદ્દન ઊલટા પ્રકારવાળી આડંબરી શૈલીનું દર્શન એક વિરોધાભાસ લેખે-કહો કે શૈલીકલાના એક શિક્ષણ પાઠ લેખે અત્રે આવશ્યક ગણાશે.

ભાષાનો ડોળ ડમાકિયો ઠઠારો—શબ્દો અને વાકયોની લટાક ફટાક વંચાતી ઉપલક ઝમક સારી શૈલી કાજ સર્વથા ત્યાજ્ય છે. આવી શૈલીથી ભરપુર કેટલીક હિન્દુ વાર્તાઓ અને ઘણી ઘણી પારસી વાર્તાઓ અસ્તિત્વમા છેજ; એમા કશો શક નથી. કમભાગ્યે એવી શૈલીના હિંદુ ઉપાસકો અને પારસી પૂજારીઓની સંખ્યા કાંઇ ઓછી જણાતી નથી. હિંદુ ઉપાસકોનો વર્ગ એવી "હિંદુ ગુજરાતી" શૈલીને "સુંદર" "રસિક" ઇત્યાદિ કહેવાને ખંચાતો નથી. પારસી પૂજારીઓનો વર્ગ એવી "પારસી ગુજરાતી" શૈલીને "**ઝમકદાર ઇબારત**", "**જોરાવર ભાષા**", "**રસીલી ઢબ**" વગેરે વગેરે ઉપમાઓથી વખાણવાને અચકાતો નથી. એવી "કચર પચર ઝમકદાર" શૈલીના સૌથી મોટા ઇજારદારોને વાર્તા વાચક પારસી ભાઇઓ અને બહેનો વગર સમજે "**મહાન વાર્તા નવેશ અને કાબેલ કલમકસ**" ઇત્યાદિ ઇલ્કાબો આપવાને પણ તૈયાર બની જાય છે. શૈલી વિષે "ઝમક" તે શું અને "રસ" તે શું ? (જે આપણે હવે પછી જોઇશું) તેની મહાન અજ્ઞાનતાને લીધે, તેમજ ખરેખરી સારી શૈલીઓના પરિચયથી વિમુખ હોવાને લીધે ઉપસ્થિત થયેલી એક પ્રકારની આનંદી ભ્રમણામા પારસી વાર્તા વાંચકો અને લેખકો પણ તણાયા જાય છે, અને તેથી શૈલી સંબંધે **નરૂં દુધ શું અને માત્ર ચોખાનું પાણી તે શું** એ બે વચ્ચે ભેદ પારખવાને તેઓ અશકતજ નીવડે છે.

આવી "જીવન રહિત ઝમકદાર" અને "રસ રહિત રસિક" શૈલી એટલે કે "આડંબરી શૈલીના" બેજ નમુના દ્રષ્ટાંત લેખે બસ થશેઃ—

"શ્રાવણ માસની પૌર્ણિમાના રમણિય પ્રભાતકાળમા ગુજરાતના તે સમયના પાટનગર પાટણના બાહ્ય ભાગમા વિસ્તરેલા એક ગગનચુંબિતશિખરમંડિત વિશાળ શિવાલયથી અલ્પ અંતરપરજ અન્ય દેશોના પ્રતિષ્ઠિત તથા સાધન સંપન્ન પ્રવાસીઓના નિવાસ માટે જે વિશાળ અતિથીશાળા કિંવા ધર્મશાળા રાજ્યધનથી બાંધવામા આવી હતી તે અતિથીશાળાના ઉપરના છજામા જેના શરીરનો રંગ ઘનશ્યામ હતો, જેના મુખ મંડળનો આકાર અતિશય રમણિય તથા મનોહર હતો, જેનું શરીર હૃષ્ટ પુષ્ટ હતું અને જેણે પોતાના દેહને ધોતિયું તથા પહેરણ એ બે વસ્ત્રો વડેજ આચ્છાદિત કરેલો હતો, તેરો અઠ્ઠાવીસથી ત્રીસ વર્ષના વયનો શ્મશ્રુવિહીન એક પુરુષ આસપાસ વિસ્તરેલા નૈસર્ગિક સૌન્દર્યનું અવલોકન કરતો કઠેરાને અઢેલીને ઉભો હતો."

એકજ આખા વાકયનો બનેલો આ લટાક ફટાક વંચાતો લાંબો લચ્ચ ફકરો જાણે ફડફડ ફટાકડા ફૂટી રહ્યા હોય એવોજ લાગે છે. શું એ ખરી "ઝમક" ધરાવે છે ? એ જો ઝમક હોય તો તેને "દમારી ઝમકની" ઉપમા આપેલી યોગ્યજ

ગણાશે. અહીં " **શૈલી** " પ્રદર્શિત થએલી દેખાતી નથી પણ " **શબ્દો** " જ માત્ર પ્રદર્શિત થએલા છે, એવું ખુલ્લું જણાઇ આવે છે. વળી આવી લાંબી લચ્ચ લખાવટને લીધેજ એની વાક્ય રચના પણ અમુક સ્થળે દોષિત થવા પામી છે.

હવે કહેવાતી " **ઝમકદાર શૈલી** " નો **પારસી પ્રકાર** જોવો હોય, તો તે આ રહ્યો:—

" **તેણીની** મહોબતવંતી નજદીકમા તે એક બચ્ચા જેવો હતો. **તે કે જે** એક જશવંત જોદ્ધો હતો જેણે આખો ગ્રેનેડા જીત્યો હતો ને જોરાવર મુરોને પોતાની દસ્તદરાજીથી એક લહેજામાં તાબે કરી ફતેહમંદ અને ફીરોજગર પોતાને શહેર ઘેર સાંજે પાછો ફર્યો હતો. તે એક પચીસ **વરસનો** નવજુવાન, પહેલવાન હતો અને પહેલવાન છતા મરાયાના પગ **તલેની** દબાતી આવતી ખાકની વટીક કદમબોસ કરે એવા અજીત પ્યારથી તે એ મધુરીને ચાહતો હતો × × × × × તેનું **ચીત** ચોરાઇ ગયું તે ગોયા જાગતાં ખી ગ્લેડીઝના **સ્વપના** જોયા કરતો અને ઉંઘમાં પણ તેજ મોહીની મુરતની મીઠી યાદમાં ગીરફતાર ગરક થતો. "

આ જાતની કચર પચર ઝમકદાર શૈલી ઉપર પારસી વાર્તા વાંચકોનો ઘણો ઘણો મોટો ભાગ ખુશ ખુશ બની ફિદા ફિદા થઇ જાય છે. આવી વાર્તા શૈલીને ત્રણથી ચાર દાહેકા થવા આવ્યા છતાં એનો દોષ એમનાથી પરખાતો નથી. એનો મોહ એમનાથી છોડાતો નથી. તેમા અતિ ખેદની વાત તો આ છે કે એવી વાધા ભરેલી શૈલીની જાણે અજાણે નકલ કરનારાં ઢગલાબંધ નવા જુના પારસી વાર્તા લખનારાંઓ એકેક પછી ઉપજવા પામ્યા છે અને તેમાનાં કેટલાક તો " જાણીતાં ", " કાબેલ ", " સુંદર " વાર્તા લેખકો વગેરે વગેરે અત્યારથીજ બની ચુકયાં છે ! પારસી વાર્તાઓમાં આવતી જોડણી તથા ભાષા દોષની વાત તો એક કોરે રહી પણ આ જાતની કહેવાતી ઝમકદાર શૈલીનો લગભગ બધે બધ લાગુ પડેલો ચેપ અટકવા બદલે ફેલાતો જ જાય છે. એ જોઇ આપણને વધારે ખેદ ઉપજે છે.

જે ખરા જાણકાર છે તેઓ સારી રીતે સમજે છે, કે લાબા સમયથી વાર્તા લખવાના પડેલા મહાવરાને લીધે કોઇક વાર્તા લેખકોની લખાવટ ઠરેલ થવા પામે છે; વળી તેમની પાસે સારો શબ્દ ભંડોળ હોવાને લીધે વાક્યોની ઉપરછલ્લી શોભા જેવો ચમત્કા-રનો દેખાવ તેઓ સહેલાઇથી આણી શકે છે. પણ એજ કારણને લીધે શૈલી વિષયક જ્ઞાનથી વિમુખ સેંકડો અને હજારો અપરિક્ષક વાંચકો સદંતર ભોળવાય છે. એટલુંજ નહી પણ ઉપર જણાવ્યું તેમ નવા ઉગતા અને કાચા લખનારાઓ તેવા કોઇ વાર્તા લેખકોની ઢબનું સહર્ષ અને સગર્વ અનુકરણ કરવા પર પણ ઉતરી પડે છે.

## અર્થસ્પષ્ટતા રસ અને શૈલી.

વાર્તાની શૈલી બગડવાનાં ઘણાંએક કારણો હોય છે. એમાંનુ એક કારણ વાક્ય રચના કરતે પૂરેપૂરી અર્થસ્પષ્ટતા લઇ આવવાની વાર્તા લેખકની અતિ ઉત્કંઠા હોય છે. વાંચકને વાક્યનો અર્થ પૂરેપૂરો સમજાય એ અગત્યની વાત છે, પણ આ

અર્થસ્પષ્ટતા જ્યારે રસના ભોગે લાવવામા આવે છે, ત્યારે શૈલી ખાપડી, ખરેખરજ ખગડવા પામે છે.

"લાવ જરિક આ વાકયમાં હજી આ બે શબ્દ વિશેષ ઉમેરૂં; તો વાંચકને અર્થ પૂરો સમજાઇ વાકય તમામ સ્પષ્ટ થઇ જશે." એવી માન્યતાથી દોરવાઇને જે વાર્તા લેખકો વાકય મહીં બે શબ્દો વધારાના મૂકે છે અને પછી તેનાથીયે સંતોષ ન પામતાં વળી બીજા બેનો, પણ તેમાં ઉમેરો કરે છે તેઓ ખચિતજ વાકયની રસતો બગાડી શૈલીનું કચરિયું કરી મેલે છે. અર્થસ્પષ્ટતા કાજે આવી અયોગ્ય તથા અનહદ કાળજી ધરાવતા વાર્તા લખનારાંઓએ જાણવું જોઇએ કે એક નવલકથા લખતી વેળાએ-ખાસ કરી એક નવલિકા લખતી વેળાએ એક વાકયમાં શું લખવું તેના કરતાં **શું ન લખવું**-શું પોતાની તરફથી રજુ કરવું, તેના કરતાં વાંચકની સમજ ઉપર છોડવા સારૂ **શું જતું કરવું**, તેને લગતી લેખકની કળા ચતુરાઇ વિશેષ મહત્વની તથા ઘણુ મુશ્કેલ પણ મુલ્યવાન અંકાય છે. વાકયોને પૂરાં સમજી જવાની ક્રિયામાં વાંચકોની બુદ્ધિનો પણ કંઇક હિસ્સો રહે છે. પરંતુ જ્યારે વાર્તા લખનારાઓ વાંચકોને હસ્તક સોંપાએલી એ ફરજ પણ જાતે જ બજાવી લે છે, ત્યારે તેમની વાર્તાની શૈલી ખરેખરજ બગડવા પામી તેનો બધો રસજ મરી જાય છે. યાદ રાખવું કે **ટુંકામાં જ ઘણો રસ શમાય છે**, એટલે વાકય રચનાની શોભિત સંક્ષિપ્તતાને **વગર જરૂરે**-વગર સમજે અર્થસ્પષ્ટતા કારણે છંછેડવાની તથા બગાડવાની કશી અગત્ય નથી. હા, આટલું સંભાળવું કે વાર્તાના વર્ણનાત્મક વાકયો કે સંવાદી વાકયો વાંચકોને અકેકો કોયડા ઉકેલવા પડે એવી અયોગ્ય સંક્ષિપ્ત લખાવટ નજ કરવી, પણ એથી ઉલટું **અર્થસ્પષ્ટતા** કારણે શબ્દોની અધિકતા લાવી વાકયોને નાહક લાંબા, અટપટિયા, ભારે અને અરસિક બનાવી શૈલીનો રસ બધો ઉડાવી મેલવો એ પણ વાધાભર્યું જ અને અણઘટતું જ છે.

**"તરજુમિયા શૈલી"**

સત્ય જોતાં આવો કોઇ શૈલી પ્રકાર છેજ નહીં પણ જે કેટલાક વાર્તા લેખકો આ શૈલીના ઇજારદાર બન્યા છે, તેમની શૈલીને ઓળખાવવા માટે **"તરજુમિયા શૈલી"** એવું નામ ખાસ બનાવવામા આવ્યું છે. જેમ "ડોળ ડમાક શૈલી," "નાટકી શૈલી", "આલ્બડ ચુંથડ શૈલી" એ શૈલીના જુદાજુદા રોગ છે તેમ "તરજુમિયા શૈલી" પણ શૈલીને લગતીજ એક વ્યાધી છે.

**"તરજુમિયા શૈલી"** એટલે કે ગુજરાતી ગાડીને અંગ્રેજી પાટાઓ પર ગબડાવવી-અંગ્રેજી વાકય બંધારણ પ્રમાણેજ ગુજરાતી વાકયોની રચના કરવી. અમુક અમુક પ્રકારની અંગ્રેજી વાકય બાંધણીને ગુજરાતી ભાષામા પણ તેના તે સ્વરૂપમાં ઉતારવાથી ભાષાદોષ ઉપસ્થિત થઇ જે કઢંગી અને અરસિક શૈલી પ્રકટવા પામે છે, તેને "તરજુમિયા શૈલી" કહે છે.

આ તરજુમિયા શૈલીના હિંદુ વાર્તાઓને તો વધતા ઓછા છાંટાજ ઉડીને રહ્યા છે; પણ ત્રણ ચાર અપવાદ બાદ કર્યા પછીના સર્વ પારસી વાર્તા લખનારાઓની વાર્તાઓ એ તરજુમિયા શૈલીથી બધી તરબોળ અને લદબદ થઇ રહેલીજ વાચવામાં આવે છે.

અંગ્રેજી ભાષા સાથેના લાંબા સંઙવાસ કારણે આપણી હિંદુ કે પારસી વાર્તાઓમાં અહીં તહીં "તરજુમિયા શૈલી" ના રંગ ઢંગ વાળાં વાકયો એકથી અનેક દેખાવા પામે એને સ્વાભાવિક ગણી એ વાત આપણે લઇ ચલાવીએ; પણ જેમ કલાણખિ નવાં જુનાં પારસી વાર્તા લખનારાંઓ કરે છે તેમ **આખીને આખી વાર્તાઓ પહેલેથી તે છેલ્લે સુધી બસ આ એકની એક તરજુમિયા ભાષા પ્રકારથી ભરપૂર પ્રકટવા પામે,** ત્યારે તે સામે આપણો મોટામાં મોટો અને મજબુતમાં મજબુત વિરોધ દર્શાવ્યા વિના આપણાથી રહેવાઇ શકાય એમ નથી.

આપણામાં અંગ્રેજી વાર્તાઓનો તરજુમો ભલે થાય, પણ આપણો વાંધો એ જ છે કે તેટલા સારૂ "તરજુમિયા શૈલી" શા માટે હોવી કે થવી જોઇએ! કોઇક જુજ અપવાદો બાદ કર્યા પછી લગભગ બધી પારસી વાર્તાઓની શૈલી તરજુમિયા પ્રકારની થવા પામે છે, તેનું મુખ્ય અને મૂળ કારણ અસલ અંગ્રેજી વાર્તાઓના ફકરાઓનોજ તરજુમો નહીં; પણ વાકયે વાકયોનો તરજુમો કરવાની તેમના લેખકોની ખોટી અણુધડ અણુઘટતી રીતિ છે. અસલ અંગ્રેજી વાકયોને જોતાં જઇ તેને ગુજરાતીમાં લખતા જવાની એક વેળાએ પ્રથમ કીધેલી શરૂઆતને લીધે ટેવ બંધાઇ જવાથી પાછળથી સ્વતંત્ર રીતે તરજુમો કરવા જતાં પણ એ બાપડાં વાર્તા લખનારાંઓ આ "તરજુમિયા શૈલી" ના દુષ્ટ પંજામાં ફસેલાં તેનાથી જુદાં થઇ શકતાં નથી. તેઓ ભલે આમ પોતાનો બચાવ કરે કે "અમે કાંઇ દરેક ફકરાઓનો અને લીટીએ લીટીનો તરજુમો કરતા નથી. અમે અસલ અંગ્રેજી પુસ્તક નજર સામે રાખી તેમાં જોતા જઇ તરજુમો કરતાં જ નથી. અમે તો અમારી સ્વતંત્ર બુદ્ધિ વડેજ અંગ્રેજી વાર્તાને ગુજરાતીમાં લાવીએ છીએ" વગેરે વગેરે. છતાં જ્યારે આપણે તેમની એ અનુવાદ કીધેલી વાર્તાઓ વાચીએ છીએ, ત્યારે તો તેના દરેક પાને પાને અને વાકયે વાકયે એજ તરજુમિયા શૈલીનાં દર્શન અને ગંધનો આપણને ખુલ્લો અનુભવ થાય છે.

હવે પારસી વાર્તાઓમા આ "તરજુમિયા શૈલી" નું જોર કેમ જામવા પામ્યું—એ, જાણે તેમની એક શૈલીજ કેમ થઇ પડી—વાર્તા લખતો લગભગ આખો પારસી સમુદાય એ અયોગ્ય શૈલીને કેમ આધિન થતો ગયો—અને લખનારા તેમજ વાચનારા એવી શૈલીને યોગ્ય તથા સુંદર, રસીલી લેખે માનતા કેમ થયાં, તેનો એક ખાસ અને લાંબો ઇતિહાસ છે. અત્રે આપણે તે રજુ કરવો નથી; પણ પારસી ગુજરાતી વાર્તાઓની ધૂળધાણી કરી નાખતી આ નાશકારક શૈલી વાર્તા લખવા કાજે મારી શૈલી છેજ નહીં, એની સમજણ લેવા ખાતર આ "તરજુમિયા શૈલી" ના થોડાક દૃષ્ટાંત અત્રે રજુ કર્યા વિના ચાલે તેમ નથી. એ માહેનાં કોઇક દૃષ્ટાંત તો આ શૈલીનો પાળક પિતા જેવા "મહાન વાર્તા નવેશ" ની કલમના પણ દર્શાવ્યા છે, એટલું ખાસ લખવાની જરૂર જણાય છે. પ્રથમ એક નાનું અને સાદુંજ દૃષ્ટાંત વાંચક સમક્ષ ધરીશું.

"વેસ્ટબરીના દેવળમાં છ વાગતાના ટકોરા કયાગના પડી ચુકયા હતા કે જ્યારે તે ગામડાના એકાદ શાંત લતા ઉપરથી એક નવજવાન બાળા પસાર થતી હતી."

હવે અત્રે "કે જ્યારે" જેવો પ્રકાર વચમા ઘુસાડી દઇ અંગ્રેજી પાટા પર ગુજરાતી ગાડી ગબડાવી દઇ બેઢંગ શૈલી બનાવવાની કશી જરૂર નહોતી. ખરી સુંદર શૈલીમાં ઉપલુંજ વાકય આ પ્રમાણે લખી શકાત—"વેસ્ટબરીના દેવલમાં છ વાગતાના ટકોરા પડી ચુકયા હતા. એ વખતે તે ગામડાના એકાદ શાંત લતા ઉપરથી એક નવ જુવાન બાળા પસાર થતી હતી.

દાખલો બીજો:—

"તે ડચેસ સાથે કદી દરબારના મેળાવડામાં જતે ખરી, પણ ત્યાં બી તે તેની વ્હાલી જેન સાથે એક મીનીટ બી પુરી પાધરી હૌઠ ઉઘાડી વાત કરી શકતે નહીં કે જ્યારે હવે તો મામલો એ આજ રાતના સુભાગ્ય સંજોગોના પરીણામમાં છેક એવી અણીની હાદે આવી ગયો હતો કે એક અઠવાડીયું વહી જાય તે પહેલાં ચાહેવું ખુદનું તો તે તેના વહાલા જેનની હેકદાર ધણીયાણી થઇ શકવાની ઉમેદ ધરાવી શકતી હતી."

"કોપી ટુ કોપી અને મખ્ખી ટુ મખ્ખી" એ પદ્ધતિએ ધારી લ્યો કે આ વાકયનો તરજુમો ન પણ થયો હોય છતા એમા ભારોભાર તરજુમિયા શૈલી ભરેલી છે એની કોઇ પણ જાણકાર ના પાડી શકશે નહીં. આ તરજુમિયા પ્રકારને લીધે તો આ વાકય દેખીતું કેવું લાણું થવા પામ્યું છે. છતાં આજે એ જાતની વાર્તા લખાવટમા પારસીઓને કશો દોષજ જણાતો નથી. એવી લખાવટની તો આજે પારસીઓમાં પ્રખ્યાતિ છે. એવી લખાવટની તો આજે સદર્પ અને સગર્વ પ્રસંશા પાછળ પ્રસંશા થઇ તેની બેધડક નકલેય થતી જાય છે.

આ ત્રીજો ફકરો વાચો:—

"તે કે જે તેણીને જરાવાર પર નિર્દોષ માનતો હતો અને તેણી જીવતી રહી હતે એવું ઇચ્છતો હતો—તે કે જે તેણીને ગેરઇન્સાફમાં અફસોસ અને પશ્ચાતાપના ઉદ્ગાર કાઢતો હતો તે તેણીને એડરીયનનું નામ પોકારતી પાછી સચેત થતી સાંભળી તેણીને એકદમ પાછી ગુનેહગારજ માનવા લાગ્યો. × × × × × અને તે ઢીમડું કે જે એનબોલીનના લોહીથી રંગાયું હતું તેજ તેણીને માટે તૈયાર કરીને તેજ જગ્યાએ પાછું ગોઠવવામા આવ્યું હતું."

હજી આગળ ચાલો —

"અને આ નાજુક દુનિયા નહી જોયલી છોકરીના ભેજામાં વિચાર અને તે બી કયારે કે જ્યારે તેણીના શરીરના એકેએક અવયવો કોઇ પણ તરેહના ફેરફાર અને જીંદગીની મોજ માટે ટળવળતા હતા."

વાહ! શી સરસ ગુજરાતી! અંગ્રેજી વાકય રચનાને ગુજરાતીમાં ઠોકીઠોકીને બેસાડવાની ધડભાંજને લીધેજ ધડપૂછડા વિનાની આ લખાવટ થવા પામી છે. આ છેલ્લો ફકરો અમોએ એક પારસી નવલિકામાંથી લીધો છે. એ આખી નવલિકા આવાજ અયોગ્ય અને ખરાબ શૈલીથી ભરપૂર છે, છતાં ખેદ અને આશ્ચર્યની વાત તો આ છે કે

એના કર્તાને સૌથી સરસ, નવલિકા લખવા માટે ખાસ પહેલુ ઇનામ એક પારસી માસિકના તત્રીશ્રીએ આપ્યુ હતુ !

પારસી નવલકથાઓ અને નવલિકામાથી આવા આવા અને એનાથીએ ખરાબ દાખલા માગો એટલા મળી શકે એમ છે પણ લબાણ થવાના ભયને લીધે આપણે હવે અહીંજ અટકીશુ

આ ઉપરથી કોઇએ આમ ન સમજવુ કે બધાજ પારસી વાર્તા લેખકો આવી તરજુમિયા શૈલી દાખવે છે ના, બહુજ જુજ એવા કેટલાક પારસી વાર્તા લેખકો હસ્તિ ધરાવે છે જેઓ તેમની જોડણીની ગમે એવી ખામી છતા પારસી રૂઢી પ્રકાર પ્રમાણેની પણ ઘણી સારી શૈલી–સ્વતત્ર શૈલી પ્રકટાવી શકે છે પણ એવા ગણ્યા ગાંઠયા અપવાદ બાદ કર્યા પછી વાર્તા લખતો આખો પારસી સમુદાય જરા પણ શાન ભાન રાખ્યા વિના ગાડરિયા ઢબે ખુશખુશાલ આ તરજુમિયા શૈલીનાજ વહનમા તણાતો ગુજરાતી સાહિત્યને વર્ષે વર્ષ આ પ્રકારની ઢગનાબધ વાર્તાઓની ભેટ કર્યેજ જાય છે! દાહેમઓના દાહેકાઓ થયા પારસીઓમા આ ખેદકારક પરિસ્થિતિ ચાલી આવી છે હવે એનો અટકાવ થવોજ જોઇએ

આ તરજુમિયા શૈલીનો અત કેમ આવે અને પારસી વાર્તા શૈલી કેવી રીતે સુધરવા પામે તેને લગતા ઘણા એક નિયમો લબાણ સમજણ અને દાખલાઓ સહિત વિસ્તારીને "**પારસી વાર્તા સાહિત્ય**"ના મારા નિબધમા દર્શાવવામા આવ્યા છે, પણ અત્રે આટલુ જણાવીશુ કે જ્યા સુધી પારસી વાર્તા લખનારાઓ 'તે ત્યારે", "કે જ્યારે", "તો બી જો કે", "ક્યારે કે જ્યારે", 'અગર જો કે', "તે કે જે', "એમ તો ત્યારે" વગેરે અણઘડ રૂઢી પ્રકાર વાપરતા અટકશે નહીં ત્યા સુધી તેઓની વાકયરચના અને શૈલી બેઢગીજ પ્રગટશે. એ ઉપરાત જ્યા સુધી તેઓ વગર નકામા સર્વનામો, વિના કારણના ઉભયાન્વી અવ્યયો, જરા જરા વારે થતો "તે' (અગ્રેજી The) તથા "અને" (and)નો હસવા જેવો બેહદ વપરાસ બાજુએ મેલશે નહીં ત્યા સુધી તેઓ પાસેથી સારી શૈલીની આશા કદી પણ રાખી શકાશે નહીં ?

## "ઝમક" "રસ' અને શૈલી

ઘણા ઘણા વાર્તા વાચકો અને અનેક વાર્તા લેખકો ભાષા શૈલી વિષે "ઝમક' નો અર્થ ભાષાનો "દમામ" કિંવા ભાષાની "ઝાક ઝમાન' કે 'ચલક–ભભક' એવો એવાજ પ્રકારવાળો કરે છે, અને તેથી જો કોઇ વાર્તાની ભાષાશૈલી, "ઝમક" વિષેની તેમની સમજને મળતી આવતી ન હોય, તો તે તેમના મનથી ઝમકદાર શૈલી' ગણાતીજ નથી ભાષાની 'ઝમક' તેની બાહેરની શાબ્દિક 'ચલક–ભભક'થી પણ વિશેષ આગળ વધી પોતાની અદર બીજા અનેક અને વિધવિધ તત્વો ધરાવે છે, એવો 'ઝમક" વિષેનો તેમને બહોળો બહુરગી ખ્યાલજ નથી સત્ય જોતા ભાષા શૈલીને લગતી બધી જાતની શોભાને "ઝમક' એવા એકના શબ્દથી પીછાણી

શકાય. "ઝમક"ના ગુજરાતી અંગ્રેજી શબ્દાર્થ પણ એ વાતને ટેકો આપે છે. શબ્દ કોષોમાં "ઝમક"નો અર્થ કેવળ "ચલક-ભભક" કે "ઝાક ઝમાલ" કર્યો નથી. ત્યાં ઝમકનો અર્થ "શોભા", "સૌંદર્ય", "લીલા", "આબદારી", 'તેજસ્વિતા' વગેરે કર્યો છે. જેના અંગ્રેજી શબ્દો: Beauty, Lovliness-Elegance-Brilliancy ઇત્યાદિથી આપણે અજાણ નથી. આમ, ત્યારે ભાષાશૈલી વિષે માત્ર "ઝમક"ના શબ્દાર્થજ આપણી એ વિષેની અમુક એકઅંગી સમજને દુર કરવા વાસ્તે પૂરતા છે. છતાં "ઝમક"નો પૂરો ખ્યાલ લેવા સારૂ આપણે એ સમજમાં લગાર આગળ વધીશું.

**બે સુંદરીઓ: "રમણી" અને "શૈલી"**

"વાહ! રમણી શી ઝમકી રહી છે. જાણે એમાંથી તો બધો રસજ ઝરે છે!"

એક ખરેખરી સ્વરૂપવાન લાવણ્યવંતી યુવતિને નીરખતાં કે તેનો પરિચય થતા ઉપર પ્રમાણેનો પ્રસંશાયુક્ત ઉદ્દગાર કોઇ કોઇ સૌંદર્ય પૂજક પુરૂષોના મુખમાંથી નીકળી પડે છે એમ આપણે જાણીએ છીએ.

જ્યારે આવા કોઇ ખરા સમજદાર માણસના મુખેથી રમણીની ઝમક વિષે એકાએક આવું વેણ નીકળી પડે ત્યારે ખાત્રીથી માનવું કે રમણીએ પહેરેલાં બહારના વસ્ત્રાલંકારની જ શોભા તથા ઉપલક ટાપટીપથી અંજાઇ જઇને એણે એવો મત બાંધ્યો ન હશે.

એ સુંદરીના વસ્ત્રાલંકારમાંજ નહીં પરંતુ એની મુખાકૃતિમાં તેમજ આખા શરીરમાં કદ, રૂપ, રંગ, ઘાટ એ ચારેની પૃથક પૃથક તેમજ સામટી શોભાનું ભાન એને થવાથીજ યુવતિ એને ઝમકદાર લાગી, એમા કશોજ શક નથી.

એ ઉપરાત રમણીના ચલન વહનમા મુખ તથા અંગ પ્રત્યંગની તરેહવાર મરોડમા, એના બેસવામા, ઉઠવામાં, ઉભા રહેવામા, હસવામા, બોલવામા, આપવાલેવા વગેરે શારીરિક હીલચાલોમા એ પુરુષે કાઇ એવી છટા, મૃદુતા, શુદ્ધતા, નઝાકત, કોમળતા તથા સરળતા જરૂરજ નિહાળ્યા હશે, કે જેથી એને રમણી "ઝમકી" રહેલી દેખાઇ.

હજીયે આગળ વધતા એ પુરુષે એ રમણીના ચંચળ મન તથા રસિક હૃદયમાથી નીતરતું નિસરતું એક એવું આકર્ષક વ્યક્તિત્વ એના વદન પર ઝઝુમતું જોયું હશે, તથા એ ખુબીદાર વ્યક્તિત્વમાથી છુટતી એવી એક મોહક-લાગણીની રસદાર અસર એણે પોતાના હૃદયમાં ડોલતી કે દ્રવતી અનુભવી હશે કે જેથી એ બોલી ઉઠયો:—' વાહ ! રમણી શી ઝમકી રહી છે, જાણે એમાંથી તો બધો રસજ ઝરેછે!"

રમણીની આ સર્વ શોભા જોયા પછી આપણને ઝટ સમજાઇ જાય છે કે શૈલી પણ રમણી પેઠે એક સુંદરીજ છે. જે પોતાની અંદર તથા બહાર એક નહીં પણ અનેક શોભા ધરાવે છે. એ અંતર બહારનું અનેક શોભાદર્શન એક 'ઝમક' શબ્દથી ઓળખાવું કે સમજાવું ઘટે છે. જે પ્રમાણે સુંદરી પોતાના આંતરબાહ્ય, સમસ્ત શોભાદર્શન કે કળાદર્શન વડે પુરુષોને રમાડી "રમણી' કહેવાય છે, તેજ પ્રમાણે જે ભાષા-

શૈલી તેના વાચકોને પોતાની સર્વ શોભારૂપ ઝમક વડે વિધવિધતાથી અને નવિનતાથી રમણુ કરાવે તેજ ખરી શૈલી.

**"ઝમક" અને "રસ"ની વ્યાખ્યા**

ઉપલી બધી સમજને લઇને આપણે સારે શૈલી વિષે ઝમક અને રસની વ્યાખ્યા કાંઇક આ પ્રમાણે કરી શકીએઃ–ભાષા રચનાને લગતાં એક નહીં પણ અનેક તત્ત્વોનું પૃથક્ પૃથક કે સામટું જે શોભાદર્શન વાચકના મનને આકર્ષે તે શૈલીની "ઝમક" અને એ ઝમક અનુભવવે વાચકનું હૃદય ડોલવા કે દ્રવવા માંડી તેની જે લાગણીપૂર્વક અસર વાચકને થવા પામે તે શૈલીનો "રસ".

**" ઝમક " અને " રસ " ઉપજાવતાં શૈલીનાં કેટલાંક મુખ્ય તત્વો**

શૈલીની ઝમક ઉપર કહ્યું તેમ કાંઈ શાબ્દિક શોભા દર્શક એકજ તત્વની બનેલી હોતી નથી. શૈલીમા ઝમક અને રસ લાવનારા તત્વો ઘણાયે હોય છે, પણ તેમા ખાસ અગત્યના અને મુખ્ય નવ છે. તે આ પ્રમાણે **૧–સરળતા, ૨–સચોટતા, ૩–કોમળતા, ૪–કાવ્યમય વાક્ય રચના, ૫–સ્પષ્ટતા, ૬–તાદૃશ્યતા, ૭–સ્વાભાવિકતા, ૮–સુસ્વરતા ( રણકો ) ૯–કલ્પનામય સૂચન સૃજનતા.**

આપણે એ દરેક તત્વની ટૂંકી સમજણ અનુકૂળ દ્રષ્ટાંત સહિત લઇશુ. કોઇ જગ્યે વિશેષ સમજણ ખાતર યોગ્ય દૃષ્ટાંત ભેગા તેની સામે જતા અયોગ્ય પ્રકારવાળા દાખલા પણ વાંચીશું. કેટલાક નમુના અમુક વાર્તાઓમાથી ટાંકયા છે અને કેટલાક અનુકુળ થઇ પડે એમ ઉપજાવ્યા છે

પ્રથમ **સરળતાને** લઇએ વાર્તા માંહી વાક્ય રચનાનુ વહન ( Flow ) વચમા કશી પણ નડતર કે ખાચખુચ વિના ચાલ્યું જાય એવી લખાવટની ઝમક લાવનારા એક સાધન કિંવા તત્વનું નામ " **સરળતા** " છે. વિષય સાધારણ હોય કે અસાધારણ હોય–વિચાર સાદો હોય કે ગંભીર હોય–ગમે તેવો હોય તોયે તેનુ દર્શન સરળતાપૂર્વક કરાવી શકાય છે. એનો ખરો પ્રકાર બતાવતો દાખલો આ રહ્યો —

" એક રવિવારને દિવસે હુ નવલકિશોરને બંગલે ગયો ત્યારે કંપાઉંડમા એક બાજુએ રચેલા લતામંડપમાથી કિલકિલાટ સાંભળ્યો. હુ તે તરફ જરા જોવા ગયો. ત્યા તો વિમળા બધા છોકરાઓને ખુબ લડાવતી, દોડાવતી, ગબડાવતી ગેલ કરતી હતી. રમતના આનંદ અને ઉશ્કેરણીથી તેના હમેશના કંઇક ફીક્કા દેખાતા ચ્હેરા ઉપર ખુબ લાલાશ તરી આવી હતી; ને બંને બાજુએથી તેના છુટા વાળ બહાર ધસી આવતા હતા, તેથી ઘેરા વાદળામાથી ઉગતા સૂર્યબિંબ જેવું તેનું વદનકમળ સુશોભિત લાગતું હતું. મને જોઇને પ્રથમ તે સહજ શરમાઇ ગઇ, પણ પછી હસી પડી. તેણે વાળ સમાર્યા અને મારી સાથે બહાર નીકળી. " ( કુમારના સ્ત્રી ગ્નો )

અગત્ય પુરતાજ શબ્દોવાળી ઉપની લખાવટ કોઇપણ જાતની નડતર કે ખાચખુંચ વિના વહેતી પોતાની રસિકડી સરળતામા અહીં શોભી રહેતી ખુલ્લી દેખાય છે.

## ૨ સચોટતા.

વાર્તા લેખકે દર્શાવવા ધારેલો વિચાર વાંચકના મન તથા હૃદયપર મજબુત અને અસરકારક રીતે જઇ પડે એ માટે કામે લાગતું શૈલીનું બીજું તત્વ તે **સચોટતા** ( Forceful and Proper expression of a thought ) છે. ધારો કે એક વાર્તામાં **સુંદરીનાં નેત્રોનું બધું સૌંદર્ય અને તેની અસરનું** ટુંક વર્ણન કરવું છે. કોઇ નવો કાચો લેખક એ વર્ણન આ પ્રમાણે કરે:—

" બંગાલાના પ્રખ્યાત હરણો જેવી સુંદરીની આંખો કોઇનું પણ ચિત્ત ચોરે એવી રમણિય અને આકર્ષક હતી. "

એક સુંદરીની બધી નેત્ર શોભા અને તે શોભામાંથી વછુટતી અસરનું આ વર્ણન જેટલું ટાંચું છે, તેટલુંજ તે ઢીલું છે. સુંદરીની આંખને એકાદ જાનવરની આંખ સાથે સરખાવી દઇ તેની જોડે " રમણિય " અને " આકર્ષક " એવા બે બોલો મુકી દીધાથી કાંઇ વિચાર કે લખાવટની સચોટતા આવી શકે નહીં. એનો કાંઇક સચોટ પ્રકાર આ પ્રમાણે હોય:—

" શી એનાં નયનોની શોભા અને સત્તા ! કેવી સુડોળ સોહામણી વિશાળ ઘેરી આંખો ! કેવી એ આંખોની નિર્મળ જળાશય જેવી પાણીદાર પૂતળીઓ ! ઘણી વેળાએ મેં તેમાં ઉંડું ઉંડું જોયું છે, પણ એ અદ્‌ભૂત ઉંડાણ માપવાની મારી ધૃષ્ટતા હમેશાં નિષ્ફળજ ગઇ છે. લલચામણાં એ લોચનોના ગુલાબની પાંખડી સમ શોભતા ઢળેલ પોપચાંઓ અને તેની કિનારીએ લાગેલી લાંબી કાળી અણીદાર પાંપણોની આકર્ષક ઝુલતી ઝાલર પર મારી બેફામ દ્રષ્ટી ઘડીભર વિરમે નહીં; તેટલાં તો નેત્ર સિંહાસને વિરાજતાં કાળી રાત્રીને પણ શરમાવે એવાં કાળાં કમાનદાર ભ્રમરોથી ખેંચાઇ, ત્યાં એ મંત્ર મુગ્ધ જેવી જઇ બેઠેલીજ હોય. ઉષાના પહેલા નિર્મળ પ્રકાશ જેવી એ નેત્રોની મીઠી શીતળતામાંથી અને પ્રસંગે પ્રસંગે તીણાં ખંજર સમ બહાર ધસતી તેની ઉગ્ર તેજસ્વિતામાંથી બની રહેતી રઢિયાળી ધૂપછાંય મેં અસંખ્યવાર હૈયાં ભરી ભરી નીરખી છે. ઘણીવાર તેમાં ચક્કર ભમ્મર થતો હું રમ્યો છું. "

થોડાંક સુંદર વાકયોમાં સ્ત્રીનું નેત્ર સૌંદર્ય આ ફકરામાં કાંઇક સચોટતાથીજ થયું છે, એની ના પાડી શકાશે નહીં.

## ૩ કોમળતા.

કર્કશ ( Rough ) શબ્દોથી વેગળી બોલાતી કે લખાતી ભાષાની ઝમકનું ત્રીજું સાધન કિંવા તત્વ તે " કોમળતા " ( Softness-Grace ) છે.

શૈલીની કોમળતા કિંવા નઝાકત બગડવાનાં અનેક કારણો હોય છે: યોગ્ય શબ્દો ચુંટવાની અણસમજ તેમજ અમુક શબ્દોનું તેના ખરા ઉચ્ચારવાળી જોડણીમાં નહીં લખાવું વગેરે. એક નાજુક શબ્દ જ્યાં કામે લગાડી શકાતો હોય ત્યાં એક ભારે, કર્કશ કે નકામો શબ્દ મુકી દીધાથી શૈલી મુલાયમ ( soft ) બનવાને

બદલે કઠોર બની જાય છે પ્રસગ પ્રમાણે મૃદુ ત્યા ભારે શબ્દો અને વળી ખાસ જોઇતી જગ્યાએ નાજુક શબ્દો વાર્તાની લખાવટમા રજુ થવા જોઇએ છે શૈલીની કોમળતા બતાવનારો એક નમુનો આ રહ્યો —

" કુસુમ કળી જેવી તે કોમળ બાળા હળવે પગલે માળ પરથી હેઠે ઉતરી દિવાનખાનામા બેઠેલા સર્વ સમક્ષ એકાએક આવી લાગી ' ગભીર, નિડર, અવાચક, શાન્ત, મૂર્તિ સમી એ ત્યા સ્તબ્ધ ઉભી રહી "

## ૪–કાવ્યમય વાક્ય રચના.

કોઇક જગ્યાએ વાર્તાના વાક્યો જાણે કવિના વચાતી હોય એવા બની નીકળે એવી " કાવ્યમય વાક્ય રચના " શૈલીની ઝમકનુ ચોથુ તત્વ છે પણ એ જાતની ઝમક નૈસર્ગિક હોવી જોઇએ છે ખાસ બનાવવા જતા તે ઘણીવાર અસ્વાભાવિક જેવી લાગે છે, તેમ નજ થવુ જોઇએ એ વિષેનો એક નમો પણ ખરો પ્રકાર આ રહ્યો —

" વાઘ અને વરૂથી ભરેના ભયાનક વેરાનમા એક નિરાધાર હિદુ વિધવાને આધાર મળી શકે પણ હિદુ સસારમા એનો અવતાર એનાથીયે ભૂડો છે " ( કોનો વાક )

એમા કવિતા જેવી લાગતી શબ્દોની શોભિત રચનાનું યોગ્ય પ્રમાણ જળવાયુ છે, પણ જો કોઇ વાર્તા લેખક એનાથીયે આગળ વધી મગના આવતા એકાક્ષરી શબ્દો ( Alliteration ) ની ધુનમા આવી જઇ કાઇ નીચે પ્રમાણેનુ લખી મારે તો ત્યા ઉપસેલો જ ફકરો શોભાયુક્ત કાવ્યમય વાક્ય રચનાને બદલે તેનુ હાસ્યાસ્પદ રૂપજ લઇ બેસે. જેમકે —

" વાઘ, વિચ્છુ અને વરૂથી વસાયના વિકટ વનવેરાનમા વસતી એક લાચાર બેચાર નિરાધાર નારને કોઇ મદદગાર આધાર મળી શકે, પણ સિતમગાર હિન્દુ સસારમા એક વિધવા નારનો અવતાર તેનાથી પણ હજારવાર ગમગીસાર, ગમખાર ને દુશ્વાર છે "

## ૫–સ્પષ્ટતા

લખવા ધારેલો વિચાર વાક્યમા સ્પષ્ટપણે ઉતરે એ પણ શૈલી કાજ "ઝમક" લાવનારૂ જ એક સાધન છે વાક્યનો ગુચવણિયો પ્રકાર શૈલીની ઝમક બગાડે છે લેખકના પોતાના મનમા વાક્ય લખવા આગમજ વિચારનુ નક્કી સ્વરૂપ ઘડાયુ ન હોય, અથવા અગ્રેજી વાક્ય રચનાને તેની તેજ ઢબમા ગુજરાતીમા લાવવામા આવે ત્યારે, તેમજ અનેક વાક્યોને એકજ વાક્યમા લપેટી લેવામા આવે ત્યારે સ્પષ્ટતાનુ ખુન થવા પામે છે સાથે બાપડી શૈલી પણ પોતાની શોભા ખોય બેમે છે—કદાચ અક્ષમ્ય એવો વ્યાકરણ દોષ પણ એથી ઉપસ્થિત થાય છે કમભાગ્યે પારસી વાર્તાઓમાથી આ પ્રકારના નમુના વિશેષ મળી આવે છે આ વાનો —

' તે એ રીતે અને એટલુ સમાધાન થઇ જાય ત્યાર પછી વરસો બાદ મુ બઇ પાછા ફરવા માગતો હતો અને તેટના તેને જે કરવુ હોય તે પોતે જીવતો હોવાનો પોલીસને કે તેના સગા વહાલાઓને એક દુરનો ખ્યાન વગીક નહીં થવા પામે તેવી રીસમે ઘણી સભાળથીજ કામ લઇને કરવા માગતો હતો " ( ચોર્યાસીના ચક્કરમા )

આવી રીતે અગ્રેજીમાથી ગુજરાતીમા વાકય રચના લાવવાને લીધે,ઉપલો ફકરો તેની રચનામા અસ્પષ્ટ તથા દોષિત બન્યો છે એટલુજ નહીં પણ એથી એની શૈલી શોભા પણ એ ખોઇ બેઠો છે, એમ આપણે ખુલ્લુ જોઇ શકીએ છીએ હવે એજ ફકરો એના એજ શબ્દોમા શૈલીની શોભા જળવાય એવી રીતે નીચે પ્રમાણે આમ સ્પષ્ટ પ્રકારે લખી શકાત —

" એમ એટલી સમાધાની અત્રે થઇ જાય, ત્યાર પછી વર્ષો બાદ તે મુબઇ પાછો ફરવા માગતો હતો પોતે જીવતો છે એવો એક દૂરનો ખ્યાલ વગીક પોલીસને કે તેના સગા વહાલાઓને થવા પામે તેટલામા જે કાઇ તેને કરવુ હતુ, તે તે ઘણી સભાળથીજ કરી નાખવા ચાહતો હતો "

## ૬ તાદ્દશ્યતા.

વાર્તાના વાક્યો કેમ ઘડવા તેનો વિચાર કરી કરીને નહીં પણ આબેહુબ વર્ણન ઉપજે એવી લાગણીઓ અતરમા ઉભરાવી ઉભરાવીને લખવાથી શૈલીમા પણ તાદ્દશ્યતાની શોભા જરૂરજ આવે છે શૈલીમા પણ તાદશ્યતાની "ઝમક" લાવવા માટે કેવળ લખવાની કળા કામે ન આવે-માત્ર અવલોકન બુદ્ધિવાળી વિચાર ક્રિયા પણ પુરતી ન થઇ પડે-સાથે અતરનો આવેષ પણ હોવોજ ઘટે આવી ત્રેવડી મિલાવટ વાળો શૈલીનો તાદ્દશ્યતા સૂચક નમુનો નીચે પ્રમાણે —

" પાછલી રાત્રીનુ ભૂરૂ આકાશ, માનવ જીવનમા અનેક સુખદ યાદગીરી ચમકી રહે તેમ, નાના મોટા તારાઓથી ચમકી રહ્યુ હતુ. ઠડા પવનના સુસવાટથી પોતાના જુના અને ફાટેલા ઝભ્ભાને શરીરે વધારે ને વધારે લપેટી લેતા એક વૃદ્ધ ડોસો શહેરના મધ્ય ભાગમા થઇને જતો હતો કેટલાક ઘરોમાથી આ વખતે ઘટીનો મધુર લાગતો અવાજ સ્ત્રીઓના તીણા સ્વર સાથે, શહેરની એકાત રાત્રીમા, ડોસાનો મદદગાર હોય, તેમ સાથે ને સાથે આવતો હતો એકાદ કુતરાનો અવાજ, કોઇક વહેલા ઉઠનારના પગરખાનો છેટેથી સભળાતો શબ્દ, કે કોઇ અકાળે જાગેલા પક્ષીનો સ્વર એ સિવાય શહેર તદ્દન શાત હતુ કહે નહીં છતા કતલ કરી નાખે એવા મીઠા મનુષ્યના સ્વભાવ જેવી શિયાળાની ઠડી કાતિલ હથિયારની માફક પોતાનો કાબુ સર્વત્ર ફેલાવી રહી હતી વૃદ્ધ ડોસો ધ્રુજતો ને શાત રીતે ડગુમગુ ચાલતો શહેરના દરવાજા બ્હાર થઇ એમ સીધી સડક પર આવી પહોચ્યો ને ધીમે ધીમે પોતાની જૂની લાગના ટેકાથી આગળ વધ્યો ' ( તણખા )

## ૭ સ્વાભાવિકતા

જેવો પ્રસગ, જેવુ પાત્ર તે પ્રમાણેની અનુકુળ ભાષા વાપરવાથી શૈલીમા સ્વા

ભાવિકતાની ઝમક પ્રકટે છે. પણ પાત્ર કેવુ છે તેનો જરાયે વિચાર કર્યા વિના એક **મહારાણી**ના મુખમા જે શિષ્ટ, શુદ્ધ, કેળવાયલી ઉચ્ચ પ્રકારની વાણી મૂકવામા આવે તે જ પ્રકારની વાણી તેની **દાસી**ના મુખે પણ જાહેર કરવામા આવે ત્યારે શૈલીની સ્વાભાવિકતામા ભંગાણ પડી તેની શોભાનું નક્કી મરણ થાય છે. એવી અસ્વાભાવિક શૈલીનો નમુનો આ રહ્યો:—

દાસી કહે છે:—" મહારાજાધિરાજનું આરોગ્ય પરમાત્માની કૃપાથી અવિચળ છે અને તેઓ શ્રીમાન આજે પ્રભાતમા જ માત્ર પોતાના પાંચ અંગરક્ષકો સહિત અશ્વારૂઢ થઈને આશાપલ્લી પહોંચવા માટે પાટણમાથી પ્રયાણ કરી ગયેલા હોવાથી હવે આજે રાજમહાલયમા તેઓ શ્રીમાનના દર્શન થાય એ સર્વથા અસંભવનિય છે, માત્ર એટલું જ નહીં, પણ ગુર્જરેશ્વર આશાપલ્લીથી પાછા પાટણમા ક્યારે પધારશે અને ક્યારે નહીં એ સર્વથા અનિશ્ચિત છે. " ( મહારાણી મયનલ્લા. )

કોઈ એક મહારાણીની ગમે એવી કુળવંત શિક્ષિત દાસી હોય તોયે તેના મુખથી એક સાદી સુતરી વાત કહી બતાવવી હોય, તે ટાણે "અનિશ્ચિત", "અશ્વારૂઢ", "અવિચળ", " પ્રયાણ ", " સર્વથા ", " અસંભનિય ", " ગુર્જરાધીશ " વગેરે શબ્દો મુકવા એ દેખીતું અસ્વાભાવિક લાગે છે. આ તો જાણે કોઇ **પાત્ર જાતે ને પોતે બોલી રહ્યું હોય** એવું લાગવાને બદલે તે પાત્ર દ્વારા **કોઇની માનીતી લખાણ બાજી બોલાઇ રહી હોય** એવુંજ લાગે છે વળી એક તદ્દન સાધારણ વાત કહેવા સારૂ કોઇ પણ પાત્રના મુખમા આવી લાંબી લટાક પાડિત્યદર્શક ભાષાશૈલી શા માટે મુકાવી જોઇએ ? હવે ઉપરોક્ત ફકરો પોતાની સ્વાભાવિક ઢબમા કાંઈક આ પ્રમાણેજ શોભે —

" આજ તો ઇશ્વર કૃપાએ બાપુ કાંઇક ઠીક છે એટલે આશાપલ્લી જવા પરોઢીએજ પાંચ સવારો ભેગા પાટણ છોડયું છે. પાછા ક્યારે પધારશે તે કહી શકાતું નથી."

## ૮. સુસ્વરતા ( રણકો )

શૈલીનો રસ જાળવવામા રણકો ઘણો અગત્યનો ભાગ ભજવે છે. વાર્તાના શબ્દો પાછળ શબ્દો અને વાકયો પછી વાકયો વાચને વાચને ( પછી એ મનમા વચાતું હોય કે મોટેથી વચાતુ હોય ) મન તેમજ કર્ણ ઉપર અવાજની જે અસર પડે છે, તે તેના રણકાને લીધે હોય છે. જો એ અસર સારી હોય તો શૈલીનો રણકો સારો છે એમ કહેવાય, અને જો એ અમર કચવાટ, નાખુશી કે કાંઇ દસતું આવી જાય એવી સ્થિતિ ઉપસ્થિત કરે, તો જરૂર માનવું કે ઇબારતનો રણકો બગડવા પામ્યો છે.

લેખ કે વાર્તાનું દરેક વાકય જન્મથીજ પોતાનો રણકો લેતું આવે છે. રણકો કાંઇ બનાવેલો બનતો નથી ગમે એવા સાદા વાકયનો પણ રણકો હોય છે અને એક કેળવાએલો કર્ણ તેની ખુબી ખામી ઝટ વર્તી જાય છે. વાકય કયા અમુકજ સ્થળે ખટકાયું, વાકય કયા વધુ પડતુ એકસુરૂં ( Monotonous ) થઇ ગયું, વાકયમા કયા શબ્દે સ્વર ભંગતાની મોકાણ વાળી, બે કયા કયા શબ્દો પાસે પાસે આવી જવાથી વાકય બગડયું, વાકયમાં અહીં કે તહીં અમુક શબ્દ સ્વર માધુર્ય ખાતર

આ કે તે રૂપેજ વપરાવો જોઈતો હતો, એવી એની રણુકા વિષયક બધી સમજ એક સુજ્ઞ વાર્તા લેખકને તથા તેના સુજ્ઞ વાંચકને સુલભજ હોય છે.

વાર્તાનાં વાક્યો મહીં વપરાએલા શબ્દો તદ્દન સાદામાં સાદા હોય, કોઇ પણ એવા ભારે કે પ્રૌઢ શબ્દો લગારે વપરાએલા ન હોય, સહેજ પણ અંશે પદ્યમય ગદ્ય જેવી વાક્ય રચના ન થવા પામી હોય, તમામ સાદા એવા ઘેરઘેર બોલાતા શબ્દો નાંજ વાક્યો બન્યાં હોય, છતાં એનો બનેલો રણુકો ( Melody ) રસિક વાંચકોને કોઈ અતિ સુંદર સંગીત જેવીજ મોજ આપી શકે છે જુઓ આ નમુનોઃ—

" બાર બાર મહિના થયાં પરેલના ચાર દુધમલીયા છોકરાઓએ દિવસ અને રાત હોસ હાંકીને હેમના થાંભલાઓ જેવી શેરડી જમાવી દીધી છે. સીંચોડા વ્હેતા થયા છે. ભરડ ભરડ શેરડી ભરડાય છે અને સીંચોડાની ચીસો ગાઉ ગાઉને માથે સંભળાય છે. દીકરાના વિવાહ થાતા હોય તેમ ગામડેથી પરેલનું કુટુંબ ગળ અને શેરડી ખાવા આવ્યું છે. બાવા, સાધુ કે ફકીર ફકરાં કીડીઆરાંની જેમ ઉભરાણાં છે."

**(સૌરાષ્ટ્રની રસધાર–ભાગ ત્રીજો.)**

એનું નામ તે " રણુકો "

પણ રણુકાએ હંમેશાં પોતાની મર્યાદામાં રહેવું ઘટે. કહેવાતી " ઝમકદાર ભાષાનો બનેલો, ઢોલ તાસા વાગી રહ્યાં હોય એવો કે ઘંટીમાં ચણા ભરાઈ રહ્યા હોય તેવો એક સરખા ધ્વનિવાળો, કચવાટ અને હાસ્ય બંને ઉપજાવે એવો શૈલીનો રણુકો જે આપણને કેટલીક કહેવાતી સારામાં સારી ગણાતી તરજુમા કરેલી પારસી વાર્તાઓ વાંચતે સંભળાય છે, તેવા ઢગલાબંધ રણુકાઓમાંથી જો તેનું એક આબેહુબ ચિત્ર બનાવી કાઢયું હોય તો તે કાંઇક નીચે પ્રમાણેનુંજ દર્શન દાખવેઃ—

" **તે ત્યારે** એક સુભાગ્યજ સંજોગ થયો કે જ્યારે પેલી લુચ્ચી અને લબાડ ધરીન મેકનીલને તેણીના તરફના પોતાના ધગધગતા ધિક્કારના વેર ભર્યા વિચારે વચ્ચે સાત સાત વરસોની ઇન્તેજારી ભરેલી લાંબી શોધ ખોળ બાદ, તે આખા વરખો અને આખરે ખુવાર જુવાન ઉમરાવ આયંદા એક સાંજે એકાએક ને અચાનક મળવા પામ્યો; અને આદત્યં ખુદાનું તો તેજ સાંજે તેને સપને વટીક ખ્યાલ નહીં એ કીસમે છેક દુર દરાઝ ન્યુયોર્ક વેરથી તેને તેના વિશ્વાસુ સોલીસીટરો તરફથી ખુશાલી ભરેલી ખબરનો એક ખુશબખ્તી ભર્યો તાર–લખ્ખો ડોલરોની દોલત એક ઝપાટે હાથ આવવાનો આવકારદાયક તાર–તેને તેજ અધ્યામમાં મળ્યો. મગર એ વધતી થતી જતી બેવડી ખુશાલીની મોતેબર મોજ દરમિયાન એક દુઃખી અને દર્દમંદ ખ્યાલ કે જે એક શેતાનના શ્રાપ મીસાલ આજ વરસોથી તેને ડખતો તેની પૂઠે પડેલો તેને સરબસર સતાવી રહ્યો હતો તે આહીં પણ એક ' દાબડાના બાઉ ' ની માફક તેને તેના એકાંત હોટેલના શાંત ઓરડામાં, એવી એક સબકતી અને સુખવાસી સાંજે પણ સરતાપા ખલલ કર્યા વગર રહી શકયો નહીં, એ વાંચક સાહેબો જોઇ શકશે કે તે નરમ લાગણીનો 'સેનસીટીવ' જુવાન ઉમરાવના બાબમાં કેવળ બનવા જોગ અને માનવા જોગ જ સમજી શકાય એમ હતું. "

આનીજ જાતની ' મિનતી-ઝુનની ' લખાવટવાળા ગણુકા અનેક પારસી વાર્તાઓમાથી—તેના સારામા સારા, કામેનમા કામેન, અને વખુજ પ્રખ્યાત વાર્તા નવેશની વાર્તાઓમાંથી મળવા કમભાગ્યે સુનભ છે

## ૯ કાલ્પનિક સૂચન સૃજનતા.

વાર્તા લેખક પોતાની કલ્પના બુદ્ધિ વડે એવા અર્થ પૂર્ણ તેમજ કળા પૂર્ણ બાંધણીવાળાં વાકયો ઘડે જેથી વાચકના મન ઉપર નવાં વિચાર ગર્જન અને નવાં કલ્પના ભાસવાળા સૂચનો જઇ પડે, એવું શૈલીની ઝમક બતાવનાર સૌથી ભારે અગત્યતાનુ એક તત્વ તે કાલ્પનિક સૂચન સૃજનતા " છે કલ્પના ચાતુર્ય વડે કલ્પનામય વિચાર બિંદુઓ કળામય વાકયોમા પ્રકગાવી વાચોને નવિનતા અને સુંદરતાનુ સૂચન કગાવવુ એનુ નામ કાલ્પનિક સૂચન સૃજનતા.

અનેકાનેક હિન્દુ વાર્તાઓમા નવિનતા સૂચક કળામય કલ્પનાવંત વાકયોનો લાભ આપણને સંતોષકારક પ્રમાણમા મળે છે, પણુ પારસી વાર્તા લેખકોમા એ જાતની લખાવટ કરવાની પ્રથા ઉજ નહીં હા, પારસી ટબ પ્રમાણેની ખરેખર ખુબીદાર અને ખરેજ વખાણવાલાયક શૈલી આપણને અહીં તહીં કોઇ બે ચાર પુસ્તકોમા જરૂર મળશે જાણીતા પારસી વાર્તાગિરો મર્ઝબાન પિતા પુત્રની પારસી ઢબની શૈલી ઘણા ઘણા પારસી વાર્તા લખનારાઓ માટે માર્ગદર્શક જેવી પ્રસશાને પાત્ર છે છતા સત્યને ખાતર કહેવુ જોઇશે કે, એક ત્રિપાઠી કે એક મુનશી, એક નાનાલાલ કે એક ઉમ-વાડીઆ, એક ધૂમકેતુ કે એક મેવાણી, એક યાજ્ઞિક કે એક નારદ, એક લીનાવતી બ્હેન કે એક હસા બ્હેનની કલ્પનામય કળાવત લખાવટની સહજ સાક્ષી પુરતા જે અમુક પ્રકારના ખુબીદાર વાકયો આપણે વાચીએ છીએ, તે પ્રકારનુ કશુ પણ પારસી વાર્તાઓમા આપણને શોધ્યુ મળે એમ નથી એક પારસી હોઇ પારસી વાર્તાઓની આ ઉણપ દર્શાવતા મને ખેદ ઉપજે છે, પણ સત્ય ખાતર એમ્હ લખ્યા વિના ચાલે એમ નથી ઢગનાબધ પારસી વાર્તા લખનારાઓ " ઝમકદાર " વાકયો લખવા માટે આતુર જણાય છે, અને વળી તેઓ હર્ષભેર ગર્વ લે છે કે તેઓ " ઝમકદાર વાકયો " લખે છે ! પણ પ્રથમ તેઓ પાસે ઝમકદાર વિચાર બિંદુઓ જ કયા છે ? એ માટે શબ્દબળની સપત્તિ ઉપરાત ખમ કરી જે કલ્પના બળની પ્રાપ્તિ તેમને હોવી જોઇએ તે તેઓ પાસે છે ?

હવે આપણે પારસી વાર્તાઓની આ અમુક કચાશની વાત છોડી દઇ સામાન્ય રીતે પાછુ વિવેચન કરવા માડીશુ.

ઝમકદાર વિચાર બિંદુઓ એટલે કે કલ્પના ચાતુર્ય વડે ઉપજાવેના અર્થપૂર્ણ વિચારબિંદુઓ. વાર્તાની શૈલી ઉપર એ મોટી અસર ઉપજાવી તેને બેહદ શોભાવે છે, એમા તો કશો શક નથી અવી કલ્પનામય સૂચન સૃજનતા કરવાની લાયકાત જે લેખકોને સાપડેલી હોય છે તેઓ નવા નવા પ્રકારની ઘડતરવાળા વાકયો પણ પોતાની વાર્તા લખાવટમા અવશ્ય દાખલી શકે છે ટૂકમા કહીએ તો કલ્પનામય વિચારબિંદુઓ

કળામય લખવા માટે લેખકને માર્ગ કરી આપે છે તેનું કલ્પનાબળ તેને ઝમકદાર વિચારબિંદુઓ ઉપજાવવામાં તેમજ ઝમકદાર વાક્યો બનાવવામાં પણ મોટી સહાય આપે છે વાર્તામા કાઇ દરેક વેળાએ અને બધી જગ્યાએ કલ્પના ચાતુર્યથી વાચકોને અર્થવિષયક કે શૈલીવિષયક સૂચના આપવાની અગત્ય હોતી નથી, પણ વાર્તામા અનેકાનેક પ્રસંગોએ કલ્પનામય વિચાર બિંદુઓ કલ્પનામય-વાક્ય રચનામા પ્રકટાવવાની ખાસ અગત્ય રહે છે, અને તે અગત્યના પૂરી પાડવાને દરેક ખરો અને સાચો વાર્તાલેખક વાર્તા લેખનના કળા ધર્મથી બંધાએલો છે.

હવે કેવા કેવા વાક્યો કલ્પનાચાતુર્યના પ્રતાપે વાચકોના મન પર નવાં સૂચન લાવીને શૈલીને શોભાવે છે, તેના થોડાક નમુના આપણે વાંચીએ—

**" સુંદરીની આંખો લગભગ મીંચેલી હતી–જાણે બે ખીલેલાં ગુલાબો પાછા બીડાઇને કળીબન્ધ થયા હોયની ! "**

હવે આ દૃષ્ટાંતમા કલ્પનાચાતુર્ય પ્રત્યક્ષ દેખાઇ આવે છે. વાચકના મન પર તેથી કાંઈ નવો ભાસ પણ પડે છે, પણ એજ વાક્યો જો સાધારણ અર્થ પ્રકારમા અને સાદી વાક્ય રચનામા લખાયા હોત, તો તેથી વાચકને 'એવી મોજ' 'અને એટલું' નવું સૂચન મળ્યા હોત ખરા કે ?

" ખુબસુરતી કરતા મને પ્રખ્યાતી વિશેષ વહાલી છે " એમ સાધારણે લખવા કરતા " **ખુબસુરતીમાં પ્રખ્યાત થવા કરતાં પ્રખ્યાતીમાં ખુબસુરત થવું મને વધારે પસંદ છે.** " એવું કલ્પનામય અને કળામય લખેલુ વાર્તામા યોગ્ય સ્થળે શૈલીને શોભાવે કે નહીં ?

**નવિનતા** અને **સંક્ષિપ્તતા** એ બે, વાક્ય રચનામા કોઇ અજબ અનેરી મોજ લાવે છે સર્વ જાણકારો એ જાણે છે. ધારો કે કોઇ વાર્તા મહીં તેનુ એક પુરુષ પાત્ર પ્રેમ ઇર્ષાનો ભોગ બની, પોતાના ઘરમા મોટો જંગ મચાવી, આખા ગામમા હો–હા કરાવી પોતાની પત્નીને ઘરમાથી કાઢી મૂકે છે. એવે પ્રસંગે વાર્તામા તેનો લેખક **બરાબર સ્થળે** જો નીચે પ્રમાણે રહસ્યપૂર્ણ આ ટુંકુ ને ટચ વાક્ય પ્રકટાવે તો તે લેખકની શૈલીને જરૂરજ દીપાવે —

**" એણે તો ઘરને બાળ્યુ અને ગામને જગાડ્યું. "** " ઘરને સ્રી વિનાનુ કીધુ ને ગામમા હો હા કરાવી " એવુ સાદુ સટ લખવાને બદલે જરીક કલ્પના ચલાવી અત્રે લેખકે નવિનતા અને સંક્ષિપ્તતા વડે શૈલીને શોભાવી છે એમ કહી શકાય

જુદી જુદી વાર્તાઓ તથા લેખોમાથી વીણેલા આ નીચલા વાક્યો વાચતા આપણી ખાત્રી થાય છે કે એ દરેક વાક્યો આપણા આગળ નવી સૂચનો ધરે છે —

**" જ્યાં ઇશ્કની ઇમારત ચક્ષુપ્રેમના પાયા પર ચણાય છે, ત્યાં પ્રેમચક્ષુઓ પોતાનુ હાસ્યબિંબ ફેંકતાં જલદીજ બંધ પડે છે. "**

**" આંબે મ્હોર બેશે એટલી કેરીઓ ન ઉતરે ને મનુષ્યને અભિલાષ જાગે એટલાં ફળ ન હોય "**

" નમી જતાં પાંપણોએ નિદ્રા સુંદરીની વિનતીઓ એણે ઘણીવાર જતી કીધી છે. "

" એક દેડકાને આગીઓ મળ્યો. આગીઆએ પૂછ્યું " ગાં માર્ શું કે ઉશાડે છે ? " દેડકાએ જવાબ આપ્યો " તું ગા ગારૂ તેજ પ્રમાણે છ ? " એ તો દરેકને પોતપોતાનો સ્વભાવ મુબારક "

" બીજાઓને તમારા હૃદયમાં વસવા દો, પણ તેઓ પાસે ભાડું લેશો નહીં. "

" કોનો વાંક કાઢીએ ? શું આપણો ? શું નસીબનો ? હા, એ હાથ લુછવાનો થાંભલો ઠીક છે ! "

" કયાં પુરુષનો ધિક્કાર અને કયાં સ્રીનો ધિક્કાર ! વરાળ છોડતી કીટલી આગળ આગ ફૂંકતો 'વિસુવીયસ' કયાં ? કયાં દિવાળીનો સુરસુર કરતો ફટાકડો અને કયાં ગોળી ભરેલી ભયંકર પિસ્તોલ ! કયાં છંછેડાયલી સાહુડી અને કયાં મહા ઝેરી સર્પ ! "

" હિમાલયે અનેક બચ્ચાંને પોતાની આંગળીએ વળગાડ્યાં છે. બધાંજ બચ્ચાં સુંદર ને રસ ભર્યાં લાગે છે. જાબલી નામે એક પહાડી ગામ હિમાલયની તળેટીના ડુંગરાઓમાં છે. મેળામાં જતાં કોઈ નાનાં બચ્ચાંની માફક વિવિધ શણગાર ધરીને તે ઉભું છે. "

કલ્પનાવડે સૂચન સર્જાવનારા આવા આવા કળાવત વાકયો ( Artistic Sentences ) શૈલીમા ઝમક લાવે છે અને નહીં કે શાબ્દિક શોભા જે શૈલીની સેંકડો શોભાઓમાની માત્ર એકજ છે.

શૈલીમાં "ઝમક" અને 'રસ" લાવનાર મુખ્ય તત્વોની આ ઉપર ટપકી સમજ વિશેષ ન લંબાવતા હવે આપણે આગળ વધીશુ.

**કેટલીક 'લાક્ષણિક' શૈલીઓ.**

ઉપર જણાવેલા શૈલીની ઝમક લાવનાર મુખ્ય તત્વો ઉપરાંત કેટલીક લાક્ષણિક શૈલીઓની સમજ તથા તેમનો વપરાશ પણ વાર્તાકર્તાના શિક્ષણ માટે અવશ્ય ગણાય છે. પણ એ લાક્ષણિક શૈલીઓ એટલી જાણીતી છે કે અત્રે તેના માત્ર નામજ આપેલા પુરતા થઇ પડશે, જેમકે—૧ રૂપકાલંકાર શૈલી, ૨ વિશેષણિક શૈલી, ૩ સંક્ષિપ્ત ચાતુર્ય વાક્ય શૈલી, ૪ અધ્યાહાર શૈલી, ૫ આડંબરી શૈલી ૬ કટાક્ષમય શૈલી, ૭ વ્યંગોક્તિ શૈલી, ૮ વિરોધાભાસ શૈલી વગેરે.

આડંબરી શૈલીને વાર્તા વિષે આપણે અત્યાર આગમજ ત્યાજ્ય ગણી આવ્યા છીએ, છતાં આ ટીપમાં એનો સમાવેશ કર્યો છે તેનુ કારણ એટલુ જ કે વર્તામા એક અમુક પ્રસંગે આડંબરી શૈલીને પણ સ્થાન છે—તેનો પણ એક સુઉપયોગ છે જ્યારે વાર્તામા કોઇ એવુ પંડિતંમન્ય પાત્ર બતાવવુ હોય કે જેની મુખ વાણીજ જાતે આડંબરી હોય ત્યારે, અથવા તો વાર્તાનુ કોઇ પાત્ર માત્ર વિનોદ ખાતર આડંબરી વાક્પ્રવાહ છોડી

રહ્યું હોય એમ બતાવવું હોય ત્યારે આડંબરી શૈલી ત્યાં વાસ્તવિક હોઇ આવશ્યકજ મનાય છે.

## શૈલીની કસોટી.

જે, રસને સાચવે, સૌંદર્યને પ્રકટાવે, કળાને દર્શાવે, અર્થ તથા વાકય રચનાની સચોટતા દાખવે, ભાષાની શુદ્ધતા જાળવે, સરળતાને વધાવે, રણકાને બેસુર ન બનાવે અને વાંચકો પર કરવા ધારેલી અસરને સફળ કરી બતાવે તેજ ખરેખરી સુંદર શૈલી. એક સારી શૈલી કાજે આ બધી કસોટીઓ છે, જેમાંથી વાર્તાકારે પસાર થવુંજ જોઇએ.

## શૈલીની આંકણી.

યુગે યુગે વાર્તાઓની શૈલી પલટાય છે; વળી દરેક વાર્તા લેખકની શૈલી ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે, તેવી પરિસ્થિતિમા અમુક વાર્તાની શૈલી સારી છે કે માઠી તેની પરીક્ષા માટે નીચના સાત શૈલી નિયમો ( canons of style ) બધા સમયને માટે નક્કી થયેલા છે. એ સાત નિયમો વડે આપણે ખાત્રી કરી શકીએ છીએ કે શૈલી ૧ વ્યક્તિગત, ૨ સ્વચ્છ અને ટુંકી ( Clear and Terse ) ૩ વિષયાનુકુળ, ૪ સુન્દરી, ૫ નવાં વિચાર સર્જન અને નવાં કલ્પનાભાસ ઉપસ્થિત કરનારી, ૬ સાદી પણ ગૌરવવંતી, ૭ અનુચિત તથા કચવાટ ઉપજે એવી વિલક્ષણતાઓથી મુક્ત છે કે નહીં ?

જો એ સર્વેના ઉત્તર હકારમા મળે તો શૈલી તેની આંકણીમાં વિજયવંતી નીવડી " સર્વોત્કૃષ્ટ ' પદને વરી ચુકીજ સમજવી.

છેવટ આ નિબંધને પૂર્ણ કરતા પરમ કૃપાળુ પરમાત્મા પાસે અંતરથી એટલુ યાચીશું કે આ રસીલી અને વહાલી ગુર્જર ભૂમિ પર તથા જ્યાં જ્યા ગુજરાતી ભાષા બોલાતી હોય; ત્યા ત્યા કલામય લખી શકે અને કલ્પનામય લખી શકે એવી શળનાવાળા શૈલીકાર વાર્તા લેખકો અનેકાનેક અને તેનાથીયે અધિક ઉત્પન્ન થાઓ ! શૈલીની નવિનતા અને શૈલીની સ્વતંત્રતા ઝળકાવનારા કથાકાર નર અને નારીઓ, હિન્દુ, પારસી, ઇસ્લામી વગેરે બધા ગુજરાતીઓમા ઘણા ઘણા પ્રકટે અને તેઓ ગુર્જર વાર્તા સાહિત્યની ઉગતી ફુલવાડી એવી તો મ્હોરાવી મહેકાવી પ્રફુલ્લ બનાવે કે તેની અજબ સુગંધ અને અદભુત અત્તર ગુજરાતનાજ નહીં–હિન્દનાજ નહીં પણ તમામ પૃથ્વીના સાહિત્ય પ્રદેશમા પહોચી વળી " ગુર્જર " નામને પરિપૂર્ણ પ્રકાશિત કરે ! અસ્તુ.

ફિરોજશાહ રૂસ્તમજી મહેતા.

---

નડિયાદ એ ગુજરાતનુ રાજનગર, વ્યાપાર-ઉદ્યોગનુ કેન્દ્ર તથા ગુજરાતી સાહિત્યનુ મુખ્ય મથક અમદાવાદ નથી. નડિયાદ એ વિલાસમસ્તી કોડવતી મોહમયી મુંબાઇ નથી, નથી એ રાજ્યશ્રીના સમૃદ્ધિથી તથા મહેમાનગીરીથી શોભિત રાજકોટ કે વડોદરા કે ભાવનગર, તેમ નથી એ અલબેલી સુરતનગરી જેનો ઇતિહાસ તથા કલા-રસિકતા સુપ્રસિદ્ધ છે. આ તો છ ચરોતર અને ચરોતરની સાદાઇ કોણ નથી જાણતુ ?

તેમાંય આ રંક ધરતનુ જે ધન પહેલાં હતુ તે આજે રહ્યુ નથી. તેથી અમારી ન્યૂનતાઓ-સત્કારના આતિથ્યના, વ્યવસ્થાના-અનેક પ્રકારની, નજરે પડે તો મોટા મનથી નિભાવી લેજો એટલું કહી, ફરીથી સાહિત્યભક્તિના તથા અતિથિપ્રેમના શુદ્ધ ભાવથી એક સ્વરથી અને એક હૃદયથી, નડિયાદને આંગણે અમે આપનુ સ્વાગત કરીએ છીએ.

'પધારો સુખની લ્હેરે, મોંઘા મ્હેમાન' આ સમે,
અધૂરાં [illegible] ગોરમો, તો યે દેશું પચામતો અમે "

તેમ જ ખાસ આનન્દથી અને પરમપ્રેમથી અમે આપણા આ અધિવેશનના નિયુક્ત-પ્રમુખ મહાશય, વિદ્યા-રસિકતા-સંસ્કારિતા એ ત્રણના સંગમતીર્થસમા, આચાર્ય આનન્દશંકરભાઇને આવકાર આપીએ છીએ.

આનન્દશંકરભાઇને નડિયાદનુ આંગણું નવું નથી. નડિયાદ એમને અપરિચિત નથી. યુવાવસ્થામાં તેઓ જેમ મણિલાલ-ગોવર્ધનરામ ને મનઃસુખરામના પ્રેમ તથા આદરના પાત્ર હતા, તેમ પોતાની ઉત્તરાવસ્થામાં એમની પ્રીતિ તથા સદ્ભાવના પાત્ર નડિયાદની ઉગરતી આશાઓમાંના અનેક થઇ ચૂક્યા છે. ખરે, સાહિત્યપરિષદના પ્રમુખની ચૂંટણી હમેશ આટલી સરલતાથી તથા આવી સર્વાનુમતિથી થતી હોય તો કેવું સારું ! મ્હને લાગે છે કે આજથી ૨૩ વર્ષ ઉપર અમદાવાદની પહેલી પરિષદને માટે જે એકમતિથી ગોવર્ધનભાઇની ચૂંટણી પ્રથમ પ્રમુખ તરીકે થઇ હતી તેનો જ કાંઇક પડઘો આ વખતે આનન્દશંકરભાઇની આવી ચૂંટણીથી નડિયાદે પાડયો હશે.

અને એ સર્વથા યોગ્ય છે. કેવળ નડિયાદને જ નહિ, સકલ સાહિત્યપરિષદના પ્રમુખ પદના ગૌરવને જ નહિ, પણ આનન્દશંકરભાઇના મનોહારિ વ્યક્તિત્વને પણ એ સર્વથા ઉચિત છે.

કારણ કે આજ ગુજરાતમાં આનન્દશંકરભાઇનું સ્થાન અનન્ય છે. એવું વ્યક્તિત્વ અદ્વિતીય છે. એક આખી પચીસીના ગુજરાતી વિદ્યાર્થીઓના ઇશ્વર ગુરુ, હવે આચાર્ય થયા, દૂરની પણ વધારે મ્હોટી કાશીની હિન્દુ યુનિવર્સિટિમાં ગુરુ-આચાર્ય-તથા પ્રો વાઇસ ચૅન્સેલર તરીકે, હિન્દમાંથી ને લંકાથીય ઉભરાતા હજારો વિદ્યાર્થીઓના વિદ્યાધામના [illegible] સ્થાપક

# નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ્,
# નડિયાદ.

સત્કાર મંડળના

અધ્યક્ષ

શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાનું

# ભાષણ

નડિઆદ, તા. ૨૬-૧૦-૨૮

સાહિત્યરસિક સન્નારીઓ અને સજ્જનો,

ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના નવમા અધિવેશનનું "હરિ ૐ" કરવાને અત્યારે આપણે સૌ ભેગા થયા છીએ તે પ્રસંગે ચરોતર સત્કારમંડળની તરફથી, અને આખા નડિયાદની તરફથી, આપનું સ્વાગત કરવાનું ધર્મકાર્ય મ્હારી ઉપર આવ્યું છે, અને તે હું અત્યન્ત આનન્દથી અને અન્તઃકરણથી કરૂં છું

એક રીતે આ સાહિત્યપરિષદ્ નડિયાદમાં ઘણી મોડી આવી નડિયાદના નામને ઉજ્વળ કરનારા જે અનેક સાક્ષરરત્નો નડિયાદમાં પ્રકટેલા હતા તે હવે ભૂતકાળને આધીન થઇ ગયા છે આજે નથી તેજસ્વી મણિલાલ કે નથી મસ્તકવિ બાળ નથી તે પ્રતાપી મુદ્રાવાળા મનસુખરામભાઇ કે નથી તે સૌમ્ય વિશુદ્ધાત્મા—આપણી જ પરિષદ્‌ના પ્રથમ પ્રમુખશ્રી અને એક જન્મદાતા—ગોવર્ધનભાઇ ઝવેરીલાલભાઇ, દોલતરામભાઇ ને તનસુખરામભાઇ પણ આજે રહ્યા નથી એમના વિનાની નડિયાદની સાહિત્યપરિષદ્ આજ કિયા નડિયાદીને સાવ સૂની—ખાલી નહિ લાગતી હોય ? અત્યારે ગોવર્ધનભાઇ આ સ્થાને વિરાજતા હોત, કે મણિલાલ હોત, તો આ પરિષદ્ કેવી થઇ હોત ! અમારો ભાર કેટલો હળવો થયો હોત, અને શૂન્યતાની આ ગ્લાનિને બદલે કેટલો ઉલ્લાસ ને ગર્વ નડિયાદવાસીઓના ઉમંગી હૃદયોને આજે ધડકાવતો હોત !

છતા અમને એક બારે આશ્વાસન છે નડિયાદના આ પનોતા પુત્રો પોતાની પાછળ એવી સરસ સાહિત્યસેના મૂકી ગયા છે કે તેઓના અક્ષરદેહો દીર્ઘાયુષી, ને ચિરંજીવ પણ, રહેશે, અને કેટલાય જમાના લગી નડિયાદના નવા ઉછરતા પુત્રો આ કીર્તિમન્ત વારસાથી પ્રેરણા મેળવ્યા કરશે

આ સમર્થ સાક્ષરોને, પૂરેપૂરા હૃદયથી સ્મરણાંજલિ આપવી એ આજે અમારુ પ્રથમ કર્તવ્ય ખરે, એથી વિશેષ ઉચિત અન્ય મંગલાચરણ કયુ હોઈ શકે?

ગુણીયલ ગુણાનુરાગી ગુજરાત આ અંજલિ–અર્પણમા અમારી સાથે જ છે એની ખાતરી અમારી ગ્લાનિને કેટલેક અંશે હળવી કરશે અને અમને આજના સમારંભને માટે વિશેષ હિંમત આપશે

પણ આ સાહિત્યપરિષદ્‌નો સત્કાર કરવામા અમારી જે અનેક ખામીઓ અમને નડી છે તેઓમાની આ તો એક જ છે જો કે બેશક એની તોલે મૂકાય એવી બીજી એકે નથી અમારી બીજી મુશ્કેલીઓ આપને તદ્દન અવિદિત નહી નથી નડિયાદના વિદ્યમાન કાર્યકર્તાઓનો મ્હોટો ભાગ આજ મહા ગામ રહે છે, તેઓ માત્ર પ્રવાસીની માફક જ અહીં આવજા કરે છે તથા ખાસ કામ પૂરતો સમય જ અહીં ગાળી શકે છે વળી કેટલાકોને જુદા જુદા પ્રકારના અનારોગ્યની પીડા છે અને તે એવા પ્રકારની છે કે એમની ઇચ્છા તથા શક્તિના વચ્ચે ત્રાસજનક કલહ ચાલ્યા કરે છે આ સર્વે ઓછા હોય તેમ બીજી બે તદ્દન અણધારી ને અસાધારણ ગંભીરતાવાળી આપત્તિઓ આવી પડી એક આવ્યુ ગયા વર્ષનુ પ્રચંડ વિનાશક અતિવૃષ્ટિનુ પૂર, જેની સંહારકથા સૌને વિદિત છે, અને બીજુ આવ્યુ 'બારડોલી' જેની વીરકથાના રણકા હજી આપણા કાનમા ગુંજી રહ્યા છે આ બન્ને આસમાની–સુલતાની આફતોની અંદર ગુજરાતે પોતાની જે મર્દાની કેળવી છે અને ગૌરવ વધાર્યું છે તેમા નડિયાદવાસીઓનો પણ હિસ્સો છે–એ બન્ને વિષમ વિપત્તિમા અડગ રહી ગુજરાતને આગળ લેનાર સરદાર" વલ્લભભાઇ તો ન્હાનપણમા નડિયાદને જ ખોળે રમ્યા હતા એ વાત સાચી છે, તો પણ સાહિત્યપરિષદ્‌નુ કાર્ય કરવામા, આ બન્ને (જલપ્રલય તથા બારડોલી) ખરેખર વિઘ્નરૂપ થઇ પડયા એટલુ આપણુ સદ્‌ભાગ્ય છે કે આજે એમ કહી શકાય એવુ થયુ છે કે એ વિઘ્નોનુ પરિણામ માત્ર વિલમ્બકારક જ થયુ સાહિત્યપરિષદ્ એક વર્ષ મોડી મળી એથી વિશેષ નુકશાન થયુ નહિ બલ્કે વિચાર કરતા એ કાંઇ એવી ગંભીર હાનિ પણ નથી

આવી આવી મુશ્કેલીઓની વચ્ચે થયેલી તૈયારીઓને પરિણામે આજે આપણે આમ ભેગા થઇ શકયા એ પણ એક મ્હોટી વાત છે ન્હાના મ્હોટા અનેક બન્ધુઓએ, આવી સર્વસાધારણ તેમજ અનેક અંગત હરકતો વેઠી લઇને સાહિત્યપરિષદ્ ઉપરની શ્રદ્ધાથી તથા પોતાની જન્મભૂમિ તરફની ભક્તિથી તનતોડ મહેનત કરી તેનુ જ આ ફળ છે આ સમેલનની સફળતા અને આપ સર્વની રમણતા એ જ અમારી આકાંક્ષા છે

નડિયાદ એ ગુજરાતનુ રાજનગર, વ્યાપાર-ઉદ્યોગનુ કેન્દ્ર તથા ગુજરાતી સાહિત્યનુ મુખ્ય મથક અમદાવાદ નથી નડિયાદ એ વિલાસવતી કોડવતી મોહમયી મુબાઇ નથી, નથી એ રાજ્યશ્રીની સમૃદ્ધિથી તથા મહેમાનગીરીથી શોભિત રાજકોટ કે વડોદરા કે ભાવનગર, તેમ નથી એ અલબેલી સુરતનગરી જેનો ઇતિહાસ તથા કલા-રસિકતા સુપ્રસિદ્ધ છે આ તો ક ચરોતર અને ચરોતરની સાદાઇ કોણ નથી જાણતુ ?

તેમાય આ રંક ઘરનુ જે ધન પહેલા હતુ તે આજે રહ્યુ નથી તેથી અમારી ન્યૂનતાઓ-સત્કારની આતિથ્યની, વ્યવસ્થાની-અનેક પ્રકારની, નજરે પડે તો મ્હોટા મનથી નિભાવી લેજો એટલુ કહી, ફરીથી સાહિત્યભક્તિના તથા અતિથિસેવાના શુદ્ધ ભાવથી એક સ્વરથી અને એક હૃદયથી, નડિયાદને આંગણે અમે આપનુ સ્વાગત કરીએ છીએ.

"પધારો સુખની લ્હેરે, મોંઘા મ્હેમાન ! આ અમે,
અધૂરા ગોરમો, ત્હો યે હેશુ પચાવતો અમે"

તેમ જ ખાસ આનન્દથી અને પરમપ્રેમથી અમે આપણા આ અધિવેશનના નિયુક્ત-પ્રમુખ મહાશય, વિદ્યા-રસિકતા-સંસ્કારિતા એ ત્રણના સંગમતીર્થસમા, આચાર્ય આનન્દશંકરભાઇને આવકાર આપીએ છીએ

આનન્દશંકરભાઇને નડિયાદનુ આંગણુ નવુ નથી નડિયાદનુ હૃદય અપરિચિત નથી યુવાવસ્થામા તેઓ જેમ મણિલાલ-ગોવર્ધનરામ ને મનસુખરામના પ્રેમ તથા આદરના પાત્ર હતા તેમ પોતાની ઉત્તરાવસ્થામા એમની પ્રીતિ તથા સદ્ભાવના પાત્ર નડિયાદની ઉગતી આશાઓમાના અનેક થઇ ચૂકયા છે ખરે, સાહિત્યપરિષદના પ્રમુખની ચૂંટણી હમેશ આટલી સરલતાથી તથા આવી સર્વાનુમતિથી થતી હોય તો કેવુ સારુ ! મ્હને લાગે છે કે આજથી ૨૩ વર્ષ ઉપર અમદાવાદની પહેલી પરિષદને માટે જે એકમતિથી ગોવર્ધનભાઇની ચૂંટણી પ્રથમ પ્રમુખ તરીકે થઇ હતી, ત્હેનો જ કાંઇક પડઘો આ વખતે આનન્દશંકરભાઇની આવી ચૂંટણીથી નડિયાદે પાડયો હશે

અને એ સર્વથા યોગ્ય છે એટલા નડિયાદનેજ નહિ એટલા સાહિત્યપરિષદના પ્રમુખપદના ગૌરવનેજ નહિ, પણ આનન્દશંકરભાઇના મનોહારિ વ્યક્તિત્વને પણ એ સર્વથા ઉચિત છે

કારણ કે આજ ગુજરાતમા આનન્દશંકરભાઇનુ સ્થાન અનોખુ છે એવુ વ્યક્તિત્વ અદ્વિતીય છે એક આખી પચીસીના ગુજરાતી વિદ્યાર્થીઓના પ્રિય ગુરુ, હવે આઠ વર્ષ થયા, દૂરની પણ વધારે મ્હોટી, કાશીની હિન્દુ યુનિવર્સિટિમા ગુરુ-આચાર્ય-તથા પ્રો વાઇસ ચેન્સેલર તરીકે, હિન્દમાથી ને લંકાથી ય ઉભરાતા હજારો વિદ્યાર્થીઓના શિરછત્ર-સંસ્થાપક

યત્ન થવો જોઇએ, અને અશિષ્ટ મનાતા એના ખૂણા ખોચરાની બોલીના શબ્દો પણ એકઠા કરીને તપાસવા જોઇએ. આ સઘળું કાર્ય અસાધાણ મહત્ત્વનું છે તેવું જ ખર્ચનું છેઃ વળી વર્તમાન જમાનામાં કોઇ પણ કોષ જ્યાં સુધી સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ રૂપી મૂળ ઉપરાંત, હિન્દી મરાઠી અને બંગાળી સાથેના સમાનતા અંશો નહિ દર્શાવે ત્યાં સુધી એ અપૂર્ણ જ ગણાશે. Political Federationની ભાવના સાથે Linguistic Federationની ભાવનાને જોડવી જ પડશે.

૯

**વિજ્ઞાન.**

હવે વિજ્ઞાનવિભાગના વિષયમાં આપણે શું કરવાનું છે એ જોઇએ. આ વિષયમાં જે કાર્ય કરવાનું હોઇ શકે તેના બે પ્રકાર છેઃ એક નવી શોધ, અને બીજો લોકપ્રચાર. નવી શોધની બાબતમાં તો ગૂજરાતે આખા હિન્દને બલ્કે સમસ્ત પૃથ્વીના વિજ્ઞાનશાસ્ત્રીઓની સાથે રહીને કામ કરવાનું છે. પણ જે ન્હાનું કામ —છતાં અતિ આવશ્યક કામ—સાહિત્ય પરિષદ્ પોતે ઉપાડી શકે એવું છે તે વિજ્ઞાનના લોકપ્રચારનું છે. છેલ્લાં દશ પંદર વર્ષમાં આપણા પ્રથમ અને મધ્યમ કક્ષાના શિક્ષણમાં વિજ્ઞાનશાસ્ત્રને આપણે સ્થાન આપ્યું છે, અને સારી નિશાળોમાં એ કામ થતું હશે એમ પણ આપણે માની લઇએ, તો પણ એની બહાર સામાન્ય લોકમાં વિજ્ઞાનનો પ્રચાર હજુ નહિં જેવો છે. અને એ પ્રચાર સારી પેઠે થાય તે માટે સાહિત્યપરિષદે ખરા અન્તઃકરણથી મ્હોટી યોજના રચવાની આવશ્યક્તા છે. મ્હારા મિત્ર મિ. કોઈલાં—જે હમણાં થોડા વખત ઉપર બનારસ હિન્દુ યુનિવ્હર્સિટિમાં એનજીનિયરિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ હતા અને હાલમાં પટણાની એનજીનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ થયા છે—એમણે કલકત્તા રિવ્યૂમાં ઔદ્યોગિક કેળવણી ઉપર લેખ લખવા માંડયા છે, એમાં એક સ્થળે કહ્યું છે કે ઇંગ્લંડનો ઔદ્યોગિક વિકાસ ઔદ્યોગિક શાળાને નહિ પણ ઔદ્યોગિક કારખાનાંને આભારી છે. આ કહેવું ઇંગ્લંડ પરત્વે ખરૂં છે, પણ અન્ય પ્રાણી કરતાં મનુષ્યોમાં વિશેષ એ છે કે જે સ્વાભાવિક હોય એને પણ એ પ્રયત્નજન્ય કરી શકે છે. ઔદ્યોગિક કારખાનાંથી ઇંગ્લંડનો ઔદ્યોગિક વિકાસ થયો એ ખરી વાત, પણ એ કારખાનાંને સુધારવામાં ઔદ્યોગિક શાળાનું વિજ્ઞાન અત્યારે મ્હોટો ભાગ લે છેઃ બલ્કે ઇંગ્લંડ પણ શાળા અને કારખાનાંને પરસ્પર જોડવામાં અન્ય દેશોથી–ઉદાહરણ તરીકે જર્મનીથી–પછાત છે તેટલી એની ઔદ્યોગિક સ્થિતિ પણ હાનિ સહન કરે છે. આપણા દેશમાં કારખાનાંના કામમાં શાળામાં મેળવેલી વૈજ્ઞાનિક કેળવણી બહુ ઉપયોગી થશેઃ બલ્કે, આપણા દેશની સ્થિતિ એવી છે કે જ્યાં સુધી વૈજ્ઞાનિક શિક્ષણથી આપણી હવાને ભરી દેવામાં નહિ આવે, ત્યાંસુધી આપણાં કારખાનાં પણ ગતાનુગતિક અને જમાનાથી પચાસ વર્ષ પછાત રહેવાનાં. તે માટે સાહિત્યપરિષદે વિજ્ઞાનને લોકપ્રિય કરવા સારૂ જે કાંઇ યત્ન થઇ શકે તે કરવા મચી પડવું જોઇએ. આરંભમાં વિજ્ઞાનનાં લોકપ્રિય ભાષણો અને પ્રયોગો ગૂજરાત અને કાઠિયાવાડનાં અમુક શહેરોમાં કરવા માટે ગોઠવણ કરી દેવી જોઇએ, અને એ કામમાં પ્રજાની સેવા કરવા ડૉ. કાન્તિલાલ, ડૉ. નાયક, પ્રોફેસર વીરમિત્ર દીવેટીઆ, રા. પોપટલાલ શાહ, રા. સાંકળચંદ શાહ, રા. પર્જન્યરાય મેઢ, અને રા. વિજયલાલ ધ્રુવ તૈયાર છે એમ હું જાણું છું. અન્ય પણ ઘણા ભાઇઓ સાહાય્ય કરશે.

૧૦

**તત્ત્વજ્ઞાન.** ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં આપણું બે પ્રકારનું કર્તવ્ય છે. એક તો આપણા ગૂજરાતી સાહિત્યમાં મીરાં અને નરસિંહ મહેતાથી માંડી આજ પર્યન્ત જે જે વિચાર આપણા સાહિત્યમાં પ્રકટ થયા છે, એ તારવવાનું, એનો ઇતિહાસ રચવાનું, તથા એને હિન્દુસ્થાનમાં અન્યત્ર પ્રકટ થએલા ધર્મ અને તત્ત્વવિચાર સાથે સંકળવાનું મ્હોટું કાર્ય છે. પણ એટલેથી જ સંતોષ પામવાનો નથી. જેમ સાહિત્યમાં જૂના સાહિત્યના પાનથી સંતુષ્ટ થવાનું નથી, પણ નવું સાહિત્ય રચવાનું છે, તેજ રીતે તત્ત્વજ્ઞાનમાં પણ આપણે આગળ પ્રગતિ કરવાની છે. આપણા પ્રાચીન પૂર્વજોએ જેમ ઇતિહાસ તેમ તત્ત્વજ્ઞાન સાહિત્ય સાથે ગૂંથ્યું હતું. પરંતુ એ કાર્ય મહાન કવિઓ જ કરી શકે. આપણે તો, એજ કાર્યની સામગ્રી તરીકે, તત્ત્વજ્ઞાનને એક સ્વતન્ત્ર શાખારૂપે કેળવી પોષી સંવર્ધી શકીએ. તત્ત્વજ્ઞાન એ સંસારને વિલોકવાની એક દૃષ્ટિ છે, અને તે જેમ જ્ઞાનીને સિદ્ધ છે તેમ આપણ સહુને સાધ્ય છે અને આવશ્યક છે. તત્ત્વજ્ઞાન એ જ્ઞાનની અન્ય શાખાઓની સમાન કક્ષાનું એક શાસ્ત્ર છે એ સમઝણ પણ ભૂલ ભરેલી છે. જ્ઞાનની સર્વશાખામાં તત્ત્વજ્ઞાન પ્રવેશ કરે છે, કારણ કે એ સર્વના મૂળરૂપે એનું સ્થાન છે. તેથી જીવ જગત્ અને પરમાત્માના સ્વરૂપનું, જ્ઞાનની એક સ્વતન્ત્ર શાખારૂપે, ચિન્તન; એટલામાં જ તત્ત્વજ્ઞાન સમાપ્ત થતું નથી. ઇતિહાસ અને વિજ્ઞાનનાં મૂળ શોધવા તથા એનો અર્થ કરવામાં પણ તત્ત્વજ્ઞાન પ્રવર્તે છે. આ દૃષ્ટિએ મનુષ્યનું બંધારણ, એનો આ પરિદૃશ્યમાન વિશ્વ સાથે સંબન્ધ, એની સ્વાભાવિક પ્રવૃત્તિ નિવૃત્તિની ભાવનાઓ—ઇત્યાદિ સર્વ વિચાર તત્ત્વજ્ઞાનના પેટામાં પડે છે. એ વિચારનું બહોળું પણ સુચિન્તિત સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે. એ જ ભવિષ્યના કાવ્યસાહિત્યમાં ઉચ્ચતા અને ગંભીરતા, એ સાહિત્યના પ્રાણરૂપે, પ્રેરી શકશે. અને એ વિના આપણું સાહિત્ય રંગબેરંગી પરપોટા જેવું જ રહેશે.

૧૧

**કેળવણી.** કેળવણીનો વિભાગ સાહિત્યપરિષદ્નું આવશ્યક અંગ છે. આપણી કેળવણીનું સ્વરાજ્ય આપણને નામનું તો મળી ચૂક્યું છે; પરંતુ એને વાસ્તવિક કરવામાં અત્યારે મ્હોટી મુશ્કેલી આ ખાતા માટે સરકાર પાસેથી નાણાં મેળવવાની છે. એ મેળવવાના માર્ગો પરિષદ્ના પ્રદેશની બહાર છે, પરંતુ એના પ્રદેશની અંદર પણ ઘણું કરવાનું બાકી છે. જેટલાં સાધન આપણને પ્રાપ્ત છે તેટલાનો પણ પૂરેપૂરો ઉપયોગ કરવા માટે પ્રજામાં કેળવણી સંબન્ધી વિચાર કરનારાં મંડળો હોવાં જોઇએ. મિ. મારવિને કહેલું મને યાદ આવે છે કે—ઇંગ્લાંડમાં દર અઠવાડિયે સ્થળે સ્થળે કેળવણી માટે ઉત્સાહ ધરાવનારાં મંડળો મળે છે, ચર્ચા કરે છે, કેળવણીના વિસ્તાર અને સુધારા માટે ઠરાવો કરે છે, યોજનાઓ ઘડે છે ત્યારે આ દેશમાં તો સઘળું શૂન્યવત્ પડ્યું છે! આપણે આપણા પ્રાન્તમાં કેળવણીના અનેક પ્રયત્નો આરંભ્યા છે, પણ તે હજી પરસ્પર અસંગ્રથિત છે. પરિષદ્નું કામ એમાં સૂત્ર પરોવવાનું, અને એક મુખ્ય કેળવણીમંડળ સ્થાપી એ દ્વારા ગૂજરાતની કેળ-

વણી ઉપર દેખરેખ રાખવાનું, અને એના વિસ્તાર તેમજ ગુણમાં દિન પર દિન સુધારો કરવાનું છે.

ક્ષણવાર વિચારો કે આજકાલ પશ્ચિમમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણને સરલ સુબોધ અને રસિક કરવા માટે કેટલા પ્રયત્નો ચાલી રહ્યા છે! કેળવણીના કાર્યમાં પડેલાને જાણીતું છે કે અત્યારે સેંકડો પુસ્તકો જગતના મહાન સાહિત્યને ખાસ વિદ્યાર્થીના જીવનમાં ઉતારવા માટે રચવામાં આવે છે. તેમ, વર્તમાન વિજ્ઞાનની પ્રગતિથી પણ તેઓ અજાણ્યાં ન રહે તે માટે કઠિન વિજ્ઞાન પણ સુગ્રાહ્ય રૂપમા મુકવામાં આવે છે. આ કાર્ય સફળ રીતે કરવા માટે વિદ્વાન લેખકોની તેમજ બાહોશ પ્રકાશકોની જરૂર છે. બીજું: કેળવણી એ શાળાના શિક્ષણને અંતે જ સમાપ્ત થતી નથી એ શિક્ષણશાસ્ત્રનો એક સુવિદિત સિદ્ધાન્ત છે, પણ એ સૂત્રનો અત્યાર સુધી એ જ અર્થ થયો છે કે શાળામાંથી નીકળી મનુષ્ય જીવનમાં પડે છે ત્યારે જીવનરૂપી મહાશાળામાં એનુ શિક્ષણ ચાલ્યા કરે છે. આ સત્ય છે. પરતુ પશ્ચિમમાં એક બીજા અર્થ ઉપર પણ હવે ધ્યાન દેવાવા લાગ્યુ છે તે એ કે જીવનના વ્યવસાયમાં પડયા પછી પણ મનુષ્યને આત્મશિક્ષણ માટે કાંઈક રૂપાન્તર સાથે શાળા કાયમ રાખવાની જરૂર છે. આ 'adult education'નો સિદ્ધાન્ત ગરીબોને જ માટે છે એમ નથી, ધનિકોને પણ શાળા છોડયા પછી મૂર્ખ બની જવાનો એટલોજ સંભવ છે. ત્રીજુ, કૃષ્ણ ભગવાને જેટલા પ્રેમથી ગોપાલ આહીરોને પોતાના માન્યા હતા તેટલા જ પ્રેમથી ગામડાંની વસ્તીની સાથે એકતા કરવાની જરૂર છે. અને તેથી ગામડાની કેળવણીનો પ્રશ્ન, —એ કેળવણી કેવી હોવી જોઈએ તથા એને કેવી રીતે રોચક તેમજ હિતપ્રદ અને ઉપયોગી કરી શકાય એ પ્રશ્ન—પણ મન લગાડીને વિચારવાનો છે.

૧૨

પરિષદ્‌ના સામાન્ય ઉદ્દેશ સંબન્ધી, સાહિત્યના ઉલ્લાસ માટે જોઇતી વસ્તુસ્થિતિ સંબન્ધી, અને તે તે વિભાગમાં કરવાના કાર્યની દિશા સંબન્ધી, યથાશક્તિ અને યથાવકાશ મ્હારા વિચારો આપની સમક્ષ મેં મૂક્યા. અન્તમાં હવે પૂર્વોક્ત કાર્ય સિદ્ધ કરવા માટે શાં શાં સાધનોની અપેક્ષા છે એ વિષે બે શબ્દો બોલીને મ્હારૂ નિવેદન સમાપ્ત કરીશ. પરંતુ તે કરતાં પહેલા આપણા કર્તવ્યપથમાં પડેલી એક બે મુશ્કેલીઓ નોંધવા જેવી છે. ગયા માર્ચ માસના મૉડર્ન રિવ્યુમા એક સ્થળે હિન્દુસ્થાનની જુદી જુદી ભાષા બોલનારની સંખ્યા આપી છે તેમાં પ્રકૃતમાં ઉપયોગી મ્હોટી ચાર ભાષાના આંકડા આ પ્રમાણે છે.—

| | | | |
|---|---|---|---|
| હિન્દી બોલનારની સખ્યા. | | | ૯૮,૧૧૫,૦૦૦ |
| બંગાળી | ,, | ,, | ૪૯,૨૯૪,૯૦૦ |
| મરાઠી | ,, | ,, | ૧૮.૭૯૮,૦૦૦ |
| ગુજરાતી | ,, | ,, | ૯,૫૫૨,૦૦૦ |

અર્થાત્ હિન્દી બોલનારની સંખ્યાના પ્રમાણમાં બંગાળી બોલનારની સખ્યા લગભગ અડધી છે, મરાઠી બોલનારની પૂરી એક પંચમાંશ પણ નથી, અને ગુજરાતી બોલનારની એક દશાંશ પણ નથી. આ કારણથી અન્ય પ્રાન્તોમાં લેખકોને એમના પુસ્તકના વિક્રયથી જે

પરિતોષ મળી શકે છે તે આપણે ત્યાં દુર્લભ છે. વિશેષમાં આપણે ત્યાં બીજા પ્રાન્તો જેવા આર્થિક જવાબદારી માથે લઇને પુસ્તક છાપનારા ('ગૂજરાતી' અને 'સસ્તું સાહિત્ય' એ બેને ગણીએ તો તે સિવાય) પ્રકાશકો નથી, તેથી મ્હોટે ભાગે ગ્રન્થકર્તાને પોતાને ખર્ચે પોતાને આર્થિક જોખમે જ પુસ્તક છપાવવાં પડે છે, અને તેથી એક પુસ્તકની જાળમાંથી એ મુક્ત ન થાય ત્યાં સુધી એ બીજામાં પડી શકતો નથી. દેખીતી રીતે ક્ષુદ્ર અને હલકું જણાતું આ આર્થિક કારણ વસ્તુતઃ આપણા સાહિત્યના વિકાસમાં એક મ્હોટું પ્રતિબન્ધક છે. એની સામેના ત્રાજવામાં મૂકી શકીએ એવી બે બાબતો છે. એક તો આપણા પ્રાન્તમાં મધ્યમ વર્ગની જનસંખ્યા અન્ય પ્રાન્તોના કરતાં વધારે ધનિક છે, અને બંગાળી બોલનારનાથી અડધી હોઇને પણ હિન્દી કરતાં ચઢીઆતું સાહિત્ય બંગાળ ઉત્પન્ન કરી શક્યું છે તેમ ગૂજરાત પણ ધારે તો કરી શકે. અને પ્રકાશક મંડળની ખામી પણ આપણી સાહિત્યસંસ્થાઓ જરા ઉદારતાથી કામ કરીને પૂરી શકે. તે માટે આ પ્રતિબંધક કારણથી મુઝાઇ ન રહેતાં, આપણી કાર્યસિદ્ધિ માટે શાં શાં સાધનોની અપેક્ષા છે એનો વિચાર કરીએ તો—'श्लोकार्धेन प्रवक्ष्यामि' એ ન્યાયે સઘળો ઉત્તર ત્રણ શબ્દોમાં સમાવી શકાય છેઃ (૧) માતૃભાષા, (૨) ગૂજરાત યુનિવર્સિટિ, અને (૩) તે તે વિષયનાં મંડળો. આમાં, માતૃભાષા એટલે ગૂજરાતીમાં સારી રીતે લખતાં આવડે, અથવા તો એનો એક સ્વતન્ત્ર વિષય તરીકે અભ્યાસ થાય, અથવા તો ગૂજરાતીને સંસ્કૃત પ્રત્યે માતૃબુદ્ધિને બદલે સપત્નીબુદ્ધિથી જોતાં શીખવાય એ વિવક્ષિત નથી વિવક્ષિત એ છે કે જ્યાં સુધી આપણા વિદ્યાલયો અને છાત્રાલયો ગૂજરાતી ભાષામાં જ ચાલતા ઉચ્ચ શાસ્ત્રના ઊહાપોહથી ગાજે નહિ, ત્યાં સુધી એ ભાષામાં ઉચ્ચ વાઙમય ઉત્પન્ન થવાની આશા રાખવી મિથ્યા છે. પરંતુ આ કરવા માટે ગૂજરાતના સ્વતન્ત્ર વ્યક્તિત્વને પોષે એવી એક યુનિવર્સિટિ ગૂજરાતમાં સ્થાપવાની જરૂર છે. ૧૮૫૭ માં આપણી મુખ્ય યુનિવર્સિટિઓ સ્થપાઇ તે વખતે સર ચાર્લ્સ વૂડે પ્રકટ કરેલી આશા કે ગ્રૅજ્યુએટો પોતાનું જ્ઞાન નીચેના વર્ગમાં ઊતારશે એ અત્યાર સુધી સફળ થઇ નથી તેનું કારણ ગ્રૅજ્યુએટોનો દોષ નથી, પણ યુનિવર્સિટિના શિક્ષણમા સર્વ શાસ્ત્રના મણિગણમાં માતૃભાષા સૂત્રવત્ પરોવાએલી નથી એ જ છે, રાજા રામમોહનરાય અને મેકાલેએ સ્થાપેલી અને વર ચાર્લ્સ વૂડે અભિષિક્ત કરેલી શિક્ષણપ્રણાલી લગભગ સો વર્ષ સુધી એના એ રૂપમાં જ ચાલ્યાં કરે એ જ એની જડતાની પુરી નિશાની છે સુભાગ્યે હવે એ પ્રણાલી અહલ્યા તરફ વિદ્વન્મત વળ્યો છે, અને ગુજરાત યુનિવર્સિટિ સ્થાપીને ઉચ્ચ શિક્ષણનો નવો યુગ આપણે આરંભીએ તો તે સારૂ સમય પાકી ચૂક્યો છે.

મુંબાઇમાં યુનિવ્હર્સિટિ છે તો પછી ગૂજરાતમાં શામાટે જોઇએ એમ પૂછવામાં આવે તો એનો ઉત્તર બે વર્ષ ઉપર મ્હે આપ્યો હતો એજ આજ આપુ છુ રાજ્ય—અર્થ —અને મનુષ્ય સંસ્કૃતિના શાસ્ત્રોથી સ્વીકારાએલું આ સત્ય છે કે હરેક પ્રજાની સંસ્કૃતિ સમપ્રમાણ વિસ્તરવી જોઇએ ગામડાં તૂટીને ગામ વસે કે ગામ તૂટીને શહેરો વસે, કે શહેરો તૂટીને રાજધાની જ પરિપુષ્ટ થાય એમાં દેશનું કલ્યાણ નથી. માત્ર સંખ્યાની દૃષ્ટિએજ એમા અપૂર્ણતા છે એમ નથી. પણ રાષ્ટ્રદેહના અમુક અમુક અવયવોનો એમાં પક્ષાઘાત છે, અને પક્ષાઘાતવાળુ રોગી શરીર માત્ર અમુક અવયવમાજ રોગી,

રહીને અટકતું નથી, પણ આખા દેહની તંદુરસ્તીને બગાડે છે, અને પરિણામે એનો વિનાશ કરે છે. ગૂજરાતની બુદ્ધિશક્તિ કે નૈતિક સામર્થ્ય કે ધનસંપત્તિ બધી મુંબાઇમાંજ જઇ વસે એ કદાપિ ઇષ્ટ નથી. ગૂજરાતના દરેક શહેર ગામ અને ગામડામાં આ શક્તિ સામર્થ્ય અને સંપત્તિનું રુધિર ફરતું રહેવું જોઇએ, જેથી એનો લાભ દરેક અવયવને મળતોજ રહે.કેટલાક તરફથી આ સામે વિચારવા લાયક પણ વસ્તુતઃ ઊંડા વિચાર વિનાની એક, દલીલ સાંભળશો કે મુંબાઇની કૉલેજમાં ભણવા જવાથી ચાલાકી આવે છે, અને કેટલાક વિદ્યાર્થીઓ જેમનું દુર્ભાગ્ય રજવાડાની સાંકડી ખટપટમાં ઉછરવાનું છે તેમને માટે આ મુક્તિ પણ છે. પણ આવી દલીલ કરનારને પૂછશો કે આ સ્થિતિ શાથી ઉદ્‌ભવી છે? એ દૂર કરવાનું મુખ્ય સાધન એ છે કે મુંબાઇની ઉચ્ચ કેળવણી અને સ્વતન્ત્રતાનું વાતાવરણ જે મુંબાઇમાં જ ભરી ગૂંચું છે એનો વિસ્તાર ગૂજરાતના સર્વ ભાગમાં થવો જોઇએ; અને એ જ ખરૂં જીવન છે; રાજધાની એ જ પ્રજા નથી. કૂપમંડૂકવૃત્તિ બેશક ખોટી છે, પણ કુવા અને નદીઓ વિનાનું મનુષ્યજીવન કેવું? સાગરથી નદીઓની ગરજ સરે? બલ્કે નદીઓ વિના સાગર કેવો? ગૂજરાત વિના મુંબાઇ પણ તેવુંજ. મુંબાઇ માથે ભાર ઘણો છે, એ ભાર ઘટાડો. ગૂજરાત યુનિવ્હર્સિટિ સ્થાપવા માટે ઘણાં કારણો છે, પણ અન્ય કોઈ પણ કારણ ન હોય તોપણ આ એકજ કારણ મુંબાઇના હિતખાતર પણ થોડું નથી. મુંબાઇને પોતાને પોતાનું કામ સારી રીતે કરવા દેવું હોય તો એને માથે પડેલા ભારની વ્હેંચણી થઇ જવી જોઇએ. મુંબાઇથી પણ વિશિષ્ટતા વગરની, મુંબાઇનીજ પ્રતિબિમ્બભૂત, ગૂજરાત યુનિવ્હર્સિટિ થાય તો તે પણ મુંબાઇનો ભાર ઘટાડવા માટે ઇષ્ટ છે. જો કે તેવી જ થશે એમ માનવાને કારણ નથી."

અત્યારે પ્રશ્ન યુનિવ્હર્સિટિ માટે જોઇતા ધનનો જ રહ્યો છે અને ધન પણ ગૂજરાતમાં નથી એમ નથી. તેથી ખરો પ્રશ્ન તો ધનનો પણ નહિ, કિંતુ ધનને દાનમાં વહેવરાવવાનો જ છે. તે માટે પ્રબળ લોકમત ઉત્પન્ન કરવો,સર ચિમનલાલ જેવા અનુભવી જનોને અગ્રેસર કરવા,અને આપણા ધનિકોને રાજારજવાડાઓને અને બ્રિટિશ અધિકારીઓને કર્તવ્યપરાયણ કરવા એ કામ પરિષદે વિના વિલમ્બે ઉપાડી લેવું જોઇએ. પરંતુ એ મ્હોટું કર્તવ્ય કરવામાં ગૂંથાતાં આપણાં ન્હાનાં કર્તવ્ય ભૂલવાં ન જોઇએ. એવું એક ન્હાનું કર્તવ્ય તે વિવિધ જ્ઞાનવર્ધક મંડળોની સ્થાપના છે. આ કાર્ય માટે આપણા અર્વાચીન યુગના પહેલા ખંડના પૂર્વજોની પદ્ધતિમાંથી દાખલો લેવાનો છે. એ જમાનો મંડળસ્થાપનાનો હતો: ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ, બુદ્ધિવર્ધક સભા, ફૉર્બ્સસભા વગેરે મંડળ રચીને સહકારની પદ્ધતિએ સાહિત્યસેવા કરવા માટે એણે ઊંડા પાયા નાંખ્યા છે.એ જમાનાએ એના સમયને ઉચિત મંડળો રચવાનાં હતાં. પશ્ચિમની વિદ્યા પૂર્વમાં કેમ ઉતારવી એટલોજ એના આગળ પ્રશ્ન હતો,વર્તમાન જમાનાનો પ્રશ્ન એ વિદ્યાને પણ અનેક રીતે કસોટીએ ચઢાવી શુદ્ધ કરી અત્રે વસાવવાનો છે, એટલુંજ નહિ પણ પ્રાચીન આર્ય સંસ્કૃતિને પણ પૂરો ન્યાય આપવા એણે તત્પર થવાનું છે. તે માટે તત્વચિન્તક, ઇતિહાસશોધક, વિજ્ઞાનપ્રચારક,શિક્ષણસુધારક,સાહિત્યસંવર્ધક, કલાપ્રેરક આદિ અનેક વિષયનાં મંડળો સ્થાપી ગૂજરાતની બુદ્ધિને અને એની ભાષાને ઉચ્ચતર ભૂમિકાએ ચઢાવવાની છે.

આપણી પરિષદ્ એકની એક પ્રણાલિકામાં ઘણાં વર્ષો ચાલી. હવે યુગ પરિવર્તનો કાળ

આવ્યો છે. અને સઘળી સ્થિતિ પરિવર્તને અનુકૂળ છે, ક્ષણવાર વર્તમાનને ભેદી ભવિષ્યમાં દૃષ્ટિ નાંખો ચર્મચક્ષુ મીંચી, પ્રતિભાચક્ષુથી આપણો સારસ્વત ઉદ્યાન નિહાળો સર્વત્ર વસન્તના વાયુ વાઈ રહ્યા છે, વૃક્ષો નવપલ્લવ થઈ ગયાં છે, આંબે મ્હોર બેઠો છે ભ્રમરો ગુંજે છે—શ્રદ્ધા રાખો કે થોડા સમયમાં આમ્રફળ પણ આવશે, ડાળો ફળભારથી લચશે, અને વૃક્ષે વૃક્ષે કોયલ ટહુકશે આ આપણાં સ્વપ્નાં નથી;આપણા સાચા મનોરથ છે, આપણી આશાઓ છે, આ સુન્દર આસો માસની શરદ્ પુનમની સંનિધિમાં વિશ્વના રાસેશ્વર બંસીધરને આપણી પ્રાર્થનાઓ છે

આ પ્રાર્થના સફળ થાય, પ્રભુના અનુગ્રહના આપણે અધિકારી થઈએ, તે માટે શું કરીશું? મીરા પ્રાર્થતી હતી તેમ પ્રભુના બાગના બાગવાન થઈશું ક્યા નવા રોપ રોપવા, ક્યા પાણી પાવું ક્યા શું ખાતર પૂરવું, ડાળીઓ ક્યા કેવી વાળવી, કેવી ટેકાવવી, ક્યા કાતર મુકવી, કોની કલમ કાપવી ક્યા ચોંટાડવી ઇત્યાદિ અસંખ્ય વિગતોવાળી બાગવાનની કળા આપણે શીખીશું અને પ્રયોજીશું

એ જ્ઞાન અને શક્તિ આપણને પ્રાપ્ત થાય તે માટે સહુ પ્રાર્થના કરીએ કે—

सह वीर्यं करवामहै । तेजस्विनोऽप्यधीतमस्तु मा विद्विषामहै
मा विद्विषामहै
मा विद्विषामहै ॥

शान्तिरस्तु पुष्टिरस्तु आत्मकलासमृद्धिरस्तु ॥
सर्वे मेधाविन सन्तु सर्वे सन्तु निरामयाः ।
आत्मज्योतिश्च पश्यन्तु मा कश्चित्तम आप्नुयात् ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ

ઇતિહાસ-વિભાગના પ્રમુખ

મહામહોપાધ્યાય રાયબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝાનું

# ભાષણ.

માનનીય સભાપતિજી, ઉપસ્થિત વિદ્વજ્જનો તથા વિદુષી બહેનો.

ગુર્જર-સાહિત્યપરિષદે ઇતિહાસ-વિભાગના પ્રમુખનું પદ મને આપીને મારૂં જે સન્માન કર્યું છે તે માટે હું પરિષદને અન્તઃકરણથી ધન્યવાદ અર્પણ કરૂં છું! પરિષદે જે ગુરૂતર કાર્યનો ભાર મને સોંપ્યો છે તેને પૂર્ણ કરવાને હું પોતાને કોઈ પણ પ્રકારે યોગ્ય સમજતો નથી. જે સ્થાન આજે આપની તરફથી મને આપવામાં આવ્યું છે ત્યાં કોઈ સુયોગ્ય વિદ્વાનની આવશ્યકતા હતી; જે ઇતિહાસની સુંદર વાટિકાનો આનંદાનુભવ કરાવીને આપને સુચારૂ રૂપથી પથપ્રદર્શન કરાવી શકત. હું નથી જાણતો કે હું આપની સેવા કેવી રીતે બજાવી શકું. સ્વાગત સમિતિના પ્રમુખ અને મારા જૂના મિત્ર રા. રા. છગનલાલ હરિલાલભાઈના વારંવારના સ્નેહપૂર્ણ આગ્રહથી વિવશ થઈને મને શારીરિક અસ્વસ્થતામાં પણ આ પદ સ્વીકારવું પડ્યું છે.

આપણા પ્રસ્તુત વિષયનો પ્રારંભ કરવા પહેલાં હું ઉપસ્થિત વિદ્વાનોની સેવામાં આ જણાવવું ઉપયુક્ત સમજું છું કે રાજપૂતાનામાં મારો જન્મ થવાથી મારી માતૃભાષા ગુજરાતી નથી! વિદ્યાર્થી-જીવન માં જ્યારે હું મુંબાઈમાં રહેતો હતો ત્યારે મને ગુજરાતી ભાષાપર કાંઈક રૂચિ થઈ તેથી હું ગુજરાતી પુસ્તકો વાંચવા લાગ્યો; પણ વિદ્યાર્થી જીવન સમાપ્તિ પછી રાજપુતાનાને મારૂં કાર્યક્ષેત્ર બનાવી ગત ૪૨ વર્ષોથી હીંદી ભાષા દ્વારા ઐતિહાસિક શોધ કરવાને કારણે એ લાંબા અરસામાં ગુર્જરગિરાથી મારો સંબંધ વિચ્છિન્ન થઈ ગયો. હવે હું ન તો શુદ્ધ ગુજરાતી બોલી શકું છું અને નતો લખવાનો જરાપણ અભ્યાસ છે: અત્રે મારે આ તો કહેવુંજ જોઈએ કે મારા ભાષણની ભાંગી-તૂટી ભાષાના શ્રવણથી ઉપસ્થિત વિદ્વન્મંડલને ગુર્જરગિરાના લાલિત્ય, માર્દવ અને સરસતાથી તો સર્વથા વંચિતજ રહેવું પડશે. હૃત્તંત્રીને ઝંકૃત કરાવનારાવાળી આપની સરસ માતૃભાષાની કોમલકાન્ત પદાવલીનો મારી આવી ભાષાથી આપને લેશમાત્ર પણ આનંદ થશે નહીં અસ્તુ.

આજકાલ ભારતવર્ષની પાય: સઘળી પ્રાન્તીય ભાષાઓની ઉન્નતિ માટે સાહિત્ય પરિષદો સ્થાપિત થઈ છે, અને તેમની તરફથી સમય સમયે સાહિત્ય-સમ્મેલનોનાં અધિવેશનો થાય છે જેમકે બંગીય-સાહિત્ય પરિષદ, મરાઠી-સાહિત્ય-સમ્મેલન, હિન્દી સાહિત્ય સમ્મેલન આદિ. વિષયાનુસાર એ સમ્મેલનોને ભિન્ન ભિન્ન ભાગોમા વિભક્ત કરી સાહિત્યના પ્રત્યેક અંગની ઉન્નતિ માટે ત્યાં પ્રયત્ન થાય છે. એવા અવસરો પર વિભિન્ન વિષયોના અનેક પારગામી વિદ્વાનો દ્વારા ઉત્તમોત્તમ ગવેષણાત્મક નિબંધો વંચાય છે, અને પરસ્પરમાં ખૂબ વિચાર-વિનિમય થાય છે, જેથી અનેક નવી અને શોધપૂર્ણ વાતો જાણવામાં આવે છે. આ પરમ સન્તોષનો વિષય છે કે ગુર્જર સાહિત્ય પરિષદના સુયોગ્ય સંચાલકોએ પણ અત્રે ભિન્ન ભિન્ન વિષયોના સમ્મેલનોની યોજના કરી છે, તેમાં ઇતિહાસને પણ સ્થાન આપવામાં આવ્યું છે એ જાણીને ઇતિહાસના એક તુચ્છ સેવક તરીકે મને ઘણી પ્રસન્નતા

થઈ છે ઇતિહાસનું મહત્ત્વ કોઈ પણ અન્ય વિષયથી કમ નથી આ પરિષદમા મારો સબંધ કેવલ ઇતિહાસની સાથે છે તેથી આપની સન્મુખ એ વિષયોમા મારા કાઇક વિચારો રજૂ કરૂં છુ

સસારના સાહિત્યમા ઇતિહાસનુ સ્થાન બહુ ઉચુ છે જ્ઞાનભડારના અન્યાન્ય વિષયોમા ઇતિહાસજ એક એવો વિષય છે કે તેના અભાવમા માનવ સમાજને માટે પોતાની ઉન્નતિનું કામ અત્યત કઠિન થઈ જાય છે દેશો, જાતિઓ તથા મહાપુરુષોના રહસ્યોને પ્રકટ કરવા સારૂ ઇતિહાસ એક અમોઘ સાધન છે કોઈ જાતિને સજીવ રાખવા, તેની ઉન્નતિ કરવા તથા તે ઉપર દૃઢ રહી સદા અગ્રેસર થવા માટે ઈતિહાસથી વધાર ઉપયોગી બીજું કોઇ પણ સાધન જણાતું નથી અતીત ગૌરવ તથા ઘટનાઓના ઉદાહરણોથી મનુષ્ય જાતિ તથા રાષ્ટ્રોમા જે સજીવન શક્તિનો સચાર થાય છે તેને ઇતિહાસ સિવાય અન્ય સાધનોથી પ્રાપ્ત કરી સુરક્ષિત કરવી કઠિનજ નથી પણ અસભવ છે સાક્ષર વર્ગની સન્મુખ ઈતિહાસના મહત્વ તથા તેની ઉપયોગિતા-સબધી કોઈ વિષય વિવેચનની આવશ્યકતા નથી શિક્ષિત સમાજ જાણેજ છે કે ભૂતકાળની અતીત સ્મૃતિ તથા ભવિષ્યની અદૃશ્ય દૃષ્ટિને ઇતિહાસ પોતાના જ્ઞાનરૂપી કિરણોથી સદા-પ્રકાશમાન કરે છે પૃથ્વીતલની કોઈપણ જાતિનો સાહિત્ય-ભડાર ત્યાસુધી સપૂર્ણ ન કહેવાય જ્યાસુધી તેમા ઇતિહાસરૂપી અમૂલ્ય રત્નો સગ્રહીત ન થયા હોય, કેમકે ચિરકાલથી અજ્ઞાન-નિદ્રામા પડેલી તથા અધપતિત જાતિની જાગૃતિ અને ઉત્થાનના અન્યાન્ય સાધનોમા તેનો ઇતિહાસ પણ એક સર્વોત્કૃષ્ટ તથા આવશ્યક સાધન છે ઇગ્લડના સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ લોર્ડ બર્કના શબ્દોમા કહીએ તો ઇતિહાસ ઉદાહરણોની સાથે તત્ત્વજ્ઞાનનુ શિક્ષણ છે ' જ્યારે આપણે કોઇ દેશ અથવા જાતિના પ્રાચીન ઈતિહાસથી પરિચિત થઈએ જ્યારે આપણે જાણતા હોઈએ કે અમુક જાતિ અથવા રાષ્ટ્રનુ ઉત્થાન અમુક કારણોથી થયુ અને કેવા કારણો તથા કેવી પરિસ્થિતિ થવાથી તેના પતનનો આરભ થયો ત્યારેજ આપણે વર્તમાન સમયની પરિસ્થિતિને સમજવા તથા સુધારવાને સમર્થ થઇ શકીએ એ તો નિશ્ચિત છે જ કે ઉન્નતિનો આધાર અનુભવ છે અને ઉન્નતિને માટે તેના તત્ત્વોનુ જ્ઞાન થવુ નિતાન્ત આવશ્યક છે તે તત્ત્વોનુ જ્ઞાન તેના પૂર્વ પરિણામો પર અવલમ્બિત રહે છે અને તે પરિણામોને જાણવાનુ એ માત્ર સાધન ઈતિહાસ જ છે જેવી રીતે સિનેમામા ભૂતકાળની કોઇ ઘટનાનુ ક્રમપૂર્વક સપૂર્ણ ચિત્ર દર્શકની દૃષ્ટિ આગળ આવી જાય છે તેવી જ રીતે ઈતિહાસ પણ કોઈ જાતિના કોઈપણ સમયના આચાર-વિચાર રીતરિવાજ ધાર્મિકભાવ શાસનપદ્ધતિ અને રાજનૈતિક સસ્થાઓ આદિનુ વાસ્તવિક ચિત્ર આપણી અન્તર્દૃષ્ટિની સામે સ્પષ્ટરૂપે પ્રસ્તુત કરે છે ઇતિહાસથીજ આપણે જાણી શકીએ કે અમુક જાતિ અથવા દેશમા ધાર્મિક સામાજિક અને રાજનૈતિક વિચારો કેવા હતા રાજા અને પ્રજાની વચ્ચે કેવા સબધ હતો દેશની ઉન્નતિમા ક્યા કારણો સહાયક થયા કેવા કેવા આદર્શો જાતીયજીવનના માર્ગદર્શક થયા રાષ્ટ્રનિર્માણ કેવી રીતે થયુ લલિત કલાઓ તથા વિદ્યાઓની ઉન્નતિ કેવા સાધનોથી થઈ અને તે દેશવાસિઓ પર કેવી કેવી સામાજિક તથા નૈતિક શક્તિઓનો પ્રભાવ પડ્યો જેથી તે દેશ અથવા જાતિ ઉન્નતિની પરાકાષ્ઠા સુધી પહોચી આવી જ રીતે પતનના શ્રીગણેશ શા કારણોથી થયા ધર્મ અને રાષ્ટ્રીયતાના બધનો શિથિલ થઈ મનુષ્યોના ઉચ્ચ આદર્શો કેવી

રીતે અસ્ત થવા લાગ્યા, કેટી કેટી સામાજિક શક્તિઓએ પ્રજામા ભેદભાવરૂપી વિષનો પ્રચાર કર્યો, જેથી તે જાતિ ઉન્નતિના શિખરથી શનૈ શનૈ અવનતિના ગર્તમા પડી ગઈ ઈતિહાસથી એ પણ જાણી શકાય છે કે શાં શાં કારણોથી દેશો પરાધીન થાય છે, સામાજિક સગઠનો વિચ્છિન્ન થઈ જાય છે, અને સુવિશાળ સામ્રાજ્ય તથા મહાપ્રતાપી રાજ્યવંશોનો વિનાશ થાય છે ઈતિહાસ દ્વારા પોતાના પૂર્વજોની ગૌરવ-ગાથાથી પરિચિત થઈ કોઈ પણ અનન્ત જાતિ પરસ્પરના ક્ષુદ્ર ભેદભાવને દૂર કરી સગઠન શક્તિની સહાયતાથી રાષ્ટ્રીયતારૂપી ઐક્ય-સૂત્રમા બધાય છે એક ઈતિહાસકારના આ શબ્દોમા ઘણુજ સત્ય રહેલુ છે કે કોઈ પણ રાષ્ટ્રને સદા અધઃપતિત અને પરાધીન રાખવુ હોય તો સર્વોત્તમ ઉપાય એજ છે કે તેનો ઈતિહાસ નષ્ટ કરી દેવો આ કથનનો સારાશ એજ છે કે કોઈપણ રાષ્ટ્રના ઉત્થાનમા તેનો ઈતિહાસજ સૌથી વધારે સહાયક થાય છે. અતએવ સાહિત્યના એવા પરમોપયોગી અગનું સરક્ષણ પ્રત્યેક જાતિ અથવા દેશને માટે ઘણુજ આવશ્યક છે

સામાન્ય રૂપે કોઈ પણ દેશનો ઈતિહાસ બે મુખ્ય વિભાગો—રાજકીય અને લૌકિક મા વિભક્ત થઇ શકે છે રાજકીય ઈતિહાસમા દેશપર રાજ્ય કરનાર ભિન્ન ભિન્ન રાજવંશોનુ કાલક્રમાનુસાર ઘટનાપૂર્ણ વિવરણ, અન્યરાજ્યો સાથેની તે દેશના યુદ્ધો અને સધીઓ, રાજનૈતિક અને ધાર્મિક સ્વતત્રતા માટે સમય સમય પર પ્રજાએ કરેલા પ્રયત્નો, તેની રાજ્ય વ્યવસ્થામા સુધારા, તેના ઉત્થાન અથવા પતનના કારણો, આદિ અનેક વિષયોનો સમાવેશ થાય છે પહેલા રાજકીય ઈતિહાસજ ઈતિહાસનુ મુખ્ય ક્ષેત્ર મનાતુ હતું, પરન્તુ હવે એ સબધમા ઈતિહાસ રસિકોનો દૃષ્ટિકોણ બદલાઇ ગયો છે અને લૌકિક ઈતિહાસ અર્થાત્ જનતાના ઈતિહાસને વધારે મહત્વ આપવામા આવે છે લૌકિક ઈતિહાસમા કોઇપણ દેશવાસિઓની સસ્કૃતિ (Culture) તેમનુ સામાજિક સગઠન, તેના ધર્મ સમ્બન્ધી વિચારો, રીતિરિવાજો, સાહિત્ય, લલિતકળાઓ આર્થિકદશા આદિ ઘણા વિષયોનુ વિવેચન કરવામા આવે છે માટે રાજકીય ઈતિહાસ કરતા લૌકિક ઈતિહાસ વધારે મહત્ત્વ પૂર્ણ ગણાય છે એવી રીતે બન્ને પ્રકારના ઈતિહાસોને માટે પ્રચૂર સામગ્રી અને દીર્ઘકાળના અનુભવની આવશ્યકતા રહે છે

ભારત વર્ષમા અત્યત પ્રાચીન કાળથીજ અનેક સ્વતત્ર રાજ્યોનો ઉદય અને અસ્ત થતો રહ્યો તેઓ એક બીજા સાથે યુદ્ધના સઘર્ષમા લાગી રહ્યા કોઇ કોઇ રાજ્ય તો એકજ રાજાના સમયમા સ્થાપિત થયા સમૃદ્ધ થયા, પણ તે રાજાના અવસાનની સાથેજ તેમનો અસ્ત થઇ ગયો, જેમકે ઐશ્વશી રાજા હર્ષવર્ધનનુ કનોજનુ રાજ્ય વગેરે એવી સ્થિતિમા સમય સમયે વિદેશિયોના આક્રમણો થતા રહ્યા અને મુસલમાનોના સમયમા અનેક પ્રાચીન નગર, મદિર-મસદિ ધર્મસ્થાન, રાજમહેલો, વિદ્યાપીઠો તથા પ્રાચીન પુસ્તકાલયો નષ્ટ કરવામા આવ્યા જેથી ભારતીય પ્રાચીન ઈતિહાસના અધિકાશ સાધનો વિલુપ્ત થઈ ગયા એ સઘળી વાતોને લક્ષમા રાખતા અનેક રાજ્યોવાળા આ સુવિશાળ દેશનો શૃખલાબદ્ધ પ્રાચીન લિખિત ઈતિહાસ મળવો કઠિનજ નહિ કિન્તુ અસભવિત છે આજથી ૧૫૦ વર્ષ પૂર્વે જનસાધારણમા કેટલાક રાજાઓના નામ માત્રજ પ્રસિદ્ધ હતા, જેવા કે વિક્રમાદિત્ય, શાલિવાહન, મુજ, ભોજ, સિદ્ધરાજ

જયસિંહ, કુમારપાળ, બાપારાવળ, સમરસી, વીસલદેવ, કાન્હડદે, જેયચંદ્ર, પૃથ્વીરાજ આદિ. પણ એ રાજાઓ ક્યારે થયા, અને ક્યા વંશના હતા. આદિ તેમના સંબંધની વાતોનું તેમને યથેષ્ટ જ્ઞાન ન હતું. આ ૧૫૦ વર્ષોમાં અનેક એતદ્દેશીય અને વિદેશી વિદ્વાનોએ પ્રાચીન શોધને માટે અસાધારણ શ્રમ વેઠીને ભારતીય પ્રાચીન ઇતિહાસ વિષયક ઘણી સામગ્રી પ્રસિદ્ધિમાં આણી છે, તેમાં ભારત વર્ષના ભિન્ન ભિન્ન રાજાઓના સમયના સેંકડો શિલાલેખો, તામ્રપત્રો, હજારો સિક્કાઓ, અનેક હસ્ત લિખિત ઐતિહાસિક કાવ્યો, નાટકો ગદ્યગ્રન્થો આદિના સંગ્રહ થયા છે. પ્રાચીન શિલાલેખો અને દાનપત્રો, જેની લિપિયો વાંચી શકાતી ન હતી, અને જે ડાટેલા ધનનાં બીજકો માનવામાં આવતાં હતાં અને જેના સંબંધમાં નાના પ્રકારની કલ્પનાઓ કરવામાં આવતી હતી, તેઓ પરથી આજ ઘણો ખરો પ્રાચીન ઇતિહાસ ઉપલબ્ધ થઇ શકે છે. પ્રાચીન શિલાલેખો સંબંધી લોકોના ભ્રમનું એક ઉદાહરણ અહીં આપવું અસંગત લેખાશે નહીં. સંવત્ ૧૯૫૫ના મારા કાઠિયાવાડના પ્રવાસ સમયે જ્યારે હું જૂનાગઢ પાસેની અશોકના લેખની છાપો તૈયાર કરી રહ્યો હતો તે વખતે કેટલાક માણસો તે સ્થળે એકત્ર થયા અને પરસ્પર કહેવા લાગ્યા કે ડાટેલા ધનને માટે ઘણા લોકો અહીં આવીને માથું પછાડી ગયા છે પણ ધન તો કોઇને હજી સુધી મળ્યું નહીં. આ ખડકનું નામ 'તીરવા' છે. તેનો અર્થ એજ છે કે એક તીરવાએ એટલી જગામાં ધન ડાટેલું છે પણ કોઇ એ જાણતું નથી કે કઇ દિશાએ તે ધન રહેલું છે. તેમની આ વાત સાંભળીને મને કંઇ પણ વિશેષ આશ્ચર્ય જેવું લાગ્યું નહીં. કેમકે મારા જીવનમાં તે પહેલાં પણ એવા ઘણા પ્રસંગો આવ્યા હતા. પ્રાચીન શોધના આરંભની પૂર્વે કોણ જાણતું હતું કે મૌર્યવંશના મહા પ્રતાપી રાજા ચંદ્રગુપ્ત અને અશોક ક્યારે થયા અને તેમણે ગુજરાત ઉપર અધિકાર કેવી રીતે મેળવ્યો, ગુપ્તવંશી સમુદ્રગુપ્ત અને ચંદ્રગુપ્ત દ્વિતીયે ક્યાં સુધી પોતાની વિજય વૈજયન્તી ઉરાડી અને ક્ષત્રપ વંશનો નાશ કરીને ગુજરાત પર પોતાનું સામ્રાજ્ય ક્યારે સ્થાપિત કર્યું. હર્ષવર્ધને પોતાના બાહુબળથીજ કેવું વિશાળ સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું અને તે ગુજરાતને પાર કરી **પુલકેશી** (સોલંકી)ની સાથે યુદ્ધ કરવામાં કેવા પ્રકારે હાર્યો, પડિહાર વંશિઓએ મારવાડથી જઇને કનોજનું મહારાજ્ય ક્યારે પ્રાપ્ત કર્યું, અને 'ગુજરાત તથા કાઠિયાવાડ પર પોતાનો સિક્કો ક્યારે અને કેવી રીતે જમાવ્યો, અને ભારતના વિવિધ રાજવંશોમાંથી કયા કયા રાજાઓ ક્યારે ક્યારે થયા ઇત્યાદિ. ઇતિહાસના અંધકારમાં પૌરાણિક કથાઓ અને પ્રચલિત જનશ્રુતિઓને આધારે લોકોએ જે રાજાઓનાં નામો પરંપરાગત સાંભળવામાં આવતાં હતાં અને જે રાજાઓ વિક્રમની નવમી દશમી સદી અથવા તેથી પણ પાછળ થયા તેમનાં નામોની સાથે બીજાં ઘણાં કલ્પિત નામો જોડીને તેઓને હજારો વર્ષ પહેલાંના ઠરાવી દીધા અને તે સમયની ઘટનાઓને સતયુગની પ્રસિદ્ધ કરીને કેટલીય પ્રાચીન કો, મહેલ, મંદિરો આદિને પાંડવ, કૌરવ, વિક્રમાદિત્ય, સંપ્રતિ, ભર્તરિ (ભર્તૃહરિ) આદિ રાજાઓનાં બનાવેલાં જાહેર કર્યા અસ્તુ.

પ્રાચીન શોધના પ્રકાશથી આ અંધકાર કંઇક અંશે દૂર થયો છે, તો પણ હજુ સુધી શોધના કાર્યમાં જોઇએ તેવી ઉન્નતિ થઈ નથી. ભારત વર્ષ તથા તેના ભિન્ન ભિન્ન ભાગોની સંસ્કૃતિના પ્રમાણભૂત અને સર્વાંગપૂર્ણ ઇતિહાસો લખવા માટે હજુ તો બીજી ઘણી સામગ્રી શોધી

કાઢવાની જરૂરત છે. પ્રાચીન શોધના કાર્યનો આરંભ થયાને ૧૦૦ થી વધારે વર્ષ વીતી ગયાં છે તો પણ આપણા દેશવાસી પ્રાચીન શોધકોની સખ્યા આંગળીઓનાં ટેરવાં પર ગણી શકાય એટલીજ છે. કહેવાનો સારાંશ એજ છે કે જો આપણે માતૃભૂમિના ઇતિહાસને અંધકારમાંથી પ્રકાશમાં લાવવો હોય તો અનેક ભારતીય વિદ્વાનોને આ કાર્યમાં ઉતરવુંજ પડશે. જો ઘણા વિદ્વાનોની પૂરી લાગણી આ તરફ થાય તો ઓછામાં ઓછા ૫૦ વર્ષ પછીજ આપણા દેશનો સર્વાંગસુંદર રાજકીય અને લૌકિક ઇતિહાસ તૈયાર થવાની આશા રાખી શકાય.

ઈતિહાસનો સામાન્ય રૂપે વિચાર કર્યા પછી હવે ગુજરાતના ઈતિહાસ ઉપર દૃષ્ટિપાત કરવો જોઇએ કાલક્રમાનુસાર પ્રત્યેક દેશના ઇતિહાસના ત્રણ વિભાગો કરી શકાય. પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન. ગુજરાતનો ઇતિહાસ પણ એજ ત્રણ ભાગોમાં વિભક્ત થઇ શકે છે. અહિં અમે ગુજરાતના ઇતિહાસના એ ત્રણ કાળોની રૂપ-રેખા બતાવીને એ દેખાડવાનો યત્ન કરીશું કે આ દેશનો ઇતિહાસ કેટલો વિસ્તૃત અને વિવિધ ઘટના પૂર્ણ છે અને કેવી સામગ્રીથી તેનું નિર્માણ થઇ શકે છે.

ભારતના અન્ય પ્રાન્તોની પેઠે ગુજરાતનો ઇતિહાસ પણ પહેલા અંધકારમાંજ હતો. આ પ્રાન્તના ઇતિહાસને સૌથી પ્રથમ પ્રસિદ્ધિમાં લાવવાનુ માન ગુજરાત વાસિઓને નહી પણ એક વિદેશી સજ્જન-અલેક્ઝેડર કિનલૉક ફૉર્બસના નામપર અંકિત થયુ તેણે રાસમાળા નામથી બે ભાગોમા ગુજરાતનો ઈતિહાસ પ્રકાશિત કરી અત્રે દેશવાસિઓને બહુજ ઉપકૃત કર્યા છે રાસમાળામા ફૉર્બસે કેટલેક પ્રાચીન ઈતિહાસ, મુસલમાનો અને મરાઠા કાળનો તથા અંગ્રેજોના સમય સુધીનો ઈતિહાસ લખી બ્રાહ્મણ, વાણિયા, રજપૂત, ચારણો આદિ જાતિઓના રીતરિવાજો ધાર્મિક ક્રિયાઓ, ઉત્સવો, સમય સમયનુ જમીનનુ રાજકીય બંધારણ ઇત્યાદિ અનેક વિષયો પર પ્રકાશ પાડ્યો છે તેમના શ્રમની કદર કરતા તેમનુ જીવનચરિત્ર લખનાર વિદ્વાને લખ્યુ છે કે " ફૉર્બસ સમ સાધન વિના નવ ઉધરત ગુજરાત " તે અક્ષરશઃ સત્ય છે જેમ ગુજરાતનો ઈતિહાસ સૌથી પહેલા એક વિદેશીના હાથે લખાયો તેમજ વીરભૂમિ રાજસ્થાન તથા મરાઠા જાતિના ઇતિહાસનુ કાર્ય પહેલ વહેલા બે અંગ્રેજો કર્નલ જેમ્સટૉડ તથા ગ્રાંટડફ-દ્વારા સપાદિત થયુ ફૉર્બસની પછી કર્નલ વૉટસન તથા ' બોમ્બે ગેઝેટિયર ' ના સુયોગ્ય સંપાદક જેમ્સ કેમ્પબેલે જે કઇ પ્રયત્ન કર્યો તે પણ સ્તુત્ય છે ગુજરાતવાસિઓમાથી ગુજરાતના પ્રાચીન ઈતિહાસના ઉદ્ધારનુ કાર્ય કરનાર અગ્રેસર નાગર જાતિના પ્રસિદ્ધ વિદ્વાન ( સ્વર્ગસ્થ ) ડૉક્ટર ભગવાનલાલ ઇંદ્રજીનું નામ કદાપિ ભૂલી શકાય નહીં તેમણે મુંબઇ સરકાર માટે ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ બહુજ શ્રમથી લખ્યો અને તેમના હાથ નીચે એક વિદ્યાર્થી તરીકે કામ કરવાનુ થોડા સમય સુધી મને પણ સૌભાગ્ય પ્રાપ્ત થયુ હતું. ઇસવીસન ૧૮૮૮ મા ભગવાનલાલજીનો સ્વર્ગવાસ થયા પછી તેમના લેખના પ્રથમ અંગ્રેજી ભાષાન્તર એ. એમ ટી. જેક્સન નામના વિદ્વાને મુંબઇ ગેઝેટિયરમા પ્રકાશિત કર્યું ભગવાનલાલ ઇંદ્રજીના અવસાન પછી શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ હરિલાલ હર્ષદરાય ધ્રુવ, રણછોડભાઇ ઉદયરામ, વિજયશંકર

ગૌરીશંકર ઓઝા, રતિરામ દુર્ગારામ, મંછારામ દવે, તનઃસુખરામ મનસુખરામ ત્રિપાઠી અને આચાર્ય વલ્લભજી હરિદત્ત આદિ સજ્જનો ગુજરાતના ઇતિહાસ સંબંધી શ્રમને માટે ધન્યવાદને પાત્ર છે. આજકાલ પણ ગુજરાત પુરાતત્વ–મંદિરના આચાર્ય શ્રી જિન વિજયજી પુરાતત્વ સંબંધી અન્વેષણમાં સારો શ્રમ કરે છે અને તે સંસ્થા તરફથી પ્રકટ થતું " પુરાતત્ત્વ " નામનું ત્રૈમાસિક પણ ગુજરાતના ઇતિહાસની સારી સેવા બજાવે છે. સ્વર્ગીય રણછોડભાઈ ઉદયરામે ફૉર્બસની રાસમાળાનું બે સુંદર ભાગોમાં ભાષાન્તર કરી ગુજરાતની પ્રશંસનીય સેવા કરી હતી અને તેના બીજા સંસ્કરણમાં મૂળથી ઘણો વધારો કરીને તે ગ્રંથ વધારે પ્રમાણભૂત બનાવ્યો છે. રણછોડભાઇની કૃતિ સિવાય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ ડૉકટર ભગવાનલાલજી ના ગ્રંથનો સંક્ષિપ્ત અનુવાદ પ્રકાશિત કર્યો છે પણ તે સન્તોષજનક નથી. ગુજરાતી ભાષામાં ગુજરાતના ઇતિહાસ માટે એજ મુખ્ય ગ્રંથો મારા જોવામાં આવ્યા છે. ગાયકવાડ સરકારે હેમચંદ્રાચાર્યના દ્વાશ્રયકાવ્ય, રાજશેખરસૂરીના ચતુર્વિંશતિ પ્રબંધ, જિનમંડનોપાધ્યાય રચિત કુમારપાલ પ્રબંધ અને અરિસિંહ પ્રણીત સુકૃત સંકીર્તન એ ચાર ગ્રંથોનાં ગુજરાતી ભાષાન્તરો પ્રકાશિત કરીને ગુર્જર સાહીત્યમાં ઇતિહાસની જે કાંઇક શ્રીવૃદ્ધિ કરી છે તે પ્રશંસનીય છે. કલ્હણકૃત રાજતરંગિણીના પહેલા સાત તરંગોનું ગુજરાતી ભાષાન્તર સુપ્રસિદ્ધ સાહિત્યસેવી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ તથા મૂલથી કંઇક વધારીને મેરૂતુંગકૃત પ્રબંધ ચિંતામણીનું ભાષાન્તર શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથે પ્રકાશિત કરીને ઇતિહાસની સારી સેવા બજાવી છે. સ્વ. રણછોડભાઇ ઉદયરામે ભિન્ન ભિન્ન યુરોપી જાતીઓના ભારત વર્ષ સાથેના વ્યાપારનો વિદ્વતાપૂર્ણ સવિસ્તર ઇતિહાસ લખીને ગુજરાતી સાહિત્યમાં આ દેશના વિદેશી વ્યાપારના ઇતિહાસની કેટલેક અંશે ખોટ પુરી પાડી છે. એવીજ રીતે અમૃતલાલ ગોવર્ધનદાસ શાહ અને કાશિરામ ઉત્તમરામ પંડયાએ ' હિન્દ રાજસ્થાન ' અને કાલિદાસ દેવશંકર પંડયાએ ' ગુજરાત રાજસ્થાન ' નામનાં પુસ્તકો પ્રકાશિત કર્યાં. આ બન્ને પુસ્તકો લખવામાં વિશેષ શોધ થઈ હોય એવું જણાતું નથી. એ અંગ્રેજી પુસ્તકોને આધારેજ લખાયાં છે. એ ગ્રંથો સિવાય ' કરણઘેલો, અને કેટલીક ઐતિહાસિક નવલકથાઓ પ્રકાશિત થઇ છે પણ તેમની ગણના ઇતિહાસમાં કરી શકાય નહીં. ઇતિહાસ સબંધી ગુજરાતી ભાષામાં એટલાજ ગ્રંથો મારા જોવામાં આવ્યા છે એ સિવાય બીજા ગ્રંથો પણ અવશ્ય લખાયા હશે પણ તેમનો પરિચય ન હોવાથી હુ તેઓના સંબધમા કાંઇ કહી શકતો નથી.

ગુજરાતી સાહિત્યમાં ઊપર ઉલ્લેખ કરેલા ગ્રંથો છતાં મારે કહેવું પડે છે કે આપણા ગુર્જર બંધુઓએ પોતાના પ્રાતના ઇતિહાસ માટે એટલી કાળજી નથી જણાવી જેટલી કે મહારાષ્ટ્ર અને બંગાલવાળાઓએ. મહારાષ્ટ્રવાસિઓએ પૂનામાં ઇતિહાસ–સંશોધક–મંડળ સ્થાપિત કરીને મરાઠા–કાલના ઇતિહાસની કેટલી અમૂલ્ય સામગ્રી પ્રકાશમાં આણી છે, અને ત્યાંના ઉત્સાહી વિદ્વાનોએ તે કાળના હજારો પત્ર વ્યવહારો અને ઘણી 'બખરો' પ્રકોશિત કરી છે તે મારા જાણવા પ્રમાણે ૨૦ થી વધારે વોલ્યુમોમાં પ્રસિદ્ધ થઈ છે. હજુ સુધી તત્સંબધી કાર્ય એવાજ ઉત્સાહથી ચાલી રહ્યું છે. આ મહાન કાર્ય માટે

પાર્સનિસ, સ્વ. રાજવાડે, સર દેસાઈ આદિ વિદ્વાન ધન્યવાદ ને પાત્ર છે. એજ પ્રમાણે બંગાલના વિદ્વાનોએ બંગીય સાહિત્ય-પરિષદ સ્થાપિત કરીને તેના વિશાલ ભવનમાં અસંખ્ય પ્રાચીન મૂર્તિઓ, અનેક તામ્રપત્રો, હજારો સિક્કાઓ અને હસ્ત લિખિત ગ્રંથોનો જે અપૂર્વ સંગ્રહ કર્યો છે તેથી બંગાલી વિદ્વાનો તથા ગૃહસ્થોના ઇતિહાસપ્રેમ અને સ્વદેશપ્રિયતાનો ઘણોજ મારો પરિચય મળે છે. બંગાલાનાં નરેન્દ્ર વિભાગના નિવાસિયોએ નરેન્દ્ર રિસર્ચ સોસાઇટી-ની સ્થાપના કરીને પ્રાચીન શોધ સંબંધી સ્તુત્ય પ્રયત્ન કર્યો છે અને બંગાલથી સંબંધ રાખનારા ઘણા શિલાલેખો બંગલા-ભાષાન્તર સહિત પુસ્તકાકારે પ્રકાશિત કર્યાં છે. અને બીજાં પણ અનેક અજ્ઞાત પુસ્તકો પ્રસિદ્ધિમાં લાવ્યા છે, એ કામને માટે શ્રીયુત રાખલદાસ વંદ્યોપાધ્યાય, મહામહોપાધ્યાય પંડિત હરપ્રસાદ શાસ્ત્રી આદિ અનેક તદ્દેશીય વિદ્વાનો સાધુવાદને પાત્ર છે. ગુજરાતના ઇતિહાસના ઉદ્ધારને માટે એવુંજ કામ ગુજરાત વ સિઓ દ્વારા થયું હોય એ મારા જાણવામાં આવ્યું નથી. ગુજરાતના ઇતિહાસ સાથે સંબંધ રા-ખનારા અનેક શિલાલેખો, તામ્રપત્રો અને સિક્કાઓ ગુજરાત કાઠિયાવાડ અને કચ્છ સિવાય રાજપૂતાના અને માળવામાં વિદ્યમાન છે પણ ગુજરાતી ભાષાન્તર સહિત તેમને પ્રકાશમાં લાવવાનો પ્રયાસ હજી સુધી જોઇએ તેવો થયો નથી. વિજયશંકર ગૌરીશંકર ઓઝાએ ભાવનગર રાજ્યના આશ્રયથી ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ, પ્રથમભાગ પ્રકટ કર્યો, જેમાં કાઠિયાવાડ તથા ઉદયપુર રાજ્યના કેટલાક શિલાલેખો ગુજરાતી ભાષાન્તર સહિત પ્રસિદ્ધ થયા છે, અને સેંકડો અપ્રસિદ્ધ શિલાલેખોનો સ્થાન-નિર્દેશ સહિત સારાંશ પણ આપવામાં આવ્યો છે. ગુજરાતી ભાષામાં શિલાલેખોનો સંગ્રહ પ્રકાશિત કરવાનું આજ પહેલું કાર્ય થયું છે. તેના પછી આચાર્ય જિનવિજયજીએ પ્રાચીન જૈન-લેખ સંગ્રહ, ભાગ બીજો, એ નામથી ગુજરાત અને રાજપૂતાનાના ઘણા મૂળ લેખોનો સંગ્રહ કર્યો છે. તેમાં પ્રત્યેક લેખનુ ભાષાન્તર આપ્યું નથી તો પણ જે કંઈ માહિતી ગુજરાતી ભાષામાં આપી છે તે પણ બહુ ઉપયોગી છે. હું જાણું છું કે ગુજરાતના વિદ્વાનોમાં ઇતિહાસ-પ્રેમ અવશ્ય છે પણ જ્યાં સુધી અનેક વિદ્વાનો પ્રાચીન શોધના ક્ષેત્રમાં ઊતરીને વર્ષો સુધી અગાધ પરિશ્રમ કરશે નહીં ત્યાં સુધી ગુજરાતી ભાષામાં ગુજરાતના વાસ્તવિક ઇતિહાસની ખોટ પૂરી પડી શકશે નહીં માટે ભાવિ યુવકોને એ કાર્યમાં સોલ્લાસ ધીરે ધીરે યોગ્યતા પ્રાપ્ત કરી ઐતિહાસિક શોધમાં પ્રવૃત્ત થવાની ઘણીજ આવશ્યકતા છે. પહેલાં તો શોધ કાંઇક સંબંધી કાર્ય નીરસ જણાશે પણ તેમાં મન લાગ્યા પછી અન્વેષકને નવી નવી શોધ કરતાં એવોજ આનંદાનુભવ થાય છે જેવો કે એક વિજેતા નવા નવા દેશોનો વિજયકરીને ગર્વપૂર્વક સુખનો અનુભવ કરે છે. ગુજરાત જેવા સંપન્ન દેશમાં ઇતિહાસની શોધ માટે પૂનાના ઇતિહાસ-સંશોધક મંડળ જેવી કોઇ સંસ્થા કાયમ થવી જોઇએ. તે માટે ગુજરાતના શ્રીમન્તોએ દ્રવ્યની પર્યાપ્ત સહાયતા કરી ઘણા નવ યુવકોને સ્કોલરશિપો આપી એ કામમાં પ્રવૃત્ત કરવા જોઇએ

અંગ્રેજી ભાષામાં ઐતિહાસિક સાહિત્ય કેટલું વિસ્તૃત છે, એ કાંઇ આપથી અજાણ્યું નથી. એવું વ્યાપક ઐતિહાસિક સાહિત્ય જ્યારે ગુજરાતી ભાષામાં સંકલિત થશે ત્યારેજ ગુર્જર સાહિત્યનું એ અંગ પૂર્ણ ગણાશે. એ તો ઘણુંજ મોટું કાર્ય છે; પણ એના સંપાદનની પહેલાં ગુજરાત દેશનો પ્રાચીન કાળથી લઇને આજસુધીનો રાજનૈતિક અને લૌકિક સપ્રમાણ

ઈતિહાસ તૈયાર કરવો પરમ આવશ્યક છે. કેવળ અંગ્રેજી ગ્રંથોનો આધાર લઇને આવો ઈતિહાસ બનાવવાનો યત્ન કરવો કદાપિ સફલ થઇ શકે નહી તેને માટે મૂળ સામગ્રી એકત્ર કરવી અને તે પરથી સ્વતંત્ર ઈતિહાસની રચના થવી જોઇએ એ કાર્યમા અંગ્રેજી પુસ્તકો કેવળ માર્ગદર્શક થઇ શકે મૂળ સાધનો નહીં આ કામ પણ એટલુ મોટુ છે કે એમા ઘણા વિદ્વાનોના સહયોગ અને અશ્રાન્ત પરિશ્રમની આવશ્યકતા છે.

હું આપની સમક્ષ ગુજરાતનો ઇતિહાસ રજુ કરવાનો પ્રયત્ન કરી શકુ તેમ નથી હું તો અહી તેના વિસ્તાર અને મહત્ત્વના આભાસમાત્ર પર બે બોલ કહેવાનો યત્ન કરીશ પ્રાચીન કાળમા આ દેશનુ ન તો ગુજરાત નામ હતુ અને ન એના ભિન્ન ભિન્ન વિભાગોના વર્તમાન નામો અને આધુનિક સીમા જણાય છે પ્રાચીન કાળમા આ દેશના મુખ્ય ચાર વિભાગો—આનર્ત, સુરાષ્ટ્ર, લાટ અને શ્વભ્ર—હતા વર્તમાન ઉત્તર કાઠિયાવાડનુ નામ આનર્ત હતુ અને દક્ષિણ કાઠિયાવાડ સોરઠ નામથી પ્રસિદ્ધ હતો આનર્તની રાજધાનીનુ નામ આનંદપુર ( આનર્તપુર ) હતું તાપી અને મહી નદિઓની વચ્ચેનો પ્રદેશ લાટ નામથી પ્રસિદ્ધ હતો વાગડ પ્રાન્ત ( રજપૂતાનાના ડુંગરપુર અને વાંસવાડા રાજ્યો ), જે મહી નદીના બન્ને તટ પર વસેલો છે અને જ્યાની ભાષા ગુજરાતી છે, લાટ દેશના અન્તર્ગત હતો શ્વભ્રમતી ( સાબરમતી ) નદીની આસપાસનો પ્રદેશ, અર્થાત અમદાવાદની ઉત્તર અને દક્ષિણનો કેટલોક ભાગ, શ્વભ્ર કહેવાતો હતો કચ્છની ગણના પણ ગુજરાતમા થતી હતી પ્રાચીન લેખોમા ગુજરાતનુ નામ 'ગુર્જરત્રા ( ગુર્જરાથી રક્ષિત દેશ ) મળે છે ગુર્જર જાતિએ આ દેશનો વિજય કરીને પોતાનુ રાજ્ય અહીં કાયમ કર્યું તેથીજ આ દેશનુ નામ ગુજરાત પડયુ પાછળના ગુજરાતી ગ્રંથો તથા શિલાલેખોમા આ દેશનુ નામ ' ગુર્જર દેશ ' અથવા 'ગુર્જર મંડળ' મળે છે. પહેલા ગુજરાતની સીમા ઉત્તરમા દૂર સુધી પ્રસરેલી હતી અને તેમા જોધપુર રાજ્યના ઉત્તરથી દક્ષિણ સુધીના બધાય પૂર્વ વિભાગનો સમાવેશ પણ થતો હતો હવે તો પાલનપુર રાજ્યની ઉત્તર સીમાથી થાણા જીલ્લાની ઉત્તર સીમા સુધીનો પ્રદેશ અને કાઠિયાવાડ તથા કચ્છ ગુજરાતમા ગણાય છે સામાન્ય રૂપે એમ પણ કહી શકાય કે જેટના પ્રદેશમા હમણા ગુજરાતી ભાષા બોલાય તેનુજ નામ હવે ગુજરાત રહ્યુ છે

ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ અર્થાત મુસલમાનોના આગમન પૂર્વનો ઇતિહાસ ઘણે અંશે અંધકારમા છે, તો પણ આજસુધીની પ્રાચીન શોધથી તે ઉપર કાઇક ઝાખુ અજવાળુ પડી શકે છે પ્રાચીન કાળમા ગુજરાત પર જૂદા જૂદા વંશોના ઘણા રાજાઓએ સ્વતંત્ર રૂપથી અથવા પરતંત્ર રહીને પૃથક પૃથક વિભાગો પર રાજ્ય કર્યું તેનો કાઇક પત્તો લાગે છે ગુજરાતના સબંધમા સૌથી પ્રાચીન ઉલ્લેખ પુરાણોમા મળે છે તે એજ કે મનુનો પૌત્ર અને શર્યાતિનો પુત્ર આનર્ત ગુજરાતનો પ્રથમ રાજા થયો અને તેના નામથી ગુજરાતનો એક ભાગ આનર્ત કહેવાયો પછી શ્રીકૃષ્ણના સમયમા યાદવોનુ રાજ્ય દ્વારિકા આદિમા રહ્યુ અહીથીજ યાદવો દક્ષિણમા તથા અન્યત્ર ગયા યાદવોની પછીનો ગુજરાતનો ઇતિહાસ તિમિરાચ્છન્ન છે ત્યારપછી ઇતિહાસનો ઠીક પત્તો મૌર્યકાળથી લાગે છે મૌર્યવંશના સસ્થાપક ચંદ્રગુપ્તનો અધિકાર ગુજરાત, કાઠિયાવાડ આદિ પર હતો એ રૂદ્રદામાના ગિરનારની

પાસેવાળા લેખથી જણાય છે કે ચંદ્રગુપ્તના રાષ્ટ્રીય (સૂબા) વૈશ્ય પુષ્પગુપ્તે ગિરનારની નજીકમાં સુદર્શન નામનું સરોવર બંધાવ્યું હતું. તેજ લેખથી એ પણ જણાય છે કે સમ્રાટ્ અશોકના સમયમાં તેના સૂબેદાર યવન તુષાસ્પે એનીને માટે તે સરોવરમાંથી નહેરો કઢાવી હતી. બૌદ્ધધર્મના મોટા પ્રચારક અશોક રાજાએ તે ધર્મના પ્રચારાર્થે ગુજરાત આદિ દેશોમાં પ્રચારકોને મોકલ્યા અને ગિરનાર પાસેવાળા ખડકપર પોતાની ૧૪ ધર્માજ્ઞાઓ ખોદાવી. અશોક પછી સંપ્રતિએ ગુજરાતમાં જૈન ધર્મનો બહોળો પ્રચાર કર્યો એવું જૈન ગ્રંથો ઉપરથી જણાય છે. સંપ્રતિ પછી પણ મૌર્યોનો અધિકાર ગુજરાત પર રહ્યો હતો. પણ તે સમયની કોઈપણ હકીકત મળતી નથી, પણ ખાનદેશના વાઘળી ગામથી મળેલા મૌર્ય રાજાઓના એક લેખ પરથી ત્યાંના ઘણા રાજકર્તાઓનાં નામ મળી આવે છે, તેથી એ પણ અનુમાન થઇ શકે છે કે સંપ્રતિ પછી પણ મૌર્યોનું શાસન ગુજરાત પર રહ્યું હશે.

અફગાનિસ્તાન અને પંજાબ પર રાજ્ય કરનાર બાક્ટ્રિયાના ગ્રીક રાજાઓના કેટલાક સિક્કાઓ કાઠીયાવાડ આદિથી મળે છે. તેથી અનુમાન થઇ શકે છે કે મૌર્યરાજ્યની પડતી દશામાં તેમને પણ કાઠીયાવાડ આદિ ભાગો પર અમલ કર્યો હોય.-એ ગ્રીક રાજાઓમાંથી મિનેન્ડર અને ઍપોલોડોટસના અધિકારની કલ્પના થઈ શકે છે. ગ્રીકો પછી ક્ષત્રપવંશના રાજાઓનું રાજ્ય માળવા, ગુજરાત, કાઠિયાવાડ અને રાજપૂતાના પર રહ્યાનાં નિશ્ચિત પ્રમાણો મળે છે. ક્ષત્રપોમાં પહેલો પ્રસિદ્ધ રાજા ભૂમકનો ઉત્તરાધિકારી ક્ષહરાતવંશનો નહપાન થયો તેણે દક્ષિણમાં મહારાષ્ટ્ર સુધી પોતાનું રાજ્ય વધાર્યું. તેનો જમાઇ શક ઉષવદાત તેનો સેનાપતિ હોય એમ અનુમાન થાય છે તેણે ગુજરાત અને રાજપૂતાનામાં ઘણી વાર પર્યટન કરી લડાઇઓ પણ લડી અને ઘણાં દાનપુણ્ય કર્યાં. સાતવાહન ( આંધ્ર ) વંશના રાજા ગોમતીપુત્ર શાતકર્ણીએ નહપાનના વંશનો ઉચ્છેદ કરી ગુજરાત, કાઠિયાવાડ આદિ દેશો પર પોતાનો અધિકાર જમાવ્યો પણ ક્ષત્રપવંશના રાજા ચષ્ટને તે દેશો પર પાછો અધિકાર કરી લીધો. ચષ્ટનનો પૌત્ર રૂદ્રદામા મહાપ્રતાપી રાજા થયો. તેના ગીરનારની પાસવાળા લેખપરથી જણાય છે કે તેનું રાજ્ય પૂર્વ અને પશ્ચિમ આકરાવન્તી (સમસ્ત માલવ દેશ) અનૂપ, આનર્ત, શ્વભ્ર. સુરાષ્ટ્ર, મરૂ (મારવાડ) કચ્છ. સિંધુ–સૌવીર [ ઉત્તર અને દક્ષિણ સિંધ] કુકુર ( ચીતોડથી દક્ષિણનો દેશ ) અપરાન્ત ( ઉત્તર કોંકણ ) તથા નિષાદ ( ભીલોની વસ્તીવાળો દેશ ) આદિ દેશો પર હતુ. તેના રાજત્વકાળના શિલાલેખોમાં સૌથી પ્રસિદ્ધ લેખ અશોકની ધર્માજ્ઞાવાળા જૂનાગઢની પાસેના ખડકની બીજી બાજૂએ ખોદેલો છે. આ લેખ શક સંવત ૭૨ [ વિક્રમ સંવત્ ૨૦૭ ) થી કાંઇક પાછળનો છે અને એની સંસ્કૃત ભાષા દીર્ઘ સમાસવાળી, અને કાદંબરી જેવી સરસ છે. રૂદ્રદામાની પાછળ ક્ષત્રપ વંશના ૧૮ રાજાઓએ રાજ્ય કર્યું. અન્તિમ રાજા સ્વામિરૂદ્રસિંહની પાસેથી ગુપ્તવંશના પ્રતાપી રાજા દ્વિતીય ચંદ્રગુપ્તે ( વિક્રમાદિત્યે ) તેનું રાજ્ય લઇને ક્ષત્રપવંશની સમાપ્તિ કરી. એ ક્ષત્રપો શક જાતિના હતા અને ઈરાનના પૂર્વ વિભાગ શકસ્તાન (સીસ્તાન) થી ભારતમાં આવ્યા હતા. એ લોકોમાં એવી રીતિ હતી કે એક રાજાના જેટલા પુત્રો હોય તે પોતાના પિતાની પાછળ એક પછી એક રાજા થતો હતો અને સઘળા ભાઇઓ પછી યદિ મોટા ભાઇનો પુત્ર જીવંત હોય તો તે રાજ્યનો સ્વામી થતો. ક્ષત્રપવંશી

રાજાઓના કેટલાએક શિલાલેખ નાસિક, કાર્લી તથા જુન્નરની ગુફાઓ, અને કાઠિયાવાડ તથા કચ્છમાંથી મળ્યા છે. એમના ચાંદીના સિક્કાઓ તો ગુજરાત, કાઠિયાવાડ, રાજપૂતાના માળવા આદિ પ્રદેશોથી હજારોની સંખ્યામાં મળ્યા છે તેમાંથી ઘણાઓની પાછળ શક સંવત અંકિત હોવાથી તેમની શૃંખલાબદ્ધ વંશાવળી મળી આવે છે.

ચંદ્રગુપ્ત દ્વિતીયના પુત્ર કુમાર ગુપ્તના ૨૪૦૦૦ સિક્કાઓ વળા (વલભી)માં એક સાથે મળેલા સંવત ૧૯૫૫ની સાલમાં મારા જોવામાં આવ્યા. તેમાંથી ૫૦ સિક્કાઓ મેં પણ લીધા હતા. કુમારગુપ્તના પુત્ર સ્કન્દગુપ્તનો પ્રસિદ્ધ લેખ રૂદ્રદામાના લેખની પાસેજ વિદ્યમાન છે. ગુપ્તોના સમયનો કેવલ આજ લેખ ગુજરાતમાંથી મળે છે, પણ ગુજરાતથી બહારના અન્ય વિભાગોમાં તેમના ઘણા શિલાલેખો તથા સોના-ચાંદીના સિક્કાઓ મળે છે. સ્કન્દગુપ્તના વંશજ ભાનુગુપ્તના સમયમાં ગુપ્તવંશની સમાપ્તિ થઇ અને ગુપ્ત રાજ્ય પર હૂણોનો અધિકાર થઇ ગયો.

હૂણવંશનો પહેલો રાજા તોરમાણુ અને તેનો પુત્ર મિહિરકુલ થયો. હૂણોનું રાજ્ય અધિક સમય ટકી શક્યું નહીં. રાજા મિહિરકુલનો પરાભવ કરીને તેને રાજા યશોધર્મે પંજાબની તરફ કાઢી મૂક્યો. હૂણ લોક મધ્ય એશિયામાંથી ઇરાનમાં આવ્યા અને ત્યાંનો ખજાનો લૂંટીને પોતાની સાથે સસાનિયન સિક્કાઓ હિન્દુસ્તાનમાં લાવ્યા. તે સિક્કાઓ ગુજરાત, કાઠિયાવાડ, રાજપૂતાના, માલવા આદિમાં ઘણા કાળ સુધી ચાલતા રહ્યા અને તેની નકલો ત્યાં થતી રહી. એ સિક્કાઓની એક તરફ રાજાનો ચહેરો અને બીજી તરફ અગ્નિકુંડ બનેલો હતો. તેમની નકલો થતાં થતાં કારીગરીમાં ખામી આવવાથી રાજાનું મુખ એવું વિકૃત થઇ ગયું કે લોકોએ તેને ગધેડાની ખરી માની લીધી અને તે સિક્કાઓ 'ગધિયા' નામથી પ્રસિદ્ધિમાં આવ્યા.

ગુપ્તવંશની સમાપ્તિ અને હૂણોના આગમન કાળની આસપાસ ભટાર્ક નામના સેનાપતિએ અથવા તેના પુત્ર દ્રોણસિંહે વલભીપુર (વળા) મા એક નવું સ્વતંત્ર રાજ્ય સ્થાપિત કર્યું જે કાળે કાળે ઘણું પ્રબલ થયું. ત્યાંના રાજા ધ્રુવસેન બીજાના સમયમાં ચીની યાત્રી હુએન્ત્સગ વલભીમાં આવ્યો હતો, તેણે ત્યાંની તત્કાલીન સ્થિતિનું વર્ણન કર્યું છે. તેણે આનંદપુર સોરઠ અને કચ્છની યાત્રા પણ કીધી હતી. તેનું લખેલુ ગુજરાતના આ ભાગોનું વર્ણન બહુ મહત્વનું છે. શનૈઃ શનૈ વલભીના રાજ્યનો પ્રતાપ ઘણો વધ્યો અને માળવાનો ઘણો ભાગ પણ વલભીના રાજ્યમાં જોડાઈ ગયો. એ વશમા ૧૯ રાજાઓ થયા અને અંતિમ રાજા શીલાદિત્યના સમયમા સવત ૮૨૬ ની આસપાસ અરબોએ વલભીના રાજ્યનો નાશ કર્યો. આ વશના રાજાઓનાં ઘણાં દાનપત્રો મળ્યા છે જેથી આ વશની શૃંખલાબદ્ધ વશાવલી બની શકે છે.

વલભીના રાજ્યના ઉદયની સાથે કાઠિયાવાડની પૂર્વના સારા ગુજરાત પર ગુર્જરોનું રાજ્ય સ્થાપિત થયું તેથીજ એ દેશનુ નામ ગુજરાત પડ્યુ જે સમયે કનોજના પ્રતાપી રાજા શ્રીહર્ષે (હર્ષવર્ધને) વ.ભી પર હુમલો કર્યો ત્યારે ભરૂચના ગુર્જર રાજા દદ બીજાએ

વલભીના ગજાની મહાયના કરી હતી. આ વંશમાં દદ્દ પ્રથમથી જયભટ ત્રીજા સુધી ૬ રાજાઓના નામોનો ઉલ્લેખ તેમનાં થોડાંક દાનપત્રોમાં મળે છે. વિક્રમ સંવત ૭૯૩ ની આસપાસ બાદામીના સોલંકિઓ (ચાલુક્યો) એ ગુર્જરાનો નાશ કરી પોતાનું રાજ્ય લાટ પર સ્થાપિત કર્યું.

ગુર્જરોના રાજ્ય સમયમાં લાટ દેશમાં એક સોલંકી શાખા વિદ્યમાન થવાનો ઉલ્લેખ મળે છે. એ શાખાના ત્રણ રાજાઓ–જયસિંહરાજ, બુદ્ધવર્મા અને વિજયરાજ–નાં નામો એક તામ્રપત્રથી જણાઈ આવે છે. બાદામીના સોલંકિયોની બીજી શાખાના લાટ પરના અધિકારનો પત્તો તેમના કેટલાંક તામ્રપત્રો પરથી લાગે છે. આ શાખામાં જયસિંહવર્મા, મંગલરાજ અને પુલકેશી (અવનિજનાશ્રય) એ ત્રણ રાજાઓનો નામોલ્લેખ મળે છે. પુલકેશીના સમયમાં સિંધના આરબોએ (તાજિકોએ) કચ્છ અને સોરઠમાં થઈને નવસારી સુધીના પ્રદેશ પર લૂટમાર કરી, પણ પુલકેશીએ તેમને હાંકી મૂકયા. આ વંશનાં ચાર તામ્રપત્રો પ્રસિદ્ધિમાં આવ્યા છે. લાટ પર સોલંકિઓની એક ત્રીજી શાખાનો અધિકાર વિક્રમની ૧૧ મી સદીમાં થયાનો ઉલ્લેખ મળે છે આ વંશમાં નિંબાર્કથી ત્રિલોચનપાળ સુધીનાં ૬ નામો જાણવામા આવ્યાં છે. ત્રિલોચનપાળનો પિતા અણહિલવાડના મૂલરાજ સોલંકીનો સમકાલીન હતો.

ભીનમાળ ( મારવાડમા ) ના રઘુવંશી પ્રતિહારોએ દક્ષિણમાં પ્રવેશ કરી ભરૂચ સુધીનો પ્રદેશ પોતાને અધીન કર્યો. હાંસોટથી મળેલા વિ. સં. ૮૧૩ ના દાનપત્રથી જણાય છે કે પ્રતિહારવંશનો રાજા નાગાવલોક ભરૂચ સુધી રાજ્ય કરતો હતો અને ત્યાંના ચૌહાણ વંશીઓ તેના સામન્ત હતા. દક્ષિણના રાષ્ટ્રકૂટોએ ( રાઠોડોએ ) પ્રતિહારોને લાટ દેશ માંથી કાઢી મૂકયા, પણ કાઠિયાવાડ પર તેમનો અધિકાર ચાલુ રહ્યો. જૂનાગઢ રાજ્યના ઊના ગામથી મળેલા વલ્લભી સંવત ૫૭૪ ( વિક્રમ સંવત ૯૫૦ ) ના દાનપત્રથી જણાય છે કે તે સંવતમા પ્રતિહારવંશી રાજા મહેન્દ્રપાલ ( મહેન્દ્રાયુધ ) નું ત્યાં રાજ્ય હતું અને તેનો સામંત સોલંકી વંશનો બલવર્મા હતો. ત્યાંથીજ મળેલા વિ સં. ૯૫૬ ના તામ્રપત્રથી માલુમ પડે છે કે સોલંકી બલવર્માનો પુત્ર અવંતિવર્મા ( દ્વિતીય ) ઊપર જણાવેલા મહેન્દ્રપાલનો સામન્ત હતો અને કાઠિયાવાડનો કેટલોક પ્રદેશ તેના અધિકારમાં હતો. હડ્ડાલા ( કાઠિયાવાડમા ) થી મળેલા શક સંવત ૮૩૬ ( વિક્રમ સંવત ૯૭૧ ) ના તામ્રપત્રપરથી વિદિત થાય છે કે પ્રતિહારવંશી રાજાધિરાજ મહીપાલદેવનો ચાપ ( ચાવડા ) વંશી સામન્ત ધરણીવરાહ કાઠિયાવાડમા શાસન કરતો હતો. આ તામ્રપત્રોમાં લખેલા પ્રતિહાર રાજાઓ કનોજના સ્વામી હતા અને મારવાડથી જઈને પ્રતિહારોએ કનોજનું મહારાજ્ય પોતાને હસ્તગત કર્યું હતું. વિક્રમ સંવતની ૧૦મી સદીના અન્ત પછી કન્નોજના પ્રતિહારો નિર્બલ થતા ગયા, ત્યારે કાઠિયાવાડ ઊપરથી તેમનું રાજ્ય અસ્ત થઇ ગયું. આ પ્રતિહાર રાજાઓનો કાંઇ પણ ઉલ્લેખ ગુજરાતના કોઇ પણ ઈતિહાસમાં મળતો નથી. માટે 'વસન્ત' નાસિકના રજત-મહોત્સવ-સ્મારક-ગ્રંથમાં " ગુજરાત દેશ ઔર ઉસપર કન્નૌજ કે પ્રતિહારોંકા અધિકાર " નામનો હિન્દી લેખ લખીને આ રાજાઓના સબંધમાં ગુજરાતના પ્રાચીન ઈતિહાસ પર પ્રકાશ નાખવાનો કાંઇંક પ્રયત્ન મારી તરફથી કરવામાં આવ્યો

હતો. ઊના ગામથી મળેલાં એ તામ્રપત્રોથી જણાય છે કે પ્રતિહારોના સમયમાં કાઠિયાવાડમાં મોહ્લકિયોનું પણ શાસન હતું. એ શાખાના કલ્લથી અવનિવર્મા બીજા સુધી ૬ રાજાઓનાં નામો જાણવામાં આવ્યાં છે. એમનો શાશનકાળ વિક્રમની નવમી અને દશમી સદીના મધ્ય સુધી ગણી શકાય છે. એ પણ સંભવ છે કે ચાવડાઓ પાસેથી પાટણનું રાજ્ય લેનાર સોલંકી મૂળરાજ પણ એજ વંશનો હશે.

માન્યખેટ ( માલખેડ–નિઝામના રાજ્યમાં ) માં રાષ્ટ્રકૂટોનું રાજ્ય સ્થાપનાર રાજા દન્તિદુર્ગ લાટ દેશને પણ પોતાના અધિકારમાં લાવ્યો અને પોતાના કુટુંબી કર્કરાજને લાટ દેશમાં જાગીર આપી. રાઠોડોની આ પહેલી શાખામાં કર્કરાજ પ્રથમથી કર્કરાજ દ્વિતીય સુધી ચાર રાજાઓ થયા તેઓએ વિક્રમની આઠમી સદીના ઉત્તરાર્ધથી સંવત ૮૨૦ ની આસપાસ સુધી લાટ પર હકૂમત કરી, એ તેમના તામ્રપત્રોથી જણાય છે. દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદરાજે ( ત્રીજા ) પોતાના નાનાભાઇ ઇન્દ્રરાજને લાટનું રાજ્ય આપ્યું, તેના વંશમા કૃષ્ણરાજ સુધી આઠ રાજાઓએ નવમી સદીના પ્રારંભની આસપાસથી દશમી સદીના મધ્ય સુધી લાટ પર શાસન કર્યું એમ તેમના તામ્રપત્રોથી જણાય છે. દક્ષિણના રાઠોડોની પ્રતિહારો સાથે તો લડાઇઓમાં લાટના એ રાઠોડો પણ દક્ષિણવાળાઓના સહાયક થયા હતા લાટના રાઠોડોનો પરિચય કેવલ તેમના તામ્રપત્રોથી મળે છે.

હાંસોટથી મળેલા વિ. સં. ૮૧૩ ના ઉપર્યુક્ત દાનપત્રથી જણાય છે કે પ્રતિહાર રાજા નાગાવલોકનો સામન્ત ભર્તૃવૃદ્ધ ભરૂચની આસપાસના કેટલાક પ્રદેશનો સ્વામી હતો. તે તામ્રપત્રથી મહેશ્વરદાસથી ભર્તૃવૃદ્ધ બીજા સુધીના સાત રાજાઓના નામ જાણી શકાય છે. એ ચૌહાણો વસ્તુપાળના સમય સુધી વિદ્યમાન હતા એવું અનુમાન કરી શકાય છે.

વિક્રમની નવમી અને દશમી સદીઓમાં ગુજરાત તથા કાઠિયાવાડમાં બે અલગ અલગ ચાવડા રાજ્યોના અસ્તિત્વનો પરિચય મળે છે. તેમાથી પાટણનુ રાજ્ય ચાવડા વનરાજે સ્થાપિત કર્યું હતુ. ત્યા વનરાજથી સામન્તસીંહ સુધી આઠ રાજા થયા વિક્રમ સવત ૧૦૧૭ મા સામન્તસિંહના ભાણેજ સોલંકી મૂલરાજે તેને મારીને આ ચાવડા રાજ્યની ઇતિશ્રી કરી. એ આઠ રાજાઓમાથી એકનો પણ કોઇ શિલાલેખ અથવા તામ્રપત્ર હજી સુધી મળ્યુ નથી તેમના ઇતિહાસ જાણવાના મુખ્ય સાધન પ્રબંધ ચિન્તામણિ વિચારશ્રેણિ આદિ પુસ્તકો છે.

ચાવડાઓનું બીજું રાજ્ય કાઠિયાવાડમાં હોવાનાં પ્રમાણ હડાલાના શક સંવત ૮૩૬ ( વિ. સ. ૯૭૧ ) ના તામ્રપત્રમાં મળે છે. તેમાં વિક્રમાર્કથી ધરણીવરાહ સુધી પાચ રાજાઓ થયા જે કનોજના પ્રતિહારોના સામન્ત હતા.

મેવાડના સૂર્યવંશી ગુહિલ યા ગોભિલ ( ગોહિલ ) વંશી રાજા નરવાહનના પુત્ર શાલિવાહનના વંશધર મેવાડના વિસ્તૃત રાજ્યના એક પ્રદેશ પર, જે હમણાં જોધપુર રાજ્યમાં છે, રાજ્ય કરતા હતા. ત્યાંથી સાહારનો પુત્ર સહજિગ ( સેજક ) પાટણના

સોલંકી રાજા ( સિદ્ધરાજ જયસીંહ ) નો અંગરક્ષક થયો કુમારપાલે તેને સોરઠનો શાસક ( સૂબો ) બનાવ્યો તેનો પુત્ર મુલુક થયો એમ સોઢીવાવનો શિલાલેખ જણાવે છે તેના વંશમા ભાવનગર, પાલીતાણા લાઠી, રાજપીપળા આદિ રાજ્યો છે આ ગોહિલો પાછળથી અમુક સમય સુધી ગિરનારના ચૂડાસમા રાજાઓને અધીન પણ રહ્યા હતા ગુજરાતના ગુહિલવંશીયો પોતાના પ્રાચીન ઇતિહાસથી પરિચિત ન હોવાથી ભાટોના કહેવા પ્રમાણે પોતાને શક સંવતના પ્રવર્તક સાતવાહનવંશી રાજા શાલિવાહનના વંશજ તથા ચંદ્રવંશી જણાવે છે. પણ તે માની શકાય એમ નથી કારણ કે ખેડના ગોહિલો મેવાડના ગુહિલ વંશિયોજ હતા ભાટોની વંશાવલિયોમા પણ નરવાહનનુ નામ મળે છે. તેઓએ તેને શાલિવાહનનો પુત્ર કહ્યો છે, તે ભૂલ છે વાસ્તવમા તેતો શાલિવાહનનો પિતા હતો એમ શિલાલેખોથી સિદ્ધ થાય છે ગંગાધર કવિ રચિત મંડલીક કાવ્યમા પણ કાઠિયાવાડના ગોહિલોને સૂર્યવંશી કહ્યા છે

યાદવ વંશની સમ્મા શાખાના રાજા ચૂડાચન્દ્રના વંશજે ચૂડાસમાઓએ વિક્રમની ૧૧ મી સદીની આસપાસ ગિરનાર અને તેના સમીપવર્તી પ્રદેશનુ રાજ્ય પ્રાપ્ત કર્યું તે ઘણા વર્ષો સુધી ચાલુ રહ્યુ ગુજરાતના સુલતાન અહમદશાહે એ વંશના અંતિમ રાજા મંડલીકને કેદ કરીને આ વંશનો અન્ત આણ્યો એ યાદવોનો ઇતિહાસ પણ શિલાલેખો તથા ગંગાધર કવિ-રચિત મંડલીક કાવ્યમાંથી મળે છે

ઝાલા જાતિના ચંદ્રવંશીય રાજાઓ પ્રારંભમા સિંધના કીર્તિગઢમા રાજ્ય કરતા હતાં ત્યાંનુ રાજ્ય તુટયા પછી કેસરદેવના પુત્ર હરપાલે ગુજરાતના સોલંકી રાજા કર્ણની સેવામા રહીને જાગીર મેળવી સિદ્ધરાજ જયસિંહના દરબારમા મંગૂ ઝાલો હતો એવુ પ્રબન્ધ ચિન્તામણિથી જણાય છે પછીથી તેમણે કાઠિયાવાડમા રાજ્ય કર્યું અને કેટલાક સમય સુધી તેઓ ચૂડાસમા યાદવોના આશ્રિત રહ્યા એ વંશનો કોઇપણ પુરાણો લેખ મળતો નથી પ્રબંધચિંતામણિ અને મંડલીક કાવ્યમા એ થોડો ઘણો વૃતાન્ત મળે છે એ વંશમા હાલ ધ્રાંગધ્રા, લખ્તર, લીમડી, વાંકાનેર વઢવાણ અને સાયલા આદિ રાજ્યો છે

મૂલરાજ સોલંકિએ ચાવડાઓ પાસેથી પાટણનું રાજ્ય લીધુ અને ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ તથા રાજપૂતાનાનો કેટલોક અંશ પોતાને આધીન કરીને એક મોટુ રાજ્ય સ્થાપિત કર્યુ આ વંશનો ઇતિહાસ શિલાલેખ, તામ્રપત્રો તથા દ્વાશ્રયકાવ્ય કુમારપાલ ચરિત (પ્રાકૃત) પૃથ્વીરાજવિજય કીર્તિકૌમુદી, સુકૃતસંકીર્તન, હમ્મીરમદમર્દન, પ્રબંધચિન્તામણિ વિચારશ્રેણી ચતુર્વિંશતિ પ્રબન્ધ કુમારપાલચરિત (ત્રણ) જૂદા જૂદા વસ્તુપાલચરિત હમ્મીરમહાકાવ્ય રત્નમાળ (હિન્દી) આદિ ઘણા ગ્રંથોમા મળે છે આ વંશના ઇતિહાસ રૂપી આકાશમા સિદ્ધરાજ જયસીંહ અને કુમારપાલ એ બન્ને ઉજ્જવલ નક્ષત્રો દેદીપ્યમાન છે સિદ્ધરાજે માળવાના પરમાર રાજા નરવર્મા અને તેના પુત્ર યશોવર્મા સાથે બાર વર્ષ સુધી લડાઇ કરીને સમસ્ત માલવદેશને પોતાના રાજ્ય સાથે જોડી દીધો વિક્રમ સંવત્ ૧૦૧૭ થી ૧૩૫૬ સુધી એ વંશના ૧૨ રાજાઓએ રાજ્ય કર્યું ભોળાભીમ રાજાના સમયમા આ રાજ્ય ઘણુ નિર્બલ થઇ ગયુ અને તેના ઉત્તરાધિકારી ત્રિભુવનપાલ પાસેથી સોલંકિઓની

વાઘેલા શાખાના વીરધવલના પુત્ર વીસનદેવે પાટણનુ રાજ્ય લઈ લીધુ. આ વાઘેલા શાખાના પાંચમા રાજા કર્ણદેવનો પરાભવ કરીને વિ૦ સ૦ ૧૩૫૬માં અલાઉદ્દીન ખિલજીના ભાઈ ઉલગખાંએ ગુજરાતનું રાજ્ય લઇને દિલ્લીના રાજ્યમાં જોડી દીધું.

આ અત્યન્ત સંક્ષિપ્ત રૂપમાં ગુજરાતના પ્રાચીન ઈતિહાસની રૂપરેખા માત્ર છે.

અલાઉદ્દીન ખિલજીના સમયમાં ગુજરાતનુ રાજ્ય મુસલમાનોને હસ્તગત થયું. ત્યારથી દિલ્લીના મુસલમાન સૂબેદારો ગુજરાત પર શાસન કરતા રહ્યા. દિલ્લીના સુલતાન મુહમ્મદ તુગલકે ફરહતુલ્મુલ્કના સ્થાન પર જફરખાં (મુજફ્ફર) ને ગુજરાતનો સૂબો નીમ્યો. દિલ્લીના રાજ્યની અવ્યવસ્થાનો લાભ લઇને તે ગુજરાતનો સ્વતંત્ર સુલ્તાન થઈ બેઠો. ત્યાંથી ગુજરાતના સુલતાનોના સ્વતંત્ર રાજ્યનો પ્રારંભ થાય છે. તેના પૌત્ર અહમદશાહે પોતાના નામ-પર અમદાવાદ નગર વસાવીને ત્યાં પોતાની રાજધાની સ્થાપિત કરી. બહાદુરશાહે માલવાનો સુલતાનનુ રાજ્ય પણ ગુજરાતમાં સમ્મિલિત કર્યું. ૧૪ સ્વતંત્ર સુલતાનોએ ગુજરાતનું રાજ્ય કર્યું. અન્તિમ સુલતાન મુજફ્ફરશાહ (ત્રીજા) પાસેથી ગુજરાતનું રાજ્ય લઈને અકબર બાદશાહે દિલ્લીમાં મેળવી દીધું. ત્યારથી ગુજરાત પર મુગલોના અનેક સૂબેદારો શાસન કરતા રહ્યા.

ઔરંગઝેબની જીવંત દશામા તેની હિન્દૂ-વિદ્વેષિણી નીતિને કારણે તેનું રાજ્ય અવ્યવસ્થિત થવા લાગ્યુ, ત્યારે શિવાજીએ ગુજરાત પર બે વાર આક્રમણો કર્યાં. ઔરંગઝેબના પછી મુગલોની નિર્બલતાનો લાભ લઇને પેશવાઓના સમયમાં મરાઠાઓ ગુજરાત પર આક્રમણો કરતા રહ્યા. કોઇ વખતે તેઓ ત્યાં કબજો કરી લેતા તો કોઇ સમયે મુગલોના સૂબેદારો તેમને હાંકી કાઢતા. આ પ્રમાણેની સ્થિતિ કેટલાક વખત સુધી રહી, પણ અન્તમાં પેશવાના સરદાર પીલાજી ગાયકવાડે ગુજરાત પર પોતાનો સિક્કો જમાવી દીધો અને તે ત્યાંના રાજાઓ પાસેથી ખંડણી લેવા લાગ્યો. આ ગરબડના સમયમા બાબી હાકિમો જૂનાગઢ, રાધનપુર, અને બાલાસિનોરમાં, જાલોરી પઠાણોએ પાલનપુરમાં અને ગુજરાતના અન્તિમ સૂબેદારોમાંથી મોમીનખાંએ ખંભાતમા પોતપોતાનાં રાજ્યો સ્થાપિત કર્યા.

અન્તમાં પેશવા બાલાજી બાજીરાવના ભાઇ રાઘોબાના ગુજરાતમાં અન્તિમ પરાજયની સાથે અંગ્રેજોનો પાદ પ્રવેશ થયો. વિક્રમ સંવત્ ૧૮૭૬થી મરાઠાની સર્વોચ્ચ પ્રભુતા નષ્ટ થઇને અંગરેજોનો ગુજરાત પર પૂર્ણ અધિકાર થઇ ગયો. જે રાજ્યો ગાયકવાડને ખંડણી આપતાં હતાં તેઓને અંગરેજોએ પોતાના સંરક્ષણમા લીધાં, અને તેઓ પોતાની ખંડણી અંગરેજોની મારફત ગાયકવાડને આપવા લાગ્યાં.

આ સમયનો ઈતિહાસ પ્રાચીન ઈતિહાસના જેવો અંધકારમાં નથી. મુસલમાન કાલીન ગુજરાતનો ઇતિહાસ તારીખે ઈલાહી, મિરાતે સિકન્દરી, મિરાતે અહમદી, તબકાતે નાસિરી તારીખે ફીરોજશાહી, તારીખે ફિરિસ્તા, આઇને અકબરી, અકબર નામા, તબકાતે અકબરી મુન્તખબુ ત્તવારીખ, તુઝુકે જહાંગીરી, બાદશાહનામા, મુન્તખબુલ્લુબાબ, ફતૂહાતે આલમગીરી આલમગીરનામા આદિ અનેક ફારસી ગ્રંથોથી પ્રાપ્ત થઈ શકે છે. મરાઠાઓના સમયનો ઈતિહાસ અનેક 'બખરો' તે સમયના પત્ર વ્યવહારોના પ્રકાશિત ગ્રંથો તથા જેમ્સ ફૉબ્સ

સમ્પાદિત 'મુંબઇ ગેઝેટિયર, વોલ્યમ ૧. ભાગ ૧, ફાર્બસની રાસમાળા, બર્ડ રચિત હિસ્ટ્રી ઓફ ગુજરાત, જદુનાથ સરકાર નો 'ઔરંગઝેબ' અને 'શિવાજી એન્ડ હિજ ટાઈમ્સ'ગ્રાંટ ડફની 'હિસ્ટ્રી ઓફ ધિ મરાઠાઝ' કિંકેડ અને પાર્સનિસ પ્રણિત 'હિસ્ટ્રી ઓફ ધિ મરાઠા પીપલ' સરદેસાઇની 'મરાઠી રિયાસત'નાં વોલ્યુમો તથા રાજવાડેના મરાઠા ઇતિહાસ સંબંધી ગ્રંથોથી જાણી શકાય છે. અંગરેજોના સમયના ઇતિહાસ માટે અનેક અંગરેજી પુસ્તકો પ્રકાશિત થયાં છે

લૌકિક ઇતિહાસમાં ઘણા વિષયોનો સમાવેશ થાય છે. તેઓમાં ધર્મ, સામાજિક, સ્થિતિ સાહિત્ય, લલિતકલા, શિલ્પ, વ્યાપાર, વ્યવસાય, અને આર્થિક ઉન્નતિ આદિ મુખ્ય છે. એમાંનો પ્રત્યેક વિષય એટલો વિસ્તૃત છે કે પ્રત્યેક પર એક અથવા વધારે ગ્રંથો લખી શકાય છે.

ગુજરાતમાં સૌથી પ્રાચીન ધર્મ વૈદિક ધર્મ હતો તેમાં વર્ણાશ્રમ-વ્યવસ્થા, આસ્તિકવાદ તથા યજ્ઞયાગાદિની પ્રધાનતા હતી. માંસ ભક્ષણનો પ્રચાર પણ પ્રચુર હતો. જેને રોકવા માટે જૈન અને બૌદ્ધ ધર્મોનો ક્રમશઃ પ્રાદુર્ભાવ થયો. એ બન્ને ધર્મ અહિંસા પ્રધાન હોવા ઉપરાંત તેઓ વર્ણાશ્રમ ધર્મના તથા આસ્તિકવાદના વિરોધી હતા. તેઓમાં સાધર્મ્યજ મુખ્ય હતું. એ બન્નેનો ગુજરાતમાં પ્રચાર થયો. સમ્રાટ્ અશોકે બૌદ્ધધર્મનો ઘણો પ્રચાર કર્યો, પણ તેના અવસાન પછી તેનો હ્રાસ થતો ગયો. બૌધોમાં મહાયાન સંપ્રદાયના ઉદ્‌ગમ સાથે બુદ્ધ મૂર્તિપૂજા અને ભક્તિ માર્ગનો પ્રચાર થયો. તેથી ધીમે ધીમે તેઓ હિંદુઓમાં ભળવા લાગ્યા. *હુએન્સંગના સમયમાં, એટલે વિક્રમ સંવત ૭૦૦ ની આસપાસ, ગુજરાતમાં બૌદ્ધ*-ધર્મ શિથિલ થવા લાગ્યો, એમ તેના યાત્રા-વિવરણથી જણાય છે. ૧૦ મી સદી પછી તો આ દેશમાંથી બૌદ્ધોનું અસ્તિત્વ પણ અસ્ત થઈ ગયુ. અને જે લોકો બૌદ્ધ થઇ ગયા હતા તેઓ પાછા વૈદિક ધર્માવલંબી બનતા ગયા. જેમ અશોકે બૌદ્ધ ધર્મની ઉન્નતિ કરી તેમ તેના વંશજ સંપ્રતિએ જૈન ધર્મનો પ્રચાર કર્યો. સમ્પ્રતિની પછી સોલંકી રાજા કુમારપાલે જૈન ધર્મ સ્વીકારીને ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, રાજપૂતાના અને માલવા આદિ દેશોમાં એ ધર્મની ઘણી ઉન્નતિ કરી, પાછળથી જૈન ધર્મમાં સાધર્મ્યભાવ મટીને જાતિઓ બધાવા લાગી, ત્યારથી જૈન ધર્માવલંબિયોની સંખ્યા ઘટતીજ ગઇ, અને હવે તો આખા હિન્દુસ્તાનમાં કેવલ ૧૨-૧૩ લાખ જૈનો રહી ગયા છે. બૌદ્ધ અને જૈન ધર્મના પ્રચારથી આ દેશના બ્રાહ્મણો તથા વૈશ્યોમાંથી માંસાહાર નાબૂદ થયો અને જૈન બૌદ્ધ ધર્મને મળતી વાતો વૈદિક ધર્મમાં દાખલ થઈ અને પુરાણોનાં નવાં સંસ્કરણો થયાં. બુદ્ધદેવ અને ઋષભદેવની ઘણીગણના હિંદુઓના અવતારોમાં થઈ.

આઠમી સદીની આસપાસ મુસલમાનોના ધર્મદ્વેષને કારણે ઇરાનના કેટલાક અગ્નિપૂજક પારસીઓ પોતાના ધર્મની રક્ષાને માટે સ્વદેશ છોડીને હિન્દુસ્તાનમાં આવ્યા અને સંજાણ તથા દીવમાં રહ્યા. અને ત્યાંથી ગુજરાતનાં અલગ અલગ નગરોમાં તેમનો વસવાટ થયો. હિન્દૂ રાજાઓએ પણ તેમને સારી મદદ આપી. ૧૨ મી સદીમાં ઇસ્લામ ધર્મનો પણ ગુજરાતમાં પ્રવેશ થયો અને પહેલી મસીદ ખંભાતમાં થઇ, જેની રક્ષા સિદ્ધરાજે જયસિંહે

કરી. ગુજરાત પર મુસલમાનોનો અધિકાર થયા પછી અને વિશેષ કરીને ગુજરાતના સુલતાનોના સમયમાં ઘણા હિન્દુઓને બલપૂર્વક અથવા પ્રલોભનો આપીને મુસલમાન બનાવ્યા. યદ્યપિ ઇસાઇ ધર્મનો પ્રવેશ અંગ્રેજી રાજ્યના પ્રારંભ પહેલાં થવા લાગ્યો હતો તો પણ ખ્રિસ્તી પાદરિઓના ઉદ્યોગથી ખ્રિસ્તી ધર્મની વૃદ્ધિ ગુજરાતમાં થતી ગઇ.

ગુજરાત દેશ પ્રાચીન કાળથી ધનધાન્યથી ઘણો સમ્પન્ન હતો અને ત્યાં વ્યાપારની ઉન્નતિ પણ સારી હતી. એ દેશ સંસારના વ્યાપારનું પણ એક કેન્દ્ર હતું અને ભરૂચ તો યુરોપ આદિ પશ્ચિમ દેશો સાથેના વ્યાપારનું મુખ્ય બંદર હતું. ગુજરાતના વ્યાપારીઓ પશ્ચિમમાં એડન (આર્દ્રપુર) અને દક્ષિણ આફ્રિકા સુધી અને પૂર્વમાં જાવા સુમાત્રા આદિ દ્વીપોમાં જતા હતા અને તેમનો ત્યાં વસવાટ પણ થયો હતો. જાવાથી આણેલી સમૃદ્ધિના સંબંધમાં હજી સુધી દંતકથાઓ પ્રચલિત છે. ( જે જાએ 'જાવે' તે પાછો નહીં આવે, અને આવે તો પોરિયાંના પોરિયાં ખાએ એટલું ધન લાવે) ગુજરાતમાં વસ્ત્ર વ્યવસાય અને વિશેષ કરીને રેશમનો વ્યાપાર પણ ઘણો થતો હતો. કપડવંજ (કર્પટવાણિજ્ય) તો વસ્ત્રોની બનાવટ માટે ઘણુંજ પ્રસિદ્ધ હતું. પાટણના પટોળાં હજી સુધી પ્રસિદ્ધ છે. ગુજરાતથી રેશમી વસ્ત્ર બનાવનારાઓ વિક્રમ સંવત ૬૦૦ ની પૂર્વે વ્યવસાયને માટે મદસોર (દશપુર) માં જઇ વસ્યા હતા, એમ તેમના બનાવેલ એક મંદિરના શિલાલેખથી જણાય છે.

ગુજરાતની સામાજિક સ્થિતિ પણ પ્રાચીન કાલથી ઘણીજ ઉન્નત હતી. રામાયણ, મહાભારત, પ્રાચીન કાવ્યો, નાટકો, મૂર્તિઓ આદિથી ભિન્ન ભિન્ન સમયોની સામાજિક સ્થિતિ–લોકોના રીત રિવાજો–પર ઘણો પ્રકાશ પડે છે. વિક્રમની ૧૧ મી સદી પછી જુદી જુદી જાતિઓનો પ્રાદુર્ભાવ થવા લાગ્યો હતો. પણ તેઓમાં પરસ્પરના વિવાહ–સંબંધી રોકટોક ન હતી. પોરવાલવંશી પ્રસિદ્ધ મંત્રી વસ્તુપાલના નાના ભાઇ તેજપાલની બીજી પત્ની સુહડદેવી મોઢ જાતિની હતી એવું વિ સં. ૧૨૯૭ ના આબૂના બે શિલાલેખોથી જણાય છે. વિધવા વિવાહનો પણ ગુજરાતમાં કંઇક પ્રચાર અવશ્ય હતો. વસ્તુપાળ અને તેજપાળ બન્ને એક વિધવાના પુનર્વિવાહથી ઉત્પન્ન થયા હતા, અને પ્રસિદ્ધ દાની જગડૂશાહને તેની બાલવિધવા પુત્રીના પુનર્વિવાહની આજ્ઞા જાતિએ આપી હતી.

સાહિત્ય વિષયમાં પણ ગુજરાત બીજા કોઈ દેશથી કમ ન હતો. પાણિનિની મૂલ શિક્ષીને આધારે બનેલી ઉપલબ્ધ શિક્ષીમાં 'યથા સૌરાષ્ટ્રીકા નારી અરામિત્યભિભાષતે' મળે છે, જે ગુજરાતમાં પ્રચલિત કોમળ અક્ષર 'ળ'નું સ્મરણ કરાવે છે. સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ લાટાનુપ્રાસ, લાટીય સંપ્રસારણ આદિ લાટ દેશની સાહિત્ય સ્મૃતિને જીવિત કરે છે. ગુજરાતના વિદ્વાનોએ વ્યાકરણ, કોશ, સાહિત્ય, અલંકાર આદિ અનેક વિષયોના ઘણા ગ્રંથો લખ્યા છે. જેનું મહત્ત્વ યુરોપ અને હિંદુસ્તાનના અનેક હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહનાં પ્રકાશિત સૂચીપત્રોથી જાણી શકાય છે. ગુર્જર વિદ્વાનોના લખેલા અલગ અલગ વિષયોના જૈન ધર્મ–સંબંધી ગ્રંથો પણ મોટી સંખ્યામાં મળી આવે છે. જૈનોનાં ધાર્મિક પુસ્તકો પહેલાં કણ્ઠસ્થ રાખવામાં આવતાં હતાં ને પણ વિક્રમની ૬ઠી સદીના પ્રારંભમાં, ક્ષમાશ્રમણે વલભીમાં પ્રથમ લિપિબદ્ધ કરાવ્યાં હતાં; એવી પ્રસિદ્ધિ છે. સંસ્કૃત સિવાય અર્ધમાગધી અને

અપભ્રંશ ભાષાના ઘણા ગ્રંથો પણ ગુજરાતમાં રચાયા. વર્તમાન ગુજરાતી ભાષા અપભ્રંશ ભાષાની પુત્રી છે. કવિ રાજશેખર પોતાની 'કાવ્યમીમાંસા' માં લખે છે કે સુરાષ્ટ્ર અને ત્રવણ (મારવાડનો એક ભાગ) ના લોકો અપભ્રંશ ભાષાને સંસ્કૃત ભાષા જેવાજ સૌષ્ઠવથી બોલે છે. ( सुराष्ट्र त्रयणाद्या ये पठन्त्यर्पित सौष्ठवम् । अपभ्रंशावदंशानि ते संस्कृतवचांस्यपि ) આચાર્ય હેમચંદ્રે પોતાના પ્રાકૃત વ્યાકરણમા અન્ય પ્રાકૃત ભાષાઓનું સંક્ષિપ્ત વિવેચન કર્યું છેઃ પણ ઉદાહરણો સહિત અપભ્રંશ ભાષાનું વિશદ વર્ણન કરીને તે ભાષાના વિદ્વાનોની સારી સેવા બજાવી છે. તેજ આચાર્યે દેશી શબ્દોના સંગ્રહનો 'દેશીનામમાલા' નામનો ગ્રંથ લખીને તે ભાષાનો ઘણો ઉપકાર કર્યો છે અપભ્રંશથી બનેલી પ્રાચીન ગુજરાતી-ભાષાનું ધાર્મિક, દાર્શનિક,' ઐતિહાસિક અને કાવ્યસંબંધી સાહિત્ય પણ ઘણું છે. મુસલમાનોના સમયમાં ગુજરાતના કેટલાક નાગર આદિ વિદ્વાનોએ ફારસી ભાષાનું અધ્યયન કરીને તે ભાષામાં પણ ગ્રંથો લખ્યા છે અને મુસલમાનોના રાજ્યમાં તેઓએ ઉંચા અધિકાર મેળવ્યા હતા. નાગર જાતિના .દયાલ બહાદૂર, ગિરધર બહાદૂર આદિ મુગલોના રાજ્ય સમયમાં મોટા મોટા સૂબેદાર થઇ ગયા છે.

લલિત કળાઓમાં પણ ગુજરાત દેશ કોઇ પણ દેશથી પાછળ રહ્યો નથી. કૃષ્ણની ઉપાસનાના સાથે સંગીતની ઘણી ઉન્નતિ થઇ અને તેના ત્રણે અંગો—ગીત, વાદ્ય અને નૃત્ય પુષ્ટ થયાં. સંગીતનો પ્રચાર આ દેશમાં ઘણો હતો. હિન્દુ રાજાઓના દરબારોમાં સંગીત-વેત્તાઓનો સારો આદર થતો હતો. કૃષ્ણની લીલાઓના વિવિધ પ્રકારનાં નૃત્યાદિનાં ચિત્રો ગુજરાતમાં ઘણાં મળે છે. શિવના ઉદ્ધત નૃત્ય ( તાંડવ ) ની મૂર્તિયો પણ મળી આવે છે સ્ત્રીઓનાં સુકુમાર અને કોમલ નૃત્ય ( લાસ્ય ) તો હાલપણ ગુર્જરનારીઓનાં ' ગરબાઓ ' માં જોવામાં આવે છે. ચિત્રકલાના ઘણા પ્રાચીન નમૂનાઓ તો કાગળ અથવા કપડા ઉપર ચિત્રેલા હજારો વર્ષો સુધી રહી શકતા નથી, તો પણ ૧૨ મી અને તે પછીની સદીઓમાં લખાએલા ઘણા ધાર્મિક ગ્રંથોમાં સુંદર ચિત્રો જોવામાં આવે છે. તક્ષણ કલા ( Carving ) માં ગુજરાતને સર્વોપરિ કહીએ તો અતિશયોક્તિ કહેવાશે નહિ. પર્વતોને ખોદીને તેઓમાંથી કોતરી કાઢેલી ગુફાઓ ગુજરાતમાં વિશેષ નથી તો પણ જુનાગઢ પાસેના કોડિયા ખાપરાના ભોંયરા નામની બૌદ્ધકાલીન ગુફા દર્શકના ચિત્તને આકર્ષિત કર્યા વિના રહેતી નથી. ગુજરાતનાં પ્રાચીનમંદીરો ઘણું કરીને લાકડાનાં બનતાં હતાં પણ કેટલાંક મંદિરો અગ્નિથી બળી ગયાં તેથી પાછળથી મંદિરો પાષાણનાં બનવા લાગ્યાં. સોલંકી રાજા ભીમદેવના મંત્રી પોરવાલ વિમલશાહે આબૂપર વિ. સં. ૧૦૮૮ માં વીમલવસહી નામનું આરસપાણનું આદિનાથનું ભવ્ય મંદિર કરાવ્યું, અને વિ. સં. ૧૨૮૬ મા મંત્રી વસ્તુપાલના ભાઇ તેજપાલે તે મંદિરની પાસેજ પોતાના પુત્ર લૂણસિંહના સ્મરણાર્થમાટે લૂણવસહી નામનું નેમિનાથનું બીજું મંદિર નિર્માણ કરાવ્યું એ બે મંદિરોમાં 'કારીગરીની પરાકાષ્ઠા જોવામાં આવે છે. કારીગરીના કામમાં આ મંદિરોની સમતા કરનાર હિંદુસ્તાનમાં બીજું કોઇ દેવાલય નથી. કર્નલ ટૉડ, ફિનલૉક ફોર્બ્સ અને ફરગ્યુસન આદિ વિદ્વાનોએ આબૂના આ બન્ને મંદિરોની ઉત્તમતાની મુક્ત

કંઈ પ્રશંસા કરી છે અનહિલવાડ, મોદેરા, સિદ્ધપુર, ચન્દ્રાવતી, સરોત્રાં, વડનગર, ગૂમલી ગિરનાર, શત્રુંજય, અને તારંગા આદિના બ્રાહ્મણો અને જૈનોનાં મંદિર અનહિલવાડ, અમદાવાદ અને સિદ્ધપુરની મુસલમાની મસીદો આદિ ભિન્ન ભિન્ન કાળના શિલ્પના ઉત્તમ નમુનાઓ હજુ સુધી વિદ્યમાન છે.

આ દેશમાં પ્રાચીન કાળમાં રાજાઓનો અધિકારજ મુખ્ય હતો પણ તેઓ મંત્રી-પરિષદની સલાહથી રાજ્ય ચલાવતા હતા. અને પ્રજાના સુખની ઘણી કાળજી રાખતા હતા. તેથી પ્રજા સુખી અને સર્વ રીતે સંપન્ન હતી, પ્રજાની સમૃદ્ધિનું કંઇક અનુમાન તે વખતના મંદિરો સરોવરો, વાવો આદિ ભારે ખર્ચે બનાવેલાં સ્થાનોની ભવ્યતાથી થઈ શકે છે.

અહીં ગુજરાતના ઈતિહાસ સાથે સંબંધ રાખનારી ખાસ ખાસ વાતો બહુજ સંક્ષેપમાં આપની સમક્ષ મૂકવા સિવાય હું કંઇ કરી શક્યો નથી. મને પૂર્ણ આશા છે કે ગુજરાતના વિદ્વાનો પોતાના દેશના ઈતિહાસની તરફ ધ્યાન આપશે અને ગુર્જરભાષામાં સર્વાંગપૂર્ણ ઇતિહાસ બનાવવાનો પ્રયત્ન કરશે. એ વિષય એટલો વિસ્તૃત છે કે કોઇ પણ વિદ્વાન એકલો આ કાર્યને પૂર્ણ કરી શકે, એ સંભવ નથી. જ્યારે ઘણા વિદ્વાનો એના ભિન્ન ભિન્ન અંગોની સપ્રમાણપૂર્તિ કરવાનો યત્ન કરશે, ત્યારેજ ગુર્જરી ગિરા ગૌરવાન્વિત થશે. સાહિત્ય–પરિષદ્ અથવા કોઇ બીજી સંસ્થાએ આ મહાન કાર્યના સંપાદનનો ભાર ઉઠાવવો જોઇએ.

મારી અસ્વસ્થતા અને ઘણાજ થોડા સમયમાં આ પરિષદની જે કાંઇ અલ્પ સેવા થઇ શકી તે 'પત્ર, પુષ્પ, ફલ, તોય' ના રૂપમાં અત્યન્ત નમ્રતા પૂર્વક સુદૂર નગરોથી આવેલા વિદ્વાનો અને વિદુષિઓને અર્પણ કરું છું, અને મારી ત્રુટિયોને માટે ક્ષમા–યાચના કરીને આપના અતુલસ્નેહ અને સૌજન્યને માટે આપને એક વાર ફરીથી ધન્યવાદ આપુ છુ.

**ગૌરીશંકર હીરાચંદ ઓઝા.**

# ગુજરાતના બે ત્રણ દુકાળનું વર્ણન,

## ફારસી તવારીખ મુજબનું.

ગુજરાતના ફારસી ભાષામાં બે જાણીતા ઇતિહાસ છે. મિરાતે[1] સિકંદરી અને મિરાતે અહમદી. મિરાતે અહમદીનો કેટલોક ભાગ મિરાતે સિકંદરી પરથી લખાયેલો છે. મિરાતે અહમદી ઇ. સ. ૧૭૫૦ અને ૧૭૬૦ વચ્ચે લખાએલી છે. અત્યાર સુધી એ કીમતી પુસ્તકની સારા અક્ષરે લખાએલી અને શુદ્ધ પ્રત મળી શકતી ન હતી. પરંતુ મી. સેડન અને પ્રિન્સિપાલ નવાબઅલીએ મળી નામદાર ગાયકવાડ સરકારની ઓરીએન્ટલ સીરીઝમાં જૂની પ્રતને શુદ્ધ કરી તેનાં બે પુસ્તકો અસલ ફારસીમાં બહાર પાડયાં છે. ત્રીજું પુસ્તક ખાતેમા એટલે પુરવણી. જેમાં અમદાવાદ શહેર તથા તેની આસપાસમાં પરાં, મુસલમાન સંત અને ઓલીઆઓની દરગાહ, બાગબગીચા, શહેરમાં વસતી કોમનાં નામઠામ, સરકારી ઓફીસો વગેરે ઘણી જાણવા જેવી અને ઉપયોગી બાબતોનું વર્ણન આપેલુ છે તે અંગ્રેજી ભાષાંતરરૂપે બહાર પડયું છે. તેની ફારસી ભાષા હજુ પ્રસિદ્ધ થવાની છે.

મિરાતે અહમદીનો માત્ર કેટલોક જ ભાગ હજુ ગુજરાતના ઇતિહાસ માટે ઉપયોગમા લેવાયો છે. એક અંગ્રેજી લેખક બર્ડ અને બીજા બેવીએ તેનો થોડો ઘણો ઉપયોગ કર્યો છે. કાઝી અહમદ નિઝામુદ્દીને ગુજરાતીમા તેનું ભાષાંતર કર્યું છે, પરંતુ તે ભાષાંતરનો આધાર એક ઘણી અશુદ્ધ પ્રત પર રાખવામાં આવ્યો છે.

હાલમાં મુંબઇ યુનિવર્સિટી તરફથી અમદાવાદવાળા પ્રોફેસર કમીસેરીએટે ગુજરાતના ઇતિહાસની ભાષણમાળામાં એક ભાષણ ગુજરાતમાં પડેલા સત્યાશીઆ કાળ (સંવત ૧૬૮૭ વાળા) વિશે આપેલુ. તે ભાષણનો મુખ્ય આધાર તે વખતે હિંદુસ્તાનમાં રહેતા અથવા મુસાફરી કરતા અંગ્રેજ અને ડચ વેપારીઓનાં લખેલાં વર્ણનોપર રાખવામાં આવેલો, અને તે યોગ્ય હતુ. કારણ સત્યાશીઆ કાળનું જે વર્ણન મિરાતે અહમદીમાં મળી આવે છે તે ઉપલા યુરોપીઅન વેપારીઓના વર્ણન જેટલુ સવિસ્તાર નથી. તેમજ મિરાતમાં પણ તે વર્ણન અબદુલ હમીદના પાદશાહનામા નામની એક આગલી તવારીખ પરથી લેવાયલુ છે. આ વર્ણન સિવાય મિરાતમાં બીજા બે દુકાળનાં વર્ણન આપવામાં આવ્યાં છે. એક દુકાળનું વર્ણન તો એ તવારીખનો લેખક અલીમહમ્મદખાન પોતાના જાતી અનુભવ પરથી આપે છે, એટલે તે તો બહુ જ કીમતી અને વિશ્વાસપાત્ર ગણાય. એ બે દુકાળ તે "સુંવોતરો" અને સંવત્ ૧૭૮૭ વાળો જેને પણ કેટલાક "સત્તાશીઓ" કહે છે.

---

૧ મીરાત એટલે આરસીઃ ચાટલું.

સંવત ૧૬૮૭ ( ઈ. સ. ૧૬૩૧ ) વાળા દુકાળ સંબંધે મિરાતમાં નીચે પ્રમાણે લખાણુ જોવામાં આવે છે.

"આ સાલના બનાવોમાંનો એક તે વરસાદની અછત અને તેથી પડેલો દુકાળ. એ દુકાળ ગુજરાત અને દક્ષણમાં સંપૂર્ણ રીતે વ્યાપી ગયો હતો. અને ગુજરાતની આખી વસતીના મોઢામાંથી એને "સત્તાશીઓ" એ નામે પ્રખ્યાતી અને જાહેરાત મળી છે. એ પ્રદેશના રહેવાશીઓ ખાવાપીવાની વસ્તુઓના નાશથી અને ઉદરનિર્વાહનાં સાધનોની અછતથી એટલા તો લાચાર થઇ ગયા હતા કે એક રોટલા માટે પોતાનો જાન આપી દેવા તૈયાર હોવા છતાં તે કોઈ ખરીદતું નહી અને ઉંટ જેવું પ્રાણી એક નાની રોટલી માટે વેચવા તૈયાર હતા પણ તેની તેટલી પણ કીમત આવતી નહિ. જે હાથ હમેશા બક્ષિસો આપવાને માટે જ લંબાવવામાં આવતો તે હાથ માત્ર ખોરાકની અછતને લીધે ભીખ માગવા માટે જ લંબાવાતો, અને જે પગ હમેશા માત્ર તવંગરીનું જ મેદાન કાપતા તે પગ હવે ભિખારીપણા સિવાયને બીજે રસ્તે ચાલતા ન હતા. બકરાને બદલે કુતરાનું માંસ અને મોત પામેલાઓની લાશનાં હાડકાંને લોટ સાથે મેળવી, વેચવામાં આવતાં. તે એટલે સુધી કે એ બાબત પ્રસિદ્ધિમાં આવતાં એવો માલ વેચનારાઓને સજા ફરમાવવામાં આવતી. છતાં છેવટ વખત એવો આવ્યો કે લાચારીને વશ થઇ માણસોએ એક બીજાનું માંસ ભક્ષણ કરવા માંડયું. ઘણાં માણસો મરી જવાથી અને તેમની લાશ રસ્તામાં પડી રહેવાથી અવર જવરનો રસ્તો પણ મુશ્કેલ થઈ પડયો અને એકલ ડોકલ માણસથી તો પોતાનું રહેઠાણ છોડી બહાર નીકળવાની હીમતજ કરાતી નહિ. કારણ બે ચાર જણા ભેગા થઇ તેના શરીરપરનું માંસ ટૂંપી ખાશે એવી તેને ધાસ્તી રહેતી. વળી જે કોઇ અતિશય વિટંબણા ભોગવવા છતાં આવતા મોતને જેમ તેમ ખાળી શકતો અને થોડો ઘણો પણ હાલો ચાલો કરી રસ્તો કાપવા જેટલી શક્તિ ધરાવતો તે બીજા પ્રદેશને ગામડે ગોદડે જતો રહેતો. આ પ્રાંત જે પોતાની આબાદી માટે પ્રખ્યાત અને જાણીતો હતો તેમાં એક પણ શહેર આબાદ રહેવા પામ્યું નહિ. પૂર્વે પડી ગયેલા દુકાળ અને આગલી આફતો, કે જેની હકીકત સાંભળી લોકોને આશ્ચર્ય થતું તે દુકાળ અને આફતને આ દુકાળ વિસરાવે એવો હતો. ઇશ્વરના જેવી દયાના સાગર નામદાર પાદશાહે બુરહાનપોર, સુરત અને અમદાવાદના અમલદારોપર હુકમ કાઢયા કે ગરીબ અને લાચાર માણસોને મદદ કરવા એમણે લંગરખાનાં [ રસોડાં ] ખોલવાં અને તેમાં એ મુફલિસ માણસોને પૂરાં પડે તેટલા રોટલા અને સેરવો રાંધી તેમને વહેંચી આપવા. જ્યારે હઝરત પાદશાહને ખબર પડી કે બીજાં બધા શહેરો કરતાં અમદાવાદમાં મરણની સંખ્યા વધારે છે તેમજ ત્યાંની આફત પણ મોટી છે ત્યારે તેમણે આજ્ઞા કરી કે રાજ્યની તીજોરીમાંથી પચાસ હજાર રૂપીઆ ગુજરાત પ્રાંતના દીવાને [ કોશાધ્યક્ષે ] લેવા અને શહેરના દાણાના વેપારીઓને [ દાણો ખરીદવા ] આપવા. વળી વરસાદની તાણ અને દાણાની મોંઘવારીને લીધેજ રૈયત આ આફત ભોગવતી હતી તેથી પાદશાહે કૃપા કરી તે સાલ તથા આવતી સાલનું મહેસૂલ-ખાલસા તેમજ ખાનગી (જાગીરી) જમીનોનું-ઉઘરાવવું માફ કરી ખેડૂતોને રાહત આપી. વળી તે વખતમાં વૃદ્ધ માણસો કે જેઓ એ આફતમાંથી નાસી

છૂટેલા તેમની પાસથી સાંભળવામાં આવેલું કે ત્યાર પછીની સાલમાં કે જ્યારે ઇશ્વર કૃપા થઇ ( વરસાદ પડ્યો , ત્યારે ( ખેતી કરવા માટે ) ઢોરજ હતાં નહિ તેથી ચાંપાનેરથી સીત્તેર સીત્તેર રૂપીઆ ખરચી ઢોર ( આખલા ) આણવા પડેલા. કારણ બાકી રહેલા ઢોરમાં એક આખલોજ જીવતો રહ્યો હતો નહિ "

ઇતિહાસકાર સત્તાશીઆનુ વર્ણન પૂરૂં કરતાં એ સાલની હકીકત આપતાં એ પણ જણાવે છે કે આ વરસમાં દયાનતરાય નામનો લહીઓ કે જે ગુજરાતમાં વસતા નાગરોની જ્ઞાતિનો હતો. અને જે હિસાબ તથા નામાઠામાની તેમજ આગળ થઇ ગયેલા હિંદીઓની તવારીખની સાચી માહિતી ધરાવતો હતો અને જે સરકારની નોકરીમાં હતો તેને શહેનશાહી એટલે ખાલસા જમીનના દફતરદારની જગા મહેરબાની રાહે આપવામાં આવી. મતલબ કે આજથી અઢીસેં ત્રણસે વર્ષ પર મુત્સદ્દીગીરીમાં નાગરોએ નામ કાઢ્યું હતું.

ચુંવોતેરા કાળનું વર્ણન નીચે મુજબ છે. " આ સાલ ( હી. સ. ૧૧૩૦ ) માં એક જબરો દુકાળ પડ્યો કે જે 'ચુંમોતેરા' ને નામે ગુજરાતીઓમાં જાણીતો છે. બાજરો ને મઠ રૂપીઆના ચાર શેરના ઘણી મુશ્કેલી અને અત્યંત મહેનતે મળી શકતાં. અને તે પણ બધાને નહિ; કોઇ કોઇને જ મળી આવતાં. છતાં નાયબ સુબાના બંદોબસ્તે અને કરબથી, નાચાર અને ગરીબ માણસ પર કોઈ જુલમ કરી શકતું નહિ. અને હુકમ કાઢી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે બહાર ગામથી જે અનાજ આવે તે હઇદરકુલીખાનના દીવાન રાય રૂઘનાથદાસના મકાનને દરવાજે વેચવું. અને તેથી સૌને પોતપોતાના નસીબ તથા હિસ્સા જેટલું અનાજ મળી શકતું. આ વખતે જોગજોગે કમોસમનો વરસાદ પડ્યો કે જે ખેતીને માટે નકામો હતો, છતાં તેને લીધે જગલ અને વનવગડા લીલોતરીથી છવાઇ ગયા હતા અને તેથી ઘણા ગરીબ અને મુફલેસ માણસો લાચારીએ પોતાની મેળે ઉગી નીકળેલી એ લીલોતરીનાં પાંદડાં રાંધીને તે ખોરાક ખાઈ પોતાની ભુખના અગ્નિને શમાવતાં હતા. પણ તેનું પરિણામ એ આવ્યું કે તેથી રોગચાળો ફાટી નીકળ્યો અને તેઓ મરવા માંડયાં. પોતાનાં છોકરાંને બજારમાં એકેક અને બબ્બે રૂપીએ માણસોએ વેચી દેવા માંડયાં. વળી કોલેરાની અસર લોકોમાં દેખાવા માંડી અને ઘણાં માણસો એ રોગના ભોગ થઈ પડ્યા. અત્યાર સુધી અનાજ, ઘી, અને ખાવાપીવાની જણસો ખરીદતી વખતે સુરાખી ( કાણાવાળા ) અને ઓછા વજનના રૂપીઆ જે ચલણી કે બાકરખાની એ નામે ઓળખાતા તે રૂપીઆ વપરાતા. પરંતુ આ દુકાળીઆ વરસમાં નવા સિક્કાના રૂપીઆ પાડવામાં આવ્યા કે જે હજુ સુધી વપરાશમા છે. "

ત્રીજા દુકાળનું વર્ણન નીચે મુજબ છે.

" વળી આ ( ઈ. સ. ૧૭૩૨ ) માં એક સખત દુકાળ પડ્યો. અને હવા ઝેરી થઇ ગઇ. અને મૃત્યુએ માણસોમાં કેર વર્તાવવા માંડયો. વળી મારવાડીઓએ પોતાની બદમાશી બતાવતાં ઘૃણાયુક્ત કાર્યો કરવા માંડયાં. અનાજની કીમતના ત્રાજવાનું પલ્લું દરરોજ ઉચું થતું ગયું અને ઉંચ અને નીચ હજારો ને સેંકડો માણસોએ બે ત્રણ દિવસના તાવમાં પેલી

દુનિયાનો રસ્તો લેવા માંડ્યો. આવી રીતે મરનારની સંખ્યા એટલી બધી વધી ગઇ કે તેમની અંતકાળની ક્રિયાકરવાની કે તેમને કફન પહેરાવવાની ફુરસદ કોઇને મળતી નહી. અને મૃત્યુ બાદ જે જે ક્રિયાઓ કરવી જોઇએ તે થઇ શકતી નહિ. અને દરરોજ આવી રીતે મૃત્યુ પામેલાંઓની કે જેની પાછળ વારસ યા કે મદદગાર કોઇ પણ રહ્યું હોય નહિ તેમની લાશને ગલીઓમાંથી અને બજારોમાંથી ખેંચી લાવી સાબરમતીની રેતીમાં ફેંકી દેવામાં આવતી કે જ્યાં કુતરા કાગડા તેનું ભક્ષણ કરતા. એક જનાના એટલે ખાટલીમાં બે લાશને મુકી બે જ માણસ તેને ઉંચકી જતા જોઈ આ લેખક તેમને મદદ કરેલી. આખી પ્રજાની કાકલૂદીને રડારોળ એવે મોટે અવાજે થતી કે તે આકાશ સુધી પહોંચતી. દુકાળપીડીત મનુષ્યોનાં ટોળેટોળાં આસપાસનાં ગામડાઓમાંથી સ્ત્રી અને પુરૂષ, નાનાં અને મોટાં, પોતાનાં છોકરાંછૈયાં લઇને તેમને વેચવાને શહેર તરફ આવ્યાં જ જતાં! અને તેમનાથી રસ્તાઓ અને બજાર હમેશા ભરેલાં રહેતાં એક ને બે રૂપીઆની કીમતે તેઓ પોતાનાં બાળબચ્ચાં વેચી નાખતાં. આ આસ્માની આફતનો લાભ લઇ ઉંચ તેમ જ નીચ કુળની ઘણી મુસલમાન સ્ત્રીઓ તથા તેમનાં બાળકોને માત્ર રોટલા ખવડાવી તેના અવેજમાં તેમના ગળામાં ગુલામગીરીની તોક નાંખી, તેમને ગાયનું છાણ ખવડાવી અને તેમના માથા પર થોડા જવના દાણા બાળી તેમની શુદ્ધિ કરી તેમને પોતાના ધર્મમાં મારવાડીઓએ લઇ લીધા. અને તેમના કાફલા ને કાફલા મારવાડ તરફ રવાના કરી દીધા. અને તેઓ ગર્વથી બોલવા લાગ્યા કે શહેનશાહ શાહજહાંનના વખતમાં જોધપુરથી હજારો હજારો માણસોને કેદ કરી લાવી તેમને મુસલમાન બનાવ્યાં હતાં તેનું આ રીતે વેર વળાય છે—બદલો અપાય છે."

આ અહવાલમાંની થોડીએક વાતો ખાસ નોંધવા જેવી છે. સત્તાશીઆ દુકાળ વખતે મોગલ શહેનશાહ તરફથી રૈયતને કેટલીક રીતે મદદ કરવામાં આવેલી. જેમકે રાજ તરફથી રસોડાં ખોલવામાં આવેલાં, પરંતુ તેમાં માંસનો સેરવો રંધાતો એટલે તેનો લાભ મોટે ભાગે મુસલમાન દુકાળીઆંઓને જ મળ્યો હશે. વળી રાજ તરફથી અનાજ મંગાવવાની પણ ગોઠવણ થયેલી. અને છેવટે મહેસુલ પણ માફ કરવામાં આવેલું. સુંવોતેરા કાળમાં બહાર ગામથી અનાજ આવતું તેના વેચાણનો રીતસરનો બંદોબસ્ત રાજ તરફથી થએલો. અને દીવાન રઘનાથદાસના ઘરને દરવાજેજ તે વેચાતુ. સંવત ૧૭૮૭ વાળા દુકાળનો અહેવાલ તો મિરાતે અહમદીના લેખકે પોતાની જાતમાહિતીથીજ લખેલો છે. એક ખાટલીમાં બે લાશ, તેને ઉચકનાર ચારને બદલે બે, સાબરમતીના કિનારા પર મુડદાઓનાં ઢગ અને કુતરા કાગડાને મળતો ભક્ષ, છોકરાંઓનાં વેચાણ અને છેવટે મારવાડના હિંદુઓએ બે આફતના વખતમાં મુસલમાનો પર લીધેલું વેર. મોગલ દરબાર તરફથી આ અરસામાં જોધપુરના મહારાજા અજીતસિંહ રાઠોડ તથા પાછળથી અભેસિંહ રાઠોડને ગુજરાત ( અમદાવાદ ) ના સૂબા નીમવામાં આવ્યા હતા. આને લીધે તેમના રસાલામાં મારવાડીઓ આવ્યા હતા. મુસલમાનોની શુદ્ધિ કરી તેમને હિન્દુ ધર્મમાં દાખલ કરવાનો રિવાજ હાલમાં જ પડયો છે એવું આપણે માનતા હોઇએ તો તે ભૂલભરેલું છે. કારણ આ ઇતિહાસમાં વર્ણવેલા બનાવ ઉપરથી તો એવી શુદ્ધિ આજથી આશરે બસેં વર્ષ પર પણ થતી હતી એમ જણાય છે.

આ ત્રણે દુકાળ વખતે ગુજરાતના જાણીતા કવિઓ હયાત હતા. પરંતુ તે વખતે આવા બનાવની કાવ્યરૂપે નોંધ લેવાનો રિવાજ ન હતો. તેથી આપણા સાહિત્યમાં તેને લગતો બિલકુલ ઉલ્લેખ જોવામાં આવતો નથી. વલ્લભભટ્ટના કળીકાળના ગરબામાં છેલ્લા દુકાળની આફતનું થોડું વર્ણન છે. પરંતુ એ ગરબો રચવાની મતલબ તો ધાર્મિક હતી, કળીકાળનું વર્ણન કરવું, નહિ કે દુકાળનું એ તેનું ધ્યેય હતું. પાછળથી એ અભિપ્રાય બદલાયો. સુરતની આગના વર્ણનનો ગરબો રચાયો. મલ્હારરાવની તપાસ કરવા બેઠેલા કમીશનનો ગરબો રચાયો. અને એ રીતે પોતાની હયાતિમાં બનતા બનાવોની નોંધ લેખકોને હાથે લેવાવા માંડી વલ્લભભટ્ટના ગરબામાં જણાવેલા કેટલાક બનાવો મિરાતે અહમદીમાં પણ વર્ણવેલા છે એટલે તેના ખરાપણા વિષે કોઈ રીતનો શક રહેતો નથી. મિરાતમાં અનાજની મોંઘવારીનું વર્ણન છે. છોકરાંના વેચાણનો ઉલ્લેખ છે. વલ્લભના ગરબામાં પણ તેજ છે.

"અકરાકર અતિ થયું હો બહુચરી માડી વુઠાં મેહ
અન્ન અતિ મોંઘાં હુવં, ,, ,, અધર્મ વાધ્યો અમાપ્ય
× × × × ×
ઉદરથકી ઉપજાવિયાં ,, ,, ઉભયતણો જે અંશ.
તે તન પેટ તજાવિયાં ,, ,, વિક્રય કીધો વંશ.
× × × × ×
માણસ જ્યા ઘણા મુવાં ,, ,, પરાં શહેર નદી પાર
કઇ મંદિર ખાલી હુવાં ,, , મૂ ભાસે ભયંકાર

આ ઉપરથી સમજાશે કે ગુજરાતના ઇતિહાસનાં સાધન ફારસી તથા ગુજરાતી સાહિત્યમાથી જો ખરે રસ્તે પ્રયાસ થાય તો મોટા પ્રમાણમાં મળી આવવા સંભવ છે. અને મને આશા છે કે જેમ જેમ વખત જતો જશે તેમ તેમ એ સાધનનો વિશેષ પ્રમાણમાં ઉપયોગ થતો જશે.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# મહેસાણાની વાવનો શિલાલેખ

અને

## અસદખાનનો તથા અમીનખાનનો ઇતિહાસ.

વડોદરા રાજ્યના કડી પ્રાંતનું મુખ્ય સ્થળ ગણાતા મહેસાણા કસ્બાની પૂર્વદિશામાં ગામના લગભગ અંતભાગે પૂર્વ પશ્ચિમ મોટી વાવ છે તેમાં જે શિલાલેખ છે તેના આધારે આ લેખ તૈયાર કરવામાં આવ્યો છે.

એ વાવની ખાસિયત એ છે કે, એ ને એ લેખની પાચ નકલો એ ને એ વાવમાં જૂદાં જૂદાં પાંચ સ્થળે રાખેલી છે, એમ કહેવાય છે. આ વાત અશ્રુતપૂર્વ છે. તે પૈકીની બે નકલો તો મેં પોતે વાંચી જોઇ છે, અને બાકીની ત્રણ નકલો પાણીની અંદર છે, એમ એ વાવની બાજુમાં રહેતા વૃદ્ધ પૂજારીએ મને કહ્યુ હતુ. જે બે નકલો મેં વાંચી છે તે પૈકીની પહેલી નકલ કાળમીંઢ પથ્થરના ઉપર કોતરેલી છે, અને વાવના સિંહદ્વારમાં પેસતાં જમણી બાજુએ ખૂણામાં ભીંતની અંદર તેને જડી દેવામાં આવેલી છે. તેની બીજી નકલ આરસપહાણના ઉપર કોતરેલી છે, અને વાવનાં પહેલાં વીસેક પગથિયાં ઊતરતા જે પહેલુ રમણું આવે છે તેની જમણી બાજુએ ગોખલામાં તેને જડી દેવામાં આવેલી છે. હાલમાં એ ગોખલાની આગળ સળિયાની બારી મુકવામાં આવેલી છે, અને એ રીતે એ લેખનું સંરક્ષણ કરવામાં આવેલું છે. એ બંને નકલોમાંનું લખાણ એક જ છે, એમ કહીએ તો ચાલે. કાળમીંઢ પથ્થરના ઉપર કોતરેલી નકલ જોઈએ તેવી સ્વચ્છ નથી, પણ આરસપહાણના ઉપર કોતરેલી નકલ સ્વચ્છ છે; અને તેથી એ નકલના આધારે આ લેખ તૈયાર કર્યો છે.

એ નકલના મથાળે ફારસી લિપિમાં છ લીટીઓ કોતરેલી છે, અને તેની નીચે બાળબોધ લિપિમાં ચોવીસ લીટીઓ કોતરેલી છે. બાળબોધ લેખ આશરે ૧૫ તસુની ઊંચાઇનો અને ૧૨ તસુની પહોળાઇનો છે. દરેક અક્ષર આશરે ½ તસુની ઊંચાઇનો અને લગભગ તેટલી જ પહોળાઇનો છે.

આ લેખ કાંઇક અશુદ્ધ સંસ્કૃત ભાષામાં લખાએલો છે. તેની લિપિના સંબંધમાં જણાવવાનું કે, 'ડ' ના બદલામાં 'ઢ' લખાયો છે, 'ણ,' 'લ', અને 'શ' વ્યંજન શુદ્ધ ગુજરાતી લિપિના છે; અને જોડાક્ષર લખવામાં જૂની પદ્ધતિને અનુસરીને એક વ્યંજનની નીચે બીજો વ્યંજન લગભગ સર્વત્ર જોડવામાં આવેલો જોવામાં આવે છે. 'ર્ક' 'ર્મ' 'ર્ય' અને 'ર્વ': એ રૂપો અનુક્રમે 'ર્ક,' ર્મ, 'ર્ય' અને 'ર્વ' એ રૂપોના બદલામાં વપરાયાં છે. 'ખ' ના બદલામાં 'ષ' સર્વત્ર વપરાયો છે.

સદરહુ લેખનું અક્ષરાંતર નીચે આપ્યું છે:—

(ફારસી લેખ)

૧ યાફત્તાહો

૨. ખતોફીક ઇલાહી-દર એહદે દોલત બાદશાહ દીપનાહ કહફે અમાન

૩ ખદેવે જમાંન બનીએ મલાની ક્રોફીરતાની હજરત બાદશાહ આલમગીર ખલદલાહ
૪ મુલ્કહુ અદન દોર સાહેબે-મુલ્કી નવાબ મહંમદ અમીનખાંન વ જાગીરદારી અમાન
મીરજાં મહંમદ બેગ જુબદતુલ ઇકરાન આં ગીરજ !
૫ ઈં બાવલી સાખતા
૬ બ તારીખ નહમ શહર રમજાનુલ મુબારક સન ૧૦૮૫
(બાળબોધ લેખ)

१ श्रीगणेशाय नमः
२ श्री शारदायै नमः श्री गुरुभ्यो नमः ॥ स्वस्ति श्रीमन्नृपवी
३ क्रमार्कसमयातीत संवत् १७३१ वर्षे शालीवाहन राज्या
४ त् शाके १५९६ प्रवर्तमाने दक्षिणायनगते श्री मूर्य्ये हेमं
५ त ऋतो मार्गशीर्ष मासे शुक्ल पक्षे १० तिथौ गुरु वा
६ सरे वापिपत्रमभिलिखितं । पातशाह श्री ७ अवरंग
७ जेव गाजी दिल्ली मध्ये विजयराज्यं क्रीयते तस्याग्रे
८ दीवांन श्री ५ नवाप असदपांन धर्म्मन्याये प्रवर्त्तते त
९ दादेशात् श्री अह्मदावाद श्री राजनगरे नवाप श्री ५ महं
१० मद अमीपांन सोबे साहेब परगणे कडी कसबे महिसा
११ णां जागीर मीरजा साहेब महिमद बेग तदाग्रे [शकदार] मि
१२ रजां हाशबेग एवंविधायां राजावल्यां वर्तमानायां ॥ श्री
१३ माली ज्ञातिय लघुशाषाया धर्म्मधुरंधर साहश्री ५ तेज
१४ पाल सुत साह श्री ५ वका सुत साहश्री ५ वीरजी गृहे
१५ भार्य्या उभयकुलविशुद्धा साध्वी वाइ मांनबाई तदा
१६ त्मज साहश्री ५ गोकलदासकेन वापी करापिता श्री
१७ नारायणप्रीत्यर्थं परोपकाराय धर्मार्थं । तदादेशा
१८ त् तदुपरि विधायको कार्य्यस्थ नागरज्ञातीय दवे वि
१९ ठलजी तथा त्रवाडी गणेशजी परमहितपूर्व्वकं स्वाम्यनु
२० ज्ञितं कृतं । सूत्राधार० सोमपरा ज्ञा० कृष्णदास शंक
२१ र विसलनगरा तथा वाछालाडणा श्रीरस्तु कल्या
२२ णमस्तु । शुभं भवतु । नत्वा नत्वा भाविनो भूमिपाला
२३ न् भूयो भूयो याचते रामचंद्रः सामान्योयं धर्म्मसे
२४ तुर्नृपाणां काले काले पालनियो भवद्भिः ॥ श्रीरस्तु ॥

સદરહુ લેખનુ ભાષાંતર નીચે આપ્યુ છે—

( ફારસી લેખનુ ભાષાંતર )

ઇશ્વરની કૃપાથી મુસલમાન બાદશાહના વીગતમા એવા ધાર્મિક બાદશાહ મોટા શાહેનશાહ ગાદીવાળા હજરત બાદશાહ આલમગીર હમેશા એમની ગાદી રહો તેમના રાજ્યના નવાબ મહમદ અમીનખાન સાહેબ, જેઓ જાગીરદાર હોદ્દેદાર છે, તેમના વખતમા મીરજા મહમદ બેગ તેમના વારસો પીરજીવાળાઓએ આ વાવ બનાવી છે. તારીખ ૯ રમજાન મુબારક સન ૧૦૮૫ હિજરી

( બાળબોધ લેખનુ ભાષાંતર )

શ્રી ગણેશ ( ગણપતિ ) ને નમસ્કાર

શ્રી શારદા (સરસ્વતી) ને નમસ્કાર શ્રી ગુરૂઓને નમસ્કાર કલ્યાણવાળા અને લક્ષ્મીવાન વિક્રમાદિત્ય રાજાના સમયના ગએના સવત ૧૭૩૧ ના વર્ષમા, [એટલે કે,] શાલિવાહન રાજાના રાજ્યકાળનુ શક ૧૫૯૬નુ વર્ષ ચાલતુ હતુ ત્યારે, શ્રી સૂર્યનારાયણ દક્ષિણાયનમા હતા ત્યારે, હેમત ઋતુમા માગસર મહિનાના શુક્લ પક્ષની દસમી તિથિ ને ગુરૂવારે [આ] વાવનો લેખ લખ્યો પાદશાહ શ્રી ૭ ઔરંગઝેબ ગાઝી દિલ્હીમા વિજય રાજ્ય કરે છે તેની આગળ દિવાન શ્રી ૫ નવાબ અમદખાન ધર્મન્યાયે પ્રવર્તે છે તેના હુકમથી શ્રી અમદાવાદના શ્રી રાજનગરમા નવાબ શ્રી ૫ મહમદ અમીનખાન સુબા સાહેબ પરગણે કડી કસબે મહેસાણાના જાગીરદાર ( છે ) મીરઝા સાહેબ મહમદ બેગ ( છે ) તેમની આગળ ( ઠેકા દાર ) મીરઝા હાસમબેગ ( છે ) એ રીતે રાજાવળિ પ્રવર્તે છે ત્યારે શ્રીમાળી જ્ઞાતિની લઘુ શાખાના ધર્મધુરધર શાહ શ્રી ૫ તેજપાળના પુત્ર શાહ શ્રી વકાના પુત્ર શાહ શ્રી ૫ વીરજીના ઘરમા અને કુળે વિશુદ્ધ સાધ્વી બાઇ માનબાઇ પત્ની ( છે ) તેમના પુત્ર શાહ શ્રી ૫ ગોકળદાસે શ્રી નારાયણપ્રીત્યર્થે, પરોપકારને માટે, ધર્માર્થે વાવ કરાવી તેના હુકમથી તે કામના ઉપર દેખરેખ રાખનાર નાગર જ્ઞાતિના દવે વિઠ્ઠલજી તથા ત્રવાડી ગણેશજી ( એ બન્નેએ ) પરમ હિતથી સ્વામીએ કરેલી આજ્ઞાને અનુસરીને [ કામ ] કર્યું ( છે ) સલાટ સોમપરા જ્ઞાતિના કૃષ્ણદાસ ઠાકર વિસનનગરા વાછાલાડણા ( છે ) લક્ષ્મી મળો. કલ્યાણ થાઓ શુભ થાઓ ભવિષ્યના રાજાઓને નમીનમીને રામચદ્ર યાચના કરે છે કે રાજાઓનો આ સામાન્ય ધર્મનિયમ છે [ તે ] આપે ( આપના ) પોતાના કાળમા [ તે ] પાળવો જોઇએ લક્ષ્મી પામો

આ લેખ સવત ૧૭૩૧ ના માગસર સુદ ૧૦ ને ગુરૂવારના રોજે (સન ૧૬૭૪ મા) કોતરાએલો છે તેની ૧૧ મી લીટીમા ' શકદાર ' શબ્દ વચાય છે તેનો અર્થ બેસતો નથી ' ઠેકાદાર ' શબ્દનુ એ સ્વરૂપ નહિ હોય ?

આ લેખ પસદ કરવાનુ મુખ્ય કારણ એ છે કે તમા ઔરંગઝેબ બાદશાહના સમયના જે અધિકારીઓના નામ આપવામા આવેલા છે તેમને લગતો ઇતિહાસ ગુજરાતી ભાષામા કોઇ પણ સ્થળે જોવામા આવતો નથી ઇતિહાસના ગ્રંથોમા આવા નાના અમલદારોના સબંધમા વિગતવાર હકીકત આપી ન શકાય, એ કુદરતી છે, પરતુ તેમના સબંધમા કેટલીક હકીકત જાણવા જેવી છે તેથી અહી વિસ્તારપૂર્વક હકીકત રજૂ કરવાનુયોગ્ય ધાર્યું છે

આ લેખમાં ઔરંગઝેબના નીચેના અમલદારોનાં નામ આપવામાં આવેલાં છે;

[ ૧ ] દિવાન નવાબ અસદખાન.

[ ૨ ] અમદાવાદના નવાબ મહમદ અમીનખાન.

[ ૩ ] મીરઝા મહમદ બેગ.

[ ૪ ] મીરઝા હાસમ બેગ.

એ પૈકીના પહેલા બે અમલદારો મહત્ત્વના છે, અને તેમની હકીકત જાણવા જેવી છે.

( ૧ ) અસદખાન.

ઔરંગઝેબનો વઝીર ઝફરખાન તા. ૬-૫-૧૬૭૦ ના રોજે મરી ગયો ત્યાર પછી કેટલાંક વર્ષ સુધી નવીન વઝીરની નીમણુંક ન કરતાં ઔરંગઝેબે પોતે જ વઝીરપદું કર્યું. તેમ છતાં પણ એક અમલદારના ઉપર તેની નજર ઠરેલી હતી. તેની શક્તિના સંબંધમાં તે બહુ સારો અભિપ્રાય ધરાવતો હતો, અને તે તેને ચાહતો પણ હતો. પરંતુ તેની ઉમર એટલી બધી ઓછી હતી કે તે સમયની ભાવનાઓને અનુસરીને તેને વઝીરપદ આપી શકાય તેમ ન હતું. તેને આવી મોટી પાયરીએ ચઢાવવામાં આવે તો તે સમયના વૃદ્ધ અને અગ્રગણ્ય અમીરોમાં અસંતોષ ફેલાય તેમ હતું.[1]

એ અમલદારનું નામ મહમદ ઇબ્રાહીમ ઉર્ફે અસદખાન ઉર્ફે આસફુદ્દૌલા ઉર્ફે જમ્લ-ઉલ-મુલ્ક ઉર્ફે અમીર-ઉલ-ઉમરા હતું. તે ઝુલફિકારખાન કરમાનલૂનો પુત્ર હતો તથા માદીકખાન પીર બક્ષીનો પૌત્ર હતો અને ઝફરખાન વઝીરનો ભાણેજ હતો તેમ જ યમનુદ્દૌલા આસફખાનનો જમાઇ હતો અને ઔરંગઝેબનો માસો હતો. તેનો જન્મ સન ૧૬૨૨ માં થયો હતો.[2] તે શરીરે દેખાવડો હતો અને સ્વભાવે સુલક્ષણો હતો તેથી નાનપણમાં જ તેણે શાહજહાંનું ધ્યાન ખેંચ્યું હતું. ૨૭ મા વર્ષમાં તેને " અસદખાન " નો ઇલકાબ આપવામાં આવ્યો હતો.[3] અને મનસબદાર તરીકે તથા પાછળથી દુય્યમ બક્ષી તરીકે તેની નીમણુંક કરવામાં આવી હતી, અને તે જગ્યાનું કામ થોડાંક વર્ષ સુધી તેણે કર્યું હતું.

ઔરંગઝેબ ગાદીએ આવ્યો ત્યાર પછી તેણે પોતાના રાજકાળના પાંચમા વર્ષમાં ( સન ૧૬૬૨ ) માં અસદખાનને ૨૦૦૦ ઘોડેસ્વારોની સાથે ૪૦૦૦ ની મનસબદારી અર્પી, અને ત્યાર પછી ઝફરખાન વઝીર મરી જતાં પોતાના રાજકાળના તેરમા વર્ષમાં ( સન ૧૬૭૦ માં ) તેણે અસદખાનને નાયબ વઝીર તરીકે નીમ્યો તેમ જ સ્વહસ્તે રત્નજડિત ખંજર તથા બે પાનપટ્ટી ભેટ તરીકે આપ્યાં.[4] તે સમયે એવો હુકમ

---

૧. યદુનાથ સરકાર કૃત " હિસ્ટરી ઑફ ઔરંગઝેબ, " પુ. ૩, પૃ. ૭૬.

૨. ૧૭૧૭ માં ૯૫ વર્ષની ઉંમરે અસદખાન મરી ગયો હતો તેથી તેનો જન્મ ૧૬૨૨ માં થયો હતો એમ નક્કી થાય છે. યદુનાથ સરકાર કહે છે કે ૧૭૧૬ ના જુનમાં ૯૪ વર્ષની ઉંમરે તે મરી ગયો હતો. અહીં તેમની કાંઇક ભૂલ થતી હોય એમ લાગે છે.

૩. નવાબ શમ્સામુદ્દૌલા શાહનવાઝખાન કૃત " મસીર—ઉલ—ઉમરા " પુ. ૧ પૃ. ૨૭૦ અને આગળ.

૪. " મીરાતે—અહમદી ", પૃ. ૧૦૩

કાઢવામાં આવ્યો કે, અસદખાનને શાહજાદા મુઅજ્જૈમનો રિસાલ (દાર) કહેવો અને જ્યોતિષી દિયાનતખાને તેના મુદ્રારક્ષક થવું. [૫] એ જ વર્ષમાં દુર્યમ બક્ષીની જગ્યાએથી તેને છુટો કરવામાં આવ્યો, અને લશ્કરખાનનું મૃત્યુ થતાં તેને (અસદખાનને) મીરબક્ષી તરીકે નીમવામાં આવ્યો.

ઔરંગઝેબના રાજકાળના સોળમા વર્ષના ઝીલહજ્જની શરૂઆતમાં (સન ૧૬૭૩ ના માર્ચની ૧૦ મી તારીખે) [૬] અસદખાને નાયબ વઝીરની જગ્યાનું રાજીનામું આપ્યું; [૭] અને તેથી બાદશાહનું એવું ફરમાન નીકળ્યું કે, ખાલસાદિવાન અમાનતખાને તથા દિવાન-ઈ-તન કિફાયતખાને વડા વઝીરની સહીની નીચે પોતાની સહીઓ કરવી અને દિવાનીને લગતું કામ ચલાવવું. પછી ઔરંગઝેબના રાજકાળના ઓગણીસમા વર્ષમાં તા ૧૦ શબાનના રોજે (એટલે કે, તા. ૮–૧૦–૧૬૭૬ ના રોજે) [૮] અસદખાનને રત્નજડિત ખડિયો ઇનામમાં અપાયો, અને તે પાછો વડો વઝીર બન્યો. [૯] તે વખતે તેની ઉંમર ૫૪ વર્ષની થઇ હતી તો પણ આથી મોટેરાઓને અસંતોષ થયો હતો. એ પ્રસંગે અફઘાનિસ્તાનના ચોખ્ખાબોલા સુબા મહાબતખાને બાદશાહને લખ્યું હતું કે, 'પેલા ધાવણા છોકરા અસદખાનને વડા વઝીર તરીકે આપ નામદારે નીમ્યો છે. પુખ્ત ઉંમરે નહિ પહોંચેલા આવા ઇસમના વઝીરપદનાં પરિણામોની વાત આપના કાને આવી જ હશે." [૧૦]

ઔરંગઝેબના રાજકાળના વીસમા વર્ષના અંતભાગમાં (સન ૧૬૭૭ માં) ખાનજહાં બહાદુર કોકલતાશ નાલાયક ઠર્યો અને દક્ષિણમાંની પોતાની જગ્યાએથી કમી થયો ત્યારે નવો સુબેદાર નીમાય ત્યાં સુધીને માટે ત્યાંનું કામકાજ દિલરખાનને સોંપાયું. ત્યારપછી અસદખાનને મોટું લશ્કર તથા પૂરતાં સાધનસામગ્રી આપવામાં આવ્યાં અને તેને દક્ષિણમાં મોકલવામાં આવ્યો. તે ઔરંગાબાદમાં જઈ પહોંચ્યો ત્યારે ત્યાં ભારે રમખાણ મચ્યુ. તેના સમાચાર ઔરંગઝેબના કાને જઇ પહોંચ્યા. આથી કરીને શાહઆલમને નાઝીમ તરીકે દક્ષિણમાં મોકલવામાં આવ્યો, અને અસદખાન ત્યાંથી પાછો ફર્યો. [૧૧]

ઔરંગઝેબના રાજકાળના બાવીસમા વર્ષમાં (સન ૧૬૭૯ માં) અજમેર પ્રાંતમાંના કૃષ્ણગઢમાં ઔરંગઝેબની હજુરમા અસદખાન ગયો હતો. ત્યારપછી શાહજાદા મહમદ અકબરને આશરો આપનાર સંભાજી ભોંસલેના ખબર લેવાને સારૂ ઔરંગઝેબ પોતાના રાજકાળના પચીસમા વર્ષમાં (સન ૧૮૬૨ માં) દક્ષિણમાં ગયો ત્યારે પોતાની પાછળ રાજપૂતો કાંઈ ગરબડ ન કરે તેટલા માટે અજમેરમાં શાહજાદા મહમ દ

૫. "મસીર-ઉલ-ઉમરા", પુ. ૧.
૬. યદુનાથ સરકાર કૃત "હિસ્ટરી ઑફ ઔરંગઝેબ", પુ. ૩.
૭. "મીરાતે-અહમદી", પૃ. ૨૨૫–૨૨૬.
૮. યદુનાથ સરકાર કૃત "હિસ્ટરી ઑફ ઔરંગઝેબ", પુ. ૩.
૯. "મસીર-ઉલ-ઉમરા", પુ. ૧.
૧૦. યદુનાથ સરકાર કૃત "હિસ્ટરી ઑફ ઔરંગઝેબ", પુ. ૩.
૧૧. "મસીર-ઉલ-ઉમરા", પુ. ૧.

આઝીમની કને અસદખાનને તે મુકતો ગયો.[૧૨] ગોવળકોંડા લેવાયું ત્યારપછી તેની મનસબમાં ૧૦૦૦ ઘોડેસરોનો વધારો કરી આપવામાં આવ્યો, અને તે પૂરેપૂરા ૭૦૦૦ ઘોડેસ્વારોનો મનસબદાર બન્યો.[૧૩]

કૃષ્ણા નદીની દક્ષિણદિશાએ દુશ્મનને શિક્ષા કરવાના કામે તેમ જ નંદિયાલ- (ઊર્ફે ગાઝીપુર ) નો કિલ્લો સર કરવાના કામે અને હૈદરાબાદ-કર્ણાટકમાંના બાલાઘાટના વહીવટની વ્યવસ્થા કરવાના કામે ઔરંગઝેબે પોતાના રાજકાળના ચોત્રીસમા વર્ષમાં (સન ૧૬૯૧ માં ) અસદખાનની નીમણુક કરી. અસદખાને નંદિયાલનો કિલ્લો સર કર્યો અને કર્ણાટકની હદની પાસેના કુડાપ્પામાં છાવણી નાખી. વાંગીખેડનો કિલ્લો સર કરવાનો હુકમ શાહજાદા કામબક્ષને થયો હતો. એ કામ હાથમાં લેવાનું ફરમાન રૂહુલ્લાહને થયું હતું તેથી અસદખાનને મદદ કરવાને સારૂ વાંકીખેડની દિશામાં રૂહુલ્લાહ ગયો. શાહી લશ્કર કુડાપ્પામાં જઈ પહોચ્યું ત્યાર પછી ઔરંગઝેબે પોતાના રાજકાળના સાડત્રીસમા વર્ષમાં (સન ૧૬૯૪ માં) હુકમ મોકલ્યો કે જિંજીના કિલ્લાને ઘેરો ઘાલી રહેલા ઝુલફિકારખાનને મદદ કરવાને સારૂ બંને લશ્કરોએ જઈ પહોંચવું. તદનુસાર જિંજીમાં સૌ ભેગા થયા ત્યારપછી અમુક કારણથી શાહજાદાની સાથે અસદખાનને અણબનાવ થયો. કેટલાક લોકોની ખટપટથી આ વાતે ગંભીર સ્વરૂપ પકડ્યું. આગળપાછળનો વિચાર ન કરનારા કેટલાક લોકોની મારફતે શાહજાદાએ જિંજીના કિલ્લાના અધિકારી રાજારામને[૧૪] કેટલાક ખાનગી કાગળો લખેલા તેના આધારે અસદખાને ઔરંગઝેબને બધી વાતથી વાકેફ કર્યો. આથી શાહજાદાના ઉપર રાતદિવસ નજર રાખવાના કામે રાવ દલપત બુંદેલાની નીમણુક કરવાની તથા રિસાલો અને મુલાકાત (દિવાન ) બંધ કરવાની તેમ જ અજાણ્યા લોકોની અવરજવર બંધ કરવાની સત્તા ઔરંગઝેબે અસદખાનને આપી.

એ અરસામાં બાદશાહના જાસુસોએ છૂપી રીતે એવી બાતમી મેળવી કે, કામબક્ષને અસદખાનની સાથે બનતુ નથી તેથી એક કાજળકાળી રાતે જિંજીના કિલ્લામાં દાખલ થઈ જવાનું પોતાના મનથી તેણે ( કામબક્ષે ) નક્કી કર્યું છે. આથી કરીને અસદખાને પોતાના પુત્ર ઝુલફિકારખાનની સાથે તેમ જ ઘેરો ઘાલી પડેલા લશ્કરના આગેવાનોની સાથે મસલત ચલાવી, અને રોકમાં ને રોકમાં શાહજાદાના આવાસમાં તે દાખલ થયો, અને તેણે તેને *પરહેજ કર્યો અને વિશ્વાસ (વાંદીરોઠ) માં તેને કેદખાનામાં પૂર્યો.*[૧૫] *ત્યારપછી તેણે જિંજીના* કિલ્લાને છોડયો અને પોતાને મળેલા ફરમાનને અનુસરીને શાહજાદાને બાદશાહના દરબારમાં રવાના કર્યો. ને પોતે થોડાક વખત સુધી સાગરમાં[૧૬] રહ્યો. પાછળથી બાદશાહે પોતાની

૧૨. " મસીર-ઇ-આલમગીર ", પૃ. ૨૧૨. " મસીર-ઉલ-ઉમરા " (પુ. ૧ ) માં શાહજાદાને " અઝીમુદ્દીન " કહ્યો છે.

૧૩. " મસીર-ઉલ-ઉમરા " (પુ. ૧ ) માં કહ્યું છે કે, " લેખ આમ છેઃ— ઝીબા શુદ મસનદ વઝારત ૧૦૯૭, ૧૬૮૬. "

૧૪. " મસીર-ઉલ-ઉમરા " (પુ. ૧ ] માં તેને ' રામાઈ ' કહ્યો છે.

૧૫. કિંકેડ-પારસનિસ કૃત " હિસ્ટરી ઑફ ધી મરાઠા પીપલ ", પુ. ૨, પૃ. ૮૫.

૧૬. નિઝામના રાજ્યમાં હૈદરાબાદના નૈર્ઋત્યખૂણે આ ગામ આવેલું છે.

હજુરમાં તેને બોલાવ્યો ત્યારે શાહજાદા સંબંધી દુઃખદ બનાવના કારણે તેનું હૈયું ધબક ધબક થઇ રહ્યું હતું. હજુરમાં મુજરો કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે હજુરિયાઓનો સરદાર મુસ્તફખાન [ અમીરખાન સિંધી ] સિંહાસનની પાસે ઉભો હતો તે ધીમે રહીને ગણગણ્યો કે, " મારી બક્ષવામાં જેવો આનંદ પડે છે તેવો આનંદ વેર લેવામાં નથી પડતો " બાદશાહે તેને કહ્યું કે, " તેં બરાબર કહ્યું " પછી મુજરો કરવાની પરવાનગી બાદશાહે અસદખાનને આપી અને તેના ઉપર મહેરબાની બતાવી. [૧૭]

ત્યારપછી ઔરંગઝેબે ઈસ્લામપુરી ( પંઢરપુરની પાસે ભીમા નદીના કાંઠે આવેલ બ્રહ્મપુરી ) માં ચાર વર્ષ ગાળ્યાં અને પછી મરાઠાઓના કિલ્લા વગેરે સર કરવાના ઇરાદાથી પોતાના રાજ્યકાળના એકતાળીસમા વર્ષમાં ( હિજરી ૧૧૦૯ માં એટલે સન ૧૬૯૮ માં ) તે નીકળી પડયો[૧૮] ત્યારે પોતાની પુત્રી ઝિન્નતુન્નિસા બેગમને તેની બાંદીઓ સહિત ત્યાં મુકતો ગયો અને અસદખાનને તેમના રક્ષક તરીકે નીમતો ગયો. ત્યાર પછી બે વર્ષે ઔરંગઝેબે અસદખાનને દરબારમાં નોતર્યો અને 'અમીર–ઉલ–ઉમરા' નો ખિતાબ આપ્યો. તે વખતે ખેલના ( આધુનિક વિશાળગઢ ) નો વિશાળ કિલ્લો સર કરવાનો હુકમ તેણે તેને કર્યો, અને તેની મદદમાં ફતહુલ્લાખાનને તથા હમીદુદ્દીનખાનને અને રાજા જયસિંહને તેણે નીમી આપ્યા. એ કિલ્લો સર થયો ત્યાર પછી અસદખાનની શારીરિક અશક્તિને ધ્યાનમાં લઈને ઔરંગઝેબે મહેરબાનીની રાહે એવું ફરમાન કાઢ્યું[૧૯] કે, " તમારે દિવાન—ઈ—મઝાલિન [ ન્યાયાગાર ] ની ઓસરી [ રાહરા ] માં થઈને બહાર આવવું અને હુજરાનાં પગથિયાંથી વીસ તસુના અંતરે કઠેરાની અંદર બેસવું. એ રીતે ત્રણ દિવસ સુધી તમારે બેસવું, અને ત્યાર પછી તમને ટેકો આપવાને લાકડી મળશે. " [૨૦]

ઔરંગઝેબનું મૃત્યુ થયું ત્યાર પછી શાહજાદા મહમદ અઝીમશાહે પણ અસદખાનની સાથે માનભર્યું વર્તન રાખ્યું અને તેને વઝીર બનાવ્યો. બહાદુરશાહની સાથે લડાઇ કરવાને માટે શાહજાદો ગ્વાલિયર છોડીને નીકળ્યો ત્યારે તેણે પોતાનો બધો સરસામાન અસદખાનને સોંપ્યો તેમ જ પોતાની સગી બહેન ઝિન્નતુન્નિસા બેગમને પણ તેને રક્ષણાર્થ સોંપી એ પ્રસંગે બહાદુરશાહની જીત થઈ. એ નમ્ર બાદશાહે અસદખાનને પોતાની હજુરમાં બોલાવ્યો; કારણ કે, તેની લાંબી મુદતની નોકરીને લઈને તેના સબંધમા બહાદુરશાહ માન ધરાવતો હતો તેમ જ તેને વિશ્વાસપાત્ર ગણતો હતો. એ વખતે કેટલાક હજુરિયાઓએ બાદશાહને કહ્યું કે " અઝીમશાહના કામમાં એનો આગળપડતો ભાગ હતો. " તેના જવાબમા બાદશાહે કહ્યુ[૨૧] કે, " એ ધમાચકડીના સમયમાં અમારા પોતાના શાહજાદાઓ દક્ષિણમાં હોત તો પોતાના કાકાને મદદ કરવાની પોતાની ફરજ તેમને પણ જણાઇ

૧૭. " મસીર–ઉલ–ઉમરા ", પુ. ૧.

૧૮. " મસીર–ઉલ–ઉમરા ", [પુ. ૧ ) માં કહ્યુ છે કે, આ વખતે ઔરંગઝેબના રાજકાળનું ત્રેંતાળીસમું વર્ષ હતું. પરંતુ તારીખોનો મેળ લેતાં, તે એકતાળીસમું વર્ષ હોવું જોઇએ એમ કહી શકાય છે.

૧૯, " મસીર–ઇ–આલમગીર ", પૃ. ૪૬૦

૨૦. " મસીર–ઉલ–ઉમરા ", પુ. ૧.

૨૧. ખાફીખાન, ૨, ૬૦૦.

હોત. " બહાદુરશાહની હજૂરમાં અસદખાન આવ્યો ત્યાર પછી તેને " નિઝામ-ઉલ-મુલ્ક આસફુદૌલા " નો ખિતાબ આપવામાં આવ્યો અને તેને વકીલ ( રાજકારભાર સંબંધી તેમ જ નાણાં સંબંધી સર્વ કામકાજનો સર્વસત્તાધીશ ) બનાવવામાં આવ્યો તેમ જ બાદશાહની હજુરમાં તેનું સંગીત થઈ શકે એવી પરવાનગી તેને આપવામાં આવી. [22]

એ વખતે વડો વઝીર ખાનખાનાન મુનીમખાન હતો તેને મેળવી લેવાનું બાદશાહને ખાસ જરૂરનું જણાતું હતું. વળી બીજા ખાતાના મુખ્ય અમલદારોની માફક વઝીર પણ દિવાનના અગ્રભાગે ઉભો રહે અને સહી કરાવવાને માટેના કાગળો વકીલ—ઈ—મતલક ( મુખ્ય મંત્રી ) ને રજૂ કરે એ યોગ્ય લાગતું હતું; પરંતુ ખાનખાનાનને તે પરવડતું ન હતુ. આથી કરીને એવી ગોઠવણ કરવામાં આવી કે, અસદખાન વૃદ્ધ થયો છે ને તેને પૂર્ણ આરામની જરૂર છે તો તેણે શાહજહાનાબાદ [ દિલ્લી ] માં જવું ને ત્યાં શાંતિમય જીવન ગાળવું અને ઝુલ્ફિકારખાને નાયબ તરીકે વકાલતનું કામ સંભાળવું. પરતુ ખાનખાનાનનો મોભો જળવાય તેટલામાટે ઝુલ્ફિકારખાનને વકાલતને લગતુ ફક્ત એક જ કામ સોંપવામાં આવ્યું; અને તે એ કે, દાનપત્રોના ઉપર તથા ફરમાનોના ઉપર વઝીરનો સિક્કો થાય ત્યાર પછી તેણે ફક્ત પોતાનો વકાલતનો સિક્કો મારવો. " અસદખાને રાજધાનીમાં પાંચ [23] પ્રસગે વિજયડંકો વગડાવ્યો હતો, અને સમૃદ્ધ જીવનનાં સાધનો તેની કને હતાં. "

ત્યારપછી જહાંદારશાહ બાદશાહ થયો અને રાજ્યમાં ઝુલ્ફિકારખાન સર્વસત્તાધીશ બન્યો ત્યારે અસદખાને પોતાની જગ્યાનો હવાલો છોડી દીધો. યદુનાથ સરકાર કહે છે તેમ, તેણે ૩૧ વર્ષ સુધી વઝીરપદ ભોગવ્યું હતું. જે બે કે ત્રણ પ્રસગે તે દરબારમાં ગએલો તે પૈકીના દરેક પ્રસગે તેની પાલખી દિવાન-ઇ-આમમાં ઉતારવામાં આવતી અને તે પોતે બાદશાહના સિંહાસનની બાજુમાં જ બેઠેલો બાદશાહ તેની સાથે વાત કરતો ત્યારે તેને ' કાકા ' કહીને જ બોલાવતો. [24]

જહાંદારશાહ આગ્રામાં હાર્યો[25] ત્યારે ત્યાથી નાઠો અને દિલ્લીમાં ગયો. ત્યાં અસદખાનના ઘરમાં તેણે આશરો લીધો, અને ફરીથી લડાઈ કરવાને સારૂ લશ્કર ભેગું કરવાની પોતાની ઈચ્છા તેણે જણાવી, તે વખતે ઝુલ્ફિકારખાન પણ ત્યાં જઇ પહોંચ્યો. આ બાબતમાં તે પણ બહુ ઉત્સાહ ધરાવતો હતો. અસદખાન જમાનાનો ખાધેલો અને અનુભવવૃદ્ધ હતો તેથી તેણે જહાંદારશાહની ઈચ્છા યોગ્ય ધારી નહિ. તેણે પોતાના પુત્ર ઝુલ્ફિકારખાનને કહ્યું કે, " મુઇઝુદ્દીન દારૂડિયો છે અને રંડીબાજ છે. હલકા લોકોની સગતિ તેને બહુ ગમે છે. તે જરા પણ કદરદાન નથી. રાજ્ય ભોગવવાને તે કોઇ પણ રીતે લાયક નથી. આવા માણસને મદદ કરવી અને બુઝાએલા અંગારાને

૨૨. " મસીર-ઉલ-ઉમરા ", પુ ૧.

૨૩. બહાદરશાહે પાંચ વર્ષ સુધી રાજ્ય ભોગવેલું તેને ઉદ્દેશીને આમ તેણે કર્યું હોય તો તે બનવાજોગ છે.

૨૪. " મસીર-ઉલ-ઉમરા ", પુ ૧.

૨૫ ખાફીખાન, ૨. ૭૨૫, ઇલિયટ. ૭, ૪૪૦.

સનેજ કરવો તથા દેશને નુકશાન કરવું અને દુનિયાની ખરાબી કરવી, એ યોગ્ય કેમ ગણાય ? અંત કેવો આવશે તે તો અલ્લા જાણે ! તિમુરિદો પૈકીનો જે કોઇ કુટુંબી રાજગાદીને માટે લાયક હોય તેને મદદ કરવી એ મારે માટે તેમ જ તારે માટે યોગ્ય ગણાય." [26] તે જ દિવસે અસદખાને જહાંદારશાહને કેદી કર્યો અને કિલ્લામાં મોકલી દીધો. [27] તેની પોતાની યોજનાઓને ભાવિ હસી કાઢતું હતું. એની તેને ખબર ન હતી. અંત કેવો આવશે, એના વિચારે તેમ જ સ્વાર્થદૃષ્ટિએ તેના પુત્રનો ભોગ લીધો, અને તેના કુટુંબની પ્રતિષ્ઠા અને આબાદી ધૂળમાં મળી ગઈ.

" ભાવિના સંબંધમાં તપાસ કરવી અને ભાવિની છૂપી વાતો જાણી લેવી, એ માનવી સત્તાની બહારની વાત છે તો પછી નિરૂપાય માનવીએ આવા કામે ઠપકો શા માટે વહોરી લેવો, વારૂ ? સમયને અનુકૂળ અને છેવટના પરિણામને માટે સારામાં સારી વાત એ ને એ જ હોય. પરંતુ લોકો કહે છે કે સર્વ હક્ક ધરાવનારા જે હિંદી બાદશાહે અનેક પ્રસંગે તેના ઉપર મહેરબાની બનાવેલી તે બાદશાહ આવા દુર્દૈવના પ્રસંગે તેના ઉપર વિશ્વાસ રાખીને તેની કને આવ્યો ત્યારે તેને કેદી કરવો અને તેના ઉપર સિતમ ગુજરે તેમ દુશ્મનને સોંપી દેવો, એ પ્રતિષ્ઠાનો તેમ જ કીર્તિનો અમર તેઃ ન્યાયનો અમર દયાનો વિચાર કરતાં કોઇ પણ રીતે યોગ્ય ગણાય નહિ. ઘડપણના કારણે તેનાથી પોતાથી શ્રમ ઉઠાવી શકાય એમ ન હતું. તો તેણે તેને પોતાના અનુયાયીઓ સાથે જવા દેવો હતો. તેમ થાત તો તેનું પોતાનું ફૂટેલુ નસીબ જે વેરાનખેરાન સ્થળે તેને દોરી જાત તે સ્થળે તે જાત."[28]

બાદશાહ અને તેનો વઝીર રાજધાની ( દિલ્હી ) માં ગયા તેના ખબર મહમદ ફરૂખશિયરના કાને પહોંચ્યા એટલે તેના પેટમાં ફાળ પડી કે, રખે તેઓ પાછા ફરે અને નવેસર લડાઇ જગાવે ! આથી કરીને મીરજુમલા અમરકંદીની મારફતે તેણે બાપદીકરાને ( અસદખાનને અને ઝુલ્ફિકારખાનને ) દિલદિલાસો આપનારા કાગળો લખ્યા. મસ્કો લગાડીને તથા મીઠાં વેણથી તેણે તેમનાં અસ્વસ્થ મનને શાંત કર્યાં. :એમ કહેવાય છે કે, બારહના સૈયદો બાદશાહની સાથે આ બાબતમાં સંમત ન હતા. ઉલટું, તેમને તો પૂરેપૂરી ખાતરી હતી કે અસદખાન અને ઝૂલ્ફીકારખાન રણાંગણ સેવશે જ. તેઓ સ્વાર્થ કેમ ન જુવે ? સૈયદોએ બાપદીકરાને એવો સંદેશો કહેવડાવ્યો કે, " તમારે અમારી મારફતે નોકરીમાં જોડાવુ એટલે તમારો વાળ પણ વાંકો થશે નહિ. [29] નસીબનું કરવું તે બાદશાહના જૂનાં વચનથી બાપદીકરો છેતરાયા તેમણે સૈયદોને કાને ન આપ્યું. સૈયદોનો આશરો લેવો, એ નુકશાનકારક છે : એમ તેમને લાગ્યુ. સૈયદોએ મોકલેલા સંદેશાના ખબર મીર જુમલાના કાને પહોંચ્યા ત્યારે તેણે એકદમ તકર્રબખાન શિરાઝીને અસદખાનની કને મોકલ્યો અને તેની મારફતે તેને કહેવડાવ્યું કે, " તમારે ( બાપદીકરાએ ) બાદશાહની મહેરબાની મેળવવી હોય તો કુતુબ-

26 " મસીર-ઉલ-ઉમરા ", પુ. ૧.

27. " મેમોયર્સ " ( પૃ. ૯૫ ) માં ઇરાદતખાન કહે છે કે, જહાંદારશાહને કેદી કરવાની બાબતમાં પ્રજાએ અસદખાનને ફરજ પાડી હતી.

28. " મસીર-ઉલ-ઉમરા ", પુ ૧.

29. ખાફીખાન, ૨, ૭૩૨.

ઉલ-મુલ્કની અને અમીર-ઉલ-ઉમરાની સાથે જોડાઇ જતાં સંભાળવું." એમ કહેવાય છે કે, કુરાનના ઉપર હાથ મુકીને તેણે સમ પણ ખાધા. દિલ્હીમાંના "બાર પૂલ" ની[૩૦] પાસે બાદશાહ જઈ પહોંચ્યો ત્યારે બાપદીકરો તેને મળવા ગયા. બાદશાહે તેમને ખિલખિલાસો આપ્યો અને તેમનું સન્માન કર્યું તથા તેમને રજા આપી. એ વખતે બાદશાહે કહ્યું કે, "કાંઇક કામ છે તેથી ઝુલફિકારખાને હજુરમાં જ હાલ રહેવું. " અસદખાનને વહેમ પડયો કે, "કાંઇક અશુભ બનવાનું હોય એમ લાગે છે." તે દિલગીરીભર્યા હૃદયે પોતાના નિવાસમાં ગયો. તે જ દિવસે બાદશાહના માણસોએ ઝુલફિકારખાનને મારી નાખ્યો. બીજા દિવસે અમદખાનને કેદી કરવામાં આવ્યો અને તેનું ઘર જપ્ત કરવામાં આવ્યું. તેની પાસે કાંઇ જ ન રહ્યું. ગુજરાનને માટે તેને દરરોજ ફક્ત સો રૂપીયા આપવાનું ઠર્યું.[૩૧]

બાદશાહના રાજકાળના પાંચમા વર્ષમાં ( એટલે કે, હિજરી ૧૧૨૮ માં અથવા સન ૧૭૧૭ માં ) પંચાણું વર્ષની ઉંમરે તે પરલોકવાસી થયો. "આવા સારા સ્વભાવનો અને કોઇને કાંઇ પણ નુકશાન ન કરનારો તથા અતિશય ધીરજવાળો તેમ જ દેખાવે સુંદર અને સ્વભાવે ભલો તથા પોતાના તાબાના માણસોની સાથે ભલાઇથી અને નમ્રતાથી વર્તનારો તેમ જ પોતાના હરીફોની સાથે મક્કમપણે અને મોભો જાળવીને વર્તનારો બીજો કોઈ અમીર તેના સમકાલીન ઇસમોમાં જોવામાં આવતો ન હતો. "[૩૨]

અમદખાનની ભલાઈના અનેક દાખલાઓ પૈકીનો એક દાખલો આપણે લઇશું. ઔરંગઝેબે પોતાના રાજકાળના સુડતાલીસમા વર્ષમાં ( સન ૧૭૦૪ માં ) કોંડાણાનો કિલ્લો સર કર્યો, અને પછી ચોમાસું ગાળવાને તે મહી-આબાદમાં ગયો તે વખતે છાવણીમાં અસદખાનનો તંબુ નીચાણવાળા ભાગમાં હતો અને દિવાન-ઈ-ખાલ્સ-ઉ-તન ઈનાયતુલ્લાખાનનો તંબુ ઉંચાણવાળા ભાગમાં હતો. થોડા દિવસ વીત્યા ત્યારપછી ઈનાયતુલ્લાખાને પોતાના જનાનખાનાના તંબુની આસપાસ સંરક્ષક પડદાઓ નાખી દીધા ત્યારે અમદખાનના પાર્વયા વસંત[૩૩] તેને સંદેશો કહેવડાવ્યો કે, "આ જગ્યા ખાલી કરો; કારણ કે, ત્યાં નવાબના તંબુઓ નાખવાના છે. " ઇનાયતુલ્લાખાને કહેવડાવ્યું કે, "બહુ સારૂં; પરંતુ મને બીજી જગ્યા મળે ત્યાં સુધી રાહ જુઓ. " મિરજાજી તુર્ક વસંતે તેને હુકમ જ કર્યો કે, "નહિઃ બસ, એકદમ જગ્યા ખાલી કરો." બિચારા ઇનાયતુલ્લાખાનનું કાંઇ ચાલી શકે એમ ન હતું તેથી તેણે તો તે જગ્યા

૩૦. "બાર પૂલ" એટલે "બાર આરકાંવાળો પૂલ", હારકોર્ટ કહે છે કે, તે "મોટો દેશી પૂલ છે; તેને અગિયાર આરકાં છે; અને તેને પથ્થરની લાદી જડેલી છે બુલ્લબગડની દિશામાં જવા માટેના રાજમાર્ગે હુમાયુની કબરની પેલી તરફ તે આવેલો છે.". એ પૂલ જહાંગીરના સમયમાં બંધાયો હતો. અને દિલ્હીની દક્ષિણદિશામાં બેએક કોસના અંતરે તે જોવામાં આવે છે.

૩૧. "મસીર-ઉલ-ઉમરા", પુ ૧.

૩૨ સદર.

૩૩. "મસીર-ઇ-આલમગીર", પૃ. ૪૭૫.

ખાલી કરી આ વાતની ખબર ઔરંગઝેબને પડી આથી તેણે હમીદુદ્દીનખાન બહાદુરની મારફતે અસદખાનને કહેવડાવ્યું કે, "તમે તમારી જગા ઇનાયતુલ્લાખાનને આપો, અને તમે પોતે બીજી જગ્યા શોધી લો" અસદખાને જરા વાર લગાડી તેથી તેને એવું ફરમાન થયું કે, "તમારે ઇનાયતુલ્લાખાનના તંબુમાં જવું ને તેની માફી માગવી" તદનુસાર અસદખાન ઇનાયતુલ્લાખાનના તંબુમાં ગયો એ વખતે ઇનાયતુલ્લાખાન ન્હાતો હતો તેથી અસદખાન દિવાનખાનામાં બેઠો ઇનાયતુલ્લાખાન નાહીને તુર્ત બહાર આવ્યો અસદખાને તેના હાથ પોતાના હાથમાં લીધા, અને તે તેને પોતાના તંબુમાં લઈ ગયો ત્યાં તેણે તેને કાપડના નવ ખંડનું નજરાણું કર્યું અને તેને નમન કર્યું એ મુલાકાતના દરમ્યાનમાં તે તેની સાથે મિત્રભાવે અને ખુલ્લા મનથી વર્ત્યો ત્યાર પછી કદિ પણ તેણે તેના પ્રત્યે અણગમો બતાવેલો નહિ ઊલટો તે તેની સાથે વધારે ને વધારે ઉદારતાથી વર્તતો રહેલો [૩૪]

એમ કહેવાય છે કે પોતાના જનાનાના કામે તથા સંગીતના કારણે તે એટલો બધો ખર્ચ કરતો કે પોતાની આવકમાંથી એ ખર્ચને તેનાથી પહોંચી વળી શકાતું નહિ તેને હરસનું કાયમનું દર્દ હતું તેથી તે બનતા સુધી જમીનના ઉપર બેસતો જ નહિ પોતાના ઘરમાં તે હમેશા આરામખુરશીના ઉપર પડી રહેતો

તેને બે દીકરા હતા—ઝુલ્ફિકારખાન અને ઇનાયતખાન 'રાણી'ના ઉપનામથી ઓળખાતી તેની બીબી નવાબબાઈનો પુત્ર ઇનાયતખાન હતો ઇનાયતખાનના હસ્તાક્ષર સુંદર હતા અને તેને ઝવેરખાનાનો કામદાર નીમવામાં આવ્યો હતો તથા યોગ્ય મનસબ પણ એનાયત કરવામાં આવી હતી બાદશાહના હુકમથી તે હૈદરાબાદના અબુલહસનની પુત્રીની સાથે પરણ્યો હતો [૩૫] પછીથી તે દુરાચરણી અને ગાંડો થઈ ગયો તેને રાજધાનીમાં (દિલ્હીમાં) જવાની રજા મળી ત્યાં પણ તે અયોગ્ય વર્તન કરતો રહ્યો અને એવી ને એવી સ્થિતિમાં મૃત્યુ પામ્યો તેના પુત્ર શાકિરખાનને જહાંદારશાહના રાજકાળમાં ઇતિકાદખાનનો ખિતાબ મળ્યો, અને તે મોટો હોદ્દો ભોગવવા લાગ્યો તેનો ભાઈ મીરઝા કાઝીમ નાચનારાઓની અને ગાનારાઓની સોબતમાં પડ્યો તેથી તેની કીર્તિને ઝાંખપ લાગી અને તેની કારકીર્દિ ધૂળમાં મળી ગઈ

## ( ૨ ) અમીનખાન

મહમદ અમીનખાન મીર મહમદઅમીન એ એનું પૂરૂં નામ હતું મુઅઝ્ઝમખાન મીર જુમલા અર્દિસ્તાનીનો તે પુત્ર હતો મીર જુમલાની હકીકત ઇતિહાસમાં કાંઈક અંશે આપણા વાંચવામાં આવે છે તેલંગાધિપતિ કુતુબશાહ મીર જુમલાને કનડગત કરતો હતો તેમાંથી શાહજાદા ઔરંગઝેબે તેને છોડાવ્યો ત્યારપછી મહમદ અમીનખાનને કેદખાનામાંથી છૂટો કરવામાં આવ્યો કુતુબશાહના પ્રદેશમાં લડાઈ કરવાને સુલતાન મહમદને મોકલવામાં આવેલો તેને હૈદરાબાદથી બાર કોસના અંતરે તે મળ્યો સુલતાન મહમદ તેની બીક ભાગી શાહજહાંના રાજકાળમાં તે તથા તેનો બાપ મીરજુમલા રાજ્યની નોકરીમાં દાખલ

૩૪ "મસીર-ઉલ-ઉમરા પુ ૧

૩૫ ખારીખાન, ૨, ૪૦૭ અબુલહસન હૈદરાબાદનો અને ગોવળકોંડાનો કમનસીબ બાદશાહ હતો એ લગ્ન હિજરી ૧૧૦૩ માં [ એટલે કે સન ૧૬૯૨ માં ] થયું હતું

થયા હતા. બરહાનપુરમાં આવતાં વરસાદને લીધે તથા માંદગીને લીધે અમીનખાનને જરા મોડું થયું. પછીથી તે દરબારમાં ગયો, અને ત્યાં તેનું સન્માન કરવામાં આવ્યું તથા તેને 'ખાન'નો ખિતાબ આપવામાં આવ્યો. [૩૬]

એ જ વર્ષમાં શાહજાદા ઔરંગઝેબની તહેનાતમાં જવાની અને આદિલશાહના પ્રદેશનાં કનાંકાતિયાં કરવાની પરવાનગી મુઅઝ્ઝમખાન (મીર જુમલા) ને મળી. દરમ્યાનમાં તેની ગેરહાજરીમાં નાયબ વઝીર તરીકે મહમદ અમીનખાનની નીમણુંક કરવામાં આવી. ત્યારપછીના વર્ષે કેટલાંક કારણો મુઅઝ્ઝમખાનને વઝીરપદેથી ફારેગ કરવામાં આવ્યો ત્યારે મહમદ અમીનખાનને પણ નોકરીમાથી છૂટો કરવામાં આવ્યો. પરંતુ શાહજહાંના મનના ઉપર તેની શક્તિમત્તાની સારી અસર થએલી તેથી તેની મનસબમાં વધારો કરી આપવામાં આવ્યો, અને દનિશમદખાને મીર બક્ષીની જગ્યાનું રાજીનામું આપ્યું ત્યારે તે જગ્યાએ અમીનખાનને નીમવામાં આવ્યો.

પોતાને મળેલા હુકમને અનુસરીને મીર જુમલા પોતાના લશ્કરની સાથે રાજદરબારમાં જતો હતો તેને શાહજાદા ઔરંગઝેબે પકડયો અને દક્ષિણમાં નજરકેદમાં રાખ્યો. તે સાંભળીને દારા શિકોહને ખાતરી થઇ કે, અમીનખાને અને ઔરંગઝેબે પરસ્પર મસલત ચલાવી હોવી જોઈએ અને આ કારસ્તાન કર્યું હોવું જોઈએ: અને તેથી તેણે શાહજહાંના મગજના ઉપર એ વાત ઠસાવી. મહમદ અમીનખાનના સંબધમાં દારા શિકોહના મનમાં ખોટો જ વહેમ ઉત્પન્ન થયો હતો. અમીનખાનને કેદી કરવાનો હુકમ મળતાં દારા શિકોહે તેમ કર્યું. ચારેક દિવસ વીત્યા ત્યારપછી શાહજહાંને અમીનખાનની નિર્દોષતાની બાબતમા ખાતરી થઇ, અને તેથી તેણે તેને છૂટો કર્યો. દારાની હાર થઇ ત્યારપછી અમીનખાન બાદશાહને મુજરો કરવા ગયો બાદશાહે તેનું સન્માન કર્યું અને તેની મનસબમાં વધારો કરી આપ્યો. એ જ માસમાં તેને મીર બક્ષીની જગ્યાએ કાયમ કરવામાં આવ્યો. ત્યારપછી શુજાની સાથે લડાઈ થઈ તેમાં રાજા જસવંતસિંહે છેહ દીધો અને ઔરંગઝેબના લશ્કરને છોડી દીધું. દારાની સાથે સામેલ થવાના ઇરાદાથી તે ઝપાટાબંધ સ્વદેશે પાછો ફર્યો. તે વખતે લડાઇ પુરી થઇ ત્યારપછી મહમદ અમીનખાનને મોટું લશ્કર આપવામાં આવ્યું, અને જસવંતસિંહના ખબર લેવાનું તેને કહેવામા આવ્યું. અમદાવાદથી અજમેરની દિશામાં જતો દારા આવી પહોંચ્યો એટલે મહમદ અમીનખાન પુષ્કરના પાડોસમાંથી પાછો ફર્યો અને બાદશાહના લશ્કરની સાથે જોડાઇ ગયો. સન ૧૬૬૨ માં તેને પૂરેપૂરા ૫૦૦૦ ઘોડેસ્વારોની મનસબદારી મળી.

સન ૧૬૬૩ માં મીરજુમલા બંગાળામાં મરી ગયો ત્યારે શાહજાદો મહમદ મુઅઝ્ઝમ મહમદ અમીનખાનને ખરખરો કરાવવા ગયો, અને તેને પોતાની સાથે તેડીને તે બાદશાહની કને ગયો. બાદશાહે તેનું સન્માન કર્યું. સન ૧૬૬૧ માં યુસુફઝાઈ લોકોએ તોફાન મચાવેલું ત્યારે તેમના ખબર લેવાને અમીનખાનને લશ્કરની સાથે મોકલવામાં આવેલો. તે જઇ પહોંચ્યો તેના પહેલાં જ શમશેરખાન [૩૭] તરીને એ

૩૬ "મસીર-ઉલ-ઉમરા", પુ. ૧, પૃ. ૨૪૧-૨૪૫.

૩૭. "મસીર-ઈ-આલમગીર", પૃ. ૬૧ તથા "આલમગીરનામા", પૃ. ૧૦૪૫, ૧૦૫૩, વગેરે.

લોકોને હાર ખવડાવી હતી તો પણ અમીનખાન તેમના દેશમાં દાખલ થયો હતો, અને તેણે તેને ઉજ્જડ કરી મુકેલો હતો, અને પછી બાદશાહના ફરમાનને અનુસરીને તે પાછો ફર્યો હતો. આથી કરીને તેને ઇબ્રાહીમખાનની જગ્યાએ લાહોરના સુબા તરીકે નીમવામાં આવ્યો. સન ૧૬૭૦ માં તેને બીજા મહાબતખાનની જગ્યાએ કાબુલના સુબા તરીકે નીમવામાં આવ્યો. એ જ વર્ષમાં વડો વઝીર ઝફરખાન મરી ગયો એટલે અસદખાન તેની જગ્યાએ નાયબ વઝીર તરીકે કામ કરવા લાગ્યો. એ જગ્યાયે મારામાં સારો અમલદાર જ કામ કરી શકે, એમ ઔરંગઝેબને લાગ્યું તેથી તેણે આ કામે અમીનખાનને દરબારમાં બોલાવ્યો. તે સન ૧૬૭૧ માં બાદશાહની કને આવ્યો, અને દરબારી ઠાઠથી તેનું સન્માન કરવામાં આવ્યું. તેનામાં વ્યવહારશક્તિ હતી અને તેની બુદ્ધિ પરિપક્વ હતી તો પણ તેનામાં કેટલીક ખોડ હતી. તેણે અમુક શરતે વઝીરપદ સ્વીકાર્યું; પણ એ શરતો ઔરંગઝેબની પ્રકૃતિને ફાવતી આવતી ન હતી.

તેની પડતી થાય એવું નિર્માણ ભાવિએ કરેલું તેથી તેને કાબુલમાં જવાની અને ત્યાંની વ્યવસ્થા કરવાની પરવાનગી મળી. તેને બાદશાહની તરફથી બક્ષીસો મળી તેમાં 'આલમ ગુમાન '[૩૮] નામનો હાથી પણ મળ્યો. " ઉદ્ધતાઇના રંગથી ચહેરાના ઉપર પીળાશ સિવાય બીજું કાંઇ ઉત્પન્ન થતું નથી અને ગર્વની મૂછના પવનથી મનુષ્યના નસીબના ઉપર ફક્ત નિષ્ફળતાની ધૂળ ઉડે છે તથા અમર્યાદ વર્તનથી દુશ્મનને આનંદ થાય છે અને અંતે નિષ્ફળતા મળે છે તેમ જ ગુમાનથી તિરસ્કાર ઉત્પન્ન થાય છે અને અનિષ્ટ પરિણામ આવે છે. " અમીનખાને રોફમાં ને રોફમાં પોતાની મોટાઈ દર્શાવનારાં બધા સાધનો–લશ્કર તથા કુટુંબકબીલો અને માલમતા–પોતાની સાથે લીધાં, અને પેશાવરથી નીકળીને કાબુલમાં જવાનો ને ત્યાંના તોફાની અફઘાનોનું જડમૂળ ઉખેડી નાખવાનો મનસુબો તેણે કર્યો.

ઔરંગઝેબના રાજકાળના સોળમા વર્ષમાં–એટલે કે, તા. ૩ મોહરમ, હિજરી ૧૦૮૩ ના રોજે[૪૦] એટલે તા. ૨૧–૪–૧૬૭૨ ના રોજે–તેને એવા ખબર મળ્યા કે તે પોતે કાબુલમાં જાય છે તે જાણીને અફઘાન લોકોએ રસ્તાઓ બંધ કરી દીધા છે અને કીડીઓની માફક તથા તીડની માફક તેઓ ઊભરાઈ ગયા છે. તેમ છતાં પણ ગર્વનો માર્યો તે આંખઆડા કાન કરતો આગળ વધ્યો. અકબરના સમયમાં ઝનખાન કોકાને તથા હકીમ અબૂલફતહને અને રાજા બીરબલને જેવી વીતેલી તેવી આ વખતે બેદરકારીના અને નિમકહરામીના પરિણામમાં મહમદ અમીનખાનને વીતી. અફઘાન લોકોએ બધી બાજુએથી હલ્લો કર્યો અને તીરો માર્યાં તથા પથરા ફેંક્યા. લશ્કરમાં ભંગાણ પડયું. સિપાઇઓ તથા ઘોડાઓ અને હાથીઓ એકબીજાના ઉપર પડવા લાગ્યા. હજારો લોકો ઊંચાણથી ખાઇઓમાં પડી ગયા અને માર્યા ગયા. મહમદ અમીનખાને ગર્વમાં ને ગર્વમાં પોતાનો બોજ

૩૮. " તુઝુક જહાંગીરી " માં આનો ઉલ્લેખ કરેલો છે.

૩૯. " મસીર-ઉલ-ઉમરા ", પુ ૧, પૃ ૨૪૧–૨૪૫.

૪૦. " તારીખી મહમદી " ના આધારે ૭ મોહરમ=૬–૫–૧૬૭૨, એ તારીખ અવિને આપી છે. ( મનૂચી, ૨, ૨૦૦, નોંધ. ) એ પ્રસંગે જમાઇ માર્યો ગએલો, એમ પણ તેમાં જણાવેલું છે.

આપવાનો વિચાર કર્યો; [૪૧] પણ તેના નોકરોએ તેના ઘોડાની લગામ ઝાલી લીધી, અને તેઓ તેને દોરી લઇ ગયા. એ લડાઇમાં તેનો છોકરો અબ્દુલ્લાખાન માર્યો ગયો તેની સાથે તેનો જમાઇ મીરઝા સુલતાન તેમ જ જહાંગીર કુલીખાન અને મીરઝા બક્ષી પણ માર્યા ગયા. [૪૨] તેનો સરસામાન લૂંટાઇ ગયો, અને અનેક સિપાઈઓની સ્ત્રીઓ કેદખાનામાં પૂરાઇ. ભારે રકમો અફઘાનોને આપવામાં આવી ત્યારે જ મહમદ અમીનખાનની જુવાન પુત્રીનો તથા તેની પોતાની સ્ત્રીઓનો છૂટકારો તેમના કબજામાંથી થયો [૪૩] આ બાબતમાં યદુનાથ સરકાર કહે છે કે, આ પ્રસંગે જે નામોશી થઈ તેથી અમીનખાનની સ્ત્રીનું દૈયું ભરાઇ આવ્યું, અને તેણે પોતાના ધણી સાથે પાછા ફરવાની ના પાડી. તે સાધ્વી બની ગઈ અને ત્યાંના કોઈ પીરની દરગાહની પાસે જ જીવન ગાળવા લાગી.

આ કમનસીબ બનાવ બન્યો ત્યારપછી અમીનખાન ખિન્ન હૃદયે પેશાવરમાં પાછો ફર્યો, અને ત્યાં નામર્દને છાજે તેવું વેર તેણે લીધું. પેશાવરના મુખ્ય માણસો પૈકીનો મુસ્તજબ તેની સાથે ગએલો તે અફઘાનોની દુષ્ટતાથી વાકેફગાર હતો તો પણ તેના સંબંધમાં તેણે તેને કાંઇ વાત નહિ કરેલી તેથી તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં તેને મારી નાખ્યો મરતાં મરતાં મુસ્તજબે પીવાનું પાણી માગ્યું. ખાને તેને જવાબ આપ્યો કે, ' ઘણા મુસલમાનો તરસે મરી ગયા છે. તું પણ પ્રાયશ્ચિત્ત તરીકે એ જ કારણે મરી જાય તેમાં કાંઇ ખોટું નથી. " [૪૪] ત્યાર પછી અમીનખાને ઔરંગઝેબને કાગળ લખ્યો કે, " ભાવિએ જેવું નિર્માણ કર્યું હતું તે બની ગયું; પરંતુ રાજકાજ પાછું મને સોંપશો તો હું કાંઈક બદલો વાળી શકીશ. " ઔરંગઝેબે સલાહ પૂછી ત્યારે ખલીલુલ્લાહના પુત્ર અમીરખાને તેને કહ્યું કે, " શકય હોય કે ન હોય તો પણ મહમદ અમીનખાન ઘવાએલા કુક્કરની માફક દુશ્મનના ઉપર કૂદી પડશે. " ઔરંગઝેબે વિચાર કરી જોયો અને તેની મનસબમાં ૧૦૦૦ ઘોડેસ્વારોનો ઘટાડો કર્યો અને તેને ગુજરાતનો સુબો બનાવ્યો. [૪૫] અહીં કેટલાક વર્ષ સુધી તેણે અધિકાર ભોગવ્યો અને સન ૧૬૮૦ માં બાદશાહનું ફરમાન આવ્યું તેથી તે અજમેરમાં ગયો અને તેણે બાદશાહની હજુરમાં મુજરો કર્યો તે રાણાની સાથે ઉદેપુરમાં ગયો, અને ત્યાં રાણાના હાથે તેણે સન્માન મેળવ્યું. પછી ચિતોડ મુકામે તેણે રાણાની રજા લીધી.

ઔરંગઝેબના રાજકાળના પચીસમા વર્ષમાં–એટલે કે, તા ૮ જુમાદ–અલ–

૪૧. " મસીર-ઇ–આલમગીર " પૃ. ૧૧૮.

૪૨. યદુનાથ સરકારકૃત " હિસ્ટરી ઑફ ઔરંગઝેબ ", પુ. ૩, પૃ. ૨૬૦ અને આગળ

૪૩. ખાફીખાન, ૨, ૨૩૩.

૪૪. યદુનાથ સરકારે પોતાના " હિસ્ટરી ઑફ ઔરંગઝેબ " ( પુ. ૩, પૃ. ૨૬૦ અને આગળ ) માં આપેલો ઉતારો.

૪૫. મહેસાણાની વાવનો શિલાલેખ કોતરાયો તે વખતે [ સં. ૧૭૩૧ માં એટલે કે સન ૧૬૭૪ માં ] તે ગુજરાતનો સુબો હતો, એમ એ લેખમાંથી સમજાય છે. વળી તે કડી પ્રાંતના મહેસાણા કસ્બાનો જાગીરદાર હતો, એમ પણ તેમાંથી જણાઈ આવે છે.

આખિરી, ૪૬ હિજરી ૧૦૯૩ ના રોજે અથવા તા. ૪. જુન સન ૧૬૮૨ ના રોજે–તે અમદાવાદમાં મરી ગયો. "સિત્તેર લાખ રૂપિયા; એક લાખ અને પાંત્રીસ હજાર અશરફીઓ અને ઇબ્રાહીમીઓ; ૭૬ હાથીઓ અને બીજી મિલ્કત જપ્ત કરવામાં આવ્યાં. "૪૭

તે પોતાની પાછળ કોઇ પણ પુત્રને મુકતો ન ગયો. તેના ભાણેજનું નામ સૈયદ મહમદ હતું, અને તેના જમાઇનું નામ સૈયદ સુલતાન કરબલાઈ હતું. તે અમદાવાદના સૈયદોમાં આગેવાન હતો. પહેલાં તે હૈદરાબાદ ગએલો, અને ત્યાંના બાદશાહ અબ્દુલા કુતુબશાહે તેને પોતાના જમાઇ તરીકે પસંદ કરેલો. એ બાદશાહનો મોટો જમાઇ મીર અહમદ આરબ હતો. પોતાના ભાવિ સાઢુનો સંબંધ કરવામાં અને તેની શાદીની તૈયારી કરવામાં આગળ પડતો ભાગ તેણે લીધો હતો. એવું બન્યું કે, જે દિવસે શાદી થવાની હતી તે દિવસે સૈયદ સુલતાન કરબલાઇને મીર અહમદ આરબની સાથે કાંઇ બોલાચાલી થઈ. વાત એટલી બધી વધી પડી કે, બિચારા સૈયદે શાદીના મંડપ વગેરેને આગ લગાડી દીધી. અને તે પોતે ત્યાંથી નાસી ગયો. પાછળથી તે અમીનખાનનો જમાઇ થયો.

મહમદ અમીનખાન ગર્વિષ્ઠ અને ગુમાની હતો તો પણ એ સમયે પ્રામાણિકપણામાં અને સત્યવાદીપણામાં તે અગ્રસ્થાન ભોગવતો હતો. ૪૮ સત્ય વિચાર કરવાને તે મથતો હતો. તેની સ્મરણશકિત બહુ જબરી હતી. તેના જીવનના છેવટના ભાગમાં તે ગુજરાતનો સુબો હતો તે વખતે થોડા સમયમાં તે 'હાફીઝ' બની ગયો હતો. આથી કરીને ઔરંગઝેબ તેને 'મહમદ અમીનખાન હાફીઝ' કહેતો. તે કોઇ પણ હિંદુને પોતાના ઘરમાં પેસવા દેતો નહિ. કોઇ મોટો રાજા તેના આવાસમાં આવી ચડતો તો તેનાથી તેને ના કહી શકાતી-નહિ. તે તેને મળતો ખરો પણ તે પાછો જતો ત્યારે તે પોતાના ઘરને ધોવડાવી નાખતો અને શેતરંજી વગેરે બહાર કઢાવી નાખતો તથા પોતે પોતાનાં કપડાં બદલી નાંખતો. ૪૯

### ( ૩ ) મહમદ બેગ.

ઉક્ત શિલાલેખમાં મીરઝા મહમદ બેગ અને મીરઝા હાસમ બેગ નામક બીજા બે અમલદારોનાં નામ જોવામાં આવે છે. એ બંને અમલદારો પ્રમાણમાં નીચલી પાયરીના હતા. તે પૈકીના મહમદ બેગના જીવનનો એક પ્રસંગ અહીં આપણે નોંધીશું. સન ૧૭૦૫ માં મરાઠાઓનાં બે લશ્કરો નર્મદા નદીને ઓળંગી ગયાં. નેતાજી શિંદેની સરદારીની નીચે ગયેલું લશ્કર વિંધ્યાચળને ઓળંગી ગયું અને ભોપાળથી પચીસેક કોસના

૪૬. "મસીર–ઇ–આલમગીર" (પૃ. ૨૧૯) મા કહ્યું છે કે, તા ૨૦ જુમાદા–અલ–આખિરીના દિવસે અમીનખાન મરી ગયો હતો.

૪૭ "મસીર–ઉલ–ઉમરા" નો લેખક આવું કહે છે; અને "મસીર–ઈ–આલમગીર" (પૃ. ૨૨૬) માં કહ્યું છે કે, ૪૩૨ ઘોડાઓ પણ તે સમયે જપ્ત થયા હતા. મનૂચી અમીનખાનની બાબતમાં ઘણું કહે છે અને તેની પુરકળ મિલ્કત હતી તેના વખાણ કરે છે. જુઓ, પુ. ૨, પૃ. ૧૯૬ વગેરે. ) 'ઈબ્રાહીમી' નામનો સિક્કો દક્ષિણનો હશે.

૪૮. "મસીર–ઇ–આલમગીર", પૃ. ૨૧૯

૪૯. "મસીર–ઉલ–ઉમરા", પુ. ૧, પૃ. ૨૪૫

અંતરે આવેલા શીરોજ પર્વતના મધ્યહિંદુસ્તાનના ઉપર તે ફરી વળ્યું. ખંડેરાવ દાભાડેની સરદારીની નીચે નીકળેલું બીજું લશ્કર સુરતથી તથા ભરૂચથી બાજુએ ખસ્યું અને ગુજરાતના આખા સુબાપ્રાંતના ફનાફાતિયા કરવાની બીક બીવડાની રહ્યું. મુગલ સરકારે મહમદ બેગખાનને ચૌદેક હજાર ઘોડેસ્વારો આપ્યા અને દસેક હજાર કોળીઓ સોંપ્યા તથા અમદાવાદથી તેને મરાઠાઓની સામે મોકલ્યો. પરંતુ ખંડેરાવ દાભાડેની બરોબરી મહમદ બેગથી થઇ શકે તેમ ન હતું. દાભાડેએ પહેલાં તો બેચાર ટુકડીઓને મહમદ બેગની સાથે લડવા મોકલી. મહમદ બેગે ધાર્યું કે, " મરાઠાઓનું આટલું જ લશ્કર લાગે છે. " તેણે વીસ હજાર સિપાઇઓને પોતાની સાથે લીધા, અને મરાઠાઓની ટુકડીઓના ઉપર તે તૂટી પડયો. મરાઠા સિપાઇઓ તેને જોઈને નાઠા અને પોતાની પાછળ કેટલાક ઘોડા અને થોડાંક ભાલા તથા થોડીક છત્રીઓ મુકતા ગયા. મહમદ બેગ પોતાની આ જીતથી ખુશ થયો, અને તેણે આ બધી લુંટ ભેગી કરી. દહાડો ચઢયો ને તાપ સખ્ત પડવા લાગ્યો તેથી મહમદ બેગે નર્મદા નદીના કાંઠાની પાસે છાવણી નાંખી તેના સિપાઇઓએ ઘોડાના ઉપરનો સામાન છોડી નાખ્યો તથા પોતપોતાનાં હથિયાર બાજુએ મુકી દીધાં. તુર્ત સૌ ઊંઘી ગયા અને પોતાની જીતનાં સ્વપ્ન અનુભવવા લાગ્યા. મરાઠાઓના જાસુસો આ બધું જોઇ રહ્યા હતા. તેમણે નિશાની કરી એટલે એકદમ આઠ હજાર મરાઠા ઘોડેસ્વારો મહમદ બેગની છાવણીના ઉપર તુટી પડયા. છાવણીમાં હાહાકાર વર્તી ગયો. સૌ સિપાઇઓ નાઠા. દુશ્મનો આવી પહોંચે તેના પહેલાં નર્મદા નદીને ઓળંગી જવાની ખાએશ તેમણે રાખી, પરંતુ નદીમાં ભારે પૂર આવ્યું તેથી હજારો સિપાઇઓ તણાઇ ગયા. બાકીના મુગલ સિપાઇઓએ મરાઠા સિપાઇઓને મારી નાંખ્યા. ૫૦ સાંજ પડી તેના પહેલાં તો મુગલ લશ્કરનું નામનિશાન પણ ન રહ્યું, અને ઉત્તરદિશામાં લૂટ ચલાવતો ચલાવતો ખંડેરાવ દાભાડે છેક અમદાવાદ સુધી પહોંચ્યો. ૫૧

ઉક્ત શિલાલેખમાં જે અમલદારોનાં નામો આપેલાં છે તેમના સંબંધમાં હકીકત જાણવાની જિજ્ઞાસા મને થઈ, અને તેથી ગુજરાતી ભાષામાં લખાએલાં ઇતિહાસનાં પુસ્તકો હું જોઇ વળ્યો. પરંતુ મને તેમના સંબંધમાં કાંઇપણ હકીકત મળી નહી આથી બીજાં સાધનોનો ઉપયોગ મેં કર્યો તો ઉપર જણાવેલી હકીકત મને પ્રાપ્ત થઇ. વઝીર અમદખાનનો અને અમદાવાદના નવાબ મહમદ અમીનખાનનો સંબંધ ગુજરાતની સાથે હતો તેથી તેમના સંબંધમાં એકદર હકીકત એકત્ર કરી ગુજરાતી વાચકોની સમક્ષ રજૂ કરી હોય તો ઠીક, એમ મને લાગ્યું; અને તેથી આ લેખ લખવાને હું પ્રેરાયો છું. આ લેખના વાચનથી ગુર્જર વાચકને ઘણું નવું જાણવાનું મળશે, એવી આશા મને છે. તેમ થશે તો મારી મહેનત સફળ થઇ, એમ હું માનીશ

**ભરતરામ ભાનુસુખરામ મહેતા.**

૫૦. ખાફીખાન, ઇલિયટ એન્ડ ડાઉસન, પુ. ૭, પૃ ૩૭૪.
૫૧. કિંકેઈડ—પારસનિસકૃત " હિસ્ટરી ઑફ ધી મરાઠા પીપલ ". પુ. ૨. ૧૧૦-૧૧૧

# ગુજરાતના છુટા છવાયા ઐતિહાસિક લેખો

## લેખ ૧ લો

લુણાવાડાથી અગ્નિખૂણમાં ડેજર નામનું ગામ છે, આ ગામની પાસે ડેજરનાથ નામનું એક શિવાલય છે તેની બાંધણી મીસરની પીરામીડ જેવી એટલે શંકુ આકારની છે. શિવાલયની સામે એક મોટો ડુંગર આવી રહ્યો છે ને તેની નીચે એક ન્હાનું નિર્મલ ને શીતલ પાણીનું ઝરણું બારે માસ વહ્યા કરે છે.

આ નાના શિવાલયના ચણતરમાં ચુનો વપરાયો જણાતો નથી પણ લોઢાના જાડા સળીઆથી પત્થરની છાટોને સાંધી સાંધીને આખું શિવાલય ઉભું કરવામાં આવ્યું છે. આકાર જોતાં તે ઘણા પ્રાચીન કાળનું હોય એમ જણાય છે. આ ભાગને મહીયડ કહે છે. પહેલાં ગોધરા પણ મહિયડમાં ગણાતું હતું. તેનો દાખલો વિ સં. અગીયારના સૈકાના એક સંસ્કૃત પુસ્તકમાંથી મળી આવે છે.

મહિયડની રાજ્યધાની નાંદગઢ ( હાલનું નાંદરવા ) હતી અને ત્યાંનો રાજા કુમારપાલની મદદે ગયો હતો એવું રાસમાળામાં લખેલું છે.

આ શિવાલયમાં પેસતાં જમણા હાથની બાર સાખ ઉપર એક લેખ છે જેની નકલ આ નીચે આપવામાં આવી છે.

સંવત ૧૧૦૯ વરખે રાઉતન ગથામ
લાન સરારારનત્ર નિમ સૂત્ર ઠરતા લાલ મોઢાણીx

આ લેખના અક્ષરો ઘસાઇ ગયેલા હોવાથી અથવા તેવાં બીજાં કોઈ કારણથી અક્ષરો સ્પષ્ટ દેખાતા નથી. સંવત ૧૧૦૯ વરખે એટલા અક્ષરો પછીના વર્ણોથી અર્થ નીકળે તેવા શબ્દો થતા નથી. અને તેને પરિણામે વાકયાર્થ પણ નીકળતો નથી. પ્રાચીન 'અ' ત્રને ઘણો મળતો આવે છે તેથી 'નત્ર' અને 'સૂત્ર' માં 'ત્ર' છે કે 'અ' એ પણ, બારીકાઇથી તપાસવા જેવું છે. છેલ્લા અક્ષર 'ભાલ' 'મોઢાણી' એ કોઈનું નામ લાગે છે. 'મોઢાણી' એને 'મોઢ ( મૂંદ્રઢ ) જાતિ સાથે સંબંધ હોવો જોઇએ. પણ આવી બધી કલ્પનાથી ખરો અર્થ નીકળે એમ લાગતુ નથી.

આજ શિવાલયના ઘુમટમાં પેસતાં ઉત્તરાદિ દિશાના એક સ્તંભ ઉપર એક બીજો લેખ નીચે પ્રમાણે જોવામાં આવે છે.

## લેખ ૨ જો

સંવત ૧૧૮૫ તમો• । ન દાન × મદેવેન સ્વીય મૃતિ ધટાપીત । મગલં મહાં ××

" તમો ૅ નદાન " એ ઠેકાણે બીજા લેખો માફક માસ તથા દિવસ હોવા જોઇએ. " । ·ન " અને " દાન " એ બે ' ને ' અને ' દને ' એમ હોઈ શકે, કારણ કે પ્રાચીન સમયમાં માત્રા ઉપર લખવાને બદલે ડાબી બાજુએ કાનાના રૂપમાં લખાતી. જેને પછી માત્રા કહેવામાં આવે છે. એટલે 'નેદને ' એ શબ્દો અનુમાન્યા પછી ' તમો ' એ શું, એ કોઈ રીતે સંતોષ કારક કલ્પી શકાતું નથી. કોઇ ઉનાળાને માટે વ્યઙગ્ય શબ્દ મૂકયો હશે ? ત્યાર પછી

× મદેવેન—આંહી પડેલો અક્ષર કોઇ રાજાના નામનો આદિ અક્ષર હોવો જોઇએ.

સ્વીય—એટલે ' પોતાની ' એ અર્થ હોવો જોઇએ.

મૃતિ—એ મૂર્તિ ઉપરથી સંસ્કૃત કરવાના પ્રયાસમાં ઉલટું અશુદ્ધ કરાએલું રૂપ છે. કોઇ શબ્દનું સંસ્કૃત રૂપ કરવું એટલે માંહે જોડા અક્ષર મૂકવા એમ કેટલાક અર્ધદગ્ધ ભણેલાઓ માને છે અને તેમ થવાથી શુદ્ધ સંસ્કૃત કરવા જતાં ઉલટું શુદ્ધ ગુજરાતી રૂપ ખોઇ, અશુદ્ધ સંસ્કૃત લખવાના દોષમાં પડે છે. આજ નિયમ પ્રમાણે પરમેશ્વર ને બદલે પ્રમેશ્વર, વણને બદલે વૃણ, ચરણાગવિંદને બદલે ચર્ણાવિંદ, ઇત્યાદિ અનેક અશુદ્ધ પ્રયોગો થયેલા જોવામાં આવે છે. આંહી પણ સંસ્કૃત બનાવવાની ઈચ્છાથી જ મૂર્તિનાં ઊકાર અને રેફને, બદલે " ઋ " કાર લખ્યો લાગે છે.

ધટા પીત—એ જુદા લખ્યા છે. પણ તે એકજ શબ્દના બે વિભાગ જણાય છે. ધટ્ ધાતુનું કારક ભૂત કૃદંત રૂપ કરી તેનું સ્ત્રીલિંગ બનાવ્યું છે, અને તેનો અર્થ ધડાવાવી એવો થાય છે.

" મગલં મહાં "—શિલા લેખો તેમજ તામ્રપત્રોમાં બહુ ઠેકાણે વપરાતું અને સાધારણ રીતે રૂઢ થઇ ગયેલું આ એક વાકય છે. તેનો અર્થ મોટું મંગળ થાઓ ' ઘણું કલ્યાણ થાઓ ' એવો નીકળે છે.

શબ્દાર્થનું આ પ્રમાણે નિરીક્ષણ કર્યો બાદ વાક્યાર્થ તરફ જતાં કેટલીક અસંબદ્ધતા માલમ પડે છે.

૧ × મદેવેન । એ કોઈ રાજાનું નામ ધારીએ તો આખા વાકયનો અર્થ રાજાએ પોતાની મૂર્તિ બેસાડી એવો નીકળે. શિવાલયમાં રાજા પોતાની મૂર્તિ બેસાડે એતો કેવળ અસંભવિત છે. વખતે કોઈ રાજા પોતાના પ્રખ્યાત પૂર્વજોમાંથી કોઇની મૂર્તિ બેસાડે એ સંભવે ખરૂં ( જો કે તેમ પણ કયાંઇ જોવામાં આવ્યું નથી ) પણ રાજા પોતે પોતાની મૂર્તિ બેસાડે એ તો ધૃષ્ટતાની પરિસીમા જ થાય.

૨ તેમજ × મદેવેન એ કોઇ દેવનું નામ ધારીએ તો પણ દેવ પોતાની મૂર્તિ ઘડાવે એ પણ અસંભવિત જ છે એટલે આ મુશ્કેલીમાંથી મુક્ત થવા માટે એમજ અનુમાન બાંધવું જોઇએ કે શિવાલયમાં શિવજીની મૂર્તિ ઉપરાંત પોતાની મૂર્તિ પણ બહારના ભાગમાં (હાલ જેમ તસ્વીરો ટગવામાં આવે છે તેની રીતે) બેસાડી હોવી જોઇએ અને તેને લગતો આ લેખ હોવો જોઇએ *

વખતે એમ પણ બને કે, આ જગોએ મહીયડના પ્રાચીન કાળના રાજાઓની સ્મશાન ભૂમિ હોય અને તેથી મરી ગએના રાજાની દહન કરવાની ભૂમિ ઉપર શિવાલય બંધાવી તેના આગના ભાગ (ઘુમટ) મા તેની પ્રતિમા બેસાડી સ્તંભ ઉપર આ લેખ કોતરેલો હોય

નદી ઉપર આજ પણ રાજાઓના શબને જે સ્થળે દહન કરવામાં આવે છે તે જગોએ શિવાલય બાંધવામાં આવે છે રાજપીપળાના રાજાઓની સ્મશાન ભૂમિ નર્મદા નદીને મળનારી મકોડી નદી આગળ (રામપુરા પાસે) છે ને ત્યાં આવા શિવાલયો બંધાવેલા નજરે પડે છે આવા દહેરાને રાજાની છત્રી કહેવામાં આવે છે

લુણાવાડાના રાજાઓની સ્મશાન ભૂમિ મહી નદી ઉપર આવેલા ડીયાપટ્ટણમા છે ને ત્યાં પણ આવું એક મોટું શિવાલય છે

શહાપુરા-મેવાડ-ના રાજાઓની આવી સ્મશાન ભૂમિમાં એક ફરતા વનારે દહેરા છે જેની અંદર રામસ્નેહી પંથના સાધુઓ રહે છે

ભાસ કવિનું સંસ્કૃત પ્રતિમા દશરથ નાટક વાચી જોતા પ્રાચીન કાળમાં મરણ પામેલા રાજાઓની પ્રતિમાઓ કરાવી એક દહેરામાં ગોઠવી રાખવાનો ચાલ તે વખતે પ્રચલિત હતો

## લેખ ૩ જો

॥ॐ॥ संवत १२०४ वर्षे आखाढ | वदि ५ सोम नायक संगलसुत राज० महलू ॥

નહિદ-રેવાકાંઠા-મા કરજણ નદીના કિનારા ઉપર આવેલા મિત્ર મેલાપ કસબાના બગલાની પૂર્વ દિશાએ અને પબ્લીક વર્ક્સ ખાતાના મકાનના ચોકમા એક મોટો શિલા સ્તંભ ઉભો કરેલો છે

× સન ૧૮૧૫ પહેલા આ લેખકે આ શિલાલેખ જોયો હતો પેનશન ઉપર ઘેર આવ્યા પછી આ જગોએ હાલ આ શિલા લેખ છે કે નહિ તેની ખબર નથી જેની એક બાજુ પર એક ઘોડેસ્વારનું ચિત્ર જોવામા આવે છે આ ઘોડેસ્વારના જમણા હાથમા મારવા ઉગામેલી તલવાર ને ડાબા હાથમા ઢાલ છે

ઘોડાના પગ નીચે એક માર્યો ગયેલો માણસ પડેલો છે તેમ તેના પગ આગળ એક બીજા માર્યા ગયેલા માણસનું માથું પડ્યુ છે

ઘોડેસ્વારના બંને કાનમા કુંડલ હોવાથી તે કોઇ ક્ષત્રીકુમાર હોય એમ જણાય છે

શિલા સ્તંભની બીજી બાજુએ સૂર્યને ચંદ્ર કાઢેલા છે લેખના બાળબોધ અક્ષર ઘણાજ સુંદર છે

* આ બંને શિલાલેખની નકલો રાજકોટ તા ૩૧ ૧ ૧૨ ની સાલમાં હાલના મુંબઇ મ્યુઝી યમના ક્યુરેટર ભાઇ ગિરિજાશંકર વલ્લભજી હરિદત્ત આચાર્ય એમ એ ઉપર મોકલેલી તે ઉપરથી તેમણે જે વિવેચન કરેલું તેનો સાર આ જગોએ આપેલો છે

### લેખ ૪ થો.

નાંદોદની કરજણ નદીમાં ઘણું પાણી આવવાથી ભેખડ તુટી પડતાં એક મોટો શિલા-લેખવાળો લંબ ચોરસ પથ્થર નીકળ્યો હતો. આ પત્થર ઉપર આ પ્રમાણે લેખ છે.

**संवत १३० वर्ष आपाढ वद ५ सोमे नायकसम×द सुत राज राउल्**

આ શિલા લેખની એક બાજુએ મહાદેવની બાણુ સાથેની જળાધારી છે ને તેની એક બાજુએ સૂર્યને બીજી બાજુએ ચંદ્ર કોતરેલા છે.

લેખની બીજી બાજુએ હાથમાં ભાલા સાથેનો એક જુવાન ઘોડેસ્વાર છે. જેના પહેરવેશ ઉપરથી તે કોઇ ક્ષત્રી હોવો જોઇએ.

ત્રીજી બાજુએ ઉપર જણાવેલો લેખ છે.

ચોથી બાજુ ભોંય સાથે પડેલી હોવાથી તેમા શું છે તે જેવાયું નથી. પત્થર ઘણો ભારે હોવાથી ખમેડાય તેમ ન હતું.

આ શિલા લેખનો પત્થર, ઘંટીઓ બનાવે છે તે જાતનો છે.

ત્રીજાને ચોથા લેખની માલ વગેરે એક છે. ફક્ત નાયકનાં નામ જુદાં જુદાં છે.

### લેખ ૫ મો.

નાંદોદથી દક્ષિણ દિશાએ વિન્ધ્યાચલ પર્વતમાં ડુંખલ નામનું એક ગામ છે. આ ગામની આસપાસ ઘણા પુરાતન વાવો, કુવા, દહેરા ને બીજી ઇમારતોનાં ખંડેર હાલ પણ જોવામાં આવે છે. તેમાં એક પડી ગયેલા દહેરા પાસે પુરાઇ ગયેલી વાવ ઉપર ઘણા પાળીયા ઉભા કરેલા છે, તેમાંના બે મુખ્ય પાળીયા પૈકી એક પાળીયા ઉપર નીચે પ્રમાણે લેખ છે.

**संवत १३७९ वर्षे माघे वदि १२ गुरु रोइत पल्यां महाराणा श्री राज मति पात्रो पडहथा शति पनह हरपाल सुत मयान मल्ल सांदवता पीप रत। दनीं वालागं मूराणी श्री पदिव मम संज्ञात महारे १.पतिवय पत्री सह व पत्नी सात त्रि पत्नी चापल चिरी के पति सह गमनं**

બીજા અક્ષર ઘસાઇ ગયેલા હોવાથી બરોબર વંચાતા નથી.

ડુંખલમાં પહેલા રાઠવા (રાઠવા) લોકોનું રાજ્ય હતું આ લોકની વસ્તી હજુ તે તરફના પાંચ ગામોમાં છે. રાઠવા લોક ઘણે ભાગે આર્ય લોકને મળતા આવે છે. અનાર્ય લોકથી તેમની રીતભાત ને રંગ જુદાં પડે છે.

## લેખ ૬ ઠ્ઠો.

પાછળ જે લેખ આવ્યો છે તેની પાસેના બીજા એક પાળીયા ઉપર નીચેનો લેખ છે.

**संवत १४४३ वर्षे फालगुन सुदि ७ सोमे रोहिणी नक्षत्रे द्दपसे चंद्र सेस विन्त्रि मीति नाम योगे वपल्यां राणा श्री मतापसि मती पतौवल विविहण सुतं वल वीवाको पत्नी सति वुथी सती ऽ २।स सहणं तव्यं शुभं भवः**

ડુંખલ માટે એવી દંતકથા ચાલે છે, કે તેના એક રાજાએ પોતાના રાજ્યના એક છીપા (ભાવસાર) પાસે ચઢતી કીમતની સુંદર સાડીઓ ઉપર સોનેરી પંજા પડાવ્યા ને આ સાડીઓ બીજા વ્યાપારીઓ લઇ ગયા. એમ થતાં તેમાંની એક સાડી બાદશાહના જનાનખાનામાં ગઇ ( કયા પ્રાંતના બાદશાહના જનાનખાનામાં ગઇ તે કોઈ કહેતું નથી. તે વખતે દિલ્હીમાં તેમ અમદાવાદમાં બાદશાહી રાજ્ય હતું ) એક વખત બેગમ સાહેબા તે સાડી પહેરીને ઠાઠ માઠથી બેઠાં હતાં ને સાડીનો પંજો બેગમ સાહેબાની છાતી પર આવેલો હતો તે જોઇ બાદશાહથી આ દેખાવ સહન થઇ શકયો નહિ, તેથી પહેરેલી સાડી તરત કાઢી નંખાવી, એટલુંજ નહિ, પણ તેની સાડીઓ કયાં બને છે ને કોણે બનાવી તેનો શોધ કરતાં ડુંખલનું નામ આવ્યું. આ ઉપરથી બાદશાહે ડુંખલના રાજ્ય ઉપર ચઢાઈ કરી રાજાને હરાવ્યો, ને શહેરનો નાશ કર્યો, તે પછી આ શહેર ફરી વસ્યુંજ નહિ.

આ બંને લેખ, કોઇ રાજા પાછળ તેની રાણીઓ સતીઓ થયાના જણાય છે.

ડુંખલના પોપટ ઘણા પ્રખ્યાત છે. તે બીજા સાધારણ પોપટ કરતાં દેખાવમાં સુંદર મોટા, ને ઝટ બોલી શકે તેવા છે નર્મદા નદીના કિનારા પર આવેલા શલપાણેશ્વર મહાદેવના મેળામાં આ પોપટ વેચાવા આવે છે. કહે છે, કે બીજા પોપટ જ્યારે ઝાડે માળા બાંધે છે ત્યારે આ પોપટ રાફડામાં રહે છે.

## લેખ ૭ મો.

સંતરામપુર (સેંથ રામપુર) સંસ્થાનમાં લીંબધા નામના એક પ્રાચીન તળાવના નામ ઉપરથી તે ભાગને લીંબધા પ્રગણું કહેતા હતા. લીંબધા શબ્દ ઉપરથી લીમડા શબ્દ થઇ હાલ તે લીમડા પ્રગણું કહેવાય છે. આ પ્રગણામાં રાયણીયા ગામ પાસે એક હજીરો છે આ હજીરો લીમડા હજીરાના નામથી પ્રસિદ્ધ છે પહેલાં ગુજરાતનું લશ્કર તેમ વણઝારા લોકોની પોઠો આ રસ્તે થઇને માળવે જતી તેમ ત્યાંના વ્યાપારી લોકો, ને લશ્કર આ રસ્તે થઇને ગુજરાતમાં આવતું. તેથી હાલ પણ આ એક મોટો ધોરી રસ્તો ગણાય છે.

આ રસ્તે થઇને જતાં પૂર્વાભિમુખની એક મોટી મસજીદ (હજીરો) આવે છે. આ મસજીદની બંને બાજુએ બે મોટા મીનારા છે. આ મીનારામાંથી દક્ષિણ દિશાના મીનારામાં એક ઉર્દુ લિપિમાં લખેલો લેખ છે જેની ગુજરાતી લિપિમાં આ નીચે નકલ આપી છે.

" શીરૂ અલ્લાહકે નામસેં કે જો બોહોત મેહરબાન ઓર નીહાઅત રેહેમવાલાહે–અલ્લાહાકુ મીલનેવાલા નાશરૂદીન બીન ફેતેહમહમદ–બીન મેહેમદશાહ–બીન સુલતાનમુઝફ્ફરશાહ–ખુદા

ઊન્કી જીનતકી બાદશાહ કરે ઓર તાકી આદત છાયા ડાલનેકી કરે-ઇસિ મુલ્કમે આયા નેક મસજીદ તમામ મુસલમાનેકિા બક્ષી

સદી સન હીજરી ૭૦૦ મે'.

હાલ હીજરી સન ૧૩૪૭ છે. તેમાંથી ૭૦૦ બાદ કરતાં ૬૪૭ વરસ આ મસજીદને બંધાવતાં થયાં એટલે તે વખતે ઇ. સ. ૧૨૮૧ અને વિ. સંવત ૧૩૩૭ હતો આ વખતે દિલ્હીની ગાદી ઉપર ગ્યાસુદીન બલ્બન અને પાટણની ગાદી ઉપર વાઘેલા વંશના સારંગદેવ રાજા હતો ( ૧૨૭૪ થી ૧૨૯૬ ) એટલે આ લેખમાં આપેલા સુલતાનનું નામ તે વખતના ગુજરાતના તેમ દિલ્હીના ઈતિહાસમાંથી નીકળતું નથી.

તેમજ વડોદરા રાજ્યના લશ્કરના પેનશનર કપ્તાન બસ્તીસિંહ ચહુવાણ બી. એ. ના તા. ૨૮-૯-૧૧ ના આગ્રેથી લખેલા પત્ર ઉપરથી પણ આ લેખનો કાંઇ ખુલાસો થતો નથી.

તેઓ પોતાના પત્રમાં લખે છે કેઃ—

" માળવા મુલુખ પેહેલ વેહેલ અલાઉદ્દીન ખિલજીએ લીધો ત્યારથી સન ૧૩૯૭ સુધી એ દિલ્હીને તાબે હતો. ત્યારપછી દિલાવર ગોરી સુબેદાર સ્વતંત્ર થઇ બેઠો. એના મૃત્યુ પછી એનો પુત્ર સુલતાન હોસંગ ગાદી પર બેઠો. તે વખતે સન ૧૪૦૫ હતો. એના ઉપર ગુજરાતના સુલતાન મુજફ્ફરખાંએ ચઢાઇ કરી હતી. અને હોસંગને પરાજિત કરી પકડીને ગુજરાત લઇ ગયા હતા એ ઉપરથી માળવાનો સ્વતંત્ર સુલતાન મુજફ્ફરશાહ નામનો હીજરી ૭૦૦ માં હોયજ નહિ. "

આ ઉપરથી આ લેખનો ખરો ખુલાસો થતો નથી ગુજરાત અને માળવામાં આ નામના બાદશાહ હતાજ નહિ.

વખતે હિંદુસ્તાનના બીજા પ્રાંતનો આ કોઇ સુબો કે બાદશાહ હોય તો તે માટે વધારે તપાસની જરૂર છે. ' ઇસિ મુલ્કમે આયા ' એ ઉપરથી એટલું તો નક્કી છે, કે આ કોઇ બાદશાહ કે સુબો બીજા કોઈ મુલકમાંથી આ તરફ ઉતરી આવેલો હોવો જોઇએ.

## લેખ ૮ મો

નાંદોદથી અગ્નિખૂણમાં નર્મદા નદી ઉપર રામપુરા નામનું એક ન્હાનું રજપૂતોનું ગામ છે. આ ગામ પાસેના એક ઉંચા ટેકરા ઉપર સાધુની મઢી છે. આ મઢીના નીચલા ભાગના ખેતરમાંથી એક કાળા પાષાણની મૂર્તિ નીકળી હતી. આ મૂર્તિની આસપાસ દશ અવતારની જુદી જુદી મૂર્તિઓ છે. મૂર્તિનું તેજ એટલું બધું છે, કે ડાકોરના શ્રી રણછોડરાયજી મહારાજની મૂર્તિ કરતાંયે તે વિશેષ સુંદર દેખાય છે.

આ મૂર્તિ નીચે આ પ્રમાણે લેખ કોતરેલો છે.

ए ना ग पा स वं च ा ता रा मो पं पि रा य स्म ऊ यि ए ह ना श्र
व ह र ता द्र य ना न हूं ज द्र ता

सू० भीमा सूत्र भीमा

આ લેખમાં-લખ્યા સાલ આપી નથી. લેખનો અર્થ બીલકુલ સમજાતો નથી 'તા' પડી માત્રાનો છે. તેમ મૂર્તિ ઘણી પ્રાચીન જણાય છે.

## લેખ ૯ મો

લુણાવાડાથી ઉત્તર દિશાએ ત્રણેક ગાઉ ઉપર મહી નદીના તટ ઉપર મધવાસ નામનું એક પ્રાચીન ગામ આવેલું છે. તેની નજીક પૂર્વ દિશાએ આવેલા મધવેશ્વર નામના શિવાલયમાં નીચે પ્રમાણેનો લેખ છે.

"સ્વસ્તિ શ્રી સંવત ૧૬૪૨ વર્ષે વૈશાખ સુદી ૩ રવૌ શાકે ૧૫૦૭ પ્રવત્ત માને ઉત્તરાયણ ગતે શ્રી સૂર્યે વસંત ઋતુ મધવાસ શુભસ્થાને રાવલ શ્રી કુંભાજી સુત રાવલ શ્રી જીતાજી સુત રાવલ શ્રી રાઘાજી સુત રાવલ શ્રી પાતાજીની માતા બાઇ રીખી માતાજીના ભાર્યા બાઈ કરમીતી સુત રાવલ કલા ભાર્યા કલ્યાણ દેવીતીય સુત રાઉલ બદા ભાર્યા ગ્લાદે રાવલ કલા સુત રાવલ આસા રાવલ બદા સુત રાઊલ નાંના સમસ્ત કુટુંબ રાવલ પાતી શ્રી મહારૂદ્રનું પ્રમાદ કરાપિતા" શુભં ભવંતુ.

ઉપરના લેખથી જણાય છે કે તે વખતના કોઈ રજપૂત ઠાકોરે આ ગામમાં મહારૂદ્ર કરાવ્યો હશે તેનો આ લેખ છે. હાલ મધવાસમાં રજપૂતોની વસ્તી નથી, એકાદ બે ઘર હશે. વધારે વસ્તી શ્રીગૌડ બ્રાહ્મણોની છે ને તે બધા વિદ્વાન છે સંસ્કૃત જુનાં પુસ્તકો ત્યા બહુ છે.

## લેખ ૧૦ મો

આ નીચે આપેલું તામ્રપટ બહુ જુનું નથી, પણ પ્રાચીન કાળમાં તામ્રપટ કેવા લખાતાં હતાં તે જોવા માટે તેની નકલ આપી છે. તામ્રપટમા લખેલુ ગામ ડુંગરપુરના રાજ્યમાં આવેલું છે. ને ત્યાં ભીલોનાં થોડાક છાપરા સિવાય બીજી વસ્તી નથી. તેની પાસે આવેલા ચીખલી હાકોદરા ગામમાં હાલ ભટ મેવાડા બ્રાહ્મણોની વસ્તી છે. તેમાંના કોઇ બ્રાહ્મણને આ ગામ મળેલું હશે એમ જણાય છે.

તામ્રપટ આ લેખકને એક કંસારા પાસેથી મળ્યુ હતું વજનમા ઘણુ ભારે છે.

આ લેખકને તે કાંઇ કામનું નથી. તેથી તેનો ખરો માલીક જો લેવા આવશે તો પાછુ આપી દેવા હરકત નથી.

**१ श्री रामजी १ श्री सांमलजी**

**ऽ ऽ सही ऽ ऽ सावत**

**रायां राये माहाराजधीराज माहारावल श्री भवांनीसेंघजी आदेसात भट तखतराम जोग्य क्रमेआ ओधारीने गांम वेडवाम त्रांवापत्र आडे अपरे आप्यो उपीपरणी आंवा महुडा कुं ओर सुखडी डोरीओ**

त्या गाडां ·पाडां चार त्या गरणाव्रट त्या लागत सुधी श्री क्रछ-
नारपण तुलसी पत्रे स्वस्ती भणाव्रीने आप्यो वतीपातमे स्लोकः आप
दत्तं परदतं वा जे लोपंती वीसंधरा ते नरा नरकं जांइती जावत चंद्रो
दीवाकरा सुधी आप्यो हुकम हजुरथी मारफत कोठारी सोमाच्दंजी
दुओत चौआण अरजणसंघजी दसकत नागर जांनी लपमीच्दंना
धणीना हकमथी ल्पु छे संवत १८७८ आसो सुदी १५

આ દશ લેખ સિવાય એક શ્રવણ પાસે સિદ્ધરાજ જયસિંગ રાજાના વખતનું તામ્રપટ છે. તેની શૈલી-પદ્ધતિ-પ્રાચીન છે ખરી પણ ભાષા સિદ્ધરાજના વખતની નથી.

સિદ્ધરાજનો રાજ્યસમય સન ૧૦૯૪ થી સન ૧૧૪૩ સુધી. એટલે વિ. સંવત ૧૧૫૦ થી ૧૧૯૯ સુધી હતો. આ વખતમાં શાલિભદ્રસૂરિ કૃત ભરતેશ્વર બાહુબલિ રાસ રચાયો છે ( સં. ૧૨૪૧ ફાગણ પંચમી ) તેની ભાષા સાથે આ તામ્રપટની ભાષાનો મુકાબલો કરતાં જરા પણ મળતી આવતી નથી. દેખીતી રીતેજ તે આધુનિક ભાષાનું હોય એમ લાગે છે.

ગામડામાં સુતાર, લુહાર, કણબી વગેરે લોકો પાસેથી માગી ખાવા માટે આ એક સિદ્ધરાજના વખતનો પરવાનો મળેલો બતાવવા માટે બનાવટી તામ્રપટ છે. તેમાં અનાજના માપ માટે શેર બશેર કે પાંચ શેર શબ્દ નથી. પણ " પાલી " શબ્દ આપેલો છે. દરજી પાસેથી આટલી ને ગાંયજા પાસેથી આટલી પાલી અનાજ લેવું વગેરે હકીકત છે.

છગનલાલ વિદ્યારામ રાવલ.

# મીરાંબાઇનો કાલનિર્ણય.

'શ્રીયુત ટોડ અને ટોડકૃત રાજસ્થાન એટલે ભૂતકાળનું સપ્રમાણ દર્પણ, ઇતિહાસનું સિદ્ધહસ્ત આલેખન.' ઘણાએ વિદ્વાન જનોની આવી માન્યતા હતી અને છે. એ તેમની માન્યતા ખોટીએ નથી ને ખરીએ નથી. શ્રીયુત ટોડ ઉપર અંધ વિશ્વાસ રાખવો, એમાં પણ ભૂલ છે, અને એમની અપેક્ષા કરવી તે પણ ખોટું છે. વિવેક અને વિચાર પુર:સર તેમનાં અવલોકનોનો યથાઘટિત ઉપયોગ કરવો ઘટે છે. એ માન્યતાથી અંધ રીતે દોરાઇ ઘણા વિદ્વાન જનોએ ભૂતકાળનું સંશોધન કરતા જતાં ઠોકર ખાધી છે અને ખાય છે. મીરાંબાઇના સંબંધમાં પણ તેમજ છે. શ્રીયુત ટોડથી દોરાઇ ઘણાએ વિદ્વાન જનોએ મીરાંબાઇનું ચરિત્ર આલેખવામાં તેમજ તેમનો કાલનિર્ણય કરવામાં ભૂલ ખાધી છે, ને તે ભૂલો કેટલાક જનની તો એવી છે કે હાસ્યાસ્પદ થાય છે. મેડતાણી મીરાબાઈ અને મહારાણા કુંભના સંબંધે શ્રીયુત ટોડે કથેલ પતિ-પત્નીના સબંધથી અને તત્રસ્થ તેમના તદ્વિષયક કંઇક વિવેચનથી અંજાઇ ઘણાય જન આડે માર્ગે ગયા છે અને તેને પરિણામે નથી કરી શકયા તેઓ મીરાંબાઇના ચરિત્રનું શુદ્ધ ને સત્ય અવલોકન, વા નથી કરી શકયા તેમનો સત્ય કાલનિર્ણય. રા. મુનશી દેવીપ્રસાદે પ્રથમ એ મીરા-કુંભના ભ્રમને દૂર કર્યો, ને મીરાંના જીવન તેમજ કાલ પરત્વે કંઇક નવતર પ્રકાશ પાડયો; શ્રીયુત ટોડનાં તત્સબંધે આકાશ-પુષ્પ સમાં કથન ખોટાં પાડયા. શ્રીયુત ટોડથી દોરાઇ વા રા. દેવીપ્રસાદથી દોરાઇ, તો કેટલાક ઉભય જનથી દોરાઇ ગુજરાતને આંગણે મીરાબાઈનું ગૌરવ વધારવાને પ્રયત્ન કર્યો છે. તેમા ગ. તનઃસુખરામ મનસુખરામ ત્રિપાઠી, રા૦ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, રા૦ નાનાલાલ દલપતરામ કવિ, રા૦ ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા, રા૦ હામુભાઇ જજ આદિ મુખ્ય છે. આમાં પણ કેટલાકના પ્રયત્ન સફળ થયા જેવા છે, કેટલાકના વ્યર્થ છે, ને કેટલાકના શબ્દાલંકારમય નિરર્થક છે. આ સર્વમા ગ૦ તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી બૃહત્ કાવ્યદોહન ભાગ ૭ ની પ્રસ્તાવનામાં કરેલ પ્રયત્ન સન્માનનીય ને સારો છે. તેમના તત્રસ્થ લેખમાં મીરાંબાઇના જીવન-આલેખન અને કાલનિર્ણય સબધે કેટલીક ઉણપો છે, છતા તેઓ જે દૃષ્ટિએ ને જે રીતે ત્યા મીરાંબાઇનું અવલોકન કરે છે, તે દૃષ્ટિ અને તે રીત પ્રશસનીય છે. તેઓથી તત્ર મીરા-કુંભના ભ્રમને સપ્રમાણ દૂર કરે છે, ને તેને સ્થાને મીરાં ભોજની પત્નીના સપ્રમાણ સિદ્ધ કરે છે. ચિતોડાધિપતિ મહારાણા સંગ્રામસિંહના એ પાટવીપુત્ર

ભોજરાજના અકાલ મરણથી મીરાં નાની વયે વિધવા થયાં, ને તેમણે શેષ જીવન ભગવદ્‌ભક્તિમાં ગાળી અંતે દ્વારિકામાં શ્રીરણછોડજીને પાય સારૂપ્યમુક્તિ સાધી ઉભયકુળને ઉજમાળ્યાં—એમ પણ તત્ર તેઓશ્રી પ્રતિપાદિત કરે છે. તેમનું પાત્રાલેખન પણ સુંદર અને યથાપાત્ર છે. અમારા મંતવ્યે જનશ્રુતિ જેમ મીરાંબાઈ વિદેહી સ્વરૂપ હતાં, તે તત્ત્વની તેમાં માત્ર ઉણપ છે, અને મીરાંનો કાલનિર્ણય તેમનો છેક ખોટો નહીં તો ખોટા જેવો છે, સુનિશ્ચય નથી. મીરાંનાં વિદેહી સ્વરૂપનું પ્રતિપાદન કરવાનો અત્ર અમારો ઉદ્દેશ નથી. વિષય મીરાંના કાલ-નિર્ણયનો હોઈ તેનું પ્રતિપાદન અત્ર અસ્થાને છે; છતાંય તેના આવશ્યક સૂચન પૂર્વક મીરાંનો કાલનિર્ણય કરવા અમારો ઉદ્દેશ છે, ને તે ઉદ્દેશને સફળ કરવા યથામતિ, યથાશક્તિ આ પ્રયત્ન છે.

મીરાંબાઇના જીવન—પ્રસંગોનું આલેખન બહુધા દંતકથાને આધારભૂત છે, અને તે આલેખવામાં રા. તનઃસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ ઉપર કહ્યું તેમ સારી સફળતા મેળવી છે. તેમનો મીરાંબાઈના કાલનિર્ણયનો પ્રયત્ન એકંદર સારો છે. રા. તનઃસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ મીરાંબાઇના જીવન—પ્રસંગોનું આલેખન જે દૃષ્ટિએ ને જેવી રીતે કર્યું છે, તે સાથે અમે સંમત છીએ, એટલે તેના વિવેચનનું અત્ર પિષ્ટપેષણ કરવાની અમને જરૂર જણાતી નથી, અને તેમાં કંઈક ઉણપ છે, તે અમારા મંતવ્યે છે, એટલે તેનું કંઇક ઘટિત નિરૂપણ યથાસ્થાન અત્ર કરીશું. 'મીરાં—કુંભ'ને સ્થાને 'મીરાં—ભોજ'ની સત્યતા અમે પણ બીજાની જેમ સ્વીકારીએ છીએ, અને તેથી તત્પરત્વે પણ વિવેચનમાં ઉતરતા નથી. કુતુહલીને રા. તનઃસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીનો બૃહત્ કાવ્યદોહન ભાગ સાતમામાં આપેલ મીરાંબાઇ વિષેનો લેખ જોવા ભલામણ છે.

'મીરાં—ભોજ'ના સંશોધનની સત્યતા સાહિત્યને આંગણે હવે સ્વીકારાઇ ચૂકી છે; છતાં ખેદની વાત એ છે કે મીરાંબાઈના જીવન ઉપર કંઈક અવનવીન પ્રકાશ પાડતા એ સંશોધનનો સ્વીકાર ગુજરાતી સાતમી ચોપડીમાં—બાળપ્રજાના હાથમાં મૂકાતા એ સરકારી પાઠ્ય પુસ્તકમાં થયો નથી. અને તે અમારો ખેદ સવિશેષ છે, કેમકે તત્રસ્થ મીરાંબાઈના જીવનાંશનું આલેખન દોષરૂપ છે. મીરાંના ગૌરવને હાનિકર છે. બાળવાડીમાં સાગરજળના સિંચનરૂપ છે. આશા છે કે એ દિશામાં અધિકારી જન પ્રયત્ન કરી સાતમી ચોપડીના એ પાઠને સંશોધનની દૃષ્ટિએ સુધરાવશે.

મીરાંબાઇના પીયરપક્ષ મેડતીઆ રાઠોડોની વંશાવળી ઉપરથી મીરાંબાઈના જીવન—કાલનો નિર્ણય કરવો અશક્ય તો નથી. પણ ચિતોડના મહારાણાઓની વંશાવળીને તેમજ તે સર્વ રાજવંશી હોઇ અનેક સ્થળે ઉપલબ્ધ થતી તેમની નાનાવિધ તવારીખને આધારે તેમ કરવું વધારે સહેલું ને શક્ય થાય છે. તેથી, 'હબસીના ડાબા કાન'ની રીતિએ એ ચિતોડના મહારાણાઓની વંશાવળીને અને તેમના વિષે ઉપલબ્ધ થતી સાધન સામગ્રીને આધારે પ્રથમ મીરાં—પતિ ભોજરાજના જીવન—કાલનો નિર્ણય કરીશું, અને તે ઉપરથી તેમનાં પત્ની મેડતાણીજી મીરાંબાઇના જીવન—કાલનો નિર્ણય કરીશું, અને તે સાથે તેની ઘટિત સત્યાસત્યતા પણ આવલોકીશું.

ચિતોડાધિપતિ મહારાણા રાયમલને (ઇ. સ ૧૪૭૩–૧૫૦૪) ત્રણ પુત્ર હતાઃ પૃથ્વીરાજ, જયમલ્લ અને સંગ્રામસિંહ. તેમાં પૃથ્વીરાજ સૌથી મોટા અને સંગ્રામસિંહ નાના હતા. મહારાણા રાયમલની પછી રાણા સંગ્રામસિંહ ગાદીએ આવ્યા, અને તે ફતેહપુરસીકીના મેદાનમાં મોગલ સમ્રાટ બાબરની સાથે લઢયા હતા. આ સંગ્રામસિંહની જન્મ સાલ બે સ્થળેથી મળે છે. મુહણોત નૈણસીને આધારે તે ઇ. સ. ૧૪૮૨ના એપ્રિલની તા. ૧૨ મી. (વિ. સં. ૧૫૩૯ના વૈશાખ વદ ૯) ને રોજ, અને 'વીરવિનોદ'ને આધારે ઈ. સ. ૧૪૮૧ (વિ. સં. ૧૫૩૮)માં જન્મ્યા હતા. તેમની રાજ્યારોહણ સાલ ત્રણ સ્થળેથી પ્રાપ્ત થાય છે. શ્રીયુત ટોડ ઈ. સ ૧૫૦૯માં, વીરવિનોદ ઇ. સ ૧૫૦૯ માં, અને મુહણોત નૈણસી ઇ. સ. ૧૫૦૯ના મેની તા. ૨૪ (વિ. સં. ૧૫૬૬ ના જ્યેષ્ઠ સુદ ૫) ને રોજ રાણા સંગ્રામસિંહ ચિતોડની ગાદી પર આવ્યા એમ કથે છે. આ સર્વમાં મુહણોત નૈણસીનુ કથન વધારે વિશ્વાસપાત્ર છે, કેમકે તે વધારે ચોક્કસ છે, અને જ્યોતિષને આધારે તેની દેશી ને અંગ્રેજી તિથિવાર મળતાં આવે છે. ટુંકામાં મહારાણા સંગ્રામસિંહનો જન્મ ઇ સ. ૧૪૮૨ ના એપ્રિલ તા. ૨૨ને રોજ, અને રાજ્યરોહણ ઇ. સ. ૧૫૦૯ના મેની તા. ૨૪ને રોજ થયાનું અત્ર સપ્રમાણ સ્વીકારીશું.

'વિવાહ–સંસ્કારનિવૃત્ત થતા કન્યા પોતાને સાસરે જાય'–એ રજપૂતોનો કુલાચારઃ અને રજપૂતોમાં ને તેમાંય રાજવંશમાં બાળલગ્ન કજોડાં વા સમોવયી લગ્નનો અસંભવ. બાળલગ્ન, કજોડાં વા સમોવયલગ્ન દ્રવ્યવાન વર ખપી જાય તેની ઉતાવળમાં, વા વરની અછતના કારણે થાય છે, રાજકુલમાં અનેક પત્ની કરવાની પ્રથા છે, તેથી એ બન્ને કારણની સંભાવના પણ તત્ર અસ્થાને થાય છે. રાજવંશમાં બાળ-લગ્ન, કજોડાં વા સમોવયલગ્ન થતા જ ન હતાં: રજપૂતોમાં અને તેમાંય રાજકુલમાં લગ્નો તો વર–કન્યાની પુખ્ત ઉમ્મરે જ થતાં, અને આ પ્રથાને સપ્રમાણ સ્વીકારવાને ઇતિહાસને આંગણે અનેક પ્રમાણ છે. આ દૃષ્ટિએ નિહાળતાં રજપૂતોમાં સામાન્ય રીતે પુરૂષની લગ્નોચિત વય ૧૮–૧૯ ની લેખાય, અને સ્ત્રીની ૧૫–૧૭ લેખાય. આથી પહેલાં તો લગ્નની સંભાવના પણ ન જ થઇ શકે. આ પ્રમાણે મહારાણા સંગ્રામસિં-હનું પહેલામાં પહેલું લગ્ન ૧૮–૧૯ વર્ષની ઉમ્મરે એટલે ઇ સ. ૧૫૦૦–૧૫૦૧ માં થયુ કલ્પી શકાય. આથી પહેલું તો તે સંભવી શકતુ નથી. વળી, 'રાજાને ગમતી રાણી ને છાણાં વીણતી આણી,' એ કથનની સત્યતા સ્વીકારીએ તોય સામાન્ય રીતે પ્રથમ લગ્ન માત–પિતાની મરજીથી ને દેખરેખ નીચે થાય છે, અને તેમાં કન્યાના કુળ ઉપર વધારે લક્ષ અપાય છે. મહારાણા સંગ્રામસિંહનું પણ પ્રથમ લગ્ન આ દૃષ્ટિએ કોઇ કુળવાન રૂપવતી કન્યા સાથે થયું હોવુ જોઇએ.

હવે મહારાણા સંગ્રામસિંહે કુલ્લે ૨૮ લગ્ન કર્યાં હતાં. અને એને પરિણામે તેમને ભોજરાજ, કર્ણસિંહ, રત્નસિંહ, વિક્રમાદિત્ય. ઉદયસિંહ, પર્વતસિંહ અને કૃષ્ણ-સિંહ એમ સાત પુત્ર, અને કુંવરબાઈ, ગંગાબાઇ, પદ્માબાઇ ને રમાબાઇ એમ ચાર પુત્રીઓ હતી. તેમાંથી ભોજરાજ, કર્ણસિંહ, પર્વતસિંહ ને કૃષ્ણસિંહ રાણા સંગ્રામસિં-

હની હયાતીમાં જ મૃત્યુ પામ્યા હતા. ગ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી જણાવે છે, તેમ ઈ. સ. ૧૪૮૫ વિ. સં. ૧૫૪૦ માં રાઠોડ જોધાજીએ ગુહિલોત રાણા રાયમલના કુંવર સંગ્રામસિંહને પોતાની બે પ્રપૌત્રી પરણાવી હતી, અને તેમાંની એક કુંવર વાઘાજીની પુત્રી ધનબાઈ (ધનાબાઈ) ને પેટે ભોજ, કર્ણ અને રત્ન સિંહના જન્મ થયા હતા. પ્રથમ તો ગ. ત્રિપાઠીનું આ તમામ કથન ખોટું છે. મહારાણા સંગ્રામસિંહનો જન્મ ઈ. સ. ૧૪૮૨ માં, અને લગ્ન ઈ. સ. ૧૪૮૪ માં—એટલે શું તે ત્રણ-ચાર વર્ષની નાની વયે પરણ્યા? અને ત્યારે એ કન્યાની વય પણ કેટલી? ગ. ત્રિપાઠીની આ લગ્ન સંવત આપવામાં કંઈ ગફલત થઈ લાગે છે. 'વીરવિનોદ' પ થી જણાય છે તેમ ભોજરાજના માતા સોલંકી રાયમલની પુત્રી કુંવરબાઈ હતા. અને રત્નસિંહ અને કર્ણસિંહના માતા જોધપુરના રાવ જોધાના પૌત્ર વાઘા સુજાવતની પુત્રી ધનબાઈ હતા. મુહણોત નૈણસી તેમજ 'મઠરે ગીતાન' પણ પાછળના કથન સાથે સંમત થાય છે. વળી ભોજરાજ ને રત્નસિંહ એકજ માતાના પુત્ર હોય તો મુહણોત નૈણસી તેનું લખ્યા વગર ન રહે. ગ. ત્રિપાઠીએજ આ એક લગ્ન-સંવત આપ્યો છે, બીજે કોઈ સ્થળે તેવી સાલ પ્રાપ્ત થતી નથી. અમારૂં માનવું એમ થાય છે કે ભોજરાજ મહારાણાના પાટરાણી સોલંકી રાયમલની પુત્રી કુંવરબાઈને પેટે જન્મ્યા હતા અને રાણાનું પણ આ કુંવરબાઈ સાથેનું લગ્ન પ્રથમ હતું. અને આ લગ્ન પણ સમન્વયના વિચારે ઉપર જણાવ્યું તેમ ઈ. સ. ૧૫૦૦–૧૫૦૧ ના અરસામાં થયું. મહારાણા રાયમલના પુત્ર સંગ્રામસિંહનું આ પ્રથમ લગ્ન સોલંકી રાયમલના જેવા સુવિખ્યાત ને કુળવાનની પુત્રી સાથે થાય તેમાં ઉભયકુળની શોભા છે, ને તે સંભવે છે. આ તેમના લગ્નની સાલ ઈ. સ. ૧૫૦૦ ની આખરીએ તો કુમાર ભોજરાજનો જન્મ વહેલામાં વહેલો ઈ. સ. ૧૫૦૧–૨ માં થયો કહેવાય. આથી વહેલું સમન્વયના વિચારે સંગ્રામસિંહનું લગ્ન સંભવતું નથી. આથી વહેલો ભોજરાજનો જન્મ પણ કલ્પી શકાતો નથી. અને આગળ જણાવીશું તેમ આ નિર્ણય અમારો સત્ય છે.

મહારાણા સંગ્રામસિંહના ગાદીએ આવ્યા પછી કુમાર ભોજરાજ મરણ પામ્યા, અને આ પહેલાં કુમાર કર્ણસિંહ મૃત્યુ પામેલા હોવાથી મહારાણાના ત્રીજા પુત્ર કુમાર રત્નસિંહ ગાદીના હકદાર થયા અને તેમનો મહારાણાએ જાતે જ યુવરાજપદે અભિષેક કીધો. આ અરસામાં મહારાણા સંગ્રામસિંહને હૃદયહાર ને રાજહાર હાડારાવ નર્મદની પુત્રી કરમેતી (કર્મવતી, કરૂણાવતી, પદ્માવતી?) માનીતીનું મોંઘેરૂં પદ ભોગવતા હતા. ઇતિહાસને આંગણે એક દુષ્ટા, કુભાગ્યા, અને હલકટ તરીકે આ કરમેતીની પ્રસિદ્ધિ કંઈ ઓછી થઈ નથી. કુમાર રત્નસિંહનો યુવરાજ-પદે અભિષેક થયા પછી આ કરમેતીએ પોતાના સ્વભાવ ને પ્રકૃતિથી પ્રેરાઈ પોતાના બે બાળપુત્ર વિક્રમાદિત્ય અને ઉદયસિંહને અર્થે મહારાણાની પાસે રણથંભોરની યાચના કીધી. કુમાર રત્નસિંહ ચિતોડના ભાવી અધિપતિ સ્થપાતા હોવાથી, અને તે પોતાનો શોક્ય પુત્ર હોવાથી તે ગાદીએ આવ્યા પછી પોતાના બાળ-પુત્રોને રંજાડે, મહા ત્રાસ આપે અને જાગીર બાગીર પણ કંઈ ના આપે તો પોતાના સુખ-વૈભવમાં અંત

લાગે–એવી અગમચેતીએ પતિના મૃત્યુની પણ ગણના કરી નાંખી પોતાના જ પતિને એ નીચ ને હલકટ કરમેતીએ વિનંતિ કરી કે: " આપ ચિરંજીવ હો ! આપના યુવરાજ તો રત્નસિંહ છે, ને વિક્રમાદિત્ય ને ઉદયસિંહ બાળક છે. એથી આપને હાથેજ એમને માટે કોઇ સારી જાગીર નિયત થાય તો સારૂં. " મહારાણાએ યુવરાજ રત્નસિંહની પણ કમને સંમતિ ગ્રહી તે બે બાળકુમારને રાણી કરમેતીની ઇચ્છા અનુસાર રણથંભોરની જાગીર નિયત કીધી, અને તે સાથે તે બે બાળકના સંરક્ષક તરીકે રાણી કરમેતીના ભાઇ ને આ બે બાળકના મામા રાવ સૂરજમલને નિર્મ્યા વિક્રમાદિત્ય - ને ઉદયસિંહને જાગીર મળે તે કાંઇ ખોટું ન હતું, કુમાર રત્નસિંહ એમ ન ઇચ્છે તેમ ન હતું, પણ રણથંભોર તો ચિતોડના રાજ્યનો અજેય ગઢ, ચિતોડની ચાવી ગણાતો, અને તે આમ રાણી કરમેતીને હસ્તક થાય, તેથી તે દુષ્ટાના દુષ્ટ સ્વભાવથી ડરી કુમાર રત્નસિંહનું હૃદય કચવાયું. પણ પિતાની મરજી જોઈ પિતૃ–આજ્ઞા—પાલક તે પુત્રે કચવાતે મને પણ તેમાં સંમતિ આપી. આવું રાજફરમાન નિકળતાંની વાર રાણી કરમેતી પણ તેનો લાભ લેવામાં મોળી થઇ નહીં. તરતજ વિક્રમાદિત્ય, ઉદયસિંહ, સૂરજમલ અને કરમેતી રણથંભોર ગયા, અને વિક્રમાદિત્ય ને ઉદયસિંહની ત્યાં સત્તા સ્થાપી.

હવે મહારાણા સંગ્રામસિંહની પછી કુમાર રત્નસિંહ ઇ. સ. ૧૫૨૮ ના ફેબ્રુઆરી તા. ૫ (વિ. સં. ૧૫૮૩ ના મહા શુદ ૧૫ ) ને રોજ ચિતોડની ગાદીએ આવ્યા, અને ઈ સ. ૧૫૩૧ (. વિ. સં. ૧૫૮૮ ) માં મૃત્યુ પામ્યા. આ સમયે તેમની પાછળ તેમની પવાર વંશની રાણી સતી થઈ હતી, રાણા રત્નસિંહ અપુત્ર હોવાથી તેમની પછી કરમેતી પુત્ર વિક્રમાદિત્ય ઈ. સ. ૧૫૩૧ માં ગાદીએ આવ્યા ગુજરાતના સુલતાન બહાદુરશાહ અને મોગલ શહેનશાહના ચિતોડ પરના હલ્લા પણ આજ સમયમાં થયા. આ વિક્રમાદિત્યનું મરણ ઇ. સ. ૧૫૩૬ ( વિ. સં. ૧૫૯૩ ) માં ૧૯ વર્ષની ઉમ્મરે થયું એમની પછી ચિતોડની ગાદી વનવીર નામે એક ખવાસ ( દાસી પુત્ર ) ના હાથમાં આવી, અને તેણે ઇ. સ. ૧૫૩૬ થી ૧૫૩૭ સુધી રાજ્ય કર્યું. ફરીથી પણ તેમના મરણને અન્તે એ ચિતોડની ગાદી રાણી કરમેતીના બીજા પુત્ર ઉદયસિંહના હાથમાં આવી, અને કુમાર ઉદયસિંહનો જન્મ ઇ. સ ૧૫૨૨ (વિ. સં. ૧૫૭૮ ના ભાદરવા સુદ ૧૨) માં અને મરણ ઈ. સ. ૧૫૭૨ ના ફેબ્રુઆરી તા. ૨૮ ( વિ. સં. ૧૬૨૮ ના ફાગણ સુદ ૧૫ ) ને રોજ થયું. રાણા ઉદયસિંહનો આ જન્મ સંવત મુહણોત નૈણસીએ આપેલ સંવતોથી પણ વધારે વિશ્વાસપાત્ર છે, કેમકે તે પ્રસિદ્ધ જ્યોતિષી ચંડુને ત્યાંની જન્મપત્રિકા-–સંગ્રહને આધારે છે. રાણા ઉદયસિંહ ઇ. સ. ૧૫૩૭ ( વિ. સં. ૧૫૯૩ ) માં ગાદીએ આવ્યા હતા.

ઉપર્યુક્ત સંવતોના આધારે મહારાણા રત્નસિંહ ગાદીએ આવ્યા, ત્યારે કરમેતી પુત્ર વિક્રમાદિત્ય અને ઉદયસિંહની ઉમ્મર અનુક્રમે ૯ ને ૫ વર્ષની જ હોવી જોઇએ. અન્યથા સિદ્ધ થાય તેમ નથી, સંભવે તેમ પણ નથી, કેમકે મહારાણા રત્નસિંહ ગાદીએ આવ્યા ત્યારે કરમેતીના આ બન્ને પુત્ર બાળક હતા, તેમને રાવ સુરજમલ જેવા સંરક્ષકની જરૂર હતી. તદ્દપરાંત કુમાર-ઉદયસિંહની વિશ્વાસપાત્ર એ જન્મસાલથી વિક્રમાદિત્યની ઉમ્મર

કલ્પતાં પણ એ સર્વ સંભવિત થાય છે. હવે મહારાણા સંગ્રામસિંહ અને બાદશાહ બાબરની વચ્ચે જે ફતેહપુરસીકી ( ખાનવા ) નું યુદ્ધ થયું, તે ઇ. સ. ૧૫૨૭ ના ફેબ્રુઆરી તા. ૨૭ ને રોજ શરૂ થયું હતું. ઈ. સ. ૧૫૨૭ ના માર્ચની તા. ૧૭ મીએ એ ખાનવાના પ્રખ્યાત યુદ્ધમાં મહારાણા સંગ્રામસિંહના માથામાં એક તીર વાગ્યું, અને તે મૂર્છિત થયા. આથી કેટલાક સરદારો મહારાણાને પાલખીમાં ઘાલી મેવાડ તરફ લઈ ગયા. મહારાણાને ન જોતાં સેના નિરાશ થઇ નાશભાગ ન કરી મૂકે, તેટલા માટે ઝાલા અજ્જાએ રાજચિન્હ ધારણ કર્યાં. લઢાઈ પૂર જોસમાં ચાલી, પણ અન્તે તો રજપૂતો હાર્યા ને બાદશાહ બાબરની જીત થઇ. આ પરાજયને પરિણામે મહારાણા કુંભના સમયથી દિન—પ્રતિદિન અધિક ને અધિક તેજે પ્રકાશતો ને મહારાણા સંગ્રામસિંહના આ સમયમાં તેના પૂર્ણ તેજ પ્રકાશતો ચિતોડનો સૂર્ય, રજપૂતોનો પ્રતાપ-સુર્ય એકદમ અસ્ત પામ્યા જેવો થયો. આર્યાવર્તની રાજકીય સ્થિતિમાંથી ચિતોડનું ઉચ્ચ સ્થાન ચાલ્યું ગયું, મેવાડના મહારાણાઓની અતુલ પ્રતિષ્ઠા અને અદમ્ય શક્તિને કારણે મેવાડના આશ્રયે અત્યાર સુધી રજપૂતોનું જે સંગઠન થતું હતું ને થયું હતું, તે આ હારથી નષ્ટ થયું. કાણોતા અને બસવા ગામ સુધીનીજ મેવાડની ઘટીને સીમા રહી. બસવા ગામને પાદર આવતાં મહારાણાની મૂર્ચ્છા વળી તેમણે પોતાની સેનાના હાલ હવાલ પૂછ્યા. પોતાના પરાજયની પિછાન થતાં મહારાણાએ નિરાશ ન થતાં યુદ્ધની તૈયારી નવેસર કરવા માંડી. આ વખતે મહારાણાના સરદારોમાં બે પક્ષ પડયા. બાદશાહ બાબરની પ્રચંડ સેનાથી હાર ખાઇ હતાશ થએલા એક પક્ષે મહારાણાને યુદ્ધના વિચારથી દૂર રહેવા સમજાવ્યું. તો બીજા શૂરવીર ને ઉત્સાહી પક્ષે લઢવાની સંમતિ આપી પ્રથમ પક્ષનું એ શૌર્યહીન કથન સાંભળતાં જ મહારાણાએ પ્રત્યુત્તર આપ્યો, કે 'જ્યાં સુધી હું બાબરને જીતીશ નહિ, ત્યાં સુધી ચિતોડને પાદર પગ પણ નહીં મૂકીશ, આ દિનોમાં ને આ પરિસ્થિતિમાં મહારાણા ઘણા નિરાશ રહેતા હતા. કોઇને મળતા પણ નહીં, કોઇ સાથે વાતચીત પણ કરતા નહીં. મહેલની બહાર પણ નીકળતા નહી. ભાવિના ભણકારે અનિષ્ટની આશંકા કરી એ અમગળમૂર્તિ દુષ્ટહૃદય નીચ રાણી કરમેતીએ આવે સમયે પોતાના ૯-૫ વર્ષના બાળક પુત્રોને માટે મહારાણા પાસે રણથંભોરની જાગીર માગી હોય, અને મહારાણાએ પણ યુવરાજ રત્નસિંહને સમજાવી તેની સંમતિ પૂર્વક તેને તે આપી માનીતીને સંતોષી હોય, એ અસંભવિત નથી, પણ બનવાજોગ છે. વળી ઈબ્રાહીમ લોદીને બાબરે હરાવેલો સાંભળી અને દિલ્હીની ગાદીએ રજપૂતોની શૌર્ય—ધ્વજા ફરકાવવાના વિચારે બાબરની સાથે યુદ્ધમાં ઉતરવાના નિશ્ચય પર આવ્યે. મહારાણા સંગ્રામસિંહે અન્તિમ પરિણામ અનિશ્ચયાત્મક લાગતાં કુમાર ભોજરાજ ને કુમાર કર્ણસિંહ હયાત ન હોવાથી કુમાર રત્નસિંહનો યુવરાજપદે અભિષેક કર્યો હોય એ પણ વાસ્તવિક છે. તદુપરાંત મહારાણા રાણી કરમેતીના નીચ સ્વભાવથી પણ અજ્ઞાત ન જ હોઇ શકે. તેની ભોળી અને ખટપટી પ્રકૃતિથી પણ ડરીને ભાવીમાં રાજ્યગાદી માટે કલહ—ટંટા ઉભા ન થાય, તેટલા માટે પણ મહારાણાએ આમ અગમચેતી લીધી હોય. આથી વહેલો કુમાર રત્નસિંહનો યુવરાજપદે અભિષેક સંભવતો પણ નથી. અને તેમ કરી નાંખવાનુ કંઇ ખાસ કારણ પણ નથી. વળી આજ સમયે કુમાર રત્નસિંહની ઉમ્મર પણ

તત્પદને યોગ્ય ચાર્ય છે. એ સર્વ જોતાં ઉપર્યુક્ત વિવેચનની સત્યતા સનિશ્ચય સ્વીકારવાનું યોગ્ય લાગે છે. ઉપરાંત ઉપર જણાવ્યું તેમ મીરાંપતિ ભોજરાજનો જન્મ ઇ. સ. ૧૫૦૧ ૧૫૦૨ થી વહેલો કલ્પી શકાય તેમ નથીજ. કુમાર રત્નસિંહનો જન્મ વિ. સં. ૧૫૫૩ ના વૈશાખ વદ ૮ ને રોજ થયાનું રા. મુનશી દેવીપ્રસાદ જણાવે છે. આ જન્મ તારીખની સત્યતા સ્વીકારીએ તો કુમાર રત્નસિંહના જન્મ વખતે મહારાણા સંગ્રામસિંહ ('જન્મ ઈ. સ. ૧૪૮૨ ) ની ઉમ્મર માત્ર ૧૫ વર્ષની હોય, અને રત્નસિંહની જન્મદાત્રીની ઉમ્મર સહેજે ૧૩ વર્ષની હોય! ટુંકામાં રા. મુનશી દેવીપ્રસાદનું કુમાર રત્નસિંહના જન્મ સંબધેનું કથન ખોટું છે. રા. તનસુખરામ ત્રિપાઠીનું ભોજરાજ, કર્ણસિંહને રત્નસિંહને ધનબાઇના પુત્ર હોવાનુ કથન સ્વીકારીએ વા સામાન્ય બુદ્ધિથી પણ નાનામોટાના પ્રમાણમાં વિચાર કરીએ, તોય રત્નસિંહનો જન્મ ઈ. સ. ૧૫૦૩–૦૪ પહેલાં સંભવતો નથી. કુમાર રત્નસિંહનો જન્મ ઇ. સ ૧૫૦૩–૦૪ પછી આ પ્રમાણે સભવે છે તે પહેલાં તો નહીજ.

વળી મહારાણા રાયમલના ત્રણ પુત્ર પૃથ્વીરાજ, જયમલ અને સંગ્રામસિંહની વચ્ચે પણ રાજગાદી માટે આપસમાં કલહ થયો હતો. કહે છે કે એક જ્યોતિષીએ ને ભીમલ ગામના દેવી–મંદિરની દેવીના અવતારરૂપ મનાતી કોઇ પૂજારણે ત્રણ કુમારના જન્માક્ષર હસ્તરેખા જોઇને અને દેવી પ્રભાવે ભવિષ્યને વર્તમાનમાં ભાળીને એમ ભાખ્યું હતુ કે રાજયોગ સંગ્રામસિંહના ભાગ્યે છે, મેવાડના સ્વામી રાયમલના ઉત્તરાધિકારી કુમાર સંગ્રામસિંહ થાય તેમ છે. ' આ કથનથી દોરાઇ એ ત્રણેય ભાઇ વચ્ચે ઘણા કલહટટા થના ત્રણે ભાઇ વીરનર હતા, એક બીજાથી જરા પાછા પડે તેવા ન હતા. પૃથ્વીરાજ અને જયમલ એક થઇ ગયા અને ઉભય–શત્રુ સંગ્રામસિંહ એકલા પડયા. સંગ્રામસિંહે અનેક સંકટો વેઠયાં, વનવાસ ને ગુપ્તવાસ પણ ગુપ્ત સ્વરૂપે એક વખત એક નિબિડ અરણ્યમા કોઈ ઘટદાર વૃક્ષની શીળી છાયામાં ગુપ્તરૂપે એ સગ્રામસિંહ સુતા હતા તેમના માથા ઉપરથી એ છાયા જરા ખસી, ને એ ઘટદાર વૃક્ષને પણ ભેદી ભગવાન સૂર્યનારાયણ તેમનામાં સંક્રાંત થવાને વા તેમને કંઇક દિવ્ય સંદેશ સુણાવવાને તેમના કર્ણ આગળ આવ્યા. સૂર્યનો પ્રકાશ તેમના માથા પર પડયો. એટલામાં એક મણિધર ત્યાં આવ્યો, અને પોતાની ફણા વિસ્તારી કુમારને છાયા અર્પી રહ્યો. નજરે નિહાળેલ આ ચમત્કારથી અને તે જ્યોતિષી ને પૂજારણના ઉજ્વલાત ભવિષ્યકથનથી દોરાઈ અજમેર જીલ્લામાં આવેલ શ્રીનગરના સરદાર પરમાર કર્મચંદે તેમને આશ્રય આપ્યો, અને પોતાની એક કન્યા પણ તેમને પરણાવી. આ કર્મચંદના વંશમાં આજે પણ બીજોરીના સરદાર મેવાડના બીજી પંકિતના સરદારમાં મૂકાય છે. અરણ્યવાસમાં કુમાર સંગ્રામસિંહે પોતાના દિન કેવા મહા કષ્ટમાં ગાળ્યા, તદ્દર્શક પણ એક બે દંતકથા છે. એ દંતકથા વાંચતાં આપણને મહાન આલ્ફ્રેડનું સ્મરણ થાય છે. હવે સોલંકી રાવ હરરાજના પુત્ર સુરતારણની એક રૂપવતી પુત્રીને કારણે કુમાર જયમલ ને સુરતાણની વચ્ચે યુદ્ધ થયું ને તેમાં કુમાર જયમલના પ્રાણ ગયા. વળી મહારાણા રાયમલની પુત્રી આનંદાબાઇના પતિ સોલંકી રાવ

જગમાલને ઠેકાણે લાવવા જતાં રાવ જગમાલની જ પ્રપંચ જાળમાં ફસી કુમાર પૃથ્વીરાજ વિષપ્રયોગે કુંભલગઢથી થોડેક દુર વન-વગડામાં મૃત્યુ પામ્યા. હજી સંગ્રામસિંહ રાવ કર્મચંદને આશ્રયે ગુપ્તરૂપ જ રહેતા હતા, મહારાણા રાયમલ્લ પણ તેને મૃત માનતા હતા. કુમાર સંગ્રામસિંહના ગુપ્ત વાસની પિછાન થતાં મહારાણા રાયમલે તેમને પોતાની પાસે બોલાવી લીધા, અને તેમને પોતાના ઉત્તરાધિકારી બનાવ્યા. કુમાર સંગ્રામસિંહની આ સર્વ પરિસ્થિતિ અવલોકતાં તેમણે આ રાજદ્વાર ત્યાગ ને આ અરણ્ય-વાસ ૨૦ વર્ષથી ૨૪ ની ઉમ્મર તક કર્યો હોય એમ જણાય છે. ઈ. સ. ૧૫૦૦-૧૫૦૧ માં લગ્ન થવા બાદ ચિતોડને રાજદ્વાર સોલંકી રાણીને અને ભોજરૂપ એકાદ સંતાન મૂકીને ઇ. સ. ૧૫૦૨ ૦૩ ના અરસામાં કુમાર સંગ્રામસિંહે ઉપર્યુક્ત કલહને પરિણામે અરણ્યવાસ અંગીકાર કર્યો. અને ત્યાંથી મહારાણા રાયમલના મૃત્યુ પૂર્વે એટલે ઇ. સ. ૧૫૦૯ ના મે તા. ૨૪ (વિ. સં. ૧૫૬૬ ના જ્યેષ્ઠ સુદ ૫) ની પૂર્વે એક બે વર્ષ અગાઉ તે ચિતોડમાં ફરીથી આવ્યા. આ કલહ ટંટાના સમયમાં આ તેમના અરણ્યવાસમાં, અને તેમના વડીલ બંધુઓની તલવાર જ્યારે તેમના ઉપર ભમી રહી હતી તેવામાં હાડા નર્મદ પોતાની પુત્રી કરમેતીનાં લગ્ન કુમાર સંગ્રામસિંહ સાથે કરે એ સંભવતું નથી. વળી આ અરસામાં સંગ્રામસિંહનું કર્મચંદની પુત્રી સાથે જે લગ્ન થયું તે પણ કર્મચંદે સંગ્રામસિંહની કંઇક અદ્ભુતતા નિહાળી તેથી થયું. તદુપરાંત કુમાર રત્નસિંહની માતા ધનબાઇ પણ સામાન્ય પ્રસંગે રાણી કરમેતીની પહેલાં પરણ્યાં હોય શકે. ટુંકામાં રાણા સંગ્રામસિંહનું પ્રથમ લગ્ન સોલંકી કુંવરી કુંવરબાઇ સાથે, બીજુ કર્મચંદની પુત્રી સાથે, ત્રીજું ધનબાઇ સાથે, અને ચોથું હાડા નર્મદની પુત્રી સાથે થયું હોય એમ આ સર્વ વિવેચન પરથી સહેજે સમજાય તેમ છે; એટલે કે કુમાર રત્નસિંહનો જન્મ ઉપર જણાવ્યું તે કરતાં પણ ચાર પાંચ વર્ષ પછી થયો સંભવે છે, એટલે કે તેમનો યુવરાજપદે અભિષેક થયો, ત્યારે તેમની ઉમ્મર ફક્ત ૧૯-૨૦ વર્ષની સંભવે છે. આ ઉમ્મર પહેલાં યુવરાજપદે અભિષેક થયો સંભવે પણ નહીં, અને તેમ કરી નાંખવાનું કંઇક આકસ્મિક કે આવશ્યક કારણ નથી.

આ સર્વ વિવેચનને અંતે ઇ. સ. ૧૫૦૧-૧૫૦૨ માં કુમાર ભોજરાજનો જન્મ થવાનું આપણને સનિશ્ચય સમજાય તેમ છે. ૧૮-૧૯ વર્ષની ઉમ્મરે એટલે કે ઇ. સ. ૧૫૧૯-૨૦ માં કુમાર ભોજરાજનું લગ્ન થયું. તેમ કુમાર રત્નસિંહનો યુવરાજપદે અભિષેક ઇ. સ. ૧૫૨૨ પહેલાં સંભવતો નથી; અને ભોજરાજના મૃત્યુ બાદ તરતજ એ અભિષેક થાય એ પણ આર્યાવર્તને આંગણે અસંભવિત છે. વળી કરમેતીની સ્વાર્થભાવના પણ તેના બે બાળક પુત્રોની ઉમર કંઇક ૯-૫ વર્ષની હોય, ત્યારે જ એટલે ઇ. સં. ૧૫૨૬ ની આખરમાં સંભવે અને તેની અગાઉ એકાદ વર્ષ પૂર્વે એટલે ઇ. સ. ૧૫૨૬ની શરૂઆતમાં વા ઇ. સ. ૧૫૨૫ ના અંતમાં કુમાર રત્નસિંહનો યુવરાજપદે અભિષેક થાય. તેની અગાઉ એકાદ બે વર્ષ પૂર્વે એટલે ઇ. સ. ૧૫૨૩-૨૪ માં કુમાર ભોજરાજનું મૃત્યુ થયું લેખાય, એથી મોડું કે વહેલું થયાની સંભાવના અઘટિત અને અસંભવિત છે. ટુંકમાં કુમાર ભોજરાજનો જન્મ ઇ. સ. ૧૫૦૨ માં, લગ્ન ઇ. સ. ૧૫૨૦ માં, અને મૃત્યુ ઇ. સ. ૧૫૨૩ માં થયું એમ માનીએ છીએ.

કુમાર ભોજરાજના આ કાલનિર્ણય ઉપરથી મીરાંબાઇનો કાલનિર્ણય કલ્પવો હવે સહેલ છે. મીરાંના લગ્ન ૧૭ વર્ષની ઉંમરે થયાં કલ્પીએ, તો મીરાંનો જન્મ ઈ. સ. ૧૫૦૩–૦૫ માં થયો સંભવે છે. આથી વહેલો તેમનો જન્મ સંભવતો નથી. રા. તનઃસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીનો મીરાંબાઇના જન્મકાલનો નિર્ણય ખોટો નથી, પણ સનિશ્ચય નથી. કેમકે તેઓશ્રી જણાવે છે તેમ મીરાંનો જન્મ ઇ. સ. ૧૫૦૦ થી ૧૫૦૪ સુધીનો છે. તેમનો તેમના લગ્ન કાલનો નિર્ણય પણ તેવાજ છે, કેમકે મીરાંનું લગ્ન ઇ. સ. ૧૫૧૭માં થયું એમ તે કહે છે. વાસ્તવિક રીતે ઉપર જણાવ્યું તેમ તે વિ સં. ૧૫૨૦ માં થયું સભવે છે. સાથે સાથે લખવું પડે છે કે શ્રીયુત ટોડ આદિ વિદ્વદ્વર્યોના પણ એ સર્વ નિર્ણય ખોટા છે, અમારા મંતવ્યે કઇક અસભવિત છે.

બાલ્યાવસ્થામાં જ મેડતાણી મીરાંબાઇનાં માતુશ્રી દેવલોક પામ્યાં હતાં; અને તેથી તેમનું પાલન–વર્ધન તેમના દાદા રાવ દૂદાજીએ કર્યું હતું. રાવ દૂદાજીના હાથમાં મેડતા ઇ. સ. ૧૫૧૮ ની સાલમાં આવ્યું; એટલે કે તેમની માતાનુ અવસાન ઈ. સં ૧૫૧૭–૧૮ માં મીરાંબાઇ બાર–તેર વર્ષનાં હતાં ત્યારે થયું લાગે છે, કેમકે માતાનું મૃત્યુ થતાં મીરાંબાઈ દૂદાનાં બોલાવ્યાં મેડતા ગયાં. વળી "વરઘોડા–દર્શન" પરની દંતકથા સત્ય માનીએ તો તે પણ આજ સમયને યોગ્ય છે. નમાઈ સ્થિતિનાં ફૂળવાન ને નસકારી બાળક ઉદ્ધત ને ઉચ્છૃખલ બનવાને બદલે બહુધા વિનયી ને આજ્ઞાંકિત થાય તે પ્રમાણે મીરાંબાઇ પણ આજ્ઞાપાલક ને વિનયી હતાં. દેવી નમમ ' સબધી જે દંતકથા તે, તે આ અમારા મંતવ્યે અસત્ય છે. મીરાંના આ ગુણનું માત્ર અત્ર સુચન કર્યું છે, તેમનાં કાવ્ય પરથી પણ તે ગુણ સિદ્ધ થાય તેમ છે. અત્ર આ સુચન આવશ્યક છે, કેમકે અત્યાર સુધીના લેખકોએ મીરાંબાઇની નમાઇ સ્થિતિને અંગે મીરાંની સુકૃતિ ને વર્તન ઉપર જે અસર થાય, તેનું નિરૂપણ જરા પણ કર્યું નથી. અત્ર આનું સવિસ્તર વિવેચન અસ્થાને છે, તેથી માત્ર સૂચન કરી સંતોષ માનીએ છીએ. દંતકથા કહે છે કે આ સમયે તેમની સાથે તેમના કાકા વિરમદેવના પુત્ર અને મોગલ સમ્રાટ મહાન અકબરની ગોળીને પ્રાણપુષ્પથી વધાવી લેનાર ચિતોડ સંરક્ષક મેડતીઆ કુલભૂષણ વીર જયમલ પણ હતા. બન્ને બાળકનુ પાલન–વર્ધન રાવ દૂદાને ત્યાં થયું હતુ. ઉભયને એક બીજાના સહવાસ-સંસ્કારનું અનુપમ ફળ મલ્યું હતું, ઉભય વર્તન ને પ્રકૃતિમાં ઉદાત્ત નિવડયાં હતાં. ઉભય શ્રીકૃષ્ણનાં ભકત હતાં, ઉભય આર્યાવર્તને આંગણે અમર નામ મૂકતાં ગયાં. કહે છે કે વીર જયમલ મીરાંથી નાના હતા. અને અમુક પ્રસંગે મીરાંબાઇએ તેમને અતુલ આશીર્વાદે અપનાવ્યા હતા વીર જયમલનો જન્મ ઇ સ. ૧૫૦૭ ના સપ્ટેંબરની તા. ૧૭ મીને રોજ થયો હતો, એટલે તે મીરાંથી ત્રણ ચાર વર્ષે નાના હતા. રાવ દુદાનો જન્મ ઈ. સ. ૧૪૪૧ માં, તેમના વડીલ પુત્ર વિરમદેવનો ઈ. સ. ૧૪૭૭ માં, અને વિરમદેવના જન્મ ઉપરથી સામાન્ય બુદ્ધિએ કલ્પીએ તો મીરાંના પિતા રત્નસિંહનો જન્મ ઇ સ. ૧૪૭૯–૮૦ માં થયો હતો. મેડતીઆ કુલના આ કાલની સાથે મીરાંનો ઉપર્યુક્ત કાલનિર્ણય સર્વ રીતેબંધ બેસતો આવે છે, તેની સપ્રમાણ સત્યતા પ્રતિપાદિત કરે છે.

ઇ. સ. ૧૫૨૦ માં મીરાંબાઇનાં લગ્ન થયા, અને ઇ. સ. ૧૫૨૩ માં તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું. ત્યાર બાદ તે કેટલાં વર્ષ જીવ્યાં, અને તે સમય તેમણે ક્યાં ને કેવી રીતે વ્યતીત કર્યો–એ હવે નક્કી કરવાનું. મીરાબાઇના જીવનલેખકો આ કાલનો નિર્ણય બરાબર કરી શકયા નથી, કેમકે આ પછીનો તેમનો ઇતિહાસ અનેકાનેક કારણે સંદિગ્ધ છે, તેની સપ્રમાણતા બહુ મળતી નથી. અમારા મંતવ્યે અત્યાર સુધીનો અમારો નિર્ણય સત્ય ને સનિશ્ચય છે હવે પછીનો નિર્ણય કરવામા બીજાએ કર્યું તેમ અમે પણ અમારા કલ્પનાના ઘોડા દોડાવીએ છીએ, છતાંય તે સીધે રસ્તે દોડે એ જોવાનો, અને તેની કંઇક સપ્રમાણતા દર્શાવવાનો યત્ન કરીશુ, મીરાંના કાલ નિર્ણય પર આવો સવિસ્તર લેખ ગુજરાતના સાહિત્યમાં નથી. આમાં પણ અનેક દોષ હોય, પણ આ લેખ સંશોધક ને માર્ગ દર્શક નિઃશંશય થવાનો છે, અને એ આશામાં જ અમે અમારા આ પ્રયત્નની સફળતા માનીએ છીએ, એથી વધારે અમને લોભ નથી.

મીરાંબાઈ વિધવા થયા. રૂઢિના બંધને તેમને માટે એકજ માર્ગ ખુલ્લો રાખ્યો હતો,અને તે સતી થવાનો. તેમની પહેલા અને તેમની પછી પણ આ રિવાજનુ એકાદ–બે અપવાદ સિવાય પાલન થયું જણાય છે રાજકુલને દ્વાર આ રિવાજ ઐચ્છિક હતો, કે સ્ત્રી સ્વાતંત્ર્યતાને અંગે તેનો ત્યાગ કરાતો હતો એ પ્રશ્નનો ઉત્તર અત્ર અમે આપી શકતા નથી એ રિવાજના ત્યાગપૂર્વક મીરાં કૃષ્ણ ભક્તિને માર્ગે ધપ્યા મીરાંનો ધર્મ–નિર્ણય કરવામા અમારા મંતવ્યે આ બીના સાધનરૂપ છે. આનો ઉલ્લેખ સરખોએ કોઈપણ લેખકે અત્યાર સુધી કર્યો નથી તો તેના વિવેચનની તો વાત જ શી ? અમારા વિષયને અંગે આ બાબતનુ વિવેચન અત્ર અસ્થાને છે તેથી તેનુ માત્ર સૂચન કરીએ છીએ.

મીરા વિધવા થતા અંતપુર (રાણીવાસ) વિભાગમા એક સામાન્ય જન તરીકે રહેવા લાગ્યા. રાજવંશમા સર્વ સ્ત્રીજન સૌભાગ્યવતી તેમજ વિધવા–એક સરખા અંતપુર (રાણીવાસ) વિભાગમા રહેતા. તે પ્રત્યેકને તેમના દરજ્જા યોગ્ય નોકર ચાકર અપાતા, અને તેમની રાજપદવીની યોગ્યતા સચવાતી. મીરાબાઇ વૈધવ્ય પ્રાપ્ત થયે રાણીવાસમા યોગ્ય અધિકારમાં ને યોગ્ય પરિવારમા રહેવા લાગ્યા પોતાના ઇષ્ટદેવની આરાધના કરતા, અને અતિથ્ય–ભાવનાએ સાધુ–સંતનુ આતિથ્ય કરતા. આતિથ્ય જ્યા સારૂ થાય, ત્યાં સામાન્ય રીતે અતિથિ જન વધારે પ્રમાણમા જાય એ પ્રમાણે મીરાને રાજઆંગણે તેમની ઉદાત્તતા અને ઉદારતાને બળે સાધુ–સંતોની ઠઠ જામતી. રાજઆંગણે ખર્ચની કમીના હોતી નથી આ સર્વ મીરાંને હાથે પોષાતા હવે મહારાણા સંગ્રામસિંહની ઉદાત્ત પ્રકૃતિ ને ઉદાર સ્વભાવ સુવિખ્યાત છે. એ ઉદાત્તતા ને એ ઉદારતા મીરાં પર પણ હતી જ. તેમના કોઇ પણ કાર્યમા મહારાણા તરફથી જરાય અંતરાય કે આડીખીલી ન થતી. તેવી આડીખીલી વા અંતરાય કરવાનો વખત પણ મહારાણાના વ્યવસાયી જીવનમાં ન હતો. વળી એવા અંતરાય વા આડીખીલી થયાનું કહીએ, મીરાંને મહારાણા સંગ્રામસિંહ તરફથી પીડન થતું અવલેખીએ, તો પોતાની

દુખીઆરી દિકરીને દવનાર ગણી વિરોધી થઇ મેડતીઆ રાઠોડો બાદશાહ બાબરની સાથેના મહારાણા સગ્રામસિંહના ખાનવાના ઇ સ ૧૫૨૭ ના યુદ્ધમા રાણાને મહાય ન કરે આ યુદ્ધમા મીરાના પિતા રત્નસિંહ તથા કાકા વિરમદેવ ઉભય રાણાના પક્ષમા બહાદુરીથી લડયા હતા રાવ રત્નસિંહે તો રાણાના જ પક્ષમા રહી એ યુદ્ધને આગણે પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા આ તેમના સબધથી મીરા ચિતોડ હતા એમ પણ કલ્પી શકાય તેમ છે, ન કલ્પાય તેમ નથી ટુકામા મીરા ત્યા રાણીવાસમા રહેતા, અને ઇશ્વરભક્તિમા ને સાધુસતના આતિથ્યમા પોતાનો સમય વ્યતીત કરતા, મહારાણા સગ્રામસિંહની પછી તેમના પુત્ર કુમાર રત્નસિંહ ચિતોડની ગાદીએ આવ્યા રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા લખે છે કે ' તે સુખી નહતો, માહોમાહેના કજીઆથી તે હેરાન હતો આ રત્નસિંહની પ્રકૃતિ તેમજ સ્વભાવ સારો હતો પણ દુષ્ટા કરમેતીની પ્રપચજાળથી, રાજ્યલોભે તેનાથી કરાતી ખટપટોથી કાવત્રાથી તે એક દિન પણ શાંતિ સહી શકયા ન હતા આવા કલહ-કાવત્રાથી તે પ્રતિદિન હેરાન થતા હતા વળી તેમનો ઘણો વખત મહમદ ખિલજી સાથેના યુદ્ધમા ગયો અને અતમા પણ એ શત્રુતાને આગણે તેમણે પોતાના દેહનુ બલિદાન આપ્યુ રાજા તરીકે તેમની યોગ્યાયોગ્યતા ગમે તેવી હો, પણ તેમનુ ખાનગી જીવન સારૂ હતુ ઉપર દર્શાવ્યુ તેમ તે વ્યસનમાથી ઘણા હતા તેમના ટુકા સમયના-૫ વર્ષના રાજ્ય-કાલમા તે પોતાના કાર્યથી પરવારતા નહીં, તો મીરાને પીડન કરવાનો તેમને કયાથી અવકાશ પ્રાપ્ત થાય ? વળી તેમના સ્વભાવ ને પ્રકૃતિની ઉદાત્તતામા મીરાબાઇને પીડન કરે તેવી નીચતા પણ કયાથી પ્રવેશે ? સગ્રામસિંહના વખતના ને અસારે પણ ચાલુ એવા રાજ્ય-સચીવો વા રાજપરિવાર પણ તેમને તેમ કરવાની સલાહ કેવી રીતે આપે ? ટુકામા રાણા સગ્રામસિંહ ના સમયમા જેમ બનતુ, તેમ આ સમયમા મીરાએ પોતાના દિન સામાન્ય સ્થિતિમા વ્યતીત કર્યા મહારાણા રત્નસિંહ પછી એ કર્મચડાળ કરમેતી-પુત્ર વિક્રમાદિત્ય ગાદીએ આવ્યા એ રાજ્ય કરવાને સીનકુલ નાલાયક હતા ખિદમતદારો ઉપરાત સાત હજાર પહેલવાનોને તેણે પોતાની નોકરીમા રાખ્યા અને જૂના નોકરોને દુર કર્યા તો કેટલાકની સાચી સલાહ અવગણી આ ખિદમતદાર અને આ પહેલવાન રાણાના પૂર્ણ વિશ્વાસના સ્થાન બન્યા અને તેમના બળ અને તેમની સલાહ પર આધાર રાખી દોરાઈ રાણા વિક્રમાદિત્ય ચિતોડને રાજદ્વાર રાજ્ય કરવા લાગ્યા તેની આ ઉચ્છૃખલતા અને અવિવેકી તેમજ અવિચારી કૃત્યને અગે રાજ્યના સ્તભરૂપ રજપૂત સરદારો પણ આપોઆપ એક પછી એક અલગ થયા સ્વતત્ર થઇને રાજ્યના શત્રુ બની પોતપોતાને સ્થાને જઈ વસ્યા આ કુપાત્ર ને હલકટ પરિવારના ચઢા વ્યા મહારાણા વિક્રમાદિત્ય નાદાન ઉમ્મરના હોઇ ચઢયા કુપાત્ર ગણી કરમેતીએ પણ તેમા ઉમેરણ કર્યું, અને આ સર્વને પરિણામે મીરાના પીડનની અવધ ન રહી, તેમને માથે સીતાની વીતી

મરજાદ-ધન ને માની સસ્કારી ને સુશીલ વિવેકવતા ને વિચારવતા સાધુચરિત મીરાબાઇ પતિના જીવતા વા ત્યારબાદ ચિતોડને રાજદ્વાર સાધુ-સતોના અખાડા જમાવી તેમની સગતમા નૃત્ય-ગીત કરતા ફરે, તેમની કાળે-અકાળે પોતાને રાજમહેલને દ્વાર દદ

જમાવે, એ અમને તદ્દન અસંભવિત લાગે છે. જનકરાયની જેમ મીરાં દેહી પણ હતાં, વિદેહી પણ હતાં—વ્યવહારી પણ હતાં, વિરાગી પણ હતાં. જે લેખકોએ મીરાંનાં જીવનની આ કક્ષાનું અવલોકન કર્યું નથી, તેમણે ભૂલ ખાધી છે, એમ અમે માનીએ છે. વૈધવ્ય પ્રાપ્ત થયા બાદ પણ વિધવાના હૃદયમાં જે અનેકાનેક બાબતોની મુંઝવણ થાય તે વિધવા જ જાણે અને તે અત્ર વિચારણીય છે. વળી તેમની નમાઇ ને નબાપી સ્થિતિ તેમજ તેમની ૨૧–૨૨ વર્ષની ઉમ્મર પણ અવલોકનીય છે. અમુક માર્ગે વળવું, એમ મનિશ્ચય થયા પછીથી પણ યોગ્યાયોગ્યનાવિચારે તેમજ કાયિક–માયિક ભયે અનેક પ્રકારની મુંઝવણ તેમની આડે આવે છે. એટલે અત્યાર સુધી એટલે રાણા રત્નસિંહના અન્ત સુધી એ મીરાંએ રાણીવાસને આંગણે જેમ કદાચ તેમ સુખદુઃખમાં પોતાના દિન કાઢયા. હવે વિક્રમાદિત્યનાં રાજ્ય હતાં, જુલમનાં રાજ્ય હતાં. રાણા વિક્રમાદિત્યને, તેની માતા કરમેતી કે તેમના આ કુપાત્ર પરિવાર મંડળને ધર્માધર્મનું ભાનજ ન હતું. મૂળ મીયાં ગાંડા ને ભાંગ પીધી, તેના જેવો તેમનો ઘાટ હતો. એટલે તેમના તરફથી મીરાંના પીડનની શરૂઆત થઇ, મીરાંના મેડના ત્યાગમાં અને રાણાના ચિતોડના પ્રાણ ગુમાવ્યામા તેની પૂર્ણાહુતિ થઈ.

રાણા રત્નસિંહના સમયમાં મીરાંને ગજદ્વાર જેવી સાધુ–સંતોની ભીડ થતી હતી, તેવીજ ભીડ આજે પણ થતી હતીઃ આ સાધુ–સંતોનું આતિથ્ય મીરાં પૂર્ણ આદરથી કરતી. સંગ્રામસિંહ વા રત્નસિંહ જેવા ઉદાત્ત આત્માની નજરમાં આ ન આવે તે સર્વ રીતે સંભવે છે. પણ આતિથ્યનો આ જહાંગીરી ખર્ચ મીરાંની ઓરમાન સાસુ કરમેતીની નજરમાં ન આવે, એના નીચ અને હલકટ સ્વભાવને ન ખૂંચે, એ અસંભવિત છે. આને પરિણામે મીરાંના ઉપર અનેક આરોપ મૂકાયા, અનેક તર્કટો રચાયાં. ‘પડતા પર સૌ કોઇ પાટુ મારે’ એ કહેવત અનુસાર રાણાના નીચ ને હલકટ પરિવાર–મંડળે તેમાં ઉમેરણ કરવામાં કમીના ન રાખી. રાજમંડળમાં ભોજરાજનાં પત્ની તરીકે તેમનો માન મરતબો કંઇક વધારે, અને તે દરજ્જાનો ખર્ચ પણ તેમને ખુંચે. આવાં આવાં અનેકાનેક કારણે વિક્રમાદિત્યનાં પીડનો વધ્યા, નાગપ્રેષણ ને વિષપ્રયોગ જેવા મીરાંનું મૃત્યુ સાધવાના પ્રપંચ રચાયા. પહેલેજ પગલે રાણા વિક્રમાદિત્યે આ સાધુ–સંતોના આગમન ગજદ્વારે લાંછન રૂપ છે, એમ ગણી મીરાંબાઇને તેમના રાણીવાસથી દૂર કર્યાં તેમનો પરિવાર કમી કર્યો, અને તેમની રાજપત્નીમાં ન્યુનતા આણી. અંતિમ પગલે નાગપ્રેષણ ને વિષપ્રયોગ યોજાયા.

રાણા વિક્રમાદિત્યના પાપનો ઘડો પણ હવે ભરાતો હતોઃ તેના છલકાવાની, ફુટવાની આડે એ ભગવદ્‌ભક્તિલીન મીરાંબાઇનો તેજસ્વી પ્રતાપ આવતો હતો. આર્યમહિલા પોતાના શ્વસુર–પક્ષ તરફથી પડતાં દુઃખની વાત–વરાળ પણ પોતાના પીયરપક્ષ આગળ કાઢતી નથી, અને એમાંજ આર્ય લલનાની ઉદાત્તતા, કુલવત્તા લેખાય છે.

મહારાણા સંગ્રામસિંહ અને રાણા રત્નસિંહના અમલમાં મીરાં રાણીવાસમાં દુઃખના અનેક નાના-મોટા પ્રસંગમાંથી પસાર થયાં હશે, પણ તે સામાન્ય હોઇ મેડતીઆ રાઠોડોને કાને પણ ન પહોંચે, અને મીરાંની ઉદાત્ત પ્રકૃતિ તેવાની ગંધ પણ ત્યાં નજ જવા દે. પણ રાણા વિક્રમાદિત્યનાં આ પીડનો હદબહાર હતાં. જાહેર હતાં મીરાંને રાણીવાસથી દુર કરી એક અલગ સ્થાનમાં રાખ્યાં એ કંઇ નાનીસુની વાત ન હતી, મીરાંના અપમાનની અવધિ ન હતી. અને આવી વાત ઉડની ઉડતી મેડતીઆ રાઠોડોને કાને પહોંચે એમાં જરા પણ નવાઇ નથી. રાણા વિક્રમાદિત્યનાં આવાં પીડન-પરાક્રમો સાંભળતાં અને તેની સત્યતા જ્ઞાત થતાં મેડતીઆ રાઠોડોનો ક્રોધ પ્રજ્વલી ઉઠયો. આ તો તેમનાજ કુલને કલંકિત કર્યા જેવું તેમને લાગ્યું. આ પીડનોની જ્યારે હદ ન રહી, અને ઉપરનો દેખાડો માત્ર કરવાને રાણો વિક્રમાદિત્ય મીરાંને સીધે રસ્તે આવવા સમજાવવા લાગ્યો, ત્યારે મીરાંએ પણ એકજ નીચેના આશયનો ઉત્તર દીધો; અને તે એ, કે ' રાણાજી, મરજાદ-માઝા બહુ રાખી, બહુ પાળી: આપના એ રાણીવાસમાંથી મને દૂર કર્યાના અવિચારી કૃત્યે મને એ અંતઃપુરના બંધનથી મુક્ત કરી, અને એ મુક્તિનો લાભ પણ હવે લીધો. મીરાં બદફેલ થઇ ધારો, મીરાંએ કાળી કામળ ઓઢી ધારો, હવે તેને કંઇ નથી. ' મીરાં પણ હવે વિફર્યાં, અને સાધુ-સંતોની ઠઠ જમાવી પોતાના અલગ વાસમાં નિરંતરાય પ્રભુભક્તિ કરવા લાગ્યાં. આ રકઝક પણ કંઈ છાની ન રહે. ક્રોધાગ્નિથી બળતા મેડતીઆ રાઠોડ વિરમદેવે બંધુ-પુત્રી મીરાંને મેડતે બોલાવી લીધી. બન્ને કુળ વચ્ચે વેર જાગ્યાં. મીરાં ચિતોડને છેલ્લા પ્રણામ કરી મેડતા ગયાં. ચિતોડનાં પુણ્ય પરવારી ગયાં, તેને માથે કાળચક્ર ફરવા લાગ્યું.

મીરાંબાઇનો ચિતોડ-ત્યાગ ઇ. સ. ૧૫૩૨ ( વિ. સં. ૧૫૮૯ ) ના અરસામાં અમે માનીએ છીએ; કેમકે ઇ. સ. ૧૫૩૨ ના નવેંબરની તા. ૧૬ ( વિ. સં. ૧૫૮૯ ના માગશર વદ ૪ ) ને રોજ ગુજરાતનો સુલતાન બહાદુરશાહ ચિતોડ ઉપર ચઢી આવ્યો. મહારાણા વિક્રમાદિત્યની કુનીતિને લઇ આ સમયે કેટલાક રજપૂત સરદારોએ તેને સહાય કરી ન હતી, અને તેટલેથી ન અટકતાં શત્રુને કીલ્લાનો ભેદ બતાવવા શત્રુ પક્ષમાં જઇ ભળ્યા હતા, કિલ્લાનો ભેદ બતાવતા હતા. મીરાંનો ચિતોડ-ત્યાગ ઇ. સ. ૧૫૩૨ ના અરસામાં અમે સનિશ્ચય મુકીએ છે, કેમકે અત્યાર પહેલાં લડાએલી દરેક લડાઇમાં મેડતીઆ રાઠોડો ચિતોડના મહારાણાઓની પડખે લઢયા હતા, અને તેમ કરવામાં તેમણે કોઇ સમે પાછી પાની કરી નહોતી. મેડતીઆ રાઠોડો એટલે ચિતોડના મહારાણાના જમણા હાથ; યુદ્ધને આંગણ મરી જાણતા હોય તો તેજ. વિક્રમાદિત્યના મીરાં-પીડનના કારણે મેડતીઆ રાઠોડો કટ્ટા શત્રુ બન્યા હતા, અને તેજ કારણે આ યુદ્ધમાં તેઓ સામેલ ન હતા, વિક્રમાદિત્યના સહાયક-મંડળમાં ન હતા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા લખે છે, કે 'વિક્રમાદિત્ય ગાદીએ બેઠો ત્યારે તેની ઉંમર માત્ર ૨૦ વર્ષની હતી...આનો લાભ ગુજરાતના સુલતાન બહાદુરશાહે ઇ. સ ૧૫૩૨ ( વિ. સં. ૧૫૮૮ ) માં ચિતોડ પર ઘેરો ઘાલીને લીધો. ચિતોડના બચાવ અર્થે બુંદીથી હાડા, જોધપુરથી રાઠોડો, અને મેડતાથી મેડતીઆ શરવીરો આવ્યા હતા. ' પ્રથમ તો વિક્રમાદિત્ય ગાદીએ આવ્યા ત્યારે નહીં, પણ ગાદીએ

આવી ગાદી કર્યો બાદ મરણ પામ્યા ત્યારે તેમની ઉમર ૨૦ ની નહીં પણ ૧૯ ની હતી વળી ' દૂદા રત્નસિંહોતના ' તત્રસ્થ ઉ તેણે દૂદાના પુત્ર પરિવાર–મેડતીઆ રાઠોડો ધારવામા ગ ભાનુસુખરામ ભ્રમ કરે છે મેડતાના રાવ દૂદા અને આ રત્નસિંહના પુત્ર દૂદા–એ બે એક નથી, પણ જૂદા છે વળી આ સમયે રત્નસિંહના એ પુત્ર દૂદા હૈયાત ન હતા, રત્નસિંહને પુત્રજ ન હતો યુદ્ધની આવી પરિસ્થિતિ હોઇ રાણાને સુલતાન સાથે મહામૂત્રે પણ સંધિ કર્યા વગર છૂટકો ન હતો રાણા વિક્રમાદિત્યે સુલતાન બહાદુરને મહમુદનો રત્નજડાવ મુગટ, સોનાની કમરપેટી, ૧૦ હાથી, ૧૦૦ ઘોડા, અને થોડીક રકમ આપી સંધિ કરી પણ આવી સંધિ તે કેટલા દિન ટકે ? આ યુદ્ધમા રાણી કર્મેતીએ મોગલ સમ્રાટ હુમાયુની મદદ માગી હતી, પણ હુમાયુએ તેને તે જરા પણ આપી ન હતી [ બાદશાહ હુમાયુએ આ સમયે રાણી કર્મેતીની માગણી સ્વીકારી વિક્રમાદિત્યને મદદ કરી હતી, એમ જણાવી રાણી કર્મેતીએ બાદશાહ હુમાયુને તેની રખડતી સ્થિતિમા મદદ માગતાય મદદ ન કરી એમ ઉપકાર પર અપકારી થયાનો આરોપ રાણી કર્મેતી ઉપર ઇતિહાસના ઘણા પાઠ્ય પુસ્ત મા મૂકાયો છે આ પણ તદ્દન અસત્ય છે બાદશાહ હુમાયુએ રાણી કર્મેતીને મદદ કરીજ નથી તો રાણી કર્મેતી જેવી સ્વાર્થી ને નીચ રાણી ભલાઇથી હુમાયુને મદદ કેવી રીતે કરે ? ]

આ યુદ્ધને અંતે પણ રાણી કર્મેતી કે તેના પુત્રની નીતિ કે વર્તન ન સુધર્યુ બીજા પણ કેટલાક રજપૂત સરદારો સુલતાન બહાદૂરશાહને જઇ મળ્યા, ને તેને ચિતોડ લેવાની સલાહ આપી બાદશાહ હુમાયુની સાથે સુલતાન બહાદૂરશાહને શત્રુતા હતી સુલતાન બહાદૂરશાહને ચિતોડ જેવો કિલ્લો હસ્તક કરવાની ખાસ અગત્યતા હતી એટલે તે ચિતોડને સર કરવાને ફરીથી ચિતોડ ઉપર ધસ્યો બીજી બાજુ બાદશાહ હુમાયુએ બહાદુરશાહ સાથે લડવાને માટે ચિતોડ તરફ પ્રયાણ કર્યું રાણા વિક્રમાદિત્ય સુલતાન સાથે સહા ન તે સાવેત સંધિને પરિણામે ગાફેલ હતો સુલતાનના આવા ઓચિંતા ને અણચિંતવ્યા હ લાને માટે જરા પણ તૈયાર ન હતો લગભગ સઘળા સરદારો સુલતાન બહાદૂરશાહને મળી ગયા હતા અને બાકી રહ્યા તેમાથી લગભગ સઘળા તટસ્થ રહ્યા હતા સુલતાન બહાદૂરશાહ ચિતોડ ઉપર ચઢી આવે છે, એવી ખબર સાંભળતાની સાથ રાણી કર્મેતીના સાધા ગગડી ગયા પોતાના ને પોતાના પુત્રના કર્યા કર્મનુ ફળ ભોગવવાનો વખત આવ્યો અસહાય સ્થિતિમા વિમાસવુ પડયુ તોપણ મગતા અગાઉ માર્ઇ- ડહાપણ આવ્યુ અથવા તેની સ્વાર્થી પ્રકૃતિએ તેની પાસે ' નાણીઆ મુછ નીચી ' ને ન્યાયે તેનો આશરો ઉતાર્યો તુરત તણે નીચેના આશયનો એક પત્ર સર્વ સરદારોના પર લખ્યો — આજ વગી ચિતોડ રજપૂતોના હાથમા હતુ રહ્યુ પણ હવે તેમના હાથમાથી તે જવાનો વખત આવ્યો કે ચિતોડનો કિ નો હુ તમને સોપુ છુ નજરમા આવે તો રાખો વા ગુમાવો આપના સ્વામી અયોગ્ય છે, એમ એક વખત રવી ાીએ, તોપ ચિતોડનુ રાજ્ય વંશપરંપરાથી તમારૂ છે, અને તે શત્રુના હાથમા જશે તો તમારી અપકીર્તિ થશે આ પત્ર મળતાની સાથે રાણા ને

રાજમાતાના વર્તનથી કંટાળી ગયેલા ને નામી ગયેલા એ રજપૂત સરદારોનો સ્વદેશપ્રેમ જાગ્રત થયો, અને ચિતોડનું રક્ષણ કરવાને કેટલાક ચિતોડમાં પોતપોતાના સૈન્ય લઈ આવી ગયા ચિતોડના રક્ષણાર્થે આ પત્ર વાંચી આવેલા સરદારોમાંય મેડતીઆ રાઠોડનું નામ નથી, ' મરણીએ દૂદા ' એ કહેવત અનુસાર મેડતીઆ રાઠોડને યુદ્ધને આગણે તેડા-નોતરા ન હોય, તેઓ અણ બોલાવ્યા આવે છતા આ વખતે આવો પત્ર જવા છતા ત્યાંથી કોઈ ન આવ્યું એ ઉભય કુળ વચ્ચે જામેલી કટ્ટી શત્રુતા ને અણમનાવની પુરતી ખાત્રી આપે છે વળી કિલ્લામાં બે મહિના ચાલે તેટલો ખોરાક ન હતો શત્રુની સેના અધિક હતી. ને તેમાં પોર્ટુગીઝ સૈન્ય પણ હતું ટુંકામાં રાણા વિક્રમાદિત્યની અને સજ્જડ હાર થઇ ને હજારો રજપૂત વીરો યુદ્ધને આગણે માર્યા ગયા ચિતોડ સુલતાનના હાથમાં ગયું અને અનેક રજપૂત રમણીઓ સાથે રાણી કરમેતીએ ઝુહાર કરી પોતાના સતીત્વનું રક્ષણ કીધું બાદશાહ હુમાયું અને સુલતાન બહાદૂરશાહની માંહોમાંહ્યની પ્રપંચજાળમાં યુદ્ધ બાજીમાં બન્નેએ ચિતોડ ગુમાવ્યું, રાણા વિક્રમાદિત્યે તેને જરા પણ રક્તપાત કર્યા સિવાય તેને બેની મારામારીમાં પોતાને હસ્તક કર્યું પણ તેનું પુણ્ય હવ પરવાયું હતું, તે તેના હાથમાં રહે તેમ ન હતું હજુય આટ-આટની ઠોકરો ખાવા છતાંય રાણાનું વર્તન કે નીતિ સુધર્યા ન હતા એને પરિણામે ગયા યુદ્ધમાં તેમના સહાયક બનેલા સરદારો પણ તેનાથી કંટાળી અલગ થયા, પોતપોતાને સ્થાને જઇ રહ્યા ફરીથી ચિતોડને રાજદ્વાર રાણા વિક્રમાદિત્યના અસભ્ય પરિવારનું ચલણ થયું આ અરસામાં મહારાણા સગ્રામસિંહના ભાઇ પૃથ્વીરાજના એક અનૌરસ ( ખવાસ-દાસી પુત્ર ) વનવીરે રાણાના પ્રીતિપાત્રોમા પગપેસારો કરી ધોળે દહાડે રાણાનું ખૂન કર્યું, ચિતોડની ગાદી પોતાને હસ્તક કરી ચિતોડની ગાદી પર વનવીરે ઇ સ ૧૫૩૭ થી ઇ સ ૧૫૩૮ સુધી રાજ્ય કર્યું

મીરાંબાઈની બાલ્યાવસ્થામાં તેમની માતા ગુજરી ગયા હતા, અને તે રાવ દૂદાને ત્યાં વિરમદેવપુત્ર વીર જયમલની સાથે ઉછર્યા હતા ઇ. સ ૧૫૨૮ ના ખાનવાના યુદ્ધમાં સગ-બાબરના યુદ્ધમાં તેમના પિતા રત્નસિંહ માર્યા ગયા ઉપરાંત તે તેમના માબાપના એકની એક પુત્રી હતા તેમના કાકા વિરમદેવ તથા તેમના ભાઇ જયમલને ત્યાં તેમનો સારો સત્કાર થયો બીજી બાજુ રાણા વિક્રમાદિત્યનો પાપનો ઘડો ભરાયો-ફુટ્યો, તેણે રાજપાટ ગુમાવ્યું ને તે કમોતે મુઓ

મીરાંબાઇને માથે રાણા વિક્રમાદિત્યે સીતાની વીતાડી, એટલે તે તરતજ રાવ વિરમદેવના બોલાવ્યા ' સાઢવાળા સાઢ શણગારજો રે જાવું સો સો રે કોશ, રાણાજીના રાજ્યમાં મારે જળ રે પીવાનો દોષ ' -એ પ્રતિજ્ઞાપૂર્વક ' ડાબો છોડયો મેવાડ રે, મીરા ગઇ પશ્ચિમ માલ "-એ મુજબ જોધપુરથી અજમેર જવાના રસ્તા ઉપર જોધપુરથી ૩૫ મૈલ દૂર એટલે અજમેરથી પશ્ચિમે અને ચિતોડથી ઉત્તર-પશ્ચિમે ડાબી બાજુએ

મેવાડ મૂકી પશ્ચિમમાં પોતાને પીયર મેડતા ગયાં. રાવ વિરમદેવે તેમનો યથાઘટિત આદરસત્કાર કર્યો, મીરાં તેમને ત્યાં રહ્યાં. મેડતા-મેવાડના સંબંધમાં આ પ્રસંગ ખાસ અગત્યનો હતો. તેમનો સંબંધ તૂટયો, તેને સ્થાને ઉપર પણ બતાવી તેમ શત્રુતા જન્મી. સંસારને આંગણે પણ આવા પ્રસંગ ઉદ્‌ભવ થતા સામાન્ય જનોમાં વેરભાવ જન્મે છે, તો આ રજોધર્મી રાજકુલોમાં તેની અસર કેટલી થાય ? આવાં વેર પેઢીઉતાર ચાલ્યાં જાય છે. કહે છે કે–' હીરાગળ ફાટયું હોય તો ત્રાકે લઈ તૂણાવીએ. પણ કાળજ ફાટયાં હોય તો સાંધો હોય ન સાંધતાં, ' તેમ આ શત્રુતા કંઇ જાણી અજાણી જાય તેમ ન હતી. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા લખે છે. ' ઇ. સ ૧૫૩૨ માં જોધપુરનો રાવ માલદેવ ગાદીએ આવ્યો તે પછી તેજ બન્ને ( માલદેવ–વિરમદેવ ) લડયા, તેમાં વિરમજી હાર્યા અને તેમને મેડતેથી જવું પડયું. તે અજમેર ગયો પણ ત્યાંથી પણ તેને નાસવું પડયું. તે આમેર, મંડુ વગેરે સ્થળે ભટકયો ને આખરે દિલ્હી ગયો. આખરે તેણે બાદશાહ હુમાયુની મદદથી મેડતા પાછું મેળવ્યું. " તેમના કથનને સપ્રમાણ માનીએ તો મેડતા–સાથે જાગેલી શત્રુતાની એ માફી પૂરે છે, કેમકે રાણાની મદદ લેવાને બદલે રાવ વિરમદેવ ઉપર્યુકત સર્વ આદરે, એ યોગ્ય છે. પણ અમારા મંતવ્યે રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાનું એ કથન ખોટું લાગે છે, તેની સપ્રમાણતા અમને ઉપલબ્ધ નથી. રાવ માલદેવ ઇ સ. ૧૫૩૨ માં જોધપુરની ગાદીએ આવ્યા. સુલતાન બહાદુરશાહ ને બાદશાહ હુમાયુનો યુદ્ધ–સમય ઇ. સ. ૧૫૩૩–૧૫૩૫ નો છે. તે પહેલાં બાદશાહ હુમાયુ પોતાના ભાઇ કામરાન સાથે પંજાબની ખટપટે રોકાયલા હતા, અને તે પછી તે શેરશાહ સાથે યુદ્ધમાં પડયા, ને ઇ. સ. ૧૫૪૧ માં ઇરાનને માર્ગે પળ્યા. મારવાડ મેવાડનાં તે યુદ્ધો, તેના હેતુને કારણ–આદિ તે સમયની પરિસ્થિતિ તપાસતાં રાવ માલદેવ એ ઘટનામા મેડતા ઉપર ઉતરી આવે, અગર બાદશાહ હુમાયુ પોતાના અવકાશ હીન સમયનો મેડતાના રાવ વિરમદેવને મદદ કરવામાં ભોગ આપે, એ અમને શકય નથી લાગતું, અસંભવિત લાગે છે. રાવ વિરમદેવ આમ અજમેર, આમેર, મંડુ આદિ સ્થળે આથડયા, ત્યારે મીરાં કયાં વસતાં હતાં ? મીરાં ભગવદ્‌ભકત હતાં, તો તેમનુ ઓજસ કયાં ગયું ? ' ઘરની બળી વનમાં ગઇ તો વનમાં લાગી લ્હાય ' શું એવી સ્થિતિ મીરાંબાઇની થઇ ? શુ મેડતાને પાદર પણ મીરાંના પગલાં અપશુકનીઆં નિવડયાં ? આ સર્વથી વિરૂદ્ધ મીરાંબાઇ મેડતા આવ્યાં તો તેમના ઓજસના ઉજાસ ઢાંકયા ન રહ્યા. રાવ વિરમદેવ તથા વીર જયમલ ઉભય રાવ દૂદાના આશ્રયે ઉછરેલા હતા, રાવ દૂદાની અસર તેમના પર થઇ હતી, ઉભય ભગવદ્‌ભકત હતા, પરમ વૈષ્ણવ હતા. ટુંકામાં મીરાંને અત્રે જરા પણ દુઃખ ન હતુ. એથી વિરૂદ્ધ મીરાંની ભકિત વા તેમની આતિથ્ય–ભાવનાની આડે જરા પણ અંતરાય કે આડીખીલી ન થાય, તેની ઉભય રાઠોડ પૂર્ણ કાળજી રાખતા હતા. દુઃખીઆરી મીરાંને જરા પણ ઓછું આવે–એવું સ્વપ્ને પણ આચરવાથી દુર રહેતા હતા. સમયબળે રાવ વિરમદેવ ઇ સ ૧૫૪૪ માં પૂર્ણ શાંતિમાં આ લોક છોડી પરલોકવાસી થયા અને મેડતાની ગાદી વીર જયમલના

હાથમાં આવી. હવે મીરાંને જાતેજ મેડતા છોડી અન્યત્ર જવાનો આ સમયે વિચાર થાય, તોય લોકાપવાદ ભયે, વા અંતરના ઉંડા પ્રેમના બળે રાવ વિરમદેવ કે વીર જયમલ તેમની અત્યારની ૩૫-૪૦ વર્ષની ઉમરે જવા દે તેમ ન હતું. વળી તે સમયની રાજકીય પરિસ્થિતિ અતિ વિચિત્ર હતી. સ્ત્રીજનને અનેક ભય, અને તેમાં આ રાજવંશી હોઇ તેમને વધારે ભય. ટુંકામાં રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાનું કથન ખોટું છે, અને સપ્રમાણ હોય તો તેમનું તત્સંબંધેનું પ્રમાણ અસંભવિત છે. રાવ વિરમદેવે મેડતા ગુમાવ્યું ન હતું, તેમ બાદશાહ હુમાયુની મદદથી તેમને તે પાછું મેળવવું પડયું ન હતું. મીરાંબાઇ કાકાને આશ્રયે આ સર્વ સમય મેડતામાં જ હતાં, અને હવે તો ભાઇનાં રાજ થયાં. વીર જયમલ પોતાની બાલસખી બહેનને શી ઉણપ આવવા દે; વળી ભાઇબહેન ઉભય ભગવદ્‌ભક્ત, એકજ દેવનાં અનુરાગી; બાકી હવે શું રહે ? મીરાં વીર જયમલના રાજ્યમાં પોતાના દિન ઇશ્વરભક્તિમાં ને સંતસાધુની સેવામાં વ્યતીત કરવા લાગ્યાં.

હવે ફરીથી ચિતોડ તરફ વળીએ. ચિતોડમાં ખવાસપુત્ર વનવીર રાજ્ય કરતો હતો, તેના હાથમાંથી ઈ. સ. ૧૫૩૮ માં વિક્રમાદિત્યના નાના ભાઇ રાણા ઉદયસિંહે કેટલાક રજપૂત સરદારોની મદદથી ચિતોડની ગાદી પોતાને હસ્તક લીધી. યાદ રાખવા જેવું અત્ર એ છે કે આ સરદારોમાં પણ મેડતીઆ રાઠોડો નહોતા. મીરાં પીડનથી ચિતોડના અને ચિતોડધિપતિ ને તેની દુષ્ટ માતાના શા હાલહવાલ થયા, નીચ ને હલકટ ખિદમતદારના સલાહકારક-મંડળથી દોરાતાં કેટકેટલાં સંકટોમાંથી જીવન વિતાવી રાણા વિક્રમાદિત્યને અંતે કેવા કમોતે મરવું પડયું,—આ સર્વ રાણા વિક્રમાદિત્યના નાના ભાઈ ઉદયસિંહની નજર બહાર હોય એમ સંભવતુ નથી. કર્મચંડાળ કરમેતી અત્યારે હૈયાત ન હતી, એટલે અનુભવથી ઘડાઇ રાણા ઉદયસિંહે ગાદીએ આવતાંની વાર તે નીચ મંડળને દૂર કર્યું, ને તેને સ્થાને અમલના રાજનીતિજ્ઞ, અનુભવવૃદ્ધ ને જ્ઞાનવૃદ્ધ મંડળનું ચલણ થયું. રાણા ઉદયસિંહને આમ કર્યા વગર છૂટકો ન હતો, તેથી સ્વાર્થે પણ તેણે આ રાજનીતિ સ્વીકારી. ચિતોડથી છૂટા પડેલા સરદારોને તેમણે એક પછી એક મનાવી ચિતોડને આશ્રયે આણ્યા. રાણા ઉદયસિંહ સામાન્ય રાજા હતો. બાદશાહ અકબરે ચિતોડ પર ઘેરો ઘાલ્યો, ત્યારે તેની ઉંમર ૪૬ વર્ષની હતી, છતાં ત્યાંથી નાસી જઇ પોતાની કાયરતા તેણે ઇતિહાસને આંગણુ પ્રસિદ્ધ કરી. હાજીખાં પઠાણને તેના સંકટ-સમયમાં તેણે મદદ કરી, તેના બદલામાં હાજીખાંની રંગરાય નામે એક રખાત સ્ત્રીને માગી તેણે પોતાની લંપટતા પૂરવાર કરી, અને અંત સમયે પોતાની પ્રેમપાત્રી મહારાણી ભટિયાણીના પુત્ર જગમાલને અનધિકારી હોવા છતાં પોતાનો ઉત્તરાધિકારી બનાવવાનો પ્રપંચ કરી પોતાની વિવેકશૂન્યતા દર્શાવી. આ રીતે જોતાં રાણા ઉદયસિંહ સારા રાજા ન કહેવાય. પણ તેમને ચિતોડની ગાદી ભોગવવાનો સ્વાર્થ હતો, અને એ સ્વાર્થની સાધનામા અને ચિતોડની સમૃદ્ધિ વધારવામાં તેમને એ સરદારોને મનાવ્યા સિવાય છુટકો ન હતો. સમયની પરિસ્થિતિ એવી હતી કે એ સરદારોના ટેકા સિવાય, અને એ ગાઢા સલાહકારક-મંડળની સલાહ

સિવાય ચિત્તોડની ગાદી તેમના હાથમા ઘડીભર ટકી શકે તેમ ન હતુ આ સ્વાર્થની સાધનામા રાણા ઉદયસિહની રાજનીતિ રાણા વિક્રમાદિત્યથી ઉંચી-સારી હોય એમા નવાઈ નથી રાણા વિક્રમાદિત્યની માફક તે આ સલાહકાર-મડળની સલાહ અવગણી શકે તેમ ન હતો, વા આ ફરીથી ચિત્તોડના સ્તભરૂપ બનેલા સરદારોને ત્યાગી શકે તેમ ન હતો તેના ખાનગી જીવનનુ ધ્યેય જે મોજશોખ હતુ, તેની આડે જ્યા સુધી કોઇ ન આવે, ત્યા લગી તે રાજપાટમા માથુ મારે તેવો ન હતો ટુકમા તેની રાજનીતિ સારી હતી અને એનેજ પરિણામે ચિત્તોડથી અલગ થયેલા એ સરદારો અને એ સલાહ રો ફરીથી ચિત્તોડને આશ્રયે આવી રહ્યા હતા 'ભગવદ્‌ભક્તને પીડન કરવાથી રાણા વિક્રમાદિત્યનો નાશ થયો'-એ સત્ય સમજનાર વા તેમને સમજાવનાર, અને 'ભગવદ્‌ભક્તને સતોષવાથી સુખી થવાય ઉન્નતિ થાય'-એવુ ભાન થવાથી વા કરાવાથી રાણા ઉદયસિહે પોતાની મેળે વા સલાહકાર-મડળની સલાહે મીરાબાઇને મનાવવાના પ્રયત્ન ચાલુ કર્યા. મેડતીઆ રાઠોડો મહારાણા વિક્રમાદિત્યના કટ્ટા શત્રુ થયા હતા, છતા દેશદ્રોહી બની શત્રુ પક્ષમા ન ભળતા તટસ્થ રહ્યા હતા અને શૌર્ય, વીરતા ને વફાદારીને માટે સુવિખ્યાત હતા 'આવા રાઠોડોની સહાય પણ ચિત્તોડના રાજ્યને ખાસ આવશ્યક', એમ માનીને તેણે મીરાને મનવવાના આ પ્રયત્ન શરૂ કીધા હોય! મેડતા મેવાડ વચ્ચેની મીરાના કારણે જામેલી શત્રુતા એવી દઢ હતી, કે તે ઉભય કુળની વચ્ચેની બે-ચાર પેઢી સુધી સબધ થવો મુશ્કેલ હતો આ સમયે મીરા મરણ પામ્યા હતા એમ કલ્પીએ, તો મીરાના બાલસખા ને તેમના કાકાના જ પુત્ર રાવ જયમલ ચિતોડ સાથેની એ સ્ત્રી શત્રુતાને ઘડીમા ત્યાગી દઇ ચિતોડના રાવ ઉદયસિહને મદદ કરવા જાય, ને ત્યા પ્રાણ પાથરે એ અસભવિત છે, અશક્ય છે મીરાના બાલસખા હોઇ રાવ જયમલ આવુ કૃત્ય કરે જ નહી, તેમની પછી કોઈ તેમના કુળમા તેમ કરે તો જૂદી વાત છતા એવો પ્રસગ બન્યો છે રાણા ઉદયસિહને રાવ જયમલે મદદ કીધી છે, તેમને માટે ચિત્તોડને રણુ આગણ પોતાના પ્રાણ પણ પાથર્યા છે 'મીરા આ સમયે જીવતા હતા' -એજ અમારી માન્યતા અમને સત્ય ને સપ્રમાણ લાગે છે માયામા મનડુ ન કાય' એવા વિરક્ત પણ દેખી મીરાએ 'મેડતા-મેવાડની શત્રુતા રાજસ્થાનની નાશક છે', એમ સમજી તથા રાણા ઉદયસિહની સ્વાર્થે પણ યોજાતી રાજનીતિથી તેને આશ્રયે અનેક સરદારોને આવતા નિહાળી એજ ઉદયસિહના પ્રયત્ને કઇક દીલ મૂકી, રાણાએ મનવ્યા મનાયા હોય તેમ જણાયા 'મેડતા-મેવાડ' વચ્ચેનો અતરા સબધ પોતાને કારણે તૂટ્યો હતો, અને તે દોષ કોઇ મૂકે નહીં તોય મીરાના કારણે જ હતો તે દોષનુ નિમિત્ત માત્ર પોતે ન રહે એવી ઇચ્છાએ, તેમજ મેડતા-મેવાડના સબધે ઉભયની ઉન્નતિ થાય એવી શુભ વાચ્છનાએ પણ મીરાએ આમ થવા દીધુ રાણા ઉદયસિહે મનવ્યા તે મનાયા દેખાયા મીરાને મન આવુ કઇ હતુ નહી, પણ લોકદષ્ટિએ તે મનાતા જણાયા 'રાણાજીના રાજ્યમા મારે જળ રે પીવાનો દોષ' એ પ્રતિજ્ઞાએ તેમણે મેવાડને આગણે પગ તો ફરીથી ન જ મૂક્યો, પણ તે

સાથે તેમની ઉદાત્ત પ્રકૃતિએ, તેમના રાજબીજ સ્વભાવે, અન્યને તેમ કરતાં અંતરાય પણ ન કરવા દીધો. મેડતા-મેવાડની વચ્ચે સંબંધ થયો, અને તેનાં પરિણામ શુભ આવ્યાં. કેટલાંક જનને હજુ અમારા આ સવિસ્તર વિવેચનની અસંભવિતતા લાગે, તો તેવા જનને અમારે એકજ કહેવાનું, કે ' મીરાં ભણ્યાં પણ ગણ્યાં ન હતાં '—એમ કહેવું યથાર્થ છે. નરસિંહની જેમ મીરાં વ્યવહારી પણ હતાં. અને વિરાગી હતાંઃ અને એમાં જ તેમની ઉદાત્તતા છે. સંસારને આંગણે રહી તે સંસાર–સંબંધમાં ઘુમતાં તેનાથી મુક્ત રહી શકતાં, જાતે રગાયા વિના દુનિયાના રગ જોઈ શકતાં હતાં. મીરાંના ચારિત્રની ઉદાત્તતાની કિંમત આપણે આમ આંકવી ઘટે છે અને તે ન આંકીએ તો મીરાંનું પાત્રાલેખન અમારા મંતવ્યે અમને અપૂર્ણ અને અજ્ઞાનભર લાગે છે.

ઈ. સ. ૧૫૫૭ ના જાનેવારી તા. ૨૪ ( વિ. સં. ૧૬૧૩ ના ફાગણ વદ ૯ ) ને રોજ અજમેર જીલ્લે મેવાતમાં રાજ્ય કરતા ગુલામ હાજીખાંનને બાદશાહ અકબર વિરૂદ્ધ રાણા ઉદયસિંહે મદદ કીધીઃ આ વખતે રાણાના સહાયકોમાં મેડતીઆ રાવ વિરમદેવ કે વીર જયમલ ન હતા. એટલે મેડતા–મેવાડ વચ્ચે બનાવ થયાની ઘટના ઈ. સ. ૧૫૫૭ ના અરસામાં થવી જોઇએ. ઈ. સ. ૧૫૫૪ ( વિ. સં. ૧૬૧૦ ) માં જોધપુરના રાવ માલદેવે મેડતા ઉપર ચઢાઇ કરી. આ વખતે રાવ જયમલજી ભગવત–સેવામાં લીન હતા તે પ્રસંગે શ્રીચતુર્ભુજજીએ રાવ જયમલનું રૂપ ધારણ કરી, નીલ અશ્વ પર આરૂઢ થઇ પરસૈન્યનો પરાજ્ય કર્યો. કહે છે કે આ વખતે તે ઉપાસ્ય મૂર્તિનું એક કુંડળ પાછળથી રણક્ષેત્ર ઉપર ઉપલબ્ધ થયુ. કુંડળપ્રાપ્તિનું એ સ્થાન અત્યારે પણ ' કુંડળ ' નામથી પ્રસિદ્ધ છે. મીરાંબાઇ મેડતામાં હતાં અને આ ઓચિંતી આફતને દૂર કરનાર રાવ જયમલ ભગવલ્લક્તિમાં લીન હતા. ભાઇની એ ભગવદ્ભક્તિમાં જરાય પણ અંતરાય ન થાય, તેટલા માટે તેવી ઇચ્છાએ ભક્તાધીન ભગવાન શ્રીચતુર્ભુજને મીરાંએ પોતાના ભાઇની આફ્ત ટાળવા યાચના કરી હોય ને શ્રીચતુર્ભુજ નિરૂપિત સ્વરૂપે ત્યાં આવી લડી ગયા હોય એ સંભવિત છે. રાવ જયમલની ભક્તિ મીરાની જેમ એટલી બધી ઉચ્ચ સ્થાને નહોતી પહોંચી કે જેના બળે ભક્તાધીન ભગવાન આમ નીચે ઉતરી આવી લડી જાય. એ તો મીરાંબાઇનો પ્રતાપ, મીરાંનો જ ચમત્કાર. એવાજ કોઇ અન્ય પ્રસગે મીરાંએ રાવ જયમલની પામર જનને ઉચિત કંઇક મુંઝવણને નિહાળી તેમને આશીર્વાદ આપ્યા કે 'બહુ તેરા વધે પરિવારા નહીં હોય કજીઆમાં હારા. ' વળી 'જાનરા ઉદા ને મરણને દુદા ' એ મારવાડી કહેવતનું અસ્તિત્વ પણ મીરાંના એ પ્રતાપને અંગે છે. ટુંકામાં આ સમયે મીરાં મેડતામાં હતાં એ એક વાત અને બીજી વાત એ કે મહારાણા ઉદયસિંહ અને જયમલ વચ્ચે આ વખતે અણબનાવ હોવો જોઇએ. ઉદયસિંહ અને જોધપુરના રાવ માલદેવની વચ્ચે ઈ. સ. ૧૫૪૩ ( વિ. સં. ૧૬૦૦ ) થી માંડી ઝાલા અજ્જાના પુત્ર જૈતસિંહની કન્યાને અંગે ક્યારનીય હોળી સળગી હતી. મેડતા મેવાડ વચ્ચે આ પ્રસગે સંબંધ હોવાનું કલ્પીએ તો રાણો ઉદયસિંહ પોતાના કટ્ટા શત્રુ રાવ માલદેવને હરાવવા અનેક બહાને અત્ર ઉતરી આવે, અને તેને હરાવે. વળી સંબંધ થયો હોય તો એ તાજા સંબંધને ખાતર પણ તેમ

સહાયક બનવામાં તે પાછી પાની ન કરે ટુંકામાં ઇ સ ૧૫૫૪ માં મેડતા મેવાડ વચ્ચે બનાવાનો હતો, એ બનાવ ઇ. સ. ૧૫૫૪ થી ઇ. સ. ૧૫૫૭ નાં અરસામાં થયો હોવો જોઇએ અમારૂં મંતવ્ય એમ છે કે ઇ. સ. ૧૫૫૬ ના માર્ચની તા ૧૬ (વિ સ ૧૬૧૬ ના ચૈત્ર સુદ ૭ ને શુક્રવાર) ને રોજ રાણાના પાટવી કુમાર પ્રતાપસિંહને ત્યાં અમરસિંહનો જન્મ થયો, ત્યારે અગર તે અરસામાં મીરાંબાઇએ એ બાળકને માટે રીતિ-રિવાજને અનુસરી ઝભલાં-ટોપી મોકલી રાણા ઉપરની પોતાની પ્રસન્નતા દર્શાવી હોય, અને ત્યારથી મેડતા-મેવાડનો સંબંધ ચાલુ થયો હોય. મીરાંબાઇ મેવાડને પાદર તો પગ મૂકે તેમ તો હતું જ નહીં, એટલે તે આવા પ્રસંગે પોતાની પ્રસન્નતાનો દેખાડો ન કરે, તો ક્યારે કેવી રીતે કરે. અમને આ અસંભવિત લાગે છે. ટુંકામાં મેડતા-મેવાડનો તટેલો સંબંધ ઇ. સ. ૧૫૫૬-૧૫૫૭ માં ફરીથી ચાલુ થયો.

મીરાંબાઇનો જન્મ આપણે ઇ. સ. ૧૫૦૩-૧૫૦૫ માં મૂકયો છે, એટલે આ વખતે તેમની ઉમ્મર લગભગ ૫૩-૫૫ વર્ષની થઇ કાયા-માયાનો હવે ભય ન રહ્યો, ઉપાધિ ન રહી. મેડતા-મેવાડના અણબનાવના આરોપ દૂર થયા. ઉમ્મર પણ એવી થઇ કે યાત્રાની વૃત્તિ જાગે. આવી યાત્રાને નિમિત્તે મીરાંબાઇનું ગોકુળ તરફ પ્રયાણ થયું. ત્યાં તેમને અનેક ગુરૂ મળ્યા, તેમનાં જ્ઞાનચક્ષુ વધારે જ્યોતિષ્મતાં થયાં. આ તેમનું ગોકુળ પ્રયાણ મેડતા ત્યાગ-ઇ. સ. ૧૫૫૭ થી ઇ. સ. ૧૫૬૨ ના અરસામાં થયું, કેમકે ઇ. સ. ૧૫૬૨ [ વિ. સં. ૧૬૧૯ ] માં બાદશાહ અકબરે મીર્ઝા સફુદીનને મેડતા લેવા મોકલ્યો. મીર્ઝાએ કિલ્લાને ઘેરો ઘાલ્યો, સુરંગ નાંખવી શરૂ કીધી. એ સુરંગને પરિણામે કીલ્લાનો એક બુરજ ઉડી ગયો, ને શાહી સેના કિલ્લામાં દાખલ થઈ. રાઠોડ જયમલને કિલ્લો પરાધીન કરવો પડયો મેડતા જવાથી રાઠોડ જયમલ સપરિવાર રાણા ઉદયસિંહની સેવામાં હાજર થયા. જો મીરાંબાઇ આ વખતે રાવ જયમલની સાથે હોય, તો આવે વખતે 'રાણાજીના રાજ્યમાં મારે જળ રે પીવાનો દોષ'– એ પ્રતિજ્ઞાને વિસારે પાડી ચિતોડ જાય નહીં, તેમ મીરાબાઇને યાત્રાએ મોકલી રાવ જયમલ રાણાની સેવામાં હાજર થાય પણ નહીં. વળી આ તો દુઃખના પ્રસંગ, મીરાં રાવ જયમલને તેની આફત વખતે અળગો ન કરે, રાવ જયમલ તેને જવા દે પણ નહીં. રાવ જયમલ રાણાની સેવામાં હાજર થાય-એવી પરિસ્થિતિ સંબંધ થયા પછી કેટલેક કાળે પ્રકટે, અને તે પણ મીરાં ન હોય ત્યારે થાય મીરાં સાથે હોય તો રાવ જયમલ રાણાની સેવામાં હાજર થવાને સ્થાને પોતાની વહાલી ને ભગવદ્ભક્ત મીરાંની પ્રતિજ્ઞાને ખાતર અન્ય કોઈ સ્થળે જાય, આથડે, પણ ચિતોડ તો ન જાય. ત્યારે પ્રશ્ન એ થાય કે મીરાં આ વખતે કયા હતા? દંતકથાને આધારે એ પ્રશ્નનો ઉત્તર એકજ હોઇ શકે, અને તે એ કે તે ગોકુળમાં હતાં.

ઇ. સ. ૧૫૫૬માં બાદશાહ અકબર દીલ્હીની ગાદી પર આવ્યા. એમ કહેવાય છે કે બાદશાહ અકબરના પોતાના પ્રખ્યાત ગવૈયા તાનસેનને સાથે રાખી વેશ-પરિવર્તન કરી મીરાંની પાસે મીરાંની પરીક્ષા કરવા ગયા હતા. ત્યાં બાદશાહે મીરાં સાથે 'જ્ઞાન

વિષયક અને તાનસેને સંગીત વિષયક ચર્ચા કરી. બીજી પણ અનેક ચર્ચા ત્યાં થઈ, અને તે સર્વમાં મીરાંના ઉત્તરથી ઉભય અતિવ પ્રસન્ન થયા, અને એ શ્રીકૃષ્ણકૃપાનું પાત્ર છે એમ બાદશાહને મન નિશ્ચિત થયું. કેટલાક એમ પણ કહે છે કે બાદશાહે આ પ્રસંગે મીરાંને ગિરિધર સ્વરૂપે પણ દીઠી. આ પ્રસંગે બાદશાહે મીરાંબાઈ ઉપર પ્રસન્ન થઈ એક મહામુલ્ય રત્નમાળ આપી. 'ભક્તોને એવા મુલ્યવાન પદાર્થો ન જોઈએ' એમ જણાવી મીરાંએ પ્રશ્ન કર્યો કે સન્યાસીની પાસે તે વળી રત્નહાર કયાંથી સંભવે ! અકબરે જણાવ્યું કે યમુનાસ્નાન કરી ધ્યાન ધરતાં તેને તે પ્રાપ્ત થઇ, અને ઇશ્વરના પરમ ભકતને તે યોગ્ય છે એમ માની તેને તે ભેટ કરી. મીરાંએ તે સ્વીકારી. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી આ ઘટનાને અસત્ય માને છે, અમે સત્ય માનીએ છે. બાદશાહ અકબરને આવો શોખ પણ હતો, તેમજ મહાત્માઓનાં ચરિત્રો જોવાના કુતૂહલી પણ હતા, એ તેમના ઇતિહાસ પરથી સુવ્યક્ત છે. એ તેમનો સહજ ગુણ હતો. આ ઘટનાની સત્યતા સ્વીકારીએ તો મીરા રાજવાસમાં નહીં, પણ અત્યારે વનવાસમાં-ગોકુળમાં હતાં, એમ સ્વીકારવું ઘટે છે. વળી બાદશાહ અકબરના રાજ્યની પરિસ્થિતિ જોતાં, અને તેમની આવી મનોવૃત્તિને સંતોષવાની તેમને પ્રથમ ને યોગ્ય તક ક્યારે મળે તેનો વિચાર કરતાં સહેજે સમજાય તેમ છે, કે એ સમય તેમને ગાદીએ આવ્યા પછી ત્રણ ચાર વર્ષે મળે. ટુંકામાં મીરાંબાઇ ઇ. સ. ૧૫૬૦ ના અરસામાં પણ ગોકુળમાં હતાં. અત્રે તેમણે ગુરૂપ્રસાદે શાસ્ત્રીય રીતે તત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું, અને તેને બળે તેમણે બાદશાહ અકબર તથા તાનસેનને મહાત કર્યા. આ જ્ઞાન પ્રાપ્તિનો સમય સહેજે ત્રણ—ચાર વર્ષનો આંકી શકાય ઇ. સ. ૧૫૫૭માં મીરાંએ મેડતાનો ત્યાગ કર્યો, એમ આ સર્વ વિવેચનને અંતે સમજાય તેમ છે.

હવે ઇ. સ. ૧૫૬૭ના ઓગષ્ટ તા. ૩૧ ( વિ. સ. ૧૭૨૩ના આસો વદ ૧૨ ) ને રોજ અકબરને જયમલ વચ્ચે થયેલ ચિતોડના પ્રખ્યાત યુદ્ધમાં બાદશાહની ગોળીને પરિણામે રાવ જયમલના પ્રાણ ગયા. હવે ઇ. સ. ૧૫૬૭ પહેલાં જો મીરાંબાઈ વૃંદાવનથી દ્વારિકાં ગયા કલ્પીએ, તો તે રાવ જયમલને મળ્યા વગર જાય નહી, અગર રાવ જયમલ તેમને મળ્યા વગર જવાદે નહીં. વળી રાવ જયમલ આ વખતે રાણા ઉદયસિંહની પાસે રહેતા હતા, ચિતોડના અચળ સ્તંભ તરીકે સુપ્રસિદ્ધ ગણાતા હતા—નીવડયા હતા. મીરાને ખાતર નહીં, પણ એવા સુભટની પ્રસન્નતા ખાતર પણ રાણા ઉદયસિંહ એ સુવિખ્યાત ભગવદ્‌ભક્ત મીરાને સન્માન્યા વગર રહે નહી. આવુ આવું સન્માન કર્યાનો વા થયાનો ઉલ્લેખ ક્યાય નથી—નથી ચિતોડને રાજ—આંગણે, નથી મીરાંના કાવ્ય સંગીતે-અમારૂં માનવુ એમ થાય છે કે ઇ. સ. ૧૫૬૭ સુધી તે ગોકુળમાં રહ્યાં ને કાશી વગેરે સ્થળોની યાત્રા પણ કીધી, અને ત્યાંજ તેમણે બધુ જયમલના વિરોચિત મરણના સમાચાર સાંભળ્યા. મીરાને સંસારમાં કંઇ પણ બંધન હતાં તે ગયાં-અને ભત્રીજાઓથી શું ? ચિતોડ ને મેડતાની વાટો હવે શુન્યવત થઇ. ઇ. સ. ૧૫૬૭-૬૮માં અંતિમ ધ્યેય સિદ્ધ કરવાને મીરાબાઇ ગોકુળ ત્યાગી દ્વારિકા ગયા. પાછાં ફરતાં તેમને

કોઈ મળ્યું નથી, કે કોઇ તેમને મળવા ગયુ નથી રાવ જયમલ જતા રાણાનો સ્વાર્થ તૂટયો, અને રાવ જયમલ જતા અન્યની આંખમા શરમ ન રહી. ટૂંકામા ઇ સ. ૧૫૬૭–૬૮ મા મીરાએ દ્વારિકામા વાસ કીધો, ગુજરાતમા આવી ગુજરાતણના ગૌરવને પ્રાપ્ત થયા

મહારાણા ઉદયસિંહનું મૃત્યુ ઇ સ ૧૫૭૨ ના ફેબ્રુઆરીની તા. ૮ ( વિ. સ. ૧૬૨૮ ના ફાગણ સુદ ૧૫ ) ને રોજ થયુ એમ કહેવાય છે કે રાણા ઉદયસિંહ રાવ સુરજનને સાથે લઇ દ્વારિકા યાત્રા કરવા ગયા હતા આ સ્વાર્થી રાણાને વળી યાત્રા કેવી? મહારાણાના હાથમાથી ઇ સ. ૧૫૬૭ મા ચિતોડ ગયુ હતુ ને ઉદયપુર હજુ બરાબર વસ્યુ ન હતુ, તેથી રાણાને કુંભલગઢમા વસવુ પડતું હતુ રાજધાની ચિતોડ ચાલી ગઇ, એ રાણાના ચિત્તમા ચચણતુ હતુ, અને તે બાદશાહ અકબરના જેવા વીર નરના હાથમાથી મેળવવુ મુશ્કેલ ઉપરાત રાણા ઉપર બાદશાહની દાઢ હતી. મીરાબાઇની ખ્યાતિ પણ અત્યાર લગીમા બેહદ વધી ગઈ હતી, તેમના દિવ્ય ચમત્કાર જગતને સુજ્ઞાત થયા હતા. એ ખ્યાતિથી લોભાઇ એ સ્વાર્થી રાણો દ્વારિકાના નિમિત્તે મીરાને મળી તેનીકૃપા–પ્રસાદી મેળવવા પ્રેરાય તે દ્વારિકા જાય, એ સર્વ રીતે સભવે છે રાણાની આ સમયની સર્વ પરિસ્થિતિનો વિચાર કરતા રાણાનું આ યાત્રા ગમન ઇ સ ૧૫૬૯ ના માર્ચની તા. ૨૧ ( વિ સ ૧૬૨૬ ના ચૈત્ર સુદ ૪ ) પહેલા બનવુ જોઇએ, કેમકે એ તારીખે રાવ સુરજન રાણા ઉદયસિંહને છોડી બાદશાહ અકબરના પક્ષમા ભળી ગયો રાણાની દ્વારિકા—યાત્રા ઇ સ. ૧૫૬૯ ની શરૂઆતમા વા ઇ સ ૧૫૬૮ ના અંતમા થઇ ત્યા ગયા તો મીરાબાઇને ન દીઠા. રાણાના સર્વ મનોરથ તૂટી પડયા, યાત્રા કરી તે પાછો ફર્યો રાવ સુરજને રાણાની આજ્ઞા લઇ ત્યાનું શ્રીરણછોડજીનુ જુનુ મદીર ઉતરાવી નાખી નવેસરથી તે ફરીથી બંધાવ્યુ અને તે મદીર જાણે નવુ હોય તેમ અત્યારે ઉભુ છે ગુજરાતને આંગણ મીરાબાઇની ખ્યાતિ થવાને બે—ત્રણ વર્ષ લાગે, એટલે ઉપર્યુક્ત વૃદાવન ત્યાગની મુદતમા કઇક ઘટાડો કરવો પડશે ટુંકામા મીરાએ ઇ સ ૧૫૬૭ ના અતમા વૃદાવનનો ત્યાગ કીધો, અને ઇ સ ૧૫૬૮ ના અતમા વા ઇ સ ૧૫૬૯ ની શરૂઆતમા ૬૫–૬૬ વર્ષની ઉમરે દ્વારિકામા શ્રીરણછોડજીને પાયે સારૂપ્ય મુક્તિ સાધી આ મીરાંનો કાલ નિર્ણય હવે તેમના જીવન વિષે કઇક ટુંકામા લખીએ તો અમારા મતએ—

મીરા એટલે આર્યોનુ રમણીરત્ન મેવાડની મહાકીર્તિ, મેડતાની સુવાસ, વૃદા-વનની વસતડી, ગુજરાતનુ ગૌરવ ને ભક્તકવિનુ ભૂષણ

મીરા એટલે આત્મનિવેદનનુ પરમ ઓજસ, પ્રેમભક્તિની પરાકાષ્ઠા

મીરા એટલે શ્રીકૃષ્ણની પ્રિયતમ સખી, એ પુરાણને પણ કળિકાળને આંગણ પ્રત્યક્ષ કરનાર દિવ્ય વિભૂતિ, 'ભક્તાધીન ભગવાન' નુ સત્ય સમજાવનાર મહાશક્તિ

મીરાં એટલે કન્યાજીવન, સ્ત્રીજીવન, ને વિધવાજીવનનો આદર્શ. રૂઢિની વજ્ર બેડીઓને તોડનાર સ્વાતંત્ર્યની મૂર્તિ.

મીરાં એટલે આર્ય મહિલાઓના કંઠનું માધુર્ય; આર્ય મહિલાના ગરબાની રસતૃપ્તિ.

મીરાં એટલે રાજજોગણ સંતોની સુવાસ, વ્યવહાર ને વિરાગનું અદ્વૈત.

મીરાં એટલે સુજનતાનું સિદ્ધ સ્વરૂપ, ગુણગણની ખાણ, સૌંદર્ય ને લાવણ્યની પ્રતિમા; કુલવત્તા ને ઉદાત્તતાનું પરમ ઓજસ.

અમારા આ કાલનિર્ણયને તેમજ આ લેખમાં કંઇક નવીન રીતે સૂચન-માત્રથી આલેખાયલા મીરાંબાઇના જીવનાંશને સપ્રમાણ કરનાર તત્ત્વો તેમનાં કાવ્યોમાં છે, તેમનાં કાવ્ય ઉપરથી અમારા મંતવ્યને સારી પુષ્ટિ મળે તેમ છે. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી, રા. ભાનસુખરામ નિર્ગુણરામ મહેતા, રા. દામુભાઇ જજ તથા અન્ય પણ કોઈ પાસે મીરાંના સંબંધે જે કાંઇ સાધન—સામગ્રી હોય તે અમને પ્રાપ્ત થાય, તો મીરાંના જીવનનું કંઇક વધુ ઉકેલન થાય તેમ છે. અમારાથી તેવો પ્રયત્ન આદરાય વા ના આદરાય, પણ તે સાધન–સામગ્રી જોવાની ઇચ્છા અસ્થાને નથી. એ સર્વ વિદ્વાન જનોને તેમના મીરાંના કાવ્ય સંગ્રહ તથા ઉપલબ્ધ તેમની તદ્વિષયક સાધન સામગ્રી વાંચવાની અમને તક આપવા સાગ્રહ પણ સવિનય વિનંતિ છે.

[ આ લેખ લખવામાં બડવે દેવીદાન, મહણોત નૈણસી, રજપુતોનો ઇતિહાસ–આદિ ઘણાં પુસ્તકની મદદ લીધી છે, તે માટે તે વિદ્વદ્વર્યોનો પણ અત્ર આભાર માનું છું. ]

નટવરલાલ રણછોડદાસ જંબુસરીઆ.

# મેવાડના ગુહિલો.

## આ દેશના વિદ્વાનોમાં સખ્ત મતભેદ.

મેવાડના ગુહિલો અથવા ઉદયપુરના રાણાઓની જાતિવિષે પ્રોફેસર દેવદત્ત ભાંડારકરે, અતિ સમર્થ ચર્ચા ઉપસ્થિત કર્યા પછી, અનેક વિદ્વાનોએ તેના સંવાદો અને પ્રતિવાદો પ્રકટ કર્યા છે. ખુદ મેવાડમાંથી મળી આવેલ શિલાલેખો અને ઇતર પ્રમાણોના બલથી પ્રોફેસરશ્રીએ ગુહિલોનો મૂલ પુરૂષ આનંદપુરનો વિપ્ર એટલે વડનગરનો નાગર હતો, એમ પ્રતિપાદન કરવાનો પરમ પ્રયાસ કર્યો છે.[1] યુરપીય પંડિતોએ પ્રાયશઃ તે સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો છે.[2] પરંતુ આ દેશના વિદ્વાનોમાં તે વિષે સખ્ત મતભેદ ચાલ્યો આવે છે.* તેનો સંતોષકારક નિર્ણય ક્યારે થશે, તે કહી શકાતું નથી. જાતીય અભિમાન—એ માત્ર હિંદુઓનીજ સ્વતંત્ર સંપત્તિ નથી. ચીન અને જાપાનના ઇતિહાસો જોઇશું તો તેમાંથી પણ તે દેશોની પ્રજાઓ પોતાના રાજાઓને સ્વર્ગમાંથી ઉતરી આવેલ દેવો જ માને છે, એમ પ્રતીત થશે. યુરપની પ્રજાઓ પણ છેક ફ્રેંચવિપ્લવના કાળ સુધી રાજાઓને ઇશ્વરાવતારો જ માનતી હતી. ફ્રેંચવિપ્લવે જે ઘોર સંહાર કર્યો, તેમાં તે માન્યતાને તો ભસ્મસાત્ કરીનાંખી તેમ જ્યાં હજુપણ તેઓમાં જાત્યભિમાનની એટલી બધી સ્પર્ધા છે કે—પ્રત્યેક પ્રજાના પંડિતો પોતાની જાતિનેજ શ્રેષ્ઠ સિદ્ધ કરવા તનતોડ પરિશ્રમ કરી રહ્યા છે. અહુણાંજ અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની જે પ્રજા પોતાને કેવલ વિચારસ્વતંત્ર અને આચારસ્વતંત્ર માને છે, તે પ્રજાએ પણ પોતાની નોર્ડિક જાતિની શ્રેષ્ઠતા અને વિશુદ્ધતા જાહેર કરી, ઇતર પ્રજાઓનું તેમાં જેમ બને તેમ ઓછું મિશ્રણ થાય, તેવા કાયદાઓ કર્યા છે.[3] હિંદુઓ તો છેક વૈદિક કાળથી અથવા બ્રાહ્મણકાળથી રાજાઓમાં દેવાંશ અથવા ઇશ્વરાંશ હોવાનું માનતા આવ્યા છે.[4] મૂલપુરૂષ વૈવસ્વત મનુથી ઉતરી આવેલ ક્ષત્રિ-

---

1 Journal of the Asiatic Society of Bengal, New Series, Vol. V pp. 167–187. તથા ગુજરાતી વસંત પત્ર, કાર્તિક્ય, વિ. સં. ૧૯૬૬.

2 Vincent Smiths Akabar, The Great Mogal pp. 84–85

* બંગાળના ઇતિહાસકારો નગેન્દ્રનાથ વસુ, રાખાલદાસ વંદ્યોપાધ્યાય, રમાપ્રસાદ ચંદ વગેરે શ્રીયુત ભાંડારકરના સિદ્ધાન્તને સ્વીકારે છે; રજપુતાનાના વિદ્વાનો નજ સ્વીકારે, તે સ્વાભાવિક છે, પંડિત મોહનલાલ પંડ્યાએ, તેજ પત્રમાં તેનો જવાબ આપ્યો છે. વિદ્દદ્વર્ય ગૌરીશંકર હીરાચંદ ઓઝા અને તેઓને પુષ્ટિ આપનાર વિદ્દદ્વર્ય ચિંતામણ વિનાયક વૈદ્યના પ્રતિવાદો અવશ્ય મનનીય છે.

3 Modern Review, August 1924, p. 150 White America by Sudhendra Natha Bose, ph. D.

યોજ રાજ ચલાવાને યોગ્ય છે અથવા પૂજ્યતાને પાત્ર છે, એવા સંસ્કારો હિંદુઓના અંતઃકરણ ઉપર સ્મૃતિકારોએ, ઇતિહાસકારોએ અને પુરાણકારોએ એટલા બધા ઠસાવી દીધા છે કે તે સંસ્કારોથી કોઇ વિરલ પુરૂષ જ છૂટો થઇ શકે.× તેવી પરિસ્થિતિમાં કેવળ નિર્લેપ માનસથી તેના ગંભીર વિષયની ચર્ચાનું શ્રવણ અને મનન કરવામાં જ જ્યારે આઘાત થતો હોય, ત્યારે તેવી ચર્ચાને પુનઃ ઉપસ્થિત કરવાની હિમ્મત પણ કોણ કરી શકે?

આ વિષયમાં રજપૂતાનાના સુપ્રસિદ્ધ વિદ્વદ્વર્ય ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ જે મંથન કર્યું છે, તે ખરેખર સ્તુત્ય અને મનનીય છે. પ્રાચીન લિપિમાલા જેવો દેશવિદેશના પંડિતોથી સત્કાર પામેલ હિંદુસ્થાનની દેશીય ભાષામાં અદ્વિતીય ગ્રંથ રચ્યા પછી, હાલમાં, તેથી પણ વધારે ઉપયોગી તેમજ વધારે મહત્ત્વનો રજપૂતાનાનો ઇતિહાસ તેઓ રચે છે. તે ઇતિહાસ માટે જોઇતી અસંખ્ય સામગ્રીઓનું સંશોધન અને સંગ્રહ કરવામાં, જેમ જેમ સામગ્રીઓ પ્રાપ્ત થતી ગઇ તેમ તેમ તેનું પૃથક્કરણ કરી, તેમાંથી સત્યાંશો શોધી કાઢવામાં અને તે સત્યાંશો યથાસ્થાને ગોઠવવામાં તેઓએ પોતાના અખિલ જીવનનો ભોગ આપ્યો છે. તેઓના જેવા સતત ઉદ્યોગી, હાથમાં લીધેલ વિષય ઉપર નિખિલ તન મન ધનનો ભોગ આપનારા વિષયમાં અવગાહન કરી તલસ્પર્શ કરનાર અને સૂક્ષ્મ વિવેચક, ગુજરાતનો સંપૂર્ણ ઇતિહાસ લખનાર ક્યારે ઉત્પન્ન થશે, તે અટકળી શકાતું નથી ગુજરાતે ડાક્તર ભગવાનલાલ ઇંદ્રજી જેવા યુરપીય પંડિતોની પણ સ્પર્ધા કરી શકે તેવા સમર્થ વિદ્વાનને ઉત્પન્ન કર્યા છે, તે સત્ય છે. પરંતુ તેઓની પ્રવૃત્તિ માત્ર ગુજરાતની સીમામાં સમાઇ રહી ન હતી. છતાં ગુજરાતના પ્રાચીન ઇતિહાસ ઉપર તેઓએ જે પ્રકાશ પાડયો છે, તે ન પાડયો હોત તો ગુજરાતનો ઇતિહાસ આજે જૈનો અને ભાટોની કહાણીઓથી ભરેલો રહ્યો હોત તેમ છતાં તેઓની જગા આજ દિવસ સુધી પૂરાયા વિનાનીજ રહી છે એમ તો સ્વીકારવું પડશેજ. બંગાળા તો તેવા અનેક વિદ્વાનોને ઉત્પન્ન કરી પાશ્ચાત્ય પંડિતો ઉપર પણ પોતાનો પ્રભાવ પાડવાને સમર્થ થયેલ છે, તેઓમાં પણ અક્ષયકુમાર મૈત્રેય, નગેન્દ્રનાથ વસુ અને રખાલદાસ વંદ્યોપાધ્યાયે ( આર ડી. બેનરજીએ ) બંગાળાના ઇતિહાસની સામગ્રીઓ સંગ્રહીને અને તે ઉપરથી બંગાળાનો વિશદ ઇતિહાસ તૈયાર કરીને જે પુસ્તકો પ્રકટ કર્યાં છે, તેથી માત્ર બંગાળાના જ નહિ, પણ આખા હિંદુસ્થાનના ઇતિહાસ ઉપર અપૂર્વ પ્રકાશ પાડયો છે મહારાષ્ટ્ર તો વિદ્વાનોની ખાણ જ ગણાય છે. તેમાં જૂદા જૂદા પ્રકારના રત્નો પાકે તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી મહારાષ્ટ્રના પ્રાચીન ઇતિહાસનું યથાર્થ સ્વરૂપ પ્રકટ

---

* तस्मात्क्षत्रात्परं नास्ति । तस्माद् ब्राह्मणः क्षत्रियमधस्तादुपास्ते राजसूये ॥ બૃહદારણ્યકોપનિષદ્ અ ૧, બ્રા ૪, કં. ૧૧.

× મહાભારતના શાંતિપર્વના રાજધર્મના અધ્યાય ૫૯ મા રાજાની ઉત્પત્તિનો ઇતિહાસ આપ્યો છે, તેમાં પૃથુરાજાને વિષ્ણુનો અવતાર કહ્યો છે, અને ક્ષત્રિયોજ રાજ્ય કરવાને પાત્ર છે, એમ તે પ્રસંગે ઠરાવ્યું છે અધ્યાય ૬૭ મા કહ્યું છે કે જ્યારે પ્રજા બ્રહ્મદેવ પાસે રાજા માગવા ગઇ ત્યારે તેણે મનુને રાજા થવાની આજ્ઞા કરી ત્યારથી મનુ અને તેના વંશજો ( સૂર્ય ચંદ્ર વંશો ) રાજ્ય કરવા લાગ્યા અને તેઓ રાજ્ય કરવાને યોગ્ય ગણાયા પૂર્વ મીમાંસામાં પણ राजा राजसूयेन यजेत એ શ્રુતિવિધાયક વાક્યમાં રાજા એટલે ક્ષત્રિયજ, એવો નિર્ણય કર્યો છે

કરનાર સમર્થ વિદ્વાન્ રામકૃષ્ણ ભાંડારકર પછી એવા અનેક ઇતિહાસકારો ઉત્પન્ન થયા છે કે જેઓ મહારાષ્ટ્રની પ્રજાને વિધર્મી અને વિદેશી ઇતિહાસકારોએ લગાડેલ કાલિમા ધોઇ નાંખી, જગતની ઉત્તમ પ્રજાઓની કક્ષામાં સ્થાપવાને સમર્થ થયા છે. તેઓમાં પણ વિશ્વનાથ કાશીનાથ રાજવડેએ એક સન્યાસીની પેઠે ક્ષુધા તૃષાની દરકાર કર્યા વિના ગામે ગામ દીન દરિદ્રની જેમ રખડીને ઘેરઘેર 'ભિક્ષાંદેહિ' વ્રતનું સેવન કરી ગાડાંનાં ગાડાં ભરાય તેટલી ઐતિહાસિક સામગ્રીઓ સંગ્રહ કરવામાં અને તે સામગ્રીઓ મહારાષ્ટ્રને અર્પણ કરવામાં પોતાનું અખિલ જીવન ગાળી નાંખ્યું છે. ૫ તેનું દષ્ટાંત હિંદુસ્થાનના બીજા પ્રાંતોમાંથી મળવાનો સંભવ નથી. શ્રીયુત સાને, પરસનીસ અને સરદેશાઇ જેવા ઇતિહાસકારો તે દેશનો અમૂલ્ય ઇતિહાસ ઘડી શક્યા છે, તે સઘળું રાજવડેની ઉગ્ર તપશ્ચર્યાનુંજ પરિણામ છે. તે સિવાય દક્ષિણ, સંયુક્તપ્રાંત અને પંજાબપ્રાંતો પણ જાગૃત થયા છે, અને પોતપોતાના દેશોનો ખરો ઇતિહાસ ઉપસ્થિત કરવાને માટે જોઇતી સામગ્રીઓ મેળવવા પૂરતો પ્રયાસ કરવા લાગ્યા છે. એક આપણો ગુજરાતપ્રાંત જ એવો છે કે જેના વિદ્વાનો ઇતિહાસના વિષયને માનની દષ્ટિથી જોઇ શકતા નથી. બંગાળાના ઇતિહાસકારોએ તે દેશના બ્રાહ્મણો તથા કાયસ્થોએ લખેલાં કુલશાસ્ત્રોને ખરા રૂપમાં મૂકી દીધાં છે. ૬ તેજ પ્રમાણે વિદ્દદ્વર્ય ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ પણ તે દેશના ભાટચારણોએ રચેલ સ્તુતિકાવ્યોની નિઃસારતા અકાટ્ય દલીલોથી સિદ્ધ કરી છે. ૭ પ્રાયશઃ જૈનગ્રંથો ઉપરથી રચાયેલ આપણા પ્રાંતના ઇતિહાસની પણ તેજ દશા છે. છતાં આસપાસના પ્રાંતોની એટલી બધી સામગ્રીઓ પ્રકાશમાં આવી છે કે, ગુજરાતના ઇતિહાસ માટે હવે બીજા રાજવડેની જરૂર રહી નથી. છતાં ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાંથી મળી આવે તેટલી સામગ્રીઓનું સંશોધન કરવાને માટે ગુજરાતને પણ જીવનાર્પણ કરનાર મહદય વિદ્વાનની હજુ પણ પૂરી અપેક્ષા છે. બંગાળી સાહિત્યપરિષદની પેઠે ગુજરાતી સાહિત્ય પરિષદ તે કાર્ય ક્યારે ઉપાડી લેશે ? બંગાળી સાહિત્યપરિષત્પત્રિકામાં જ્યારે વિજ્ઞાન, ઇતિહાસ અને પુરાતત્ત્વના મનનીય લેખો પ્રકટ થાય છે, ત્યારે આપણી સાહિત્ય પરિષત્પત્રિકા આઠમી એકમાં રજુ થયેલા નિબંધોથી પોતાનું ભરણું ભરે છે. આશા છે કે બીજા પ્રાંતોના દષ્ટાંતો લઇ ગુજરાત સત્વર સચેત થશે.

હવે પ્રસ્તુત વિષય ઉપર આવતાં, એટલુ તો કહેવુજ જોઇએ કે મેવાડના ગુહિલો વિષે વિદ્દદ્વર્ય ઓઝાજીએ પોતાના ' રાજપૂતાને કા ઇતિહાસ ' ( પૃ. ૩૭૦–૩૮૪ ) માં સવિસ્તર ઉહાપોહ કરીને, તે ગુહિલો સૂર્યવંશી ક્ષત્રિયો છે, એમ સિદ્ધ કરવાને કંઇ પણ કચાશ રાખી નથી. છતાં તેઓએ તે વિષે જે વિવાદ ઉપસ્થિત કર્યો છે, અને તેને અંગે જે દલીલો રજુ કરી છે, તે વિવાદ અને તે દલીલોનું પૃથક્કરણ કરતાં તેમાંથી અનેક ત્રુટિઓ તરી આવ્યા વિના રહેતી નથી, ઉદયપુરના રાણાવંશનુ વિપ્રત્વ અથવા નાગરત્વ સિદ્ધ કરવાનો આ લેખકને લેશ માત્ર મમત નથી. છતાં સત્યની ખાતર સત્યનો આવિષ્કાર તો

૫ The Main currents of Maratha History by G. S. Sardesai, B. A. pp. 40–43.

૬ રાખાલદાસ વંદ્યોપાધ્યાય કૃત બાંગલાર ઇતિહાસ, પ્રથમ ભાગ [ બંગાળી ) પૃ. ૩૦૬

૭ રજપુતાનેકા ઇતિહાસ. ભુમિકા પૃ. ૨૧ ૨૫. ઇતિહાસ ભાગ પૃ. ૩૭૮ ૩૮૫, ૩૮૭, ૫૧૬, ૫૧૮

કરવોજ જોઇએ. અને તેજ ઉદ્દેશથી અહીં માત્ર તે વિષયને લગતી કેટલીક નોંધો નોંધી રાખવાની તો પૂરી આવશ્યકતા જણાય છે. તે નોંધો ખંડનાર્થે નહિ, પણ વિશેષ વિચારાર્થે જ છે, એમ આરંભમાંજ જણાવી દેવામાં આવે છે.

## ૨ ખાસ પ્રમાણોનું વર્ગીકરણ.

પ્રોફેસર દેવદત્ત ભાંડારકરે પોતાના લેખમાં જે પ્રમાણો આપ્યાં છે, તે સર્વનો વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ પૂર્વપક્ષરૂપે ઉલ્લેખ કર્યો છે. તદુપરાંત તે પૂર્વપક્ષને બાધ કરતાં જે જે પ્રમાણો મળી આવ્યાં, તે પ્રમાણો પણ ઉમેરવામાં આવ્યાં છે. તે સઘળાં પ્રમાણોનો તેઓએ (પૃ. ૩૮૪ મે) ઉપસંહાર કરી, ગુહિલોનો સૂર્યવંશ સ્થાપિત કર્યો છે. પરંતુ સઘળાં પ્રમાણોમાં જે વિલક્ષણતા તરી આવે છે, તે તેઓએ લક્ષમાં લીધી નથી. તે વિલક્ષણતાનુસાર તે પ્રમાણોના નીચે પ્રમાણે બે મુખ્ય વિભાગો પડી જાય છે.

૧ તે સર્વ પ્રમાણોમાં ગુહિલોના મૂલ પુરૂષ અથવા પુરૂષોનેજ વિપ્રો કહેલ છે.

૨ તેના વંશજોને વિપ્રો નહિ, પણ ક્ષત્રિયો કહેલ છે, તેવો ભેદ પાડવાનાં કારણો પણ આપ્યાં છે.

એ બે મુખ્ય વિભાગોનું મિશ્રણ કરી નાંખવાથી, ઘણો સંભ્રમ ઉત્પન્ન થયો છે. એ પ્રમાણે આખા વિવાદ ભાગના ખરી રીતે માત્ર બેજ વિભાગોપડી શકે, પરંતુ ઓઝાશ્રીએ જે પદ્ધતિથી દલીલો રજુ કરી છે, તેનું સમ્યક્ સ્પષ્ટીકરણ કરવા માટે તે દલીલોને ચાર વિભાગોમાં વેંહેચી નાંખવાની જરૂર પડે છે.

૧ પહેલો વિભાગ એટલે ગુહિલોના મૂલ પુરૂષોનું વિપ્રત્વ દર્શાવનાર પ્રમાણોનો વિભાગ. તેમાંનાં પણ કેટલાંક પ્રમાણો એવાં પણ જણાય છે કે જેમાંથી તેઓનું ક્ષત્રિયત્વ પણ સમજી શકાય. તેથી પહેલા વિભાગના બે પેટા વિભાગો પાડવાની જરૂર પડે છે પહેલામાં વિપ્રત્વ દર્શાવનારા પ્રમાણોનો અને બીજામાં ક્ષત્રિયત્વ દર્શાવનારાં પ્રમાણોનો સમાવેશ કરતાં, તેના સારાસારનું વિવેચન કરવામાં આવશે.

૨ બીજા વિભાગમાં તેઓના વંશજોનું ક્ષત્રિયત્વ દર્શાવનારાં પ્રમાણોનો વિવેચનપૂર્વક સમાવેશ કરવામાં આવશે.

૩ ત્રીજા વિભાગમાં તેવો ભેદ પાડવાને માટે કારણો દર્શાવનારાં પ્રમાણોનો સમાવેશ કરતાં, તેની વિવક્ષા સમજાવવામાં આવશે.

૪ અને ચોથા વિભાગમાં ગુહિલોની એક શાખાનો પૃથક્ રાજકર્તા બાલાદિત્યનો શિલાલેખ મળી આવ્યો છે, તેમાં તેઓના મૂલ પુરૂષ ભર્તૃપટ્ટ પહેલાને બ્રહ્મક્ષત્ર કહ્યો છે, તેનો તે સ્થલે શો ઉદ્દેશ છે, તેનો ઉહાપોહ કરવામાં આવશે.

## ૩ પ્રથમ વિભાગઃ—

(ક) ૧ ગુહિલોના મૂલ પુરૂષોનું વિપ્રત્વ દર્શાવનાર પ્રમાણો.

૯ રાજા શક્તિકુમારના સમયનો આટપુરનો ઈ. સ. ૯૭૭ ની સાલનો શિલા લેખ.

ઉદયપુરથી દોઢ માઇલ દૂર આહાડ અથવા આટપુર નામનું ગામ છે.[૮] ગામના એક મંદિરમાંથી મેવાડના ગુહિલોના મૂલ પુરૂષ ગુહદત્તથી ૨૦ મી પેઢીએ થઈ ગયેલ રાજા શક્તિકુમારના સમયનો વિ. સં. ૧૦૩૪ એટલે ઇ. સ. ૯૭૭ ની સાલનો એક શિલાલેખ. કર્નલ ટોડને પ્રાપ્ત થયો હતો. તે લેખના અંતિમ ભાગમાં આટપુર નગરી શક્તિકુમારની રાજધાની હતી, અને તે સમયે તે બહુ સમૃદ્ધિશાલી થઇ હતી, એમ લખ્યું છે. પૃથ્વીરાજ વિજયના પાંચમા સર્ગમાં પણ કહેવામાં આવ્યું છે કે, શક્તિકુમારનો પુત્ર અંબાપ્રસાદ રાજા પણ તે નગરીમાં રાજ્ય કરતો હતો.[૧૦] તે ઉપરથી જણાય છે કે ઇ. સ ૯ મા અને ૧૦ મા સૈકામાં મેવાડના ગુહિલ રાજાઓએ ચિતોડથી રાજધાની ફેરવી આટપુરમાં કરી હતી તે લેખના આરંભમાં **સંવત્ ૧૦૩૪ वैशाख शुक्लप्रतिपदातिथौ श्री नानीगस्वामिदेवायतनं कारापित** એટલે 'શ્રી નાનીગ સ્વામીને દેવાલય બંધાવી આપ્યું' એમ લખ્યું છે નાનીગ સ્વામી શક્તિકુમારના ગુરૂ હશે, અને તેથી તેણે તેઓને દેવાલય બંધાવી આપ્યું હશે. તે લેખમાં ગુહિલ વંશના મૂલ પુરૂષથી શક્તિકુમાર સુધી વંશાવલિ આપી છે, તે વંશાવલિ રાજા શક્તિકુમારે પોતે તૈયાર કરાવીને પ્રસ્તુત લેખમાં કોતરાવી હશે. વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ તેમજ કર્નલ ટોડે ગુહિલ રાજાઓની વંશાવલિના સંબંધમાં આ લેખ ઉપર જ મુખ્ય આધાર રાખ્યો છે, ત્યારે હિંદુસ્તાનના મધ્યકાલીન ઇતિહાસના રચનાર વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય, તે બાબતમાં પણ તેઓ બન્નેથી જુદા પડે છે. તે લેખના પ્રાચીનપણા સિવાય તેનું પ્રામાણ્ય સ્વીકારવાનું એક બીજું મહત્વયુક્ત કારણ છે. તેજ વંશમાં થઇ ગયેલા પ્રચંડ પ્રતાપી અને વિવિધવિદ્યાવિશારદ કુંભા રાણાને જ્યારે પોતાના વંશની વંશાવલિનું તેમજ ઉત્પત્તિના ઇતિહાસનું સંશોધન કરવાની જરૂર પડી હતી, ત્યારે તેઓએ પણ આ

---

૮ ગંગા નદી ઉપર ખુલંદ શહેરથી ૨૧ માઇલ દૂર અથવા અનુપશહેરથી ૭ માઇલ દૂર આહર નામનું ગામ છે તે ગામમાંથી ઇ. સ. ના નવમા અને દશમા સૈકાના ચાર પાંચ શિલા લેખો મળી આવ્યા છે, તે ઉપરથી જણાય છે કે તે સમયે તે ગામનું નામ तत्तानन्दपुर એટલે આનંદપુર હતું તે ગામ અને ઉપર્યુક્ત આહાડ ગામ બન્ને જુદા જુદા છે માધુરી ( હિંદી માસિક પત્ર ) ફેબ્રુઆરી, વિ. સં. ૧૯૮૪, પૃ. ૧૮૩-૧૯૨

૯ Indian Antiquary of 1910, Vol 39, P 191 તથા History of Mediaeval India by C V Vaidya, Vol II p 301

તથા ટોડ રાજસ્થાનનો ઇતિહાસ ( સસ્તુ સાહિત્ય વર્ધક મંડળનું ગુજરાતી ભાષાંતર ) ભાગ ૧, પૃ. ૬૦૫

૧૦ अम्बाप्रसादमाघाटपर्वि य सेनान्वितम् ।
...: पश्चात् पार्श्व दक्षिणदिक्पतेः ॥

પૃથ્વીરાજ વિજય સર્ગ ૫.

History of Mediaeval Hindu India, vol II, pp 342-8.

આટપુરના શિલાલેખ ઉપર આધાર રાખી, પોતાના લેખોમાં તેનુંજ પ્રમાણ આપ્યું છે તે ઉપરથી આ લેખની ઉપયોગિતા અને યથાર્થતા સ્વતઃ સિદ્ધ થાય છે. તે લેખનો પ્રથમ શ્લોક નીચે પ્રમાણે છે.

आनन्दपुरविनिर्गत विप्रकुलानन्दनो महीदेवः ।
जयति श्रीगुहदत्तः प्रभवः श्रीगुहिल वंशस्य ॥

"આનંદપુરથી નીકળી આવેલા વિપ્રના કુલમાં ઉત્પન્ન થયેલ, બ્રાહ્મણ ગુહદત્ત જય પામે છે. તે ગુહદત્ત ગુહિલવંશનો મૂલ પુરૂષ હતો."

ઉપરના શ્લોકનો વાસ્તવિક રીતે તેજ અર્થ થાય છે. કર્નલ ટૉડે તેમજ ગુજરાતી ભાષાંતરકારે તેવોજ અર્થ કર્યો છે. છતાં સ્વમત સ્થાપન કરવાની ઉત્કટ ઈચ્છાને લીધે, વિદ્વદ્વર્ય ઓઝાશ્રીને विप्रकुलानन्दनः એ પદનો અર્થ ફેરવવાની જરૂર પડી છે. વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશયને તો તદુપરાંત आनन्दपुर તેમજ महीदेव એ બન્ને પદોના અર્થો ફેરવવાનું ઉચિત લાગ્યું છે.

### (૬) વૈદ્ય મહાશયે ઉપસ્થિત કરેલી ચર્ચાની મીમાંસા

વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ विप्रकुलानन्दन: નો રૂઢાર્થ છોડી દઈ, યૌગિકાર્થ ગ્રહણ કર્યો છે. ( રાજપૂતાનેકા ઇતિહાસ, પૃ. ૩૭૯ ) વસ્તુતઃ आनन्दन શબ્દ नन्दनના અર્થમાં અહીં વપરાયો છે; તેનો રૂઢાર્થ પુત્ર અથવા ' ઉત્પન્ન થયેલો ' એવો અહીં થાય છે. છતાં ઓઝાશ્રીએ તેમ વૈદ્ય મહાશયે आनन्दन નો યૌગિકાર્થ આનંદ આપનાર—એવો સ્વીકારી ગુહદત્તના વિપ્રત્વને ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ રાજા સમરસિંહ, મહારાણા કુંભ અને રાણા રાયમલજીના લેખોમા ગુહદત્તના વંશજ બપ્પરાવલને સ્પષ્ટ રીતે વિપ્ર, દ્વિજ અને દ્વિજવર્ય કહેલ છે, તેમજ મહારાણા કુંભના લેખોમાં ગુહદત્તના પૂર્વજ વિજયાદિત્યને નાગરકુલમંડન કહ્યો છે, તેનુ તેઓ સંતોષકારક રીતે સમાધાન કરી શકયા નથી. વસ્તુતઃ ગુહદત્તનો પૂર્વજ વિજયાદિત્ય વડનગરનો નાગર હતો અને આનંદ પુર એટલે વડનગરમાથી નીકળી બીજે સ્થલે વસ્યો હતો, તેવો સ્પષ્ટ ઉલ્લેખ મહારાણા કુંભના એકલિંગ મહાત્મ્યનામના ગ્રંથમા કરેલ છે. તેથીજ પ્રસ્તુત શ્લોકમા ગુહદત્તને આનંદપુરથી નીકળી આવેલ વિપ્રના કુલમા ઉત્પન્ન થયેલો તેમજ પોતે રાજ્યકર્ત્તા છતા બ્રાહ્મણ રહેલો એમ સ્પષ્ટ રીતે કહેવામા આવ્યું છે. તે તે લેખોનુ સવિસ્તર વિવેચન હવે પછી કરવામાં આવશે. અહીંયાં તો વિદ્વદ્વર્ય વૈદ્યમહાશયે જે દલીલો રજુ કરી છે, તેના સંબંધમાં તે તે લેખોના વચનોનો જ વિચાર કરવો તે જ વધારે યોગ્ય જણાય છે. વૈદ્ય મહાશયે તે વિષે કરેલી ચર્ચામાથી નીચે પ્રમાણે દલીલો જોવામા આવે છે.

૧ આ સ્થળે આનંદપુર એટલે વડનગર નહિ, પણ ઉદયપુરથી ૧૩ માઇલ દૂર આવેલ નાગહદ અથવા નાગડા ગામ છે, તે સમજવાનું છે. કારણ કે સમરસિંહરાજાના ચિતોડની રસિયારાજની છત્રીના શિલાલેખમાં નાગહદને આનંદપુર કહેલ છે. ( વૈદ્યકૃત હિંદુસ્થાનનો મધ્યકાલીન ઇતિહાસ પૃ. ૮૫ તથા ૩૩૮ )

૨ विप्रकुलानन्दन નો અર્થ વિપ્ર થતો નથી પરંતુ વિપ્રકુલને આનંદ આપનાર થાય છે, તેમજ महीदेवનો અર્થ બ્રાહ્મણ થતો નથી, પરંતુ રાજા થાય છે કારણ કે

ઇ. સ. ૧૯૨૮ ના નરવાહન રાજાના સમયના શિલાલેખમાં બપ્પ રાજાને गुहिलगोत्रनरेन्द्रचन्द्रः तथा क्षितिपतिः કહ્યો છે, તેમજ તેના વંશને રઘુવંશ કહ્યો છે. [ પૃ. ૮૫ પથા પૃ. ૩૩૩ ]. તે સિવાય બપ્પરાજાની સુવર્ણ મુદ્રા ઉપર સૂર્યનું ચિહ્ન છે,' તે તેમનું સૂર્યકુલ સૂચક છે. નરવાહન રાજાનો લેખ રાજાશક્તિકુમારથી પણ પહેલાંનો છે, માટે તે વધારે વિશ્વસનીય છે. ( પૃ. ૮૮ તથા પૃ. ૩૩૩ ).

૩ બપ્પ રાજા આનંદપુરનો વિપ્ર હતો, એમ તકરાર ખાતર કબુલ કરીએ, તો પણ તે ઉપરથી તે વડનગરનો નાગર હતો એમ તો કદિપણ સિદ્ધ થતું નથી. તે સમયે વડનગરમાં નાગર બ્રાહ્મણ સિવાય બીજા બ્રાહ્મણોની વસ્તિ ન હતી ! ( પૃ. ૮૯ ) સમરસિંહ રાજાનો ચિતોડના રસિયારાજની છત્રીનો લેખ તથા આબુ ઉપર અચલેશ્વર મહાદેવના મંદિરનો લેખ એ બન્ને લેખોની પ્રશસ્તિઓ નાગરબ્રાહ્મણ વેદશર્માએ રચી છે. જો ગુહદત્ત વડનગરનો નાગર હોવાનું તેના જાણવામાં હોત તો તે તેને તેમ કહ્યા વિના રહ્યો હોત નહિ. તેણે તો તેને વિપ્ર જ કહ્યો છે ( પૃ. ૮૫ ).

અર્થાત્ તેઓની આખી ચર્ચાનો સાર ઉપર્યુક્ત ચાર દલીલોમાં સમાઇ જાય છે. તેઓએ સમરસિંહ રાજાના તથા નરવાહન રાજાના શિલાલેખોના તેમજ બપ્પ રાજાના સિક્કાના જે આધારો આપ્યા છે, તે વિષે તો હવે પછી સવિસ્તર વિવેચન કરવામાં આવશે. અહીંયાં તો તેઓશ્રી દલીલોને સંબંધ ધરાવતાં તે તે લેખોનાં વચનોનોજ ઉહાપોહ કરવામાં આવશે.

(ખ) આનંદપુર એટલે નાગહૃદ કે વડનગર ?

૧ આનંદપુર એટલે વડનગર નહિ, પણ નાગહૃદ અથવા નાગડા છે. એમ તેઓની પહેલી દલીલ છે. તેના ટેકામાં તેઓ સમરસિંહ રાજાના ચિતોડની રસિયારાજની છત્રીના લેખમાં જે શ્લોકોનો આધાર આપે છે, તે શ્લોકો નીચે પ્રમાણે છે.

अस्मिन्नागहृदाव्हयं पुरमिलाखंडावनीभूषणं ।
प्रासादावलिविभ्रमैरुपहसन्त्कुटेभ्रांशुकोटिश्रियं ॥
मुक्ताप्रौढमिवस्थितेः श्रिय इव प्रासादपंकेरुहं ।
क्रीडाभूमिरिव स्मरस्य, शशिनः शय्यैव पीयूषजा ॥ ८ ॥
जीयादानन्दपूर्वं तदिह पुरमिलाखंडसौन्दर्यशोभि ।
क्षोणीपृष्ठस्थमेव त्रिदशपुरमधः कुर्वदुच्चैः समृद्धया ॥
यस्मादागत्य विप्रश्चतुरुदधिमहीवेदिनिक्षिप्तयूपो ।
वप्पाख्यो वीतरागश्चरणयुगमुपासित हारीतराशेः* ॥ ९ ॥

" આ મેદપાટ દેશમાં ઇલાખંડની ભૂમિના ભૂષણ રૂપ નાગદહ એટલે નાગડા ગામ આવેલું છે. જે નગરના મહાલયોની બુલવણી જેવી હારની હાર શશીગૃગની શોભાનો ઉપહાસ્ય કરે છે, જે નગર પૃથ્વીનું જાણે મોટું મોતી હોય નહિ, કમળની જેમ લક્ષ્મીનું ધામ

* Bhavnagar Inscription, p.74-75,

હોય નહિ, કામદેવની ક્રીડા ભુમિ હોય નહિ, ચદ્રમાની અમૃતોત્પન રૌમ્યા હોય નહિ, તેવુ તે શોભતુ હતુ તેમજ ત્યા આવેલ ઇનાખડના સૌન્દર્યને પણ સૌન્દર્ય આપનાર આનદપૂર્વપુર એટલે આનદપુર જય પામો ! તે નગર પૃથ્વી ઉપર રહ્યા છતા પોતાની વિપુલ સમૃદ્ધિથી દેવનોકને પણ શરમાવતુ હતુ તે નગરમાથી ચાર મહામાર્ગોમા આવેલી પૃથ્વી ઉપર જેણે યજ્ઞસ્તભ રાખ્યો હતો, તમજ જે રાગદ્વેષથી મુક્ત થયો હતો, તેવો બપ્પ નામનો બ્રાહ્મણ આવીને હારીતરાશિના ચરણયુગની સેવા કરવા લાગ્યો

હારીતરાશિ કયા તપશ્ચર્યા કરતા હતા ? સમરસિહ રાજાના અચલેશ્વર મહાદેવના મદિરના શિનાલેખમા કહ્યુ છે કે —

**अस्ति नागहृदं नाम सायामामिह पत्तनं ।**

**चक्रे तपासि हारीतराशीर्यत्र तपोधनः ॥**

"તે મેવાડ દેશમા નાગહૃદ નામનુ અતિ વિશાળ નગર છે તપ જ જેનુ ધન છે, તેવા હારીતરાશિ ત્યા તપશ્ચર્યા કરતા હતા "

વિદ્વદ્ય વૈદ્ય મહારાજે આનદપુર અટલે નાગહદ '-એવા અર્થ કર્યો છે પરતુ ખુદ રજપૂતાનાના પડિતોએ પણ તેવો અર્થ કરવાની હિમ્મત કરી નથી એટલુજ નહિ પણ કોઇપણ શિલાલેખમા, દાનપત્રમા કે પુસ્તકમા નાગહૃદનો આનદપુર હેવ હોય, એમ જાણવામા આવ્યુ નથી છતા તેઓએ ચિતોડના શિલાલેખના આઠમા શ્લોકમાથી પેહેલુ ચરણ અને નવમા શ્લોકમાથી પેહેલુ ચરણ ખેચી કાઢી, તે બન્ને ચરણોને સાથે સાથે મૂકયા છે ( પૃ ૮૯ પાદ ટિપ્પણ ) અને તેમાથી આનંદપુર=નાગહૃદ એવુ સમીકરણ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે પરતુ તેજ મુજબ નવમા શ્લોકના છેલ્લા બે ચરણો ઉપર્યુક્ત ચરણોની સાથે મૂકયા હોત તો તે ચાર ચરણોમાથી વાચક પોતે પોતાનુ અનુમાન ઉપજાવી શકત, અને પછી કઇપણ ભ્રમ થવાનુ કારણ રહેત નહિ આઠમા શ્લોકના પેહેલા ચરણમા નાગહૃદને ઇનાખડનુ ભૂષણ કહ્યુ છે કવિના હૃદયમા નાગહૃદ અને આનદપુર એકજ હોત, તો ફરીથી તેવુ જ વિશેષણ આનદપુરને લગાડીને પુનરૂક્તિનો દોષ હોરી લેવાની તેને શી જરૂર પડી હતી ? બન્ને શ્લોકો કવિની વિવક્ષા સુસ્પષ્ટ કરે છે નાગહૃદ અને આનદપુર-ઉભય નગરો તે સમયે સમાન સમૃદ્ધિસપન હતા એમ કવિનો હાર્દિક આશય છે તે સિવાય નવમા શ્લોકના ત્રીજા અને ચોથા ચરણમા તો કવિએ ચોકખી રીતે કહ્યુ છે કે બપ્પ રાવલ આનદપુરમાથી નીકળીને હારીતરાશિ પાસે ગયો હારીતરાશિ કયા હતા ? અચલેશ્વરના શિલાલેખના આઠમા શ્લોકમા લખ્યુ છે કે તે સમયે હારીતરાશિ નાગહૃદમા તપશ્ચર્યા કરતા હતા હવે જો આનદપુર અને નાગહૃદ-બન્ને એકજ નગર હોય તો તે સઘળાનો એવોજ અર્થ થઇ શકે કે બપ્પરાવલ નાગહૃદમાથી આવીને નાગહૃદમા ગયો તે અર્થ કદિ સ્વીકારી શકાય તેમ નથી અર્થાત્ નાગહૃદને કોઇપણ લેખમા દાનપત્રમા કે પુસ્તકમા આનદપુર કહેવામા આવેલ નથી, તેમજ ચિતોડના લેખમા બન્નેનુ જૂદુ જૂદુ વર્ણન કર્યુ છે તે સાથે આનદપુરમાથી આવીને બપ્પરાવલ નાગહૃદમા હારીતરાશિ પાસે ગયો, એમ પણ કહેવામા આવ્યુ છે તે કારણોથી આનદપુર અને નાગહૃદ જૂદા જૂદા નગરો હતા એમ સિદ્ધ થાય છે

* Bhavnagar Inscriptions p 85

## (ग) महीदेव એટલે શું ?

ર વિદ્વદ્વર્ય ઓઝાશ્રીની પેઠે તેઓએ પણ विप्रकुलानन्दनः નો અર્થ ફેરવ્યો છે. તેનું વિવેચન ઉપર કરવામાં આવ્યું છે; તેથી તેની પુનરૂક્તિ કરવાની આવશ્યકતા નથી. પરંતુ महीदेवः નો અર્થ બ્રાહ્મણ ન કરતાં રાજા કરે છે. મહીદેવનો યૌગિકાર્થ રાજા થઇ શકે ખરો; પરંતુ સંસ્કૃત સાહિત્યમાં તેનો તેવો સામાન્ય પ્રયોગ થતો જોવામાં આવતો નથી. આપ્તેના કોષમાં મહીસુર; ભૂસુર અને ભૂદેવ એ ત્રણે શબ્દોનો અર્થ બ્રાહ્મણ કર્યો છે. મહીદેવ એ ત્રણ શબ્દોનો પર્યાય છે તેથી તેનો રૂઢાર્થ નો બ્રાહ્મણ જ થવો જોઇએ. અમરકોષમાં નૃપતિના પર્યાયોમાં ભૂપ અને મહીપતિ, શબ્દરત્નાવલીમાં ભૂપાલ ભૂભૃત્ અને મહીપતિ, તથા જટાધરકોષમાં અવનિપતિ અને ભૂભુક્ શબ્દો આપ્યા છે.* અર્થાત્ રાજાના અર્થમાં ભૂ, ભૂમિ, મહી અને અવનિ—એ પર્યાયો સાથે દેવપદ જોડયું નથી, પણ પતિ; ભૃત્ વગેરે પદ જોડયાં છે જ્યાં દેવ અથવા તેનો પર્યાય સુર પદ જોડેલ છે, ત્યાં તેનો અર્થ બ્રાહ્મણજ કરવામાં આવ્યો છે. ત્યારે આ સ્થળે તે સર્વ પ્રમાણોથી વિપરીત અર્થ કરવાનું કારણ શું છે ?

તેનાં કેટલાંક કારણો વૈદ્ય મહાશયે આપ્યાં છે. તેમાંનું પ્રથમ નરવાહન રાજાના સમયનો નાથમંદિરનો શિલાલેખ છે. (૧) તે લેખ સૌથી પ્રાચીન હોવાથી ત્યાર પછીના સઘળા લેખો કરતાં વધારે વિશ્વસનીય છે. ( પુ. ૨, પૃ. ૩૩૪ ) (૨) તે લેખમાં નાથ સાધુઓએ ગુહિલકુલને રઘુકુલ કહ્યું છે. તેથી ત્યાર પછીના શિલાલેખમાં ગુહદત્ત તેમજ બપ્પને બ્રાહ્મણ કહ્યો હોય, તો તેમ કહેવામાં તે તે લેખોના લેખકોએ ભૂલ કરી છે. ( પુ. ૨; પૃ. ૮૫–૩૩૩ )

[૩] બપ્પની સુવર્ણ મુદ્રા ઉપર સૂર્યનું ચિહ્ન કોતરાયેલું છે, તે તેના સૂર્યકુલત્વનું સૂચક છે ( પુ. ૨, પૃ. ૩૩૩ ] નરવાહન રાજાના સમયના નાથમંદિરના શિલાલેખમાં બપ્પને गुहिलगोत्रनरेन्द्रचन्द्रः તથા क्षितिपति કહ્યો છે, તેથી બપ્પ ગુહિલ વંશનો સ્થાપક એટલે મૂલ પુરુષ તથા રાજા હતો, એમ સિદ્ધ થાય છે [પુ. ૨ પૃ. ૮૮–૩૩૩ ] સુતરાંમહીદેવ=રાજા એવું બીજું સમીકરણ તેઓશ્રી સિદ્ધ કરે છે. ( પુ ૨ પૃ. ૮૯-૩૩૩ ) વલભીવંશના છેલ્લા રાજા શિલાદિત્યની દંતકથા ઉપરથી રાયસાગરના શિલાલેખની રાજપ્રશસ્તિ ઉપરથી, આગ્રાની સીમમાંથી ગુહિલ નામાંકિત સિક્કાઓ મળી આવ્યા છે જ તેથી, તેમજ જયપુર પાસે આવેલ ચાટસુ ગામમાંથી ગુહિલ રાજા બાલાદિત્યનો શિલાલેખ પ્રાપ્ત થયો છે, તે ઉપરથી ચિતોડાદિ લેખોનો બપ્પ=આટપુરના લેખનો ગુહદત્ત, તે ગુહદત્ત=રાયસાગરની રાજપ્રશસ્તિનો અયોધ્યાનો રાજ્યવંશજ ગુહાદિત્ય, તથા તે ગુહાદિત્ય=વલભીવંશનો છઠ્ઠો રાજા ગુહસેન, એવાં બીજાં ત્રણ સમીકરણો વૈદ્ય મહાશય સિદ્ધ કરે છે. [ પુ. ૨, પૃ. ૮૫–૮૮ તથા ૩૩૩ ૩૪૧ ) [૬] આટપુર તથા ત્યાર પછીના જે શિલાલેખોમાં ગુહિલોના મૂલ પુરુષોને બ્રાહ્મણ કહ્યા છે, તેઓનું અસત્ય સિદ્ધ કરવાના સમર્થનમાં તેઓશ્રી ચૌહાણ, ચાલુક્ય, પરમાર અને પ્રતિહારના તેવાજ પ્રકારના શિલાલેખોના દૃષ્ટાંતો આપે છે (પુ ૨.–પૃ. ૮૬-૮૭ તથા ૩૩૩–૩૩૫ )

હવે આપણે તે તે કારણોનું ક્રમશઃ પરીક્ષણ કરીએ.

(૧) નરવાહન રાજાના સમયનો નાથમંદિરનો શિલા લેખ વિ. સં. ૧૦૨૮ નો, અને શક્તિકુમારનો આટપુરનો શિલાલેખ ત્યારપછી ૭ વર્ષ પાછળનો એટલે વિ. સ. ૧૦૩૪ નો છે. શક્તિકુમાર તે સમયે આટપુરમાં રાજ્ય કરતો હતો અને તેણે તેના ગુરૂ નાનિગ સ્વામીને એક દેવાલય બંધાવી આપ્યું તેથી વિ. સં. ૧૦૩૪ માં તેનું વય પચીશ વર્ષનું

* જુઓ, શબ્દ કલ્પદ્રુમ राजा શબ્દ

ગણીએ તો નાથમંદિરનો શિલાલેખ લખાયો તે સમયે તેનું વય ઓગણીશ વર્ષનું હોવું જોઇએ, અર્થાત્ તે સમયે તે અને તેનો લેખલેખક કવિ હાજર હોવા જોઇએ. નાથ સાધુએ તે સમયે તે લેખમાં લખેલી હકીકત સત્ય હોત અથવા સત્ય મનાતી હોત તો તેના જેવો સમર્થ રાજા પોતાના કુલને ગૌરવ આપનારી હકીકત પોતાના લેખમાં લખાવ્યા વિના રહ્યો હોત નહિ. ૭ વર્ષના અંતરમાં વિસ્મરણ થવાનો પણ સંભવ નથી. તેથી સ્પષ્ટ અનુમાન થાય છે કે નાથ સાધુઓએ તે લેખમાં લખેલી હકીકત કેવળ પોતાના આશ્રય આપનારા રાજાની પ્રતિષ્ઠા વધારવાના હેતુથી લખી હતી. તે કારણથી તે લેખ ઉપર બિલકુલ આધાર રાખી શકાય નહિ.

(૨) નરવાહન રાજાના નાથમંદિરના શિલાલેખમાં તે મંદિરના સાધુઓએ ગુહિલ કુલને રઘુકુલ કહ્યું છે. * તે સત્ય છે, પરંતુ તે હકીકત રાજા શક્તિકુમાર કે તેનો કવિ સત્ય માનતા ન હતા, તેથીજ આટપુરના શિલાલેખમાં તેઓએ તે હકીકત દાખલ કરી નથી, ઉલટું, મૂલ પુરૂષને બ્રાહ્મણ કહ્યો છે. ત્યાર પછીના લેખોથી પણ તે વચનને પુષ્ટિ મળે છે. તે હકીકત તે સમયે સત્ય મનાતી હોત તો તે પેહેલાં, એટલે નરવાહનના પિતા અલ્લટના વિ. સં. ૧૦૧૦ ના લેખમાં, અલ્લટના પિતા ભર્તૃભટ્ટના વિ. સં. ૧૦૦૦ તથા વિ સં. ૯૯૯ ના લેખોમાં, ભર્તૃભટ્ટથી છઠ્ઠી પેઢીએ થઇ ગયેલ તેના પૂર્વજ અપરાજિતના વિ. સં. ૭૧૮ ના લેખમાં, તેના પિતા શીલાદિત્યના વિ. સં ૭૦૩ ના લેખમાં તે હકીકત કેમ લખવામાં આવી નથી. ? ( રાજપૂતાનેકા ઇતિહાસ, પૃ. ૪૦૨ ૪૦૩ તથા ૪૨૪–૪૩૦ ) અલબત, લેખમાં હકીકતનો અભાવ, તે નિર્ણાયક પ્રમાણ નથી. પરંતુ આ પ્રસંગમાં તો રઘુકુલની હકીકત તે તે રાજાઓની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરે તેવી છે. તેવી મહત્વની હકીકત એટલા બધા રાજાઓ પોતાના લેખોમાં ન લખાવે ત્યારે હકીકતની વિરૂદ્ધ અનુમાન જ થઇ શકે. વસ્તુતઃ એમજ કહેવું પડે છે કે નરવાહનના સાધુઓની ઉક્તિ તે કેવલ ચાટૂક્તિજ છે.

(૩) નરવાહનના નાથમંદિરના શિલાલેખમાં બપ્પને गुहिलगोत्रनरेन्द्रचंद्रः કહ્યો છે વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય તેનો અર્થ ગુહિલવંશનો ચંદ્ર=ગુહિલ વંશનો સ્થાપક=ગુહિલ વંશનો મૂલપુરૂષ કહે છે. વાસ્તવિક રીતે તેનો સરલ અર્થ તો ' ગુહિલ વંશના રાજાઓમાં ચંદ્રરૂપ '–એવોજ થઇ શકે છે. તે લેખમા શરૂઆત બપ્પથી કરી છે, તેથી પણ બપ્પજ ગુહિલ વંશનો મૂલપુરૂષ હતો, એમ તેઓશ્રીનુ કહેવું છે, નાથ સાધુઓના ' પૂર્વાચાર્યની ઉત્તેજના અને પ્રેરણાથી મહારાજ્ય પ્રાપ્ત કરનાર બપ્પે નાથ સાધુઓને રાજગુરૂઓ બનાવ્યા, તેવા સંયોગોમાં નાથ સાધુઓ તો મૂલપુરૂષ તરીકે બપ્પનેજ ઓળખે તેમાં આશ્ચર્ય શું છે ? બપ્પ ગુહિલ વંશનો મૂલપુરૂષ ન હતો. પણ ગુહિલ મહારાજ્યસ્થાપક હતો, તેથી પાછળના લેખલેખકોએ પણ તેનેજ પ્રથમ પુરૂષ સ્વીકારી તેના નાના તાલુકદારો જેવા પૂર્વજોની ઉપેક્ષા કરી છે. ઉદયપુરથી આઠ માઇલ દૂર આવેલ ચીરવા ગામના વિ. સં. ૧૩૩૦ ની સાલના જૈન મંદિરના લેખમાં તેનું સ્પષ્ટીકરણ કર્યું છે. તે લેખમાં

गुहिलांगजवंशात पुरा क्षितिपालोत्र बभूव बप्पकः એટલે પૂર્વે, ગુહિલથી ઉત્પન્ન થયેલ વંશમાં જન્મેલો બપ્પ રાજા અહીંયાં થયો. ( રાજપૂતાનેકા ઇતિહાસ, પૃ. ૮૦૭ તથા ૪૭૭-૯ ] એમ લખેલું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે બપ્પ ગુહિલ વંશનો મૂલપુરુષ ન હતો. વૈદ્ય મહાશય ગુહિલવંશની વંશાવલિનો મથળો આધાર આટપુરના લેખ ઉપર રાખે છે. ( પુ. ૨ પૃ. ૭૮ ] અલબત તે લેખોમાં કયો રાજા બપ્પ કહેવાતો હતો તે કહેવામાં આવ્યું નથી. પરન્તુ તેમાં ગુહદત્તને ગુહિલ અથવા ગુહિલનો પિતા કહેલ નથી; તેમાં તો તેને પ્રભવ श्रीगुहिलवंशस्य એટલે ગુહિલ વંશનો મૂલપુરૂષ કહ્યા છે. બીજા લેખોમાં આપેલી વંશાવલિ અશુદ્ધ છે, એમ તો તેઓશ્રી કબુલ કરે છે ( પુ. ૨, પૃ. ૩૪૨ ). ત્યારપછીના બીજા લેખોની વંશાવલિ અશુદ્ધ છે એમ પણ તેઓ કબુલ કરે છે [ પુ. ૨, પૃ. ]. છતાં તે લેખોમાં ગુહિલને બપ્પનો પુત્ર કહ્યો છે, તેનો તેઓ શા માટે સ્વીકાર કરે છે, તે સમજાતું નથી. તે સિવાય વળી તેઓ એ વલ્લભીવંશના ગુહસેનને રાયસાગરના લેખના ગુહાદિત્ય સાથે અને તે ગુહાદિત્યને આટપુરના લેખના ગુહદત્ત સાથે મેળવી દેવાની જે ચતુરાઇ કરી છે, તેવી ચતુરાઇની આશા તેઓના જેવા વરિષ્ટન્યાયાલયના વરિષ્ટન્યાયાધિકારીનો લાંબાકાળ સુધી અધિકાર ચલાવનાર પાસેથી રાખી શકાય નહિ. વલ્લભીની દંતકથા તથા રાયસાગરના લેખની વંશાવલિ-એ ઉભય ઉપર તેઓ વિશ્વાસ રાખી શકતા નથી. કદાચ રાખતા હોય તો પણ તે કથામાં કહેવામાં આવે છે તેમ, વલ્લભીવંશના છેલ્લા રાજા શીલાદિત્ય મ ર્યા પછી, તેની વિધવાને જન્મેલા પુત્રને આનંદપુરના બ્રાહ્મણે ઉછેર્યો, અને તેણે ઇડરનું રાજ્ય મેળવ્યું, તેનો તો કેવલ ત્યાગ કરે છે; તેને બદલે તે વંશના છઠ્ઠા રાજા ગુહસેને અથવા તેના ફટાયા પુત્રે આગ્રા સુધી પ્રદેશ જીતી લઇ ત્યાં રાજ્ય જમાવ્યું, અને ગુહસેન ઉપરથી તેના વંશનું ગુહિલ નામ પાડયું, એવી નિરધિષ્ઠાન કલ્પના કરે છે. વળી તેજ ગુહસેનને અયોધ્યાના છેલ્લા સૂર્યવંશી રાજાના ચૌદમા વંશ જ ગુહાદિત્ય સાથે મેળવી દે છે!! વસ્તુતઃ વલ્લભીવંશના કોઇ પણ રાજાને ગુહિલવંશ સાથે કંઇપણ સબંધ હતો, તેનું એક પણ પ્રમાણ પ્રાપ્ત થયું નથી. વલ્લભીપુરમાં ગુહસેન પછી તેના પંદર વંશજો એ રાજ્ય કર્યું છે, તેઓને તો કદી પણ ગુહિલ કહેવામાં આવ્યા નથી. ગુહસેને કે તેના ફટાયાએ આગ્રા સુધી રાજ્ય જમાવ્યાની કંઇપણ હકીકત વલભીના કોઇ પણ તામ્રપત્રમાંથી પ્રાપ્ત થતી નથી. આગ્રાની સીમમાં બે હજાર ગુહિલ નામાંકિત સિક્કાઓ પ્રાપ્ત થયા હોય, તે ઉપરથી ગુહિલોનું ત્યાં રાજ્ય હોવાનો સંભવ નથી. જયપુરની પાસે આવેલ ચાટસુના શિલાલેખથી જણાય છે કે-ગુહદત્તથી અગિયારમી પેઢીએ થઇ ગયેલા ભર્તૃભટ્ટના વંશજોએ ત્યાં રાજ્ય જમાવ્યું હતું, અને તે રાજાઓમાં બે રાજાઓનાં નામો ગુહિલ હતાં. તેઓના સમયમાં આગ્રાનો કોઇ નિવાસી ચાટસુમાં આવી પુષ્કલ ધન કમાયો હોય, ત્યાર પછી, તેણે પોતાના ગામમાં જઇ તે ધન દાટયું હોય, અને તે ધન હાલમાં હાથ આવ્યું હોય તો તેવો પણ સંભવ છે. ગુહસેન ઇ સ. ના ૬ ઠ્ઠા સૈકામાં થઇ ગયો. તે અરસામાં તેણે કે તેના ફટાયાએ આગ્રામાં રાજ્ય જમાવ્યું હોય અને તેના છેલ્લા રાજા બપ્પ સુધી તે રાજ્ય ટકયું હોત, તો હર્ષવર્ધનના દિગ્વિજયના વૃત્તાંતમાં કે ચીનાઇ પ્રવાસી હ્યુએનસંગના પ્રવાસ વૃત્તાંતમાં તે રાજ્યની હકીકત નોંધાઇ હોત.

ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં કનોજમાં મૌખરી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા, સાતમા સૈકામાં હર્ષવર્ધને તે રાજ્ય ખાલસે કર્યું હતું, હર્ષવર્ધન પછી પણ આઠમા સૈકા સુધી મૌખરી રાજાઓનુંજ ત્યાં રાજ્ય હતું, ત્યારપછી પ્રતિહાર રાજાઓએ તે રાજ્ય જીતી લીધુ હતું. કનોજથી આગ્રા એટલું દુર નથી કે ત્યાં કોઈ બીજો રાજા આવીને રાજ્ય જમાવી શકે, અથવા લાંબા કાળ સુધી ટકાવી શકે. ચાટસુના ગુહિલો તો ચિતોડથી જુદા પડયા હતા, તેઓનો મલ પુરૂષ ભર્તૃભટ્ટ ચિતોડમાંજ રાજ્ય કરતો હતો, એટલુંજ નહિ પણ ભર્તૃભટ્ટ બપ્પ અથવા ગુહદત્ત પહેલાં નહિ પણ પછી થઈ ગયો હતો. એટલે તે ગુહિલોએ આગ્રા સુધી રાજ્ય મેળવ્યું હોય તો તે બાપની પછીનીજ હકીકત છે. આવી ઐતિહાસિક સપ્રમાણ આપત્તિઓને લીધે વૈદ્ય મહાશયને એ ગુહિલ વંશોની કલ્પના કરવી પડી છે. (પુ. ૨ પૃ. ૪૪) અયોધ્યાના સૂર્યવંશી છેલ્લા રાજા સુમિત્રનું રાજ્ય મગધના નંદરાજાએ લઇ લીધું, ત્યારથી તે વંશના રાજ્યનો અંત આવ્યો હતો, એમ સઘળાં પુરાણો કહે છે. છતાં રાયસાગરના લેખમાં કહેવામાં આવ્યું છે કે સુમિત્ર પછી તેના વંશજોએ અયોધ્યામાં રાજ્ય કર્યું, છેલ્લો રાજા વિજયાદિત્ય દક્ષિણમાં ગયો, અને તેના ચૌદ વંશજોએ ત્યાં રાજ્ય કર્યું. તેનો છેલ્લો રાજા ગુહાદિત્ય હતો અને તેના પુત્ર બપ્પે ચિતોડનું રાજ્ય જીતી લીધું. તેવીજ કલ્પના ચાલુક્ય રાજાઓના કવિઓએ કરી છે. પરન્તુ તે કવિઓએ તો ચાલુક્ય વંશને ચંદ્રવંશ સાથે મેળવ્યો છે, તેથી તે વંશનો છેલ્લો રાજા ક્ષેમક થયો, એમ તો કહ્યું છે. પરન્તુ તે ક્ષેમકના વંશજોએ અયોધ્યે રાજ્ય કર્યું; તેનો છેલ્લો રાજા વિજયાદિત્ય થયો અને તેણે દક્ષિણમાં રાજ્ય કર્યું વગેરે વગેરે.[૧] આ બન્ને કલ્પનાઓ શશશૃંગ અથવા વંધ્યાસુત જેટલીજ અસત્ય છે. ક્ષેમકની પણ નંદ રાજાએ તેવીજ દશા કરી હતી. ચંદ્રવંશના કોઇપણ રાજાએ અયોધ્યે રાજ કર્યું નથી. તે બન્ને કથાઓમાં કહેલ વિજયાદિત્ય અને ગુહાદિત્ય નામના રાજાઓ થયા જ નથી. અર્થાત્ તેવી કલ્પનાઓને કોઇપણ સ્થળેથી ટેકો મળી શકે તેમ નથી.

ચૌહાણ, ચાલુક્ય, પરમાર અને પ્રતિહારોના કેટલાક લેખોમાં તેઓના મુલ પુરૂષોને બ્રાહ્મણો કહ્યા છે, ત્યારે બીજા લેખોમાં તેઓના વંશજોને સૂર્યવંશી અથવા ચંદ્રવંશી ક્ષત્રિયો કહ્યા છે. તે તે સ્થળોએ બ્રાહ્મણ કહેનારા લેખો અસત્ય સિદ્ધ થઇ ચૂક્યા છે, એમ વૈદ્ય મહાશયની માન્યતા છે. તે વિષે પણ આ લેખના ચતુર્થ વિભાગમાં જોઇતી ચર્ચા કરવામાં આવશે. અમુક લેખોમાં મૂલ પુરૂષોને બ્રાહ્મણો કહેવામાં આવ્યા હોય, તે સાથે બીજા લેખોમાં તેઓના વંશજોને ક્ષત્રિયો કહ્યા હોય, તેથી મૂલ પુરૂષોના બ્રાહ્મણત્વને કંઇ બાધ આવતો નથી. ઉક્ત દૃષ્ટાંતોનો છેવટનો નિર્ણય થયો નથી. તેવાં સંદિગ્ધ ઉપનામોથી કંઈપણ ઉપસ્થિતિ સિદ્ધ થઇ શકે નહિ.

બપ્પના સોનાના એક સિક્કા ઉપર સૂર્યનું ચિન્હ કોતરાયેલું છે, તેટલાજ ઉપરથી તેનું સૂર્યકુલત્વ સિદ્ધ થઇ શકે નહિ તેના વંશજોના હજારો સિક્કાઓ પ્રાપ્ત થયા છે.

---

૧ જુઓ, પ્રાચીન લેખમાલા, (નિર્ણયસાગર છાપખાનાની આવૃત્તિ) પુ-૧. પૃ-૧૩૧-૧૩૮ વિષ્ણુવર્ધનનું દાનપત્ર, તેમજ તેજ, પુ-૧, પુ-૨૦૫-૨૧૨, વીરચોડ પતિનુ દાનપત્ર ઈ. સ. ૧૦૭૯નું.

તેમાંના કોઈપણ સિક્કા ઉપર તેવું ચિન્હ જોવામાં આવતું નથી. સૂર્યનું[1] ચિન્હ સૂર્યોપાસનાનું પણ સૂચન કરે છે. બપ્પના પુર્વજો બ્રાહ્મણો હતા, છતાં તેઓ સૂર્યપુજકો પણ હતા, એમ માનવામાં કંઇ આપત્તિ આવતી નથી,[1] અથવા બપ્પે મહારાજ્ય જીતી લીધું, અને ત્યાર પછી તેને ક્ષત્રિય રાજાઓ સાથે લગ્ન વ્યવહાર[1] જોડવાની ઇચ્છા થઇ, તે કારણને લીધે પણ તેણે પોતાને સૂર્યવંશી મનાવવા માટે પણ પોતાના શિક્કા ઉપર સૂર્ય કોતરાવ્યો હોય તો તે પણ સંભવિત છે. અર્થાત્ તેના ઉપરનું સૂર્યચિન્હ તેના સૂર્યકુલત્વનું અકાટ્ય પ્રમાણ છે, એમ કહી શકાય નહિ.

નરવાહનના લેખમાં બપ્પને ક્ષિતિપતિ કહ્યો છે. ક્ષિતિપતિનો અર્થ રાજા થાય છે. પણ ક્ષિતિપતિનો પર્યાય મહીદેવ નથી, પણ મહીપતિજ છે. ક્ષિતિપતિપદ ઉપરથી મહીદેવના અર્થમાં ફેરફાર કરવાની જરૂર પડતી નથી.

સકલ ચર્ચાનો સાર એટલોજ છે કે, આટપુરના લેખમાં " આનંદપુર વિપ્રકુલાનંદન મહીદેવ અને ગુહિલવંશનો પ્રભવ " પદો લખાયાં છે, તે પદોનો જે સ્વાભાવિક અર્થ થાય છે, તેમા ફેરફાર કરવાને એક પણ મજબુત કારણ નથી.

[ ૫ ] આનંદપુરનો વિપ્ર એટલે શું?

૩ વિદદ્વર્ય વૈદ્યમહાશય બાપ્પ અથવા ગુહદત્તને આનંદપુર એટલે નાગહદનો બ્રાહ્મણ કદાચ સ્વીકારી શકે; પરંતુ કોઇ તેઓને વડનગરના નાગરો કહે, તો તે તેઓનાથી સહન થઇ શકતુ નથી. તેઓને નાગરો કહેવાનો કોઇને આગ્રહ શા માટે હોય ? પરંતુ બ્રાહ્મણત્વ સ્વીકારવામાં આવે તો નાગરત્વથી શી ક્ષતિ થાય છે તે સમજાતું નથી. છેવટે તેઓ આનંદપુર=વડનગર અને આનદપુરનાં બ્રાહ્મણો=વડનગરા નાગરો, એ બે સમીકરણો તો માન્ય રાખે છે. (પુ ૨, પૃ ૩૩૭) છતાં તેઓ પ્રશ્ન કરે છે કે-બપ્પ અથવા ગુહદત્ત વડનગરનો નાગર હોત તો વિ. સં. ૧૩૩૧ ઇ સ ૧૨૭૪ ના શિલાલેખમાં નાગરજ્ઞાતિનો રાજકવિ વેદશર્મા તેને નાગર લખ્યા વિના રહ્યો હોત નહી. તેણે તેને નાગર નહિ, પણ વિપ્ર જ કહ્યો છે, તેથી બપ્પ નાગર ન હતો, એમ સિદ્ધ થાય છે. શા માટે વેદશર્મા નાગરે બપ્પને નાગર કહ્યો નથી ? નાગરપદનો જે લેખોમાં સાક્ષાત્ પ્રયોગ કરેલો જોવામાં આવે છે, તેમાં સૌથી પહેલો માળવાના પરમાર રાજા શ્રી હર્ષદેવ અથવા સીયકના સમયનુ ગુજરાતાન્તર્ગત હરસોલ ગામમાંથી વિ સં. ૧૦૦૫ ઈ સ ૯૪૮ નુ મળી આવેલું તામ્રપત્ર છે[1] તે પહેલા વલ્લભીપુરના રાજાઓના ઈ સ ૫૨૭ થી ઈ. સ. ૭૬૭ સુધીનાં લગભગ નવ દાનપત્રો પ્રાપ્ત થયાં છે, તેમાં દાનપ્રતિગ્રહિતાઓ આનદપુરના બ્રાહ્મણો હતા છતાં ત્યાં તેઓને નાગરો કહ્યા નથી,[2] તે સઘળા બ્રાહ્મણો વડનગરના નાગરો હતા, એમ પ્રોફેસર દેવદત્ત ભાંડારકરે તેમજ ગાજકોટ મ્યુઝીયમના કયુરેટર આચાર્ય વલ્લભજી હરિદત્તે સિદ્ધ કર્યું છે આનંદપુરનું

પુરાતત્વ, પુ ૨, અંક ૧, વિ સં. ૧૯૭૯-૮૦, પૃ ૪૪-૪૭.

૨ નાગર ત્રિમાસિક પુ. ૪, અંક ૧ પૃ. ૧૦ તથા નાગરોત્પતિ પૃ. ૯૫-૯૭

નામ ત્યાંના બ્રાહ્મણોએ પોતાની સગવડતા માટે ઇ. સ. ના ચોથા સૈકામાં નગર પાડયું હતું, અને તેઓએ બ્રાહ્મણોની બીજી જ્ઞાતિઓથી જુદા પડી પોતાની જ્ઞાતિનું નામ નાગર રાખ્યું હતું.[1]

તેમ છતાં પણ ઇ. સ. ના ૧૧ અથવા ૧૨મા સૈકા સુધી તે નગર નામ પણ પ્રચલિત થયું ન હતું. ઇ. સ. ૧૧૫૨ ના ગુજરાતના રાજા કુમારપાલ ના વડનગરના શિલાલેખમાં આનંદપુરનુ નગર નામ સૌથી પહેલું વાંચવામાં આવે છે[2] તેજ કારણથી નવમા સૈકા સુધી શિલાલેખો અથવા દાનપત્રોમાં નગર કે વડનગર તેમજ નગર ન લખાતાં આનંદપુર અને બ્રાહ્મણ પદોનો પ્રયોગ થયેલો જોવામાં આવે છે. બપ્પરાવલ ઇ. સ. ના આઠમાં સૈકામાં થઇ ગયો. તે સમયે તે આનંદપુરના બ્રાહ્મણ તરીકે જનતામાં ઓળખાતો હોવાથી દેવશર્માએ ચિતોડના લેખમાં તેને આનંદપુરનો વિપ્ર કહ્યો છે, તેમાં કંઇ આશ્ચર્ય જેવું જણાતું નથી. આનંદપુર અથવા વડનગરમાં મુખ્ય વસતિ નાગરોનીજ હતી; કદાચ કોઈ બીજા બ્રાહ્મણો વખતો વખત ત્યાં આવીને રહ્યા હોય, તો તે પણ બનવા યોગ્ય છે. છતાં ત્યાંના મૂલનિવાસીઓ નાગરોજ હોવાથી આનંદપુરના બ્રાહ્મણોથી વડનગરના નાગરો એવોજ અર્થ હજુપણ સમજવામાં આવે છે. ઇ. સ. ૧૫૧૮ માં અચલ દ્વિવેદીએ નિર્ણયદીપકનો ગ્રંથ લખ્યો છે, તેમાં વસતિ વડનગરની વ્યુત્પત્તિ સમજાવતાં તે સમયે ત્યાં મુખ્ય વસતિ નાગરોનીજ હતી એમ તેઓએ કહ્યું છે.[3]

છેક ઇ. સ. ૧૭૨૫ માં મરાઠાઓએ વડનગર છેલીવાર ભાંગ્યું ત્યાં સુધી ત્યાંના બ્રાહ્મણોને ખાફીખાન જેવા સમર્થ મુસલમાન ઇતિહાસકારે તેમજ એદલજી ડોસાભાઇ જેવા ગુજરાતના ઇતિહાસકારે ત્યાંના બ્રાહ્મણોને નાગરોજ કહ્યા છે

વિદ્વદ્વર્ય વૈદ્યમહાશયે ઉપસ્થિત કરેલ ચર્ચાની મીમાંસાનો કંઇક અતિ વિસ્તર થઇ ગયો છે, છતાં તેનું પૂરેપૂરૂં નિરૂપણ તો એક પૃથક્ સ્વતંત્ર લેખથી થઇ શકે. અત્ર તો એજ વિવક્ષા છે કે આટપુરના લેખના વિવાદગ્રસ્ત પદોના અર્થાંતરો કરી, તે લેખનો મળ આસય ઉડાવી દેવાને કંઇ પ્રબલ કારણો નથી; તેને બીજા ઘણા લેખોની પુષ્ટિ મળે છે. તે સઘળા લેખોની સમાલોચના હવે શરૂ કરીએ

શક્તિકુમારથી એકવીશમી પેઢીએ રાજા સમરસિંહ પણ મહાપ્રતાપી રાજા થઇ ગયેલ છે. તેણે ઈ. સ ૧૨૭૩ થી ઇ. સ. ૧૩૦૩ સુધી રાજ્ય કર્યું હતું. દિલ્હીમાં તે સમયે મુસલમાનોનું રાજ્ય પૂરેપૂરૂં સ્થાપિત થયુ હતું. ગુલામવંશના સુલતાન ગ્યાસુદ્દીનથી

---

૧ નાગરોત્પત્તિ પૃ. ૭૫–૭૬. ૨ પ્રાચીન લેખમાલા ભાગ ૧ લો, પૃ ૧૮૪

૩ નિર્ણયદીપક પૃ ૧, પૃ. ૨–૪.

History of India by Sir H. Ellistr p. 529, and History of Gujarat, by Edalji Dosabhai, p. 169

માંડી ખીલજીવંશના સુલતાન અલ્લાઉદ્દીન સુધી પાંચ બાદશાહો તેના સમકાલીન હતા. (રાજપૂતાનેકા ઇતિહાસ પૃ. ૪૭૫-૪૮૩) તેઓએ ચિતોડનું રાજ્ય જીતી લઇ ખાલસે કરવા તનતોડ મહેનત કરી હતી. તેઓની સામે સમરસિંહે એક હાથે પૂરેપૂરી ટક્કર ઝીલી હતી. તેઓના સમયના બે શિલાલેખો પ્રાપ્ત થયા છે, જેમાં મેવાડના ગુહિલોતી બપ્પથી સમરસિંહ સુધીની વંશાવલિ આપી છે. તે પૈકી એક લેખ ચિતોડ ના દરવાજા પાસે આવેલ રસિયાજીની છત્રીમાંથી મળી આવ્યો છે. તેની રચ્યાસાલ વિ. સં. ૧૩૩૧ એટલે ઈ. સ. ૧૨૭૪ ની છે. તે લેખના છઠ્ઠા શ્લોકમાં મેદપાટ (મેવાડ) નું અને આઠમા શ્લોકમાં નાગહ્રદનું[૧૦] વર્ણન કર્યા પછી ગુહિલવંશનો મૂલ પુરૂષ બપ્પ તે નાગહ્રદમાં ક્યાંથી આવ્યો, તેનું વર્ણન કર્યું છે. તે શ્લોક નીચે પ્રમાણે છે.

૨ રાણા સમરસિંહના સમયના શિલા લેખો.
૧ રસિયાજીની છત્રીનો.
૨ અચળેશ્વરમંદિરનો.

जीयादानन्दपूर्वं तदिह पुरमिलाखंडसौंदर्यशोभि
क्षोणीपृष्ठमेव त्रिदशपुरमधः कुर्वदुच्चैः समृद्ध्या ॥
यस्मादागत्य विप्रश्चतुरुदधिमहीवेदिनिक्षिप्तभूमौ । ११
बप्पाख्यो वीतरागश्चरणयुगमुपासीत हारीतराशेः ॥ ९॥

આ શ્લોકમાં **आनन्दपूर्वं** એ પદો ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. ઓઝાજીએ તે પદો લક્ષમાં લીધાં નથી. તેનો અર્થ "જેની પૂર્વે આનંદ છે, તેવું પુર", એટલે "આનંદપુર" જ થાય છે. આખા શ્લોકનો ભાવાર્થ એટલો જ છે કેઃ—

૧ બપ્પ વિપ્ર હતો.

૨ તે આનંદપુરમાંથી નાગહ્રદમાં હારીતરાશિ પાસે આવ્યો, અને તેની તેણે સેવા કરી

તેજ રાણા સમરસિંહના સમયનો, તે સિવાય, આબુ પર્વત ઉપર અચળેશ્વર મહાદેવના મંદિરમાંથી એક શિલાલેખ મળી આવ્યો છે.[૧૨] તે લેખની રચ્યાસાલ વિ. સ. ૧૩૪૨ એટલે ઈ. સ. ૧૨૮૫ ની છે તે લેખની તેમજ ઉપર્યુક્ત રસિયાજીની છત્રીના લેખની પ્રશસ્તિઓ રચનાર સમરસિંહનો રાજકવિ પ્રિયપટુનો પુત્ર વેદશર્મા હતો. તેઓ જ્ઞાતિએ નાગર હતા. વેદશર્માએ તે સિવાય પણ બીજી બે ત્રણ પ્રશસ્તિઓ રાણા સમરસિંહની આજ્ઞાથી રચ્યાનું નોંધાયુ છે. (શ્લો-૬૦-૬૧) તે ઉપરથી તે રાજકવિ હોવાનું સિદ્ધ થાય છે. રાણા સમરસિંહે પોતાના ગુરૂ, પાશુપતાચાર્ય ભાવસ્વામિના શિષ્ય, નૈષ્ઠિક

૧૦ ઉદયપુરથી તેર માઇલ દુર કૈલાસપુરી નામના ગામમાં રાણાઓના ઇષ્ટદેવ એકલિંગજી મહાદેવનું મંદિર છે. તે મંદિરથી થોડે દૂર નાગહૃદ અથવા નાગડા ગામ આવ્યું છે. પૂર્વે તે ગુહિલરાજાઓની રાજધાનીનું નગર હતું. (રાજપૂતાન કા ઇતિહાસ, પૃ. ૩૩૬-૩૩૮.)

૧૨ Bhavnagar Inscriptions pp. 74-84

બ્રહ્મચારી ભાવશંકરના કહેવાથી અચલેશ્વર મહાદેવનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને ત્યાં સુવર્ણધ્વજ સ્તંભ ઉભો કરાવ્યો હતો. (શ્લો. ૫૩-૫૯). તે ઉપરથી આ પ્રશસ્તિ તેમજ રસિયાજીની છત્રીની પ્રશસ્તિ—એ બન્ને પ્રશસ્તિઓ રાણા સમરસિંહે પોતે શિલાલેખોમાં કોતરાવ્યાનું અનુમાન થઇ શકે છે. તે (અચળેશ્વર મંદિરના] લેખમાં પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં ગુહિલવંશનું યશોગાન કરી, સાતમા શ્લોકમાં બપ્પની પ્રશંસા કરી છે. આઠમા શ્લોકમાં નાગહ્રદનું તેની પાસે આવેલ તપોવનનું અને તેમાં તપશ્ચર્યા કરનાર હારીતરાશિનું વર્ણન કર્યું[12] છે, તેમજ બપ્પને તેણે રાજ્યશ્રી આપી એમ પણ કહ્યું છે. અગિયારમા શ્લોકમાં તો સ્પષ્ટ કહ્યું છે કેઃ—

> हारीतात्किल वप्पकोऽघ्रिवलयव्याजेन लेभे महः ।
> क्षात्रं धातृनिभाद् वितीर्य मुनये ब्राह्मं स्वसेवाछलात् ॥
> एतेऽद्यापि महीभुजः क्षितितले तद्वंशसंभूतयः ।
> शोभंते सुतरामुपात्तवपुषः क्षात्रा हि धर्मा इव ॥ १३

"બપ્પે સેવા રૂપે (પોતાનું) બ્રહ્મતેજ બ્રહ્માસરખા હારીતરાશિને અર્પણ કરીને, [?]ના બદલામાં તે હારીતરાશિ પાસેથી સુવર્ણની બેડીના રૂપમાં ક્ષાત્રતેજ મેળવ્યું. તેના વંશના રાજાઓ અદ્યાપિપર્યન્ત શરીરધારી ક્ષાત્રધર્મો જાણે હોય નહિ, તેવા પૃથ્વી ઉપર બહુ શોભે છે."

આ શ્લોકથી સઘળા સંશયોનુ નિરસન થઇ જાય છે. બપ્પે પોતાનું બ્રાહ્મણત્વ હારીતરાશિને આપ્યું, અને હારીતરાશિએ પોતાનુ ક્ષત્રિયત્વ બપ્પને આપ્યુ, એમ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે.

ત્યારે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે હારીતરાશિ કઇ જાતિના હતા વિદ્વદ્વર્ય ઓઝાજીએ પોતેજ કહ્યું છે કે તેઓ લકુલીશ એટલે પાશુપત એટલે નાથસંપ્રદાયના સાધુ હતા, અને એકલિંગ મહાદેવના મંદિરના મહંત હતા. (રાજપુતાનેકા ઇતિહાસ, પૃ. ૩૩૭) એકલિંગમહાદેવનાં મંદિર પાસે લકુલીશ મંદિર એટલે નાથમંદિર આવ્યું છે. ને મંદિરમાંથી રાણા નરવાહનના સમયનો વિ સં. ૧૦૨૮ ઈ. સ. ૯૭૧ નો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે. તે લેખમાં લકુલીશ અથવા નાથસંપ્રદાયના સાધુઓ તે મંદિરના નિર્માતા હતા, એમ કહેવામાં આવ્યું છે (પૃ. ૪૨૯–૪૩૦) નાથસંપ્રદાયના સાધુઓના ચરિત્રોનો ગોરક્ષકિમિયાગાર અને નવનાથભક્તિસાર નામના ગ્રંથો ઉપરથી નવનાથચરિત્ર નામનો એક બૃહત્ ગ્રંથ સુરતના સુપ્રસિદ્ધ હરદાસ બુવા દત્તબુવાએ બે ભાગોમાં રચીને પ્રસિદ્ધ કર્યો છે. તે ઉપરથી જણાય છે કે તે સંપ્રદાયના સ્થાપકો મત્સ્યેન્દ્રનાથ અને ગોરક્ષનાથ હતા. માળવાના રાજા ભર્તૃહરિ તેઓના શિષ્ય થયા હતા. તે ગ્રંથમાં મત્સ્યેન્દ્રનાથ અને ગોરક્ષનાથની ઉત્પત્તિની કથાઓ પૌરાણિક

12 Bhavnagar Inscriptions pp. 69--72.
૧૩ તેજ, પૃ—૮૫.

ઢબને અનુસરીને બહુ ચમત્કારભરેલી આપી છે, મત્સ્યેન્દ્રનાથની ઉત્પત્તિ તો (ચેદી-બુંદેલખંડના રાજા ) ઉપરિચર વસુના વીર્યથી માછલીના ઉદરમાંથી થઇ હતી, એમ કહેવામાં આવ્યું છે. ગોરક્ષનાથ મત્સ્યેન્દ્રનાથના કૃપાપ્રસાદરૂપ વિભૂતિમાંથી ઉત્પન્ન થયા હતા, એમ પણ કહ્યું છે, અર્થાત્ વસ્તુતઃ મૂળ પુરૂષનું બીજ ક્ષત્રિયનું હતું, એમ તો સ્પષ્ટ કહ્યું છે, તેથીજ તે સંપ્રદાયના અનુયાયીઓને સાધુઓ કહેવામાં આવે છે. તે સંપ્રદાયમાં ચાર વર્ણોનાં મનુષ્યોને દાખલ કરવામાં આવતાં હતાં. આજે પણ ગુજરાત કાઠીયાવાડમાં કેટલેક સ્થળોએ નાથ સાધુઓ જોવામાં આવે છે. તેઓ ગ્રહસ્થાશ્રમ કરે છે, અને તેઓની ગણના શૂદ્રો કરતાં ઉચ્ચ કોટિમાં કરવામાં આવતી નથી. હારિત-રાશીએ પોતાનું ક્ષાત્રતેજ બપ્પને આપ્યુ, એમ સ્પષ્ટ વચન છે. તે ઉપરથી તેઓ જાતિએ ક્ષત્રિય જ હશે, એમ માત્ર અનુમાન થઇ શકે છે, તેજ મુજબ બપ્પ બ્રાહ્મણ હતા, એમ ન માનવાનો આગ્રહ કરવાનું ઉપરના બન્ને શિલાલેખોથી કંઇ કારણ જણાતું નથી.

ઉપર્યુક્ત રાણા સમરસિંહના લેખો કરતાં વધારે અગત્યના અને મહત્ત્વના લેખો રાણા કુંભકર્ણના સમયના છે. રાણા કુંભકર્ણ અથવા મહારાણા કુંભાએ મેવાડના રાજસિંહાસનને ઇ. સ. ૧૪૩૩ થી ઇ. સ. ૧૪૬૮ સુધી ૩૫ વર્ષ અલંકૃત કર્યું હતું. રાણા સમર-સિંહથી તેઓ સાતમી પેઢીએ થઇ ગયા છે. દિલ્હીની ગાદીએ તે સમયાન્તરમાં સૈયદવંશના મહમદશાહથી માંડી લોદીવંશના સિકંદર શાહ સુધી ચાર સુલતાનો થઇ ગયા હતા. પરંતુ તેઓને સતત વિગ્રહ તો માલવા અને ગુજરાતના સુલતાનો સાથે કરવો પડયો હતો. છેવટે તેઓએ અનેક યુદ્ધો કરી, તેઓને કેવલ પરાસ્ત કરી નાંખ્યા હતા. તે ઉપરથી તેઓને હિંદુ સુરત્રાણ એટલે હિંદુપતિ પાદશાહની પદવી મળી હતી. મેવાડના ગુહિલ રાજાઓમાં રાણાબપ્પ, રાણાહમીર, રાણાકુંભ, રાણાસંગ, રાણાપ્રતાપ અને રાણારાજસિંહ જેવા વીર-પુરૂષોના દૃષ્ટાંતો બીજા દેશોના ઇતિહાસમાંથી મળવાં મુશ્કેલ છે. રાણાકુંભે અનેક યુદ્ધો કરી મેવાડના રાજ્યની સીમાની તેમજ સમૃદ્ધિની બહુ વૃદ્ધિ કરી હતી. જેવા તેઓ રણવિશા-રદ હતા, તેવા જ તેઓ વિદ્યાવિશારદ હતા. સાહિત્ય, સંગીત, શિલ્પ, નૃત, વાદ્ય, અને નાટયાદિ શાસ્ત્રો ઉપર તેઓએ પોતે અનેક ગ્રંથો રચ્યા છે, અને બીજા વિદ્વાનો પાસે રચાવ્યા છે. તે સર્વેમાં તેઓની રચેલી ગીતગોવિંદ ઉપરની રસિકપ્રિયાનામની ટીકા હજુ પણ બહુ વિદ્વન્માન્ય ગણાય છે. તેઓના એટલા બધા વિદ્યાનુરાગને લીધે તેઓને મે-વાડના વીરવિક્રમ અથવા ભોજની ઉપમા આપી શકાય. તેઓએ, તદુપરાંત તળાવો, સરો-વરો, સડકો, મંદિરો અને કિલ્લાઓ કરાવી અનેક સાર્વજનિક કામોમાં પુષ્કળ દ્રવ્યવ્યય કર્યો છે. [ રાજપૂતાને કા ઇતિહાસ, પૃ. ૫૯૨-૬૩૬ ] તેઓના જેવા રણવીર, વિદ્યાવીર અને દાનવીર પુરૂષ. પોતાના પ્રખ્યાત અને પરાક્રમી વંશનું પૂરેપૂરૂં સંશોધન કરાવે, તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. બની શકે તેટલી શોધ કરીને તેઓએ પોતાના વંશનો ઇતિહાસ જૂદી જૂદી પ્રશસ્તિઓ અને ગ્રંથોમાં લખી રાખ્યો છે, અથવા લખાવી રાખ્યો છે. તે જ ઇતિહાસ સૌથી વધારે વિશ્વાસપાત્ર ગણાવો જોઇએ, અને ગણાયો પણ છે. તેઓના સમયના જૂદાજૂદા સાત શિલાલેખો પ્રાપ્ત થયા છે, તે પૈકી ચિતોડના દરવાજા

પાસે કીર્તિસ્તંભની પ્રશસ્તિ અને કુંભલગઢની બે પ્રશસ્તિઓ મળી તે ત્રણ પ્રશસ્તિઓના શિલાલેખો ગુહિલવંશના વિશુદ્ધ ઇતિહાસ માટે બહુ ઉપયોગી છે. તે ત્રણે પ્રશસ્તિઓ તેઓએ પોતાના રાજકવિ, દશપુર (મંદશોર)-જાતિના મહેશ કવિ પાસે રચાવી છે: તે ઉપરથી તે ત્રણે લેખો તેઓએ પોતે જ કોતરાવ્યાનું સિદ્ધ થાય છે. [ પૃ. ૬૩૦-૬૩૨ ].

ચિતોડના કીર્તિસ્તંભની પ્રશસ્તિ તેમજ કુંભલગઢની બન્ને પ્રશસ્તિઓ વિ સં. ૧૫૧૭ ના માર્ગશીર્ષ વદ ૫ સોમવાર એટલે ઇ..સ. ૧૪૬૦ માં રચાઇ છે. તે પૈકી કીર્તિસ્તંભની તેમજ કુંભલગઢની બીજી પ્રશસ્તિ પ્રસિદ્ધ થઇ નથી. કીર્તિસ્તંભની પ્રશસ્તિમાં ગુહિલ અને બપ્પનું તેમજ તેઓના વંશજોનું સવિસ્તર વર્ણન કર્યું છે. કુભલગઢની પહેલી પ્રશસ્તિ પણ અપ્રકાશીત છે. તેમાં પણ કીર્તિસ્તંભની પ્રશસ્તિપેઠે ગુહિલ અને બપ્પનો અને તેઓના વંશજોનો વિસ્તારપૂર્વક વૃત્તાંત આપવામાં આવ્યો છે. આ કુભલગઢની પ્રશસ્તિમાં ગુહદત્તનો પરિચય કરાવતાં આટપુરના શિલાલેખના પ્રથમ-શ્લોકનું નીચે પ્રમાણે પ્રમાણ આપ્યું છે.

૩ મહારાણા કુંભાના સમયના લેખો.
૧ કુંભલગઢનો શિલા લેખ.
૨ એકલિંગ મહાત્મ્ય નામનો ગ્રંથ.
૩ ગીતગોવિંદ ઉપર રસિક પ્રિયા નામની ટીકા.

आनन्दपुर समागत विप्रकुलानन्दनो महीदेवः ।
जयति श्रीगुहिलः प्रभवः श्रीगुहिलवंशस्य ॥

( રાજપૂતાનેકા ઇતિહાસ, પૃ. ૩૮૧ )

તે સિવાય કુંભલગઢની બીજી પ્રશસ્તિ પ્રસ્તુત વિષયને કંઈ ઉપયોગી નથી.

તે સિવાય મહારાણા કુંભાએ એકલિંગ માહાત્મ્ય નામનો એક બૃહત્ ગ્રંથ રચાવ્યો છે. તે ગ્રંથના રાજવર્ણન અધ્યાયમાંથી નીચે પ્રમાણે શ્લોકો પ્રાપ્ત થાય છે.

जयति जगति विख्यात सकललोक महीपावनं सुमहत् ।
श्रीएकलिंगदैवतं गोत्रं श्रीवैजवापाह्वम् ॥ १ ॥
जयति तथानन्दपुरे नागरकुलमंडनो महीदेवः ॥
यजनादि कर्मकुशलो विजयादित्याभिधो विप्रः ॥ २ ॥
तत्तनयो द्विजवर्यः केशवनामा बभूवः लोकेऽस्मिन् ॥
श्रुतयो यत्र चतस्रः षडंगसंहिता भाति ॥ ३ ॥
तस्य सुतो जगतीतलमखिलं तपसा सुखास्पदं कुर्वन् ॥
नागा राउलनामा बभूव पात्रं स्मृतीनां यः ॥ ४ ॥
तत्पुत्रो जगति भोगाराउलसंज्ञो धराधिपैर्वन्द्यः ॥
आशाधरः सूनुः श्रीदेवाहस्तस्य तनुजन्मा ॥ ५ ॥

तत्तनुजः सर्वज्ञो दक्षाध्वरकृद्विभूतिभृद्विमलः ॥
स महादेवो भगवानभिधानेनाभिधे येन ॥ ६ ॥
तस्य कुलालंकारो गुहदत्तोऽन्वर्थनामधेयोऽभूत् ॥
अद्यापि यस्य नाम्ना वंशोऽयं ख्यातिमाञ्जगति ॥ ७ ॥
( तदुक्तं पुरातनकविभिः )
आनन्दपुर समागत विप्रकुलानन्दनो महीदेवः ॥
जयति श्रीगुहदत्तः प्रभवः श्रीगुहिलवंशस्य ॥[१४]

આ ઉલ્લેખથી સ્પષ્ટ થાય છે કે —

૧ ગુહિલોનો મૂળપુરુષ ગુહદત્ત હતો.

૨ તેની વંશાવલિ—૧ [ મૂળ પુરુષ ] વિજયાદિત્ય,—૨ કેશવ—૩ નાગાદિત્ય—૪ ભોગાદિત્ય ૫ આશાધર—૬ દેવ—૭ મહાદેવ—૮ ગુહદત્ત

૩ મૂળ પુરુષ વિજયાદિત્યને આનંદપુર ( વડનગર ) નો ( નાગરકુળનો અલંકાર ) નાગર કહ્યો છે તેમ જ તેને મહીદેવ એટલે ભૂદેવ ( બ્રાહ્મણ ) અને વિપ્ર પણ કહ્યો છે

૪ તેઓનું ગોત્ર બૈજવાપ કહ્યું છે, અને વિજયાદિત્યના પૌત્ર નાગ અને ભોગ સાથે ગવલની અટક જોડી છે

વિદ્વદ્વર્ય ઓઝાજીએ ઉપરના શ્લોકો ઉદ્ધૃત કર્યા નથી તોપણ તેઓએ એકલિંગ માહાત્મ્યનું પ્રમાણ આપતાં ઉપર કહેલ નાગરનો ઉલ્લેખ સ્વીકાર્યો છે ( પૃ ૩૮૧ ) પરંતુ તેના વંશજોને બીજા લેખોમાં ક્ષત્રિયો કહ્યા છે તે પ્રમાણનો અંગીકાર કર્યો છે, અને ઉપરના પ્રમાણનો તે જ કારણથી ત્યાગ કર્યો છે વસ્તુતઃ મૂળપુરુષ બ્રાહ્મણ (નાગર) હતો અને તેના વંશજો ક્ષત્રિયો હતા, એમ બન્ને હકીકતો શા માટે સ્વીકારવામાં નથી આવી તે સમજી શકાતું નથી તે વિષે વિશેષ ચર્ચા હવે પછી કરવામાં આવશે.

તે જ રાણા કુંભાએ જયદેવ કવિના ગીતગોવિન્દ કાવ્ય ઉપર રસિકપ્રિયા નામની ટીકા રચી છે તે ટીકાની ભૂમિકામાં તેઓએ પોતે જ પોતાના વંશનો પરિચય કરાવતાં કહ્યું છે કે—

श्री वैजवापेन सगोत्रवर्यः ।
श्री बप्पनामा द्विजपुंगवोऽभूत् ॥ ६ ॥[१५]

---

૧૪ જુઓ પ્રોફેસર દેવદત્ત ભાંડારકરનો લેખ વસંતપત્ર ઈ સ ૧૯૬૬ ના કાર્તિક માસમાં, તથા નાગર ત્રિમાસિકનો સંવત ૧૯૬૭ ના ચૈત્ર માસનો અંક, પૃ ૧૭-૧૮

૧૫ જુઓ સદ્ગત તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીનો તે વિષેનો લેખ, નાગર ત્રિમાસિક, સં. ૧૯૬૬ ના પોષ માસનો અંક, પૃ ૧૧૩-૧૧૪, છાપેલી પ્રતમાં **बैजवापेन** બદલે **यजवापेन** છે. પરંતુ સદ્ગત તનસુખરામ પાસેથી હસ્તલિખિત પ્રતમાં **वैजवापेन** છે, એમ ત્યાં તેઓએ કહ્યું છે

"ઐજવાપસ ગોત્રનો બપ્પ નામનો બ્રાહ્મણવર્ય થયો."

અર્થાત્ કુંભારાણાએ પોતે પણ બપ્પને વિપ્ર અને ઐજવાપના ગોત્રનો કહ્યો છે.

વિદ્દદ્વર્ય ઓઝાશ્રીએ આ વચનનું પણ ઉદ્ધરણ કર્યું નથી પરંતુ ગુહિલોનું ગોત્ર ઐજવાપ છે. એમ તેઓએ સ્વીકાર્યું છે, [ પૃષ્ટ ૫૨૮) એટલે તે વિષય વિવાદગ્રસ્ત રહેતો નથી. છતાં અત્ર એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે-ઐજવાપ ગોત્ર થી શું ફલિત થાય છે? વિ. સં. ૧૯૭૧ માં ઔરંગાબાદ નિવાસી પંડિત હરિકૃષ્ણ શાસ્ત્રીએ બ્રાહ્મણોત્પતિમાર્તંડ નામનો ગ્રંથ રચી, તેમાં હિંદુસ્થાનની સઘળી બ્રાહ્મણ જ્ઞાતિઓની ઉત્પત્તિની કથાઓ તથા ગૌત્ર પ્રવરોમાં કોષ્ટકો આપ્યાં છે. તે ગ્રંથ મુંબઇના વેંકટેશ્વર છાપખાનાના માલિક શ્રીયુત ખેમરાજ શ્રીકૃષ્ણદાસે પ્રસિદ્ધ કર્યો છે. તે ગ્રંથ જોતાં તેમાં કોઇપણ જ્ઞાતિમાં ઐજવાપ ગોત્ર હોવાનું જણાતુ નથી, પરંતુ કાઠિઆવાડમાં આવેલ પ્રભાસપાટણના મંદિરમાંથી વિ. સં. ૧૩૨૮ ઇ. સ. ૧૨૭૨ નો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે. તે લેખ ગુજરાતના વાઘેલરાજા વિસલદેવના રાજકવિનાનાકના સંબંધનો છે. તેના નાકને આનંદપુરનો નાગર અને ઐજવાપ ગોત્રનો કહ્યો છે.૧૬ તે સિવાય નાગર ત્રિમાસિકના કાર્યાલય તરફથી નાગરોના પ્રાચીન પ્રવરાધ્યાયને આધારે ॥ **नवज्ञानंतिति नागराः** ॥ એ નામની લઘુપુસ્તિકા બહાર પડેલ છે,૧૭ તે ઉપરથી તેમજ બુંદિ નિવાસી પંડિત ગંગાશંકર પંચોલીકૃત નાગરોત્પત્તિ ઉપરથી૧૮, તથા ઘોઘાભાવનગર વડનગરા નાગર જ્ઞાતિના તેમજ નડિયાદના નાગર બ્રાહ્મણોનાં વસ્તિપત્રકો ઉપરથી૧૯, તથા ઉતરહિંદુસ્થાનના વિસનગરા નાગર જ્ઞાતિના વૃત્તાંતો ઉપરથી૨૦ સિદ્ધ થાય છે કે-વડનગરા તેમજ વિસનગરા નાગર જ્ઞાતિઓમાં પૂર્વકાળથી અદ્યાવધિ ઐજવાપ ગોત્ર ચાલ્યુ આવેલ છે. તે સર્વ પ્રમાણોથી નિષ્પન્ન થાય છે કે-ઐજવાપ ગોત્રનો આનન્દપુરનો વિપ્ર એટલે વડનગરનો નાગર, એવો જ અર્થ થઇ શકે છે.

એ પ્રમાણે ગુહિલોના મૂલપુરૂષોની જન્મભૂમિ, જાતિ, ગોત્ર અને અવટંકમાં કંઇપણ શંકા રહેતી નથી. તો પણ નાગર જ્ઞાતિમાં ગુહદત્ત નામ અને રાવલ અવટંક અસ્વાભાવિક નથી? એવો પ્રશ્ન પણ ઉપસ્થિત કરી શકાય. તે પ્રશ્નનું પણ સપ્રમાણ સમાધાન થઇ શકે છે વલ્લભીરાજા ધ્રુવસેન ૧લાના વ. સં. ૨૨૧ ઇ. સ. ૫૪૦ ના તામ્રપત્રમાં ॥ **आनंदपुरवास्तव्यस्कंदत्रातगुहत्रातब्राह्मणाभ्यां** ॥ એ ઉલ્લેખથી આનંદપુરના બે બ્રાહ્મણોનાં સ્કંદત્રાત અને ગુહત્રાત નામે જોવામાં આવે છે. તેમજ ઉપર્યુક્ત **नवज्ञान्तीति नागराः** એ પુસ્તિકામાં (પુ. ૧૧) તેમજ પંડિત ગંગાશંકર પંચોલીકૃત નાગરો

૧૬ નાગર ત્રિમાસિક, સં, ૧૯૬૫ ના પોષ માસનો અંક (પુ૦ ૮૫-૮૭)
૧૭ નાગર ત્રિમાસિક સંવત ૧૯૬૨ના ચૈત્ર માસના અંકનો વધારો પુ૦ ૧૫
૧૮ પંડિત ગંગાશંકર પંચોલીકૃત નાગરોત્પત્તિ, પુ૦ ૧૯-૨૫
૧૯ નડિયાદના નાગર બ્રાહ્મણોના વસતિપત્રકનો વિ૦ સં. ૧૯૮૨ નો રિપોર્ટ, પરિશિષ્ટ વંશવૃક્ષ ૯ તથા ઘોઘાભાવનગર વડનગરા નાગર જ્ઞાતિના વસતિપત્રકનો ઇ. સ. ૧૯૮૦નો રિપોર્ટ પૃ. ૨૧
૨૦ નાગર પુષ્પાંજલિ લખનૌ, અંક ૩ જો, વિ૦ સં. ૧૯૭૬ પૃ. ૬૫-૭૯ તથા અંક ૪થો વિ૦ સં. ૧૯૭૭ પુ૦ ૬-૧૯]

ત્પત્તિમાં (પુ ૧૩૬) નાગર જ્ઞાતિમાં રાવલ અવટંક પણ પરંપરાથી ચાલતી આવ્યાનું જણાય છે. તે પ્રમાણેથી નામ અને અવટંકની શંકાનું નિરસન થાય છે.

હવે આ વિભાગમાં માત્ર એકજ પ્રમાણ આપવાનું બાકી રહે છે. મહારાણા કુંભાની પછી તેઓના જ્યેષ્ઠ પુત્ર ઉદયસિંહે પાંચ વર્ષ રાજ્ય કર્યા પછી, તે ઉદયસિંહના કનિષ્ઠબંધુ રાયમલે ઇ. સ. ૧૪૭૩ થી ઇ. સ. ૧૫૦૯ સુધી રાજ્ય કર્યું હતું. તે રાયમલ પણ પોતાના પિતા જેવોજ પ્રતાપી અને દાનવીર થઇ ગયો છે.

**રાણા રાયમલજીનો એકલિંગ મહાદેવના મંદિરનો શિલાલેખ.**

કુંભરાણાના રાજકવિ મહેશ્વરે રાણા રાયમલની આજ્ઞાથી એક બૃહત્ પ્રશસ્તિ રચી છે. રાણાશ્રીએ એકલિંગ મહાદેવનો જીર્ણોદ્ધાર કરાવી, તેના ખર્ચમાટે વ્યવસ્થા કરી, તે પ્રસંગે એટલે વિ. સં. ૧૫૪૫ ઈ. સ. ૧૪૯૭ માં તે પ્રશસ્તિ તે મંદિરની એક શિલા ઉપર કોતરાવેલ છે.[૨૧] તેમાં બપ્પથી રાયમલ સુધીનો ઇતિહાસ આપ્યો છે. તેની મહત્તા ઓઝાશ્રીએ પણ સ્વીકારી છે. [રાજપૂતાનેકા ઇતિહાસ પૃ. ૬૫૭] છતાં તેઓએ તેની પ્રસ્તુત વિષયમાં ઉપેક્ષા કરી છે. તે લેખમાં ૬ થી ૧૧ શ્લોકો સુધીમાં મેવાડ અને ચિત્રકૂટ ( ચિતોડ )નું વર્ણન કર્યું છે. ત્યાર પછી શ્લોક ૧૨ થી ૧૬ સુધીમાં બપ્પનો ઇતિહાસ આવે છે. તેમાંથી પ્રસ્તુત વિષયને લગતાં પદો નીચે પ્રમાણે છે.

श्रीमेदपारभुवि नागह्रदे पुरेऽभूत् । वाप्पो द्विजः शिवपदार्पितचित्तवृत्तिः ॥
श्रीमत्त्रिकूटगिरिमंदिरमारराध । हारीतराशिरिह शंकरमेकलिंगं ॥
संवर्धमानपरमर्द्धिरदःप्रभावादन्वग्रहीत् स च मुनिस्तमिह द्विजेन्द्रम् ॥
हारीतराशिवचनाद्वरमिन्दुमौळेरासाद्य स द्विजवरो नृपतिर्बभूव ॥[૨૨]॥

સારાંશ એટલોજ છે કેઃ—

૧ મેવાડમાં નાગહ્રદ ( નાગદા )માં બાપ્પ ( બાપ ) થયો, તે તે દ્વિજ (બ્રાહ્મણ) અને શિવભક્ત હતો.

૨ ત્યાં ત્રિકૂટપર્વત ઉપર એકલિંગ મહાદેવની હારિતરાશિ આરાધના કરતા હતા.

૩ હારીતરાશિએ તે બપ્પદ્વિજેન્દ્ર [ બ્રાહ્મણવર્ય ] ઉપર અનુગ્રહ કર્યો અને તેથી તે [ દ્વિજવર ] બપ્પ રાજા થયો.

આ પ્રશસ્તિ રચનાર મહેશે પોતાનો પરિચય [ શ્લો. ૯૧ થી ૯૬ સુધીમાં ] આપતાં કહ્યું છે કે—તેનો પિતા અત્રિ કુંભરાણાના દરબારનો પંડિત હતો, તે રાજનીતિ, વેદાંત, મીમાંસા અને આન્વિક્ષિમાં કુશળ હતો. તે પોતે રાયમલનો રાજકવિ હતો અને બીજા કવિઓ તેને માન આપતા હતા. આવા કુશલ કવિએ કુશલ રાજાઓની મદદથી શોધેલા ઇતિહાસમાં અશ્રદ્ધા રાખવાનું કંઈ કારણ જણાતું નથી.

---

૨૧ Bhavnagar Inscriptions pp 31 y–133
૨૨ તેજ, પૃ. ૧૧૮. ૨૩ તેજ, પૃ. ૧૨૨.

## (ખ) મેવાડના ગુહિલોના મૂલપૂરૂષોનું ક્ષત્રિયત્વ દર્શાવનારાં પ્રમાણો

આ ઉપવિભાગ શરૂ કરતાંજ કહી દેવું જાઈએ કે-પહેલા ઉપવિભાગમાં મેવાડના ગુહિલોનું વિપ્રત્વ દર્શાવનારા જે લેખો અને ગ્રંથોના આધારે આપવામાં આવ્યા છે, તે તે લેખો તથા ગ્રંથો મેવાડના તે તે સમયના રાજ્યકર્તાઓએ તૈયાર કરાવ્યા હતા. આ ઉપવિભાગમાં ચાર શિલાલેખો, શિક્કાઓ તથા દંતકથાઓનો સમાવેશ કરવામાં આવશે. તે પૈકી માત્ર એક શિલાલેખ સિવાય બીજા ત્રણ લેખો રાજયકર્તાઓ સિવાય ઈતર વ્યક્તિઓએ તૈયાર કરાવ્યા હતા. શિક્કાઓની ચર્ચા કરતાં, તેની ઉપયોગિતાનું મુલ્ય આંકવામાં આવશે. દંતકથાઓ તો દંતકથાઓ જ હોય ! છતાં જે રૂપોમાં તે કથાઓ પ્રચલિત થઇ છે, તેના ઉંડાણમાં સત્ય શું છે, ને શા માટે બીજી અસત્કલ્પનાનાં સ્તરો તેની આસપાસ વિટાઈ વળ્યાં છે, તેનો પણ વિચાર કરવામાં આવશે પ્રથમ ઉપવિભાગની પદ્ધતિને અનુસરીને અહીંયાં પણ શિલાલેખોનાં પ્રમાણો કાલાનુક્રમ મુજબ આપવામાં આવે છે.

**૧ રાણા નરવાહનના સમયનો લકુલીશ અથવાં નાથમંદિરનો શિલા લેખ.**

તે લેખો પૈકી વહેલામાં વેહેલો એક લેખ રાણા નરવાહનના સમયનો છે. પ્રથમ ઉપવિભાગના શકિતકુમારના સૌથી પહેલા લેખ કરતાં ૭ વર્ષ પહેલાં એટલે વિ. સં. ૧૦૨૮ ઇ. સ. ૯૭૧ માં તેની રચના થઈ છે. વિદ્દદ્વર્ય ઓઝાએ તેજ કારણથી શકિતકુમારના આટપુરના લેખના પ્રમાણની સામે આ લેખને મુકયો છે. ( રાજપૂતાન કા ઇતિહાસ, પૃ. ૩૭૮–૩૭૯. ] તે લેખ એકલિંગ મહાદેવના મંદિર પાસે આવેલ લકુલીશ અથવા નાથ મદિરમાંથી પ્રાપ્ત થયો છે. તેમાં પ્રથમના આઠ શ્લોકોમાં નાગહદનું, બાપનું, અને તેના વંશજ ગુહિલ રાજાઓનું વર્ણન કર્યુ છે. ૯ થી ૧૩ મા શ્લોકોમાં લકુલીશ સંપ્રદાયની ઉત્પત્તિનું તથા તેના યોગીઓ અને નાથ સાધુઓનું વર્ણન કર્યું છે. ૧૪ થી ૧૬ મા શ્લોકોમાંથી નીચે પ્રમાણે વચનો મળી આવે છે.

××  क्लेशसमुद्धतात्ममहसः ××× योगिन. ।
शापानुग्रहभूमयो हिमशिलाबन्धोज्वलादागिरेः ॥
रासेतो रघुवंशकीर्तिपिशुनाः ×××× ॥

અર્થાત તે નાથ સાધુઓ શાપ આપવામાં તેમજ અનુગ્રહ કરવામાં બહુ સમર્થ હતા; તથા હિમાલયથી સેતુ બંધ સુંધી રઘુવંશની કીર્તિ ફેલાવનારા હતા. ( પૃ. ૩૭૯ ) ૨૪

અહીયાં જે રઘુવંશ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તે ગુહિલોના મૂલ પુરૂષોને પણ લાગુ પડે છે, એમ ઓઝાજીની વિવક્ષા જણાય છે. પરંતુ ત્યાર પછી તુરત લખાયેલા આટપુરના શિલાલેખથી એ તો નિશ્ચિત થાય છે કે-તે સમય સુધી મૂલપુરૂષ ગુહદત્ત વિપ્ર હતો, તે માન્યતામાં કંઇપણ ફેરફાર થયો ન હતો. તેના વંશજો ક્ષત્રિયો કહેવાયા, તે તો

૨૪ Bombay Asiatic Society Journal Vol 22 pp. તથા Bhavangar Inscriptions, pp, 69-72, 166-67

લેખમાં પણ લખ્યુ છે. તો આ સ્થળે મૂલપુરૂષનું વિપ્રત્વ શી રીતે ઉડાવી દેવાય, તે સમજી શકાતું નથી. નાથ સાધુ હારીતરાશિએ બપ્પને ક્ષત્રિય બનાવ્યો તે બપ્પ ક્ષત્રિય રાજાઓની કન્યાઓને પરણ્યો; તેના વંશજો ક્ષત્રિયો ગણાય, તેમાં આશ્ચર્ય શું છે? તે વંશના આશ્રિત સાધુઓ તે વંશને રઘુવંશ સાથે મેળવી દે અને આખા દેશમાં જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેઓ તેની તેની જયઘોષણા કર્યા કરે, તે પણ એટલું જ સ્વાભાવિક છે. આ લેખ લખાવવાનો શો ઉદ્દેશ હતો? શ્લોક ૧૭ અને ૧૮થી જણાય છે કે–જૈન સાધુઓ અને નાથ સાધુઓ વચ્ચે ધર્મવાદ થયો હતો. તે વાદમાં નાથસાધુના આચાર્ય વેદાંગ મુનિનોવિજય થયો હતો. તે વિજય ના સ્મારક માટે તે વેદાંગમુનિના શિષ્ય, આદિત્ય નાગના પુત્ર, આમ્રકવિએ પ્રશસ્તિ રચી તે પ્રશસ્તિ મંદિરના નિર્માતા નાથ સાધુ સુપૂજિત રાશિ અને તેના શિષ્યો શ્રી માર્તંડ, શ્રી શ્રાતૃપુર; શ્રી મહોરાશિ, વૈવુક, અને શ્રી વિનિશ્ચિતરાશિએ તે મંદિરની શિલામાં કોતરાવી એમ લેખના છેવટના ભાગ ઉપરથી મને અનુમાન થાય છે. તે લેખ કોતરાવવામાં કે પ્રશસ્તિ રચાવવામાં રાણા નરવાહનનો બિલકૂલ હાથ ન હતો. નાથ સાધુઓએ પોતાના આચાર્યનુ ગુણગાન કર્યું છે, સાથે સાથે પોતાના આશ્રયદાતા રાજ્યકર્તાઓની પણ સ્તુતિ ગાઇ છે. તેવા લેખ ઉપર આધાર રાખવો, તે ઉચિત નથી. છતા આધાર રાખવામાં આવે તોપણ તે ઉપરથી મૂલપુરૂષનુ ક્ષત્રિયત્વ બિલકુલ સિદ્ધ થઇ શકતુ નથી.

બીજુ પ્રમાણ રાણા સમરસિંહના માતુશ્રી જયતલ્લ દેવીના વિ. સ. ૧૩૩૫ ઇ. સ. ૧૨૭૮ ના શિલાલેખનુ છે. રાણા સમરસિંહે ઇ. સ. ૧૨૭૪ના

૨ રાણા સમરસિંહનાં ચિતોડના શિલાલેખ તથા ઇ. સ. ૧૨૮૫ ના અચલેશ્વર મહા- માતુશ્રી જયતલ્લ દેવીનો દેવના શિલાલેખમા બપ્પને સ્પષ્ટ રીતે વિપ્ર કહ્યો છે, તેની શ્યામ પાર્શ્વનાથ મંદિરનો સામે વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ આ લખને મૂક્યો છે [રાજપૂતાને શિલાલેખ. [કા ઇતિહાસ પૃ૦ ૩૮૧] આ લેખ ઉપર્યુક્ત બે લેખોના મધ્ય ગાળામા લખાયો છે. તે લેખ ચિતોડના શ્યામપાર્શ્વનાથ મંદિરનો છે જૈનાચાર્ય પદ્યુમ્નમુનિના ઉપદેશથી રાણા સમરસિંહના માતુશ્રી જયતલ્લદેવીએ તે મંદિર બંધાવ્યું, અને પોતાના પુત્ર પાસે તેના ખર્ચનો બંદોબસ્ત કરાવ્યો, તેની પ્રશસ્તિ આ લેખમા કોતરાવામા આવી છે. (પૃ૦ ૪૮૦) તે લેખમાથી નીચે પ્રમાણે વચનો પ્રાપ્ત થાય છે.

श्री एकलिंगहराराधन पाशुपताचार्य हारीतराशिः
.... क्षत्रियगुहिलपुत्र सिंहलब्ध महोदयाः ॥ ( पृ ३७२ )

અહીયા ઓઝાશ્રીએ ગુહિલનો અર્થ ગુહદત્ત કર્યો છે (પૃ ૩૮૧) અને ક્ષત્રિય વિશેષણ તેને લાગુ પડે છે, એમ તેઓનુ કહેવુ છે પરંતુ ગુહિલ શબ્દનો પ્રથમ પ્રયોગ ગુહદત્તથી છઠ્ઠી પેઢીએ થઇ ગયેલ રાજા અપરાજિતના વિ સ ૭૧૮ ઈ સ ૬૬૧ ના શિલાલેખમાથી પ્રાપ્ત થાય છે (પૃ ૪-૩) તેમા અપરાજિતને ગુહિલાન્વયી કહેલ છે તે લેખના ગુહિલનો અર્થ ગુહદત્ત નહિ, પણ ગુહદત્તનો વંશ એવો જ થાય છે ત્યાર પછી

નગભગ નગુસે વર્ષ પછી એટલે ઈ સ ૯૭૭ ના આગપુરના શિલા લેખમા પણ ગુહદત્ત ને ગુહિલ ક્હ્યો નથી ત્યાર પછી લગભગ ત્રણસે વર્ષો પછી ગણા સમરસિંહના સમયમાં ગુહિલવંશની ઉત્પત્તિનું જ્ઞાન લુપ્ત થયુ હતુ તેજ કારણથી સમરસિંહના લેખમા બપ્પને મનપુરૂષ ક્હ્યો છે અને ગુહિલને તેનો પુત્ર ક્હ્યો છે તે સિવાય પણ ત્યા જે વંશાવલિ આપી છે તેમા અનેક અશુદ્ધિઓ જોવામા આવે છે તે અશુદ્ધિઓ ત્યાર પછી લગભગ બસે વર્ષે ગણાકુંભાએ સુધારી છે અર્થાત્ આ સ્થળે ગુહિલ શબ્દ નો પ્રયોગ વ્યક્તિવાચક નામ તરીકે નહિ પણ વંશવાચક તરીકે કરવામા આવ્યો છે છતા ધારો કે વ્યક્તિવાચક નામ તરીકે તેનો ઉપયોગ કરવામા આવ્યો હોય તો પણ તે ગુહિલ મૂલપુરૂષ નહતો સમરસિંહના સમયમા તો મૂલપુરૂષ બપ્પજ મનાતો હતો. તે રીતે જેના પણ ક્ષત્રિય વિશેષણ મલપુરૂષને લાગુ પડતુ નથી, તેના વંશજો ને જ લાગુ પડ છે, એમ સબલ અનુમાન થાય છે

અટલુંજ નહિ પણ આ સ્થળે ગુહિલને વ્યક્તિવાચક ગણીએ તો બીજી આપત્તિ એ આવશે કે—જેના પુત્રનુ નામ સિંહ હતુ સમ સિંહના સમયમા પણ ગુહિલથી સાતમી પેઢીએ સિંહ નામનો રાજા થયાનુ માનવામા આવતુ હતુ (પૃ ૩૯૮–૯૯ ] તે કારણથી પણ ગુહિલપુત્રસિંહ એટલે ગુહિલવંશમા ઉત્પન્ન થયેલ સિંહ, એજ અર્થ થઈ શકે છે, અને ક્ષત્રિય વિશેષણ તેનેજ લાગુ પડ છે

કદાચ આ સ્થળે પ્રયુક્ત સિંહ શબ્દ એક વ્યક્તિવાચક નહિ હોય ગુહદત્તથી ૧૮મી પેઢીએ એટલે ઈ સ ૧૨ મા સૈકાથી મેવાડની ગાદીએ જે રાજાઓ થયા, તેઓએ સિંહાન્ત નામો ધારણ કર્યા છે ( પૃ ૫૨૧ ), જેમા જયતલ્લ દેવીના પતિ અને પુત્રનો પણ સમાવેશ થાય છે તે કારણથી જેમ ગુપ્તાન્ત નામધારી સમુદ્રગુપ્ત અને ચન્દ્રગુપ્તના વંશજો ગુપ્તવંશી તથા વર્ધનાન્ત નામધારી હર્ષવર્ધન રાજાના વંશજો વર્ધનવંશી કહેવાય છે, તેમ આ મેવાડના સિંહાન્ત નામધારી ગુહિલ રાજાઓ કદાચ તે સમયે સિંહવંશી પણ કહેવાતા હશે તે કારણથી ઉપરના ઉલ્લેખમાનુ સિંહપદ સિંહનામના રાજાને નહિ, પણ આખા ગુહિલવંશને અનુલક્ષીને વાપરવામા આવ્યુ હશે, તેવુ પણ અનુમાન થઈ શકે છે બન્ને હકીકતો ધ્યાનમા લેતા આખા પદનો અર્થ નીચે મુજબ થાય છે,

" ક્ષત્રિયજાતિના ગુહિલવંશમા ઉત્પન્ન થયેલ સિંહનામા "

' અથવા સિંહપદધારી રાજાઓ "

એવો અર્થ થતા, ઓઝાશ્રી ઈચ્છે છે તેમ મનપુરૂષને આ પદથી ક્ષત્રિયત્વનો સ્પર્શ પણ થઈ શકતો નથી, તે સુસ્પષ્ટ છે

વળી આ લેખ સમરસિંહે પોતે અથવા તેની આજ્ઞાથી તેના રાજકવિએ લખ્યો નથી તેઓની માતુશ્રીએ જૈન મન્દિર બધાવી જૈનાચાર્યને મદદ આપી તેથી તે આચાર્યે પ્રશસ્તિ રચાવી શિલામા કોતરાવી છે જૈનાચાર્યનો ઉદ્દેશ તો માત્ર આશ્રયદાતાની સ્તુતિ કરવાનો હતો તેની પાસેથી ઇતિહાસની સખ્ત વિશુદ્ધિની આશા શી રીતે રાખી શકાય?

ઇ સ ૧૪૮૭મા મહારાણા કુંભાના પુત્ર રાયમલજીએ એકલિંગ મહાદેવના મદિરમા શિલાલેખ કોતરાવ્યો છે (જુઓ પાઠ્ય પૃ ૮૨) તે લેખની તો ઓઝાશ્રીએ ઉપેક્ષા કરી છે પરંતુ તેની સામે એક લેખ તેજ રાયમલજીના સમયનો ઈ સ. ૧૫૦૦નો છે, તેનું પ્રમાણ આપ્યુ છે [ રાજપૂતાનેકા ઇતિહાસ પૃ ૩૮૨ ] તે લેખ જોધપુરના રાજ્યમા આવેલ નારલાઈ ગામના આદિનાથ મદિરમાથી પ્રાપ્ત થયો છે તે લેખથી જણાય છે કે—ઓશવાલ જ્ઞાતિના જૈન શેઠોએ રાણા રાયમલજીના કુવર પૃથ્વીરાજની પરવાનગી લઇને આદિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી તેની પ્રશસ્તિનો તે લેખ છે[૨૫] તેમાથી નીચે પ્રમાણે પાઠ પ્રાપ્ત થાય છે

રાણા રાયમલજીના સમયનો નારલાઇ ગામના આદિનાથજીના મદિરનો શિલાલેખ

अथेह श्री मेदपाटदेशे। श्री सूर्यवंशे महाराजाधिराज श्री शीलादित्यवंशे। श्री गुहदत्त राउलश्रीबप्पाक श्रीखुमाणादि महाराजान्वये॥

તેનો સારાંશ જણાય છે કે—

(૧) શીલાદિત્ય સૂર્યવશી હતો

(૨) તેના વશમા ગુહદત્ત અને રાઉલ શ્રી બપ્પ થયા

આ ઉપરથી મેવાડના ગુહિલવશના મૂળપુરુષો સૂર્યવશી હતા, એમ વિદ્વદ્વર્ય ઓઝાશ્રી કહેવ છે (પૃ ૩૮૨)

અહીયા સ્પષ્ટરીતે ગુહિલોના મૂળપુરૂષો ગુહાદિત્ય અને બપ્પને શીલાદિત્યના વશના કહ્યા છે તે શીલાદિત્ય કોણ ! આ શીલાદિત્ય તે ગુહાદિત્યથી પાચમી પેઢીએ થઇ ગયેલ શીલાદિત્ય નજ હોવો જોઈએ જૈનોની માન્યતા હતી કે તે ગુહાદિત્ય વલ્લભીપુરના છેલ્લા રાજા શીલાદિત્યની રાણી પુષ્પાવતીનો પુત્ર હતો તેને વડનગરની નાગરબ્રાહ્મણી કમલાવતીએ ઉછેર્યો હતો, અને તેણે ઇડરનુ રાજ્ય મેળવ્યુ હતુ વલ્લભીપુરનો નાશ ઇ સ ૫૨૪ મા કોઇ વિદેશી રાજાએ કર્યો હતો, એમ જૈન ગ્રથોના આધારે કર્નલ ટોડે નક્કી કર્યું છે[૨૬] તેઓએ આખી દતકથાનુ બહુ મનહર વર્ણન કર્યું છે[૨૭] પરતુ વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ તે દતકથાના ચુરેચુરા કરી નાખ્યા છે ( રાજપૂતાને કા ઇતિહાસ પૃ ૩૮૫–૩૮૯ ) તે યથાર્થજ છે વસ્તુત વલભીનાગ્રપત્રોમાના કોઇપણ તામ્રપત્રમા વલભી રાજાઓને સૂર્યવશી કહ્યા નથી તેઓએ પોતેજ પોતાને મૈત્રકવશી કહ્યા છે મૈત્રકવશનો અર્થ સૂર્યવશ થઇ શકે, પરતુ પુરાણામા કે મહાભારત અને રામાયણમા પણ સૂર્યવશનો પર્યાય મૈત્રકવશ જોવામા આવતો નથી તેથી મૈત્રકવશને કોઇ સ્વતત્રવશજ માનવો પડશે એટલુજ નહિ પણ વલ્લભી પુરનો નાશ ઇ સ ૫૨૪ મા નહિ પણ ઈ સ ૭૭૫ મા સિધના આરબોએ કર્યો હતે, તે પણ ચોક્કસ છે[૨૮] એથી ઉલટુ મેવાડના અનપુપ ગુહાદિત્યથી પાચમી પેઢીએ થઇ ગયેલ શીલાદિત્યનો એક લેખ વિ સ ૭૦૩ ઈ સ ૬૪૬નો પ્રાપ્ત થયો છે તે ઉપરથી

૨૫ Bhavnagar Inscription pp 140–143

ગુહાદિત્યનો સમય ઈ. સ. ૫૬૬ નો ઓઝાશ્રી અટકળે છે, તે બરાબર છે. [પૃ. ૪૦૨ ] આ બન્ને હકીકતો જોતાં મૂલપુરૂષ ગુહદત્ત સાથે ઉપર્યુકત લેખમાં કહેલ શીલાદિત્ય સાથે કંઈપણ સંબંધ હતો નહિ એમ સ્પષ્ટ થાય છે. રાણા રાયમલજીના કુંવર પૃથ્વીરાજની પરવાનગી મેળવનાર જૈન શેઠો પોતાના ધર્મગ્રથોમાં લખેલી કથાઓને અનુસરીને પોતાના રાજ્યકર્તાઓનું ભલુ મનાવવાને જે કઇ લખે તે તો કદાચ ચાલી શકે. પરંતુ વિદ્દદ્દર્ય ઓઝાશ્રીએ આ લેખને મહારાણા કુભા અને રાણા રાયમલજીના લેખો સાથે મુકવાની શા માટે હિમ્મત કરી છે, તે સમજી શકાતુ નથી. મારાશ એજ છે કે તે લેખમાં લખેલ હકીકત કેવળ અયથાર્થ હોવાથી, તેનું અપ્રમાણ્ય સ્વત: સિદ્ધ થાય છે.

૪ રાણા રાજસિંહના સમયનો રાયસાગરના શિલાલેખો.

હવે રહ્યો રાયસાગરનો લેખ વિદ્દદ્દર્ય ઓઝાશ્રીએ તે લેખની ઉપેક્ષા કરી છે, તે યોગ્યજ છે. જે સમયે દિલ્હીના તખ્ત ઉપર હિંદુધર્મનું નિકદન કાઢી નાખવાને ભગીરથ ઉદ્યોગ કરનાર ઔરંગજેબ બાદશાહ થયો, તે સમયે ઉદયપુરની ગાદીએ તે ઔરંગજેબ જેવા મદોન્મત્ત હસ્તિના ગંડસ્થલનુ ભેદન કરી માણિક્ય હરી જનાર રાણા રાજસિંહને ઇશ્વરે પ્રકટ કર્યા હતા (ઇ. સ ૧૬૬૦-૧૬૮૦) જ્વાલામુખી પર્વત ફાટી નીકળે તેની જેમ મુસલમાનો એક ખુણેથી ફાટી નીકળ્યા, અને આખા દેશ ઉપર દાવાનલની પેઠે ફરી વળ્યા. તેઓ અહી તહીં, જ્યા ત્યાં ઇચ્છિતાનુસાર વિધ્વંસ કર્યા કરતા હતા. તે સમયે હિંદુસ્થાનની, હિંદુસમાજની અને હિંદુધર્મની પ્રતિષ્ઠાનુ તેમજ ગૌરવનુ કોઇએ પણ રક્ષણ કર્યું હોય તો તે ઉદયપુરના રાજ્યકર્તાઓ જ હતા. રાણા પ્રતાપસિંહથી તો અકબર જેવો બાદશાહ પણ થરથરતો હતો. ઉદયપુરના રાજવંશમાં ખરૂ ક્ષત્રિયત્વ છે, એમ તેઓએ સિદ્ધ કરી આપ્યું હતુ વિદ્દદ્દર્ય ઓઝાશ્રી કહે છે તેમ તે સમયાન્તરમા ભાટચારણોએ, કવિઓએ અને પંડિતોએ ગ્રંથો ગુથી ગુહિલવંશના કીર્તિસ્તંભો ઉભા કર્યા હતા. (રાજપૂતાનેકા ઇતિહાસ પૃ૦ ૩૯૭] જૈનોએ તો વલ્લભીપુરના શીલાદિત્ય સાથે તેનો સબધ મેળવી દીધો હતો વલ્લભીરાજાઓ સૂર્યવંશી હતા એમ તેઓએ ઠરાવ્યું હતું, ત્યારે હવે ઈ. સ. ના સતરમા સૈકાના કવિઓનો વિશેષ શો પ્રયાસ કરવાનો રહ્યો ? પંડિતો તૈયાર હતા, કવિઓની ખોટ ન હતી. તેઓએ વિવસ્વાન્ (સૂર્ય) ના પુત્ર મનુ સાથે ગુહિલ રાજાઓની વંશાવલિ મેળવી દીધી. રાણા રાજસિંહના દરબારના એક તૈલિંગ બ્રાહ્મણ, રણછોડ પંડિતે રાજપ્રશસ્તિ નામનો એક સંસ્કૃત ભાષામાં વિસ્તૃત ગ્રન્થ રચ્યો

કર્નલ ટોડ કહે છે કે રાણા રાજસિંહ ગાદીએ બેઠા પછી મેવાડમાં એક ભયંકર દુષ્કાળ પડ્યો. તે પ્રસગે પોતાની પ્રજાનુ કાયમને માટે જનાભાવનુ દુઃખ ટાળવાને ઉદયપુરથી

૨૯ ટોડકૃતરાજસ્થાનનો ઇતિહાસ ( ગુજરાતી ], સસ્તું સાહિત્ય પ્રચારક મંડળનુ ભાષાંતર પૃ. ૧૯.

૨૭ તેજ, પૃ ૯-૧૧

૨૮ History of Mediaeval India by C. V Vaidya Vue. F p 245

પચીશ માઇલ દૂર રાજનગર કાકરોલી નગર પાસે અર્વાચીની પર્વત માળામા એક અતિ વિશાલ સરોવર તેઓએ બધાવ્યુ, અને તેનુ નામ ગયસાગર અથવા ગયસમદ પાડ્યુ ૨૯ વિ સં ૧૭૧૮ ઈ સ ૧૬૬૧ મા તેનું ખાતમહુર્ત કરવામા આવ્યું અને ત્યાર પછી ચૌદ વર્ષે આખુ સરોવર તૈયાર થતા વિ સ. ૧૭૩૨ ઇ સ ૧૬૭૫ મા તેની પ્રતિષ્ઠા કરવામા આવી તે સરોવરની કેટલીક શિલાઓ ઉપર તે રાજપ્રશસ્તિનો બીજો અને ત્રીજો સર્ગ કોતરાવવામા આવ્યો તે સિવાય જૈન કવિ માને ગજવિલાસ નામનો એક બૃહત્ ગ્રથ હિદી કાવ્યમા રચી તૈયાર કર્યો તે બન્ને ગ્રથોમા મેવાડના ગુહિલવશને રઘુવશ સાથે મેળવી દેવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે આજ દિવસ સુધી રજપૂતાનાના ઇતિહાસ લખનારે તે ગ્રથો ઉપર બહુ આધાર રાખ્યો છે, તેથી જ તેનું અત્ર કઇક અતિસ્તર વિવેચન કરવાની જરૂર પડી છે

તે શિલાઓ ઉપર પ્રથમ રાજપ્રશસ્તિનો બીજો સર્ગ કોતરાવવામા આવ્યો છે ૩૧ તના ત્રીજા શ્લો મા ભાગવતના નવમા સ્કધને અનુસરીને વિશ્વોત્પત્તિ કરનાર નારાયણથી ઋષભદેવનુ વર્ણન કર્યો પછી ત્રીજાથી એકત્રીશ શ્લોક સુધીમા વિવસ્વાન્ ( સૂર્ય )થી સુમિત્ર સુધી સૂર્યવશી એકસોઆવીસ રાજાઓના નામો ગણ્યા છે તે સુમિત્રના પુત્ર વજ્રનાભથી સિહરથ સુધી અગિયાર રાજાઓએ અયોધ્યામા રાજ્ય કર્યું એમ કહેવામા આવ્યુ છે ( શ્લો ૩૨ થી ૩૫ )[૩૨] તેમા કર્નલટોડના લખવા મુજબ ઈ સ ૧૪૪ મા વડનગર વસાવનાર કનકસેન અને ત્યાર પછી વલ્લભીપુર વસાવનાર વિજયસેનનો પણ સમાવેશ થાય છે કર્નલટોડે તે હકીકત જૈનગ્રથોના આધારે લખી છે,[૩૩] પરતુ આ પ્રશસ્તિમા તેનો કશો ઈસારો કરવામા આવ્યો નથી તે સિહરથના પુત્રને વિજયભૂપ કહેવામા આવ્યો છે તે વિજયભૂપ અયોધ્યેથી નીકળી દક્ષિણમા ગયો, ત્યા તેણે અનેક રાજાઓને જીતી પોતાનુ રાજ્ય જમાવ્યુ ( શ્લો ૩૮ ) લેખના બીજા ભાગમા ત્રીજો સર્ગ શરૂ થાય છે, તેમા શ્લોક ૨ થી ૫ મા સુધીમા વિજયભૂપથી ગુહાદિત્ય સુધી આદિત્યાન્ત નામવારી ચૌદ રાજાઓના નામો ગણ્યા છે [૩૪] તે ગુહાદિત્યના પુત્રને બપ્પ કહ્યો છે એમ બપ્પ સુધીમા કુલ એકદર એકસોઅડતાલીસ રાજાઓની વશાવલિ આપી છે ગુહાદિત્યના વશજો ગુહિલો કહેવાયા, બપ્પે નાગહ્રદમા હારીતરાશિની સેવા કરી અને એકલિગ મહાદેવ ઉપર તપશ્ચર્યા કરી બન્નેના અનુગ્રહોથી તેને ચિતોડના રાજ્યની પ્રાપ્તિ થઇ વિ સ ૧૯૧ ઇ સ ૧૩૪

૨૯ ટૉડ કૃત રાજસ્થાનનો ઇતિહાસ [ગુજરાતી], સસ્તુ સાહિત્ય પ્રચારક મડળનુ સસ્કરણ, ૮ ભા। ૧ પૃ ૨૩૯-૪૦

૩૦ ભાવનગર ઇન્સ્ક્રીપશન્સ, પૃ ૧૪૭, સર્ગ ૨ જો, શ્લો ૩૮ ને અતે ગુજરાતી ઉલ્લેખ

૩૧ Bharnagar Iuscription pp 145-154

૩૨ તેજ પૃ ૧૪૭ ૩૩ ટૉ. રાજસ્થાન ગુજરાતી પૃ ૪-૫.

૩૪ ૧ વિજયાદિત્ય, ૨ પદ્માદિત્ય, ૩ હરદત્તાદિત્ય, ૪ સુજસાદિત્ય, ૫ સુમુખાદિત્ય ૬ સોમાદિત્ય, ૭ શીલાદિત્ય ૮ કેશવદિત્ય, ૯ નાગાદિત્ય, ૧૦ ભોગાદિત્ય, ૧૧ દેવાદિત્ય, ૧૨ આશાદિત્ય, ૧૩ કાલભોજાદિત્ય અને ૧૪ ગહાદિત્ય ૩૫ તેજ પૃ ૧૫૧

મા ચિતોડના મોરી રાજાને જીતી લઇ મેવાડમા તેણે મોટા રાજ્યની સ્થાપના કરી ( શ્લો ૨–૧૯) ત્યારપછી તેના વશજોનું–રાવલ, સીસોદીયા અને રાણાઓનું શ્લોક ૧૪ સુધીમા વર્ણન કરી પ્રશસ્તિ રચનારે પોતાના કુલનો પરિચય કરાવ્યો છે ૩૫

વિદ્દ્વર્ય ઓઝા શ્રી કહે છે, તેમ રણછોડ પડિતે સુમિત્રથી રાણા હમીર સુધી જે વશાવલિ આપી છે, તેમા કેટલાક રાજાઓના નામ ઉલટ પુલટ કરી નાખ્યા છે, કેટલાક છોડી દેવામા આવ્યા છે અને કેટલાક નવા કલ્પિત બનાવી ઘુસાડી દેવામા આવ્યા છે. સીસોદીયા અને રાવલ શાખાઓના રાજાઓનુ મિશ્રણ કરી નાખ્યુ છે, તેના રાજ્યકાલનાં જે વર્ષો આપ્યા છે, તે પણ યથાર્થ નથી ( રાજપુતાનેકા ઇતિહાસ પૃ ૩૯૫–૯૭ ) એટલી બધી યુકિત પ્રયુકિત કર્યા છતા પણ પડિતજી પોતાના આશ્રયદાતા રાજાઓના વશને રઘુવશ સાથે મેળવવામા સફલ થયા નથી ભાગવતના નવમા સ્કધને અનુસરીને તેઓએ રઘુવંશની વશાવલિ રાજા સુમિત્ર સુધી આપી, તેમા કઇ બુદ્ધિને કસવાની જરૂર ન હતી પરતુ અતિમ રાજા સુમિત્રના વશનો વિસ્તાર તેઓએ શા ઉપરથી લખી કાઢ્યો, તેને માટે તેઓ મુગા રહ્યા છે ? તે તો ગમે તેમ હોય, તેજ નવમા સ્કધમા તેજ સ્થળે સ્પષ્ટ કહ્યુ છે કે–સુમિત્રથી સૂર્યવશની સમાપ્તિ થાય છે તેની ઉપર તેઓનુ ધ્યાન શા માટે ગયુ નથી ? ૩૬ વસ્તુત સુમિત્રના સમયમા એટલે ઇ સ ચોથા અથવા પાચમા સૈકામા મગધનો રાજા મહાનદિનો પુત્ર મહાપદ્મનદ થયો તે નદે પુરાણા સઘળા ક્ષત્રિય રાજ્યોનો નાશ કર્યો, તેમા સુમિત્ર અને તેના રાજ્યની પણ તેણે તેની દશા કરી, એમ સઘળા પુરાણો એક અવાજે કહે છે ૩૭ છતા સુમિત્રના અગિયાર વશજોએ અયોધ્યામા ત્યાર પછી રાજ્ય કયુ, એમ કહેવાની પડિતજી હિમ્મત કરે છે, તે ખરેખર આશ્ચર્ય જેવુ છે સુમિત્રથી બપ્પ ૨૬ મી પેઢીએ થયો, અને તેણે વિ સ ૧૯૧ ઇ સ ૧૩૪ મા ચિતોડનુ રાજ્ય જીતી લીધુ, એમ કહીને વજ્રનાભથી બપ્પ સુધીના પાચસે છસે વર્ષોનો હીસાબ તેઓએ પતાવી દીધો છે પરન્તુ તેમ કરવામા તેઓએ મજ્જડ ભૂલ ખાધી છે ૩૮ બપ્પ ગુહદત્તનો પુત્ર ન હતો તેણે વિ સ ૧૯૧ ઇ સ ૧૩૪ મા નહિ પણ વિ સ ૭૯૧ ઇ સ ૭૩૪ મા ચિતોડ જીતી લીધુ હતુ, એમ ઓઝાશ્રીએ અનેક વિશ્વસનીય પ્રમાણો આપી સુસ્થાપિત કર્યુ છે ( પૃ ૪૧૦–૪૧૪ ) અર્થાત્ પડિતજીએ તે વશાવલિ પોતાના રાજાને રજન કરવા માટે બીજા ભાટોની ખ્યાતોનો આધાર લઇ ઉપજાવી કાઢી છે

३६ रणको भविता तस्मात् सुरथस्तनयस्तत ॥
सुमित्रो नाम निष्ठा त एते वार्हद्बलान्वया ॥१५॥
इक्ष्वाकुणामय वश सुमित्रान्तो भविष्यति ।
यतस्त प्राप्य राजान सस्था प्राप्स्यति वै कलौ ॥१६॥

શ્રીમદ્ ભાગવત, સ્કધ ૯, અ ૧૨

મત્સ્યપુરાણનો અ ૨૭૧ શ્લો ૧૬ પણ તેજ મુજબ છે

૩૭ વિષ્ણુ પુરાણ અશ ૪, અ ૩૪, પ ૨૦–૨૧, શ્રીમદ ભાગવત સ્કધ ૩ અ ૨ શ્લોક ૮–૯–૧૦, વાયુપુરાણ અ ૨૭૦ શ્લો, ૩૨૬–૩૨૭ બ્રહ્માડ પુરાણ ઉ પા અ ૭૪, શ્લોક ૧૩૯–૪૦, મત્સ્ય પુરાણ અ ૨૭૨ શ્લોક ૩૧૮–૨૨

ટુંકામાં એટલું જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે–રાયસાગરના લેખની વંશાવળી કેવળ કલ્પિત હોવાથી અવિશ્વસનીય જ છે

એ રીતે મેવાડના ગુહિલોના મૂલપુરુષોનું ક્ષત્રિયત્વ દર્શાવનાર પ્રમાણોનું અપ્રામાણ્ય સુસ્પષ્ટ થાય છે

## ૫ બપ્પનામાંકિત સુવર્ણમુદ્રાનું પ્રમાણ

વિદ્વદ્વર્ય ઓઝા શ્રીને અજમેરમાંથી ‘ શ્રી બોપ્પ ’ નામાંકિત એક સોનાનો સિક્કો પ્રાપ્ત થયો છે મેવાડના ગુહિલોને સૂર્યવંશી ઠરાવવાને માટે બીજા સઘળા પ્રમાણો કરતા આ સિક્કાના પ્રમાણને તેઓએ વધારે વજનદાર ગણેલ છે ( રાજપુતાનેકા ઇતિહાસ, પૃ ૩૮૪ ) તેઓએ તે સિક્કાનું વિવરણ અને વિવેચન નાગરીપ્રચારિણીપત્રિકા [ ભાગ ૧ પૃ ૨૪૧–૨૮૫ ] મા વિસ્તારપૂર્વક કર્યું છે તેનો સંક્ષિપ્તસાર રાજપુતાનેકા ઇતિહાસમાં પણ આપ્યો છે ( પૃ ૪૧૪–૪૧૬ ] છતા એટલી નોધ તો કરવી જ પડશે–તે શિક્કાનું મૂલ્ય બીજા કુશળ મુદ્રાતત્ત્વવેત્તાઓની કસોટીએ અંકાયુ નથી ઓઝા શ્રી કહે છે કે–તે સિક્કાની એક બાજુ ઉપર ‘ શ્રી બોપ્પ ’ શબ્દ છે તે ઉપરથી તે સિક્કો ચિતોડ જીતી લેનાર બપ્પ રાવલનો છે પરંતુ તે પહેલા શીલાદિત્યનો એક શિક્કો ઉદયપુરના શાસ્ત્રી શોભાનાથજીને પ્રાપ્ત થયો છે, [ પૃ ૪૦૩ ] તેમજ ગુહિલ, ગુહિલપતિ, મહારાણા કુંભ, મહારાણા સંગ, રાણારત્નસિંહ અને રાણા વિક્રમાજીતના બીજા અનેક શિક્કાઓ પ્રાપ્ત થાય છે, [૩] તે સઘળા સિક્કાઓથી આ શિક્કો તદ્દન વિલક્ષણ જ જણાય છે તે કારણથી પણ તેનું વિશેષ પરીક્ષણ કરવાની અપેક્ષા રહે છે કલકત્તાના પ્રાચિન મ્યુઝીયમમા જે શિક્કાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે તેમા કુશાનવંશી કનિષ્કના પુત્ર હુવિષ્કના ત્રણ ત્રાંબાના સિક્કાઓનો પણ સમાવેશ થાય છે તે શિક્કાઓની એક બાજુએ ‘ મેપો ’ અથવા ‘ નેપો ’ એવો શબ્દ વંચાય છે અને બીજી બાજુએ સૂર્યનુ

---

Vincent Smith s Early History of India, 2nd ed p 32

૩૮ શ્રીરાયચંદ્રવસુની ગણત્રી મુજબ મહાપદ્મનંદ ઇ સ પુ ૪૨૨ મા ગાદીએ બેઠો Matsya Purana, English Translation, Panini office Appendix 2, p 11 પરંતુ વિન્સેંટ સ્મિથ પ્રમાણે ઇ સ પુ ૩૬૧ મા તે ગાદીએ બેઠો Early History of India 2nd ed, p 44 મહાનંદથી બપ્પ સુધી ૨૬ રાજાઓનો સરેરાશ પ્રત્યેકના ૨૦ વર્ષ મુજબ ગણતા ૫૨૦ વર્ષનો થાય તે હીસાબે ગણતા બપ્પે ઇ સ ? ૪ મા ચિતોડનું રાજ્ય જીતી લીધું હશે તો હાથ ૨૬ રાજાઓનો અંતર લગભગ બરાબર થઇ રહે પરંતુ ખરી રીતે બપ્પનો રાજ્યાભિષેક ઇ સ ૭૩૪ નો છે તે હીસાબે ગણતા ૨૬ રાજાઓના રાજ્યકાળમાં વસુચંદ્રની ગણત્રી પ્રમાણે તે ૬૩૬ વર્ષનો અને વિન્સેંટ સ્મિથની ગણત્રી સ્વીકારીએ તો ૫૮૫ વર્ષનો ફેર આવે તેટલે સમય પુરો કરવા બીજા ૩૦ રાજાઓના નામો ઉમેરવા પડે અર્થાત રણછોડ પંડિતની એટલી વંશાવલિ તો બિલકુલ નકામી થઈ પડે છે

૩૯ રાજપુતાનેકા ઇતિહાસ, પૃ–૪૦૦, ૪૨૯, ૬૬૪ ૭૦૪ અને ૭૧૨

ચિન્હ તો ૨૫૪૮ જણાય છે [૪૦] તેને મળતો આ પ્રસ્તુત શિક્કો શા માટે ન હોય ? ઈ. સ. ૧૮૬૯ માં આગ્રામાંથી મળી આવેલા ગુહિલનામાંકિત રૂપાના ૨૦૦૦ શિક્કાઓ અને ગ્વાલીયર પાસે આવેલ નરવર ગામમાંથી પ્રાપ્ત થયેલ ગુહિલપતિનામાંકિત શિક્કો જોઇને કનિંગહામનો એવો અભિપ્રાય થયો છે કે તે શિક્કાઓ હુણવંશી મિહિરગુલના કોઇ વંશજના હોવા જોઇએ ( પૃ-૪૦૦, પાદટિપ્પણ ) [૪૧] પ્રસ્તુત સોનાનો શિક્કો પણ હુવિષ્ક અથવા મિહિરગુલના કોઈ વંશજનો શા માટે ન હોય ? છતા વિદ્વદ્વર્ય ઓઝા શ્રી એ તેનુ સૂક્ષ્મનિરીક્ષણ કર્યુ છે, અને ત્યાર પછીજ પોતાનો નિર્ણય પ્રકટ કર્યો છે, એમ તેઓ કહે છે ત્યારે તેમા શંકા લાવવાનુ ઉચિત જણાતુ નથી.

આ એક જ પ્રશ્નને અવકાશ રહે છે પ્રસ્તુત શિક્કા ઉપર સૂર્યનુ ચિન્હ હોવાથી તે ચિન્હ સૂર્યવંશ સૂચક છે, એમ ઓઝાશ્રી અર્થ કરે છે શુ સૂર્યનુ ચિન્હ સૂર્યવંશ સૂચક જ હોઈ શકે ? તેનો બીજો કઇ અર્થ થવાનો સંભવ જ નથી ? પ્રસ્તુત શિક્કાની એકબાજુએ ૧ માળા, ૨ શ્રી બોપ્પ, ૩ ત્રિશૂલ, ૪ શિવલીંગ, ૫ નંદી, ૬ નમસ્કાર કરતો પુરૂષ, અને બીજી બાજુએ ૧ માળા, ૨ ચામર, ૩ સૂર્ય, ૪ છત્ર, ૫ ગાય, ૬ વત્સ ૭ પાત્ર, ૮ બે રેખાઓ-એટલા ચિન્હો જોવામા આવે છે ( પૃ-૪૧૪-૧૬ ) પરંતુ તેવા ચિન્હોવાળા અનેક બીજા શિક્કાઓ જૂદા જૂદા કાળના, જૂદી જૂદી જાતિના અને જૂદા જૂદા વંશના રાજાઓના પ્રાપ્ત થયા છે. ઇ સ પૂર્વે ૨૫૦ થી ઇ. સ ૩૩૦ સુધીના સમયાન્તરના તેજ રજપૂતાનામાથી જયપુર પાસે આવેલી પ્રાચીનનગર અથવા કર્કોટક નગર ગામના ખંડેરમાથી કાર્લાઇલને માલવ ગણના ૬૦૦૦ શિક્કાઓ પ્રાપ્ત થયા છે. સિંધિયાના રાજ્યમા આવેલ પ્રાચીન વિદિશા નગરી અથવા અર્વાચીન ભિલ્સા ગામમાથી તેજ માલવગણના ત્રાંબાના શિક્કાઓ પંડિત ભગવાનદાસ ઈંદ્રજિતને મળી આવ્યા હતા; [૪૩] ઇ સ. પૂર્વે ૧૦૦ થી ઇ સ. ૩૩૦ સુધીના સમયાન્તરમા યુક્ત પ્રાંતમા આવેલ પ્રાચીન અહિચ્છત્ર અથવા અર્વાચીન રામનગરના ખંડેરોમાથી મિત્રાન્ત નામધારી રાજાઓ પૈકી ભાનુમિત્ર અને સૂર્યમિત્રનામાંકિત શિક્કાઓ તથા અચ્યુતનામાંકિત શિક્કાઓ પ્રાપ્ત થયા છે, [૪૪] ઇ સ ૧૨૦ થી ઇ સ ૧૮૦ સુધીના સમયાન્તરમા કુષણવંશી કનિષ્ક અને હુવિષ્કના સોનાના તેમજ ત્રાંબાના શિક્કાઓ મળી આવ્યા છે [૪૪] ઇ. સ. ૫૦૦ ની આસના હૂણરાજા તોરમાનના અને ત્યારપછી તેના પુત્ર મિહિરકુલના ત્રાંબાના શિક્કાઓ પ્રાપ્ત થયા છે [૪૪] તે સઘળા શિક્કાઓની એક બાજુએ જૂદા જૂદા ચિન્હો તથા અક્ષરો જોવામા આવે છે, જેમા કેટલાક શિક્કાઓ ઉપર નંદી વગેરેના ચિન્હો પણ પાડેલા છે,

૪૦ Catalogue of the coins in the Indian Museum by V. A Smith p 83

૪૧ Cunnigham's Archaeo logical Survey Report Vol IV p 95 and Journal of the Asiatic Society of Bengal A D 1905 p 122

૪૨ Catalogue of the Coins in the Indian Museum, V. A Smith, pp-162 194

૪૩ રાખાલદાસ વંદ્યોપાધ્યાય ( આર ડી બેનરજી ) કૃત પ્રાચીન મુદ્રા (બંગાલી) પૃ ૧૭૬.

૪૪ Catlogue of the Coins in the Indian Musuem pp 186. 188

## ૬-દંતકથાઓ અને તેઓના મર્મ.

મેવાડના ગુહિલોના મૂલ પુરૂષોના સંબંધમાં અનેક ચમત્કારીક દંતકથાઓ પ્રચલિત છે. કર્નલ ટોડે તે પૈકી એક કથાનું સવિસ્તર વર્ણન પોતાના ગ્રંથમાં કર્યું છે. તે કથામાં ગુહદત્ત અને તેના વંશજ વખતે બપ્પને આનંદપુરના વિપ્ર એટલે વડનગરના નાગર શા માટે કહેવામાં આવતા હતા, તેનો ખુલાસો કરવામાં આવ્યો છે. એ

(૬) વલ્લભીપુરના અંતિમ રાજા શીલાદિત્યની દંતકથા.

દંતકથા ઉપરથી એટલું તો ચોક્કસ થાય છે કે-પૂર્વકાલમાં ગુહિલોના મૂલપુરૂષો શીલાદિત્ય વિજયાદિત્ય, નાગાદિત્ય, ગુહદત્ત અને બપ્પને આનંદપુરના નાગર બ્રાહ્મણો માનવામાં આવતા હતા. પરંતુ ક્ષત્રિયત્વમાં રાજત્વની પ્રતિષ્ટા માનનારાઓને તે તથ્ય અથવા સત્ય રૂચતુ ન હતું. તેથી તે સત્યને કલ્પનાના સ્તરોમાં દાટી દેવાનો પ્રયાસ થવા માંડયો. મેવાડના ગુહિલોના મૂલપુરૂષો જ્યારે નાગર બ્રાહ્મણો ન હતા, ત્યારે કોણ હતા, કયાંથી આવ્યા અને ચિતોડના ધણી શી રીતે થઇ બેઠા, એ પ્રશ્નોનુ પ્રથમ સમાધાન જૈનોએ કરી નાખ્યુ. વલ્લભીપુરમાં જૈનોને ઘણો આશ્રય મળતો હતો. વલ્લભીપુરનો અંતિમ રાજા શીલાદિત્ય હતો અને કોઇ વિદેશીઓના હાથથી માર્યો ગયો હતો, તે ઇતિહાસ તેઓના સ્મરણમાં હતો સાથે સાથે બપ્પનો એક પૂર્વજ શીલાદિત્ય નામનો થઇ ગયાનું પણ તેઓ જાણતા હતા. હવે વધારે શું જોઇએ ? વલ્લભીપુરનો શીલાદિત્ય તેજ બપ્પનો પૂર્વજ શીલાદિત્ય, એમ તેઓએ ચોકઠું બેસાડી દીધુ. પરંતુ વલ્લભીપુરના રાજાઓ વળી સૂર્યવંશી શી રીતે હતા ? વલ્લભીપુરના રાજાઓ ગમે તે કુલના હોય, છતાં શીલાદિત્ય તો સૂર્યવંશી હતો, એવી કથા તેઓએ જોડી-કાઢી. કહેવામાં આવ્યું છે કે ગુજરાતના એક ગામ કૈયરમાં દેવાદિત્ય નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેની પુત્રી બાળ વિધવા થઇ હતી. પુત્રીને પાંડવોનાં માતાજી કુંતાજીની પેઠે સૂર્યદેવનો સિદ્ધ મંત્ર પ્રાપ્ત થયો. કુંતાજીની જેમ તેઓએ પણ તે મંત્ર અજમાવ્યો: તુરત કર્ણની જેમ એક પુત્ર તેને પ્રાપ્ત થયો. તેનુ નામ તેણે ગુપ્ત રાખ્યું. ગુપ્ત મોટો થયો, સૂર્યદેવે તેને અજિત્ય શસ્ત્ર આપ્યુ, તેના યોગથી વલ્લભીપુરના રાજાને તેણે હરાવી, તેનુ રાજ્ય પોતે છીની લીધું, અને તેણે પોતે પોતાનું નામ શીલાદિત્ય રાખ્યું. છેવટે ઇ. સ. પર૪ માં મ્લેચ્છ રાજાની સાથેના વિગ્રહમાં તે મરાયો, અને વલ્લભીપુરનો મ્લેચ્છોએ નાશ કર્યો. તેની એક ગર્ભવતી રાણી પુષ્પાવતી વડનગર પાસે આવેલ પર્વતની ગુફામાં ભરાઇ પેઠી. ત્યાં તેને એક પુત્ર પ્રાપ્ત થયો, તેનું નામ ગુહ રાખ્યું. પુષ્પાવતીએ પોતાના પુત્ર ગુહને વડનગરની એક નાગર બ્રાહ્મણી કમલાવતીને સોંપ્યો. તેણે તેનુ સારી રીતે લાલન પાલન કર્યુ ગુહદત્ત મોટો થયો, પ્રસંગ પ્રાપ્ત થયે તેણે ઇડરના ભીલ રાજાને દગાથી મારી નાખ્યો અને તેનું રાજ્ય પોતે પચાવી બેઠો. તેની આઠમી પેઢીએ નાગાદિત્ય થયો. ભીલોએ તેને અકસ્માત મારી નાંખ્યો અને ઇડરનું રાજ્ય પાછું પોતાને હસ્તગત કર્યું નાગાદિત્યને ત્રણ વર્ષની વયનો બપ્પ નામનો એક પુત્ર હતો. તેના કુટુંબીઓએ તે બપ્પને તેજ વડનગરના નાગર બ્રાહ્મણોને સોંપ્યો, અને રજપૂતો ઇડર છોડી નાસી ગયા. વડનગરના નાગર બ્રાહ્મણો તે બપ્પને લઇને મેવાડના પરાશર નામના તપોવનમાં ગયા. તે વનમાં ત્રિકૂટ નામના પર્વતની તળાટીમાં

નાગહ્રદ [નાગદા) નામનું ગામ હતું. ત્રિકૂટ પર્વત ઉપર બ્રાહ્મણો તપ કરતા હતા. તે બ્રાહ્મણોની ગાયો ચારતો હતો. તે પૈકી એક ગાય ઝાડોના ઝુંડમાં આવેલ એક શિવલિંગ ઉપર દુધધારા કરતી હતી, અને પાસે તપ કરતા બેઠેલ કોઇ તપસ્વીને દુધ દોહોવા દેતી હતી. તે કૌતુક બપ્પે જોયું, તેનું હૃદય ભેદાયુ, તેણે ત્યા તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. તપ કરનાર તપસ્વી હારીતરાશિ હતા, તેની તે બપ્પે ભક્તિભાવથી સેવા કરી અને હારીતે તેને શૈવ દીક્ષા આપી છેવટે હારિતરાશિ જ્યારે વિમાનમા બેશી કૈલાસમા જતા હતા, ત્યારે તેઓએ તેને એકલિંગ મહાદેવના દીવાનનું પદ આપ્યુ, ચિતોડની રાજ્ય પ્રાપ્તિનું વરદાન આપ્યુ અને તેનું શરીર અછેદ્ય બનાવી દીધુ બપ્પને ત્યારપછી તુરત સુપ્રસિદ્ધ નાથગુરૂ ગોરખનાથજીના દર્શન થયા, તેઓએ તેને અજિત્ય તલવાર આપી. તે સર્વના યોગથી અને ચિતોડના મોરી રાજાના એક સામંત માનસિંહની સાહાય્યથી તેણે રાજાને હરાવ્યો અને મારી નાખ્યો, તેનું રાજ્ય પોતે કબજે કર્યુ અને એક વિસ્તીર્ણ રાજ્યની સ્થાપના કરી. ૪૭

આ કથાનું વિશેષ વિવેચન હવે પછી કરવામા આવશે. અહીયા તો એટલી જ નોંધ બસ થશે કે–ગુહિલોના મૂળપુરૂષ શીલાદીત્યનો જન્મ સૂર્યમંત્રના યોગથી બ્રાહ્મણીવિધવાથી થયો હતો, સૂર્યપુત્ર મનુના વંશ સાથે તેને કંઈ સંબંધ ન હતો તેનો પુત્ર ગુહદત્ત અને તેનો વંશ બપ્પ બ્રાહ્મણોના સંબંધમા આવ્યાથી બ્રાહ્મણધર્મ પાળતા હતા.

બીજી કથા મુહણોત નૈણસીએ પોતાની ખ્યાતમા આપી છે. મુહણોત નૈણસી ઔરંગઝેબના સહાયક જોધપુરના મહારાજા જશવંતસિંહના દીવાન હતા ( ઇ સ ૧૬૧૦–૧૬૭૦ ) તેઓએ મહારાજાની આજ્ઞાથી બહુ શોધખોળ કરી, રજપુતાનાનો એક બૃહત્ ઇતિહાસ રચ્યો છે. ( રાજપૂતાનેકા ઈતિહાસ, ભૂમિકા પૃ. ૨૨–૨૪ ) તે ઇતિહાસમા તેઓએ મેવાડના ગુહિલોની ઉત્પત્તિના સંબંધમા એક બીજી દંતકથા આપી છે. તેનો સાર એટલો છે કે–

**(૫) જોધપુરના દીવાન મુહણોત નૈણસીની ખ્યાતમા આપેલી દંતકથા.**

મેવાડના ગુહિલવંશનો મૂલ પુરૂષ સૂર્યવંશી ક્ષત્રિયજાતિનો હતો. તે એક યુદ્ધમા મરાયો તેની સગર્ભા રાણી મેવાડના નાગહ્રદ ( નાગદા ) ગામમા આવી, ત્યા તેને પુત્ર પ્રાપ્ત થયો. તે પુત્રને તે રાણીએ વડનગરના નાગરબ્રાહ્મણ વિજ્યાદિત્યને સોંપ્યો, અને પોતે સતી થઇ, વિજ્યાદિત્યે તે બાલકનુ પોતાના પુત્રવત્ લાલનપાલન કર્યું. તેની દશ પેઢીના વંશજો બ્રાહ્મણધર્મ પાલતા હતા. છેવટે ગુહદત્ત થયો, તેણે રાજ મેળવ્યુ અને તેના વંશજો ગુહિલો કહેવાયા. [ પૃ–૩૮૨–૩૮૩ ] તે ગુહદત્તને બપ્પ નામનો એક પુત્ર થયો મેવાડમા આવેલ નાગહ્રદ ( નાગદા ) નામના ગામ પાસે એક તપોવનમાં હારીતરાશિ રાષ્ટ્રશ્યેનાદેવી ઉપર બાર વર્ષથી તપ કરતા હતા તેઓના તે બપ્પને દર્શન થયા બપ્પે પણ તેઓની બાર વર્ષ સુધી સેવા કરી આથી હારીતરાશિએ પ્રસન્ન થઈને બપ્પને રાજ્ય અપાવવાની દેવીને પ્રાર્થના કરી દેવીની સૂચનાથી હારીતે એકલિંગ મહાદેવની આરાધના કરી. મહાદેવ પ્રસન્ન થયા અને હારીત

૪૭ ટોડ રાજસ્થાન, પુ ૧, પૃ ૪–૧૭, (સસ્તુ સાહિત્ય વર્ધક મંડળનું ગુજરાતી ભાષાંતર)

પરંતુ તે સઘળા શિક્કાઓની બીજી બાજુએ તો સૂર્યનુંજ ચિન્હ જોવામાં આવે છે. શું, તે ઉપરથી માલવ ગણના, કુષણવંશના અને હૂણવંશના રાજાઓ સૂર્યવંશી હતા, એમ માની બેસવું ? તે સઘળા રાજાઓ આર્ય હતા કે અનાર્ય હતા, તે વિવાદગ્રસ્ત હોય, પરંતુ તેમાંનો કોઇપણ રાજા ક્ષત્રિય ન હતો, તે તો ચોક્કસ જ છે, ત્યારે તેઓ સૂર્ય કે ચંદ્ર વંશના ક્યાંથીજ હોઇ શકે ? ત્યારે સામાન્યતઃ સૂર્યચિહ્ન શું સૂચવે છે ? તે ઉપરથી કંઇપણ સૂચન થતું હોય તો એટલુંજ કે તેઓ સઘળા સૂર્યપૂજક હતા.

ત્યારે બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે શું બપ્પ અને તેના પૂર્વજો સૂર્યપૂજક હતા ? તેને માટે કંઇ પ્રમાણ છે ? ઉપર સિદ્ધ કરવામાં આવ્યું છે, તેમ રાયસાગરના લેખોમાં આપેલી વંશાવલિ કલ્પિત છે, તે તો નિર્વિવાદ છે. પરંતુ તેમાં વિજયભૂપથી બપ્પ સુધી પંદર રાજાઓનાં નામો આપ્યાં છે, તે નામો કલ્પિત નથી; તેનો અનુક્રમ માત્ર કલ્પિત છે. તે લેખમાં વિજયભૂપે અયોધ્યેથી દક્ષિણમાં જઈ તે પ્રદેશ જીતી લીધો, તે પ્રસંગે આકાશવાણી થયાની એક પરંપરાગત દંતકથા લખી છે. આકાશવાણી કહે છે કે " હે રાજન્, આજથી તારા નામને અંતે ભૂપ પદ છે, તે કાઢી નાંખી તેને બદલે 'આદિત્ય' પદ ધારણ કરજે [૪૫] ત્યારપછી તે વિજયભૂપથી ગુહદત્ત સુધી ચૌદ રાજાઓનાં નામો ગણાવ્યાં છે, તે સઘળાં નામોને અંતે આદિત્ય પદ મૂકયું છે; ગુહદત્તને પણ ગુહાદિત્ય કહ્યો છે, અને તેના પુત્રને બપ્પ કહ્યો છે. [૪૬] આ આકાશવાણીની દંતકથાનો મર્મ શો છે ! જો કંઇપણ મર્મ હોય તો એટલોજ જણાય છે કે તેઓ સર્વે આદિત્યોપાસક અથવા સૂર્યપૂજક હતા. ત્યારે વળી તેમાંથી એક ત્રીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. મહારાણા કુંભના એકલિંગ માહાત્મ્યમાં વિજયાદિત્યથી ગુહદત્ત સુધીના વંશજોને આનંદપુરના વિપ્રો એટલે વડનગરા નાગરો કહ્યા છે. બપ્પને પણ આનંદપુરથી આવેલ વિપ્ર કહેવામાં આવેલ છે. ત્યારે શું વડનગરા નાગરો સૂર્યપૂજક હતા ? વડનગરા નાગરોનો ઇષ્ટદેવ તો હાટકેશ્વર એટલે શંકર–શિવ–મહાદેવજ. પરંતુ જેમ બ્રાહ્મણમાત્રનો ઇષ્ટદેવ શંકર છતાં તેઓને પંચદેવોનું એટલે શંકર વિષ્ણુ, શક્તિ, ગણપતિ અને સૂર્યનું નિત્ય પૂજન ફરજીયાત છે, તેવી ફરજ વડનગરા નાગરોની પણ છે છતાં નાગરખંડનું અવલોકન કરતાં જણાય છે કે, વડનગરમાં એટલે આનંદપુરમાં સમયે સમયે જૂદા જૂદા બ્રાહ્મણોએ અથવા રાજાઓએ પૃથક્ પૃથક્ દેવદેવીનાં મંદિરો બંધાવી પ્રતિષ્ઠા કરી છે. નાગરખંડના ૧૫૫ ના અધ્યાયથી જણાય છે કે એક સમયે યાજ્ઞવલ્ક્યયોગીશ્વરે ત્યાં દ્વાદશઆદિત્યોની પ્રતિષ્ઠા કરી હતી, પૂર્વમાલવામાં આવેલ પ્રાચીન વિદિશા અથવા અર્વાચીન ભીલસા નગરીના નિવાસી પુષ્પ નામના બ્રાહ્મણે ત્યાં તે આદિત્યોને માટે એક ભવ્ય મંદિર બંધાવી સૂર્યોપાસના પ્રચલિત કરી હતી ( અ. ૧૫૫-૧૬ ) ચંડશર્મા નામના એક નાગર બ્રાહ્મણે તે પુષ્પને અનિવાર્ય પાપનું પ્રાયશ્ચિત કરાવ્યું, તે અપરાધ માટે નાગરોએ તેનો બહિષ્કાર કર્યો હતો, તે કારણથી પુષ્પ અને ચંડશર્મા સરસ્વતી નદીને તીરે આવેલ એક નગરમાં રહેવા ગયા, ત્યાં ચંડશર્માએ નાગરેશ્વર મહાદેવની અને પુષ્પે

૪૫ Bhavnagar Inscriptions, 144 તથા રાયસાગરની રાજપ્રશસ્તિ શ્લો ૩૮.

૪૬ તેજ પૃ. ૧૫૦, રાજપ્રશસ્તિ સર્ગ ૩ શ્લોક ૨-૬

નાગાદિત્ય અને શાકંભરી દેવીની પ્રતિષ્ઠા કરી ( અ ૧૬૧-૧૬૪ ) આ બન્ને બ્રાહ્મણોએ આસપાસના પ્રદેશમાં તે ત્રણે દેવદેવીની ઉપાસના પ્રચલિત કરી હશે ચુહાણોની કુલદેવી શાકંભરી હતી તેજ મુજબ વિજયાદિત્ય અને તેના વંશજોનો ઇષ્ટદેવ શંકર છતા તેઓ સૂર્યના પણ ઉપાસકો હોય, તો તેમાં કંઇ અસ્વાભાવિક નથી બપ્પ રાવળનો ઇષ્ટદેવ તો શંકરજ હોવા છતા સ્વકુલના ઉપાસ્ય દેવ સૂર્યનુ સ્મરણ સતત રાખવાને માટે શંકર અને સૂર્ય બન્ને દેવોના ચિત્રો તેઓએ નાના શિક્કા ઉપર પડાવ્યા હોય, એ યુક્તતર લાગે છે કદાચ તકરારની ખાતર બપ્પના શિક્કા ઉપરનુ સૂર્યચિહ્ન સૂર્યવંશ સૂચક છે, એમ સ્વીકારીએ તો પણ તેથી બપ્પ તેમજ વિજયાદિત્ય સુધીના તેના પૂર્વજો વિપ્રો હતા, તે ઐતિહાસિક તથ્યને કંઇ બાધ આવતો નથી હારીતરાશિ જેવા સમર્થ ધર્મગુરૂની ઉત્તેજનાથી મૌર્યવંશના શુદ્ર રાજાને હરાવીને, વિશાળ રાજ્યની સ્થાપના કરનાર તેમજ ક્ષત્રિય રાજાઓની કન્યાઓ પરણી ક્ષત્રિય જાતિમા ભળી જવાની ઉત્કટ ઇચ્છા રાખનાર બપ્પ જેવો પરાક્રમી રાજા પોતાને સૂર્યવંશી ઠરાવવાને અને મનાવવાને પ્રચંડ ઉદ્યોગ કરે, તો તેમા કંઇ આશ્ચર્ય જેવુ નથી હજી આજથી લગભગ અઢીસે પોણા ત્રણસે વર્ષ પહેલા થઇ ગયેલા શિવાજી મહારાજનો દૃષ્ટાંત આપણી દૃષ્ટિ સમીપ તાજોજ તરવર્યા કરે છે મુસલમાનોના અત્યાચારોથી હિંદુધર્મનો વિધ્વંસ થતો જોઇને જેઓનુ હૃદય સળગી રહ્યુ હતુ તેવા રામદાસ સ્વામીના ઉપદેશથી પ્રેરણાથી અને ઉત્તેજનાથી વિજાપુરના મુસલમાન રાજ્યની એક ક્ષુદ્ર જાગીરદારીમાથી જેઓએ મહારાષ્ટ્રના સ્વરાજ્યની સ્થાપના કરી, એટલુજ નહિ પણ ઔરંગઝેબ જેવા ભીષણ શત્રુને હંફાવીને એક અતિ વીર્યવતી અને પ્રતિભાશાળી પ્રજાને સંઘટિત કરી, તેવા વીરપુરૂષ શિવાજીને મેવાડના સીસોદીયા વંશ સાથે મેળવી દેવાને સુપ્રસિદ્ધ નિર્ણયસિંધુના કર્તા કમલાકર ભટ્ટના ભત્રીજા, કાશી જેવા ક્ષેત્રમા શાસ્ત્રીઓના અધ્યક્ષસ્થાને વિરાજનાર વિશ્વેશ્વર ભટ્ટ અથવા ગાગાભટ્ટ જેવા સમર્થ વિદ્વાન મળી આવ્યા તો જેનામા રામદાસ સ્વામી જેવી તપશ્ચર્યા અને પેશવાના ગુરૂ બ્રહ્મેન્દ્ર સ્વામી જેવી રાજનીતિ કુશળતા, તેમજ કદાચ ગાગાભટ્ટ જેવી શાસ્ત્રજ્ઞતા એ ત્રણેનું મિશ્રણ થયુ હોય, તેવા હારીતરાશિ બપ્પ જેવુ પાત્ર મળ્યા પછી, પોતાનો મનોરથ સિદ્ધ કરવામા કચાશ રાખે ખરા? હારીતરાશિની પ્રેરણા અને ઉત્તેજનાથી બપ્પે હું સૂર્યવંશી રઘુકુલવંશજ છુ, એવી ઘોષણા કરી હોય અને તેની પુષ્ટિ માટે શિક્કા ઉપર સૂર્યનું ચિહ્ન પડાવ્યુ હોય તો તે બનવા યોગ્ય છે છતા શિવાજીના સમયથી અદ્યાવધિ તેઓના ક્ષત્રિયત્વનો વિષય વિવાદગ્રસ્ત થઇ રહ્યો છે આજથી પચીશ ત્રીસ વર્ષ પહેલા, શિવાજીના વંશજ કોલ્હાપુરના મહારાજાના સંબંધમા ત્યાના બ્રાહ્મણોએ જે કોલાહલ મચાવ્યો હતો, અને તેને પરિણામે તેઓને તે પ્રસંગે જે વિપત્તિઓ સહન કરવી પડી હતી, તે હકીકત કદીપણ વિસરાય તેવી નથી તેવી રીતે બપ્પ રાવળ પછી તેઓના ક્ષત્રિયત્વની ચર્ચાએ ગભીર સ્વરૂપ પકડયુ હશે ત્યારપછી કોઇ પણ ગુહિલ રાજાના શિક્કા ઉપર સૂર્યનુ ચિહ્ન જોવામા આવતુ નથી, તેનું તે કારણ પણ હોઇ શકે.

એ સઘળી ચર્ચામાંથી ફલિત એ જ થાય છે કે બપ્પના સોનાના શિક્કા ઉપર રહેલુ સૂર્યચિહ્ન સૂર્યપૂજાનું સૂચક હોય અથવા બપ્પે પોતાને સૂર્યવંશી મનાવવાને પડાવ્યુ હોય પરંતુ તેથી કોઇપણ રીતે તેઓનુ સૂર્યવંશત્વ સિદ્ધ થઇ શકતુ નથી

## ૬ દંતકથાઓ અને તેઓનો મર્મ.

મેવાડના ગુહિલોના મૂલ પુરૂષોના સંબંધમાં અનેક ચમત્કારીક દંતકથાઓ પ્રચલિત છે. કર્નલ ટોડે તે પૈકી એક કથાનુ સવિસ્તર વર્ણન પોતાના ગ્રંથમા કર્યું છે. ને કથામાં ગુહદત્ત અને તેના વંશજ વખતે બપ્પને આનંદપુરના વિપ્ર એટલે વડનગરના નાગર શા માટે કહેવામા આવતા હતા, તેનો ખુલાસો કરવામાં આવ્યો છે. એ

(ક) વલ્લભીપુરના અંતિમ રાજા શીલાદિત્યની દંતકથા.

દંતકથા ઉપરથી એટલું તો ચોક્કસ થાય છે કે—પૂર્વકાલમાં ગુહિલોના મૂલપુરૂષો શીલાદિત્ય વિજયાદિત્ય, નાગાદિત્ય, ગુહદત્ત અને બપ્પને આનંદપુરના નાગર બ્રાહ્મણો માનવામાં આવતા હતા. પરંતુ ક્ષત્રિયત્વમાં રાજત્વની પ્રતિષ્ટા માનનારાઓને તે તથ્ય અથવા સત્ય રૂચતુ ન હતુ. તેથી તે સત્યને કલ્પનાના સ્તરોમાં દાટી દેવાનો પ્રયાસ થવા માડયો. મેવાડના ગુહિલોના મૂલપુરૂષો જ્યારે નાગર બ્રાહ્મણો ન હતા, ત્યારે કોણ હતા, ક્યાંથી આવ્યા અને ચિતોડના ધણી શી રીતે થઇ બેઠા, એ પ્રશ્નોનું પ્રથમ સમાધાન જૈનોએ કરી નાંખ્યું. વલ્લભીપુરમાં જૈનોને ઘણો આશ્રય મળતો હતો. વલ્લભીપુરનો અંતિમ રાજા શીલાદિત્ય હતો અને કોઇ વિદેશીઓના હાથથી માર્યો ગયો હતો, તે ઇતિહાસ તેઓનાં સ્મરણમાં હતો સાથે સાથે બપ્પનો એક પૂર્વજ શીલાદિત્ય નામનો થઇ ગયાનુ પણ તેઓ જાણતા હતા. હવે વધારે શું જોઇએ ? વલ્લભીપુરનો શીલાદિત્ય તેજ બપ્પનો પૂર્વજ શીલાદિત્ય, એમ તેઓએ ચોકઠું બેસાડી દીધું. પરંતુ વલ્લભીપુરના રાજાઓ વળી સૂર્યવંશી શી રીતે હતા ? વલ્લભીપુરના રાજાઓ ગમે તે કુલના હોય, છતાં શીલાદિત્ય તો સૂર્યવંશી હતો, એવી કથા તેઓએ જોડી કાઢી. કહેવામા આવ્યું છે કે ગુજરાતના એક ગામ કૈયરમાં દેવાદિત્ય નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેની પુત્રી બાળ વિધવા થઇ હતી. પુત્રીને પાંડવોનાં માતાજી કુંતાજીની પેઠે સૂર્યદેવનો સિદ્ધ મંત્ર પ્રાપ્ત થયો. કુંતાજીની જેમ તેઓએ પણ તે મંત્ર અજમાવ્યો. તુરત કર્ણની જેમ એક પુત્ર તેને પ્રાપ્ત થયો. તેનુ નામ તેણે ગુપ્ત રાખ્યુ. ગુપ્ત મોટો થયો, સૂર્યદેવે તેને અજિત્ય શસ્ત્ર આપ્યુ, તેના યોગથી વલ્લભીપુરના રાજાને તેણે હરાવી, તેનુ રાજ્ય પોતે જીતી લીધું, અને તેણે પોતે પોતાનુ નામ શીલાદિત્ય રાખ્યું. છેવટે ઇ. સ. ૫૨૪ માં મ્લેચ્છ રાજાની સાથેના વિગ્રહમા તે મરાયો, અને વલ્લભીપુરનો મ્લેચ્છોએ નાશ કર્યો. તેની એક ગર્ભવતી રાણી પુષ્પાવતી વડનગર પાસે આવેલ પર્વતની ગુફામા ભરાઇ પેઠી. ત્યાં તેને એક પુત્ર પ્રાપ્ત થયો, તેનું નામ ગુહ રાખ્યુ. પુષ્પાવતીએ પોતાના પુત્ર ગુહને વડનગરની એક નાગર બ્રાહ્મણી કમલાવતીને સોંપ્યો. તેણે તેનુ સારી રીતે લાલન પાલન કર્યુ ગુહદત્ત મોટો થયો, પ્રસંગ પ્રાપ્ત થયે તેણે ઇડરના ભીલ રાજાને દગાથી મારી નાંખ્યો અને તેનું રાજ્ય પોતે પચાવી બેઠો તેની આઠમી પેઢીએ નાગાદિત્ય થયો. ભીલોએ તેને અકસ્માત મારી નાંખ્યો અને ઇડરનુ રાજ્ય પાછું પોતાને હસ્તગત કર્યુ નાગાદિત્યને ત્રણ વર્ષની વયનો બપ્પ નામનો એક પુત્ર હતો. તેના કુંટુંબીઓએ તે બપ્પને તેજ વડનગરના નાગર બ્રાહ્મણોને સોંપ્યો, અને રજપૂતો ઇડર છોડી નાશી ગયા. વડનગરના નાગર બ્રાહ્મણો ને બપ્પને લઇને મેવાડના પરાશર નામના તપોવનમા ગયા. તે વનમા ત્રિકૂટ નામના પર્વતની તળાટીમાં

નાગહ્દ [નાગદા) નામનું ગામ હતું. ત્રિકૂટ પર્વત ઉપર બ્રાહ્મણો તપ કરતા હતા. તે બ્રાહ્મણોની ગાયો ચારતો હતો. તે પૈકી એક ગાય ઝાડોના ઝુંડમાં આવેલ એક શિવલિંગ ઉપર દુધધારા કરતી હતી, અને પાસે તપ કરતા બેઠેલ કોઇ તપસ્વીને દુધ દોહોવા દેતી હતી. તે કૌતુક બપ્પે જોયુ, તેનું હૃદય ભેદાયુ, તેણે ત્યા તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. તપ કરનાર તપસ્વી હારીતરાશિ હતા, તેની તે બપ્પે ભક્તિભાવથી સેવા કરી અને હારીતે તેને શૈવ દીક્ષા આપી. છેવટે હારિતરાશિ જ્યારે વિમાનમા બેશી કૈલાસમાં જતા હતા, ત્યારે તેઓએ તેને એકલિંગ મહાદેવના દીવાનનુ પદ આપ્યું, ચિતોડની રાજ્ય પ્રાપ્તિનું વરદાન આપ્યુ અને તેનું શરીર અછેદ્ય બનાવી દીધુ બપ્પને ત્યારપછી તુરત સુપ્રસિદ્ધ નાથગુરૂ ગોરખનાથજીના દર્શન થયા, તેઓએ તેને અજિત્ય તલવાર આપી. તે સર્વના યોગથી અને ચિતોડના મોરી રાજાના એક સામત માનસિંહની સાહાય્યથી તેણે રાજાને હરાવ્યો અને મારી નાંખ્યો, તેનુ રાજ્ય પોતે કબજે કર્યું અને એક વિસ્તીર્ણ રાજ્યની સ્થાપના કરી. ૯૭

આ કથાનુ વિશેષ વિવેચન હવે પછી કરવામ. આનગે અડીયા તો એટલી ૮ નોધ બસ થશે કે—ગુહિલોના મૂલપુરુષ ગીલાદીત્યનો જન્મ સૂર્યમત્રના યોગથી બ્રાહ્મણીવિધવાથી થયો હતો, સૂર્યપુત્ર મનુના વશ સાથે તેને કઈ સબંધ ન હતો તેનો પુત્ર ગુહદત્ત અને તેનો વંશ બપ્પ બ્રાહ્મણોના સંબધમા આવ્યાથી બ્રાહ્મણધર્મ પાળતા હતા.

બીજી કથા મુહણોત નૈણસીએ પોતાની ખ્યાતમાં આપી છે. મુહણોત નૈણસી ઔરગજેબના સહાયક જોધપુરના મહારાજા જશવંતસિંહના દીવાન હતા. ( ઇ સ. ૧૬૧૦–૧૬૭૦ ) તેઓએ મહારાજાની આજ્ઞાથી બહુ શોધખોળ કરી, રજપુતાનાનો એક બૃહત્ ઇતિહાસ રચ્યો છે ( રાજપૂતાનેકા ઇતિહાસ, ભૂમિકા પૃ ૨૨–૨૪ ) તે ઇતિહાસમા તેઓએ મેવાડના ગુહિલોની ઉત્પત્તિના સંબધમા એક બીજી દતકથા આપી છે. તેનો સાર એટલો છે કે—

(૫) જોધપુરના દીવાન મુહણોત નૈણસીની ખ્યાતમા આપેલી દતકથા.

મેવાડના ગુહિલવંશનો મલ પુરુષ સૂર્યવશી ક્ષત્રિયજાતિનો હતો. તે એક યુદ્ધમાં મરાયો તેની સગર્ભા રાણી મેવાડના નાગહ્દ ( નાગદા ) ગામમા આવી, ત્યા તેને પુત્ર પ્રાપ્ત થયો. તે પુત્રને તે રાણીએ વડનગરના નાગરબ્રાહ્મણ વિજ્યાદિત્યને સોપ્યો, અને પોતે સતી થઇ, વિજ્યાદિત્યે તે બાલકનુ પોતા ના પુત્રવત્ લાલનપાલન કર્યું. તેની દશ પેઢીના વંશજો બ્રાહ્મણધર્મ પાલતા હતા. છેવટે ગુહદત્ત થયો, તેણે રાજ મેળવ્યુ અને તેના વશજો ગુહિલો કહેવાયા. [ પૃ–૩૮૨–૩૮૩ ] તે ગુહદત્તને બપ્પ નામનો એક પુત્ર થયો મેવાડમા આવેલ નાગહ્દ ( નાગદા ) નામના ગામ પાસે એક તપોવનમા હારીતરાશિ રાષ્ટ્રસેનાદેવી ઉપર બાર વર્ષથી તપ કરતા હતા તેઓના તે બપ્પને દર્શન થયા બપ્પે પણ તેઓની બાર વર્ષ સુધી સેવા કરી આથી હારીતરાશિએ પ્રસન્ન થઈને બપ્પને રાજ્ય અપાવવાની દેવીને પ્રાર્થના કરી દેવીની સૂચનાથી હારીતે એકલિંગ મહાદેવની આરાધના કરી મહાદેવ પ્રસન્ન થયા અને હારીત

૯૭ ટોડ રાજસ્થાન, પુ ૧, પૃ ૪–૧૭, (સસ્તુ સાહિત્ય વર્ધક મડળનુ ગુજરાતી ભાષાતર)

રાશિની ઇચ્છાનુસાર બપ્પને ચિતોડનું રાજ્ય મળવાનું વરદાન આપ્યું [ પૃ. ૪૨૬-૪૨૭ ] એ રીતે મહાદેવ અને દેવીના અનુગ્રહથી બપ્પને ચિતોડનું રાજ્ય મળ્યું. આખી દંતકથાનો નિષ્કર્ષ દીવાનશ્રીએ નીચે પ્રમાણે એકજ દુહામાં આપ્યો છે.

आद्य मूल उत्पत्ति ब्रह्म पिण खत्री जाणां।
आणंदपुर सिंगार नगर वखाणां ॥ [ पृ. ३८२ ]

અર્થાત્ મેવાડના ગુહિલોની મૂલ ઉત્પત્તિ આનંદપુરના બ્રાહ્મણથી થઈ છે, એમ તેઓએ સ્પષ્ટ કહ્યું છે.

બન્ને કથાઓનો નિષ્કર્ષ તો એકજ છે. જૈનોએ વલભીરાજા શીલાદીત્ય સાથે ગુહદત્તનુ બેસાડેલું ચોકઠું, કેવલ નિષ્ફળ ગયું છે. તેનું મિથ્યાત્વ પ્રથમ યુક્તિ પુરઃસર સિદ્ધ કરવામાં આવ્યું છે [પાછળ પૃ. ૯૦] એટલે અહીંયાં તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. એટલુંજ કહીને વિરમીએ છીએ કે—મેવાડના ગુહિલોના મલ પુરૂષ ગુહદત્તને વલભીપુરના કોઈપણ રાજા સાથે કોઈપણ પ્રકારનો સંબંધ હતો નહિ. વલભીપુરનો નાશ ઇ. સ. ૫૨૪ માં નહિ, પણ ઇ. સ. ૭૭૬ માં થયો હતો. ગુહદત્તનો કાળ મોડામાં મોડો ઈ. સ. ૫૬૬ નો ગણાયો છે. તે સમયે વલ્લભીપુર ઉન્નતિના શિખરે પહોંચ્યું હતુ. છતાં બન્ને કથાઓમાંથી એકજ પ્રકારની ધ્વનિ સ્ફુરે છે. ગુહદત્તનો મૂલપુરૂષ વડનગરનો નાગરબ્રાહ્મણ વિજયાદિત્ય હતો; તેના વંશજ ગુહદત્તે નાનું સરખુ રાજ્ય મેળવ્યું; તેનો પુત્ર બપ્પ થયો; બપ્પ સુધીના વિજયાદિત્યના વંશજો બ્રાહ્મણધર્મ પાળતા હતા. મેવાડના નાગહૃદ ગામ પાસે આવેલ એકલિંગ મહાદેવ ઉપર તપશ્ચર્યા કરનાર નાથસાધુ હારીતરાશિના અનુગ્રહથી બપ્પને ચિતોડના રાજ્યની પ્રાપ્તિ થઇ. ગુહદત્ત ઉપરથી તેના વંશજો ગુહિલ કહેવાયા બપ્પે રાજ્ય મળ્યા પછી ક્ષત્રિયધર્મ સ્વીકાર્યો અને ત્યારથી તે અને તેના વંશજો સૂર્યવંશી ક્ષત્રિયો મનાવા લાગ્યા. આ ઐતિહાસિક સાદા અને ટુંકા સત્યનું રૂપાન્તર કરવાની ખાતરજ દંતકથાઓ ઘડવામાં આવી. પ્રાયશઃ જનસમહુની મનોદશાને તેમજ સંસ્કારિતાને અનુસરીનેજ દંતકથાની જાળ ગુંથવામાં આવે છે, અને તે જાળમાં લોકને અરૂચિકર સત્યને છુપાવી દેવામાં આવે છે. આપણા ઇંગ્રેજ રાજ્યકર્તાઓના સંબધમાં જે એક દંતકથા જનતામાં પ્રચલિત છે, તે કોણ જાણતું નથી? ઇંગ્રેજોનો પહેરવેશ જૂદો, શરીરનો રંગ જૂદો, ભાષા જૂદી, મ્હેરો પણ જૂદો જ! તેઓ એકદમ આખા હિંદુસ્થાનના ધણી શી રીતે થઇ બેઠા? જનતાની અંધ શ્રદ્ધાનો, જનતાની નિર્બળતાનો દંતકથા જોડનારે લાભ લીધો. કહેવામાં આવે છે કે-પૂર્વજન્મમાં તેઓ રામચંદ્રજીને સાહાય્ય કરનાર અને સીતાજીની શોધ કરનાર વાદરાઓ હતા. રામ અને સીતા જેવાં ઇશ્વર અને શક્તિએ તેઓને યોગ્ય બદલો આપવો જ જોઈએ. રામચંદ્રજીએ વરદાન આપ્યું કે-" જાઓ, પુનર્જન્મમાં તમે આખા હિંદુસ્થાનના ધણી થશો!" બસ! આથી વધારે ભોળા અને નિર્બળ થઈ ગયેલા હિંદુઓને વધારે શું જોઇએ? ઇંગ્રેજોના સ્વામિત્વની કથા તેઓને ગળે ઝટ ઉતરી ગઇ! વળી કે ઇશ્વરી ધણીની ગુલામગીરી તો

તેઓને કરવી જ હતી! આ કથાથી પોતાની નિર્બળતાનો ખુલાસો થઇ ગયો! હજુ પણ ધર્મઘેલી, દેવદેરીઓમાં ભ્રમણ કર્યા કરતી હિંદુ જનતાની ભોળી અને નિર્બળ મનોદશાનું કોણ લાભ લેતું નથી? જેઓને જેમ ફાવે તેમ હાંકે રાખે છે! બીચારી ભોળી હિંદુ પ્રજા તેવા જાદુગરોની જાળમાં ફસાય છે અને જ્યાં ઘસડે ત્યાં ઘસડાઇ જાય છે!

ઉપરની કથાઓનું મિથ્યાત્વ વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ સ્પષ્ટ રીતે સ્વીકાર્યું છે ( પૃ. ૩૮૫ ૩૮૯ તથા ૪૧૮-૪૨૦ ) છતાં પ્રોફેસર દેવદત્ત ભાંડારકરે તે કથાની ઉપેક્ષા કરી છે. તેઓની ઉપર કટાક્ષ કરતા, તે પ્રસંગે તે જ કથાનું પ્રમાણ તેઓ શા માટે આગળ ધરે છે, તે સમજી શકાતું નથી ( પૃ. ૩૮૩ ).

રામચંદ્રજીના વાનરોની કથામાંથી જેમ ઇગ્રેજોએ હિંદુસ્થાનનું રાજ્ય મેળવ્યું, એટલુંજ ઐતિહાસિક સત્ય પ્રાપ્ત થાય છે, તેમ ઉપરની બન્ને કથાઓમાંથી ગુહિલોના મૂલપુરૂષો આનંદપુરના બ્રાહ્મણો હતા અને તેઓના વંશજો ક્ષત્રિય જાતિમાંથી ભળવાથી ક્ષત્રિયો કહેવાયા, એટલુંજ ઐતિહાસિક સત્ય પ્રાપ્ત થાય છે, તેની આસપાસ ગુંથવામાં આવેલો સઘળો કથાભાગ કલ્પિતજ છે, એમ સહજ સિદ્ધ થાય છે.

## ૪ દ્વિતીય વિભાગ—

### ગુહિલ વંશજોનું ક્ષત્રિત્વ દર્શાવનારાં પ્રમાણો.

વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ ગુહિલોના મૂલપુરૂષોનું વિપ્રત્વ દર્શાવનાર પ્રમાણોની સામે તેના વંશજોનું ક્ષત્રિયત્વ દર્શાવનાર પ્રમાણો મૂક્યાં છે. પરંતુ તેવી યુક્તિથી સ્વમતનું મંડન અને પરમતનું ખંડન શી રીતે થઇ શકે છે ? બપ્પે ક્ષત્રિયત્વ ધારણ કર્યા પછી તેના વંશજોને ક્ષત્રિય કહેવા સામે કોણે વાંધો ઉઠાવ્યો છે ? સ્વમતને સાધક વચનો પ્રામાણિક અને બાધક વચનો અપ્રામાણિક-એવો આગ્રહ ઇષ્ટ છે ? છતાં જ્યારે તેવો આગ્રહ રાખવામાં આવ્યો છે, ત્યારે તેનું સમાલોચન પણ આવશ્યક થઇ પડે છે.

**૧ રાણા શકિત કુમારનો આટપુરનો શિલાલેખ** (જુઓ પાછળ પૃ. ૭૬ )

સૌથી પ્રાચીન વિ. સં ૧૦૩૪ ઇ. સ. ૯૭૭ નો રાણા શકિતકુમારનો આટપુરનો શિલાલેખ છે. તે લેખના પ્રથમ શ્લોકમાંજ મેવાડના ગુહિલોના મૂલપુરૂષ ગુહદત્તને આનંદપુરનો વિપ્ર કહ્યો છે.

તે લેખનો ૭મો શ્લોક નીચે મુજબ છે.

अविकलकलाधारो धीरः स्फुरद्वरलसत्करो ।
विजयवसतिः क्षत्रक्षेत्रं क्षताहतिसंहतिः ॥
समजनि जना. . प्रतापतरुद्धतो ।
विभवभवनं विद्यावेदी नृपो नरवाहनः ॥

( રાજપુતાનેકા ઇતિહાસ, પૃ. ૩૭૮ ). અર્થાત્ ગુહદત્તાથી ૧૮ મી પેઢીએ અને બપ્પથી ૧૧ મી પેઢીએ થઈ ગયેલ નરવાહનને ' ક્ષત્રિયોનું ક્ષેત્ર ( ઉત્પત્તિ સ્થાન ) શત્રુઓનો સંહારક, વૈભવનું ભવન અને વિદ્યાની વેદી ' કહેલ છે, ૪૮

૪૮ Indian Antiquary Vol 39. P. 191 તથા ટૉડ કૃત રાજસ્થાનના ઇતિહાસનું ગુજરાતી ભાષાંતર ( સસ્તુ સાહિત્ય વર્ધક મંડળનું સંસ્કરણ ભાગ ૧ પૃ. ૬૦૫

ગુહદત્ત અને બપ્પના વંશજ નરવાહનને ક્ષત્રિયોનું ઉત્પત્તિ સ્થાન કહેલ છે, તેમાં કશી પણ વિપ્રપત્તિ નથી બપ્પે ક્ષત્રિય ધર્મ ધારણ કર્યો, ક્ષત્રિય કન્યાઓ સાથે લગ્ન કર્યાં. તેના વંશજો ક્ષત્રિયો કહેવાય, તેમાં આશ્ચર્ય જેવું શું છે ? નરવાહનને લગાડેલ क्षत्रक्षेत्र પદ પ્રામાણિક અને તેજ સ્થળે ગુહદત્તને લગાડેલ **विप्रकुलानंदनो महीदेव**.–એ પદો અપ્રામાણિક એમ શા માટે ? વસ્તુતઃ બન્ને પદો સમાનપ્રમાણ છે અને સમુચિત પણ છે

આ સ્થળે क्षत्रक्षेत्र પદમાં ખાસ ધ્યાન ખેંચે તેવો મર્મ રહ્યો છે નરવાહનને ક્ષત્રિયોનું બીજ કહેલ નથી, પણ ક્ષેત્ર કહેલ છે તે ઉપરથી શું સૂચિત થાય છે ? નરવાહનનું મૂલબીજતત્ત્વ ( Germplasm ) તો વિપ્રનું જ છે, પરંતુ ક્ષેત્ર એટલે રજસ્તત્ત્વ (ovum) ક્ષત્રિયનું છે, એમ જાણે કે અજાણે સૂચિત થઇ ગયું છે, તે ઉપર ઓઝાજીનું લક્ષ ગયું નથી

| | |
|---|---|
| | પાછળ [ પૃ ૮૬ ) ગુહદત્તથી ૪૨ મી પેઢીએ અને બપ્પથી ૩૪ મી પેઢીએ થઇ ગયેલ રાણા સમરસિંહના ઇ સ ૧૨૭૪ ની સાલના રસિયારાજની છત્રીના શિલાલેખનું તથા ઈ સ ૧૨૮૫ ની સાલના અચલેશ્વર મહાદેવના મંદિરના શિલાલેખનું વિવેચન કર્યું છે રસિયારાજની છત્રીના લેખમાં બપ્પને સ્પષ્ટ રીતે આનંદપુરનો વિપ્ર કહ્યો છે અચલેશ્વરના લેખનો ૧૧ મો શ્લોક નીચે મુજબ છે. |
| ૨ રાણા સમરસિંહના આબુ ઉપરના અચલેશ્વર મહાદેવના મંદિરનો શિલાલેખ | |

हारीतात्किल वप्पकोऽङ्घ्रिवलयव्याजेन लेभे महः ।
क्षात्रधातृनिभाद् वितीर्य मुनये ब्राह्मं स्वमेवान्वलात् ॥
एतेऽद्यापि महीभुजः क्षितितले तद्वंशसंभूतयः ।
शोभंते सुतरामुपात्तवपुषः क्षात्रा हि धर्मा इव ॥

આ શ્લોકનું સવિસ્તર વિવરણ અને વિવેચન પાછળ ( પૃ ૮૭ મે ) કર્યું છે એટલે અહિયાં તેની પુનરુક્તિ કરવાની આવશ્યકતા નથી આખા શ્લોકનો સાર એટલોજ છે કે બપ્પે પોતાનું બ્રહ્મતેજ ( બ્રાહ્મણપણું ) હારીતરાશિને આપ્યું, તેના બદલામાં તેણે તેઓની પાસેથી ક્ષાત્રતેજ ( ક્ષત્રિયત્વ ) લીધું ત્યારપછી તેના વંશના રાજાઓ શરીરધારી ક્ષાત્રધર્મો જાણે હોય નહિ, તેવા અદ્યાપિ પર્યંત પૃથ્વી ઉપર બહુ શોભે છે

આ બે શ્લોક સરલ અને સ્પષ્ટ છતાં, તેમજ બન્ને શિલાલેખો સાથે સાથે વાંચતાં, તેમાં એમજ અર્થ પ્રાપ્ત થઇ શકે કે ભલે બપ્પ બ્રાહ્મણ ન હતો પરંતુ તેના પૂર્વજોએ બ્રાહ્મ્ય ધર્મ માત્ર ધારણ કર્યો હતો એનો અર્થ વિદ્વદ્વર્ય ઓઝાજી શી રીતે કરે છે, તે સમજાતું નથી ઇતર સર્વ પ્રસંગોમાં દંતકથાઓનું મિથ્યાત્વ પ્રતિપાદન કરવા છતાં આ એક પ્રસંગે જ તેનું શરણ લેવું તે યોગ્ય છે ? મારીમચડીને ઇચ્છિત અર્થ કરવાનો

४८ Bhavnagar Inscriptions p 83

આગ્રહ હોય, ત્યારે તો કાઇ ઉપાય નહિ, પરતુ આ સ્થળે તો મારતા અને મચડતા પણ ઇચ્છિત અર્થ થઇ શકતો નથી

એટલુજ નહિ પણ શ્લોકનુ ઉતરાર્દ્ધ પૂર્વાર્દ્ધને વિરોધક નથી, પણ પુષ્ટિકારક છે. તેનો શો આશય છે? તેમા સ્પષ્ટ કહ્યુ છે કે 'તેના (બપ્પના) વશના રાજાઓ જાણે શરીરધારી ક્ષાત્રધર્મો હોય નહિ, તેવા અદ્યાપિ પર્યંત શોભે છે' અર્થાત્ 'તેઓ સાક્ષાત્ ક્ષત્રિયો નહિ, પણ ક્ષત્રિયો જેવા છે,' તેજ ઉત્તરાર્દ્ધનો આશય છે. રાણા સમરસિંહના સમયમા તો એક જ માન્યતા હતી કે બપ્પના વશજો વિપ્રમાથી ક્ષત્રિયો થયા, મલ પુરૂષાગત ક્ષત્રિયત્વ તેઓમા ન હતુ

વિદ્દદ્ધર્ય ઓઝાશ્રીએ આ વિભાગને ઉપયુક્ત ત્રણ પ્રમાણો આપ્યા છે. તે પૈકી ત્રીજુ

૩ રાણા મોકલસિંહનો ઋષ્યશૃગાશ્રમમા આવેલ વાવનો શિલાલેખ

પ્રમાણ રાણા મોકલસિહના શિલાલેખનું છે મોકલસિંહ મહારાણા કુભાના પિતા થતા હતા તેઓનો રાજ્યકાળ વિ સ. ૧૪૨૦ થી ઇ સ ૧૪૩૩ સુધીનો છે તેઓ ગુહદત્તથી ૪૬ મી પેઢીએ અને બપ્પથી ૩૯ મી પેઢીએ થઇ ગયા છે તેઓએ ઋષ્યશૃગના આશ્રમમા પોતાની વારેશી રાણી ગૌરાબ્મિકાના પુણ્યાર્થે વિ. સ ૧૪૮૫ ઇ સ ૧૪૨૮ મા એક વાવ બધાવીને તેમા એક શિલાલેખ જડાવ્યો છે. ( રાજપૂતાનેકા ઇતિહાસ પૃ ૫૮૭-૫૮૮ ) તે લેખમા એક શ્લોક નીચે પ્રમાણે છે

एवं सर्वमकटकं समगमद् भूमंडलं भूपति-　　　　( पृ. ३८२ )
र्हम्मीरो लब्धनास्मरः सुरपदं संपालय कांश्चित्समाः ॥
सम्यग्वार्महरं ततः स्वतनयं सुस्थाप्य राज्ये निजे
क्षेत्रं क्षत्रियवंशमंडनमणिं प्रत्यार्थिकालानलं ॥

ભાવાર્થ—એ પ્રમાણે કામદેવ સરખા રાણા હમીરે શત્રુઓથી સ્વરાજ્યને નિષ્કટક કર્યું, કેટલાક વર્ષો રાજ્ય કર્યું ત્યાર પછી ક્ષત્રિયવશના અલકાર રૂપ, અભેદ્ય કવચ ધારણ કરનાર, શત્રુના પણ કાળરૂપ પોતાના પુત્ર ક્ષેત્રસિંહને પોતાનુ રાજ્ય સોંપી પોતે સ્વર્ગવાસ કર્યો

રાણા મોકલસિહના પુત્ર મહારાણા કુભે પોતાના વશના ઇતિહાસનુ સશોધન કરાવી જે હકીકત પ્રસિદ્ધ કરી છે ( જુઓ પાછળ પૃ ૮૯-૯૦ ), તેના ખડનાર્થે વિદ્દદ્ધર્ય ઓઝાશ્રીએ આ શ્લોક રજુ કર્યો છે આ શ્લોકમા રાણાહમીરના પુત્ર ક્ષેત્રસિહને ક્ષત્રિય કહેલ છે, તે સત્ય છે પરતુ તેથી મહારાણા કુભે મલપુરૂષ ગુહદત્તને આનદપુરનો વિપ્ર એટલે વડનગરનો નાગર કહ્યો છે, તેને શી રીતે બાધ આવે છે? આ શ્લોકમા મૂલપુરૂષ વિષે કઇ ઇસારો પણ કર્યો નથી તેના વશજો ક્ષત્રિયો કહેવાતા હતા, તેની સામે કોઇને વાંધો પણ નથી અર્થાત્ ઉપર્યુક્ત ત્રણે પ્રમાણો મેવાડના ગુહિલોના મૂલપુરૂષોના વિપ્રત્વને યત્કિંચિત્ પણ સ્પર્શ કરી શકતા નથી, તે નિર્વિવાદ સ્પષ્ટ છે

## ૫ તૃતીય વિભાગ—

### મેવાડના ગુહિલ વંશજોમાં ક્ષત્રિયત્વ પ્રાપ્ત થવાનાં કારણો

પાછળ મેવાડના ગુહિલોના વિપ્રત્વ વિષે જે ચર્ચા કરવામા આવી છે, તેમાં તેઓના વંશજો શા માટે ક્ષત્રિય કહેવાયા, તેના કારણો પણ આપવામા આવ્યા છે છતા આ વિભાગમા તેનુ વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા જણાય છે ગુહદત્તથી ૪૧ મી પેઢીએ અને ૭૦૦ વર્ષે તેમજ બપ્પથી ૩૪ મી પેઢીએ અને ૫૦૦ વર્ષે સમરસિંહ થઇ ગયા તે સમરસિંહના સમયના ઇ સ ૧૨૮૨ ના રસિયારાજની છત્રીના શિલાલેખ માથી અને ઇ સ ૧૨૮૫ ના અચલેશ્વર મહાદેવના શિલાલેખમાથી સૌથી પહેલો આ વિષયનો ઇતિહાસ પ્રાપ્ત થાય છે ( જુઓ પાછળ પૃ ૮૬ તથા પૃ ૮૭ તે સમય સુધી તો માત્ર એટલીજ માન્યતા હતી કે નાગહૃદ ગામ પાસે આવેલ એકલિંગ મહાદેવના મંદિરમા હારીતરાશિ તપ કરતા હતા બપ્પ ત્યા જઇ ચઢ્યો અને હારીત રાશિની તેણે સેવા કરી, અને એકલિંગ મહાદેવની ઉપાસના કરી હારીતરાશિને એકલિંગ મહાદેવે સોનાનુ કડુ અથવા બેડી આપી હતી, તે તેઓએ બપ્પને આપી. અને તેમા ક્ષત્રિયત્વનુ આરોપણ કર્યું બપ્પ પોતે બ્રાહ્મણ હતો, તેણે બ્રાહ્મણપણાનો ત્યાગ કર્યો મહાદેવ અને હારીતરાશિના અનુગ્રહથી તેને ચિતોડનુ રાજ્ય મળ્યુ ત્યારથી તેના વંશજો ક્ષત્રિયો કહેવાયા [૫૦] પરતુ સમરસિંહના રાજકવિ વેદશર્માને ગુહિલોના ઈતિહાસનુ નિર્ભ્રાન્ત જ્ઞાન તો ન હતુ બપ્પથી આઠમી પેઢીએ થઇ ગયેલ પૂર્વજ ગુહદત્તના નામનુ રૂપાન્તર કરી, તેણે ગુહિલ રાખ્યુ છે અને તેને બપ્પનો પુત્ર કહ્યો છે વસ્તુતઃ ગુહિલ વ્યક્તિવાચક નામ નથી, પણ અવટંકવાચક છે અર્થાત્ તે ઉપરથી જણાય છે કે સમરસિંહના સમયમા સ્વવંશના પ્રાચીન ઇતિહાસ ઉપર અંધકાર છવાતો જતો હતો

ત્યારપછી ૧૦૦ વર્ષે મહારાણા કુંભે પોતાના વંશના ઇતિહાસનુ સંશોધન કરાવ્યુ, અને તે ઇતિહાસ શિલાલેખોમા તથા ગ્રંથોમા ગુથી દીધો ( જુઓ પાછળ પૃ　　) તેઓના પુત્ર રાયમલજીએ એકલિંગ મહાદેવના મંદિરમા ઇ સ ૧૪૮૭ મા એક લેખ કોતરાવ્યો તેમા પ્રસ્તુત વિષયના સંબંધમા યથાર્થ અને અવિસ્તર ઇતિહાસ આપ્યો છે તે લેખમાથી નીચે પ્રમાણે વર્ણનો પ્રાપ્ત થાય છે

श्रीमेदपाटभुवि नागह्रदे पुरेऽभूद् ॥
बाप्पो द्विजः शिवपदार्पितचित्तवृत्तिः ॥ १० ॥
श्रीमत्त्रिकूटगिरिमंदिरगाररार ॥
हारीतराशिरिह शंकरमेकलिंगं ॥ ?३ ॥
हारीतराशिरभवद् गुरुरस्य साक्षाद् ।
आरा य शंभुमभजत् परमा मुद यः ॥

---

५० Bharnagar Inscriptions p 70 verses 9 11 and p, 85 verses 6–12

आशास्यतेशकृपया मुनिना च तेन ।
वंशस्य निर्जित विरुद्धमधीश्वरत्वं ॥ १५ ॥
हारीतराशिवचनाद् वरमिंदुमौले-।
रासाद्य स द्विजवरो नृपतिर्बभूव ॥
पर्यगृहन्नृपसुताः शतशः स्वशक्तया ।
ऽजैषीच्च राजकमिलां सकलां बुभोज ॥ १६ ॥

ભાવાર્થ—મેવાડમાં આવેલ નાગહૃદ નામના નગરમા બપ્પ શંકર ઉપર તપશ્ચર્યા કરતા હતા ૧૨

તેજ સ્થળે ત્રિકુટપર્વત ઉપર એકલિંગ મહાદેવના મંદિરમા હારીતરાશિ પણ તે મહાદેવની આરાધના કરતા હતા ૧૩

શંકરની આરાધનાથી પ્રસન્ન થયેલ હારીતરાશિ બપ્પના ગુરુ થયા. અને શંકરની કૃપાદષ્ટિથી તે મુનીએ બપ્પને વંશપરંપરા સુધી અજિત્ય રાજ્ય મળવાનુ વરદાન આપ્યું ૧૫

શંકરના અનુગ્રહથી અને હારીતરાશિના વરદાનથી તે બ્રાહ્મણવર્ય બપ્પે રાજ્ય મેળવ્યુ. અનેક રાજકન્યાઓ સાથે લગ્ન કર્યા, અનેક નાના મોટા રાજ્યો પોતાના બાહુબળથી જીતી લીધા અને એક મોટા રાજ્યની સ્થાપના કરી. ૧૬

ઉપર ઉદ્ધૃત કરેલા શ્લોકોમાથી છેલ્લા શ્લોકમા ગુહિલવંશમા ક્ષત્રિયત્વ શા માટે પ્રાપ્ત થયુ, તેનુ કારણ સ્પષ્ટ રીતે આપ્યુ છે તે શ્લોકમા ચોકખી રીતે કહ્યુ છે કે મહાદેવ અને હારીતરાશિના અનુગ્રહથી તેને મોટુ રાજ્ય મળ્યુ. અર્થાત્ શિવાજીને પ્રેરણા કરનાર જેમ રામદાસ સ્વામી હતા, પન્નાના બુંદેલ રાજા છત્રસાલને પ્રેરણા કરનાર જેમ પ્રાણનાથજી હતા, [૫૨] તેમ બપ્પને પ્રેરણા કરનાર હારીતરાશિ હતા બાપ્પે અનેક યુદ્ધો કરી નાના મોટા રાજ્યો જીતી લીધા, ઘણી રાજકન્યાઓનુ પાણિગ્રહણ કર્યું, ત્યારથી તે અને તેના ક્ષત્રિય રાણીઓથી ઉત્પન્ન થયેલા પુત્રો ક્ષત્રિયો કહેવાયા આ વિષયમા ઉપર્યુક્ત શ્લોકમા કંઈપણ શંકા રહેવા દીધી નથી

ત્યારપછી હિંદુસ્થાનના રાજકીય ક્ષેત્રમા એકદમ પરિવર્તન થઇ ગયુ પરાણમુસલ-માનો કરતા બુદ્ધિમા, બળમા, ઉત્સાહમા તેમજ ઔદાર્યમા સહસ્રગુણ અધિક મુગલો

---

૫૧ Bhavnagar Inscriptions p. 118

૫૨ ઔરંગઝેબને હંફાવી શકે તેવા તે કાળમા ત્રણ રાજાઓ વિધાતાએ ઉત્પન્ન કર્યા હતા મેવાડમા રાણા રાજસિંહ, મહારાષ્ટ્રમા શિવાજી અને બુંદેલખંડમા રાજા છત્રસાલ છત્રસાલના ગુરુ પ્રાણનાથજી હતા તેઓએ છત્રસાલમા અપૂર્વ ઉત્સાહ અને વીરતા પ્રેરી હતી કહેવાય છે કે ઔરંગ-ઝેબની સામે થવામા ધનની જરૂર હતી પ્રાણનાથજીએ પન્નાની સીમમાથી હીરાની ખાણ ઉત્પન્ન કરી અઢળક ધન એકઠુ કરી આપ્યુ હતુ જુઓ બાલકવિકૃત છત્રપ્રકાશ, નાગરીપ્રચારિણીસભાનુ સંસ્કરણ પૃ. ૧૫૦-૧૫૨

આવ્યા, તેઓએ આખા રજપુતાનાને ગુલામ બનાવ્યું. છતાં મેવાડના રાણાઓએ નમ્યું આપ્યું નહિ, તેથી તેઓનાં ગન્યની તે નિર્દય મુગલોએ અતિ દુર્દશા કરી નાંખી, તેમ છતાં પણ ગુહિલો ગાંજ્યા ગયા નહિ. ભાટચારણોએ પૂર્વજોના પરાક્રમોનાં પરોગાનો ગાઇને તેઓની નસમાં વીરતાને સતત વહેતી રાખી. તેવા સમયમાં અનેક દંતકથાઓ જન્મ પામી. પૂર્વજોનાં પરાક્રમો દૈવી ચમત્કારોથીજ ઉકેલાય, તે સ્વાભાવિકજ હતું; ઔરંગઝેબના સમકાલીન રાણા રાજસિંહના રાયસાગરના લેખોમાંથી આપણને તે કાળની મનોદશાનુ આબેહુબ ભાન થઇ શકે છે. તે સમયના કવિઓએ બપ્પને મહાભારતના ભીમ અથવા અર્જુન જેવો, કે સગર અથવા પરશુરામ જેવો ચિતર્યો છે. છતાં તેમ થી કંઈ નવીન ઐતિહાસિક તત્વ પ્રાપ્ત થતું નથી. તેથી તે લેખોનાં વચનો ઉધૃત કરી વિશેષ લંબાણ કરવાની જરૂર જણાતી નથી સાર એટલોજ છે કે બપ્પના કુલમાં બપ્પ સુધી સૌ બ્રાહ્મણો હતા. અને તેઓ બ્રાહ્મણધર્મ પાળતા હતા. બપ્પ ક્ષત્રિય કન્યાઓ પરણ્યો. તેના પુત્રો ક્ષત્રિયો કહેવાયા.

## ૬ ચતુર્થ વિભાગ,

### ચાટસુના શિલાલેખમાં પ્રયુક્ત બ્રહ્મક્ષત્રપદનો વિવક્ષિતાર્થ.

જયપુરના રાજ્યમાં આવેલ ચાટસુ ગામની સીમમાંથી એક શિલાલેખ મળી આવ્યો છે. તે શિલાલેખ ગુહદત્તથી ૨૨ મી પેઢીએ અને બપ્પથી ૧૫ મી પેઢીએ થઇ ગયેલ ગુહિલરાજ બાલાદીત્યનો છે. ૫૩ ( રાજપૂતાનેકા ઇતિહાસ પૃ. ૪૨૧–૪૨૨ ) તે શિલાલેખમાંથી નીચે પ્રમાણે એક શ્લોક પ્રાપ્ત થાય છે.

अस्त्रग्रामोपदेशैरेवनतनृपतीन् भूतलं भूरि भूत्या ।
भूदेवान् भूमिदानैस्त्रिदिवमपि मखै र्नन्दयन्नन्दितात्मा ।।
ब्रह्मक्षत्रान्वितोऽस्मिन्समभवदसमे रामतुल्यो विशल्यः ।
शौर्याढ्यो भर्तृपट्टो रिपुभटविटपच्छेदकेलीपटीयान् ।

" અનેક શસ્ત્રાસ્ત્રના પ્રયોગનો અભ્યાસ કરીને જેણે શત્રુ દલને તેમજ પુષ્કલ સમૃદ્ધિથી ભૂતલને નમાવ્યું હતું, ભૂમિદાઓથી બ્રાહ્મણોને અને યજ્ઞાનુષ્ઠાનોથી દેવોને તૃપ્ત કરી જેણે પોતાના આત્માને પ્રપન્ન કર્યો હતો, બ્રહ્મક્ષયમાં ઉત્પન્ન થયેલો, પરશુરામની પેઠે સમર્થ શત્રુઓનાં વૃક્ષ ઝુંડોને છે લીલા માત્રથી છેદી નાંખવામાં કુશલ થયેલો, એવો આ અપ્રતિમ વંશમાં નિષ્કંટક થયેલો, શૂરવીર ભર્તૃપટ થયો "

આ શ્લોકમા બાલા દિત્યથી પૂર્વે ૧૫ મી પેઢીએ થઈ ગએલ મેવાડના ગુહિલવંશી રાજા ભર્તૃપટને ब्रह्मक्षत्रान्वित કહ્યો છે. વિદ્વદ્વર્યઓ ઝાશ્રીએ તેનો ' બ્રહ્મક્ષત્ર ગુણ યુકત ' એવો અર્થ કર્યો છે. અર્થાત્ ભર્તૃપદમાં બ્રાહ્મણના બીજનો અંશ ન હતો, પરંતુ બ્રાહ્મણના

ગુણો જ હતા, તેથી તેને બ્રહ્મક્ષત્ર કહ્યો છે, એમ તેઓના કહેવાનો આશય છે. તેના સમર્થનમાં તેઓ બે ઐતિહાસિક અને ચાર પૌરાણિક દષ્ટાંતો આપે છે. તે પૈકી ઐતિહાસિક દષ્ટાંતો નીચે મુજબ છે.

૧ માલવાના પરમાર રાજા મુંજ (ઇ. સ. ૯૭૭-૯૯૭) ના રાજકવિ હલાયુધે સ્વવિરચિત પિંગલસૂત્રવૃત્તિની ભૂમિકામા મુંજને બ્રહ્મક્ષત્ર કહ્યો છે,[૫૪]

તેમજ પદ્મગુપ્તના નવસાહસાંકચરિતમા તથા બીજા શિલાલેખોમા પરમારની ઉત્પત્તિ વસિષ્ઠ ઋષિએ યજ્ઞકુંડમાથી કરી, તેથી તેનુ કુલ અગ્નિકુલ કહેવાય છે, એમ લખેલું છે. પરંતુ તે કલ્પના ઇતિહાસના અંધકારમાથી ઉત્પન્ન થવાથી અસત્ય છે. પરમાર વંશના રાજાઓ ક્ષત્રિય હતા, અને બ્રાહ્મણ તેમજ ક્ષત્રિય ઉભયના ગુણો મુજમાં હોવાથી, તેને બ્રહ્મક્ષત્ર કહ્યો છે (પૃ. ૬૬-૬૭). [૫૫]

૨ બંગાળાના દેવપાડા ગામમાથી મળી આવેલ સેનવંશી રાજા વિજયસેનના (ઇ સ. ૧૦૮૦ ના ] શિલાલેખમા, તેના પિતામહ સામંતસેનને બ્રહ્મવાદી, બ્રહ્મક્ષત્ર અને ચંદ્રવંશી કહ્યો છે [૫૫] ત્યા પણ 'બ્રહ્મક્ષત્ર'નો અર્થ 'બ્રહ્મક્ષત્રગુણયુક્ત' જ થવો જોઇએ (પૃ. ૬૬ બાદ ટિપ્પણ ૨) [૫૬]

પૌરાણિક દષ્ટાંતો નીચે મુજબ છે:—

૧ મત્સ્યાદિ પુરાણોમાં પૌરવવંશના અંતિમ રાજા ક્ષેમકના સબંધમા એક ગાથા આપી છે, તેમા તે વંશને બ્રહ્મક્ષત્રવંશ કહ્યો છે.

૨ વિષ્ણુવૃદ્ધ અને હરિત સૂર્યવંશી માંધાતાના વંશજો હોવા છતાં, તેઓ શુદ્ધ બ્રાહ્મણોજ મનાય છે.

૩ વિશ્વામિત્ર અને આર્ષ્ટિષેણ (દેવાપિ) ચંદ્રવંશની ક્ષત્રિય જાતિમા ઉત્પન્ન થયા છતાં તેઓની ગણના શુદ્ધ બ્રાહ્મણવર્ગ માજ થાય છે

૪ ક્ષત્ર્પટને પરશુરામ સાથે સરખાવેલ છે, તે પરશુરામે ક્ષાત્રકર્મો કર્યા છતા, તેઓ શુદ્ધ બ્રાહ્મણરૂપેજ અદ્યાવધિ પૂજાય છે.

---

૫૩ Epigraphia Indica, vol XII pp 13-17

૫૪ ब्रह्मक्षत्रकुलीनः प्रलीनसामन्तनतचक्रनुतचरणः ।
सकलसुकृतैकपुञ्जः श्रीमान् मुञ्जश्चिरं जयति ॥

૫૫ Epigraphia Indica, vol 1 pp 307-11 તથા પ્રાચીન લેખમાળા પુ ૨ પૃ ૧૮૦ ૮૪

૫૬ वंशे तस्यामरस्त्रीविततरतकलासाक्षिणो दाक्षिणात्य
क्षोणीन्द्रैर्वीरसेनप्रभृतिभिरभितः कीर्तिमद्भिर्बभूवे ॥४॥
तस्मिन्सेनान्ववाये प्रतिसुभटशतोत्सादनब्रह्मवादी ।
स ब्रह्मक्षत्रियाणामजनि कुलशिरोदामसामन्तसेन ॥५॥

અર્થાત્ તેઓ મધગાને બ્રહ્મક્ષત્ર કહેવાનું કારણ એટલુંજ છે કે–તેઓમા બ્રાહ્મણ અને ક્ષત્રિયના ગુણો હતા

## ( ૬ ) અગ્નિ કુલ એટલે શું ?

૧ વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ જે ઐતિહાસિક દૃષ્ટાંતો આપ્યા છે, તે શું નિર્વિવાદ સિદ્ધ થયેલ છે ? મુજને તેનાજ રાજકવિએ બ્રહ્મક્ષત્ર કહ્યો છે, તેમજ અનેક લેખોમા પરમાર વંશને અગ્નિવંશ કહેવામા આવ્યો છે, છતા તે સર્વ લેખો અસત્ય, અને તે વંશના કોઈ રાજાને કોઇ કોઈ લેખમા ક્ષત્રિય કહ્યા હોય તે સત્ય, એમ માનવાનુ અથવા મનાવવાનું પૂર્વગ્રહ સિવાય બીજુ કઈ કારણ છે ? ચૌહાણો, સોલકીઓ, પરમારો તથા પ્રતિહારો વસિષ્ઠ ઋષિના યજ્ઞકુડમાથી ઉત્પન્ન થયા હતા, તે કથા અવશ્ય દંતકથા છે, પરંતુ શા માટે તે દંતકથા ઉદ્ભવી ? શા માટે તેઓને અગ્નિકુલના કહ્યા ? વિદ્વદ્વર્ય ઓઝાશ્રી કહે છે કે પૃથ્વીરાજરાસો ઇ. સ ૧૬૦૦ ની આસપાસના સમયમા રચાયો હતો ( ભૂમિકા પૃ ૨૪ તથા પૃ ૨૧૪ ), તે રાસાના કર્તાએ અગ્નિકુલની કથા ઉપજાવી કાઢી છે ( પૃ ૬૩–૬૬ ) પરંતુ ઇ સ. ૧૬૦૦ પહેલાના શિલાલેખોમા તે કથા ક્યાથી ઘુસી ગઇ?[૫૬] શા માટે તેવા લેખોની ઉપેક્ષા કરવામા આવે છે? અગ્નિકુલનો અર્થ શો છે ? છેક વૈદિક કાળથી અગ્નિને બ્રાહ્મણ કહેવામા આવે છે.[૫૭] તેથી અગ્નિકુળનો અર્થ બ્રાહ્મણકુળ જ થાય છે બ્રાહ્મણથી થયેલ ઉત્પત્તિ છુપાવી રાખવાના હેતુથી ચતુર કવિઓએ સૂર્યકુળ અને ચદ્રકુળની સાથે બેશી શકે, તેવા અગ્નિકુળની કલ્પના ઉભાવી કાઢી પ્રોફેસર દેવદત્તે તેવા કેટલાક રાજકુલોને કેટલાક લેખોમા બ્રાહ્મણોત્પન્ન કહેવામા આવ્યા છે, તે હેતુ બતાવી, તેઓનુ વિદેશીયપણુ સિદ્ધ કરવા ભ્રુશ ખ કુકયો છે અનમત, તે કારણથી અહીંના વિદ્વાન સુભગે ઉશ્કેરાઇ જાય, તે સ્વાભાવિક છે, પરંતુ તેથી મૂળ વસ્તુસ્થિતિને વિકૃત કરી નાખવાનુ કંઈ પ્રયોજન જણાતુ નથી પ્રોફેસર દેવદત્ત ભાડારકરના રણવાદ્યવાદનથી વિક્ષિપ્ત થયેલા વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય પણ ઉપર્યુક્ત ચાર કુલો પૈકી પરમારકુલનું અગ્નિકુલત્વ તો સ્વીકારે છે.[૫૮] છતા વસ્તુસ્થિતિ તો ચારે કુલોની લગભગ સરખી જ છે

૫૬ જુઓ, ઈ સ ૧૧ મા સૈકાની માલવમહીપતિ પ્રશસ્તિ, અથવા ઉદયપુરપ્રશસ્તિ, પ્રાચીન લેખમાળા, પુ ૧ પૃ ૧૯૭–૧૮૯ અથવા Epigraphia Indica Vol. 1 તેમજ માલવાના પરમાર રાજા નરવર્માનો ઇ સ ૧૧૦૪ નો શિલાલેખ, પ્રાચીન લેખમાળા, પુ ૨ પૃ ૨૦૩–૨૧૧

૫૭ શતપથ બ્રાહ્મણ, ૧૦–૪–૧૫ તથા ૨–૪–૫, તેમજ તૈત્તિરીય બ્રાહ્મણ ૯–૧–૫, ૧૨–૨૮ તથા બૃહદારણ્યકોપનિષદ્ ૧–૪–૧૫

૫૮ History of Mediaeval Hindu India, Vol. I, p 81

## ( ખ ) ચાલુક્ય વંશનું વિપ્રત્વ

વિદ્દદ્વર્ય વૈદ્યમહાશયે સોલંકી કુલના એટલે ચૌલુક્ય અથવા ચાલુક્ય કુલના ત્રણ ચાર ભાગો પાડયા છે ગમે તેટલા ભાગો પાડો તો પણ સવળા કુલોના લેખોમાંથી તેઓનું બ્રાહ્મણમૂળ પ્રચ્છન્ન રહી શકતું નથી પશ્ચિમ મહારાષ્ટ્રના બાદામી ચાલુક્યોને માત્ર માનવ્યગોત્ર જ અને હારીતિપુત્રો કહ્યા છે,[૫૯] ત્યારે કૃષ્ણાનદીના મુખની આસપાસ પૂર્વદિશાના વેંગીના ચાલુક્યોને તે ઉપરાંત ચંદ્રવંશી કહ્યા છે, એટલું જ નહિ, પણ તેઓના રાજકવિઓએ તો મેવાડના રાજકવિઓની પણ સ્પર્ધા કરવાનો પ્રયત્ન કર્યો છે ચાલુક્ય વંશને ચંદ્રવંશના છેલ્લા રાજા ક્ષેમક સુધી લઈ જવામાં આવેલ છે બન્ને કવિઓ કહે છે કે ચંદ્રવંશી રાજા ક્ષેમક તેમજ સૂર્યવંશી રાજા સુમિત્ર પછી તે બન્નેના વંશજોએ અયોધ્યામાં એકીસાથે એકજ સમયે યુગપત્ રાજ્ય કર્યું હતું છેલ્લો રાજા વિજયાદિત્યજ હતો, તે દક્ષિણમાં ગયો અને ત્યાં રાજ્ય જમાવ્યું અહીંથી બન્નેની કથાઓ સ્વરૂપે બદલાય છે, પણ અંતરમાં તો એક સરખી જ રહે છે બન્ને કથાઓમાં વિધવા રાણીઓ બ્રાહ્મણોનો આશ્રય લે છે, ત્યાં તેઓને પુત્રો જન્મે છે તે બ્રાહ્મણો તે પુત્રોને રાજ્ય મેળવવાને લાયક બનાવે છે છતાં દક્ષિણના કવિઓ પોતાના રાજાઓના મૂળપુરૂષને ચંદ્રવંશી અને મેવાડના કવિઓ પોતાના રાજાઓના મૂળપુરૂષ સૂર્યવંશી ઠરાવે છે તેટલી ગડમથન કર્યા છતાં બન્ને કવિઓ તેઓના ગોત્રો બદલાવી નાખવાની હિમ્મત કરી શકતા નથી મેવાડના કવિઓ ગુહિલોનું બૈજવાપ ગોત્ર કાયમ રાખે છે, તેમજ દક્ષિણના કવિઓ ચાલુક્ય રાજાઓનું માનવ્ય અને હારીતિપુત્ર એમ બે ગોત્રો કાયમ રાખે છે[૬૦] અર્થાત્ બન્ને કવિઓ તેઓનું બ્રાહ્મત્વ મટાડી દે છે, છતાં તેનો બહિષ્કાર કરવાની ધૃષ્ટતા કરતા નથી

તે ચાલુક્ય વંશની એક શાખાએ લાટ દેશમાં એટલે દક્ષિણ ગુજરાતમાં રાજ્ય કર્યું હતું તેના છેલ્લા રાજા ત્રિલોચનપાલના ઇ સ ૧૦૫૦ ના દાનપત્રમાં તો સ્પષ્ટ લખ્યું છે કે બ્રહ્મદેવે દાનવોને મારવા માટે પોતાના ચુલુકમાંથી એટલે ખોબાના જળમાંથી એક વીર પુરૂષને ઉત્પન્ન કર્યો તેને માન્યકુબ્જના રાજાની કન્યા પરણવાની આજ્ઞા કરી અને તે ઉપરથી તેનું કુલ ચૌલુક્ય કુલ કહેવાયું બિલ્હણના વિક્રમાંકદેવચરિત્ર ( સર્ગ ૧ ) માં પણ તેવીજ કથા આપી છે[૬૧] તે લેખમાં તે કુલના ગોત્રનો નિર્દેશ કરવામાં આવ્યો નથી

---

૫૯ ઈ સ ના સાતમા સૈકાનું વિજયાદિત્યનું તામ્રપત્ર પ્રાચીન લેખમાળા ભા ૨ પૃ ૧૭-૨૦, તથા Indian Antiquary Vol 12 p 91—93

૬૦ પ્રાચીન લેખમાલા, પુ ૧ પૃ ૧૩૧ ૧૩૮, વિષ્ણુવર્ધનનું દાનપત્ર તેમજ તેજ, પુ ૧, પૃ ૨૦૫-૨૧૨, વીરચોડ મહીપતિનું દાનપત્ર, ઈ સ ૧૦૭ નું તે બન્ને માટે જુઓ Indian Antiquary Vol 14 p 50 55 and South Indian Inscriptions Vol I p 53—57

૬૧ પ્રાચીન લેખમાળા પુ ૧ પૃ ૨૭-૩૨ તથા Indian Antiquary Vol 12 p 201—203

તે સિવાય તે કુલની એક બીજી શાખાનો ઇતિહાસ જબલપુર પાસે આવેલ બિલ્હારી ગામમાંથી મળી આવેલ ત્રિપુરી (જબલપુર) ના કલ્ચુરી વંશના રાજા યુવરાજ બીજાના સમયનાં એટલે ઇ. સ. ૯૮૦ ની આસપાસના સમયના શિલાલેખમાંથી પ્રાપ્ત થાય છે. કલ્ચુરી વંશના રાજા કેયૂરવર્માએ એક ચાલુક્ય રાજા અવનિવર્માની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. તે અવનિવર્મા ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યે દ્રુપદ રાજાનો વધ કરવાને માટે પોતાના ચુલુકમાંથી ઉત્પન્ન કરેલ એક વીરપુરૂષના વંશનો હતો, એમ તે લેખના કવિએ લખ્યું છે. [૬૨] તે ઉપરથી વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય ગુજરાતના સોલંકી વંશનું ગોત્ર પણ ભારદ્વાજ હતું, એમ ઠરાવે છે. [૬૩] છતાં તે વંશના મૂલપુરૂષ મૂલરાજ અથવા તેના પિતા રાજિ સાથે અવનિવર્માને શો સંબંધ હતો, તે દર્શાવવાની તકલીફ લીધી નથી. વસ્તુતઃ તેઓ વચ્ચે કંઇ સંબંધ હોવાનું એક પણ પ્રમાણ મળી આવતું નથી. તે કદાચ ગમે તેમ હોય પણ ગુજરાતના સોલંકી એટલે ચાલુક્યવંશના રાજા કુમારપાલે પોતે ઇ. સ. ૧૧૫૨ માં વડનગરની પ્રશસ્તિ કોતરાવી છે. તે પ્રશસ્તિમાં તો પોતાના વંશના મૂલપુરૂષને બ્રહ્મદેવે પોતાના ચુલુકમાંથી ઉત્પન્ન કર્યો હતો, એમ સ્પષ્ટ લખ્યું છે; [૬૪] છતાં તે લેખ ઉપર તેઓના જેવા સમર્થ અન્વેષકનું ધ્યાન કેમ નહિ ગયું હોય, તે સમજી શકાતું નથી.

એ પ્રમાણે જુદા જુદા લેખોની ઉત્પત્તિકથાઓ જૂદી જૂદી છે. અલબત, પોત પોતાના રાજાઓને પ્રસન્ન કરવાના હેતુથી કવિઓએ દોડાવેલા કલ્પનાતુરંગોનું તે સર્વ પરિણામ છે. પરંતુ તે સઘળી કથાઓમાંથી સાર તો એકજ પ્રાપ્ત થાય છે. ચાલુક્ય વંશનો મૂલ પુરૂષ માનવ્યગોત્રનો એટલે મનુના વંશનો હતો; તે હારિતગોત્રની બ્રાહ્મણકન્યા સાથે પરણ્યો હતો; તેના વંશજો ચાલુક્યો કહેવાયા. પરંતુ ચાલુક્યો શા માટે ? તેનું રહસ્ય તો અંધકારમાંજ રહેવાનું. બ્રહ્મદેવની અંજલિમાંથી કે દ્રોણાચાર્યની અંજલિમાંથી થયેલ ઉત્પત્તિની કથા કેવલ કલ્પિત અને અસંભવિત છે. છતાં તે કથાના અંતરમાં રહેલા સત્યમાં કંઇપણ શંકા લાવવાનું કારણ નથી. ચાલુક્ય વંશનું ક્ષેત્રતત્ત્વ બ્રાહ્મણનુંજ હતું, તેનું તે કથાઓ સ્મરણ કરાવે છે.

---

૬૨ પ્રાચીન લેખમાલા, પુ. ૨, પૃ. ૧૨૯–૧૪૦ તથા Epigraphia Indica Vol pP 254 262.

૬૩ Mediaeval History of India by C. V. Vaidya vol. 111 p. 99

૬૪ પ્રાચીન લેખમાલા, પુ. ૧ પૃ, ૧૮૧–૧૮૫

गीर्वाणैर्दैत्यगर्वं दनुजपरिभवात् प्रार्थितस्त्रायकार्थं ।
वेधाः संध्यां नमस्यन्नपि निजचुलुके पुण्यगंगाम्बुपूर्णे ॥
सद्यो वीरं चुलुक्याह्वयमसृजमिदं येन कीर्तिप्रवाहैः ।
पूतं त्रैलोक्यमेतन्नियतमनुद्दरत्येव हेतोः फलं श्रीः ॥
वंशस्यास्य प्रकाशनविधौ निर्मूल्यमुक्तामणेः ।
क्षोणीपाल किरीटकल्पितपदः श्रीमूलराजोऽभवत् ॥

## ( ગ ) ચૌહાણનું વિપ્રત્વ.

પૃથ્વીરાજ રાસામાં આપેલ ચાર અગ્નિકુલો પૈકી કદાચ ઉપર્યુક્ત ચાલુક્ય કુલની ઉત્પત્તિની કથા સંદિગ્ધ હોય, પરંતુ ચૌહાણ, પ્રતિહાર અને પરમાર વંશોની ઉત્પત્તિ માટે તો નિઃસંદેહ પ્રમાણો પ્રાપ્ત થાય છે. તે પ્રમાણો ન જ માનવાં હોય તો તેનો કંઇ ઉપાય નથી. પરંતુ ન માનવાને માટે જે કારણો આપવામાં આવે છે, તે કારણો સામાન્ય સમજનાં મનુષ્યો તો સ્વીકારી શકે નહિ. પ્રતિહાર વિષે હવે પછી સવિસ્તર ચર્ચા કરવામાં આવશે. હાલ તુરત પ્રથમ ચૌહાણ વંશની ચર્ચા કરી, પછી પરમાર વંશની ચર્ચા સમાપ્ત કરશું. ચૌહાણ અથવા ચાહમાનનું કુલ દર્શાવનારા માત્ર બે શિલાલેખો પ્રાપ્ત થયા છે. એક લેખ સુપ્રસિદ્ધ પૃથ્વીરાજના પિતા સોમેશ્વરે તૈયાર કરાવેલ ઇ. સ. ૧૧૬૯ નો બીજોલીયાનો છે. [૬૫] તે લેખમાં ચૌહાણ કુલના મૂલપુરૂષ સામન્તને અહિચ્છત્રનિવાસી, વત્સગોત્રી અને વિપ્ર કહ્યો છે. [૬૬] વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય તેની સામે ઇ. સ. ૯૭૩ નો હર્ષનાથનો શિલાલેખ મૂકે છે. [૬૭] હર્ષનાથનો શિલાલેખ જયપુર રાજ્યના શેખાવટીના પ્રાંતમાં આવેલ હર્ષપર્વત ઉપર ચૌહાણ રાજા વિગ્રહરાજના ગુરૂ પાશુપતસંપ્રદાયી અલ્લટે હર્ષનાથનું મંદિર બંધાવી, તેમાં નંખાવ્યો છે. તે લેખમાં મૂલ પુરૂષ સામન્તથી નહિ, પણ તેના વંશજ ગુવકથી વિગ્રહરાજ અને તેના ભાઇ દુર્લભરાજ સુધી વંશાવલિ આપી છે. તે પ્રસંગે ચૌહાણ કુલની ઉત્પત્તિ વિષે કંઇપણ નિર્દેશ કરવામાં આવ્યો નથી; માત્ર પોતાના આશ્રિત રાજા વિગ્રહરાજના પિતા સિંહરાજને અલ્લટે રઘુકુલનો કહ્યો છે. [૬૮] તે લેખ બીજોલીયાના લેખ પેહેલાંનો છે માટે વધારે વિશ્વસનીય છે, અને તે લેખમાં જ્યારે મૂલપુરૂષના એક વંશજને રઘુકુલનો કહ્યો છે, ત્યારે બીજોલીયાના લેખમાં મૂલ પુરૂષને વિપ્ર કહ્યો તે અસત્ય છે, એવી દલીલો આગળ ધરી, વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય મૂલપુરૂષના વિપ્રત્વનું ખંડન કરે છે.

બીજોલીયાનો લેખ સોમેશ્વર રાજાએ પોતે તૈયાર કરાવ્યો છે, છતાં તે અસત્ય અને હર્ષનાથનો લેખ એક રાજાના ગુરૂ સાધુએ તૈયાર કરાવ્યો છે, તે વધારે વિશ્વસનીય શા માટે ? છતાં અલ્લટે જાણી જોઇને મૂલપુરૂષ અને તેના ઇતિહાસની ઉપેક્ષા કર્યાનું નથી

---

૬૫ History of Mediaeval Hindu India, by C. V. Vaidya vol 111 p 479 તથા Journal of the Asiatic society of Bengal, vol 55 p. p. 41-43

૬૬ विप्रः श्रीवत्सगोत्रेऽभूदहिच्छत्रपुरे पुरा ।
सामन्तोऽनन्तसामन्तपूर्णतल्लो नृपस्ततः ॥१॥

૬૭ Histoty of mediaeval Hindu India, vol 11 pp. 91-93

૬૮ તેજ પુ. ૨ પૃ. ૩૦૨ તથા પ્રાચીન લેખમાલા, પુ. ૨ પૃ. ૧૬૬-૨૦૨ તથા Epigraphia Indica Vol. II pp. 119-125.

स्रो मद्रापूपतिराजसूनुरसमः श्रीसिंहराजोऽभवत् ॥१८॥
× × × ×
तन्मूर्त्यर्थमुपागतो रघुकुले भूचक्रवर्तितो स्वयम् ॥१९॥

જણાતું ? સત્ય હકીકત તો એ છે કે હિંદુસ્તાનના ઇતિહાસના મધ્યયુગમાં લકુલીશ અથવા પાશુપતસંપ્રદાયના સાધુઓ રાજકુલોને તૈયાર કરવાને પ્રવૃત્ત થયા હતા. ઇ સ ૯૭૩ માં હર્ષગિરિના પાશુપતાચાર્ય વિશ્વરૂપના શિષ્યો ચૌહાણકુલમાં ઉત્સાહ અને શૌર્ય રેડતા હતા ત્યારે ઈ સ ૯૭૧ માં ત્રિકુટગિરિના પાશુપતાચાર્ય હારીતરાશિના શિષ્યો મેવાડના ગુહિલ કુલમાં પારાશિક ક્ષત્રિયના સંસ્કારો ઉત્તેજતા હતા. નરવાહનનો નાથ મંદિરનો લેખ તેની પરેપૂરી સાક્ષી પુરે છે. અને બેમાંના વંશપુરુષોને અને તેઓના ઇતિહાસને ઉડાવી દઇ, તેઓના વંશજોને ગુરૂત્વના કહ્યા હોય, તેથી મૂલપુરુષોના વિપ્રત્વને બાધ શી રીતે આવે છે ? નરવાહનના સમયના નાથમંદિરના લેખથી જેમ આટપુરાદિના લેખોને કંઈ અસર થતી નથી, તેમ હર્ષનાથના લેખથી બીજોલીયાના લેખમાં કંઇપણ શંકાવકાશ રહેતો નથી.

## ( ઘ ) પરમારોનું વિપ્રત્વ

તેજ પ્રમાણે પરમાર કુલનો મૂલપુરૂષ બ્રાહ્મણ હતો, એવું સબલ પ્રમાણ મળી આવે છે. તે કુલના રાજા ઉદયાદિત્ય (ઇ સ ૧૦૫૯-૧૦૮૦) ના સમયની માલવમહીપાલ-પ્રશસ્તિ અથવા ઉદયપુરપ્રશસ્તિનો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે.[६९] તેના પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં પરમારકુલની ઉત્પત્તિ વસિષ્ઠના યજ્ઞકુંડમાંથી થઇ છે, એમ કહીને સાતમા શ્લોકમાં તેના પ્રથમ રાજા ઉપેન્દ્રને દ્વિજવર્ગરત્ન એટલે શ્રેષ્ઠબ્રાહ્મણ કહ્યો છે.[७०] મુંજ રાજાને તેના કવિ હલાયુધે બ્રહ્મક્ષત્ર કહ્યો છે, તેની સાથે દ્વિજવર્ગરત્ન વાંચતા, તેનો અર્થ બ્રાહ્મણજ થઇ શકે છે, કદાચ તેજ કારણથી વિદ્વદ્વર્ય વૈદ્યમહાશય આ લેખનો અસ્વીકાર કરતા હોય એમ લાગે છે. પરમારકુલના બીજા લેખોમાં મૂલપુરૂષનું નામ કૃષ્ણરાજ લખેલું છે. ઉદયપુરની પ્રશસ્તિમાં મુંજરાજ સુધીમાં બે વાકપતિરાજ રાજાઓ અને બે વૈરિસિંહ રાજાઓ થઇ ગયાનું લખ્યું છે,[७१] કૃષ્ણરાજની પહેલાં માલવદેશ ભોજના પ્રતિહાર રાજાઓના તાબામાં હતો, તેથી તે પહેલાં ત્યાં કોઇ પરમાર રાજાનું રાજ્ય હોવાનો સંભવ નથી. તે કારણોથી ઉદયપુરપ્રશસ્તિ અસત્ય છે, એમ વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય કહવે છે.[७२] પરંતુ એક રાજાના બે નામો હોવાનો અને એક રાજાના વંશજો પોતાના પૂર્વજોના નામ ધારણ કરવાનો બનાવ કોઇ પણ દેશના રાજવંશમાં અસાધારણ નથી. મુંજે પોતે પોતાના દાનપત્રમાં પોતાનું નામ મુંજ નહિ

६९ પ્રાચીન લેખમાળા, પુ० १, પૃ, १९७-१९८ તથા Epigraphia Indica Vol 1p 234

७० तद्वंशोऽभवदखिलयज्ञसघनप्रामसरोद्यहतकीर्तिरासीत ।
उपेन्द्रराजो द्विजवर्गरत्न शौर्यार्जितोत्तुङ्गनृपत्वमान ॥७॥

७१ ઉદયપુર પ્રશસ્તિ પ્રમાણે વંશાવલિ—१ ઉપેન્દ્ર, २ વૈરિસિંહ, ३ સીયક, ४ વાકયપતિ (કૃષ્ણરાજ) ५ વૈરિસિંહ, ६ હર્ષદેવ (સીયક) ७ વાકપતિ (મુંજ) વાકપતિરાજ (મુંજ) ના ઈ સ ९७४ ના દાનપત્ર પ્રમાણે, १ કૃષ્ણરાજ, २ વૈરિસિંહ, ३ સીયક (હર્ષદેવ) ४ વાકપતિરાજ [મુંજ], પ્રાચીન લેખમાલા પુ० १ તથા Indian Antiquary, Vol VI pp 15-52

७२ Mediaeval History of India, Vol II p 118-119

લખતાં વાક્પતિરાજ લખ્યું છે. વિદ્દદ્વર્ય ઓઝાંશ્રી ઉપેન્દ્રરાજનું બીજું નામ કૃષ્ણરાજ હતું, એમ અનુમાન કરે છે.૭૩ પરંતુ મુંજના દાનપત્રમાં કૃષ્ણરાજને મુંજનો વૃદ્ધપિતામહ કહ્યો છે, તેથી ઉદયપુરપ્રશસ્તિના પહેલા વાક્પતિરાજનું બીજું નામ કૃષ્ણરાજ હતું, એમ સિદ્ધ થાય છે. તે કૃષ્ણરાજ પહેલાં માલવદેશ કદાચ કનોજના પ્રતિહાર રાજાઓના તાબામાં હોય, તો તેથી ઉપેન્દ્રરાજ, તેનો પુત્ર વૈરિસિંહ ૧ લો અને તેનો પુત્ર સીયક ૧ લો એ રીતે ત્રણ રાજાઓનું તેજ માલવદેશમાં ખંડિયું રાજ્ય હોવામાં શો પ્રતિબંધ નડે છે? મુંજના કવિ પદ્મગુપ્તે નવસાહસાંકચરિતમાં પ્રથમ રાજાનું નામ ઉપેન્દ્ર આપ્યું છે.૭૪ કૃષ્ણરાજે પ્રતિહાર રાજાઓની અવનતિનો લાભ લઇ સ્વતંત્રતા સંપાદન કરી હોય, અને તેજ કારણથી પરમાર કુલના બીજા રાજાઓના લેખોમાં કૃષ્ણરાજને પહેલો રાજા લખ્યો હોય, તો તેમાં અસ્વાભાવિક શું હતું? અર્થાત્ બન્ને લેખો સરખા વિશ્વસનીય માનવામાં કંઇ પણ બાધ આવતો નથી.

તે સર્વ હકીકતોમાંથી એજ સાર પ્રાપ્ત થાય છે કે પરમારકુલનો મૂલ પુરૂષ બ્રાહ્મણ હતો, તેથી તેના કુલને અગ્નિકુલ કહેવામાં આવ્યું છે. તેના વંશજો ક્ષત્રિય રાજાઓ સાથે લગ્નવ્યવહાર જોડવાથી, તેઓને ક્ષત્રિયો કહેવામાં આવ્યા છે; અને તેજ કારણોથી મુંજને બ્રહ્મક્ષત્ર કહ્યો છે.

## (૬) સેનવંશી રાજાઓનું વિપ્રત્વ.

૨ બંગાળાના સેનવંશના રાજાઓનો પૂર્વવૃત્તાંત દર્શાવનારા ત્રણ લેખો માલૂમ થયા છે. ૧ દેવપાડા ગામમાં આવેલ પ્રદ્યુમ્નેશ્વર મહાદેવના મંદિરનો વિજયસેન (ઇ. સ. ૧૦૮૦) નો શિલાલેખ ૭૫; ૨ તેના પુત્ર બલ્લાલસેનનું નૈહાટી અથવા સીતાહાટીનું [ઇ. સ. ૧૧૦૦ નું) દાનપત્ર, ૭૬ ૩ અને તેના પુત્ર લક્ષ્મણસેનનું (ઇ. સ. ૧૧૧૯ નુ) માધાઇ નગરમાંથી પ્રાપ્ત થયેલું દાનપત્ર ૭૭ દેવપાડાના શિલાલેખમાં સેનવંશના મૂલપુરૂષ વીરસેનને ચંદ્રવંશી અને દક્ષિણ દેશના કોઇ પ્રદેશનો રાજા કહ્યો છે. તેના વંશજ સામંતસેનને બ્રહ્મવાદી અને **બ્રહ્મક્ષત્રિયાણાં કુલશિરોદામ** એટલે બ્રહ્મક્ષત્રકુલના માથાનો હાર કહ્યો છે. તેણે કર્ણાટક દેશના લુટારાઓનો નાશ કરી તેઓનો ત્રાસ દૂર કર્યો હતો, અને ઉત્તરાવસ્થામાં ગંગાતીરે સાધુસન્યાસીઓના આશ્રમોમા રહીને શેષાયુષ્ય ગાળ્યું હતું. તેના

૭૩ રાજપૂતાનેકા ઇતિહાસ, પૃ. ૧૮૩-૧૮૪

૭૪ **उपेन्द्र इति सञ्ज्ञे राजा सूर्येन्दुसन्निभः ।**

નવસાહસાંકચરિત, સર્ગ ૧૧.

૭૫ Epigraphia Indica, Vol. I, p 307-11 તથા પ્રાચીન લેખમાળા, પુ ૨, પૃ ૧૪૦-૧૪૬.

૭૬ History of Mediaeval Hindu, India, Vol III, p. 482 તથા Epigraphia Indica, Vol. 14, p. 159

૭૭ Journal of the Asiatic Society of Bengal, Vol V, p 471 તથા રાખાલદાસ બંદોપાધ્યાયકૃત 'બંગાળાનો ઇતિહાસ [બંગાળી] ભાગ ૧, પૃ. ૨૮૬-૨૮૮

પુત્ર, હેમંતસેનને યશોદેવી રાણીથી વિજયસેન નામનો પુત્ર થયો, તેણે બંગાળા, બહાર, આસામ વગેરે દેશો જીતી લઈ મોટું રાજ્ય જમાવ્યું હતું. નૈહાટી અથવા સીતાહાટીના દાનપત્રમાં તો મૂલપુરૂષને ચંદ્રદેવ કહ્યો છે. ૭૮ તેના વંશજો બંગાળાના રાટદેશમાં આવીને વસ્યા હતા. એમ પણ કહ્યું છે. પ્રસ્તુત વિષયને ઉપયોગી થઇ પડે, તેવી વિશેષ કંઇપણ હકીકત લખી નથી. માધાઈનગરના દાનપત્રમાં સામંતસેનને **कर्णाटक्षत्रियाणां कुलशिरोदाम** એટલે કર્ણાટકના ક્ષત્રિયોના કુલના માથાનો હાર એમ કહેલ છે. તે સર્વનો સમાહાર એટલોજ છે કે બંગાળાના સેનવંશી રાજાઓ ચંદ્રવંશી, કર્ણાટકી ક્ષત્રિયો હતા. છતાં વિજયસેનના લેખમાં તેણે પોતાના પિતામહને બ્રહ્મવાદી અને બ્રહ્મક્ષત્ર કુલનો કહેલ છે, તેનાં કંઇ કારણો હોવાં જોઇએ. સામંતસેને ઉત્તરાવસ્થામાં સાધુસન્યાસીઓના આશ્રમમાં આયુષ્ય પુરૂં કર્યું હતું. તે ઉપરથી જણાય છે કે તે સુદૃઢ વૈદિક ધર્માવલંબી હતો, એટલુંજ નહિ પણ વેદાન્તજ્ઞાનમાં પણ તે બહુ કુશલ હશે, તેજ કારણથી તેને બ્રહ્મવાદી કહેવામાં આવ્યો છે. છતાં ફરીથી તેનેજ નહિ પણ તેના આખા કુલને બ્રહ્મક્ષત્ર કહેલ છે. તે શા માટે ? સુપ્રસિદ્ધ ઉમાપતિધર કવિએ તે લેખની પ્રશસ્તિ રચી છે. ૭૯ પોતાના કાવ્યમાં વિનાકારણે પુનરૂક્તિ દોષ આવવા દે, તેનો આરોપ તેના ઉપર મુકી શકાય નહિ. સામંતસેનમાં બ્રહ્મત્વ હતું તેનો નિર્દેશ બ્રહ્મવાદી પદથી થઇ જાય છે, અને ક્ષત્રિયત્વ ચંદ્રવંશપદથી નિર્દિષ્ટ થાય છે. જ્યાં ફરીથી તેનેજ નહિ, પણ તેના આખા કુલને બ્રહ્મક્ષત્ર કહ્યું છે, તે શા માટે ? તે પોતે બ્રહ્મણ્ય હોય, તો તેથી તેનું આખું કુલ તેવું હોવાનો સંભવ નથી. તેના આખા કુલને ઉમાપતિધરે બ્રહ્મક્ષત્ર કહ્યું છે, તેનો અર્થ એટલોજ થઇ શકે કે—તેનો મૂલ પુરૂષ બ્રાહ્મણ હતો, અને તેના વંશજો ક્ષત્રિયમાં ભેળાયાથી, આખું કુલ બ્રહ્મક્ષત્ર કહેવાયું. તેને ચંદ્રવંશી કહેવામાં પણ કવિરાજે યુક્તિ કરી છે. શા માટે સૂર્યકુલ પસંદ ન કરતાં ચંદ્રકુલ પસંદ કર્યું ? કારણ સ્પષ્ટ છે. ચંદ્રવંશનો પૌરવવંશ બ્રહ્મક્ષત્ર કહેવાતો હતો, તેવું શાસ્ત્રીય જ્ઞાન કવિરાજમાં હોવું જ જોઇએ. તેજ કારણથી સૂર્યવંશને બદલે ચંદ્રવંશની પસંદગી કરવામાં આવી હતી. અર્થાત્ સેનવંશના પ્રસંગમાં પણ બ્રહ્મક્ષત્રનો અર્થ બ્રાહ્મણક્ષત્રિયના બીજક્ષેત્રના યોગથી ઉત્પન્ન થયેલ જાતિ—એનોજ થાય છે.

## [ચ] પૌરાણિક દૃષ્ટાંતો.

પૌરાણિક દૃષ્ટાંતો પ્રસ્તુત વિષયનું સમર્થન કરવાના કરતાં નિરસન કરવામાં વધારે ઉપકારક થઇ પડે છે. પૌરાણિક કાલમાં અનુલોમ લગ્નો ધર્મ્ય ગણાતાં હતાં. બ્રાહ્મણોને ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રની કન્યાઓ પરણવાની છૂટ હતી. છતાં વૈશ્ય અને શુદ્ર સાથેનો લગ્ન વ્યવહાર અપવાદરૂપ

૭૮ सश्री कंठशिरोमणिर्विजयते देवस्तमीवल्लभः ॥१॥
વગેરે નૈહાટી અથવા સીતાહાટીનું દાનપત્ર.

૭૯ एषा कवेः पदपदार्थविचारशुध्ध—
बुध्धेरु० मापतिधरस्य कृतिः प्रशस्ति० ॥
દેવપાડાનો શિલાલેખ

હતો, પરંતુ ક્ષત્રિય સાથેનો વ્યવહાર તો સામાન્ય થઈ પડયો હતો. યયાતિ રાજાની પેઠે ક્ષત્રિયો પણ ક્વચિત્ ક્વચિત્ બ્રાહ્મણ કન્યાઓ પરણતા હતા. આરંભમાં, અનુલોમ લગ્નોમાં બીજતત્ત્વ (germaplasm ) નું પ્રાધાન્ય મનાતું હતું. કાલાન્તરે તપશ્ચર્યા અને સંયમ જેમ જેમ ઓછાં થતાં ગયાં, તેમ તેમ ક્ષેત્ર એટલે રજસ્તત્ત્વ ( ovum ) નું પ્રાધાન્ય વધવા માંડયું, વિદ્વદ્વર્ય ઓઝાજીએ આપેલાં દૃષ્ટાંતોના મુખ્ય બે વર્ગો થઇ શકે છે; ૧ બ્રહ્મક્ષત્ર, અને ૨ બીજો ક્ષત્રોપેતદ્વિજ એટલે ક્ષત્રબ્રહ્મ. બન્ને વર્ગોમાં પરસ્પર જાતિઓનાં બીજતત્ત્વ અને રજસ્તત્ત્વનું મિશ્રણ થયું હતું. પ્રાયશઃ તેજ કારણથી તેવા બે વર્ગો પડી ગયા હતા.

૧ તેઓએ આપેલા દૃષ્ટાંતો પૈકી પૌરવવંશના ક્ષેમક રાજાના સંબંધમાં કેટલાંક પુરાણોમાં નીચે પ્રમાણે પુરાતન કાલથી ચાલતી આવેલી ગાથા આપવામાં આવી છે.

अत्रानुवंशश्लोकोऽयं गीतो विप्रैः पुरातनैः ॥
ब्रह्मक्षत्रस्य यो योनिर्वंशो देवर्षिसत्कृतः।
क्षेमकं प्राप्य राजानं संस्थास्यति कलौ युगे ॥

અહીંયાં ચંદ્રવંશની પૌરવવંશની શાખાને બ્રહ્મક્ષત્રનું ઉત્પત્તિસ્થાન કહ્યું છે. અંતિમ રાજા ક્ષેમકની સાથે તે વંશનો પણ અંત આવશે, એમ પણ કહ્યું છે. શા માટે પૌરવવંશને બ્રહ્મક્ષત્ર કહ્યો છે? શું તે વંશના પ્રત્યેક રાજામાં બ્રાહ્મણના તેમજ ક્ષત્રિયના એમ ઉભયના ગુણો એક સાથે એકઠા થયા હતા? એમ ન હતું જ. પુરૂરવા, નહુષ, જન્મેજયાદિ રાજાઓને બ્રાહ્મણોસાથે વર્તમાન કલિકાળને પણ ભૂલાવે તેવા કલહો થયા હતા. વસ્તુતઃ તે વંશમાં થઇ ગયેલ દુષ્યંત અને શકુંતલાના પુત્ર ભરત રાજાએ આંગિરસગોત્રોત્પન્ન ભરદ્વાજને દત્તક લીધો હતો. તેનો પુત્ર ભુવમન્યુ થયો. ભુવમન્યુના જ્યેષ્ઠ પુત્રની શાખામાં હસ્તિ, અજમીઢ કુરૂ, કૌરવો, પાંડવો વગેરે થયા; તેઓ સઘળા ક્ષત્રિયો કહેવાયા, અને તેઓ હસ્તિનાપુરના રાજ્યકર્તાઓ થયા; કનિષ્ઠ પુત્રો-મહાવીર્ય, નર અને ગર્ગના વંશમા ત્રય્યેણુ, પુષ્કરિ, કવિ અને તેઓના વંશજો તેમજ ગાર્ગ્યો થયા. અજમીઢના વંશમાં કણ્વ, મેધાતિથિ અને કાણ્વાયનો, મુદ્ગલ અને મૌદ્ગલ્યનો તથા મૈત્રેય અને મૈત્રાયણો થયા. તે સર્વે ક્ષત્રોપેતદ્વિજો એટલે ક્ષત્રિયમાંથી ઉત્પન્ન થયા છતાં બ્રાહ્મણો કહેવાયા. ૮૧ અહીંયાં 'ક્ષત્રોપેતદ્વિજ' એટલે ક્ષત્રિયમાંથી ઉત્પન્ન થયા છતા બ્રાહ્મણ-એવો જ અર્થથાય છે, ક્ષત્રિય તેમજ બ્રાહ્મણનાં ગુણકર્મથી યુક્ત-એવો અર્થ કદી પણ થતો નથી.

૨ બીજો દૃષ્ટાંત વિષ્ણુવૃદ્ધ અને હરિતનો છે. સૂર્યવંશી માંધાતા રાજાનો પુત્ર પુરૂકુત્સ, તેનો પુત્ર ત્રસદસ્યુ, તેનો પુત્ર સંભૂત અને સંભૂતનો પુત્ર વિષ્ણુવૃદ્ધ થયો; વિષ્ણુવૃદ્ધના

૮૦ મત્સ્ય પુરાણ અ. ૫૦ શ્લો. ૮૮-૮૯, વાયુ પુરાણ અ. ૯૯-૨૭૮-૯, ઇત્યાદિ

૮૧ મત્સ્ય પુરાણ અ૦ ૪૯, શ્લો. ૩૭-૩૮ તથા અ૦ ૫૦ શ્લો. ૫-૧૪; વાયુ પુરાણ અ૦ ૯૯, વિષ્ણુ પુરાણ અંશ ૪-૧૯-૯, ૧૦; ભાગવત સ્કંધ ૯ અ૦ ૨૧; વિશેષ ઉલ્લેખો માટે જુઓ, Pargiter's Ancient Indian Historical Tradition, pp. 243-252.

વંશજો વિષ્ણુવૃદ્ધો કહેવાયા. માંધાતાના બીજો પુત્ર અમ્બરિષ, તેનો પુત્ર હરિત થયો. તેના વંશજો હારિતો કહેવાયા. તે સઘળા ક્ષત્રોપેતદ્વિજ કહેવાયા. ૮૨ તેજ પ્રમાણે મનુના પુત્ર નાભાગ પુત્ર રથીતર થયો અને તેના વંશજો રથીતરો પણ ક્ષત્રોપેતદ્વિજ કહેવાયા. વિષ્ણુ પુરાણમાં તો સ્પષ્ટ કહ્યું છે કે, તેઓ ક્ષત્રિયોમાંથી ઉત્પન્ન થયા, માટે જ ક્ષત્રોપેત બ્રાહ્મણ કહેવાયા. ૮૩

૩ વિશ્વામિત્ર અને આર્ષ્ટિષેણ ( દેવાપિ ) ચંદ્રવંશી ક્ષત્રિયરાજાના પુત્રો હતા, છતાં તેઓ બ્રાહ્મણો કહેવાય છે, એમ વિદ્દદ્વર્ય ઓઝાશ્રી કહે છે. ખરી રીતે પ્રતીપના પુત્ર અને શંતનુના ભ્રાતા દેવાપિને કોઇ સ્થળે બ્રાહ્મણ કહેવામાં આવ્યો નથી, પરંતુ શંતનુને તેણે યજ્ઞ કરાવ્યો. અને તે કાર્યમાં તેણે પુરોહિતનું કામ કર્યું હતું, એમ કહેવામાં આવ્યું છે. ૮૪ વિશ્વામિત્રને કવચિત્ ક્ષત્રોપેતદ્વિજ અને કવચિત્ ક્ષત્રિય છતાં બ્રાહ્મણ કર્મ કરનાર કહેવામાં આવ્યો છે. ૮૫

૪ પરશુરામને પણ વિશ્વામિત્રની પેઠે કવચિત્ બ્રહ્મક્ષત્ર અને કવચિત્ બ્રાહ્મણ છતાં ક્ષત્રિય કર્મ કરનાર કહેવામાં આવ્યો છે. ૮૬ એ બન્નેને ક્ષત્રબ્રહ્મ તથા બ્રહ્મક્ષત્ર કહેવાનાં ખાસ કારણો છે. પરશુરામના પિતામહ અને જમદગ્નિના પિતા ઋચીક ઋષિએ કાન્યકુબ્જરાજા ગાધિની પુત્રી સત્યવતી સાથે લગ્ન કર્યું હતું. પોતાને તેમજ પોતાના સસરા ગાધિને પુત્રો થાય તે માટે તેઓએ યજ્ઞાનુષ્ઠાન કરી બે ચરૂઓ તૈયાર કર્યા. એક ચરૂ પોતાની સ્ત્રી સત્યવતીને આપવા માટે હતો, તેમા બ્રહ્મતેજનું અભિમંત્રણ કર્યું હતુ. બીજો પોતાની સાસુને માટે હતો, તેમાં ક્ષત્રિયતેજનુ અભિમંત્રણ કર્યું હતુ. સત્યવતીએ સ્નેહવશ થઇને પોતાનો ચરૂ પોતાની માતાને આપ્યો અને પોતે પોતાની માતા માટે નિર્મિત કરેલા ચરૂનું પ્રાશન કર્યું. તેજ કારણથી ગાધિરાજાની રાણીને બ્રહ્મવર્ચસ્વના વિશ્વામિત્ર પુત્ર થયા અને સત્યવતીને જમદગ્નિ જન્મ્યા. સત્યવતીના અત્યાગ્રહથી જમદગ્નિમાં ક્ષાત્રતેજનો આવિર્ભાવ ઋચીક ઋષિએ થવા ન દીધો, પરંતુ તેના પુત્ર પરશુરામમાં તેનો પૂરેપૂરો આવિર્ભાવ થયો. તેથીજ વિશ્વામિત્ર ક્ષત્રોપેતદ્વિજ અને પરશુરામ બ્રહ્મક્ષત્ર કહેવાયા. છતાં તે બન્નોએ ઉગ્ર તપશ્ચર્યા

---

૮૨ हरिता युवनाश्वस्य हारिता यत आत्मजाः ।
एते ह्याङ्गिरसपक्षे क्षत्रोपेता द्विजातयः ॥
લિંગ પુરાણ ૧-૬૫ ૪૩ તથા વાયુ ૬૫, ૧૦૭ અને બ્રહ્માંડ પુરાણ ૩-૬૬-૮૮.

૮૩ एते क्षत्रप्रसुता वै पुण्याश्चाङ्गिरसः स्मृताः ।
रथीतराणा प्रवराः क्षत्रोपेता द्विजातयः ॥
જુઓ વાયુ ૮૮-૫, ૭, બ્રહ્માંડ ૬૩-૫, ૭. વિષ્ણુ પુરાણ ૪-૨-૨, તથા

૮૪ વાયુ ૯૯-૨૩૪, ૩૬; મત્સ્ય, ૫૦-૩૯, ૪૧; બ્રહ્માંડ ૧૧૩ ૧૧૭: હરિવંશ ૩૨-૧૮, ૨૨; વિષ્ણુ ૪-૨૦-૪, ૯; ભાગવત ૯-૧૨-૧૪, ૧૭.

૮૫ પાર્જીટરનો ઈતિહાસ પૃ. ૧૯૯; વાયુ ૬૪-૧-૬; બ્રહ્માંડ ૩-૧-૯૮; મહાભારત, અનુશાસન પર્વ અ૦ ૧૧૫; શાંતિપર્વ અ૦ ૪૯; હરિવંશ મેઘ વાહન પર્વ અ૦ ૫૬-૧૧, ૧૨.

૮૬ હરિવંશ, મેઘ વાહન પર્વ, અ૦ ૫૬ શ્લો. ૧૪.

કરી ક્ષાત્ર સરકારોનો હોમ કરી નાખ્યો, તેથી તેઓની ગણના શુદ્ધ બ્રાહ્મણમાં થઇ છે ૮૬ અર્થાત્ ઉપરના ચારે દષ્ટાન્તોમાં ક્ષત્રોપેતદ્વિજ અથવા બ્રહ્મક્ષત્ર વર્ગોનું કારણ બ્રાહ્મણ ક્ષત્રિયનું સાંકર્ય જ છે, માત્ર ગુણકર્મોથી તેના વર્ગો પડી ગયા નથી

## (છ) પ્રતિહારોનું વિપ્રત્વ.

વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ માળવાના પરમાર રાજા મુંજના લેખનું અને બંગાળાના સેનવંશી રાજા વિજયસેનના લેખનું-એમ બે લેખોના એતિહાસિક પ્રમાણો આપ્યાં છે પરંતુ પ્રસ્તુત વિષયને સર્વાંશે સંગત થતા મંડોરના પ્રતિહાર રાજાઓના શિલાલેખોનો આ પ્રસંગની ચર્ચામાં ઇશારો પણ કર્યો નથી જોધપુરથી ચાર માઇલ ઉપર આવેલ મંડોરના વિષ્ણુમંદિરમાંથી વિ સં ૮૯૪ ઇ સ ૮૩૭ નો વાઉક રાજાનો એક શિલાલેખ પ્રાપ્ત થયો છે ( રાજપૂતાનેકા ઇતિહાસ પૃ ૧૪૭–૧૫૧ )૮૭ બીજા બે લેખો જોધપુરથી ૨૦ માઇલ દૂર આવેલ ઘટિયાલ ગામમાંથી તેના ભાઇ કક્કુકના વિ સં. ૯૧૮ ઈ સ ૮૬૧ ના સમયના મળી આવ્યા છે ( પૃ ૧૪૮–૧૫૧ )૮૮ તે ત્રણે લેખો ઉપરથી જણાય છે કે વાઉક અને કક્કુકનો મૂળપુરુષ હરિશ્ચંદ્ર બ્રાહ્મણ હતો પ્રથમ તે કોઇ રાજાનો પ્રતિહાર ( Aid-de camp ) હતો તેને એક બ્રાહ્મણી અને બીજી ક્ષત્રિયાણી-એમ બે સ્ત્રીઓ હતી બ્રાહ્મણીનો પુત્ર બ્રાહ્મણપ્રતિહાર અને ક્ષત્રિયાણીના પુત્રો ક્ષત્રિયપ્રતિહાર કહેવાયા ક્ષત્રિયાણીના પુત્રોએ બાહુબળથી મંડોરનો કિલ્લો છીતી લઇ ત્યાં રાજ્ય જમાવ્યું હરિશ્ચંદ્રથી ૧૨ મી પેઢીએ થઇ ગયેલ બાઉક અને કક્કુક બહુ પરાક્રમી થયા તેઓએ સ્વરાજ્યની બહુ ઉન્નતિ કરી આ લેખો ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે હરિશ્ચંદ્રના સમયમાં એટલે ઇ સ ના આઠમા સૈકામાં બ્રાહ્મણો ક્ષત્રિય કન્યાઓને પરણતા હતા પરંતુ તેઓ પતીથી ઉત્પન્ન થતી પ્રજા ક્ષત્રિય ગણાતી હતી મનુ અને યાજ્ઞવલ્કયના કાળમાં વર્ણસાંકર્યને માટે ગમે તેવી વ્યવસ્થા હોય, પરંતુ વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ પોતે જ શંખસ્મૃતિ અને ઔશનસ સ્મૃતિના આધારો આપી સ્ફુટ કર્યું છે કે બ્રાહ્મણબીજ અને ક્ષત્રિય ક્ષેત્રથી ઉત્પન્ન થયેલ પ્રજા ત્યાર પછીના કાળથી ક્ષત્રિય વર્ગમાં જ ગણાવા લાગી ૮૯ (પૃ ૧૪૮) એટલુંજ નહિ પણ પુરાણ કાળમાં પણ બ્રાહ્મણે નિયોગ વિધિથી ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન કરેલી પ્રજા ક્ષત્રિયજ ગણાતી હતી સૂર્યવંશી કલ્માષપાદ્‌સૌદાસની રાણીથી વસિષ્ઠઋષિએ અશ્મક રાજાને ઉત્પન્ન કર્યો હતો

---

૮૭ Journal of The Royal Asiatic Society, A D 1894 pp 4 9

૮૮ તેજ ઈ સ, ૧૮૯૫, પૃ ૫૭૬–૭૮ તથા Epigraphia Indica Vol 9 pp 279 80

૮૯ **यस्तु ब्राह्मणेन क्षत्रियायामुत्पादित क्षत्रिय एव भवति । क्षत्रियेण वैश्यायामुत्पादितो वैश्य एव भवति । वैश्येन शूद्रायामुत्पादित शूद्र एव भवतीति शङ्खस्मरणम् ॥** યાજ્ઞવલ્કય સ્મૃતિ, આચારાધ્યાય શ્લોક ૯૧ ઉપર મિતાક્ષરાની ટીકા, તથા

**नृपाया विधिना विप्राज्जातो नृप इति स्मृति ॥ स्मृतीनां समुच्चय** [ આનંદાશ્રમ સંસ્કરણ ] ૧ ઔશનસ સ્મૃતિ, પૃ ૪૭ શ્લો ૨૮

તેજ પ્રમાણે વ્યાસજીએ ચંદ્રવંશી વિચિત્રવિર્યની રાણીઓથી ધૃતરાષ્ટ્ર અને પાંડુને ઉત્પન્ન કર્યા હતા. તે અશ્મક, ધૃતરાષ્ટ્ર અને પાંડુ ક્ષત્રિયોજ ગણાય છે. ૯૦ વર્તમાનકાળમા પણ ગુજરાત કાઠિયાવાડમા બ્રહ્મક્ષત્રિયની એક સ્વતંત્ર જ્ઞાતિ છે. તેનું સ્થાન બ્રાહ્મણ વર્ગથી કંઇક ઉતરતુ અને ક્ષત્રિય વર્ગથી ચઢીયાતુ ગણાય છે. બંગાળા, બિહાર, સંયુક્તપ્રાંત, વગેરે પ્રદેશોના ભુમિહાર બ્રાહ્મણો પણ બ્રહ્મક્ષત્ર હોવાનું કહેવાય છે. જેમાં કાશી રાજા, હથુઆના રાજા, ચંપારણ્યમા આવેલ બેતીયાના રાજા અને ગયાપ્રાન્તાન્તર્ગત તિકારીના રાજાનો સમાવેશ થાય છે. ૯૧ હરિકૃષ્ણ શાસ્ત્રીકૃત બ્રાહ્મણોત્પત્તિમાર્તંડગ્રંથમાં સ્કંદપુરાણમાથી બ્રહ્મક્ષત્રજાતિની ઉત્પત્તિની દંતકથા આપી છે તેમા કહેવામા આવ્યું છે કે સિંધુ, સૌવીર એટલે સિંધ અને રજપુતાનાના કોઇ ક્ષત્રિય રાજાએ પરશુરામના ભયથી દધીચઋષિના આશ્રમમાં ભરાઇ જઇ બ્રાહ્મણધર્મનું પાલન કર્યું હતું, તેથી તેના વંશજો બ્રહ્મક્ષત્ર કહેવાયા ૯૨ અલબત, આ દંતકથા તે દંતકથાજ છે, છતા તેમાથી એક ઐતિહાસિક તત્ત્વ પ્રાપ્ત થાય છે તે એ છે કે વર્તમાન બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનુ ઉત્પત્તિસ્થાન સિંધ અને રજપુતાનાના પ્રદેશો હોવા જોઇએ ચાટસુના બાલાદિત્યના લેખમા તેનો મૂળપુરુષ ભર્તૃપટ હતો અને તે બ્રહ્મક્ષત્ર હતો એમ લખેલુ છે. ભર્તૃપટ ઈ. સ ના આઠમા સૈકામા ચિતોડની ગાદીએ થઇ ગયો હતો તેનો પૂર્વજ બપ્પરાવલ અને બ્રાહ્મણપ્રતિહાર હરિશ્ચંદ્ર સમકાલીન હતા બપ્પરાવલે મેવાડમા રાજ્ય જમાવ્યુ અને હરિશ્ચંદ્રના પુત્રોએ મારવાડમાં રાજ્ય જમાવ્યુ. તે સર્વ હકીકતો અને સંયોગોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે હરિશ્ચંદ્રની પેઠે બપ્પ પણ બ્રાહ્મણ હતો અને તેની ક્ષત્રિય રાણીઓથી થયેલી પ્રજા ક્ષત્રિય અથવા બ્રહ્મક્ષત્ર કહેવાય છે. તેમા શંકા લાવવાનુ કંઈપણ કારણ જણાતું નથી

## ૭ ઉપસંહાર

ઉપસંહારમા માત્ર એટલુ જ કહેવાનુ પ્રાપ્ત થાય છે કે—મેવાડના ગુહિલોત સંબંધીના સઘળા લેખો એકત્ર ધ્યાનમા લેતા તદંતર્ગત આશય શો છે, એટલુ જ શોધી કાઢવા કોઈ નિષ્પક્ષપાત જિજ્ઞાસુ પ્રયત્ન કરે, તો તેને માત્ર નિ:સંદેહ એક જ સત્ય પ્રાપ્ત થયા વિના રહેશે નહિ અલબત, તેઓના મૂળપુરુષોની જાતિ દર્શાવનારા જે લેખો પ્રાપ્ત થયા છે, તેમા મુખ્ય લેખો તો કેવળ સ્પષ્ટ અને નિ:સંદેહ કથન કરનારા છે છતા કેટલાક એવા લેખો છે કે, તેનો બળાત્કારે અર્થાન્તર કરવામા આવે તો મુખ્ય લેખોને વિરોધક થઈ શકે તેવા પણ છે તેમ છતા, ઇ સ ૯૭૭ થી ઇ. સ ૧૪૯૭ સુધી લગભગ ૫૨૦ વર્ષના કાળાન્તરમા થઇ ગયેલ મેવાડના ચાર ચાર મહા સમર્થ રાજાઓ—શકિતકુમાર, સમરસિંહ, મહારાણા કુંભ અને રાણા રાયમલજીએ તૈયાર કરાવેલા લેખો કરતા નરવાહનના સમયમા નાથમાતુઓએ કોતરાવેલો લેખ, જયતલ્લદેવીએ બંધાવેલ જૈન મંદિરમા

૯૦ મહાભારત, આદિપર્વ અ૦ ૧૭૭ શ્લો ૪૩–૪૭ તથા અ૦ ૧૦૬

૯૧ Hindu lastes and Sects by J N Bhattacharya, p 109–112

૯૨ હરિકૃષ્ણશાસ્ત્રીકૃત બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ, વેંકટેશ્વર છાપખાનાનુ સંસ્કરણ, પૃ ૩૯૫–૪૦૫

જૈનાચાર્યે કોતરાવેલ લેખ, નારલાઇ ગામના આદીશ્વર ભગવાનના મદીરમા જૈન શેઠોએ કોતરાવેલ લેખ તેમજ રાણા ગજસિંહના ગજકવિએ પૃથ્વીરાજ રાસાનો આધાર લઇ લખી કાઢેલ રાયસાગરના ઢગધડા વિનાના લેખો ઉપર કઇપણ આધાર કોઇપણ ન્યાયબુદ્ધિ પડિત તો રાખી શકે નહિ વળી બપ્પ રાવલની સુવર્ણમુદ્રા ઉપર સૂર્યચિન્હ હોવાથી તેનુ પ્રમાણુ બલવત્તમ ગણવામા આવે તે તો પૂર્વગ્રહનુ જ પરિણામ હોઇ શકે ગુહિલ વશના બીજા અનેક રાજાઓની અસખ્ય મુદ્રાઓ પ્રાપ્ત થઇ છે, તેમાની કોઇપણ મુદ્રા ઉપર સૂર્યચિન્હ નથી, છતા તે હકીકતનુ શા માટે કેવલ દુર્લક્ષ કરવામા આવ્યુ છે ? તે મુદ્રા બપ્પરાવલે પોતેજ પડાવી હોય તો પણ સૂર્યચિન્હનો પ્રથમ અર્થ તો એજ થઇ શકે છે કે—તે પોતે શકરના ઉપાસક સાથે સૂર્યનો પણ ઉપાસક હતો, અથવા તેમ નહિ તો પોતાને વશને સૂર્યવશી મનાવવાની લાલસાથી પણ સૂર્ય ચિન્હ કોતરાવ્યુ હોય ! પરતુ તેટલા ઉપરથી દતકથાઓની કેવલ હાસ્યજનક કલ્પના ઉપરથી, આટપુરનો લેખ, રસિયારાજની છત્રીનો લેખ, અચલેશ્વર મહાદેવનામદિરનો લેખ, એકલિંગ મહાદેવ મહાત્મ્યમાનો ઉલ્લેખ, કુભલગઢનો શિલાલેખ, રસિકપ્રિયાટીકામાનો ઉલ્લેખ અને એકલિંગ મહાદેવના મદિરનો લેખ એ સઘળા લેખો સમર્થ રાજાઓએ જાતે તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યા છે, અને તેમા ગુહિલોના મૂળપુરુષોને આનદપુરના વિપ્રો અથવા વડનગરના નાગરો કહ્યા છે શુ તેજ કારણથી તે લેખોને અપ્રમાણિક ગણવામા આવે છે ? તેમ હોય તો તે સ્વમતાગ્રહની પરાકાષ્ઠા નથી ?

બીજા જે લેખોમા મૂળપુરુષોના વશજોનુ ક્ષત્રિયત્વ નિર્દિષ્ટ કર્યું છે, તે લેખોનુ ઉપરના લેખો સાથે સાકર્ય કરવાનુ અથવા તે લેખોની સામે ધરવાનો ગમે તે હેતુ હોય, પણ તે હેતુનો સ્વીકાર તટસ્થ પરીક્ષક કરી શકશે નહિ મૂળપુરુષો વિપ્ર હોવા છતા તેના વશજો શા માટે ક્ષત્રિયો કહેવાયા તેઓના એક વશજને શા માટે બ્રહ્મક્ષત્ર કહેલ છે, તેની સવિસ્તર ચર્ચા તૃતીય તથા ચતુર્થ વિભાગોમા કરી છે [ જુઓ પાછળ પૃ ૧૧૦—૧૧ ] તેના સમર્થનમા મડોરના બ્રાહ્મણપ્રતિહાર હરિશ્ચદ્રનો તથા ચૌહાણ વશના મૂળપુરુષ અહિચ્છત્રવાસી વત્સગોત્રોત્પન્ન વિપ્ર સામતના દૃષ્ટાતો જોઇએ તેટલા મજબૂત છે

સકલ ચર્ચાનો સાર્‌ાશ એટલોજ છે કે મેવાડના ગુહિલવશના મૂળપુરુષો વિજાદિત્ય, ગુહદત્ત અને બપ્પરાવલ આનદપુરના વિપ્રો એટલે વડનગરના નાગરો હતા બપ્પરાવલથી તેઓની ક્ષત્રિય જાતિમા ગણના થઇ છે છતા શાસ્ત્રીય નિયમાનુસારે તેમજ ઐતિહાસિક પરિપાટી પ્રમાણે તે અખિલ ગુહિલવશને પૌરવવશની પેઠે બ્રહ્મક્ષત્રવર્ગમા પણ ગણી શકાય તે સિવાય બીજો કઇપણ સાર પ્રાપ્ત થઇ શકતો નથી

## ( ક ) ગુહિલો ક્યાથી આવ્યા ?

હવે માત્ર એક પ્રશ્નનો ઊહાપોહ કરવાનુ બાકી રહે છે ગુહિલો ક્યાથી આવ્યા ? તેઓનુ મૂળ વતન ક્યા હતુ ? તેઓના મૂળપુરુષો પ્રથમ ક્યા રાજ્ય કરતા હતા ? વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ તે વિષે બે જુદી જુદી કલ્પનાઓ કરી છે પ્રથમ કલ્પના એ છે કે

ગુહિલોના મૂળપુરૂષોનું રાજ્ય આગ્રાની આસપાસના પ્રદેશમાં હતું, ત્યાંથી જયપુર પાસે આવેલ ચાટસુગામ સુધી ફેલાયું ત્યાંથી એક શાખા અજમેર સુધી આગળ વધી. તેનો એક વંશજ ગુહદત્ત થયો. તેણે મેવાડમાં મુલક મેળવ્યો અને ત્યાં રાજ્ય જમાવ્યું. (રાજપૂતાનેકા ઇતિહાસ પૃ ૩૮૯ ). વિદ્વદ્વર્ય વૈદ્ય મહાશય પણ લગભગ તેવોજ અભિપ્રાય ધરાવે છે. ઓઝાશ્રી પોતાની તે કલ્પનાના સમર્થનમાં નીચે પ્રમાણે ત્રણ કારણો આપે છે.

(૧) આગ્રામાંથી ગુહિલનામાંકિત[૧] ૨૦૦૦ રૂપાના સિક્કાઓ પ્રાપ્ત થયા છે. તેથી ગુહિલનામના રાજાનું તે ભાગમાં રાજ્ય હોવું જોઇએ.

(૨) ચાટસુના શિલાલેખથી જણાય છે કે–ગુહિલવંશની એક શાખા જયપુરની આસ પાસના પ્રદેશ ઉપર રાજ્ય કરતી હતી તેથી આગ્રેથી જયપુર સુધી તેઓનું રાજ્ય લંબાયું હોવું જોઇએ.

(૩) અજમેર પાસે આવેલ નાસૂણ ગામમાંથી ઇ. સ. ૮૩૦ ની સાલનો એક શિલાલેખ મળી આવ્યો છે. તેમાં ગુહિલવંશી ધનિક અને ઇશાનભટ્ટ મંડલેશ્વરના નામે જોવામાં આવે છે, તે ઉપરથી ગુહિલોની એક શાખા તે પ્રદેશમાં રાજ્ય કરતી હોવી જોઇએ

આ ત્રણે કારણોના સમાહારમાંથી વિદ્દદ્વર્ય ઓઝાશ્રી એવું અનુમાન ઉપજાવે છે કે ગુહદત્તના પૂર્વજો આગ્રેથી જયપુર આવ્યા, ત્યાંથી અજમેર થઇને મેવાડમાં પેઠા [ પૃ. ૪૦૦—૪૦૧ ]

૧ ગુહિલનામાંકિત શિકકાઓ વિષે પાછળ ( પૃ. ૧૦૦-૧૦૧મે ) વિવેચન કરવામાં આવ્યું છે. છતાં અહીંયા વિશેષ એટલુંજ વક્તવ્ય છે કે ચાટસુના લેખમુજબ ગુહિલ નામના બે રાજાઓ થઇ ગયા છે આગ્રાની સીમમાંથી મળી આવેલા શિકકાએ તે રાજાઓના શા માટે ન હોય ? આગ્રાનો કોઇ નિવાસી ચાટસુ આવીને રહ્યો હોય અને હાથ મળી આવેલ શિકકાઓ તેણે સંગ્રહી રાખેલા ખજાનાનો ભાગ શા માટે ન હોય ? વસ્તુતઃ આગ્રા અને તેની આસપાસનો પ્રદેશ કનોજથી અતિદૂર ન હોવાથી કનોજના રાજાઓના અથવા મગધદેશના સમ્રાટોના તાબામાંજ હોવો જોઇએ. ગુહદત્ત ઇ. સ. ના ૬ ઠા સૈકામાં અને બપ્પરાવલ ઇ. સ. ના આઠમા સૈકામાં થઈ ગયાના અનુમાનો કરવામાં આવ્યા છે. પરંતુ ઇ. સ. ના ચોથા સૈકામાં તે પ્રદેશ ઉપર મિત્ર-વંશી રાજાઓનું રાજ્ય હતું, એમ તે સમયના પ્રાપ્ત થયેલા શિકકાઓ ઉપરથી જણાય છે. ઇ. સ. ૩૨૬—૩૬ માં મગધદેશના સમ્રાટ્ સમુદ્રગુપ્તે તે વંશના રાજા અચ્યુતને હરાવી, તેનું રાજ્ય ખાલસે કર્યું હતું. [૯૩] ગુપ્તવંશના અવનતિકાલમાં કનોજમાં મૌખરીવંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. ૬૧૨ માં સમ્રાટ્ હર્ષવર્ધને પોતાની રાજધાની કનોજમાં કરી હતી. ત્યારપછી પણ મૌખરીવંશના રાજાઓ ત્યાં રાજ્ય કરતા હતા.

૯૩ પ્રાચીન મુદ્રા રાખાલદાસ વંદ્યોપાધ્યાયકૃત, ( બંગાળી ) પૃ. ૧૦૧-૮

ઈ. સ. ૮૧૦ માં ભિન્નમાલના પ્રતિહાર રાજા નાગભટ્ટ બીજાએ મૌખરી રાજા પાસેથી કનોજ પડાવી લીધું, અને મોટા સામ્રાજ્યની સ્થાપના કરી. અર્થાત્ ઈ. સ. ના ૬ઠ્ઠા થી આઠમા સૈકા સુધીમાં અથવા તે પહેલાં આગ્રાની આસપાસના પ્રદેશ ઉપર ગુહિલોનું નાનું સરખું પણ રાજ્ય હોત તો તેનો ઉલ્લેખ સમુદ્રગુપ્તના દિગ્વિજય વૃત્તાંતમાં અથવા હર્ષવર્ધનના દિગ્વિજય વૃત્તાંતમાં અથવા હ્યુંયેન સંગના પ્રવાસવૃત્તાંતમાં થયા વિના રહ્યો હોત નહિ. તે સમયાન્તરમાં આગ્રાની આસપાસના પ્રદેશ ઉપર ગુહિલોનું રાજ્ય હોવાનો લેશ માત્ર પણ સંભવ નથી.

૨ એટલું જ નહિ પણ સુદ ચાટસુના લેખથી પણ તેવું જ અનુમાન પ્રાપ્ત થઇ શકે છે, તે વિષે પણ પાછળ (પૃ. ૮૨–૮૩મે) ચર્ચા કરવામાં આવી છે. તે લેખ ઈ. સ. ૧૦૦૦ ની આસપાસના સમયનો ગુહિલવંશી બાલાદિત્યનો છે. તે લેખમાં બાલાદિત્યના મૂલપુરૂષ ભર્તૃપટ્ટથી વંશાવલિ આપી છે. તે વંશાવલિમાં (૧) ભર્તૃપટ્ટનો જ્યેષ્ઠ પુત્ર [૨] સિંહ અને કનિષ્ઠ પુત્ર (૨) ઇશાન ભટ્ટ હતો, એમ કહ્યું છે. [૨] ઇશાન ભટ્ટથી ક્રમશ: [૩] ઉપેન્દ્રભટ, (૪) ગુહિલ ૧ લો. (૫) ધનિક, [૬] આઉક, (૭) કૃષ્ણરાજ, (૮) શંકરગણ, (૯) હર્ષરાજ; [૧૦] ગુહિલ ૨ જો, (૧૧) ભટ્ટ અને (૧૨) બાલાદિત્ય એ નામો જોવામાં આવે છે. એ તો ચોક્કસ છે કે સિંહનો પિતા ભર્તૃપટ ૧લો ગુહદત્તથી ૧૧ મી પેઢીએ થઇ ગયો છે, તેનું રાજ્ય મેવાડમાં હતું, નાગહદ, ચિતોડ અને આટપુર તેના તાબામાં હતાં. તેની ગાદીએ તેનો જ્યેષ્ઠ પુત્ર સિંહ બેઠો હતો. તેથી સહજ અનુમાન થાય છે કે–તેનો કનિષ્ઠ .પુત્ર ઇશાનભટ્ટ મેવાડમાંથી નીકળી કોઇ મોટા રાજાને આશ્રયે ગયો હશે. તેજ લેખમાં લખવામાં આવ્યું છે કે–ઇશાનભટ્ટથી ૮ મી પેઢીએ થયેલ શંકરગણે ગૌડ રાજા ભટ્ટને હરાવી, તેનું રાજ્ય પોતાના સ્વામીને મેળવી આપ્યું. તેના પુત્ર હર્ષરાજે ઉત્તર પ્રદેશોમા રાજાઓને હરાવી, તેઓની છાવણીમાંથી મળી આવેલા ઘોડા ભોજ રાજાને અર્પણ કર્યાં હતા. તે ભોજ રાજા કનોજનો આદિવરાહ મિહિરભોજ હતો, એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. વિદ્દ્વર્ય વૈદ્ય મહાશય પ્રમાણે તેનો રાજ્યકાલ ઇ. સ. ૮૪૦ થી ૮૯૦ સુધી [૯૪] અને વિદ્દ્વય ઓઝાજી મુજબ ઈ. સ. ૮૪૩ થી ૮૮૧ સુધી હતો (પૃ ૧૬૭) તે હર્ષરાજના પુત્ર ગુહિલ રાજાને સ્વામીભક્ત કહ્યો છે. તેણે ગૌડ દેશના રાજાને જીત્યો અને પૂર્વ દેશના રાજાઓ પાસેથી ખડણી લીધી, એમ પણ કહેવામાં આવ્યું છે (પૃ૦ ૪૨૦–૪૨૨).

કલ્ચુરી વંશના યુવરાજદેવ રાજાના ઈ. સ. ૯૮૦ ના બનારસના દાનપત્રમાં કહેવામાં આવ્યું છે કે તે વંશના રાજા કોકલ્લદેવે, ભોજને, વલ્લભદેવને, ચિત્રકુટના રાજા હર્ષરાજને તથા શંકરગણ રાજાને અભય આપ્યું હતું [૯૫] કોકલ્લદેવ પણ ઇ. સ. ૮૫૦ માં થયો હતો. અને તે કનોજના પ્રતિહાર રાજા ભોજનો સમકાલીન હતો. તે ઉપરથી ચાટસુનો શંકરગણ ઇ. સ. ૮૫૦ માં થઇ ગયાનું મજબૂત અનુમાન થાય છે. કદાચ શંકરગણ, તેનો પુત્ર હર્ષરાજ

94 Vaid's History of Mediaeval Hindu India, Vol II, p. 113.

અને તેનો પુત્ર ગુહિલ ૨ જે એ ત્રણે ચાટસુમાં રાજ્ય કરતા હશે અને કનોજના પ્રતિહાર રાજા ભોજદેવના ખંડીયા હશે. તેઓનાં પરાક્રમોથી તેઓની પ્રતિષ્ઠામાં વધારો થયો હશે અને કલ્ચુરીના રાજાઓ સાથે તેઓને સારી મૈત્રી હશે.

૩ અજમેર પાસેના ગામ નાસૃણનો લેખ ઇ. સ. ૮૩૦ નો છે. તેમાંથી "ધનિક તથા ઈશાનભટ્ટ મંડલેશ્વરો " એટલા શબ્દો વંચાય છે ( પૃ. ૪૦૧ ). ઇશાનભટ્ટ ધનિકનો પુત્ર હતો, અને ચાટસુનો ધનિક તેજ આ નાસૃણનો ધનિક હોવાનો સંભવ છે, એમ વિદ્દદ્વર્ય ઓઝાશ્રીની માન્યતા છે. ( પૃ. ૪૨૧, પાદટિપ્પણ ૧. ) જો તે અનુમાન યથાર્થ હોય તો ચાટસુનો ધનિક ભર્તૃપટ્ટથી ૫ મી પેઢીએ અને શંકરગણ ધનિકથી ૪ થી પેઢીએ થઇ ગયો છે. શંકરગણનો કાળ ઇ. સ. ૮૫૦ નો હોય તો ધનિકનો કાળ ઈ. સ. ૭૯૦ નો થવા જાય છે. ભિન્નમાલના રાજા નાગભટ્ટ બીજાએ ઈ. સ. ૮૧૦ માં કનોજનું રાજ્ય જીતી લીધું હતું. ધનિકે તે સમયે તેના સેનાપતિ તરીકે પરાક્રમ કર્યું હોય તો નાગભટે તેને અજમેરની પાસેના નાસૃણ ગામની જાગીર આપી હોય, તેવો સંભવ છે. અર્થાત્ ધનિકના પૂર્વજો ભિન્નમાલના પ્રતિહાર રાજાઓની સૈનિક સેવા કરતા હશે, એવું અનુમાન થઇ શકે છે. ફલિત એ થાય છે કે ચાટસુના ગુહિલો આગ્રેથી ચાટસુમાં અને ત્યાંથી નાસૃણમાં ગયા ન હતા, પણ ચિતોડથી ભિન્નમાલ, ભિન્નમાલથી નાસૃણ અને ત્યાંથી ચાટસુ સુધી ગયા હતા. આગ્રા સાથે તેઓમાંના કોઇનો કંઇપણ સંબંધ હોવાનો સંભવ નથી.

વિદ્દદ્વર્ય ઓઝાશ્રીની બીજી કલ્પના એવી છે કે ગુહિલવંશના પૂર્વજો હુણવંશી રાજા મિહિરકુલના પરાભવ પછી મેવાડના કોઈ પ્રદેશ ઉપર રાજ્ય કરતા હશે, અને ત્યાંથી તેઓના વંશજોએ ધીમે ધીમે મોટું રાજ્ય જમાવ્યું. ( પૃ. ૩૮૯ તથા ૪૦૧ ). આ કલ્પના કંઇક વધારે વાસ્તવિક લાગે છે માલવાના રાજા યશોધર્મા અને મગધના રાજા નૃસિંહગુપ્તે હુણવંશી રાજા મિહિરકુલનો ઇ. સ. ૫૨૮ માં સખ્ત પરાભવ કરીને, તેને હાંકી કાઢયો, ત્યાં સુધી તેનું રાજ્ય પંજાબ, રજપૂતાના, પંચાલ, ગુજરાત અને સૌરાષ્ટ્ર સુધી ફેલાયું હતું. [૯૬] અર્થાત્ ઇ. સ. ૫૨૮ સુધીમાં મેવાડમાં કોઇ બલવાન્ રાજ્ય હોવાનું નોંધાયું નથી. ગુહદત્તનો રાજ્યકાલ ઈ. સ. ૫૬૬ માં મૂકીએ તો, તેના પૂર્વજો કદાચ નાના જાગીરદારો હશે, પરંતુ સામંતરાજાઓના વર્ગમાં મૂકી શકાય, તેવી સત્તા કે પ્રતિષ્ઠા તેઓએ મેળવી નહિ હોય.

મેવાડમાં ચાલતી દંતકથા ગમે તેટલી બનાવટી હોય, છતાં એ તો ખરૂં છે કે, ગુહિલોના પૂર્વજોમાંથી વિજયાદિત્ય, ગુહદત્ત અને બપ્પ–એ ત્રણ નામો કેવલ કલ્પિત નથી, પણ તે તે નામના પ્રત્યક્ષ શરીરધારી રાજાઓ થઇ ગયા હતા. ત્યારે મૂલપુરુષ વિજયાદિત્ય કોણ હતો ? મહારાણા કુંભના એકલિંગ માહાત્મ્યના ગ્રંથમાં વિજયાદિત્ય ગુહદત્તથી આઠમી પેઢીએ થઇ ગયેલ તેનો પૂર્વજ હતો, અને આનંદપુરનો નાગર હતો, એમ લખ્યું છે. તે વિજયાદિત્તને મહીપાલ પણ કહ્યો છે. ( જુઓ પાછળ પૃ. ૮૯ ). અર્થાત્ આ વિજયાદિત્યની

૯૫ તેજ, પૃ. ૧૦૫

૯૬ Early History of India, by V. Smith, 2nd Ed; pp 297-301

આનંદપુરની આસપાસ કોઈ ગામની જાગીર હોવી જોઈએ. ત્યારે શું આનંદપુરના બ્રાહ્મણો, એટલે વડનગરના નાગરો જાગીરદાર હોવાનું કંઈ પ્રમાણ છે ?

નાગરખંડના ૧૧૩ મા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે કે, આનર્તદેશના, એટલે, ગુજરાતના રાજા ચમત્કારે ચમત્કારપુર એટલે અર્વાચીન વડનગર બંધાવીને ત્યાંના ૬૮ ગોત્રોના બ્રાહ્મણોને દાનમાં આપ્યું, અને તે સાથે પ્રત્યેકને એકેક-એમ ૬૮ ગામો પણ દાનમાં આપ્યાં. ૯૭ ત્યારપછી તે દેશના એક રાજા સિદ્ધસેને નાગરો પાસેથી તે ગામો આંચકી લીધા હતાં. પાછળથી તેણે પણ તે ૬૮ ગામો ઉપરાંત બીજાં ૫૮ ગામો વધારીને, કુલ ૧૨૬ ગામો આપ્યાં હતાં. ૯૮ નાગરખંડની આ ઉક્તિ કલ્પિત હોવાનું કંઈ કારણ નથી. સુપ્રસિદ્ધ ચીનાઈ યાત્રાળુ હુયેનસંગના, ઇ. સ. ૬૪૧ ના યાત્રાવૃત્તાંતમાં કહેવામાં આવ્યું છે કે-ભિન્નમાલની દક્ષિણે અને પૂર્વે માલવાની પશ્ચિમે પશ્ચિમમાલવાનું રાજ્ય હતું જેની રાજધાનીનું નામ આપવામાં આવ્યું નથી, પરંતુ તે રાજધાનીનું નગર સાબરમતીને તીરે આવ્યું હતું. તે દેશ ઉપર કોઈ ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો. તે રાજ્યના તાબામાં આનંદપુર નામનો ખંડીયો, તાલુકો હતો, તે તાલુકાનો કોઈ મુખ્ય એક રાજા ન હતો. ૯૯ આનંદપુર તાલુકાનો ઘેરાવ લગભગ ૨૧૦ માઈલનો અને આનંદપુર ગામનો ઘેરાવ લગભગ ૨૧ માઈલનો હતો. ૧૦૦ અર્થાત્ ઇ. સ. ના સાતમા સૈકા સુધી આનંદપુરના નાગરો આખા તાલુકાના વાસીઓ હતા, તેઓનું મૂલવતન આનંદપુર હતું અને ત્યાં તેઓ એક સાથે રહેતા હતા; હુયેનસંગે તે દેશનું નામ માળવા કહ્યું છે અને તેની રાજધાનીનું નામ આપ્યું નથી. નાગરખંડથી જણાય છે કે-તે દેશનું નામ આનર્ત હતું, તેની રાજધાનીનું નામ સાબર-

---

૯૭ पुरं प्रकल्पयामास बहुप्राकारसंकुलम् ॥१०॥
अथाष्टषष्टिविप्राणां तत्र मध्ये नृपोत्तमः ।
अष्टषष्टिगृहाण्येव चकार सुबृहंति च ॥११॥
तथा कृत्वाऽथ रत्नौघैः पूरयित्वा तथाऽर्थैः ।
ददौ तेभ्योऽष्टषष्टिं च ग्रामाणां तदनन्तरम् ॥ १३ ॥

९८ अधुना संप्रवक्ष्यामि यथा तव पराभवः ॥ ३ ॥
तथा कोपवशाद्यानि शासनानि द्विजन्मनाम् ।
छोदितानि त्वयान्यानि पितृतामहानि च ॥ ६ ॥
तच्छ्रुत्वा पार्थिवः सोऽथ शंखतीर्थे प्रभक्तितः ।
स्नात्वा विप्रान्समाहूय मध्यगेन समागतान् ॥ ८ ॥
ददौ च शासनशतं प्रक्षाल्य चरणांस्तत ।
षड्विंशत्यधिकं राजा नागराणां महात्मनाम् ॥ १० ॥
નાગર ખંડ અધ્યાય ૨૧૧

૯૯ *Early History of India by V. Smith, 2nd ed, p. 304–7.*

૧૦૦ Beals Buddhist Records of Weastern India, Vol II, p 268.

મતીને તીરે આવેલ પ્રાપ્તિપુર (વર્તમાન પરાંતીજ) હતું, જ્યાં ગર્તાતીર્થ નામનું એક સરોવર પણ હતું.[101] તે સિવાય વડનગરના નાગરોમાં ચંદ્રેચા, કુકડ, ગુલેચા વગેરે ૧૫૭ અવટંકો પ્રચલિત હતી.[102] રાજકોટમ્યુઝીયમના ક્યુરેટર આચાર્યજી વલ્લભજી હરિદત્ત એવું અનુમાન કરે છે કે–તે સમયે વડનગરના નાગરો વડનગરની આસપાસ આવેલાં ૧૫૭ ગામોની જાગીરો ખાતા હશે, તે ઉપરથી તેઓની તે અવટંકો પડી હશે.[103]

આ સર્વ પ્રમાણોથી એટલું તો સિદ્ધ થઇ શકે છે કે–આનંદપુરના નાગરો એટલે વડનગરના નાગરો આનંદપુરની આસપાસના ગામોના જાગીરદારો હતા અને તેઓ વડનગરમાં રહેતા હતા. ગુહિલોનો મૂળ પુરુષ વિજયાદિત્ય તેવો જ એક જાગીરદાર હોવો જોઇએ. તેના વંશ જ ગુહદત્તે ત્યાર પછી દંતકથામાં કહેવામાં આવે છે તેમ, ઇડરનું રાજ્ય મેળવ્યું હોય, તો તે અનુમાન અસંભવિત નથી. ક્યા રાજાનું ઉપનામ બપ્પ હતું તે વિષય હજુ વિવાદ ગ્રસ્ત છે. પરંતુ છેક વિ. સં. ૧૫૫૭ ઇ. સ. ૧૫૦૦માં જોધપુરના રાજ્યમાં આવેલ નારલાઇ ગામમાંથી મળી આવેલ આદિનાથ નામના જૈન મંદિરના શિલાલેખથી જણાય છે કે–તે સમય સુધી, ગુહદત્ત અને બપ્પક બે જૂદા જૂદા રાજાઓ થઈ ગયા હતા, અને બપ્પક ગુહદત્તની પછી થયો હતો એવી માન્યતા પ્રચલિત હતી. અર્થાત્ બપ્પક ગુહદત્ત અથવા ગુહિલ પોતે કે તેનો પિતા ન હતો, પરંતુ તેનો વંશ જ હતો. વિદ્વદ્વર્ય ઓઝાશ્રીએ તે વિષે સઘળાં પ્રમાણોનો ઉહાપોહ કરી સિદ્ધ કર્યું છે કે–ગુહદત્તથી આઠમી પેઢીએ કાલભોજ નામનો રાજા થઇ ગયો, તેજ બપ્પ કહેવાતો હતો.[104] તેનો જન્મ ઇ સ. ૭૧૨ માં થયો હતો. ઇ. સ. ૭૩૪ માં તેણે ચિતોડના મોરી રાજાને હરાવી, તેનું રાજ્ય લઇ લીધું હતું અને ઇ સ ૭૩૫ માં તેણે રાજ્ય છોડી સંન્યાસ ગ્રહણ કર્યો હતો (પૃ ૪૧૪), તે અનુમાન કેવળ વાસ્તવિક લાગે છે. બપ્પના પિતામહ અપરાજિતના સમયના વિ. સં. ૭૧૮ ઇ. સ. ૬૬૧ ની સાલના નાગહદ પાસે આવેલ કુંડેશ્વર મહાદેવના મંદિરના શિલાલેખથી જણાય છે કે–અપરાજિત બહુ પરાક્રમી હતો અને તેણે પોતાના રાજ્યની સીમા નાગહદ સુધી વિસ્તારી

---

૧૦૧ अथ प्रोचुर्जनास्तस्य देश मामर्ते इत्ययम्।
अयं भूपालोऽत्र विख्यातः सुधर्मज्ञो धृतव्रतः ॥ ४८ ॥
यतस्प्राप्तिपुरं नाम यत्रा साभ्रमती नदी ।
गर्त्तातीर्थमिदं पुण्यमेतस्याः परिकीर्तितम ॥ ४९ ॥

નાગરખંડ. અધ્યાય ૧૨૫.

૧૦૨ અંબાશંકર પચોલીકૃત નાગરોત્પત્તિ, પૃ. ૪૨–૪૯

૧૦૩ નાગર ત્રિમાસિક, પુ. ૧, અ. ૪ પૃ. ૭૭

૧૦૪ ગુહદત્તથી બપ્પ સુધીની વંશાવળી:—૧ ગુહદત્ત, ૨ ભોજ, ૩ મહેન્દ્ર ૧ લો, ૪ નાગ, ૫ શીલાદિત્ય, ૬ અપરાજિત, ૭ મહેન્દ્ર ૨ જો, ૮ કાળભોજ (બપ્પ), ૯ ખુમાણ. [પૃ. ૫૨૧]

હતી ( પૃ. ૪૦૩–૪ ). તેજ પ્રમાણે અપરાજિતના -પિતા શીલાદિત્યના સમયનો ઇ. સ. ૬૪૬ વિ. સં. ૭૦૩ નો એક શિલાલેખ શીરોહી ગામ પાસે આવેલ સાંવેલી ગામમાંથી મળી આવ્યો છે. તેમજ તેનો એક શિક્કો પણ પ્રાપ્ત થયો છે. તે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે–શીલાદિત્યે શીરોહીની આસપાસ રાજ્ય મેળવ્યું હશે. ગુહદત્તથી ચાર પેઢીના તેના વંશજો ( ગુહદત્ત, ભોજ, મહેન્દ્ર ૧ લો અને નાગ ) સંબંધી કંઈ હકીકત મળી આવી નથી. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે–ગુહદત્ત અથવા તેની ચાર પેઢીના વંશજોનું રાજ્ય અથવા ગ્રાસ ઇડરની આસપાસના પ્રદેશમાં હશે. ત્યાંથી ઈ. સ. ૬૪૬ માં શીલાદિત્યે પોતાના બાહુબળથી આસપાસના પડોશી જાગીરદારોને હરાવી તેઓનો મુલક ખાલસા કર્યો હશે. કનોજના સમ્રાટ્ હર્ષવર્ધનનું મૃત્યુ તો ઇ. સ. ૬૪૮ માં થયું છે. પરંતુ ઇ. સ. ૬૪૩ માં ચિનાઇ યાત્રાળુ હુયેનત્સંગનો સંગ થયા પછી, તેનું ચિત્ત ધાર્મિક પ્રવૃત્તિઓમાં રોકાઇ રહ્યું હતું તેથી કદાચ રજપૂતાના છેક છેલ્લા ખુણા સુધી તેનું લક્ષ ન રહ્યું હોય, તો તે સંભવિત છે. ઈ સ. ૬૪૮ માં હર્ષવર્ધન અપુત્ર ગુજરી ગયો, તેની પછી તેના સામ્રાજ્યની સંપૂર્ણ અવ્યવસ્થા થઇ ગઇ હતી; સામંત રાજાઓ સ્વતંત્ર થઈ ગયા, સમાન બળવાળા પરસ્પર લડવા લાગ્યા. અર્થાત્ ઇ. સ. ૬૪૮ થી ઇ. સ. ૮૧૦માં ભિન્નમાલના પ્રતિહાર રાજા નાગભટ બીજાએ કનોજનું રાજ્ય જીતી લઇ પુનઃ સામ્રાજ્યની સ્થાપના કરી, ત્યાં સુધી આખા હિંદુસ્થાનમાં 'બળીઆના બે ભાગ' એ નીતિ પ્રવર્તી રહી. તેવા અંધકારના સમયમાં એટલે ઇ. સ. ૭૧૨ માં આરબ સરદાર મહમદ કાસીમે આખો સિંધ દેશ જીતી લઈ ત્યાં મુસલમાન રાજ્ય જમાવ્યું, એટલું જ નહિ પણ હિંદુધર્મનો સમૂલ ઉચ્છેદ થાય, તેવી રાજનીતિ ચલાવી. તેવા સમયમાં કોઇ બલવાન્ રાજા કે જાગીરદાર પોતાના નિર્બલ પાડોશીઓને સ્વાહા કરી જાય, તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. સમ્રાટ્ હર્ષવર્ધનનો અંગત નિયામક પ્રભાવ અસ્ત થતાંની સાથેજ સવળાં જૂનાં રાજ્યો ખરતા તારાઓની પેઠે ખરી પડવા લાગ્યાં, તેઓની જગ્યાએ અનેક નવા નવાં રાજ્યો ઉભરાવા લાગ્યાં. આવા સર્વવ્યાપી વિપ્લવના કાળમાં જ્યાં એક બીજા પરસ્પર તોરા પીસતા હોય. ત્યાં દેશની બહાર શી ઉથલ પાથલ થઈ રહી છે, તેનું કોને ભાન હોય ? સિંધમાં મુસલમાનોએ ક્રૂરતા વાપરવામાં, જુલમ કરવામાં કે ત્રાસ આપવામાં ખામી રાખી ન હતી. ઉત્તરમાં પંજાબનો કેટલોક ભાગ જીતી લઈ તે સમયના કાશીધામ જેવા સૂર્યનારાયણના ક્ષેત્રરૂપ મુલતાન નગરમાં તેઓએ રાજધાની કરી હતી, ત્યાંથી રજપૂતાનામાં વારંવાર ઉતરી આવી રંજાડ કર્યા કરતા હતા. હિંદુધર્મ, હિંદુસમાજ, હિંદુજાનમાલ, હિંદુપ્રતિષ્ઠા અને આખો હિંદુસ્થાન સંપૂર્ણ ભયમાં આવી પડયો હતો. નવસારીમાંથી પ્રાપ્ત થયેલ ચાલુક્ય વંશના સામંત રાજા પુલકેશીના ઇ. સ. ૭૩૯ના દાનપત્ર ઉપરથી જણાય છે કે–તે સમય સુધીમાં આરબો મારવાડ, ગુજરાત તથા સૌરાષ્ટ્ર દેશો ઉપર આક્રમણો કરી છેક નવસારી સુધી પહોંચ્યા હતા અને ત્યાંથી પુલકેશીએ તેઓનો પરાભવ કરી પાછા કાઢયા હતા. ( પૃ૦ ૨૫૫–૬ ) છતાં ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાઓ તેઓથી છેક દબાઇ ગયા હતા, અને તેઓને મદદ કરતા હતા; પરંતુ ભિન્નમાલના ચાવડા વંશી રાજાઓ સામે થયા, ત્યારે તેઓનો તેઓએ નાશ કર્યો હતો ( પૃ૰ ૧૪૬ ) ઇ. સ ૭૫૫માં ભિન્નમાલ ( મારવાડ ) ના પ્રતિ-

રાજા નાગભટ પહેલાએ તેઓનો સખ્ત પરાભવ ન કર્યો હોત તો આરબો સિંધની પેઠે આખા રજપૂતાનાના ધણી થઇ પડ્યા હોત (પૃ૦ ૧૫૯) તેમ છતાં પણ તેઓનું જોર બિલકુલ નરમ પડ્યું ન હતું ઇ સ ૭૭૫માં તેઓએ જળમાર્ગે આવીને સૌરાષ્ટ્રમાં વલભીપુર જેવા વિશાલ સમૃદ્ધિશાલી નગર ઉપર ચઢાઇ કરી, તેના રાજા શીલાદિત્ય અને તેની અખિલ સેનાનો સંહાર કર્યો, અને ક્રીડા કરતા હોય નહિ, તેવી રીતે નગરનો તેમજ અતિ પ્રતિષ્ઠાશાલી રાજ્યનો જોતા જોતા નાશ કરી નાખ્યો (વૈદ્યકૃત મધ્યકાલીન ઇતિહાસ, પુ૦ ૧ પૃ૦ ૨૪૮)

જ્યારે દેશમાં સર્વત્ર આવો ગાઢ અંધકાર છવાઇ રહ્યો હતો, ત્યારે દેશના આ ભયંકર ભાવિનું ભાન નકુલીશ અથવા પાશુપત સંપ્રદાયના તપસ્વીઓને થયું હતું તે સંપ્રદાયની ઉત્પત્તિનો ઇતિહાસ અદ્યાવધિ અંધકારાવચ્છન્ન છે, તો પણ એટલું તો ચોક્કસ છે કે મહાભારતના કાળમાં પંચરાત્ર અને ભાગવત સંપ્રદાયોની સાથે સાથે જ લકુલીશ સંપ્રદાયની કથા પણ શ્રવણ ગોચર થાય છે તેઓની ઉત્પત્તિ પ્રથમ કાશ્મીરમાં હોવાનો સંભવ છે. નેપાળના પશુપતીશ્વરની તેમજ ઉજ્જયિનીના મહાકાલેશ્વરની ખ્યાતિ પણ નકકીજ પુરાણી મનાય છે છતા હિંદુ સમાજ ઉપર તેઓનો સચોટ અધિકાર તો બૌદ્ધ ધર્મના અવનતિ કાળથી શરૂ થાય છે, એમ અનુમાન થઇ શકે છે ઇ સ પૂર્વે ૧૮૪માં મૌર્ય રાજ્યના વિનાશ સાથે જ બૌદ્ધ ધર્મનું બળ શિથિલ થઇ ગયું હતું ઉત્તરોત્તર શુંગ વંશના, કાણ્વાયન વંશના અને ગુપ્ત વંશના રાજાઓએ વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કર્યો હતો છતાં બુદ્ધે તેમજ તેના અનુયાયી સમ્રાટ્ અશોકે વૈદિક ધર્મ ઉપર જે પ્રહારો કર્યા હતા, તે કદી રૂઝાવા પામ્યા નથી તેમ છતાં બુદ્ધે સ્થાપેલો અને ઉપદેશેલો બૌદ્ધ ધર્મ પણ કેવળ વિકૃત થઇ ગયો હતો દક્ષિણના દ્રાવિડો અથવા અનાર્યોની સંગતિથી બૌદ્ધ ભિક્ષુઓ તાંત્રિક ઉપાસનાના છંદમાં પડી ગયા હતા વૈદિક ધર્મને યાજ્ઞિક હિંસાથી તેઓએ વિશુદ્ધ કર્યો, તેની સાથેજ તાંત્રિક ઉપાસનાની ભીષણ જાળમાં વૈદિક ધર્મને સપડાવી દીધો સોમસંસ્થાના યજ્ઞોમાં હોમાતા પશુઓને અભય આપ્યું ને સાથે જ દેવસ્થાનોની વેદીઓ પાસે તેઓના મસ્તકો કપાવા લાગ્યા હર્ષચરિત (પૃ૦ ૧૬૧-૬)માં બાણ કવિએ નોંધ્યું છે કે—વર્ધન વંશના મૂળ પુરુષ પુષ્યભૂતિએ ઇ સ ૫૨૫ની આસપાસના સમયમાં ભૈરવાચાર્ય દ્વારા અતિ જુગુપ્સિત યજ્ઞ કરાવ્યો હતો, જેના પરિણામે આચાર્યને વિદ્યાધરની યોનિની અને યજમાનને શ્રીકંઠના રાજ્યની પ્રાપ્તિ થઇ હતી, (વૈદ્યકૃત હિંદુસ્થાનનો મધ્યકાલીન ઇતિહાસ, પુ૦ ૧ પૃ૦ ૧૦૪) દિવસે દિવસે તાંત્રિક ઉપાસકોનું બળ વધતું જતું હતું. ઇ સ ૭૦૦ની આસપાસના સમયમાં થઇ ગયેલા કનોજના રાજા યશોવર્માના રાજકવિ ભવભૂતિએ તેવા અઘોરપંથીઓની સમાજ ઉપર કેટલી સખ્ત સત્તા જામી હતી તેનું આબેહૂબ ચિત્ર માલતીમાધવ નામના નાટકમાં ચિતર્યું છે [૧૦૫]

૧૦૫ મધ્યકાલીન ઐતિહાસિક યુગમાં હિંદુસ્થાનની રાજકીય તેમજ ધાર્મિક પરિસ્થિતિ કેવી હતી, તેનું સવિસ્તર વિવેચન વિદ્ધદ્વર્ય વૈદ્ય મહાશયે પોતાના *History of Mediaeval Hindu India Vol I chap 6–7 pp 100–127* માં કર્યું છે, તે અવશ્ય પઠનીય અને મનનીય છે

તે સમયાન્તરમા કુરુ, પાચાલ અને મગધના ગુપ્ત, વર્ધન અને મૌખરી વશોના રાજ્યો નષ્ટ પામ્યા, તેની જગાએ ગુહિલ, કલચુરી, ચન્દેલ, ગુર્જર, પ્રતિહાર, ચાહમાન, પરમાર, રાષ્ટ્રકૂટ ચૌલુક્ય વશોએ રજપુતાના, બુદેલખડ, મધ્ય પ્રાત, માલવા, ગુજરાત અને સૌરાષ્ટ્રમા નાના મોટા રાજ્યો જમાવ્યા પાશુપતસપ્રદાયના સાધુઓએ તે વશોને તૈયાર કરવા બીડુ ઝડપ્યુ ચિતોડના ઇ. સ ૧૦૭૪ના તથા નરવાહનના નાથમદિરના ઈ સ ૯૭૧ ના શિલાલેખોથી જણાય છે કે-મેવાડમા નાગહ્રદ પાસે આવેલ ત્રિકુટગિરિ ઉપર તપ કરતા હારીતરાશિ અને તેઓના શિષ્યોએ તે કાર્યની શરૂઆત કરી. ૧૦૬ જયપુર પાસે આવેલ હર્ષગિરિના ઇ સ ૯૭૩ ના શિલાલેખમા લખ્યા મુજબ વિશ્વરૂપ અને તેના શિષ્યોએ ચૌહાણોને તૈયાર કરવાનુ કામ ઉપાડી લીધુ ૧૦૭ જબલપુર પાસે આવેલ બિલ્હારીના ઇ સ ૯૮૦ ના લેખથી જણાય છે કે-તે સમયે મધ્યપ્રાતમા ત્રિપુરી નગરી (અર્વાચીન જબલપુર) પાસે આવેલ કદબ વૃક્ષોના વનમા રુદ્ર, શભુ, અઘોર, શિવ અને તેના શિષ્યો હૈહયોની પુરાતન ઉગ્રતા પુન ઉદ્દીપ્ત કરવામા રોકાયા હતા. ૧૦૮ તેજ પ્રમાણે ગુજરાતના ચૌલુક્ય વશી સારગદેવના સમયની ઇ સ. ૧૨૮૬ની સાલની સોમનાથપ્રશસ્તિ ઉપરથી પ્રતીત થાય છે કે સૌરાષ્ટ્રમા છેક દક્ષિણ દિશાએ મહાસાગરના તટ ઉપર આવેલ પુરાતન સોમનાથ મહાદેવના મદિરમા તે સપ્રદાયના તપસ્વીઓ કાર્તિકેય રાશિ વાલ્મીકરાશિ અને તેઓના શિષ્યો ગુજરાત સૌરાષ્ટ્રના રાજાઓમા ક્ષત્રિયત્વ રેડવાનો ઉદ્યોગ કર્યા કરતા હતા ૧૦૯ અર્થાત્ તે સમયમા હિન્દુસ્થાનનો પશ્ચિમાર્ધ ભાગ પાશુપત સપ્રદાયના સાધુઓની આજ્ઞામા વર્તતો હતો તેઓએ મેવાડમા ત્રિકુટગિરિ ઉપર એકલિંગ મહાદેવની, જયપુર પાસે હર્ષગિરિ ઉપર હર્ષનાથની જબલપુરના કદબવનમા વૈદ્યનાથમહાદેવની સ્થાપના કરી ભવ્ય મદિરો બધાવ્યા હતા કદાચ સૌરાષ્ટ્રનુ સોમનાથનુ મદિર પણ તેઓની પ્રેરણાથી જ બધાયુ હશે મુસલમાનોએ સિધના કબજો લીધો કે તુરત હારીત રાશિ ચેતી ગયા હતા નાગહ્રદ સુધી ગુહિલોનુ રાજ્ય પ્રસર્યુ હતુ અથવા બપ્પરાવલના પિતામહ અપરાજિતે ત્યા રાજધાની પણ કરી હશે છતા આજે કાઠિયાવાડમા આવેલ જેતપુર તાલુકાના અરાદ ભાગીદારો પોતાની જાગીરોના મુખ્ય ગામોમા રહી વહીવટ કરે છે, અને વિશેષત તેજ ગામોમા પોતાનો નિવાસ રાખે છે, તો પણ ખુદ જેતપુરનો તેઓએ કેવળ ત્યાગ કર્યો નથી જેતપુરમા પ્રત્યેક ભાગદારના વિશાલ મકાનો હોય છે અને ત્યા તેઓ અવાર નવાર આવી આખા તાલુકાની સઘટિત મત્રણા કરે છે તેજ પ્રમાણે આનદપુર તાલુકાના જાગીરદારો પોતાની જાગીરોના મુખ્ય ગામોમા રહી અધિકાર ચલાવતા હશે, છતા આનદપુર સાથે તો સબધ તતોને તેવા જ અવિચ્છિન્ન રાખ્યો હશે તેજ કારણથી ચિતોડના લેખમા બપ્પરાવલ આનદપુરથી નાગહ્રદ આવ્યા અને ત્યા તેણે હારીતરાશિની સેવા કરી, એમ

106 *Bhavnagar Inscriptions* pp 72–74 & 69 72

૧૦૭ પ્રાચીન લેખમાલા પુ ૨, પૃ ૧૯૬ ૨૦૨

૧૦૮ તેજ, પુ ૨, પૃ ૧૨૯ ૪૦

૧૦૯ તેજ, પુ૦—૧ પૃ૦ ૧૮૦—૧૮૭

કહેવામા આવ્યુ છે. બાલ્યાવસ્થા છતાં બપ્પની અડગ શ્રદ્ધા અને અપૂર્વ ગુરુભક્તિ જોઇને તેઓ ચકિત થઇ ગયા, તેની તેજસ્વી મુખમુદ્રા, ભવ્ય શરીરાકૃતિ અને સકષ્ટ સહનશીનતાએ તેમજ તેના પૂર્વજોના વીર્યશાલી પ્રતિહાસે તેઓનો હૃદયભાર ઓછો કર્યો આશાને ફલોન્મુખ કરી અને મનોરથોને મૂર્તિમાન્ કર્યો ચિતોડના શૂદ્ર રાજાને હાંકી કાઢીને મેવાડમા હિંદુધર્મની છત્રછાયા ફેલાવવાની તેણે પ્રેરણા કરી કિશોર બપ્પે ગુરૂની આજ્ઞાનુ પરિપૂર્ણ પાલન કર્યું, નાગડ ના નાના રાજ્યમાથી મેવાડનુ મહાન્ રાજ્ય ગુરુ પ્રસાદથી સ્થાપ્યુ આવુ પરાક્રમ કોણ કરી શકે ? બ્રાહ્મણો તો તપજ કરી શકે ! સૂર્ય ચદ્રવશી ક્ષત્રિયો સિવાય કોઇને રાજ્યો સ્થાપવાનો ઉથાપવાનો કે ચલાવવાનો અધિકારજ નથી જનતાની તેવી મનોદશા તે કાલમા જડાઇ ગઇ હતી ક્ષત્રિયો ક્ષત્રિયો સાથેજ લગ્ન સબધ જોડી શકે, તેવા જ્ઞાતિમર્યાદાના બધનો બધાયા હતાં હારીતગશિએ તેવી વિષમ સ્થિતિનો એકજ પ્રહારે અત આણ્યો રામચદ્રજીએ જેમ પરશુરામમાથી ઐશ્વર્ય આકર્ષી લીધુ હતુ, તેવી રીતે હારિતરાશિએ બપ્પમાથી બ્રહ્મત્વ આકર્ષી લીધુ અને ક્ષત્રિયત્વ આરોપ્યુ, ગુહિલકુલને રઘુકુલ સાથે જોડી દીધુ. ઇતર પાશુપતાચાર્યોએ પણ હારીત રાશિનુ અનુકરણ કર્યું. છતા જનતાને કોણ જીતી શક્યુ છે ? નવીન બ્રાહ્મણ રાજકુલોત્ બ્રાહ્મણત્વ જનતાના સ્મરણપટ ઉપરથી એકદમ શી રીતે ભુસાઇ જાય ? શાસ્ત્રનં તેમજ જનતાનુ-ઉભયનુ સમાધાન કરે તેવા વદમૂતિ શાસ્ત્રીઓ આગળ આવ્યા તેઓએ સૂર્ય ચદ્રકુલો સાથે બેસી શકે' તેવા અગ્નિકુલની કલ્પના ઉપજાવી કાઢી અને તેમા નવીન રાજકુલોનુ બ્રહ્મત્વ સતાડી દીધુ

એ રીતે હારીતરાશિએ આરભેલા મહાન્ સત્રને તેઓના અનુયાયીઓએ પૂર્ણ કર્યો તે મનયે તો તેઓના મનોરથો ફલીભૂત થતા નિષેધના આરબોને સિંધની મર્યાદામા ભરાઇ રહેવુ પડ્યું ત્રણસે વર્ષો સુધી દેશ મ્લેચ્છોના ત્રાસથી મુક્ત રહી શક્યો ત્યાર પછી મુસલમાનો એકદમ ફાવી ગયા, તે લકુલીશ સઘોએ તૈયાર કરેલા ક્ષત્રિયોના નિઃસત્વનુ પરિણામ ન હતુ પરતુ તેઓનુ અતિસત્ત્વજ મુખ્ય કારણ હતુ અતિસત્ત્વ હોવાને લીધેજ તેઓ પરસ્પર લડીને નિઃસત્ત્વ થઇ ગયા, અને તેમ થવાથીજ મુસલમાનો પ્રમાણમા સ્વલ્પ ભોગ આપીને, આખા હિંદુસ્થાનના ધણી થઇ શક્યા. ચાલુક્યો, ગુર્જરો, ચાહમાનો, કચુરીઓ-વગેરે નામોજ એવા છે કે-તેનો સતોષકારક પરિહાર થઇ શકે નહિ છતા પ્રોફેસર દેવદત્ત ભાડારકર કહે છે તેમ વિદેશી વિધમીઓના ટોળેટોળા ઉતરી આવ્યા, અને હિંદુસમાજે તેઓને શિરોમણિ બનાવ્યા, તે કદી માની શકાય તેમ નથી તે કાળે હિંદુસમાજના કકડે કકડા થઈ ભિન્ન ભિન્ન વાડાઓ બધાઇ ગયા હતા તેમાથી નિર્ગમન જેટલું દુષ્કર હતુ, તે કરતા તેમા પ્રવેશ દુષ્કરતર હતો પરતુ તે નવીન રાજકુલો બ્રાહ્મણો હોય, તો તેઓની પ્રતિ અરૂચિ કે અનાદર રાખવાનુ શુ કારણ છે ? ચીનાઇ પ્રવાસી હુયેનસંગે પોતાના યાત્રાના વર્ણનમા મુખ્ય મુખ્ય સીતેર રાજ્યોનુ વર્ણન કર્યુ છે તેમા કેટલાક રાજ્યોના રાજાઓ ક્ષત્રિય, કેટલાક વૈશ્ય અને કેટલાક શૂદ્ર હોવાનુ પણ લખ્યુ છે, સિંધ બુદેલખડ, ઉજ્જયિની ગ્વાલીયર, પૂર્વ મગધ અને આસામના

રાજાઓ બ્રાહ્મણો હતા. [110]બ્રાહ્મણોને ધર્મશાસ્ત્રે શસ્ત્રગ્રહણ કરવાનો અધિકાર આપ્યો નથી, માત્ર તપશ્ચર્યા કરવાનો અધિકાર આપ્યો છે, તે સત્ય છે પરંતુ પરશુરામ, દ્રોણાચાર્ય વગેરે બ્રહ્મવીરોએ જ્યારે જ્યારે શસ્ત્રો ધારણ કર્યાં હતાં ત્યારે ત્યારે ક્ષત્રિયોને 'ત્રાહિ ત્રાહિ' પુકરાવી હતી, એવા દૃષ્ટાંતોની ખોટ નથી. ગમે તેમ હોય પણ ઐતિહાસિક દૃષ્ટિમાં જનરૂચિની દૃષ્ટિનું સાંકર્ય કરવું, તે યથાર્થવાદી ઐતિહાસિકોનું દૂષણ છે, એમજ કહી શકાય. અથવા ઇસુખ્રિસ્તના આ વીશમા સૈકામા જ્યારે જ્ઞાતિસંસ્થાઓ દ્રાવકપાત્રમાં ફેંકાઇ ગઇ છે, તેઓને ગાળી એકરસ કરવાને પ્રચંડ અગ્નિ ભભુકી રહ્યો છે, તેવા યુગમાં બ્રાહ્મણક્ષત્રિયની ચર્ચાજ અસ્થાને છે. આજે યુરોપ અમેરિકા જેવા બલવાન્ દેશોની નીતિરીતિનું અનુકરણ કરવામાંજ જીવનસાર્થક્ય મનાતું હોય, શસ્ત્ર ધારણ કરવા, એ તો પ્રત્યેક પુરૂષની ફરજ છે, એમ સમજવામાં આવતું હોય કદાચ તે દેશોની જેમ ફરજીયાત લશ્કરી કેળવણીનો કાયદો પ્રચાર પણ કરવામાં આવે, તેવા યુગમાં ગુહિલો કે ચાહાણો, પ્રતિહારો કે પરમારો બ્રાહ્મણો હતા કે નહિ, તેવા વિવાદને હસી કાઢવામા આવે, તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. ઇ. સ. ના સાતમા સૈકામાં જેમ દેશ ઉપર વિકરાળ વાદળ ચઢી આવ્યું હતું, તેમ તેથી જુદી પણ તેથી વધારે વિષમ અવસ્થામાં આજે આખો દેશ પસાર થાય છે! દેશનું ભાવિ પરખી, તેના યોગ્ય ઉપાયો સાધી શકે, તેવા દીર્ઘદર્શી તપસ્વીઓની દેશને પૂરતી જરૂર છે. પ્રભુ તેવા દીર્ઘદર્શી તપસ્વીઓને ઉત્પન્ન કરે અને દેશની પુનઃ રક્ષા કરે!

માનશંકર પિતામ્બરદાસ મહેતા.

110. History of Mediaeval Hindu India, Vol. I, pp. 48-57 and Watters yuan Chwang, Vol I, p. 170 & Vol II.

# મોગલ સમયની શરૂઆત:—બાબર.

જો કે બાબર તાર્તાર અથવા તુર્ક જાતિનો હતો, તો પણ તે ઉત્તર તરફથી આવ્યો, એટલે તેને હિંદુસ્તાનના લોકો ભૂલથી મોગલ જાતનો ધારતા હતા. આ ઉપરથી તેના વંશને 'મોગલ વંશ' કહે છે. ખરી રીતે જોતા ઇરાનના રાજકર્તાઓ મુગલ વંશના છે. અને તેઓ શીઆ ધર્મ પાળે છે. બાબર સુન્ની હતો અને તે મુગલ નહિ પણ મોગલ વંશનો હતો. હિંદની ખરી જાહેરજલાલીનો સમય મોગલ વંશનો છે. આ સમયમાં રાજ્યનો વિસ્તાર ઘણોજ વધ્યો તથા તેનો બંદોબસ્ત પણ સારો રાખવામાં આવ્યો. રાજાઓએ 'પાદશાહ' તથા 'શહેનશાહ' નો ખિતાબ ધારણ કર્યો, અને તેમાંના ઘણાખરા પ્રજાના સુખ તરફ લક્ષ દેવા લાગ્યા. વળી, ધર્મ સંબંધી ઝનુન પણ ઘણુંજ ઓછું થઇ ગયું. એકત્ર પ્રજા બનવાના પ્રયાસો પણ આ સમયમાં ઘણા સારા થયા અને તે કેટલેક અંશે ફળીભૂત પણ થયા. પણ પહેલા પાંચ ૭ પાદશાહોના સમયમાં હિંદુસ્તાનની જાહોજલાલી ઘણીજ પ્રકાશી નીકળી. તેઓ ઘણી સારી સંપત્તિવાળા અને ચાલાક હતા, તેમાંના દરેક પાદશાહે લાંબા વખત સુધી રાજ્ય કર્યું. તેઓ રાજ્યકારભાર જાતેજ કરતા હતા તેઓ કોઇને તાબે રહેતા નહિ. આ પ્રમાણે લગભગ ૨૦૦ વર્ષ સુધી મોગલ વંશે સમર નિશ્ચિત રીતે ચાલ્યો, પરંતુ, જેમ જેમ રાજ્યનો વિસ્તાર વધતો ગયો તેમ તેમ એકજ સત્તાથી તેનો બંદોબસ્ત થઇ શક્યો નહિ, પછીના પાદશાહો પણ નબળા નીવડ્યા, એટલે વજીરો તથા સુબાઓ સ્વતંત્ર થઇ ગયા અને રાજ્યનો ઘણો ભાગ પચાવી પડ્યા. મરાઠા તેમજ શીખ લોકોએ પણ મોગલ રાજ્યને નરમ કરી નાખ્યું. એટલામાં વાયવ્ય ખુણામાથી ભારે સવારીઓ થઇ અને અંગ્રેજ લોકોનો પ્રથમ વેપાર સંબંધ અને પછી રાજકીય સંબધે ઉદય થતાં છેવટે મોગલ વંશનો અંત આવ્યો.

તૈમૂરના મરણ પછી તેનુ રાજ્ય તેના વંશજોમા વહેંચાઇ ગયુ તે પૈકી ચોથી પેઢીએ તેજ બહોળા રાજ્યનો માલિક અબૂ સૈયદ મીરઝા હતો તેને ૧૧ દીકરા હતા તે સર્વને તેણે તૈમૂરનુ બહોળુ રાજ્ય વહેચી આપ્યુ તે પછી કાબુલનુ રાજ્ય ઉમર શેખ મીરઝાને મળ્યુ થોડા વખત પછી તે રાજ્ય તેણે ખોયુ અને તેના બદલામા તેને ફરગાન પ્રાન્ત મળ્યો તેનુ લગ્ન યૂનસખાન નામના ચધીસખાનના પુત્ર ચઘતાઇના પુત્રની પુત્રી કુતુબ નિગાહ સાથે થયું હતુ આને પેટે ઇ સ. ૧૪૮૩ મા બાબરનો જન્મ થયો આ પ્રમાણે બાબર બાપ તરફથી તૈમૂરનો છઠ્ઠી પેઢીનો અને મા તરફથી ચધીસખાનનો પાચમી પેઢીનો વંશજ હતો તેનુ મૂળ નામ ઝહીરૂદીન મહમદ હતું પણ તેના વૃદ્ધ દાદા યૂનસખાનથી આ ભારે અરબી નામનો ઉચ્ચાર સારી રીતે થઇ શક્યો નહિ એટલે તેણે પોતાના પૌત્રના ગુણ પ્રમાણે તેનુ નામ 'બાબર' એટલે સિંહ પાડયુ

બાબર ૧૧ વર્ષનો થયો એટલે તેના પિતાનુ મરણ થયુ ત્યા સુધીમા તેણે ઘણોજ સારો વિદ્યાભ્યાસ કર્યો તેની કેળવણીનુ કામ તેની મા કુતુબનિગાહ તથા તેની માની મા (નાની) ઇસાન દોલત બેગમના હાથમા હતું બાપના મરણ સમયે તેને ફરગાન પ્રાન્તનુ રાજ્ય મળ્યુ. તેનુ મુખ્ય શહેર અદિજાન હતું અને તે પ્રાન્તમા ઑકસી નામે બીજુ સુદર શહેર હતુ આ વખતે સમરકદના સુલતાને અને બાબરના કાકા અહમદ મીરઝાએ અદિજાન ઉપર સવારી કરી પરતુ શહેરમા આવતા પુલ ઉપર થઇને લશ્કર જતુ હતું તે વખતે એકદમ પુલ તૂટી પડયો એટલે અપશુકન થયા એમ સમજીને બાબરનો કાકો પાછો જતો રહ્યો. પછી કાકા ભત્રિજા વચ્ચે સનાદ થઈ. થોડા વખતમા અહમદ મીરઝાનુ મરણ થયુ એટલે બાબરના બીજા કાકા મહમૂદ મીરઝાને રાજ્ય મળ્યુ પરતુ તે પણ ૧૪૯૫ મા મરણ પામ્યો આ વખતે સમરકદ ઉપર ઘણા રાજાઓ ચઢી આવ્યા બાબરને પણ પોતાના વડના તૈમૂરની ગાદી પર બેસવાની તીવ્ર ઉત્કઠા હોવાથી તે આ વખતે સમરકદ લશ્કર લઈ ગયો, અને ઇ સ ૧૪૯૭ મા તેણે સમરકદ જીતી લીધુ પછી ત્યા તેનો રાજ્યાભિષેક થયો તેણે પોતાના લશ્કરને શહેર લૂટવા દીધુ નહિ એટલે ઘણા ખરા સિપાઇઓ તેને છોડીને જતા રહ્યા તેણે મુલકનો બંદોબસ્ત કરવામા પોતાનો સમય ગાળ્યો પછી તે એકાએક મદો પડયો આ ખબર સાભળી તેના શત્રુએ ફરગાન પ્રાન્ત પર સવારી કરી એટલે તે સમરકદ છોડી અદિજાન ગયો આ દરમ્યાન તેના કાકાના દીકરા અલીએ સમરકદ જીતી લીધુ અને તેના ભાઇ જહાંગીર મીરઝાએ કપટ કરી અદિજાન પણ લઇ લીધુ એટલે તે મુલક વગરનો થઇ ગયો તેણે બે વર્ષ સુધી ઘણા દુખે અરણ્યવાસ વેઠયો પછી નાનકડુ સૈન્ય એકઠુ કરી અદિજાન અને ઑકસી જીતી લીધા (ઈ સ ૧૪૯૯ મા) પણ છેવટે તેને ઑકસી શહેર જહાગીર મીરઝાને સોપી દેવુ પડયુ. (ઇ સ ૧૫૦૦) પછી બન્ને ભાઇઓએ એકત્ર થઇ ફરીથી સમરકદ જીતવાનો પ્રયાસ કરવાનો નિશ્ચય કર્યો એઓ લશ્કર લઇ નીકળ્યા પણ રસ્તામાજ જહાંગીર મીરઝા બાબરને છોડી દઇ, પોતાનુ લશ્કર લઇ પાછો જતો રહ્યો આમ છતા પણ બાબરે હિંમત હારી નહિ તેની પાસે ફક્ત ૨૪૦ માણસ રહ્યા હતા તો પણ તે પાછો ફર્યો નહિ અને પોતાનો પ્રયાસ ચાલુ રાખ્યો આ નાનકડુ લશ્કર મધ્ય રાત્રિએ સમરકદ આવી પહોચ્યુ ...

તેના બે ભાગ કર્યા. એક ભાગને કિલ્લાની દીવાલની નીચામાં નીચી જગ્યાએ હુમલો કરવા મોકલ્યુ. અને પોતે બીજો ભાગ લઇ ફીરોજ દરવાજે ગયો. ત્યાં તેણે દરવાનોને મારી નાખ્યા અને શહેરમાં પ્રવેશ કર્યો. સરદારો તેને આવી મળ્યા. (ઇ. સ. ૧૫૦૦) આ સમયમાં ઉઝબેગ જાતના લોકો ચંધીસખાનના પૌત્ર શયબાનના વંશજ શયબાનીખાનના હાથ નીચે સમરકંદ જીતવાની તૈયારી કરવા લાગ્યા તેમને બાબરની સાથે મરણ સુધીનું વેર બંધાયું. પ્રથમ તેમણે બાબરને સમરકંદમાંથી કાઢી મૂકયો. ફરગાન પ્રાન્ત તેના ભાઇ જહાંગીરે તેનાથી છૂટા પડયા પછીથી પાછો પોતાને હાથ કરી લીધો હતો, એટલે બાબરને બીજીવાર વનવાસ ભોગવવો પડયો. આખરે તે પોતાના મામા પાસે તાસ્કંદ ગયો. ત્યાં પણ ઉઝબેગ લોકોએ તેને સતાવ્યો એટલુંજ નહિ પણ શયબાનીખાને તાસ્કંદ પણ જીતી લીધું. એટલે મામા ભાણેજ અફ્ગાનિસ્તાન આવ્યા તુર્ક અને મોગલ લોકો વચ્ચે આ પ્રમાણે વૈર હતુ તે ભૂલી જઇ તે વખતના હિન્દુસ્તાનના લોકો બાબરને મોગલ કહેતા હતા તે અજ્ઞાનતાની પરિસીમા બતાવે છે. કાબુલમાં તે વખતે બાબરનો એક કાકો ઉલુધબખ્ત રાજ્ય કરતો હતો તે ઇ. સ. ૧૫૦૧ મા મરણ પામ્યો. તેની પછી તેનો નાની ઉમરનો પુત્ર અબ્દુલ રઝાક ગાદી પર આવ્યો તે નબળો હોવાથી વજીરે તેની પાસેથી ગાદી લઇ લેવાનો વિચાર કર્યો પણ રાજ્ય ભક્ત લોકોએ વજીરનો ઘાત કર્યો. આજ સમયમાં બાબર ત્યાં આવી પહોચ્યો. અને તેણે લોકોની સંમતિથી પોતાના પિતરાઇ ભાઇ પાસેથી રાજ્ય લઈ લીધુ. (ઇ. સ. ૧૫૦૪) સમરકદ પાછું મેળવવાની હવે ભારે આશા રહી નહિ એટલે બાબરે તૈમૂરની પેઠે હિન્દુસ્તાન પર સવારી કરવાનો નિશ્ચય કર્યો તે પ્રમાણે તે ગીજની શહેર કબજે કરીને પછી સિંધુ નદીના કાંઠા સુધી આવ્યો. આ સમયમાં તેની મા તથા નાની મરણ પામ્યાં. પછી તેણે થોડો સમય કાબુલના રાજ્યનો સારો બંદોબસ્ત કરવામા ગાળ્યો. પરંતુ સમરકંદ જીતી લેવાની ફરીથી ઇચ્છા થવાથી તે હિરાત સુધી ગયો. (ઇ. સ. ૧૫૦૫) (આ વખતે તેને દારૂ પીવાની ટેવ પડી હતી) આ સમયે હિરાતમાં ઘણા જ્ઞાનવૃદ્ધ પુરૂષો રહેતા હતા ત્યા તેનો એક પિતરાઇ ભાઇ રાજ્ય કરતો હતો. તેની સાથે તે વીસ દિવસ સુધી ઘણાજ આરામમાં રહ્યો પછી તે કાબુલ આવ્યો, ત્યાર બાદ તેને ખબર મળી કે શયબાનીખાન મુગલે હિરાત પ્રાન્ત કબજે કર્યો છે. એટલે કે તૈમૂરના વંશજો પૈકી હવે બાબર સિવાય કોઇ પણ રહ્યો નહિ. બધાની પાસેથી ઉઝબેગ મુગલોએ રાજ્ય લઇ લીધું હતું બાબરને હવે એમ બીક લાગી કે એનું રાજ્ય પણ મુગલ લોકો લઇ લેશે તેથી તેણે રાજ્યનો ઘણોજ સારો બંદોબસ્ત કર્યો પછી તેણે એકદમ સમરકંદ ઉપર સવારી કરી. (ઇ. સ ૧૫૧૦) આ વખતે શયબાનીખાન ઇરાનના શાહ સાથેની લડાઇમાં મરણ પામ્યો હતો એટલે ઉઝબેગ લશ્કર બાબરની સાંમે થયું. પણ ઇરાનના શાહની મદદથી તેને પૂરેપૂરૂં હરાવી બાબરે સમરકંદ કબજે કર્યું. (ઇ. સ. ૧૫૧૧) પછી તેણે પોતે આખા મધ્ય એશિયાનું સુલતાન પદ સ્વીકાર્યું છે એમ જાહેર કર્યું અને કાબુલનું રાજ્ય પોતાના ભાઇ નાસિરખાનને અર્પણ કરી સમરકંદમાં રહેવાનો નિશ્ચય કર્યો. તેણે ઇરાનના શાહને પ્રસન્ન કરવા સારૂ શીઆ પંથ સ્વીકાર્યો તેથી સુન્ની લોકો તેની સામે થયા. આ પ્રસંગનો લાભ લઇ ઉઝબેગ લોકોએ બળવો કરી બાબરને હરાવ્યો. એટલે બાબરને ફરીથી અરણ્ય વાસ સેવવો પડયો આખરે તે ઇ. સ.

૧૫૧૪ મા કાબુલ ગયો અને પોતાનુ રાજ્ય પાછુ લીધુ ઉઝબેગ લોકોએ હવે સમરકંદનુ રાજ્ય લઇ લીધુ અને બાબર ત્યાર પછી કાબુલની પશ્ચિમમા ગયો નહિ હવે તેણે પોતાની નજર પૂર્વ તરફ ફેરવી કાબુલમા રહ્યા પછીથી તેણે હિન્દની સમૃદ્ધિ સંબંધી ઘણુ સાભળ્યુ હતુ તેથી આકર્ષાઇને તેણે હમેશને માટે હિન્દુસ્તાનમા રાજ્ય ચલાવવાનો નિશ્ચય કર્યો

આ વખતે હિંદુસ્તાનમા દિલ્હીનુ રાજ્ય ઘણીજ નબળી સ્થિતિમા હતુ. ઇબ્રાહીમ લોદીના અમલમા બહુ અંધેર ચાલતુ હતુ, તેથી પંજાબના હાકેમોએ બાબરને નિમંત્રણ કર્યું, એટલે તેણે ઇબ્રાહીમને કહાવ્યુ કે ' પંજાબ પ્રાન્ત તૈમૂર લંગના વંશજોની માલકીનો છે માટે તેમને પાછો આપો નહિ તો લડાઇને માટે તૈયારી કરો ” આના પર ઇબ્રાહીમ લોદીએ ધ્યાન આપ્યુ નહિ એટલે બાબર હિન્દમા આવ્યો ( ઇ સ ૧૫૧૯મા) આ વખતે તેને ઘણીજ લૂટ મળી, તે લઇ તે પાછો ગયો તેજ વર્ષમા તેણે ફરી સવારી કરી, પરંતુ તે દરમ્યાન કાશ્ગરના રાજાએ અફઘાનિસ્તાનની સરહદ ઉપર સવારી કર્યાની ખબર મળવાથી તે એમ ને એમ પાછો ગયો ઇ સ ૧૫૨૦ મા તે સિંયાલકોટ સુધી આવ્યો પરંતુ આ વખતે પણ તેને એકદમ કાબુલ પાછુ જવુ પડ્યુ છેવટે તે ઇ સ ૧૫૨૪મા હિન્દમા આવ્યો અને પાણીપતની લડાઇ જીત્યો ( ઇ સ ૧૫૨૬ )

પાણીપતની લડાઈ પછીથી બાબરે દિલ્હી અને તેના પુત્ર હુમાયુને આગ્રા શહેર કબજે કર્યા પછી બાબરે પાદશાહનો ખિતાબ ધારણ કર્યો અને પોતાના નામના ખોતબા પઢાવ્યા ત્યારબાદ દિલ્હી શહેરનો ખજાનો ઉઘાડી તેમાથી અપાર દ્રવ્ય લીધુ તે તેણે ઘણા ઉદાર દિલથી પોતાના લશ્કરમા વહેચી આપ્યુ બાબરે દરેક સન્દારને ૩૦ થી ૫૦ હજાર રૂપિયા આપ્યા અને સિપાઇઓને પણ ઘણુ ધન આપ્યુ એટલુજ નહિ પણ પાણીપતના ભારે વિજયના સ્મરણાર્થે કાબુલમા રહેતા દરેક માણસને તેણે કાંઇને કાંઇ બક્ષિસ મોકલી હુમાયુનને ત્રણ લાખ રૂપિયા રોકડા અને ઘણુજ કિંમતિ જવાહિર આપ્યુ.

હિન્દુસ્તાનમા એપ્રિલ માસનો તાપ ઘણો સખ્ત પડવાથી બાબરના સરદારોએ બાબરને પાછા જવા વિનંતિ કરી પરંતુ હિન્દમા કાયમને માટે રાજ્ય સ્થાપવાનો નિશ્ચય કરીનેજ બાબરે કાબુલ છોડયુ હતુ એટલે તેણે જવાબ દીધો કે “ જેને જવુ હોય તે ભલે જાય, હું તો મારે હિન્દુસ્તાનમાજ રહીશ ” આમ છતા પણ સરદારોએ પોતાનો કદાગ્રહ છોડયો નહિ એટલે તેણે તેમની સભા બોલાવી તેમા જુસ્સાદાર ભાષણ કર્યું કે, “ આપણે હમણાજ ભારે સેનાને હરાવી હિન્દુસ્તાન જીતી લીધુ છે, તેની અપાર સંપત્તિનો ઉપભોગ કરવાનુ છોડી દઇ બીકણ સિપાહીની પેઠે ઘેર પાછા ફરવુ તે શુ તમારા જેવા શૂરા યોદ્ધાઓને છાજે છે ? હું તો અહીજ રહેવાનો છુ અને જે શૂરાઓને મારી સાથે રહેવુ હોય તેમણે હવે પાછા જવાની વાત કરવી નહિ બાકી બીકણ લોકોને જવુ હોય તો ભલે જાય ” આ ભાષણથી લશ્કરમા શૂરાતન આવ્યુ અને સરદાર લોકોએ રહેવાનું કબુલ કર્યું આનુ પરિણામ એ થયુ કે હિન્દુસ્તાનના બીજા રાજાઓ, સુબાઓ વગેરેની જે એમ માન્યતા હતી કે બાબર તૈમૂરની પેઠે લૂટ લઇને પાછો જતો રહેશે તે હવે દૂર થઇ, અને તેથી જે થોડા લોકો બાબરને નમવાની આનાકાની કરતા

હતા, તે તેને શરણે ગયા. બીજી તરફથી અફઘાનો તથા રજપૂતોએ ભારે યુદ્ધ કરી બાબરને કાઢી મૂકવાની તૈયારી કરી.

અફઘાન અથવા પઠાણ લોકો ચુસ્ત મુસલમાન હતા તેથી તેઓ હિન્દુ પ્રજા તથા હિન્દુ ધર્મ તરફ ઘણોજ તિરસ્કાર ધરાવતા હતા. વળી તેઓ સુન્ની પંથના હોવાથી શીઆ પંથના મુસલમાનો પર ઘણોજ દ્વેષ રાખતા હતા. તેમનામાં ધર્મનું ઝનુન ઘણુંજ હતું. એથી ઉલટું મોગલ લોકો તો તે વખતે પણ સુર્ય, અગ્નિ, પાણી વગેરેની પૂજા કરતા હતા. તેઓ નામનાજ મુસલમાન હતા, અને વખત આવે તે પ્રમાણે શીઆ અથવા સુન્ની પંથ સ્વીકારતા હતા. તેઓ હિન્દુ લોકો તરફ તિરસ્કારની નજરે જોતા ન હતા, પણ ધર્માભિમાની અફઘાનોનો તેમને વખત ધિક્કાર હતો. આ કારણથી અફઘાન લોકોએ મોગલ લોકોની સાથે યુદ્ધ આરંભ્યુ. એ યુદ્ધ જુદી જુદી સ્થિતિમાં ઘણા વર્ષ સુધી જારી રહ્યું, અને તે છેવટે મોગલવંશની પડતીના કારણ રૂપ પણ થઇ પડ્યું.

પ્રથમ હિન્દના મુસલમાન લોકોએ દર્યાખાન લોહાનીના હાથ નીચે જુવાનપુરમાં નવું અફઘાન રાજ્ય સ્થાપવાની તૈયારી કરી પણ આ હકીકતની જાણ થતાંજ બાબરે એકદમ જુવાનપુર ઉપર કુચ કરી લોહાનીને હરાવ્યો. પછી તેણે કાશી તથા પટના જીતી લીધાં, અને તેજ વખતે હુમાયુને અયોધ્યા પ્રાન્ત જીતી નદીઆરત રાખ્યો. એક વખત ઇબ્રાહીમ લોદીની માએ બાબરના ખોરાકમાં ઝેર ભેળવ્યું, અને બાબરે તે ખોરાક થોડો ઘણો ખાધો પણ ખરો, પરંતુ તરતજ ખબર પડવાથી તેનો જીવ બચ્યો. પછી તેણે બીજા પ્રાન્ત જીતવાની તૈયારી કરી, પણ એટલામા તેને રજપૂત લોકો સાથે લડવું પડયું.

આ વખતે મેવાડમાં રાણો સંગરામસિંહ ઉર્ફે સંગ રાજ્ય કરતો હતો જ્યારે તેને એમ જણાયું કે બાબર હંમેશને માટે હિન્દુસ્તાનમાં રહેવાનો છે, ત્યારે તેને હાંકી કાઢવા માટે સંગરાણાએ તૈયારીઓ કરવા માડી. તેણે રજપૂતાનાના સર્વ રાજાઓને પોતાની મદદે બોલાવ્યા, એટલુંજ નહિ પણ રાજસ્થાનની આજુબાજુના પ્રદેશના પણ સર્વ નાના મોટા રજપૂત રાજાઓને પણ નિમંત્રણ કર્યું. આ પ્રમાણે હિન્દુસ્તાનના સર્વ રજપૂત રાજાઓએ એકત્ર થઇ મોગલોને કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો. રજપૂતોનો સ્વતંત્ર થવાનો આ ઘણોજ જબરો પ્રયાસ હતો આ વીર સેનાનો નાયક સંગરાણો બરાબર ગોગ્યજ હતો. તેણે પણ બાબરની પેઠે નાનપણથીજ લડાઇઓ લડવાનું શરૂ કર્યું હતું. બાબર જાતે સંગરાણા વિષે એમ લખે છે કે "તેની કીર્તિ એટલી બધી પ્રસરી છે કે તેનું કારણ તેનું સ્વપરાક્રમજ છે." સંગરાણાએ સર્વ રજપૂત રાજાઓની સભા ભરી, તેમને તે સમયના સંજોગોની સ્થિતિ સમજાવી અને કહ્યું "સ્વતંત્ર રજપૂત રાજ્ય સ્થાપવાની આ ઘણી સુંદર તક છે. માટે આ પ્રસંગે ક્ષત્રિયના ઉતમ ધર્મને વળગી રહી ખરી બહાદુરીથી લડવું જોઇએ. જેથી કરી હિન્દુ રાજ્યની ધજા ચોમેર ફરકે." આના ઉત્તરમાં સર્વ રાજાઓએ જયજયકારનો અવાજ કર્યો. તેમણે પછી પોતાના લશ્કર એકઠા કર્યાં. ત્યારબાદ ઇબ્રાહીમ લોદીનો ભાઇ મહમૂદ લોદી પણ પોતાનું અફઘાન લશ્કર લઇ સંગરાણાને આવી મળ્યો. આ પ્રમાણે સંગરાણાના હાથ નીચે બે લાખ માણસોનું જબરૂં લશ્કર એકઠું થયું. પછી આ લશ્કરે દિલ્હી તરફ કુચ કરી. બાબર પહેલાં તો ગભરાયો, પણ છેવટે પોતાનું લશ્કર

લઇ તે સંગરાણાની સામો આવ્યો. તેણે પ્રથમ ૧૫૦૦ માણસોની ટુકડી આગળ મોકલી તેનો રજપૂત લોકોએ થોડાજ વખતમાં ઘાણ વાળી નાખ્યો. પછી બાબરે આગ્રાથી ૧૦ ગાઉ ઉપર આવેલા સીક્રી ગામ નજીક પોતાની છાવણી રાખી અને લશ્કરની ગોઠવણ કરવા માંડી. પાણીપતની લડાઇ પેઠે આગળ તોપો ગોઠવી, અને પાછળ ઘોડેસ્વારો રાખ્યા. પછી તે રજપૂત લશ્કરના આવવાની વાટ જોઇ બેઠો. ત્યારબાદ તેણે એકાદ બે ટુકડીઓ રજપૂત સામી મોકલી. તે પણ કપાઇ ગઇ. આ વખતે તેની સાથે કાબુલનો એક જોશી હતો તેણે ભવિષ્ય ભાખ્યું કે " આ લડાઈમાં તારી હાર થશે. " આથી બાબર સહેજ નાહિંમત થયો. પછી તેણે પરમેશ્વરની પ્રાર્થના કરી દારૂ પીવાના સખત સોગન ખાધા. દારૂના વાસણો સર્વે ફોડી નંખાવ્યાં, તથા મુસલમાન લોકો પાસેથી કર લેવાનો માફ કર્યો. ત્યારબાદ તેણે પોતાના સિપાઈઓ આગળ જુસ્સાદાર ભાષણ કર્યું કે "આજ સુધી તમે સર્વત્ર જીત મેળવી છે તો આ વખતે પણ તમે જીતવાનો પરિશ્રમ કરો. કાફર લોકોની પાસેથી નાશી જશો તો પણ તેઓ તમને છોડવાના નથી તો આબરૂ ખોઇ મરવા કરતાં લડતાં મરવું એ વધારે સારૂં છે. માટે મારવું કે મરવું એવો દૃઢ નિશ્ચય કરો અને અપયશ લઇ એક પણ પાછું પગલું ન ભરવાની પ્રતિજ્ઞા લો એટલે પરમેશ્વર તમને સહાય કર્યા વગર રહેશે નહિ " પછી સર્વ સિપાઇઓએ આ પ્રમાણે સોગન ખાધા. આથી તેમના અંતઃકરણમાં અલૌકિક શરાતન ઉત્પન્ન થયું રજપૂત લશ્કરે મોગલ લશ્કરના હલ્લાની વાટ જોઇ તે દરમ્યાન બાબરને પોતાના લશ્કરની વ્યવસ્થા કરવાની સારી તક મળી. તા. ૧૬ મી માર્ચ ૧૫૨૭ મીને રોજ સવારમાં મોગલોએ હલ્લો કર્યો એટલે યુદ્ધ શરૂ થયું. ત્રણ ચાર કલાક સુધી યુદ્ધ ઘણુંજ જોરમા ચાલ્યું, એટલામાં રજપૂત લશ્કરના મોખરે ઉભેલો રાયસેનનો તુંવાર રાજા શિલાદિત્ય શત્રુના પક્ષમા જઈ ભળ્યો એટલે રજપૂત લશ્કરમાં ભંગાણુ પડયું. વળી તોપના મારા આગળ રજપૂત લશ્કરનું કાંઇ પણ ચાલ્યું નહિ. પછી બાબરે પોતાના લશ્કરને ફેરવીને રજપૂત લશ્કરને ઘેરી લીધું. સાંજ સુધી ભારે કતલ ચાલી. રજપૂત લશ્કર હવે છેક ગભરાઇ ગયું. બહાદુર યોદ્ધાઓ સર્વે મરણ પામ્યા એટલે સંગરાણાને પાછું ફરવું પડયું, આ અપયશને લીધે સંગરાણો અરણ્યમાં જઇ રહ્યો, અને તેણે મોગલ લશ્કરને જીત્યા વિના ચિતોડમાં દાખલ થવું નહિ એવું પણ લીધું. પરંતુ તેનો અમલ થઇ શકયા પહેલાંજ તે જંગલમાં મરણ પામ્યો. (ઇ૦ સ૦ ૧૫૩૦) મોગલ લોકોએ તેમના હાથમા જે જે રજપુતો આવ્યા તે સર્વની કતલ કરી તેમના માથાનો ઢગલો કર્યો- અને બાબરે હવે "ગાઝી" એટલે "કાફર લોકોને હરાવનાર" એવો ખિતાબ ધારણ કર્યો. લશ્કરની ઉત્તમ વ્યવસ્થા તથા તેના શરાતનને લીધેજ બાબરને આ લડાઇમાં જીત મળી. બાકી બીજી સર્વે બાબતમાં રજપુત લશ્કર ચઢીઆતું હતું. રજપુતોની હારનું બીજું કારણ એ હતું કે તેઓ હુમલાની વાટ જોઇ બેસી રહ્યા. જો તેમણે એકદમ હલ્લો કર્યો હોત તો મોગલ લશ્કર ગભરાઇને નાશી જાત. સીક્રીનું નામ હવે ફતેપુર પડયું અને ત્યાં બાબરે જયસ્તંભ બંધાવ્યો. હવે સ્વતંત્ર રજપુત રાજ્ય સ્થપાવાની જરાપણ આશા રહી નહિ.

સીક્રીની લડાઇ પછી બાબરે રાજ્યનો બંદોબસ્ત કરવામાં કેટલોક વખત ગાળ્યો. પ્રથમ તેણે પોતાના લશ્કરમાંથી જે લોકોને ખાસ પોતાને ઘેર જવાની ઇચ્છા તથા

જરૂર હતી, તેમની એક ટોળી કરી તેનો ઉપરી હુમાયુનને બનાવ્યો અને તેને બદકશાનનો સુબો નીમી એ ટોળી લઇ જઇ ત્યાં રહેવાનું કહ્યું. પછી બાબરે માળવા અને બુંદેલખંડની સરહદ પર આવેલા ચંદેરી કિલ્લાને ઘેરો ઘાલ્યો. રજપુતો અહીં પણ બહુ બહાદુરીથી લડયા, પણ અંતે તે હાર્યા. આ પ્રમાણે રજપૂત લોકોનો ઘણો ખરો મુલક બાબરના હાથમા આવ્યો.

રજપૂતોની હાર થયા પછી મહમૂદ લોદીએ પૂર્વ તરફના અફગાનોને એકત્ર કરી બાબરને હાંકી કાઢવાની તૈયારી કરી. તેણે પ્રથમ બિહાર પ્રાન્ત કબજે કર્યા પછી જુવાનપુર સર કર્યું અને લશ્કર લઇ કાશી સુધી આવી પહોંચ્યો. આ બાબત બાબરને ધોળપૂર આગળ ખબર મળી એટલે તરતજ આગ્રા જઇ લશ્કર લઇ તે અફઘાન લશ્કરની સામો ગયો. ગંગા નદીને જમણે કાંઠે કાંઠે બાબર જાતે પોતાની ટુકડી લઇ આગળ ચાલ્યો અને ડાબે કાંઠે કાંઠે તેનો પુત્ર મીરઝા અસ્કરી ચાલ્યો. આ પ્રમાણે બન્ને ટુકડીઓ બક્સર નજીક આવી પહોંચી એટલે અફઘાન લશ્કર કાશીથી પૂર્વમાં નાશી ગયું. કેટલાક અફઘાન સરદાર બાબરને શરણે આવ્યા, પણ મહમૂદ લોદી બંગાળા જઇ ત્યાંના સુલતાન નશરતશાહને મળ્યો. આ બને જણે પછી મોટી ફોજ એકઠી કરી અને પશ્ચિમ તરફ કુચ કરવા માંડી એટલે બાબર બંગાળા ગયો. બને લશ્કર વચ્ચે ગંગા નદીના, ગોગ્રા નદી સાથેના સંગમ આગળ લડાઇ થઇ. ત્યાં બાબરના તોપખાનાએ અફઘાન લશ્કરનો ઘાણ વાળી નાખ્યો. (ઇ. સ. ૧૫૨૯) પછી નશરતશાહ બાબરને શરણે આવ્યો, અને તેની સાથે બાબરે સંધી કરી. આમાં બાબરને બિહાર પ્રાન્ત મળ્યો.

હિન્દુસ્તાનની ગરમ આબોહવાને લીધે તેમજ સતત લડાઇના પ્રસંગો જારી રહેવાથી ધીમે ધીમે બાબરની તબીયત નરમ થતી જતી હતી. એટલામા હુમાયુનને સમરકંદનું રાજ્ય જીતવાની બીલકુલ આશા રહી નહિ. એટલે તે બદકશાનથી હિન્દુસ્તાન પાછો આવ્યો. બાબર એ દીકરાને ઘણોજ ચાહતો હતો. એટલે તેને જોઇ તે ઘણોજ ખુશી થઇ ગયો થોડા વખત પછી હુમાયુન રોહીલખંડમાંના સંભલ શહેરમાં ઘણોજ માંદો પડયો, એટલે તેને આગ્રા આણ્યો. દિવસે દિવસે હુમાયુનનો મંદવાડ ઘણોજ વધ્યો. અને હકીમોએ તેના જીવવાની આશા છોડી દીધી, પોતાના વહાલા પુત્રનો મંદવાડ કેવી રીતે દૂર થાય એ બાબત બાબરે પોતાના દરબારના પવિત્ર માણુસોની સલાહ પુછી, તેમણે કહ્યું કે "તમને આગ્રામાંથી હુમાયુન મારફત જે ઘણોજ કિમતી હીરો મળ્યો છે તેને વેચી નાખી સર્વ પૈસા ધર્મ ક્રિયામા ખર્ચી નાખો, અને પરમેશ્વરની એક નિષ્ઠાથી હુમાયુનની જીંદગી બચાવવા સારૂ પ્રાર્થના કરો." બાબરે હવે જવાબ દીધો કે "એ કિમતી હીરા કરતા પણ મને તો મારી જીંદગી વધારે કિમતી છે, માટે તે જ હું અર્પણ કરીશ." એમ કહી તેણે હુમાયુનના પલંગની ત્રણ ચાર પ્રદક્ષિણા કરી, અને પરમેશ્વરની ખરા અંતઃકરણથી પ્રાર્થના કરી કે "હે ઇશ્વર, મારા આ વહાલા દીકરા હુમાયુનની જીંદગી બચાવ, અને તેને બદલે મારી જીંદગી લઇ લે." આ પ્રાર્થનાને અંતે થોડા વખત પછી તે બોલી ઉઠયો કે "લઇ લીધો ! લઇ લીધો ! મેં મારા દીકરાનો મંદવાડ લઈ લીધો !." પછી વહેમથી અથવા તો આધીનથી બાબરની તબીયત હવે

વધારે બગડવા માંડી, અને હુમાયુન સાજો થવા માંડયો. ત્યારબાદ થોડાજ દિવસ પછી બાબર પોતાની લગભગ ૪૮ વર્ષની ઉમરે મરણ પામ્યો. (ઇ. સ. ૧૫૩૦ ડીસેમ્બર તા.૨૬મી) તેને ફૂલનો ઘણોજ શોખ હતો અને તેણે પોતે કાબુલમાં ટેકરીની નીચેની સુંદર વાડીમાં દટાવાની ઇચ્છા બતાવી હતી. તે પ્રમાણે તેના શબને કાબુલ લઇ જઇ ઘણા ઠાઠથી દફન કરવામાં આવ્યું. હુમાયુનના સમયમાં ઇ. સ. ૧૫૪૦ માં તેની કબર ઉપર ધોળા આરસપહાણથી ઘણોજ સુંદર રોજો બાંધવામા આવ્યો. ત્યાં આગળ હજીસુધી પણ તહેવારના દિવસોમાં ભારે મેળો ભરવામાં આવે છે.

બાબરની બધી જીંદગી વિપત્તિમાં ગઇ, પણ તેણે કોઇ પણ દિવસ, હિંમત હારી નથી. એટલે કે તે ઘણો સહનશીલ હતો. તેને મુસાફરી કરવાની ઘણી ટેવ હતી એક વખત તે એજ દિવસમાં ઘોડા ઉપર બેસીને કાલ્પીથી આગ્રા સુધી ૧૬૦ માઇલ ગયો હતો. તે ૧૧ વરસનો થયો ત્યારથી તેણે કોઇ પણ એકજ ઠેકાણે બે રમજાન મહિના ગાળ્યા ન હતા. એટલે કે તેનો વખત મુસાફરીમાંજ જતો હતો સમરકંદથી બંગાળા સુધીમાં રસ્તામાં જે જે નદીઓ આવતી તે સર્વ બાબર તરી જતો લડવાની કળામાં તે એક્કો હતો. લશ્કરની વ્યવસ્થા કરવાનું તેને ઘણુંજ સારૂં આવડતું હતું, અને તેને લીધેજ તે પોતાના નાના લશ્કરની મદદથી મોટી મોટી લડાઇઓ જીત્યો હતો. તેના તોપખાનાનો સરદાર અલી-કુલી હતો. તે એકજ મારામાં શત્રુના જબરા લશ્કરને ગભરાવી નાખતો હતો. બાબર પોતાના સિપાઇઓની પોતાના કરતાં પણ વધારે સારી સંભાળ રાખતો હતો. એક વખત તે લશ્કર લઇ ભર શિયાળામાં કાબુલ ભણી જતો હતો. રસ્તામાં બરફનો વરસાદ થયો તે વખતે લશ્કરની સાથે બબર પણ નાની શેત્રંજી બિછાવીને તેના પર ઉઘાડામાં બેઠો, તેના સિપાઇઓએ તેને વિનતિ કરી કે "તમે પાસેની ધર્મશાળામાં જાઓ" પણ બાબરે તેમ કર્યું નહિ અને સામાન્ય સિપાઇની માફક લશ્કરની જોડે ટાઢ વેઠી. આવી ઉમદા વર્તણુકને લીધે સિપાઇઓ તેને પિતા સમાન પૂજતા હતા, અને કદિ પણ તેની સામા થતા નહિ. વળી બાબર લશ્કર પર ઘણોજ જબરો દાબ પણ રાખતો હતો. એક પ્રસંગ પર લશ્કરે તેની પરવાનગી વગર લુંટ કરી. બાબર એટલો તો ગુસ્સે થઇ ગયો કે તેણે એકદમ તે લુટ પાછી આપી દેવાનો હુકમ કર્યો! અને લશ્કરે આ હુકમનો એવો સારો અમલ કર્યો કે બીજે દિવસે તે લૂંટની કોઇ પણ ચીજ તેમની પાસે રહી નહિ. બાબરને પોતાના બાપદાદાના ઘાતકીપણાનો વારસો મળ્યો હતો. એટલે કે વખતે વખતે તે ઘણો ક્રૂર થઇ જતો. પરંતુ તેનો સાધારણ સ્વભાવ માયાળુ હતો. તે પોતાની મા તથા દાદી તરફ ઘણોજ પૂજ્યભાવ રાખતો હતો. આ બે ઉમદા સ્ત્રી રત્નોની કેળવણીને લીધેજ બાબર આગળ જતાં ઘણો સારો પાદશાહ નિવડયો. બન્ને બાઇઓ શાણી અને અક્કલવાળી હોવાથી તેઓ હમેશાં બાબરને યોગ્ય ઉપદેશ આપતી હતી. પોતાની સ્ત્રીઓ તથા સંતાનો તરફ પણ બાબર ઘણોજ પ્રેમભાવ દર્શાવતો હતો. હુમાયુનની મા મરીયમ બેગમ બાબરની માનિતી બેગમ હતી. હુમાયુનને બાબરે ઘણો લાડ લડાવી ખરાબ કર્યો હતો. તેથી આગળ ઉપર હુમાયુન ઘણો દુઃખી થયો. બાબરના સોબતી પણ ઘણા માયાળુ હતા, અને તેને સદાચરણનો બોધ આપતા હતા.

બાબરને કવિતા રચવાનો ઘણો શોખ હતો. તેણે દરરોજ બાવન ટુક રચવાનો નિયમ રાખ્યો હતો. તે પ્રથમ સમરકંદમાં કવિતા રચવાનું શિખ્યો હતો. આગળ ઉપર અભ્યાસને લીધે તે ઘણો હુશિયાર કવિ ગણાવા લાગ્યો. બાબરે એક નવી લિપિ ખોળી કાઢી. તેણે પોતાનું આત્મ ચરિત્ર લખ્યું છે, તેમાં તેણે પોતાના વખતનું સાચે સાચું વર્ણન કર્યું છે. તેની શૈલિ ઘણી રસિલી છે, લખાણ ઘણું સાદું છે. તે એક ડાયરી એટલે રોજનામાના રૂપમાં છે. તેમાં ઇ. સ ૧૪૯૪ થી હકીકત શરૂ થાય છે અને ઇ. સ. ૧૫૦૮ સુધીની હકીકત આવે છે. પછી ઈ. સ. ૧૫૧૯ થી શરૂ થઇ તેના મરણ સુધીની હકીકત આવે છે. આ ચરિત્રને લીધેજ બાબરનું નામ અમર રહ્યું છે. બાબરને સૃષ્ટિ સૌંદર્યની નિરીક્ષા કરવાનો ઘણોજ શોખ હતો. તેણે કાબુલમાં નવીન તરેહનાં ફળ તથા ફૂલનાં ઝાડ વાવ્યાં હતાં. એણે એક સુંદર બગીચો પણ બનાવ્યો હતો. તેના ચરિત્રનું અંગ્રેજીમાં ભાષાન્તર કરનાર સર વિલિયમ અર્સ્કિન લખે છે કે "એશિઆના રાજકર્તાઓ પૈકી બાબર ઘણીજ વિલક્ષણ શક્તિવાળો પુરૂષ હતો. ને ચલાક, માયાળુ અને સાદો હતો. આ ગુણો તેની અપાર સમૃદ્ધિમાં પણ કાયમ રહ્યા હતા. મનની ચાલાકી, સુખ તેમજ દુઃખમાં આનંદ અને શાન્તિ રાખવી તથા વિદ્યા પર પ્રેમ : એ ત્રણ ગુણો જેટલા બાબર પાદશાહમાં હતા એટલા બીજા કોઇમાં ન હતા." બાબર મરણ પામ્યો ત્યારે તેના રાજ્યનો વિસ્તાર પશ્ચિમે અમુદરિયા નદીથી તે પૂર્વમાં આસામ સુધી અને ઉત્તરે સિઆલકોટથી તે દક્ષિણમાં રણથંભોર સુધી હતો. પ્રજાના સુખ ઉપર લક્ષ રાખનાર રાજાઓ તરીકે મોગલ પાદશાહો વિખ્યાત છે, પરંતુ તે પૈકી બાબર ઉત્તમ હતો. તે પ્રજાપર પિતા જેટલુંજ હેત રાખતો હતો. તેણે ઘણાં તળાવો. નહેરો તથા ધર્મશાળાઓ બંધાવી હતી. કર ઉઘરાવવામાં અન્યાય થાય નહિ એ હેતુથી તેણે જમીનની માપણી કરાવી હતી. વળી તેણે બાગ-બગીચા કરાવ્યા અને દૂરનાં દેશોનાં પ્રખ્યાત ઝાડ ત્યાં મંગાવીને રોપાવ્યાં. બાબરે ટપાલનો પણ બંદોબસ્ત કર્યો. જુલમ તો તેના વખતમાં નિર્મૂળ થઇ ગયો. બાબરના બે નિયમ ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે. એક તો "ગમે તે થાય તો પણ **ધીરજ છોડવી નહિ અને બીજો મરણ પછી કીર્તિને બટ્ટો લાગે એવું આચરણ કોઇપણ દિવસ કરવું નહિ.**" આ બે નિયમો તેણે ઘણી સારી રીતે પાળ્યા હતા. બાબરમાં દોષ પૈકી દારૂ પીવાનો દોષ ઘણોજ જબરો હતો. કોઇ પણ કારણ મળ્યું કે આખો વખત દારૂ પીવો એજ એનો નિયમ હતો. પરંતુ ફતેપુર સિક્રીની લડાઇ પછી, પણ લીધા પ્રમાણે તે દારૂને અડકયોજ નહિ. એવો તે દ્રઢ નિશ્ચયી હતો. બાબર તુર્ક હતો, પણ તેનામાં દયા હતી. અને મુસલમાન હતો પણ તે પરધર્મી લોકો પર જરા પણ જુલમ ગુજારતો નહિ. તે ગરિબોનો બેલી હતો. તે માતા તરફ પૂજ્ય બુદ્ધિથી જોતો હતો અને પુત્ર તરફ પ્રેમ બતાવતો હતો. આ બધા ગુણોને લીધે તે આખા જગતમાં એક દ્રષ્ટાંત રૂપ પાદશાહ થઇ ગયો. વળી તે શરણે આવેલા પુરૂષોને આશ્રય આપતો અને તેમનો વાંકો વાળ પણ થવા દેતો નહિ તેણે હુમાયુનને રાજધર્મ સંબંધી ઘણોજ સુંદર ઉપદેશ આપ્યો હતો.

પુનમચંદ કેશવલાલ શાહ.

# શિશુનાગ વંશ.

મારો અદના પ્રયાસ અત્રે શિશુનાગ[1] અને નંદવંશ[2]ની માત્ર વંશાવળી, કોઇ પણ બનાવનો ઉલ્લેખ કર્યા સિવાય-ગોઠવવા પૂરતોજ છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | વર્ષ |
| (૧) | શિશુનાગ[3] | ઇ. પૂ | ૭૦૫ | થી | ઇ. પૂ. | ૬૬૫ | ૪૦ |
| (૨) | કાકવર્ણ | ,, | ૬૬૫ | ,, | ,, | ૬૩૯ | ૨૬ |
| (૩) | ક્ષેમવર્દ્ધન | ,, | ૬૩૯ | ,, | ,, | ૬૦૩ | ૩૬ |
| (૪) | ક્ષેમ-ઉજસ્ ઉર્ફે ક્ષેમજીત ઉર્ફે પ્રસેનજીત[4] | ,, | ૬૦૩ | ,, | ,, | ૫૮૦ | ૨૪ |

---

૧. તેમાંના પ્રથમ નવ રાજાઓ સુધી—નદિવર્ધ્ધન ગાદીએ આવ્યો ત્યાંસુધી, શિશુનાગ વંશ અથવા મોટો શિશુ નાગવંશ કહેવાય છે. અને તે બાદ રજો નાનો શિશુનાગ વંશ અથવા સંક્ષિપ્તમાં "નાગવંશ" પણ કહેવાય છે. પણ ઇતિહાસમા તે "નંદવંશ" નામે પુરવાર થયેલ છે

૩. પહેલાં ચાર રાજ્યોનો રાજ્યકાળ ૧૨૬ વર્ષ છે. (મત્સ્ય પુરાણ) અર્લીહીસ્ટરી ઓફ ઇન્ડીઆ (વિન્સેંટ કૃત) ચોથી આવૃત્તિ પૃ. ૫૧; જો કે પુરાણની આ સાલો કે મી.-સ્મીથની તારીખો સાથે, મારી તારીખો મળતી આવતી નથી. કારણ કે બુદ્ધ જન્મની સાથે તેઓએ B. C., ની સાલ ગોઠવવાને બધું કામ લીધું છે. અને બુદ્ધ જન્મની તારીખ તેઓએ લેવામાં ભૂલો કરી માત્ર અનુમાનોથીજ કામ લીધુ છે. જ્યારે મેં મહાવીર જન્મ ઇ સ. પૂ. ૫૨૬ કે જે સર્વમાન્ય છે તે આધારે, આ બધી સાલો ગોઠવેલ છે. (જુઓ મારો લેખ, પદચ્યુત મહારાજા અશોક.) છતાં ચારે રાજ્યનો એકત્રિત સમય ૧૨૬ વર્ષનો લીધેલ છે. પાર્જીટર સાહેબે ૧૨૬ વર્ષ ગણ્યો છે. (જુઓ, આ લેખના અંતે ફૂટ નોટ ૪૪)

૪. જૈન પુસ્તકોમાં શ્રેણિકના પિતાનું નામ પ્રસેનજીત લખેલું છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૫) શ્રેણિક ઉર્ફે બિંબિસાર | „ | ૫૮૦[૫]„ | „ | ૫૨૮ | ૫૨ |
| (૬) કુણિક ઉર્ફે અજાતશત્રુ | „ | ૫૨૮[૬]„ | „ | ૪૯૬ | ૩૨ |
| (૭) ઉદાયન ઉર્ફે ઉદાયન ભટ્ટ | „ | ૪૯૬ „ | „ | ૪૮૦ | ૧૬[૭] |
| (૮)(૯) અનુરૂદ્ધ અને મુંદ | „ | ૪૮૦[૯]„ | „ | ૪૭૮ | ૨[૮] |
| (૧૦) નંદીવર્દ્ધન ઉર્ફે નાગસેન[૧૦] ઉર્ફે નાગદશક કેર્ફે નંદપહેલો | „ | ૪૭૮[૧૧]„ | „ | ૪૫૪ | ૨૪ |

આ નંદી વર્ધનનું વધારે પરિચિત નામ તો "નાગદશક" હતું, કારણકે શિશુનાગનું ટુંકું નામ જે નાગવંશ, અને તેમાં તે દશમો પુરૂષ હતો એટલે નાગદશક તરીકે ઓળખાતો. જો કે રાજગાદી ઉપર તેનો સીધો તો હક હતોજ નહીં, પણ એક તો તે રાજ્યનો ભાયાત હતો, તથા ઠેઠ ઉદાયન રાજાના સમયથી મુખ્ય સેનાધિપતિના પદે નિયુક્ત થયો હતો. ઉપરાંત ન્યાયી પરાક્રમી તથા પ્રજાપ્રિય હતો એટલે લોકોએજ તેને ગાદી સોંપી હતી. અને મૂળે જે શિશુનાગ વંશની ગાદી હતી તેનાથી પોતાના વંશની કાંઇક જૂદી ઓળખ પડે તે માટે મૂળ શિશુનાગજ "મોટો શિશુનાગ વંશ" અને પોતાના પરિવારને "નાનો શિશુનાગ વંશ"[૧૨] અથવા સંક્ષિપ્તમાં "નાગવંશ"[૧૩] તરીકે ઓળખાવવા લાગ્યો જો કે

૫. શ્રેણિકનો જન્મ (દીપવંશ III ૫૬–૬૧ અને મહાવંશ II ૨૫ અને આગળ) બુદ્ધ જન્મ પછી પાંચ વર્ષે છે; પોતાની પંદર વરસની ઉંમરે ગાદીએ બેઠો અને ૫૨ વર્ષ રાજ્ય કર્યું. (બુદ્ધ જન્મ ઇ. પૂ. ૬૦૦ છે જે માટે મારો લેખ પદચ્યુત મહારાજા અશોકનો પૃ. ૪ જુઓ.)

૬. ભગવાન બુદ્ધનું મરણ ઇ. પૂ. ૫૨૦ છે. અજાત શત્રુના રાજ્યે આઠમા વરસે. (ઇન્ડીયન ઍન્ટીક્વેરી ૧૯૧૪. પૃ. ૩૧૨ તથા કેમ્બ્રીજ હીસ્ટરી ઑફ ઇન્ડીઆ પુ. ૧. પૃ ૧૫૭)

૭. ઉદાયન ભટ્ટે ૧૬ વર્ષ રાજ્ય કર્યું છે. અનુરૂદ્ધ અને મુંદે ૮ વર્ષ, નાગ દશકે ૨૪, નાગદશક શિશુનાગ પછી તેના પુત્ર કાળાશોકે ૨૮ વર્ષ (મહાવંશ IV ૧૧ ઇન્ડી–એન્ટી. ૧૯૧૪ પૃ ૧૬૮).

૮. પુરાણમાં બે વરસ બતાવ્યાં છે જો કે નં. ૭ ફૂટનોટમાં ૮ વર્ષ લખ્યાં છે.

૯ પુરાણમા "બૃહસ્થ" અને "બૃહસ્પતિ" નામ આપેલ છે. પછી તે કૃત્રિમ નામો હોય કે અનુરૂદ્ધ અને મુંદના બીજાં નામો પણ હોય.

૧૦. અજાતશત્રુથી નંદીવર્દ્ધન સુધીના પાંચ રાજાઓએ, પોતાના પિતા અથવા પૂરોગામીને, મારી નાંખીને, ગાદી લીધી છે. છપ્પન વરસની અંદર (કે હી. ઑફ. ઇં. પુ. ૧લુ પૃ. ૨૧૨) પણ તે ૫૦ વર્ષ જોઇએ, કેમકે (૬ નું રાજ્ય) ૨ + (૭ નું) ૧૬ નું (આઠ નવનું) ૨ = ૫૦ વર્ષ; નં. ૭ ની ફૂટનોટ પ્રમાણે ૮ વરસ લેવાય તો ૫૬ નો સરવાળો મળી રહેશે ખરો.

૧૧. નંદ પહેલાનુ ગાદીએ બેસવું અને મૌર્ય ચંદ્રગુપ્તનું ગાદીએ બેસવું (મૌર્ય વંશની સ્થાપના) તે બેની વચ્ચે બરાબર સો વરસનું અંતર છે. (જુઓ મારો લેખ પદચ્યુત મહા. અશોક પૃ. ૬ ટીપણ નં. ૩૦–૩૧)

૧૨–૧૩ ઉપરની ટીકા નં. ૧ તથા ૨ જુઓ.

ઇતિહાસમાં તો તેમનો વંશ "નંદવંશ" ના નામથીજ ઓળખીતો થયો છે. કારણકે તેનું ખરૂં નામ જે નંદીવર્ધન હતું તેજ ટુંકાવી "નંદ" કહેવામાં આવતું. એટલે તેજ "નંદ પહેલો" તે નામથીજ ઓળખાયો, અને તેની પછી ગાદીએ આવનારા તેના વારસો નંદ બીજો, નદ ત્રીજો એમ ઠેઠ નંદ નવમા સુધી અનુક્રમવાર ઓળખાયા છે. અને છેલ્લા નંદ (નવમા નંદ પાસેથી) મગધ દેશની રાજ્યગાદી મૌર્યવંશમાં ગઇ, અને નંદવંશનો અંત આવ્યો. નંદીવર્ધન ગાદીએ બેઠો ત્યારથી પોતાના નામનો તેણે "નંદ સવંત"[૧૪] ચલાવ્યો છે નંદીવર્ધનનું રાજ્ય ૨૪ વરસ[૧૫] ચાલ્યું છે. તેની પછી તેનો પુત્ર કાળાશોક ઉર્ફે મહાપદ્મ ઉર્ફે અશોક પહેલો આવ્યો. તેણે ૨૮ વર્ષ રાજ્ય કર્યું. તેણે "નંદ બીજો' એવું નામ ધારણ કર્યું હતું.

| | | | |
|---|---|---|---|
| (૧૧) કાળાશોક[૧૬] ઉર્ફે મહાપદ્મ[૧૭] | ઇ. પૂ. થી | ઇ. પૂ | વર્ષ |
| અથવા અશોક પહેલો ઉર્ફે નદ બીજો | ૪૫૪ | ૪૨૬ | ૨૮ |

તે પણ બહુ ન્યાયી અને પ્રતાપી રાજા હતો. તેના રાજ્ય અમલે ૧૦ વર્ષ અને ૧૫ દિવસ ગયા બાદ (એટલે અગીઆરમા વરસે) બૌદ્ધ ધર્મની બીજી સભા (Second Buddha Council) બુદ્ધ ભગવાનના નિર્વાણ (જ્ઞાન પ્રાપ્તિ બાદ attainment of supreme knowledge) ૧૦૦ વર્ષે વૈશાલીનગરે[૧૮] ભરાઈ હતી. તેણે શુદ્ર કન્યા[૧૯] સાથે પાણિ ગ્રહણ કર્યું હતું, અને તે લગ્ન, તે સમયના હિંદુ સમાજના કાયદા વિરૂદ્ધ હોવાથી તેમજ જૈન ધર્મ તરફના દ્વેષને લીધે[૨૦] બ્રાહ્મણોએ પુરાણમાં તેને

૧૪. જુઓ હાથી ગુફાનો શિલા લેખ (જરનલ ઑફ બિહાર ઓરીસા રીસર્ચ સોસાઇટી પુ. ૩ અને પુ ૪)

૧૫. કેટલાક તેનું રાજ્ય ૧૦ વરસનું અને કેટલાક ૪૦ વરસનું કહે છે. ચાળીસ વરસમાં પોતાનાં ૨૪+ઉદયનનાં ૧૬ એમ બંન્ને મળીને ગણી શકાય. કારણ કે તેમાં તે સર્વોપરિ સત્તા ભોગવતો હતો અથવા અનુરૂધ્ધ અને મુંદનાં બે વર્ષ તથા ઉદાયનના અમલમા, પહેલાં બે વર્ષ વિત્યાબાદ તે અધિકાર પદે આવ્યો હોય એમ ગણાય તો તેનાં ૧૪ વધારે. આ પાછલા અનુમાનને ટેકો આપવો યોગ્ય લાગે છે.

૧૬. ઉપરની ફુટનોટ નં. ૭ જુઓ.

૧૭ કે હી હીન્ડી પુ. ૧ લું પૃ. ૩૧૨ જુઓ (જેમાં પુરાણ પ્રમાણે કોઠો ઉતાર્યો છે વધારે વિગત માટે આ લેખના અંત ભાગે ફુટનોટ નં. ૩૭ જુઓ)

૧૮. દીપવંશ IV ૪૪ તથા V ૨૫ જુઓ.

૧૯. પ્રો. જે. એમ. કાર્પેન્ટીઅર લખે છે કે, અશોક પહેલો ઉર્ફે નદ બીજાએ શુદ્ર કન્યા સાથે પાણિગ્રહણ કર્યું હતું.

૨૦. વાસ્તવિક રીતે, કાળાશોક તો ન્યાયીજ હતો અને તેથી તે "અશોક ન્યાયી" કહેવાતો. તેણે ધર્મને બહુ ઉત્તેજન આપ્યું છે. તેથી જ્યારે તે શુદ્ર કન્યા પરણ્યો (દેશના રીતરિવાજથી વિરૂદ્ધ જઇને) ત્યારે બ્રાહ્મણોએ દ્વેષમાં ને દ્વેષમાં તેને 'કાળાશોક' એવું બિરૂદ આપ્યું છે.

તિરસ્કારમાં ને તિરસ્કારમાં "કાળાશોક"[૨૧]નું ઉપનામ આપ્યું છે. એટલે ઇતિહાસકારોએ તેને "અશોક પહેલો"[૨૨] એ નામથી પણ ઓળખાવ્યો છે.

આ બીજા નંદ રાજાને સાત પુત્રો હતા. તેમાંના ૭ તો ક્ષત્રિયાણી રાણીના પેટે જન્મેલા હતા, અને એક ઉપર કહેલી શુદ્ર જાતિની રાણીને પેટે જન્મ્યો હતો. ક્ષત્રિયાણી પેટે ઉત્પન્ન થયેલા છએ પુત્રો એક પછી એક નંદ ત્રીજો, નંદ ચોથો, નંદ પાંચમો, નંદ છઠ્ઠો, નંદ સાતમો અને નંદ આઠમો એમ નામ ધારણ કરીને ગાદીએ આવ્યા, પણ તે એક બીજાને મારી નાંખી નાંખીને ગાદીએ આવ્યા છે કે સર્વે સત્ત્વહીન અને મૂર્ખા હોવાથી પ્રજાએજ ઉઠાડી મૂકયા છે તે બરાબર જણાયું નથી. પણ તે છએ ભાઈઓનો એકંદર અમલ બાર[૨૩] વર્ષ સુધી ચાલ્યો છે.

| | | | |
|---|---|---|---|
| (૧૨ થી ૧૭) નંદ ત્રીજો, નંદ ચોથો, નંદ પાંચમો, નંદ છઠ્ઠો, નંદ સાતમો અને નંદ આઠમો | ઇ. પૂ. ૪૨૬ | થી ઈ. પૂ. ૪૧૪ | વર્ષ ૧૨ |

જ્યારે નંદ આઠમો અપુત્ર મરણ પામ્યો ત્યારે ગાદીએ કોને બેસાડવો તે સવાલ ઉપસ્થિત થયો. કારણકે નંદ બીજાનો (મહાપદ્મનો) સાતમો પુત્ર તે શૂદ્રાણીના પેટે જન્મ્યો હતો, અને લોકલાગણી ને વખતના રીતરિવાજ પ્રમાણે વિરૂદ્ધ હતી. તેથી પ્રધાનોએ, સામંતોએ અને પુરજનોએ એકત્રિત થઇને એમ ત્રોડ કાઢયો કે રાજ્યનાં પંચદિવ્યો (હાથિણી, જળસંપૂર્ણ કળશ, ચામર, છત્ર અને અશ્વ) ગામમાં ફેરવવાં અને હાથિણી જેના ઉપર કળશ ઢોળે તેને રાજ્યગાદીએ બેસાડી અભિષેક કરવો ભાગ્યવશાત્ તે શૂદ્રાણી પુત્ર ઉપરજ કળશ ઢોળાયો એટલે લાચારીએ, પ્રજાજનોએ તે શૂદ્રાણી પુત્રને રાજ્યાસને સ્થાપ્યો. તેણે "નંદ નવમો" તેવું બિરૂદ ધારણ કર્યું. તેનું ખરું નામ મહાનંદ હતું. તે પણ શૂરો અને મહા પરાક્રમી હતો.

| | | | |
|---|---|---|---|
| (૧૮) નંદ નવમો[૨૪] ઉર્ફે મહાનંદ ઉર્ફે ધનનંદ[૨૫] | ઇ પૂ. ૪૧૪ | થી ઇ પૂ ૩૭૨ | વર્ષ ૪૨ |

૨૧ કાર્પેન્ટીઅર્સ સાહેબ આગળ જતાં લખે છે કે, પુરાણુ ગ્રંથોમાં, શિશુનાગ વંશ અને નંદવંશ વચ્ચે કોઇ રાજદ્વારી નજરે અંતર જેવું છેજ નહીં, પણ બન્ને વચ્ચે માત્ર સામાજીક અને ધર્મિક કારણોને લીધેજ મોટો તફાવત પડી ગયો હતો.

૨૨. આને અશોક પહેલો, અને મૌર્યવંશી અશોકજ અશોક બીજો કહેવાય છે. મૌર્યવંશી અશોકને પણ "કાળાશોક" તરીકે કેટલીક જગ્યાએ વર્ણવ્યો છે. તેનું કારણ કે તે શરીરે જરા શ્યામવાન હતો તેમજ કદરૂપો પણ હતો તેને "ચંડાશોક" પણ કહેતા, કેમકે તે ઉગ્ર સ્વભાવનો હતો પણ જ્યારે પાછલા વરસોમાં ઠંડો પડયો ત્યારે "ધર્માશોક" કહેવાયો છે.

૨૩. પુરાણુ અને વીન્સેંટ સ્મીથ કૃત અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડીઆ. આવૃત્તિ ચોથી પૃ. ૫૧. તથા કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ પુ. ૧ લું પૃ. ૩૧૨.

૨૪. આ ઉપરથી સમજાશે કે પંડિત જયસ્વાલે જે સુચના કરી છે કે નવ એટલે નવિન ( જુઓ જરનલ બિહાર ઓરીસા રિસર્ચ સોસાઇટી ૧૯૨૫ સપ્ટેંબર અંક પૃ. ૨૧ ) અર્થ લેવો તે ખોટું છે. પણ નવ એટલે નવની સંખ્યાજ લેવી જોઇએ.

૨૫. પુરાણમાં જે લખ્યું છે કે, નંદ વંશે એક સેકા સુધી રાજ્ય કર્યું તે આ ધનનંદનોજ વંશ છે ( કે. હી. ઇન્ડી. પુ. ૧ લું પૃ. ૪૭૦ )

પણ તે ધનનો બહુજ લાલચુ હોવાથી તેનું " ધનનંદ " એવું નામ પડ્યું હતું. અને નંદ વંશના સર્વે રાજાઓમાં વધારેમાં વધારે તેનો રાજ્ય અમલ ચાલેલ હોવાથી તેને " મહાનંદ " પણ કહેતા. તેમ તેણે રાજ્યનો વિસ્તાર પણ બહુ વધારી દીધો હતો. તેમજ એટલું તો દ્રવ્ય એકઠું કર્યું હતું કે, એમ કહેતી રહી ગઇ છે કે, તેણે દ્રવ્ય ખડકી ખડકીને સોનાનીજ નવ ડુંગરીઓ (પોતે નવમો નંદ હોવાથી નવ ડુંગરીઓ) ઉભી કરવા ધારી હતી. પણ આઠ સંપૂર્ણ કરી શકયો હતો, અને નવમી પુરી કરવાને ઘણો ઘણો પ્રયાસ કર્યાં છતાં અધુરીજ રહી ગઇ હતી. જેમ તે બાહુબળમાં અદ્વિતીય હતો તેમ વિદ્યાભ્યાસંગી પણ બહુ જબરો હતો. તેના સમયમાં–અને એમ પણ કહી શકાય કે તેના રાજ્યાશ્રયેજ–પ્રખ્યાત વૈયાકરણ પાણિનિ[૨૫]અ તેનાજ સહાધ્યાયી પંડિત વરરૂચિ તથા બીજા સહાધ્યાયી મહાન્ અર્થશાસ્ત્રી ચાણક્ય ઉર્ફે કૌટિલ્ય ઉર્ફે વિષ્ણુગુપ્ત–પોષાતા હતા. (આમાંના છેલ્લા પંડિત ચાણક્યનું એકદા રાજકુંવરોએ અપમાન કર્યું હોવાથી તેણે પાછળથી નંદના રાજ્યનો ત્યાગ કર્યો હતો અને તેની વિરૂદ્ધમાં પડયો હતો, તે એટલે સુધી કે, ચંદ્રગુપ્ત મૌર્યનો પક્ષ લઇ, નંદવંશનો સમૂળગો નાશ કરવામાં અગ્રભાગ ભજવ્યો હતો. ) અને જ્યારથી મહાવીર સંવત ૧૫૫ (ઇ. પુ. ૩૭૨)[૨૬]માં નવમા નંદને મગધની ગાદી ઉપરથી ઉઠાડી કાઢી[૨૭] મૂકયો ત્યારથી મૌર્યવંશી ચંદ્રગુપ્ત તે સમ્રાટ ચંદ્રગુપ્ત પહેલો[૨૮] નામ ધારણ કરી મગધાધિપતિ તરીકે રાજગૃહ નગરે રાજ્યારૂઢ થયો.

આ ઉપરથી સમજાશે કે, મોટા અને નાના શિશુનાગવંશ એમ બંનેએ મળીને એકત્રિત ૩૩૩ વર્ષ સુધી રાજ્ય કર્યું છે. ( ઇ પૂ. ૭૦૫ થી ૩૭૨ સુધી ) અને બંનેને જૂદા લેખીએ તો મોટા વંશનો અમલ ૨૨૭ વર્ષ, અને નાનાનો ૧૦૬ વર્ષ અમલ ચાલ્યો ગણાય.

---

૨૫–અ. વરરૂચિ, પાણિનિ અને વ્યાડિ એ ત્રણે એકજ ગુરૂના શિષ્યો હતા. પાણિનિ મૂર્ખ હોવાથી એને કાંઇ આવડતુ નહોતુ તેથી હીમાલય ઉપર જઇ તેણે તપ કર્યું. અને શંકર મહાદેવનું આરાધન કરી વરદાન મેળવી એ પ્રખર પંડિત થયો. ત્યાર પછી તેણે અષ્ટાધ્યાયી રચી કે જેના આગળ વરરૂચિ આદિનાં વ્યાકરણ પણ નિસ્તેજ જણાવા લાગ્યાં. ( મહાન્ સંપ્રતિ પૃ. ૫૧ )

૨૬. આજ લેખમાં ઉપર જુઓ ટીકા નં. ૧૧

૨૭. કેટલાકનો મત એમ છે કે, ચંદ્રગુપ્ત તે નવમા નંદના ઘણા પુત્રોમાંનો એક છે. જો તેમજ હોય તો, બીજી હકીકત જે એમ નીકળે છે ચંદ્રગુપ્તે નવમા નંદને ઉઠાડી મૂકયો, ને નંદ જ્યારે રથમાં બેસીને પોતાની રાણી, કુંવરી તથા રત્નમણિ આદિ લઇને નગર બહાર નીકળતો હતો ત્યાં કુંવરી ચંદ્રગુપ્તને જોઇ, મોહિત થઇ ગઈ અને તેથી નવમા નંદે પોતાની એ કુંવરીને ચંદ્રગુપ્તને આપી. રાજકુંવરી ચંદ્રગુપ્તના રથમાં ચડવા જતાં તેના નવ આરા સાજા રહી દશમો આરો તુટયો તો આ હકીકત ખોટી ઠરે છે. વધારે સંભવ એ છે કે, નંદ અને ચંદ્રગુપ્ત પિતા પુત્ર નહીં પણ સસરો જમાઇજ હોવા જોઇએ.

૨૮. ચંદ્રગુપ્ત પહેલો તે મૌર્યવંશી સમ્રાટ્ છે અને ગુપ્તવંશી ચંદ્રગુપ્ત તે ચંદ્રગુપ્ત બીજો કહેવાય છે. આ ગુપ્તવંશી ચંદ્રગુપ્તનું બીજું નામ વિક્રમાદિત્ય હતુ. અને તેનાજ વખતમાં મહાકવિ કાળિદાસ તેની રાજસભાને બીજાં આઠ રત્નો સાથે વિભૂષિત કરી રહ્યા હતા.

બને વંશના એકંદર અઢાર રાજાઓ[૨૯] થયા છે, અને બંનેના છુટાછુટા ગણો તો પ્રત્યેકના નવ નવ થયા છે અને જેઓ માત્ર નામધારીજ રાજા થયા છે તેવા બાદ કરો તો દશજ[૨૯અ] રાજાઓ કહેવાય, અને મોટા શિશુનાગ વંશના બે નામધારી રાજાઓનો એક અમલ ગણો તો, તથા નંદવંશના નંદ ત્રીજાથી નંદ આઠમા સુધીનો પણ એક અમલ ગણો તો પ્રજાએ એકંદર બાર રાજ્ય અમલ નિહાળ્યા ગણાય.

આ ઉપરથી બીજું પણ એક તત્ત્વ તારવી શકાય છે કે "નંદવંશ" તે ખરી રીતે જુદો વંશજ નથી, પણ જ્ઞાતિની દૃષ્ટિથી તેમજ કુળની દૃષ્ટિથી તે પણ શિશુનાગ વંશજ છે. છતાં જ્યારે ઇતિહાસકારોએ તેને "નંદવંશ" શિર્ષક તળે જુદાજ નામથી ઓળખાવ્યો છે. ત્યારે આપણે તે રીતે અનુસરતાં, તે વંશમાં કુલ નવ રાજા ગણવા પડે છે. તેમાંના પ્રથમ આઠ શુદ્ધ ક્ષત્રિય-બીજ ક્ષત્રિય પુત્રો હતા અને નવમો મિશ્રિત-રક્ત-બીજ હતો. તેમના વંશનું રાજ્ય એકંદર ૧૦૬ વર્ષ ચાલ્યું છે. (ઇ. પૂ. ૪૭૮ થી ઇ પૂ ૩૭૨ સુધી)

જોકે ઇતિહાસ લેખકોએ ચોખ્ખું લખ્યું છે કે, નંદવંશ બરાબર એક સદીજ ચાલ્યો છે પણ એમ દેખાય છે કે, કાળાશોક ઉર્ફે મહાપદ્મ ઉર્ફે બીજો નંદ જ્યાંસુધી ગાદી ઉપર હતો ત્યાં સુધી તો બધો રાજકારોબાર સુવ્યવસ્થિત રીતે ચાલ્યો જતો હતો. પણ તેનું મરણ મહાવીર સંવત ૧૦૦ (ઇ. પૂ. ૪૨૬) માં થતાં, અને નંદ ત્રીજો ગાદીએ આવતાં સર્વત્ર આખા સામ્રાજ્યમા બખેડા, ટંટા તથા રીસાદો થવા લાગ્યા હતા, અને ખરી રીતે બાર વરસ સુધી એટલે આઠમા નંદના મરણ બાદ નવમો નંદ ગાદીએ આવ્યો ત્યાસુધી તો કોઇ જાણે રાજાજ ન હોય તેવી સ્થિતિજ લગભગ પ્રવર્તતી હતી એટલે ઇતિહાસકારોએ તો સાક્ષી પુરાવા કે લેખિત આધાર શોધવા માટે બહુ ઉંડાણમા ઉતરવા કરતા લખીજ વાળ્યુ કે, નંદવંશ ૧૦૦ વરસ સુધી ચાલ્યો એટલે કે નંદ બીજા પછી જાણે નંદવંશનોજ અંત આવી ગયો હોય નહીં? અને "૧૦૦મા વર્ષે"[૩૦] એમ લખવાને બદલે "૧૦૦ વરસ સુધી" શબ્દો લખી વાળ્યા હોય. આમાં તેમનો કાંઇ દોષ નથી, પણ પૂર્વે આપણા સમસ્ત ભારત વર્ષમાં રાજ્યનો ઇતિહાસ હાલની માફક સાચવી રાખવાની પદ્ધતિ નહોતી જે કાંઇક રીવાજ[૩૧] હતો, તે જૈન પુસ્તકોમા મહાવીર સંવતનો આધાર લઇને કામ લેતા. બૌદ્ધ પુસ્તકોમાં બૌદ્ધ નિર્વાણની સાલનો આધાર લેતા, ને પુરાણ વાળાઓ લૌકિક કે યુધિષ્ઠિર કે કળિયુગના સંવતનો આધાર લેતા. પણ આ ત્રણે સંપ્રદાયના પુસ્તકો અમુક

---

૨૯. પુરાણમાં જૈન પુસ્તકોમા તથા અન્ય પુસ્તકોમા જે જુદી જુદી સંખ્યાઓ વાંચવામાં આવે છે. તેનો સઘળો ખુલાસો આ એક પારિગ્રાફમાં આવી જાય છે.

૨૯-અ. જૈન પુસ્તકોમાં દશ રાજા થયાનુ લખેલુ છે.

૩૦. Till 100 th year ને બદલે Till 100 year શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો લાગે છે અથવા for 100 years લખાયુ હશે એમ દેખાય છે. જેવી રીતે ૧૫૫ વર્ષનો ઉપયોગ, વંશના નાશની સાલ માટે વપરાયો છે તેમા (નીચે ટીકા નં. ૩૫જુઓ)

૩૧. આ કથનની સાબીતિ માટે જુઓ પ્રદ્યુત મહારાજા અશોકનો મારો લેખ પૃ. ૧ થી ૩.

અમુક રીતે ખામી ભરેલાં માલૂમ પડવાથી—જોકે ખામી વાળાંયે પણ નથીજ, પણ તેમાંય પહેલાં જૈને લોકોએ રખેજ અમારાં પુસ્તકો ચોરાઈ જાય કે અમારા શાસ્ત્રોની અવદશા થઈ જાય તો ! એવી ને એવી બીકમાં, ભંડારમાં સડવાજ દીધાં. બીજાં બૌદ્ધ પુસ્તકોમાં ઉત્તર હિંદના મહાવંશને માનનારા, બુદ્ધના પરિનિર્વાણ (સ્વર્ગ=death) થી બૌદ્ધ સંવત ગણતા હતા, જ્યારે દક્ષિણ હિંદના દીપ વંશને[૩૨] માનનારા હોઇ બુદ્ધના નિર્વાણથી (જ્ઞાન પ્રાપ્તિ=attainment of supreme knowledge) થી બૌદ્ધ સંવત ગણતા હતા. એટલે બન્ને કહેવાય બૌદ્ધ ધર્મી છતાં બન્નેની માન્યતામાં બાવીસ વર્ષનો અંતર રહેતો જેથી ચોક્કસ અનુમાન તારવી શકાતું નહોતું. ત્રીજા પૌરાણિક મતે કળિયુગનો કે યુધિષ્ઠિર સંવતનો પણ કાળ ચોક્કસ કરી શકાતો નહોતો—એટલેજ, તેમજ પૌરસ્ત્ય આપણી પદ્ધતિ, હાલની પાશ્ચાત્ય પ્રાચીન શોધખોળની પદ્ધતિ કરતાં ન્યારી હોવાથી, તે એક બીજાને બેસતી થઈ પડી નહીં. વળી, હાલના પુરાતત્ત્વ શોધકોએ, આ બધી કડાકુટમાં નહીં ઉતરતાં, આપણા ભારતીય ઇતિહાસના સર્વ બનાવોને, એક લાકડીએ હાંકી ઇસ્વીસનની સાલ આપીને, વિભૂષિત કરવા ધાર્યું. તેમના ઇતિહાસને પણ આપણા જેવીજ કેટલીક મુશ્કેલીઓ તો હતીજ. છતાં "આપણું તે સારૂં" તેવો માનવ જનતાનો રિવાજ, તે પ્રકૃતિ જન્ય નિયમને અવલંબીને તેમજ તેઓ પરિશ્રમી, ખંતવાળા અને દુર્ઘટ કાર્યો હોય તો પણ તેનો તાગ કાઢવાના સ્વભાવવાળા હોવાથી, જેમ તેમ કરીને તેઓએ બધાને ઇસ્વીસનની સાલ ગોઠવી આપી પણ તેમણે જે મધ્યબિંદુ લેખીને આગળ વધવાનું ઠરાવ્યું છે તેના, જો કે સંવતના આંકડામાં ભૂલ ન હતી. પણ તે સંવતની સાથે, જે બીના[૩૩] બન્યાનું આરોપણ કર્યું તે ભૂલ ભરેલું હોઇને, 'a single fault turns into two" તે ન્યાયે બધેબધ ભૂલોજ રહી ગઇ અને ભૂલ તે ભૂલજ. કાંઈ અસત્ય હોય તે કોઈ કાળે સત્ય થઇ શકે ખરૂં ? એટલે તેમને પણ ગડબડ ને ગોટાળો જ દેખાવા લાગ્યો. પછી ટુંકામા ટુંકો તેમને મારે એકજ માર્ગ રહ્યો કે "ભારતીય સપ્રદાયનાં ઐતિહાસિક પુસ્તકો ખામીવાળાંજ છે" એમ બાપે કાર કરી દુનિયાને જણાવવું. અને તે પ્રમાણે હિંદની ઐતિહાસિક ઇમારતનું ચણતર "ગ્રીમ" ગોઠવાઇ ઉભું થઇ ગયું.

નંદવંશનો અંત (મહાવીર સંવત) મ. સ. ૧૫૫ માં (ઇ પૂ ૩૭૨)[૩૪] આવ્યો છે. તેને બદલે જૈન ગ્રંથોમાં એમ લખ્યું છે કે "નંદ વંશ ૧૫૫[૩૫] વર્ષ ચાલ્યો." ખરી રીતે ૧૫૫ મા[૩૬] વર્ષ સુધી ચાલ્યો છે એવા જો સ્પષ્ટ શબ્દો હોત તો આપણી મુંઝવણ સર્વાંશે નહીં તો, થોડે ઘણે અંશે આપ મેળેજ સમાપ્ત જાત.

---

૩૨. જુઓ "પદચ્યુત મહારાજ અશોક" વાળો લેખ પૃ ૪,

૩૩. જુઓ "પદચ્યુત મહારાજા અશોક" નો લેખ પૃ ૯ તથા વિભાગ ત્રીજે પારિગ્રાફ ૧૪ અને ૩૧)

૩૪ જુઓ હેમચંદ્રાચાર્યનું પરિશિષ્ટ પ મુ

૩૫ For 155 years ને બદલે till 155th year એવા શબ્દો જોઇએ.

૩૬. શિશુનાગવંશે પોતાનો ઇતિહાસ લખવામા મહાવીર સંવતનો ઉપયોગ કર્યો લાગે છે એટલે દેખાય છે કે; તેઓ જૈન ધર્માનુયાયીઓજ મુખ્ય ભાગે હતા. તેને હાથીગુંફાના લેખથી ટેકો મળે છે. તથા જુઓ નીચે ટીકા નં. ૪૫ થી ૪૭ તથા લેખનો છેલ્લો પારિગ્રાફ.

પુરાણુની હકીકત તપાસતાં, અને આપણે ઉપર પ્રમાણે જે સાર તારવી કાઢયો છે તેની સાથે સરખાવતાં પણ, તે હકીકતને મજબુતી મળે છે. અલબત્ત ઠેકઠેકાણે કાંઇક સુધારો વધારો તો કરવોજ પડે છે. તેમાં નીચે પ્રમાણે[૩૭] લખાણુ છે:—

| | | |
|---|---|---|
| ( ૧ ) | દશરક | ૨૪, ૨૫ કે ૩૫ વર્ષ |
| ( ૨ ) | ઉદયન | ૨૩ વર્ષ; બુદ્ધિ નિર્વાણુ પછી ૪૮ વર્ષ |
| ( ૩ ) | નંદીવર્દ્ધન | ૪૦, ૪૨ |
| ( ૪ ) | મહાનંદિન | ૪૩ |
| ( ૫ ) | મહાપદ્મ | ૨૮, કે, ૮૮ વર્ષ |
| ( ૬ ) | તેના આઠ પુત્રો | ૧૨ વર્ષ, |

આ બધી હકીકત, ઉપલક દૃષ્ટિએ બહુજ ખાત્રીવાળી અને શંકાશીલ દેખાય છે પણ વિશેષ શોધતાં, તે બધી સત્ય અને વાસ્તવિકજ છે માત્ર લેખકો, પોતાની ગલતીથી કયાંક કયાંક દોષ ઉમેરતા ગયા છે. તે નીચે પ્રમાણે સુધારી શકાય

ઉપર ( ૧ ) માં ૨૫ વર્ષ છે, તેની સાથે ( ૨ ) માં "બુદ્ધ નિર્વાણુ પછી" એવા જે શબ્દો છે તે ત્યાંથી ઉપાડી લેઇને, તેની સાથે જોડીને વાંચવા, એટલે કે "૨૫ વર્ષ, બુદ્ધ નિર્વાણુ પછી" આમ વાકય જોઇએ. તેની મતલબ એ છે કે, દશરક ઉર્ફે અજાત શત્રુ ઉર્ફે કુણિકના રાજ્યનો અંત ઇ. પૂ. ૫૨૦–૨૫ = ઇ. પૂ. ૭૫–૪[૩૮] માં આવ્યો છે. તેનું મરણ ઇ. પૂ. ૪૭૪ માં થયું છે ( ૨ ) માં "૪૮ વર્ષ બુદ્ધ નિર્વાણુ પછી" શબ્દો લખ્યા છે તેમાંથી "બુદ્ધ નિર્વાણુ પછી" એટલા શબ્દો નં. ૧ માં ખેંચાઇ ગયા, એટલે બાકી રહ્યા "૪૮ વર્ષ" તેનો અર્થ એમ છે કે, દશરકનું[૩૯] અને ઉદાયનનું એમ બન્નેનું મળીને, ૪૮ વર્ષ સુધી રાજ્ય ચાલ્યુ છે. ( ૩૨ કુણિક + ૧૬ ઉદાયન ). ( ૩ ) નંદી વર્દ્ધનનું ૪૦–૪૨ વર્ષ, એમ જે લખાણુ છે, તેનો અર્થ એમ છે કે, નંદીવર્દ્ધન ઉર્ફે નાગસેને ( જુઓ વંશાવળી આંક દશમો, પૃ. ૧ લું ) ૪૦ વર્ષ સુધી ( તેમાં પોતાનાં ૨૪ + ૨ વર્ષ અનુરૂદ્ધ અને મુંદનાં + ઉદાયનના સમયનાં ૧૪ વર્ષ ગણતાં = ૪૦ ) અથવા ૪૨ વર્ષ સુધી ( ઉદાયનના ૧૪ વર્ષને બદલે સોળે સોળ વર્ષ ગણવાં પડશે ) સત્તા ભોગવી છે નહીં કે રાજ્ય પદે રહીને રાજ્ય અમલ પોતાના નામે ચલાવ્યો છે. ( ૪ ) મહાનંદિન, ૪૩ વરસ છે તે તો બરાબર[૪૦] છે. માત્ર એટલો ફેર કરવાનો છે, કે તેને મહાપદ્મની પહેલાં મૂકયો છે તેને બદલે મહાપદ્મની પછી મૂકવો જોઇએ ( ૫ ) મહાપદ્મનાં ૨૮ વરસ છે તે પણ બરાબર છે. પણ ૮૮ વર્ષ જે લખ્યા છે. તેનો ભાવાર્થ એમ ગોઠવી શકાય છે કે ( અ ) કાં, તે, હસ્તદોષનું પરિણામ હોય, અને ૨૮ ને બદલે ૮૮

૩૭. જુઓ કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ પુ ૧ લું પૃ. ૩૧૨

૩૮. જુઓ ઇન્ડીઅન એન્ટીકવેરી ૧૯૧૪ પૃ. ૧૭૨ ફુટનોટ ૮૯.

૩૯. પુરાણુમાં કુણિકની જગ્યાએ દશરક લખ્યું છે, એટલે તે તેનું બીજું નામ હશે એમ અનુમાન ખેંચી શકાય છે. બાકી જૈન કે બૌદ્ધ પુસ્તકોમાં તેવું નામ કયાંય માલમ પડતું નથી.

૪૦. જુઓ વંશાવળી.

લખાયા હોય, કારણ કે, નહીં તો એક પુરૂષનો રાજ્ય અમલ હજુ કોઇ ઇતિહાસમાં એવડા લાંબા કાળ સુધીનો નોંધાયો નથી, તેમ આ સમયમાં એવડાં લાંબાં આયુષ્ય[૪૧] મનુષ્યને સંભવી શકતાં નથી. અથવા ( ब ) નવમા નંદ પહેલાં, આઠ નંદ થઇ ગયા હોયજ એટલું તો ચોક્કસ, અને આખા નંદવંશનો રાજ્ય અમલ જે સો વર્ષનો ચાલ્યો છે એમ ગણાતું આવ્યું છે, તેમાંથી આઠ નંદના રાજ્ય અમલનાં ૧૨ વર્ષ[૪૨] બાદ કરતાં બાકી જે રહ્યાં તે નવમા નંદના રાજ્ય કાળના ( ૧૦૦−૧૨ ) એમ ગણીને ૮૮ લખી વાળ્યા હોય; ( ६ ) "તેન આઠ પુત્રો ૧૨ વર્ષ" આમ જે લખાણ છે તેનો ખુલાસો એમ છે કે, પ્રથમ તો નવમા નંદને બાદ કરીને, બાકીના આઠ નંદ રહ્યા તે તે ૮જ પુત્રો; એમ ઠરાવી દીધું અને મૂળ નંદને ( એટલે બાપને ) પહેલાં મૂકીને આઠ પુત્રોજ તેની પછી ગાદીએ આવનાર છે એમ સમજી, બાપને હિસ્સે ૮૮ વર્ષ અને પુત્રોને હિસ્સે ૧૨ વર્ષ મૂકી બરાબર સો વર્ષનો આંક પૂરો કરી દીધો; પણ વાસ્તવિક રીતે, ૭ પુત્રોનો તે આંક જોઇએ, અને તે છએ, મહાપદ્મ ઉર્ફે કાળાશોકનાજ પુત્રો છે; અને બાર વરસ તે, એક સદીમાંથી ૮૮[૪૩] વરસ બાદ કરીને બાકી જે બાર રહ્યાં તે તેમના રાજ્ય અમલના ઠરાવી દીધાં છે.

ગમે તેમ, પણ એટલું તો સ્પષ્ટ થાય છે કે, પુરાણુમાંની હકીકતને પણ કાંઇક મોં માથું તો છેજ. તદ્દન ગપ ગોળા રૂપે તો નથીજ. એટલે હવે આખા શિશુનાગની[૪૪] વંશાવળી તેના શુદ્ધ સ્વરૂપમાં ગોઠવીને નીચે પ્રમાણે લખી શકાય છે.

---

૪૧. ૮૮ વર્ષનો રાજ્યકાળ હોય અને રાજ્યાભિષેક સમયે ૧૫–૧૬ ની ઉંમર હોય એટલે આયુષ્ય ૮૮+૧૬=૧૦૪ વર્ષનું ગણાય તેવાં મનુષ્ય જો કે તે કાળે ૧૧૦ વર્ષનાં આયુષ્યનાં પણ નોંધાયાં છે, ભલે અપવાદ તરીકે હશે છતાં ब નું છેલ્લું અનુમાન વધારે ખરૂં લાગે છે.

૪૨. જુઓ ખુલાસો આંક ૬ માં ( બે લીટી મૂકીને ) ટીકા નં. ૪૩ તથા ઉપરની ટીકા નં. ૨૩.

૪૩. ઉપર જુઓ ટીકા ૪૨ વાળું લખાણ.

૪૪. "પાર્જીટર" સાહેબ કૃત વંશાવળીના પુસ્તકમાં પૃ. ૬૮ માં આવી સાલવારી નીચે પ્રમાણે આપી છે.

| | | |
|---|---|---|
| શિશુનાગ | ૪૦ | ૧૩૬ વર્ષ સરખાવો ફુટનોટ ૩ |
| કાકવર્ણ | ૩૬ | |
| ક્ષેમવર્દ્ધન | ૨૦ | |
| ક્ષત્રોજસ | ૪૦ | |
| બિંબીસાર | ૨૮ | ૧૧૧. |
| અજાતશત્રુ | ૨૫ | |
| દર્શક | ૨૫ | |
| ઉદયન | ૩૩ | |
| નંદિવર્દ્ધન | ૪૦ | ૮૩ |
| મહાનંદી | ૪૩ | |
| | ૩૩૦ વર્ષ | |

જો કે ઉપરનો સરવાળો ૩૩૦ વર્ષ થાય છે છતાં ગ્રંથકારે લખ્યું છે કે, એકંદરે વર્ષ ૩૬૦ અથવા વધારે સારૂં એમ ગણાય કે ૧૬૩ વર્ષ આખો વંશ ચાલ્યો છે.

| | ઇ. પૂ. થી | ઇ. પૂ. | વર્ષ |
|---|---|---|---|
| (૧) શિશુનાગ | ૭૦૫ | ૬૬૫ | ૪૦ |
| (૨) કાકવર્ણ | ૬૬૫ | ૬૩૯ | ૨૬ |
| (૩) ક્ષેમવર્દ્ધન ૪૫ | ૬૩૯ | ૬૦૩ | ૩૬ |
| (૪) પ્રસેનજીત | ૬૦૩ | ૫૮૦ | ૨૩-૪ |
| (૫) બિંબસાર ઉર્ફે શ્રેણિક | ૫૮૦ | ૫૨૮ | ૫૨ |
| (૬) કુણિક ઉર્ફે અજાત શત્રુ | ૫૨૮ | ૪૯૬ | ૨૨ |
| (૭) ઉદયન ઉર્ફે ઉદયન ભટ્ટ | ૪૯૬ | ૪૮૦ | ૧૬ |
| (૮) અનુરૂદ્ધ અને મુંદ | ૪૮૦ | ૪૭૮ | ૨ |
| (૯) નંદિવર્દ્ધન ૪૫ અ ઉર્ફે નંદ પહેલો | ૪૭૮ | ૪૫૪ | ૨૪ |
| (૧૦) મહાપદ્મ ઉર્ફે નંદ બીજો | ૪૫૪ | ૪૨૬ | ૨૮ |
| (૧૧) નંદ ત્રીજાથી નંદ આઠમા સુધી | ૪૨૬ | ૪૧૪ | ૧૨ |
| (૧૨) મહાનંદ ઉર્ફે નંદ નવમો | ૪૧૪ | ૩૭૨ | ૪૨ |

(૧)–(૫): મોટા શિશુનાગ વંશ વર્ષ ૨૨૭
(૬)–(૮): નાના શિશુ નાગ-વંશ ઉર્ફે પાછળ[illegible]
(૯)–(૧૨): નાના શિશુનાગવંશ અથવા નંદવંશ = ૧૦૬ વર્ષ
એકંદર: શિશુનાગવંશ ૨૨૭ x ૧૦૬ = ૩૩૩ [illegible]

શિશુનાગ વંશના રાજાઓ પૈકી નં. ૫ થી ઠેઠ છેલ્લા બારમા રાજા નવમા નંદ સુધી સર્વે જૈન ધર્મના આચાપાતળા અનુયાયીઓ હતાજ. એટલુંજ નહીં પણ તેમના અમાત્યો અને મુખ્ય મુખ્ય સામંતો પણ જૈન ધર્મીઓજ હતા જૈન આચાર્ય મહાન્ સ્થૂળી ભદ્રજી જે થઇ ગયા છે તે સંસારમાં ભલે જ્ઞાતિએ નાગર ગૃહસ્થ હતા, છતાં તેમના કુટુંબમાં જૈન ધર્મજ પળાતો આવ્યો છે. તેમણે, તેમના નાના ભાઇ શ્રીયકજીએ તેમની સાતે બ્હેનોએ [46] જૈનદિક્ષા લીધી છે. આ શ્રીયકજીએ તથા તેમના પિતાજી શકડાળજીએ [47] નવમા નંદના અમાત્ય પદે-મુખ્ય સચીવ પદે રહી રાજ્યના ગૌરવને શોભાવ્યું છે, એટલુંજ નહીં, પણ તેમનું પ્રધાનવટું ઠેઠ નંદ પહેલાથી વંશપરંપરા [48] ચાલ્યું આવ્યું હતું.

શ્રોતૃ વર્ગની ક્ષમા યાચી વિરમું છું.

**ત્રિભુવનદાસ લહેરચંદ શાહ.**

૪૫. કેટલાક ઇતિહાસકારો અને પ્રાચીન તત્ત્વશોધકોનું એવું મંતવ્ય છે કે "વર્દ્ધન" અંત્યાક્ષર હોય તો ક્ષત્રિય જાતિ સૂચક તે શબ્દ નથી પણ વૈસ્ય હોય. (જેમ કે હર્ષવર્દ્ધન સમ્રાટ કનોજપતિ) આ માન્યતા ભૂલ ભરેલી છે એમ આ,ઉપરથી સાબીત થાય છે.

૪૫ અ. જુઓ ઉપર ટીકા નં ૪૫

૪૬. તે બે ભાઇઓ અને સાત બ્હેનો હતાં. બે ભાઇઓમાં મોટા સ્થૂળીભદ્રજી હતા. અને નાના શ્રીયકજી; સાત બ્હેનો યક્ષા, યક્ષદિન્ના, ભૂતા, ભૂતદિન્ના, એણા, વેણા, અને રેણાઃ—આ નવે ભાંડરૂઓએ જૈન દીક્ષા લીધી હતી.

૪૭. પુરાણમાં ક્યાંક તેમજ અંગ્રેજ લેખકોએ, શકડાળને બદલે " શકટાર " શબ્દનો પ્રયોગ કર્યો છે.

૪૮. તેમનો મૂળ પુરુષ કલ્પક, તે નંદ પહેલાનો મુખ્ય સચીવ હતો. ત્યારથી તેમના વંશમાં સચીવપણું ચાલ્યું આવે છે. ને ઠેઠ નવમા નંદના રાજ્ય અમલ સુધી.

## મહામહોપાધ્યાય રાયબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝાનું

ભાષણ

# ચિત્તોડના કિલ્લાપર ગુજરાતના સોલંકી રાજાઓનો અધિકાર

ચિત્તોડના કિલ્લામાંથી ગુજરાતના સોલંકી રાજા કુમારપાલના બે શિલાલેખો મળ્યા છે. તેમાનો એક વિક્રમ સંવત્ ૧૨૦૭ નો છે, અને તેમાં સપાદલક્ષ (અજમેર રાજ્ય)ના રાજા આનાક (આના, અર્ણોરાજ)ને જીતીને કુમારપાલ ચિત્તોડની શોભા જોવા સારૂ ત્યાં આવ્યો અને ત્યાંના શિવમંદિરને એક ગામ ભેટ કર્યું એવો ઉલ્લેખ છે[1] આ લેખ નાનો છે અને ૨૮ પંક્તિઓમાં લખાએલો છે. બીજો મોટો શિલાલેખ જે ત્યાંથી મને મળ્યો, જે હમણાં ઉદેપુરમાં વિકટોરિયા હૉલ નામના સંગ્રહાલયમાં સુરક્ષિત છે, તેના મધ્યનો કેટલોક ભાગ ઘસાઇ ગયો છે તો પણ વિશેષ અંશ સુરક્ષિત છે. આ લેખમાં સંવત્ આપેલો નથી તો પણ એમાં સિદ્ધરાજ (જયસિંહ) અપુત્ર હોવાથી સોમનાથ ગયો અને પુત્રપ્રાપ્તિને માટે શિવની પ્રાર્થના કરી તે પરથી સોમનાથે કહ્યુ કે તને પુત્રપ્રાપ્તિ થશે નહિ અને તારા પછી કુમારપાલ ગુજરાતનો સ્વામી થશે વગેરે વર્ણન છે, અને કુમારપાલની તરફથી ચિત્તોડમાં જે શાસક (સૂબો) રહેતો હતો તેનું વર્ણન છે.[2] આ શિલાલેખથી નિશ્ચય થાય છે કે ચિત્તોડનો પ્રસિદ્ધ કિલ્લો કુમારપાલના અધિકારમા હતો, અને ત્યાં તેનો સૂબો પણ રહેતો હતો.

'પ્રબંધચિંતામણિ'માં પણ લખ્યુ છે કે 'કૃતજ્ઞ ચક્રવર્તી રાજા કુમારપાલે પોતાનુ રક્ષણ કરનાર આલિંગ કુંભારને સાતસો[3] ગામવાળો ચિત્રકૂટ (ચિત્તોડ)નો પટ્ટો આપ્યો હતો. તેના વંશજો કુંભાર હોવાથી શરમાતા હતા અને હજુ સુધી 'સગરા' કહેવાય છે.'[4] આ કથન પણ તે કિલ્લા પર કુમારપાલનો અધિકાર હોવાની સાક્ષી આપે છે.

---

૧ ઍપિગ્રાફિયા ઇંડિકા, વૉલ્યમ ૨, પૃ ૪૨૨–૨૪

૨ આ શિલાલેખ હજુ સુધી પ્રકાશિત થયો નથી

૩ આ સંખ્યામા અતિશયોક્તિ હોય એ સંભવ છે.

૪ પ્રબંધચિંતામણિ, પૃ ૧૯૯ (મુંબઈનું સંસ્કરણ)

હવે એ નિર્ણય કરવાની આવશ્યક્તા છે કે ચિત્તોડનો કિલ્લો કુમારપાલના અધિકારમાં કેવી રીતે આવ્યો. 'કુમારપાલચરિત', 'કુમારપાલપ્રબંધ', ગુજરાતના સોલંકી રાજાઓના ઇતિહાસ સંબંધી અન્ય સંસ્કૃત ગ્રંથો તથા શિલાલેખોમાં કહીં પણ ઉલ્લેખ મળતો નથી કે ચિત્તોડનો કિલ્લો કયા સોલંકી રાજાએ કોની પાસેથી અને કયારે લીધો. આ વિષમ સમસ્યાનો ખુલાસો કરવો કઠિન છે તો પણ મેવાડ (ઉદેપુર રાજ્ય), મારવાડ (જોધપુર રાજ્ય) તથા આબુના શિલાલેખો તથા જિનપ્રભસૂરિ રચિત 'તીર્થકલ્પ'થી કાંઇક સહાયતા મળી શકે છે.

ઉદેપુર રાજ્યના ચીરવા ગામના વિષ્ણુમંદિરમાં મેવાડના ગુહિલવંશી રાજા સમરસિંહના રાજ્ય સમયનો વિક્રમ સંવત્ ૧૩૩૦ કાર્તિક સુદિ ૧ નો શિલાલેખ છે. જેમાં મેવાડની જૂની રાજધાની નાગદા (નાગદ્રહ) અને ચિત્તોડના તાલરક્ષો (ફોજદારો)ના વંશનુ વિસ્તારથી વર્ણન છે. તેમાં ચિત્તોડના ફોજદાર મદનના સંબંધમાં લખ્યું છે કે 'રત્નનો નાનો ભાઇ નિષ્પાપી મદન થયો. તેણે રાજા સમરસિંહની કૃપાથી ચિત્તોડની વંશપરંપરાગત તલારતા (ફોજદારી) પ્રાપ્ત કરી, અને તે શ્રી ભોજરાજ[1]ના બનાવેલા ત્રિભુવનનારાયણ નામના મંદિરમાં પોતાના કલ્યાણ સારૂ સદા શિવની પૂજા કરતો હતો.'[2]

આ લેખ પરથી અનુમાન થાય છે કે માળવાના પરમારવંશી રાજા ભોજે ચિત્તોડના કિલ્લામાં ત્રિભુવનનારાયણ નામનું શિવમંદિર બંધાવ્યુ હતું. ત્રિભુવનનારાયણ તે રાજાનુ ઉપનામ[3] હતું તેથી તે મંદિરનુ નામ ત્રિભુવનનારાયણ રાખવામાં આવ્યુ હશે.

ચિત્તોડના કિલ્લાના રામપોળ દરવાજા પાસેથી મેવાડના રાજા સમરસિંહના સમયનો વિક્રમ સંવત્ ૧૩૫૮ માઘ સુદિ ૧૦ નો એક શિલાલેખ મને મળ્યો.

---

૧. એ ભોજરાજ માળવાનો પરમાર રાજા હતો.

૨ रत्नानुजोस्ति रुचिराचार·प्रख्यात धीर सुविचारः ।
मदनः प्रसन्नवदनः सततं कृतदुष्टजनकदनः ॥ २७ ॥...."
श्री चित्रकूटदुर्गे तलारतां यः पितृक्रमायातां ।
श्रीसमरसिंहराजप्रसादतः प्रापः निःपापः ॥ ३० ॥
श्रीभोजराजरचितत्रिभुवननारायणाख्यदेवगृहे ।
यो विरचयतिस्म सदा शिवपरिचर्यां स्वशिवलिप्सुः ॥ ३१ ॥
(ચીરવાના મૂળ લેખથી.)

૩ ભોજના ઉપનામ 'ત્રિભુવનનારાયણ' માટે જુઓ—'નાગરી પ્રચારિણી પત્રિકા' (સંવત્ ૧૯૭૬) પૃ ૧–૧૮ મા પ્રકાશિત '**परमार राजा भोज का उपनाम त्रिभुवननारायण**' નામનો મારો લખેલો નિબંધ

તેથી જણાય છે કે 'પ્રતિહારવંશી મહરાવત પોતાના પુત્ર ધારસિંહે શ્રી ભોજસ્વામિ દેવજગતીમા (રાજા ભોજના બનાવેલા મંદિરમાં) પ્રશસ્તિપટ્ટિકા સહિત....કરાવ્યું.[૧]'

ઉપરના બન્ને શિલાલેખોથી જણાય છે કે રાજા ભોજે ચિત્તોડમાં એક મંદિર બંધાવરાવ્યુ હતું.

હવે એ વાતનો નિર્ણય કરવાની આવશ્યકતા છે કે માળવાના રાજા ભોજે ચિત્તોડમાં શિવમંદિર બનાવ્યુ તેનુ કારણ શું? આ પ્રશ્નનું કાંઇક સમાધાન મારવાડના હસ્તિકુંડી (હથુંડી) ગામથી મળેલા રાષ્ટ્રકૂટ (રાઠોડ) રાજા ધવલ અને તેના પુત્ર બાલપ્રસાદના સમયના વિ સંવત ૧૦૫૩ માઘ સુદિ ૧૩ ના શિલાલેખથી થઇ શકે છે. તેમાં લખ્યું છે કે 'જ્યારે રાજા મુંજે[૨] મેદપાટ (મેવાડ)ના મહરુપી આઘાટ (આહાડ–મેવાડની પ્રાચીન રાજધાની) નગરને નષ્ટ કર્યું ત્યારે ધવલે મેવાડના સૈન્યની રક્ષા કરી હતી'[૩]

આ કથનથી અનુમાન થઇ શકે છે કે માળવાના રાજા મુંજે મેવાડ પર ચઢાઇ કરીને આહાડનગર નષ્ટ કર્યું તે સમયે ચિત્તોડનો કિલ્લો અને તેની આસપાસનો માળવાથી જોડાએલો પ્રદેશ પોતાના રાજ્યમા જોડી દીધો હશે, તેથી રાજા ભોજ કોઇ કોઇ વખતે ચિત્તોડમાં રહેતો હશે અને તેથી તેણે ત્યાં શિવમંદિર બંધાવ્યુ હશે.

આ અનુમાનની પુષ્ટિ આબુ પરના વિમળશાહના જૈન મંદિરના જીર્ણોદ્ધારની વિ સંવત ૧૩૭૮ જ્યેષ્ઠ સુદિ ૯ ની પ્રશસ્તિ તથા જિનપ્રભસૂરિ રચિત 'તીર્થકલ્પ'થી થાય છે

પ્રશસ્તિમા લખ્યુ છે કે 'ચંદ્રાવતી નગરીનો રાજા ધંધુ (ધંધુક) વીરોમાં અગ્રણી હતો. જ્યારે તેણે રાજા ભીમદેવની સેવા સ્વીકાર ન કરી ત્યારે ભીમદેવ તેના ઉપર નાખુશ થયો, તેથી તે મનસ્વી (ધંધુક) ધારાના રાજા

---

૧ આ શિલાલેખ ઉદેપુરના વિકટોરિયા હૉલમા સુરક્ષિત છે

૨ મુંજ માળવાના પરમાર રાજા ભોજના પિતા સિંધુરાજ (સિંધુલ) નો મોટો ભાઈ હતો અને તેનું ઉપનામ 'વાક્પતિરાજ' હતુ

૩ भक्त्वाघाट घटाभिः प्रकटमिव मदं मेदपाटे भटाना
जन्ये राजन्यजन्ये जनयति जनताजं (?) रणं मुंजराजे ।
श्री माणे प्रणष्टे हरिण इव भिया गूर्जरेशे विनष्टे
तत्सैन्याना स (श) रण्यो हरिरिव शरणे यः सुराणां बभूव ॥ १० ॥

ઍપિગ્રાફિયા ઇંડિકા, વૉલ્યુમ ૧૦, પૃ ૧૨–૨૧

ભોજની પાસે ચાલ્યો ગયો, તેથી રાજા ભીમે પ્રાગ્વાટ ( પોરવાળ ) વંશી મંત્રી વિમલને અર્બુદ ( આબુ )નો દંડપતિ ( સેનાપતિ, સુબો ) બનાવ્યો. તેણે વિ. સંવત્ ૧૦૮૮ માં આબુના શિખર પર આદિનાથનું મંદિર બંધાવ્યું.'[૧]

એ જ પ્રસંગનું વર્ણન કરનાર જિનપ્રભસૂરિ પોતાના 'તીર્થકલ્પ'માં લખે છે કે 'જ્યારે ગુર્જરેશ્વર ( ભીમદેવ ) રાજાના ધાંધુક ( રાજા ધંધુક ) ઉપર ક્રોધાયમાન થયો ત્યારે ભક્તિથી પ્રસન્ન કર્યો અને ધંધુકને ચિત્રકૂટ ( ચિત્તોડ )થી લાવીને તેની આજ્ઞાથી વિ. સંવત્ ૧૦૮૮ માં ભારે ખર્ચથી વિમલવસતી નામનું ( આદિનાથનું ) મંદિર કરાવ્યું.'[૨]

ઉપરનાં બન્ને પ્રમાણોનો વિચાર કરતાં એવું કહી શકાય, કે ગુજરાતના સોલંકી રાજા ભીમદેવ ( પ્રથમ )ની સાથે વિરોધ થવાથી આબુનો પરમાર રાજા ધંધુક, માળવાના પરમારવંશી રાજા ભોજની પાસે–જે તે વખતે ચિત્તોડમાં રહેતો હતો–ચાલ્યો ગયો. વિમલ તેને સમજાવીને ચિત્તોડથી પાછો લાવ્યો અને ભીમદેવની સેવાનો સ્વીકાર કરાવ્યા પછી તેની આજ્ઞાથી આદિનાથનું મંદિર બંધાવ્યું. આથી એ પણ સાબિત થાય છે કે તે વખતે ચિત્તોડનો કિલ્લો રાજા ભોજની પાસે હતો.

---

१ तत्कुलकमलमरालः कालः प्रत्यर्थिमंडलीकानां ।
चंद्रावतीपुरीशः समजनि वीराग्रणी धंधुः ॥ ५ ॥
श्रीभीमदेवस्य नृपस्य सेवामलभ्य ( ? ) मानः किल धंधुराजः ।
नरेशरोपाच्च ततो मनस्वी धाराधिपं भोजनृपं प्रपेदे ॥ ६ ॥
प्राग्वाटवंशाभरणं बभूव रत्नप्रधानं विमलाभिधानः । ॥ ७ ॥
ततश्च भीमेन नराधिपेन प्रतापवह्निर्विमलो महामतिः ।
कृतोर्बुदे दंडपतिः सतां प्रियो प्रियंवदो नंदतु जैनशासने ॥ ८ ॥
श्रीविक्रमादित्यनृपाद्व्यतीतेऽष्टाशीतियाते शरदां सहस्रे ।
श्रीआदिदेवं शिखरेऽर्बुदस्य निवेशितं श्रीविमलेन वंदे ॥ ११ ॥

આબુની પ્રશસ્તિ–અપ્રકાશિત.

२ राजानकश्रीधांधुके क्रुद्धं श्रीगुर्जरेश्वरं ।
प्रसाद्य भक्त्या तं चित्रकूटादानीय तद्गिरा ॥ ३९ ॥
वैक्रमे वसुवस्वाश । १०८८ मितेऽब्दे भूरिरैव्ययात् ।
सत्प्रासादं स विमलवसत्याह्वं व्याधापयत् ॥ ४० ॥

'તીર્થકલ્પ' નો 'અર્બુદકલ્પ'

હવે એ જાણવાની જરૂર છે કે ચિત્તોડનો કિલ્લો માળવાના પરમારો પાસેથી ગુજરાતના સોલંકીઓના અધિકારમાં કેવી રીતે આવ્યો.

ગુજરાતના ઐતિહાસિક સંસ્કૃત ગ્રંથો તથા ગુજરાત અને માળવાથી મળેલા શિલાલેખોથી જણાય છે કે 'જ્યારે સિદ્ધરાજ (જયસિંહ) સોમેશ્વર (સોમનાથ)ની યાત્રાએ ગયો હતો, તે સમયે માલવ દેશનો રાજા નરવર્મા[1] ગુજરાત ઉપર ચઢી આવ્યો. મંત્રી સાંતુએ તેને પૂછ્યું કે આપ શી રીતે પાછા જઇ શકો? એના ઉત્તરમાં રાજાએ કહ્યું જો તમે તમારા સ્વામીની સોમેશ્વરની યાત્રાનું પુણ્ય મને આપો તો હું પાછો જાઉં. આ વચન સાંભળી મંત્રીએ તે રાજાના પગ ધોયા અને પોતાના સ્વામીની સોમેશ્વર યાત્રાનું પુણ્ય હાથમાં જળ લઇ તેના હાથમાં અર્પણ કર્યું અને માળવાના રાજાને ગુજરાતથી પાછો વાળ્યો. જ્યારે આ વાતની ખબર રાજાને મળી ત્યારે તે પોતાના મંત્રી પર ક્રુદ્ધ થયો. મંત્રીએ કહ્યું હે સ્વામિન્ ! મારૂં આપેલું આપનું પુણ્ય બીજાને મળતું હોય તો હું તે રાજાનુ તથા બીજા પુણ્યવાન પુરૂષોનું પુણ્ય આપને અર્પણ કરૂં છું. શત્રુના સૈન્યને આપણા દેશમાં આવતું રોકીને કોઇ પણ ઉપાયથી દેશની રક્ષા કરવી જોઇએ. આ ઉત્તરથી રાજા પ્રસન્ન થયો, પણ માલવપતિ પર ક્રોધ કરી સહસલિંગ ધર્મસ્થાનનું ચાલી રહેલું કામ શીઘ્ર પૂર્ણ કરાવી તેણે માળવા પર ચઢાઇ કરી દીધી.

---

૧. 'પ્રબંધચિંતામણિ'મા ગુજરાત પર આક્રમણ કરનાર માળવાના રાજાનું નામ યશોવર્મા આપ્યું છે (પૃ. ૧૪૨-૪૩) તે સ્વીકાર કરી શકાય નહિ, કારણ કે ઊપર લખેલી માળવાના રાજાની ચઢાઇનો બદલો લેવા સારૂ સિદ્ધરાજે માળવા પર ચઢાઈ કરી અને ૧૨ વર્ષ લડયા પછી તે દેશને જીતી લીધો હતો એવું જિનમંડનગણિના 'કુમારપાલપ્રબંધ', જયસિંહસૂરિરચિત 'કુમારપાલ ચરિત', ચારિત્રસુંદરગણિકૃત 'કુમારપાલચરિત', મેરૂતુંગપ્રણીત 'પ્રબંધચિંતામણિ' તથા રાજશેખરના 'ચતુર્વિંશતિપ્રબંધ'થી સ્પષ્ટ થાય છે. યશોવર્મા નરવર્માનો પુત્ર હતો અને નરવર્માનુ મૃત્યુ વિ. સંવત્ ૧૧૯૦ કાર્તિક સુદિ ૮ ને દિવસે થયું ત્યારે યશોવર્મા માળવાનો રાજા થયો. સિદ્ધરાજ (જયસિંહ)નો દેહાવસાન વિ. સં. ૧૧૯૯મા થયો, તેથી નિશ્ચય થાય છે કે યશોવર્માના રાજ્યાભિષેક થયા પછી સિદ્ધરાજ ૧૨ વર્ષ સૂધી તો જીવતો પણ રહ્યો ન હતો. ઉજ્જૈનથી મળેલા સિદ્ધરાજના વિ. સંવત્ ૧૧૯૫ જ્યેષ્ઠ વદિ ૧૪ના શિલાલેખથી સ્પષ્ટ થાય છે કે જયસિંહે માળવાના રાજા યશોવર્મા પાસેથી માળવદેશ જીત્યો હતો. તે શિલાલેખથી એ પણ નિશ્ચય થાય છે કે જયસિંહે વિ. સંવત્ ૧૧૯૫ ના પહેલા માળવાના રાજાની સાથની લડાઇ જીતી લીધી હતી. આ લડાઇના અંતમા યશોવર્મા કેદ થયો હતો માટે લડાઇનો પ્રારંભ નરવર્માના સમયમા થવો જોઇએ. નરવર્મા લડાઈના સમયમાં મરણ પામ્યો અને ત્યારપછી યશોવર્મા પણ લડતો રહ્યો હતો.

૨. 'પ્રબંધચિંતામણિ', પૃ. ૧૪૨.

માળવાના રાજાઓ (નરવર્મા અને યશોવર્મા)ના સાથેની લડાઈ ૧૨ વર્ષ સૂધી ચાલતી રહી, પણ ધારાનગરી જીતી શકાઇ નહિ ત્યારે એક દિવસે રાજાએ એવું પણ લીધું કે આજે મારે ધારાનગરીનો ભંગ કર્યો પછી જ ભોજન કરવું. રાજાની આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં પરમાર વંશના ૫૦૦ રાજપુત્રો, કઇ બુદ્ધિવાન પ્રધાનો (મંત્રીઓ) અને ઘણા સૈન્યનો નાશ થયો, તો પણ સંધ્યાસમય સૂધી રાજાનું પણ પૂરૂં થઇ શક્યું નહિ તેથી કૃત્રિમ ધારાનગરી બનાવી તેનો ભંગ કરાવીને રાજાને શાંત કર્યો. પછી મુંજાલ મંત્રીએ ધારાનગરીનો દુર્ગ શી રીતે વિજય થાય એ વિષયની ચર્ચા પોતાના ગુપ્તચરોની મારફત ચકલે ચૌટે ચર્ચાવી. તેવામાં ત્યાંના એક પુરૂષે કહ્યું કે જો ત્રિપોલિયા દરવાજેથી હલ્લો કરવામાં આવે તો કિલ્લો ભાગે, બીજી કોઇ રીતે નહિ. જ્યારે મંત્રીએ એ વાતની સૂચના રાજાને દીધી ત્યારે તેણે તે તરફ સૈન્ય મોકલ્યું અને પોતે યશઃપટહ નામના હાથી પર સવાર થઇ તે દરવાજે હાથીની પાસે તોડાવવાની સામલ મહાવતને આજ્ઞા કરી તેથી સામલે ત્રિપોલિયા દરવાજાનાં બે કમાડની લોઢાની ભૂંગળ હાથી પાસે તોડી નંખાવી. આ પ્રમાણે વધારે બળ વાપરવાથી તે હાથી તો મરી ગયો પણ દરવાજો તુટી જવાથી ધારાનગરીના દુર્ગ પર જયસિંહનો અધિકાર થઇ ગયો. જયસિંહે યશોવર્માને[૧] કેદ કર્યો અને તેને સાથે લઇને ૧૨ વર્ષે તે પાછો પાટણ આવ્યો.[૨]

યશોવર્માને કેદ કર્યો પછી સિદ્ધરાજે સઘળો માળવદેશ પોતાના રાજ્યમાં જોડી દીધો તેની સાથે માળવાના રાજાઓના અધિકાર નીચે રહેલો ચિત્તોડનો કિલ્લો પણ સિદ્ધરાજના હાથમાં આવ્યો. સિદ્ધરાજની પાછળ કુમારપાળ ગુજરાતનો રાજા થયો અને તેના અધિકારમાં પણ તે કિલ્લો રહ્યો જ્યાં તેણે સૂબો પણ નિયુક્ત કર્યો હતો. કુમારપાલના ઉપર જણાવેલા શિલાલેખો ચિત્તોડમાંથી મળ્યા છે. તેનું કારણ ત્યાં તેનો અધિકાર જ છે.

ચિત્તોડનો કિલ્લો ગુજરાતના સોલંકી રાજાઓ પાસેથી ક્યારે અને કયા રાજાના સમયમાં મેવાડના ગુહિલવંશી રાજાઓના અધિકારમાં ગયો એ વિષયમાં ગુજરાતનાં ઐતિહાસિક પુસ્તકો, શિલાલેખો તથા મુંબઈ ગૅઝેટિયરમાં

---

૧. સોમેશ્વર (કીર્તિ-કૌમુદીના કર્તા) જિનમંડનગણિ, તથા જયસિંહ સૂરિએ માળવાના રાજા નરવર્માને કેદ કરવાનો ઉલ્લેખ કર્યો છે તે માનવા જેવો નથી તેમની વિરુદ્ધ આચાર્ય હેમચંદ્રસૂરિએ પોતાના 'આશ્રય મહાકાવ્ય 'માં, અરિસિંહે 'સુકૃત સંકીર્તન' માં અને મેરૂતુંગાચાર્યે 'પ્રબંધચિંતામણિ'માં યશોવર્માને કેદ કર્યાનું લખ્યું છે તે જ માનવાયોગ્ય છે. હેમચંદ્રસૂરિ સિદ્ધરાજ જયસિંહના સમયમાં જીવિત હતા અને તેના દરબારના પ્રતિષ્ઠિત વિદ્વાન હતા.

૨. 'પ્રબંધચિંતામણિ', પૃ. ૧૪૨-૪૪.

પ્રકાશિત ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ જરા પણ સહાયક થતો નથી. તો પણ મંત્રી તેજપાળના બનાવેલા આબુ પરના લૂણિગવસઈ ( નેમિનાથ ) નામના જૈનમંદિરની પ્રશસ્તિ ( જેની રચના નાગર જાતિના ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરે કરી હતી ) તથા તે જ વિદ્વાનનું રચેલું 'સુરથોત્સવ કાવ્ય' કાંઈક સહાયભૂત અવશ્ય થાય છે. ઉપર જણાવેલી પ્રશસ્તિમાં લખ્યું છે કે 'આબૂના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રલ્હાદનની તરવારે ગુજરાતના રાજાની એવા સમયમાં રક્ષા કરી કે જ્યારે તેનુ બળ સામંતસિંહે રણક્ષેત્રમાં તોડી નાખ્યું હતું'[1].

ઉપરના લેખથી એટલું તો જણાઈ આવે છે કે સામંતસિંહે ગુજરાતના કોઈ રાજાનો પરાભવ કર્યો હતો પણ તેનું નામ જણાવ્યું નથી.

ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર 'સુરથોત્સવ કાવ્ય'માં પોતાના પૂર્વજ કુમારના વિષયમાં લખે છે કે 'તેણે કટુકેશ્વર નામના શિવ (અર્ધનારીશ્વર)ની આરાધના કરી અજયપાલ રાજાના રણાંગણમાં વાગેલા ઘાની દારૂણ પીડા શાંત કરી હતી.[2] ગુજરાતના કોઈ પણ ઇતિહાસમાં અજયપાલના ઘાયલ થયાનું વર્ણન મળતું નથી, તોપણ સોમેશ્વરના કથનથી તેનું ઘાયલ થવું નિશ્ચિત છે

---

૧ शत्रुश्रेणीगलविदलनोन्निद्रनिस्तं (स्त्रिं) शधारो
धारावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्यः । ॥ ३६ ॥
सामंतसिंहसमितिक्षितिविक्षतोज·
श्रीगूर्जरक्षितिपरक्षणदक्षिणासिः ।
प्रह्लादनस्तदनुजो दनुजोत्तमारि–
चारित्रमत्र पुनरुज्ज्वलयांचकार ॥ ३८ ॥
ઍપિગ્રાફિયા ઇંડિકા, વૉલ્યમ ૮, પૃ ૨૧૧

૧ यः शौर्यसंयमपटुः कटुकेश्वराख्य–
माराध्य भूधरसुताघटितार्धदेहम् ।
तां दारुणामपि रणाङ्गणजातघात–
व्रातव्यथामजयपालनृपादपास्थत् ॥ ३२ ॥
'કાવ્યમાલા'મા પ્રકાશિત 'સુરથોત્સવ કાવ્ય', સર્ગ, ૧૫

તે જ પુસ્તકમા ઊપરના શ્લોક ગણના ટિપ્પણમા લખ્યુ છે કે–

सामंतसिंहयुद्धे हि श्री अजयपालदेवः प्रहार पीडया मृत्युकोटिमायातः कुमारनाम्ना पुरोहितेन श्री कुटकेश्वरमाराध्य पुनः स जीवितः ।

વળી જુઓ પરમાર પ્રહ્લાદનરચિત 'પાર્થપરાક્રમવ્યાયોગ'ની ચિમનલાલ ડી દલાલની લખેલી અંગ્રેજી ભૂમિકા, પૃ. ૪. ( ગાયકવાડ ઓરિએંટલ્ સીરીઝમા પ્રકાશિત.

ઉપરના બન્ને કથનોનો સારાંશ એ જ છે કે સામંતસિંહની સાથેના યુદ્ધમાં ગુજરાતનો સોલંકી રાજા અજયપાળ ઘાયલ થયો હતો. એ બન્ને રાજાઓ સમકાલીન હતા. સામંતસિંહના બે શિલાલેખો મળ્યા છે તે વિ. સંવત ૧૨૨૮ અને ૧૨૩૬ ના છે અને અજયપાળે વિ. સંવત્ ૧૨૩૦ થી ૧૨૩૩ સુધી રાજ્ય કર્યું હતું. તેથી એ માનવામાં કાંઇ પણ બાધા જેવું નથી કે મેવાડના રાજા સામંતસિંહે ગુજરાતના રાજા અજયપાળને ઘાયલ કરી તેની પાસેથી ચિત્તોડનો કિલ્લો લઈને પાછો લેઈ લીધો હશે. સામંતસિંહ પછીના મેવાડના ગુહિલવંશી રાજાઓના શિલાલેખો ચિત્તોડથી મળ્યા છે તે પણ આ કથનની પુષ્ટિ કરે છે.

નિષ્કર્ષ એ જ કે સિદ્ધરાજ (જયસિંહ) અને કુમારપાળના સમયમાં ચિત્તોડનો કિલ્લો ગુજરાતના સોલંકીઓના અધિકારમાં રહ્યો પણ નિર્બળ અજયપાળના સમયમાં તે કિલ્લો ગુજરાતના રાજાઓ પાસેથી છૂટયો અને મેવાડના રાજાઓના અધિકારમાં પાછો ગયો.

ગૌરીશંકર હીરાચંદ ઓઝા

---

મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ–અમદાવાદ.
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક.

# યાદવોનું કુળ.+

ભગવાન્ કૃષ્ણ યાદવ હોવાથી યાદવો અને શ્રીકૃષ્ણ સાથે યાદ આવે છે પણ યાદવ વંશની વંશાવળી અને શ્રીકૃષ્ણ ચરિત્ર બન્ને એકજ ગ્રન્થો–પુરાણોમાં સંગૃહીત હોવા છતાં બન્નેનો વિકાસ સ્વતંત્ર રીતે થયો છે વૈષ્ણવ પુરાણોએ એક યાદવ મહાપુરૂષ તરીકે શ્રીકૃષ્ણનું ચરિત્ર નથી લખ્યું પણ વૈષ્ણવોના પરમપૂજ્ય દેવના અવતાર તરીકે લખ્યું છે મતલબ કે વર્તમાન સ્થિતિમાં યાદવ વંશાવળી શ્રીકૃષ્ણ ચરિત્ર ઉપર બહુ પ્રકાશ નાખતી હોય એમ દેખાતું નથી, પણ યાદવ વંશને તો શ્રીકૃષ્ણના જન્મને લીધે ઘણું મહત્વ મળ્યું છે

મે અહીં યાદવવંશ સંબંધી ઉપલબ્ધ ઘણી ખરી વાતો ટુંકામાં નોંધી છે, એમાં શ્રી કૃષ્ણના ચરિત્ર સંબંધી કેટલુંક આવી જાય છે અને શ્રી કૃષ્ણનું દૈવી નહીં પણ ઐતિહાસિક સ્વરૂપ સમજવામાં આ ન્હાની ન્હાની બાબતો વધારે ઉપયોગી છે એમ મને લાગે છે

યદુથી ઉતરેલા તે યાદવો એટલે યદુનું મૂળ જોવું પડશે પુરાણો બધા ક્ષત્રિય વંશોના મૂળ પુરૂષ તરીકે વૈવસ્વત મનુને ગણે છે વૈવસ્વત મનુથી ભવિષ્યના રાજાઓ–ગુપ્ત પ્હેલાના રાજાઓ સુધીના જુદા જુદા ક્ષત્રિય વંશોની વંશાવળી વરાહ, વામન સ્કન્દ, નારદીય, બ્રહ્મ વૈવર્ત અને ભવિષ્ય શિવાયના બધા પુરાણોમાં આપી છે મહાભારતમાં અને રામાયણમાં પણ કેટલીક વંશાવળીઓ મળે છે વંશાવળીઓ જે પુરાણોમાં મળે છે તેમાં પણ આદ્યન્ત એક સરખી અને સંપૂર્ણ નથી મળતી વાયુપુરાણ, બ્રહ્માંડપુરાણ, બ્રહ્મપુરાણ હરિવંશ, મત્સ્યપુરાણ, પદ્મપુરાણ ( પાંચમો ખંડ ), વિષ્ણુપુરાણ અને વિષ્ણુની બીજી આવૃત્તિ જેવું ભાગવતપુરાણ એટલા પુરાણોમાં વંશાવળીઓ વિસ્તારથી અને થોડે ઘણે અંશે સંપૂર્ણ મળે છે છતાં એમજ વંશના નામો પણ આ બધા પુરાણોમાં એક સરખા નથી મળતા, તેમ આ પુરાણોએ પણ બધા વંશો સંપૂર્ણ આપવાનો પ્રયાસ કર્યો નથી મતલબ કે આ વિષયનું જે સાહિત્ય ઉપલબ્ધ છે તે ઘણી રીતે તુટક છે

વળી આ પૌરાણિક વંશસાહિત્યનો બહુ થોડો અભ્યાસ થયો છે ખરી રીતે સદ્‌ગત પુરાણવિદ્ પાર્જિટરે આ વંશોને પ્રકાશમાં આણ્યા છે અને આ દેશની ઐતિહાસિક સામગ્રીમાં વંશોને સ્થાન અપાવવા માટે પ્રબળ પક્ષવાદ કર્યો છે ભગવાન્ બુદ્ધ પછીના સમયના વંશો માટે પાર્જિટરની પ્હેલાજ પુરાણોને એક પ્રમાણ તરીકે પ્રાચ્યતત્વજ્ઞોએ સ્વીકાર્યાં હતા પણ તે પ્હેલાના સમય માટે અને વધારે તો ભારત યુદ્ધ પ્હેલાના સમય માટે પુરાણોક્ત વંશાવળીઓ પાર્જિટરના પ્રકાશનો પછી પણ પુરાતત્વજ્ઞોમાં બહુ માન્ય થઇ નથી ખરી વાત એ છે કે પુરાણો જેવા અત્યારે મળે છે તેવા ઘણા વખત પછી લખાયા છે અને હાલના પુરાણોના જૂના અંશોવાળું મૂળ પુરાણ પણ મહાભારતના પ્હેલા ગ્રન્થથી જૂનું હોવાનો સંભવ નથી ( પુરાણોના સમય વગેરે વિષયની મે અન્યત્ર ચર્ચા કરી છે ) વળી આ સૂતોક્ત સાહિત્ય એક રીતે પાછળના બારોટોના ચોપડાઓ જેવું છે જુદાજુદા જૂના વંશોના આશ્રિત સૂતોએ તે વંશના પેઢીનામા જરૂર જાળવી રાખ્યા હશે પણ નવા નવા રાજવંશો આવે ત્યારે એ રાજાઓના પૂર્વજોને છેક મનુ સાથે જોડવાની આ સૂતોની સ્વાભાવિક ઇચ્છામાંથી આ પૌરાણિક વંશોમાં ખોટા અંશો દાખલ થયા

---

+ નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્ નડિઆદમાં સ્વીકારાયલો લેખ

હોવાનો સંભવ છે ઉદેપુરના રાજાઓના બારોટોએ એ રાજાઓની વંશાવળીને છેક ઇક્ષ્વાકુ સાથે જોડી દીધાની વાત પ્રસિદ્ધ છે, અરે એટલે સુધી પણ જવાની જરૂર નથી. પોતાને યાદવવંશી કહેવરાવતા કાઠીઆવાડના ગામડાના બોરીચા ખેડુતોના બારોટ એના પેઢીનામાંને કૃષ્ણ સુધી લઇ જાય છે. આ સ્થિતિમા પૌરાણિક વંશ સાહિત્યમાથી ઇતિહાસ તારવતા ખૂબ સાવધાન રહેવાની જરૂર છે. અને જ્યાં બીજા સાધનો ઉપલબ્ધ હોય ત્યા એ સાધનોના પ્રકાશથી પુરાણોક્ત વંશોની પરીક્ષા કરી જોવી જોઇએ

બુદ્ધના સમયની બાબતમા આ રીતની પરીક્ષા શક્ય હોવાથી આ દેશના ઇતિહાસના અન્વેષકોએ ઇ સ પૂર્વે ૬૦૦ પછીના વખત માટે પુરાણોક્ત વંશોને ખૂબ કસી જોયા પછી એનો આ દેશનો ઇતિહાસ ઉકેલવામા ઘણો લાભ લીધો છે પણ એ સમયના વંશોમાંયે પુરાણોમા ગડબડ થઇ છે પ્રદ્યોતો અને શૈશુનાગોને મગધના વંશમા અનુક્રમમા પુરાણો મુકે છે જ્યારે બૃહત્કથા, પ્રાચીન બૌદ્ધ અને જૈન સાહિત્ય, વગેરેથી પ્રદ્યોતોનું અવન્તીમા અને શૈશુનાગોનું મગધમા એક કાળે રાજ્ય હતુ, એમ સિદ્ધ થાય છે. જુઓ ( Cambrige History of India Vol I ch. 13 )

પૌરાણિક સાહિત્યકારોની, વંશોને એક પછી એક ગોઠવવાની પદ્ધતિ, વંશોને મનુ સુધી ખેચી જવાની વાસના, જુદી જુદી જાતિઓને એક પુરુષમાથી ઉત્પન્ન થતી બતાવવાની ઇચ્છા, પુરાણોમા પરસ્પર વિરોધ વગેરે અનેક ખામીઓનું વર્ણન કરવાની અહીં જરૂર નથી. પણ એ બધી ખામીઓ છતા એ વંશોની ઉપયોગિતા ઘણી છે. માત્ર એને બીજા સ્વતન્ત્ર પ્રમાણોથી કસી જોવા જોઇએ પ્રાચીન કાળ માટે આવા સાધનોમા વૈદિક સાહિત્ય શિવાય આપણી પાસે કશુ નથી પણ વૈદિક સાહિત્ય મુખ્યત્વે ધાર્મિક છે અને એમા પૂરા વંશો હોવાનો સભવજ નથી છતા પુરાણોક્ત વંશાવળીઓમાના કેટલાક નામો વેદોમા મળે છે આગળ દાખલાઓ ટાકયા છે પાચાલના રાજાઓમાથી સુદાસ વગેરે રાજાઓ વૈદિક સાહિત્યમા પ્રખ્યાત છે ટુકમા પુરાણોક્ત વંશાવળીઓમાં સત્યાંશ અને અસત્યાંશનું એવુ મિશ્રણ દેખાય છે કે ખૂબ ચાળને તથા ખૂબ સાવધાનતાથી વિવેચન કર્યા પછી એનાં કથનોને સ્વીકારવા જોઇએ વૈદિક સાહિત્ય બ્રાહ્મણ સપ્રદાયે ઉપજાવેલુ અને બ્રાહ્મણોમા મૂળથી ‘ ઐતિહાસિક ઇન્દ્રિય ’ નો અભાવ, વગેરે પાતે કલ્પેલા કારણોથી પાર્જિટરે વૈદિક સાહિત્ય અને પૌરાણિક સાહિત્યના કથનો વચ્ચે વિરોધ આવે ત્યા પુરાણને પ્રમાણ ગણ્યુ છે પણ બીજા પાશ્ચાત્ય વિદ્વાનો આ સિદ્ધાત હજી સ્વીકારતા નથી અને વેદોને બલવત્તર પ્રમાણ માનીને, પુરાણોને તદ્દન ગૌણ ગણીને જ વૈદિક સમયનો ઇતિહાસ જેટલો ઉકલે તેટલો ઉકલવા પ્રયત્ન કરે છે ( જુઓ Cambrige History Vol I )

પાર્જિટરનો ઉપર કહેલો વિચિત્ર સિદ્ધાત—વેદોમાં બ્રાહ્મણ સપ્રદાય અને પુરાણોમા ક્ષત્રિય સંપ્રદાય, ઐતિહાસિક બાબતમા વેદો કરતા પુરાણો વધારે માન્ય વગેરે તો હું પણ માનતો નથી પણ વંશો સળગ પુરાણોમા જ આપ્યા છે, વેદોમા તો છૂટા છવાયા કોઇ કોઇ વ્યક્તિઓના ઉલ્લેખોજ છે માટે વંશોની બાબતમા પુરાણોક્ત વંશાવળીઓનો અભ્યાસ કરવો એજ એક માર્ગ છે અલબત્ત વૈદિક તથા બીજા પ્રકાશથી પુરાણોક્ત વંશા-

વળીઓનુ શોધન અવશ્ય કરવુ જોઇએ, પણ વંશાવળીઓ જાણવા માટે મુખ્ય સાધન તો પુરાણોજ છે. અને પાર્જિટરે પુરાણોક્ત વંશાવળીઓનુ એવુ સંપૂર્ણ અને એટલુ સવિસ્તર મંથન કર્યુ છે કે વંશો સંબધી પુરાણોના ઉલ્લેખો વગેરે માટે મેં મોટે ભાગે એનો આધાર લીધો છે.

પુરાણો કહે છે કે—"મનુ વૈવસ્વતને નવ પુત્રો હતા (૧) ઇક્ષ્વાકુ (૨) નાભાગ, (૩) ધૃષ્ટ, (૪) શર્યાતિ (૫) નરિષ્યન્ત (૬) પ્રાંશુ (૭) નાભાનેદિષ્ટ, (૮) કરૂષ અને (૯) પૃષધ્ર; આ નવ માનવો કહેવાય છે."[1]

આ નવ પુત્રો ઉપરાંત વૈવસ્વત મનુને ઇલા નામની એક કન્યા અથવા ઇલ નામનો મોટો પુત્ર હતો જે સ્ત્રી રૂપ પામીને ઇલા થયો હતો, આ ઇલાના વંશજો ચન્દ્રવંશી ગણાય છે, અને એમાં જ યાદવોનો સમાવેશ થાય છે. તેથી ઇલાનો વિચાર પાછળ રાખી મનુના નવ પુત્રોનો વિચાર પતાવી દઇએ પુરાણો કહે છે કે મનુ " સૂર્ય લોકમા જતાં એના દશ પુત્રોએ પૃથિવીને દશ ભાગમા વ્હેંચી લીધી. "[2] આ વ્હેંચણીની પુરાણોક્ત વિગતોનો સાર નીચે પ્રમાણે છે. "પૃષધ્રે ગુરૂની ગાય મરાવીને ખાધી એટલે ચ્યવનના શાપથી શૂદ્રપણાને પામ્યો " (વાયુ ૮૬, ૧–૨) મતલબ કે એને પૃથિવીનો ભાગ ન મળ્યો ઋગ્વેદના એક વાલખિલ્ય સૂક્તમા પૃષધ્રનું નામ આવે છે.[3] પણ એ પૃષધ્ર મનુપુત્ર હોય

---

૧ આ શ્લોકો નીચેનાં પુરાણોમાં થોડા થોડા પાઠ ફેરથી મળે છે—**બ્રહ્માંડ** ૩, ૬૦, ૨–૩ **વાયુ** ૮૫, ૩–૪ **બ્રહ્મ** ૭, ૧–૨ **હરિવંશ** ૧૦, ૬૧૩–૧૪, **લિઙ્ગ** ૧, ૬૫, ૧૭–૧૯ **શિવ** ૭, ૬૦, ૧–૨ **કૂર્મ** ૧, ૨૦, ૪–૬ **અગ્નિ** ૨૭૨, ૫–૭ આ ઉપરાત **વાયુ** ૬૪, ૨૯–૩૦ મા અને **બ્રહ્માંડ** ૨, ૩૮, ૩૦–૩૨ મા આનું પાઠાંતર મળે છે આ પુરાણોના પાઠનુ સંસ્કરણ કરીને નીચે પ્રમાણે શ્લોકો પુરાણવિદ્ પાર્જિટર આપે છે—

मनोर्वैवस्वतस्यासन्पुत्रा वै नव तत्समृता. ।
इक्ष्वाकुश्चैव नाभागो धृष्टः शर्यातिरेव च ॥
नरिष्यन्तस्तथा प्रांशुर्नाभागोदिष्ट एव च ।
करुषश्च पृषध्रश्च नवैते मानवाः स्मृता : ॥

**વિષ્ણુ** ૪, ૧, ૫ અને **મહાભારત** ૧, ૭૫, ૩૧૪૦–૪૧ ઉપરના પાઠને સંમત છે. નાભાગોદિષ્ટ પાર્જિટરે પસંદ કર્યું છે, પણ નાભાનેદિષ્ટ હોવુ જોઇએ એમ પોતેજ ટિપ્પણી ( પા. ૮૪ ) મા કહે છે **ગરુડ** ૧, ૧૩૮, ·, **માર્કંડેય** ૭૯, ૧૧–૧૨ અને ૧૧૧, ૪–૫ અને **ભાગવત** ૯, ૧, ૧૧–૧૨ મા પાઠાંતર છે. **મત્સ્ય** ૧૧, ૪૦–૪૧, અને **પદ્મ** ૫, ૮, ૭૫–૭૭ મા જુદોજ પાઠ છે મહાભારતમા ૧, ૧, ૪૮–૭ મા કલ્પિત અને ખોટો સાર ખેંચ્યો છે. પાર્જિટર Ancient Indian Historical Tradition p 84

૨ **વાયુ**. ૮૫, ૨૦–૨૧ **બ્રહ્માંડ** ૩, ૬૦, ૨૦–૨૧. **બ્રહ્મ** ૭, ૨૦–૨૧ **હરિવંશ** ૧૦, ૬૩૩–૩૫ **શિવ** ૭, ૬૦, ૧૬, **બૌધાયન** ૨–૨–૩–૨ એજન p. 254 n 11

૩ **ઋ**. ૮, ૫૨, · Vedic Index Vol II p 20

એમ લાગતુ નથી પછી મનુપુત્ર કરૂપમાથી ક્ષત્રિય થયા, જેઓ યુદ્ધ વીર હતા [4] આ કરૂષોનું કરૂષ દેશમા રાજ્ય હતુ આ કરૂષદેશ હાલના રેવાની આસપાસ અને એની પૂર્વમા હતો એમ પાર્જિટર કહે છે [5] ધૃષ્ટના ધાર્ષ્ટક નામના રણધૃષ્ટ ક્ષત્રિયો થયા [6] આ ધાર્ષ્ટકો વિષે કાઇ વધારે કહ્યુ નથી, માત્ર શિવપુરાણ કહે છે કે તેઓ બાલ્હીક દેશમા રહ્યા, જેનો અર્થ બલ્ખ થાય પણ વધારે સભવ પજાબનો બાહ્લીક દેશ હોવાનો છે [7] નરિષ્યન્તના વશ માટે ઘણી ગડબડ છે કેટલાક પુરાણો નરિષ્યન્તના વશજોને શકો કહે છે. [8] ભાગવતમા નરિષ્યન્તના વશજોની નામાવલિ આપી છે, અને એમાથી અગ્નિવેશ્યાયન બ્રાહ્મણો થયા એમ કહ્યુ છે. [9] પણ આ વાત વૈશાલ વશના નરિષ્યન્ત વિષે હોવાનો વધારે સભવ છે એમ પાર્જિટર કહે છે નાભાગના અબરીષાદિ વંશજોનુ ઘણુ કરી જમના કાંઠે રાજ્ય હતુ બાર પુરાણોમા નાભાગનો વશ આપ્યો છે [10] હરિવશ તો અબરીષ આગળજ અટકે છે પણ બીજા ચોથી પેઢીના રથીતર આગળ અટકે છે ઋગ્વેદમાં નભાકના પુત્ર નાભાકનુ નામ ઋષિ તરીકે આવે છે [11] પણ તે આ પુરાણોક્ત મનુ પુત્ર હોવાનો સભવ થોડોજ છે, નાભાનેદિષ્ટના વશનુ રાજ્ય વૈશાલીમા હતુ અને એની વશાવળી સાત પુરાણોમા તથા રામાયણ અને મહાભારતમા આપી છે [12] માત્ર નાભાનેદિષ્ટનું નામ પાછલી સહિતાઓમા અને બ્રાહ્મણોમા પ્રસિદ્ધ છે [13] આ વૈદિક ઉલ્લેખોમા કહ્યુ છે કે મનુએ પોતાના પુત્રોને જ્યારે મિલ્કત વ્હેચી આપી ત્યારે નાભાનેદિષ્ટને કાઇ ન આપ્યુ પણ એણે પિતાની સલાહને અનુસરી આગીરસ પાસેથી ગાયો મેળવી નાભાનેદિષ્ટ શબ્દનો મૂળ અર્થ નજીકમા નજીકનો સબધી એટલો છે પુરાણો નાભાનેદિષ્ટની વશાવળી પ્રમતિ સુધી આપે છે આ પ્રમતિ રામાયણના ...થન

---

४ करूपस्य तु कारुपा क्षत्रिया युद्धदुर्मदा ।

वायु ८६—२

બીજા પુરાણોના ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા ૨૫૫ ટિ. ૧૪

૫ એજન પા ૨૫૬ અને પાર્જિટરનુ માર્કડેય પુરાણનુ અગ્રેજી ભાષાતર પા ૭૪૧

૬ धृष्टस्य धार्ष्टकं क्षत्र रणधृष्ट बभूव ह ।

वायु ८८—४

૭ પાર્જિટર પા ૨૫૬ અને તેની ટિ ૪-૫

૮ नारिष्यत शका पुत्रा । હરિવશ ૧૦-૬૬૧ વધારે ઉલ્લેખો માટે જુઓ એજન પા ૨૫૭ ટિ ૬

૯ ભાગવત ૯, ૨, ૧૯ થી ૨૨

૧૦ હરિવશ ૧૦, ૬૪૧ બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા ૮૮ ટિ ૩

૧૧ ऋ ८ ४१, २, निरुक्त १०, ५ Vedic Index Vol I p 442

૧૨ ब्रह्माड ३, ६१, ३ थी १८, वायु ८६ ३ थी २२, रामायण १, ४७, ११ थी १७ म. भारत १४, ४, ६५ थी ८६ બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા ૯૭ ટિ ૧

૧૩ तै. स. ३, १, ९, ४ थी ६ ऐ ब्रा ५, १४ Vedic Index Vol I p 442

પ્રમાણે અયોધ્યાના રાજા દશરથના સમકાલિન હતા. [૧૪] આ વંશાવળી વાયુ, વિષ્ણુ, ગરૂડ અને ભાગવતમાં પ્રમતિ સુધી સંપૂર્ણ આપી છે અને બાકીના ગ્રંથોમાં અધૂરી છે. વળી નાભાનેદિષ્ટના ભલંદન વૈશ્ય થઈ ગયાનું અને ત્રણ વૈશ્ય બ્રાહ્મણો મંત્ર દ્રષ્ટા થયાનું પુરાણોમાં કહ્યુ છે.[૧૫] આ ભલંદનનો પુત્ર વત્સપ્રી ઋગ્વેદના એક સૂક્તના દ્દષ્ટા તરીકે પ્રસિદ્ધ છે.[૧૬] આ નાભાનેદિષ્ટના એક વંશજ વિશાલ નામના પરમધાર્મિક રાજાએ વિશાલા અથવા વૈશાલી નગરીની સ્થાપના કરી[૧૭] અને પછીથી આ રાજાઓ વૈશાલક કહેવાવા લાગ્યા; રામાયણે તો વિશાલથીજ વંશનો આરંભ કર્યો છે અને વિશાલને ઇક્ષ્વાકુનો પુત્ર ગણ્યો છે.

મનુના પુત્ર શર્યાતિએ આનર્તમાં કુશસ્થલી (દ્વારકા)માં રાજ્ય સ્થાપ્યું. આ શર્યાતિનો ટુંકો વંશ બાર પુરાણોમાં આપ્યો છે.[૧૮] જુદાં જુદાં પુરાણોના પાઠમાં ઝાઝો ફેર નથી. શર્યાતિનો પુત્ર આનર્ત જેના નામ ઉપરથી આનર્ત દેશનુ નામ પડ્યું. શર્યાતિની કન્યા સુકન્યા ભાર્ગવ ચ્યવનને પરણેલી. તેની કથા વૈદિક અને પૌરાણિક સાહિત્યમાં પ્રસિદ્ધ છે. ઋગ્વેદમાં શર્યાતિ મંત્ર દ્દષ્ટા તરીકે પ્રસિદ્ધ છે.[૧૯] ઐતરેય બ્રાહ્મણમાં પણ એક શાર્યાતનો ઉલ્લેખ છે. ત્યાં એને માનવ કહ્યો છે, તથા ચ્યવને એને રાજ્યાભિષેક કરેલો એમ કહ્યું છે. [૨૦]શતપથ અને જૈમિનીય બ્રાહ્મણવાળા[૨૧] ચ્યવનોપાખ્યાનમાં જે શાર્યાતનું નામ છે તે અને ઉપર કહેલા એકજ જણાય છે. આ બ્રાહ્મણ ગ્રન્થોમાંજ ચ્યવન સુકન્યાનું આખ્યાન પ્રથમ મળે છે અને મહાભારત પુરાણોમાં એનો વિસ્તાર થયો છે.

આ વંશ લાંબો વખત ચાલ્યો જણાતો નથી, અને પુરાણો પ્રમાણે આનર્તના ચોથી પેઢીના ૪ રૈવત પોતાની કન્યા રેવતી સાથે બ્રહ્મલોકમાં ગાન સાંભળવા ઉભા રહ્યા; ત્યાં

---

૧૪ **वा. रामायण** १, ४७, १७–२० પાર્જિટર પા. ૯૭

૧૫ **मार्कंडेय** ११३, ३६, ११४, २, ११६, ३–४ **ब्रह्मांड** ७, २६ **विष्णु** ४, १, १५ **भागवत** ९, २, २३,
અને **ब्रह्मांड** ७, ४२ **हरिवंश** ११, ६५८ **शिव** ७, ६०, ३७
પાર્જિટર પા. ૯૭ ટિ. ૫. ૬

૧૬ પાર્જિટર પા ૯૭ ऋ. ९, ६८

૧૭ **विशालो वंशकृद्राजा वैशालीं निर्ममे पुरीम्** । भा. ९, २, ३३.
બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૯૭ ટિ. ૪

૧૮ **वायु** ८६, २३ થી २९ અને ८८, १ થી ४, **ब्रह्मांड** ३, ६१, १८, થી ४२ **ब्रह्म** ७, २७ થી ४१ **हरिवंश** १०, ६४२ થી ११, ६५७ વધારે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૯૭ ટિ. ૮

૧૯ ऋ. १, ५१, १२; ३, ५१, ७. Vedic Index Vol. II p. 375.

૨૦ ऐ. ब्रा. ४, ३२, ७ Vedic Index Vol II p. 375.

૨૧ श. ब्रा. ४, १. ५, १ जै. ब्रा. ३, १२१ એજન

યુગો ચાલ્યા ગયા અને રેવતી બલદેવને આપવી પડી.[૨૨]અને પાછળથી રેવત બ્રહ્મલોકમાં ગયા પછી પુણ્યજન રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો.[૨૩]

મનુના જ્યેષ્ટ પુત્ર ઇક્ષ્વાકુ મધ્ય દેશના રાજા થયા[૨૪] અને અયોધ્યાના સૂર્યવંશના મૂળ પુરૂષ આ ઇક્ષ્વાકુ જ ગણાય છે.[૨૫] ઇક્ષ્વાકુના વંશ માટે વાયુ વગેરે ૭ પુરાણો[૨૬] કહે છે કે ઇક્ષ્વાકુને ૧૦૦ પુત્રો હતા જેમાં વિકુક્ષિ, નિમિ અને દંડ મોટા હતા અને શકુનિ વગેરે મોટા ૫૦ ઉત્તરાપથના રાજાઓ થયા અને વિંશાતિ વગેરે ન્હાના ૪૮ દક્ષિણાપથના રાજાઓ થયા.[૨૭] આમાંથી વિકુક્ષિ ઇક્ષ્વાકુની ગાદીએ બેઠો, તેનો કકુત્સ્થ અને આ કકુત્સ્થમાંથી જે વંશ ચાલ્યો તેમાં રામચન્દ્ર થયા, આ અયોધ્યાના ઇક્ષ્વાકુના વંશની વંશાવળી તેર પુરાણોએ લગભગ સંપૂર્ણ આપી છે.[૨૮] રામાયણમાં રામ સુધીની વંશાવળી બે વખત આપી છે.[૨૯] મહાભારતે દ્દાશ્વ સુધી એક સ્થળે આપી છે અને અન્યત્ર બીજા કટકાઓ આપ્યા છે. રઘુવંશમાં દિલીપ બીજાથી અગ્નિ વર્ણ સુધીનો પાછલા અર્ધાનો ઘણો ભાગ આપ્યો છે. આમાંથી રામાયણ શિવાયના ગ્રંથો એક બીજા સાથે મોટે ભાગે મળે છે. અને રઘુવંશ પણ આ બાબતમાં રામાયણને નહીં પણ પુરાણોને અનુસરે છે[૩૧] એ જોતાં રામાયણની વંશાવળીમાં જ ગડબડ લાગે છે.

---

૨૨ ભાગવત ૯, ૦, ૨૯ થી ૩૭ વાયુ ૮૬, ૨૩ થી ૨૯

૨૩ हता पुण्यजनैः सर्वा राक्षसैः सा कुशस्थली । વાયુ ૮૮, ૧

પાર્જિટર પા. ૯૮

૨૪ બ્રહ્મ ૭, ૨૦ હરિવંશ ૧૦, ૬૩૪ શિવ ૭, ૬૦, ૧૭ વાયુ ૮૫, ૨૧.

૨૫ મત્સ્ય ૧૨, ૧૫ પદ્મ ૫, ૮, ૧૨૦ એજન પા. ૨૫૭.

૨૬ વાયુ ૮૮, ૮ થી ૧૧ વગેરે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૭ ટિ. ૪.

૨૭ शकुनिप्रमुखास्तस्य पुत्राः पञ्चशतं तु ते
उत्तरापथदेशस्य रक्षितारो महीक्षितः
विंशति प्रमुखास्ते तु दक्षिणापथरक्षिणः

વાયુ ૮૮, ૮ થી ૧૦.

પાર્જિટર પા. ૨૫૭

મત્સ્ય વગેરે ચાર પુરાણો વિકુક્ષિના ૧૫ પુત્રો મેરૂની ઉત્તરે અને ૧૧૪ મેરૂની દક્ષિણે રાજા થયા એમ કહે છે. મત્સ્ય ૧૨, ૨૬–૨૭

એજન પા. ૨૫૭.

૨૮ વાયુ ૮૮, ૮ થી ૨૧૩ બ્રહ્મ ૭, ૪૪ થી ૮, ૯૪ વગેરે પૌરાણિક ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૯૩ ટિ. ૨

૨૯ રામાયણ ૧, ૭૦, ૨૧ થી ૪૪ ૨, ૧૧૦, ૬ થી ૩૫.

૩૦ મહાભારત ૩, ૨૦૧, ૧૩૫૧૫–૧૯, ૨૦૩, ૧૩૬૧૪ થી ૨૨ અને ૩, ૧૦૭, ૯૯ ૧૨ થી ૧૮

૩૧ જુઓ મારૂં કાલિદાસ અને પુરાણો ( વસંત સ્મારક ગ્રંથ ) પાર્જિટરે પા. ૯૧ થી ૯૩ માં વધારે દાખલાઓ આપ્યા છે.

ઇક્ષ્વાકુના બીજા પુત્ર નિમિ અથવા નેમિમાથી વિદેહનો વશ નીકળ્યો[૩૨] આ વિદેહની વશાવળી પાચ પુરાણોમા આપી છે સીરધ્વજ સુધી રામાયણમા આપી છે[૩૩] નિમિના પુત્ર મિથિના નામ ઉપરથી મિથિલા નગરીનું નામ પડયુ[૩૪]

ઇક્ષ્વાકુને ત્રીજો દંડ નામનો પુત્ર હોવાનું કેટલાક પુરાણો કહે છે અને એ દડ ઉપરથી દડકારણ્યનુ નામ પડયુ હોવાનું પદ્મપુરાણ કહે છે[૩૫]

ઇક્ષ્વાકુ વશના પુરૂષોમાથી ઇક્ષ્વાકુનું નામ ઋગ્વેદમા એક વખત અને અથર્વવેદમા એક વખત મળે છે[૩૬] આ બન્ને સ્થળે ઇક્ષ્વાકુને મનુપુત્ર નથી કહ્યો પણ પ્રાચીન વીરનું નામ હોય એમ લાગે છે પચવિશ બ્રાહ્મણમા ઐક્ષ્વાક ત્ર્યારૂણ ત્રૈધાવતનુ નામ છે[૩૭] અને ઋગ્વેદમા ત્ર્યારૂણ ત્રસદસ્યુનુ નામ છે તે એજ લાગે છે[૩૮] વળી શતપથ બ્રાહ્મણમા પુરૂકુત્સને ઐક્ષ્વાક કહ્યો છે[૩૯] આ વૈદિક ઉલ્લેખો ઉપરથી દસ્યુઓ જેનાથી ત્રાસતા (ત્રસદસ્યુ) એવો આ ઇક્ષ્વાકુનો વશ પુરૂકુત્સ નામના પુરૂ ઉપરથી મૂળ પુરૂનો વશ હતો અને એનું રાજ્ય સિન્ધુમાંથી ઉપર હતુ અને પાછળથી અયોધ્યા આવ્યા એમ મેકડોનલ અને કીથ તર્ક કરે છે Vedic Index Volp I 75

લોકના નામ તરીકે વિદેહનો ઉલ્લેખ શતપથ બ્રાહ્મણમા મળે છે, અને એજ ફકરામાં વિદેવો અથવા વિદેહોના ( રાજા તરીકે ) વિદેઘ માઠવનુ નામ મળે છે[૪૦] અને વિદેહના રાજા જનકનો બૃહદારણ્યક ઉપનિષદ્માં પ્રખ્યાત છે[૪૧] પાછળના સાહિત્યમા જ્ઞાની તરીકે વિદેહના જનક પ્રસિદ્ધ છે કૌષીતકી ઉપનિષદ્મા વિદેહ અને કાશી જોડાઈ ગયાનો ઉલ્લેખ છે[૪૨] વિદેહના એક નમિશાપ્યનો ઉલ્લેખ પચવિશ બ્રાહ્મણમા મળે છે[૪૩]

આ છુટા છુટા વૈદિક ઉલ્લેખોમાથી મનુના એકેય પુત્રની પુરાણોક્ત આખી વશાવળી નીકળી શકે એમ નથી

---

૩૨ નિમિ વસિષ્ઠના શાપથી વિદેહ કહેવાયા માટે એનાથી ચાલેલો વશ પણ એ નામથી ઓળખાયો — વાયુ ૮૯, ૪

૩૩ વાયુ ૮૯, ૧ થી ૨૩ વિષ્ણુ ૪ ૫, ૧૧ થી ૨૪ બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા ૯૫ ટિ. ૫, ૬.

૩૪ मिथिर्नाम महावीर्यो येना सौ मिथिलाऽभवत् । — वायु ૮૯, ૬

૩૫ પાર્જિટર પા ૨૫૮ ટિ. ૨

૩૬ ऋ. ૧૦, ૬૦, ૪ Vedic Index Vol I p 75

अ वे. ૧૪ ૩૯, ૯ ,,

૩૭ प. ब्रा. ૧૩ ૩, ૧૨ ,,

૩૮ ऋ. ૫, ૨૭ ૩ ,,

૩૯ श ब्रा ૧૩, ૫, ૪ ૫ ,

૪૦ श. ब्रा. ૧, ૪૧, ૧૦ Vedic Index Vol II 298.

૪૧ बृ. उ. ૩, ૮, ૨, ૪, ૨ ૬

૪૨ कौ उ. ૪, ૧ Vedic Irdex Vol II p 298

૪૩ प ब्रा. ૨૫, ૧૦, ૧૭

## ઇલા અને ઐલવંશ.

મનુને નવ પુત્રો હતા એમ ઉપર કહ્યું છે પણ મત્સ્ય અને પદ્મ દશ પુત્રો ગણે છે અને ઇલને જ્યેષ્ટ પુત્ર કહે છે,[૪૪] અને આ ઇલ દિગ્વિજય અર્થે નીકળ્યા હતા ત્યાં ફરતાં ફરતાં શરવણ અથવા ઉમાના વનમાં પેઠા અને ઉમાએ પ્હેલાં બાંધેલી મર્યાદાને પરિણામે સ્ત્રીરૂપ થઇ ગયા. એ રીતે ઇલ રાજા ઇલા સ્ત્રી થયા. અને ઇલા સ્ત્રીને સોમના પુત્ર બુધ સાથેના સંયોગથી પુરૂરવા નામનો પુત્ર થયો. પછી શંકર પાર્વતીના પ્રસાદથી ઇલા સુદ્યુમ્ન નામનો કિંપુરૂષ થયો. આ સુદ્યુમ્ન એક માસ સુધી પુરૂષ ભાવને અને એક માસ સુધી સ્ત્રી ભાવને પ્રાપ્ત થતો હતો.[૪૫] મત્સ્ય કરતાં જુદી પરંપરાનાં વાયુ વગેરે પુરાણો કહે છે કે મનુને ઉપર ગણાવેલા નવ પુત્રો થયા પછી મનુએ પુત્ર કામનાથી યજ્ઞ કર્યો અને પરિણામે મિત્રાવરૂણના અંશથી તેને ઇલા અથવા ઇડા નામની કન્યા થઇ.[૪૬] આ ઇલાને બુધથી પુરૂરવા નામનો પુત્ર થયો જે માના નામ ઉપરથી ઐલ પુરૂરવા કહેવાયો.[૪૭] પણ મિત્રાવરૂણના જ પ્રસાદથી ઇલા પુરૂષરૂપે સુદ્યુમ્ન નામથી પ્રખ્યાત થયો.[૪૮] આ રીતે સ્ત્રી રૂપ ઇલામાંથી ઐલ પુરૂરવા થયો, જેનો વંશ જુદો ચાલ્યો અને પુરૂરવાના દાદા ચંદ્રના નામથી ચંદ્રવંશ કહેવાયો અને પુરૂષરૂપ સુદ્યુમ્નને ત્રણ પુત્રો થયા. (૧) ઉત્કલ, (૨) ગય, (૩) અને વિનતાશ્વ અથવા હરિતાશ્વ.[૪૯] આમાંથી ઉત્કલને ઉત્કલ દેશ મળ્યો, ગયને ગયા

---

૪૪ मनोर्वैवस्वतस्यासन्दश पुत्रा महाबलाः
इलस्तु प्रथमस्तेषां पुत्रेष्ट्यां समजायत ॥

मत्स्य ११, ४०

पद्म ५, ८, ७५

ભાગવતે દશ પુત્રો કહ્યા છે પણ એક નાભાનેદિષ્ટને બદલે નૃગ અને દિષ્ટ એમ બે ગણ્યા છે. બાકી ઇલા વિષે ભાગવત વાયુવાળી પરંપરાને અનુસરે છે. भागवत ૯, ૧, ૧૨.

૪૫ જુઓ मत्स्य ११ श्लो ४० थी अ. १२, १६ સુધી.
पद्म ५, ८, ७५ थी १२४.

૪૬ अथाकरोत्पुत्रकामः परामिष्टिं प्रजापतिः
तत्र दिव्याम्बरधरा दिव्याभरणभूषिता
दिव्यसंहनना चैव इडा जज्ञे इति श्रुतिः

वायु ८५, ६–७

વધારે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૪ ટિ. ૪.

૪૭ वायु ८५, १७

૪૮ „ ८५, १५

૪૯ „ ८५, १९ વધારે ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૪ ટિ. ૬ ૮, ૯, ૧૦.

અને પૂર્વનો દેશ અને વિનતાશ્વને પશ્ચિમનો દેશ[૫૦] આ સૌદ્યુમ્ન વંશ પુરાણોમાં બહુ અગત્યનો નથી, પણ ઐલવંશ એટલે ઇલાપુત્ર પુરૂરવાનો વંશ ઘણો અગત્યનો છે આ ઐલવંશમાંજ પૌરવો, યાદવો વગેરે મહાભારત અને પુરાણ પ્રસિદ્ધ રાજવંશો થયા છે

ઐલ પુરૂરવ અને અપ્સરા ઉર્વશીના વિચિત્ર સંવાદવાળુ એક સૂક્ત ઋગ્વેદમાં છે[૫૧] આ ઉપરથી શતપથ બ્રાહ્મણની પુરૂરવાની આખ્યાયિકા રચાઈ છે[૫૨] અને એમાંથી પુરાણોની કથાનો અને છેવટ વિક્રમોર્વશીય નાટકનો વિકાસ થયો છે.[૫૩]

આ ઇલા ઉપરથી ઇલાવૃત નામ પડ્યુ એમ મત્સ્ય કહે છે[૫૪] પણ પાર્જિટર એ ઉપરથી ઐલો હિમાલયના મધ્ય ભાગમાંથી આવ્યા એમ ઠરાવે છે, અને આ ઐલો—અર્થાત્ પૌરવ, યાદવ વગેરે ચંદ્રવંશો ગણાય છે તેજ આર્યો અને ઇક્ષ્વાકુ વગેરે મનુના નવ પુત્રોમાંથી નીકળેલા માનવ વંશો તે દ્રાવિડો અને સૌદ્યુમ્નો ને મુંડા પ્રજા અને તેની મોનખ્મેર શાખા એમ તર્ક કરે છે વળી વેદોનો પ્રાચીન તમ ભાગ મૂળ દ્રાવિડ રાજાઓ અને અનાર્ય બ્રાહ્મણોની રચના વગેરે વિચિત્ર અનુમાનો પુરાણોના આ વંશ સંબંધી સાહિત્ય ઉપરથી પાર્જિટર કાઢે છે[૫૫] પાર્જિટરના આ અનુમાનો પાશ્ચાત્ય પ્રાચ્ય વિદ્યા વિદ્ભિરોમાં માન્ય થયાં નથી આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવે પાર્જિટરના આ પ્રતિપાદનોનુ વિવેચન ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના એક વાર્ષિક મેળાવડા સમક્ષ કરેલું છે[૫૬] આ મોટા વિષયની સવિસ્તર ચર્ચા કરવા જેટલી કે પાર્જિટરના અનુમાનોનુ ખંડન કરવા જેટલી અહીં જગ્યા નથી, એ માટે તો પાર્જિટરના આ પુસ્તકની વિગતવાર સમાલોચના કરવી જોઇએ પણ પુરાણોના વચનોમાંથી પાર્જિટરે કાઢ્યો છે એવો જ અર્થ કાઢ્યા વગર છૂટકો ન થાય એમ મને લાગતુ નથી, પૌરાણિક વંશાવળીઓમાંથી માનવ, ઐલ અને સૌદ્યુમ્ન એ રીતે ત્રણ મૂળ વંશો માનીને એમાં આ દેશની આધુનિક વસ્તીની ત્રણ મૂળ જાતો ( races ) જોવી એ તો કેવળ કલ્પના લાગે છે મનુના દશ બાળકોમાંથી દશ જાતો શા માટે નહીં? પુરાણોક્ત વંશ સાહિત્યમાંથી બીજા પણ ઘણા વિકલ્પો સંભવે છે મતલબકે પાર્જિટરે ઐલ અને માનવ તથા સૌદ્યુમ્ન વચ્ચે પાડેલો ભેદ ન સ્વીકારીને ઐલ વંશમાંજ આગળ ચાલીએ

પુરૂરવાનું રાજ્ય યમુનાના ઉત્તર કાંઠા ઉપર પ્રતિષ્ઠાનમાં એટલે કે પ્રયાગમાં હતુ[૫૭]

---

૫૦ वायु ૮૫, ૧૯ પાર્જિટર પા ૨૫૫

૫૧ ऋ ૧૦, ૯૫

૫૨ श ब्रा. ૧૧, ૫, ૧, ૧ Vedic Index Vol II p 3

૫૩ આ વિકાસનો ક્રમ જોવા જુઓ મારૂ કાલિદાસ અને પુરાણો ત્રમંત રજતગ્રંથમાં

૫૪ इलस्य नाम्ना तद्वर्षमिलावृतमभूत्तदा। मत्स्य ૧૨, ૧૪

૫૫ જુઓ પાર્જિટર, પ્રસ્તાવના

૫૬ જુઓ બુદ્ધિપ્રકાશ જુલાઇ ૧૯૨૪ નો વધારો

૫૭ राज्यं स कारयामास प्रयागे पृथिवीपतिः ॥
उत्तरे यामुने तीरे प्रतिष्ठाने महायशाः ॥
वायु. ९१, ५०

એને ૭ પુત્રો હતા એમ પુરાણો કહે છે.[૫૮] તેમાંથી પુરૂરવાનો પુત્ર આયુ પ્રયાગની ગાદીએ બેઠો અને બીજા પુત્ર અમાવસુનું રાજ્ય ઘણું કરી કાન્યકુબ્જમાં હતું.[૫૯] પણ આપણે આયુના વંશનુંજ પ્રયોજન છે. આયુનો પુત્ર નહુષ; આ નામ ઋગ્વેદમાં કેટલીક વાર આવે છે.[૬૦] અને મહાભારતમાં તથા પુરાણોમાં નહુષની કથા પ્રસિદ્ધ છે. નહુષનો પુત્ર યયાતિ રાજા મહાભારત પુરાણમાં ચક્રવર્તી મહારાજા તરીકે પ્રસિદ્ધ છે.[૬૧] નહુષ્ય યયાતિનું નામ વેદમાં પણ મળે છે.[૬૨] આ યયાતિને દેવયાની અને શર્મિષ્ઠા નામે બે પત્નીથી પાંચ પુત્રો થયા. યદુ, તુર્વસુ દ્રુહ્યુ, અનુ અને પુરૂ.[૬૩] યયાતિના પુત્ર તરીકે નહીં પણ છુટાં છુટાં, ને તે જાતોનાં તથા તેના રાજાઓનાં નામ તરીકે આ પાંચે નામો વેદોમાં મળે છે.[૬૪] એકાદ સ્થળે પાંચે નામે એક સાથે પણ મળે છે. અને તૃત્સુઓના શત્રુઓ તરીકે યદુ વગેરેનો ઉલ્લેખ મળે છે[૬૫] આ પાંચે ભાઇઓ વચ્ચે યયાતિએ પોતાનું રાજ્ય પૃથ્વી-વ્હેંચી આપી; તેમાં પુરૂને પોતાની ગાદીએ બેસાર્યો, દક્ષિણ પૂર્વમાં તુર્વસુને રાજ્ય આપ્યું, દક્ષિણ પશ્ચિમમાં યદુને આપ્યું, પશ્ચિમમાં દ્રુહ્યુને અને ઉત્તરમાં અનુને આપ્યું[૬૬] પણ પુરાણોમાં, યયાતિના ચરિત્રમાં પોતાની વૃદ્ધાવસ્થા ન ગ્રહણ કરવા માટે પુરૂશિવાયના ચારે પુત્રોને શું શાપ આપ્યો અને પુરૂને રાજ્ય આપ્યું એવાં પણ વચનો છે[૬૭] અને ઋગ્વેદના અમુક મંત્રોમાંથી સુદાસ સામેના યુદ્ધમાં હારીને તુર્વસુ અને યદુ છટકી ગયા અને અનુ અને દ્રુહ્યુ નાશ પામ્યા એવો અર્થ નીકળતો મેકડોનલ અને કીથને લાગે છે[૬૮] પાર્જિટર તો દ્રુહ્યુઓ ભારતના પશ્ચિમ ઉત્તરમાંથી ઇરાનમાં ગયા અને ઈ. સ. પૂર્વ ૧૪૦૦ નો મિતાનીનો લેખ એ દ્રુહ્યુઓએ પ્રસારેલા વૈદિક ધર્મની નિશાની છે એમ ગણે છે. (જુઓ. પા. ૩૦૦)

યયાતિના પુત્રોમાંથી પૌરવો આ દેશમાં વધારે પ્રસિદ્ધ થયા છે. વેદમાં પુરૂકુત્સ વગેરે અનેક પૌરવ રાજાઓનાં નામો મળે છે. મહાભારતના ભારતો-પાંડવ કૌરવો પણ પૌરવો

---

૫૮ વાયુ ૯૧, ૫૧

૫૯ પાર્જિટર પા. ૨૫૮. અને ટિ ૫

૬૦ ऋ १, ३१,११; ८, ४६, २७ વગેરે જુઓ Vedic Index Vol. I p. 438. 9

૬૧ महाभारत १, ७५, ३१५६

૬૨ ऋ. १, ३१, १७; १० ६३, १. Vedic Index se Vol II p. 187

यदुं च तुर्वसुं चैव देवयानी व्यजायत ॥
द्रुह्युं चानुं च पुरुं च शर्मिष्ठा वार्षपर्वणी ॥

वायु. ९३, १६, १७.

બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૮૭ ટિ. ૧, ૨.

૬૪ Vedic Index Vol II p. 185.

૬૫ ऋ १, १०८, ८ " Vol II p. "

૬૬ वायु ९३, ८८ થી ९० બીજા ઉલ્લેખો માટે જુઓ પાર્જિટર પા. ૨૫૯ ટિ. ૭

૬૭ वायु ९३, ३९ થી ६१

૬૮ Vedic Index Vol II p. 185.

જ ગણાય છે જો કે વેદમા કેટલેક સ્થળે પુરૂઓ અને ભરતોને પરસ્પર વિરોધી કહ્યા છે[૬૯] પણ પાછળથી ભરતો અને પુરૂઓ જોડાઇ ગયા અને શતપથ બ્રાહ્મણ વગેરેના સમયમા એ ભરતોજ કુરૂપાચાલ તરીકે મધ્ય દેશમા રાજ્ય કરતા હોવાનો સભવ મેક્ડોનલ અને કીથ માને છે[૭૦]

## યાદવો

વેદમા તો ઉપર કહ્યુ તેમ યાદવોના અર્થમા યદુ આવે છે એ આ વશોના વિચારમા બહુ સૂચક છે, પણ આપણે તો પુરાણોને અનુસરી યદુના વશમા આગળ ચાલીએ વાયુ પ્રમાણે યદુને પાચ પુત્રો હતા પણ એમાથી બે મોટાના વશો વધારે અગત્યના છે[૭૧]

આમાથી સૌથી મોટા સહસ્રજીત્‌ના પૌત્ર હેહયના નામથી તેના વશજો હૈહયો તરીકે પ્રખ્યાત થયા, અને ક્રોષ્ટુના વશજો ખાસ યાદવો તરીકે ઓળખાયા[૭૨] હૈહયોમા પરાક્રમી કાર્તવીર્ય સહસ્રાર્જુનની કથા પ્રસિદ્ધ છે પણ એ વશનુ આપણે પ્રયોજન નથી ક્રોષ્ટુનો વશ એટલે મુખ્ય યાદવ વશ વાયુ વગેરે બાર પુરાણોમા આપ્યો છે[૭૩] ક્રોષ્ટુ પછી પાચમો શશબિન્દુ મહાવીર્યવાન્ અને ચક્રવર્તી થયો એમ પુરાણો કહે છે[૭૪] અને શશબિન્દુથી દશમો જ્યામઘ પણ ખૂબ પ્રખ્યાત થયો લાગે છે [૭૫]જ્યામઘના પુત્ર વિદર્ભે વિદર્ભમા રાજ્ય મેળવ્યુ આવિદર્ભના ત્રણ પુત્રોમા, [૭૬]લોમપાદનુ રાજ્ય ક્યા હતુ એ સ્પષ્ટ નથી, કૈશિક ચેદીના રાજા થયા, અને મોટા પુત્ર, ક્રથના વશમા બાવીશમી પેઢીએ [૭૭]સત્વત થયા " ને આ સત્વત ઉપરથી એના વશજો સાત્વત કહેવાયા, શ્રીકૃષ્ણ સાત્વત કહેવાય છે.

આ સત્વતના ભજમાન, દેવાવૃધ, અન્ધક અને વૃષ્ણિ ચાર પુત્રો થયા[૭૮] આમાથી

---

૬૯ ऋ. ૭, ૧૮, ૧૩ તથા ऋ. ૭, ૮, ૪

Vedic Index Vol II p 112

૭૦ Vedic Index Vol I p 167, 169

૭૧ यदो पुत्रा बभूवर्हि पञ्च देवसुतोपमा ।
सहस्रजिदथ श्रेष्ठ क्रोष्टुर्नीलोजितो लघु

वायु ९४ २

વધારે ઉલ્લેખો માટે પાર્જિટર પા ૮૭ ટિ ૩, ૪

૭૨ हरिवंश ૩૪ ૧૮૯૮ પાર્જિટર ૭૮ ટિ ૫

૭૩ वायु अ ૮૫ શ્લો ૨૪ થી આગળ हरिवंश ૩૭, ब्रह्माड ૩, ૭૦. ૧૪ થી ૪૮ વગેરે ઉલ્લેખો માટે પાર્જિટર પા ૧૦૪ ટિ ૫

૭૪ वायु ૮૫ ૧૯

૭૫ वायु ૯૫, ૨૯ થી આગળ

૭૬ લોમપાદની ૧૩ પેઢીઓ કૂર્મમા કહી છે પણ તેનું રાજ્ય ક્યા હતુ એ પુરાણો કહેતા નથી અને ચેદી વશનુ રાજ્ય ચેદી દેશમા હતુ

૭૭ આ યાદવ વશની તથા ઐક્ષ્વાક વિદેહ, હૈહય વગેરે વશોની પેઢીઓ માટે જુઓ પાર્જિટરે આપેલો કોઠો પા ૧૪૪, ૧૪૫

૭૮ सत्वतात्सत्व सपन्नान् कौशल्या सुषुवे सुतान् ।

ભજમાનનો એના પોતાના પુત્રોથી આગળ વંશ નથી આપ્યો, દેવાવૃધનાં પોતાનાં તથા એના પુત્ર બભ્રુનાં પુરાણોએ ખૂબ વખાણ કર્યાં છે પણ વંશ આગળ નથી આપ્યો.૭૯ અન્ધકને ચાર પુત્રો હતા પણ બે કુકુર અને ભજમાનનો વંશ વિશેષ ઉપયોગી છે. કુકુરમાંથી કુકુરો થયા અને ભજમાનના વંશજો ખાસ અંધકો કહેવાયા. પુરાણોના પાઠોનું સંસ્કરણ કરતાં નીચેનો આંબો નીકળે છે.૮૦




આ સત્વત વંશમાં કૃષ્ણ જન્મને લીધે સૌથી અગત્યના વૃષ્ણિ વંશમાં તો ગોટાળો વધારે છે. શ્રી કૃષ્ણચરિત્ર માટે સૌથી પ્રાચીન ગ્રંથરૂપ હરિવંશ જ આ વૃષ્ણિને બદલે યદુના

---

भजिनं भजमानं च दिव्य देवावृधं नृपम् ॥
अन्धकं च महाभोज वृष्णिं च यदुनन्दनम्

પાર્જિટરે વાયુ, બ્રહ્માંડ, બ્રહ્મ વગેરેના પાઠોનો સંસ્કાર કરીને આપેલો પાઠ.
પા. ૧૦૩ ટિ. ૨

૭૯ વાયુ ૯૬, ૧ થી ૧૫

૮૦ પાર્જિટર પા. ૧૦૫ મૂળ પુરાણનાં વચનો માટે પાના ૧૦૪ ની ટિ. ૫, ૬,

પુત્ર ક્રોષ્ટુનું નામ લખે છે, પાર્જિટરે જુદાં જુદાં પુરાણોના પાઠોને મેળવીને નીચે પ્રમાણે આંબો આપ્યો છે. વૃષ્ણિને બે સ્ત્રીઓ હતી ગાન્ધારી અને માદ્રી એમાંથી ગાન્ધારીને સુમિત્ર અથવા અનમિત્ર નામનો પુત્ર થયો અને માદ્રીને યુધાજીત, દેવમીઢુષ અને અનમિત્ર નામના ત્રણ પુત્રો થયા. ૮૧ આ ચારેના વંશનો આંબો --




હવે વૃષ્ણિના આ આંબાને સત્વતના પુત્ર અન્ધકના આબા સાથે સરખાવતાં કાંઇક ગડબડ લાગે છે. અન્ધકથી નવમી પેઢીનો દેવક પોતાની પુત્રી દેવકીને અન્ધકના ભાઇ

---

શ્રી કૃષ્ણના પૂર્વ પુરુષો તરીકે સાત્વતોનો આબો બહુ ચોક્કસ મળવો જોઇએ, પણ આ નામોમાંયે પુરાણોનાં વચનોમા બહુ ગડબડ દેખાય છે.

૮૧ गान्धारी चैव माद्री च वृष्णिभार्ये बभूवतुः
गान्धारी जनयामास सुमित्र मित्रनन्दनम्
माद्री युधाजित पुत्र ततो वै देवमीढुषम्
अनमित्र सुत चैव तावुभौ पुरुषोत्तमौ ॥

मत्स्य ४४, श्लो. १, २,
वायु ९६, १७, थी १९

अश्मक्यां जनयामास शूर वै देवमीढुषः
महिष्यां जज्ञिरे शूराद्भोजायां पुरुषा दश
वसुदेवो महाबाहुः पूर्वमानकदुन्दुभिः

हरिवंश पर्व-१, ३४-१७
वायु ९६, १३४, १४४
मत्स्य ४५, १-२

૮૨ આ શિનિના વંશજો શૈનેય નામથી પ્રખ્યાત થયા·

वि. पु, ४, १४, १

વૃષ્ણિના પૌત્રના પુત્ર વસુદેવને આપે છે. ટુંકામાં કાંતો વૃષ્ણિના આંબામાં ૭ પેઢી ઘટે છે અથવા અન્ધકના આંબામાં ૭ પેઢી વધારે છે.*

મહાભારતમાં તથા કૃષ્ણચરિત્રમાં આવતાં પાત્રોનો સંબંધ સમજવા માટે આ બે આંબાઓ ખાસ ઉપયોગી છે. અન્ધકના પુત્ર કુકુરના વંશમાં થયેલ દેવકને ચાર પુત્રો અને સાત દીકરીઓ હતી અને સાતેને વૃષ્ણિના પ્રપૌત્ર વસુદેવને આપી હતી. વળી વૃષ્ણિના પુત્ર સુમિત્રના પૌત્ર સત્રાજીત્‌ના સૂર્ય પ્રાણ સમાન મિત્ર હતા; અને સૂર્યે એને સ્યમન્તક નામનો મણિ આપ્યો, અને સત્રાજીતે પોતાના નાના ભાઇ પ્રસેનને એ મણિ કંઠમાં પહેરવા આપ્યો. આ મણિ માટે કૃષ્ણને ઇચ્છા થઇ પણ પરાણે લેવાનું યોગ્ય ન ધાર્યું. આ પ્રસંગમાંથી સ્યમન્તકાખ્યાન થયું અને છેવટ સત્રાજીતે પોતાની પુત્રી સત્યભામા શ્રીકૃષ્ણને આપી.[૮૩] (विष्णु ४, १३, )

* આ વૃષ્ણિ વંશના વિષયમાં ઉપર મત્સ્ય, વાયુ, બ્રહ્માંડ, બ્રહ્મ વગેરે ઉપરથી સંસ્કારેલો કોઠો આપ્યો છે. પણ હરિવંશ, વિષ્ણુ અને અને ભાગવતનો પાઠ જુદો જ છે. હરિવંશમાંથી સાત્વતના પુત્રોવાળો ભાગ પડી ગયો છે. અને એતો વૃષ્ણિને બદલે ક્રોષ્ટ્રને ગાંધારી અને માદ્રી બે પત્નીઓ હતી અને તેને અનમિત્ર, યુધાજીત અને દેવમીઢુષ ત્રણ પુત્રો થયા, આમાંથી દેવમીઢુષના પૌત્ર વસુદેવ, એ રીતે વંશ આપે છે.

જુઓ ૧,૩૪, ૧ થી ૧૭

પણ વિષ્ણુ પુરાણ અને ભાગવત સાત્વતને ભજી, ભજમાન, દિવ્ય, વૃષ્ણિ, દેવાવૃધ, અન્ધક અને મહાભોજ એ રીતે સાત પુત્રો હોવાનું કહે છે.

वि. ४, १३, १, भा. ९, ६, ७

પછી ભજમાનને નિમ્લોચિ, કિંકણ વગેરે, મહાભોજના ભોજો, દેવાવૃધનો બભ્રૂ, વૃષ્ણિને સુમિત્ર અને યુધાજીત્ અને સુમિત્રના વંશમાં અનમિત્રથી સત્રાજીત ઉપર પ્રમાણે અને શિનિથી યુયુધાન, ઉપર પ્રમાણે અને અન મિત્રના બીજા પુત્ર યુગંધરથી શ્વફલ્કને અક્રૂર વગેરે બાર પુત્રો.

પછી સાત્વતના પુત્ર અંધકના ચાર પુત્રો કુકુર, ભજમાન, શુચિકંબલ અને બર્હિષ્ટ-કુકુરના વંશમાં કંસ અને ભજમાનના વિદૂરથ, તેના શૂર, તેના શમી તેના પ્રતિક્ષત્ર તેના સ્વયંભોજ તેના હદીક અને હદીકના ત્રણ પુત્રો કૃતવર્મા, શતધનુ અને દેવમીઢુષ, દેવમીઢુષના શૂર અને શૂરના વસુદેવ. विष्णु ४, १४, १ થી ૮ અને भा. ९ २४, ६ थी २८ વિષ્ણુ અને ભાગવતમાં પણ પાઠ ફેર છે.

૮૩ આ પ્રસંગ વાયુએ ટુંકામાં કહ્યો છે—

लिप्सां चक्रे प्रसेनात्तु मणिरत्नं स्यमन्तकम् ।
गोविन्दो न च तं लेभे शक्तोपि न जहार च ॥

वायु ९६, ३२

વિષ્ણુ ભાગવતે શ્રીકૃષ્ણનો મહિમા વધારવા વધારે વિસ્તાર કર્યો છે પણ વાયુ વગેરેમાં કૃષ્ણચરિત્રના પ્રસંગમાં નહીં પણ સત્રાજીત્‌ના પ્રસંગમાં સાદી રીતે આ કથા કહેલ

શ્રીકૃષ્ણના જન્મ વખતે કુકુરના વંશના આહુકના પુત્ર ઉગ્રસેનનું અને એના પુત્ર કંસનું મથુરામાં જોર હશે એમ જણાય છે. ઉગ્રસેનના દાદા પુનર્વસુનાં અને પિતા આહુકનાં વાયુ પુરાણે ખાસ વખાણ કર્યા છે.[૮૪] એ જોતાં આહુકે અથવા પુનર્વસુએ મથુરાના યાદવોનું આધિપત્ય મેળવ્યુ હશે પછી ઉગ્રસેનને નવ પુત્રો હતા તેમાં સૌથી મોટો કંસ હતો, અને કંસના જુલમના વર્ણનથી તો કૃષ્ણ બાળચરિત્રની કથાઓ ભરી છે.

વૃષ્ણિનો પૌત્ર શૂર જેના નામથી ભગવાન્ કૃષ્ણ શૌરિ કહેવાય છે તેને કુલ દશ પુત્રો હતા જેમા સૌથી મોટા વસુદેવ અને પૃથા શ્રુત દેવા વગેરે પાંચ પુત્રીઓ હતી. [૮૫]આ પુત્રીઓમાંથી પૃથાને અનપત્ય અને વૃદ્ધ કુન્તીભોજને દત્તક આપી હતી. જેથી પૃથાનું પ્રખ્યાત નામ કુન્તી પડ્યું. આ કુન્તી પાંડુ રાજાને આપ્યાં હતાં. પછી વસુદેવની બીજી બેન શ્રુત દેવાને વૃદ્ધ શર્મા નામના કરુષના રાજાને આપી હતી, આનો પુત્ર દંત વક્ર થયો. અને શ્રુતશ્રવાને ચેદીના રાજા કુરુવંશના દમઘોષને આપી હતી તેનો પુત્ર શિશુપાલ થયો.[૮૬] આ બન્ને ફઇના પુત્રોને શ્રી કૃષ્ણે માર્યા છે.[૮૭] પછી શ્રુતકીર્તિ કૈકય ધૃષ્ટકેતુને આપી હતી અને તેની પુત્રી ભદ્રાને કૃષ્ણ પરણ્યા હતા, તથા રાજાધિ દેવી અવન્તીના જયત્સેનને આપી હતી અને તેની પુત્રી મિત્રવિન્દાને પણ કૃષ્ણ પરણ્યા હતા.

વસુદેવની દેવકી વગેરે સાત સ્ત્રીઓનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે પણ એને તે ઉપરાંત પૌરવી, રોહિણી, ભદ્રા, મદિરા, વૈશાખી અને ઇલા એ ૧૩ સ્ત્રીઓ અને બે પરિચારિકાઓ હતી એમ પુરાણો કહે છે.[૮૮] આમાંથી રોહિણીના ગર્ભથી બલરામ, શારણ, દુર્મદ, વિપુલ, ધ્રુવ વગેરે પુત્રો થયા, નંદ, ઉપનંદ, કૃતક આદિ મદિરાથી પુત્રો થયા;

---

છે. અને વિષ્ણુ પુરાણમાયે શ્રીકૃષ્ણચરિત્રવાળા પાચમા અંશમાં નહી પણ ચોથા અંશમાં કહેલ છે, એ જોતાં એ કથા જૂની જણાય છે.

૮૪ વાયુ ૯૬, ૧૧૮ થી ૧૨૬

૮૫ વાયુ ૯૬, ૧૪૪ થી ૧૪૯

૮૬ વાયુ ૯૬, ૧૫૦ થી ૧૫૭

વાયુએ श्रुतश्रवायाँ चैद्यस्तु शिशुपालो बभुवह

दमघोषस्य राजर्षेः पुत्रो विख्यातपौरुषः

એજન. ૧૫૭, ૧૫૮

એ રીતે શિશુપાલનું વર્ણન કર્યુ છે. વિષ્ણુપુરાણે શિશુપાલ રાવણનો અવતાર હતો એટલું ઉમેર્યું છે. અં. ૪, ૧૪

૮૭ ભાગવત ૧૦, અ. ૭૪ તથા ૭૮

૮૮ विष्णु ૪ ૧૫, ૧૩; ભાગ ૯. ૨૪, ૪૫ અને વાયુ ૯૬, ૧૬૦

તેને કંસે મારી નાખ્યા એમ વાયુ, વિષ્ણુ વગેરે કહે છે.[૮૯] પણ વાયુમાં બલરામના ગર્ભને દેવકીના ઉદરમાંથી ખેંચીને રોહિણીના ઉદરમાં મુકવાની વાત નથી, એ વાત વિષ્ણુ અને ભાગવતમાં છે અને એ વૈષ્ણવ પુરાણો સાતમો ગર્ભ બલરામનો ગણીને આઠમા કૃષ્ણને ગણે છે. [૯૦]કૃષ્ણ પછી દેવકીનેજ સુભદ્રા નામની કન્યા થઇ જે અર્જુનને પરણી[૯૧] અને જેનો પૌત્ર પરીક્ષિત્ પાંડવો પછી હસ્તિનાપુરની ગાદીએ બેઠો. આ ઉપરાંત જુદી જુદી સ્ત્રીઓથી વસુદેવને ઘણા પુત્રો થયાનું પુરાણો કહે છે. એમાં એક બે ખાસ નોંધવા જેવાં છે, વૈશ્યા અથવા વૈશાખીથી વસુદેવને કૌશિક નામનો પુત્ર ઉત્પન્ન થયો. પછી વસુદેવને સુગન્ધી અને વનરાજી નામની બે પરિચારિકા ( શૂદ્ર ) સ્ત્રીઓ હતી, તેમાંથી એકને પુડ્ અને કપિલ બે પુત્રો થયા. જેમાંથી પુડ્ રાજા થયો અને કપિલ વનમાં ગયો. પછી ( ઘણું કરીને ) વનરાજીને જરા નામનો પુત્ર થયો જે ભીલો( નિષાદો )નો રાજા થયો. [૯૨]શ્રીકૃષ્ણ જેનું બાણ પગમા વાગવાથી છેવટ દેહનો ત્યાગ કરે છે તે જરા નામનો નિષાદ આજ હોય તો એ કૃષ્ણનો ભાઇ ઠરે ! વિષ્ણુ પુરાણ અને ભાગવત આ સંબંધ નોંધતાં નથી પણ જૈન હરિવંશ વસુદેવની સ્ત્રી જરાને જરત્કુમાર નામનો પુત્ર હોવાનું અને જરત્કુમારના બાણથી કૃષ્ણનું મરણ થવાનુ કહે છે.[૯૩]

વસુદેવના ભાઇ દેવગતને મહાભાગ નામનો પુત્ર થયો એમ વાયુ કહે છે પણ મત્સ્ય અને હરિવંશ એનું નામ ઉદ્ધવ આપે છે.[૯૪] શ્રી ભાગવતમાં પરમભક્ત તરીકે ઉદ્ધવ પ્રખ્યાત છે. પછી વસુદેવના એક ભાઈ અનાધૃષ્ટિને શ્રાદ્ધદેવ નામનો એક પુત્ર થયો જેના પુત્ર

---

૮૯ वायु ૯૬, ૧૭૩, विष्णु ૪ ૧૫, ૧૫,

૯૦ જુઓ वायु—

देवक्यां जज्ञिरे शौरिः सुषेण कीर्तिमानपि ।
पष्ठो भद्रविदेहश्च कंस. सर्वानघातयत् ॥
अथ तस्यामवस्थायामायुष्मान्सबभूव ह ।
लोकनाथः पुनर्विष्णुः पूर्वकृष्णः प्रजापतिः

वायु ૯૬, ૧૭૨, ૧૭૩, ૧૭૦.
मत्स्यः ૪૬, ૧૨, ૧૩, થોડો પાઠફેર છે.

૯૧ वायु, ૯૬, ૧૭૬, मत्स्य ૪૬, ૧૫.

૯૨ वायुः ૯૬, ૧૮૨ मत्स्य ૪૬, ૨૦ તથા वायु ૧૮૩=૧૮૪ અને मत्स्य–૪૬, ૨૧–૨૨.

तस्यां समभवद्वीरो वसुदेवात्मजो बली ।
जरा नाम निषादोऽभूत् प्रथमः स धनुर्धरः ॥

૯૩ જૈન હરિવંશ સર્ગ અ. ૪૮ શ્લો. ૬૫ થી ૬૮ તથા સર્ગ ૬૨.

૯૪ वायु ૯૬, ૧૮૫ मत्स्य ૪૬, ૨૩, हरिवंश ૧, ૩૪, ૩૧.

એકલવ્યને નિષાદોએ ઉછેર્યો[૯૫] આ એકલવ્યની કથા મહાભાગતમા પ્રસિદ્ધ છે. વળી વસુદેવના એક ભાઈનુ નામ સમુદ્રવિજય જૈન હરિવંશે આપ્યુ છે, અને એ સમુદ્રવિજયના પુત્ર નેમીનાથને જૈનો તીર્થંકર ગણે છે[૯૬]

જુદા જુદા યાદવ વંશોનો પરસ્પર સંબંધ ઉપર ટુંકામા જોયો. પૌરવો સાથે પણુ યાદવોનો સબધ વસુદેવ અને કૃષ્ણુની પેઢીમાં તો સારી રીતે દેખાય છે વિદર્ભના ભોજ ભીષ્મની પુત્ર રૂકિમણીને કૃષ્ણ પરણે છે[૯૭]

વળી પૌરવની એક શાખાનુ રાજ્ય મગધમા થયુ છે અને એ મગધના રાજા બૃહદ્રથથી આઠમી પેઢીના જરાસધની બે પુત્રીઓ કસને આપી હતી[૯૮] અને એ કારણુથી કસનુ વેર લેવા જરાસધ મથુરા ઉપર ચડી આવે છે વાયુ જરાસંધને સર્વ ક્ષત્રિયોને જીતનાર કહે છે[૯૯]

કુશસ્થલીના રાજા શાયતિ રેવતે પોતાની પુત્રી રેવતી બલદેવને આપ્યાની કથા પ્રસિદ્ધ છે વળી કેટલાક યાદવ રાજાઓની સ્ત્રીઓનુ ઐક્ષ્વાકી નામ મળે છે[૧૦૦] એ જોતા ઐક્ષ્વાક વંશ સાથે પણ યાદવોને લગ્ન સબંધ હોય એમ લાગે છે, વળી શ્વફલ્ક કાશીરાજની ગાદિની નામની પુત્રી પરણ્યા હતા જેના પુત્ર અક્રૂર વિષ્ણુ, ભાગવતમા પ્રસિદ્ધ છે અને ઉપર વૃષ્ણિ ને ગાન્ધારી અને માદ્રી બે પત્નીઓ કહી છે એ ઉપરથી ગાધાર અને મદ્ર સાથેનો સબધ દેખાય છે.

---

૯૫ વાયુ ૯૬, ૧૮૭

૯૬ જૈન હરિવંશ સર્ગ ૧૮ તથા ૩૭

૯૭ विष्णु अ ५ अ २६.

ભોજ નામ હૈહયો અને યાદવો બન્ને માટે વપરાતુ દેખાય છે

૯૭ वायु ૯૯, २१७ थी २२७

૯૮ जरासधसुते कस उपयेमे महाबल

अस्ति प्राप्ति च मैत्रेय । विष्णु ५, २२, १

सर्वक्षत्रस्य जेतासौ जरासन्धो महाबल ।

वायु ૯૯, २२७.

૯૯ જુઓ ટિ ૨૨ મી

૧૦૦ જુઓ मत्स्य ४६, १ મા.

## યાદવોની ભારત યુદ્ધ વખતે સ્થિતિ

મહાભારતના યુદ્ધ વખતે યાદવોનુ મુખ્ય રાજ્ય મથુરામા હતુ મથુરાની સ્થાપના વિષે પુરાણો કહે છે કે રામના ભાઈ શત્રુઘ્ને માધવ લવણને મારીને અને તેના મધુવનમા જઈને ત્યા મથુરાપુરી સ્થાપી અને આ પુરીમા રહીને પોતાના સુબાહુ અને શૂરસેન પુત્રો સાથે તેનુ પાલન કર્યું[૧૦૧]

રામાયણ વગેરે આ માધવ લવણને અસુર અથવા રાક્ષસ ગણે છે પણ યાદવ વંશમા વિદર્ભથી એકવીશમી પેઢીના પુરુષનું નામ મધુ આપ્યુ છે આ મધુના વંશજ હોવાથી શ્રીકૃષ્ણ માધવ કહેવાય છે પાર્જિટરનુ અનુમાન એવુ લાગે છે કે આ યાદવ મધુના કોઇ વંશજને મારીને શત્રુઘ્ને મથુરા નગરી સ્થાપી[૧૦૨] અને શત્રુઘ્નના પુત્ર શૂરસેનના નામ ઉપરથી એ શહેર અને એની આસપાસનો દેશ શૂરસેન નામથી ઓળખાવા લાગ્યો મથુરા અને એ જનપદના શૂરસેન નામનો ખુલાસો આ રીતે થાય છે વળી યાદવવંશમા શૂર નામ આવે છે પણ શૂરસેન કયાય આવતુ નથી એટલે આ ખુલાસો ઠીક છે[૧૦૩] પણ યાદવોએ શત્રુઘ્નના વંશ પાસેથી મથુરા ક્યારે અને શી રીતે મેળવ્યુ ? આ પ્રશ્નનો ખુલાસો વાયુ વગેરે પુરાણોમા નથી મળતો પણ હરિવંશ કહે છે કે માધવના પુત્ર સત્વતને ભીમ નામનો પુત્ર થયો, જે દાશરથિ રામના વખતમા રાજા હતો, એના વખતમા શત્રુઘ્ને મથુરાની સ્થાપના કરી અને તેની પાસેથી ભીમે આ મથુરા પુરી પોતાના તાબામા લીધી[૧૦૪]

ટુંકામા સાત્વત ભીમે શત્રુઘ્નના વંશજો પાસેથી મધુવનના અનાર્યો પાસેથી લગ્ન સબંધથી કે યુદ્ધન્યાયથી શૂરસેન દેશ અને એ નગરી મથુરામા પોતાનુ અધિપત્ય સ્થાપ્યુ

---

૧૦૧ माधव लवण हत्वा गत्वा मधुवन च तत् ।
शत्रुघ्नेन पुरी तत्र मथुरा सन्निवेशिता ॥
सुबाहु शूरसेनश्च शत्रुघ्न सहितावुभौ ।
पाल्यामासतु सुतौ वैदह्यौ मथुरा पुरीम् ॥
वायु ८५ १८५, १८६

લવણને શત્રુઘ્ને માર્યાની આ કથા રામાયણના છેલ્લા કાડમા અને રઘુવંશના ૧૫ મા સર્ગમા તથા વિષ્ણુ, ભાગવત વગેરે પુરાણોમા મળે છે

૧૦૨ પાર્જિટર પા ૧૭૦
મધુના કોઇ વંશજનું નામ લવણ પુરાણોમાથી મળતુ નથી, એ મુશ્કેલીનો કાઇ ખુલાસો આપ્યો નથી લવણ મધુવનનો કોઇ અનાર્ય રાજા હોય એ વધારે સભવિત છે

૧૦૩ લિંગપુરાણ (૧,૬૮,૧૯) કહે છે હૈહય કાર્તવીર્ય અર્જુનના પુત્ર શૂરસેનના નામ ઉપરથી મથુરાનુ શૂરસેન નામ પડ્યુ છે પણ બીજા પુરાણોનો એને ટેકો ન હોવાથી પાર્જિટર એ સ્વીકારતા નથી પાર્જિટર પા ૧૭૧ ટિ ૨

૧૦૪ हरिवंश २ अ ३७, શ્લોક ૩૮, ૪૨ —
बभूव माधवसुत सत्वतो नाम वीर्यवान्
सत्वतस्य सुतो राजा भीमो नाम महानभूत् ।

જણાય છે. તે પ્હેલાં વિદર્ભમા વિદર્ભ પુત્ર ક્રથના વંશજોનુ રાજ્ય હતુ એમ પુરાણો કહે છે.[૧૦૫] વાયુ વગેરે અંધકને સત્વતના પુત્ર ગણે છે પણ હરિવંશ સત્વતનો ભીમ અને ભીમનો અંધક કહે છે. એ ગમે તેમ હો પણ મથુરાનું રાજ્ય આ અંધકના વશજો પાસે મહાભારતના સમયમા હતુ એટલુ નિ:સદેહ લાગે છે.

સત્વતના અથવા સાત્વત ભીમના ઉપર કહેલા ચાર પુત્રોમાથી ભજમાનનુ રાજ્ય કયા હતુ એ ખબર પડતી નથી કદાચ ભજમાન વિદર્ભમા રહ્યો હશે. પછી દેવાવૃધનુ રાજ્ય માર્તિકાવતમા શાલ્વદેશમા આબુની આસપાસ હશે ( પાર્જિટર પા ૨૭૯ )

અન્ધકનુ રાજ્ય મથુરામા હતુ અને અન્ધકના પુત્ર કુકુરના વંશજો મહાભારતકાળમા સત્તાશાળી હતા.

મહાભારતના વખતમા મથુરાના યાદવોની રાજ્યસ્થિતિ કવી એનુ વર્ણન મહાભારતના શબ્દોમાજ નીચે આપ્યુ છે રાજસૂય યજ્ઞ માટે સલાહ માગતા યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણ કહે છે કે –" હાલમા જે ક્ષત્રિયો ભારતવર્ષમા છે તે ઇક્ષ્વાકુ વશના અને ઐલ વશના છે. આ ક્ષત્રિયોના ૧૦૧ કુળો છે. તેમા પણ યયાતિમાથી નીકળેલા ભોજો (યાદવો)નો વિસ્તાર ઘણો છે. ચારે તરફ એજ ફેલાઈ ગયા છે. પણ હાલમા તો એ બધા ભોજ( યાદવો )ની રાજ્યલક્ષ્મીને પોતાના બળથી હરાવીને બધા રાજાઓના માથા ઉપર જરાસધ ચઢી બેઠો છે. અત્યારે એ જરાસધ મધ્ય દેશને ભોગવે છે. જે બધે સત્તાવાળો હોય અને જેના એકલાના તાબામાં જગત્ હોય તે સમ્રાટ્ થાય છે. આવા સમ્રાટ્ જરાસધનો આશ્રય લઇને શિશુપાલ ચેદિ દેશનો રાજા સેનાપતિ થયો છે અને કરૂષનો રાજા વક્ર જરાસધ પાસે શિષ્ય પેઠે વર્તે છે બીજા પણ આસામનો રાજા ભગદત્ત, વિદર્ભનો ભીષ્મક પુડ્રનો પૌંડ્રક

---

भीमेनेय पुरी तेन राज्यसबंधकारणात्
स्ववशे स्थापिता पूर्वं स्वयमध्यास्तिता तथा ॥

આ શ્લોકોમાના 'રાજ્ય સબધના કારણ'થી એ શબ્દો અસ્પષ્ટ છે ટીકાકાર મધુનો પત્ર નષ્ટ થતા તેનો દૌહિત્રના પુત્ર તરીકે ભીમનો ગાદી ઉપર હક્ક હતો એમ અર્થ કરે છે.

૧૦૫ વિદર્ભમાથી એક યાદવે કદાચ સાત્વત ભીમે આવીને મથુરામા રાજ્ય સ્થાપ્યુ અને પછી એના વશજો ત્યા રહ્યા પણ યાદવની બીજી શાખા જે ભોજ નામથી પ્રખ્યાત થઇ તે વિદર્ભ–વરાડમાજ રહી, શ્રીકૃષ્ણના વખતમા વિદર્ભનું મુખ્ય શહેર કુંડિનપુર હતુ ત્યા ભીષ્મક રાજા હતો ( વિષ્ણુ-૫, ૨૬, ) અને આ ભીષ્મકના પુત્ર રૂકમીએ ભોજકટ વસાવ્યુ. ( भागवत-१०, ५४, ५१ ).

આ કુડિનપુર અને ભોજકટ વરાડમા ઉમરાવતી પાસે ન્હાના ગામડાઓ રૂપે અત્યારે દેખાય છે અને આ પ્રદેશના એક વખતના વાકાટક રાજાઓ ભોજ, અને ક્રથકૈશિક હતા. એમ ડા કૃષ્ણસ્વામી આયગર માને છે

જુઓ History of Berar p 447 & 458 અને The Vakatakas in in Gupta History p. 9.

વગેરે જરાસંધને વશ રહે છે. વળી ઉત્તરના ભોજોનાં અઢાર કુળો જરાસંધની બીકથીજ પશ્ચિમ દિશાનો આશ્રય લઇ રહ્યાં છે."*

આટલે સુધી દેશની સામાન્ય વાત કર્યા પછી પોતાના કુળની સ્થિતિ કહે છે. "થોડા વખતથી કંસે જરાસંધની અસ્તિ અને પ્રાપ્તિ નામની દીકરીઓ સાથે લગ્ન કરી એ સંબધના જોરથી યાદવોને દબાવવા માંડ્યા અને યાદવોને દબાવીને પોતે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી. આ રીતે એણે મોટાઈ ધારણ કરી એ મોટો અન્યાય થયો. એટલે એનાથી પીડાતા ભોજ કુળના વૃદ્ધ ક્ષત્રિયોએ જ્ઞાતિના રક્ષણની ઇચ્છાથી અમારી સંભાવના કરી અને મેં અક્રૂરને આહુકની પુત્રી અપાવીને, સંકર્ષણ સાથે મળીને સગાંનું કાર્ય કર્યું અને કંસને મેં અને બલરામે થઈને માર્યો."

( મહાભારત, સભાપર્વ. અ. ૧૪ શ્લો. ૪ થી ૩૪ )*

આ રીતે ભારતયુદ્ધ પ્હેલાં કુકુર વંશના કંસે કેવી રીતે યાદવોના ગણરાજ્યમાં જરાસંધના જોરથી પોતાનું આધિપત્ય સ્થાપ્યું અને પછી એ કાર્યના વિરોધીઓને પીડવા માંડ્યા. ( દા. ત. વસુદેવને કેદમાં નાખ્યા, એના પુત્રોને મારી નાખ્યા. ) પરિણામે એ કુળના મુખ્ય પુરૂષોજ ત્રાસી ગયા અને સૌની ઇચ્છાથી કૃષ્ણે કંસને માર્યો પણ કૃષ્ણે જાતે રાજ્યસત્તા ન ધારણ કરતાં ઉગ્રસેનને રાજા કર્યા.

છતાં જરાસંધ વારંવાર મથુરા ઉપર ચડી આવવા લાગ્યો એટલે એના ભયથી મધ્યદેશને છોડીને યાદવો સાથે કૃષ્ણ કુશસ્થલી-દ્વારકા-જઈને રહ્યા. ( દ્વારકા જવાને લગતા મહાભારતના શ્લોકો માટે જુઓ મારૂં પ્રાચીન દ્વારકાપુરી-પુરાતત્ત્વ પુ. ૪ અં. ૧-૨. )

---

* उदीच्याश्च तथा भोजाः कुलान्यष्टादश प्रभो
जरासंधभयादेव प्रतीचीं दिशमाश्रिताः ॥

म. सभा. अ. १४, श्लो. २५.

આજ વાત શ્રી કૃષ્ણ દૂત થઇને હસ્તિનાપૂર જાય છે ત્યારે ધૃતરાષ્ટ્રને સમજાવતાં કહે છે.—

पुत्रो च भोजराजस्य दुराचारो ह्यनात्मवान्
जीवतः पितुरैश्वर्यं हृत्वा मृत्युवशं गतः ॥
उग्रसेनसुतः कंसः परित्यक्तः स बान्धवैः ।
ज्ञातीनां हितकामेन मया शस्तो महामृधे ॥
आहुकः पुनरस्माभिर्ज्ञातिभिश्चापि सत्कृतः ।
उग्रसेनः कृतो राजा भोजराजन्यवर्धनः ॥
कंसमेकं परित्यज्य कुलार्थे सर्वयादवाः ।
संभूय सुखमेधन्ते भारतान्धकवृष्णय. ॥

म-उ-अ-१२८, શ્લો. ૩૮ થી ૪૧

( કૃષ્ણાચાર્યની આવૃત્તિ )

ઉપર કહ્યુ તેમ મહાભારતના વખત પ્હેલા કુકુરના વશજ કસની મથુરામા પૂરી સત્તા હતી. કુકુરના ભાઈ ભજમાનના વશનુ રાજ્ય કયા હતુ એ સ્પષ્ટ સમજાતુ નથી પણ એ વશનો અગ્રણી કૃતવર્મા હતો

વૃષ્ણીઓનુ રાજ્ય કયા હતુ? પાર્જિટર અક્રૂર દ્વારકામા હતા (વાયુ ૯૬–૬૦) એવા વાયુપુરાણના વચનના આધારે વૃષ્ણિઓનુ રાજ્ય દ્વારકામા હતુ એવો તર્ક કરે છે, આ ખોટો તર્ક છે જરાસધના ભયથી શ્રીકૃષ્ણ પોતાના વૃષ્ણિઓ સાથે દ્વારકા ગયા ત્યારે અક્રૂર પણ પોતાના સબધીઓ સાથે ગયા હોય એ સ્વાભાવિક છે અને એ કારણથી શ્રીકૃષ્ણચરિત્રના પ્રસગમા મથુરાનો તથા દ્વારકાનો એમ બેય સ્થળના ઉલ્લેખો મહાભારતમા તથા પુરાણોમા મળે છે, ઉપલો વાયુનો ઉલ્લેખ શ્રી કૃષ્ણચરિત્રને લગતો સ્યમંતકાખ્યાનમા છે.

મને તો શ્રીકૃષ્ણના પૂર્વજો એટલે વૃષ્ણિઓનુ રાજ્ય પ્હેલા કયાય હોય એમ લાગતુ નથી. એટલુજ નહીં પણ વૃષ્ણિવશ પ્હેલા તદ્દન અધારામા હશે. અને શ્રીકૃષ્ણથી જ એ વશની પ્રખ્યાતિ થઇ છે કૃષ્ણે જ ઉપર કહ્યુ તેમ જ્ઞાતિકાર્ય કરીને પોતાના વંશને પ્રખ્યાત કર્યો

પુરાણોનુ આ વશસાહિત્ય આરભમા કહ્યુ છે તેમ બારોટોના ચોપડાના પેઢીનામા જેવુ છે બારોટો પોતાના આશ્રયદાતા રાજાની વંશાવળી જાળવી રાખે છે, એમા કોઈ નવો રાજા આશ્રયદાતા જાગે ત્યારે એના પૂર્વજોના જેટલા નામો મળે તેટલા મેળવી કોઈ પ્રખ્યાત કુળ સાથે એનો સબધ જોડી કાઢે આ પ્રકાર સ્વાભાવિક છે પુરાણોની વશાવળીઓનો અભ્યાસ કરવાથી આ સ્થિતિ સ્પષ્ટ દેખાશે મૂળ પુરાણની જ્યારે રચના થઈ ત્યારે જે ક્ષત્રિય રાજ્યો જોરમા હતા એના વશો આપેલા છે મથુરામા કુકુર અને અન્ધકનુ વધારે જોર હોવાથી એની પેઢીઓના નામો જળવાતા હશે, જ્યારે વૃષ્ણિઓ નમળા હોવાથી એ કુળ અધારામા હશે પછી વસુદેવ પોતે રૂપાળા હોવાથી અથવા બીજા કારણથી દેવકે પોતાની પુત્રીઓ વસુદેવને આપી અને વસુદેવના પુત્ર શ્રી કૃષ્ણે વૃષ્ણિ વશને ઉપર આણ્યો

આ શિવાય અવન્તીમા, દશાર્ણમા, આનર્તમા, લાટમા તથા કોકણમા યાદવો–ઘણુ કરી હૈહયોની શાખાઓ હોવી જોઈએ.[૧૦૭]

મથુરાનુ યાદવ રાજ્ય એક પ્રકારનું ગણરાજ્ય લાગે છે ઈ સ પૂર્વે ચોથા શતક પ્હેલાથી ઇ સ ચોથા પાચમા શતક સુધી આ દેશમા અનેક ગણરાજ્યો હોવાનું આ દેશના પ્રાચીન ઇતિહાસમ પ્રસિદ્ધ છે

---

૧૦૬ વસુદેવ વિષે વાયુપુરાણ કહે છે કે —

मनुष्यलोके कृत्स्नोपि रूपे नास्ति समो भुवि ॥

वायु ९६, १९६

જૈન હરિવશ પણ વસુદેવની સુન્દરતાના ખૂબ વખાણ કરે છે જુઓ સર્ગ. ૧૯

૧૦૭ પાર્જિટરે (પા ૨૮૦) આ કથન માટે મહાભારત પુરાણોમાનાં છુટક વચનોનો આધાર લીધો લાગે છે

યાદવોની રાજ્યપદ્ધતિ કઈ જાતિની હતી એ ચોખ્ખું દેખાતું નથી. પણ એક કુળના મુખ્ય પુરુષને રાજા તરીકે પસંદ કરવામાં આવતો[૧૦૮] છતાં બધું રાજ્યકાર્ય યાદવોના મુખ્ય પુરુષોની સલાહથી ચાલતું અને શ્રીકૃષ્ણના સમયમાં શ્રીકૃષ્ણ પોતાના બળ, બુદ્ધિ, વિદ્યા વગેરે ગુણોથી તથા બલદેવની સહાયથી અસાધારણ અધિકાર ભોગવતા, છતાં જ્ઞાતિમાં કલેશ ન થાય એ જેવા ખાસ ઇચ્છતા એમ સ્યમંતક મણિના પ્રસંગથી દેખાય છે, કારણ કે યાદવોનું જોર અન્ધક, કુકુર, વૃષ્ણિ વગેરે જુદાં જુદાં કુળોના સંપ ઉપરજ હતું. અને એ વાત શ્રીકૃષ્ણ સૌથી વધારે સમજતા હોવાથી જુદી જુદી રીતે જુદા જુદાઓને મનાવીને, સૌ સાથે સંબંધ બાંધીને યાદવોનું રાજ્ય નભાવ્યે જાય છે.[૧૦૯] છતાં યાદવો વારંવાર અંદર અંદર લડતા રહ્યા છે.[૧૧૦] વળી શ્રીકૃષ્ણે અને સાત્યકિએ જ્યારે પાંડવોનો પક્ષ લીધો હતો ત્યારે કૃતવર્માએ કૌરવોનો પક્ષ લીધો હતો. યાદવ રાજ્યની આસપાસનાં બળવાન રાજ્યોમાંથી કાશી, વિદર્ભ, ચેદી, મગધ, શાલ્વ વગેરે રાજ્યો સાથે યાદવોને વિરોધ હતો જ્યારે પાંડવો સાથે અને એને લીધે પાંચાલો સાથે અને મત્સ્યો સાથે યાદવોને સારો સંબંધ હતો એમ દેખાય છે.

યાદવોમાં બહુ સ્ત્રીનો રિવાજ બહુ સામાન્ય દેખાય છે. વસુદેવને ૧૩ પત્નીઓ અને બે પરિચારક પત્નીઓ હોવાનું ઉપર કહ્યું જ છે. શ્રી કૃષ્ણને ૧૬૧૦૮ પત્નીઓ હોવાની કથા તો પાછળથી જોડાઈ હશે પણ અનેક પત્નીઓ હોવાનો સંભવ માનવામાં વાંધો નથી લાગતો. રૂક્મિણી, સત્યભામા વગેરેના લગ્ન સંબંધી સવિસ્તર કથાઓ વૈષ્ણવ પુરાણોમાં મળે છે. (भागवत १०, ५३, ५६, ५८) મહાભારતમાં ઉગ્રસેન રાજાને **स्त्रीसहस्र सहायवान्** (म. आ. २१९, ८) કહ્યા છે, પણ અહીં દાસી સ્ત્રીઓ ઉદ્દિષ્ટ હશે.

---

૧૦૮ કંસને માર્યા પછી શ્રીકૃષ્ણની ઇચ્છાને અનુસરી યાદવો ઉગ્રસેનનેજ રાજા તરીકે પસંદ કરે છે. હરિવંશ કહે છે —

रामकृष्णौ समाश्रित्य हते कंसे दुरात्मनि
उग्रसेनो ऽभवद्राजा भोजवृष्ण्यन्धकैर्वृतः ॥

२, ३४, ९.

૧૦૯ બલભદ્ર અને અક્રૂર જેવા મુખ્ય યાદવો રોસાઈને ભાગી જાય છે અને શ્રીકૃષ્ણ એને મનાવીને કેવી રીતે લઇ આવે છે એ માટે જુઓ હરિવંશ. ૧,૩૮ વળી જુઓ નીચેનું વચન —

अक्रूरस्त्वंधकैः सार्धमपायाद्भरतर्षभ
ज्ञातिभेदभयात्कृष्णस्तमुपेक्षितवानथ ॥

१, ३८, ३०-३१

૧૧૦ શ્રીકૃષ્ણે કરેલો કંસ કેશી વગેરેનો વધ પ્રસિદ્ધ છે. એ ઉપરાંત સ્યમંતક મણિના પ્રસંગમાં શતધન્વા સત્યભામાના પિતાને મારે છે. શ્રીકૃષ્ણ શતધન્વાને મારે છે, વગેરે દાખલાઓ જુઓ.

વિષ્ણુ. અં. ૪ અ. ૧૩.

વળી યાદવો મદ્યપાન પણ ખૂબ કરતા હશે એમ લાગે છે સુભદ્રાહરણના કથા-પ્રસગમ રૈવતક ઉપરના યાદવોના ઉત્સવનુ વર્ણન મહાભારતમા છે તેમા સ્ત્રીઓથી અને ગધર્વોથી વીંટાયેલા નૃત્ય કરતા યાદવોમા મુખ્ય બલરામ પ્રદ્યુમ્ન સાબ વગેરેને ક્ષીબ કહ્યા છે ( જુઓ આદિ પર્વ અ ૨૧૯, શ્લો ૭, ૮ મુબઈની સટીક આવૃત્તિ ) મહાભારતમા અન્યત્ર પણ બલરામને ક્ષીબ કહ્યા છે [૧૧૧]ક્ષીબ એટલે મદ્યપાનથી ઉન્મત્ત બનેલ વિષ્ણુ પુરાણમા અને ભાગવતમા બલરામે ગોપ અને ગોપીઓ સાથે યમુનાને કાઠે મદિરા પાન કર્યાનુ તથા પછી મદિરાથી મત્ત થયેલ હલધરે[૧૧૨] યમુનાને પોતાની પાસે બોલાવી પણ યમુના હલધર મત્ત છે' એવો વિચાર કરી ન આવી એટલે હલધરે હળથી ખેચી વગેરે વર્ણન છે એ પણ બલદેવની મદ્યપાનની ટેવનુ મોટુ દૃષ્ટાત છે બલદેવનો આ સ્વભાવ એટલો પ્રસિદ્ધ હતો કે સ્યમતક મણિ અક્રૂરને પાછો આપતા બલરામ મદિરાપાનની ટેવ નહીં છોડી શકે અને આ મણિ તો પવિત્રપણાથી ધારણ કરવો જોઈએ એમ શ્રીકૃષ્ણ દલીલ કરે છ ( વિષ્ણુ ૪ ૧૪ ૭૧ )

યાદવોનો પ્રભાસ આગળ નાશ પણ છેવટ મદ્યપાનને પરિણામે થયો એમ પુરાણો કહે છે પ્રભાસમા જઈને મદ્ય પીધુ અને પછી મદ્યપાનથી ઉન્મત્ત થયેના યાદવો એક બીજા ઉપર આક્ષેપ કરવા લાગ્યા અને છેવટ પરસ્પર લડીને કપાઈ મુવા [૧૧૩]

પ્રભાસ આગળના નાશ પછી યાદવોનુ શુ થયુ? પુરાણો કહે છે કે દ્વારકાને સમુદ્ર ડુબાડી દીધી ( જુઓ મારૂ 'પ્રાચીન દ્વારકાપુરી ) પણ શ્રીકૃષ્ણના સ્વધામગમન પછી અર્જુન યાદવોના સ્ત્રી બાળકોને લઈને મથુરા તરફ જતો હતો ત્યા રસ્તામા મ્લેચ્છોએ અથવા આભીરોએ માત્ર લાકડીઓથી યાદવાની સ્ત્રીઓનુ હરણ કર્યું અને વીલે મોઢે પાછા ફરેના અર્જુને મથુરા આવીને વજ્રને ગાદી ઉપર બેસાડયો[૧૧૪] મહાભારતની કેટલીક પ્રતો અને ભાગવત વજ્રને ઇન્દ્રપ્રસ્થમા ગાદી ઉપર બેસાર્યો એમ કહે છે (भा ११ ३१ २५)

---

૧૧૧ मत्ते शौण्डोत्कटक्षीबा — અમર કોષ ૩ ૨૩

૧૧૨ विष्णु ५ २५ भागवत १० ६५ જુઓ —
ललनाभि सम पपौ १० ६५ २०
वनेषु व्यचरत्क्षीवो मदविह्वललोचन
भा १०, ६५ २१

૧૧૩ જુઓ મહાભારત મૌસલ પર્વ વિષ્ણુપુરાણ અ ૫ અ ૩૭ ભાગવત ૧૧ ૩૦
ततस्तस्मिन्महापान पपुर्मैरेयक मधु।
महापाननिमित्ताना वीराणा दृप्तचेतसाम्
कृष्णमायाविमूढाना सघर्ष सुमहानभूत्॥
युयुधु क्रोधसरब्धा —
भा ११ ३०, १२ થી १४

૧૧૪ જુઓ મ મૌસલ પર્વ અ ૮ વિષ્ણુ અં ૫ અ ૩૮

२५ ) તે તો ભૂલ લાગે છે. ગમે તેમ હો પણ મહાભારતના વખતમાં જ ઉપર આવેલો આ યાદવ વંશ શ્રીકૃષ્ણના સ્વધામ ગમન પછી પાછો અંધારામા પડી જાય છે પુરાણોમા મહાભારત પછીના સમય માટે પૌરવવંશ, અયોધ્યાનો ઇક્ષ્વાકુ વંશ અને મગધના બાર્હદ્રથ વગેરે વંશો એ ત્રણની વંશાવળીઓ વિગતવાર આપી છે અને બાકીના માટે એ વખતમાં કુલ આટલા રાજાઓ થશે એમ મભમ કહ્યુ છે, યાદવો માટે કહ્યુ છે કે 'એટલા કાળમા ( આ પૌરવો અને બાર્હદ્રથો સાથે ) ૨૩ શૂરસેનો થશે.'[૧૧૫]

આ શૂરસેનો શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધના પુત્ર વજ્રના વંશજો હશે કે કૃતવર્માના ? પુરાણોમાં સ્પષ્ટ ખુલાસો નથી. યાદવો પ્રભાસ આગળ નાશ પામ્યાની હકીકત અમુક ટોળા માટે જ સમજવી જોઇએ એમ મને લાગે છે. કૌટિલીય અર્થશાસ્ત્રમા વૃષ્ણિ સંઘ નાશ પામ્યો એમ કહ્યું છે ( ૧, ૧૬, ૩, ૧ ) જરાસંધના ભયથી મથુરા તજેલુ, પણ મધ્યદેશ માટે યાદવો હમેશા આતુર રહેતા એમ શ્રીકૃષ્ણ જ કહે છે ( જુઓ મહા. સભા. અ. ૧૪ ) એ જોતા જરાસંધના મરણ પછી યાદવો મથુરામા અને દ્વારકામા એ બે સ્થળોએ ( દીલ્હી સીમલા પેઠે ) યથેચ્છ વિહરતા હોય તો એ સંભવિત છે વળી બધા યાદવો મથુરા છોડી કાઠીઆવાડ સુધી જાય એ સંભવિત નથી, એટલે જરાસંધના મુખ્ય વિરોધી વૃષ્ણિઓ શિવાયના અંધકાદિ યાદવો મથુરામાં રહ્યા હોય એ પણ સંભવિત છે. ગમે તેમ હો પણ મહાભારત પછીથી ઘણા કાળ સુધી કાઠીઆવાડમા યાદવોનુ નામનિશાન દેખાતું નથી. પણ મથુરામા શૂરસેનોનુ જ રાજ્ય હોવાનુ જણાય છે પ્રાચીનતમ બૌદ્ધ ગ્રન્થ ઉપરથી ભગવાન્ બુદ્ધના સમય પ્હેલા એટલે ઇ સ પૂર્વે સાતમા શતકમા અને બુદ્ધના સમકાળમા એટલે ઇ. સ પૂર્વે પાચમા છઠ્ઠા શતકમા મથુરાના શૂરસેનોનુ રાજ્ય હતુ બુદ્ધના સમકાલીન મથુરાના આ શૂરસેન રાજાને અવન્તીપુત્ત કહ્યો છે અને લલિત-વિસ્તરમા એનુ નામ સુબાહુ આપ્યુ છે ( જુઓ Cambrige History of India Vol I pp 172, 185, 186 ).

આ ઉપરથી બુદ્ધના સમયમા અવન્તીને અને મથુરાને પરસ્પર લગ્નસંબંધ હતો એમ દેખાય છે. અવન્તીમા શ્રીકૃષ્ણના વખતમા હૈહયોનું રાજ્ય હતુ[૧૧૬] અને શ્રીકૃષ્ણના એક ફઇ અવન્તીના રાજાને આપેલા એ જોતા વૃષ્ણિઓ અને હૈહયોનો સંબંધ ચાલુ રહ્યો છે વળી શ્રીવાસુદેવપૂજાનો ભક્તિમાર્ગ પ્હેલ વ્હેલો શ્રીકૃષ્ણના કુળમા એટલે સાત્વતોમા ચાલ્યો અને એ કારણથી સાત્વત ધર્મ કહેવાયો છે પ્રાચીન બૌદ્ધ સાહિત્યમા ક્યાય સ્પષ્ટ

---

૧૧૫ एतेस्मार्ध भविष्यन्ति तावत् कालनृपा परे । तुल्यकालं भविष्यन्ति सर्वे ह्येते महीक्षित' । शूरसेनास्त्रयोविंशत् ।

પાર્જિટરનું The Dynasties of the Kali Age. p 23.

૧૧૬ જુઓ વાયુ ૯૪, ૫૦, વગેરે હૈહય વંશનો વિસ્તાર કહેનારા પૌરાણિક ઉલ્લેખો તથા પાર્જિટર પા ૧૦૨.

જુઓ વૈષ્ણ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા ૬૦

જુઓ Cambridge History of India p 408.

કહ્યું નથી પણ મેગેસ્થનીસે કહ્યું છે કે મેથોરા ( મથુરા અને કલીસોબોરા ( કૃષ્ણપુર ) શહેરોવાળા જમના કાંઠાના દેશના શૂરસેનોમાં હીરેક્લીસ (શ્રીકૃષ્ણ)ની પૂજા પ્રચલિત છે.

ઈ. સ. પૂર્વે ચોથા શતક સુધી મથુરામાં અને એની આસપાસના શૂરસેનોમાં જે ફેલાઇ રહેલી વાસુદેવભક્તિ તે પછી બે ત્રણ સૈકાઓમાં પશ્ચિમ હિંદના ઘણા ભાગમાં અને છેક દક્ષિણમાં નાનાઘાટ સુધી ફેલાઇ જાય છે એમ ઘોસંડીના, વિદિશાના ગરૂડધ્વજના, અને નાનાઘાટના લેખોથી દેખાય છે ( જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૭ થી ૧૯) વળી એ જ સમયમાં મથુરામાંથી શૂરસેનોનું અને સાત્વત ધર્મનું જોર ઓછું થયું છે. બુદ્ધના સમય પછી વચ્ચે કાંઇ ખબર પડતી નથી પણ મથુરા આગળથી મળેલા સીક્કાઓ ઉપરથી શુંગ વંશના સમકાલીન મથુરાના બાર રાજાઓનાં નામો મળે છે. આ રાજાઓ શૂરસેનો-અથવા યાદવોજ હશે. કૌશામ્બીના બ્હસ્પતિમિત્રની પુત્રી મથુરાના એક રાજાને આપેલી હતી એમ મોરાના ઉત્કીર્ણ લેખ ઉપરથી જણાય છે.[117] લેખમાં મથુરાના આ રાજાનું નામ નથી આપ્યું પણ સીક્કાઓ ઉપરથી મથુરાના બલભૂતિનું નામ મળે છે અને એના સીક્કા આ બ્હસ્પતિમિત્રના સિક્કાને બહુ મળતા આવે છે. કૌશામ્બીના રાજાઓ પુરુવંશના છે અને પુરુવંશ અને યદુવંશ વચ્ચે લગ્નસંબંધ મહાભારતકાળમાં હતો એ જોયું છે; આ કૌશામ્બીના રાજાઓને બુદ્ધના કાળમાં અવન્તી સાથે લગ્ન સંબંધ હતો એ ઉદયનની પ્રસિદ્ધ કથાથી દેખાય છે ( જુઓ સ્વપ્નવાસવદત્તા ). મથુરાનો એક બીજો રાજા બ્રહ્મમિત્ર અહિછત્ર ( પાંચાલના ) ઇંદ્રમિત્રનો સમકાલીન હતો.[117] આ પછી ઇ. સ. પૂર્વે પ્હેલા શતકના દ્વિતીયાર્ધમાં મથુરાનું રાજ્ય શકોના હાથમાં જાય છે.[118] મથુરાના સીક્કાઓમાં ઊભેલી મૂર્તિ તજજ્ઞો ધારે છે તેમ શ્રીકૃષ્ણની હોય તો ઇ. સ. પૂર્વે લગભગ ૫૦ સુધી મથુરામાં ઘણું કરી યાદવોનું રાજ્ય અને કૃષ્ણભક્તિ ચાલુ હતાં. પછી શકોનું રાજ્ય અને સાથે જૈનધર્મ આવ્યો. મથુરામાં જૈનધર્મના જોરની શરૂઆત કદાચ પ્હેલાં ૫૦-૧૦૦ વર્ષથી થઇ હોય.

### મથુરાના મધ્યકાલીન યાદવો-કરૌલીમાં.

આ પછી મથુરાના યાદવોનું શું થયું તેનો પત્તો લાગતો નથી, પણ ગૌ. હી. ઓઝાએ નીચે પ્રમાણે નોંધ કરી છે. કામવનની એક મસ્જીદ જે પ્હેલાં મંદિર હતું તેમાંથી ઇ. સ. નવમા શતકનો એક લેખ મળ્યો છે. આ લેખમાં શૂરસેન યાદવોનાં સાત નામો છે. વળી મથુરા અને મહાવનમાંથી મળેલા બે શિલાલેખોમાંથી ઇ. સ. ૧૧૫૦ માં અજયપાલ અને ઇ. સ. ૧૧૭૦ માં હરિપાલ વિદ્યમાન હોવાનું માલુમ પડે છે. પણ ક્રમવાર આખી વંશાવળી નથી મળતી. કરૌલીના યાદવો મથુરાના યાદવોના વંશજો છે. કરૌલીની ખ્યાતોમાંથી રાજા વિજયપાલે મથુરાથી મનીપહાડ આવી ત્યાં એક કિલ્લો બંધાવ્યો, આ વિજયપાલના એક વંશજે વિ. સં. ૧૪૦૫ માં કરૌલી વસાવ્યું વગેરે હકીકત છે. ( જુઓ ટૉડ રાજસ્થાનનું હિંદી ભાષાંતર પા. ૩૪૫. )

---

૧૧૭ જુઓ Cambridge History of India Vol. I p. 525-526.

૧૧૮ એજન પા. ૫૨૬.

આ પછીનો યાદવોનો ઇતિહાસ ઘણી ગડબડવાળો છે મથુરાના યાદવોનુ વચ્ચે શુ થયુ એ કહેવુ મુશ્કેલ છે અને યાદવોની બીજી શાખાઓ વિષે પણ છુટક ઉલ્લેખો મળે છે મથુરાનીયે પ્હેલા વિદર્ભ ( વરાડ અને પૂર્વ ખાનદેશ )મા યદુવશીનું રાજ્ય સ્થપાયાનું પુરાણો કહે છે અને એ રાજ્ય લાંબા વખત સુધી ચાલુ રહ્યુ દેખાય છે શ્રીકૃષ્ણના વખતમા વિદર્ભમા ભોજપતિ ભીષ્મકનું રાજ્ય હતુ પછી મૌર્ય અશોકના વખતમાં તથા તે પછી પણ ત્યા ભોજ લોકોનુ રાજ્ય હતું એમ એના ઉત્કીર્ણ લેખો તથા ખારવેલના હાથી ગુમ્ફના લેખો ઉપરથી દેખાય છે ૧૧૯ પછી ગુપ્ત સમયના વાકાટકો કથવંશના ભોજ હોવા જોઇએ એવુ અનુમાન ઉપર નોધ્યુ છે ૧૨૦ જો કે વાકાટક વંશના ઉત્કીર્ણ લેખોમા એવુ કહેલુ નથી

વિદર્ભમાથીજ આર્ય સસ્કૃતિ અને આર્ય રાજાઓ દક્ષિણમા પ્રસર્યા છે એમ પુરાતત્ત્વજ્ઞોનો મત છે ૧૨૧ અને આન્ધ્ર સમયમા વિદર્ભ અને મહારાષ્ટ્ર વગેરે એક રાજ્ય તંત્ર નીચે હતા ત્યારે વિદર્ભના ભોજો મહારાષ્ટ્રમાયે પેસી ગયા હોય એ સંભવિત છે

બીજી તરફથી યદુવંશની બીજી શાખા હૈહય શાખાના અશ્મકો અને વીતિહોત્રો મહાભારતના સમય પછી અવન્તી અને ગુજરાતમા છેક અપરાન્ત-કોકણ સુધી ફેલાયેલા હતા ૧૨૨ ભરૂચ અને સુપારક-( મુબઇ અને સાષ્ટી ) ભૃગુઓના સ્થાનો તરીકે પ્રસિદ્ધ છે અને ભૃગુઓ અને હૈહયોનો ગાઢ સબધ પ્રસિદ્ધ છે

વળી યૌધેય અને અર્જુનાયનોના ઈ સ પૂર્વે ચોથાથી [illegible] ચોથા શતક સુધી એક પ્રકારના ગણરાજ્ય ક્રમશ: પજાબની દક્ષિણે અને [illegible] તથા રાજપૂતાનાના ભરત પૂર અને અલવર રાજ્યના પ્રદેશમા હોવાનુ પાણિનિના [illegible]ખથી સીક્કાઓથી તથા સમુદ્ર ગુપ્તના અલાહાબાદના લેખથી જણાય છે ૧૨૩ આ અર્જુનાયનો અર્જુન એટને હૈહય સહસ્રાર્જુનના વશજો કે જાતભાઇ હોય તો એ પણ યાદવો અને યૌધેયો તો યદુના ભાઇ અનુના વશજો એટને યાદવો છે ( જુઓ પાર્જિટર પા ૧૦૮ વાયુ-૯૯, ૨૧ ) આ યૌધેયો અને અર્જુનાયનોના ગણરાજ્યની હકીકત મથુરાના યાદવોનુ પણ એક પ્રકારનુ ગણરાજ્ય હોવુ જોઈએ એ મારા તર્કને પુષ્ટિ આપે છે

યાદવો વિષે ગુપ્તકાળમા અને તે પછીના તરતના સૈકાઓમા કશી નિશાની મળતી નથી. પણ ઇ સ ૭ મા આઠમા શતકમા રાજ્યો સ્થાપનારા કેટલાક વંશો પુરાણોના બ્હોળા પ્રચાર પછી એટને ૯ મા દશમા શતક પછી પોતાને યાદવ તરીકે ગણાવે છે.

---

૧૧૯ એજન પા ૫૧૪

૧૨૦ જુઓ ટિપ્પણી ૧૦૫

૧૨૧ એજન પા ૬૦૨ તથા સર રા ગો ભાડારકરનો દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ ગુજરાતી ભાષાતર પા ૫

૧૨૨ હૈહયો માટે જુઓ 26 I R. A S 1914 p 254

Cambridge History af India Vol I p 316.

૧૨૩ એજન પા ૫૨૮,

દા. ત. ઇ. સ. ૭૫૦ થી ઈ. સ. ૯૭૦ સુધીના દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓમાંના આ રાજાઓને યદુવંશી કહેનારાં દાનપત્રોમાં જૂનામાં જૂનું શક સં. ૭૮૨ (ઇ. સ. ૮૬૦)નું અમોઘવર્ષનું મળ્યુ છે. (જુઓ Epigraphia Indica Vol VI p. 29.)

કર્કરાજના દાનપત્રમાં —

**उदगादथ दन्तिदुर्गभानुर्यदुवंशोदयपर्वतात् प्रतापी** એ રીતે એ કુળના મૂળ પુરુષને યદુવંશી કહ્યો છે.[૧૨૪] ચોથા ગોવિન્દરાજના શક સં. ૮૫૫ ના દાનપત્રમાં[૧૨૫] તથા બીજાં કેટલાંક દાનપત્રોમાં રાષ્ટ્રકૂટ રાજાઓને યદુવંશી કહ્યા છે. હલાયુધ પણ કવિરહસ્યમાં એમજ કહે છે. વળી દક્ષિણના પાછળના ચાલુક્યોના સામંતો સેઉણ દેશના તથા દેવગિરિ (દૌલતાબાદ) ના યાદવો તથા દ્વારા સમુદ્ર (મહીસૂરપ્રદેશ) ના હોયસલ રાજાઓ પોતાને યાદવ કહેવરાવે છે, [૧૨૬] અને યાદવોની જૂની પરંપરાને અનુસરી અંદર અંદર લડે છે, [૧૨૭] ઇ, સ, અગીઆરથી તેરમા શતકોમાં આ રાજવંશો થઈ ગયા છે, દેવગિરિના યાદવવંશના રાજા મહાદેવ (ઈ, સ, ૧૨૬૦ થી ૧૨૭૧) નો પ્રધાન હેમાદ્રિ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આ હિમાદ્રિએ લખેલા વ્રતખંડ નામના ગ્રંથની કેટલીક હસ્તપ્રતોમાં દેવગિરિના યાદવોની વંશાવળી આપેલી [૧૨૮] છે. તેમાં પુરાણોને અનુસરી છેક ચંદ્રથી શરૂ કર્યું છે. પણ પછી આ વંશનો આરંભ સુબાહુથી કર્યો છે અને સુબાહુનો પુત્ર દૃઢપ્રહાર દક્ષિણમાં રાજ્ય સ્થાપે છે. આ બનાવ ઈ. સ. ૭૫૮૪ ની આસપાસમાં બન્યાનું દા. સર ભાંડારકર ધારે છે.× શિવાજી મહારાજનાં મા જીજી જાધવકુળની પુત્રી હતાં, અને હજી દક્ષિણમાં જાધવો છે.

હવે યદુવંશની બીજી શાખા હૈહયોનું શું થયું તે જોઇએ. હૈહયોનો ભારતકાળમાં તથા પછી અવન્તી, ગુજરાત તરફ પ્રસાર થયો હતો એ આપણે જાણીએ છીએ, પણ ગુપ્તો પછીના કાળમાં ચેદિમાં હૈહયો હોવાનો ઉલ્લેખ મળે છે. મહાભારતના વખતમાં તો ચેદીમાં શ્રીકૃષ્ણના ફુઆ કુરુવંશી દમઘોષ રાજા હતા. તે પ્હેલાં વિદર્ભના પુત્ર કૈશિક ચેદીના રાજા હતા. તો હૈહયો ચેદીમાં કયાંથી આવ્યા ? કે. પી. જયસ્વાલ હાથીગુંફના લેખમાં, ઇ. સ. પૂર્વે ૧૮૩ થી ૧૬૯–૧૫૨ સુધીના, કલિંગના ચક્રવર્તી મહારાજા ખારવેલ ચેદી વંશના હોવાનો પુરાવો વાંચે છે (જુઓ JI B. O Research Society 1927

---

૧૨૪ શક સં. ૮૯૪ નું કર્કરાજનું દાનપત્ર Indian Antiquary Vol. 12 p. 164 to 157.

૧૨૫ એજન પા. ૨૦૧ થી ૨૦૩,

૧૨૬ જુઓ શકમ, ૧૧૧૪ નું બલ્લાલ દેવનું દાનપત્ર I A 1412 p 286–303.

૧૨૭ જુઓ. Vincent A Smith, third edition p 434.

૧૨૮ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ ગુ. ભાષાંતર પ્ર૦ ૧૪ મું,

× ગૌ, હી. ઓઝા ઇ, સ. ૮૪૩ માં સેઉણદેશનું યાદવરાજ્ય સ્થપાયું ધારે છે, ટોડ રાજસ્થાનનું હિંદી ભાષાંતર ભા–૧–પા, ૩૨૮

Vol XIII parts 3-4 p. 223) પણ એ ચેદી વંશ તે કયો વંશ ? વિદર્ભના પુત્ર કેશિકનો વંશ ? કે ઘોષનો વંશ હૈહય વંશ ? )

**ચેદીના હૈહયો**–જબલપુર પાસે ત્રિપુરી (તેવર)ના વિ. સં. ૯૨૦ (ઇ.સ. ૮૬૪)થી વિ. સં. ૧૨૪૭ (ઇ. સ. ૧૧૯૦) સુધી ના રાજાઓ પોતાને હૈહયવંશી કહે છે. અને એ વંશના રાજાઓના લેખોમાં છેક ચંદ્રથી વંશાવળી આપી છે ( જુઓEp. Indica Vol II p 8. )આ રાજાઓ કલચુરી પણ કહેવાય છે. વિ. સં. ૩૦૬ થી એક કલચુરી અથવા ચેદી સંવત્ પણ ચાલતો હતો. આને ત્રૈકૂટકોનો સંવત્ પણ કેટલાક ઉત્કીર્ણ લેખોમાં કહેલો છે. જોકે વિ. સં. ૯૨૦ પ્હેલાંનો આ કલચૂરીઓનો શૃંખલાબદ્ધ ઇતિહાસ નથી મળતો, પણ વિ. સં. ૫૫૦ થી ૭૯૦ સુધીમાં એ વંશનું રાજ્ય દક્ષિણના ચૌલુક્ય રાજ્યની ઉત્તરમાં અર્થાત્ ચેદી અને ગુજરાતમાં હોવાના પુરાવા મળે છે ( જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૩૭ થી ૬૭). આ ચેદી વંશને હૈહય કહેનારો જૂનામાં જૂનો ઉલ્લેખ ચૌલુક્ય વિનયાદિત્ય (ઇ. સ. ૬૮૦ થી ૬૯૬) ના એક લેખમાં મળે છે, [૧૨૯] આ ચેદીના હૈહયો સાથે દક્ષિણના ચૌલુક્યોને તથા રાષ્ટ્રકૂટોને લગ્નસબંધ હોવાનું એ બેયના લેખો ઉપરથી જણાય છે, [૧૩૦] આ વંશનો નાશ થયા થયા પછી હૈહયોનું શું થયું ? અત્યારે કોઈ રાજ્ય હૈહયોનું મનાતું નથી પણ આ વંશની એક શાખાનું રાજ્ય દક્ષિણકોશલ (રત્નપુર) માં હતું અને સંયુક્ત પ્રાન્તના વલીયા જીલ્લાના અમુક રજપૂતો રત્નપુરથી આવેલા મનાય છે એ રજપૂતો હૈહયજાતિના હોવાનો સંભવ વીન્સેન્ટ સ્મિથ સ્વીકારે છે. ( ત્રીજી આવૃત્તિ પા. ૩૯૪) પં. ભગવાનલાલ ઇંદ્રજી તો આ કલચુરી રાજાઓને પણ આભીર ગણે છે, પણ બોમ્બે ગેઝીટીયર ઉપર ટિપ્પણીઓ લખનાર જેકસન એથી વિરૂદ્ધ મતના છે. અને આ વંશને હૈહય માનવામાં વાંધો જોતા નથી (બોમ્બે ગેઝીટીઅર ભા. ૧ પા. ૫૮ અને તેની ટિપ્પણી )

દક્ષિણમાં આ બધા યાદવો ક્યાંથી અને ક્યારે આવ્યા ?

ડા. એસ. કૃષ્ણસ્વામી આયંગર તો કહે છે કે " ભરત દૌષ્યન્તિની લડાઇઓથી, કંસના ત્રાસથી અને જરાસંધના દબાણથી જૂના કાળથી જ યાદવો ધીમે ધીમે દક્ષિણ તરફ ફેલાયા છે. વિંધ્યાચળથી કૃષ્ણા નદી સુધીના દક્ષિણમા જૂના બૌદ્ધ ગ્રન્થો તથા સંસ્કૃત સૂત્ર સાહિત્ય પ્રમાણે પાંચ રાજ્યો હતાં. એક માહિષકોનું, બીજું કલિંગનું, ત્રીજું વિદર્ભનું, ચોથું અશ્મકોનું અને પાંચમું દંડકોનું ( દંડકારણ્ય ). આમાંથી વિદર્ભના ભોજ યાદવ છેજ, અશ્મકો ને અશ્મકીનું યાદવી વિશેષણ મહાભારતમાં કયાંક છે એટલા ઉપરથી કૃષ્ણસ્વામી આયંગર તેને યાદવ ઠરાવે છે પણ પુરાણો અશ્મકને અયોધ્યાના ઇક્ષ્વાકુ વંશમાં ગણે છે ( જુઓ પાર્જિટર પા. ૧૪૭ )

માહિષકોને હૈહય ગણવામાં વાંધો નથી, અને પાછળથી પણ માહિષકોથી ઉતરેલા ચેદી રાજાઓ હૈહય ગણાય છે. આ હૈહયોએ કલિંગમાં પ્હેલાં રાજ્ય સ્થાપ્યું. પછી તો

---

૧૨૯ એજન પા. ૧૫૩

૧૩૦ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પા. ૩૯ તથા ૪૨

કલિંગનો આન્ધ્ર રાજ્યમાં સમાવેશ થયો છે. અને કૃષ્ણસ્વામી આયંગર કહે છે કે આંધ્રો એ અન્ધક યાદવો છે. કારણકે તામિલ કવિઓ આન્ધ્રોને અન્દર કહે છે અને અન્દર સંસ્કૃત અન્ધકનું અપભ્રંશ છે. આ તર્ક પ્રણાલી આન્ધ્ર લોક યાદવ ગણે છે. બાકી રહેલા દંડક માટે સંસ્કૃત સાહિત્યમાંથી કાંઈ પુરાવો નથી મળ્યો. પણ તામીલ સાહિત્યમાં દંડકના વતનીઓને ઇડાય્યર ( ભરવાડ ) કહ્યા છે એ ઉપરથી તેઓને પણ ડા. આયંગર યાદવ ગણે છે. અને એજ તર્કશૈલીને અનુસરી મહારાષ્ટ્રકો–મરાઠાઓને પણ યાદવ ગણે છે. ( જુઓ ડા. એસ. કૃષ્ણસ્વામી આયંગરનો કલકત્તાની બીજી ઓરીએન્ટલ કોન્ફરન્સમાં વંચાયલો નિબંધ. Proceedings & Transactions p351 to 364 )

**જૂનાગઢના ચૂડાસમા યાદવો.**

ગુજરાતના ઇતિહાસમાં પણ યાદવો મળે છે. ઇ. સ. દશમા શતકના મૂળરાજ સોલંકી સામે લડનાર જૂનાગઢનો રા' ગ્રાહરિપુ અને કચ્છનો લાખો ફુલાણી બેય યાદવ ગણાય છે. જૂનાગઢના એ ચૂડાસમા વંશનો મૂળપુરુષ ચૂડચંદ્ર કહેવાય છે અને ભાટો ચૂડચંદ્રને કૃષ્ણના પુત્ર સામ્બ+ સાથે જોડે છે. " આદિનારાયણથી ૫૪મા શ્રી કૃષ્ણ, ૧૩૫મા દેવેન્દુ અને તેના ચાર કુંવરમાંથી ગજપતે ગજની વસાવ્યું અને ગજપત પછી કેટલીક પેઢીએ નગર ઠઠ્ઠામાં ચૂડચંદ્ર થયો. આ ચૂડચંદ્ર ( લગભગ ઇ. સ. ૮૭૫થી ૯૦૭ ) વામનસ્થળીમાં આવ્યો અને એની ચોથી પેઢીએ ગ્રાહરિપુ થયો."[૧૩૧] આ યાદવો ચૂડચંદ્રના નામથી ચૂડાસમા કહેવાય છે.

**કચ્છના જાડેજા.**

કચ્છના લાખા ફુલાણીના વંશ માટે ભાટો કહે છે કે ઉપર કહેલા ગજપતનો ભાઇ નરપત ગજનીની ગાદીએ બેઠો અને તેના કુવર સમાના નામ ઉપરથી એ વશના સમા કહેવાયા જે પાછળથી જાડેજાને નામે પ્રસિદ્ધ થયા. જામ સમાએ ગજની ખોયું અને સિંધ અને બલુચિસ્તાન વચ્ચે રાજ્યધાની સ્થાપી. તેની દશમી પેઢીએ ( નારાયણથી ૧૪૬ મો ) લાખી આરાભડ થયો તેણે નગરઠઠ્ઠા વસાવ્યુ. તેનો કુંવર લાખોજી અને તેનો મોડજી કચ્છમાં ઇ. સ. ૮૧૯માં ગાદીએ બેઠો અને મોડજીનો પ્રપૌત્ર ઉપર કહેલો લાખો ફુલાણી[૧૩૨] અને કચ્છના આ જાડેજા કુળમાંથી જામનગર, મોરબી, ગોંડલ, ધ્રોળ વગેરે કાઠીઆવાડનાં જાડેજા રાજકુટુંબો નીકળ્યાં છે.

વળી ગજપતના ત્રીજા ભાઇ ભૂપતે ગજની અને ખુરાશાન વચ્ચેના પ્રદેશમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેના વશના ભટ્ટી કે ભાટી કહેવાયા. પણ ત્યાંથી ખુરાસાનના રાજાએ કાઢવાથી આ લોકો પંજાબમાં આવ્યા ત્યાંથી સિંધ અને મારવાડ વચ્ચેના પ્રદેશમાં આવ્યા આ ભટ્ટીના વંશજો એ જેસલમીરના ભાટી. ભાટીઆઓ પણ કદાચ આ મૂળમાંથી પોતાને નીકળેલા માનતા હશે. [૧૩૩]

---

+ સામ્બ યાદવાસ્થળીમાં મરણ પામ્યાનું મહાભારત ( મૌસલ પર્વ અ.૫) કહે છે.

૧૩૧ રાસમાળાનું ગુજરાતી ભાષાંતર ત્રીજી આવૃત્તિ ભા, ૧ પા ૬૧, ૬૨.

૧૩૨ એજન પા. ૬૨, ૬૩.

૧૩૩ એજન પા ૬૩ આ દંતકથાઓ જુદા જુદા રૂપમાં મળે છે.

આ મધ્યકાલીન યાદવોનાં જુદાં જુદાં રાજ્યોની સવિસ્તર વંશાવળીઓ મહામહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ ટૉડ રાજસ્થાનના હિંદી ભાષાંતર પા. ૩૨૭ થી પા. ૩૪૬ પ્રકરણ ૭ ની ટિપ્પણી ૩૫ માં આપી છે; ત્યાં પ્રસંગોપાત્ત કેટલીક હકીકત પણ નોંધી છે. પરંતુ એ સમર્થ ઇતિહાસવેત્તા કહે છે તેમ આ બધા યાદવોનો ઇતિહાસ વિસ્તારથી લખવામાં આવે તો એક મોટું પુસ્તક થાય.

જોધપુર વગેરેના રાઠોડો—જોધપુર, બીકાનેર ઝાબુઆ, અમઝરા, કિશનગઢ, રતલામ, સીતામઉ, સૈલાના, ઇડર અને અહમદનગરના હાલના રાઠોડ રાજાઓ× મૂળ મારવાડ-જોધપુરના રાઠોડના વંશજ છે, અને જોધપુરના રાઠોડ રાજવંશનો મૂળ પુરુષ કનોજના ગહડવાલ વંશનો હતો (જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩). હવે કનોજના ગહડવાલો સૂર્યવંશી હતા કે ચંદ્રવંશી એ વાતનો એ વંશના ઉત્કીર્ણ લેખોમાંથી પત્તો લાગતો નથી. અત્યારે જોધપુર વગેરેના રાઠોડો પોતાને સૂર્યવંશી માને છે. (જુઓ સરસ્વતી, જુન ૧૯૨૭ માં વિશ્વેશ્વરનાથ રેઉનો લેખ પા. ૬૬૨). જ્યારે યુક્ત પ્રદેશ કાશી, પ્રયાગ, મિર્ઝાપુર અને જૌનપુરની આસપાસમાં મોટે ભાગે જેની વસ્તી મળે છે તે ગહડવાલ ક્ષત્રિયો પોતાને ચંદ્રવંશીય મહારાજ કાશીરાજની સંતતિ માને છે (જુઓ સરસ્વતી, સપ્ટેમ્બર ૧૯૨૭ માં શ્રીયુત કુંવર શિવનાથસિંહ સેંગરનો લેખ પા. ૧૦૪૫). અને કનોજના ગહડવાલ રાજવંશ [વિ. સ. ૧૧૨૪ (ઈ. સ. ૧૦૬૮) થી વિ. સં. ૧૨૮૦ (ઇ. સ. ૧૨૨૩)] ને પણ કુંવર શિવનાથસિંહ કાશીરાજનાજ વંશજ માને છે.

પણ મારવાડ વગેરેના રાઠોડ વંશની ઉત્પત્તિ બાબત જૂના વખતથી જુદી જુદી કલ્પનાઓ ચાલે છે (જુઓ સરસ્વતી સપ્ટેમ્બર ૧૯૨૭ પા. ૧૦૫૨). અને અત્યારે પણ આ વિષયના અભ્યાસી હિંદી વિદ્વાનોમાં જબરો મતભેદ છે. કેટલાક દક્ષિણના રાષ્ટ્રકૂટ, કનોજના ગહડવાલ અને જોધપુર વગેરેના રાઠોડો ત્રણેને એક માને છે. શ્રી વિશ્વેશ્વરનાથ રેઉનો આ મત છે. દક્ષિણના રાષ્ટ્રકૂટોના કેટલાક લેખોમાં તેઓને યદુવંશી કહ્યા છે, અને જોધપુર વગેરેના રાઠોડો પોતાને સૂર્યવંશી માને છે એ મુશ્કેલીનો તોડ કાઢતાં શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ કહે છે કે-"દક્ષિણમાં અને ગુજરાતમાં કુલ ૭૫ લેખો અને દાનપત્રો આ વંશનાં મળ્યાં છે, તેમાંથી માત્ર આઠમાં જ એ રાજાઓને યદુવંશી કહ્યા છે, અને વિ. સં. ૯૧૭ પહેલાંના એ વંશના કોઇ લેખમાં રાષ્ટ્રકૂટોને યદુવંશી... નથી કહ્યા, માટે દક્ષિણના રાષ્ટ્રકૂટો ચંદ્રવંશી નહીં પણ સૂર્યવંશી હતા" (જુઓ સરસ્વતી જુન ૧૯૨૭ પા. ૬૫૮ ટિ. ૧) બીજી તરફથી પં. ગૌરીશંકર હીરાચન્દજી ઓઝા દક્ષિણના રાષ્ટ્રકૂટોના એ આઠ લેખો ઉપર આધાર રાખી રાષ્ટ્રકૂટોને યદુવંશી માને છે અને રાષ્ટ્રકૂટ તથા રાઠોડને એક માને છે તથા કનોજના સૂર્યવંશી ગહડવાલને રાષ્ટ્રકૂટથી જુદા ગણે છે. મતલબ કે હાલના રાઠોડો પોતાને સૂર્યવંશી માને છે પણ તેઓ છે ચંદ્રવંશી (જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ન-સં. ભા. ૪ અં. ૩-૪ પા. ૩૪૮-૪૯). આથી વિરુદ્ધ કુંવર શિવનાથસિંહ જોધપુર વગેરેના રાઠોડ રાજાઓને કનોજના ગહડવાલ રાજા

× આ રાઠોડ રાજાઓના સવિસ્તર ઇતિહાસ માટે જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩.

જયચંદ્રના વંશજ માને છે, પણ દક્ષિણના રાષ્ટ્રકૂટ (૨૩) થી જુદા માને છે. (જુઓ ૧૯૨૭ ના સપ્ટેમ્બરના સરસ્વતીમાં એનો લેખ)

આ વિષયમાં સર્વમાન્ય નિશ્ચય થઇ શકે એવા પુરાવાજ ઉપલબ્ધ નથી. અને કેટલાંક કારણોથી પક્ષવાદ બધાઇ ગયો છે. રાઠોડો અને ગહડવાલો ગમે તે વંશના હો પણ દક્ષિણના રાષ્ટ્રકૂટોના ઉત્કીર્ણ લેખોના સ્પષ્ટ પુરાવાની વિરૂદ્ધ તેમને સૂર્યવંશી માનવાની જરૂર મને નથી લાગતી. વળી દક્ષિણના રાષ્ટ્રકૂટોએ ગુજરાત, કાઠીઆવાડ, રાજપૂતાના, માળવા, મધ્ય પ્રદેશ, ગયા આદિમાં સ્વતંત્ર અથવા પરતંત્ર રાજ્યો સ્થાપેલાં એટલું પણ ચોક્કસ.

આ બધા પાછળના યાદવો ક્યાંથી આવ્યા? દક્ષિણ માટે કૃષ્ણસ્વામી આયંગરની માન્યતા નોંધી છે. ડા. ભાંડારકરના કહેવાની મતલબ એવી લાગે છે. કે વિદર્ભમાંથી દક્ષિણમાં પ્રસરેલા આર્યોમાં ભોજ અને રાષ્ટ્રીકાનો ઉલ્લેખ અશોકના લેખમાં મળે છે. ભોજ અને રાષ્ટ્રીકોમાંથી ઉતરી આવેલા રાષ્ટ્રકૂટો હતા.[૧૩૪] ભોજ નામ હૈહયોને તથા અંધક કુકુર વગેરે યાદવોને સરખી રીતે લગાડાય છે, તથા હૈહયો ચેદીમાં પણ હતા એ જોતાં આ ભોજો યાદવ હતા કે હૈહય એ સંશય રહે છે. હૈહયો દૂર દૂર સુધી ફેલાયા લાગે છે.

બીજો સંભવ એવો છે કે ઇ. સ. બીજા ત્રીજા ચોથા શતકમાં આન્ધ્રમાં રાજાઓનું જોર ઓછું થયા પછી દક્ષિણમાં સહ્યાદ્રિ, કોંકણમાં અને અમુક વખત તો સિન્ધ અને પંજાબ વચ્ચે તથા કાઠીઆવાડ ઉપર પણ આભીર લોકોનું રાજ્ય હતું એમ આભીર શિવદત્તના પુત્ર ઇશ્વરસેનનો લેખ નાશિકની ગુફામાં મળ્યો છે, ક્ષત્રપ રૂદ્રદામનના લેખમાં તથા સમુદ્રગુપ્તના લેખમાં ઉલ્લેખ છે તથા તેઓના સિક્કાઓ પણ કાઠીઆવાડમાં મળેલા એ ઉપરથી જણાય છે.[૧૩૫] ઇ. સ. ચોથા શતકના પાછલા ભાગમાં ગુપ્તોનું જોર થયું તે પ્હેલાં આભીરોનું જોર દેખાય છે. મહાભારત અને પુરાણો આ કાળમાં આભીર રાજાઓ થયાનું કહે છે.[૧૩૬] આ આભીરો ગાયોનાં ટોળાં સાથે ભટકતી યાદવોની જ એક શાખા હોય એવો સભવ મને સ્ફુરે છે. શ્રી કૃષ્ણ વસુદેવને ત્યાં જન્મ્યા છતાં નંદગોપને ત્યાં ઉછર્યાનું હરિવંશ, વિષ્ણુ પુરાણ, ભાગવત વગેરે કહે છે અને મહાભારતમાં શિશુપાલ શ્રીકૃષ્ણને ગાળ દેતાં ગોપ કહે છે.

तमिमं ज्ञानवृद्धिःसन् गोपं संस्तोतुमिच्छसि

મહાભારત સભાપર્વ અ ૪૧, ૬

અને હેમચંદ્ર મૂલરાજના શત્રુ ગ્રાહરિપુને ગાળ દેતાં આભીર કહે છે. (જુઓ દ્વયાશ્રય સર્ગ ૨ શ્લો-૫૯ થી ૬૫) આ રીતે જોતાં જૂનાગઢના ચુડાસમાઓ, કચ્છ કાઠીઆડના જાડેજાઓ અને દેવગિરિના યાદવો વગેરે મૂળ આભીર જાતિના હોય તો એ સંભવિત છે. પં. ભગવાનલાલ ઇંદ્રજીએ પણ ચુડાસમાઓને મૂળ આભીર જાતિના માન્યા છે. વળી

---

૧૩૪ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પા. ૨૪ અને ૭૯

૧૩૫ જુઓ નાશિકની ગુફાઓના લેખો અને તેનું પં. ભગવાનલાલ ઇંદ્રજીનું વિવેચન બોમ્બે ગેઝીટીઅરમાં.

૧૩૬ सुराष्ट्रावन्त्याभीराश्च शूद्रार्बुदमालवाः

ચૂડાસમાના ભાટો જૂનાગઢના રાને આહીર રાણા કહે છે વળી ટોલેમી ( ઇ સ ૧૫૦ )મા આબેરીઆ ( Aberia ) નું સ્થાન જોતા ઇ સ બીજા શતકમા આભીરો સિંધ અને પંજાબ વચ્ચે વસતા હતા એમ દેખાય છે [૧૩૭] અને સિંધમાથી ચૂડાસમા, જાડેજા વગેરે કાઠીઆવાડમા આવ્યા છે [૧૩૮] વળી જાડેજા શબ્દ યૌધેયનો અપભ્રંશ હોવાનો બોમ્બે ગેઝીટીઅરમા તર્ક કર્યો છે અને એના ટેકામા ક્ષત્રપોના ઉત્કીર્ણ લેખો ઉપરથી યૌધેયો અને આભીરો પાડોશી હોવાનુ જણાય છે એ હકીકત તરફ ધ્યાન ખેચ્યુ છે [૧૩૯] આ તર્ક ઠીક લાગે છે પણ યૌધેયો પુરાણો પ્રમાણે આનવ હતા એટલે યાદવ નહીં [૧૪૦] કેટલાક જામોના તમાચી તઘલીક જેવા નામો ઉપરથી એ જાડેજાઓ આસપાસના તુર્ક ટોળાઓ આ દેશમાં ઇ સ ૫૬૦ થી ૭૫૦ વચ્ચે આવેલા તેમાના હોવા જોઇએ એમ જેકસન સાહેબ તર્ક કરે છે ( બોમ્બેગેઝીટીઅર ભા ૧ પા ૧૩૯ )

આભીરો વિષે ઉપરનો તર્ક કરવાનુ એક બીજુ પણ કારણ છે મહાભારત કહે છે કે પરશુરામની બીકથી જે ક્ષત્રિયોએ પોતાનુ કર્તવ્ય છોડી દીધુ તે આભીરો થયા ( મ ૧૪, ૨૯ ) આ રીતે મૂળના યાદવ અને બીજા ક્ષત્રિયો, ક્ષાત્ર કર્મ છોડી ગોપાલન વગેરે કર્મનો સ્વીકાર કરવાથી આભીરો થયા હશે અને તેઓજ ફરી ક્ષાત્ર કર્મનો સ્વીકાર કરવાથી રજપૂતો થયા અને આ બધા આભીરો કદાચ યૌધેયો અને અર્જુનાયનો વગેરે પણ ઉત્તરના હુમલાઓના દબાણથી સિંધમા, અને ત્યાથી કચ્છ કાઠીઆવાડમા આવ્યા અને વલ્લભી રાજ્યનો નાશ થયા પછી જુદે જુદે સ્થળે જમીનોના ધણી થઇ પડયા [૧૪૧] મતલબ કે પાછળના યાદવો એ આભીરો અથવા હૈહય જાતે હોવાનો સભવ છે

પણ મધ્યકાલીન તથા આધુનિક યાદવોની બાબતમા ચોખ્ખો નિશ્ચય થવો મુશ્કેલ છે કારણ કે દક્ષિણના રાષ્ટ્રકૂટ વગેરે જેઓ મધ્યકાળમા પોતાને યદુવંશી કહે છે તેઓ વિ સ ૮૧૭ પ્હેલા પોતાને યદુવંશી કહેતા નથી એ સશયનું એક કારણ ઉપર નોધ્યુ જ છે વળી એકજ વંશના લેખોમાથી કોઇમા ચદ્રવંશી તો કોઇમા સૂર્યવંશી અને કોઇમા અગ્નિવંશી લખેલુ પણ મળે છે આ પ્રકારના અનેક દાખલાઓ રજપૂતવંશોના ઇતિહાસમાથી મળે છે વિશ્વેશ્વરનાથ રેઉએ થોડા સચોટ દાખલાઓ નોધ્યા છે (જુઓ સરસ્વતી ૧૯૨૭ ઓગષ્ટમા પા ૯૨૬-૯૨૭) –

(૧) ઉદેપુરના રાણાઓનો વંશ સૂર્યવંશી તરીકે પ્રસિદ્ધ છે છતા એ વંશના પુરુષોના કેટલાક ઉત્કીર્ણ લખોમા આનન્દપુર (વડનગર)ના વિપ્રનો વંશ કહ્યો છે (૨) સોલકી (ચૌલુક્ય) વંશ ચદ્રવંશી છે એમ વિ સ ૧૧૩૩ ના ચોલક્ય વિક્રમાદિત્ય (છઠ્ઠા) ના લેખમા કહ્યુ છે પણ કાશ્મીરી પંડિત બિલ્હણે વિક્રમાંકદેવચરિતમાં ચાલુક્યની ઉત્પત્તિ બ્રહ્માની ચુલુક (અજળી) માથી કહી છે વિ સ ૧૨૦૮ ના કુમારપાલના લેખમા પણ

---

૧૩૭ આભીરો પશ્ચિમમા સિન્ધુ કાંઠે વસતા હોવાનુ અને નકુલે જીત્યાનું મહાભારત પણ કહે છે જુઓ મ સભા ૩૨

૧૩૮ જુઓ Bombay Gazetteer Vol I part 1 p 134,138

૧૩૯ એજન પા ૧૩૮

૧૪૦ જુઓ વાયુ ૯૯ ૨૧ પાર્જિટર પૃ. ૧૦૯

૧૪૧ Bombay Gazetteer Vol I part 1 p 138

એજ ઉત્પત્તિ આપી છે. પણ કલચુરી વંશી યુવરાજ દેવ (બીજા) ના સમયમાં બિલ્હારીના લેખમાં દ્રોણની અંજલીમાંથી સોલંકીની ઉત્પત્તિ કહી છે. વળી પૃથ્વીરાજ રાસામાં સોલંકીની ઉત્પત્તિ અગ્નિમાંથી કહી છે અને હાલના સોલંકીઓ તથા વાઘેલાઓ પોતાના મૂળ પુરૂષને વશિષ્ઠના અગ્નિમાંથી ઉત્પન્ન થયેલ માને છે. (૩) વિ. સં. ૧૩૭૭ ના દેવડા ચોહાણ રાવલુંભાના લેખમાં ચોહાણ વંશને ચંદ્રવંશી વત્સગોત્રી કહેલ છે. પણ વીસલદેવ (ચોથા) ના લેખમાં, નયચન્દ્રસૂરિએ રચેલા હમ્મીર મહાકાવ્યમાં તથા પૃથ્વીરાજવિજયમાં સૂર્યવંશી અને પૃથ્વીરાજ રાસાસાં વશિષ્ઠના અગ્નિકુંડમાંથી નીકળેલા કહ્યા છે. હાલના ચોહાણો પણ પોતાને વશિષ્ઠના અગ્નિવંશના માને છે. (૪) પરમાર વંશને, પદ્મગુપ્તે નવસાહસાંક ચરિતમાં વશિષ્ઠના અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયેલો કહ્યો છે, પણ હલાયુધે પિંગલસૂત્ર વૃત્તિમાં ઉદ્ધૃત એકશ્લોકમાં પરમાર મુંજને બ્રહ્મક્ષત્રકુલીન કહ્યો છે હાલમાં માળવા તરફના પરમારો પોતાને વિક્રમાદિત્યના વંશજ માને છે. (૫) પ્રતિહાર ક્યાંક અગ્નિવંશી કહ્યો છે તો એ વંશના એક લેખમાં વિપ્ર હરિશ્ચન્દ્ર અને તેની ભદ્રા નામની ક્ષત્રિય પત્ની એ બેમાંથી જે વંશ ચાલ્યો તે પ્રતિહાર વંશ એમ કહેલું છે. (૬) રાષ્ટ્રકૂટો વિષે પણ બે મત ઉપર કહ્યા છે અને ત્રીજો મત કલચુરી રાજા વિજ્જલના વિ. સ. ૧૮૦૮ ના મનગોલિના શિલાલેખમાં રાષ્ટ્રકૂટોને દૈત્યવંશી (ભાટોના કહેવા પ્રમાણે હિરણ્યકશિપુના વંશના) કહ્યાનો મળે છે. રાજપૂત વંશો વિષે પરસ્પર વિરૂદ્ધ મતનુ આ જાળું જોતાં એમાંથી ઐતિહાસિક સત્ય કાઢવુ મુશ્કેલ લાગે છે.

શ્રી કૃષ્ણ મહાભારતમાં યાદવોનાં અઢાર કુળ કહે છે પણ સાધારણ રીતે ભોજ, વૃષ્ણિ, અંધક, [૧૪૨]કુકુર, શૈનેય, સાત્વત, દાશાર્હ, એ સાતેક નામો વધારે મળે છે. વળી આમાંનાં કેટલાંક નામો પર્યાય તરીકે પણ વપરાયા છે. વધારેતો વૃષ્ણિ, અંધક, કુકુર અને શૈનેય ચારનાં કુટુંબીઓ મહાભારતમાં ચોખ્ખાં જુદાં ઓળખાય છે.

હાલમાં તો ૩૬ રાજકુળોમાંના જાદવ રજપૂતોની વીશ શાખાઓ ગણાય છેઃ—

અલક ને ભદ્રયાંણી અલસી બોલૂવા  
હલદલ ને દાંના જલ ને જેઠુવા  
ડાડેચા ને માડેચા, જાડેચા ને નિખૂમડ,  
સીઉરા ને સપેલા પઢારીઆ ને ખાચડ  
માલાને મણુકા બાબર વાંઘા જરકસીઆ  
કવીગત (૯) કહે સૂણો દકરો વીસ સાખે જાદવ વસીઆ.

(શ્રી ફાર્બસ ગુજરાતી સભાની હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પા. ૧૦૧)

આ બધી શાખાઓના રજપૂતો ક્યાં ક્યાં છે એના રિવાજો શું છે તેઓ પરસ્પર વ્યવહાર રાખે છે કે નહીં, બીજા રજપૂતો તેઓમાંના કેટલા સાથે સમાન વ્યવહાર રાખે છે વગેરે પ્રશ્નોની ચર્ચા માટે અહીં સ્થાન નથી, તેમ મારી તૈયારી પણ નથી પરંતુ આ બધા યાદવોના ફાંટા છે એમ કબુલ કરવા પ્હેલાં વધારે પુરાવાની અપેક્ષા રહે છે. આમાં કેટલાંક નામો કાઠી શાખાઓનાં તથા બીજા રજપૂતોની શાખાઓનાં લાગે છે.

---

૧૪૨ ક્ષત્રપ રૂદ્રદામન્ ગિરનારના લેખમાં કુકુર દેશ ક્યાં આવ્યો ? બોમ્બેગેઝીટીઅર પૂર્વ રાજપૂતાનામાં આવ્યો હોવો જોઇએ એમ તર્ક કરે છે. ચોક્કસ નથી.

**ઉપસંહાર.**

યાદવો વિષે ઉપલબ્ધ સાહિત્યમાંથી નિચોલ ઉપર આપ્યો છે એ જોતાં યાદવોનું ઐતિહાસિક મહત્વ તરત ધ્યાનમાં આવશે. પણ આ પુરાણો ઇક્ષ્વાકુ, પુરૂ, યદુ, ભરત વગેરે એક એક પુરૂષનેજ યાદવો, પૌરવો, ઐક્ષ્વાકો, ભારતો વગેરે મોટી પ્રજાઓના મૂળરૂપે કલ્પે છે તે વાસ્તવિક નથી લાગતું. મૂળ પુરાણ અને મહાભારતની જે વખતે પ્રથમ રચના થઇ× તે વખતે જે ક્ષત્રિયરાજવંશો આ દેશમાં જોવામાં આવ્યા તે વંશોનું મૂળ છેક મનુમાંથી ઉતારવાનો પુરાણોએ પ્રયત્ન કર્યો છે, પણ મૂળથીજ મોટા ટોળાંઓ (મોટી જ્ઞાતિઓ)નાં યાદવો, પૌરવો વગેરે સ્વતંત્ર (વંશ સૂચક નહીં) નામો હોવાનો વધારે સંભવ છે.

ઋગ્વેદમાં ભારતજન અને યાદ્ર ( યાદવ ) જન [૧૪૩] એ પ્રમાણે ભારત અને યાદવ શબ્દો પ્રજાઓનાં નામો તરીકે સ્પષ્ટ વપરાયા છે. અને ' યાદવોનાં ? ' પુરૂઓનાં [૧૪૪] એમ બહુ વચનમાં જ્યાં પ્રયોગ મળે છે ત્યાં તો પ્રજાનો અર્થ સ્વાભાવિક છે પણ એક વચનના પ્રયોગમાં પણ કેટલેક ઠેકાણે યાદવ કે પૌરવ પ્રજા અને કોઇ ઠેકાણે તેતે પ્રજાઓનો રાજા એમ અર્થ વૈદિક પ્રયોગોમાં હોવાનું મેકડોનલ અને કીથ માને છે. [૧૪૫]

આ ભારત, યાદવ, પૌરવ, કૌરવ, વૃષ્ણિ, અંધક વગેરે નામો ત્રણ રીતે પડયાં લાગે છે. એક તો પુરાણો કહે છે તેમ અમુક મૂળ પુરૂષનુ નામ તેના વંશને મળીને નામ પડે તે. હાલની કેટલીક અવટંકો એવી રીતે પડેલી છે. અને પાંડવો, ધાર્તરાષ્ટ્રો બાર્હદ્રથો, પ્રદ્યોતો વગેરે નામો .એવાંજ છે.

મોટી પ્રજાઓની અવાંતર શાખાઓનાં કેટલાંક નામો આ પ્રકારનાં હોવાનો સંભવ છે. પણ મોટી પ્રજાઓનો પોતાના નિવાસસ્થાનમાંથી નામ ગ્રહણ કરે છે કે નિવાસસ્થાનને પોતાનું નામ આપે છે.

દા૦ ત૦ આર્યનામ એક મૂળ પુરૂષના નામ ઉપરથી કે કોઇ દેશના નામ ઉપરથી પડેલુ નથી. પણ જે પ્રજાએ પોતાનુ નામ કોઇ કારણથી આર્ય પાડયુ તે પ્રજાનો દેશ તે આર્યાવર્ત. એજ રીતે ભારતોનો દેશ તે ભારતવર્ષ; કુરૂપાંચાલ, શાલ્વ, મત્સ્ય, આભીર, વત્સ વગેરે ભારતવર્ષના વિભાગોનાં નામો તે તે પ્રજાઓના નામો ઉપરથી પડેલાં છે એમ

---

× મૂળ પુરાણુની રચના કયારે થઇ એ વિષયની ચર્ચા મ અન્યત્ર કરી છે.

૧૪૩ विश्वामित्र रक्षति ब्रह्मेदं भारतं जनं ऋ, ३, ५३ १२,
આ જ સૂક્તના છેલ્લા મંત્રમાં इम इन्द्र भरतस्य पुत्राः એ પ્રમાણે શબ્દો છે ત્યાં ·પણ ભારતપ્રજાના જુવાનો એવો અર્થ સ્વાભાવિક લાગે છે.
उदानट ककुहो दिवमुष्ट्रांश्चतुर्युजो ददत् । श्रवसा याद्वं जनं ॥

૧૪૪ राधांसि याद्वानां ऋ. ८, ६, ४८
प्र चोय दहं पुरूणां विश्वां देधयतीनां ऋ, ८, ६, ४६

૧૪૫ Vedic Index માં યદુ, પુરૂ, ભરત વગેરે શબ્દો જુઓ.

પુરાણો સામાન્ય રીતે ગણે છે (જુઓ વાયુ. અ. ૪૫) અને વૈદિક તથા ઇતર સાહિત્ય જોતાં ઘણીવાર એ સાચુ લાગે છે. પણ એથી ઉલટા દાખલાઓ પણ છે. જેમાં પ્હેલાં સ્વતંત્ર કારણથી દેશનું નામ પડે છે. અને પછી એ ઉપરથી તે દેશમાં રહેનાર પ્રજાનું નામ પડે છે. દા. ત. સાતનદીઓના પ્રદેશને વેદમાં સપ્તસિન્ધુ કહ્યો છે. ઈરાનીઓએ એ દેશને હપ્તહિન્દુ કહ્યો, પછી હપ્તહિન્દુના રહેવાશી તે હિન્દુઓ કહેવાયા ૧૪૬

આજ પ્રમાણે અહિછત્ર, અપરાન્ત, (પશ્ચિમના છેડાનો દેશ—કોકણ) સિન્ધુ, સુરાષ્ટ્ર, જાંગલ વગેરે દેશનામો સ્વતંત્ર ઘણીવાર ભૌગોલિક પરિસ્થિતિ સૂચક છે અને તે તે દેશ નામ ઉપરથી આહિછત્રો, સૌરાષ્ટ્રિકો, આવન્તિકો વગેરે પ્રજા નામો પડેલાં પ્રાચીન સાહિત્યમાં દેખાય છે. અત્યારે પણ સોરઠી, પજાબી. બગાળી, મદ્રાસી વગેરે નામો એજ પ્રકારનાં છે.

કેટલાંક નામોમા પ્હેલુ દેશનુ નામ કે પ્હેલું પ્રજાનુ નામ એ કહેવુ મુશ્કેલ પડે છે. મને શૂરસેન નામ મૂળ દેશનુ નામ લાગે છે શૂરસેન દેશના રહેવાશી હોવાથી યાદવો પણ શૂરસેનો કહેવાયા છે.

પુરાણોએ આ ત્રણે પ્રકારને એક કરી નાખ્યા છે. અને પ્રજાનાં નામો તથા દેશના નામોનાં મૂળ તરીકે એક પુરૂષનુ નામ શોધ્યુ છે. આનર્ત મૂળથી દેશનુ નામ લાગે છે. પુરાણોએ મનુના પૌત્રનુ નામ આનર્ત પાડયુ અને રૈવત મૂળ પર્વતનુ નામ અને કદાચ એની તળેટીનુ નામ હશે. પુરાણોએ આનર્તના પુત્રનુ નામ રૈવત પાડયુ, કારણ કે રૈવત પર્વત આનર્તમાં છે. સુદ્યુમ્નના પુત્રો ઉત્કલ અને ગય પણ આ રીતે દેશનાં નામો ઉપ-રથી કલ્પેલા લાગે છે. ટુંકામાં દેશવિભાગનાં બધાં નામો પ્રજાનાં નામો ઉપરથીજ હોવાં જોઇએ એમ પુરાણોએ માન્યુ છે અને દરેક પ્રજાનુ મૂળ કોઇ એક પુરૂષમાંજ હોવુ જોઇ એ. અસંભવિત કલ્પનાને પકડીને પુરાણોએ વંશોમાં પ્રજાઓનાં તથા દેશનાં નામોના પુરૂષો કલ્પ્યા છે.

આ રીતે એક પુરૂષમાંથી પ્રજાની કે સૃષ્ટિ આખીની ઉત્પત્તિની પૌરાણિક કલ્પના સ્વાભાવિક છે પણ વાસ્તવિક નથી. આ અવાસ્તવિક કલ્પનાના બળને લીધે તથા યાદવ વંશમાં શ્રીકૃષ્ણ અતિ પ્રખ્યાત હોવાને લીધે પાછળના પોતાને યાદવ કહેવરાવતા ચૂડાસમા, રાષ્ટ્રકૂટ, જાડેજા વગેરે વંશોએ શ્રીકૃષ્ણને પોતાના મૂળ પુરૂષ માન્યા છે. પણ આમ માનવાનું કાંઈ કારણ નથી. શ્રીકૃષ્ણનો વંશ લાંબો ચાલ્યો હોવાનો સંભવ ઓછોજ છે. પ્રભાસ આગળ જે યાદવો નાશ પામ્યા તેમાં વૃષ્ણિઓજ મુખ્ય હશે. (કૌટિલ્યનું વચન ઉપર ટાંકયુ છે.) કદાચ, વજ્ર, બચ્યો હોય તોપણ વૃષ્ણિઓનુ પાછળથી નામજ મળતું નથી, ભોજ, આભીર અને હૈહય એ નામો વચ્ચે મળે છે. અને વચલા કાળમાં ઘણુ મિશ્રણ થયા છતાં અત્યારે કોઇ યાદવો હોય તો એ ભોજ, આભીર કે હૈહય હોવાનો વધારે સંભવ છે.

---

૧૪૬ આપણા ઉપર અને આપણા દેશ ઉપર નામકરણની ક્રિયા પરિસ્થિતિ બદ-લાતાં ફરી ફરી થઇ છે. હિંદુઓનો દેશ તે હિંદુસ્તાન અને હિંદુસ્તાનના વાસી તે હિંદુ-સ્તાની (એમાં હિંદુ, મુસલમાન, પારસી આવી જાય) એવીજ રીતે કાઠીઓનો દેશ તે કાઠીઆવાડ અને કાઠીઆવાડના રહેવાશી કાઠીઆવાડી (જેમાં કાઠી ઉપરાંત બીજાઆવે)

આ વિષયની ચર્ચામા યાદવો વગેરે આર્યો હતા કે અનાર્યો હતા ? પ્હેલા હુમલાના આર્યો હતા કે બીજા હુમલાના ? પાછળના યાદવ રજપૂતો શક, હુણ, જેવા પરદેશીઓ છે કે શુદ્ધ આર્ય વગેરે પ્રશ્નો મોટા અને પુરતા નિશ્ચાયક પ્રમાણો વગરના છે, માટે મેં એને સ્પર્શ નથી કર્યો આ બાબતમાં પોતાના પૂર્વગ્રહને અનુસરી જુદા જુદા લેખકો મત આપે છે બાકી આર્યોનુ ત્રણે વર્ણોનુ અદર અદર, આર્યોનુ અનાર્યો સાથે અને આ દેશના લોકોનુ પરદેશીઓ સાથે પુષ્કળ મિશ્રણુ ભૂતકાળમા થયુ છે ખાસ કરીને ક્ષત્રિય વર્ણમાં તો લગ્ન વ્યવહારની ઘણી છૂટ પ્હેલેથી આજ સુધી દેખાય છે

શ્રીકૃષ્ણ જાબુવતીને પરણેલા શાતનુ મત્સ્યગન્ધાને, ચદ્રગુપ્ત મૌર્ય યવનકન્યાને વગેરે દાખલાઓ ઇતિહાસમાં સળગ મળ્યે આવે છે અત્યારે પણ જોનારાને જડશે

ટુકામા યાદવવશ વિષે ઉપર જે સક્ષિપ્ત અવલોકન કર્યું છે તેનો સમગ્ર રીતે વિચાર કરતા મધ્ય યુગના કે આધુનિક કોઈ રાજવશો પ્રાચીન યદુકુળના શ્રીકૃષ્ણ કે બીજા કોઈ પુરુષનો શુદ્ધ વશ હોય એમ માનવુ મુશ્કેલ છે પણ આ દેશની પ્રજામા—રજપૂતોમા અને બીજી જ્ઞાતિઓમાં પણ મૂળ વેદકાલીન યાદવ જાતિમાથી નીકળેલા વશવેલાનો ઘણો ફાલ હોવાનો સભવ છે વૈદિક આર્યોના જે પાચેક મોટા ટોળાઓ વેદકાળમા સપ્તસિંધુ પ્રદેશમા વસતાં હોવાનુ વૈદિક સાહિત્ય ઉપરથી દેખાય છે તેમાં એક યાદવો હશે કાળક્રમે આ યાદવો ભારતવર્ષમા ખૂબ ફાલ્યા અને ફેલાયા જણાય છે આ દેશની વસ્તીમા યાદવોનુ પ્રમાણુ ઘણુ હશે અને યાદવોમા લગ્ન સબધી પુષ્કળ છૂટ હોવાથી આ દેશમાં બ્હારથી આવેલા યવન, શક, હૂણ વગેરે સાથે યાદવોનુ મિશ્રણ પણ ખૂબ થયુ હોવાનો સભવ છે આ યાદવ વસ્તીમાના કોઇ કોઈ સાહસિકોએ મધ્યકાળમા ઉપર નોધેલાં અનેક રાજ્યો સ્થાપ્યા હશે અને એ રાજ વશોને પૌરાણિક પ્રતિષ્ઠા આપવા માટે પુરાણોના પ્રચાર પછી બ્રાહ્મણોએ અને ભાટોએ યાદવ શ્રીકૃષ્ણ સાથે કલ્પિત નામોના આંબાઓ બનાવી જોડી દીધા હોય એમ લાગે છ આથી વધારે ચોકસાઈથી કાંઈ કહી શકાય એવા પુરાવાઓ નથી

## શ્રીકૃષ્ણચરિત્ર.

ભગવાન્ શ્રીકૃષ્ણનું ચરિત્ર હરિવંશમાં, બ્રહ્મપુરાણમાં વિષ્ણુપુરાણમા, ભાગવતમા અને બ્રહ્મવૈવર્તમા સવિસ્તર મળે છે. બીજા ઘણાં પુરાણોમા ટુકામા મળે છે પાછળના શ્રીકૃષ્ણ *કથાના ગ્રથોનુ મૂળ ભાગવત છે, અને ભાગવતાદિ પુરાણોક્ત કથાનુ મૂળ હરિવશ છે જો* કે હરિવંશમાં કયાક શ્રીકૃષ્ણનુ માનુષરૂપ દેખાઇ જાય છે, પણ હરિવશાદિ બધા ગ્રન્થોમા શ્રીકૃષ્ણનુ ઈશ્વરાવતાર તરીકેજ ચરિત્ર આલેખાયુ છે, શ્રીકૃષ્ણના માનવસ્વરૂપનુ દર્શન કરવુ હોય તો મહાભારતના જૂના થરમાં અને પુરાણોના પ્રાચીન અશરૂપ વશ સાહિત્યમાંજ થઈ શકે છે મહાભારતના કેટલાક ભાગમા શ્રીકૃષ્ણનુ પૂર્ણ માનવરૂપ દેખાય છે ત્યારે શ્રીભાગવતમા શ્રીકૃષ્ણ પૂર્ણ પરમાત્મરૂપ દેખાય છે શ્રીકૃષ્ણનાં પરમાત્મરૂપ દર્શન કરવા માટે આ પ્રયત્ન આરંભ્યો નથી એટલે એ વૈષ્ણવ સાહિત્યનુ મથન કરવાની જરૂર નથી

શ્રીકૃષ્ણ ઐતિહાસિક પુ ષ થઇ ગયા એ વાત તો નિ સંદેહ છે પશ્ચિમના પ્રાચ્યતત્ત્વજ્ઞોમા કેટલાક સેનાર્ટ, બાર્થ વગેરે શ્રીકૃષ્ણના ચરિત્રમાં અગ્નિ વગેરેનુ રૂપકજ જોતા

પણ પાછળથી એ કલ્પના બહુ માન્ય થઇ નથી. અને ગાર્બે અને ગ્રીઅર્સન જેવા પાશ્ચાત્ય પંડિતો શ્રીકૃષ્ણની ઐતિહાસિકતા સ્વીકારે છે.×

મહાભારતના જૂના ભાગમાં શ્રીકૃષ્ણ પાંડવો અને કૌરવો પૈકેજ એક વીર ક્ષત્રિયરૂપે દેખાય છે. જો પાંડવો ઐતિહાસિક હોય તો શ્રીકૃષ્ણની ઐતિહાસિકતામાં શકા લાવવાનું કારણ નથી. આ ઐતિહાસિક યાદવ વીરપુરૂષ શામાટે દેવદેવ તરીકે પૂજાવા લાગ્યા એ ઘણા પાશ્ચાત્ય પંડિતોને મોટો કોયડો થઈ પડયો છે. પણ શ્રી કૃષ્ણે ધર્મોપદેશ કર્યો હતો એટલુ માનવામાં આવે તો પ્રશ્ન સરલ થઇ જાય છે. હાલના મહાભારતના પ્રતિસંસ્કર્તાએ શ્રીકૃષ્ણના દૈવીસ્વરૂપનુ કારણ ભગવદ્ગીતાના ઉપદેશમાં જોયું છે, મેં એ દૈવી સ્વરૂપનો વિકાસ શી રીતે થયો એ ટુંકામાં વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસમાં કહ્યું છે., (જુઓ પા–૩૬, ૩૭) અને ગાર્બે પણ એમજ માનતા લાગે છે.×

શ્રીકૃષ્ણ ક્યારે થયા? આ પ્રશ્નનો જવાબ કઠણ છે. ઈ. સ. પૂર્વે ચોથા શતક પ્હેલાં શ્રીકૃષ્ણ ઈશ્વરાવતાર મનાવા લાગ્યા હતા. (જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૨૨) ભગવદ્ગીતા પણ એ અરસામાં કે તે પહેલાં રચાઈ હશે એમ ડા. ત્ર્યં. તેલંગ ડા. ભાંડારકર વગેરેને અનુસરી હું પણ માનું છું. ગાર્બેનો મત જુદો છે, પણ એના મતની પરીક્ષા કરવાનું આ સ્થાન નથી. પણ શ્રીકૃષ્ણ વાસુદેવ ઈ. સ. ચોથા શતક પ્હેલાં થઇ ગયા એટલી વાત નિર્વિવાદ છે. ક્યારે આ વિષયમાં બે મત છે (૧) કેટલાક આપણા જૂના જ્યોતિષ સંપ્રદાયને અનુસરી પાંચહજાર વર્ષ પ્હેલાં શ્રીકૃષ્ણ થઇ ગયા–મતલબ કે મહાભારતનુ યુદ્ધ થયું એમ માને છે. (જુઓ. V. Vaidya ના Epic India વગેરે ગ્રંથો) બીજો મત પૌરાણિક સંપ્રદાયને અનુસરી ઈ. સ. પૂર્વે ૮૫૦ થી ઇ. સ. પૂર્વે ૧૪૦૦ સુધીમાં થઈ ગયા માને છે.– સામાન્ય રીતે આપણા લોકો, પૌરાણિકો પણ આ બાબતમાં પૌરાણિક સંપ્રદાયને નહીં પણ જ્યોતિષ સંપ્રદાયને અનુસરે છે અને ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ને સુધારકોનો મત માને છે, પણ ખરી રીતે એ પૌરાણિક સંપ્રદાય છે. મહાભારત યુદ્ધનો સમય લગભગ બધા પાશ્ચાત્ય ઐતિહાસિક વિચારકો પૌરાણિક સપ્રદાયને અનુસરીને જ પણ જરા આગળ પાછળ માને છે.

છાંદોગ્ય ઉપનિષદ્માં એક દેવકીપુત્ર શ્રીકૃષ્ણનો ઉલ્લેખ છે, આ દેવકીપુત્ર કૃષ્ણ એજ વાસુદેવકૃષ્ણ એમ ગાર્બે, ગ્રીઅર્સન વગેરેનો મત છે. જ્યારે મૅકડોનલ અને કીથનો એથી વિરૂદ્ધ મત છે. (જુઓ Vedic Index Vol I p. 184) એ ગમે તેમ હો પણ વાસુદેવ કૃષ્ણનુ સ્થાન વૈદિક સાહિત્યમાં નહીં પણ મહાભારત પુરાણમાં જ છે.

---

× જુઓ Garbe's Introduction to Bhagavadgita P. 10 11 અને Encyclopaedia of Religions & Ethics Vot 11 P 540 જી. એ. ગ્રીઅર્સનનો "ભક્તિ" ઉપરનો લેખ.

–પાર્જિટર ઇ. સ. પુર્વે ૮૫૦ માં મહાભારત યુદ્ધ થયું માને છે એની ગણત્રીનાં કારણો માટે જુઓ એના પુસ્તકનું પાનું ૧૭૯ થી ૧૮૨ અને જયસ્વાલ ઈ. સ. પૂર્વે ૧૪૨૪ માને છે જુઓ Journal B. and O. Research Society I pp. 67: iii pp. 246.

મહાભારતમાં પાંડવોના સહાયક તરીકે શ્રીકૃષ્ણ આવે છે અને દ્રૌપદી સ્વયંવર વખતે એમનું પ્રથમ દર્શન થાય છે. પછી તો ધીમે ધીમે શ્રીકૃષ્ણનાં વધારે ને વધારે સ્પષ્ટ દર્શન મહાભારતમાં થતાં જાય છે અને ભીષ્મ પર્વમાં ભગવદ્‌ગીતાપર્વમાં વિશ્વરૂપદર્શન થાય છે. અને છેવટ મૌસલ પર્વમાં અન્તિમ દર્શન થાય છે. મતલબ કે શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા વિષે તથા એના કૌટુમ્બિક જીવન વિષે મહાભારતમાંથી ઝાઝું જાણવાનું મળતું નથી. અને એ ખોટ પૂરી પાડવા માટે હરિવંશ નામના ખિલપર્વની રચના થઇ છે આ રીતે મહાભારત અને હરિવંશ બેમાં થઈને કૃષ્ણચરિત પૂરૂં મળે છે.

શ્રીકૃષ્ણના બાલચરિતનો મુખ્ય પ્રસંગ કંસવધ છે. મહાભારતમાં કૃષ્ણનાં દર્શન થયા પ્હેલાં એ પ્રસંગ બની ગયો છે. અને મહાભારતમાં ટુંકામાં એ બનાવનું વર્ણન કરેલું છે. (ઉપર ઉતારો કર્યો છે.) મહાભાષ્યકાર પતંજલિને એ કથાની ખબર છે. મતલબ કે શ્રીકૃષ્ણે કરેલા કંસવધની કથા ઇ. સ. પૂર્વે બીજા શતક પ્હેલાં પ્રસિદ્ધ હતી. મહાભારતોક્ત શિશુપાલવધ વિષે એવો પુરાવો નથી પણ એ કથાયે એટલી જૂની હોવી જોઇએ. શ્રીકૃષ્ણચરિતનાં આ મોટા પ્રસંગો ઐતિહાસિક માનવામાં વાંધો લાગતો નથી. મને તો સ્યમંતકમણિવાળી કથા પણ ઐતિહાસિક બનાવનું ચિત્ર લાગે છે.

પણ શ્રીકૃષ્ણચરિત્રના ભાગવતોક્ત કે બીજા પુરાણોક્ત બધા પ્રસંગોનું ઐતિહાસિક વિવેચન કરવાનો મારો ઇરાદો નથી. હરિવંશમાં, વિષ્ણુપુરાણમાં, ભાગવતમાં અને બ્રહ્મવૈવર્તમાં શ્રીકૃષ્ણચરિત્ર એકસરખું નથી, આ પુરાણોનાં વર્ણનોમાં ફેરફારોજ નહીં પણ વિરોધો પણ છે. પ્રાચીન પૌરાણિકો કલ્પભેદથી આ ફેરફારો અને વિરોધોનો ખુલાસો કરે છે, પણ ખરી રીતે વાસુદેવ ભક્તિના વિકાસ સાથે શ્રીકૃષ્ણચરિત્રનો પણ વિકાસ થયો છે, એમ માનવું પડશે. સંતો પૌરાણિકોથી આગળ ગયા છે અને શ્રીકૃષ્ણનાં પ્રાકૃતભાષાનાં ચરિત્રોમાં પુરાણો કરતાં ઘણું નવું મળે છે.

હવે આ પૌરાણિક સાહિત્યમાંથી શ્રીકૃષ્ણનું ઐતિહાસિક ચરિત ચાળી કાઢવું એ સહેલું નથી કારણ કે મહાભારતમાંયે અનેક થરો છે અને એકજ પર્વમાં બેય જાતનાં વર્ણનો મળે છે. વળી મહાભારતની જુદી જુદી પ્રતોમાં પણ વધારો ઘટાડો ઘણો છે. છતાં અસંભવિત લાગતી અને કેવળ દૈવીસ્વરૂપનું વર્ણન કરતી વાતો છોડી દઇને તથા મહાભારતને મુખ્ય આધારરૂપ રાખીને શ્રીકૃષ્ણનું માનવચરિત ઉકેલવાના પ્રયત્નો થયાછે. બંકિમચંદ્રે આ રીતે પૌરાણિક સાહિત્યને ચાળીને શ્રીકૃષ્ણચરિત્ર લખ્યું છે અને તેનું શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કરેલુ ગુજરાતી ભાષાંતર પણ પ્રસિદ્ધ થઇ ગયું છે. બીજો આવો પ્રયત્ન સી. વી. વૈદ્યે કરેલો છે. એમના મરાઠી કૃષ્ણચરિત્રનું પણ ગુજરાતી ભાષાંતર છપાઇ ગયું છે. ઐતિહાસિક પુસ્તકોના લેખક તરીકે જો કે વૈદ્ય વધારે પ્રસિદ્ધ છે. પણ આ બાબતમાં બંકિમચંદ્રનો ગ્રંથ મને ચઢીઆતો લાગે છે. પણ હજી આ દૃષ્ટિએ શ્રીકૃષ્ણ ચરિત્રનું શોધન કરવા માટે ઘણો અવકાશ છે. ઉપલા બેય લેખકોએ પૌરાણિક વંશસાહિત્યનો ઉપયોગ નથી કર્યો. વળી મહાભારતની શૌરસેનની અનુક્રમણિકા એ વખતે ન હતી. અને શ્રીકૃષ્ણ ચરિત્રની મહત્તા અને લોકપ્રિયતા જોતાં એ ઉપર જેટલા પ્રયત્નો થાય તેટલા ઓછા.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

# નવમી ગુજરાતી સાહિત્ય-
# પરિષદ્ નડિઆદ.

---

અર્થશાસ્ત્ર વિભાગના

પ્રમુખ

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાનું

# ભાષણ

નડિઆદ તા. ૨૬-૨૭-૨૮

ભાઇઓ અને બ્હેનો,

નીતિ શાસ્ત્રની પેઠે અર્થશાસ્ત્રમા થોડા એક સિદ્ધાતો એવા છે કે જે શાશ્વત કહેવાય, સર્વ સ્થળ અને સર્વ કાલને માટે સત્ય ગણાય; પણ બીજા ઘણા એવા સિદ્ધાતો છે કે જે અમુક કાલને માટે, અમુક દેશને માટે કે અમુક પ્રજાને માટેજ સત્ય ગણાય-બીજાને માટે નહિ આવા બીજા પ્રકારના Relative (સાપેક્ષ) સિદ્ધાતોને લઇને તે પાયા ઉપર એક આખા શાસ્ત્રની રચના કરવી અને પછી જગતના દરેક દેશને તથા જગતના ઇતિહાસના આરભથી માંડીને અત્યાર સુધીના દરેક યુગને લાગુ પાડવાનો પ્રયત્ન કરવો તે, તે, શાસ્ત્રનો અનર્થ કરવા જેવું છે તેમજ સત્યની સાથે રમત કરવા બરાબર છે

થોડા વર્ષ ઉપર જ્યારે જગતને વરાળે અને વીજળીએ નાનું બનાવી દીધુ નહોતું અને દરેક પ્રજાને પોત પોતાનો દેશ સારા વિશ્વ સરખો લાગતો ત્યારે અર્થશાસ્ત્રના જે સિદ્ધાતો માન્ય ગણવામા આવતા તે સિદ્ધાતોનો આધુનિક કાલમા સ્વીકાર કરવો તે અશક્ય થઇ પડે છે આજ ચાર દિવસમા હિંદુસ્થાનથી ઇગ્લંડ જઇ શકાય છે અને એક બે દિવસમા આટલાંટિક મહાસાગર કુદી શકાય છે પૃથ્વી જેટલા સમયમા સૂર્યના આસપાસ પરિક્રમણ કરી શકે છે તેટલાજ સમયમા મનુષ્ય તેની આસપાસ ફરી શકવાની ઉમેદ ધરાવે છે આવા સમયમા જુના કાળના અર્થશાસ્ત્રનો સ્વીકાર કેવી રીતે કરાવી શકાય? આડમ સ્મીથના પહેલાના કાળમા યુરોપમા પણ દરેક દેશ આર્થિક દૃષ્ટિથી સ્વતત્ર વ્યક્તિ ગણાતો અને જેટલુ સોનુરૂપુ દેશમા આવે તે પ્રમાણે તેની દોલતનુ પ્રમાણ ગણાતું ત્યા સુધી ઉદ્યોગોનો બહુ પ્રચાર નહતો અને જેટલા ઉદ્યોગો હતા તેટલા હાથથી ચાલતા હતા યંત્રોનુ સામ્રાજ્ય હજી અસ્તિત્વમા આવ્યું નહતુ પૂર્વના દેશોમા અને મુખ્યત્વે કરીને હિંદુસ્થાનમા પ્રકૃતિની રેલછેલ હતી અને તેની ઉદારતા અલૌકિક હતી પશ્ચિમમા તે વખતે પ્રકૃતિ વજ્રહૃદયી હતી અને તેની પાસેથી કંઈ પણ પ્રાપ્ત કરવું એ બહુ કઠિન હતુ, તેમજ જ્યારે જ્યારે પ્રાપ્ત કરવાની વૃત્તિ થતી ત્યારે ત્યારે યુદ્ધ આદરવુ પડતુ હિંદુસ્થાનમા પ્રકૃતિની ઉદારતા નાશનુ કારણ થઇ પડી, જ્યારે પશ્ચિમમા પ્રકૃતિની સખતાઇ ત્યાના દેશોને ઉત્કર્ષનું મુખ્ય સાધન થઇ ગઇ। પ્રકૃતિની ઉદારતાએ ભરતખડના આગેવાન આત્માઓને

શીલસ્રી તરફ આકર્ષ્યા અને દૂધ તેમજ ઘીથી છલકાતા પ્રદેશે તે સમયના ઋષિ મુનિઓને વ્યવહાર માર્ગોથી વેગળા કરી દૂર દૂરના સ્વપ્ન સૃષ્ટિના વિચાર પંથે વાળી દીધા. દેશના અસંખ્ય ભાઇબહેનોને હ્રદયમાં શી શી આશાઓ હતી, તેમના સ્વપ્ના શાં શાં હતાં તે ખોલવાની અને સમજવાની આવશ્યકતા ન હતી. રાષ્ટ્રિય આત્મામાં ગ્લાનિ નહતી, વેદનાઓ ન હતી, તોફાનો ન હતાં. જે તત્વજ્ઞાન રચાયું તે શાન્તિના પાઠ ઉપરજ રચાયું. પરિણામે જ્યારે તોફાન આવ્યાં ત્યારે તળાવના શાંત જલને માટે રચાયેલ કીસ્તીઓ સમુદ્રના પ્રચંડ ઓઘની સામે, મવાને અશક્ત થઇ પડી અને દેશની સ્વતંત્રતા હમેશની ગઇ.

સુખના સમયમાં જે તત્વજ્ઞાને પ્રજાને નિર્માલ્ય બનાવી હતી તે તત્વજ્ઞાન દુઃખના વખતમાં પ્રજાને બળવાખોર ન બનાવી શક્યું. એક જાણીતા ચિત્રકારે આલેખેલ છે : સુહરાના અરણ્યમાં "પાણી, પાણી" ની બૂમ મારતા, ભયંકર પ્યાસથી પીડાતો માનવિ જ્યારે પોતાના રૂધિર માંસનું ભક્ષણ કરવા આતૂર ગીધને પોતાની ઉપર ભ્રમણા કરતાં જોઇ રહ્યો ત્યારે 'કિસ્મત' એટલું માત્ર બોલ્યો. પેલાં તત્વજ્ઞાને હિંદુસ્થાનની પ્રજાને એવાજ પ્રકારની સ્થિતિમાં "નસીબ" એટલું માત્રજ બોલતાં શીખવ્યું. લલિત કલાઓ અમુક અંશે ટકી શકી એનું કારણ એટલુંજ કે વિજેતાને એ કલાઓનો નાદ હતો. પરંતુ વિજ્ઞાનના પ્રદેશમાં નવી શોધો થઇ નહિં તેમજ ઔદ્યોગિક પ્રગતિ સાધી શકાઈ નહિં.

દેશની બધી જરૂરીઆતો પુરી પાડવાને પુરતી સામગ્રી દેશમાં હતી અને તેમાંથી વધતી સામગ્રી પરદેશમાં નિકાસ પણ કરવામા આવતી આ નિકાસ ખુદ ઇંગ્લાંડ સુધી પણ પહોંચી હતી પરંતુ જે પ્રમાણે પરદેશી હુમલાથી રાજકીય બાબતોમાં દેશ લાચાર થઇ પડ્યો તે પ્રમાણે પશ્ચિમના પ્રબલ દેશો માંથી આવેલ ઔદ્યોગિક હુમલા સામે આપણા ઉદ્યોગો ટકી શક્યા નહિં અને જમીન દોસ્ત થયા.

પશ્ચિમમાં પ્રકૃતિ સામે મંડાયેલા વિગ્રહમા મનુષ્યશક્તિ ખીલી, દિન પ્રતિદિન ભીતરમાં રહેલાં ગૂઢ તત્વો શોધાવા લાગ્યાં અને જનતા, પ્રકૃતિને તાબે હતી તેને બદલે ધીમેધીમે પ્રકૃતિને જનતાને શરણે લાવવામાં આવી. આ શોધોથી ઉદ્યોગોનો વિકાસ વધુ અને વધુ થતો ગયો અને તેની સાથે આર્થિક ભાવનામાં પણ યોગ્ય ફેરફાર થતો ગયો. પોતપોતાની જરૂરીઆત પોતેજ પુરી પાડી લેવાની જે ભાવના દરેક દેશમાં હતી તે બદલાઇ. પોતાનો માલ અન્ય દેશોમા જાય અને તે દેશોમાંની વસ્તુઓ તેમજ ઉદ્યોગો પોતાને ત્યાં આવે અને એ રીતે સર્વ દેશો અંદર અંદર ઔદ્યોગિક શૃંખલાથી જકડાઈ રહે એવી ભાવના સર્વત્ર સ્વીકારવામાં આવી.

ઇંગ્લાંડમાં ગગનભેદી ભુંગળાઓ ધુમાડાથી પોતાની શક્તિનો ભાસ સારી દુનિયાને કરાવવા લાગ્યાં અને જેમ આપણા દેશમાં "એકના એકવીશ થાઓ" એ આશીર્વચન સંતતિને સંબંધે જાણીતું છે તેમ "આ ભુંગળાઓનો ધુમાડો સતત નીકળ્યાજ કરો" એ પ્રકારનો ઉલ્લેખ આશીર્વચન રૂપે પ્રચલિત થયો. પણ વ્યવહારમાં એ ભુંગળાંઓને આસ

કેમ શાખવા એ પ્રશ્ન ઉપસ્થિત થયો અને એ ઈંગ્લંડનાં ભુંગળાંઓ તેમજ યુરોપના બીજા દેશોનાં કારખાનાઓમાંથી નાયગરાના પ્રવાહની પેઠે નીકળતા માલને માટે બજાર શોધવા સાહસિક વેપારીઓના કાફલાઓ મહાસાગરને હૈયે ઉછળવા લાગ્યા. હિંદુસ્થાન, ચીન, આફ્રિકા તેમજ અમેરીકા, પશ્ચિમનાં કારખાનાઓનાં બજાર થયા જુદા જુદા દેશોને જે વેપાર ઉદ્યોગની શૃંખલાએ એકેકમાં જકડયા તેજ વેપાર ઉદ્યોગની શૃંખલાથી આ હિંદુસ્થાન બ્રીટીશ સલ્તનતની સાથે બંધાયો અને એની પરાધીનતા દ્રઢતર થઇ.રાજકીય ઉન્નતિ સાધવા માટે જેમ દેશને અમુક શસ્ત્રઅસ્ત્રની જરૂર પડેછે તેમ અન્ય દેશને વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રમા પરાધીન બનાવવા માટે જુદા પ્રકારના શસ્ત્રઅસ્ત્રની આવશ્યકતા છે ઉપર જણાવેલા દેશોમાં કરોડો સ્ત્રીપુરુષો હતાં અને તે બધાંયને પશ્ચિમના સર્વ ભક્ષી કારખાનાઓના ગ્રાહકો બનાવવાની પશ્ચિમવાસીઓની ઉમેદ હતી. તે ઉમેદ વધુ સારી રીતે બર લાવી શકાય તેટલા માટે હિંદુસ્થાનને બ્રીટીશ સલ્તનત નીચે લાવવામાં આવ્યું, ચીનમાં જુદા જુદા દેશોની સલ્તનતોનો પગપેસારો થયો આફ્રિકાને જુદી જુદી પ્રજાએ વહેંચી લીધું અને અમેરીકાને પણ બ્રીટીશ સલ્તનતના ભાગ તરીકેજ આરંભમાં તો લેખવામાં આવ્યો; પણ પાછળથી પોતાના સુભાગ્યે તેમાંથી છટકીને તે દેશ તો સ્વતંત્ર થઇ શક્યો.

જે જે દેશોમાં પાશ્ચાત્ય વેપાર ઉદ્યોગનું સામ્રાજ્ય સ્થાપવાનું હતું તે તે દેશોમા તે સામ્રાજ્યની સ્થાપના યથાર્થ રીતે થાય તેટલા માટે ત્યાંની પ્રજાની ભાવના બદલવાની જરૂર હતી. તે ઉદ્દેશને માટે પ્રજાની કેળવણીનું કાર્ય પરદેશી વિજેતાઓએ પોતાના હાથમા લીધું અને પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના સિદ્ધાંતો બાલ્યાવસ્થામાંથીજ આ દેશનાં બાલકોને શીખવવામાં આવ્યા. આડમ સ્મીથના અર્થશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત એ હતો કે લોકોની જરૂરીઆતો વધારવી હિંદુસ્તાનની ભાવના એ હતી કે લોકોની જરૂરીઆતો જે પ્રમાણમાં હોય તે પ્રમાણમાં દેશના ઉદ્યોગોએ વસ્તુઓ બનાવવી. પશ્ચિમની ભાવના એથી તદ્દન જુદી હતી કારખાનાઓએ વસ્તુઓ સતત્ બનાવ્યા કરવી અને તેની ખપત માટે વાપરનારાઓની શોધ કરવી. વાપરનારા પૂરતી સખ્યામા નહિ મળે તો નવા ઉભા કરવા. જનતાની મનોદૃષ્ટિ બદલવી. કેળવણી વડે નવી ભાવનાઓ પોષવી, સલ્તનતની સત્તાના જોરથી માલની ખપત વધારવી, વગેરે પગલાંઓ લેવામા આવ્યા. પરિણામ એ થયું કે પશ્ચિમના માલને માટે આ દેશમા વિશાળ ક્ષેત્ર ઉત્પન્ન થયું અને જે વહેણ પૂર્વથી પશ્ચિમ જતું હતું તે વહેણ પશ્ચિમથી પૂર્વ ભણી વહેવા માંડ્યું આપણી આયાત હજારો રૂપીયાની સખ્યામાથી વધીને કરોડો અને અબજોની સંખ્યા સુધી પહોચી ગઇ.

જુના સમયમાં હિંદુસ્તાનમાં જે અર્થશાસ્ત્ર હશે તે તે સમયને માટે અનુકૂળ હતું અને જો કે તેના અમુક મૂળતત્વો આધુનિક સમયને પણ બંધબેસતા થઇ પડે છે છતા પણ તેજ અર્થશાસ્ત્ર તેના અસલ સ્વરૂપમાં આજે સજીવન નહિ થઇ શકે. બ્રીટીશ સત્તાના દોઢસો વર્ષના અમલ પછી પણ આ દેશને માટે અનુકૂળ અને દેશની ભાવનાને પોષનાર અર્થશાસ્ત્ર કોઇએ રચ્યું નથી. પશ્ચિમના અર્થશાસ્ત્રનાં પુસ્તકોજ આર્થિક વિષયોમા ગીતા તરીકે મનાવા લાગ્યાં અને જેમ બે ને બે ચારજ થાય તેમ એ પુસ્તકોમાં જણાવેલી બાબતોજ સત્ય તરીકે મનાવા લાગી.

આડમ સ્મીથ અને તે પછીના અર્થશાસ્ત્રીઓએ પ્રતિપાદિત કરેલ સત્યો એ આ દેશને માટે પણ સત્યોજ હોઈ શકે એ વિચાર નિર્વિવાદ રીતે સ્વીકારવામાં આવ્યો, અને ઇંગ્લંડ છુટાપણાનાં વેપારની [ Free Trade ] રાજનીતિ સ્વીકારી રહ્યું હતું એથી આપણા રાજકીય નેતાઓ પણ કોબ્ડનના અનુયાયીઓ થયા. પાશ્ચાત્ય અર્થશાસ્ત્રીઓ જેટલું કહે છે તેટલું બધું ખોટું નથી તેમજ તેમાંનો ઘણો ખરો ભાગ આપણે ગ્રહણ કરવા યોગ્ય છે; પણ જેમ પ્રત્યેક દેશને પોતાની ખાસ આબોહવાને અનુકૂળ વૈદક શાસ્ત્ર અને કેળવણી જોઇએ તેમ તેજ પ્રકારનું અર્થશાસ્ત્ર પણ જોઇએજ.

રાજ્યદ્વારી વિષયોમાં જે પ્રમાણે હિંદુસ્થાને ખોયેલું સ્વમાન મહાત્માજીએ મેળવી આપ્યું તેજ પ્રમાણે અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં તે પનોતા પુરૂષે આ દેશને સ્વદેશી અર્થશાસ્ત્ર આપ્યું. આ અર્થશાસ્ત્રને હું ખાદીનું અર્થશાસ્ત્ર કહું છું હું મહાત્માજીને એક મહાન અર્થશાસ્ત્રી તરીકે સબોધું છું. ઘણાં મનુષ્યોને આશ્ચર્ય થાય છે કે મહાત્માજી અર્થશાસ્ત્રી કેવી રીતે? આ કારણ એમ છે કે આ શાસ્ત્રને જગતનાં હાલતાં ચાલતાં સ્ત્રી પુરૂષોથી પર જેને નર્યું વિજ્ઞાન [ Pure Science ] કહીએ તે માની લેવામાં આવે છે. ધર્મ શાસ્ત્ર કહો–કે સંસારશાસ્ત્ર [Sociology] કહો કે અર્થશાસ્ત્ર કહો–દરેક શાસ્ત્રને જનતા સાથે નિકટ સંબંધ છે. ન હોય તો હોવો જોઇએ. દરેક સ્ત્રી પુરૂષના દરરોજના જીવન ઉપર તેની અસર થવી જોઇએ. આ દેશના કરોડો મનુષ્યોને કયું દરદ લાગુ પડયું છે અને તેના ઉપર કયી ઔષધી રામબાણ ઉપાય તરીકે ચાલી શકે તેમ છે તે મહાત્માજીએ સચોટ ચિકિત્સા કરીને જણાવી દીધું છે, અને તે ઔષધિથી તે દરદ જડમુળથી નાબુદ થશે એમ લાગે છે. આ દેશ મુખ્યત્વે કરીને ખેતીવાડીનો દેશ છે અને તેને ખેતીને અનુકૂળ અર્થશાસ્ત્ર જોઇએ છીએ. ઈંગ્લંડ કે જર્મની જ્યાં સાઠથી સીત્તેર ટકા વસ્તિ ઉદ્યોગમાં રોકાયેલી છે ત્યાનું અર્થશાસ્ત્ર જુદું છે અને જુદુંજ હોવુંજ જોઇએ. મહાત્માજીએ આ સત્ય ભાર મુકીને જાહેર કર્યું જે શાસ્ત્ર આપણા જીવનથી પર મનાતું તે શાસ્ત્રને આપણા જીવનના નિકટ સંબંધમાં લા૦ ા અને વ્યાધિગ્રસ્ત દેશને વ્યાધિમાંથી મુકત કેમ થવું તે શીખવ્યું. જો મહાત્માજીને અર્થશાસ્ત્રી ન ગણીએ તો કોને ગણવા ?

ગુજરાતી સાહિત્યમાં અર્થશાસ્ત્રના સાહિત્યની ભારે ખોટ છે સ્વ. દિવાન બહાદુર અંબાલાલભાઇ, સ્વ દિ બા. રણછોડભાઇ ઉદયરામ તેમજ સર ચીમનલાલ સેતલવડે એ દિશામા પુસ્તકો લખી યત્ન કરેલ પણ તે પુસ્તકો પાશ્ચાત્ય પુસ્તકોના દોહન રૂપેજ હતાં. ગુજરાતી દૈનિકો કે સાપ્તાહિકો કે માસિકોમાં અર્થશાસ્ત્રની વાત જુજજ આવતી. જેટલી આવતી તેટલી પશ્ચિમની છાયાથી રંગાયેલી. " નવજીવને " ગુજરાતી સાહિત્યને જે અપૂર્વ મદદ કરેલી છે તેમાં તેણે અર્થશાસ્ત્રનું સાહિત્ય લગભગ નવુંજ ઉત્પન્ન કર્યું, તે સૌથી અગત્યની મદદ કહેવાય. આ સાહિત્યના લેખકો કે આચાર્યોએ તેની વિગતવાર તપસીલ કરેલ છે અથવા તો તેને જોઇતી ઘટના આપેલ છે. પરતુ જે પ્રમાણે મનુષ્યનું હૃદય એકલી શુષ્ક રોટલાથી સંતોષાતું નથી તે પ્રમાણે જો કોઇ પણ શાસ્ત્રને પયગંબરનો સંદેશો મળ્યો હોતો નથી. તો તે શાસ્ત્રમાં જીવન નથી હોતું–જીવન આવતુંજ નથી. સ્વ. મહાત્મા ટૉલ્સ્ટોયે

અર્થશાસ્ત્રને જગતના સુખદુઃખથી પરિચિત કર્યું અને પ્રભુ ક્રાઈસ્ટના આદેશના પાયા ઉપર તેની પુનર્રચના કરી આ શુષ્ક ગણાતા શાસ્ત્રમાં પ્રેમનો એટલે ધર્મનો જીવનદાયી ઝરો વહેવડાવ્યો. રશિયામાં લાખો મનુષ્યોની બેડીઓ તુટી અને ગરીબ ઝુંપડીઓમાં દિવડાઓ ઝબુકયા; ભુખ્યાં મનુષ્યોને ત્યાં અન્ન મળ્યું, તૃષાથી પીડાતાંને પાણી મળ્યું તે સર્વનું કારણ તે ટોલસ્ટોય.

યુરોપની પ્રજા સ્વતંત્રતાને ચાહનારી છે. જો કે કેટલાક દેશોએ સત્તનતો કરી બીજા દેશોને પોતાના તાબામાં આણ્યા છે અને તેમનું જીવન શુષ્ક બનાવી દીધું છે છતાં ત્યાંના દરેક દેશમાં અમુક પ્રભાવશાળી વ્યક્તિઓ એવી મોજુદ છે કે જેઓએ અર્થશાસ્ત્રનો અર્થ લુંટ નથી કર્યો પણ તેમણે એમ પ્રતિપાદન કર્યું છે કે અર્થશાસ્ત્ર એટલે સેવાભાવ, અર્થશાસ્ત્ર એટલે પ્રેમભાવ.

આધુનિક પદ્ધતિ પ્રમાણે ચાલતા ઉદ્યોગોથી મજુર વર્ગ પોતે યંત્ર જેવો બની જાય છે અને અનેક પ્રકારના શારીરિક તેમજ માનસિક દુઃખો ખમી રહે છે તે ઉપરથી સહકાર વગેરેની યોજના થઇ અને મજુર વર્ગને આ દુઃખોથી ઉગારવાને માટે અનેકાનેક પગલાંઓ લેવામાં આવ્યાં. મજુર વર્ગની સત્તા દિનપ્રતિદિન પ્રબલ થતી જાય છે અને આખા જગતના મજુર વર્ગના પ્રશ્નો ઉકેલવા માટે 'લીગ ઑફ નેશન્સ' તરફથી વાર્ષિક પરિષદો પણ ભરાય છે. મહાત્માજીના અર્થશાસ્ત્રનો સદેશ પણ સેવા અને પ્રેમનો છે. "હિંદ સ્વરાજ્ય"માં તેમણે જે આદર્શ આપેલો છે તે પ્રમાણે પોતે જેને મોટા ઉદ્યોગો કહે છે તેની સામે છે છતા તેઓ એટલો સ્વીકાર કરે છે કે આધુનિક જગતને તે ઉદ્યોગો વિના ચાલે તેમ નથી અને જ્યાં સુધી આવા ઉદ્યોગો છે, ત્યાં સુધી તે ઉદ્યોગો જોડે જોડાયેલા મજુર વર્ગના પ્રશ્નો પણ ઉભેલાજ છે. આ પ્રશ્નોનો ઉકેલ બે રીતિએ થઇ શકે તેમ છેઃ વેરભાવથી કે સ્નેહભાવથી. મહાત્માજીએ બીજો રસ્તો સ્વીકારેલો છે. તે રીતિએ જો પ્રશ્નો ઉકેલાતા હોય તો ઔદ્યોગિક જગતમાં હાલ જે ઝેરવેર જોવામાં આવે છે તે ન જણાય.

મહાત્માજીના નવા અર્થશાસ્ત્રનો મૂળ પયગામ 'ખાદી' છે. ખેતીવાડીમાં ખેડુતોને પુરતું ખાવાનું મળતું નથી અને એથી ખેતીવાડી સાથે એમણે બીજો કોઇ ધંધો લેવો જોઇએ એમ તો હાલનું ખેતીવાડીનું બાદશાહી કમીશન સ્વીકારે છે. આ સવાલનો ઉકેલજ નથી એમ કેટલાક ધારે છે. પણ ખાદી અને તેને લગતી જુદી જુદી ક્રિયાઓજ એક એવો ધંધો સુચવે છે કે જે સારા હિંદુસ્થાનમાં ઉપાડી લઇ શકાય એવો છે અને એના વડે કરીને ખેડુતોનું—એટલે કે દેશનું દારિદ્રય ટાળી શકાય તેમ છે સ્વદેશીની ચળવળ યુરોપના સર્વ દેશોમા છે તેજ પ્રમાણે આ દેશમાં પણ છે પરંતુ આપણા દેશના સંજોગો ધ્યાનમાં લેતાં, ખાદીના પાયા ઉપર તેની રચના કરવામાં નહિં આવે તો સ્વદેશી ચળવળની ફત્તેહ રહી શકતી નથી. ખાદીની મનોભાવનાથી ખેડુતો સાથે બીજા વર્ગો ગાઢ સંબંધમાં આવે છે અને જે વાડાઓએ અહિંની જુદી જુદી જ્ઞાતિઓને જુદી રાખેલ છે તે વાડાઓ તોડી પ્રજામાં ઐકય અને રાષ્ટ્રિય સ્વમાન લાવી શકાય છે.

ગુજરાતની પ્રજાએ હિંદુસ્થાનના વેપાર ઉદ્યોગની ખીલવણીમાં મોટો ભાગ લીધેલો છે અને ગુજરાતનીજ પ્રજામાં નવા અર્થશાસ્ત્રનો પયગામ પહેલવહેલો આપવામા આવે, એમા પણ વિધિનો કંઇક ઉદેશ હોવો જોઇએ કોઇ પણ શાસ્ત્ર એકલુ જુદું લઈ શકાય નહિં. જે પ્રમાણે જનતાનાં સર્વેકાર્યો એકેએકની સાથે જોડાયેલા હોય છે અને એક વ્યક્તિની જુદી જુદી પ્રગતિઓ એકેકની સાથે સબધ ધરાવે છે તે પ્રમાણે ધર્મશાસ્ત્રની સાથે અર્થશાસ્ત્ર, અર્થશાસ્ત્રની સાથે રાજકીયશાસ્ત્ર એવી રીતે સબધ હોય છેજ. ગુજરાતમા ખાદીની ભાવનાથી જે ઉત્ક્રાન્તિ થયેલ છે તે ભાગ્યે કોઇ અન્ય કારણથી થાત. ગત વર્ષની પગવૃષ્ટિ સમયે તેમજ બારડોલીના સત્યાગ્રહ સમયે ગુજરાતે જે કરી બતાવ્યું તેમા થોડે ઘણે અંશે નવા અર્થશાસ્ત્રની અસર છેજ. મેં આગળ કહ્યુ તેમ નવુ અર્થશાસ્ત્ર હિંદુસ્તાનનું હોઇ હિંદુસ્થાનનું નથી. ભૂતકાળના હિંદુસ્થાનની ભાવનાઓ જુદી હતી અને તે ભાવનાઓને અંગે એમનુ અર્થશાસ્ત્ર પણ જુદુ હતું. આત્માને નિર્બલતા તરફ લઈ જાય એવી ભાવનાઓને માટે આપણી કને સ્થાન નથી પણ આત્માને સુદૃઢ બનાવી દેશોન્નતિ પ્રત્યે તેને વાળે તેવી ભાવનાઓ આપણને જોઇએ છીએ.

આ દેશને તો શું પણ હમણા તો સારા જગતને એવો પયગામ જોઇએ છીએ જેથી આત્માની વેદનાઓ નષ્ટ થાય અને તેને પરમ શાન્તિ મળે. જુના અર્થશાસ્ત્રના આદેશાનુસાર સ્થાપેલા ઝેર ખને વેર દૂર થાય, પ્રજા પ્રજા વચ્ચે જે યુધ્ધો ભૂતકાળમા થયેલાં છે અને ભવિષ્યમાં, જે યુધ્ધો માટે વર્તમાનમા ભીષણ તૈયારીઓ ચાલી રહેલી છે તે યુધ્ધો રાજ્યદ્વારી કારણોને લઇને થયા નથી અને થવાના નથી પરંતુ આ જુના અર્થશાસ્ત્રની ભુલભુલામણીઓ કે જેથી પ્રજાઓ અને વ્યક્તિઓ અભિમન્યુના ચક્રાવામા પડી નીકળી શકતીજ નથી તેને લઇનેછે જેમ તોપો વગેરે લડાયક સરંજામ, પ્રજાની સર્વ સલામતી અને સુલેહન માટે આવશ્યક ગણાય છે તેમ તે અર્થશાસ્ત્રની ભાષાઓ અને તેના ઉહાપોહ વેદવાક્ય પ્રમાણે મન ચેલા છે. જગતના ચારે ખુણાએથી યુદ્ધની સામે, યુદ્ધ કરનારાઓની સામે અને યુદ્ધ માટેની ભૂમિકાઓ સામે જે અવાજ ઉભો થયો છે ત જયા સુધી જુનુ અર્થશાસ્ત્ર જશે નહિં ત્યા સુધી સમશે નહિં. એ વ્યથા-એ ઉદ્વેગ પ્રજાએ પ્રજામા જણાય છે. તે સમાવવા પશ્ચિમમા ભગીરથ પ્રયત્નો થાય છે, અને જો કે તે પ્રયત્નોમાં ૧૯૦૦ વર્ષ ઉપર થઈ ગયેલ પયગમ્બરની અસર ખુલ્લે ખુલ્લી નહિં જોવામા આવતી હોય તો પણ તેનો ઉપદેશ આખા વિશ્વને ડોલાયમાન કરી રહેલ છે. મહાત્માજીના નવા અર્થશાસ્ત્રનો પયગામ પણ તે ઉપદેશની છાયા ધરાવે છે અને દુઃખિત પીડિત જગતને નવી ઉષનુ સ્મરણ કરાવી આશ્વાસન આપે છે ત્યારે હિંદુસ્તાનના સ્ત્રી પુરૂષોને પણ તે આશ્વાસન ઉપરાંત સ્વતંત્રતા અને સ્વમાન, સેવાભાવ અને કર્તવ્યના પાઠ શીખવે છે.

# હિંદુસ્તાનનો ઉદ્ધારક મીલ કે રેંટિયો?

ઇંગ્લેંડના સ્વદેશ ખાતાના વઝીર વીલીયમ જોનસન બેએક વરસ પહેલા જાહેરમાં બોલ્યા હતા. "બ્રિટિશ માલ અને ખાસ કરીને લેંકેશાયરનું કાપડ ખપાવવા માટે હિંદુસ્તાન સારામાં સારૂ બજાર હોવાથી જ તેનો કબજો આપણે જાળવી રાખ્યો છે."

જે કાપડની બજાર કબજે રાખવા સારૂં બ્રિટિશ સલ્તનત પોતાનું સર્વસ્વ કુરબાન કરવા તૈયાર થઈ જાય છે એ કાપડમા એવો કયો ચમત્કાર ભરેલો છે? એ ચમત્કાર ગાંધીજી વરસો અગાઉ સમજી ગયા છે. અને તેથીજ પોકારી પોકારીને વરસો થયા કહી રહ્યા છે કે, "સૂતરને તાતણે સ્વરાજ." હિંદમા ઘેરઘેર રેંટિયાની સ્થાપના કરો કે સ્વરાજ *ઘડીના છઠ્ઠા ભાગમા હાસલ થયું જ જાણો.*

પણ સાહિત્યપ્રેમી ભણેલાઓને આ વાત ગળે ઉતરતી નથી. તેમને તો લાગે છે કે હિંદે જમાનાની સાથે દોડવું જ જોઇશે. જૂના જમાનાના રેંટિયાથી આપણી મહત્વાકાંક્ષ બર નહિ આવે. આપણે તો ઠેરઠેર વાચનાલયો, પ્રાથમિક શાળાઓ ખોલવી જોઇએ. જાહેર જીવનનો જુસ્સો પ્રજામા ફેલાવવો જોઇએ. સરકારી ધારાસભાઓમા પડકાર કરવા જોઇએ મોટીમોટી હડતાળો પાડવાની, મોટા મોટા સંઘો યોજવાની વ્યવસ્થા વિચારવી જોઇએ. આ રેંટિયાથી કશી ભલીવાર થવાની નથી. પણ તેઓ એ તદ્દન વિસરી જાય છે કે જ્યાં માણસને પ્રથમ ખાવા પહેરવાના જ સાંસા હોય ત્યા તેમની પાસે મોટી આશા રાખવાના મનોરથો ઘડવા એ આકાશ સાથે બાથીઆં ભરવા બરાબર છે

## કપાસનું મહત્વ

હિંદુસ્તાન ખેતી પ્રધાન દેશ છે. પણ હિંદમા પાકતી બંટી બાવટો જુવાર, રાગીપર પરદેશો નજર નાખતુ નથી પરદેશીઓને તો ખાસ કરીને હિંદના ધઉં, અને કપાસ જ જોઇએ છે. હિંદુસ્તાનમા જે ૫૫ લાખ ગાસડી રૂ પાકે છે. એ ખધું રૂ, બ્રિટન લેંકેશાયરની મીલમા કાપડ બનાવવા લઈ જઇ શકે. અને ત્યાનું કાપડ હિંદ વાપરવામા પોતાને ધન્ય માનતું થઇ જાય તો પછી સ્વરાજઆપવાની ઈંગ્લેંડ આનાકાની નહિ કરે

હિંદુસ્તાનમા કુલ ૭૫ કરોડ એકરમા ખેડાણ થાય છે તેમાથી ૨ કરોડ અને ૭૦ લાખ એકરમા તો માત્ર કપાસનો જ પાકલેવામા આવે છે. ખેતી પર હિંદની વસ્તીના ૮૦ ટકા એટલે ૨૬ કરોડ માણસ નભે છે. આ ૨૫ કરોડમાથી $\frac{\text{૨૫ કરોડ} \times \text{૨૭}}{\text{૭૬}}$ =૯૦ લાખ

એટલે લગભગ કરોડ માણુસ કપાસની ખેતીપર નભે છે હિંદુસ્તાનમા કુલ કપાસનો $\frac{૧}{૪}$ ભાગ જ હિંદની મીલોમા ખપે છે. બીજો માલ પરદેશ ચઢે છે. આ $\frac{૩}{૪}$ કપાસ આપણે હિદમા વાપરી શકીએ તો હિદુસ્તાનના આજે જે ૧૦ કરોડ માણસો અધભૂખે મરે છે. તેમના હાડમા લોહી ભરાય. અને આટલુ સગઠન જો આપણે રાષ્ટ્રીય અસ્મિતાના જુસ્સાથી કરી શકીએ તો દેશમા પોતાની મેળે સ્વરાજનું વાતાવરણ જામી શકે.

બ્રિટિશ બહિષ્કારના પુરસ્કર્તા માને છે કે આટલું મોટું સંગઠન રેંટિયાદ્વારા થવુ અશક્ય જ છે એ તો કાપડની નવી મીલો ઉભી કરવાથી જ થઇ શકે. પણ આ ભ્રમ 'મુંબઈની મીલો' નામનું ભાઇ રતનાગર સપાદિત પુસ્તક જોતા સહેજે ટળી જાય છે.

## મીલોનો વિકાસ

હિંદુસ્તાનની કાપડ મીલનો જરાક ઇતિહાસ જોઇએ.

હિદુસ્તાનમા કાપડની મીલનો પાયો મુબઇના સાહસિક પારસી, ભાટીયા અને મેમણ ભાઈઓના હાથે નંખાયો છે પ્રથમ મીલની સ્થાપના ૧૮૫૫મા થઇ તે પછીના આજ સુધીના વરસમા મુંબઇની મીલનો વિકાસ નીચે પ્રમાણે થયો છે.

| વરસ | મીલ | ત્રાકો | સાળ | માણસો |
|---|---|---|---|---|
| ૧૮૫૫ | ૧ | ૨૦, હજાર. | ......... | ૪૦૦ |
| ૧૮૫૫–૭૫ | ૧૨ | ૨,૭૧ ,, | ૪.૧૦૦ | ૭, ૭૦૦ |
| ૧૮૭૦–૭૫ | ૧૫ | ૪,૬૧ ,, | ૩,૬૮૦ | ૫, ૪૫૦ |
| ૧૮૭૫–૮૫ | ૨૩ | ૫,૯૪ ,, | ૪,૨૭૦ | ૨૮, ૦૦૦ |
| ૧૮૮૫–૯૫ | ૨૧ | ૭,૭૬ ,, | ૮,૨૧૦ | ૩૪, ૨૦૦ |
| ૧૮૯૫–૧૯૦૫ | ૧૬ | ૪,૩૭ ,, | ૭,૮૦૦ | ૧૭, ૨૫૦ |
| ૧૯૦૫–૧૫ | ૮ | ૪,૩૩ ,, | ૨,૩૮૦૦ | ૧૯ ૦૦૦ |
| ૧૯૧૫–૦૫ | ૧ | ૪,૩૩ ,, | ૧,૯૨૦૦ | ૩૬, ૦૦૦ |
| કુલ | ૯૭ | ૩,૪,૨૮ હજાર, | ૭૧, ૧૦૦ | ૧, ૪૮,૦૦૦ |
| બંધ થઇ | ૧૫ | | | |
| બાકી | ૮૨ | | | |

કુલ રોકાયલી મૂડી. ૨૦, ૪૦, ૫૩, ૬૫૦ રૂ

ઉપરની મુંબઈની ૮૨ મીલ ઉપરાત મુંબઈ ઇલાકામાં ૧૯૨૫ સુધીમાં ૧૨૬, અને મુંબઇ ઇલાકા સિવાયનાં હિંદનાં બીજાં સ્થળોમા ૧૨૫ મીલો સ્થપાયેલ હતી. પણ એકલા મુંબઇમાં જેટલું સૂતર, અને કાપડ તૈયાર થાય છે; તેનો જથ્થો અને કિંમત આખા ઈલાકાના કે હિંદની બીજી મીલોમાં પેદા થતા સૂતર અને કાપડ કરતાં વધારે છે. તેથી અત્રે એકલી મુંબઇની મીલોનું સિંહાવલોકન કરી જે નિર્ણય પર આવશું તે મોટે ભાગે બધી મીલોને સહેજે લાગુ પાડી શકાશે. કાપડ મીલો ચલાવવાનો જશ ગુજરાતી સાહસિક બુદ્ધિને ઘટે છે. પણ એ મીલો ચાલશે, એટલે કે નફો કરનારી કે ખોટ ખાનારી નીવડશે; તેનો આધાર મુખ્યત્વે પરદેશીઓના હાથમા રહે છે.

૧૮૫૫–૧૮૬૦ સુધીમા ૧૦ મીલો એકદમ સ્થપાઈ. પછીના ૧૦ વરસમાં માત્ર બે જ મીલો ઉઘડી. ૧૮૬૧મા અમેરિકન આંતરયુદ્ધ સળગ્યું. લેંકેશાયરને અમેરિકાનું રૂ મળતું બંધ થયું. ૧૮૬૦મા જે ૫૨ લાખ પાઉન્ડ રૂની હિંદમાંની પરદેશ નિકાસ થઈ હતી; તે વધીને ૧૮૬૧–૬૪ સુધીમા ૮ કરોડ પાઉન્ડ સુધી પહોચી ગઇ હતી. રૂના ભાવ એકદમ વધ્યા એટલે હિંદની મીલોને પણ ફાયદો થવા લાગ્યો. લડાઇ બંધ થઈ અને હિંદમા જે ધનનો પ્રવાહ વળ્યો હતો તે અટકી ગયો. સટ્ટોડીયા અને મોટા સાહસિક વેપારીઓના પણ પાછા છાબડા બેગી ગયા. ઉદ્યોગ ધધા વિકસતા અટક્યા. ૧૮૮૦માં તાતા શેઠ યુરોપની મુસાફરીએ નીકળ્યા. પરદેશનું મીલ સાચાકામ જોઈ આવ્યા; અને મુબઇની મીલોમા ફેરફાર કર્યા. ત્યા ૧૮૮૫મા કાતવાના સંચાઓમા " રીંગ "ની શોધ થઈ. એટલે વળી મીલોને કાતણ ખાતામા પાછા સુધારા કરવા પડયા. આ પ્રમાણે મીલ ઉદ્યોગમા લાખો રૂપીયા નંખાયે જતા હતા; ત્યા ૧૯૦૦ મા મુબઇમા પ્લેગ ફાટી નીકળ્યો. ઉપરા ઉપરી દેશમા દુકાળ પડવા લાગ્યા. વ્યાપારમા અસાધારણ મંદી આવી અને સ્થપાયેલી મીલો ડગમગવા લાગી કેટલીક બધ પણ થઈ. ૧૯૦૫ મા ફરી મીલમા જીવ આવવા લગ્યો. સ્વદેશીની ચળવળ હિંદુસ્તાનમા ઠેર ઠેર ઉપડી. સ્વદેશી સ્ટોર્સ ખુલવા મંડયા. હિંદમા સ્વદેશી માલ ખપવા લાગ્યો. ત્યાં જાપાનમાં મીલો સ્થપાઇ અને જાપાનીઝ માલની હરિફાઇને લીધે ચીનનું બજાર હિંદુસ્તાન તદ્દન ખોઇ બેઠું. એટલુ જ નહીં પણ હવે તો સ્વદેશી માલને હિંદમા એકલા લેંકેશાયર માલની સામે જ નહિ પણ જાપાનીઝ માલની સામે ઝૂઝવાનું રહ્યું.

ત્યા ફરી મહાયુદ્ધ સળગ્યું અને ૧૯૨૦ સુધી હિંદી મીલોને ઘીકેળાં થયા. પણ લડાઈ બધ થઇ કે જે કંઇ મીલ માલેકો કમાયા હતા તે પાછું ખોઇ બેઠા. અને એ કળ હજુ ઉતરી નહોતી; ત્યા તો મુબઇમા મીલોમા મોટી હડતાળો પડવા લાગી. ૧૯૧૫–૨૫ દાયકામા એકજ નવી મીલ મુબઇમા સ્થપાઇ શકી, એજ બતાવે છે કે મીલનો વિકાસ સાધવાનું કેટલું મુશ્કેલ ભરેલું કામ છે?

## મીલ ધંધાની આસમાની સુલ્તાની

મીલનો ધંધો કેટલી આસમાની સુલ્તાનીવાળો છે. મુંબઈમાં ૧૮૫૫ થી ૧૯૨૫ સુધી ૯૭ કાપડ મીલો સ્થપાઇ. તેમાંથી ૪૫ એટલે અર્ધા કરતા વધારે સંખ્યાની મીલોનેકાં તો દેવાળું કાઢવું પડયું હતું અગર તો પોતાનો વહીવટ બદલાવી નામ ફેર કરવોપડયો હતો.

૧૨ મીલો બળી ગઇ હતી કે સંચા ભાંગતોડને લીધે બંધ થઇ ગઇ હતી.

૧૬ મીલોએ ઇચ્છાપૂર્વક પોતાની એજન્સિ બદલાવી હતી.

માત્ર ૨૪ મીલો ૨૫ ટકા પ્રથમની માફક ચાલ્યા કરે છે. આ ૨૪ મીલોમાંથી પણ માત્ર ૫ જ જૂની મીલો છે. બાકીની મીલો તો વીસમીસદીમાં જ સ્થાપન થઇ છે. આ પાંચ મીલના માલેકો એજન્ટો માણેકજી પીટીટ, મુરારજી ગોકલદાસ, ઠાકરસી મૂલજી, ખટાઉ મકનજી અને ડેવીડ સેસૂન પોતાની કુશળતાથી વેપારની ચડતી પડતીમાં નામ ટકાવી શકયા છે.

છેલ્લાં બે વરસોમાં મુંબઇની મીલોને નીચે પ્રમાણે ખોટ ખમવી પડે છે.

| મીલનું નામ | ૧૯૨૫ | ૧૯૨૬ | ૧૯૨૭ |
|---|---|---|---|
| | ખોટની રકમ હજારમાં છે. | | |
| એપોલો. | ૫, ૫૧ | ૨, ૧૧ | ૧, ૫૦, |
| કરીમભાઇ | ૨, ૧૨ | ૩, ૦૭ | ૧, ૬૧. |
| એલ્ફીન્સ્ટન | ......... | ૫૪ | ૨, ૮૮, |
| ફીલાચંદ | ......... | ૩, ૦૩ | ૨, ૬૫, |
| માધવરાવ સિંધીઆ | ૪, ૩૦ | ૩, ૫૪ | ૨, ૨૪, |
| મથરાદાસ | ૬, ૪૫ | ૬, ૨૩ | ૩, ૧૯, |
| શાપુરજીની ભરૂચા | ૧૦, ૬૪ | ૧૭, ૬૫ | ૧૩, ૪૩. |
| રીલાયન્સ | ૨, ૧૨, | ......... | |
| ઓમ્બે ઇન્ડસ્ટ્રીઅલ. | ૨, ૮૩, | ૨, ૪૭ | |
| ઈ. ડી. સેસૂન | ૨, ૫૧, | ૭, ૮૮ | |
| એડવર્ડ સેસૂન | ૧, ૯૨, | ૧, ૬૪ | |
| એમ્પરર એડવર્ડ | ૭, ૮૩, | ......... | |
| કસ્તુરચંદ | ૪૮, | ૧૧, ૦૮ | |
| માનેકજી પીટીટ | ૧૭, ૯૮, | ૯, ૬૮ | |
| ન્યૂ સીટી | ૩, ૩૫, | ૧, ૯૬,. | |
| સેસૂન. | ૪, ૨૩. | | |
| તાના મીલ્સ | ૧૨, ૮૮. | | |
| * યૂનીયન | ૪, ૩૬. | | |

૧૯૨૮માં તો મુંબઈની મીલ હડતાળે એવું ભયંકર સ્વરૂપ પકડયું છે કે જે મહાયુદ્ધમાં હિંદુસ્તાનની કાપડ મીલોયે આશરે ૫૦ કરોડનો નફો કર્યો હતો. તે બધોય એક જ વરસમાં અલોપ થઈ જશે. એટલું જ નહિ પણ પાછો મીલનો વ્યવહાર સુવ્યવસ્થિત કેમ ચાલી શકશે તેની જ ખુદ મીલ એજન્ટોને શંકા આવવા લાગી છે.

* બધી મીલના ત્રણે વરસના આંકડા મળી શકયા નથી.

## રૂનો વેપાર કે સટ્ટો.

મીલનો વ્યવહાર બરાબર ચાલવા માટે કાચો માલ મીલને પ્રમાણમા મુકરર ભાવે મળવો જોઇએ, પણ રૂના ભાવતાલ ઇજીપ્ત અને અમેરિકાની રૂ પેદાશ પર નક્કી થાય છે છેલ્લા વીસ વરસમા ખાંડી રૂનો ભાવ ૧૫૦થી ૭૦૦ રૂપીઆ સુધીમા હેરફેર થયા કર્યા છે રૂનો વેપાર કેમ જાણે સટોડીયાનો જ બાપીકો થઇ ગયો હોયને તેમ નીચેના કોઠા પર નજર નાખવાથી ખાત્રી થાય છે.

મુબઇમા ભરૂચ રૂના ખાંડી ( ૭૮૪ રતલના )

| વરસ | ભાવ રૂ | વરસ | ભાવ રૂા |
|---|---|---|---|
| ૧૮૬૧ | ૧૩૯ | ૧૯૧૧ | ૩૪૨ |
| ૧૮૬૪ | ૫૮૫ | ૧૯૧૪ | ૨૩૩ |
| ૧૮૬૬ | ૪૦૮ | ૧૯૧૬ | ૩૨૦ |
| ૧૮૬૮ | ૧૯૦ | ૧૯૧૭ | ૪૪૩ |
| ૧૮૭૦ | ૩૦૨ | ૧૯૧૮ | ૬૧૭ |
| ૧૮૭૧ | ૨૦૦ | ૧૯૧૯ | ૫૩૬ |
| ૧૮૮૦ | ૨૫૧ | ૧૯૨૦ | ૪૬૦ |
| ૧૮૯૨ | ૧૯૧ | ૧૯૨૧ | ૩૪૨ |
| ૧૮૯૯ | ૧૫૦ | ૧૯૨૨ | ૪૭૯ |
| ૧૯૦૦ | ૨૧૮ | ૧૯૨૩ | ૫૧૦ |
| ૧૯૦૫ | ૨૧૫ | ૧૯૨૪ | ૫૬૦ |
| ૧૯૦૬ | ૨૫૨ | ૧૯૨૬ | ૩૪૬ |
| ૧૯૧૦ | ૩૦૩ | | |

નીચે પ્રમાણે પેન્સનુ લીવરપૂલમા રતલ ૧ મળતુ

| વરસ | ભાવ પેન્સ |
|---|---|
| ૧૯૧૧ મા | ૫ ૪૪ |
| ૧૯૧૪ | ૪ ૧૯ |
| ૧૯૧૬ | ૯. ૯૨ |
| ૧૯૧૭ | ૧૬ ૧૦ |
| ૧૯૧૮ | ૧૭ ૧૫ |
| ૧૯૧૯ | ૧૯. ૫ |
| ૧૯૨૦ | ૮ ૨૧ |
| ૧૯૨૨ | ૧૦ ૨૫ |
| ૧૦૨૩ | ૧૨ ૦૭ |
| ૧૯૨૪ | ૧૧. ૦૪ |

લીવરપૂલના ભાવ વધવામા આગમોટના નોતમા અસાધારણ વધારાનુ પણ કારણ ગણાવી શકાય

આવા સટ્ટા અને સાહસથી ભરેલા ધંધામા તેમ છતા ગુજરાતીઓ ટકર ઝીલી શક્યા છે. બંગાળાની શણમીલ લો, કે મૈસુરની સોનાની ખાણ લો આસામની ચા કે કુર્ગની કોફીનો વેપાર લો. કે કાનપુરની ઊનની મીલની સામુ જુઓ; જ્યા જુઓ ત્યા દેશના વેપાર ધંધા, ઉદ્યોગ હુન્નર બ્રિટિશ લોકોએ ધીમેધીમે પચાવી લીધા છે. માત્ર કાપડ મીલના જ વ્યાપારમા ગુજરાતીની બુદ્ધિ આગળ ગોરાઓ બહુ ફાવી શક્યા નથી.

## હિંદને ભોગે જાપાનનો લાભ

બ્રિટિશ સામ્રાજ્યનું હિંદુસ્તાન મોટું અંગ છે. હિંદને સમૃદ્ધ બનાવવામા બ્રિટિશ સામ્રાજ્ય સમૃદ્ધ બને છે એમ સમજતા છતા, ધોળે દહાડે જાપાનનો આર્થિક હુમલો હિંદ પર થયા કરે છે. તે બ્રિટિશ સરકાર દૂર ઉભા ઉભા તમાશાની માફક જોયા કરે છે છેલ્લા દાયકામા જાપાનીઝ કાપડમીલોએ હિંદના કાપડ ઉદ્યોગને સખ્ત ફટકો માર્યો છે.

જાપાનમા જ્યારે ૫૦ લાખ ત્રાકો ચાલે છે છતા ત્યા ૨૦ લાખ ગાસડી સૂતર તૈયાર થાય છે, ત્યારે હિંદમા ૮૫ લાખ ત્રાકો હોવા છતા માત્ર ૧૫ લાખ ગાસડી જ સૂતર તૈયાર થાય છે. જાપાનની મીલમા માત્ર ૬૦ હજાર સાળો છે. અને એક અબજ વાર કાપડ તૈયાર કરે છે હિંદમા જાપાન કરતા અઢી ઘણી વધારે સાળો હોવા છતા માત્ર ૧ અબજ અને ૭૦ કરોડ વાર જ કાપડ તૈયાર થઇ શકે છે આવી સ્થિતિમા હિંદી માલ જાપાન કરતા મોંઘો પડે જ એ સ્વાભાવિક છે; તેથી હિંદમા ૧૯૧૪–૧૫મા માત્ર દસ લાખ રતલ સૂતર જાપાનથી આયાત થતું તે આયાત ૧૯૨૪–૨૫મા ૩૨ ગણી વધી ગઇ છે. ૧૯૧૪–૧૫ મા જે ૧,૬૦ લાખ વાર કાપડ આયાત થયુ હતું, તે વધીને ૧૯૨૪–૨૫મા ૨૨ કરોડ વાર કાપડ સુધી પહોચ્યુ હતું.

તુર્કમા ૧૯૨૧–૨૨મા જે ૩, ૬૭ લાખ રૂ. નુ કાપડ આયાત થયુ હતુ તે વધીને ૧૯૨૫–૨૬મા ૬, ૮૮ લાખ રૂ નુ કાપડ આયાત થયુ હતુ.

અને ચીન સાથેનો જે ધમધોકાર વેપાર હિંદી મીલના સૂતરનો ચાલતો હતો, તે તો સદંતર જાપાને જ કબજે કરી લીધો છે. આમા વળી જ્યારે રૂપીઆનો દર ૧ શિલિંગ ૪ પેન્સનો ઘટાડી ૧ શિલિંગ ૬ પેન્સનો કર્યો છે, ત્યારથી તો જાપાનીઝ માલને વિશેષ ઉત્તેજન મળ્યુ છે કારણકે આ દર ઘટવાની જાપાનીઝ માલને સહેજે સાડા બાર ટકાની 'બક્ષિસ' મળી ગઇ છે.

## કેટલા કાપડનો ખપ છે?

હિંદુસ્તાનને હાલ દર વર્ષે ૫૩૮ કરોડ ચોરસવાર કાપડની જરૂર રહે છે. આટલુ કાપડ ૧૯૨૬–૨૭મા નીચે પ્રમાણે હિંદે મેળવ્યુ હતુ.

પરદેશમાથી ૧૮૦ કરોડવાર
[ બ્રિટનમાથી ૧૫૦ ]
[ જાપાનમાથી ૨૪ ]
હિંદી હાથવણાટ ૧૩૧
હિંદી મીલ કાપડ ૨૨૬
હાથે કાતેલ વણેલ ૧
ખાદી

૫૩૮ કરોડવાર.

૧૮૦ કરોડવાર કાપડ હિંદી મીલો દ્વારા પેદા કરવા માટે કેટલી મૂડી અને કેટલાં વરસ જોઇએ ?

અને જ્યાં રૂના ભાવ નક્કી કરનાર અમેરિકા, મીલના સંચાના ભાવ નક્કી કરનાર માંચેસ્ટર, એક્સચેન્જ રૂપીઆ અને પાઉન્ડનો સબંધ નક્કી કરનાર અંગ્રેજ સરકાર, મૂડી પૂરી પાડનાર પરદેશી કે પરદેશીની અસર તળે રહેતા શેઠીઆઓ, તૈયાર થયેલો માલ પરદેશ ચઢાવવાનો નોલ નક્કી કરનાર પરદેશી કંપનીઓ; ત્યા સ્વદેશી મીલનો વિકાસ કેવો થઈ શકે ?

## રેંટિયાનું મહત્વ.

હાથે કાતેલ વણેલ ખાદી જો કે આજે માત્ર એક કરોડ વાર તૈયાર થાય છે. પણ રેંટિયાનું પુનર્જીવન છેલ્લા સાત વરસ થયા જ થયું છે. અને એ દરમીઆન ખાદીની પ્રગતિ ૧૯૨૧ કરતા વીસ ઘણી વધી ગઈ છે, આજે ખાદીમાથી ૯૦ હજારથી પણ વધારે માણસોને રોજી મળે છે.

મીલમા એક રતલ કાપડ બનાવવાનું ખર્ચ ૭ આના આવે છે ત્યારે એક રતલ ખાદી બનાવવાનું ખર્ચ ૧૨ આના આવે છે. રતલે પાચ આના એટલે વારે બે આના વધારે પડે છે; પણ જો માણસ પોતે જ કાતતો પીંજતો થઇ જાય, અને પોતાના ખેતરમા ઉગતા રૂમાથી ઘરના ખપ જોગું રૂ સંઘરી રાખે; તો મીલ કાપડ કરતા ખાદી તદ્દન સસ્તી થઇ જાય. આવો સફળ પ્રયોગ બારડોલીમા રાનીપરજ લોકોએ, અને બીજોલીયાના જાટ લોકોએ કરી બતાવ્યો છે.

દિનપ્રતિદિન કાતણ પીંજણની કળા વધારે ને વધારે હસ્તગત થતી જાય છે; તેમ તેમ ખાદી બનાવવાનું ખર્ચ પણ ઘટતું જશે.

## કિંમતનાં ખોટાં ધોરણ.

દુનિયામાં આજે વસ્તુના ભાવ ઠરાવવાનું ધોરણ જ ઉંધુ ચાલે છે. આપણા જેવા દેશમા જ્યા કરોડો માણસો કામના અભાવે બેકાર પડયા છે, ત્યા વિજળી કે વરાળથી ચાલતા યંત્રો પણ માણસની મજુરી કરતા મોંઘા પડે છે તે આકડા આપી ભાઇ રીચર્ડ ગ્રેગે સાબિત કરી આપ્યું છે.

દુનિયાની સર્વ ભૌતિક શક્તિનો આધાર સૂર્યનારાયણ પર છે. કોલસામા, વરાળમા કે ઈલેક્ટ્રીસીટીમા બધી શક્તિ સૂર્યનારાયણને જ આભારી છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ પ્રયોગો કરી સિદ્ધ કર્યું છે કે એક ચોરસવારમા ૧૬/૭ ઘોડા શક્તિ જેટલી સૂર્યશક્તિ હોય છે. હિંદુસ્તાન જેવા દેશમા ૧૮૦૦ માઇલ લાબા અને ૧૫૦૦ માઇલ પહોળા ખંડમા જ્યાં બારે માસ સૂર્ય પૂર બહારમા પ્રકાશ્યા કરે છે ત્યા એ હિસાબે ૪૬૯૬ ને પંદર મીંડાં જેટલી રોજ ઘોડા શક્તિ મળ્યા કરે છે.

## બેકાર એન્જીનો

હિંદુસ્તાનમાં ૧૦ કરોડ ૭૦ લાખ માણસો ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે જાને ખેતી, ગોપાલન કે ગોઉછેરનું કામ કરનારા હતા. આ માણસો ખોરાક લે છે એટલે તેનાં એન્જીન ચાલુ છે; પણ

એ એન્જીન ફોગટના ચાલ્યા કરે છે એક માણસમા $\frac{1}{8}$થી$\frac{1}{10}$ ઘોડા શક્તિ હોય છે આપણે માણસમા $\frac{1}{10}$ જેટલી જ ઓછી શક્તિ માની લઇએ તો પણ હિંદમા ૧,૦૭ લાખ શક્તિ નકામી જાય છે લગભગ મવા કરોડ જેટલી ઘોડા શક્તિનો માત્ર સોમો ભાગ જ રેંટિયામા ખર્ચવામા આવે તો યે ૧,૦૭ હજાર ઘોડા શક્તિનો એટલે કે (મુબઇની તમામ મીલોમા આજે માત્ર ૫૩ હજાર ઘોડા શક્તિનો ઉપયોગ થઈ શકે છે) મુબઈની મીલોની ઘોડા શક્તિ કરતા બમણો લાભ આ નવરા માણસો—નકામા ફરતા એન્જીનો મારફતે લઈ શકાય તેમ છે

માણસની ભૌતિક શક્તિ વગળ શક્તિ સાથે સરખાવતા નોબેલ ઇનામ મેળવનાર રસાયનશાસ્ત્રી ફ્રેડ્રીક સોડી કહે છે—

"જેટલુ માણસ ખાય છે તેના પ્રમાણમા જે શકિત તે કામમા આપી મૂકે છે, તે જોતા માણસ—સચા કાર્ય માટે વધારે લાભદાવી છે માણસ ખોરાકની શક્તિના ૩૦ ટકા પણ વધારે ટકા કામમા આપી શકે છે દુનિયાના ઉત્તમોત્તમ વરાળ યત્રો પણ આ રીતે માણસની તોલે આવી શકે તેમ નથી '

આ મોટા હિસાબ જવા દો એવા એક ગામડાનો જ દાખલો લો કે જે ગામડાનુ ક્ષેત્રફળ સાત ચોરસ માઈલ હોય ( સાધારણ રીતે હિંદુસ્તાનમા બે ત્રણ માઇલને દૂર ગામડાઓ વસેલા છે આ દાખલો પણ એવોજ લીધો છે ) સાત ચોરસ માઇલ એટલે ૩૦૯૭૬૮૦, ચોરસ વાર આને ૧૭ ગુણીએ તો આપણને સાડા ત્રણ કરોડ ઘોડા શક્તિ જેટલી સૂર્ય શક્તિ સાત ચોરસ માઈલ ક્ષેત્રફળમા મળે દુનિયામા મોટામા મોટા યાત્રિક ઘર વધારેમા વધારે ત્રણ લાખ ઘોડા શક્તિ આપી શકે છે

આપણી પાસે આટલી અખૂટ ઘોડા શકિત પડી છે તેનો ઉપયોગ કરતા આવડયો કે દેશની સૂરત સહેજે બદલાઇ જશે

### ખાદી મોધી કે મીલ કાપડ મોઘુ.

૨૦,૦૦૦ ત્રાકવાળી મીલ ઊભી કરવી હોય તો ઇન્ડીઅન ટેકસ્ટાઇલ જરનલ પ્રમાણે ૧૬,૬૦૬૧૭ રૂપીઆ જોઇએ અને આ રકમ જો * રેંટિયામા ખર્ચવામા આવે તો ૫ રૂપીઆને ભાવે ૩,૩૨,૧૮૩ ત્રાક વસાવી શકાય. અને સૂતર મીલ કરતા ૧૧ ગણુ વધારે પેદા થઇ શકે

---

* કદાચ નવા રેંટિયા બનાવવા જ ન પડે કારણ કે દેશમા આજેય ઓછામા ઓછા ૫ લાખ રેંટિયા મોજુ પડયા છે બહુ બહુ તો તેમને મમરાવવા જોઇએ

રેટિયા અને મીલ પાછળ લાગતા ખર્ચનો હિસાબ કાઢવામા આવે તો રેટિયો અને હાથ સાળજ મીલને આટી શકે એમ છે. તે નીચેના કોઠા પરથી દીવા જેવું સ્પષ્ટ થાય છે.

| | મીલપર | રેંટિયાપર |
|---|---|---|
| વરસમા કામના કલાક | ૨, ૯૨૦ | ૨, ૯૨૦ |
| ત્રાક દીઠ ઉત્પન્ન | ૧૦૦ થી ૧૨૦ રતલ | ૯૦ રતલ |
| સૂતરનો આક | ૧૫ | ૧૫ |
| ત્રાકની કિંમત | ૧૦૦ રૂ. | ૪ રૂ. |
| ખર્ચના પ્રમાણમા કામના ટકા | ૧૦૦ | ૨૪૦૦ |
| સાળ દીઠ ઉત્પન્ન | ૧૨૦૦૦ વાર | ૧૨૦૦ વાર |
| સાળની કિંમત | ૯૦૦ રૂ. | ૨૦ રૂ. |
| ખર્ચના પ્રમાણમા કામના ટકા | ૧૦૦ | ૪૫૦ |

મીલના સાધનો રીપેર કરતા કે બદલાવતા આખ ઓડે જાય ને ખર્ચના મોટા ખાડામા ઉતરવુ પડે ત્યારે રેંટિયાનું રીપેર કામ વગર પૈસે ઘેર ઘેર થઈ શકે.

મીલ અને રેંટિયાની હરિફાઈમા હિંદુસ્તાનમા આજે રેટિયો જ પહેલું સ્થાન લઈ જાય છે.

## દુનિયાનું નિશાન રૂ

વીસમી સદીમા દુનિયાની પુનર્ઘટના થઇ રહી છે વેપાર માટે, બજાર માટે આ સદીમા જેમ મહાયુદ્ધો થયા તેમ હજુ પણ થવાનો ડર રહ્યા કરે છે. આજકાલ અનેક બજારોમા રૂ નુ બજાર પ્રથમ સ્થાન ભોગવે છે;

સસ્તામા સસ્તું અને સારામા સારૂ રૂ મેળવી કારખાનામા તૈયાર કરેલ કાપડ ઝપાટાબધ વધારે નફો મેળવી કેમ વેચી શકાય તેનાજ કિલ્લાઓ આજના ગજાપુરૂષો ઘડે છે.

દુનિયામા કુલ ૫૫ લાખ મીટ્રીક ટન રૂ પાકે છે. તેમાથી ૩૦ લાખ ટન અમેરિકામા, ૧૭ લાખ ટન એશિયામા, ત્રણ લાખ ટન આફ્રિકામા અને માત્ર બે લાખ ટન યુરોપમા, એશિયાઇ રૂશિયા અને તુર્કસ્તાનમા થાય છે.

યુરોપમા રૂના સાસા છે પણ યુરોપ કાપડઉદ્યોગ પર નભવા માગે છે, તેથી તેને રૂ ખરીદવાની અને કાપડ વેચવાની સરસ બજાર માટે હમેશા ફાંફા મારવા પડે છે.

દુનિયામા ૧૯૧૩ મા ૨૧૦ કરોડ પાઉન્ડની કીમતનુ કાપડ તૈયાર થયુ હતું તેમાથી ૧૨૪ પા કરોડનું અર્ધા કરતા વધારે તો યુરોપમા પેદા થયુ હતું અમેરિકામા ૪૫ કરોડ પા નું, એશિયામા ૪૦ કરોડનુ અને આફ્રિકામા ૫૦ લાખ પાઉન્ડનુ કાપડ તૈયાર થયુ હતું

રૂનો મોટો જથો અમેરિકામા પાકતો હોવાથી અને અમેરિકામા ૩,૬૦ લાખ ત્રાકો ચાલુ થઇ જવાથી ગ્રેટબ્રિટનને ફાળ પડી છે, કે તેની ૫૮૦ લાખ ત્રાકને જોઇતુ રૂ હવે કયાથી મળશે? અમેરિકા ગ્રેટબ્રિટનમા થતી રૂની નિકાસ રોકી દે, તો છતે પૈસે અને છતે હુન્નરે ગ્રેટબ્રિટનને ભૂખે મરવાનો અવસર ન આવે તે સારૂ અગમચેતી વાપરી ગ્રેટબ્રિટનના દીર્ઘદષ્ટા રાજપુરૂષો અબજો રૂપીયા રોકી સુવેજની નહેર કરી ઇજીપ્તનો અને સુદાનનો કાબુ રાખી રહ્યા છે એ જ રૂ મેળવવાના ઇરાદાથી ૧૨ લખ એકરમા વિલાયતને જોઇએ તેવુ રૂ ઉગાડી શકાય તેટલા માટે ૧ કરોડ પાઉન્ડ મેસોપોટેમીઆમા ખર્ચી નાખવાની યોજના ચાલી રહી છે. આ જ વ્યૂહ મનમા રાખીને હિંદુસ્તાનની સરકાર પ્રાતે પ્રાતે 'ફાર્મ' ગોઠવી ઝીણા અને લાબા રેસાવાળું રૂ ઉગાડવાનું ખેડુતોને લલચાવી રહેલ છે અને છેલ્લુ જગતમા જેની જોડી ન મળી શકે એવુ અબજો રૂપીઆ રોકી સક્ખર બેરેજનું કામ શરૂ કરી સિંધના રણમા ઇજીપ્તશીપન રૂ ઉગાડવાની ધારણા શરૂ કરી રખાય છે

જે કપાસ માટે ગ્રેટબ્રિટન મહાન યુદ્ધ કરવા પણ તૈયાર થઇ જાય છે એ કપાસની આપણે જોઇએ તેટલી કિંમત હજુ સમજી શકતા નથી

બારડોલીની કાળીપરજ ગણાતી પ્રજા રૂની કદર બૂઝી તેનો સાચો ઉપયોગ કરવા લાગી, ત્યારથી તેમનામા બ્રિટિશ સલ્તનત સામે ઝૂઝવાની શક્તિ આવી છે.

એ જ શક્તિ આખા રાષ્ટ્રભરમા ભરી મૂકવામા આપણે ભણેલાઓ ભાગ પૂરવા ઇચ્છતા હોઇએ, તો આપણે જે ખાદી ને રેંટિયાને અત્યાર સુધી હસતા આવ્યા છીએ, તેને અપનાવવાનો આજે જ સંકલ્પ કરવો જોઇએ.

છગનલાલ નથુભાઇ જોષી.

# સહકાર

## સહકાર એટલે શું ?

સાથે રહીને કામ કરવું તે સહકાર સહકાર એટલે–Each for all and all for each–અનેક માટે એક અને એક માટે અનેક. સ્વાશ્રય, સમાજસેવા, આત્મભોગ અને કરકસરનો પંથ તે સહકાર વેદાંતની માફક સહકાર શીખવે છે કે વ્યક્તિ સમાજને માટે અને સમાજ વ્યક્તિને માટે છે સહકાર એવા પ્રકારની વ્યાપારી વ્યવસ્થા છે કે જેમા માણસો, માણસો તરીકે એટલે ચારિત્ર્યવાળા પ્રાણી તરીકે, સમાનતાના ધોરણ ઉપર પોતે પોતાનું આર્થિક હિત સાધવા સ્વેચ્છાથી જોડાય છે સહકાર એટલે થોડી મહેનતે વધુ લાભ મેળવવાનો આર્થિક માર્ગ આ હિલચાલનું મૂળ ગરીબાઈમા છે, ગરીબાઈના દુ:ખથી પીડાતા મનુષ્યો જ ઘણું કરીને એકબીજાના રક્ષણ અને સુખ માટે એકત્ર થાય છે–સાધારણ અને ખાસ કરીને ઉચ્ચ સ્થિતિના મનુષ્યોને સહકારની જરૂર ક્વચિત જ લાગે છે આ પંથના સેવનથી ગરીબ માણસ પણ તવંગરના જેવા લાભ મેળવી શકે છે અને ઇશ્વરે બક્ષેલી શક્તિઓનો પૂર્ણ વિકાસ કરી શકે છે

## સહકારનો સિદ્ધાંત હિંદને અજાણ્યો ન હતો.

હજારો વર્ષો પહેલા–જગતના રાજકીય પુરુષોમા સર્વોત્તમ સ્થાન ભોગવનાર–ચાણક્યના વખતમા વેપારી મંડળો કે સંઘો ( trade guilds ) આપણા દેશમાં હતા વણજારાની પોઠોની ઉદારતા વિષેની, તેમની પ્રામાણિકતાની ને પરોપકાર વૃત્તિની વાતો હજુ પણ ગ્રામવાસીઓમા પ્રચલિત છે. હજુ પણ તેમણે બંધાવેલા નવાણો– વાવ કૂવા, સરોવરો

વગેરે—આ સાહિત્ય પરિષદની ભૂમિ નડિઆદ અને અન્ય સ્થળોમાં મોજુદ છે. નડિઆદ અને અન્યસ્થળોમા ચોકસ માહિતી મેં મેળવી નથી છતા પરગામના રિવાજોમાં પણ માન ધરવા પ્રમાણે પ્રાચીન હિંદમા સહકારના અસ્તિત્વના મજબૂત પુરાવા મળી આવશે. જમણવાર પ્રસંગે આ જમાનામા પણ વપરાતા "નાણાવટીની કુમ્ (કોમ)" "ગાંધીની કુમ (કોમ)" જેવા શબ્દો પ્રાચીન હિંદમા સહકારના અસ્તિત્વને સાબીત કરનાર સચોટ સ્મારક રૂપ ને અવશેષરૂપ પૂરાવા છે. કળિયુગમા સહકારની અગત્ય અદ્વિતીય મુસદ્દી ચાણક્ય-કૌટિલ્ય—નું અર્થશાસ્ત્ર પણ સ્વીકારે છે. "कलौ संघे........" આપણી જ્ઞાતિઓ પણ સહકારના સિદ્ધાંત ઉપર જ રચાયલી છે. આ બાબત ઝીણવટથી સમજી તે પ્રમાણે સહકારના ધોરણે પોતાનું નાવડું જ્ઞાતિઓ ચલાવ્યે જાય અને કુસંપ દૂર કરે તો ઉતાવળીયા સુધારક ગાડરીયા પ્રવાહનું અનુકરણ કરી બોલી જાય છે તેમ હિંદની જ્ઞાતિ વ્યવસ્થા હિંદના હિતને બાધક નહિ પણ સાધક જ નીવડે. મહાત્મા ગાંધીજીને પણ જરૂર પડયે આ અભિપ્રાય આપવો પડેલો. હિંદુ ધર્મશાસ્ત્રોમા માનવસમાજના ઐક્યનો સ્વીકાર કરેલો જ છે. ઉદારચરિત્રવાળા મનુષ્યો તો આખી દુનિયાને પોતાના કુટુંબ સમાન ગણે છે.

## સહકારના ઉચ્ચ હેતુ.

સહકાર ઘણા ઉચ્ચ આદર્શો સમાજ સમક્ષ મૂકે છે. આર્થિક સ્થિતિ સુધારવામાં જ સહકારનો હેતુ પરિપૂર્ણ થતો નથી. કેળવણીનો પ્રસાર, નૈતિક સદ્‌ગુણોનો નાશ અને સમાજમા ઐક્યનો વધારો આ બધા આદર્શો કે ધ્યેયો સહકારથી સધય છે. આ પરિષદને અંગે પણ મારી નમ્ર સૂચના છે કે વિદ્વાનોમા પક્ષ પડે તેના કરતા તેઓ સહકાર સાધે તો તેઓ ગુજરાતી સાહિત્યનું હિત વધારે જલદીથી ને સરળતાથી સાધી શકે રાજકીય ક્ષેત્રમા પણ રાજ્ય કરનાર પરદેશી સના હિંદ જેવા મહાન પણ સહકારના સિદ્ધાંતને ભૂલી જનાર દેશ પર લાંબા વખત સુધી રાજ્ય કરી શકે તે સ્વાભાવિક છે. આથી સ્પષ્ટ સમજાય છે કે જ્યા ત્યા સહકારની જરૂર છે જ. સમાજ એટલે સહકારની મૂર્તિ. વયે પહોંચેલા મનુષ્યોને કેળવણી, નાના ગામડાને પણ પુસ્તકાલયોનો અમૂલ્ય લાભ, ગ્રામ્ય તંદુરસ્તીનો સુધારો આ સર્વ બાબતો સહકારથી શક્ય છે. આ માર્ગના સ્વીકારથી દારૂનુ તથા અન્ય વસ્તુઓનું વ્યસન નાબુદ કરી શકાય એટલુંજ નહિ, પણ અદાલતોના સેવનનું વ્યસન પણ ઓછું કરી શકાય. ભૂતકાળમા ગ્રામ્ય પંચાયતો ને લવાદ મડળો હજારો તકરારોનો નીવેડો શાંતિથી, વગર ખર્ચે અને કડવાશની લાગણી પેદા કર્યા સિવાય લાવી શકતા "પંચે કહ્યો પરમેશ્વરે કાજી પામે ના જતા" એ શિખામણ કેટલી બધી અમૂલ્ય છે? સહકારના સિદ્ધાંતને કેવો સરસ ટેકો આપે છે? ત્યારે સહકારથી કઇ વસ્તુ અલભ્ય છે? કોઇપણ નહીં. હિત વિરોધી સાથે જ અસહકાર અમલમા મૂકવાનો છે. "ભક્તિ વગર આત્માની મુક્તિ નથી, સહકાર વગર સમાજની મૂક્તિ નથી" એ વાત કોઇએ ભૂલવાની નથી

## હિંદના ખેડૂતની સ્થિતિ.

કુદરતના વિરોધી વાતાવરણમા ઘણાજ જુજ પ્રમાણમા ખેતી કરનાર પણ કોયલા ને લોઢાની ખાણોની આવક પર ઝઝુમનાર ઇગ્લાડ જેવા દેશો માખણ, મલાઈ ને મિષ્ટાન્ન ઉડાવે; જ્યારે મોટે ભાગે કુદરતના અનુકૂળ સંયોગોમા ખેતી કરનાર અને ઢોર ઉછેરનાર ખેડૂતવર્ગ પાતળી છાશ સાથે લૂખો રોટલો આમળે; એ કેટલુ બધુ આશ્ચર્યજનક! આપણા દેશના ખેડૂતોને નાણાની ઘણી જ મોટી જરૂર છે. ખેડૂતવર્ગનો ઘણો મોટો ભાગ દેવામા ડુબેલો છે. નાણા ઉછીના લેવામા કઇ ખોટું નથી; પણ બીન જરૂરી રૂઢિઓને આધીન થઇ પૈસા વેડફી મારવા માટે દેવું કરવુ તે મૂર્ખાઇની પરિસીમાએ પહોચેલ માણસનું કાર્ય છે. આવુ દેવુ કરવામા આપણા દેશનો અભણ અને અજ્ઞાન વર્ગ જરાપણ આચકો ખાતો નથી વ્યાજલાલચુ પૈસા ધીરનાર શાહુકારો પોતે ધીરેલા પૈસાનો કેવો ઉપયોગ થાય છે તે તરફ સાધારણ રીતે બેદરકાર હોય છે ઘણાખરાનો ઉદ્દેશ ખેડૂતને દેવામા ડૂબાડી તેમની જમીન તથા બીજી મીલ્કત ધીરે ધીરે પચાવી પડવાનો હોય છે તેમણે ઠોકી બેસાડેલો (ઠરાવેલો) વ્યાજનો દર એટલો બધો બારે હોય છે કે દેવાદાર વ્યાજ પણ પરાણે ભરી શકે. મુદ્દલ રકમ પાછી વાળવી તે તો ઘણાખરાને માટે અશકય જ થઈ પડે છે. પોતાને ભોગવવી પડતી પીડાના કારણથી અજ્ઞાત અને શાહુકારના પંજામાથી છૂટવાને અશક્ત ખેડૂત ઘણી વખત અપ્રમાણિક બનવા પ્રેરાય છે–કેટલીક વખતે અનીતિના અનિષ્ટ રસ્તે જાય છે. હિસાબ રાખતા તેને આવડતો નથી, વખતસર ઠરાવેલા હપ્તા પણ નિયમિત રીતે તેનાથી ભરી શકાતા નથી આખરે લાલચુ શાહુકારનો હેતુ પાર પડે છે.

## આંટ વધારનારી સહકારી મંડળીઓ.

ઉપર કહેલી કફોડી સ્થિતિમાથી ખેડૂતોને મુક્ત કરવા જર્મનીમા રેફેસને (Raffeisen) શરૂ કરેલી આટ વધારનારી સહકારી મંડળાઓના ધોરણ મુજબ, આપણા દેશમા પણ સહકારી મંડળીઓ સ્થાપવામા આવી છે. આ સસ્થાઓ સાધારણ રીતે નીચે મુજબ, નિયમો પ્રમાણે ચલાવવામા આવે છે

(૧) મંડળી અનિયમિત જવાબદારી (Unlimited liability) )નો સિદ્ધાત સ્વીકારે અર્થાત્ હરકોઇ સભાસદ આખી સંસ્થાના દેવા માટે જવાબદાર રહે છે આ નિયમથી નવા સભાસદો દાખલ કરતી વખતે ખાસ કાળજી રખાય છે. ઉડાઉ, વ્યસની તેમજ ચારિત્ર્ય વગરના મનુષ્યોનો સભાસદ તરીકે સ્વીકાર થતો નથી. ઉછીના આપેલા પૈસાનો કેવો ઉપયોગ થાય છે તે બાબત સભાસદો એક બીજા ઉપર પૂરતી દેખરેખ રાખે છે. અનિયમિત જવાબદારીને લઇ સંસ્થાને નાણા મેળવવામા ઘણી સુગમતા થાય છે.

(૨) ફક્ત સભાસદોને જ નાણા ઉછીના આપવામા આવે છે.

(૩) જરૂરી અને યોગ્ય કાર્યો માટે જ માગણી કરેલી રકમ મંજુર કરવામાં આવે છે. આપેલાં નાણાંનો ગેરઉપયોગ થતો માલમ પડે તો કોઇ પણ વખતે ધીરેલી રકમ પાછી માગવાને મંડળી અખત્યાર ધરાવે છે.

(૪) ધીરેલી રકમ એકી સાથે અગર હપ્તાથી પાછી ભરી શકાય છે. પરંતુ ઠરાવેલા ધોરણ મુજબ જ નાણું પાછું ભરવાની દેવાદાર સભાસદોને ખાસ ફરજ પાડવામાં આવે છે.

(૫) શરૂઆતમાં દશવર્ષ સુધી મંડળીના કામકાજથી થતો નફો જાથુ ફંડ (Reserve fund) ખાતે જમા કરવામા આવે છે. ત્યારબાદ નફાના ૨૫ ટકા જાથુ ફંડ ખાતે જમા કર્યા પછી દશ ટકાથી વધુ નહિ એવો-વસુલ થયલી થાપણ ઉપર-નફો જાહેર કરવામાં આવે છે.

(૬) મંડળીના કાર્યવાહકો પોતાના કામ બદલ કંઇપણ મહેનતાણું લેતા નથી

(૭) સભાસદો પોતાની આવકમાથી કરકસર વડે નાણું બચાવે તે માટે તેમને ઉત્તેજન અપાય છે.

(૮) સર્વ સભાસદોને મંડળીના કાર્યમા પૂરતો ભાગ લેવાને સરખો હક્ક છે—અર્થાત્ મંડળીનું બંધારણ પ્રજાકીય છે.

રૈફેસને શરૂ કરેલી આદર્શ મંડળીમાં નફો વહેંચવાની સખ્ત મના હતી; પરંતુ નફો મેળવવાની વૃત્તિ અર્વાચીન સમાજમા ઘણી જ સાધારણ છે ફળની આશા કે લોભ વગર નિષ્કામવૃત્તિથી કાર્ય કરનારા વીરલા જ હોય છે. સામાન્ય મનુષ્યની વૃત્તિનું આ લક્ષણ ધ્યાનમા રાખીને જ અમુક મુદત પછી-મંડળી પગભર રહેવાની ખાતરી થયા પછી—નફો વહેંચવાની રજા આપણા દેશના સહકારી કાયદાઓ (ઈ. સ ૧૯૦૪, ૧૯૧૨, ૧૯૨૫) આપે છે. અનિયમિત જવાબદારીના ધોરણ પર હિંદુસ્તાનની ગ્રામ્ય (Rural) સહકારી સંસ્થાઓ ચાલે છે; પણ શહેરોમા એક બીજા સાથેનો સંબંધ ગામડાં જેટલો ગાઢો ન હોવાને લીધે નિયમિત જવાબદારીની મંડળીઓ સ્થાપવાની રજા પણ આપવામાં આવે છે. (નિયમિત જવાબદારીનો સિદ્ધાંત ઉપર બતાવેલ અનિયમિત જવાબદારીથી ઉલટો છે તેમા દરેક સભાસદ પોતાના ભાગ-શેર-જેટલો જ જવાબદાર રહે છે. સંસ્થાના બધા દેવા માટે તે જવાબદાર નથી.) ગામડાંમા કેળવાયલા વર્ગની સંખ્યા ઘણી જ ઓછી હોય છે. સમાજસેવા માટે તત્પર રહે તેવા કેળવાયલા વર્ગની સંખ્યા તો તેથી પણ ઓછી હોય છે. તેવા સંયોગોમા સહકારી મંડળીના કાર્યવાહકને પગાર પણ આપવો પડે છે.

પોતાના કાર્ય માટે આવા પ્રકારની મંડળીઓ નીચે બતાવેલા તમામ અથવા હરકોઇ પ્રકારે ભંડોળ ઉભું કરે છેઃ—

(અ) ઉઘરાણાથી તથા દાખલ થવાની ફીથી.
(બ) શેરો કાઢીને.
(ક) સભાસદો પાસેથી થાપણો લઇને.
(ડ) સભાસદો ન હોય તેવા પાસેથી જરૂર પડયે નાણાં કરજે કાઢીને.
(ઇ) ફરજીઆત બચતથી.

## સહકારી ભડાર

આવી સસ્થાઓ પહેલ વહેલી ઇગ્લેન્ડમા ૧૮મી સદીની અધવચમા સ્થપાની કામદાર વર્ગ, કારકુનો અને અન્ય મધ્યમ સ્થિતિના લોકોમા આ યોજના એટલી બધી માનીતી થઇ પડી છે, કે અત્યારે ઇગ્લેડમા તેવા ભડારોની ઘણી જ મોટી સખ્યા અસ્તિત્વ ધરાવે છે "રૉશડેલ ( Roschdale ) નામના ગામે આવી સસ્થા પહેલ વહેલી સ્થાપવામા આગળ પડતો ભાગ લીધેલો હોવાથી આ સસ્થાઓ "રૉશડેલ ભડાર' એવા નામથી પણ ઓળખાય છે ઇગ્લેડ સિવાય જર્મની, ફ્રાન્સ, અમેરિકા જેવા દુનિયાના બીજા ભાગોમા પણ સહકારી ભડારોની એક મોટી સખ્યા માલમ પડે છે આપણા દેશમા તેઓની સખ્યા પૂરી એક હજારની પણ નથી આવા ભડારોના અસ્તિત્વથી આપણા દેશના ખેડૂત તેમજ કામદાર વર્ગો ઘણા લાભ મેળવી શકે તેમ છે શાળા અને કોલેજોના વિદ્યાર્થીઓ પણ સ્ટેશનરી, પુસ્તકો વગેરે માટે સહકારી ભડારની યોજનાથી આર્થિક તેમજ વ્યવસ્થા કરવાની શક્તિ પ્રાપ્ત કરવાના લાભો મેળવી શકે આવી સસ્થાઓ મારફત ગરીબ લોકો પોતાની જરૂરની વસ્તુઓ સસ્તી તેમજ સારી મેળવી શકે છે (હિંદુસ્તાનના મુબઇ, કલકત્તા જેવા શહેરોમા સહકારી ભડારની સસ્થાઓનો પ્રત્યક્ષ અનુભવ મળી શકશે ગુજરાત કોલેજને અગે સ્થપાયલા સહકારી મડળી પરથી વિદ્યાર્થીઓની તે દિશાની પ્રગતિનો ખ્યાલ ને માર્ગદર્શનનો બોધ મળી શકશે)

સહકારી ભડારો નીચે દર્શાવેલ નિયમો મુજબ ચલાવવામા આવે છે –

(૧) માલની વેચાણ કિમત બજારભાવથી ઓછી રાખવી નહિ

(૨) વર્ષ આખરે ભાડુ, નોકર ખર્ચ, અકસ્માત ફડ વગેરે માટે યોગ્ય સલક ક્યા પછી વધતો નફો સભાસદોને તેમણે ખરીદેલા માલની કિમતના પ્રમાણમા વહેચી આપવો

(૩) સભાસદો ન હોય તેવી વ્યક્તિઓને પણ માલ વેચી શકાય, પરતુ તેમના હિસ્સામા આવતો નફો તેમને રોકડો ન આપતા તેમને ખાતે જમા કરવો અને જ્યારે થાપણના એક ભાગ( Share શેર )ની બરાબર તે થાય ત્યારે તેવી વ્યક્તિઓ આપોઆપ સભાસદ બની શકે આ નિયમથી સસ્થાનુ કાર્યક્ષેત્ર ઘણુ બહોળુ કરી શકાય છે

(૪) માલ રોકડા પૈસાથી જ વેચાવો જોઇએ.

## દૂધ વેચનારી સહકારી મડળીઓ.

ચોકખુ દૂધ મેળવવાની મુશ્કેલીઓ હિંદુસ્તાનના શહેરોમા હવે સામાન્ય થઇ પડી છે દૂધના સચા દ્વારા "ઘરના છોકરા ઘટી ચાટે ને ઉપાધ્યાને આટો' એ કહેવતનુ રહસ્ય ન સમજવાથી પરદેશ મોકલાતા માખણ મલાઇના કારણે, ચાની હદ ઉપરાતની હિંદમા ફેલાયલી બદીને કારણે દૂધ વેચનારની અપ્રામાણિકતાને લીધે માસ મળે દેશમા તથા પરદેશમા થતી રોગોની ભરતને અને ઢોર ઉછેરનારની નિર્ધનતા તથા અજ્ઞાનતાના કારણે આ મુશ્કેલી દિન પ્રતિદિન વધતી જાય છે સુધરાઇના અમલદારોના સખ્ત જાપ્તા

છતાં પાણીના મિશ્રણવાળું તેમજ પોષક તત્ત્વો કાઢી લીધેલું દૂધ જ ઘણું ખરું આપણાં શહેરોમા વેચાય છે ને વપરાય છે દૂધ સર્વોત્તમ ખોરાક છે છતાં આવા દૂધથી ફાયદાને બદલે નુકસાન જ થાય છે "ન મામા કરતા કહેણા મામા સારા" એ આદર્શને તંદુરસ્તીનો સવાલ ચર્ચાતો હોય ત્યા નભાવી લેવાય નહિ ભયંકર રોગોનો ફેલાવો કરવામા ખરાબ દૂધ મદદરૂપ થાય છે માતા ધાવણના અભાવના અથવા માતા રોગી હોય તે પ્રસંગે નાના બાળકને માટે દૂધ જેવો બીજો કોઈ પણ ઉત્તમ ખોરાક નથી. આ દિશામા સહકારી મંડળીઓ ઘણું કરી શકે તેમ છે મોટરો, ઘોડાગાડીઓ રાખવા કરતા તથા માત્ર કુતરા પાળવા કરતા ઢોરોની સારી ઓલાદ ઉછેરી ગાયો પાળવામા જ હિંદુસ્તાનનું વધુ હિત સમાયું છે, તે વાત પણ હિંદના ગરીબ ને ખાસ કરીને શ્રીમંત વર્ગે ભૂલી જવાની નથી સારા દૂધની વ્યવસ્થા માટે આપણા દેશમા પણ કાશી, કલકત્તા, લખનૌ વગેરે શહેરોમા સ્થપાયલી દૂધ વેચનાર સહકારી મંડળીઓ સમાજની સરસ સેવા બજાવે છે બીજા શહેરોએ તેનું અનુકરણ કરવું જોઈએ "જાગ્યા ત્યાંથી સવાર" એ સૂત્રને અનુસર્યા વગર હવે છૂટકો નથી. મોટા શહેર નજીકનું કોઈપણ ગામ સારા કાર્યવાહકોની દેખરેખ નીચે, નીચે બતાવેલી યોજનાથી સારો લાભ મેળવી શકે છે

સંસ્થા તરફથી નક્કી કરેલા સ્થળે ઢોરના માલીકો પોતાના ઢોર દોહોવડાવી જાય, સંસ્થાનાજ મકાનમા દૂધ કઢાવ્યાથી તેમા પાણીનું મિશ્રણ કરવાની કે તેમાંથી પોષક તત્ત્વો કાઢી લેવાની તક ઢોરના માલીકોને મળતી નથી વળી સંસ્થા તરફથી વેચાતા દૂધ માટે શહેરમા સારો વિશ્વાસ ઉત્પન્ન થશે. દરેક વ્યક્તિ તરફથી કેટલું દૂધ આવ્યું તેની બરાબર નોંધ રખાવી જોઈએ સ્વચ્છ વાસણમા દૂધ ભરીને તથા તેને બરાબર ઢાંકીને ગાડી અગર મોટર મારફતે શહેરના જુદા જુદા વિભાગમા વેચી શકાય.

### એક જથ્થે મોટા વિસ્તારવાળા ખેતરોની વ્યવસ્થા કરી આપનારી સહકારી મંડળીઓ.

ખેડૂતને તેની માલેકીના એકબીજાથી વધારે દૂર એવા ઘણા નાના ખેતરો હોય તેના કરતા તે બધા ખેતરોના એકત્ર વિસ્તાર જેટલું એક મોટું ખેતર એકજ સ્થળે મળે તે આર્થિક દૃષ્ટિથી વધારે ફાયદાકારક થઈ પડે છે નાના છૂટા છૂટા ખેતરોથી થતું નુકસાન આપણે પૂર્ણ રીતે સમજવા જેવું છે

(૧) એકબીજાથી દૂર એવા ઘણા ખેતરોના માલીકને અવરજવરમા ઘણો વખત નકામો ગાળવો પડે છે પાક ઉપર રાખવી જોઈતી પૂરતી સંભાળ તે રાખી શકતો નથી

(૨) જુદીજુદી વાડો કરવામા જમીનનો ઘણો ભાગ બીન ઉપયોગી રીતે વપરાઈ જાય છે

(૩) ખેતર મોટું હોય તોજ ખેડૂત પોતાના ઢોર સાથે ખેતરમા રહી શકે છે અને છાણ વગેરેનો પૂરો લાભ ખાતરમા લઈ શકે છે, પણ તે બહાર રહે તો ખાતરનો મોટો ભાગ નકામો જાય છે

(૪) વધારે સ્થળે વખતનો વ્યય થવાથી કૌટુમ્બિક સુખશાંતિનો તથા બાળકોને યોગ્ય કેળવણી આપી તેની ઉન્નતિ સાધવાનો વિચાર કરવાનો લાભ જોઈએ તેવો તેને મળતો નથી

(૫) કૂવો ખોદાવવો, ભારે કિંમતના ખેતીને ઉપયોગી વિનાયતી ઓજારો ખરીદવા વગેરે ખેતી વિષયક અનુકૂળ વ્યવસ્થાઓ ખેતર મોટા વિસ્તારવાળુ હોય તો જ ફાયદાકારક નીવડે છે.

(૬) મોટા ખેતર કરતા નાના ખેતરોમા વાવેતર કરવા માટે પ્રમાણમા મૂડી વધારે રોકવી પડે છે

સહકારથી નાના ખેતરોને એકત્ર કરવાની યોજના સફળ થઈ શકે તે ઘણાને સ્વપ્નવત લાગતુ હશે પરતુ લ્યુબર્ટ કૅલ્વર્ટે પજાબમા પ્રયોગ કરી બતાવ્યુ છે કે સહકારથી આ કાર્ય સાધી શકાય છે વડોદરા રાજ્યમા પણ આના કાર્યની શરૂઆત થઇ છે સોખડાની સહકારી મડળીના પ્રયાસથી એક વર્ષ જેટલા ટૂકા સમયમા તે ગામના ખેતરોની સખ્યા ૨૧૪ ઉપરથી ઘટીને ૧૪૯ થઈ છે દરેક ખેતરનો વિસ્તાર ૩ વીઘાથી વધીને સરેરાસ ૫ વીઘા જેટલો થયો છે ગુજરાતમા આ અખતરો પ્રથમ જ હોવાથી તેનું પરિણામ સતોષકારક જ ગણાય

ખેતીપ્રધાન દેશનુ ઢોરો એ મહાન ધન ગણતુ અને ગણાવુ જોઇએ નદ રાજાને ત્યા નવલખ ગાયો" જેવી પક્તિમા પ્રાચીન હિંદના પશુધનની ખરી ઝાખી થાય છે ગોપાલન કરનાર ગોપાળ શ્રી કૃષ્ણ હિંદુઓના પૂર્ણ કળાધારી પરમાત્મા છે અસલના ક્ષત્રિય રાજાઓ ને તેમના હાલના વશજો તથા તથા કેટલાક આચાર્યોને ' ગૌબ્રાહ્મણપ્રતિપાળ કે ગોસ્વામી "ના લગાડાતા બીરદનુ મહત્વ જતુ રહેવા લાગ્યુ છે ' દુષ્કાળ પડતા પૃથ્વી ગાયનુ સ્વરૂપ ધારણ કરી ધર્મરાજાને ફરિયાદ કરે એ આખ્યાયિકાનુ રહસ્ય પ્રાચીન હિંદને સમજ્યા વગર ચાલવાનું નથી

ખેડૂતને ઢોર સિવાય તો ચાલે જ નહિ પણ હાલમા હિંદના સાધારણ સ્થિતિના ખેડૂત પાસે એક અગર બે બળદથી વધારે ઢોર ક્વચિત જ હશે અકસ્માતથી અગર રોગથી એકાદ બળદ મરણ પામે તો ખેતીના કાર્યમા ગરીબ ખેડૂતને ભારે અગવડ પડે છે નવો બળદ વેચાતો લાવવા જેટના પૈસા તેની પાસે ભાગ્યે જ સિલકમા હોય છે બળદનો વિમો ઉતરાવેલા હોય તો તેવા પ્રસગે ખેડૂતને ચિંતા કરવાની જરૂર રહે નહિ બ્રહ્મદેશમા ઢોરનો વિમો ઉતારનારી સહકારી મડળીએ સારૂ કાર્ય કરી રહી છે

ટ્રેક્ટર જેવા કીમતી પણ ઘણી અગત્યના ખેતીના સાધનો સહકારી મડળીઓ મારફતે સહેલાઇથી વેચાતા મગાવીને વાપરી શકાય ઢોરોની ઓલાદ સુધારાવી ઉત્તમ બી મેળવવા તેમજ પકવવા, ખેતી વિષયક નવીન અખતરા અજમાવવા, વિનાયતી ખાતરો નફો ખાનારી એજન્સિ વગર પરભાર્યા મગાવવા, પકવેલુ અનાજ યોગ્ય નફે જથાબધ વેચવુ આ સર્વ કાર્યો સાધારણ સ્થિતિનો ખેડૂત પોતાની મેળે એકલો સારી રીતે કરી શકે નહિ પરતુ પોતાના જેવા બીજા ખેડૂતો જોડે સહકાર કરી ઘણા અગત્યના લાભો તે મેળવી શકે સપ, સગઠન કે સહકાર શુ ન કરી શકે ?

સહકારી હિલચાલ ફતેહમંદ થાય તે માટે સરકાર તરફથી પણ ખાસ કાળજી અને વ્યવસ્થા રખાય છે. સહકારી મંડળીઓનો નફો આવક વેરામાંથી મુક્ત હોય છે. તેમની લહેણી પડતી રકમો વસુલ કરવામાં સરકાર તરફથી સવડ મળે છે. આ હિલચાલ ઉપર યોગ્ય દેખરેખ રાખવા દરેક પ્રાંતમાં ( વિભાગમાં ) સહકારી અધિકારીના હાથ નીચે સહકારી ખાતું ચલાવવામાં આવે છે. આ ખાતા તરફથી સહકારી મંડળીઓની વખતો વખત તપાસણી થાય છે અને જે મંડળીઓ બરાબર ચાલતી નથી તેમને મંડળીઓની યાદીમાંથી બાતલ કરવામાં આવે છે. વિશેષમાં સહકારના પ્રચાર માટે અન્ય પ્રવૃત્તિ પણ આ ખાતું ચલાવે છે.

સહકારનો પંથ નીચેના સિદ્ધાંતો ઉપર રચાયલો છે.

(૧) સમાજની ઉત્પત્તિ સહકારથી જ છે.

" સૃષ્ટિ સમે સૌ માનવી વસતાં વન મોઝાર,
એક બીજાની સહાયથી બન્યાં ભલાં ઘરબાર "

એ સાદી પણ સચોટ પંક્તિઓ સમાજના ઉંડા પાયાનું અચૂક દિગ્દર્શન કરાવે છે.

(૨) સંપ ત્યાં જંપ. સહકાર્યથી ફતેહ છે.

(૩) તમારા પાડોશીનો વિશ્વાસ રાખો—અને તેનું ભલું ચાહો. સમાજનું ભલું તાકી તમારો સ્વાર્થ સુધારો.

(૪) કરકસરનો ઉમદા ગુણ શીખો. આપણામાં કહેવત છે કે " ત્રેવડ ત્રીજો ભાઇ " દુઃખના સમયમાં આ ઉમદા ગુણ તમને મહાન આશીર્વાદ સમાન થઈ પડશે.

(૫) બીનઉપયોગી તેમજ ઉડાઉ ખર્ચ માટે દેવું કરતા નહિ.

(૬) નાણું પાછું આપવામા તમારૂં વચન તમે પાળો. તમારી આંટને–શાખને–જોખમમાં આવવા દેશો નહિ. " લાખ મળશે પણ શાખ નહિ મળે. " સારા નામની કિંમત ઘણી જ છે.

(૭) અદાલતમાં જવાનું વ્યસન ઓછું કરો. વકીલના કરતાં નિષ્પક્ષપાત પંચને વધારે માન આપો. આપણામાં કહેવત છે કે " પંચ તે પરમેશ્વર. "

(૮) તમારૂં જીવન નીતિમય તેમજ ઉચ્ચ આદર્શવાળું બનાવો.

(૯) સહકારી સંસ્થાઓનો સંઘ સાધો. તમારી સર્વ શક્તિઓનો પૂર્ણ ઉપયોગ કરો.

(૧૦) સમાધાન જીત કરતાં વધારે ઉમદા છે તે વાત કદિ પણ ભૂલશો નહિ.

(૧૧) રેઈસનના સિદ્ધાંતો સમજો અને તમારા દેશને માફક આવે તેવા ફેરફારો સાથે અમલમાં મૂકો.

રતિલાલ મોહનલાલ શાહ.

# નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્,

## નડિઆદ

વિજ્ઞાનવિભાગના

પ્રમુખ–

ડૉ કુંવરજી જી. નાયકનું

# ભાષણ.

સાહિત્યરસિક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

ગઈ સાહિત્યપરિષદ્ વખતે, મને એક ઉપપ્રમુખ તરીકે સાહિત્યપરિષદ્‌નાં વિજ્ઞાન-વિભાગને શોભાવવાને ચુંટી કાઢવામા આવ્યો હતો તે વખતે મને લાગેલું કે હું એ સ્થાન માટે જોઈએ તેવો લાયક ન્હોતો. ઉપપ્રમુખ તરીકે મારે સાહિત્યપરિષદ્‌ને અંગે વિશેષ જોખમદારી ખેડવાની ન્હોતી, એમ સમજી એ પદને નિર્ભયપણે સ્વીકારેલું અને તે વખતે મારા પ્રિય વિષય રસાયણશાસ્ત્રને લગતો એક નિબંધ મેં સાહિત્યપરિષદ્‌મા, વાચેલો લગભગ દોઢ વર્ષના અંતરાય પછી મારા સહકાર્યકર પ્રોફેસર બ. ક. ઠાકોરે મિત્રભાવે એક વખત વાતમા જણાવ્યું કે એ નિબંધ વેપારીમંડળની સભા સમક્ષ વાચ્યો હોત તો વધારે બંધ બેસતો થઇ પડત તે સમયથી આજદિન સુધીમા મારી સાહિત્યરસિક તરીકેની લાયકાતમા ખાસ વિશેષતા થએલી મને લાગતી નથી, છતા સાહિત્યપ્રિય રસિકજનોએ આ વખતે મને પ્રમુખપદે બેસવાને શા માટે નિમંત્રણ કર્યું એ મારાથી સમજાતું નથી. આપણા સત્કારમંડળે આ પદે મને નિયુક્ત કર્યો ને એકાદ અઠવાડીયુ થયું હશે એટલામા, પ્રૉફેસર ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા તરફથી મને એક પત્ર મળ્યો. તેમા એમણે એ પદ માટે મને નિમંત્રણ મળ્યું તે બાબત અભિનંદન આપ્યા ઉપરાત, આશા બાંધી કે વિજ્ઞાનવિભાગમા મારા પ્રમુખપદ નીચે કાંઇ વિશેષ સંગીન કાર્ય થશે. આ આશા કેટલે અંશે ફળીભૂત થાય છે તેનો ખ્યાલ આવતી સાહિત્યપરિષદ્‌જ કરશે. જે કોયડો ૪૦ વર્ષ પૂર્વે ( ૧૮૮૮ ) મારા માનનીય સદ્‌ગત પ્રોફેસર ટી. કે. ગજ્જર સાહેબથી ન ઉકેલાયો, તે કોયડો ઉકેલવાને હું સમર્થ નીવડું એવી મને ઘણીજ થોડી આશા છે. છતા મારા અંગત મિત્રો જેને મારી ત્રુટિઓ જોેઈજ નથી, તેઓએ મને પ્રમુખપદ સ્વીકારવા આગ્રહ કર્યાથી બહુજ આનાકાની સાથે મેં એ પદ સ્વીકાર્યું છે. એ પદે મને નિયોજવા માટે, આપના સત્કાર-મંડળને હું આભારી છુ.

નડિઆદનું પ્રથમ દર્શન કરવાનું સદ્‌ભાગ્ય મને આજથી છએક વર્ષ પર પ્રાપ્ત થયું હતું, અને તે પણ મારી પત્નીની બીમારીને અંગે નડિઆદ હૉસ્પીટલમા રહેવાનું હતું તે વખતે ત્યારપછી ગયે વર્ષે પણ દીવાળીના પ્રસંગમા હું નડિઆદમા ગયો હતો. ગુર્જરરત્ન મર્હુમ ગોવર્ધનરામભાઇનો થોડો અંગત પરિચય મને મારી ઓગણીસ વર્ષની કાચી ઉમ્મરે; મર્હુમ વિખ્યાત રસાયણશાસ્ત્રી પ્રો. ટી. કે. ગજ્જરને ત્યા થયો હતો. મર્હુમ સાક્ષરરત્ન ગોવર્ધનરામભાઇના હાથથી લખાએલી, શિષ્ટ સાહિત્યમા ચિરંજીવી થએલી સરસ્વતીચંદ્રની અનુપમ નવલકથા, તે વખતે મેં વાચેલી એ નવલકથાએ મારા જીવનમા કુમળાશ અને મીઠાશ અત્યાર સુધી અવિચ્છિન્ન ભાવે ભરેલી રાખી છે અને એ ઋણ જન-સમાજ આગળ કબૂલ કરવાનો, મને આજે સુયોગ પ્રાપ્ત થયો છે એ મારૂં સદ્‌ભાગ્ય સમજુ છું. ગોવર્ધનરામભાઇનુ નડિઆદ કેવું હશે, એમા એવા બીજાં કેટલા છુપાએલા રત્નો હશે, વગેરે બાબતોનો તર્કવિતર્ક નાનપણથીજ મને થયા કરતો હતો. નડિઆદની પુનિત ભૂમિમા આવે

કયો પાક ઉગાડાય, એ પણ ચોક્કસ કરવાના સાધનો અસ્તિત્વમા છે. એટલે દેશને આના સંજોગોમા જમીન ઉત્પન્નમાથી વધારેમા વધારે આવક થાય એ ચોક્કસ વિજ્ઞાનશાસ્ત્રીઓની સંશોધક બુદ્ધિ આ બાબતમા પણ કેટલી મદદગાર થઇ છે તેનો દાખલો ટાકું. સને ૧૯૨૩મા હવાઈના ટાપુમાથી લગભગ છ કરોડ રૂપીઆના અનનાસ ઉગાડીને બહાર મોકલવામા આવ્યા હતા આ ઉદ્યોગ એક નાની શોધખોળને આધારે જામ્યો. હવાઇ ટાપુની જમીનમા અનનાસો સારા થતા પણ પીળો પડી જતા એનુ કારણ વિજ્ઞાનશાસ્ત્રીઓએ ખોળી કાઢ્યુ. તેઓને માલમ પડ્યુ કે તે જમીનને લોખંડના સત્વની ભૂખ રહી જાય છે. વળી એ સત્વ જમીનમા નાખવાથી પણ પાકને પહોચી શકતું નથી વિશેષ અખતરાઓ કરવાથી એવું જણાયુ કે જમીનમા લોખંડનો ખાર નાખવા કરતા, તે ખારને પાણીમા પીગળાવી અનનાસના છોડના પાદડાઓ ઉપર છાટવાથી આ રોગ મટી જાય છે આમ થયા પછી આ ધધો ત્યા ખૂબ જામ્યો

કેટલાક વખત ઉપર ન્યુઝીલેન્ડમા ઘેટા અને ઢોરોમા એક જાતનો રોગ ચાલ્યો, જેથી ઢોરો સુકાઇ જઇ ધીમે ધીમે મરી જવા લાગ્યા. વિજ્ઞાનની નજરે ખોળતા એવુ માલમ પડ્યુ કે મેદાનોમા કે ખેતરોમા ઢોરો ચરવા જતા ત્યાની જમીનમા લોખંડી સત્વ તથા બીજા અમુક ખારોનો અભાવ માલમ પડ્યો લોખંડના તેમજ બીજા કેટલાક ખારો તે જમીન પર છાટતાજ, ઢોરોમાથી આ રોગ ધીમે ધીમે સચોટ નાબૂદ થઈ ગયો.

હવામા ઉડતા વીમાનોને, મોટી ઉચાઈ પરથી અચાનક એન્જીન બંધ પડી જવાથી નીચે પડી ભયંકર અકસ્માત્ થતા આપણે સાભળીએ છીએ. પૃથ્વી પરની સાધારણ પ્રયોગશાળામા એના કારણો તપાસતા કાઇ ફત્તેહ મળી નહિ એટલે, એવા એન્જીનમાં હવાની આટલી ઉચાઇને લઇને શા શા વિચિત્ર ફેરફારો થાય છે, એનો અભ્યાસ કરવાને માટે ઉચા પહાડો પર એન્જીન વગેરેને લઇને જવાની જરૂર જણાઇ પણ આથી તો જે પહાડ પર આ શોધખોળ થાય તેટલીજ ઉચાઇએથી શુ ફેરફાર થાય તેનુંજ માત્ર જ્ઞાન મળે જો પહાડ ૨૫૦૦૦ ફીટ ઉંચો હોય તો ૨૫૦૦૦ ફીટ પર રહેલી હવા એરોપ્લેનના એન્જીનમા શુ શુ ફેરફાર કરી શકે, એટલુજ શોધી શકાય, પણ ૩૦,૦૦૦ ફીટ પર કેવી સ્થિતિ ઉત્પન્ન થાય, તે કહી શકાય નહિ. વિમાની, અમુક ઉચાઇએ તેને નડેલી અડચણોનો ખ્યાલ જો વિજ્ઞાનશાસ્ત્રીને આપે, તો વિજ્ઞાનશાસ્ત્રીઓ, એટલે ઉચે આવેલી હવાના દબાણની, ગરમીની, વગેરેની આટલી ઉંચાઇએ શી સ્થિતિ હોય તે સ્થિતિ પોતાની પ્રયોગશાળાઓ ઉભી કરી, નવા પ્રયોગો આદરી, એ અડચણો દૂર કરવાને પ્રયોગશાળામા સાધનો ઉભા કરી શકે આવા સાધનો આજે વિજ્ઞાનશાસ્ત્રીઓએ ઉભા કર્યા છે અને શોધખોળો પૂર જોસમા ચાલે છે પરિણામે ભવિષ્યમા દિન પર દિન હવાઇ વિમાનો મારફતે મુસાફરી, તેમજ વેપારરોજગાર, વધારે સરળતાથી અને સસ્તી રીતે થઇ શકશે, મુસાફરીનુ અતર ઓછુ થશે, વખતનો બચાવ થશે અને રેલ્વે વગેરેને લગતાં સાધનોને અગે થતો ખર્ચ બચી જશે

સાધારણ રીતે જ્યારે કોઈ પણ પદાર્થ બળે છે અને તે વખતે ઑક્સીજનનું પ્રમાણ ઓછું હોય છે, ત્યારે ધુમાડો પેદા થાય છે; અને તેમાં "એથીલીન" ગૅસ ઓછાવત્તા પ્રમાણમાં ઉદ્દભવે છે. ઘણાં વર્ષો સુધી ગ્યાસતેલના સ્ટવો કેલીફોર્નિયામાં લીંબુ પકવવામાં અને તેમને પીળો રંગ આપવામાં વપરાતા હતા. થોડાં વર્ષો ઉપર વિજ્ઞાનશાસ્ત્રીઓએ શોધી કાઢ્યું કે આનું કારણ સ્ટવની ગરમી નહિ, પણ ધુમાડામાં રહેલી "એથીલીન" ગૅસજ હતું. આ સ્ટવોને લઇને કેટલીક વખતે આગ લાગતી અને વખતોવખત ધુમાડાને લઇને ફળ કાળાં પડી જતાં અને જોઈએ તેવું ચોક્કસ પરિણામ આવતું નહિ. બેત્રણ વરસની વાત ઉપરજ અમેરિકાના રસાયણશાસ્ત્રીઓને આ બાબતની વિગતવાર શોધખોળ કરવા રાજ્ય તરફથી ભલામણ કરવામાં આવી. ડૉ. ડેનીએ શોધી કાઢયું કે "એથીલીન" ગૅસ જો હવામાં (૧: ૧,૦૦૦,૦૦૦ હવા) થી માંડીને (૧: ૫૦૦૦ હવા) ના પ્રમાણમાં હોય તો ધારેલું કામ આપી શકે છે અને એમણે આ ફળ પકવવાને અને તેમને પીળો રંગ આપવાનું ચોક્કસ અને નિયમિત થઈ શકે, અને અર્ધા વખતમાંજ કામ પાર પડી શકે, એવી એક રીત શોધી કહાડી છે. ઍઝોર્સના ટાપુમાં પણ અનનાસને નિયમિત પકવવાને આનોજ ઉપયોગ થાય છે.

દુનિયામાં દર વર્ષે ૪–૫ હજાર ટન કપૂર વપરાય છે, અને એ બધુંજ ચીન અને જાપાન દેશ પૂરૂં પાડે છે. આ કપૂર મોટે ભાગે ફૉર્મોસા ટાપુમાં ઉગતાં કપૂરનાં ઝાડોમાંથી મેળવવામાં આવે છે. સને ૧૮૯૪ મા ફૉર્મોસાનો ટાપુ જાપાનીઓએ કબજે કર્યો અને કપૂરનો વેપાર જાપાનીના એકલાના હાથમાં આવ્યો. પરિણામે કપૂરની કિંમત વધી ગઇ. કપૂરનો મોટો જથ્થો કચકડું બનાવવામા વપરાય છે, તેથી કચકડાના વેપારીઓને કપૂરનો એકહથ્થુ વેપાર પસંદ પડયો નહિ. એટલે બનાવટી કપૂર પેદા કરવા તરફ લક્ષ દોરાયું અને રસાયણશાસ્ત્રીઓએ ટરપેન્ટીન તેલમાંથી કપૂર બનાવવાની રીત શોધી કહાડી. આ બનાવટી કપૂર, કુદરતી કપૂરની સાથે કિંમતમા હરિફાઇ કરી શકે એવી સ્થિતિ આજે તો ઉત્પન્ન થઇ છે. ભવિષ્યમાં કુદરતી કપૂર બનાવટી કપૂર સાથે બજારમા ટકશે કે નહિ તે હાલ કહિ શકાય નહિ, પણ બનાવટી કપૂર માટે ઉજળું ભવિષ્ય નજરે આવે છે. આ સિવાય કપૂરની સુગંધવાળો એક બીજો બનાવટી પદાર્થ પણ બજારમાં કપૂરને નામે વેચાતો થઇ ગયો છે.

છેવટે એક વધુ દાખલો ટાકું. પ્રોફેસર સીઆમીસને ઇ. સ. ૧૯૧૨મા એક આગાહી કરી છે તે નોધવા જેવી છે. તેઓ જણાવે છે કે, જેમ ઝાડપાન સૂર્યની ગરમીનો ઉપયોગ કરે છે, તેમ મનુષ્યજાતિએ એ શક્તિનો સંગ્રહ કરી, ઉપયોગ કરવા તરફ શા માટે પ્રયત્નો ન આદરવા ? કોઇ એવો વખત આવશે કે જ્યારે સૂર્યની શક્તિ સંઘરવાને જોઇતા સાધનો ઉભાં થશે અને પૃથ્વીની ઉપર મોટા કારખાના થઇ જશે. એમની ગણત્રી એવી છે કે એ હજાર પાચસો ટન કોલસો બાળી જેટલી શક્તિ ઉભી કરી શકીએ તેટલી શક્તિ, દર ચોરસ માઇલમાં પડતા સૂર્યના તાપ તથા અજવાળામાથી પેદા થઇ શકે. યુનાઇટેડ સ્ટેટ્સમાથી

૬૦૦,૦૦૦,૦૦૦ ટન જેટલો કોલસો દર વર્ષે ખોદી કાઢવામા આવે છે પણ સહરાના રણમાથી દરરોજ આપણને ૬,૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ટન કોલસા જેટલી શક્તિ મળી શકે તેમ છે એવો પણ વખત આવે કે વિષુવવૃત્તની આજુબાજુના પ્રદેશોમા ખુબ ગાઢી વસ્તી થઈ જાય અને મોટા મોટા કારખાનાઓ ત્યા સ્થપાય કે જ્યા ધુમાડાની એક રજકણ પણ ના હોય અને મેદાનો ઉપર કાચના ઘરો બધે જોવામા આવે અને કુદરતી શક્તિનો કાબુ હાથમા આવ્યેથી, મનુષ્યજાત કુદરત કરતા એ શક્તિનો વધારે ઉપયોગ કરે આટલુ બને તો કોલસાની ખાણો ખોદવી અથવા તો એની કિમત માટે ફીકર કરવી પડેજ નહિ તેમજ જ્યાસુધી સૂર્ય તપે ત્યાસુધી આપણને બીજા બળતણની પણ જરૂર પડે નહિ આખરે જો સૂર્ય તપતોજ બધ થઇ જાય, તો આપણને બીજી કોઇ ચીજની જરૂર રહેવાનીજ નથી—સધાજ પ્રભુના દરબારમા પહોચી જઇશુ

ઉપર ટાંકેલા દાખલા પરથી વિજ્ઞાનની પ્રગતિનો સ્હેજ ખ્યાલ આવશે મનુષ્યજીવન વિજ્ઞાનની પ્રગતિને લઇને અટપટુ તેમજ સરળ પણ થતુ જાય છે હાલનો જમાનો સાહિત્યમા રસિક નવલકથાઓ કે કવિતાઓ લખીને બેસી રહેવાનો નથી" એવા રસિકવરોને તથા તેમની રસિક વહુ, દીકરા, દીકરીઓને પણ જીવનના અટપટા સાધનો વગર ચાલવાનું નથી નવીનવી શોધખોળો થતી આવી છે અને જીવનનો ક્રમ અવારનવાર ઉથલાઇ જતો દેખાય છે મનુષ્યજીવન સુખી કરવા કે દુખી કરવા, લાબા કે ટૂકા કરવા એ તરફ વિજ્ઞાનશાસ્ત્રીઓની ખાસ નજર હોતી નથી વિજ્ઞાનશાસ્ત્રીઓ તો સિદ્ધાન્તની શોધખોળમા કાઇ કાઇ સાધનો જાણ્યેઅજાણ્યે ખોળી કાઢી, જનસમાજ તરફ ફેકે જાય છે તેનો સદુપયોગ કે દુરુપયોગ કરવો એ જનસમાજના હાથ ઉપર છોડે છે જનસમાજ એ સાધનોનો સદુપયોગ કરે તો જીવન સુખમય થાય એનો દુરુપયોગ કરે તો જીવન દુખમય થાય એમા વિજ્ઞાન કે વિજ્ઞાનશાસ્ત્રીઓને શુ ?

દરેક આગળ પડતી પ્રજાને વિજ્ઞાનસાહિત્યની ખાસ જરૂર છે એ વાત ચોખ્ખી છે વિજ્ઞાનનો અભ્યાસ આપણા દેશમા જનસમાજ માટે નહિ જેવોજ છે તો પછી લાયકાતવાળુ વિજ્ઞાનસાહિત્ય પૂરતા જથામા પેદા કરવુ એ વાતનો ખ્યાલજ ક્યાથી આવે ? વિજ્ઞાનને લગતુ જ્ઞાન, હાલ તો પરભાષા મારફતે લેવાય છે એને લગતા રસ પડે એવા બયાનો, વિગતો, વગેરે સ્વભાષામા લોકોને પસદ પડે એવા રૂપમા ફેલાવવાનો પ્રયત્ન કરવો, તે આવી પરિષદની પહેલી ફરજ છે આ વાત સને ૧૮૮૮ થી ગાડી આજે ૪૦ વર્ષ થવા ચડ્યા છે, પણ પ્રગતિ નહિ જેવીજ થઇ છે ભાષાની જોડણીના નિર્ણયોમાથી, જડમા ભાગી નાખે એવા સમાસો દ્વારા ભાષાને અટપટી બનાવવાના વ્યર્થ પ્રયાસોમાથી અને જ્યાસુધી સાહિત્યક્ષેત્રમા કોણ ઉંચો ને કોણ નીચો એવા નિરર્થક વાદવિવાદમાથી સાક્ષરો પરવારે નહિ ત્યાસુધી આવી અગત્યની બાબતો પર લક્ષ આપવાનુ સૂઝેજ ક્યાથી ? વિજ્ઞાનને લગતો શબ્દકોશ તૈયાર થાય તો વિજ્ઞાનને લગતી ખબરો દેશમા ફેલાયને ! પણ એ શબ્દકોશ

રચવામા સાહિત્યકારોની રસાકસી, મદદને બદલે વાધારૂપ થઇ પડવાનો અનુભવ થોડાને તો થયોજ હશે. આ શબ્દકોષ રચવાને છૂટા છવાયા પ્રયત્નો થયા છે, પણ તેમા નહિ જેવીજ ફતેહ મળી છે. આ બાબતમા પણ દેશની પરતંત્રતા સામે ઉભેલી દેખાય છે. જો દેશ સ્વતંત્ર હોય અને, ઇટાલીનો 'મુસોલીની' કે રૂશીઆનો 'લેનીન' કે અફગાનીસ્તાનનો 'અમીર' કે ટર્કીનો 'કમાલપાશા' જેવો હિંદુસ્તાનમા કોઇ વીર જન્મે તો તે આવાં સાધનો તાબડતોબ ઉભા કરવાને હુકમો કાઢે, અને તેનો તરતજ અમલ કર્યે છુટકો. વિજ્ઞાનશબ્દકોષ તથા વિજ્ઞાન-સાહિત્ય ઝટ પેદા થાય, અને દેશમા વિજ્ઞાનના સામાજિક જ્ઞાનનો છાપખાનાદ્વારા કે સીનેમા-દ્વારા બહોળો ફેલાવો થાય, લોકો વિજ્ઞાન તરફ આકર્ષાય, અને વિજ્ઞાનને અંગે સંશોધન કરવામા બહોળા સાધનદ્વારા દેશની અનેક ગુંચવણો ઉકલી જાય. આજે તો વિજ્ઞાનમાં વપરાતા પરભાષાના ખાસ શબ્દોનો પણ ( Scientific terms ) સંસ્કૃતની મદદ લઇ બરાબર કેમ તરજુમો કરવો, એ તરફ ઘણાનું લક્ષ ચોટયું છે સંસ્કૃતની છાટ વગર તો ચાલેજ નહિ હું તો કહું છું કે એવા અંગ્રેજી શબ્દોને સીધાજ આપણી ભાષામા ઘુસાડી એનો અર્થજ જનસમાજને બરોબર સમજાવીએ, તો બસ સાધારણ જનસમાજને તેમજ કેળવાયલા શિક્ષિત વર્ગના મોટા ભાગને, સંસ્કૃત શબ્દોમાથી નવા જોડાયલા શબ્દો સમજવા જેટલું કષ્ટ પડે છે, તેટલુંજ કષ્ટ આ અંગ્રેજી શબ્દો વાપરવા શીખતા શરૂઆતમાં પડશે, પણ એ શબ્દો ધીમે ધીમે વપરાતા થઇ જતાં ભવિષ્યની પ્રજાને એ કષ્ટકર નહિ લાગે. દાખલા તરીકે એલ્યુમીનીયમ ધાતુને માટે નવો શબ્દ યોજવાની આજે જરૂર દેખાતી નથી, કારણ સાધારણ કેળવાયલો શિક્ષિત સમાજ એલ્યુમીનીયમને ઓળખે છે અને એ ધાતુને માટે 'એલ્યુમીનીયમ' શબ્દ બેધડક વાપરે છે તેમજ એ શબ્દ કઇ વસ્તુનો અર્થસૂચક છે તે સમજે પણ છે. જેવું એલ્યુમીનીયમ શબ્દને માટે, તેવુંજ બીજા શબ્દોને માટે પણ સમજી લેવાનું. આપણા બાળકોને નાનપણમાં વિજ્ઞાનનું જ્ઞાન આપણી ભાષાદ્વારા મળે અને તેમા વિજ્ઞાનને લગતા ખાસ શબ્દો અંગ્રેજી ભાષા જેવા હોય તો અંગ્રેજી તેમજ બીજી મુખ્ય પરદેશી ભાષાઓના વિજ્ઞાનસાહિત્ય ખોળી, તેનો ઉપયોગ કરવામા કાઇક સરળતા મળે અને આપણા સાહિત્યને પરદેશી વિજ્ઞાનસાહિત્યથી કાપી અલગ કરવાનો દોષ ન વહોરીએ. પણ આ મત ઘણાને પસંદ નહિ પડશે. સાહિત્ય-રસિકો સંસ્કૃત શબ્દોજ જોઇએ એવો આગ્રહ કરશે તો વચલા વર્ગના લોકો સંસ્કૃત અને બીજી ભાષાઓનો અયોગ્ય અને અઘટિત ખીચડો કરી નવા શબ્દો યોજવા તરફ આગ્રહ કરશે. આવા પ્રયાસોને લઇને આજસુધીમાં સ્થાયી શબ્દકોષ જેવી કોઇ પણ વસ્તુ પેદા થઇ નહિ. કેટલીએ વખત કૉલેજમા ભણતા વિદ્યાર્થીઓને મે તો ગુજરાતીમા રસાયણશાસ્ત્ર શીખવવા પ્રયત્ન કર્યો છે અને તેમા વિજ્ઞાનને લગતા ખાસ શબ્દો અંગ્રેજીમા રાખી, મૂળ સિદ્ધાન્તના વિચારો સાદી ગુજરાતી ભાષામા ગુંથી, વિદ્યાર્થીઓ આગળ રજુ કર્યા છે. વિદ્યાર્થીઓને એવા શિક્ષણથી ખૂબ રસ પડયો છે અને કેટલીક અટપટી બાબતો જે પરભાષાદ્વારા સમજી શકતા નહોતા તે આ પ્રમાણે કરવાથી તરત સમજી શકયા છે આ મારો જાતિઅનુભવ છે એનો એજ પ્રયોગ બંગાળમા પણ કર્યો હતો અને ત્યા પણ સંપૂર્ણ ફતેહ મળી હતી.

જનસમાજને પ્રિય થઈ પડે એવુ સાહિત્ય સુવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીઓજ પેદા કરી શકે, એમા જરાએ સંશય નથી, અને તેમા પણ ખાસ કરીને શિક્ષકોજ. ખરી અડચણો તો નાણાનીજ છે, અને એ અડચણો સાહિત્યરસિકો પૂરી પાડે તે કરતા વેપારી વર્ગમાની ધનાઢ્ય વ્યક્તિઓ પૂરી પાડી શકે, એમ માનીએ તો ખોટુ નહિ સાહિત્યપરિષદ્‌ના સંચાલકોને તેમજ જનસમાજને વિજ્ઞાનસાહિત્યની જરૂર પૂરી પાડવી હોય તો એમણે ગમે તેવા પ્રયત્નો કરી, ધનાઢ્ય વ્યક્તિઓ પાસે વિજ્ઞાનસાહિત્ય માટે નાણા મેળવવા જોઇએ ત્યારબાદ વિષયવાર જનસમાજને પ્રિય થઇ પડે એવા પુસ્તકો લખવા વિજ્ઞાનશાસ્ત્રીઓને પ્રેરવા જે વિદ્વાન પોતાના વિષયનુ સરળમા સરળ ભાષામા સાધારણ સંસ્કૃતિવાળો માણસ સમજી શકે એવુ પુસ્તક લખે, તેને અમુક સંગીન રકમ તેના મહેનતાણા બદલ આપવા જાહેર કરવુ જોઇએ આને લઇને એવા ઘણા પુસ્તકો લખવા વિદ્વાનો પ્રેરાશે અને તેમાથી સરસ એકાદ પુસ્તક પસંદ કરવા તથા તેને છપાવવા એક કમીટી નીમાવી જોઇએ અને જાહેર કરેલી રકમ એવા પુસ્તકના લખનારનેજ મળવી જોઇએ વડોદરા રાજ્ય તરફથી પરભાષામાથી અમુક પુસ્તકોના ગુજરાતી ભાષામા તરજુમા કરવા માટે જે નાણા અપાય છે તે નાણાનો અવરનવર આવો ઉપયોગ થાય તો લોકપ્રિય વિજ્ઞાન સાહિત્ય ૨૦-૨૫ વર્ષમા હીંદ જ્યામા પેદા થાય નેની સાથે સાથે જીવનમા વિજ્ઞાન ક્યા ક્યા અને કેવો કેવો ભાગ ભજવે છે, ને બાબતની, તેમજ વિજ્ઞાનની મદદથી ચાલતા ધંધાઓની માહિતી આપે એવી સ્લાઇડો અથવા સિનેમાફિલ્મો તૈયાર મંગાવી અથવા તૈયાર કરાવી, તેનો ઉપયોગ જનસમાજમા વિજ્ઞાનની કેળવણી માટે થાય, તો વિજ્ઞાનનો પ્રચાર જનસમાજમા સપાટાબંધ થાશે જો સાહિત્યપરિષદ્ આમાનુ કાઇ ન કરી શકે તો પછી પરિષદ્‌ને અંગે વિજ્ઞાનવિભાગ રાખી, ફલાણાભાઇને પ્રમુખ બનાવો કે ઢીકણાભાઇને ઉપપ્રમુખ બનાવો એ માત્ર કેટલાકના મિથ્યાભિમાન પોષવા પૂરતુજ હું તો લેખુ એના કરતા વિજ્ઞાનસાહિત્ય વધારવાનુ કામ વેપારી ચેમ્બરો પોતાને માથે લે, તો એ ફરજ તેઓ સાહિત્યપરિષદ્ સારે મળી, સારી રીતે બજાવી શકે મારા માનવા પ્રમાણે જ્યાસુધી નાણાની છૂટ થાય નહિં ત્યાસુધી વિજ્ઞાનની દરેક શાખાવાર સાધારણ સમાજને ઉપયોગી થાય એવુ એકાદ પુસ્તક પણ લખાવવુ અશક્યજ માનુ છુ આમ ન થાય તો સાહિત્યપરિષદ્‌ના વિજ્ઞાનવિભાગનો હુ પ્રમુખ હતો, એવી બડાશ મારવા સિવાય બીજુ કાઇ ફળ મને તો દેખાતુ નથી કાતો આખી પરિષદે વિજ્ઞાનવિભાગ તરફ પૂરતુ લક્ષ આપી એને કેળવવા અથાગ પરિશ્રમ આદરવો જોઇએ, કારણ એમાજ દેશપ્રગતિ કે દેશોન્નતિના મૂળ છે, કે કાતો પછી સાહિત્યપરિષદ્ જો એને સાવકુ બન્ધુ ગણતી હોય તો તે વિભાગ કાઢી નાખવો જોઇએ. ઘણાઓને આવા સ્પષ્ટ વચનો દુખદાયક લાગશે પણ મરવાને આશરે જીવવુ, એ સ્થિતિ મને તો જરાએ પસંદ નથી, કારણ એ સ્થિતિ કેવળ મિથ્યા દંભનેજ પોષનારી છે

કુંવરજી ગોસાંઈ નાયક
પ્રમુખ, વિજ્ઞાન વિભાગ,
નવમા સાહિત્યપરિષદ્

# સૂરજ અને તેનું કુટુંબ

આપણે જાણીએ છીએ કે પૃથ્વી કંઈ દુનિયાની કે વિશ્વની વચ્ચોવચ નથી, પણ તે સૂરજની આસપાસ ફરનારી છે. ત્યારે હવે સૂરજ કેવો છે. તે વિષે અને તે પૃથ્વીને પોતાની આસપાસ કેમ ફેરવે છે, તે વિષે બને તેટલુ આપણે ખાત્રીપૂર્વક જાણવુ જોઇએ. આપણે સૂરજ વગર જીવી શકીયે નહિ અને તેના સબધી અતિશય તો આપણે જાણી પણ શકીએ નહિ ત્યારે હવે સૂરજ અને પૃથ્વી ક્યાથી આવ્યા ? અને પહેલ વહેલા તે કેવા હશે ?

આપણને એટલી તો હવે ખાત્રી છે, કે પૃથ્વી પોતાની મેળે ફુદડી ખાતી જાય છે અને તેની સાથે તે સૂરજની આસપાસ પણ ફરતી જાય છે. અને તેથી આપણે જાણીએ છીએ કે સૂરજ આપણો એક પાડોશી છે. આપણી પૃથ્વીના બીજા કોઇ નજીકના પાડોશીઓ છે કે કેમ તે આપણે શોધી કાઢવુ જોઇએ અને આપણને એવા પાડોશીઓ છે પણ ખરા. દાખલા તરીકે એક તો અજાયબી ભરેલો સુદર ચાંદો છે અને એની વાત એ પણ પૃથ્વીની વાર્તાનો એક ભાગ છે. પણ તે ઉપરાત આકાશમા આપણે સખ્યાબધ ચળકતા ચગદા દેખીએ છીએ જે તારા જેવા જણાય છે. પણ ઉચે આકાશમા જે ખરેખરા તારા દેખાય છે, તે તારાઓથી આ ચગદા કેટલાક કારણોને લીધે જુદા હોવાનું જાણવામા આવેલુ છે એ ચળકતા ચગદા કંઈ તારાઓ નથી કેમકે એક તો તેઓ આકાશમા એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફરે છે, અને ખરા તારા તો સ્થિર દેખાય છે, અને કેટલાય જમાનાથી તે બધા અચળ તારાઓને નામે ઓળખાય છે.

પણ ચળત તો કાયમ ભમતા દેખાવાથી જુના વખતના લોકો તેને ગ્રીક ભાષામા (Planets) એટલે ભટકનારા કહેતા અને તે ઉપરથી હાલ પણ પ્લેનેટ્સ કહેવાય છે જેને આપણી ભાષામા ગ્રહો કહે છે

આ ભમવાની વાત સાથે ગતિનો વિચાર સહજ આવે છે પણ ભટકવુ એટલે તો અનિયમિત રીતે રખડવુ એવો અર્થ થાય, અને તેથી એ ભટકવુ આ ગ્રહોના સબંધમા અનિયમિત સમજી લેવાનુ નથી જેમ પૃથ્વી સૂરજની ફરતી ફરે છે અને જેવી નિયમિત રીતે ફરે છે, તેવીજ રીતે એ બધા ગ્રહો પણ સૂરજની આસપાસ ફરતા હોવાનુ હવે આપણે જાણીએ છીએ અને તેથી જ હવે આપણે સૂરજ અને તેના કુટુમ્બ કબીલાની વારતા કરીએ, અને આપણા આટલા જગતના મધ્યબિન્દુમા એક મહાન પ્રકાશ અને ગરમાવો દેનાર રૂપે સૂર્યનારાયણ બીરાજેલ છે એમ ધારીએ

આ સૂર્યનારાયણની આસપાસ ફરતા ગ્રહાનુ અજબ જેવુ કુટુમ્બ એક વરસના અતથી બીજા વરસ સુધી કાયમ પ્રદક્ષિણા કર્યા જ કરે છે અને એમાની એક આપણી પૃથ્વી છે આ પૃથ્વી કાઈ બીજા બીજા ગ્રહોના સૌથી મોટી નથી, તેમ સૌથી નાની નથી, તેમજ વળી એ ફરતા સૂરજની પાસેની નથી તેમ સૌથી છેટેનીએ નથી આ બધા સુરજનારાયણની પ્રદક્ષિણા એકજ દિશાએ કરે છે—એટલે એકજ તરફ જાય છે પણ જે ગ્રહ સૂરજથી પૃથ્વી જેટલી છેટી છે, તે કરતા વધુ છેટો હોય તેને સૂરજ ફરતો એક આખો આટો ફરીને તેની તે જગ્યાએ આવતા વધારે વખત જરૂર લાગવો જોઈએ આવો વખત કોઈ એક ઘણા દૂરના ગ્રહને તો ઘણો જ લાગો જોઈએ, અને તેથી એક વરસના છેડાથી બીજા વરસ સુધી”નો જે અર્થ આપણી પૃથ્વીના સબંધમા થાય તેના કરતા તે ગ્રહ ઉપર ઘણો જુદો જ થાય. આપણી પૃથ્વી સૂરજની એક સો કરતા વધારે પ્રદક્ષિણાઓ કરી રહે એટલા વખતમા દૂરના એ બીજા ગ્રહોમાનો કોઈ તો સૂરજ ફરતી એક પ્રદક્ષિણા પણ પૂરી કરી નથી રહેતો

એ બધી વિગત આપણે આગળ ઉપર જોશુ પ્રથમ તો આપણને આપણી પૃથ્વી વધારે ખપની છે, અને તે સૂરજની આસપાસ ફરનારા બીજા ઘણા ગ્રહો માહેની એક છે સૂરજદેવ આપણોય છે અને તેમનો પણ છે એટલે સૂરજદેવના કુટુમ્બકબીલારૂપ ગ્રહો વગેરેની આ મહાન મડળીને આપણે સૂર્યમડળ કહીએ છીએ અને એ આખા સૂર્ય-મડળની વાત જ્યા સુધી જાણીએ નહિ ત્યા સુધી આપણે પૃથ્વીની વાત બરાબર કહી શકીએ નહિ કેમકે પૃથ્વી તો સૂર્યમડળનો એક ભાગ છે

હવે ત્યારે આપણે સૂર્ય મડળની વારતા ઠેઠ શરૂઆતથી કરીએ. તે માટે મૂળ જ્યારે પૃથ્વી કે સૂરજ કંઈ ન હતુ, તે સમયમા આપણે કલ્પનાથી જવુ પડશે એટલુ તો સૌને યાદ હશે કે માણસો અગાઉ પૃથ્વીને સપાટ અને સ્થિર ધારતા ઉચે આકાશમા સ્વર્ગલોક હોવાનુ અને નીચે બળતા અગ્નિકુડોવાળુ પાતાળ કે નર્કલોક હોવાનુ માનતા. પણ હવે તો આપણે જાણીએ છીએ કે પૃથ્વી એક ગોળ દડા જેવી છે અને સૂરજની આસપાસ ફરનારા બીજા એવા ગોળાઓમાની તે એક છે જુના જમાનાના લોકોના ધારવા કરતા આ વાત કેટલી બધી જુદી છે ¹

હવે જે વખતે પૃથ્વી જેવું કાંઇ હયાત ન હતું, સૂરજ પણ બીલકુલ ન હતો અને ગ્રહો પણ બીલકુલ ન હતા; તે જુના પુરાણા કાળમા આપણે કલ્પનાથી પહોંચીએ. એ એ કાળને આપણે દૂરના દિવસો તો ન કહી શકીએ કેમકે તે વખતે જ્યારે પૃથ્વી કે સૂરજ કોઇ ન હતાં ત્યારે દિવસ તો કયાંથી જ થાય! એ પુરાણ કાળમાં કંઇક પદાર્થોનું એક ગંજાવર વાદળા જેવું માત્ર હતું, અને આપણે આકાશમા ચોમેર ધમઘોર જામેલ વાદળાં કોઈ વાર દેખીએ છીએ તે બધા કરતાં એ વાદળું એટલું તો વિશાળ હતું કે તે કેવડું હશે તેના ખરા ખ્યાલનું ચિત્ર કલ્પનામા પણ આવી શકે નહિ. તો પણ તે એક અદ્દ્ભુત ગંજાવર વાદળું હતું. તેના બધાય ભાગો એકબીજા જેવા જ હતા, અને આપણે બધા બન્યા છીએ તે પદાર્થો એ મહાન વાદળામા હતા. કેટલાક લોકો ધારે છે કે એ ઘણું ચકચકિત અને ગરમ વાદળું હોવુ જોઇએ. અને તેમાથી ગરમી અને પ્રકાશ નીકળતો હોવો જોઇએ પણ ઘણાઓનું માનવું એવુ છે કે પહેલ વહેલા તો એ વાદળું ચળકતું કે ગરમ નહીં હોય પણ કદાચ ઘણું ઠંડુ હશે.

એ મહાન વાદળામા એવા બધાય પદાર્થો કે મૂળતત્ત્વો હતાં કે જેમાંથી સૂરજ, ગ્રહો અને આપણી પૃથ્વી જે પણ એક ગ્રહ છે તે બધાય બન્યાં છે. આપણા સૌનાં શરીરોનો પદાર્થ અને આપણી આસપાસની બીજી બધી વસ્તુઓનો પદાર્થ પણ તેમાથી જ પેદા થયો છે. જેમાથી આખું સૂર્યમંડળ, સૂરજ અને તેનું કુટુંબ પેદા થયુ છે. તે બધા પદાર્થ એ વાદળામા હતા; તો પણ તે વખતે તેમા આ સૂર્યમંડળનું સ્વરૂપ ન હતું. એ વાદળાનો કંઈ ચોકકસ ઘાટ પણ ન હતો.

એ વાદળાના તમામ અણુયે અણુ ફરતા હતા, અને તે બધા કદાચ આડી અવળી રીતે ફરતા હશે. અને તેમા એક સરખી ગતિની પદ્ધતિ નહીં હોય પણ તે એટલા બધા લાબા કાળની વાત છે કે તે વાદળું કેવડું મોટું હશે તેનો જેમ ખ્યાલ આવી શકતો નથી તેમજ તે કેટલા દૂરના પુરાણા કાળમા ઉત્પન્ન થયુ હશે. તેનો પણ ખ્યાલ કરી શકાય તેવું નથી. પણ જેમ જેમ યુગો ઉપર યુગો વીતતા ગયા, તેમતેમ એ વાદળાના પદાર્થના બધા ભાગો આડો અવળો ગડબડાટ તજી વધારે વધારે નિયમિત રીતે ફરતા ગયા. અને લાંબે વખતે તેમની ગતિ એટલી બધી નિયમિત થઈ ગઈ કે એ ઘાટઘુટ વગરનુ આખું વાદળું ધીમેધીમે પોતાની મેળેકુદડી ફરવા મડી ગયું. આ હકીકત કદાચ આપણા શાસ્ત્રોમા વિરાટ પુરૂષનો તાડવ નાચ કહ્યો હોય તો તેમ સંભવે છે.

હવે આ વાત ઉપરથી આપણને પૃથ્વીની પોતાની મેળે કુદડી ફરવાની વાત સહજ યાદ આવે છે. કેમકે એ મહાન વાદળાની ધીમે ધીમે કુદડી ફરવાની ગતિ એજ પૃથ્વીની દિવસ અને રાત બનાવનારી કુદડીની ગતિની શરૂઆત હતી. જે પદાર્થોની પૃથ્વી બનેલી છે ને પદાર્થો તે વખતે એ વાદળાના રૂપમા ફરવા લાગ્યા, અને ત્યારથી તે હવે કાયમ ફર્યા જ કરે છે અને અત્યારે પણ ફરે છે. તેણે પ્રથમ ફરવાનું શરૂ કર્યું તેની તે જ દિશામા તે ફર્યા કરે છે; પણ તે કાળમાં પૃથ્વી ન હતી, સૂરજ ન હતો કે સૂર્યમંડળ પણ ન હતું માત્ર એ કુદડી ફરતું વાદળું જ હતું.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે સંકોચાતુ ગયુ ને જમીનના કોઇપણ પદાર્થનો દરેક જથ્થો બીજા કોઇ જથ્થાને આકર્ષણથી ખેંચવા નિરંતર પ્રયત્ન કરે છે, એ નિયમથી જ્યારે આપણે દડો ઉંચે ફેંકીએ છીએ ત્યારે તે પાછો ખેંચાઇને જમીન ઉપર પડે છે. અને એજ કુદરતી નિયમ પ્રમાણે આ ગજાવર વાદળામા બધાય નાના નાના ભાગો એક બીજાને ખેંચ્યા કરતા હોય તો તે જરૂર સંકોચાઈ જાય કેમકે બધાય બહારના ભાગના કકડાઓને અંદરના ભાગના કકડાઓ ખેંચ્યા કરે, પણ તેમને તેમની બહાર તો કોઈ ખેંચનાર હોયજ નહિ

હવે સૂર્યના કુટુંબમા આપણી પૃથ્વીના સગા કે ભાઈ ભાંડુ કોણ છે અને કેવાં છે તેની થોડી વાત કરીએ એ બધા પૃથ્વીના ભાઈ બહેનો પણ પૃથ્વીની જેમ જન્મ્યા છે, અને તેઓ પણ પૃથ્વીની જેમ સૂરજ ઉપર આધાર રાખનાર છે એ બધા આકાશી સગાઓ સૂરજ અને પૃથ્વી સહિત એક નાનુ એવુ કુટુંબ છે, તે સંપૂર્ણ કુટુંબ છે. અને બાકીના વિશ્વથી જુદું અને સ્વતંત્ર છે આ નાના કુટુંબની વચમા સૂરજ છે માટે તેનુ નામ સૂર્યમંડળ પડેલું છે તો પછી પૃથ્વીના બીજાં ભાઈ ભાંડુઓ પણ પૃથ્વીના જ જેવા કેમ ન હોય?

કેટલાય યુગો પહેલા આકાશનુ છત્તર જોનારાઓને માલમ પડ્યુ હતુ કે—અચર તારાઓની અંદર કેટલાંક ચળતા ચગદા તો કંઈક જુદી જાતના છે અને આ થોડાક ચગદા સિવાયના બીજા તારાદેવો તો તેમની જગ્યાએ સ્થિર જડેલા જેવા છે સાત તારાઓનુ ઝુમખુ જેને લોકો સાતીડુ કહે છે, અને જોશી લોકો સુધરેલી ભાષામા જેને સપ્તઋષિના તારાઓ કહે છે, તે ઝુમખુ જો આપણે દાખલા તરીકે લઇએ તો આપણને માલમ પડે છે કે વરસોવરસ તે તારાઓ તેની તે જગ્યાએ દેખાય છે હજારો વરસ પહેલા માલમ પડેલી તેની તે જગ્યાએ જોવામા આવે છે અને બહુજ સંભાળપૂર્વક અભ્યાસ કર્યા વગર આપણે આજે બોલીએ તો એમ કહેવાય કે તેઓ તેની જગ્યાએ હજી પણ છે પણ ખરૂં કહીએ તો તેઓ પણ ખરેખર ફરે છે પરંતુ તે એટલા બધા છેટા છે કે સાધારણ આંખે જોતા તો કેટલાય વરસો લગી કાંઈ ફેર માલમ પડતો નથી આવા બધાય તારાઓ પેલા ચગદા સિવાયના અચળ તારા કહેવાતા

પણ પેલા ચગદા કાંઇ અચળ નહતા જણાયા, પણ તે તો ભમનારા છે એવુ જુના વખતમા જણાયેલું અને તે ઉપરથી તેમને ભટકનારા–Planets કહેતા એમ આપણે અગાઉ વાતમા કહી ગયા છીએ આ ભટકતી મૂર્તિઓનુ ફરવુ તો રોજે રોજ અથવા અઠવાડીએ અઠવાડીએ સહેલાઇથી જોઈ શકાતુ હતુ કોઇ એક મહીનામા એ ચળકતી મૂર્તિમાની એકાદ મૂર્તિ સપ્તઋષિ કે સાતીડાના તારાની અંદર આવી ગયેલ દેખાય તો વળી બીજે મહીને તે ત્યા હોયજ નહિ અને ભમતી ભમતી ક્યાય ઉપડી ગઈ હોય આમ ભટકતા Planets કે ગ્રહોમાનો સૌથી ચળતો ગ્રહ જે પ્રાતઃકાળમા ઉગનારો છે તે શુક્રનો ગ્રહ કહેવાય છે બીજો બૃહસ્પતિનો ગ્રહ છે, ત્રીજો રાતા રંગવાળો હોવાથી ક્રોધી દેવ મંગળ ઉપરથી તેનુ નામ મંગળ પાડવામા આવેલુ છે એવા બીજા ગ્રહો પણ છે, તેના નામો અને વિગત આપણે આગળ આપીશું

પણ આ ભટકતી મૂર્તિઓની ગતિનો ખુલાસો કરવાનુ કામ જુના જમાનાના આકાશ વિદ્યાના અભ્યાસીઓને પણ મુશ્કેલ લાગેલુ, અને તેમણે ઘણા વિચિત્ર અને ખોટા ખ્યાલો બાંધેલા કેમકે તેમની પાસે એ મુશ્કેલી ઉકેલવાની ચાવી જ ન હતી હવે તો આપણે જાણીએ છીએ કે-આ બધા ગ્રહો અચળ તારાઓથી દરેક બાબતમા છેક જુદા છે, અને અનેક યુગોથી તે બધા પૃથ્વીની માફક સૂરજ ફરતા ફર્યા કરે છે આ ગ્રહો અચળ તારાઓની સાથે સરખાવતા એટલા તો નાના છે કે-એક ટાંકણીનુ ગોળ માથુ તાજમહાલના મોટા ગોળ ઘુમટ સાથે સરખાવવા જેવડુ લાગે તેથી પણ કદાચ તે નાના હશે તેમ છતા ગ્રહો એટલા બધા ચળકતા લાગે છે તેનુ કારણ તો તે આપણી બહુ જ પાસે છે તેથી એમ દેખાય છે

વળી ગ્રહો તેમના પંડના પ્રકાશથી ઉજળા દેખાતા નથી પણ સૂરજનુ અજવાળુ તેમના ઉપર પડવાથી અને તે અજવાળુ ત્યાથી પાછુ આપણી તરફ આવે છે તેથી એ મૂર્તિઓ ઉજળી દેખાય છે આ બધાય ગ્રહોને અજવાળુ તો સૂરજ શાહુકાર પાસેથી ઉછીનુ મળેલુ છે, અને જો આપણે તેનાના એકાદ ગ્રહ ઉપર હોઇએ તો આ પૃથ્વી પણ આપણે ઘણી ચળકતી અને ગ્રહની જેમ ફરતી દેખીએ ખરેખર પૃથ્વી પણ એક ગ્રહ જ છે અને જેમ બીજા ગ્રહો સૂરજના અજવાળાથી પ્રકાશે છે તેમ તે પણ તેનાથી જ પ્રકાશે છે

આ પ્રમાણે સૂરજ અને ગ્રહો મળીને બનેલુ સૂર્યમંડળ આ મહાન વિશ્વમા છેક એકાન્તમા છે અને અચળ તારાઓ માહેનો નજીકમા નજીકનો તારો પણ આપણા સૂર્યમંડળથી એટલો બધો છેટે છે કે-જે અજવાળા ઉપરથી આપણે તેને દેખીએ છીએ તે અજવાળુ તેની ઉપરથી નીકળીને આપણને પહોચતા ખરેખર ત્રણ વરસ લાગેલા છે પ્રકાશ કે અજવાળુ તો એટલુ ઝડપથી ચાલનારુ છે કે તે એક (સેકન્ડ) પળમા આખી પૃથ્વી ફરતો આઠ વાર આંટો ફરી શકે આ ઉપરથી ખ્યાલ આવી શકશે કે મહાન વિશ્વમા આ સૂર્યમંડળ કેટલુ બધુ બીજાઓથી દૂર અને એકાન્તમા આવેલુ છે આ સૂર્યમંડળમા સૂરજ ફરતા જે બધા ગ્રહો ફરેછે તેમા આપણી પૃથ્વી કરતા નજીકના બે ગ્રહો હોવાનુ ચોક્કસ જણાયુ છે અને બાકીના બધાય પૃથ્વી કરતા વધારે મોટે અન્તરે સૂરજની ફરતા ફરે છે

ત્યારે હવે ચાદાઓનુ કેમ થતુ હશે? જેમ પૃથ્વી સૂરજની આસપાસ ફરે છે તેમ ચાંદો પૃથ્વીની આસપાસ ફરે છે તેથી ચાંદો પણ પૃથ્વીની સાથે સાથે સૂરજની ફરતો પણ ફરે છે પણ તે સીધે સીધો પૃથ્વીની પેઠે સૂરજની પ્રદક્ષિણા કરવાને બદલે તેના ફરવાના આખાય રસ્તામા તે પૃથ્વી ફરતા આંટા મારતો જાય છે માટે ચાંદો પણ એક સૂર્યમંડળનો ભાગ છે ત્યારે સ્વાભાવિક રીતે સવાલ થાય છે કે-બીજા ગ્રહોને કોઇને ચાંદા છે? એનો જવાબ એ કે તેમને પણ ચાંદા છે, માટે એ બધાય ચાંદાને પણ આપણે સૂર્યમંડળની ભેગા ગણવા જોઇએ

બીજા ગ્રહોના ચાંદા માહેનો પહેલો ચાંદો માલમ પડયાને હજી લાંબો વખત થયો નથી એક મહાન ઈટાલીવાસી જેનુ નામ ગેલીલીયો હતુ તેણે એ ચાંદા પહેલ વહેલા

જોયા તેણે એક નવું દુરબીન બનાવી કાઢયુ હતુ તેનો તેને એ પ્રથમ બદલો મળ્યો હતો. ગેલીલીયોએ બ્રહસ્પતિ નામના મોટા ગ્રહ તરફ એ દુરબીનમાથી જોયુ અને અગાઉ કોઇએ નહી દીઠેલા ચાર નાના ચાંદા તેણે એ દુરબીનની મદદથી દીઠા. એ રીતે તપાસતા તેને માલૂમ પડેલું કે જેમ આપણો ચાંદો પૃથ્વીની ફરતો ફરે છે, તેમજ એ બધા ચાંદા બ્રહસ્પતિની આસપાસ ફર્યા કરે છે. કોઈ કોઈવાર એકાદ ચાંદો દેખાતો બંધ થાય કેમકે તે વખતે બ્રહસ્પતિની પછાડી આવી ગયો હોય અને પછી તે જે બાજુએથી દેખાતો બંધ થયો હોય તેની સામેની બાજુથી ફરી નજરે ચડે જેમ બધા ગ્રહો સૂરજથી જુદેજુદે અંતરે રહીને તેની આસપાસ ફરે છે તેમ આ ચાંદાઓ બ્રહસ્પતિથી જુદેજુદે અંતરે રહી તેની પ્રદક્ષિણા કર્યા કરે છે પણ તે બધા એકજ દિશાએ ગોળ ફર્યા કરે છે. અને આ ચાંદાની ખાત્રીથી બ્રહસ્પતિ પણ પૃથ્વીની જેમ સૂરજની પ્રદક્ષિણા કરનારો ગ્રહ છે. એમ તેણે લોકોને સાબીત કરી આપ્યુ હતુ

એ વખત પછી બીજા ઘણા ગ્રહોની આસપાસ ફરનારા ચાંદા શોધી કાઢવામા આવ્યા છે તેથી એ બધાય ચાંદા પણ સૂર્યનારાયણનો કબીલો ગણવો જોઇએ જે બે ગ્રહો સૂરજની થડમા છે તેને ચાંદા નથી. ત્રીજી આપણી પૃથ્વી આવે છે. તેને એક ચાંદો હોવાનુ આપણે જાણીએ છીએ પૃથ્વીથી ઘણે છેટે રહીને સૂરજની પ્રદક્ષિણા કરનારા ગ્રહોમા કેટલાકને તો પુષ્કળ ચાંદા છે દાખલા તરીકે શનિ નામનો અજબ ગ્રહ છે તેને તો નવ ચાંદા છે. અને ગેલીલીયોના વખત પછી વધારે મોટા દુરબીનની મદદથી બ્રહસ્પતિને બીજા ત્રણ વધારે ચાંદા હોવાનુ શોધી કાઢવામા આવ્યુ છે.

હવે સૂરજ ફરતી અદ્ધર ઉડતી દુનિયાઓનો—એટલે આખા સૂર્યમંડળની આપણે એક નોંધ કરીએ, સૂરજથી છેટે હોવાના ક્રમ પ્રમાણે તેમના નામો લખીએ, અને તેમનુ સૂરજથી અંતર તથા પ્રદક્ષિણાનો સમય, અને તેમના ચાંદા એ બધાની વિગત નોંધીએ –

| | ગ્રહનું નામ | સૂરજથી કેટલા માઇલ દૂર | દરેકના વખતની લંબાઇ | ચાંદાની સંખ્યા |
|---|---|---|---|---|
| ૧ | બુધ | ૩૫૦૦૦૦૦૦ | ૮૮ દિવસ | ૦ |
| ૨ | શુક્ર | ૬૬૦૦૦૦૦૦ | ૨૨૪ દિવસ | ૦ |
| ૩ | પૃથ્વી | ૯૩૦૦૦૦૦૦ | ૩૬૫¼ દિવસ | ૧ |
| ૪ | મંગળ | ૧૪૦૦૦૦૦૦૦ | ૬૮૬ દિવસ | ૨ |
| ૫ | બ્રહસ્પતિ | ૪૮૩૦૦૦૦૦૦ | ૧૨ વરસ | ૭ |
| ૬ | શનિ | ૮૭૦૦૦૦૦૦૦ | ૨૯½ વરસ | ૯ |
| ૭ | યુરેનસ | ૧૭૫૪૦૦૦૦૦૦ | ૮૩ વરસ | ૪ |
| ૮ | નેપચ્યુન | ૨૭૫૦૦૦૦૦૦૦ | ૧૬૫ વરસ | ૧ |

આ નોંધમા એ ગ્રહોની એક એક પ્રદક્ષિણાના સમયનું માપ આપણે આપણા દિવસોમા કે વરસોમા આપ્યુ છે એટલે જ્યારે આપણે એમ કહીએ કે નેપચ્યુનના એક વરસની લંબાઇ ૧૬૫ વરસની થાય ત્યારે આપણે એમ સમજીએ કે જેટલા વખતમા નેપચ્યુન સૂરજની એક પ્રદક્ષિણા કરે તેટલા વખતમા પૃથ્વી તેની ૧૬૫ પ્રદક્ષિણા કરી

રહે. માટે જો મને ૧૭૪૨ની સાલમા જે જગાએ નેપચ્યુન દેખાયો હોય તે જગાએ આકાશમા આપણે તે વખતે નિશાની કરી રાખી હોત તો તે પાછો સને ૧૯૦૭ની સાલમા તેની તે જગાએ આવેલો જણાત. આવડું લાબુ એક વરસ થાય એ તો ગજબ લંબાઇવાળું કહેવાય ।

આ બધાની નોધ લેતા સૂરજનું કુટુબ હજી અધુરૂ રહી જાય છે, કેમકે સૂરજદાદાનુ કુટુંબ તો બહુ મોટું છે. કેટલાક અસંખ્ય ઝીણા, અને આદાથી પણ નાના ગ્રહોનો મોટો પરિવાર થોડાક વરસો ઉપર માલમ પડયો છે તે બધા ઝીણા ઝીણા ગ્રહો, મંગળ અને બ્રહસ્પતિના સૂરજની ફરતી પ્રદક્ષિણાના માર્ગોની વચ્ચે થઇને, સૂરજ ફરતા ફર્યા કરે છે એ સેકડોની સંખ્યામા હોવા છતા જો તેમને બધાયને ભેગા કરીએ તો તે ભેગા મળીને પૃથ્વી જેવડાય થાય નહિ એક વખત એવુ ધારવામા આવતુ કે એ બધા ઝીણા કકડા કોઇ મોટો ગ્રહ ભાગી જવાથી નીપજેલા હશે, પણ એવો ભાગી જનારો કોઇ ગ્રહ હતો કે કેમ તેની હજી કશી ખાત્રી થઇ નથી તો પણ તેને સૂરજનો પરિવાર તો ગણવો જ જોઇએ

આ ઉપરાત સૂર્યમંડળમા સખ્યાબધ અજાણી અને અજબ જેવી કેટલીક મૂર્તિઓ પણ છે. આપણે જે બધા સગાનું વર્ણન કરી ગયા તે દરેક કરતા આ મૂર્તિઓ છેક જુદી છે. તેઓ ધૂમકેતુ કહેવાય છે. સસ્કૃતમા ધૂમ એટલે ધુમાડો કે ધુમ્મસ અને કેતુ એટલે ધજાગરા અર્થ થાય છે. એ તારાઓની પાછળ સળગતા ધુમાડા જેવો ચળકતો ધજાગરો જાણે ફરકતો દેખાય છે. તેથી તેને ધુમકેતુ કહે છે અને આપણે પુંછડીઓ તારો પણ કહીએ છીએ કેમકે એ ઉજળો ફરકતો ધજાગરો જાણે તેની લાબી પુછડી હોય એવુ લાગે છે. આવા ધૂમકેતુ પણ સૂરજની આસપાસ મુસાફરી કરે છે. માટે તે તેના કુટુમ્બી છે. પણ તેમની મુસાફરીની ગતિ બહુ વિચિત્ર જાતની છે. કોઇપણ ગ્રહ સૂરજની ફરતો બરાબર સપૂર્ણ ગોળ કુડાળામા ફરતો નથી, પણ તેમનો પ્રદક્ષિણાનો માર્ગ હમેશા એવી જાતના કુડાળાવાળો છે કે તે કુડાળુ એક દિશામા જરા સાકડુ હોય છે. એટલે કે બધાય ગ્રહોનો, સૂરજ ફરતી પ્રદક્ષિણાનો માર્ગ લબગોળ કુંડાળાનો છે

અને ધૂમકેતુના સબધમા તેની સૂરજ ફરતી પ્રદક્ષિણાનુ કુડાળુ એક દિશાએ ઘણુ વધારે સાકડું થઇ ગયેલુ હોય છે, તેથી એનો ફરવાનો માર્ગ ઘણોજ લબગોળ થાય છે. ધૂમકેતુની ફરવાની ગતિ દરમિયાન એક વખત એવો આવે છે કે તે સૂરજની છેક થડમા આવી જાય છે, અને સૂરજમા દોડીને પેસી જતો જાણે જરાકજ બચી જાય છે એવુ લાગે છે. પછી ત્યાથી સૂરજને વળોટી જઇને તેનાથી છેટે મુસાફરી કરવા ઉપડી જાય છે. અને એટલો તો તે દૂર જાય છે કે બધાય ગ્રહોના પ્રદક્ષિણાના માર્ગોને વટી જઇ છેક કરોડો માઇલ છેટેના નેપચ્યુન માર્ગને પણ વીધી બહાર નીકળી જાય છે, અને વળી એટલેથી તે પોતાને લબગોળ માર્ગે પાછો ફરે છે. એને સૂરજની પાસે ફરીવાર આવે છે. આવો તે રખડુ છતા તે સૂરજનો એક કુટુમ્બી છે.

હજી આટલેથીએ સૂરજના પરિવારની વાત પૂરી નથી થતી ઘણાએ ખરતા તારા વિષે તો સાભળ્યુ હશે, અને કાર્તિક મહિનાની કોઇ ચોખ્ખી રાતે એવા ખરતા તારા જોયા પણ હશે. અને વરસના બીજા વખતમા પણ ખરતા તારા દેખાય છે અજવાળાનો એકાએક ઝમકારો જાણે ક્યાકથી આવતો દેખાય છે. આકાશમા થોડેક છેટે સુધી તે

ધમે છે અને પછી ઓલવાઈ જાય છે કે અદૃશ્ય થાય છે આ રીતે જે દેખાય છે તે બધા ખીનકુન તારા નથી, પણ એ તો ઠેક નાની ચીજો છે કદાચ કોઈ કોઇ તો રમવાના દડા જેવડા હશે, અને તેમને આપણી પૃથ્વી ખુલ્લી જગામા ફરતા ફરતા પકડની જાય છે એ ખરતા તારાઓ હવામા થઇને ધસે છે ત્યારે હવાના ઘસારાથી તે ઘણા ગરમ અને ચળકતા થાય છે, અને બળે છે તેનો જે ભાગ બાકી રહી જાય છે. તે પૃથ્વી સુધી પહોંચે છે, અને એવા ખરતા તારાના બાકી રહેલા ઘણા ભાગો દાન સગ્રહસ્થાનમા રખાયના છે

એવુ જાણવામા આવેલુ છે કે આખા સૂર્યમડળમા એવા ખરના તારાઓ અસખ્ય ભરેના છે તેમાના કેટલાક તો રેતીના કણ જેવડા, કેટનાક મકુકની ગોળી જેવડા, પહાણા જેવડા, દડા જેવડા અને કોઈ કોઇ તેથી મોટા પણ હોય છે આવા ખરતા તારાઓ પણ સૂરજની ફરતા ફરે છે, અને તે પણ તેના કુટુબના છે આ ભમતા ખરતા તારાનો મોટો ભાગ જે પ્રદક્ષિણાને માર્ગે સૂરજની ફરતા ફરે છે, તે માર્ગને આપણી પૃથ્વી દર વરસ લગભગ કાર્તિક માસમા વીધીને ફરે છે, માટે આપણે એ માસમા વધારે ખરતા તારા દેખીએ છીએ

એક ઘણી નવાઇની જાણવા જેવી વાત એ છે કે-એક પ્રખ્યાત ધૂમકેતુ જેનો ફરવાનો માર્ગ પ્રસિદ્ધ રીતે જાણવામા આવ્યો હતો, તે ધૂમકેતુ કેટનાય વરસોથી અદૃશ્ય થઇ ગયો છે, અને એ જ માર્ગમા પ્હાણકા જેવડી આ અસખ્ય મૂર્તિઓ ઝીણી ઝીણી હવે ભમતી હોવાનુ જણાયુ છે એટલે આકાશી વિજ્ઞાનો અભ્યાસ કરનારા નિશક એમ માને છે કે એ ભગી ગયેલા ધૂમકેતુના આ બધા બાકી રહેના ટુકડા હશે

આવી બધી જુદી જુદી તરેહની મૂર્તિઓ જેનુ આખુ સૂર્યમડળ બનેલુ છે, તેનો વિચિત્ર ખન્ડો હવે આપણે પૂરો કરો છે સૂર્યનારાયણ એ સર્વની મધ્યમા બિરાજે છે ગ્રહો બધા તેની ફરતી પ્રદક્ષિણા કરે છે. ગ્રહોના ચાદાઓ તેમના પોતપોતાના ગ્રહોની ફરતા ફરે છે મગળ અને બ્રહસ્પતિની વચ્ચે દેખાતા ઘણા ઝીણા ગ્રહો તથા ધૂમકેતુઓ અને પ્હાણકા જેવડી ઝીણી મૂર્તિઓ-એ બધા પરિવાર સૂર્યનારાયણ ફરતો ફેરા ફરે છે આ બધાયનુ એક મહાન કુટુબ બને છે અને તે બધાયની ઉપર સૂર્યદેવ રાજ્ય કરે છે તે બધાય સૂરજની ફરતા એક જ દિશામા પ્રદક્ષિણા કરે છે, અને તેઓ પોતપોતે પણ આપણી પૃથ્વી જે રીતે જે દિશામા ફુદડી ખાતી જાય છે તેજ રીતે અને તેજ દિશામા એ બધા ગ્રહો પણ પોતે ફુદડી ખાતા જાય છે તેમના ચાદા પણ તેજ દિશામા તેમની ફરતા ફરે છે, અને સૂર્યદેવ પોતે પણ એજ દિશામા ફુદડી ફર્યા કરે છે

આ સૂર્યમડળ આખા વિશ્વમા એક અલગ બાજુએ છે તો પણ તે આખુય મડળ કઇ એકની એક જગાએ સ્થિર થઇ રહેતુ નથી એમ જાણવામા આવેલુ છે કે સૂર્યનારાયણ પોતાના બધાય ગ્રહો અને ચાદાઓ વગેરેની સાથે એક પળ( સેકન્ડ )મા આશરે બાર માઇલને વેગે ખાલી જગ્યામા ફર્યા કરે છે જો કે એ અપાર ખાલી જગ્યામા સૂર્યમડળ સ્થાન એટલુ નાનુ જ છે તેમ છતા તે હમેશા એમજ ચાલ્યા કરશે એવુ માનવાને કાંઈ કારણ નથી

વિઠ્ઠલરાય ચ. આવસત્થી.

# પ્રતિમા લક્ષણ

શિલ્પશાસ્ત્રના જે ગ્રંથો હાથ લાગ્યા છે તે સર્વમાં વાસ્તુ, પ્રતિમા ને ચિત્ર એ ત્રણમાંના એક, બે અથવા ત્રણે વિષયની શાસ્ત્રીય દૃષ્ટિએ ચર્ચા છે. વાસ્તુવિદ્યામાં મકાન કેવી ભૂમિ પર કરવું, કેવા સમયે શરૂ કરવું, કેવા સ્થપતિને હાથે અને કયા માપે શુભ ગણાય ઇત્યાદિ બાબતોની સુંદર ચર્ચા છે. પ્રાસાદો તથા દેવ મંદિરો વિષે પણ ઘણા શિલ્પાચાર્યોના મત ટાંકી ગ્રંથકારોએ સમાજમાં પ્રચલિત અભિપ્રાય આપ્યો છે અને તે અવગણવાથી શું બાધ આવે છે ને તેનું શું પરિણામ આવે તે કહી બતાવ્યું છે. આર્ય શિલ્પાચાર્યોનાં નામ મત્સ્યપુરાણમાં આપ્યાં છેઃ ભૃગુ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વકર્મા, મય, નારદ, નગ્નજીત, વિશાલાક્ષ, પુરન્દર, બ્રહ્મા, કુમાર, નન્દિશ, સૌનક, ગર્ગ, વાસુદેવ, અનિરુદ્ધ, શુક્ર અને બૃહસ્પતિ. અને બૃહદ્સંહિતા, શુક્રનીતિ, વિષ્ણુધર્મોત્તરપુરાણ, મત્સ્યપુરાણ, અગ્નિપુરાણ ઉપરાંત બીજા એકલા શિલ્પના જ ગ્રંથો ઉપલા શિલ્પાચાર્યોના લખેલ કહેવાય છે, પણ હાલ વિશ્વકર્મા તથા મય એ બે જ શિલ્પાચાર્યોના લખેલ ગ્રંથોમાંના કેટલાક મળે છે. બીજા ઉધાઇ કે અગ્નિનો ભોગ બની નાશ પામ્યાં છે.

**પ્રતિમાનો હેતુ શું?** પૂજન અર્ચનમાં ભક્તોને મદદરૂપ બને એ જ મુખ્ય હેતુથી હિંદુ સમાજમાં પ્રતિમા દાખલ થયેલ છે. ભક્તનો ભાવ તથા ભક્તિ વધે તેવી પ્રતિમા બનાવવી જોઇએ. આર્યશાસ્ત્રોના સિદ્ધાન્તો મુજબ મૂર્તિ લાવણ્યમયી તથા ભક્તિભાવ ઉત્તેજક કરવી હોય તો તે ધ્યાનસ્થભાવવાળી હોવી જોઇએ. આર્ય શિલ્પાચાર્યોએ આ રીતે સુન્દર પ્રતિમાની આ અતિ ઉંચી કસોટી મૂકી છે. હિંદી શિલ્પકળાના

આ ભાવ નોખું તરી આવે તેવું લક્ષણ છે શુક્રનીતિમાં કહ્યું છે "ધ્યાન તથા યોગને મદદરૂપ બને તેવી શક્તિ એ પ્રતિમાનું ખાસ લક્ષણ છે. તેથી મૂર્તિનો ઘડનાર ધ્યાનયોગનો અભ્યાસી જોઈએ. ધ્યાનયોગ સિવાય મૂર્તિને ઓળખવાનું બીજું સાધન નથી" શુક્રનીતિ રચનારનો આ સિદ્ધાંત હિંદી શિલ્પકળાના ઇતિહાસમાં ઘણો અગત્યનો છે હિંદી શિલ્પીઓએ ઘણી ખરી મૂર્તિઓ ગંભીર ધ્યાનમાં બેઠેલ દેવના દર્શન ભક્તને થાય તેવી બનાવી છે. ઘણી મૂર્તિઓ 'શિવમ્' 'શાન્તમ્' 'સુન્દરમ્' ભાવવાળી બનાવી છે. આ મૂર્તિઓ સર્વાંગે ધ્યાનના ભાવથી ભરેલ હોવાથી ભક્તને ધ્યાન તથા યોગના અભ્યાસમાં ખૂબ મદદરૂપ બને છે.

**પ્રતિમા કયા પદાર્થની બનાવવી?** જે વિવિધ પદાર્થો શિલ્પીને મળી શકે તેમાંથી સામાન્ય રીતે પ્રતિમા બનાવી શકાય છે. વરાહમિહીર બૃહતસંહિતામાં આ પદાર્થોના નામ આપ્યા છે ને તે દરેક પદાર્થની પ્રતિમાના સદવર્તી ગુણ દોષ પણ કહ્યા છે. તે કહે છે " પ્રતિમા લાકડાની, માટીની, રત્નની, સોનાની, ચાંદીની, રૂપાની, ત્રાંબાની કે પથ્થરની થઈ શકે." પછી દરેક પદાર્થની પ્રતિમાના ગુણ કહ્યા છે

आयु: श्रीबल जयदा दारुमयी मृन्मयी तथा प्रतिमा ।
लोकहिताय मणिमयी सौवर्णी पुष्टिदा् भवति ॥४॥

रजतमयी कीर्तिकरी प्रजावृद्धिं करोति ताम्रमयी ।
भूलाभं तु महान्तम् शैलो प्रतिमाथवा लिङ्गम् ॥५॥

" લાકડા ને માટીની પ્રતિમા દીર્ઘાયુષ, સંપત્તિ, બળ ને વિજય અપાવે છે રત્નની પ્રતિમા મનુષ્યોનું શ્રેય કરે છે. સોનાની પ્રતિમા પુષ્ટિ આપે છે. ચાંદીની પ્રતિમા કીર્તિવાન બનાવે છે. ત્રાંબાની પ્રતિમા પ્રજાની વૃદ્ધિ કરે છે. પથ્થરની પ્રતિમા ભૂમિનો ભારે લાભ અપાવે "

શુક્રાચાર્ય પ્રતિમા બનાવવાના પદાર્થ તરીકે વેળુ, સમાવો, મીણ, માટી, લાકડું, પથ્થર ને ધાતુ ગણાવે છે ને યુગ પ્રમાણે સફેદ, પીળા, રાતા, કે કાળા પથ્થરની અગર બીજુ જે યોગ્ય લાગે તેની પ્રતિમા બનાવવા કહે છે. ભિન્ન ભિન્ન યુગ માટે ભિન્ન ભિન્ન ધાતુ વાપરવા તે ભલામણ કરે છે સત્યયુગમાં સોનાની, ત્રેતામાં ચાંદીની, દ્વાપરમાં ત્રાંબાની અને કલિયુગમાં કાંસાની પ્રતિમા બનાવવી. મત્સ્યપુરાણમાં સોનુ, ચાંદી, ત્રાંબુ, રત્ન, પથ્થર, લાકડુ અગર લોઢુ પણ વાપરવાનુ કહ્યું છે

સામાન્ય રીતે ઉપલા પદાર્થોની મૂર્તિ થઈ શકે. પણ પ્રાચીન યુગથી શિલ્પીઓએ ઘણો ખરો પથ્થર જ વાપર્યો છે. સિક્રાનો ખારો પાણો, મથુરાનો રાતો પથ્થર, અમરાવતી ને આરાસુરનો સફેદ આરસ મૂર્તિઓ બનાવવામાં ઘણો વપરાતો ને હાલ પણ વપરાય છે હિંદુ શિલ્પકળાનું લગભગ ઘણુંખરું કામ પથ્થર પર જ છે જૈનોએ તેમના તિર્થંકરોની મૂર્તિઓ સોના ચાંદીની પણ કેટલીક બનાવરાવેલી આવી એક સોનાની મૂર્તિ બ્રિટિશ સંગ્રહસ્થાનમાં બૌદ્ધ યુગની ખ્રિસ્તિની પહેલી શતાબ્દિની છે. જેમાં એક બાજુ ભગવાન

બુદ્ધ, બીજી બાજુ એક પુષ્પ, ત્રીજી બાજુ ભિક્ષુ- ને ચોથી બાજુ એક ભિક્ષુણી—એવા ચાર આકાર કોતરેલા છે આ સિવાય પણ બૌદ્ધ યુગની કેટલીક સોના ચાંદીની મૂર્તિઓ મળી છે કાશીમા અન્નપૂર્ણાદેવીની સોનાની મૂર્તિ ને શનિદેવની ચાંદીની મૂર્તિ છે આ ઉપરાંત ઘણા કુટુંબોમા પોતાના ઇષ્ટદેવની સોના ચાંદી કે ત્રાંબાની મૂર્તિઓ પૂજામા રાખેલી હોય છે કાંસાની મૂર્તિઓ બંગાળામા બનતી, જ્યાંથી એ કારીગરી નેપાળ તથા તિબેટમા ગયેલી હિંદુ તથા બૌદ્ધ દેવોની મૂર્તિઓ સિંહલદ્વીપમા પણ ઘણી એકઠી કરી છે બોધિસત્વની તથા શિવનટરાજની કાંસાની મૂર્તિઓ કોલંબો સંગ્રહસ્થાનમા છે જાવા દ્વીપમાથી મળેલ મંજુશ્રીની કાંસાની મૂર્તિ બ્રિટિશ સંગ્રહસ્થાનમા છે. બુદ્ધગયા પાસેથી મળેલી બુદ્ધદેવની કાંસાની મૂર્તિ કલકત્તાની બંગીય સાહિત્ય પરિષદના સંગ્રહસ્થાનમા છે, જે ગુપ્ત યુગની છે સામાન્ય પૂજન અર્ચનની મૂર્તિઓ—ગુજરાત કાઠિયાવાડની ગોરમા—ગૌરી દેવીની, દક્ષિણની ગણપતિની ઇત્યાદિ માટીની બનાવે છે કેમકે તે થોડા સમય રાખવાની હોય છે જગન્નાથપુરીના મંદિરની જગન્નાથ, સુભદ્રા અને બલરામની મૂર્તિઓ દર વર્ષે લાકડાની બનાવે છે શ્રી ચૈતન્યની મૂર્તિઓ પણ લાકડાની મળી આવે છે ધામરાયની, યશોમાધવની સુંદર મૂર્તિ જે લાકડું પુરીના જગન્નાથજીની મૂર્તિ ઘડતા વધ્યુ હતુ, તેમાથી બનાવેલી કહેવાય છે મહાભારતમ મહાભારતમા ભીમસેનની મૂર્તિ ત્રાંબાની બનાવેલી, જેના ધૃતરાષ્ટ્રે આલિંગન દઈ ચૂરેચુરા કરેલા એ સર્વ હિંદુને સુવિદિત છે હર્ષ રાજાએ પોતાની ઉંચાઇ જેટલી ભગવાન બુદ્ધની સોનાની મૂર્તિ કરાવી પચાસ ગજ ઉંચા સ્તંભ પર રાખેલી અને બીજી એક ત્રણ ફુટ ઉંચી સોનાની બુદ્ધ ભગવાનની પ્રતિમા વરઘોડામા લોક દર્શનાર્થ કાઢેલી, એવુ એ સમયના સાહિત્યમા વાચવામા આવે છે

**પ્રતિમાના માપ**—સામાન્ય પ્રતિમાઓ અને વિશિષ્ટ પ્રતિમાઓ એમ બે ભાગમા એ વહેચી શકાય સામાન્ય પ્રતિમાના માપ બ્રહ્મત્સંહિતા, વિષ્ણુધર્મોત્તરપુરાણ મત્સ્યપુરાણ અગ્નિપુરાણ, મયશાસ્ત્ર પ્રતિમા માન લક્ષણ ઇત્યાદિ ગ્રંથોમા આપ્યા છે માપ 'અંગુલિ' આગળમા આપ્યા છે વરાહમિહિર બૃહત્સંહિતામા તેનું કોષ્ટક આપે છે બારીની તડમા થઇ આવતા સુર્યકિરણનું એક અણુ તે પરમાણુ કહેવાય છે આવા આઠ પરમાણુની ૧ રજ ૮ રજનો એક વાલાગ્ર (વાળાના છેડા જેટલો ભાગ) ૮ વાલાગ્રની ૧ લિક્ષ, ૮ લિક્ષની ૧ યુકા, ૮ યુકાનો એ યવ, અને ૮ યવનો એક આગળ થાય શુક્ર નીતિમા આગળ એટલે મુઠીનો ચોથો ભાગ એમ કહ્યુ છે શિલ્પશાસ્ત્રોમા પ્રતિમાના માપ તાલ મા આપ્યા છે પ્રતિમા ચાર છ, સાત આઠ નવ, કે દસ તાલની બનાવી શકાય શુક્રનીતિ વિષ્ણુધર્મોત્તરપુરાણ તથા પ્રતિમા માન-લક્ષણમા એક તાલની લબાઇ બાર આગળની કહી છે સત્ય યુગમા પ્રતિમા દશ તાલની થતી ત્રેતામા નવ તાલની દ્વાપરમા આઠ તાલની અને કળિયુગમા સાત તાલની થાય છે પણ આ નિયમ સર્વત્ર પળાયો નથી દેવ દાનવ ને કિંનરોની મૂર્તિઓ નવ તાલની ગમે તે યુગમા થઈ શકે એમ મત્સ્ય પુરાણ તથા મયશાસ્ત્રમા કહ્યુ છે નવ તાલની ઉત્તમ પ્રતિમાનુ શિર બાર આગળનુ ને નાનાગ્રથી ભમર સુધી ચાર આગળ મુખ બાર આગળનું, ગ્રીવા આઠ આગળની, ગ્રીવાથી

છાતી સુધી બાર આંગળ, છાતીથી નાભિ સુધી બાર આંગળ, નાભિથી ગુહ્યાગ બાર આંગળ, સાથળથી ગોઠણ સોળ આંગળ ગોઠણ ચાર આંગળ, ગોઠણથી ઘુંટણ સુધી ચોવીસ આંગળ હોવું જોઈએ ચક્ષુ બે આંગળ પહોળાં ને ચાર લાંબાં કહ્યાં છે કાન પણ એવડા જ જોઈએ નાક ચાર આંગળ લાંબું ને બે આંગળ પહોળું તથા ગ્રીવા આઠ આંગળ પહોળી જોઈએ. બે ભુજા વચ્ચેનું અંતર ચોવીસ આંગળ ને છાતી બાર આંગળ પહોળી જોઈએ નાભિ ઉપરનો ભાગ બાર આંગળ ને કટિ નીચેનો ભાગ ચોવીસ આંગળ પહોળો જોઈએ સાથળ બાર આંગળ, ગોઠણ આઠ આંગળ ને ઘુંટણ ચાર આંગળ પહોળો જોઈએ પગ બાર આંગળ જોઈએ ગ્રીવાથી ખભા સુધી આઠ આંગળ, ખભાથી કોણી સુધી ચોવીસ આંગળ, કોણીથી કાંડા સુધી દસ આંગળ ને કાંડાથી વચલી આંગળી સુધીની લંબાઈ બાર આંગળની હોવી જોઈએ

ઉપર મુજબ દેવની પ્રતિમાના સામાન્ય માપ બતાવ્યા પછી દેવીઓની મૂર્તિઓના માપ પણ આપે છે દેવીની મૂર્તિનું શિર વાળથી ભમર સુધી ત્રણ આંગળ, તથા ગ્રીવાથી છાતી, છાતીથી નાભિ, નાભિથી ગુહ્યાગ દરેક ભાગ બાર આંગળનો જોઈએ સાથળ ને ગોઠણ સરખા જોઈએ પગ એક ભાગનો હોય તો સાથળ ૭ ભાગનો જોઈએ ગ્રીવા એક ભાગની મુખ ત્રણનું ને કપાળ એક ભાગનું જોઈએ દેવીની ઊંચાઈ દેવના કાન સુધી પહોંચે તેવડી હોવી જોઈએ ને છાતીના મધ્યથી ગોઠણ સુધીનો ભાગ સ્થિર હોય તો તે મનોરંજક કહેવાય છે

મૂર્તિની જેટલી ઊંચાઈ હોય તેનાથી અર્ધું ઊંચું તેના ઊભા રહેવાનું પીઠસ્થાન જોઈએ કિરીટ મુખના માપ કરતાં બમણો બનાવવો હાથનો અંગુઠો છાતી પર મુકેલ હોય તેવી સ્થિતિમાં ઊભેલ મૂર્તિ દેવનો અભય ભાવ બતાવે છે તથા ભુજા કમર પર મૂકી હોય તેવી સ્થિતિ દેવનો વરદાન આપવાનો ભાવ બતાવે છે ભુજાના છેડા સુધીની પ્રતિમા ઉત્તમ, છાતી સુધીની મધ્યમ અને નાભિ સુધીની પ્રતિમા કનિષ્ઠ મયશાસ્ત્રમાં કહે છે વક્રાંગ કે હીણી-વામન પ્રતિમા શિલ્પીએ કદિ ન બનાવવા ખાસ ચેતવણી આપી છે દશ તાલ માપ પ્રમાણે નર, નારાયણ, રામ, ઈન્દ્ર ઇત્યાદિ દેવોની પ્રતિમા બનાવવી એમ એ શાસ્ત્રમાં કહ્યું છે

ઉપર સામાન્ય પ્રતિમાના માપ આપ્યા છે અમુક દેવ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ઇત્યાદિ દેવની મૂર્તિ સારૂ પણ વિષ્ણુધર્મોત્તર, મત્સ્યપુરાણ બૃહત્સંહિતા, શુક્રનીતિ ઇત્યાદિ ગ્રંથમાં કેટલુંક વિવેચન છે

આર્ય **પ્રતિમાનો પ્રારંભ** ક્યારથી થયો ? શું તે વેદના યુગથી છે ? ઘણા વિદ્વાનો એમ માને છે કે હાલ છે તેટલા બધા દેવો વેદના યુગમાં ન હતા તેમની સંખ્યા ૩૦ હતી નૈસર્ગિક દૃશ્યના સજીવારોપણ તરીકે આ દેવ હતા દા ત સૂર્ય, વાયુ, અગ્નિ ઇત્યાદિ. કોઈ વેદની પ્રતિમાની બનાવટનો કોઈ પુરાવો ઋગ્વેદમાં નથી દેવના લૌકિક દેખાવનું વર્ણન વેદોમાં છે જેમાં તેમને મનુષ્યની માફક મુખ, ભુજા, ઉદર, પગ, વગેરે છે

એમ કલ્પે છે. પણ એ સમયે કોઇ દેવની પ્રતિમા બનેલી કે કેમ તે સંશયપ્રદ છે. દેવેની મૂર્તિ ઇસ્વી. પૂર્વે ૫૦૦ પછી થઇ. પાણિની તથા પતંજલિના યુગમા પ્રતિમાઓ ચોક્સ હતી. આટલા જુના કાળની એકે પ્રતિમાનો અવશેષ હાથ લાગતો નથી. જુનામાં જુના બૌદ્ધ અવશેષ હાથ લાગે છે. બૌધ ધર્મની પડતી પછી હિંદુ દેવદેવીઓની પ્રતિમા થઇ, અને, બૌધ શિલ્પકળામાં જે કૃતિઓ થયેલ તેને હિંદુ શિલ્પીઓએ આદર્શ તરીકે લઈ હિંદુ દેવદેવીઓની પ્રતિમા બનાવવા માટી બૌદ્ધ શિલ્પમા શ્રીમા દેવી નામે લક્ષ્મી દેવીની મૂર્તિ મળે છે, જે ઇસ્વી. પૂર્વે ૨૦૦ વર્ષનું કામ છે. જેમા કમળ પર બેઠેલા લક્ષ્મી દેવી ને તેની બન્ને બાજુ જળ ઉડાડતા બે હાથી ઉભા છે. આ સ્વરૂપને ગજલક્ષ્મી કહે છે. હિંદુ શિલ્પીઓએ આ બૌદ્ધ નમુનાનું અનુકરણ કર્યું અને આજ લગણ શ્રી દેવી-લક્ષ્મીજીની પ્રતિમા એજ રીતની બનાવે છે આવો જ બીજો દાખલો યક્ષના રાજા કુબેરની મૂર્તિનો તથા ઇન્દ્રની પ્રતિમાનો પણ છે. પણ બૌદ્ધ શિલ્પમા હિંદુ દેવોને બુદ્ધના કરતાં હલકી સ્થિતિના કલ્પ્યા છે. એક સ્થળે ભગવાન બુદ્ધના જન્મનું દૃષ્ય શિલ્પમા કોતર્યું છે. જેમાં બાળક બુદ્ધ દેવને હાથમા લઇ ઇન્દ્ર ડાબી બાજુ ઉભા છે અને પાસે જ સૃષ્ટા બ્રહ્માજી ઉભા છે. આ ઉપરાત બુદ્ધ ગ અગાઉ પણ હિન્દુ દેવદેવીઓની મૂર્તિના કોઇ કોઇ દાખલા મળે છે. કુશન રાજાઓના સિક્કા પર મહાદેવજીની તથા સૂર્ય દેવતાની મૂર્તિ છે. વળી મગધના મિત્રવંશના રાજા અગ્નિમિત્રના સિક્કા પર અગ્નિ દેવનું ઉભું ચિત્ર કોતર્યું છે. આમ હિંદુ પ્રતિમાનો પ્રારંભ ઇસ્વી. પૂર્વે ૨૦૦ અગાઉ થયેલો. પણ મૂર્તિની ભુજા તથા મસ્તકની સંખ્યામા ત્યાર પછી ચાર સૈકા બાદ વધારો થતો ગયો.

**પ્રતિમાનાં આસન**-હિંદુ યોગશાસ્ત્રમા જે આસન કહ્યા છે તેમાના કેટલાક મૂર્તિઓને આપવામા આવે છે. અને એ પ્રતિમાનું એક અંગ લેખાય છે. એ રૂઢીને યોગ્ય સ્થાન આપ્યા સિવાય કોઈ શિલ્પી પ્રતિમા ઘડશે જ નહીં. મહાદેવજીના ચોરાશી લાખ આસન હતા એમ કહેવાય છે જેમાના ઘેરંડ સંહિતામા માત્ર બત્રીસ આસન ઉપયોગી ગણાવ્યા છે. સિદ્ધ, પદ્મ, ભદ્ર, મુક્ત, વજ્ર, સ્વસ્તિક, સિંહ, ગોમુખ, વીર, ધનું; મૃતં, ગુપ્તં, મત્સ્યં, મત્સ્યેન્દ્ર, ગોરક્ષ, પશ્ચિમોત્તર, ઉત્કટ, સંહત, મયુર, કુક્કટ, કૂર્મ, ઉત્તાનમંડૂક, ઉત્તાનકુર્મક, વૃક્ષ, મંડૂક, ગરૂડ, વૃષ, શલભ, મકર, ઉષ્ટ્ર, ભુજંગ ને યોગ. આમાના હિંદુ મતિઓના સામાન્ય રીતે પદ્માસન, યોગાસન, વીરાસન, સ્વસ્તિકાસન અને વજ્રાસન એ પાચ આસનો જ જોવામા આવે છે.

**પ્રતિમાની** મુદ્રા-આસન ઉપરાત યોગશાસ્ત્રમા પચીસ મુદ્રા ગણાવી છે. એમાની પણ બે મુદ્રા પ્રતિમાને આપવામા આવે છે. એક અભય અને બીજી વરદ મુદ્રા. અભય મુદ્રામા એક ભુજા ઉંચા કરી હથેલી ઉઘાડી રાખી અભય કે રક્ષણ બતાવતી મૂર્તિ હોય છે. અને વરદ મુદ્રામા એક હાથ નીચો કરી હથેલી ઉઘાડી રાખી વરદ ભાવ બતાવતી પ્રતિમા હોય છે.

**પ્રતિમાના અલંકાર**-પ્રતિમા-માન-લક્ષણમા વિવિધ પ્રકારના અલંકાર પ્રતિમાના શણગાર માટે યોજ્યા છે. કેતકી કે એવા શુભ ફુલથી સાથળ શણગારવા; મેઘની જેવા

હાથ બનાવવા, રેખાના ચિહ્નોથી ગ્રીવા શણગારવી, ચંદ્રમંડળ જેવું મુખ, પ્રવાળા જેવા હોઠ, તિલપુષ્પ જેવું નાક ને કમળ પાખડી જેવી આંખ બનાવવી મસ્તક પર કિરીટ, કપાળ પર મન્દકુંડલ, કંઠમાં માલા, કમ્મર ઉદરબંધ, કેડી પર બાહુ બંધ, કાંડા પર મણિબંધ ને કંકણ, આંગળી પર અંગુઠી, અને પગના નુપૂર જોઈએ 'સહૃદયલીલા' માં સ્ત્રીઓના સાત અલંકાર કહે છે (૧) રત્ન (૨) હેમ (૩) અંશુક, (૪) માલ્ય, (૫) મંડન દ્રવ્ય (૬) યોજન તથા (૭) પ્રકીર્ણ (૧—૨) રત્નહેમમય અલંકાર ચાર પ્રકારના છે (અ) આવેધ્ય ( અંગ વીંધીને પહેરવાના અલંકાર ) દા. ત. કાનના કુંડળ, નાકની નથ ઇત્યાદિ (વ) નિબંધનીય-બાંધવાના હોય દા. ત. અંગદ શ્રોણિસુત્ર (ક) પ્રક્ષેપ્ય દા. ત. ઉર્મિકા તથા કડુ (ડ) આરોપ્ય જેમ હાર, માલા ઇત્યાદિ આવે (૩) અંશુક-ક્ષેમ (રેશમી), કાર્પાસ ( સુતરાઉ ), કૌશેય ( ગર્ભ સુતર ) રૌકવ ( ઉનનુ ગરમ ) (૪) માલ્ય-માળાઓ વેષ્ટિત, વિતત, સંઘાટ્ય, ગ્રંથિમત, અવલમ્બ મુક્તક, મંજરી, ને સ્તવક એમ આઠ પ્રકારની છે (૫) મંડનદ્રવ્ય કસ્તુરી, કંકુ ચંદન, કપુર, અગરુ, પત્રનામ, તેલ, તાંબુલ, અળતો ને ગોરોચન એ સર્વ ગણાવ્યા છે (૬) યોજના ભ્રૂ રચના અલક રચના [મીંથો] અને ધમ્મિલબંધ ઇત્યાદિ કહ્યું છે (૭) પ્રકીર્ણમાં શ્રમજળ, મધુમદ, દુર્વા યવપલવ, કાજળ ઇત્યાદિ છે

ભરતના નાટ્યશાસ્ત્રમાં દેહના અલંકાર ચાર પ્રકારના વર્ણવે છે (૧) આવેધ કુંડલ ઇત્યાદિ કાન વગેરેના અલંકાર (૨) બંધનીય એટલે અંગદ ઇત્યાદિ કેડના પગ વગેરે બાંધવાના અલંકાર (૩) ક્ષેપ્ય એટલે નુપૂર ઇત્યાદિ પગ ને આંગળીના અલંકાર. (૪) આરોપ્ય એટલે સોનાની માળા ઇત્યાદિ કંઠના અલંકાર એ ઉપરાંત શિરનુ ચુડામણિ તથા મુગટ, કાનના કુંડલ, કંઠના મુક્તાવલિ, હર્ષક ને સુત્ર, આંગળીનુ વાટિકા, ઉપલા હાથનુ કેયુર ને અંગદ, કંઠનુ તથા નિતમ્બનુ ત્રિસાર ને હાર કટીનુ તરલ તથા સૂત્ર, અને દેહનુ માલા તથા મણિહાર છે

આ પ્રતિમાઓના અભ્યાસપરથી હિંદુઓ પ્રાચીન કાળમાં જુદે જુદે વખતે કેવા ક્વા ભિન્ન ભિન્ન પ્રકારના અલંકારો ને આભુષણો પહેરતા તેનો ઇતિહાસ મળે છે બૌદ્ધ શિલ્પ પરથી જણાશે કે હિંદુઓ એ સમયે પાઘડીઓ પહેરતા એથી પણ જુના સમયના કાનમાં વાળીઓ કંઠના હાર ને હાથના કડા કે કંકણ સ્ત્રી પુરુષ બે પહેરતા

**પ્રતિમાપનો સૌંદર્યભાવ**-શિલ્પશાસ્ત્રોમાં લખે છે કે શાસ્ત્રાનેઅનુસરેલો પ્રતિમા સુંદર થાય મુખ હસમુખુ, આનંદદાયક ને સર્વ શુભ ચિહ્નવાળુ બનાવવું શંખ, ચક્ર, પદ્મ, ધ્વજ, વજ્ર, સ્વસ્તિક કલશ, કાચબ, ચંદ્ર, છત્ર, શ્રી વત્સ, અંકુશ, ત્રિશુળ યવમાળા ને વસુધ એ શુભ ચિહ્નો ગણાય છે શિર, છત્ર જેવુ, ભમર તથા નયનની રેખાઓ સુંદર કંઠ શંખ જેવી, હાથ હાથીની સુંઢ જેવા, હસ્તકમળ, સાથળ કેળ જેવા, નળી ને પગ સ્વરૂપ આનંદ આકૃતિ સુંદર જોઈએ ચનુ તથા બીજા અંગની સરખામણીના પગનો પૂજ્ય ભાવ મુકેલો છ શુક્રનીતિમાં લખ્યુ છે કે મૂર્તિ એવી બનાવવી કે જોનારના હૃદયમાં રેખાના વેલ જડ ભક્તિ ભાવ ઉત્પન્ન થાય આવી મૂર્તિને અર્ધદૃષ્ટિ દૃષ્ટિથી આદર્શરૂપ ગણી છે

બધા અગની સપ્રમાણતા તથા દૃષ્ટિની સમતા પરતો શાસ્ત્રકારોએ ખૂબજ ભાર મૂક્યો છે. મયશાસ્ત્રમા કહે છે –

प्रतिमा निम्नवदना यदि शिल्पी विनश्यति । चिर न पूज्यते भर्त्तुर्विभव नश्यति ध्रुवम् ॥३॥
नासानियवमानादप्यधिका यदि कल्प्यते । शीघ्रमेव हि राजान निहन्तीति विनिश्चितम् ॥४॥
नासाहैन्ये श्रिय हन्ति दुख दैन्ये कपोलयो । उग्रदक प्रतिमा शीघ्र निहनिष्यति नायकम् ॥५॥
पुत्रहानिं प्रकुरुते शोक चाप्यधिक तथा । मारीव नताशये सर्व. प्रजा कालविपर्यये ॥६॥
उग्रदृष्टि तु रौद्री च राज्ञो राष्ट्र विनश्यति । अधोदृष्टि रौद्रा च अर्चक निहनिष्यति ॥७॥
पार्श्वदृक बन्धुनाशाय समदृष्टिस्तु कारयेत् । समदृष्टिस्तु शान्ता च सर्वजीव सुखा भवेत् ॥८॥

અર્થાત પ્રતિમા નિમ્નવદના બનાવે તો શિલ્પીનો નાશ થાય, તથા માનભગ થાય અને તેના રાજાનો વૈભવ ધણ મજે પ્રતિમાનુ નાક નણુયથી લાંબુ કરે તો તેના રાજાનુ તત્ક્ષણ મૃત્યુ થાય. નાક હીન બનાવે તો શ્રેયનો નાશ થાય ગાલ ને કપાળ પ્રમાણ વિનાના હીન બનાવે તો તેના પર દુખ આવી પડે ઉગ્ર દૃષ્ટિવાળી પ્રતિમા બનાવે તો તેના નાયક–ધણીનુ જલદી મૃત્યુ થાય, તેનો પુત્ર મરે તથા ખૂબ દુખ તથા શોક કરાવે ને જેમ ચેપી રોગમા સબળા માણસ ટપેટપ મરે તેમ તેના ઘરના બધા માણસોનો નાશ થાય ઉગ્ર તથા રૂદ્ર દૃષ્ટિવાળી પ્રતિમા બનાવે તો રાજાના રાજ્યનો નાશ થાય રૂદ્ર ને અધોદૃષ્ટિવાળી પ્રતિમાના પુજારીનુ પણ મૃત્યુ થાય પાર્શ્વદૃષ્ટિવાળી પ્રતિમા બનાવે તો તેના સગાવહાલા મૃત્યુ પામે તેથી સમદૃષ્ટિવાળી, શાન્ત ને સર્વ જીવને સુખ આપવાવાળી પ્રતિમા બનાવવી વળી જો નાક ખૂબ જાડુ ઘડે તો શિલ્પી વૈભવહીન થાય, બહુ બેડોળ ગાલ ને કપાળવાળી મૂર્તિથી ખૂબ દુખ ને શોક આવી પડે તથા પડખા કે કાખળી જાડી ઘડી હોય તેવી મૂર્તિ ઘડનાર શિલ્પીનુ મૃત્યુ ઉત્પન્ન કરે

વળી પ્રતિમા માન લક્ષણ નામના ગ્રથમા પ્રતિમાના ગુણ આમ દર્શાવ્યા છે –

अथार्चाना गुणो दोषो चोच्यतऽधिकहनित । दीर्घविस्तारसयुक्त दयात्स्थान तु सुस्थिरम् ॥७३॥
शिरश्छत्रसम कार्य धनधान्यसमृद्धिदम् । सुभ्रुलेखा ललाट च शाश्वता ददाति श्रियम् ॥७४॥
सुकृति सा भवेदर्चा जायते ससुखा प्रजा । कम्बुग्रीवा भवेदर्चा सर्वसिध्धिकरी सदा ॥७५॥
शरीर सिंह सस्थान सुभिक्ष बलवर्धनम् । भुजौ करिकराकारौ सर्वकामार्थ साधकौ ॥७६॥
शस्यसम्पत्करं नित्य सुन्दर च सुभिक्षकृत् । रम्भोरुधन गोवृद्धि ग्रामवृद्धि सुपिण्डिका ॥७७॥
सुपादा च भवेदर्चा शीलविद्या प्रसाधका । इत्यर्चाना प्रशसोक्ता ॥७८॥ प्रतिमामान लक्षणम्

અર્થાત્ પ્રતિમાનુ શિર છત્ર જેવુ બનાવે તો તે ધન ધાન્ય સમૃદ્ધિ આપનાર છે કપાળમા સુભ્રરેખા સુદર હોય તો તે શાશ્વત શ્રેય આપનાર છે જો પ્રતિમા સુકૃત હોય તો પ્રજા સુખી થાય. જો કમ્બુગ્રીવા [શખજેવી ડોકવાળી] હોય તો સર્વ સિદ્ધિ

કરનારી છે સિદ્ધ સંસ્થાન રાગ કરેલુ હોય તો જય તથા અધિકતા આપનારી છે હાથીની સુંઢ જેવા હાથ કરેલ હોય તો સર્વકામાર્થસાધક પ્રતિમા થાય છે. સુંદર ઉદરવાળી પ્રતિમા સારો પાક પેદા કરાવનારી ને વૃદ્ધિ કરનારી છે કેળના જેવા સાથળવાળી પ્રતિમા ધન તથા ગાય ઇત્યાદિ પશુધન વધારે છે જો પ્રતિમાનો નખ સુંદર બના યો હોય તો ગામડાની વૃદ્ધિ થાય અને રિદ્ધિસિદ્ધિ ખૂબ થાય સુપાદ-રૂપાળા પગવાળી મૂર્તિ જીવન તથા વિદ્યા વધારનારી છે ઇતિ અન્યા–પ્રતિમાઓની પ્રશસા કરી છે

ઉપર મુજબ સુદર મુર્તિઓ જ શિલ્પીઓ ને બનાવવા શાસ્ત્રોમા આજ્ઞા આપી. કોઇ શિલ્પી કદરૂપ મૂર્તિ ન બનાવે એના ખાતર શાસ્ત્રકારોએ એ દોષ કરનારને અમુક અમુક પ્રકારના દુખ આવી પડશે એના આદેશ દીધા છે આ સર્વ આદેશ સાધારણ શિલ્પીઓ માટે છે રાષ્ટ્ર કલાવિશારદ માટે ન હતા કેમકે આવા સુક્ષ્મ બદ્ધ નુખા નિયમથી પ્રતિમામા સૌંદર્ય કે રૂપ આવી શકાતુ નથી તે તો કલાકાર ને શિલ્પીના અતઃકરણમાથી ઝરે છે તેનો આધાર તેની પોતાની પીછી કે ટાકણુ ચલાવવાની કળા પર છે માટે જ શુક્રનીતિમા લખ્યુ છે કે " યોગ્ય હોય તેવી લાવણ્યના દરેક અગમા શિલ્પીએ લાવવી " કેમકે એ આચાર્ય સમજતા હતા કે આવા નિયમોથી બાહ્ય રૂપના માપ આપી શકાશે, પણ મૂર્તિમા સૌન્દર્ય તથા લાલિત્ય નહીં સુરાય માટે જ અતિ બુદ્ધિમાન કલાવિશારદને આચાર્યે આટલી છૂટ આપી છે ઉપલા સર્વ નિયમ સૌન્દર્યનુ ધોરણ ઉચુ રાખવા તથા ભક્તજનોને સર્વ સ્થળે ધ્યાન યોગમા મદદ કરે તેવી જ પ્રતિમાઓ ઘડવા સારૂ આપ્યા છે એ ભૂલવુ જોઇતુ નથી

રેવાશંકર ઓઘડભાઈ.

# ગુજરાતમાં ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના સાહિત્યની પરિસ્થિતિ

" धर्मान्न प्रमदितव्यम् । सत्यान्न प्रमदितव्यम् ।

तैत्तिरीयउपनिषद्

ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत ॥ ऋग्वेद

**ઉપક્રમ**

સાહિત્ય પરિષદ્‌ના વર્તમાન અધિવેશન સમયે ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિભાગના પ્રમુખ તરીકે મારી પસંદગી કરવામા જે પરિષદ્‌ના ચાલકોએ ઉદારભાવ દર્શાવ્યો છે તેથી સર્વથા આભારી છું. આ વિભાગની જવાબદારીનું પ્રમુખપદ સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ મહાશય આચાર્ય શ્રી આનંદશંકરભાઇને આપ્યું હોત તો મને પોતાને વિશેષ આનંદ પ્રકટત, કારણ કે **ધર્મ** અને **તત્ત્વ** એ બે પદાર્થોને, તેમણે પોતાની નૈસર્ગિક પ્રતિભા વડે અને વિપુલ અભ્યાસ વડે, તેમના જ્ઞાનમંદિરના પ્રાગણના ક્રીડાકંદુકો બનાવી દીધા છે, અને તે આપણને લીલા-રૂપે સારા સમજાવી શકત, અને ધર્મ અને તત્ત્વને લગતું આપણુ ગુજરાતી ભાષાનું સાહિત્ય શી રીતે સમૃદ્ધ બનાવી શકાય તેનું રેખાચિત્ર તેઓ સારી રીતે ચિતરી શકત.

**વાઙ્મયના બે વિભાગો કાવ્ય અને શાસ્ત્ર શાસ્ત્ર શબ્દની વ્યુત્પત્તિ અને તે વડે આચારધર્મ અને વિચારધર્મનું સ્વરૂપ સમજાય છે.**

વાઙ્મયના કાવ્યમીમાસકો બે વિભાગ પાડે છેઃ—( ૧ ) કાવ્ય, અને ( ૨ ) શાસ્ત્ર, શાસ્ત્ર મનુષ્ય પ્રાણીને ધર્મ અને અધર્મનુ ભાન કરાવી કર્તવ્યની પ્રવૃત્તિની અને અકર્તવ્યની નિવૃત્તિની દિશા દેખાડી શાસન કરે છે વળી તે મનુષ્ય પ્રાણીને કાર્યરૂપ જગત્, કારણરૂપ પદાર્થ ( પછી તે ઇશ્વર, પ્રકૃતિ ગમે તે સંજ્ઞાથી વર્ણવો ) અને કાર્ય-કારણને જાણનાર જીવાત્મા, એ ત્રિપુટીનું મૂલ સ્વરૂપ કેવું છે તેનું શસન એટલે વર્ણન કરે છે. આ પ્રમાણે શાસ્ત્ર શબ્દની વ્યુત્પ-ત્તિથી સમજી શકાય એમ છે કે ધર્માધર્મની પ્રવૃત્તિનિવૃત્તિનું શાસન કરનાર, અને જગત્, જીવ, ઇશ્વર એ ત્રણ પદાર્થનું વાસ્તવ સ્વરૂપ કેવું છે તે જણાવનાર સાહિત્ય તે શાસ્ત્રસાહિત્ય. આ શાસ્ત્રસાહિત્ય શુદ્ધ શાસ્ત્રરૂપ હોય જેવા કે વેદાદિ અથવા રસાત્મક વાક્યોથી ગ્રથિત થયેલું કાવ્યથી મિશ્ર સાહિત્ય પણ હોય જેવા કે રામાયણ મહાભારત, પ્રબોધ ચંદ્રોદયાદિ નાટકો.

**ત્રિવર્ગમાં વસ્તુતઃ ધર્મનું પ્રથમ સ્થાન તે આ જમાનામાં**

ધર્મ એટલે શુ ? આ જમાનામા હિંદુ–મુસલમાનના ઝઘડાથી સામાન્યજનો ધર્મની વાત સાભળીતા ભડકે છે. હિન્દુસ્થાનનું સ્વરાજ્ય ધર્મની ભાજગ-ડોમા ગયું છે, અને ધર્મના પ્રશ્નોને દૂર રાખવામા આવે તો આપણા સ્વરાજ્યના પ્રશ્નોની સત્વર ઉકેલ થઈ શકે તેમ છે. આ આક્ષેપ પ્રથમદર્શને સામાન્ય મનુષ્યોને બલવાન્ લાગશે. પરંતુ

**ત્રીજે નમ્બરે આવી ગયુ છે.** વિચાર કરતા સમજાશે કે ભારતવર્ષની ધર્મભાવના આવા ઝઘડા કરાવનારી નથી ભારતવર્ષની ધર્મભાવનાએ હિન્દુઓના હિન્દુધર્મના, બૌદ્ધોના બૌદ્ધધર્મના, અને જૈનોના આર્હતધર્મના મૂર્ત રૂપો ઘડયા છે, અને ત્રણે ધર્મના પ્રવર્તકોએ તેને આ લોક અને પરલોકના હિતને અર્થે, વ્યક્તિની અને સમાજની યોગ્ય ધારણા અથવા વ્યવસ્થા કરવાને અર્થે, પ્રયોજ્યો છે ઝઘડાઓના મૂલ કારણ ખરી રીતે અર્થવાસના અને કામવાસનાને અનિયન્ત્રિત વહેવા દેવામા સમાયેલુ છે ધર્મભાવનાને વશ નહિ વર્તનારી ધનની અને વિષયભોગની લોલુપતા એ જ કલેશનુ અને ઝઘડાનુ કારણ છે જે ભારતવર્ષમા ધર્મ પહેલો, અર્થ બીજો અને કામ ત્રીજો એવી ત્રિવર્ગની વ્યવસ્થા મહર્ષિઓએ સમજાવી છે, તે ભારતવર્ષમા હાલ આપણે અર્થ પહેલો, કામ બીજો અને ધર્મ ત્રીજો એવી અવળી પુરુષાર્થની પદ્ધતિ રચી બેઠા છીએ ગમે તે રીતે ધનવાન્ થવુ છે પાપ પુણ્યનો બીલકુલ વિચાર કરવો નથી તેવા ધન વડે અર્થ પુરુષાર્થ સાધી ગમે ત્યાના ગમે તેવા ભોગ્ય પદાર્થો ભોગવવા છે, અને આ પ્રમાણે ધનમદ અને કામમદથી ઉન્મત્ત થવુ છે, અને કોઈપણ ઝઘડાનુ પાપ બિચારા ધર્મને માથે નાખવુ છે?' આ સાથે અપધર્મને આપણે ધર્મ માની બેઠા છીએ

**ધર્મ અધર્મ આત્માના ગુપ્ત (અદૃષ્ટ) ગુણો છે.** જેમ પૃથ્વીનો ગધ એ સ્વાભાવિક ગુણ છે, તેમ મનુષ્ય આત્માનો ધર્મ એ સ્વાભાવિક વિશેષગુણ છે, પાર્થિવ પદાર્થોમા ગધ ગુણ જેવી રીતે ગુપ્ત હોય છે, અને વૃષ્ટિ આદિના સહકારી સબધથી પ્રગટ થાય છે, તેમ આત્મામા, તેની સર્વથા ઉન્નતિ કરાવનાર ધર્મ નામનો વિશેષ ગુણ, જેમનામા તે ગુણ પ્રબુદ્ધ થયો છે એવા મહાપુરુષોના સપર્ક વડે, વ્યક્ત થાય છે પ્રત્યેક જીવ સ્વભાવથી જ ઇચ્છે છે કે—
'હુ શી રીતે દુ ખથી છૂટો થઉં, અને સુખ સાથે જીવી શકુ?' આ પ્રશ્ન જ્યા સુધી ઉઠે છે ત્યા સુધી દુ ખના સાધનરૂપ અધર્મથી નિવૃત્ત થવાનો, અને સુખના સાધનરૂપ ધર્મમા પ્રવૃત્ત થવાનો પ્રશ્ન સામો ઉભો જ રહે છે જ્યારે સુખદુ ખની વાસના ઉઠશે નહિ ત્યારે ધર્મ અધર્મનો પ્રશ્ન ઉઠશે નહિ. મનુષ્યની સુખદુ ખની વાસના જેવી સાહજિક છે, તેવી ધર્માધર્મની વાસના પણ સાહજિક છે સુખદુ ખ ચિત્તના પરિણામી કાર્યધર્મો છે, અને ધર્મ અધર્મ તે ચિત્તના કારણધર્મો છે સુખદુ ખ પ્રકટ થયા પછી, તેના અકુરો નીકળ્યા પછી તેના કારણો પ્રતિ આપણી દૃષ્ટિ વળે છે આજ કારણથી ધર્મ અને અધર્મને "અદૃષ્ટ" નામ આપવામા આવે છે ચિત્તના ઘણા વ્યાપારો પુરુષની અનુભવ મર્યાદામા આવતા નથી, પરતુ કાર્યોનો ઉદય થયા પછી તે અદૃષ્ટકોટિમાથી દૃષ્ટકોટિમા આવે છે આપણો જીવનયોનિ પ્રયત્ન, આપણા હૃદયનો સકોચ વિકાસ, આપણી પચનક્રિયા આ વિગેરે સર્વ જીવનનિર્વાહક ચેષ્ટાઓ આપણી સામાન્ય જ્ઞાનમર્યાદામા આવતી નથી, પરતુ જ્યારે રોગ વડે અસ્વસ્થતા પ્રગટ થાય છે ત્યારે અસ્વસ્થતાના કારણો તે તે અવયવોમા શા છે તેનું ભાન થાય છે અને અદૃષ્ટભૂમિકામાથી દૃષ્ટ ભૂમિકામા લાવવાને આપણે મથીએ છીએ ધર્માધર્મ નામના આપણા વિશેષ ગુણોના પણ આજ પ્રકારે અનુમેય થાય છે સુખ—સાક્ષાત્કાર સમયે ધર્મસસ્કાર સમજાય છે દુ ખના અનુભવ પ્રસગે અધર્મ સસ્કાર સમજાય છે

સુખમા પરિણામ પમાડનાર અને ઉંચી ગતિ કરાવનાર મનનો બીજરૂપ ગુણ તે ધર્મ, દુઃખમા પરિણામ પમાડનાર અને નીચી ગતિ આપનાર ગુણ તે અધર્મ × સામાન્ય રીતે આ ગુણો આત્મચૈતન્યને દૃષ્ટ થતા નથી તે અદૃષ્ટ કહેવાય છે પરતુ ઉપાય વડે તે દૃષ્ટ અથવા અનુભવ મર્યાદામા આવી શકે છે સાધારણ બુદ્ધિવાળાને સુખ અને દુઃખના કારણરૂપે તે અનુમાનમા આવી શકે છે, પરતુ અસાધારણ પ્રતિભા વાળાને તે ગુણ પ્રત્યક્ષ અનુભવાય છે જેમ આપણા સુખ દુઃખને, આપણા પ્રયત્નને, આપણે અનુભવમર્યાદામા લાવી શકીએ છીએ જો કે તે દેહ બહારના પદાર્થો નથી, તેમ આપણા ધર્માધર્મના સસ્કારને તથા તેના વેગને યોગ્ય ઉપાયથી આપણે અનુભવમર્યાદામા લાવી શકીએ છીએ સામાન્ય મતિને જે અદૃષ્ટ છે, તે આર્ષમતિને દૃષ્ટ થાય છે ધર્માધર્મનુ પ્રત્યક્ષ તાર્કિક મતિ વડે થતુ નથી પરતુ પ્રતિભાવડે અથવા શુદ્ધ પ્રજ્ઞા વડે થઈ શકે છે

**સુખજનક ધર્મ, અને દુઃખજનક અધર્મ.**

ધર્મ અને અધર્મનો સાક્ષાત્કાર થવામા પ્રતિબધરૂપ કારણો રાગ, દ્વેષ, અને મોહ છે આ ત્રણ દોષોથી હણાયલી બુદ્ધિ ધર્માધર્મનું પ્રત્યક્ષ કરી શકતી નથી જેટલા જેટલા અશમા આ દોષો છૂટતા જાય છે તેટલા તેટલા અંશમા આપણી મર્યાદાવાળી અણુ બુદ્ધિ અમર્યાદ પ્રતિભાના રૂપમા પલટાતી જાય છે + આ શુદ્ધ પ્રતિભા અથવા પ્રજ્ઞા તે ધર્મનુ દર્શન કરાવે છે, જે અન્તઃકરણમા તે પ્રતિભા ઉદયને પામે છે તે કાઇ નહિ તો પોતાના અધ્યક્ષ ચેતનના ભૂત અને ભાવિ ભવનું કઈક ઝાખુ જ્ઞાન ઉત્પન્ન કરે છે આવી ભૂત અને ભાવિ વિપાકને સમજવાની પ્રતિભાશક્તિ જેની ઉષ કાલ જેવી જાગે છે તેવા ધર્મજ્ઞ વગના **અવ્યક્તારમા** અથવા ઝાખા જ્ઞાનવાળા આત્માઓ કહેવાય છે તે આત્માઓ પ્રાણી પદાર્થોનું જે સત્ય સ્વરૂપ છે તેના પ્રતિ વિશેષ આકર્ષાય છે, અને તેમના દેખાતા રૂપમા મોહ પામતા નથી તેઓ સત્યપક્ષપાતી હોય છે તેઓ જોયેલુ જાણેલુ જેવુ છે તેવુ વદે છે એટલુ જ નહિ, પણ વસ્તુનું સત્ય સ્વરૂપ જ જુએ છે, અને તેથી તેમના અનુભવને જણાવનાર વાક્યમા અજ્ઞાન અથવા સશયજન્ય મિથ્યા જ્ઞાનની છાટ હોતી નથી આપણે મનુષ્યો **સત્યવાદી** હોઇએ છીએ, એટલે કે જેવુ જોયુ જાણ્યુ તેવુ વદીએ છીએ, પરતુ આપણા જોના જાણવામા દોષ હોય તો મૂળ વસ્તુના સ્વરૂપ સબધમા આપણુ સત્યવચન ન્યાય નિર્ણયમા કઇ ઉપયોગનું ગણાતુ નથી કોઇ સાક્ષી અજ્ઞાન, અથવા સશય, અથવા વિપર્યય વડે બીચારો હણાયલો હોય તો તે ભલે સત્યવાદી હોય પણ ન્યાયનિર્ણયમા

**રાગ, દ્વેષ, અને મોહ ધર્માધર્મનુ અલૌકિક પ્રત્યક્ષ ન થવા દેવામાં કારણો છે. શુદ્ધ આર્ષજ્ઞાનની સાત ભૂમિકાઓ ધર્મની દૃષ્ટિ ઉઘાડે છે**

---

× જુઓ. धर्मप्रभव सुखम् ॥ अधर्मप्रभव दुःखम् ॥ ( तर्ककौमुदी ) धर्मेण गमनमूर्ध्वं गमन मधस्ताद् भवत्यधर्मेण ॥ साख्यकारिका ॥

+ तद् दुष्ट ज्ञानम् ( अविद्या ) ॥ ११ ॥ अदुष्टम् ( ज्ञानम् ) विद्या ॥ १२ आर्षेण सिद्धदर्शन धर्मेभ्य ॥ १३ ॥ वैशेषिक દર્શન ( નવમા અધ્યાયના સૂત્રો )

ભાગ્યે જ ઉપયોગી થઇ પડે છે. પરંતુ જે યથાર્થદર્શી અને યથાર્થવક્તા હોય તે શુદ્ધ સાક્ષી ઉપયોગનો છે. આવું યથાર્થ વસ્તુદર્શન અને તે દર્શનને અનુસરતુ સત્યવચન બોલવાનો જેના ચિત્તનો ધર્મ જાગે છે તેવા ધર્મજ્ઞ આત્માને **अणुआत्मा** સંજ્ઞા આપવામા આવે છે. પહેલા અને બીજા વર્ગના આત્માઓને એટલે **अव्यक्तात्मा** અને **अणुआत्माने** ધર્મ વસ્તુનો પ્રબોધ બીજા અનુભવીના શબ્દદ્વારથી અથવા શબ્દજ્યોતિથી ઉદય પામે છે. તેવા અનુભવીઓ ત્રીજા વર્ગના **महात्मा** કહેવાય છે. પરંતુ જેના રાગ, દ્વેષ, અને મોહના સ્થૂલ અને સૂક્ષ્મ પાશો કપાયા છે, અને જેમને માત્ર તે કલેશો અત્યંત તનુભાવવાળા, એટલે ચિત્તના ઉપર માત્ર જાળાવાળા ઝુરખા જેવા શેષ રહ્યા છે, તેમની દષ્ટિ પારકાના પ્રબોધ વિના પોતાના સામાન્ય યોગજન્ય પ્રયત્નથી ઉઘડી જાય છે. આ ચોથ પ્રતિભામય આર્ષ મતિને **संबोधि** કહે છે, અને તેવા આત્માઓ **संबुद्धात्मा** ગણાય છે. પોતાની મેળે સમ્યક્ બોધિને પામનાર આત્માઓ પૈકીનું સર્વોત્તમ ઉદાહરણ ભગવાન્ ગૌતમ બુદ્ધનુ છે. આ સિદ્ધ પુરુષ વેદવાદી નહોતા તો પણ તેમના ધર્મચક્રપ્રવર્તનના બળને બ્રાહ્મણોએ સ્વીકાર્યું છે. પછવાડેના પુરાણ સાહિત્યમા ભગવાન્ બુદ્ધની નિંદા જોવામા આવે છે, પરતુ મહાભારતના આપણા પાચમા વેદ રૂપ ધર્મકોશમા એમ સ્પષ્ટ જણાવવામા આવ્યુ છે કે " તેઓ ઉન્મત્ત દાનવોને વશમા લાવી પોતે શુદ્ધ ભાવને પામ્યા હતા, અને સર્ગનુ રક્ષણ તેમણે કર્યું છે !+ સમ્યક્બોધિ અથવા સ્વય પ્રબુદ્ધ થવાની પ્રતિભાશક્તિ મેળવ્યા પછીના ચઢીયાતી કોટિના ધર્મજ્ઞો શુદ્ધ આલોચન કરનાર, માત્ર નેત્રનિમીલન કરી ધર્માધર્મનું વિદ્યુત જેવુ પ્રત્યક્ષ કરે છે, તેવા ધર્મ પ્રત્યક્ષ કરનારા મહાપુરુષોને **तपःसिद्ध** ઋષિ કહે છે તેનાથી ચઢીયાતી કોટિના સાધુ પુરુષો માતાના ગર્ભમા હોય ત્યાથી પ્રબુદ્ધ થાય છે. આવી પૂર્વ જન્મની સામગ્રીના પ્રભાવ વડે આ જન્મના કોઇ પણ પ્રકારની સાધન સિદ્ધિ વિના ધર્મજ્ઞ અને તત્ત્વજ્ઞ રૂપે પ્રકટ થનાર વામદેવ મહર્ષિનુ દષ્ટાંત છે ત્યાર પછીના સાધુ મહા પુરુષો **मन्त्रसिद्ध** અને **ऐश्वर्यसिद्ध** વર્ગના હોય છે તેમના મુખથી જે કઇ સમયસર નીકળી આવે છે તે મંત્ર રૂપ હોય છે, અને જેમના પ્રતિ તે વાણીનો ઉચ્ચાર કરે છે તેમને ઐશ્વર્યાદિ ફલ મળે છે. ધર્માધર્મનુ શુદ્ધ આન્તર પ્રત્યક્ષ કરનારા સાધુ પુરુષોને સાત વર્ગના સપ્તર્ષિ મડળ× કહેવામા આવે છે. આ ધર્મ પ્રત્યક્ષ કરનારા સાધુ પુરુષો દેવ વર્ગના હોય તો **देवर्षि** કહેવાય, બ્રાહ્મણ વર્ગના હોય તો **ब्रह्मर्षि**; રાજ-વર્ગના હોય તો **राजर्षि**; અને બીજા ગમે તે જાતિના અથવા વર્ણના હોય તો **सिद्धर्षि** કહેવાય.

---

+ दानवास्तु वशीकृत्वा, पुनर्बुद्धत्वमागत. ।
सर्गस्य रक्षणार्थाय तस्मैबुद्धात्मने नम ।। शातिपर्व–राजधर्म पर्व
अ. ४६ श्लोक १०७

× જુઓ।' इत्येते ऋषिभिर्युक्ता देवद्विजनृपास्तु ये ।
एतान्भावानधीयाना ये चैव ऋषयो मता ।
सप्तैते सप्तभिश्चैव गुणैः सप्तर्षय स्मृताः ।। ( वायुपुराण )

**ધર્મનું પ્રાતિભ દર્શન જેમને થાય છે તેઓ સપ્તર્ષિ મંડળના ઋષિ જેવા છે.**

આથી સ્પષ્ટ થઇ શકે એમ છે કે મનુષ્યાત્મામા સુખદુ:ખને પ્રકટ કરનારા ધર્માધર્મ અવ્યક્ત વર્ગના ગુણો છે. તે ગુણો સામાન્ય જનોમા રાગ, દ્વેષ, અને મોહથી દબાયેલા અથવા આવૃત હોય છે. આ આવરણોના પાશ જેના શિથિલ અથવા છૂટી ગયેલા હોય છે તે ધર્માધર્મનું સ્પષ્ટ દર્શન કરી શકે છે, અને તેવુ દર્શન કરનારા–૧ **अव्यक्तात्मा, २ अणुआत्मा, ३ महात्मा, ४ प्रबुद्धात्मा, ५ तपः सिद्धात्मा ६ मन्त्रसिद्धात्मा ७ ऐश्वर्यसिद्धात्मा,** એવા સાત ઋષિમંડલના અધિકારી ગણાય છે. આ સાત વર્ગ પૈકીનુ એક પણ પ્રતિભામય દર્શન જેમનુ ઉઘડયુ નથી તેવા જનો ધર્મના મર્મ કદી સમજી શકતા નથી.

**કાવ્યમાં રસાસ્વાદનો જેવો સહૃદયાધિકાર તેવો ધર્મજ્ઞાનમાં પવિત્ર શમાધિકાર.**

જેમ કાવ્ય શાસ્ત્રમા કવિની પ્રતિભા અને રસજ્ઞની સહૃદયતાની રસનિષ્પત્તિમા જરૂર છે, તેમ ધર્મ અને તત્ત્વને લગતી વિદ્યાના શાસ્ત્રમા ઉપદેષ્ટામા આર્ષપ્રતિભાની અને શ્રોતામા શ્રદ્ધાદિ ૭ દૈવી સંપત્તિની, શાંત રસની અભિવ્યક્તિમા, જરૂર રહે છે જેવો કાવ્યમીમાંસામા રસાધિકાર છે, તેવો જ ધર્મવિજ્ઞાનશાસ્ત્રમા પણ શમાધિકાર છે.

**સાધુ જનોનો સંગ અધર્મીઓનો ઉદ્ધાર કરનાર છે.**

આ સંસારના ભવરોગીઓના ભવરોગની ચિકિત્સા કરનારા સાધુ જનોના હાથમા જ ધર્માધર્મ, જે અદૃષ્ટ છે, તેને દૃષ્ટ ભાવમા લાવવાની કુંચી રહેલી છે. આવા સાધુ જનો પ્રતિભાવાળા સત્યદર્શી હોય છે, તેઓમા કદાચ તર્કબુદ્ધિનો વિભવ ઓછો હોય છે તેથી પાંડિત્ય ન દર્શાવે, પરંતુ તેટલા માત્રથી તેમના હૃદયની ઉંચી ગણના કરતા આપણે જો પરીક્ષક વર્ગમા ગણાવુ હોય તો, પાછા હઠવું ન જોઇએ શુદ્ધ સાધુ જનો જીવોની ધર્મકાયાનુ જેટલુ વિસ્તારવાળુ અને ઉંડુ અવલોકન કરી શકે છે, તેનુ શતાંશ અસાધારણ તર્કબુદ્ધિવાળા વિદ્વાનો પણ રાગ, દ્વેષ, અને મોહના પાશમા જકડાયેલા હોવાથી કરી શકતા નથી. તેઓ જીવોની ભોગકાયાને જ જોઈ શકે છે. સાધુ મહાત્માઓ જ અસાધુ જીવોની નવી ધર્મકાયાનુ નિર્માણ કરે છે; તેઓજ અસાધુનુ સાધુમા રૂપાન્તર કરે છે, તેઓજ હલકી પ્રતની ધાતુને સુવર્ણ બનાવનારા અદ્ભુત કીમીયાગરો છે પંડિતો આમાનુ કાઇ પણ કરવા સમર્થ હોતા નથી ધર્મ અને તત્વજ્ઞાનના પ્રદેશમા તેઓ બીચારા દરિદ્ર હોય છે એક સાચા સાધુ સંતના વાતાવરણમા બેસી જુઓ, તેમના નેન, ચેન અને રેહણનો અનુભવ કરો, અને તમને સહજ સમજાશે કે પાપી અને અધર્મી પ્રાણીઓના પાપ અને અધર્મ કેવી રીતે ઢપાઇ જાય છે આ ચિત્તશોધક સામર્થ્ય વડે ભગવાન બુદ્ધે અંગુલિમાલ નામના ખુનીને વશ કર્યાનુ સુપ્રસિદ્ધ ઐતિહાસિક ઉદાહરણ છે.

જીવોના ચિત્તમા રહેલુ સુખજનક ધર્મબીજ રાગ વડે અને દુ:ખજનક અધર્મબીજ દ્વેષ વડે અંકુરિત થાય છે. રાગ વડે અને દ્વેષ વડે સેવાતો ધર્મ તે સકામ

ધર્મ છે, રાગ અને દ્વેષ વિનાનો કર્તવ્ય બુદ્ધિથી આત્મહિત અથવા જગત્ હિતને અર્થે સેવાતા ધર્મને, નિષ્કામ ધર્મ કહે છે. નિષ્કામ ધર્મ તે ફલ વિનાનો ધર્મ એમ ન સમજવું. તે ધર્મ સકામ ધર્મની પેઠે તે તે અભ્યુદય રૂપ ફલને પ્રકટ કરતો નથી, પરંતુ ચિત્તની એવી અસાધાધણ શુદ્ધિ કરે છે કે તેવા ચિત્તને નિઃશ્રેયસ અથવા પરમાર્થ સુખની સહજ પ્રાપ્તિ થાય છે. સાંસારિક સુખ–પછી તે આ લોકનું હોય કે પરલોકનું હોય તેનો ઉત્પાદક સકામ ધર્મ છે, પારમાર્થિક સુખ–પછી તે આ લોકમા જીવન્ મુક્ત રૂપે અનુભવવાનું હોય–અથવા બ્રહ્મલોકમા અનુભવવાનું હોય–તેનો ઉત્પાદક નિષ્કામ ધર્મ છે.

**ધર્મની સકામ અને નિષ્કામ શાખાઓ.**

**આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત નામના ધર્મજ્ઞાનના ત્રણ ખંડો**

રાગદ્વેષથી પ્રેરાયેલા મન વડે જે સકામ ધર્મ મન, વાણી, અને શરીરથી સધાય અને તેવા દોષની છાયા વિનાના શુદ્ધ ભાવ વડે પ્રેરાયેલા મન વડે જે નિષ્કામધર્મ મન, વાણી અને શરીરવડે સધાય તેવા અંગત આચારનું, બીજા પ્રાણી પદાર્થો સાથે કેવી રીતે પ્રવૃત્તિ, નિવૃત્તિ સેવવી તેવા વ્યવહારનું, અને આપણામાં દોષ ઉત્પન્ન થયો હોય તો તે દોષ શી રીતે કપાય અને તેનું દુષ્ટ પરિણામ શી રીતે અટકાવી શકાય એવા પ્રાયશ્ચિત્તનું વિધાન કરનાર શાસ્ત્ર તે ધર્મ જ્ઞાનનું શાસ્ત્ર છે. આપણા ભારતવર્ષમા આ ધર્મજ્ઞાનનાં ત્રણ મોટાં વૃક્ષો ઉગ્યાં છે:–(૧) વેદધર્મનું, (૨) બૌદ્ધ ધર્મનું, (૩) જૈનધર્મનું. તેમા વેદધર્મના, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, તન્ત્રો, આગમો વિગેરેથી ઉપબૃંહણ પામેલા વિશાલ ધર્મવૃક્ષને આપણે હિન્દુધર્મ કહીએ છીએ. તેની અનેક શાખા–પ્રશાખાઓ છે, અને તેના પત્રો, પુષ્પો, અને ફલોથી આ મહા–ન્યગ્રોધ અથવા વટવૃક્ષની નીચે ઘણા સંપ્રદાયો અને પંથના સાધુજનો વિશ્રામ લે છે; તેવી જ રીતે હીનયાન અને મહાયાનની શાખાના અર્હત્ અને બોધિસત્ત્વો મહાબોધિ વૃક્ષ નીચે વિરામ લે છે; અને દિગંબર અને શ્વેતાંબર શાખાના શ્રાવકો અને સૂરિઓ શાલ વૃક્ષ નીચે વિશ્રામ લે છે.

**ધર્મનું મૂલ ક્યાં શોધવું ?**

શ્રુતિ, સ્મૃતિ, સદાચાર, પોતાના કલ્યાણનુ ભાન, અને યોગ્ય સંકલ્પથી ઉત્પન્ન થતો કામ એ ધર્મના મૂલ ગણાય છે. તે વડે ધર્મનુ જ્ઞાન અને અધર્મનું જ્ઞાન અંકુરિત થાય છે. ધર્મજ્ઞાન વડે કુશળ કર્મ મન, વાણી, અને શરીરના થવાથી ચિત્તને સુખ ભોગવવાનો વિશેષ અધિકાર મળે છે. અધર્મના જ્ઞાન વડે અકુશલ કર્મથી નિવૃત્ત થવાય છે, અને દુઃખના ઉદયને અટકાવાય છે. અવિહિત અને નિષિદ્ધ કર્મ રાગ, દ્વેષ, અને મોહના દબાણને લઇ કરવામા આવે તો દુઃખને ભોગવવા લાયક સંસ્કાર ચિત્તમા પડે છે. એટલે નિયત નિમિત્ત ઉભું થતા દુઃખનો અનુભવ જાગે છે આ પ્રમાણે શુદ્ધબુદ્ધિ વડે સુખ અને દુઃખનું સ્વરૂપ, તે સુખ અને દુઃખના કારણરૂપ ધર્મ અને અધર્મનું સ્વરૂપ, તે ધર્મ પ્રતિની ઇચ્છા અને અધર્મ પ્રતિનો દ્વેષ પ્રકટ થતા પ્રવૃત્તિ કરવાનો યત્ન અને નિવૃત્ત થવાનો યત્ન થાય છે. તેવા પ્રયત્ન વડે મન, વાણી, અને શરીરની ચેષ્ટા થાય છે. તે ચેષ્ટા છેવટનો ચિત્તમાં સંસ્કાર મૂકે છે. તે સંસ્કાર ભવ અથવા સંસારનું આપણી સુખ દુઃખાત્મક પ્રવાહી સ્થિતિનું ઉત્પન્ન કરનાર સાધન બને છે.

૧ બુદ્ધિ, ૨ સુખ, ૩ દુખ, ૪ ઇચ્છા, ૫ દ્વેષ, ૬ પ્રયત્ન, ૭ ધર્મ, ૮ અધર્મ, ૯ સંસ્કાર, આ નવ આત્માના વિશેષ ગુણોમા બુદ્ધિ તે દેખાડનાર સાધન છે, સુખદુખ તે સાક્ષ્ય ભોગરૂપ છે, ઇચ્છા અને દ્વેષ સુખ દુખ પ્રતિ ખેંચનાર અને પ્રયત્ન તે પ્રવૃત્તિ પ્રકટ કરનાર સાધનરૂપ ગુણો છે, ધર્મ અધર્મ તે પ્રયત્ન વડે પ્રકટ થનારા બીજકો છે, તે સસ્કાર રચે રહે છે, અને કર્મ વિપાકના નિયમથી જાતિ, આયુષ, અને ભોગ ત્રણ વિપાકને એક ભવમા ફલ રૂપે પ્રકટ કરે છે

**આત્મા સાથે તેના નવ વિશેષ ગુણોનો સબંધ તેમાં ધર્માધર્મ (અદૃષ્ટનું) સ્થાન.**

જીવાત્માએ ૧ સુખ, ૨ દુખ, ૩ ઇચ્છા, ૪ દ્વેષ, ૫ પ્રયત્ન, ૬ ધર્મ, ૭ અધર્મ, અને ૮ સસ્કારના આઠ આરાવાળા ચક્રભ્રમણમાથી બચવુ હોય તો તેણે પોતાની જ્ઞાન-શક્તિને અથવા પ્રકાશ આપનારી બુદ્ધિને રાગ, દ્વેષ, અને મોહના ત્રણ આવરણોથી દૂર રાખવી જોઈએ, અને એવી નિરાવરણ બુદ્ધિ વડે તે ધર્મ-અધર્મનું પ્રત્યક્ષ કરી શકે છે

ધર્માધર્મનુ અલૌકિક પ્રત્યક્ષ યોગાચારજન્ય ધર્મવિશેષ વડે થાય છે આથી યોગજ ધર્મ નામનો વિશેષ ગુણ જે આત્મામા પ્રકટ થયો હોય તે જ ખરી રીતે બીજા પ્રાણીઓ ઉપર ધર્મ અને અધર્મનુ શાસન કરી શકે છે જેમનામા તે વિશેષધર્મ પ્રકટ નથી થયો તે માત્ર ધર્મ અને અધર્મના પરોક્ષ જ્ઞાનનો અનુવાદ જ કરી શકે છે તેમની જેટલી બુદ્ધિની શુદ્ધિ હોય તે પ્રમાણે તે યોગિ પ્રત્યક્ષથી જણાયેલા અને શાસ્ત્રના વાકયમા ગુથાયેલા ધર્માધર્મનો અનુવાદ કરે છે યોગિજનો ધર્માધર્મના પ્રત્યક્ષ અનુભવી શાસન કરનારા છે, અયોગિ વિદ્વાનો તે શાસનનુ અનુશાસન કરનારા હોય છે

**યોગજ ધર્મ નામનો વિશેષ ગુણ અતીંદ્રિય ધર્માધર્મનું પ્રત્યક્ષ દર્શન કરાવે છે. અયો ગીજનો ધર્મજ્ઞાનનો માત્ર અનુવાદ કરી શકે છે.**

વેદધર્મની ધર્મદેશના ઘણે ભાગે ત્રણ વર્ણવાળી પ્રજાને અર્થે થયેલી છે, પરતુ તેની સ્મૃતિ, ઇતિહાસ પુરાણ તન્ત્ર, અને આગમોની શાખામા પ્રાણી માત્રને ઉપયોગી સર્વસાધારણ ધર્મોની દેશના કરવામા આવી છે

**પ્રાચીન વેદધર્મની સંકુચિત ધર્મદેશના**

બૌદ્ધધર્મની ધર્મદેશના કઇક વિલક્ષણ બલવાળી મનુષ્ય જાતિને સર્વત્ર ઉપકારક થાય તેવી છે સમગ્ર જગત્‌નુ હિત કરવાના વ્રતની જાણે દીક્ષા લીધી હોય તેવા બોધિસત્ત્વો કરુણાભાવથી પ્રેરાયેલા મનુષ્ય જાતિ માત્રને ભગવાન્ બુદ્ધનો અષ્ટાગ ધર્મ સમજાવે છે બોધિસત્ત્વોનું એમ કહેવુ છે કે બ્રાહ્મણો પ્રદેશિકી ધર્મદેશના કરે છે, સંસ્કાર વિનાના મૂર્ખજનોને પ્રબોધવા તેઓ શ્રમ લેતા નથી સાચા બોધિસત્ત્વો —

**બૌદ્ધ મહાયાનીની વિશાળ ધર્મદેશના.**

करुणापरतन्त्रास्तु स्पष्टतत्त्वनिदर्शिन ।<br>
सर्वापवादनि शङ्काश्चक्रु:सर्वत्र देशनाम् ॥<br>
यथा यथा हि मौर्ख्यादिदोषदुष्टो भवेज्जन ।<br>
तथा तथैव नाथाना दया तेषु प्रवर्तते ॥

नेत्राद्याहविवाहादि संबंधो वाछितो हि तैः ।
उपकारस्तु कर्तव्य साधुनीनमिदं ततः ॥
"विद्याविनय सपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पडिता; समदर्शिन" ॥ ( तत्त्वसंग्रह )

શાંતરક્ષિત બૌદ્ધાચાર્ય બૌદ્ધધર્મની દેશના સબંધમા જણાવે છે કે:—

"બોધિસત્ત્વો કરુણા પરત ત્ર બને છે, સ્પષ્ટ તત્ત્વ કહે છે, લોક શુ કહેશે તેના અપવાદથી બ્હીતા નથી, અને તે સર્વત્ર ધર્મદેશના કરે છે જેટલો જેટલો મૂર્ખતાદિ વધારે દોષોથી દુષ્ટ થયેલો જનસમાજ હોય તેટલી તેટલી વધારે દયા બોધિસત્ત્વને ધર્મદેશના કરવાને પ્રેરે છે બોધિસત્ત્વોને કન્યાની આપ લે કરવાના વ્યવહારો નથી તેથી જ ઉપકાર કરવાની વૃત્તિથી જ દેશ દેશાન્તરમા ધર્મદેશના કરે છે અમારી આ પ્રવૃત્તિને, બ્રાહ્મણો જેને ઇશ્વરાવતાર માને છે એવા શ્રીકૃષ્ણનુ સાધુ વાક્ય ટેકો આપે છે કે –"વિદ્યા વિનય સપન્ન બ્રાહ્મણમા, ગાય હાથીમા, કુતરા તથા ચાડાળમા યથાર્થ પંડિત સમદર્શી હોય છે"

આ આક્ષેપને વૈદિક બ્રાહ્મણો હજુ દૂર કરી શક્યા નથી પરતુ ભાગવત ધર્મના સાધુસન્તો શૈવાગમના શિવાચાર્યો, અને અતિવર્ણાશ્રમી રામકૃષ્ણાદિ પરમહંસોએ વેદધર્મની એક દેશી ધર્મ દેશનાને ટાળી નાખી છે, અને તેમણે ભગવત્તત્ત્વના નામ, રૂપ, ગુણ, અને પરાક્રમનો પ્રબોધ સર્વદેશી કર્યો છે બૌદ્ધધર્મે મહાયાનનું રૂપ પકડ્યુ તે પહેલા ભાગવતધર્મે ની મર્યાદાનું અતિક્રમણ ભાગવત ધર્મે કર્યું હતુ, અને તે ધર્મ સર્વજનને પવિત્ર કરનાર બન્યો હતો એમ બેસનગર આગળથી પ્રાપ્ત થયેલા શિલાલેખથી આપણે જાણી શકીએ છીએ તે લેખ ઇ સ પૂર્વના બીજા સૈકાનો છે અને યવન હેલીઓડોરસે વાસુદેવની ભક્તિના દર્શક ચિહ્ન તરીકે ગરુડધ્વજ ઉભો કર્યો છે એમ જણાવે છે આ ઉપરથી સમજાય છે કે શ્રીકૃષ્ણ ભગવાનથી પ્રબોધાયેલો ઐકાન્તિક ભાગવતધર્મ યવનરાજ્યમા પ્રસાર પામેલો હતો અને જે કાર્ય હાલ રામકૃષ્ણ પરમહંસના અનુયાયીઓ વેદાન્તધર્મની દેશના યુરોપ અમેરીકામા કરી રહ્યા છે તેવો પ્રયત્ન ઈ સ પૂર્વે ભાગવત ધર્મે કર્યો હતો ભાગવતધર્મની આ પ્રાચીન ઉદારતા શાન્તરક્ષિત બૌદ્ધ આચાર્ય ( ઇ સ ૬૯૧–૭૮૩ ) ગીતા વાક્યને પ્રમાણરૂપે આપી જડ પૂર્વમીમાસકોને જગવે છે કે ધર્મદેશના એકદેશી નહિ પણ સર્વદેશી હોવી જોઇએ અને તે કેવળ અપૌરુષેય વેદ વાક્ય ઉપર બધાયેલી નહિ પણ શુદ્ધ ધર્માનુભવી પુરુષના વાક્ય ઉપર બંધાયેલી હોવી જોઇએ. વળી ઈસવીસનના બીજા સૈકાથી તેરમા સૈકા સુધીમા ચપા દેશમા ( હાલનો ચીન પાસેનો આનામ દેશ ) હિંદુઓએ વસવાટ કરી શૈવ ધર્મનું સ્થાપન કર્યું હતું એમ ડૉ મજુમદારના Ancient Indian Colonies Vol I ગ્રથ વડે સાબીત થાય છે

**પ્રાચીન વેદના સંકુચિત ધર્મને ભાગવત સંપ્રદાયે, શિવાચાર્યોએ, અને અતિવર્ણાશ્રમી વેદાંતીઓએ સાર્વત્રિક બનાવ્યો છે.**

**જૈનધર્મ પણ વ્યાપકધર્મ દેશના કરે છે.**

જૈનધર્મનું શાસન પણ સર્વદેશી અને વ્યાપક છે,

**પ્રાણી માત્રને યોગ્ય અધિકાર હોય તો ગમે તે જાતિનો અને અનાશ્રમી હોય તો પણ બ્રહ્મ—વિદ્યા મેળવી શકે છે તેવો ન્યાયનિર્ણય.**

વેદ ધર્મ ત્રૈવર્ણિક પ્રજાને અર્થે જ છે, અને ઇતર પ્રજાને અર્થે નથી એવા આગ્રહના પરિણામમા આગમ ધર્મોનો ઉદય થયો છે તે આગમો શિવના પાચમા ઉર્ધ્વ મુખથી પ્રકટ થયેલા માનવામા આવે છે. જેવુ ચાર વેદનુ વિપુલ સાહિત્ય છે તેવુ આગમોનુ પણ વિશાળ સાહિત્ય છે તે આગમોમા પ્રાણી માત્રના સર્વસામાન્ય ધર્મોને, અને વિષ્ણુ અને શિવની ભક્તિ વડે ગમે તે મનુષ્ય ગમે તે જાતિનો હોય તો પણ તરી શકે છે એવુ પ્રતિપાદન છે વેદવાદની કર્મમીમાસા વર્ણાશ્રમ ધર્મનો આગ્રહ કરનારી છે પરતુ વેદવાદની ઉત્તરમીમાસામા વિદ્યાના અધિકારમા ઉદાર ભાવ સ્વીકારાયેલો જણાય છે. **વિધુરાધિકરણ** મા એવો ન્યાયનિર્ણય થયો છે કે બ્રહ્મવિદ્યાને વર્ણાશ્રમકર્મ જ ઉપકાર કરે છે એમ નથી પરતુ સતતાદિયોગાઓ આશ્રમકર્મનુ પાલન ન કરતા છતા, બ્રહ્મવિદ્ થયા છે, અને તેવી જ રીતે અનાશ્રમી વિધુર તથા વિધવાઓ મનુષ્ય જાતિને સમાન ભાવે ઉપકારક થાય એવા જપ, ઉપવાસ, દેવતા આરાધન વિગેરે ઉપાયો વડે બ્રહ્મવિદ્યા મેળવવાની લાયકાત પ્રાપ્ત કરી શકે છે તેથી અનાશ્રમીઓના પણ કર્મો બ્રહ્મવિદ્યામા પરપરાએ ઉપકારક થાય છે બ્રહ્મ મીમાસાના **અપશૂદ્રાધિકરણ** મા પણ વેદ ધર્મના સમુદ્ધારક શકરાચાર્યે પણ એવો ન્યાય નિર્ણય કર્યો છે કે પૂર્વકૃત સસ્કાર વડે વિદુર, ધર્મવ્યાધ વિગેરેને જ્ઞાનોત્પત્તિ મહાભારતમા થયેલી વર્ણવી છે તેથી બ્રહ્મવિદ્યા શૂદ્રોને મળતી નથી એ માનવુ ભૂલ ભરેલુ છે જ્ઞાનનું ચોક્કસ ફલ છે, અને તે જ્યા જણાય ત્યા વિદ્યાની યોગ્યતાના સસ્કાર છે એવુ અવશ્ય માનવુ જોઇએ વેદવાદી મીમાસકો વેદદ્વારા આ બ્રહ્મજ્ઞાન ન મળે એવુ ભલે મર્યાદીકરણ કરે, પરંતુ ઇતિહાસ પુરાણ દ્વારા તત્ત્વબોધ ગમે તે જાતિના મનુષ્યને, ચિત્તનો શમાદિ અધિકાર હોય તો મળી શકે છે

**ગુજરાતની ભૂમિમાં ધર્મજ્ઞો અને તત્ત્વજ્ઞો પાક્યા નથી તેવો આક્ષેપ**

આવા વ્યાપક હિન્દુ ધર્મના, બૌદ્ધ ધર્મના, અને જૈન ધર્મના સબધમા ગુજરાતની ભૂમિએ શો ઉપકાર કર્યો છે, અને ગુજરાતી ભાષામા કેવા ધર્મ પ્રબોધનુ સાહિત્ય ઉગી નીકળ્યુ છે તે પ્રતિ નજર નાખવાનું પ્રાપ્ત થાય છે સાધારણ લોકો એમ માની લે છે કે ગુજરાત પૈસો પ્રાપ્ત કરવાની જ કળા જાણે છે. ગુજરાતીમા ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનુ સામર્થ્ય નથી ઉત્તમ ધર્મજ્ઞો અને તત્ત્વજ્ઞો દક્ષિણ આમ્નાયના દક્ષિણાપથમા અને ઉત્તરામ્નાયના ઉત્તરાપથમા પાક્યા છે પૂર્વામ્નાય અને પશ્ચિમામ્નાય ઘણે ભાગે ધર્મ અને તત્ત્વ જ્ઞાનના સાહિત્યમા દરિદ્રિ છે આ આક્ષેપમા કેટલુક સત્ય સમાયેલુ છે, પરતુ આપણે તે આરોપ સર્વાશ કબૂલ કરવા જેવો નથી ઉપનિષદ્મા કહ્યુ છે કે જેમ ભૂમિની અદર રહેલા નિધિ ઉપર આપણે રોજ ફરીએ તો પણ નિધિનુ ભાન આપણને થતુ નથી, તેમ રોજ પ્રાણી માત્ર સુષુપ્તિ સમયે બ્રહ્મ સબધમા આવે છે છતા બ્રહ્મ તેમને અદષ્ટ રહે છે જેમ નિધિનુ જ્ઞાન અને પ્રાપ્તિના ઉપાયો છે, તેમ બ્રહ્મવસ્તુને મેળવવાના પણ ઉપાયો છે નિત્ય

સમ્ભવ જો પાર્થ અધારામા નહે એ ઓછુ શોચનીય નથી ગુજરાતની ભૂમિમા ધર્મજ્ઞો અને તત્વજ્ઞો પાકયા નથી એમ કહેનારને આપણે માનપૂર્વક ઉત્તર આપવાની જરૂર છે

**તે આક્ષેપનું સમાધાન.**

ગુજરાત દેશ પશ્ચિમામ્નાયમા પડે છે ભારતવર્ષમા મહાભારત યુદ્ધ થયા પછી પ્રજાનો અને ધર્મનો વિધ્વંસ થવાનો પ્રસગ ઉભો થયો ત્યારે જે પરમેશ્વરે અવતાર ધારણ કરી ધર્મનો સમુદ્ધાર કર્યો એવા ભગવાન્ શ્રી કૃષ્ણના દિવ્યભાવ સબધમા હિન્દુધર્મની કોઇપણ શાખા, પ્રશાખા, સપ્રદાય અથવા પથને મતભેદ નથી એકી અવાજે શૈવો, વૈષ્ણવો, શાક્તો, ગાણપત્યો વિગેરે નિર્વિવાદપણે સ્વીકારે છે કે ભગવાન્ શ્રી કૃષ્ણ ઇશ્વરાવતારી હતા આ ઇશ્વરાવતારી પુરુષની જન્મભૂમિનું માન ગોકુળ મથુરાનો પ્રદેશ લઇ શકશે, તેમની દડનીતિની મહત્તા કુરુક્ષેત્ર સાબીત કરી શકશે, પરતુ તેમની પ્રૌઢ ઉત્તરાવસ્થાના જીવન વડે અને શુદ્ધ ભાગવત ધર્મના ઐકાન્તિક બોધ વડે ભારતવર્ષની ઉજ્જ્વલ ધર્મકીર્તિનો વિજયસ્તભ તો ગુજરાતની દ્વારિકા નગરીમા જ રોપાયેલો ગણાશે વેદધર્મનો સમુદ્ધાર આ ઇન્દ્રગાનારી "રણછોડ" ( ગુજરાતીમા "રણછોડ" ) એટલે ભગવાન્ યુદ્ધવીરે, અને અદ્ભુત પ્રકારના દાન કરનાર દાનવીરે કર્યો છે મહાભારતમા શ્રીકૃષ્ણના જન્મના નિમિત્ત રૂપે એમ કહેવામા આવ્યુ છે કે દેવકીજીના પેટે ભગવાન્ અવતર્યા તે એવા હેતુથી કે ભૂમિ ઉપરના બ્રહ્મનુ એટલે વેદજ્ઞાનનું રક્ષણ થઇ શકે ભગવાન શ્રીકૃષ્ણની બસીવાળી બાલગોપાલની મૂર્તિ વૃન્દાવનને પવિત્ર કર્યા કરશે, એમની યુવાવસ્થાની રાસમયી મધુરમૂર્તિની રાસલીલા યમુના પ્રદેશને અખડ ચમત્કાર આપ્યા કરશે, પરતુ સમરાગણમા પાચજન્ય શખનાદ કરી સેનાનુ પ્રોત્સાહન કરવાના અને યુદ્ધભૂમિમાથી પલાયન કરી ક્ષાત્રધર્મમાથી પાછા હઠતા અર્જુનને વ્યાપક ગીતાધર્મનો ઉપદેશ કરવાના પરાક્રમના બીજકો તો દ્વારિકામા જ પાર્થસારથિની મૂર્તિએ નાખ્યા ગણાશે કારણ કે દ્વારિકામા જ દુર્યોધને અને અર્જુને યુદ્ધના સાહાય્યની માગણી કરી હતી, અને પોતે શસ્ત્ર નહિ ધારણ કરવાનુ વ્રત લઇ અર્જુનના રથનું સારથિપણુ કરવાનું કબૂલ કરી સૂત્રધાર તરીકે ધર્મનો જય અને અધર્મનો પરાજય કરવાના નાટકનો પ્રથમાક શ્રીકૃષ્ણચદ્રે દ્વારિકામા જ ભજવ્યો હતો તે ભગવાને પોતાની દેહલીલાનુ વિસર્જન પ્રભાસ પાટણ આગળ જ કર્યું હતુ ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો પ્રબોધ પણ પ્રભાસ પાટણ આગળજ છેવટનો થયો હતો જેમની ભૌતિકજીવન દશામા **ભૌમબ્રહ્મ**ના રક્ષણના બીજનું રોપણ થયુ અને તે બીજમાથી મહાન્ ન્યગ્રોધવૃક્ષરૂપે હિન્દુધર્મ કલિયુગમા વિસ્તાર પામ્યો તેવા કલિયુગના આદ્ય વેદધર્મપ્રવર્તક શ્રીકૃષ્ણની આવાસવાળી સૌરાષ્ટ્રભૂમિ, જ્યા સુધી ગીતાની સ્મૃતિ રહેશે ત્યા સુધી તો, ગુજરાતીઓને ધર્માભિમાનના કારણરૂપે જ્વલત રહેશે તેવી જ રીતે જૈનધર્મના તીર્થંકરોએ અનાદિ અનત જૈનશાસનની પ્રતિષ્ઠા પવિત્ર પાલીતાણાના ક્ષેત્રમા કરેલી છે

વેદધર્મની સમયમર્યાદાના ઉવ્વટ–મહીધરાદિ ભાષ્યકારો **આનન્દપુરવાસ્તવ્ય** એટલે વડનગરના નિવાસી હતા આદ્ય શકરાચાર્ય દક્ષિણ કેરલના કાલટી ક્ષેત્રમા જન્મ્યા હતા, પરન્તુ તેમણે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવનાર સન્યાસ દીક્ષા, ઉભયતટ પાવિની નર્મદા ઉપરના જ્ઞાનસિદ્ધ અને રસસિદ્ધ યોગીશ્વર શ્રી ગોવિંદભગવાન પાસે, ગુજરાતની ભૂમિમા લીધી હતી શકરાચાર્યના સ્માર્ત સપ્રદાયની પશ્ચિમામ્નાયની વિદ્યાપીઠ ઉપર જે પ્રથમાચાર્ય સ્થપાયા તે અનેક

વિદ્યામાં નિપુણ વાર્તિકકાર સુરેશ્વર હતા. તેમણે દ્વારિકામાં પ્રથમ મઠામ્નાયની વ્યવસ્થા કરી હતી. તેજ વિદ્યાપીઠ ઉપર જનાર્દન સ્વામી ઉર્ફે આનંદજ્ઞાન શાંકરભાષ્યોના સમર્થ ટીકાકાર, અને વૈશેષિક મતના ખંડનરૂપ **तत्त्वसंग्रह** ના કર્તા પણ દ્વારિકામાં થઇ ગયા છે.

૭ આસ્તિક દર્શનોમાં પરમાણુ કારણવાદની ભૂમિકા રચનાર આદ્ય વૈશેષિક શાસ્ત્રના દ્રષ્ટા ભગવાન્ કણાદ મુનિ પ્રભાસ પાટણમાં જન્મ્યા હતા એમ વાયુપુરાણ સાક્ષી પુરે છે. લકુલીશ પાશુપતાચાર્ય જે ચોવીશમા શિવાવતાર મનાય છે એમની પાશુપત મતની પ્રણાલિકા ભૃગુક્ષેત્રના કાયારોહણ અથવા ડભોઇના કારવણ ગામ આગળ સ્થાઇ હતી પાશુપત શાસ્ત્રના સંગ્રાહક અને પાશુપત દર્શનની **गणकारिका**ના અને **न्यायसार**ના કર્તા ભાસર્વજ્ઞ ગુજરાતમાં થયાનો ઉલ્લેખ છે. સાખ્યાચાર્ય વિધ્યવાસી ગુજરાતની પ્રાન્ત ભૂમિ ઉપર આવી વસ્યા હતા. યોગશાસ્ત્રના રાજવાર્તિકના કર્તા અને શૈવસિદ્ધાન્તના **तत्त्वसंग्रह** નામના પ્રકરણના કર્તા ભોજદેવ પરમાર વંશના ગુજરાતની ભૂમિમા થયા હતા. શ્રી સહજાનંદ સ્વામી અને આર્ય સમાજના આદ્યસંસ્થાપક મહર્ષિ દયાનંદ ગુજરાતની ભૂમિકામા થયા છે.

બૌદ્ધધર્મની સમયમર્યાદાના બૌદ્ધ મહાયાની ધર્માચાર્ય શાન્તિદેવ જેમણે તિબેટમા બૌદ્ધધર્મનો પ્રસાર કર્યો હતો અને જેમના **बोधिचर्यावतार** અને **शिक्षासमुच्चय** ગ્રંથો અદ્યાપિ બૌદ્ધશાસનના પ્રમાણ ગ્રન્થો મનાય છે તેઓ સૌરાષ્ટ્રના રાજાના પુત્ર હતા. જૈન ધર્મની સમયમર્યાદાના કલિકાલસર્વજ્ઞ બિરુદવાળા અને ગુજરાતમા જૈન ધર્મને રાજધર્મ બનાવનાર અનેક નિબંધના કર્તા, સંસ્કૃત ભાષામાં જેવા પાણિની તેવા પ્રાકૃત ભાષાના બીજા સમર્થ વૈયાકરણ હેમચંદ્રાચાર્ય ગુજરાતના ધંધુકાના વતની હતા. સિદ્ધરાજ જયસિંહના સમયમાં રત્નપ્રભસૂરિ **प्रमाणनय तत्त्वालोकालकार** અને **स्याद्वादरत्नाकरावतारिका** ના કર્તા પાટણમા થયા હતા.

**ગુજરાતની ભૂમિમાં બ્રાહ્મણધર્મના મર્યાદાના, બૌદ્ધ સમયની મર્યાદાના, અને જૈન શાસનની મર્યાદાના કયા સમર્થ પુરુષો થયા છે તેની નામાવલિ.**

આ પ્રમાણે વેદ ધર્મના કલિયુગના આરંભના શ્રી કૃષ્ણ ભગવાન, સ્માર્ત ધર્મના સમુદ્ધારક શ્રી શંકરાચાર્યના ગુરૂ ગોવિંદાચાર્ય. અને શિષ્ય સુરેશ્વરાચાર્ય, ઉવ્વટાદિ વેદ ભાષ્યકારો, પાશુપત ધર્મના કલિયુગના આદ્ય શિવાચાર્ય લકુલીશ અને તેમના અનુયાયી ભાસર્વજ્ઞ, વૈશેષિક દર્શનના આદ્ય દ્રષ્ટા કણાદ મુનિ, સાખ્યાચાર્ય વિંધ્યવાસી, યોગવાર્તિકકાર, અને શૈવ સિદ્ધાન્તના સ્થાપક ભોજ દેવ, વૈષ્ણવ સંપ્રદાયના સુધારક શ્રી સહજાનંદ, અને એકેશ્વરવાદી આર્ય સમાજના સ્થાપક મહર્ષિ દયાનંદજી વિગેરે અનેક પ્રતાપી ધર્મ અને તત્ત્વ જ્ઞાનના પ્રચારક મહા પુરુષો ગુજરાતની ભૂમિમા પાકયા છે. તેવી જ રીતે મહાયાન બૌદ્ધાચાર્ય શાન્તિદેવ, અને જૈન શાસનના સમર્થ પ્રચારક હેમચન્દ્રાચાર્ય ગુજરાતની ભૂમિમા પાકયા છે. આથી ત્રણે મોટા ધર્મોના ઉદયસ્થાનો ગુજરાતમા છે, પણ આ ગુપ્તનિધિ ( Treasure Trove ) ખોદી જોવા પ્રયત્ન આપણે કર્યો નથી, અને તેથી ધર્મજ્ઞાનમા અને તત્ત્વજ્ઞાનમા આપણે ધનવાન્ છતા દરિદ્રી ગણાયા છીએ.

જ્યારે બૌદ્ધ ધર્મનું રહસ્ય નીતિ અને કરૂણામા છે અને જ્યારે જૈન ધર્મનું રહસ્ય અહિંસા અને ચારિત્ર્યમા છે, ત્યારે કલિકાલના હિન્દુ ધર્મનું રહસ્ય જ્ઞાન અને ભક્તિમા છે હિન્દુ ધર્મમા પરમાત્માની બે પ્રકારની ભાવના છે. એક ભાવના પરમાત્માને વિશ્વથી પર એટલે વિશ્વોત્તીર્ણ માનનારી છે. બીજી ભાવના તે પરમાત્મા વિશ્વમય છે એવુ માનનારી છે. જે તત્ત્વ વિશ્વથી પર છે તે જ તત્ત્વ વિશ્વમા વ્યાપક રહી તેનું નિયમન કરે છે આથી જે પરમાત્મા જ્ઞાને કરી સમજાય તેવો છે, તે જ પરમાત્મા ભક્તિએ કરીને અનુભવાય તેવો પણ છે. જે જ્ઞેય પરમેશ્વર મન વાણીથી અગોચર છતા, જીવને આત્મા રૂપે ઓળખાય છે, તે જ પરમેશ્વર જીવની પરાભક્તિ વડે જગતમા જ્યા ત્યા અનુભવાય છે પરમેશ્વરના જ્ઞેય સ્વરૂપને ઓળખવાનુ જ્ઞાનશાસ્ત્ર છે, ત્યારે તેના ઉપાસ્ય સ્વરૂપને મેળવવાનું ભક્તિશાસ્ત્ર છે જ્ઞાનના પાયામા જ્યારે તીવ્ર વૈરાગ્યની જરૂર છે, ત્યારે ભક્તિના પાયામા તીવ્ર પ્રેમની જરૂર છે ભક્તિનો આ ઉંડો ભેદ સમજનાર ગુજરાતના આદ્ય કવિ નરસિંહ મહેતા છે પુરાણા ભાગવત સમ્પ્રદાયના લોપ પામતા દેહનુ સરક્ષણ જેમ મહારાષ્ટ્રમા જ્ઞાનેશ્વર મહારાજે ( ૧૨૭૩–૧૨૯૫ ) કર્યું છે, તેમ ગુજરાતમા નરસિંહ મહેતાએ કર્યું છે બન્નેમા જ્ઞાનમિશ્ર ભક્તિ છે પરમેશ્વરના કૃષ્ણાવતારી રૂપને આલમ્બન રૂપે લઇ પ્રેમરસથી ભગવાનને કાવ્ય શરીરમા નરસિંહ મહેતાએ જાણે બીજો અવતાર આપ્યો છે "હારમાળા" ના પ્રસંગમા અમૂર્ત પરમેશ્વર મૂર્ત રૂપ ધારણ કરી ભક્તનો ટેક કેવી રીતે જાળવે છે તેની ઉંડી સમજ આપણને મળે છે ગમે તે શરીરધારીના રૂપમા પરમેશ્વર આવેશથી અન્તરી ભક્તના કાર્યો સાધે છે, એ મર્મ નરસિંહ મહેતાના આખા જીવનમા ઝળકે છે. જ્યારે સામાન્ય જનો તેને ચમત્કાર માને છે, ત્યારે ભક્ત પોતે તેને પ્રત્યક્ષ અનુભવ માને છે તે જમાનાના મિથ્યા વૈરાગીઓના મિથ્યા ધમકને નરસિંહ મહેતાએ ખસેડી નાખી ભક્તિની સાચી કિંમત આંકી છે નરસિંહ મહેતાની દૃષ્ટિમા ભક્તિના ત્રણ આદર્શો ત્રણ યોનિમા ઉભા થયા જણાય છે દિવ્ય યોનિમા શંકર અથવા "ભોળા શમ્ભુ," સિદ્ધ યોનિમા શુકદેવજી, અને મનુષ્ય યોનિમા ગોપીજન આ ત્રણ યોનિના આદર્શોમા તેણે ભક્તિને વૈચિત્ર્યવાળી જણાવી છે શંકર ભગવાન દ્વારા તેણે જ્ઞાન વૈરાગ્યની પાયો ભક્તિને જરૂરની છે એમ જણાવ્યુ છે, ચિત્તનો પરમ નિરોધ એ ભક્તિનો મધ્ય દેહ છે એમ શુકદેવજીના જીવનદ્વારા તેણે સમજાવ્યુ છે, અને તેનો આત્મા હરિની ' લગની '' મા રહ્યો છે, એવુ તે ગોપીજનના જીવન વડે સમજાવે છે

ગુજરાતી ભાષાના ઉદય પછી ગુજરાતી ભાષામાં ધર્મ અને તત્વ જ્ઞાનનું સાહિત્ય કેવું પ્રકટ થયું છે તેનુ વિહંગમાવલોકન.

( નરસિંહ મહેતા ) ૧૪૧૪-૧૪૮૧

પ્રાચીન ભાગવત ધર્મનું પ્રતિબિંબ નરસિંહ મહેતામાં છે.

નરસિંહ મહેતાના ભક્તજનના ત્રણ ઉંચા આદર્શો

શંકર શુક અને ગોપી

" પ્રેમરસનો સ્વાદ શંકર જાણે કે જાણે શુક યોગી રે,
એક જાણે છે વ્રજની નારી, બીજો નરસૈયો ભોગી
xxx xxx xxx

સંસાર વેવાર સર્વે સાચવીએ, વિકારથી વેગળા રહીએરે,
મર્વે ભૂત સમદષ્ટે પેખે, તેને વેરાગી કહીએ.

×××　　×××　　×××

નરસિંહ મહેતાની ભક્તિ સર્વાંગ સુંદર છે. તે એક દેશી આવેશવાળી નથી. હારમાળાના છેલ્લા પદમાં સાચા ભક્ત અથવા "વૈષ્ણવજન"ના ઉત્તમ લક્ષણોનું ચિત્ર નરસિંહ મહેતે આપણને આપ્યું છેઃ—

**સાચાભક્ત અથવા "વૈષ્ણવ જન" નું લક્ષણ**

"વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે,
પરદુખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે;
સકળ લોકમા સહુને વન્દે, નિંદા તે ન કરે કોની રે,
વાચ્ કાછ, ને નિશ્ચય રાખે, ધન્ય, ધન્ય, જનની તેની રે;
સમદષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે;
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામ નામ શુ તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમા રે,
વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનું દર્શન થાતા, કુળ ઇકોતેર તાર્યા રે."

**નરસિંહ મહેતાનું ઉંડું તાત્વિક જ્ઞાન**

એકલું ધર્મજ્ઞાનનું રહસ્ય નરસિંહ મહેતા જાણે છે એટલુ જ નહિ પણ તત્ત્વજ્ઞાનનો મર્મ પણ તે પોતાના અનુભવમાં ઉતારી શકયા છે. નીચેના બે પદો તેની તત્ત્વજ્ઞપણાની સાક્ષી પૂરે છે.

"નીરખને ગગનમા કોણ ઘૂમી રહ્યો, તે જ હુ, તે જ હુ શબ્દ બોલે,
શ્યામના ચરણમા ઇચ્છુ છુ મરણ રે, અહિંઆ કોઇ નથી કૃષ્ણ તોલે.
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનન્ત ઓચ્છવમા પંથ ભૂલી;
જડ ને ચૈતન્ય રસ કરી જાણવો, પકડી પ્રેમે સંજીવન મૂળી.
જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમા, હેમની કોર જ્યા નીસરે તોલે,
સચ્ચિદાનંદ આનદ ક્રીડા કરે, સોનાના પારણા માહી ઝૂલે.
બત્તિ વિણ તેલ વિણ, સૂત્ર વિણ જે વળી, અચળ ઝળકે સદા અનંત દીવો;
નેત્ર વિણ નિરખવો, રૂપવિણ પરખવો, વણ જીહ્વાએ રસ સરસ પીવો.
અકળ અવિનાશીએ નવ જ જાએ કળ્યો, અરધ ઉરધની માહે મ્હાલે,
નરસૈયા ચો સ્વામી સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમા સંત ઝીલે

×××　　×××　　×××

અખિલ બ્રહ્માડમા એક તુ શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમા દેવ તુ, તેજમા તત્ત્વ તુ, શૂન્યમા શબ્દ થઇ વેદ વાસે.
પવન તુ, પાણી તુ, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિશે ભેદ ન્હોયે;
ઘાટ ઘાડીઆ પછી નામ રૂપ જૂજવા, અંત્યે તો હેમનું હેમ હોયે.

ગ્રન્થ ગરબડ કરી વાત ન કરી ખરી જેહને જે ગમે તેને પૂજે,
મન કર્મ વચનથી આપ માની લેહ, સત્ય છે એજ મન એમ સૂઝે,
વૃક્ષમા બીજ તું, બીજમા વૃક્ષ તુ, જોઉં પટતરો એજ પામે,
ભણે નરસૈયો એ, મન તણી શોધના, પ્રીત કરૂ પ્રેમશુ પ્રકટ થાશે "

**ભક્તિ કર્મનાં બંધનોને તોડે છે, અને ભક્તિનો પ્રાણી માત્રને અધિકાર છે. એવી બહોળી ધર્મભાવના**

કર્યા કર્મ કદી છૂટતા નથી, અને મનુષ્ય કર્મપરવશ છે એવુ સામાન્ય વેદાતીઓએ, અને કર્મવાદીઓએ મનાવ્યુ છે તેને નરસિંહ મહેતાએ પોતાના ભક્તિ સિદ્ધાન્તમા ઉરાડી દીધુ છે —

" પૂર્વના કર્મ જો હરિ ભજે નવ ટળે, તો કહો કોણુ તે કામ કરશે,
સત્ય સમજી કદી પરમપદ પરખશો, ભવ ભય ભ્રમને તેજ હરશે
×××          ×××          ×××
જીવ ઈશ્વિર અને બ્રહ્મના ભેદમા સત્ય વસ્તુ નહિ મધ્ય જડશે,
હુ અને તુ પણુ તજીશ નરસૈયા તો, ગુરૂ તને પાર પડશે "

નરસિંહ મહેતાની બહોળી ધર્મભાવનાએ સર્વ પ્રાણીઓને પ્રભુપદમા લઇ જવાનો માર્ગ ખુલ્લો કરી બતાવ્યો —

" વિષયી તાર્યા રે વિષયી, વિષયી તારતા ન લાગી વાર,
પતિત હતા તે પાવન કીધા, ધરીને કૃષ્ણુ અવતાર
કોઇ કહેશે વિષયી ક્રિયા તાર્યા, જેણે એ રસ ચાખ્યોરે,
મન કર્મ વચન મહેતાજીને અર્પા, નાથજીએ હૃદયમા રાખ્યો "

નરસિંહ મહેતાના કાવ્યોમા જેવી વિષ્ણુભક્તિ શુદ્ધ ધર્મના આદર્શ રૂપે ઝળકે છે તેવી જ પ્રભુભકિત મીરાબાઈના (૧૪૦૩-૧૪૭૦) પદોમા પણ તરવરે છે

**શ્રી વલ્લભમતની શ્રી કૃષ્ણુ ભકિતનો પ્રસાર શૃગારમય રતિ અને શુદ્ધ હરિ ભકિતનો વિવેક કરનાર અખો (૧૬૧૬-૧૬૭૫)**

ભકિતરસની સરિતા નરસિંહ મહેતા અને મીરાબાઇના વૈકુંઠવાસ પછી સુકાઇ ગઇ અને ઈ સ. ૧૬ મા સૈકામા આપણી દૃષ્ટિને ખેંચે તેવા ધર્મ-ભક્તિના કવિઓ અથવા લેખકો થયા જણાતા નથી. પરન્તુ શુદ્ધાદ્વૈત મતના સસ્થાપક શ્રીમદ્ વલ્લભાચાર્ય (ઈ. સ ૧૪૭૯-૧૫૩૦) ના ધર્મપ્રસારણના પ્રભાવવડે પ્રાચીન ભાગવત મતની વાસુદેવ ભક્તિએ બાલકૃષ્ણની ભકિતનુ, ભાગવત પુરાણને અનુસરતુ, રૂપાતર ધર્યું, અને શૃગારમિશ્ર કૃષ્ણુભકિતથી પ્રજાનુ મન વિશેષ રગાયુ સામાન્ય જનો, વિદ્વજ્જનોની પેઠે સામાન્ય રતિ અને ઇશ્વરભકિતનો વિવેક સમજી શકે નહિ, અને તેથી ઈશ્વરભકિતનુ વિકારીરૂપ પ્રજામા દાખલ થવા પામ્યુ તેની શુદ્ધિ કરવાનું વ્રત અખાએ (૧૬૧૫-૧૬૭૫) લીધુ શુદ્ધ ભકિતની છાટવાળા વેદાત જ્ઞાનના ભરપુર ગ્રન્થો તેણે રચ્યા હતા તેની હિન્દી ભાષાની **સંતપ્રિયા** અને **બ્રહ્મલીલા** વડે અને ગુજરાતી ભાષાની (૧) પચીકરણ, (૨) ચિત્તવિચારસવાદ, (૩) ગુરુ શિષ્ય સવાદ (૪) અનુભવ બિન્દુ, (૫) અખે ગીતા (૬) કૈવલ્ય ગીતા (૭) છપ્પા, (૮) સોરઠા અથવા પરજીઆ, વિગેરે કૃતિઓ વડે ગુજરાતી ભાષામા શુદ્ધ વેદાતધર્મનુ પ્રસારણ સામાન્ય પ્રજાને ઉપયોગી થાય તેવી રીતે થયુ છે અખાનું ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાન લૌકિક કેળવણીથી

પ્રાપ્ત થયુ નહોતું, પરતુ બ્રહ્માનદ જેવા અનુભવી જ્ઞાનીથી અખડ શ્રવણ કરેલા સાહિત્યથી સસ્કાર પામેલી અને ગુરૂપ્રસાદથી પોષાયતી મતિ વડે ઉત્પન્ન થયેલુ છે +

**પ્રીતમની વાણીમા વેદાન્ત જ્ઞાન.**

અખા પછી સદેશ્વરના પ્રીતમે ( ૧૭૩૦ ) વેદાન્તજ્ઞાનનું સારસગીતા, જ્ઞાન કક્કા, ગુરુકક્કો, ગુરુમહિમા, જ્ઞાનમાસ ભક્તિપ્રકાશ, જ્ઞાનપ્રકાશ, ભગવદ્ ગીતા, અધ્યાત્મરામાયણ, જ્ઞાનગીતા, કૃષ્ણલીલા, વિગેરે ગ્રન્થો વડે પ્રસારણ કર્યું હતુ

**શિવાદ્વૈતવાદી રણછોડજી દીવાન ( ૧૭૬૮-૧૮૪૧ ).**

શિવાદ્વૈતવાદી રણછોડજી દીવાન ( ૧૭૬૮-૧૮૪૧ )નો શિવ રહસ્યનો નજ ભાષામા અનુવાદ, શિવગીતાનો અનુવાદ, વિગેરે તેમના ઉંડા જ્ઞાન વૈરાગ્યના ભાવોને જણાવવા સમર્થ છે ગુજરાતી પ્રજા રણછોડજી દીવાનને એક રાજ્ય નીતિજ્ઞ અને ઇતિહાસકાર તરીકે જાણે છે પરતુ તેની ઉંડી ધર્મજ્ઞતાને ભાગ્યે જ જાણે છે તેમણે સતીનો રિવાજ બધ કરવામા, અને બાળકીની થતી હત્યાના નિવારણમા ઇંગ્રેજી રાજ્યને હિંમતથી મદદ કરી હતી તેમનું હિંદી અને ફારસીનું જ્ઞાન એટલુ તો વિશાલ અને ઉંડુ હતું કે તેમના ધર્મગ્રન્થોમા તે જ્ઞાનના સુ ? ર ગો લાવવા સારી રીતે સમર્થ થયા છે દીવાન રણછોડજીમા કલમ, કડછી અને બરછી-એત્રણેની કુશળતા હતી

**ઉદ્ધવમતના પુન સ્થાપન કરનાર શ્રી સહજાનંદ સ્વામી અને તેમના અનુયાયીઓનુ વૈરાગ્ય, અને ભક્તિથી**

વૈષ્ણવ સપ્રદાયની વિશુદ્ધિ કરનાર શ્રી સહજાનદસ્વામીના પછી તેમના અનુયાયીઓ- બ્રહ્માનદ, મુક્તાનદ, નિષ્કુલાનદ, મજુકેશાનદ, દેવાનદ વિગેરે સાધુ જનોએ ઉદ્ધવમતને અનુસરતા જ્ઞાન વૈરાગ્યના પદો વડે વિરાગવાળી ભક્તિનું ચિત્ર પ્રજાજનમા સારી રીતે ચીતરી જાણ્યું છે

**મિશ્ર ધર્મનુ સાહિત્ય**

ઉદ્ધવી સપ્રદાય સાહિત્યના સચયના મુખ્ય બે ભાગ થઇ શકે (૧) પચવર્તમાન, (૨) એકાતિક ભાગવત ધર્મ પચવર્તમાનમા નિર્લોભ, નિષ્કામ નિ સ્વાદ, નિ સ્નેહ, તથા નિર્માન-એ પાચ વર્તનો તથા એકાન્તિક ભાગવત ધર્મમા-ધર્મ, જ્ઞાન વૈરાગ્ય, અને ભક્તિ એ ચાર અગનો સમાવેશ થાય છે દ્વિતીય વિભાગના અનેક પેટાવિભાગો થઇ શકે સ્વામી બ્રહ્માનદજીના સુમતિપ્રકાશ તથા વર્તમાન વિવેકગ્રન્થમા તથા સ્વામી શ્રી નિષ્કુલાનદના ભક્ત ચિન્તામણિ ગ્રન્થમા આ સાપ્રદાયિક ધર્મતત્ત્વનું ચિંતન કાવ્યરીતિએ કર્યું છે

**કવિ દયારામે કરેલુ ધર્મ ચિંતન ( ૧૭૬૭-૧૮૫૨ ).**

વલ્લભ સપ્રદાયને અનુસરતુ ધર્મચિંતન કવિ દયારામે ( ૧૭૬૭-૧૮૫૨ ) કર્યું છે તેમની ગરબીઓ જ્યારે કવિ દયારામની રસિકતાની સાખ પૂરે છે, ત્યારે તેમના પ્રકરણ ગ્રન્થો-ભક્તિપોષણ પ્રબોધબાવની, મનમતિ સવાદ, પ્રેમરસગીતા, રસિકવલ્લભ, અને પુષ્ટિપથ રહસ્ય-તેમના ઉંડા સાપ્રદાયિક ધર્મજ્ઞાનની ખાત્રી આપે છે ભજનીય શ્રીકૃષ્ણનું સ્વરૂપ.અને તેમના નિર્ગુણ અને સગુણ રૂપનુ ચિંતન કરવામા દયારામ કવિએ ધર્મની એક દેશી ભાવનાને વિભુ બનાવી દીધી છે પૂર્ણ પુરુષોત્તમની

---

+ અખા સબધી વિશેષ માહિતી સારૂ જુઓ— અખો સ્વ શ્રી બા કમળાશકર સ્મારક વ્યાખ્યાન માળા પુષ્પ ૧

* જુઓ સહજાનદી કવિયોનુ કાવ્ય રહસ્ય શ ના લાલશકર મયુરભાઈ જાનીનો લેખ ગુજરાતીનો દીવાળીનો અક ૧૯૧૨

તેમની નીચેની ભાવના દયારામને સાંપ્રદાયિક ભક્તને બદલે તાત્ત્વિક ભક્તરૂપે, આપણા આગળ રજુ કરે છે —

**કવિ દયારામની:— પુરુષોત્તમની ભાવના**

" નહિ કોઇ જેની સમોવડી, કોઈ ઈશ નહિ જેને શીશ,
સર્વ વસ્તુ જે થકી થઇ, જે કોઇ કહાવે સર્વના અધીશ,
સર્વાધીશ, વદે સહુ જેને, નિગમ નેતિ, કહે છે તેને,
શેષ, મહેશ, વિધિથી અગમ્ય, તેને કહીએ પૂર્ણ પુરુષોત્તમ
મેવો શ્રીકૃષ્ણ કૃપાય
શ્રીપુરષોત્તમને પરહરી, જેનુ અન્ય આમર મન મોહે,
( તે ) કામદુઘા મળી મૂકીને, મહિષીપુત્રન પય દોહે,
દોહે ગાય મૂકી મૂઢ પાડો, તરસ્યો ગંગાતીરે ખોદે છે ખાડો,
તેમ પૂર્ણ ત્યજી અવર આરાધે, મહેનત માથે પડે કંઇ ન લાધે
મેવો શ્રી કૃષ્ણ કૃપાય "

જગત્ એ હરિનુ ઉગી નીકળેલું બાહ્યરૂપ છે એમ જણાવી હરિભજનમા જગતનું પોષણ છે, અને જગતની નિંદા નથી એવી તાત્ત્વિક સમજણ

**જગત્ની ભાવના**

દયારામભાઇ નીચેની કડીઓમા આપે છે --

" જગત્ વૃક્ષ તેનું મૂલ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાય
પ્રતિશાખા જળ સિંચીએ, તેથી તરુ તૃપ્તિ ના થાય,
તૃપ્તિ ન થાય વૃથા શ્રમ પહોંચે, સમજણ આવે ત્યારે પછી શોચે,
સુખદ્વાર સહુ ઇન્દ્રિય સંતોષે, ભોજન અંગ લેપ્યુ કોઇને ન પોષે,
મેવો કૃષ્ણ કૃપાળ "

હરિ એ મૂલ છે, અને જગત્ એ વૃક્ષ છે, હરિના ભજનવડે જગત્ તૃપ્ત થાય છે વિશુદ્ધ બને છે ઝાડના પાદડા અને શાખાઓ ઉપર પાણી રેડવાથી ઝાડ પોષાતુ નથી, એ ભાવનામા ઇશ્વરનુ અન્તર્યામીપણ દયારામભાઇને સુગમ રીતે સમજાયુ છે પરમેશ્વરરૂપી મૂલમાથી ઉગી નીકળેલા સંસારવૃક્ષ સાથે ભક્તના વિચાર કેવા હોય છે તે બાબત દયારામભાઇ કહે છે કે —

" હરિ વ્યાપક લહી સર્વમા, નવ આણવો કોઇનો દોષ,
મન, કર્મ, વચને જેમ બને, તેમ કરવો સર્વનો સંતોષ
સંતોષે પ્રાણી પ્રભુ પ્રસન્ન તેથી સુખી પોષે હરિજન
સઘળે દયા એ પૂજા હરિ કેરી, દેહીને દુભવે તે કૃષ્ણના વેરી
મેવો શ્રી કૃષ્ણ કૃપાળ "

જગત્ વૃક્ષના મૂલરૂપ હરિ સાથેનો ભક્તનો પ્રેમ સાહજિક હોય છે હરિ સાથેની પ્રીતિ સાંસારિક પ્રાણી પદાર્થોની પ્રીતિ કરતા જૂદા પ્રકારની છે

**સાંસારિક પ્રીતિમાં અને હરિભક્તિમાં ભેદ.**

સાંસારિક પ્રીતિ, રૂપ, ગુણ, અને દ્રવ્યના નિમિત્તે કરી બધાય છે, અને તેથી વિકારી પ્રીતિ છે હરિપ્રતિનો પ્રેમ આવા નિમિત્તને લઇને નથી પણ સહજ સ્નેહરૂપે હોય છે આ સહજ સ્નેહનું બીજ ચાર શાખામા ફેલાય છે—(૧) પ્રેમ (૨) આસક્તિ, (૩) વ્યસન, (૪) તન્મયતા આ ચારના લક્ષણો કવિ દયારામ નીચેની કડીઓમા આપે છે

" કડીએ પ્રેમનુ લક્ષણ એક, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ,

**હરિ સંબંધી સ્નેહનાં** વિયોગ થાયે ત્યારે તપે તન, ત્યાહા ત્યાહા વળગ્યુ રહે મન
**પ્રેમ,આસક્તિ,વ્યસન,** એક વાર આખા દિવસમા (પણ) મળ્યા વિના ન રહેવાય,
**અને તન્મયતા-એવાં** જો ના મળે તો વિકળ થાય, એ તો આસક્તિ કહેવાય
**ચાર રૂપો.** કહેવાયે **વ્યસન** આવુ જ્યારે થાય, સ્હામા સ્હામી હ્રદયવિંધાય,
તન્મયતા તો મૃત્યુ સમાન, આ ચારે આવે આપે હરિદાન "

વૈદિક વર્ણાશ્રમાચાર કરતા હરિભક્તિ ચઢીઆતુ સાધન છે, કારણ કે તેમા જાતિ, કુળ, ગુણ ઇત્યાદિ લૌકિક ભેદ ઉપર બનાયેલા ધર્મના સાધનોની જરૂર પડતી નથી, પણ સર્વ પ્રાણીના ઉદ્ધારનુ હરિભક્તિ સાધન છે ધર્મની આ ઉદાર ભાવનાએ દયારામને ભક્તિ માર્ગના ઉત્તમ અનુભવીની મુદ્રા આપી છે નીચેની કડીઓ તેમની ઉદાર ધર્મભાવના સાબીત કરવા બસ થશે

**વૈદિક ધર્માચરણ કરતાં ભક્તિનુ ચઢિયાતાપણુ.**

" જાતિ જુઓ તો આહીરની, તેમા અબળા અધમ અવતાર,
એ વેદાદિ ન્હોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર
અધિકાર વણ એક પ્રેમ પ્રતાપ કર્યા આધીન શ્રી કૃષ્ણજી આપ,
તે ગોપીની પદરજ વહે ઈશ, પ્રેમ લક્ષણા તે સૌને શીશ,
સેના સગત હરિ ભક્તની, કરે પ્રેમ ભક્તિ ઉત્પન્ન,
તે કરે કૃતારથ એકલી, નર જોઇએ કોઇ સાધન
જોઇએ ન વય, વિદ્યા, વિત્ત, વર્ણ રૂપ પરાક્રમ, પવિત્રાચરણ,
કહેશો જોયા નથી કહો કીયે ઠામ, તો સુણો પ્રગટ બતાવ નામ
ધ્રુવજીને કયા વર હતુ કયા હતુ સુદામાને ધન
કુબ્જાને હતું રૂપ કયહા, ઉગ્રસેનને શુ પુરુષાતન
પુરુષાતન ન હોતુ ઉગ્રરાય, ગજને કયા હતી વિદ્યાય
પારધીમા ક્યાથી સાભ આચરણ કેવળ ભક્તિ પામ્યા ગિરિ ધર્ણ
સેવો શ્રીકૃષ્ણ કૃપાવ "

હરિભક્તિથી સંસ્કાર પામેલા ભક્તને માયાનો મોહ લાગતો નથી હરિભક્ત નિર્ભય હોય છે કેવળ જ્ઞાની માયાના ભયમા આવી પડે છે દયારામભાઇ માર્મિક ભાષામા ભક્તિની સરસાઈ બતાવતા કહે છે કે —

**ભક્તને માયાનો ભય નહિ પણ જ્ઞાનીને માયાનો ભય**

' ભક્ત તે ભક્તિ સ્વરૂપ છે તેને માયા નથી રે લેશ
સ્ત્રી થકી સ્ત્રી મોહાય નહિ, મોહ પામે પુરૂષને વેશ
પુરુષ જ્ઞાન વૈરાગ્ય ને યોગ, તેને પીડે અજા રૂપીઓ રોગ,
તે કારણ ભ્રષ્ટ થાય છે તેહ, ભક્તને અચળ હરિશ સ્નેહ "

વળી યોગી માત્ર પોતાના આત્માનો જ ઉદ્ધાર કરી શકે છે હરિ જન સૌનું કલ્યાણ કરે છે —

**યોગી કરતાં ભક્ત આ કારણથી ચઢી યાતો ?**

'યોગી રહે સદા એકલો, હરિજન તારે સૌ સગી,
સિદ્ધ ઉદાસી રહે સદા, હોય નિત સુંદર રસ રંગી
રંગે રસિક સેવે ગુણ ગાય, પોતે પીએ સુધા સામાને પાય
ભક્ત સ્નેહી સૌનું મારે કામ, પ્યાની મારે કોઇનો નહિ દામ "

આ યોગી અને હરિ ભક્તના સ્વરૂપમા જે રહસ્ય હિન્દુ ધર્મમા સમજાયુ છે, તેવુ જ રહસ્ય બૌદ્ધ ધર્મના હીનયાનની અર્હતની અને મહાયાનની બોધિસત્વની ભાવનામા સમજાવવામા આવ્યુ છે

સહજ ભક્તિ જેમનામા જાગી છે તેઓ સ્વભાવથી જ નિષ્કામ કર્મયોગી હોય છે, અને જગતને સર્વદા નિર્દોષ રૂપે ઓળખી શકે છે

**ભક્ત જ નિષ્કામ કર્મયોગી**

" કાંઈ પ્રભુ પાસે ન માગીએ, માગે પરનાત્રો થાય
ઉરાગી આવે નાથને, વ્યાપાર સરીખુ જણાય

જણાય એવુ માટે રખે જાચો, સેવો શ્રી કૃષ્ણ ધરી સ્નેહ સાચો,
વણ માગ્યે સૌ આપે સ્વામી, નથી અજાણ્યા અંતરજામી

**ભક્ત જ જગતને નિર્દોષ ભાવે જોઇ શકે છે**

જગત દર્પણ જોનાર તુ, સામું દીસે જેવુ તુજ પાસે,
કષ્ટને કષ્ટ, સાધુને સાધુ, ભવ આદર્શમા ભાસે
ભાસે તે સહુ નિજમા છે જાણે, દોષ રહિત દુનિયા પરમાણે
એવે વિવેક જો રહેવાય, રાગ દ્વેષ નહિ કો થકી થાય "

**અંગ્રેજી કેળવણીનો પ્રવેશ થયા પછી પ્રાચીન અને અર્વાચીન ધર્મ ભાવના**

કવિ દયારામના વૈકુંઠવાસ પછી ગુજરાતમા અંગ્રેજી કેળવણીનો પ્રવેશ થયો તે પ્રવેશને લીધે આપણી સમાજની સસ્કૃતિની બે શાખાઓ થઇ (૧) પ્રાચીન વૈદિક ધર્મ અને ઇતિહાસ પુરાણને વળગી રહેનારી અને (૨) પશ્ચિમ સસ્કૃતિ વડે સમાજને સુધારવાના વલણ વાળી પરતુ એકેશ્વરવાદના સિદ્ધાન્તને દૃઢ વળગી રહેનારી બન્ને શાખામા ધર્મનો રસ વહેતો હતો, પણ તેની વાહક નાડીઓની રચનામા ફેર હતો સનાતન શાખાના વિચારકો મૂળ વહેણ જ્યા જ્યા અજ્ઞાન અને વહેમની શિલાઓથી ખડિત થયુ હતુ, તેને સુધારવા અને ધર્મપ્રવાહ મૂળ પ્રણાલિકાએ વહે એવી ઇચ્છાવાળો હતો, બીજી શાખા એવુ માનતી કે મૂળ વહેણ એવુ તો ઝાડી અને જગનમા દટાઈ ગયુ છે કે તેને શોધી સાફ કરવાની મિથ્યા મહેનત કરવા કરતા ઉપનિષદોમા સમાયેલા શુદ્ધ સગુણ બ્રહ્મવાદને, સમાજના નવા બધારણમા, નવી નહેરમા ચાલુ કરવો, અને શાસ્ત્રના વાક્યોમા પરવશ થયેલી બુદ્ધિને પાશ્ચાત્ય કેળવણીના સ્વતત્ર વાતાવરણમા સ્વચ્છદ વિહાર કરવા દેવી બને શાખામા ખરી રીતે આસ્તિકતા હતી, પણ જૂના સપ્રદાયવાળા નવી શાખામા નાસ્તિકતા દેખતા અને નવી શાખાવાળા જૂના સપ્રદાયવાળાને વહેમી ગણતા પુરાણ ધર્મવાદી અને નવા ધર્મવાદીના વિચારો અને આચારોની અથડામણો ભારે થઈ હતી, બને પક્ષના હિમાયતીઓ આરભમા આવેશમા આવી સદ્ અસદ્ વિવેકને અને તુલના શક્તિને ખોઈ બેઠા હતા

આવા આવેશના વાતાવરણમા આપણુા ગુજરાતી સાહિત્યના પ્રાણપ્રદ બે કવિઓ થઇ ગયા એક કવિ દલપતરામ (૧૮૨૦ થી ૧૮૯૮) અને બીજા કવિ નર્મદાશકર (૧૮૩૩ થી ૧૮૮૬) કવિ દલપતરનો મધ્યમ માર્ગ કવિ નર્મદાશકરનો ઉદ્દામ માર્ગ–બને કવિઓએ નીતિ તત્વનુ ચિંતન સારી રીતે કર્યું હતુ કવિ દલપતરામે નીતિ ધર્મનો આદર્શ તરતો રાખ્યો, કવિ નર્મદાશકરે પ્રેમ શૌર્યનો આગળ ધર્યો કવિ નર્મદાશકરની ઉદ્દામ વૃત્તિએ જે ઉચ્છેદક ભાવનાને પોષણ આપ્યુ હતુ તે તેમની ઉત્તર અવસ્થાના ચિત્તના પરિવર્તનથી—સંરક્ષક ભાવનાના રૂપમા પલટાઈ ગઇ, અને જે સુધારક કવિ જૂની પ્રણાલિકાને નિંદ્તા હતા તે ઉત્તર અવસ્થામા સમજણવાળા સનાતની થઈ ગયા '

**કવિ દલપતરામ (૧૮૨૦ થી ૧૮૯૮) અને કવિ નર્મદાશંકર (૧૮૩૩ થી ૧૮૮૬) ની ધર્મ સાહિત્યમાં પરોક્ષ સેવા**

આ બને ખરી રીતે ઉત્તમ કવિઓ હતા, પરતુ ધર્મ તથા નીતિના સબધમા તેઓ મુખ્ય વિચારક ન હોતા ધર્મ અને નીતિના સાહિત્યમા તેમનો ઉપકાર કાવ્ય દ્વારા થયો છે પ્રત્યક્ષ ઉપકાર તેમનો નથી

ધર્મ નીતિના સનાતન અને નવીન આદર્શો રજુ કરનારી બે અવાતર શાખાઓ ગુજરાતમા ૧૯ મી સદીમા થઇ છે એક ઇગ્રેજી કેળવણીના યોગવાળી પરંતુ યુનીવરસિટીના શિક્ષણ સરકાર વિનાની બીજી યુનીવરસિટીના શિક્ષણ સરકારવાળી પહેલી શાખાના પ્રવર્તક રા બા ભોળાનાથ સારાભાઈ (૧૮૨૩ થી ૧૮૮૬) અને બીજી શાખાના પ્રર્વતક બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ (૧૮૫૮–૧૮૯૮) રા. બા ભોળાનાથ સારાભાઇ પૂર્વાવસ્થાના સનાતની મૂર્તિપૂજક શૈવ, ઉત્તર અવસ્થાના અમૂર્ત ઇશ્વરવાદી ભક્ત થયા પંડિત મણિલાલ નભુભાઇ અમૂર્ત બ્રહ્મવાદી છતા મૂર્તઇશ્વરવાદના સરક્ષક અને અમૂર્તબ્રહ્મના જ્ઞાન સાથે મૂર્ત ઇશ્વરની ભક્તિનો સમન્વય કરનાર તત્ત્વચિંતક

**તેની બે અવાન્તર શાખાઓ (૧) યુનિવર્સિટીના શિક્ષણ વિનાની (૨) તેવા શિક્ષણવાળી**

રા બા. ભોળાનાથભાઈની ઇશ્વર ભક્તિ તેમની ઈશ્વર પ્રાર્થનામાળા, ઇશ્વરોપાસના, હિંદી અભગમા એવી તો મધુર અને મોહક ભાષામા જનકાય છે કે સિદ્ધાન્તમા ભેદવાળા સનાતની મૂર્તિપૂજકો પણ પરમેશ્વરની પ્રાર્થનામા તેમના કાવ્યોનો ઉપયોગ કરી શકે છે. રા નવલરામભાઇ કહે છે તેમ " પ્રૌઢ ભાષા પણ અનુભવી વિદ્વાન ગૃહસ્થથી લખાયેલી હોય છે તો તે સાધારણથી કાઇ સમજાતી નથી એમ નથી પ્રૌઢ ભાષા સાધારણ લોકોને અપ્રિય કે અગ્રાહ્ય નથી તેનુ પ્રત્યક્ષ ઉદાહરણ ભોળાનાથભાઇની પ્રાર્થનામાળા છે...જે કે પુસ્તક, સસ્કૃત શબ્દોથી ભરપૂર છે ફારસી, આરબી શબ્દો તો ઘણ્ કરીને આખા પુસ્તકમા એકે શોધ્યો પણ જડશે નહિ, અને અપભ્રશ શબ્દો પણ ન ચાલે જ વાપરેલા દેખાય છે, તો પણ ભાષાની બાબતમા સર્વમાન્ય થઈ પડ્યુ છે અને જૂની કેળવણીના માણસો પણ હોસે હોસે વાચે છે "

**રા. બા. ભોળાનાથભાઈની ઉંડી ધર્મ-નિષ્ઠા અને ગુજરાતી ભાષા ઉપરનું તેમનું પ્રભુત્વ.**

રા. સા. ભોળાનાથભાઈમાં ઘણી ઉંડી ધર્મનિષ્ઠા હતી. તે નિષ્ઠાનું શુદ્ધ પ્રતિબિમ્બ તેમના પદ્યોમાં તરવરે છે, એટલું જ નહિ પણ તેમના ગદ્યમાં તે સ્થિર થઇ ગએલું જણાય છે. ‘ધર્મનિષ્ઠા થકી સમાધાન” એ લેખમાંથી ઉતારેલો નીચેનો ભાગ ગુજરાતી ભાષા ઉપરનું તેમનું અદ્ભુત પ્રભુત્વ દર્શાવવા સમ છે.

“ધર્મનિષ્ઠાની આપણા સઘળા પ્રસંગમાં જરૂર છે ને વ્યાજબી છે. કિયા રીતે તેનો આપણે વિચાર કરીએ, ને તે સ્પષ્ટ જણાઈ આવે માટે સઙ્કટ સમયે ધર્મનિષ્ઠ તથા સદાચારી માણસ અને તેથી ઉલટા દુરાચારી માણસના મનની સ્થિતિની તુલના કરીએ. સઙ્કટ સમયે ધર્મનિષ્ઠ માણસને સમાધાન એટલા ઉપરથી થાય છે કે તેમનું પાછલું આચરણ શુદ્ધ તથા દોષ રહિત હતું, એવો તેના મનમાં વિચાર ઉત્પન્ન થઇને તે શાન્ત રહે છે, પરન્તુ તેથી વિપરીત માણસોનો જુદો જ પ્રકાર થાય છે. પોતાના પૂર્ણ દોરના વખતમાં, વૈભવના મદમાં, તથા સંપત્તિથી થનારા સૌખ્યાનન્દમાં ખુંચેલા હોય છે, તેથી અન્તર્દીપના સૌમ્ય ઉપદેશ તરફ તેટલો લક્ષ આપતા નથી. કામ ધંધામાં ચકચૂર અથવા એશઆરામમાં ભરપૂર ડૂબી ગયેલા હોવાથી ગંભીર વિચાર અને અંતર્જ્યોતિનો અંતઃકરણમાં બોધ મળી શકતો નથી.’

આ ઉતારો ખરી રીતે એક ઇંગ્રેજી ઉપદેશ ( Sermon ) નું ભાષાન્તર છે, પણ ન જાણનારને તો તે શુદ્ધ પ્રૌઢ ગુજરાતીનો ઉત્તમ નમુનો જણાયા વિના નહિ રહે.

બ્રાહ્મ સમાજ-પ્રાર્થના સમાજ વચ્ચે પરસ્પર ઉપકાર્ય ઉપકારક સમ્બન્ધ છે. તો પણ નિરાકાર પરમેશ્વરમાં શ્રદ્ધા ભક્તિ સમ્બન્ધમાં, અને સદાચારના પાલનમાં એ બે સમાજની ધર્મ પ્રણાલિકામાં ઐકમત્ય છે. રા. સા. ભોળાનાથભાઈની ચિત્તની ઉંડી ધર્મનિષ્ઠાના ઘડનારા નિમિત્તો ચાર હતા (૧) પરમેશ્વર ઉપર સપ્રેમ ભક્તિ અને શ્રદ્ધા (૨) પાપભીરુતા (૩) મનુષ્ય માત્ર તરફ ભ્રાતૃભાવ, અને (૪) ઉદારતા અને દેશ કલ્યાણની સોત્સાહ ઇચ્છા.

**સગુણ ઇશ્વરવાદનું સાહિત્ય રા. બા. ભોળાનાથભાઈનું અને નિર્ગુણ બ્રહ્મવાદનું સાહિત્ય બ્રહ્મનિષ્ઠ મણિલાલનું**

નિરાકાર પણ સગુણ એકેશ્વરવાદના સિદ્ધાન્તોની સમજણ જેવી રીતે રા. રા. ભોળાનાથભાઈએ ગુજરાતી પ્રજાને અનુભવ બળથી આપી છે, તેવી રીતે નિર્ગુણ-નિરાકાર બ્રહ્મવાદના સિદ્ધાન્તની સમજણ અને તેની, સગુણ-સાકાર ઇશ્વરવાદના સિદ્ધાન્તવાળા ભક્તિયોગ સાથેની એકવાક્યતાની સમજણ બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈએ પણ અભેદ માર્ગના અનુભવ બળથી આપી છે. બ્રહ્મનિષ્ઠ મણિલાલભાઈમાં ધર્મનિષ્ઠા ઉપરાન્ત તત્ત્વનિષ્ઠા સબળ હતી. ગુજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાનના સાહિત્યનો મૂળ પાયો નાખવાનું માન બ્રહ્મનિષ્ઠ મણિલાલને જ ઘટે છે. જ્યારે ગુજરાતી ભાષામાં પ્રાચીન કાનોનું સાહિત્ય વાસુદેવ અથવા કૃષ્ણની મૂર્તભાવની ભક્તિમાં પરિસમાપ્ત થઇ ગએલું હતું જ્યારે પ્રાર્થનાસમાજે અમૂર્ત ભાવની ઇશ્વરભક્તિને સ્વતન્ત્ર બનાવી હતી અને

જ્યારે આર્ય સમાજે તે ઇશ્વરભક્તિને વેદ ને પરવશ બનાવી હતી, ત્યારે સર્વ દર્શનના અભ્યાસથી થયેલી પરિપક્વ બુદ્ધિ વડે અને ઇગ્રેજી તત્ત્વજ્ઞાનની પદ્ધતિથી કસાયેલી તર્કશક્તિ વડે બ્રહ્મનિષ્ઠ મણિલાલે વેદના ધર્મ અને બ્રહ્મ એ બે પદાર્થોની એકવાક્યતા કરી હતી બ્રહ્મનિષ્ઠ મણિલાલે પ્રિયવદા અને સુદર્શન માસિક દ્વારા તથા અનેક સ્વતત્ર નિબધો દ્વારા વેદાન્ત દર્શનના ધાર્મિક અને તાત્ત્વિક જ્ઞાનનો પ્રવાહ ધારાબધ ચલાવી ગુજરાતમા નવુ ધર્મબળ પ્રકટ કર્યુ હતુ અદ્વૈતદર્શનના નીચેના ગ્રથો ધર્મજ્ઞાનના નવા કીર્તિસ્તભો છે —

રાજયોગ, " મોનીઝમ ઑર અૅદ્વૈતીઝમ, " જીવન્મુક્તિ વિવેક, સિદ્ધાન્તસાર, પચશતી ( 'ઇમ્ટેશન ઑફ શકર'નુ ગુજરાતીમા ભાષાન્તર ), આત્મનિમજ્જન ( પ્રેમ જીવન અને અભેદોર્મિ ), વૃત્તિપ્રભાકર, માડૂક્ય ઉપનિષદ્

**બ્રહ્મનિષ્ઠ મણિલાલનો અદ્વૈતમાર્ગનો ધર્મોપદેશ અને તેનુ વિપુલ સાહિત્ય**

પ્ર મણિલાલના કાવ્ય, અલકાર, નાટક, જૈન દર્શન, યોગ દર્શન, અને ન્યાય શાસ્ત્રને લગતા ગ્રથો તેમની પ્રખર વિદ્વત્તાના નમુના જ છે ટુકામા દાર્શનિક સાહિત્યનો ગુજરાતીમા જન્મ પ્ર મણિલાલથી થયો એમ કહેવામા અત્યુક્તિ નથી

**બ્રહ્મવાદના અતિશયમાં નીતિનુ શૈથિલ્ય, ઇશ્વરવાદના અતિશયમાં બુદ્ધિનુ ડૂબી જવુ**

પ્ર મણિલાલના સુદર્શનના બ્રહ્મવાદની સામે ટક્કર ઝીલનાર જ્ઞાનસુધાનો એકેશ્વરવાદ હતો મણિલાલના જ્ઞાન-વૈરાગ્ય ઉપરનો ટકોર અને જ્ઞાનસુધાનો નીતિ-ભક્તિ ઉપરનો ટકોર તત્વાભાસીને મધ્યમ માર્ગનુ સત્ય શીખવના બસ હતો

કહેવાતી અદ્વૈતમસ્તીમા નીતિનુ શિથિલપણુ અને ભક્તિની એકદેશી તાણમા બુદ્ધિનુ ડૂબી જવુ–એ બે અતિશયોનો સમયાનુસાર અટકાવ કરનારી બે વ્યક્તિઓ ગુજરાતમા પેદા થઈ હતી (૧) મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, અને (૨) ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ( ૧૮૫૫–૧૯૦૭ )

મનસુખરામભાઇના લેખો કૃત્રિમ સસ્કૃત શબ્દોથી ભરેલા હોવાથી લોકભોગ્ય થયા નથી, પરતુ તેમા રહેલા વિચારના ગાભીર્યને લઇને વિદ્વદ્ ભોગ્ય થઈ શક્યા છે મનસુખરામભાઇના આરભના લેખો બહુ ક્લિષ્ટ ન હતા ' ધર્મ અને ભરત ખડની આધુનિક સ્થિતિ "–એ નિબધ પ્રમાણમા સરળ ભાષામા લખાયેલો છે મનુષ્ય પ્રાણીમા ઇન્દ્રિયપ્રાપ્ત જ્ઞાન અને બુદ્ધિ પ્રાપ્ત જ્ઞાનની શક્તિઓ સ્વભાવથી જ હોય છે ઇન્દ્રિય પ્રાપ્ત જ્ઞાનશક્તિને **ભામના** કહીએ તો બુદ્ધિપ્રાપ્ત જ્ઞાનશક્તિને **ભાવના** કહીએ પરન્તુ આ બે શક્તિઓથી જૂદી એક અન્તઃકરણની શક્તિ છે જેને મનસુખરામ ધર્મવાસના કહે છે " અદૃશ્ય પરમેશ્વરને જાણવા માટે જે અન્તઃકરણની શક્તિ સમર્થ થાય છે તે ભાસના અને ભાવના શક્તિથી જૂદી છે તે પણ મનુષ્ય જાતિમા બહુ રૂપે રહેલી છે, એમ વિચાર કરતા જણાય છે તે મૂળ શક્તિનુ નામ ધર્મવાસના શક્તિ

**મનસુખરામભાઇની ધર્મ ભાવના.**

અથવા શ્રદ્ધા કહીએ તો નિર્વાહ થાય તેમ છે હવે જેમ બુદ્ધિબીજ મનુષ્ય માત્રમા સહજ ( સાથે ઉત્પન્ન થયેલુ ) છે, તેમ ધર્મવાસનાના શક્તિ અથવા શ્રદ્ધાબીજ પણ સહજ છે બુદ્ધિનો પ્રકાશ કેટલાક પ્રસગ અને સાધનથી થાય છે, તેમ શ્રદ્ધાનો પ્રકાશ પણ થાય છે બુદ્ધિને ઇન્દ્રિય સહાયકારી થઈ પડે છે, તેમ શ્રદ્ધાને ઇન્દ્રિય અને બુદ્ધિ બન્ને સહાયકારી થાય છે મનુષ્યે માત્ર સાવચેતી એટલી જ રાખવાની કે બુદ્ધિબીજ કોઈ ઇન્દ્રિયોના વિષયથી કોહી જાય અથવા શેકાઈ જાય અથવા ઉગતા ઉગતા જ તેને પુષ્ટિ કારક પોષણ ન મળેથી ઠિંગરાઈ જાય કે નાશકારક સયોગ થયેથી નાશ પામે તેમ ન થવા દેવુ જોઇએ વાસનાશક્તિના સબધમા પણ એ જ સાવચેતી રાખવાની અગત્ય છે, કે વિષયોથી ઇન્દ્રિયો અને કુતર્કથી બુદ્ધિ તેને કાળી નાખે કે ફાડી નાખે તેમ ન થવા દેવુ જોઇએ

ભાસના, ભાવના, અને વાસના એ ત્રણ શક્તિઓ મળમા ઇશ્વરદત્ત હોય એમ વધારે સભવે છે.

*  *  *  *

મલ વાચાશક્તિ જેવી ધર્મવાસના એક છે, અને સ્વર વ્યજન જેવી તેની મુખ્ય વ્યક્તિ પણ એક જ છે ભેદ પડે છે તે પાછળના રૂપાન્તરમા છે એમ ધર્મવાસના અને તેની મલ વ્યક્તિ એ મનુષ્ય માત્રની એક દેખાય છે એટલા સુધીનો ધર્મ કહીએ તો તે સર્વનો એક જ છે જે ભેદ દેખાય છે તે ધર્મમાર્ગમા છે, માટે વિચારવાન્ મનુષ્યોએ ધર્મ જુદો છે એમ ન સમજવુ જોઇએ, પણ માર્ગ જુદો છે એમ કહેવુ જોઇએ એટલા જ માટે ક્રિશ્વન, મુસલમાન, કે પારસી, આદિ કોઈની વાત કરતા તે અન્યધર્મી છે એમ નહિ પણ અન્યમાર્ગી છે એમ કહી વ્યવહાર કરવો એ યોગ્ય છે

ઉપરના ધર્મતત્ત્વના વિવેચનમા મનસુખરામભાઈની ભાષા સરલ અને સરકારી છે, અને તેવી ભાષાને તેમણે ચાલુ રાખી હોત તો નવલરામભાઈના 'સસ્કૃતમય ગુજરાતી' એ લેખમા સમાયેલા આક્ષેપના ભોગ તેઓ ન થયા હોત

**ગોવર્ધનરામની મોટ શ્રદ્ધા સર્વ દેશના ધર્મશોમાં હતી.**

શ્રી ગોવર્ધનરામનુ ધાર્મિક ચિંતન વધારે તપોમય હતુ તેમના ચિન્તનમા બુદ્ધિ અને શ્રદ્ધાને સમાન સ્થાન હતુ શકરાચાર્યના વચન માત્રમા જે મન સુખરામની શ્રદ્ધા હતી, તેના કરતા બહોળી અથવા સાર્વશ્રદ્ધા શ્રી ગોવર્ધનરામને સર્વ ધર્મજ્ઞોના વચનમા હતી ગોવર્ધનભાઇનુ ધર્મનુ અધ્યયન એકદેશી ન હતુ પણ અનેકદેશી હતુ તેમના ધાર્મિક વિચારોમા, વૈષ્ણવ, શૈવ, વેદાન્ત અને બૌદ્ધ, ક્રીસ્ત વિગેરે અનેક સપ્રદાયોના સિદ્ધાન્તોનો સાર રેડેલો જણાય છે, અને વ્યવહાર ધર્મ અને પરમાર્થ ધર્મના જીવનમા એકવાક્યતા કરવાનો તેમનો ખાસ ઉદ્દેશ જણાય છે સરસ્વતીચન્દ્રના ઉત્તર ભાગોમા ગોવર્ધનરામે આપણા ધર્મની એકદેશી સુધારણા કરવાને બદલે સર્વદેશી સુધારણા કરવાના પ્રસગો ચિતર્યા છે

**અદ્વૈત વેદાંત અને સુફીમતનું મિશ્ર છાયાવાળું સાહિત્ય કવિ બાલનું**

અદ્વૈત વેદાન્ત અને સુફીમતનુ મિશ્ર સાહિત્ય કવિ બાલની ગજલો, અને હરિપ્રેમપંચદશીમા નવારંગ પૂરે છે

**શ્રેયઃસાધક અધિકારી વર્ગનું ધર્મજ્ઞાનનું સાહિત્ય અને તેના વિશિષ્ટ ગુણો**

શ્રી મણિલાલ ભાઈએ પાશ્ચાત્ય વિદ્યાના સસ્કારવાળાને અનાસ્થામાથી અટકાવી આપણા ધર્મ અને તત્ત્વજ્ઞાનમા શ્રદ્ધા ઉત્પન્ન થાય તેવુ અદ્વૈત માર્ગનુ સાહિત્ય ગુજરાતીમા ઉપજાવ્યુ પરતુ વ્યાવહારિક નીતિ ધર્મનું શૈથિલ્ય અટકાવવામા તેમના પ્રયત્ન સર્વાંશ ચરિતાર્થ ન થયા, અદ્વૈત માર્ગની મસ્તીમા ચઢેના અન્ત કરણોને કઇક અકુશમા સ્થાપે અને વ્યવહાર અને પરમાર્થ ધર્મની એકવાક્યતા થાય એવા સાધનોની યોજના કરવાનો પ્રશસ્ત પ્રયત્ન વડોદરામા શ્રેય સાધક અધિકારી વર્ગના આચાર્ય શ્રીમન્નૃસિંહાચાર્યે ( ઈ સ ૧૮૫૪–૧૮૯૭ ) કર્યો હતો આ મહા પુરુષનુ ઐહિક જીવન એટલુ તો આકર્ષક હતુ કે તેમના સબધમા આવનાર નાના મોટા સર્વ તેમના સિદ્ધાન્તોને પ્રીતિથી સાભળતા અને વિચારની કસોટીએ ચઢાવતા હતા તેમણે હિન્દુ ધર્મનું સ્વરૂપ વ્યાપક રીતે સમજાવ્યું છે, અને સાપ્રદાયિક પદ્ધતિમા ગુચવી નાખ્યુ નથી આ કારણથી શ્રેય સાધક અધિકારી વર્ગનુ ધાર્મિક અને તત્ત્વજ્ઞાનનું સાહિત્ય સર્વ-તન્ત્રસ્વતન્ત્રરૂપે ગુજરાતીમા ઉત્પન્ન થયુ છે સસાર સુધારો આ વર્ગના આદ્ય સસ્થાપકને ઇષ્ટ હતો, અને તે વિના ધર્મશુદ્ધિ પ્રજા જીવનમા આવતી નથી એમ તેઓ સારી રીતે કહેતા હતા પરતુ સસારસુધારણાની રીતિ સ્વ મહિપતરામ ભાઈ વિગેરે સુધારકોની રીતિ કરતાં જૂદી હતી પ્રાચીન રીત રીવાજો ધર્મ નામે પ્રચલિત છે, તેનો એકદમ ઉચ્છેદ કરવાથી, અને તેને સ્થાને બીજી પદ્ધતિ એકદમ દાખલ થવાથી પ્રજાનુ ચિત્ત અવ્યવસ્થિત થઇ ચકડાળે ચઢશે એમ તેઓ સમજતા હતા તેથી પ્રાચીન કાળના યજ્ઞકાડના દોષો દૂર કરવાને વેદને બાજુ ઉપર મૂકી નવી ભાવનાથી ધર્મચક્રપ્રવર્તનનો પ્રકાર ભગવાન્ બુદ્ધે સ્વીકાર્યો હતો, તેના કરતા વેદનો યજ્ઞકાડ હોય તો તે વિચારમય મનુષ્યોને અર્થે નથી, પણ મમજુ અને વિવેકી સાધન સપન્ન પ્રાણીઓને અર્થે વેદનો જ્ઞાનકાડ છે એવી શકરાચાર્યની પ્રાચીન વેદધર્મની સમુદ્ધારની પદ્ધતિ આ શ્રેય માધક વર્ગમા વધારે ઉપયોગી ગણવામા આવી હતી પુરાતન પદ્ધતિમા દોષો છે પણ તે સાથે કેટલાક ગુણો પણ છે, અને તે પણ તર્કવડે પારખી શકાય તેવા છે, એવા નિશ્ચયને અનુસાર શ્રીમન્નૃસિંહાચાર્યજીએ ગુજરાતી ધાર્મિક અને તાત્ત્વિક સાહિત્ય રચ્યુ હતુ આ સાહિત્ય ધારાવાહી પ્રકટ કરવામા આવ્યુ હતુ વર્ષમા બે ત્રણ વાર શ્રેય સાધકો પોતાના ગુરુ સ્થાને મળતા હતા પોત પોતાના નિયત સાધનો સાધના ઉપરાન્ત સર્વ સામાન્ય ધર્મ-વ્યવસ્થા કેવી હોઇ શકે તેનુ ચિત્ર શ્રીમન્નૃસિંહાચાર્યજી પોતાના ગ્રથો દ્વારા આપતા હતા તેમના સિદ્ધાન્તસિન્ધુ, સુરેશચરિત્ર, ભામિનીભૂષણ, ત્રિભુવનવિજયી ખડ્ગ, પચવસ્તુવૃત્તાન્ત, વાણીવિલાસ, સુખાર્થે સદુપદેશ, મહદ્બોધ પારિજાતક વિગેરે ગ્રથો ગુજરાતીમા આપણા હિન્દુ ધર્મનુ સ્વરૂપ સુગમતાથી સમજાવે છે આ ઉપરાન્ત " મહાકાલ " નામના માસિક દ્વારા અને સદુપદેશશ્રેણી નામની ગ્રથાવલિ દ્વારા શ્રેય સાધકઅધિકારી વર્ગના વિદ્વાનોએ ગુજરાતી તત્ત્વજ્ઞાનનુ વિપુલ સાહિત્ય ઉત્પન્ન કર્યુ છે, અને આ પ્રચાર શ્રીમન્નૃસિંહાચાર્યજીના પુત્ર શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના અધ્યક્ષપણા નીચે હજુ પણ ચાલુ

છે શ્રેય માર્ગ વર્ગના આદ્ય સંસ્થાપક શ્રીમન્નૃસિંહાચાર્યજી તથા તેમના અગ્રગણ્ય અનુયાયીઓ જેવા કે બ્રહ્મનિષ્ઠ શ્રીમન્ છોટાલાલ ( માસ્તર સાહેબ ), જેઠાલાલ ગોવિંદજી નગીનદાસ મહેતા મણિશંકર ભટ્ટ હરિદત્ત શાસ્ત્રી વિગેરેના ગ્રંથોથી* શ્રેય સાધક અધિકારી વર્ગના ધર્મ જ્ઞાનના સાહિત્યમા નીચેના વિશિષ્ટ ગુણો દાખલ થવા પામ્યા છે

(૧) પુરાણ પદ્ધતિમા મિથ્યા ફકીરી અથવા ત્યાગને જે અણઘટતુ માન મળતુ હતુ તેને બદલે શુદ્ધ સંન્યાસનો અધિકાર ઘણો ઉંચો છે, અને તેના અધિકારીઓ ઘણા ઓછા છે શુદ્ધ વિચાર વડે ગૃહસ્થાશ્રમનુ પાલન કરનાર જેટલી ધર્મ સેવા કરે છે તેટલી ત્યાગી કરી શકતો નથી

(૨) ધર્મસેવા એને તત્ત્વજ્ઞાન સંવાદી છે અને તેને દર્શાવવામા ગુરુની નમ્રતાની અગત્ય નથી દેવતાવાદ તત્ત્વવાદના પગથીઆ રૂપ છે અને ભિન્ન દેશ કાલ પરત્વે દેવતાની ભાવના બદલાતા છતા તત્ત્વ ભાવના સુસ્થિર રાખી શકાય છે તેથી ધર્મવિરોધ એ મિથ્યાજ્ઞાનનું પરિણામ છે

(૩) ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ ગ્રંથોના વાચન દ્વારા અથવા પ્રાચીન શ્રવણાદિ સાધનો દ્વારા થાય છે તેના કરતા વધારે સુગમતાથી અનુભવી ગુરુના પ્રત્યક્ષ સહવાસ અને શિક્ષણથી થાય છે

(૪) વ્યવહાર પરમાર્થનો વિરોધી નથી પરતુ કુશલતાથી સાધેલો હોય તો પરમાર્થનો સાધક અથવા પોષક છે

(૫) સર્વ ધર્મો અને દર્શનો વીતરાગ બુદ્ધિથી સમજવામા આવે તો તેની એકવાક્યતા થઇ શકે છે તેથી અમુક મુદ્દામા એક દર્શન વધારે પ્રમાણભૂત ગણાતા છતા તત્ત્વનિર્ણય સ્વતંત્ર બુદ્ધિવડે થઈ શકે છે

(૬) સમાજ સુધારણા ઇષ્ટ છે પરતુ ઉચ્છેદક નીતિથી નહિ પણ સંસ્કારક રીતિથી તે સાધી શકાય છે, અને પ્રજાજનને ક્રમવડે ઉંચી કક્ષા ઉપર લઇ જવાય છે

વડોદરામા જેવો પ્રયત્ન શ્રી નૃસિંહાચાર્યજીએ હિન્દુધર્મના શુદ્ધ સ્વરૂપના પ્રચારનો કર્યો હતો તેવો પ્રયત્ન મુંબાઇમા વેદાન્ત ઉપદેશક શ્રી જયકૃષ્ણ વ્યાસે અને કાઠીયાવાડમા આચાર્ય શ્રી નથ્થુરામ શર્માએ કર્યો છે વેદાન્ત શાસ્ત્રનું સંસ્કૃત સાહિત્ય ગુજરાતી ભાષામા પ્રચલિત કરનાર માન શ્રી જયકૃષ્ણ વ્યાસ અને તેમના અનુયાયીઓને છે તેમના પ્રયાસ થકી અનેક પ્રકરણ ગ્રંથોના ભાષાન્તર વડે વેદાન્તશાસ્ત્રનુ સામાન્ય જ્ઞાન ગુજરાતીમા આપણને મળી શકે તેમ છે વેદધર્મ સભાથી પ્રકટ થયેલા ભગવતી ભાગવત યોગવાસિષ્ઠ શ્રીમદ્ ભાગવત મહાભારત, વિગેરે ગ્રંથોએ આપણા ધર્મ ઇતિહાસ પુરાતન સાહિત્ય ગુજરાતીમા દાખલ કર્યું છે અને નગર નહિ પણ શાસ્ત્રાર્થ સિદ્ધ અખંડાનંદ સ્વામી ભિક્ષુ અખંડાનંદ સ્વામી તેમની

શિષ્ટ વેદાન્ત સાહિત્યના ગુજરાતીના પ્રવર્તકો શ્રી જયકૃષ્ણ વ્યાસ અને શ્રી નથ્થુરામશર્મા

---

*જુઓ —છોટાલાલ માસ્તરની પંચદશીકુમની જેઠાલાલ ગોવિંદજીઆના પાતંજલ યોગ દર્શન બ્રહ્મસૂત્રવિવરણ મણિશંકર ભટ્ટનો ગદ્યગદ્યરસપ્રદ હરિદત્ત શાસ્ત્રીનો દશમુક્તિ વિવેક વિગેરે ગ્રંથો

વાણી, દેવી ભાગવત, ગિરધરકૃત રામાયણ, વિગેરે ગ્રંથોવડે સામાન્ય જનોને ઉપકાર થાય તેવું ધાર્મિક સાહિત્ય પૂરૂં પાડયું છે.

**શિષ્ટ વેદાન્તના પ્રૌઢ વિચારનુ સાહિત્ય અને તેના લેખકો.**

ઉપરના સંગ્રાહક સાહિત્ય ઉપરાન્ત શુદ્ધ વિચારને ઉત્તેજિત કરે તેવું, શ્રી ઈચ્છારામ સૂર્યરામનો ચન્દ્રકાન્ત, શ્રી ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રના ત્રીજા અને ચોથા ભાગ, રા. બા. કમળાશંકરભાઇનું બ્રહ્મસૂત્ર ઉપરનુ શાંકરભાષ્ય, આચાર્યશ્રી આનંદશંકરભાઇનો "આપણો ધર્મ," અને બ્રહ્મસૂત્ર ઉપરનું શ્રી રામાનુજનું શ્રી ભાષ્ય, સ્વ. ઉત્તમલાલભાઈનુ તિલકનુ ગીતા રહસ્ય, વિશ્વનાથ સદારામ પાઠકનું નાચકેતા કુસુમગુચ્છ વિગેરે તત્ત્વ જ્ઞાનનુ પ્રૌઢ સાહિત્ય ગુજરાતી ભાષામા છેલ્લા ત્રીસ વર્ષમા પ્રકટ થયુ છે.

**વૈષ્ણવ પુષ્ટિસંપ્રદાયનું સાહિત્ય.**

શુદ્ધાદ્વૈતમતનુ સાહિત્ય ગુજરાતીમા પાછલા વીસ વર્ષથી સ્વતંત્ર પ્રકટ થયું છે, અને તેમા તટસ્થતાથી ધર્મના ચિંતનો થયાં છે.

**જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મનુ ગુજરાતી સાહિત્ય**

ગુજરાત વિદ્યાપીઠના ઉદય પછી પુરાતત્ત્વમંદિરના આશ્રયે પ્રકટ થતુ જૈન દર્શન અને બૌદ્ધ દર્શનનું ઐતિહાસિક સાહિત્ય ગુજરાની ભાષાને ઘણું શોભા આપનારૂં પ્રકટ થયું છે. આ ઉપરાન્ત જૈન ધર્મના મૂલ ગ્રંથોનુ પ્રકટીકરણ ભાવનગર અને મુમ્બાઇમા થવાથી તથા "તત્ત્વાખ્યાન" જેવા પ્રૌઢ ગ્રંથના પ્રકાશનથી હિન્દુધર્મના અનુયાયીઓને જૈનશાસનનું સાચુ રૂપ સારી રીતે સમજાય એવી અનુકૂલતા થઇ છે. તે ઉપરાન્ત અર્વાચીન જૈન તત્ત્વચિંતક રાયચંદભાઇ, જેમના પ્રતિ મહાત્મા ગાંધીજીની પૂજ્ય બુદ્ધિ જાણવામા છે, તેમના ગ્રંથો વેદાન્ત અને જૈન દર્શનનો સમન્વય કરનારા છે.

**ખ્રિસ્ત સાહિત્ય ગુજરાતીમાં**

આ ઉપરાન્ત ગુજરાતી ભાષામા ખ્રીસ્ત ધર્મનું સાહિત્ય લગભગ ૩૦૦ ગ્રંથોનુ Gujarat Tract Book Society–તરફથી આજ સુધીમા પ્રકટ થયુ છે. આ સાહિત્ય જો કે પાદરીઓના ધર્મપ્રસારણના પ્રયત્નથી પ્રકટ થયુ છે, તો પણ પરધર્મોના રહસ્યની તુલના કરવામા અને ભગવાન્ જિસસ ક્રાઈસ્ટના ધર્મનું ખ્રીસ્ત ચર્ચથી રૂઢ થયેલા ધર્મથી પૃથક્કરણ કરવામા આ સાહિત્ય ઘણુ ઉપયોગી છે. ગુજરાતી ભાષા ઘણી સરલ સ્વીકારવામા આવી છે. આ સાહિત્ય આદરભાવથી હિન્દુઓએ વાચવાની અગત્ય છે પરધર્મના સ્વરૂપને સમજ્યા વિના ધર્મતત્ત્વનુ રહસ્ય સમજાતુ નથી. અને તે ધર્મનુ સ્વરૂપ તે તે ધર્મના શુદ્ધ વિચારકોના ગ્રંથોથી જ જાણી શકાય છે.

**મુસ્લીમ સાહિત્ય**

મારા જાણવા પ્રમાણે મુસ્લીમ ધર્મનુ સાહિત્ય ગુજરાતીમા ભાષાન્તરરૂપે છૂટું છવાયુ દાખલ થવા પામ્યુ છે. કરીમ મહમદ માસ્તરની "**ઇસ્લામની ઓળખ**" આપણને શુદ્ધ ઇસ્લામના મતવ્યો, અને હજરત મહમદ પેગંબર સાહેબ (સલ)ના પવિત્ર આદેશો ગુજરાતી ભાષામા સરલતાથી સમજાવવામા આવ્યા છે. આ ઉપરાન્ત માગરોળની ગાદીવાળા મોટામીયા સાહેબના "ચિસ્તીઆ દાવત ગ્રથમાળા" નાં નાનાં પુસ્તકોમાં ઇસ્લામના ધર્માચારોમાં સમાયેલા

રહસ્યો સમજાવવાના સારો પ્રયત્ન થયો છે વળી 'નૂરેરોશન' નામનો એકવનારાવાળા પીર શાહ કાયમુદ્દીન ચીસ્તીનો રચેલો ગ્રંથ વાચવાથી મુસલમાનોના "વલી" અને હિન્દુના "મહાત્મા"ના પદમા કેવુ સામ્ય છે, અને તે પદ મેળવવા સાધનોમા કેવી એકવાક્યતા છે તે દર્શાવવા ઉત્તમ પ્રયત્ન થયો છે

## ઉપસંહાર

**ભાવિ પ્રગતિ ધર્મ જ્ઞાનના સાહિત્યની અભિવૃદ્ધિ સારૂ કેવી થવી જોઇએ.**

ગુજરાતી ભાષામા ધર્મજ્ઞાન અને તત્વજ્ઞાનનું સાહિત્ય કેવુ અને કેટલુ છે તેનુ ચિંતન કર્યા પછી ભાવી પ્રયત્નો આ સાહિત્યની અભિવૃદ્ધિ કરવામા કેવા થવા જોઇએ તેનો વિચાર કરવો શેષ રહે છે

**ઈશ્વર ભક્તિ ઉપરાન્તના ધર્મના બીજા અંગ પ્રત્યંગોની ખીલવણી સામાન્ય અને વિશેષ ધર્મોના વર્ણનાત્મક નિબંધો, સનાતન તત્વ અને દેશ કાલ પરત્વે બદલાતાં ધર્મોનાં રૂપો**

ધર્મ જ્ઞાનનુ સાહિત્ય અદ્યાપિ ઈશ્વર ભક્તિમા પરિ સમાપ્ત થયુ છે આરંભમા ધર્મનુ જે વ્યાપક રૂપ બતાવ્યુ છે તે સર્વ રૂપના અંગ પ્રત્યંગોને વર્ણવે તેવુ સાહિત્ય હજી આપણી ભાષામા ઉદય થયુ નથી આપણા ધાર્મિક આચારો કેવી રીતે ઘડાયા છે તેનુ વેદકાળથી તે આજ સુધીનું ઐતિહાસિક વર્ણન આપણી ભાષામા નથી સર્વ સાધારણ ધર્મોનુ વર્ણન, વિશેષ ધર્મો ક્યા, વર્ણ ધર્મો અને આશ્રમ ધર્મો ક્યા, કલિવર્જ્ય ધર્મો ક્યા, ધર્મોમા સનાતન તત્વ કયુ અને દેશકાલ પરત્વે બદલાતુ રૂપ કયુ વર્ણાશ્રમ ધર્મ બહાર ની પ્રજા સાથે પાળવાના નિયમોનુ સ્મૃતિ અનુસાર રૂપ કેવુ છે અને તેમા આ જમાનામા એટલે કલિયુગમા શા કારણથી કેવા ફેરફારો ઋષિ મુનિઓએ અને ધર્મનિબંધના કર્તાઓએ કર્યા છે વિગેરે બાબતોનુ ચિંતન થવાની જરૂર છે તે ઉપરાત વ્યવહાર ધર્મનં લક્ષણ, રાજધર્મની પ્રાચીન અને અર્વાચીન શ્રેણીઓ, તેમા થવા જોઈતા ફેરફાર વિગેર પણ વિચારવાના પ્રશ્નો છે તે ઉપરાન્ત ભક્તિની અને ઉપાસનાની મીમાસા, ભક્તિ અને જ્ઞાન નો પરસ્પર કેવા પ્રકારનો સબંધ છે, ભજનીય અને પરમેશ્વરના સ્વરૂપનું ચિંતન, વિશ્વમય અને વિશ્વોત્તીર્ણ—અન્તર્યામી અને તટસ્થ ઈશ્વરની ભાવના કેવી ઉદય થઇ છે અને પશ્ચિમની ખ્રીસ્ત ધર્મની ઈશ્વર ભાવના અને મુસ્લીમ ઈશ્વર ભાવના સાથે કેવી રીતે મળતી આવે છે અને ક્યા અંશમા વિરોધી છે તેનુ તાત્વિક વર્ણન કુશળ ચિંતકોના હાથે થવુ જરૂર છે

**અનીશ્વર વાદી દર્શનોમાં ભક્તિનું રૂપ**

વળી અનીશ્વર વાદી જૈન અને બૌદ્ધ દર્શન સાથે તીર્થંકર અને બુદ્ધભગવાનને લગતી ભક્તિ નો ઉદય કેવી રીતે થયો, ભક્તિનુ તે દર્શનમા સ્થાન કેવી રીતે આવે છે વિગેરે પણ વિચારણીય વિષયો છે

**પૌરાણિક અને તંત્ર ધર્મની પરીક્ષા અને સારાસાર વિવેચન**

આ ઉપરાન્ત પૌરાણિક ધર્મમા ક્યા તાત્વિક અંશો છે અને ક્યા અર્થવાદ રૂપે છે, તીર્થ અને સ્થાનમાહાત્મ્યના ગ્રંથોમા ઇતિહાસ ભૂગોળના સત્ય અંશો ક્યા સમાયેલા છે, પુરાણોમા ઐતિહાસિક રાજવંશોની માહિતી ક્યા સુધી મળે છે, તેમા ગપ્પાં ભાગો ક્યા છે, તેની પૂર્તિ પુરાતત્વની આજ સુધી થયેલી શોધથી કેટલી થઇ શકી છે, દેવળોની રચના અને તેને લગતા શિલ્પ શાસ્ત્રના નિયમો દેવોની માનુષી અને અમાનુષી ભાવનાઓ, તન્ત્રો અને આગમ ગ્રન્થોમા સમાયેલી વિદ્યા

ઓનું વર્ગીકરણ અને સ્પષ્ટીકરણ તાન્ત્રિક પદ્ધતિઓના પ્રકટ અને રહસ્ય અંશો, શુભાગમો અને અશુભાગમો, વેદ અને તન્ત્રોનો પરસ્પર સબધ, વેદાચાર અને તન્ત્રાચારની સરખામણી, તન્ત્રનો જૈન અને બૌદ્ધ ધર્મમા પ્રવેશ, સપ્રદાયોનો અને પથોના ઉદય કેવી રીતે થયો, અને તેનો વેદ ધર્મ અને તત્ર ધર્મની શાખા સાથે કેવો સબધ છે વિગેરે અનેક વિષયો ઉપર નિબધો લખાવાની જરૂર છે

**ગુજરાતના સાધુ સન્તો અને આચાર્યોનાં લોક ભોગ્ય જીવનચરિત્રો**

વળી ગુજરાતની ભૂમિમા જેમણે ધર્મપ્રમારણનુ કાર્ય કર્યું છે તેવા સાધુ સન્તો અને આચાર્યોના અત્યુક્તિ વિનાના માનુષી જીવનચરિત્રો લખાવાની અગત્ય છે મરાઠી ભાષામા આના ચરિત્રો સારા લખાયા છે સર્વ સામાન્ય પ્રજાના હાથમા આ ચરિત્રો સુગમતાથી મળે તેવી યોજના આચાર્યો અને ધર્માધ્યક્ષોએ કરવી જોઇએ ખ્રીસ્ત ધર્મના પ્રમારણની કનાઓ પૈકી એક પણ કલા આપણે સિદ્ધ કરી નથી આપણા રેલ્વે સ્ટેશનો અને તીર્થ સ્થાનોમા રામ ચરિત્ર, કૃષ્ણ ચરિત વીર ચરિત્ર, બુદ્ધ ચરિત્ર, નરસિંહ મહેતાનુ ચરિત્ર, મીરાબાઇ ચરિત્ર, શ્રી વલ્લભાચાર્ય ચરિત્ર, શ્રી સહજાનદ ચરિત્ર, દયાનદ ચરિત્ર, વગેરે સરળ ભાષામા લખાયેલા મળના જોઇએ

**તત્વજ્ઞાનના સાહિત્યનુ ઐતિહાસિક વર્ણન અને પ્રત્યેક દર્શનના નિબધાત્મક ગ્રથો**

તત્વજ્ઞાનનુ સાહિત્ય આપણુ ગુજરાતીમા નહિવત્ છે અને જે કાંઈ છે તે ઘણે ભાગે ભાષાન્તર રૂપ છે બ્રાહ્મણ ધર્મ, જૈન ધર્મ, અને બૌદ્ધ ધર્મની પ્રત્યેક શાખાના દર્શનોનુ ઐતિહાસિક વર્ણન ગુજરાતીમા થવુ જોઇએ આ પ્રયત્ન ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ હિન્દ તત્વજ્ઞાનના ઇતિહાસમા કર્યો છે પન્તુ મારો અભિપ્રાય એવો છે કે પ્રત્યેક દર્શનને લગતા સ્વતત્ર નિબધો Black Wood Philosophical Series જેવા લખાવા જોઇએ ઉદાહરણ તરીકે ઐતરેય મુનિ અને તેના સિદ્ધાતો, યાજ્ઞવલ્ક્ય અને તેનો બ્રહ્મવાદ, મહાવીર સ્વામી અને જૈન દર્શન, ગૌતમ બુદ્ધ અને બૌદ્ધ દર્શન મહાયાન અને હીનયાન, કણાદ અને વૈશેષિક, ગૌતમ અને ન્યાય, કપિલ અને સાખ્ય, પતજલિ અને યોગ, જૈમિનિ અને કર્મ મીમાસા, બાદરાયણ અને બ્રહ્મમીમાસા, શકરાચાર્ય અને કેવલાદ્વૈત દર્શન, રામાનુજ અને વિશિષ્ટાદ્વૈત દર્શન, વલ્લભાચાર્ય અને શુદ્ધાદ્વૈત દર્શન, શ્રીકઠ અને શિવાદ્વૈત દર્શન, લકુલીશ અને પાશુપત દર્શન, સોમાનદ અને કાશ્મીર શૈવ દર્શન, શિવાચાર્યો અને દ્રાવિડ શૈવસિદ્ધાન્ત, દયાનદ સ્વામી અને આર્યસમાજ, નૃસિંહાચાર્ય અને શ્રેય સાધક સસ્થા, બ્રહ્મોસમાજ અને પ્રાર્થના સમાજના સિદ્ધાન્તો વગેરે વિષયો ઉપર સોસો પાનાના નિબધો તે દર્શનોના નિપુણ વિદ્વાનોને હાથે લખવા જોઇએ ગુજરાતી પ્રજા આ વિષયોનુ માતૃભાષામા સ્વતત્ર ચિંતન કરી શકે તેવા સાહિત્યની જરૂર છે તરજુમીઆ સાહિત્યની હવે અગત્ય નથી

**તત્ત્વજ્ઞાનનો સંસ્થાનું (Society) સ્થાપન.**

આ ઉપરાન્ત તે તે દર્શનોમા રસ લેનારા વિદ્વાનોએ ગુજરાતમા એવી એક સંસ્થા Society ઉભી કરવી જોઇએ કે જ્યાં ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના વિષયો ઉપર ચર્ચા થાય, પાશ્ચાત્ય ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની શ્રેણીઓના સ્વાધ્યાય કરનારા પાસે ગુજરાતીમા પ્રવચન થાય, આપણી ધર્મજ્ઞાનની અને તત્વજ્ઞાનની શ્રેણીઓ સાથે તેની સરખામણી થાય, તેના ઉપર ઉહાપોહ થાય; અને ગુજરાતીમાં ત્રિમાસિક આ સંસ્થા તરફથી પ્રકટ થાય.

ગુજરાતી ભાષાની યુનીવરસિટીમા પ્રતિષ્ઠા થઈ છે એટલાથીજ આપણે તૃપ્ત થઈ બેસી રહેવાનું નથી. ગુજરાતીમાં ધર્મજ્ઞાન અને તત્વજ્ઞાનને લગતું પ્રૌઢ સાહિત્ય શિષ્ટ વિદ્વાનોથી ઉત્પન્ન થવું જોઈએ, અને તેમાં આ સંસ્થા પરોક્ષ રીતે સારી મદદ કરી શકે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી આવી એક શાખાનો જન્મ થાય અને તે વડવાઈમાંથી નવું વૃક્ષ જન્મ પામે તો તે સત્વર ઉછરી આવે.

**ધર્મ અને તત્ત્વજ્ઞાનનો પારિભાષિક કોશ**

ગુજરાતીમાં કોશની ખામી ઘણા વર્ષોથી જણાય છે, અને તે પૂરી પાડવાના પ્રયત્નો થયા છે અને થાય છે, પરંતુ ધર્મ અને તત્વજ્ઞાનની શાખાના પારિભાષિક શબ્દોનો એક સ્વતંત્ર કોશ થાય નહિ ત્યાં સુધી ગુજરાતી ભાષામાં ઉત્પન્ન થયેલા તે શાખાના સાહિત્યની સમજણ સારી રીતે ઉદય થવી સંભવતી નથી. બ્રહ્મ, અવિદ્યા, વિદ્યા, પ્રકૃતિ વિકૃતિ–ઇત્યાદિ શબ્દો વપરાયા કરે છે. પરંતુ તેના સ્પષ્ટ ભાવો વાચકના અંતઃકરણમા ઉત્પન્ન થતા નથી અને તેથી આવા કોશની ખાસ અગત્ય છે.

આશા છે કે સાહિત્ય પરિષદની ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિભાગની વિષયવિચારણી સમિતિ ઉપરના સુચવેલા મુદ્દાઓ ઉપર વિચાર કરી યોગ્ય નિર્ણય ઉપર આવશે.

અમદાવાદ
તા. ૧૦–૧૦–૨૮

નર્મદાશંકર દેવશંકર મહેતા.

---

મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ–અમદાવાદ.
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક.

# ધર્મની ભૂમિકા

**ધર્મનું સ્વરૂપઃ-**

ધર્મની અનેક વ્યાખ્યાઓ અપાઈ છે તે બધીમા ગુંચવાઈ પાછી ગૂંચ ઉકેલવાનો અત્યારે આપણને અવકાશ નથી આપણે જાણીએ છીએ કે ધર્મની પાછળ ભાવના છે, વિચારણા છે, અને આચરણ એ તો એનું મુખ્ય અંગ જ છે. કોઇ માણસ ધર્મ સંબંધી મોટી મોટી વાતો કરતો હોય પણ ધર્મ તેના જીવનમા ઓતપ્રોત થયો હોય નહિ તો આપણે તેને ધાર્મિક નહિ કહીએ ધર્મ શબ્દની મુખ્ય વ્યંજના આચરણ પરત્વે છે. અથવા બીજી રીતે કહીએ તો સદાચરણ એ ધર્મનું સ્થૂલ શરીર છે, સદ્‌વિચાર એ એનું સૂક્ષ્મ શરીર છે અને ઇશ્વર એ એનો આત્મા છે.

**ધર્મનાં રૂપકોઃ-**

એ ધર્મની વિભાવના અનેક રીતે કરવામા આવે છે. ભગવાન વેદવ્યાસ એને વૃષભ રૂપે વર્ણે છે અને એના ચાર પાદ કલ્પે છે. ભગવાન મનુ ધર્મને, જાણે એક વીર પુરૂષ રૂપે કલ્પતા હોય એમ કહે છે કે ધર્મ તેના હણનારને હણે છે અને તેના રક્ષનારને રક્ષે છે. વળી ધર્મને વિરાટ ભગવાનનું હૃદય પણ કહેવામા આવે છે. એક ઠેકાણે, દુસ્તર અંધકારના સાગરને તરવાના સહાયક તરવૈયા રૂપે પણ ધર્મને કહ્યો છે. જગન્માતા મહામાયાના વાહન રૂપે અને વિકરાળ સ્વભાવના સિંહ રૂપે, તેમજ જીવનના અનેક મહાપ્રશ્નો પૂછનારો, જીવનના વરિની વાવમા રહેનારા અદૃશ્ય યક્ષ રૂપે પણ એને વર્ણવાય છે.

### ધર્મ શબ્દ:–

આ પુરાતન ‘ ધર્મ ’ શબ્દની જે વિશાળ વ્યાપકતા છે, તેટની વ્યાપકતાવાળો શબ્દ બીજી ભાષાઓમા જણાતો નથી લૅટીન ભાષામા એ ભાવનાનો વ્યવહાર Sacra શબ્દથી થતો, એમા પવિત્રતાનો અર્થ છે Religion શબ્દ એની બે વ્યુત્પત્તિઓ [1] પ્રમાણે સમન્વય અથવા યોગના અર્થમા ફલિત થાય છે એના આધુનિક અર્થનો પત્તો કાઢવો મુશ્કેલ છે નવા સુધારાએ એના અર્થને ભાષામાથી અને એના ભાવને જીવનમાથી ફુંક મારીને ફેરો કરી દીધો છે એ લોકોનો એક જાદુગર જણાવે છે કે ‘ ધર્મ એટલે લાગણીની છાટવાળી નીતિ ’ ગૌતમ બુદ્ધ દેવનો ‘ ધમ્મ ’ શબ્દ ધર્મનો પર્યાયો છે મઝહબ એ પવિત્ર કાનૂનના અર્થમા વપરાય છે આ રીતે આપણે જોઇએ છીએ કે ધર્મના પર્યાય શબ્દો ધર્મના કોઈ ને કોઈ મહાન અંશને અવલંબે છે.

### ધર્મનુ મૂળ:—

ભગવાન મનુ કહે છે કે ધર્મો धारयते प्रजा । ધર્મ એ પ્રજાઓને ધારણ કરી રાખે છે અને એમા આશ્ચર્ય નથી કેમકે જગતના ધારણ કરનાર પરમ તત્ત્વમાથી એનો ઉદ્ભવ છે સતો, મહતો અને સદ્ગ્રંથો એમ જ કહેતા આવ્યા છે નવા બુદ્ધિવાદમા ધર્મના સત્ય બળને તોડવાનુ સામર્થ્ય નથી પરમ સત્યનો અને પ્રથમ સત્યનો દાતા સર્વજ્ઞ વિના બીજો કોઇ હોઇ શકે નહિ પરમ સત્યની પ્રાપ્તિ મનુષ્યની ઘડીઘડીમા કેટલીક બદલતી અને નવા નવા ઘાસને ચરતી બુદ્ધિથી પોતાની મેળે થઇ શકે નહિ, અને ન્યાય વિશારદો પણ એવી જ સમતિ આપે છે બુદ્ધિ પોતેજ પરિમિત અને પરિણામી છે એટલુ જ નહિ પણ તેની પાસેના સાધનો પણ અપૂર્ણ અને અધૂરાં છે

### તર્ક અને બુદ્ધિવાદ:—

તર્કશાસ્ત્રની શક્તિઓ કેટલી બધી પરિમિત છે તેનુ સહેજ સિંહાવલોકન આપણે કરી લઇએ એ વિદ્યા બહુ ઉપયોગી છે એ સબધે કઇ વાદવિવાદ નથી પણ એનો ઉપયોગ પરમ સત્યોની પરિચારિકા તરીકે છે સત્યની સેવા એ એનો ધર્મ છે બુદ્ધિનો સાચો સ્નેહી બુદ્ધિવાદી હોઈ શકે નહિ ‘ ન્યાયશાસ્ત્રની ખોટી ખુશામતથી તેને અન્યાય થતો જોવાનો મને ઉત્સાહ થતો નથી આ વિષય પરત્વે પૌવાત્ય અને પાશ્ચાત્ય બને તર્કપદ્ધતિઓમા મોલિક અપૂર્ણતા અને અનિશ્ચિતતા છે તેને આપણે જોઇ લઇએ આપણી મનાતી વ્યાપક વ્યાપ્તી यत्र यत्र धूमस्तत्र तत्र वह्नि એ પણ આપણે ધારીએ છીએ એટલી વ્યાપક નથી, એ આપણે હમણા જ જોઇયે હાલમા બલૂનો ઓછા થઇ ગયા છે પણ એનો પ્રયોગ જેમણે જોયો હશે તેમને માલમ હશે કે બલૂન કેટલેક ઉચે ઉડયા પછી તેમા ઉડનારી મડમ તેના ગોળાને છુટ્ટો કરી દે છે અને પોતે તેની જોડે જોડેની છત્રીને

---

૧ સિસેરોના મત પ્રમાણે religare–to gather to gether, અને ઓગસ્ટાઈનના મત પ્રમાણે religare=to fasten

ઉપાડી દઇ તેને આશ્રયે ધરતી ઉપર આવે છે પેનો બનૂતનો ગોળો પડી ફાટે છે અને ત્યા ધૂમાડાના ગોટે ગોટા થઈ રહે છે ધૂમાડો હોય છે અને અગ્નિ હોતો નથી આ ઉપરથી કદાચ આપને એમ પણ સ્ફુરશે કે ઉચે ઉડનારી બુદ્ધિએ જાપાના ગખેલા તર્કના ધૂમાડાનો ઉપયોગ કરી ઉચે તો ઉડવુ પણ જોડે છત્રીયે રાખવી; કારણ કે એ છત્રી પાછા ઠામે આવવામા બહુ કામની છે.

**પાશ્ચાત્ય તર્ક પદ્ધતિ:—**

હવે પાશ્ચાત્ય તર્કશાસ્ત્રનુ ઍરિસ્ટૉટલવાળુ ઉદરણ લઇએ, જે સૅક્રેટીસને લેતુ પડે છે અને તેને પૂરો કરના બહુ ઉત્સુક છે એ પાશ્ચાત્ય વ્યાપ્તિ વ્યવસ્થાનુ બધારણ જ આપણે જોઇએ –

All men are mortal
Socrates is a man
Socrates is mortal

આ રચનાને આપણે તપાસીએ. જો બધા માણસોમા સૉક્રેટીસ આવી જતો હોય તો કોઇ નવુ સત્ય પછીના વાકયમા તારવવાનુ રહેતુ નથી જો ન આવતો હોય તો તેમાનુ છેવટ તારણ કોઇ રીતે તેમાથી નીકળી શકતુ નથી કેટલાક પાશ્ચાત્ય નૈયાયિકો આ માન્યતમા પહેલા વક્તવ્યનુ અર્થતાત્પર્ય જુદુ સમજાવવા અને કોઇ રીતે ઘાટ બેસાડવાને મથ્યા છે પણ એ બધી બુદ્ધિની ચાલબાજી છે આવી ભૂલો વધારે ત્યારે જ થાય છે કે જ્યારે બુદ્ધિનો રથ હાકનારી વાસનાઓ વધારે ગરજી કે તામસી હોય છે

**વૈજ્ઞાનિક તર્કપદ્ધતિ –**

પાશ્ચાત્ય તર્કશાસ્ત્રના બીજા વિભાગના એટલે 'ઇન્ડક્ટિવ લૉજીક' ના અનુમાન તરફ દૃષ્ટિ કરીએ. સહજ જણાશે કે એ પદ્ધતિ અનુસાર શોધાયેલુ તારણ કે નિગમન એ માત્ર સત્ય કે આડા દૃષ્ટાતોમાથી તારવેલો એક કામચલાઉ નિષ્કર્ષ જ ગણાય અને તેથી જ એવા નિષ્કર્ષોની પુનઃ પુનઃ નવા નવા પ્રયોગો વડે કસોટી કરવાનુ વિશારદ વૈજ્ઞાનિકો યોગ્ય ગણે છે. અર્થાત્ જેને આપણે 'પૂરતો' પુરાવો માનીએ છીએ તે માત્ર કામચલાઉ રીતે જ 'પૂરતો' છે વાસ્તવિક રીતે પૂરતો નથી વસ્તુસ્થિતિ એ છે કે આ પદ્ધતિએ તારવેલા નિગમનો વર્તમાન પ્રયોગ ઉપર આધાર રાખનારા, વર્તમાન પદાર્થો વિષે અને વર્તમાન પરિસ્થિતિને અવલબનારા હોય છે. જેમ ઇતિહાસ એ ભૂતકાળના સત્યને કથે છે, તેમ આ પદ્ધતિથી તારવેલ વિજ્ઞાનમા મત યો વર્તમાન સત્યને કથે છે[1]

**ધર્મ અને વિજ્ઞાન:—**

ધર્મ સામે વિજ્ઞાનને પરકવામા આવે છે, પણ વિજ્ઞાનની સર્વ મહોલાતો આવા તર્કના પાયા ઉપર રચાયેલી છે એ આપણે જોઇ લીધુ હોય તો તેથી આપણને ક્ષોભ ન થાય. વિજ્ઞાનની પણ મહોલાતો છે એમ આપણે સુખેથી કહીશુ વિજ્ઞાન મહેલોને ચણાવે છે, ચલાવે છે, અને ભવિષ્યમા કદાચ ઉચાયે ચઢાવશે કેટલાક લોકો એનાથી કટાળે છે ગભરાય છે કે ચીડાય છે, પણ એમાનુ કઇ કરવાની જરૂર નથી અગત્ય એટલુ

૧ જુઓ લેખકનુ "Indian Education" પૃ ૧૫

ખરું કે એમા પરોવાયેલુ જીવન ઘણીવાર માનજીવનના મહત્તર પુરૂષાર્થોમાંથી પગડમુખ થાય છે એ વિજ્ઞાન જ્યારે માનવોના વિનાશ કે વિવાદને અર્થે વપરાય ત્યારે તો એ ન હોય તોય સારું એમ પણ મનમા થાય એ સ્વાભાવિક છે પણ એ વિજ્ઞાનના ઉપયોગનો પ્રશ્ન છે અને તે પ્રશ્નમા આપણે અત્યારે ઉતરતા નથી. વિજ્ઞાનમાં નેતૃત્વ ધરાવનાર જર્મનિમા જ ત્યાંના નિત્શે આદિ અધ્યાત્મવાદી ( વાઈટિલિસ્ટ ) ફિલસૂફોએ મહાસંગ્રામ પહેલાથી જ અને રૂડૉલ્ફ ઑકેન જેવા વિચારકોએ મહાસંગ્રામ પછી,–જડવાદે આપેલી સામર્થ્ય અને સુખની આશાઓ કેવી ઝાંઝવાના જળ જેવી નીવડી છે એ જાહેર કરી દીધું છે મને આશા છે કે ઇંદ્રિયવિજ્ઞાનવાદની સંસ્કારહીન ધેકો પછાડવાની અને ધતીંગ જમાવવાની પરિપાટી (જેને પૉલ નેટૉર્પ Profound uncultured dogmatism and absolutism of the mere impiricists કહે છે) નાથી આપ મોદિત થશો નહિ.

### ધર્મ અને જીવન:-

ધર્મ સબંધી જે કટાક્ષ અને એદરકારી પચ્ચીસ વર્ષ પૂર્વે હતા તે આજ નથી. અને એવા કારણો ઘણા છે. યુરોપમા પણ મહાસંગ્રામ પહેલા ધર્મ પ્રત્યે જે અશ્રદ્ધા હતી તેની તીક્ષ્ણતા કઇક ઓછી થઇ છે. અને પાછું એક સયોજક, નિયામક અને પૂજનીય તત્ત્વ તરીકે ધર્મ તરફ વિદ્વાનોનું લક્ષ ગયું જે. અનુભવે આપણને શીખવ્યું છે કે ધર્મ એ જીવનનો નિયામક જ નથી પણ સંયોજક છે. અને જીવનચર્યાનો પ્રતિબંધક જ નહિ પણ એનો વ્યવસ્થાપક છે આપણે હવે ઝાખું ઝાખું પણ જોઇ શકીએ છીએ કે ધર્મ વિનાની પ્રજા, ધર્મ વિનાનો સમાજ, અને ધર્મ વિનાનું જીવન એ ઉદાર અને ઉત્કૃષ્ટ આદર્શોમાથી સ્ખલિત થાય છે.

### ધર્મ અને નીતિ:—

કેટલાક નીતિને જ ધર્મનુ સર્વસ્વ માનતા જણાય છે. પણ વસ્તુતાએ નીતિ એ ધર્મનુ ફળ છે અને ચારિત્ર્યનુ મુખ્ય પ્રેરકબળ તો ધર્મ–ભાવના છે આપણી સર્વે પ્રિય સંસ્થાઓ, ગૃહ અને રાજ્ય, કુટુંબ અને આદર્શો ધર્મમાથી ઉદ્દભવે છે, ધર્મથી પોષિત થાય છે અને ધર્મથી જ મહત્વ અને સુફલ થાય છે. ધર્મ વિના નીતિની ઇમારત રેતીના પાયા ઉપર રહેલી કહેવાય છે તે ખોટું નથી ધર્મભાવના વડેજ નીતિ ઉપર ચિરંતન શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. વધારે માણસનુ વધારે હિત કે એવા બીજાં નીતિસૂત્રો તકરારો કરવાના કામમા આવે પણ જીવનના કટાકટીના પ્રસંગોમા સહાયભૂત થતા નથી નીતિના નાવના પ્રસ્થાન ધર્મમાથી અને તેના વિશ્રામસ્થાન પણ ધર્મમા જ છે.

### નીતિનાં સૂત્રો:—

પણ અત્યારના સમયની શંકા તો એ છે કે 'નીતિનુ જ કયા ઠેકાણું છે કે અમને એમા પ્રેરવા મથો છો?' 'મનુષ્યની જૂદી જૂદી જાતિઓના નીતિનિયમો કયા સરખા છે?' 'એટલું બધું વૈચિત્ર્ય છે કે તમારો એક નિયમ ભાગ્યે જ ટકી શકે? આ પ્રકારની શંકા

ખાસ હિંમત-બહાદુર યુવકો વિના કોઇ ભાગ્યે જ કરે છે પણ પાશ્ચાત્ય કેળવણી પામેલા બધાના માનસમા એ શંકાના સીરમનું ઈન્જેકશન તો કેળવણીએ મૂકી દીધુ હોય છે જ. આ પ્રકારની શંકાની પાછળ વિચારશૈથિલ્ય એ છે કે સત્યનો ને નીતિનો આધાર કેમ જાણે માનનારાની બહુમતી અથવા એકમતી ઉપર રહેતો હોય એમ એ સ્વીકારી લે છે. વસ્તુતઃ સત્યનાં કે નીતિનાં સૂત્રો તો સનાતન છે. તે સૂત્રો મનુષ્યના જીવનને અને માનસને પણ અહોનિશ માપ્યા કરે છે અને એ સૂત્રોનું કેન્દ્ર માનવનું માનસ નહિ પણ વિરાટનું માનસ છે.

## નીતિ અને ધર્મનું બળઃ-

એ વિરાટ્ના માનસનો આવિર્ભાવ ધર્મના સૂત્રોમા હોય છે અને તેથી જ આપણે નીતિની શોધના, તુલના અને સમર્થના ધર્મને અવલંબીને કરીએ છીએ જગતના નિયંતાથી પ્રેરિત માર્ગ હોવાને લીધે ધર્મ, સ્નેહની, સુખની, કલ્યાણની, અભ્યુદયની, ચિરંજીવિત્વની અને નિઃશ્રેયસની અદ્દભુત શક્તિઓ ધરાવે છે. એ ધર્મના બળે પ્રજાઓ જીવન્ત રહે છે. ધાર્મિક આદર્શોને ત્યાગનારી પ્રજાની અવનતિના દૃષ્ટાંત ઇતિહાસ આપતો આવ્યો છે. જર્મનીને આપણે ચાહીએ છીએ તે સમભાવને લીધે. પણ જર્મનીના પરાજયનું ખરૂ કારણ એ છે કે નીતિના ભોગે એણે સામ્રાજ્યના મનોરથો રચ્યા. તહના-માના દસ્તાવેજને 'કાગળની ચબરકી' તરીકે જણાવનાર જબરો લાગે પણ સૃષ્ટિનો નિયામક તેનાથી વધારે જબરો છે. નીતિના પાયા વિના એક ઘર પણ લાબું ચાલી શકે નહિ તો પછી પ્રજાઓની તો વાત જ શી?

## કીંમતની આંકણીઃ-

હમણાના નવા વિચારકો વસ્તુઓની ' કીંમતની ફરી આકણી ' કરવાની વાતો કરે છે અને નવી આકણી કરવાની ચીજોમા નીતિ, ધર્મ એ બધાને મૂકે છે. પણ એક દૃષ્ટિ-બિંદુ લઇ તે વડે એક સિદ્ધાંત ઉપર લીટી મારવી અને બીજાની નીચે લીટી કરવી એથી કંઈ નિર્ણય થતો નથી કીમતની આકણીની પણ કસોટીઓ છે વિશ્વના કોઇ પણ દેશમા પ્રકૃતિના નિયમોને અનુસાર સુખ, સતોષ અને શાંતિને પ્રસારી શકે એવા સનાતન તત્ત્વો ઉપર રચાએલી આકણી જ આપણને મજુર હોવી જોઇએ. કારણ કે એ જ વિશ્વની નિયતિને મંજુર છે

## ઈશ્વરનો નિવાસઃ—

વિશ્વનો નિયતા કોઇ છે કે નહિ એ પ્રશ્નનું આપણે ટૂંકમા જ સમાધાન કરીશુ; કારણ કે ઇશ્વરનું અસ્તિત્વ એ તર્કનો કે પ્રત્યક્ષ જ્ઞાનનો નહિ પણ અપરોક્ષ જ્ઞાનનો વિષય છે એના તરફ જેની દૃષ્ટિ છે તેને તો સર્વ સ્થળે એનું જ દર્શન થાય છે

જ્યા જ્યા નજર મારી ઠરે
યાદી ભરી ત્યા આપની;
જ્યા જ્યા ચમન જ્યા જ્યા ગુલો
ત્યા ત્યા નિશાની આપની,

જેની દૃષ્ટિ બીજે ચુચાયેલી છે તેને એ ન દેખાય તો આશ્ચર્ય નથી જેને આ સાધારણ હાથના સંચામાં પ્રભુ દેખાતો નથી એને બીજે ખોળના ભાગે જ દેખાઇ શકશે હિરણ્યકશિપુએ ત્રણે ભુવન ખોળ્યા પણ એને પ્રભુ ન જડયા, કારણકે એણે એમને અંતરમાં જોવાની તરદી ન લીધી. કોઈ એ બાબત આપણી જોડે વઢવા આવે તો આપણે એમજ કહેવું પડે કે ભાઇ પ્રભુ તો દેખાડયો દેખાડાય એવો નથી, કદાચ કોઇવાર તમને ય દેખાઈ આવશે પણ ઇશ્વરના અસ્તિત્વની બાબતમાં શંકા લેનાર થોડા જ હોય છે, ઘણુખરું તો વડાઈ પરમેશ્વર વિષે નથી તેની પણ માગ તાગ પરમેશ્વર વિષે હોય છે એટલે એ બધી ગરબડ પરમેશ્વરની નથી માગ–તાગની છે.

## જીવનના પ્રશ્નો —

માનવજીવનના મુખ્ય પ્રશ્નો ત્રણ આ જીવનમાં આપણુ કર્તવ્ય શું? આપણું ધ્યેય શું? અને આપણે જ્ઞાતવ્ય શું? આ પ્રશ્નો અગત્યના છે મૌલિક છે અને માર્મિક છે બુદ્ધિની નિર્બળતાનું આપણે દિગ્દર્શન કર્યું. અને તે ઉપરાંત મહાન સત્યોના સંબંધમાં જે અનવસ્થા, સંશય, વિપર્યય અથવા વિકલ્પ અત્યારે દેખાય છે એ પણ બતાવી આપે છે કે મનુષ્યની મર્યાદિત, ઘેરાયેલી સંસ્કારાધીન અને પરિણામી બુદ્ધિમાન વડે મૌલિક સત્યોનો નિર્ણય થવો કઠિન છે, લગભગ અશક્ય છે પરંતુ મનુષ્ય પોતાની અપૂર્ણતાને પોતે તો ક્ષણે ક્ષણે દેખે છે. એટલે એની પોતાની બુદ્ધિની ન્યૂનતા એને ફરી ફરી બતાવવી પડે એમ નથી

## ઇશ્વર પ્રેરિત જ્ઞાન —

આ સ્થળે એ પ્રશ્ન હોઇ શકે કે 'જો બુદ્ધિથી આ બધાનો નિર્ણય ન કરીએ તો પછી શેનાથી એ નિર્ણય કરવો ?' બુદ્ધિથી વધારે બીજું શું હોઇ શકે ? બુદ્ધિ કદાચ જોઇએ તેટલી બળવાન નથી પણ એનાથી વધારે બળવાન બીજું શું છે ? આ શંકા નાનીસૂની નથી પણ તેનું સમાધાન છે જો કે જબરાઇ કરીને યુરોપના જડવાદે તેને દબાવી દીધું છે એક તરફથી મનુષ્યબુદ્ધિ સ્વાભાવિક સ્ખલનવાળી છે અને બીજી તરફથી મનુષ્યનો સ્રષ્ટા પ્રભુ દયામય છે એટલે મનુષ્યને તેની જીવનયાત્રાનો માર્ગ દેખાડનાર ઇશ્વર પ્રેરિત કોઇ જ્ઞાનનો સંભવ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે પણ આવા સંભવ માત્રથી જ આપણે તેનું જ્ઞાન ખોળવા તત્પર થતા નથી ખોળવાપણું જ નથી. આપણી પાસે જ આપણા પૂર્વજોએ આગ્રહથી, પ્રેમથી અને પ્રયત્નથી રક્ષિત કરેલું જ્ઞાન છે એ જ્ઞાન જ્ઞાન ઇશ્વર પ્રેરિત છે એમ આપણને પુરાતન સમયથી જણાવવામાં આવ્યું છે આપણે તદનુસાર આપણા જીવનના મોટામોટા પ્રસંગોને નિર્મિત કરવાને તૈયાર થઇએ છીએ એને ગ્રન્થના એક શ્રદ્ધેય અંગ તરીકે સ્વીકારીએ છીએ અને એને આધારે આપણા સગા વહાલાના દાયભાગો ઉપર પણ આપણે હક્ક કરીએ છીએ આવું જે જ્ઞાન આપણને પરંપરા દ્વારા મળ્યું છે, જેનાથી આપણું જીવન ઘણે અંશે ઘડાય છે, જેની સત્યનિષ્ઠાને લીધે અનેક વિદ્વાનો એને આજસુધી પૂજતા આવ્યા છે અને જેના ઉચ્ચ આદર્શ આપણને પ્રતિદિન આકર્ષી રહ્યા છે, એમાં આપણે વિશ્વાસ કાં ન રાખીએ ? આ જ્ઞાનરાશિ તેનાં

પ્રેરક પરમાત્મા જેટલો ગભીર અને અપ્રમેય હોય તેમા પણ શુ આશ્ચર્ય છે તેમા આપણી પરિમિત બુદ્ધિને કેટલાક શકા સ્થાનો લાગે એ સ્વાભાવિક છે, ન લાગે તો નવાઇ કહેવાય અને વળી જ્યારે આપણે જોઇએ છીએ કે ધીમતોએ, ધુરંધરોએ, સતોએ અને મહાત્માઓએ એના પરિશીલન કર્યા છે, માહાત્મ્ય વિસ્તાર્યા છે અને શાશ્વતી શાતિ પ્રાપ્ત કરી છે ત્યારે એના વિરોધીઓના મત ઉપર વધારે ભાર મૂકવાનુ આપણને મન થતુ નથી આપણે કહીએ છીએ કે એ શકાસ્થાનો ભલે હોય, એ જ્ઞાનરશ્મિને માપવા જેટલી કે એના ઉપર લીટી મારવા જેટલી શક્તિ અમારી નથી અને બીજુ કોઇ વધારે સતોષજનક શાસ્ત્ર માનુષી ગ્રથોમા અમને જણાતુ નથી તેમજ ધર્મગ્રથોને ત્યાગી તેની વિરુદ્ધ જવા અમારી ક્ષણસ્ખલન્ત સૈરિણી બુદ્ધિને અમારુ જીવન નોછાવર કરી શકીએ તેમ નથી આ શાસનાઓમા અને વિશેષે કરીને તેના અનુષ્ઠાનમા અમને સતોષ, સુખ, અને શાતિ પ્રાપ્ત થાય છે આવા મતવ્યમા બુદ્ધિ, હૃદય, ભાવના અને વિવેક બધાને સ્થાન છે અને ઉપયુક્ત સ્થાન છે આવા પ્રકારની આસ્તિકની શ્રદ્ધા એ મને તો વધારે મજબૂત અને સપ્રમાણ લાગે છે

**શ્રદ્ધાનુ દૃષ્ટિબિન્દુ—**

જ્યારે હુ જોઉ છુ કે તે પોતાની દૃષ્ટિ રેખા પ્રમાણે સૃષ્ટિ આમ કે આમ દેખાય છે, પદાર્થવિજ્ઞાનની આમ કે આમ ગોઠવણી થઈ શકે છે, એકની એક વસ્તુ સારી ને મોટી દેખાઈ શકે છે, ન હોય તે ઝાંઝવાના જળની પેઠે દેખાય છે ને હોય તે દિવસે તારાની પેઠે દેખાતુ નથી ત્યારે મને વેદાતનો દૃષ્ટિ-સૃષ્ટિવાદ જાણે માર્ગસોળઆના ખરો હોય નહિ એમ લાગે છે ગેલેલીઓની પહેલાનો યુરોપ અત્યારના યુરોપના જેટલા જ આગ્રહથી સૂર્યને પૃથ્વીની આસપાસ ફરતે માનતો પાચસો વર્ષ પહેલા આપણા પૂર્વજોને ધર્મપુસ્તકોની વાતોમા કઇ અસભવ જેવુ લાગતુ નહિ અને એ હજાર ગાઉથી એક માણસ બીજા જોડે બે પાચ ક્ષણમા વાતો કરી શકે એજ એ લોકોને ન્યાય કેવળ અસભવિત લાગે સૃષ્ટિનુ દર્શન એ આપણી દૃષ્ટિ ઉપર ઘણે અશે નિર્ભર છે એટલુ જ નહિ પણ એ પ્રત્યક્ષ અથવા અપરોક્ષ અનુભવ બુદ્ધિજન્ય અથવા તર્કજન્ય અનેક મતભેદો વિદારી નાખે છે ઇતિહાસના મતભેદોના દૃષ્ટિબિન્દુઓ બદલાય છે વિજ્ઞાનના મતભેદોમા તે વખતો વખત પરિવર્તન થયા જ કરે છે સારુ છે કે આપણા વિજ્ઞાનપૂજકોએ એનો એ સાગે ખુલાસા રાખી મૂક્યો છે કે મતવ્યોના બદલાવને વિજ્ઞાનની પ્રગતિ કહેવી મનુષ્યના સ્નેહમદિરો અને પૂજાસ્થાનો પણ બદલાય છે તો બીજાનુ શુ કહેવુ ? કદાચ કોઈ ભવિષ્યમા એવી શોધ કરે કે અખૂટ શક્તિ આપનાર માનસિક વાઇટેમાઇન ધર્મમા સૌથી વધારે પ્રમાણમા છે તો મને જરાય આશ્ચર્ય થાય નહિ

**માનવ હૃદયની આકાક્ષા—**

કહેવાનુ તાત્પર્ય એ છે કે મનુષ્યને સત્યના ઉપાસનાના અને કર્તવ્યના રાજમાર્ગની પ્રધાન પ્રેરણા તેના પ્રેમમય પિતા તરફથી નિર્મલ પુણ્યાત્માઓ દ્વારા પ્રાપ્ત થયેલી છે એ

પ્રકારનું મંતવ્ય અથવા શ્રદ્ધા સર્વ ધર્મોની પાછળ વિદ્યમાન છે. તોફાનથી, અંધકારથી સાગરનાં મોજાંઓથી ઘેરાએલો સનાતન માનવ, નવા માનવ ન્યુમૅનની પેઠે કહે છે કેઃ-

Lead, kindly light, bid thou me on! પહેલા તો એ જરા અદંપદમા રહે છે. પણ પછી અનુભવ એને થોડી જ વારમાં ઘડે છે. એ મુઝાય છે અને સનાતન સત્ય તરફ ધસે છે

तमसो मा ज्योतिर्गमय। ( ઉપનિષદ્ ) એવી એ ભાવના કરે છે. અને શિષ્ટોના અને સંતોના સુપૂજિત અને સુરક્ષિત દાવભાગરૂપ-પ્રસાદરૂપ-જ્ઞાનરાશિ તરફ વળે છે. એ કહે છે કેઃ—

" હે ખુદા હમ તેરી હી પુજા કરતે હૈ, ઔર તુમ્હીસે મદદ માગતે હૈ. હમકો સીધી રાહ દિખલા. " ( સુરે ફાતિહા ) એ 'રહમવાળા' પ્રભુના જે જ્ઞાનરાશિમા જેને શ્રદ્ધા પ્રાપ્ત થઇ હોય તેને તે ભજે છે અને તેમા એને ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સંતોષજનક સાધનો પ્રાપ્ત થાય છે. ધર્મને સાચા સ્નેહથી ભેટેલો કોઇ અતૃપ્ત રહ્યો નથી અને પરાકોટિની બુદ્ધિના વિદ્વાનો ધર્મમા જ શાન્ત થઈ ગયા છે. મદમત્ત થએલી હાથણી જેવી બુદ્ધિને યથેષ્ટ ફળ આપનારી મીઠડી કામધેનુ બનાવવાના જાદુ 'દૈવીવાણ' પામે જ છે. અને સર્વ ધર્મોની આ જ સાધારણ ભૂમિકા છે. અને એ ભૂમિકા કંઈ નહિ તો નાસ્તિકની ભૂમિકા જેટલી જ અમોઘ છે અને એનાથી સહસ્રગણી વધારે શાંતિદાયક છે.

ધર્મના વાડાઓઃ—

પણ અત્યારે વધારે કટાક્ષ તો ધર્મ તરફ નથી પણ જેને ધર્મના વાડા કહેવામા આવે છે તે તરફ છે. આ વસ્તુસ્થિતિ સ્વાભાવિક છે. કારણ કે એવા કહેવાતા વાડાઓના નિયમો માણસને વધારે સ્પર્શ કરે છે. અને પોતાને સીધી રીતે અસર થતી હોય તે બાબતમા માણસ ઝટ બોલી ઉઠે છે. અલબત એક રીતે જોતા વાડા વાડીઓ અને વંડીઓની અનિષ્ટતા કબુલ કરવા જેવી છે. પણ એટલુ જ શા માટે ? વ્યર્થ મહેનત કર્યા વિના પ્રકૃતિના નૈસર્ગિક મહેલમા હંસો કે સિંહો જેમ વિચરે છે એમ વિચરવુ કેવુ આદર્શરૂપ લાગે છે, તથાપિ આપણે ગૃહોને સજીએ છીએ, રાજકીય પક્ષોના વાડામા બેસુમાર ભળીએ છીએ, સર્વ ભૂમિ જે પ્રભુની છે તેમા દેશોના વાડા બાંધીયે છીએ અને રાષ્ટ્રોના વાડા બાંધવા કે બચાવવા લાખો જીવનોની આહુતિ આપવા તૈયાર થઇએ છીએ. તો પછી શંકા એ થાય છે કે ધર્મના વાડા તરફનો કટાક્ષ એ તે વાડાનો કટાક્ષ છે કે ધર્મને ધક્કો ચઢાવવાની પેરવી છે ? વાડા, વંડા અને વાડીઓ બાંધવા તરફ મનુષ્યોનું સ્વાભાવિક વલણ છે. એમા મમતાથી ઉત્પન્ન થતા ઉત્સાહ, ઉદ્યમ અને ઉમંગનો લાભ છે તેમ બીજી તરફથી અસહિષ્ણુતા, અસૂયા અને ગેરસમજુતના ગેરલાભો પણ છે તથાપિ અત્યારની પરિસ્થિતિમા એ લગભગ અનિવાર્ય છે. એ બધાનું ઐક્ય સાધવાના સામાન્ય પ્રયત્નો નિષ્ફળ જાય છે કારણ કે ધર્મ એ માણસને મન શાકભાજી જેવી ચીજ નથી કે જે હોય તે ચાલે પ્રેમની પેઠે શ્રદ્ધા પણ સ્વયંભૂ છે અને જેના મન જાા

જ્યાં ત્યાં જ ફરે છે. એ બધા વાડાઓનું ઐક્ય કરવાનો પ્રયત્ન જો કોઈ મહાન ધાર્મિક હૃદયમાંથી ઉત્પન્ન થાય તો તે 'બ્રહ્મસમાજ'ની પેઠે એક નવો વાડો ઉત્પન્ન કરવામાં જ ફલિત થાય છે. અને જો નાસ્તિક હૃદયમાંથી ધર્મ વિનાનું ઐક્ય પ્રેરવા સારૂ ઉત્પન્ન થયો હોય તો તો જનસમાજને વધારે હાનિકારક થાય છે.

## અનિવાર્ય પરિસ્થિતિ:-

સંસ્કારો, ક્રિયાઓ અને વિક્રિયાઓના અનેક જાતના મિશ્રણથી મનુષ્ય બુદ્ધિમાં એટલી બધી વિકૃતિ, વિચિત્રતા અને ભિન્નતા આવી ગઈ છે, કે બધાનું ઐક્ય લગભગ અશક્ય થઇ પડ્યુ છે બીજી તરફથી ધર્મના મહાન સૂત્રોનો ત્યાગ કર્યા પછી તેનું સમર્થ રીતે સ્થાન લઇ શકે એવા કોઇપણ મહાસૂત્રો માનવજીવનને સુખ શાંતિમાં પ્રેરવા સમર્થ થયા નથી. માનવજાતિની સરળતાભરી બાલ્યાવસ્થાના નિર્દોષ જીવનમા તાલ સંવાદનો જે વધારે સંભવ હતો એ સંભવ આપણા યુગમા નથી આપણે કૃત્રિમતાના, સંકરતાના અને સંકીર્ણતાના સ્વાભાવિક વિસંવાદમા છીએ. એટલે જે સ્થિતિ આપણને યદૃચ્છયા પ્રાપ્ત થઇ છે, તેનાથી કંટાળવાનુ કામ નથી પણ તેને સમજવાનો અને નિભાવી લેવાનો યત્ન આપણે કરવાનો છે.

## સાબિતીઓ શેની ?

કાળા માથાના માનવીએ આર્યોની પેઠે અંતરના ઉંડા સ્નેહે અને અનેક આગ્રહોથી ડેસ ડેમોના જેવી મીઠી ઉજળી અને ઉદાર ધર્મભાવનાને પ્રાપ્ત કરી છે અને એમા શ્રદ્ધા-વિશ્વાસ છે ત્યા સુધી જીવન આનંદમય છે અને

> Ah, what a dusty answer gets the soul
> When hot for certainties in this our life!

જેને એ પોતાના મનથી 'પાક્કો પૂરાવો' માને છે તે ખોળવામા અન્ધકાર અને નૈરાત્મ્યના પ્રતિનિધિ જેવા 'આઇઆગો'ની શિખામણે વળી છે. ત્યારથી એની શાન્તિનો સૂરજ આથમે છે. સત્ય તો એને જડતુ જ નથી, પણ મૃત્યુની સમીપ એ જાય છે. એ આપણા તર્કવાદી જેવા 'ઇઆગો'નો પ્રેરાયો રુમાલના ટુકડા-ભૌતિક સાબિતી સારૂ ભમે છે એની દેવી એને કહે છે –

"It is not lost but what and if it were?" જેને ધર્મ પ્રત્યે અંતરની પ્રીત છે જેણે એના સુખ અને એના પવિત્ર અંતર જોયા છે એને એનો રૂમાલનો ટુકડો ક્યા પડ્યો છે તેની બહુ ભાંજગડ થતી નથી. ઑગસ્ટાઇન બિરેલ મર્મમા ટુંકામા કહે છે —

"We may not proscribe mysticism, it is the main factor of that ideal world by which all human progress is conditioned"

અજ્ઞાન તત્ત્વથી ખચાઉને ધર્મને ખમેડવાની કઇજ જરૂર નથી ધર્મના સૂત્રો અને ઇતિહાસની કથાઓ પણ પરાવિદ્યાની દૃષ્ટિએ અવિદ્યા જ છે પણ એ અવિદ્યા વડે મૃત્યુને તરી જવાય છે

**આસ્તિકનું મતવ્ય:—**

દુનિયાના ધર્મગ્રંથોમા અતિ પ્રાચીન ગ્રંથ ઋગ્વેદમા પુરુષસૂક્તમા વેદરૂપી જ્ઞાનરાશિ પરમાત્માના શ્વાસ રૂપે પ્રકટ થયાનુ જણાવ્યુ છે અને એ પ્રમાણે દુનિયાના સર્વ ધર્મો, સપ્રદાયો કે પથો મૌલિક જ્ઞાનને પરમેશ્વર પાસેથી અથવા તેના સદેશવાહકો પાસેથી પ્રાપ્ત થયેલુ માને છે એટલે બુદ્ધિની ચર્ચા નિરર્થક જોયા પછી પરિસ્થિતિ આવી રીતે જણાય છે આપણી સમક્ષ અનેક ગ્રંથો છે જે કહે છે કે ઇશ્વર પ્રેરિત જ્ઞાન તેમા વિદ્યમાન છે એક જનસમાજ એક ગ્રંથ સમુચ્ચયને તેવા જ્ઞાનના રાશિ રૂપ માને છે બીજો જનસમાજ બીજાને માને છે, ત્રીજો ત્રીજાને માને છે એટલે કે ઇશ્વર પ્રેરિત જ્ઞાન કયુ તેમા મતભેદ જુદા જુદા કારણોથી પ્રાપ્ત થયેલી શ્રદ્ધા ઉપર આધાર રાખે છે પણ ધાર્મિક શ્રદ્ધાવાળા મનુષ્યોનુ કહેવુ એ છે કે " હુ મારી માનુષી બુદ્ધિ ઉપર કે બીજા મારા જેવા-ભૂલ કરે એવા-મનુષ્યોની બુદ્ધિ ઉપર નહિ, પણ મારા માનવા પ્રમાણે સર્વજ્ઞની પ્રેરણાથી પ્રાપ્ત થયેલા શ્રદ્ધેય જ્ઞાન ઉપર જ મારા જીવનના મડાણ માડવાનુ યોગ્ય ગણુ છુ, અને તેવા શ્રદ્ધેય જ્ઞાનના પ્રચારક તરીકે અમુક ગ્રંથને માનુ છુ " કોઈ કહે કે બધા તો એ જ્ઞાનને તેવુ માનતા નથી તો એ એમની મરજીની વાત છે એને તો એમા શ્રદ્ધા પડે છે અને એને એ માને છે આખરે તો એક રીતે બધા મતો એ મતભેદો અથવા માન્યતાઓ જ છે આ રીતે અનેક સમુદાયો જુદા જુદા ધર્મપથોને માની શકે અને તેઓની માન્યતા બુદ્ધિવાદ કરતા કઈક વધારે સદ્ધર છે એમ પણ કહી શકાય કારણકે સર્વજ્ઞ બુદ્ધિ જ મૌલિક બૃહત સત્યોનો નિર્ણય આપી શકે એ ન્યાયસમત મહાસત્યને એમણે જોયુ છે

**ધર્મનિષ્ઠા:—**

અત્રે કહેવુ જોઇએ કે વિદ્યા અથવા જેને આપણે સદ્‌વિદ્યા કહીએ એમા સત્ય નિષ્ઠાની સ્વાભાવિક આવશ્યકતા છે સદ્‌વિદ્યા એ તો મોઘી મીઠી અને મોટી વસ્તુ છે એ તો નિષ્ઠાવાનને પ્રયત્ન અને પરિચર્યા વડે પ્રાપ્ત થાય છે જ્યારે હુ જોઉ છુ કે દયા, સત્ય, ભ્રાતૃભાવ ઇત્યાદિ સદ્‌ગુણોને પણ ગભીરમા ગભીર પ્રસગોએ ચાલાકમા ચાલાક પ્રજાઓ કે વ્યક્તિઓ છોડી દેવાને કેવી તત્પર થઈ જાય છે, ત્યારે મને લાગે છે કે એ બૃહદ્ સત્યો અને સત્યના માર્ગો જો જગન્નિયતાના સદેશવાહકો દ્વારા મનુષ્યને પ્રાપ્ત ન થયા હોત તો મનુષ્યને પણ એ સૂઝત નહિ એટલુજ નહિ પણ સ્વભાવમા પાશવ બળો પાસે એને એમા શ્રદ્ધા પણ ભાગ્યેજ રહેત પણ મનુષ્ય શિક્ષિત હોય કે અશિક્ષિત હોય તથાપિ ચતુર છે એ થોડામા જ, કોનામા કેટલી નિષ્ઠા છે તે જોઇ લે છે સતોને અને અસતોને, દૈવી જનોને અને આસુરી જનોને એ જુએ છે અને એમના પારખા માપી લે

છે. એટલે જ ઘણી ઘણી હોશિયારીથી લખેલા પાનાંઓનાં પાના ભરેલા મનુષી ગ્રંથોને તે 'ઠીક છે' કહીને ઉભો રહે છે અને ધર્મગ્રંથો તરફ પોતાનું શિર ઝુકાવે છે.

**શાસ્ત્ર ગ્રંથ:—**

હવે એક બીજી મુખ્ય બાબત વિષે આપનું ધ્યાન ખેંચવાનું મને યોગ્ય લાગે છે. પ્રત્યેક ધર્મ, સંપ્રદાય કે પંથમા વિચારોની એક શિષ્ટ પરંપરા, પરિપાટી, શૃંખલા અથવા પ્રણાલિકા હોય છે. અને તે પ્રણાલિકા કોઈએક શાસ્ત્ર ગ્રંથમા કેન્દ્રિત થયેલી હોય છે. નવા પંથોનું પણ આમ કેન્દ્રિત થવા તરફ વલણ હોય છે. બૌદ્ધોને ભગવાન બુદ્ધના નિર્વાણ પછી થોડે વર્ષે પોતાના સિદ્ધાંતોનો નિર્ણય, ધર્મસમિતિ ભરીને, ગ્રંથબદ્ધ કરવો પડ્યો હતો. પ્રોટેસ્ટંટ માર્ગ સ્વબુદ્ધિથી બાઇબલનું અર્થદોહન કરવાનો ઝુંડો લઇ પ્રવૃત્ત થયો પણ થોડાજ સમયમા જે ગરબડો અને સ્વચ્છન્દ-વિચારો તેથી ઉભા થયા તેને અંગે તેને પૂર્વશિષ્ટોની અધ્યાત્મવિદ્યા જેને Theology of the Fathers કહે છે તે તરફ વળવું પડ્યું; અને પોતાના મંતવ્યો ને કેન્દ્રિત કરવા પડયા. આમ થવાનું કારણ એ છે જે લખ્યા વિનાના અનિશ્ચિત જેવા વિચારો ઉપર આધાર રાખતો ધર્મ પણ અનિશ્ચિત જ. રહે આપણા વકીલ બારિસ્ટરો શબ્દેશબ્દની ફિકર રાખીને લખેલા કાયદામા પણ કેવી ગુંચાગુંચ કરી મૂકે છે અને કેવી નાકા બારીઓ ખોળી કાઢે છે, તો પછી લખ્યા વગરના પંથનુ તો કહેવુંજ શું? કેટલાક વખત ઉપર હિંદુ ધર્મની વ્યાખ્યાને સારુ પ્રયાગના લીડર પત્રે અનેક નેતાઓના અભિપ્રાય માગ્યા હતા. કોઇએ કંઈ અને કોઇએ કંઈ લક્ષણ આપ્યુ. કોઈએ જ્ઞાતિ વ્યવસ્થા, તો કોઇએ મૂર્તિપૂજા, તો કોઇએ શ્રાદ્ધ, તો તો કોઈએ અવતાર આદિ ઉપર ભાર મૂકયો. પણ વસ્તુસ્થિતિ એ છે કે આવી રીતે એક બે કે ચાર બાબતોથી ધર્મ મર્યાદિત થઇ શકે નહિ, તેમ જેને ફાવતો આવે તેમ તે લઈ પડે એવો અમર્યાદિત પણ તે હોય નહિ દરેક ધર્મના શાસ્ત્રો એ જ તેના અથ અને ઇતિની વાસ્તવિક મર્યાદાઓ છે. એમ જ એના શિષ્ટ જનો આપણને કહેશે. શિષ્ટોની સ્મૃતિઓ, તેમનો સદાચાર અને આત્માની સંતુષ્ટિ એ બધા એ પ્રધાન વૃક્ષના પોષકો છે.

**ધર્મ પ્રત્યે બેદરકારી:—**

ધર્મ તરફની અત્યારની બેદરકારીના કારણો અનેક છે. પહેલું કારણ એ છે કે જડવાદ અને જડવાદથી પોષાતું વિજ્ઞાન એ બન્નેએ દુનિયા સંબધે નવું દ્દષ્ટિબિંદુ ઉભું કર્યું છે. બીજું કારણ એ છે કે નવા દૃષ્ટિબિંદુને અંગે મનુષ્યોમા વિલાસપ્રિયતા વધી છે; અને તેને સંયમના માર્ગો જોડે ફાવટ આવતી નથી. ત્રીજુ કારણ એ છે કે પ્રચ્છન્ન નાસ્તિકતાના ગ્રંથોનો કેળવણીમા પ્રચાર થવાથી કેળવણી પામેલા ઘણાઓની શ્રદ્ધા પડી ભાગી છે. પ્રિન્સીપાલ જોન મેકેન્ઝી પણ જણાવે છે કે અત્યારના શિક્ષણના સિદ્ધાંત અને ક્રિયાના મૂળમા પ્રચ્છન્ન જડવાદ છે[૧]. ધર્મ તરફની લોકોના પા ભાગની અનાસ્થા, અર્ધા ભાગની બેદરકારી અને પોણા ભાગના આંખમિંચામણાના કારણો તો ઉઘાડા છે.

---

૧ જુઓ વસંત સ્મારક ગ્રંથ પૃ. ૭૪.

ધર્મ એ આરાધનનો અને સંયમનો માર્ગ છે એટલે એ અઘરો છે. વળી હાલમાં ઈતર કારણોથી પ્રદિપ્ત થયેલી અહંતા પણ ધર્મ પ્રત્યેનાં રિસામણાંનું કારણ છે. કેટલાક એમ સમજે છે કે ' માનવું એટલે પાળવું; અને પાળવું નહિ તો માનવું નહિ ' કારણ, નહિ તો અહંતા જોખમાય. વસ્તુતઃ ધર્મને માનવો એટલે એને અનુસરવાની ભાવના–હાર્દિક ભાવના રાખવી. ધર્મ પ્રમાણે અસ્ખલિત જીવન ગાળવું એટલે તો સિદ્ધ થવું. ધર્માચરણ એ તો ક્ષણ સ્ખલન્ત માનવનું અભિલષિત છે–લક્ષ્ય છે. જો સત્યને, દયાને, કે શૌચને આપણે પૂરેપૂરાં પાળી ન શકીએ તો શું એને વંદવાનો પણ આપણને અધિકાર નથી?

## આપણે અને ધર્મભાવના:—

આપણી સંસ્કૃતિના સૌભાગ્યે ધર્મશ્રદ્ધા ગૃહદેવીની પેઠે આપણા જીવનમાં એવી નિકટવર્તિની થઈ ગઈ છે કે એને ન માનતા છતાં આપણે એને માનીએ છીએ; એના તરફ કટાક્ષો કરતા છતાં એને ચાહીએ છીએ; અને એનાથી સ્વતંત્ર થવાની હિમાયત કરવા છતા એના પાશમાં બંધાયલા રહેવાનું પસંદ કરીએ છીએ. એ મહિલા આપણને વારનારીની પેઠે લલચાવતી નથી. પગથીયાની પેઠે ફરતા ડુંગરના જેવી એનામા મોહકતા નથી; પણ જીવનની નિયંત્રણામા એના વડે જ માનવના સૌભાગ્ય છે. એ એની પત્નીના જેવી જ, તથાપિ એ પ્રિયતમા પણ હોવી જોઇએ. તો જ એના મનના અશેષ મનોરથો સફળ થાય. પણ પ્રેમ માગ્યો તાગ્યો આવતો નથી એમા તો પૂર્વનાથે પ્રીત જોઇએ છીએ એટલે એ વિષે આપણે વધારે નહીં બોલીએ.

## ધર્મનું જીવનમાં સ્થાનઃ—

ધર્મને અભરાઈએ ચટાવવાના એક નવી તરકીબ હાલમા ચાલુ થઈ છે. આપણા નવા તાર્કિકો ધર્મને વ્યાવહારિક જીવનથી જૂદો પાડે છે. ધર્મ એ મનુષ્યના અંગત, પડદા પાછળનો પરમેશ્વર જોડેનો, કોઇ દહાડો કામકાજ પડે ત્યારનો વિષય હોય નહિ એમ તેઓ ગણતા જણાય છે વસ્તુતઃ ધર્મ એ સાંસારિક જીવનના અર્થે જ છે. સાંસારિક જીવનયાત્રાનો પવિત્ર માર્ગ દુનિયા એજ એનો વાસ્તવિક પ્રદેશ છે. ધર્મથી જ મનુષ્યના માનસનો રંગ પલટાય છે. ધર્મ એજ માનવના જીવનદર્શનને અને સમગ્રદર્શનને અભિમંત્રિત કરે છે. ધર્મભાવના જીવનવ્યાપારમા સર્વત્ર અસર કરે છે એ આપણને અનુભવગમ્ય છે તથાપિ એક દૃષ્ટાંત આપની સમક્ષ રજુ કરવાનું મને મન થાય છે. સામાન્ય અનુભવની વાત છે. હાલમા ઉંદર આપણા દેશમા બહુ થયા છે અને આપણને ઘણુખરૂ બહુ હેરાન કરે છે. આપણા કેટલાક બન્ધુઓ ગોળી મફી કે ઝેરી દવાઓથી એને મારવાની પેરવી કરશે બીજા કેટલાક નવા ઘાટની ચીપીઆ જેવી કોળવાઇઓ મૂકશે કે ઉંદર બીચારો એમા પકડાય ત્યારથી એના પાસળા એવા પીસાવા માંડે કે કહેવાની વાત નહિ. અને આપણે આપણા જૂના ઘાટના પાંજરા મૂકીશુ કે જેથી એ એમા આવે લાલચે; પણ એવો ભરાઈ જાય કે ચક્કર લેતો લેતો ઘડીભર એમ વિચાર કરે કે આણે પણ ઠીક આનરી લીધા. પછી પાંજરામા બે ચાર ઉંદર જે આવ્યા હોય તેને આઘા આથ-

મણા આપણે મૂકી આવીનું. આમ ધર્મદૃષ્ટિનો ફેર પડે છે. કોઈ વિદ્વાનો તર્કને ઉદરની ઉપમા આપે છે અને ધર્મને બંધનનું રૂપ આપવું એ તો ચાનુ પ્રણાનિકા જ છે પણ એ રૂપક ઘટાવવાનું કામ મારૂ નથી

**અહિંસાત્મક ઉપાયો –**

આપ કહેશો કે એ તો ઠીક, પણ લોહી ચૂસી ખાનારા માંકણો વધે તેના નિકાલનો દયાવાળો–અહિંસાત્મક ઉપાય કયા છે ? શું કાઠિઆવાડના કોઈ જૈન બંધુ કરે છે એમ ઢોલિયાને ફળીઆમા મૂકી તેના ઉપર કોઈ ગરીબને પૈસા આપી સુવાડવો ? અને તેથી યે માંકણ કઈ જવાના હતા ? આ પ્રશ્નની ગભીરતા હું સ્વીકારૂ છુ. પણ એ જુદા શાસ્ત્રનો પ્રદેશ છે, જેનો હુ ફરંદો નથી, તથાપિ હું તો એમજ કહુ કે –

વિપથમા ના તમે વળશો,
સુમાર્ગેથી ન રે ચળશો,
અધીરા વીર ના બનશો,
વિજયડંકો તમારો છે.

પછી ભલે માંકણ મોટા હોય કે નાના, હુ તો ધર્મમાજ આપણા વિજયનો માર્ગ જોઉ છુ

**ધર્મનુ સામર્થ્ય —**

ધર્મમા એની સ્વાભાવિક મહત્તા વિરાજે છે, એની શાંતિ અને મીઠાશનો આપણને સૌને કઇક ને કઇક એવો અનુભવ થયો છે કે એની વધારે ભલામણ કરવાની ભાગ્યેજ જરૂર પડે મનુષ્યને એનો મત્ર સ્વાદજ ચાખવાનો છે એનો સ્વાદ ચાખનાર એને વળગી પડે છે અને એમા તન્લીન થઇ જાય છે ધર્મ તો પરમ અવલબન છે. એમા પ્રકાશના પગથા છે, સ્નેહના સદેશ છે, અને ક્રિયાના સાફલ્ય છે પ્રજાઓ પણ ધર્મથી જેટલી સમર્થ અને સિદ્ધિમંત થઈ છે એટલી બીજા કશાથી થઇ નથી અને એ સામર્થ્યનો પરિહાર કરવાનો એક જ ઉપાય છે કે ધર્મના માર્ગનો સ્નેહ–પરિચય થવા દેવો નહીં એ કાર્ય આપણા કોઇ કોઈ બંધુઓ કોઈ કોઈ વાર કરે છે તથાપિ તેમના તરફ દ્વેષ કર્યા વિના ધર્મના મહામાર્ગને આપણો કરી લેવો એમા આપણા રાષ્ટ્રીય ઉદ્ધારનો મહામત્ર છે. પણ ધર્મનો બોધ કરવો કે તેની સ્તુતિ માત્ર કરવી એ આપણો વિષય નથી ધર્મની ભૂમિકા સદ્ભૂતિમય, સમન્વ અને સયુક્તિક છે એમ કહેવાનો જ આશય છે

**મર્યાદાનાં વિધાન:—**

આપણે જરા ઉડા ઉતરીને જોઇશુ તો જણાશે કે ધર્મની મુખ્ય પ્રવૃત્તિ મનુષ્યના વિકારોને મર્યાદિત કરવા તરફ છે ધર્મમા નિયત્રણા છે વિધિનિષેધ છે સ્વચ્છન્દતાના ત્યા ગીત ગવાતા નથી સ્વાભાવિક વસ્તુ સ્થિતિ એ છે કે મનુષ્ય સ્વભાવત પ્રવૃત્તિ

તરફ હોય છે અને તેમનાઓ તેને તેની પ્રવૃત્તિમાં ગડમથલ કરાવે છે. આ ગડમથલ એના પોતાના જીવનની, સ્વાસ્થ્યની અને સુખની વિધ તક છે. એટલે એની ગડમથ જે રીતે ઓછી થાય એના અમોઘ માર્ગો દર્શાવનારી ધર્મશાસ્ત્રોની પ્રવૃત્તિ હોય છે. આજે આપણા કેટલાક બંધુઓને બંધનો ગમતા નથી, તેઓ કહે છે કે 'આ બંધનો શા?' 'સ્વાયમાં સ્વાતંત્ર્ય ના માટે નહિ?' પણ તેઓ ભુલી જાય છે કે એવું સ્વાતંત્ર્ય તો પશુઓમાં મળે છે. સ્વચ્છંદ વર્તનમાંથી અંકુરિત કરી આત્મમાર્ગ તરફ લઈ જઈ માનવને અનેક પાર્થિવ પરાભવોથી મુક્ત કરવો એ ધર્મનું લક્ષ્ય છે. અને એમ કહેવું કશા ક્ષોભ થતો નથી કે ધર્મ એ જેને આપણે સ્વાતંત્ર્ય કહીને ખુશી થઈએ છીએ એનો નિયામક છે. ધર્મ વડે એ માનવના વિનાશને મર્યાદિત કરે છે, તપના વિધાન વડે એ વિનાશને મર્યાદિત કરે છે, પરોપકારના આરોગ વડે લોભ તથા પ્રભાવને મર્યાદિત કરે છે, સત્યના વિધાન વડે વાણીને મર્યાદિત કરે છે, દયા વડે હિંસાને મર્યાદિત કરે છે અને અનેક નાના નાના વિધાનો વડે ક્રિયાઓને મર્યાદિત કરે છે. તથાપિ આ મર્યાદાઓની સાધનામાં જ મનુષ્યનું યોગક્ષેમ અને ઉન્નતિ રહેલા છે. ઐન્દ્રિય સુખોથી પર એવી કોઈ આનંદમયી વાણીને અર્થે મનુષ્યનું હૃદય તલસે છે, અને ધર્મ એને એ તરફ લઈ જાય છે.

**ધર્મનું ઉપાસ્ય કેન્દ્ર —**

જ્ઞાનમય પ્રભુથી પ્રેરિત થઈ રહેલ બ્રહ્માંડમાં વિશ્વાસ, એ દુનિયાના સર્વ મુખ્ય ધર્મો અથવા પંથોની ભૂમિકાનું એક સાધારણ તત્ત્વ આપણે કહી ગયા, અને લગભગ તેમાંથી જ ફલિત થતા એ બીજા તત્ત્વ ઉપર આપણે દૃષ્ટિ કરીએ. બધા ધર્મોની માન્યતા અનુસાર જગત અને જગતના વિનાશો ક્ષણપરિણામી અને ક્ષણભંગુર છે. જગદીશ્વર એ જ અખંડ અવિનાશી અને શાશ્વત તત્ત્વ છે માટે જગતથી નહિ પણ જગન્નિયંતાથી ભાગવાનું અને જગતની આહુતિ જનાર્દનને આપવાનું તેઓ વિધાન કરે છે. આપણી આસપાસ જાણે બે પ્રકારના બળો છે એમ કહીએ તો ચાલે કે ત્યાગી ( Centrifugal ) અને કેન્દ્રવર્તી ( Centripetal ) આત્મા અથવા પરમાત્મા એ વ્યષ્ટિ અથવા સમષ્ટિનું કેન્દ્ર કહી શકાય. ધર્મ એ કેન્દ્રવર્તી બળ છે. એ માર્ગને જે અનુસરે છે તેને જગતની પરવશતા સ્વાભાવિક રીતે જ અનુકૂળ થઈ જાય છે માટે જ ધર્માનુગામી પ્રજાઓ ચિરંજીવી થાય છે. ધર્મનો નાદ તે આનંદ છે અને તેથી જ એના વડે અંતર્યામી પ્રસન્ન થાય છે.

**સંયમનો માર્ગ —**

મન લાગે છે કે ધર્મ પ્રેરીત વ્યવસ્થિત સંયમનો માર્ગ વધારે મહાને જ નહી પણ વધારે સુખનો માર્ગ છે. કોણ કહેશે કે બ્રહ્મચર્યના માનવના વિનાશને મર્યાદિત કરવા છતાં એને વધારે ઉન્નત, સુનિષ્ટ અને આનંદમય બનાવતી નથી? કોણ કહેશે કે દાન અને દયામાં પ્રવર્તતા ત્યાગથી આપણા અંતઃકરણની સવિશેષ સંતુષ્ટિ થતી નથી? કોણ કહેશે કે સંયમ અને તપથી ઓજસ અને ઉત્સાહની અભિવૃદ્ધિ થતી નથી? કોણ કહેશે કે વંશપરંપરાના દાય ભાગની વ્યવસ્થાથી માનવ કુળની સંસ્કૃતિની સ્નેહ ભાવના ઉત્તેજીત થતી નથી? મને લાગે છે કે ત્રીજું પગલું મુકવાને સારૂ ત્રિવિક્રમ વામન ભગવાન પાસે માથું ધરનાર બલિરાજ એના ગુરૂ શુક્રાચાર્ય કરતા વધારે ચતુર હશે.

**પ્રકૃતિનાં પુરાતન દ્વંદ્વઃ—**

પણ જ્યારે આપણે સંયમને કે ધર્મને ભાવીએ ત્યારે એટલું સ્મરણમા રાખવા જેવુ છે કે સયમ તરફની અભિમુખતા પ્રશંસનીય છે. પણ સ્વચ્છન્દ તરફની અભિમુખતાની આપણે નિંદા ન કરીએ પ્રશંસનીયનો પ્રેમ ઘણીવાર અયોગ્ય રીતે અપ્રશસ્યની નિંદામા પરિણમે છે. પણ એમ કરવાની જરૂર નથી. એક રીતે જોતા તો સ્વચ્છન્દ પ્રવૃત્તિ એ પણ સંયમ પ્રવૃત્તિ કરતા વધારે સામાન્ય હોય છે, કારણ કે એ પણ સ્વાભાવિક છે. દ્વંદ્વો એ જ સંસાર છે અને દ્વદ્વોના પરસ્પર સંવાદ વા વિસંવાદ, સબંધ વા સંઘર્ષથી જીવનની લીલા રચાય છે આવા દ્વદ્વો એ પરમાત્માની માયાનો જ વિલાસ છે. **एकोऽहं बहु स्याम् ।** એ સૃષ્ટાની જ આદિ ભાવના છે અને નિર્વિકલ્પ સ્થિતિમાથી સવિકલ્પ થવાની સાથે જ દ્વંદ્વોનો જન્મ છે. આપણને એકલા ગમતું નથી કારણ કે આપણે એ પ્રભુની પ્રતિચ્છાયાઓ છીએ. **एकाकी न रमते ।** એ એકલો રમણ કરતો નથી અને રમવાને માટે લીલાસૃષ્ટિ રચે છે. એ લીલાની કલ્પના વડે જ આપણે સમગ્ર વિરોધોનો પુરસ્કાર કરી શકીએ છીએ વિરોધો એ બીજી દૃષ્ટિએ તો પૂર્તિઓ છે. દુઃખ એ સુખની પૂર્તિ છે, પ્રવૃત્તિ એ નિવૃત્તિની પૂર્તિ છે, હર્ષ એ શોકની પૂર્તિ છે. સ્ત્રી એ પુરુષની પૂર્તિ છે, અવિદ્યા એ વિદ્યાની પૂર્તિ છે. અધકાર એ પ્રકાશની પૂર્તિ છે. અને પરલોક એ આ લોકની પૂર્તિ છે પરસ્પરને આશ્રયે જ એ દ્વંદ્વો પ્રકાશે છે ગુણની વિકૃતિની સાથે જ એ દ્વદ્વો ઉત્પન્ન થાય છે આ દ્વદ્વોની લીલાના લ્હાવા લઇ તેનાથી પર થઈ કૈવલ્ય સાધવાની ધર્મ માર્ગની યોજના છે. એ દ્વદ્વો તરફ પ્રકૃતિનો સ્વભાવ જીવને લઇ જાય છે. પણ તે દ્વદ્વોથી વિનિર્મુક્ત થઈ શાશ્વતી શાન્તિ સાધવાનો મહાનુભાવોનો પ્રયત્ન હોય છે તેઓ તેનાથી પરાભવ પામતા નથી તેમ તેનો પરાજય કરવા પણ બહુ ઉત્સુક હોતા નથી, પણ પ્રભુની લીલાના નાના ખેલ રૂપે એને જુએ છે.

**ક્રમિક નિયમનઃ—**

આ ચર્ચા આપણને એક બીજા મહત્વના મુદ્દા ઉપર લઈ જાય છે દ્વદ્વોથી પર થવાની સ્થિતિ તો કોઇ વિરલ મહાત્માઓને જ પ્રાપ્ત થાય છે પણ એ તો ધર્મનું અતિમ અને ઉચ્ચતમ ધ્યેય છે એ ધ્યેય જેમ સર્વને પ્રાપ્ય નથી તેમ એના જ તરફ ધર્મશાસ્ત્રોનો કે ધર્મગુરુઓનો ઉતાવળો આગ્રહ પણ નથી નિવૃત્તિમાર્ગ અને પ્રવૃત્તિમાર્ગ બને ધર્મના મહાયાનમા સુપૂજીત છે નિશ્ચયે, પ્રભુ તરફ આત્માને લઇ જવા પ્રયત્ન કરવો એ સર્વ ધર્મોનો મહાસદેશ છે પણ શાસ્ત્રો સ્વીકારે છે કે ધર્મ એ તો પરમ સ્થાનના મહાયાનની નિસરણી છે. એમા બહુ મોટો કૂદકો મરાતો નથી જે જે પગથિયુ વ્યક્તિના અધિકારને સારૂ પાસેનું અને ઉચેનુ હોય તે ઉપર ચઢીને ઉન્નત બનવાને તેણે યત્ન કરવાનો છે. એકાએક ત્યાગ સાધવા જતા, સ્વાભાવિક સંસ્કારોથી કે આકર્ષણોથી ખેચાઇને તે ઉલટો વધારે વમળમા સપડાઈ ન જાય તેટલા સારૂ ધર્મસોપાનમા અનેક પગથિયા છે કામના એ માનવની આધ્યાત્મિક સખી છે. કેમકે માનવ એ પ્રભુનો અંશ છે, અને મહાપ્રભુની લીલા કરવાની ઇચ્છામાથી જ જગતનો આવિર્ભાવ છે. એ સખીનો પરિત્યાગ સહેલો

નથી પણ પરિત્યાગ વિના મુક્તિ નથી. કહે છે કે યુરોપમાં લોકો આલ્પ્સ પર્વતનાં વિલાસ-સ્થાનોના આનંદો જુએ છે ત્યારે મુક્તિની ઈચ્છા જ કરતા નથી. પણ એટલે ઉંચે કે આધે ગયા વિનાએ મુક્તિની ઈચ્છા વધારે વ્યાપક છે એમ આપણે કહી શકીએ અને એ ઇચ્છાને પણ સફળ કરવાનું બળ ધર્મમા છે એજ મોટી મુદ્દાની વાત છે. ભગવાન વેદવ્યાસ કહે છે કેઃ—

**धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ।**

ધર્મથી અર્થ અને કામ પ્રાપ્ત થાય છે. પણ એ માર્ગ ન જાણવાથી અથવા એના ઉપર શ્રદ્ધા ન હોવાથી મનુષ્યો આડાં અવળાં અથડાય છે. સુખાદિકની કામના કંઈ નિષિદ્ધ નથી પણ કર્તવ્ય એ છે કે સફલ મનોરથ થવાને એ કામના ધર્મથી નિયંત્રિત થવી જોઇએ. અને એટલાજ સારૂ ભગવાન શ્રી મુખે કહે છે કેઃ-

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्ये व्यवस्थितौ ।**

ઈશ્વરશાસનાનો ત્યાગ કરીને જે કામનાથી વર્તે છે તેને સુખ પ્રાપ્ત થતું નથી, તો પરાગતિની તો વાતજ શી ?

### ધર્મ અને વિજ્ઞાન:-

ધર્મની ઘોષણાની સામે એક મુખ્ય પ્રશ્ન એ લાવવામાં આવે છે કે " પણ અત્યારનું વિજ્ઞાન જે કહે છે તેનું શું ? " ધર્મ અને વિજ્ઞાનના વિરોધ અને સમન્વય સંબંધે ઘણું લખાયું છે અને અનેક ચર્ચાઓ થાય છે. પણ તે ચર્ચાના વમળમાં હું આપને લઇ જવા ઇચ્છતો નથી. એવા કોઈ સમન્વયની જરૂર જ નથી. વસ્તુસ્થિતિ એ છે કે વિજ્ઞાનની શોધોને તેના તરફ એક જાતનો મોહ જામી ગયો છે. અને તે જે કહે તે સવાવીસ એમ કેટલાકને થઇ ગયું છે. વાસ્તવિક રીતે મેં આગળ સુચિત કર્યું છે તેમ વર્તમાન પદાર્થો અને તેના પરસ્પર સંબંધો એજ વિજ્ઞાન ।વિષય છે. પુરાણા ભૂતકાળમાં કઇ પરિસ્થિતિ હતી એ જ્ઞાન તેને ન હોવાથી તે કંઇ તે સંબંધે કહે તો તેને માત્ર સંભવાસંભવની તેની કલ્પના જ માનવી જોઇએ. જેમકે નર અને વાનર, આટલી વાતમાં મળતા છે એમ એ કહી શકે; પણ લાખ્ખો વર્ષો ઉપર વાનરમાંથી નર થયો એમ કહેવામાં આવે તો એ વિજ્ઞાનનું વાક્ય નથી પણ વૈજ્ઞાનિકની કલ્પના છે એમજ આપણે કહેવું જોઇએ. એ તો એટલુંજ કહી શકે કે વાનરમાંથી માણસ થયું હોય એમ અમને આટલાં કારણોથી સંભવિત લાગે છે. આવી જાતની વિજ્ઞાનની અલફાઉ માન્યતાઓ, કલ્પનાઓ કે અટકળોની જોડે આપણે હાંસાતુસી કરવાની જરૂર નથી કેમકે કાલે સવારે એ માન્યતા પાછી બદલાવાની. ન બદલાય તો 'સાયન્સ' ઠંડુ પડી ગયેલું કહેવાય. સર્વ પ્રકારના તર્કો નવી નવી બુદ્ધિથી, નવી નવી માહિતીથી અને નવી નવી દૃષ્ટિથી ફરતા રહે છે; માટે તેમાં અંતિમ શ્રદ્ધા રાખી દેવી એને આપણે અયોગ્ય ગણીએ છીએ, એટલે આપણે વિજ્ઞાનને એટલું જ કહેવાનું છે કેઃ તમે તમારૂં કાર્ય કરો; મનુષ્ય જીવનની તમે જે સેવા કરી શકો તે અમને સ્વીકાર્ય છે. માનવજીવનની જે હાનિ તમે કરશો તે પણ

છે. ભારતના ધર્મગ્રંથોને વિજ્ઞાને ઘણું બળ આપ્યું છે એમ કહેવા કરતાં વિજ્ઞાનને અનેક કીંમતી સૂચનો ધર્મગ્રંથોએ આપ્યાં છે એમ કહેવું મને તો વધારે ઠીક લાગે છે. મનુષ્ય જાતિની ઉત્પત્તિને ૭ હજાર વર્ષ નહિ પણ લાખ્ખો વર્ષો થયાં છે. આકાશમાં ઉડનારાં વિમાનો પણ હોઈ શકે, શબ્દ એ સર્વવ્યાપી અને સ્થાયી છે, મનની ભાવનાથી પાર્થિવ જગતમાં ફેરફારો થાય છે, વૃક્ષોમાં અને જડપદાર્થોમા પણ ચૈતન્ય છે ઇત્યાદિ વાતો નવા વિજ્ઞાને વધારે સ્પષ્ટ કરી છે.

## ઇતિહાસનું દર્શન

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ધર્મ એ માનવની સાથે જ ઉતરી આવેલું એક સનાતન તત્વ જણાય છે. સર્વ ધર્મો, સંપ્રદાયો અને પંથો એજ તત્વના દર્શન ઉપર નિર્ભર થએલા છે એમ કહી શકાય. ધર્મ એ માનવ જીવનનો અકસ્માત નથી પણ એનું પરમ અદૃશ્ય આંતર તત્વ છે. એના વડે જ માનવ બુદ્ધિનાં વિવેકદ્વાર વિકસિત થાય છે. એના વડે જ આત્માની અનેરી મિઠાશ અને મનોહર સુવાસ પ્રસરે છે, એના વડે માનવ પ્રેમપાત્ર અને પૂજ્યસ્થાન બને છે. અને એના વડે જ પ્રજાઓ ઉન્નતિ, કલ્યાણ અને સુખ વાદના માર્ગમાં વહે છે. એ ધર્મનો કદાપિ નાશ થતો નથી કારણ જીવનધારક ચૈતન્યનો જ એ અંશ છે. જ્યારે એ ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે પ્રભુની વિભૂતિઓ આવીને ધર્મને નવું જીવન અને નવી પ્રભા અર્પે છે. જગતમા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણના થોડા વત્તા મિશ્રણને અનુસાર ધર્માધર્મ પ્રવર્તે છે. સર્વ પદાર્થો ગતિમાન અને પરિણામી છે. પણ એ ગતિ ઉંચી હોય, નીચી હોય કે સપાટી ઉપરની હોય. ધર્મનો માર્ગ એ આરોહનો માર્ગ છે. અવરોહો પણ પ્રભુની લીલાના જગતના જ માર્ગો છે. એ બધી બાજી એ બાજીગર જુએ છે. અને બાજી વધારે પડતી મારામારીથી બહુ વહેલી-નિદ્રાના સમય પહેલા પૂરી ન થઇ જાય એને સારૂ કોઈ વાર પોતે પણ આવી જઇને દાવ નાખી જાય છે.

## સામર્થ્યની સૌદામિનીઃ—

આપણી નવી પાશ્ચાત્ય શિક્ષાએ ગુલામી મનોદશા આણવાનું કહેવાય છે એ બીજાં પ્રકરણોમા તો ગમે તેટલું વાસ્તવિક હોય પણ ધર્મની માન્યતાના વિષયમા તો એ ટોપી બહુ બંધ બેસતી આવે છે. આપણે આપણા શાસ્ત્રોના વિધાન, વિવેચન અને વિજ્ઞાનમા પશ્ચિમનાં પ્રમાણપત્ર માગીએ છીએ પણ આપણે ધ્યાનમા રાખવાનું છે કે યુરોપ પણ અત્યારે એવા ઇન્દ્રિય વિજ્ઞાનવાદના પંજામા છે કે જે બાહ્યઇન્દ્રિયોની ગુલામીમા બુદ્ધિને ગણે છે, એ એક એવા વમળમા છે કે એના પોતાના મનનું જ ઠેકાણું નથી, એ એક એવા વ્યામોહમા છે કે ઉન્નત ભાવનાઓ એનામા જામી શકતી જ નથી; એ એવા અહંકારના ઉન્માદમા છે કે માનવકલ્યાણનો પથ્યમાર્ગ એના ધ્યાનમા આવતો નથી. આવી અંતઃકરણની દશાને વિષે હું એટલું કહેવાની તો હિંમત ધરૂં કે આપણે એનાથી ગભરાઈ જવાનું અને ઘડીએ ઘડીએ એને જ પૂછવા જવાનું કારણ નથી અલબત ત્યા એક વસ્તુ છે, કે જેણે આપણને આંજી દીધા છે. અને તે ભૌતિક સામર્થ્ય છે. આ ભૌતિક સામર્થ્ય એટલી બધી મહાન વસ્તુ છે કે તે જેનામા ન હોય તે કૃપણ અથવા પામર બની જાય તો તેમાં

આશ્ચર્ય નથી. એ ભૌતિક સામર્થ્યને સારૂ સુરો અને અસુરો બન્ને યત્ન કરે છે પણ મારૂં આપને નમ્ર નિવેદન એ છે કે ભૌતિક સામર્થ્યની સૌદામિની શક્તિ પણ ધર્મ માર્ગમા જેવી વિગજે છે એવી બીજી દશામા વિગજતી નથી.

**ધર્મની સર્વ સાધારણ ભૂમિકાઃ—**

આપણે આપણી સમીક્ષામા જોયુ છે કે ધર્મની એક સર્વ સાધારણ ભૂમિકા છે. ઈશ્વર અથવા ઈશ્વર વિભૂતિ એ એનુ કેન્દ્ર છે સર્વજ્ઞ પ્રેરિત શાસ્ત્રો એ એનો આધાર છે. સદાચાર, ઈશ્વરભક્તિ અને તત્ત્વદર્શનના આદર્શોથી એનુ વાતાવરણ ઓતપ્રોત થયેલુ હોય છે અને સત્ય, દયા, તપ અને પવિત્રતાના વિવિધ માર્ગો નાના અને મોટા, સરલ અને કઠિન, મૃદુ કે ઉગ્ર, છાયા કે તાપવાળા તેમા ચારે તરફ વિસ્તરે છે. તે માર્ગો ભિન્ન હોય છે પણ વિરોધી નથી. એ કેવળ જુદા દેખાતા માર્ગો એક કેન્દ્રમા મળે છે એ વાત એ ભૂમિકાના અનુભવીઓને અજાણી નથી વળી ધર્મની વિશિષ્ટ મહત્તા તો જીવનના સવાદના વિધાયક તરીકે છે એ શક્તિને તોડનારાઓ પોતે શુ કરે છે, તે જાણતા નથી. ધર્મના ત્યાગ પછી પાશવતા છે અને કામ વાસનાઓના અનિયન્ત્રિત વ્યવસાયવાળી પાશવતા તો પશુઓમાયે નથી. આપણને ધર્મનુ આ કે તે અગ ફાવતું ન આવે માટે જો આપણે ધર્મ ઉપર જ પ્રહાર કરીએ તો જે ડાળ ઉપર આપણે બેઠા છીએ અના ઉપર જ ઘા કરીએ છીએ એમ જ કહેવુ પડે કારણ કે આપણા સ્નેહના, સદ્ગુણના અને સૌજન્યના વર્તમાન આદર્શો ધર્મ ઉપર નહિ તો શેના ઉપર રહેલા છે?

**સસારનો મહામાર્ગઃ—**

ધર્મ એ તો સંસારયાત્રાનો જ એક મહામાર્ગ છે એની સડકોના પાટા લોઢાના લાગે છે, સખત લાગે છે, એના ઉપર ચાલનારી ટ્રેન બીજે માર્ગે જઇ શકતી નથી પણ તેથી તેની ઉપયોગીતાને કોણ વિસારી શકે? એના સ્ટેશનોએ મીઠા પાણી, ચેવડા, મિઠાઇઓ અને હવે તો ચાહ પણ ટાકમટોળ મળે છે એ ટ્રેનવડે પોતાને સ્થાને જવાય છે. એને સહેજમા ઉથલાવી શકાતી નથી પણ એના પાટાને તોડનાર હવે જાગ્યા જે ખરા એ પાટાને તોડવાને વિલાયતી હથીઆરો સારા આવે છે. એ પાટા તૂટતા ઉપર જનારી ટ્રેન અટકાઈ પડે છે એટલુ જ નહીં પણ તેના એન્જનનુ સર્વ જોસ તેને ઉલટું વખતે હેરાન કરી નાખે છે, ટ્રેન પથરામા ઘસી જાય છે, તેમા બેસનારાના માથા અથડાય છે અને કેટલાકના તો જીવે જોખમાઈ જાય છે પણ એવા જોમ વિના, એવા લોઢાના પાટા વિના, એવા સગવડતાના સ્ટેશનો વિના એને એવા નિયમન કરનારા સંચાલકો વિના નરીયાદથી આપણે હરિદ્વાર ભાગ્યે જ જઈ શકીએ ધર્મ માર્ગમા આ બધુ છે. ધર્મ એ હવાઇ બધારણ નથી પણ હજારો વર્ષોથી માનવજીવનમા ઓતપ્રોત થએલુ મહાસત્ય છે

**એની પુણ્યયાત્રાઃ—**

આ ભારતના હિમાલય સમા ધર્મના હરિદ્વારની યાત્રા આપણે નહિ કરીએ તો કોણ કરશે? એ હિમાલયની હારની નિપુણી પહેલી હારમા ધર્મનિષ્ઠાની કુન્જે છે,

બીજીમાં ભક્તિનાં મીઠાં ઝરણાં છે અને ત્રીજી દાઢમાં વિદ્યાના શ્વેત હિમના આલયો છે એની યાત્રા કઠિન તો છે, પણ તે પુણ્યમયી, ઉન્નતમયી અને આનંદમયી છે. એમાં ચઢાવો ચઢવાના છે, પણ એની ઉચ્ચ ભૂમિકા અને શિખરોના દિવ્ય આનંદોમાં આપના પરિશ્રમનો બદલો વળી જશે એના ધારના માર્ગોથી આપને ત્રિવિષ્ટપમાં જવું હશે તો પણ જવાશે ત્યાંની અપ્સરાઓનો તમને નસવરો હોય તો તમારા માનસ સરોવરની અપ્સરાઓને તમે સાથે લઈ જશો વૈદિકોની પેઠે આપણા વિદ્વાનો પણ સમગ્ર પ્રાંતને અર્થે નરનારીના હૃદની સંગતિનું સ્વર્ગના આશિર્વાદમાં મ નિવાન કરે છે એ ધવલ ગિરિના શૃંગોએ પહોંચવું એ તો આપણામાંના ઘણા ખરાનો આદર્શ જ રહેશે કેમકે કૈલાસ આદિ શિખરો ઉપર સદા નિરાગના દિન વસે છે તથાપિ એ હિમગિરિની કુંજ નિકુંજો અને ઉપવનોનો મહિમા પણ ઓછો નથી ત્યાં અઢારે ભાર વનસ્પતિ ખીલે છે. ત્યાંનાં કુસુમો તો આપણી પૃથ્વીના કુસુમો કરતાંયે મહા વિશાળ સુવાસિત અને સુંદર છે શંકા હોય તો ત્યાં જઈ આવેલા સાગરોને પૂછજો હવે તો પશ્ચિમના પ્રાણી પણ એ હિમાલયે ચઢવા લાગ્યા છે શું આપણે જ એ દિવ્યગિરિને વિસારીશું ? ત્યાં તો પ્રકૃતિ દેવી જગદંબાના ધામ છે ત્યાં શિવના નિત્યના નિવાસ સ્થાન છે અને એ શિવના ખોળામાં ગણોના ઈશ સિદ્ધિ અને બુદ્ધિ રૂપી આત્મશક્તિઓ સમેત, વિરમે છે

આપણો સ્નેહ પ્રદેશ—

એ પુરાતન, સનાતન હિમાલય તમારા દેશમાં વિરાજે છે અથવા તેની શીતળ છાયામાં તમારો દેશ વિસ્તરે છે એ હિમગિરિના ઉચ્ચ પ્રદેશોમાં તમારા મુનિવરો વસે છે એ ગિરિના દિવ્ય સ્રોતોમાંથી વહેતી ગંગા, યમુના, સિંધુ બ્રહ્મપુત્રા આદિ અનેક નદીઓ આ ભૂમિને પાવન કરે છે એ જ લોકપાવની મહા નદીઓના સરસ્વતી, સાબ્રમતિ, મહી, નર્મદા અને તપતી જેવા પુત્ર રૂપોથી અતિ રમ્ય થયેલા પ્રદેશમાં આપના સ્થાન છે એ સ્થાનના માહાત્મ્ય અને એ સરિતાના સ્નાનના મહિમા મારે આપને કહેવાના હોય નહિ એ તો આપના પિતરોની અનેક સ્તુતિઓથી ઉભરાતો અને આપના તર્પણોને યાચતો આપનો સ્નેહપ્રદેશ છે એ ભૂમિમાં આપની યાત્રાઓ અને એ ભૂમિમાં અભ્યુદયને તથા નિઃશ્રેયસને સાધતા આપ વિચરો એ જ આપના શિષ્યોની સ્નેહભીની ભાવના અને એમના અંતરના અભિલાષ છે

જયેન્દ્રરાય ભ. દૂરકાળ.

# બ્રહ્મસૂત્રો અને ભાષ્યકારો

જગતના વાઙમયનો ઇતિહાસ તપાસવામા આવે તો જરૂર માલમ પડશે કે જુનામા જુનું હાલ પ્રાપ્ય થતું સાહિત્ય વેદોનું છે, અને તેમા જ સર્વવિદ્યા બીજ રૂપે રહેલી છે. અનેક પ્રકારના વિચારો જેવા કે નૈતિક, સામાજીક, અને આધ્યાત્મિક સ્થળે સ્થળે તેમા આવી રહેલા છે. ભારતનું અહોભાગ્ય છે કે તે બધી વિદ્યાઓ જેમા પ્રતિષ્ઠિત થયેલી છે, તેવી બ્રહ્મવિદ્યા તેમની જનની છે. આ ભૂમિના આર્ય બ્રહ્મર્ષિઓએ આ જગત્‌ના કૂટ પ્રશ્નોને ઉકેલવા પ્રયત્ન કર્યો અને પ્રતિપાદન કર્યું કે આ અખિલ વિશ્વનું મૂળ એક જ તત્ત્વ છે. અને તે તત્ત્વને તેમણે જુદા જુદા નામથી ઉદ્દેશ્યું. આ એકતત્ત્વવાદ જ તેમણે ગ્રહણ કરેલો છે. વિશ્વના રહસ્યને સમજાવનારા તેમના વિચારો ઉપનિષદો નામથી મશહૂર થએલા છે. આ સ્વતંત્ર અને મૂળ વિચારકોના પછી જે જે વિચારકો આ પુણ્યભૂમિ વિષે થયા તેમણે તેમાના કોઇ કોઇ વિચારો એકદમ ગ્રહણ કરેલા છે. તેથી સર્વ વિચારકો તેમના ઋણી છે. ઉપર કહ્યુ તે પ્રમાણે ઉપનિષદો એક જ ઋષિના શ્રોતવ્યો કે કૃતિઓ નથી. તે ઉપરાત એક જ કાળમા તે રચાયા હોય એમ જણાતું નથી. તે કાર્ય કદાચ સૈકાઓ સુધી પણ ચાલ્યુ હોય અને તે ગ્રથો જુદીજુદી વૈદિક શાખાઓના છે, તેથી એમ જણાય છે કે તે સમયમા પણ વિચારોમા ઘણા મતભેદ હતા અને તેમનો અધિષ્ઠાતા કોઇ ઋષિ જ હતો. હાલ જે જુનામા જુના ઉપનિષદો કહેવાય છે તેમના સમય પછી બે મહાન વ્યક્તિઓ બહાર આવી, કે જેમણે મનુષ્યોની નીતિ ઉપર પુષ્કળ ભાર મૂક્યો. તેમના નામ મહાવીર અને ગૌતમ. તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા તેમના નામ અમર છે. એકે દેહકષ્ટમા આત્માની મુક્તિ માણી; બીજાએ એ અંતિમની મધ્યનો માર્ગ

જગતને ઉપદેશ્યો અને બન્નેએ "અહિંસા પરમો ધર્મ"ની જ્યોતિ પ્રકટાવી અને કેનારી આજ કાળમાં ઈશ્વરની સત્તા સ્વીકારનારા ધર્મોનો વિકાસ થયો હતો. વૈષ્ણવ અને શૈવ ધર્મો તેમાં મુખ્ય હતા. આ સ્વતંત્ર વિચારોના યુગ પછીથી તે વિચારોના સમન્વયનો યુગ આવ્યો. મહર્ષિ કપિલે ઉપનિષદ્‌ના વિચારોનો પહેલવહેલો સમન્વય યુક્તિ અને બુદ્ધિથી કર્યો હતો. પણ કમનસીબની વાત છે કે તેનો એક પણ ગ્રંથ હજુ સુધી પ્રાપ્ત નથી. તેમનું વિચાર દર્શન સાંખ્યના નામથી મશહૂર છે અને જેમને તેનો અભ્યાસ કરવાનો પ્રસંગ મળ્યો છે, તેમણે તેની મુક્તકંઠે પ્રશંસા કરી છે. આ દર્શનનું બાર મળતું જૂનામાં જૂનું પુસ્તક "સાંખ્ય કારિકા" છે. તેનો કર્તા ઈશ્વરકૃષ્ણ છે અને તેનો સમય ક્રિસ્તસનની પહેલી સદી છે એવો વિદ્વાનોનો મત છે.

ઉપનિષદ્‌ના વિચારોનો સમન્વય કેટલાક વૈદિક વિચારકોએ પણ કર્યો છે, પણ મારી જાણ પ્રમાણે તેમના ગ્રંથો હાલ ઉપલબ્ધ નથી. આ સમન્વયકારોનાં કેટલાંક નામ જણાયાં છે, તેનું કારણ એટલું જ છે કે બીજા ગ્રંથકારોએ પોતાના ગ્રંથોમાં તેમના નામનો ઉપયોગ કર્યો છે. બ્રહ્મસૂત્ર, ઉત્તરમીમાંસા, વ્યાસસૂત્ર, તત્ત્વસૂત્ર, ઉપનિષદ્‌વિચારશાસ્ત્ર કે ચતુઃસૂત્રી વગેરે નામથી ખ્યાત થયેલો બાદરાયણનો ગ્રંથ છે કે જેમાં આવા સાત વિચારકોના નામથી ભિન્ન મતો વૈદિક વિષય ઉપર બતાવેલા છે. તેમનાં નામ નીચે પ્રમાણે નીચેના સૂત્રોમાં જોવામાં આવે છે.

આત્રેય (૩ ૪ ૪૪), કાર્ષ્ણાજિનિ (૩ ૧ ૯), કાશકૃત્સ્ન (૧ ૪ ૨૨) આશ્મરથ્ય (૧ ૨ ૨૯, ૧ ૪ ૨૦), ઔડુલોમિ (૧ ૪ ૨૧, ૩ ૪ ૪૫, ૪ ૪ ૬) બાદરિ (૧ ૨ ૩૦, ૧ ૧૧, ૪ ૩ ૭, ૪ ૪ ૧૦) અને જૈમિનિ (૧ ૨ ૨૮, ૧ ૨ ૩૧, ૧ ૩ ૩૧, ૧ ૪ ૧૮, ૩ ૨ ૪૦, ૩ ૪ ૨ ૩, ૪ ૧૮, ૩ ૪ ૪૦, ૪ ૩ ૧૨, ૪ ૪ ૫) આ ઉપરાંત બાદરાયણનું નામ પણ (૧ ૩ ૨૬, ૧ ૩ ૩૩, ૨ ૪૧, ૩ ૪ ૧, ૩ ૪ ૮, ૩ ૪ ૧૯, ૪ ૩ ૧૫, ૪ ૪ ૭ અને ૪ ૪ ૧૨) સૂત્રોમાં છે. ઔડુલોમિ અને કાશકૃત્સ્ન સિવાયના નામો પૂર્વમીમાંસા શાસ્ત્રમાં પણ જોવામાં આવે છે. બાદરાયણનું નામ ૧ ૧ ૫, ૫ ૨ ૧૯, ૧૧ ૧ ૬૪ આ ત્રણ સૂત્રોમાં જોવામાં આવે છે. આ પરથી એટલું તો સિદ્ધ છે કે બાદરાયણ પહેલાં પણ વૈદિક ગ્રંથોના સમન્વયકારો હતા.

ઉપલી નોંધ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે એ ના બાદરાયણ જ વૈદિક ગ્રંથોના સમન્વયકાર ન હતા. હાલના બ્રહ્મસૂત્રો પહેલાં પણ ઉપનિષદોનો સમન્વય કરવાની જરૂર પડેલી હોવી જોઈએ અને તે સમન્વય વૈદિક વિચારકોએ કરેલું હોવું જોઈએ. આ વિચારકોમાં પણ માંહોમાંહે મતભેદ હતા કે જેની નોંધ તેમના ગ્રંથોમાં લીધેલી છે. હવે પ્રશ્ન એવો ઉપસ્થિત થાય છે કે ઉપરના આઠ વિચારક કોઈપણ બ્રહ્મવિચારનો ગ્રંથ લખ્યો હશે કે કેમ? જો તેમ કરેલું હોય તો એક બ્રહ્મસૂત્ર ને બદલે બાદરાયણના સમયમાં ઘણાં 'બ્રહ્મસૂત્રો' હોવાં જોઈએ અને તે દરેકે પોતપોતાની શાખાને અનુસરીને તે ગ્રંથ લખેલો હોવો જોઈએ. જો આમ હોય તો છાન્દોગ્યોપનિષદ્‌ના વિચારોનો સમન્વય કરનારું મૂળમાં આ બ્રહ્મસૂત્ર હોવું જોઈએ કારણ કે તેમાંથી વધારે ઔપનિષદિક અવતરણો છાંદોગ્યનાં છે.

કહેત. તેઓ શ્રી "વિકાર" શબ્દ યોજે છે તેથી તેઓ શ્રી પરિણામવાદી હોવા જોઇએ. સૂત્રકાર પણ પરિણામવાદી છે અને વિવર્તવાદી નથી. કારણકે તેઓ શ્રી પણ **आत्मकृतेः परिणामात्** ૧. ૪. ૨૬ સૂત્ર યોજે છે. આગળ કહેવામા આવ્યુ છે તે પ્રમાણે બાદરાયણ ચૂસ્ત વૈદિક હોઇ શાબ્દપ્રમાણવાદી છે, અને તેથી "બ્રહ્મનો કૃત્સ્નવિકાર થવાનો પ્રસંગ ઉભો થાય અથવા નિરવયવત્વ શ્રુતિનો બાધ આવે" ૨. ૧. ૨૬ (સમસ્ત બ્રહ્મનુ પરિણામ થાય તો સ્વરૂપ હાનિ થાય અને બ્રહ્માંશનું પરિણામ થાય એમ કહો તો અવયવ વિનાનું બ્રહ્મ છે એ શ્રુતિનો બાધ થાય.) એના જવાબમા પણ "શ્રુતિથી, શબ્દના મૂલને લીધે ૨. ૧. ૨૭" અને "અને આત્મામા ખરેખર એ પ્રમાણે વિચિત્ર સૃષ્ટિ જણાય છે- બાદરાયણ કહે છે. શ્રી શંકર આ ખરો કટોકટીનો પ્રસંગ કામમા લે છે અને કહે છે કે

**"न ह्य विद्या कल्पितेन रूपभेदेन सावयवं वस्तु संपद्यते । नहि तिमिरोपहतनयनेनानेक इव चंद्रमा दृश्यमानोऽनेक एव भवति"**

અને આ પ્રમાણે બુદ્ધિવાદનો આશ્રય લઇ પોતાનો વિવર્તવાદ સૂત્રકારના નામે ધકેલે છે. વિશેષ માટે જુઓઃ- સૂત્રો ૧. ૨. ૨૦; ૨. ૧. ૩૧; ૩૨. ૩૭. ૨; ૨. ૨. ૧૦ વગેરે.

આ ઉપરાંત શ્રી શંકર તત્ત્વજ્ઞાનને લગતા સૂત્રોને લગતા ભાષ્યોમા પોતાનો સિદ્ધાંત ઉમેરતા હોય એમ જણાય છે. સૂત્રકાર કોઇપણ સૂત્રમા બે પ્રકારના બ્રહ્મની વાત કરતા હોય એમ જણાતું નથી, જ્યારે શંકરાચાર્ય સ્થળે સ્થળે પોતાના સવિશેષ બ્રહ્મ, અને નિર્વિશેષ બ્રહ્મ કે સગુણ અને નિર્ગુણ બ્રહ્મને ચર્ચામા લાવે છે. આનંદમયાધિકરણમા "આનંદમય" કેવા અર્થમા છે તેની ચર્ચા જ બસ થવી જોઇએ; પણ તેના ઉપોદ્ઘાતમા જ **"द्विरूपं हि ब्रह्माव गम्यते, नामरूप विकार भेदोपाधि विशिष्टं, तद्विपरितं च सर्वोपाधि वर्जितं ।" 'विद्याविद्याविषय भेदेन ब्रह्मणो द्विरूपतां दर्शयन्ति वेदान्तवाक्यानि । तत्राविद्यावस्थायां ब्रह्मण उपास्योपासकादिलक्षण. सर्वा व्यवहार"। "एकमपि ब्रह्मापेक्षितोपाधि संबंधं निरस्तोपाधिसंबंधं चोपास्यत्वेन ज्ञेयत्वेन च वेदान्ते पुपदीश्यत इती प्रदर्शयीतुं परोग्रंथ आरभ्यते।"** આચાર્ય શ્રી સ્વનિશ્ચિત સિદ્ધાંત ધકેલે છે. વિશેષમા બાદરાયણ બ્રહ્મને જાણવા ઇચ્છનારને બ્રહ્મનું જ્ઞાન થાય માટે મીમાંસા કરે છે. આ પ્રમાણે પ્રથમ સૂત્રમા તે વાત જાહેર કરે છે તેઓ શ્રી શંકરાચાર્યના નિર્ગુણ કે સગુણ બ્રહ્મની વાત સુદ્ધાં કરતા નથી, છતા પણ શંકરાચાર્ય ૨. ૧. ૧૪ મા સૂત્રના ભાષ્યમા કહે છે કે 'જન્માદિ જેના જેમાથી" (સૂત્ર ૧ ૧. ૨) બ્રહ્મની વ્યાખ્યા સાંખ્યાદિ દર્શનકારોની વિરુદ્ધમા સૂત્રકારે મૂકી છે, તે અવસ્થાની છે. એટલે કે સગુણ બ્રહ્મની છે. જો આમ હોય તો અંતિમ સૂત્ર "શબ્દથી આગમન નહિ, શબ્દથી આગમન નહિ" પ્રમાણે તે અવિદ્યા કલ્પિત બ્રહ્મની પાસેથી પાછા આવવાનું થતું નથી એવો અર્થ થાય. અને આ અર્થ સૂત્રકારને સંમત હોઈ શકે કે નહિ તે તો વાચનારને જોવાનુ છે. તાત્પર્યમા એટલુંજ

કહેવાનું કે શંકરાચાર્ય પોતાના બે બ્રહ્મની વાત, જ્ઞાનની બે દૃષ્ટિઓ-પારમાર્થિક અને વ્યાવહારિક, માયાવાદ કે વિવર્તવાદ ઘુસાડી સૂત્રકારનાં સૂત્રોના અર્થને અનુવાદની દૃષ્ટિથી કલુષિત જ કરે છે. તેમના વિશાળ જ્ઞાનની અને તેમના તાત્ત્વિક વિચારોના ગુણાવગુણની સમાલોચના કરવાનો આ પ્રસંગ નથી. તેઓ શ્રી સૂત્રકારને અનુસરવાને બદલે **"वेदान्तार्थ संप्रदायविद्भिराचार्यैः"** વેદાંતના અર્થના સંપ્રદાયને જાણનાર આચાર્ય ગૌડપાદને અનુસરે છે

અમે અહીં વિષયાંતર કરીએ છીએ તો તે માટે શ્રોતાઓ દરગુજર કરશે. આમ કરવાની અમને જરૂર એટલા માટે પડી કે પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવે શ્રી ભાષ્યના ભાષાંતરની પ્રસ્તાવનામાં શ્રી શંકરનો સમર્થ બચાવ કર્યો છે." "સૂત્રકારનો સિદ્ધાંત કોણ બરાબર બનાવે છે ?" એ બાબત પર લખતાં તેઓશ્રી વાચકના સૂચનાર્થે પાંચ વસ્તુઓ આગળ ધરે છે. તેમાંથી થોડા ઉપર હું તમારૂ ધ્યાન ખેંચું છું (૧) તેમાં તેઓશ્રી કહે છે કે 'મૃત્તિકા એજ સત્ય છે.' એમ કાર્યનું મિથ્યાત્વ પ્રતિપાદન કરવામાં બાધ આવતો નથી, તેમ બ્રહ્મને જગતની પ્રકૃતિ કહેવાથી વિવર્તવાદનો નિષેધ થતો નથી. "હું પૂછું છું કેઃ-કાર્ય (માટીનાંવાસણો) નું મિથ્યાત્વ થવાથી સત્યકારણ (માટી)થી તેનું (કાર્યનું) જ્ઞાન થશે ? શું ઉદ્દાલકે સ્પષ્ટ શબ્દોમાં તેનું-કાર્યનું-મિથ્યાપણું કહ્યું છે ? **इति** શબ્દ તેની પહેલાંના આખા વાક્યને લાગુ પડે છે કે ફક્ત **मृत्तिकाने** ? જો ઉદ્દાલક મૃત્તિકાને સત્ય કહે તો શું એકના જ્ઞાનથી બધાના જ્ઞાનની તેમની પ્રતિજ્ઞા પૂરી થાય ? તેમને એકલી માટી જ સત્ય કહેવી હોત તો **मृत्तिकैव सत्या** કહેવાથી તે વાત વધારે સ્પષ્ટ ના થાત ?

વિશેષમાં હું પૂછું છું કે શાંકર નિર્વિશેષ બ્રહ્મ જગતની પ્રકૃતિ બને છે કે સવિશેષ બ્રહ્મ ?

(૨) પ્રો. ધ્રુવ (૩) મા ખુલ્લી રીતે કબુલ કરે છે કે " એ વ્યવસ્થાને અંગે સૂત્રકાર કરતાં કેટલાક વેદાંતીઓને આગળ વધવાની જરૂર લાગી " આથી એટલું તો સિદ્ધ થાય છે કે શ્રી શંકર સૂત્રકારને ચૂસ્ત રીતે વળગી રહેતા નથી. વિશેષમાં તેઓ જણાવે છે કે " વસ્તુતઃ બ્રાહ્મણ અને બૌદ્ધ પ્રવૃત્તિ એક એક બીજાથી વિશ્લિષ્ટ હતી જ નહિ એમ કહીએ તો પણ ચાલે-" અહીં પણ તેમણે આડકતરી રીતે કબુલ્યું છે કે બ્રાહ્મણો અને બૌદ્ધોએ અરસપરસ લેવડદેવડ કરેલી છે એટલે કે શંકરાચાર્ય ઉપર પણ બૌદ્ધોની કેટલીક અસર થએલી છે અને શંકરાચાર્યે તે યુગના લક્ષણ પ્રમાણે બુદ્ધિવાદનો આશરો લઈ શ્રુતિ અને શ્રુતિને અનુસરતી સ્મૃતિને જ સૂત્રકારની માફક વફાદારી બતાવી નથી.

શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. એ પોતાના તત્ત્વજ્ઞાનના ઈતિહાસમાં "સૂત્રકારના પોતાના સિદ્ધાંતો" પૃ. ૧૭૩ માં તારવી કાઢયા છે. આ તટસ્થ લેખકમાં

પણ અજાણતા શાંકર સિદ્ધાંતની છાયા આવી ગઇ હોય એમ જણાય છે તેઓશ્રી લખે છે કે (૨) 'જગત બ્રહ્મકાર્ય' છે-જગત બ્રહ્મનું કાર્ય છે, પરન્તુ તે કારણ દ્રવ્યની અંદર ભાસે છે બ્રહ્મની બહાર તેનું અસ્તિત્વ નથી" અમને લાગે છે કે "ભાસે" શબ્દ અયોગ્ય છે અને તે શબ્દ કાઢી નાખવામાં આવે તો જ સૂત્રકારનો સિદ્ધાંત તે છે એમ કહી શકાય (૫) મા લખે છે કે "પરંતુ કાંતો અંશાંશી સંબંધ છે અથવા પ્રતિબિંબ અને બિંબ જેવો સંબંધ છે" આ લખાણ સૂત્રકારના અર્થને મુક્લો કરતું હોય એમ જણાતું નથી, કારણ કે સૂત્રકાર ૨ ૩ ૪૨ મા સૂત્રમા "અંશ" શબ્દ વાપરે છે અને તેથી અમને લાગે છે કે જીવાત્મા અને પરબ્રહ્મનો અંશાંશી સંબંધ છે, અને પ્રતિબિંબ અને બિંબ જેવો સંબંધ એકદેશીનો હોવો જોઈએ સૂત્રકાર 'અને આભાસ જ" સૂત્ર વાપરે છે પણ તેનો અર્થ "પ્રતિબિંબ" સૂત્રકારના મતે થતો હોય એમ જણાતું નથી શબ્દોના અનેક અર્થ હોય છે અને તેથી આગળ પાછળનો સંબંધ જોઇ સૂત્રકારના વચનને નિહાળી અર્થ કરવાનો છે. 'આભાસ' નો અર્થ 'પ્રકાશ' પણ થાય છે, અને તે પ્રકાશ મૂળ અંશીમાથી આવેલો છે એમ કહેવાનું તાત્પર્ય સૂત્રકારનું જણાય છે જીવની ગતિની બાબતમા તેમની ભાષા જોઇએ તેવી સ્પષ્ટ નથી અને તેથી અમે ફરીથી લખીએ છીએ જીવની મુખ્ય બે ગતિઓ છે મોક્ષની અને પુનરાગમનની મોક્ષ બે પ્રકારનો છે સદ્ય અને ક્રમિક હૃદયમા રહેલા પરમાત્માના પ્રકાશથી જે જીવ સુષુમ્ણા દ્વારા જાય છે તે દેવયાનથી ક્રમિક મુક્તિ મેળવે છે પુનરાગમનની જીવની ત્રણ સ્થિતિઓમાની કોઈપણ એક થાય છે તે ત્રણ સ્થિતિઓ પિતૃયાન, નારકી, અને ક્ષુદ્રજંતુના જન્મની છે

શ્રી શંકરના મતના વચનને તપાસ્યા પછીથી હવે શ્રી રામાનુજ તરફ વળવું જોઈએ શ્રી રામાનુજ શાંકરવેદાંત અને તેમના માયાવાદના કટ્ટા વિરોધી હોય એમ જણાય છે સૂત્રોના સ્પષ્ટ અર્થો કરી તેમને જ સમજાવવા તરફ તેમનું વલણ હોય એમ શ્રી ભાષ્ય પરથી જણાતું નથી તેઓશ્રીનું આગમન ભક્તિમતની કેટલીક ખીલવણી થઈ ત્યારપછીનું છે તેમની પહેલા અલવારો અને આચાર્યો થઈ ગયેલા હતા અને તેમાના કેટલા યમુનાચાર્યનો વિચાર માયાવાદના સિદ્ધાંતનું ખંડન અને શાંકર ભાષ્યની સરસાઇમા ટકી શકે એવું ભાષ્ય બનાવવાનો હતો, કારણકે શાંકરભાષ્યે બુદ્ધિશાળી વર્ગ ઉપર સારો કાબુ મેળવ્યો હતો એમ કહેવાય છે કે રામાનુજે પોતાના ગુરૂની છેલ્લી ત્રણ ઇચ્છાઓમાથી એકને પૂર્ણ કરવાનું માથે લીધું અને બોધાયનવૃત્તિની મદદથી શ્રી ભાષ્ય રચ્યું અને તે રીતે પોતાના ગુરૂની ઇચ્છા પૂર્ણ કરી. આથી એમ સ્પષ્ટ જણાય છે તેમણે પોતાના વિશિષ્ટાદ્વૈત દર્શનના વાદમા સૂત્રોને સમજાવવા પ્રયત્ન કર્યો પણ તે સૂત્રોનો અનુવાદ કર્યો નથી આમ કરવામા તેઓ બોધાયન વૃત્તિનો જ અનુસર્યા છે પોતાના શ્રી ભાષ્યની પ્રસ્તાવનામા તેઓ શ્રી કહે છે કે 'तन्मतानुसारेण सूत्राक्षराणि व्याख्यास्यन्ते"

તત્વજ્ઞાનની બાબતમાં તેમના ઉપર સાંખ્યમતની જબરી અસર થએલી જણાય છે જો શાંકર વેદાંતને પ્રચ્છન્નબૌદ્ધમત કહી તેની અવગણના કરવામાં આવે તો રામાનુજ વેદાંત પ્રચ્છન્ન સાંખ્યમત છે એમ કહી તેની અવગણના થવી જોઇએ અમને તો તત્વદર્શનની દૃષ્ટિથી બંને સરખા માન્ય છે, શ્રી રામાનુજ ભિન્ન ભિન્ન દર્શનોના ભિન્ન ભિન્ન મતોનું સમાધાન ઔપનિષદિક સિદ્ધાંતની સાથે કરવા તૈયાર છે અને તેથી જ તેઓશ્રી લખે છે કે **एवमेकं सांख्ययोगं वेदारण्यकमेव च। परस्पराङ्गान्येतानि पञ्चरात्रं तु कथ्यते ॥**—આ પ્રમાણે સાંખ્ય, યોગ, વેદ, આરણ્યક એ પરસ્પર અંગો છે, અને એ સર્વ મળીને એક પંચરાત્ર કહેવાય છે. વેદાંતની બધી શાખાવાળાઓએ પાછલાં દર્શનોની કેટલીક પ્રક્રિયાઓ સાથે સમન્વય કરેલો છે, પણ અંતિમ તત્વની જે તકરાર તેમાં ઉપનિષદોથી વર્ણવાયલું અને અનેક નામોથી કહેવાયલું બ્રહ્મ જ અંતિમ છે અને તે જ બાદરાયણને ગ્રાહ્ય છે અને બીજા બધાય અગ્રાહ્ય છે શ્રી રામાનુજ પોતાના દર્શનને પોષવા જ પાંચરાત્રમતની પ્રશંસામાં ઉતરી પડે છે અને તેના બચાવમાં ન્યાયયુક્ત વચન નહિ કહેતાં તેનું બુદ્ધિપૂર્વક ખંડન નહિ કરવું જોઇએ એમ કહે છે અને પુષ્ટિમાં કહે છે કે— **"सांख्ययोग पञ्चरात्रं वेदा पाशुपतं तथा आत्मप्रमाणान्येतानि न हन्तव्यानि हेतुभिः॥"** જેવી રીતે શાંકરદર્શન સાંખ્ય અને બૌદ્ધોના વિચારોથી વિકાસ પામેલું ઔપનિષદિક તત્વજ્ઞાન છે, તેવી રીતે રામાનુજ દર્શન પણ સાંખ્ય અને પંચરાત્રના વિચારોથી પુષ્ટ થયેલું તેજ તત્વજ્ઞાન છે ઈશ્વર વિજ્ઞાનમાં રામાનુજ પંચરાત્ર ઉપર જ આધાર રાખે છે અને તેથી જ હવે સ્પષ્ટ થશે કે શા માટે પંચરાત્રનો બીજા અધ્યાયના બીજા પાદના છેલ્લા અધિકરણમાં આટલો બધો બચાવ કરે છે

હવે આપણે શ્રી વલ્લભનું વલણ જોઇએ તેઓ પોતે પરમ ભાગવત છે અને ભાગવત સંજ્ઞાની વ્યાખ્યા તેઓ નીચે પ્રમાણે આપે છે " **कृष्ण वाक्यानुसारेण शास्त्रार्थं ये वदन्ति हि। ते हि भागवताः प्रोक्ता शुद्धास्ते ब्रह्म वादिनः"** **( त॰ नि॰ १॰ २१ )** જે કૃષ્ણના વાક્યોને અનુસરીને શાસ્ત્રાર્થને ( વેદોના અર્થને ) બોલે છે, તે ( વિદ્વાન લોકો ) ખરેખર ભાગવતો કહેવાયા છે, ( વેદના કહેવા મુજબ ॥ કર્મના જ્ઞાનથી ) શુદ્ધ ( કર્મ કરનારા ) છે અને તેઓ જ ( વેદના કહેવા મુજબના બ્રહ્મના સ્વીકારથી ) બ્રહ્મવાદીઓ છે આ શબ્દો જણાવે છે કે તેઓશ્રી શ્રીકૃષ્ણના શબ્દોથી નક્કી દોરાયેલા છે તેમનું જીવન અને તેઓ માને છે તેમ બીજા વિદ્વાનો સન્માર્ગ ( વૈદિક માર્ગ ) નું રક્ષણ કરનાર છે ( જુઓ પત્રાવલંબન કારિકા ૪૦ **ते हि सन्मार्ग रक्षकाः** ) જો કે તેઓશ્રી પુષ્ટિમાર્ગના મતના પૂર્ણ હિમાયતી છે, છતાં પણ તેઓની મૂળના વૈદિક ધર્મ અને તત્ત્વજ્ઞાનનું રક્ષણ કરવા તૈયાર છે તેઓશ્રી માને છે કે પૂર્વમીમાંસકો અને ઉત્તરમીમાંસકોએ અનુક્રમે પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાની જોઇએ તે કરતાં વધારે કિંમત આંકી છે અને તેથી કરીને સમન્વયેની અવગણના તેમણે કેટલેક અંશે કરી છે તેઓશ્રી વૈદિકમર્યાદામાર્ગના રક્ષણની તરફેણમાં છે કે જેના ત્રણ વિભાગ છે (૧) પૂર્વ

મીમાંસા દ્વારા સમજાવેલો અને સમન્વય પામેલો " બ્રાહ્મણો ' નો યજ્ઞમાર્ગ, (૨) હાલ નાબુદ થયેલો જણાતો ' ઉપાસના મીમાંસા ' નો ઉપાસનામાર્ગ, અને (૩) બ્રહ્મસૂત્રોમાં સમન્વય પામેલો અને સમજાવેલો ઉપનિષદોનો જ્ઞાનમાર્ગ તેમને પૂરેપૂરી ખબર છે કે " માયાવાદ ' ઉપનિષદોમાં ઉપદેશાયલો નથી અને તેથી બ્રહ્મસૂત્રોનો પણ તે સિદ્ધાંત નથી વેદાન્તી તરફ તેમના મનનું આખું વલણ શ્રદ્ધાનું છે, અને બુદ્ધિવાદનું નથી આ વાતનું સમર્થન તેમની અણુભાષ્યની ૭ અને ૮ કારિકાઓ કરે છે તેઓ માને છે કે ' બુદ્ધિના દોષોથી ઉત્પન્ન થનાર સંદેહોનું નિવારણ કરનાર શાસ્ત્ર છે " (અ ભા કા ૬) અને તેમના માનવા પ્રમાણે વેદોનો અર્થ અલૌકિક છે અને તેનો નિર્ણય સ્વતંત્ર બુદ્ધિથી કરવો નહિ પણ તપથી, વેદની યુક્તિથી અને વધારમાં પરમાત્માના પ્રસાદથી થવો જોઇએ " **अलौकिको हि वेदार्थो न युक्त्या प्रतिपद्यते। तपसा वेदयुक्त्या तु प्रसादात्परमात्मनः ॥** ' વધારામાં તેઓ કહે છે કે બુદ્ધિદોષથી ઉદ્‌ભવનારા સંશયોને દૂર કરનાર શાસ્ત્ર વેદાંગોની મદદથી પણ અમુક ચોક્કસ નિર્ણય પર આવવાને અશક્તિમાન છે, કારણ કે વિરુદ્ધશાસ્ત્રોમાં સારો ભેદ છે અને તેથી બધો નિર્ણય સૂત્રોને અનુસરીને કરવો જોઇએ આથી એમ સિદ્ધ થાય છે કે શ્રીમદ્ વલ્લભાચાર્ય વૈદિક પદ્ધતિને જ અનુસરે છે, અને સૂત્રોમાં વિશ્વાસ ગુમે છે જે માણસો શાસ્ત્રના અર્થને પોતાની બુદ્ધિપ્રમાણે ' ... ને વેદને યોજે છે, તેઓ મહાસાહસિકો છે અને સારા માણસોથી ઉપેક્ષ્ય છે એમ તેમનું મતવ્ય છે '**स्वबुद्ध्या शास्त्रार्थं परिकल्प्य तत्र वेदं योजयन्तो महासाहसिकाः सद्भिरुपेक्ष्याः** વધારામાં તેઓશ્રી જણાવે છે કે વ્યતિરેક અને અધ્યારોપાપવાદથી વેદાંતને સમજાવવો અયોગ્ય છે (જુઓ અ ભા પા ૧૬નું સ મી) તેઓશ્રી માને છે કે સૂત્રકારની પ્રવૃત્તિ શ્રુતિના વ્યાખ્યાનને માટે નથી પણ, સંદેહ દૂર કરવાને માટે છે ' **नहि श्रुतिं व्याख्यातुं प्रवृत्तः सूत्रकारः किंतु संदेहं वारयितुम्** ' ( પા ૮ લી ૧)

હાલનું અણુભાષ્ય એકજ માણસની શ્રી વલ્લભની કૃતિ નથી વલ્લભાચાર્યજીએ તો બ્ર સૂ ૩ ૨ ૩૩ સુધીનું જ ભાષ્ય કરેલું છે તેમની ભાષા સરળ અને સૂત્રને જ અનુસરનારી છે તેઓશ્રી શ્રુતિ અને ભગવદ્‌ગીતામાંથી પ્રમાણો આપે છે તેઓ શ્રી રજમાત્ર પણ સૂત્રોથી દૂર જતા નથી અને અમારી માન્યતા પ્રમાણે બધા આચાર્યોમાંથી એકલા વલ્લભાચાર્યજ સૂત્રોને બરાબર અનુસરનારા છે તેમના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીએ તે સૂત્રો ઉપરનું બાકીનું ભાષ્ય પૂરૂં કરેલું છે, અને આનંદમયાધિકરણમાં પણ તેમણે પોતાની કલમ અજમાવેલી છે અને તે તેમની સમાસયુક્ત ભાષાથી એકદમ જણાઇ આવે છે તેઓશ્રી સ્થળે સ્થળે શ્રીમદ્ ભાગવતમાંથી અવતરણો લઈ તેના આધારથી સૂત્રના અર્થ કરે છે આ ભાગવતમત પાચરાત્રમતથી જુદો છે અને તેથી કેટલાક વિદ્વાનો તે બન્નેને એક ગણે છે તે તેમની ભૂલ છે આ ભાગવતમત યામુનાચાર્યે પ્રવર્તાવેલો છે

અને વ્યાસ શબ્દ સંજ્ઞાવાચક નામ નથી પણ અવટંક હોય એમ જણાય છે. વ્યાસપીઠ પર ૨૮ વ્યાસ થયાનું સંભળાય છે તેથી આ શાખા ઘણા જુના વખતની હોઇ શકે, પણ શ્રીમદ ભાગવત તે આ મતનું અંતિમ પુસ્તક હોવું જોઇએ આ ગ્રંથ વાચતા જણાય છે કે તેમા માયાવાદના સિદ્ધાંતોનો ઉલ્લેખ છે અને તેથી આ ગ્રંથ શ્રી શંકરાચાર્યજી પછીથી લખાયલો હોવો જોઇએ. શ્રી વિઠ્ઠલનાથજીએ વલ્લભાચાર્યના દેહત્યાગ પછીથી બાકીના સૂત્રો ઉપરનું ભાષ્ય કરેલું હોવુ જોઇએ. કારણ કે તેઓ શ્રી બ્ર. સૂ ૩. ૨. ૪૧ ૪. ૪. ૧૩ અને ૪. ૪. ૧૪ ઉપરના ભાષ્યમા તેમના ગ્રંથ વિદ્વન્મંડનનો ઉલ્લેખ કરે છે'— **विद्वन्मण्डेन श्री विट्ठलेन च** પૃ. ૨૦૬, **एतद्विद्वन्मण्डने प्रपञ्चितम्** પૃ. ૩૫૪, અને **इति श्रुति व्याख्यानेविद्वन्मण्डने पप्रञ्चितम्** પૃ ૩૫૬. વિઠ્ઠલનાથજીનો જન્મ સં ૧૫૭૨નો હોવાથી અને શ્રી વલ્લભનો ગૌલોકવાસ સં. ૧૫૮૭ નો હોવાથી વિઠ્ઠલનાથજીની ઉમર વલ્લભના દેહોત્સર્ગ વખતે ફક્ત ૧૫ વર્ષની હતી વિઠ્ઠલનાથજીએ વિદ્વન્મંડન જેવો વાદગ્રંથ પોતાની મોટી જ ઉમરે લખેલો હોવો જોઇએ. અને આ ગ્રંથનો સૂત્રોમા ઉલ્લેખ કરેલો હોવાથી સૂત્ર ભાષ્ય તેમણે "વિદ્વન્મંડન" ના પછીથી પૂરું કરેલું હોવું જોઇએ. આ ઉપરાંત વિઠ્ઠલનાથજીના બીજા ગ્રંથોનો પણ સૂત્રભાષ્યમા ઉલ્લેખ છે **"एतच्च यथा तथा भक्तिहंसेप्रपञ्चितम्" ब्र०सू०३. ३ ८७, तथा श्रीभागवतदशमस्कंध विवृत्तौ प्रपञ्चितमस्माभि** પૃ. ૨૪૫. આથી એમ જણાય છે કે ભક્તિહંસ અને ભાગવતદશમ સ્કંધ વિવૃતિ પછીથી જ ભાષ્ય પૂરું થએલુ હોવું જોઇએ અને તેથી વિઠ્ઠલનાથજીની ઉમર ઘણી પાકટ હોવી જોઇએ. શ્રી વલ્લભના સૂત્ર ભાષ્યમા પુષ્ટિ અને મર્યાદા જેવા શબ્દો આવતા નથી. જ્યારે વિઠ્ઠલનાથજી વારંવાર તેમનો ઉપયોગ કરે છે એટલું જ નહિ પણ પુષ્ટિ, પુષ્ટિ, પુષ્ટિમર્યાદા જેવા શબ્દોનો પણ ઉપયોગ કરે છે, કે જેનો ઉપયોગ વલ્લભાચાર્યના ગ્રંથોમા નથી આથી વિઠ્ઠલનાથજી સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાનને ઘણુ વિકસાવે છે એમ જણાય છે. ખરી રીતે તો પુષ્ટિમાર્ગને સાંપ્રદાયિક રૂપ આપનાર તેઓ શ્રી જ છે શ્રીમદ્ વલ્લભાચાર્યના બ્રહ્મવાદ માટે આ લેખકનો 'બ્રહ્મવાદ પ્રદીપ' જોવો કે જેથી તેમના પોતાના તત્ત્વજ્ઞાનની શુદ્ધ રૂપરેખા ઝાંખી થશે 'પુષ્ટિ" અને "મર્યાદા" શબ્દોનો ઉપયોગ અમારા જાણવા પ્રમાણે ઔપનિષદ સાહિત્યમા નથી જો કે પુષ્ટિમાર્ગને પોષે એવા ઘણા વાક્યો તેમા જોવામા આવે છે અને તેથી પુષ્ટિમાર્ગના આદ્યદ્રષ્ટા તો અમે વલ્લભાચાર્યજીને ગણીએ છીએ શ્રી વિઠ્ઠલનાથજીએ બ્રહ્મસૂત્રો ઉપર જે ભાષ્ય કર્યું તેમા ખુલ્લી રીતે શ્રીમદ વલ્લભાચાર્યજીની પ્રણવિદ્વાનો ત્યાગ કર્યો હોય એમ જણાય છે. કારણકે તેમા તેમણે સાંપ્રદાયિક જ્ઞાન ઘુમડવાનો પ્રયત્ન કર્યો છે, અને તેથી સૂત્રકારને તેઓ વફાદારીથી અનુસર્યા છે એમ કહી શકાય નહિ

ઉપરના બધા વિવેચન પછીથી અમને કહેવાને હરકત નથી કે બ્રહ્મસૂત્રોના અર્થો જાળવવામાં અને તેથી તેના ઉપરના ભાષ્યકર્તા તરીકે એકલા શ્રીમદ વલ્લભાર્યજી સૂત્રકારને વફાદાર છે. શ્રી શંકર, શ્રી રામાનુજ, શ્રી મધ્વ અને છેવટમા શ્રી વિઠ્ઠલ પણ સત્રકારને વફાદારીથી અનુસર્યા હોય એમ કહી શકાય નહિ

મણિલાલ સોમચંદ સરૈયા.